# અંતરાલોક



આ


મુદ્રાયોજના હેમવલ્લભ છાપખાનામાં કરી અને ગણેશ છાપખાના ( ૪૯૫ શનિવાર )માં ગ્રંથ છપાવ્યો.

# ગુજરાતી જ્ઞાનકોશ.



મુખ્ય સંપાદકઃ—ડૉ. શ્રીધર વ્યંકટેશ કેતકર, એમ. એ; પીએચ. ડી.

પ્રસ્તાવના લેખિકાઃ—

લેડી શ્રી. વિદ્યાબહેન રમણભાઈ નીળકંઠ બી. એ.

પ્રથમ વિભાગ



અ—અચુથિયા



૧૯૨૯

હેમવલ્લભ મુદ્રણાલય
૬૩૫ બુધવાર પેઠ,
પુના શહેર.

મુદ્રક અને પ્રકાશક
ડૉ. શ્રી. વ્યં કેતકર.
પુના શહેર.

### મુખ્ય સંપાદક

ડૉ. શ્રીધર વ્યંકટેશ કેતકર, એમ. એ; પીએચ. ડી.

### ફ્રેંચ જર્મન, ડચ ઈત્યાદિ ભાષામાંની માહિતી માટે સંપાદકીય મંડળનાં મદદનીશ

મિસેસ શીલાવતી કેતકર, એલએલ. એ.

મિસ એચ. કોહન, બી. એ. ( લંડન ) અધ્યાપિકા ડેક્કન કૉલેજ પુના.

### ભાષાંતરખાતાના મુખ્ય શાસક

પ્રો. અતિસુખશંકર ત્રિવેદી, એમ. એ. વડોદરા કૉલેજ.

### ભાષાંતરખાતાના વ્યવસ્થાપક

શ્રી. શંકર વિઠ્ઠલ ભાવે, બી. એ. વડોદરા.

### ભાષાંતર તપાસનીશ

શ્રી. જયોતીંદ્ર દવે, એમ. એ. (સાહિત્ય સંસદ તરફથી) મુંબઈ. (પૃ. ૧-૧૩૨)

શ્રી. ગોપાળ પાંડુરંગ ભાગવત, ( પૃ ૧૩૨-૪૫૦ )

### સર્વસામાન્ય સલાહકાર અને સાહિત્ય સમાચ રના તંત્રી.

પ્રો. નવલરામ જગન્નાથ ત્રિવેદી, એમ. એ. અમદાવાદ.

ગુજરાતી જ્ઞાનકોશના શાખાસંપાદકો

અર્થશાસ્ત્ર:-પ્રો. ખુશાલ ટી. શાહ. મુંબઈ, યુનિવ્હરસિટી. અને ડૉ. એન્. બી. મેહેતા, એમ. એ. પીએચ ડી. સાંતાક્રુઝ.

વૈદ્યકીય વિષયો:-ડૉ. પુરુષોત્તમદાસ ડી. પટેલ. એમ. ડી.

સ્થાપત્યશાસ્ત્ર:- શ્રી. કાલીદાસ જાદવજી ગાંધી, બી. એ. બી. ઈ. એમ. આય. એ. ઈંજીનીઅર.

ગણિતશાસ્ત્ર અને જ્યોતિષશાસ્ત્ર:- પ્રો. ભાનુશંકર ધનજીભાઈ ઔદિચ, એમ. એ. પ્રો. એજ્યુ. સર્વિસ

કૃષિશાસ્ત્ર:-પ્રો. બી. એસ. પટેલ બી. એજી. એન ડી.ડી. એજી. ( લંડન )

રસાયનશાસ્ત્ર:-ડૉ. કે. જી. નાયક, ડી. એસસી. વડોદરા.

જૈન વિભાગ:-મુનિશ્રી દર્શનવિજયજી તથા જૈન સાહિત્ય સંસદના અનેક સભ્યો.

### ઈંડો ઇરાની સાહિત્ય અને પારસી ધર્મ

ડા. એરચ તારાપોરવાલા, પીએચ ડી. કલકત્તા યુનિવરસિટી. મિ. બી. ટી. અંકલેસરીયા, સાંતાક્રુઝ. સમિતિ.

વૈષ્ણવ વિષયના સલાહકાર પ્રો. જેઠાલાલ ગોવર્ધનદાસ શાહ. એમ. એ.

પ્રાચીન ગુજરાત ઇતિહાસ વિષયક મુખ્ય અધિકારી:-મિ. ડી. બી. ડીકસલકર. એમ. એ. કયુરેટર મથુરા મ્યુઝિઅમ.

ઉપસંપાદક અને મુદ્રણશાખાનિયામક:-શ્રી. ગોપાળ પાંડુરંગ ભાગવત.

દુય્યમ મુદ્રણાધિકારી:-રા. રામકૃષ્ણ હરિ આપટ.

# પ્રસ્તાવના

ગુજરાતી જ્ઞાનકોશનો આ પહેલો ભાગ વાચકોના હાથમાં મુકતાં અમને અત્યાનંદ થાય છે. પ્રસ્તુત પ્રસંગે કેટલીક બાબતો અમારા વાચકવર્ગને નિવેદન કરવાની સંધિનો લાભ લઇએ છીએ.

પહેલાં એ કહેવું જોઇએ, કે પ્રસ્તુત ગ્રંથ મરાઠી જ્ઞાનકોશનું ભાષાંતર નથી મરાઠી જ્ઞાનકોશની આ સુધારીને વધારેલી આવૃત્તિ છે, એમ કહેવામાં જરાએ વાંધો નથી. મરાઠી જ્ઞાનકોશમાં પ્રસ્તાવના ખંડના જે વિભાગ છે, તે વિભાગ લગભગ ૩૦૦૦ પૃષ્ઠોના છે. ગુજરાતી જ્ઞાનકોશમાં પ્રસ્તાવના ખંડ નામનો વિભાગ જુદો રાખ્યો નથી. તેમાંનું ગ્રાહ્ય લખાણ જુદાં જુદાં મથાળાં નીચે યોગ્ય ઠેકાણે મુકયું છે. તેથી ગુજરાતી જ્ઞાનકોશમાં કેટલાક લેખ મોટા થયા છે. 'અથર્વ વેદ' એ લેખ આ જ રીતે મોટો થયો છે. પ્રસ્તાવના ખંડમાંનું ગ્રાહ્ય લખાણ લેખો નીચે છાપવા સિવાય બીજાં અનેક કારણોને લીધે આ ગ્રંથ મૂળ ગ્રંથથી જુદો પડે છે.

મરાઠી વાચકોની મનોભૂમિકા જુદી અને ગુજરાતી વાચકવર્ગની મનોભૂમિકા જુદી હોવાથી બંનેને એક જ ગ્રન્થ ન આપી શકાય. તેથી તેજ રીતે આ ગ્રંથ તૈયાર થાય છે. ગુજરાતનો ઇતિહાસ, વાઙ્મય, જાતિવર્ણન, પુરાણવસ્તુવર્ણન, ભૌગોલિક વર્ણન ઈત્યાદિ બાબતોમાં ઘણું નવું લખાણ ઉમેરાવું જોઇએ, એટલું જ નહિ, તોપણ સામાજિક અને ધાર્મિક લખાણ પણ જુદું આવવુ જોઇએ. પારસી, મુસલમાન અને જૈન એ ત્રણ સમાજોનું ગુજરાતી સમાજમાં જે મહત્વ છે, તે મરાઠી સમાજમાં નથી: તેથી આ ત્રણ સમાજવર્ગને જે લેખોની અપેક્ષા છે, તે લેખ મરાઠીમાં નથી. તે જ પ્રમાણે પુષ્ટિમાર્ગીય વૈષ્ણવોની જે સંખ્યા ગુજરાતી સમાજમાં છે, તેવી મહારાષ્ટ્રીય સમાજમાં નથી; તેથી ઘણા લેખ નવા તૈયાર થવાના છે. મોટા મોટા વલ્લભપંથીય અને જૈન ગ્રંથોવિષે અને આચાર્યો વિષે જુદા જુદા લેખ તત્પંથીય લેખકવર્ગ પાસે મંગાવવામાં આવે છે. ગુજરાતી સમાજની વિશિષ્ટતા ગુજરાતી જ્ઞાનકોશમાં આવ્યા સિવાય ગુજરાતી જ્ઞાનકોશની સાર્થકતા થશે નહિ. ગુજરાતનો ઇતિહાસ અને તેની સંસ્કૃતિ ગુજરાતી જ્ઞાનકોશમાં સમાવિષ્ટ કરવામાં આવે, તો તે સર્વજનોને જ્ઞાનકોશ દ્વારા સુલભ થાય, એ દૃષ્ટિ શરૂઆતથીજ રાખવામાં આવી છે. મહારાષ્ટ્રીયોના રાજ્યવિકાસને લીધે મતેની વસાહતો આખા હિન્દમાં જોવામાં આવે છે, ને ગુજરાતના વ્યાપારવિકારાને લીધે, તેમની વસાહતો લંડનથી જપાન ને જાવા લગી, એક અમેરીકા બાદ કરતાં આખી દુનિયામાં ફેલાયેલી દેખાય છે. તેથી ટ્રાન્સવાલ, કેપ કોલોની, નાતાળ, પૂર્વ આફ્રિકા, જંગબાર, રંગુન. સ્ટેટ સેટ્લમેંટ, જાવા, પૅરીસ આ જગતના બધા ભાગોમાં ગુજરાતી સમાજ છે. આ બધા સમાજોનું સ્થુલ વર્ણન આ ગ્રન્થમાં તે તે વિષય નીચે આવે, એવી યોજના કરેલી છે; અને તે હેતુની સિદ્ધિ માટે ત્યાંના સ્નેહી વર્ગને સંપાદકીય ખાતા તરફથી પત્રો મોકલવામાં આવ્યા છે. જ્ઞાનકોશનો માટે પ્રયત્ન તોતે રાષ્ટ્રના સામાજિક વિકાસનો અગત્યનો ભાગ છે. ગુજરાતી વ્યકિતની "રાષ્ટ્રીય" દૃષ્ટિ કેવી છે, એટલું જ માત્ર જોયું નથી, કારણ દૈશિક, સામાજિક અને સાંસ્કૃતિક પૂર્ણતા કેવી રીતે થઈ શકે, એ વિષેની તાત્વિક પ્રગલ્ભાતા ગુજરાતી બંધુઓમા હજી આવેલી નથી. ગુજરાતના રાજકીય વિચારના પ્રવકતા મહાત્મા ગાંધીજી છે, ને તેમના વિચાર કેવળ ગુજરાતને વિષેજ નથી, તે જાગતિક સ્વરૂપના છે. પોતાની સંસ્કૃતિને પૂર્ણતાએ પહોંચાડવી, એ વિચારનો પ્રચાર કરનારી વ્યક્તિઓ ગુજરાતમાં થોડી છે. ગુજરાતવિષયક અભિમાનને હું પ્રાંતિક અથવા સંકુચિત બિલકુલ માનતો નથી. પણ ગુજરાત પોતાની સ્થાનિક સંસ્કૃતિની સંઘટના ને પુનઃરચના કરે, તો જ તે હિન્દને ખરી મદદ કરી શકશે, એવો મારો અભિપ્રાય છે. જાગતિક દૃષ્ટિ અને ઉદારમતવાદના પ્રચારની વાતો કરવી, ને અંગ્રેજોએ, દેશની સંસ્કૃતિ મારી નાખવા માટે જે ખટ્પટ કરી, તે ખટપટનેજ પોતાના આલસ્ય અને અભિમાનશૂન્યતાથી સહાય કરવી અને દેશી સંસ્કૃતિના અભિમાની લોકોનો ઉપહાસ કરવો, આ પ્રવૃત્તિની જે વ્યકિતઓ મહારાષ્ટ્રમાં હતી, તેમની સામે મારે મહારાષ્ટ્રમાં લડવું પડેલું. મહારાષ્ટ્રમાંની રાષ્ટ્રીય પૂર્ણતાની દૃષ્ટિએ જે પ્રયત્નો કરવા જોઇએ, અને તેને માટે જે વિચારજાગૃતિ કરવી જોઇએ, તેને બળપૂર્વકની ચાલના આપવાનું પુષ્કળ શ્રેય, પચીશ વર્ષ પછીના મહારાષ્ટ્રીય મને આપશે, એમ હું માનું છું.

મહારાષ્ટ્ર પોતાની સંસ્કૃતિ સર્વક્ષેત્રવ્યાપક કરવાનો પ્રયત્ન કરે, એટલા માટે હું જે પ્રયત્ન કરૂં છું, તે જ પ્રયત્ન ગુર્જર બન્ધુઓ કરે, એ ઉદ્દેશથી હું આ ગ્રન્થરચનાનો આરંભ કરી રહ્યો છું. દેશના વિભાગ ભાષા પ્રમાણે પડે, દેશી ભાષામાં રાજકાર

ભાર ચાલે, અને દરેક ભાષાવિશિષ્ટ પ્રાંતમાં દેશી ભાષામાં શિક્ષણાધ્યાપન કરનારી વિદ્યાપીઠ સ્થાપન થાય, એ સુધારણાત્રયીનો પ્રચાર ઇ. સ. ૧૯૧૨ થી કોંગ્રેસમાં કરવાનો મેં યત્ન કર્યો હતો, એની સાક્ષ તે વખતના કોંગ્રેસવાળા પણ પૂરશે. ઈ. સ. ૧૯૧૫ માં કલકત્તા યુનિવર્સિટીની નોકરી છોડયા પછી જ્યારે દેશી સંસ્કૃતિ અને દેશી ભાષાના પુનરુજ્જીવનનું કાર્ય પોતે શરૂ કરવું એવી ભાવના મારા હૃદયમાં જગી, ત્યારે પ્રથમ પ્રવૃત્તિ મહારાષ્ટ્રને બદલે આંધ્ર દેશમાં શરૂ કરી. અને આ ત્રણ સુધારણાની પ્રાપ્તિ માટે એક સંઘ સ્થાપ્યો, જેની શાખાઓ લગભગ ૧૫ ગામમાં સ્થાપી જોસભેર પ્રવૃત્તિ કરી. આ ઉપરથી ગુર્જર બન્ધુઓને સ્પષ્ટ રીતે જણાશે કે પોતાની ભાષા માટેનુ અભિમાન પ્રાતપ્રાંતમાં જાગૃત થાય, એવી જ મારી ઈચ્છા છે. આ મારી ઈચ્છાને મૂર્ત સ્વરૂપ મળે એટલા માટે જ મેં આ ગ્રંથનું કામ હાથ ધર્યું છે. આ પ્રયત્ન કરતી વખતે ગુજરાતી સાક્ષરમંડળની કાર્યક્ષમતા વધારવાની સંધિ મેં લઈ લીધી, એવો આરોપ ભલે થતો હોય, પણ તેવો મારો બિલકુલ હેતુ નથી. ઉલટું તેમની આ કાર્યક્ષમતા નિશ્ચેષ્ટ ન રહેતાં એકદમ પ્રવૃત્તિમાન થાય, એવા ઉદ્દેશથી મેં તે પ્રયત્નને વિના વિલંબે હાથ ધર્યો. ગુજરાતમાંના સાક્ષરમંડળમાંના કેટલાકને એવો વિચાર થયો, કે મેં તેમને કશું પૂછયું નહિ અને એકદમ આરંભ શા માટે કર્યો? પણ તે વાત વાસ્તવિક નથી. જેટલા વિદ્વાન ગૃહસ્થોને અને લેખકોને હું જાણતો હતો, તેમને મેં અને મારા તે વખતના સાહાય્યક મિ. જહાંગીર કાબ્રાજીએ પત્રો લખ્યાં. ને તેમના તરફથી આવેલા અનુકૂળ પ્રતિકૂળ જવાબો મારે દફતરે છે. મારે કામ એમ જ પડયું રહેવા દેવું ન હતું. ઘણા લોકોનો સ્વભાવ એવો હોય છે, કે કામ ન કરતાં તે વિષેનો વિવાદ જ ખૂબ લંબાવવો. અને આવા માણસોનો સહવાસ થાય, તો કશું કામ થઈ શકતું નથી. જ્ઞાનકોશની આવશ્યકતા શી અને તે કેવી રીતે પૂરી કરવી ઇત્યાદિ શુષ્ક વાદમાં મારે આ કાર્યને ગોંધાઈ જવા દેવું ન હતું. અને એજ કારણથી આ કાર્યની શરૂઆતમાં જાહેર સભા વિગેરે કરવાની જરૂર મને ભાસી નહિ. છતાં આ કામ શરૂ થયા પછી કેટલાક ગુજરાતી સાક્ષરો ગુસ્સે થયા, ત્યારે સભા ભરીને એ વાત જાહેર કરવામાં આવી. તેમાં લેખકોની મદદ માગવામાં આપી હતી, ને એવી મદદ આપનારા લેખો આવકારદાયક રીતે સ્વીકારવાનું જાહેર કરવામાં આવ્યું. જેઓ જ્ઞાનકોશને સહાય કરવા માગે છે, તેમનો સંબંધ જ્ઞાનકોશ સાથે જોડવાનો અવસર મળે, એટલા માટે જ્ઞાનકોશ સહાયક મંડળ સ્થાપવામાં આવ્યું.

મારા આ કાર્યમાં વિરોધકો ઉત્પન્ન થયા, એ વાત કબુલ કરવી જોઇએ, પણ મને તે વિષે ખેદ થતો નથી. કારણ વિરોધકોની પછવાડે કેવળ ભાષાપ્રેમ જ છે. દરેક મનુષ્ય પોતાના પ્રાંતનુ કાર્ય કરતાં કરતાં હિન્દુસ્થાનનો આગેવાન થાય છે. આ ક્રમ રાજકારણ, વેપાર અને ધાર્મિક હિલચાલમાં જોવામાં આવે છે. દેશ્ય ભાષાને સામર્થ્યવાન બનાવી તેને વ્યાપારક્ષમ બનાવવી એવો મારો પ્રયત્ન છે. પ્રયત્નનું સ્વરૂપ કેવળ મહારાષ્ટ્ર પૂરતું જ મેં નથી રાખ્યું; પણ અખિલ ભારતીય સ્વરૂપ રાખવાનું મેં હંમેશાં ધાર્યું છે. મારા હેતુ વિષે જેમ જેમ ગુર્જર બંધુઓને વિશ્વાસ બેસશે, તેમ તેમ જે અલ્પસ્વલ્પ વિરોધ છે, તે પણ દૂર થઈ જશે.

આ ગુજરાતી જ્ઞાનકોશ ગુજરાતની સંસ્કૃતિ અને એકીકરણની શરૂઆત થાઓ. આ મહાભારત પ્રયત્નમાં જે અનેક લેખકોને આમંત્રણ કરવામાં આવ્યું છે, ને જેમણે મદદ આપવાનું અભિવચન આપેલું છે, તે ઉપરથી, એ વાત સ્પષ્ટ રીતે દેખાશે કે જેટલી વ્યક્તિઓને આમંત્રણ કરી શકાય, તેટલી વ્યક્તિઓને શોધી કાઢીને આમંત્રણ અમે મોકલ્યું છે. આમંત્રણ આપવાનો અર્થ લોકોને ખૂશ કરવા પૂરતો જ નથી. મહારાષ્ટ્રની જેમ ગુજરાતમાં પણ તજજ્ઞ થોડા જ છે. તજજ્ઞ ઓછા હોવા છતાં પોતાની જાતને તજજ્ઞ સમજનારા લોકો કાંઈ થોડા નથી. માત્ર પ્રાચીન ઈતિહાસ, સંસ્કૃતિઓનો તૌલનિક અભ્યાસ, ઇત્યાદિ વિષયો પર પોતાને આમંત્રણ મળે એવી જેમની ઇચ્છા છે, છતાં જેમનો આ વિષયોનો અભ્યાસ જરા ય નથી, એટલું જ નહિ, પણ આ વિષયે પરના અગત્યના ગ્રંથ કયા છે, તેની પણ જેમને પૂરી ખબર નથી, એવા મહત્વાકાંક્ષાવાળા લેખકો મહારાષ્ટ્રમાં છે, તેજ પ્રમાણે ગુજરાતમાં છે. પણ તેમને ખૂશ રાખવાનો પ્રયત્ન મેં નથી કર્યો, ને તેમનો રોષ મારા પર છે, તેવો જ રાખવો, એમ મેં યોજી રાખ્યું છે.

હું મનોરાજ્યમાં વિહરનારો છૂં. યોજના ઘણી ઘડી મૂકું છૂં જેટલી પાર પડે તેટલી ખરી. લોકોને યોજનાઓ જણાવી ય રાખું છૂં. મનમાં વિચારેલી બધી યોજનાઓ પાર પડે જ છે, એવું નથી; પણ તેમના પાર પડવા વિષે શંકા હોય, તે છતાં તેમની જાહેરાત કરવામાં વાંધો શો? મારા મનમાં

જે યોજનાઓ છે, તેમની સાથે જેમને સહાનુભૂતિ હશે, તેઓ તેને પાર પાડવામાં મદદ કરશે. જે યોજનાઓ મેં યોજેલી છે, છતાં મારે હાથે પાર પડે એમ નથી, તેમના પ્રસિદ્ધીકરણથી બીજા વાઙ્‌મયસેવકને તેમ જ દેશી ભાષાસેવકને લાભ થશે. પહેલાંના લોક પોતાની અધૂરી કામનાઓ બીજે જન્મે પૂરી થશે, એવી આશા કરતા. પણ હું તેથી વધારે અધીરો છું. મને મારી અધૂરી રહેલી વાસનાઓ બીજે જન્મે પૂરી થવા જેટલો વિલંબ અસહ્ય છે, મારી સામાજિક અને વાઙ્‌મયવિષયક કામનાઓ બીજા કોઈ સહૃદયના મનમાં ઉદય પામે, ને તેને હાથે તે પૂરી થાય, એવી મારી ઇચ્છા છે; અને તેજ કારણથી તેમની જાહેરાત હું ખુલ્લે દીલે કરૂં છું. મરાઠી ભાષામાં જ્ઞાનકોશરચના થઈ, પણ તેથી જે મહત્તા મળશે, તેથી સંતોષ પામવા જેટલી સંતોષવૃત્તિ મારામાં નથી. મરાઠી જ્ઞાનકોશની પૂર્ણતા એ કાર્યકર્તૃત્વની પરિસમાપ્તિ નહિ, પણ આરંભ છે. એ વાત મેં જ્યારે જ્ઞાનકોશમંડળની સ્થાપના કરી, ત્યારે સંસ્થાના શ્લોકાર્ધમાં જ વ્યકત કરી હતી.

કર્તૃત્વાગમબોધકો નનુ ભવેત્ જ્ઞાનાર્થ યત્નોઽધુના।
જ્ઞાત્વા નાગપુરે સુપંડિતજનૈઃ સંઘઃ શુભો નિર્મિતઃ।

આ રીતે મરાઠી જ્ઞાનકોશ એ મારો પ્રારંભ છે. સંકલ્પિત કાર્ય કરવાને માટે આ હથિયાર છે. આપણી દેશી ભાષાનો અને દેશી સંસ્કૃતિનો અમલ દેશમાં રહે, એને જ હું સ્વરાજ્ય માનું છું. દેશી લોકો અંગ્રેજી ભાષાદ્વારા જો રાજ્યશકટ હાંકે, તો તે સ્વરાજ્ય કહેવાય નહિ. પણ ન્યાયકચેરીના નિકાલ દેશ્ય ભાષામાં અપાય, ગુજરાતી કે મહારાષ્ટ્રનો પ્રાંતાધિકારી પોતાની સહી ગુજરાતી કે મરાઠીમાં કરે, ને બધું સરકારી સાહિત્ય દેશી ભાષામાં થાય, તો ખરૂં સ્વરાજ્ય મળ્યું એમ ગણાય. ભાષાનું સ્વામિત્વ દેશ પર થાય, તે માટે કેવળ સરકારી કામમાં તે વપરાય એટલું બસ નથી. તે સાર્વત્રિક રીતે શાસ્ત્રીય પરિભાષા માટે પણ વપરાવી જોઇએ ને દરેક મનુષ્યને બધું શાસ્ત્રીય જ્ઞાન માતૃભાષા દ્વારા થાય એવી વ્યવસ્થા થવી જોઇએ. શાસ્ત્રીય વાઙ્‌મય કેવળ ગ્રંથમાં રહે, એ પુરતું નથી. પણ તે વ્યવહારમાં ઉપયોગી થવું જોઇએ. મરાઠી કે ગુજરાતી રાસાયનિક શબ્દો કેવળ રાસાયનિક પરિભાષા તરીકે પુસ્તકમાં રહે ને દવા વેચનારાની દુકાને તેમનો પ્રવેશ ન થાય તો એનો કશો અર્થ નથી. એટલું બહુ તો કહેવાય કે વાઙ્‌મય વિશારદોએ પોતાની શબ્દો રચવાની હોંશ પૂરી કરી લીધી ! આ કારણથી આખા દેશમાં એક જ શાસ્ત્રીય શબ્દ થાય, એ ધ્યેય પ્રાપ્ત કરવું જોઇએ. એ ધ્યેય પ્રાપ્ત કેમ કરવું ? આ પ્રશ્ન મહત્ત્વનો છે. હિંદી, ગુજરાતી ને મરાઠી સાહિત્ય પરિષદોનું એકીકરણ હજી થયું નથી, એટલું જ નહિ, તો એ દૃષ્ટિથી પ્રયત્ન પણ થયો નથી. આ દૃષ્ટિથી થનારા પ્રયત્નનું સ્વરૂપ એક જ રહેશે. એ પ્રયત્ન એજ છે, કે એક સામાન્ય સંજ્ઞાપદ્ધતિ નિર્માણ કરી તેનો સાર્વત્રિક પ્રચાર કરવો. આ સામાન્ય સંજ્ઞાપદ્ધતિ તૈયાર કેમ થાય ? સરકાર જો આ માટે સમિતિ નીમે, તો કામ થાય. પણ આજનું રાજકારણ સરકારી સંસ્થાઓનો ઉપયોગ કરવો કે નહિ, તે પ્રશ્નના તાત્વિક વિચારમાં જ સમાયું છે. તેથી સર્વ ભાષામાં એક જ પ્રકારની સંજ્ઞાપદ્ધતિ રહે, એ પ્રશ્નના નિકાલ માટે સમિતિ નીમવાનો સવાલ આવતાં પચીશ વર્ષમાં આવશે કે કેમ, તેની જ શંકા છે. ધારો કે સરકાર એવી સમિતિ નીમે, તો તેનો શો ઉપયોગ ? સંજ્ઞાનિર્ણયની ક્રિયા કેવળ સમિતિદ્વારા થઈ શકે નહિ, સમિતિની યોજનાનો વિચાર આવતાં જ એક ભાષાના અભિમાનીઓ બીજી ભાષાના લોકો વિષે સંશયીવૃત્તિવાળા થશે, ને દરેક પોતાની ભાષા બોલનારાની બહુમતી આ સમિતિમાં શોધશે. પરિણામ એ આવશે, કે સમિતિના સભ્યોની સંખ્યા બેહદ વધવાથી તે કશું કામ કરી શકશે નહિ. 'ઇ' ને કયાં દીર્ઘ લખવો ને કયાં હ્રસ્વ લખવો, આ પ્રશ્ન ઉપર કેટલાંક સાહિત્યમંડળોમાં જે ગંભીર ચર્ચાઓ ચાલે છે, તે જોયા પછી સંજ્ઞાના એકીકરણનું કાર્ય આવી જાડી સમિતિ કરી શકશે કે કેમ. એ પ્રશ્ન ઉદ્‌ભવે છે. સંજ્ઞાઓના એકીકરણ માટે એક જ માર્ગ છે. ને તે એક સંજ્ઞાપદ્ધતિ તૈયાર કરવી. તે બધી ભાષાઓમાં તેનો આગ્રહ પૂર્વક પ્રસાર કરવો. મરાઠી જ્ઞાનકોશ રચતાં એક સંજ્ઞાપદ્ધતિ બનાવવાનું કામ કર્યું. તે કામ કરતી વખતે અમે જાણી જોઇને જ હિંદી અને ગુજરાતી ( સયાજી વૈજ્ઞાનિક કોશ ) સંજ્ઞાપદ્ધતિઓનો ઉપયોગ કર્યો, તેનું કારણ, અમને મરાઠી ભાષાનું અભિમાન ન હતું એમ નહિ.

જ્ઞાનવૃદ્ધિ માટે જે પ્રયત્ન થાય છે, તે હંમેશાં સામાજિક ધ્યેયપ્રાપ્તિ માટે જ હોય છે. સમાજમાં જે પ્રકારનું સામાજિક ધ્યેય હશે, તેજ પ્રકારની જ્ઞાનલાલસા ઉત્પન્ન થશે.

હિંદી સંસ્કૃતિનું શોધન એટલે તેમાંના મલિન ભાગને ફેંકી દઈ તેને સ્વચ્છ બનાવવી ને તેમ જે અત્યંત આકર્ષક અને ઉન્નતિકારક તત્ત્વ હોય તેનું સંરક્ષણ કરવું. આ સંસ્કૃતિશોધનની ઇચ્છા-

રાષ્ટ્રને, જો તે જયિષ્ણુ રાશે, તોજ થશે. દેશી ભાષાઓમાં સર્વ પ્રકારની પ્રગતિ આણી જનતાને સમર્થ બનાવવી ને પ્રાચીન જ્ઞાનને ગૂઢ ન રાખતાં તેને સ્પષ્ટ બનાવી જનતા સમક્ષ મૂકવું, એ આપણું વાઙ્મય-વિષયક અને વૈજ્ઞાનિકવિષયક ધ્યેય છે, જે સમાજને જીવંત રાખવા ઇચ્છતો હશે, તેને માટે જ આ ધ્યેય છે, બીજાને માટે નથી. આપણા લોકોને બૌદ્ધિક સ્વાતંત્ર્યની જરૂર છે. પાશ્ચાત્ય શાસ્ત્રજ્ઞોનાં નામથી આપણે હેબતાઈ જવું ન જોઇએ. જ્યાં લગી પારકા પાંડિત્યથી આપણે અંજાઈ જઇશું, ત્યાં લગી દેશમાં બૌદ્ધિક પરતંત્રતા જ રહેવાની. બૌદ્ધિક સ્વાતંત્ર્યની આ ઇચ્છા પરતંત્ર રહેવા ઇચ્છનાર સમાજમાં કયાંથી જાગે ? આ બૌદ્ધિક પરતંત્રતાને હાંકી કાઢવા માટે જે જ્ઞાન અસ્તિત્વમાં આવેલું છે. તેનું સહજ જ્ઞાન સામાન્ય માણસને પણ થવું જોઇએ. જ્ઞાનકોશ જેવા પ્રયત્નોથી આ કાર્ય અંશતઃ થઈ શકે છે. પણ બૌદ્ધિક ગુલામી આટલેથી જ જાય નહિ. આપણા સંશોધક વર્ગનુંસ્થાન પાશ્ચાત્ય સંશોધકોની લગોલગ હોવું જોઇએ. ને તેથી આપણો પ્રયત્ન અત્યંત વ્યાપક સ્વરૂપનો થવો જોઇએ. આને માટે મેં એકવાર ઉચ્ચારેલું શ્લોકબદ્ધ વાક્ય ફરીથી અત્રે નોંધું છું.

યદ્યદ્જ્ઞાનં ભવેત્ લબ્ધં પુરાણં નૂતનં ભવેત્
પરંપરાગંત સ્યાદ્ વા યવનૈઃ શોધિતં ભવેત્
ગ્રાહ્યમેતત્સદા જ્ઞેયં દૈત્યહસ્તચ્યુતામૃતમ્ ॥

વાઙ્મયના ક્ષેત્રમાં જે બાબતો કરવાની છે, તે આટલેથી પૂરી થતી નથી. આપણી ભાષામાં જગતનું બધું જ્ઞાન આણવું, એ આપણી સામાજિક મહત્વાકાંક્ષાનો એક ભાગ છે. આધુનિક દુનિયામાં સર્વ પ્રકારના રાષ્ટ્રો સામાંસામાં આવે છે. જુનાં બંધનો તોડી નાખ્યા પછી આખું જગત મળી જે એક સમુચ્ચય થાય છે, તેનો આપણે એક ભાગ છીએ, એ ભાવના વધે છે. સાર્વલૌકિક વાઙ્મય તૈયાર થાય છે. આપણો કેવળ પરકીય વાઙ્મયના ગ્રાહક જ બનવું નથી; પણ આપણું ય તેમાં ઉમેરવું છે, એ કાંઈ અઘરૂં નથી. આપણા પૂર્વજોએ આપણી સંસ્કૃતિમાં જે ગંભીરતા આણી છે, તેથી તેનો અભ્યાસ કરવાની પ્રવૃત્તિ આખા જગતમાં થવા માંડી છે. પણ ઈસ્તંબૂલથી પેશાવર લગીનો જે ભૂભાગ છે, તેને ભારતીય સંસ્કૃતિ સાથે ઠીક ઠીક પરિચય થાય, તો આખા જગતનો એક સમાજ થવો બિલકુલ સહેલું છે. પોતાની સુધારણા પૂરતો જ વિચાર કરીને ભારતીય સમાજ બેસી રહે, એ ઠીક નથી, તેને માથે સર્વ એશિયા ખંડની નેતા થવાની જવાબદારી છે. આ માટે દેશવિદેશમાં જઈ તેમના વાઙ્મયને જોસભેર વધારવું જોઇએ, સયામી લોકો બૌદ્ધ છે, પણ તેમનામાં અર્વાચીન સંસ્કૃતિ પેઠી નથી. તેવી જ સ્થિતિ ઇરાનની છે. અફગાનીસ્થાનમાં ય આજ હાલત છે. બધી એશીયાટીક પ્રજાઓ પોતાનાં સાહિત્ય અને ભાષા સમૃદ્ધ કરે, અને તેઓ પોતાની પ્રગતિ જોસભેર આદરે, એટલા માટે ભારતીય લોકો નેતૃત્વ લેશે, એવું મનોરાજ્ય ભવિષ્યકાળ વિષે હું આજે રચી રહ્યો છું.

ગુજરાતી જ્ઞાનકોશ જે છાપખાનામાં છપાય છે, તેને 'હેમવલ્લભ મુદ્રણાલય' નામ આપેલું છે. આ નામ ગુજરાતની સંસ્કૃતિના બે મહાન પુરુષો શ્રીહેમચંદ્ર અને શ્રીવલ્લભાચાર્યનાં નામોના એકીકરણથી ઉદ્ભૂત કર્યું છે. એ બંને નામોના એકીકરણને હું અગત્યનું ગણું છું. ગુજરાતી સંસ્કૃતિના ઇતિહાસમાં આ બે વ્યકિતઓ મારા અત્યંત આદરનું સ્થાન થઈ પડી છે. શ્રીહેમચંદ્ર સાથે અમારો એક સ્વકીયત્વનો સંબંધ છે. મહારાષ્ટ્રીય જ્ઞાનકોશકાર તરીકે હું મારી પરંપરા વિદ્યારણ્ય માધવ અને બોપદેવ-હેમાદ્રિ અને પ્રત્યક્ષ વેદવ્યાસ સાથે બીડાવું છું. એમાં કદાચ અમારી ઉદ્ધતાઈ હશે, પણ એ ઉદ્ધતાઈ અમે કરીએ છીએ, એ વાત ખરી. પ્રચલિત જ્ઞાનનો સંગ્રહ કરવાનું કામ પ્રાચીન સમયમાં શ્રી દ્વૈપાયન વેદવ્યાસે કર્યું ને મધ્ય યુગમાં દક્ષિણમાં વિદ્યારણ્યમાધવે કર્યું. હેમચંદ્ર પણ સર્વસંગ્રાહક લેખક હતા. અને આ દૃષ્ટિથી તેમને 'જૈનોના વિદ્યારણ્ય' તરીકે ઓળખાવવામાં કશો વાંધો નથી. કેવળ સંગ્રાહક તરીકે જ અમારો હેમચંદ્ર સાથે સંબંધ છે, એમ નહિ; પણ પ્રાકૃત ભાષાઓના અભિમાની તરીકે તેમને અને અમારે સાધર્મ્ય છે, ને હેમચંદ્ર સામે ઉભા હોય, તો, આસીચ્ચ સાધર્મ્યાત્ ત્વયિ ચ મે ભૂયસી પ્રીતિઃ।, આ વાક્યથી મેં તેમનું સ્વાગત કર્યું હોત.

શ્રીવલ્લભાચાર્યને વિષેનો મારો આદર માત્ર અર્વાચીન છે. મરાઠી જ્ઞાનકોશમાં તેમને વિષે જે લેખ લખ્યો, તે ઑફીસમાંના દુય્યમ પ્રકારના ગ્રંથો પરથી જ લખ્યો, અને તે દુય્યમ ગ્રંથોમાં આ સંપ્રદાય વિષે જે વિચારો નમુદ થયા હતા, તેજ આ લેખોમાં આપ્યા હતા. તે લેખો તરફ તત્સંપ્રદાયી ગુર્જરબંધુઓનું ધ્યાન ખેંચાયું, ને તેમણે તે લેખો સામે પોતાનો નિષેધ પ્રદર્શિત કર્યો. તેઓમાંના કેટલાક ભાઇઓએ એ સંપ્રદાયને લગતા મહત્ત્વના ગ્રંથો અમને ભેટ તરીકે મોકલ્યા, જે વાંચવાનો લાભ મળ

વાથી શ્રીવલ્લભાચાર્ય વિષેનું સાહિત્ય જોવામાં આવ્યું, ને તેમને વિષે આદર ઉત્પન્ન થયો. આ લાભ કાંઈ જેવો તેવો ન કહેવાય. સંન્યાસ એ કાંઈ મનુષ્યનું અંતિમ કર્તવ્ય નથી. પ્રેમભાવનાને ય જીવનમાં મહત્ત્વ છે. તે તેને લીધે જ અત્યંત ઉચ્ચ પ્રકારની આધ્યાત્મિક ભાવના ઉત્પન્ન થાય છે. આ વિચારો આ સંપ્રદાયના કેટલાક આચાર્યોએ ઘણી સારી રીતે લોકો સમક્ષ મૂકયા છે. જીવનના આદર્શ વધારે વિવિધ કરવાની દૃષ્ટિથી ને પ્રચલિત સંસારને જ વધારે ગૌરવશાલી બનાવવાની દૃષ્ટિથી વલ્લભસંપ્રદાય અત્યંત મહત્ત્વનો છે, આમ દરેક મનુષ્યને લાગ્યા વિના રહેશે નહિ.

મરાઠી જ્ઞાનકોશ કરતાં આ ગ્રંથ વધારે સારો થાય, એવો મારો પ્રયત્ન છે. એની ભાષા વિષે કશી સુધારણા કરવાનું મારા હાથમાં નથી, છતાં બીજી અનેક સુધારણા હું અવશ્ય કરીશ. જે ખામીઓ મને મરાઠી જ્ઞાનકોશમાં રહેલી માલમ પડી, તે અંશતઃ દૂર કરી શકીશ. છપાયણી, ચિત્રો અને બાંધણીની બાબતમાં કરેલી સુધારણા હરકોઈ જોઇ શકશે. લખાણની બાબતમાં ય ઘણા સુધારા કરવાની મારી ઇચ્છા છે; અહીં સંશોધકાત્મક કાર્ય કરવું હોય, તો તેને માટે જરૂરના અને સંશોધનકાર્યમાં મદદરૂપ થનારા ગ્રંથ અહીં મળી શકતા નથી. પણ ઇંગ્લંડમાં બ્રિટીશ મ્યુઝીઅમમાં અથવા ઇંડીઆ ઑફીસની લાયબ્રેરીમાંથી ગમે તે ગ્રંથ મળી શકે છે. આથી જ્ઞાનકોશની રચના ત્યાં ( ઇંગ્લંડમાં ) કરી શકાઇ હોત, તો ઘણું સારૂં થાત, એમ મરાઠી જ્ઞાનકોશરચના વખતે વારંવાર લાગતું. પણ તે વખતે તે બની શકયું નહિ. તે પહેલો પ્રયત્ન હતો, પૈસા મેળવવા, લખાણ તૈયાર કરવું, કયા ગ્રંથોમાંથી લખાણ લેવું, તેની નોંધ કરવી, ભાષા તપાસવી, સંજ્ઞાપદ્ધતિ તરફ નજર રાખવી, મુદ્રિત જોવાં, કામ જલદી ચાલે ને જલદી પૂરું થાય, તે માટે ઉતાવળ કરવી, ઇત્યાદિ દરેક વાત મારા પર જ નિર્ભર હતી. તેથી ઘણી વસ્તુઓ ઇચ્છા હોવા છતાં કરી શકાઈ નહિ. પણ હવે પાંજરૂં તૈયાર થયું છે; ને માત્ર જરૂરી સુધારા કરવાનું કામ જ બાકી છે; તેથી કામ ખૂબ હલકું થયું છે. ગુજરાતી ભાષા તપાસવાનું કામ, તે ભાષા મને ન આવડતી હોવાથી દૂર થયું છે. ઇંગ્લંડમાં રહેવાથી અનેક વિષયોનાં ચિત્રો ય મળી શકવાનો સંભવ ખરો. જો ગ્રાહકો થઇને ગુર્જર બંધુઓ મારી નાણાવિષયક ચિંતા દૂર કરે, ને એક બીજાને ગ્રાહક થવા વિનવે, તો મારૂં કામ ઘણું હલકું થશે, ને લખાણમાં ઘણો સુધારો કરી શકાશે.

શ્રીધર વ્યંકટેશ કેતકર

—શ્રી—

જ્ઞાનં રાષ્ટ્રધનં મહત્તમદં બ્રાહ્મણ્યસંરક્ષકમ્
લોકે ક્ષત્રિયવૈશ્યકાર્યઘટનાસૌકર્યસંસ્થાપકમ્
કર્તૃત્વાગમબોધકો નનુ ભવેદ્ જ્ઞાનાર્થ યત્નો ઽધુના
જ્ઞાત્વા નાગપુરે સુપંડિતજનૈઃ સંઘઃ શુભો નિર્મિતઃ ૧

તત્સંઘસ્ય કૃતિર્બભૂવ સુફલા વિજ્ઞાનસેવાં ઽગણે
વિજ્ઞાનસ્ય ચતુર્દિશસ્ય જગતો જાતો મહાન્ સંગ્રહઃ
ભાષાભૂષણમિત્યયં સુરચિતઃ સંમાનિતઃ પંડિતૈઃ
દત્વા તં નવસંસ્કૃતિં પુનરયં સંપ્રાપિતો ગુર્જરાન ૨

સત્રે દ્વાદશવાર્ષિકે સુમધુરં શ્રીમાતૃસેવામૃતમ્
ઇષ્ટં પ્રાશિતવાન્ સ્વમાતૃભગિનીગ્રામસ્ય સેવા તદા
પ્રારબ્ધા પ્રથમં ફલં સમુદિતં સૌરાષ્ટ્રલોકાર્પિતમ્
ભૂયાદ્ભારતમંડલં પ્રતિજનં વિજ્ઞાનલાભક્ષમમ્ ૩

યા જૈનૈઃ નવપારસીકકવિભિઃ શ્રીરલામભક્તૈસ્તથા
સ્વીયત્વેન ધૃતા તુ ગુર્જરગિરા લોકે પ્રસિદ્ધા સ્થિતા
પ્રેમાનંદનૃસિંહરાજકવિભિઃ પ્રીત્યાદરેણાર્ચિતા ૪
આરંભેણ નનુ પ્રયાતુ સુમુદં ગીર્વાણવાણીસુતા

—શ્રીધરઃ—

## સંપાદકીય નિવેદન

તા. ૨૪–૭–૨૯

હવે ગુજરાતી જ્ઞાનકોશનો પહેલો ભાગ પ્રસિદ્ધ થાય છે, તેથી આ કામની પ્રગતિ વાચકવર્ગને દેખાય છે. એની જે કાંઈ પ્રગતિ થઈ છે, તે આ પ્રમાણે છે. પ્રસ્તુત ભાગ સિવાય આજ સુધી જે સાહિત્ય તૈયાર થયું છે, તે આશરે જ્ઞાનકોશની ત્રણ હજાર પૃષ્ઠો જેટલું એટલે કે છ ભાગ થાય એટલું થશે, તે તૈયાર કરવામાં ભાષાંતરકાર અને ઉપસંપાદકોની મદદ લીધી છે. આ કામ પુના, મુંબઈ, સુરત, અને વડોદરા એ ઠેકાણે થયું છે. અમદાવાદમાં જે જ્ઞાનકોશસેવકમંડળ સ્થાપન થયું છે, તેનું કામ અનેક મહિના લગી બંધ પડયું હતું. તેનું કારણ મુખ્ય એ હતું, કે તે મંડળના સેક્રેટરી અને અમારા નવીન સાહિત્ય માટેના સલાહકાર રા. નવલરામ ત્રિવેદી. એમ. એ. ને પોતાની પ્રકૃતિના અસ્વાસ્થ્યને લીધે, તેમને અમદાવાદ છોડીને વઢવાણ જવું પડયું. તેથી સાહિત્ય સમાચાર પણ બંધ પડયું.

વડોદરામાં ભાષાંતરનું કામ જોશબંધ ચાલતું હતું, તે કામ પણ ૧૩ જુન ૧૯૨૮ ના રોજ, મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ મંડળનો ડૉ. કેતકરે સેવ્યસેવક સંબંધ છોડી દીધો, ત્યારે ગુજરાતી જ્ઞાનકોશનું કામ કોની પાસે જશે, એનો નિવેડો વહેલો ન થવાથી આ કામ કેટલાક દિવસ કોઈનું જ નથી એવી સ્થિતિમાં હતું. પછી આ કામ ડૉ. કેતકરે માથે લીધું. તેમણે કંપની કરવાની યોજના પણ કરી હતી. તે પણ અમલમાં આવી નહિ. ને તેથી ૧૩–૬–૨૮ ના રોજ ગુજરાતી જ્ઞાનકોશ માટે નવું લખાણ તૈયાર કરવાનું કામ જે બંધ પડયું. તે હજી ય શરૂ થયું નથી. પહેલો ભાગ પ્રસિદ્ધ કરવા જેટલું સાહિત્ય વિપુલ હતું. છતાં કામ પણ લંબાવા માંડયું, ગ્રાહકો ઉતાવળા થયા, તેથી સંપૂર્ણ ગ્રંથ ભાષાંતરના રૂપમાં તૈયાર થયા પછી જ મુદ્રણ શરૂ કરવાનો વિચાર છોડવો પડયો. અને પહેલો ભાગ પ્રસિદ્ધ કરીને પછી લખાણ વધારવાની યોજના સ્વીકારવી પડી. તેથી સંકલ્પિત અનેક લેખકોનું સાહાય્ય લઈ શકાયું નહિ. ને અનેક સંકલ્પિત લેખકોને આમંત્રણો ગયાં નથી. ફક્ત આ ભાગ માટે નવા લેખો લેવામાં આવ્યા. તેઓમાંના મુખ્ય લેખક અને તેમના લેખ નીચે પ્રમાણે આપવામાં આવ્યા છે.

નર્મદાશંકર દેવશંકર મેહેતા–અખો
ડા. જીવનજી મોદી–અગીયારી
મુનિ દર્શનવિજયજી અને જૈન સહિત્યસંસદના અનેક સભ્યો. } જૈન વિષયો.

ઑફીસમાં લેખો તૈયાર કરનારા અને ભાષાંતરકાર અને ઉપસંપાદક એ પૈકી જેમનું કામ આવ્યું છે, તેમનાં નામ આ પ્રમાણે છે.

ભાષાંતર સમિતિ

સુરત

રા. માધવરાવ ભાસ્કરરાવ કર્ણિક ગોપીપુરા

મુંબઇ

રા. લાલજી પેંડસે. સેક્રેટરી.
રા. છગનલાલ યોગી.
રા. એમ. એન. ઠક્કર બી. એ.
રા. ડી. એમ. પાંગારકર.

વડોદરા

રા. શંકર વિઠ્ઠલ ભાવે બી. એ. [ સેક્રેટરી. ]
રા. જીવનલાલ પરીખ. બી. એ.
રા. એમ એમ પોટા. બી. એ.
રા. રમણલાલ શાહ. ( સંપાદક બાલજીવન. )
રા. ડી. બી. અધ્વર્યુ. બી. એ.
રા. રણછોડજી શાહ. બી. એ.
રા. ગોવિંદરાવ ભાગવત.
રા. ગોપાળરાવ ભાગવત.
રા. ઘનઃશ્યામ મહેતા.
રા. બાલકૃષ્ણ જોશી.
રા. સી. બી. ગાંધી.
રા. ધ્રુપદ દેસાઇ.
રા. જ્ઞાનદેવ જોશી.
રા. ખિડાલકર.
રા. જે. ડી. મોદી.
પ્રો. અમીન.
રા. મુનશી.
રા. જ્ઞાનદેવ પંઢરીનાથ જોશી.
રા. હરિહરેશ્વર પાધ્યે.

——



ગુજરાતી જ્ઞાનકોશની કહાણી એટલે એક અહેસાનની કહાણી છે. સાથે સાથે એક શરમની પણ કહાણી છે. ગુજરાતી ભાષાનો જ્ઞાનકોશ એક મહારાષ્ટ્રીય ભાઈ તરફથી પ્રસિદ્ધ થાય છે. એને માટે ગુજરાતી વાંચનાર લખનાર પ્રજા તેમની સદાની ઋણી થઈ છે. એ ઋણપ્રદર્શન કરવાનું કામ મને પ્રાપ્ત થયું છે. એથી મને પોતાને ધન્ય માનું છું. ગુજરાતના કોઈ સજ્જને, કોઈ સંસ્થાએ, કોઈ રાજ્યે જે કામ ન કર્યું, તે એક પરભાષાના જાણકારે કર્યું, એ માટે તેમને જેટલાં અભિનંદન આપીએ તેટલાં ઓછાં છે. ડૉ. કેતકરે મરાઠી જ્ઞાનકોશ પ્રસિદ્ધ કર્યાં પછી તેમને વિચાર થયો, કે આ બધી મહેનતનું ફળ બીજી ભાષાઓને શા માટે નહિ આપવું. મરાઠી જ્ઞાનકોશ માટે તેમણે પોતાના જીવનનો શ્રેષ્ઠ કાળ અર્પણ કર્યો છે. પોતાનું સર્વસ્વ તન, મન, અને ધન અર્પણ કર્યું છે. આ કાર્ય માટે તેમણે જે ખંત, ધૈર્ય અને હિંમત દેખાડયાં છે, તે જોઈ આશ્ચર્યચકિત થવાય છે. મારી ખાતરી થઈ છે, કે કોઈ મહાન કાર્યનો આરંભ કરી તેને પાર પાડવું હોય, તો તેની પાછળ સતત રચ્યા પચ્યા રહેવું જોઇએ. તે એવી રીતે કે જગતમાં જાણે સૌથી જરૂરની વસ્તુ એ છે; એ નહીં થાય તો પૃથ્વી રસાતળ જશે; એને મદદ કરવા માટે બધાએ તત્પર થવું જોઇએ, એમાં સફળતા નહિ મળે તો કામ કરનારની જીંદગી એળે જશે, અને એ કામ સિદ્ધ થયે દુનીઆનો ઉદ્ધાર થઇ જશે. આવી દઢ માન્યતા, દઢ આગ્રહ, અચલ શ્રદ્ધા નિષ્ફલતાથી જરા પણ ડગવા કે હઠવાની નામરજી અને અવિશ્રાંત પ્રયત્ન કરનાર હોય ત્યારે જ મોટાં કામો સિદ્ધ થાય છે. સામા માણસને તે કામ કરનારનો ઉત્સાહ ગાંડાઈ જેવો લાગે તેટલે દરજ્જે ઉત્સાહ હોવો જોઇએ. આ સર્વ વડે મોટાં મોટાં કામો પાર પડેલાં આપણે જોઇએ છીએ. આપણી દેશી ભાષાઓમાં મારા જાણવા પ્રમાણે જ્ઞાનકોશ રચાયા નથી; આવા ભારે પાયા પર તો નથી જ, એમ હું માનું છું. ઉપર જણાવેલા સર્વ પાયા સાથે જ ડૉ. કેતકરે મરાઠી જ્ઞાનકોશ તૈયાર કરી મહારાષ્ટ્રીય પ્રજાને ચરણે ધર્યો છે. તેમણે જે અપૂર્વ દક્ષતા તેમાં દર્શાવી છે, તે કોઇને પણ આશ્ચર્યમુગ્ધ કરી નાંખે તેમ છે.

ગુજરાતી જ્ઞાનકોશ તેમના મરાઠી કોશ પરથી રચવાની તેમણે ગુજરાતીઓને માગણી કરી. એક ભાષાના કોશ પરથી બીજો રચાય, તો તે તે ભાષાના કોઈ પ્રખર વિદ્વાનના અયાસથી થતા કોશ કરતાં જુદા જ પ્રકારનો થાય એ સ્વાભાવિક છે. પરંતુ આપણે કોઈ તે કામ ઉપાડવા તત્પર નહોતા. આપણે તે માટે મંડળ સ્થાપી, નાણું એકઠાં કરી આવું મહાભારત કામ માથે લેવા જરા પણ દરકાર બતાવી નથી. આપણે ત્યાં સારો અર્થકોશ પણ નથી. સામાન્ય કોટિના અર્થદર્શક કોશો, એકાદ કથાકોશ, એકાદ પુરાણકથાકોશ આ આપણી એ દિશાની સામગ્રી છે. એક પારસી ભાઈએ કેટલાંક વર્ષ પર એક જ્ઞાનચક્ર નામનો નાનો સરખો જ્ઞાનકોશ રચી પ્રસિદ્ધ કર્યો. તે પછી તે દિશામાં કાંઈ જોઇએ તેઓ પ્રયત્ન થયો નથી. માટે જ આ પ્રકાશનને મેં અહેસાન તથા શરમની કહાણી કહી છે.

સાહિત્યનાં અંગો પરસ્પરાવલંબી છે. કોશ રચાય તો ભાષાની સમૃદ્ધિને વેગ મળે ને ભાષા સમૃદ્ધ થાય, તોજ કોશ માટેની પૂરતી સામગ્રી મળે. પરંતુ ગુજરાતી સાહિત્યમાં હવે એ યુગ આવ્યો છે, ને તેને જ્ઞાનકોશ જેવાં અંગોની ખાસ જરૂર જણાય. ગુજરાતી સાહિત્ય દિન પર દિન વિસ્તારી થતું જાય છે, તે વાંચનાર, સૃજનાર અને પ્રસારનારની સંખ્યામાં વધારો થયે જ જાય છે. ગુજરાતીઓની જ્ઞાનપિપાસા ઉઘડી છે અને તેને તૃપ્ત કરવા માટે અનેક સાધનોની માગણી થાય છે. ગુજરાતી ભાષામાં પુસ્તકો, માસિકો અને વર્તમાનપત્રોની ચોતરફથી વૃદ્ધિ થતી જાય છે. આ સર્વ સૂચવે છે, કે ગુજરાતીઓને પોતાની ભાષા જાણનાર પોતાના દેશીજનોને ઘણા ઘણા સંદેશા આપવાના છે, પોતે પ્રાપ્ત કરેલા જ્ઞાનભંડાર તેમની આગળ ઠાલવવાના છે અને તેમના મનમાં એક અપૂર્વ ઉર્મિ પ્રગટી છે. કે કોઈ પણ પ્રકારે દેશને જાગૃત કરવો, દેશમાં ચેતન આણવું, દેશને અજ્ઞાનપાશમાંથી મુક્ત કરવો અને ભાષાસમૃદ્ધિ વધારી દેશને જગત સમક્ષ ઉજ્જવલ સ્વરૂપે ખડો કરવો.

આને માટે વિવિધ જ્ઞાનપ્રાપ્તિનાં સાધનોની આવશ્યકતા છે, એ સહજ જણાય તેમ છે. જ્ઞાનકોશ એ જ્ઞાનપ્રાપ્તિ, જ્ઞાનપ્રસાર, અને સંગ્રહ માટે અવશ્યની વસ્તુ છે, એ પણ સમજાય તેમ છે. માટે આ પુસ્તકની પ્રસિદ્ધિ એ સાહિત્યનું અતિ મહત્ત્વનું અંગ છે અને તેનાથી આપણી ભાષામાં એક અતિ આવશ્યક પુસ્તકને ઉમેરો થયો છે, એ નિર્વિવાદ છે. એની જરૂરીઆત માટે બે મત હોઈ શકે જ નહિ.

પ્રસ્તુત ગ્રંથ રચવામાં જેટલો બને તેટલો પ્રયત્ન કર્યો છે. બલ્કે કર્તાની શક્તિ જેટલી હતી, તેટલી તે માટે ખર્ચી નાંખવામાં આવી છે. એટલે કે અન્ય ભાષાનાં પુસ્તકો, પત્રો, દેશીભાષાનાં પુસ્તકો, પત્રો અને હાલ હસ્તીમાં છે તે સર્વ સાધનસામગ્રીનો પૂરતો લાભ લીધા છે. કોઈ પણ સાધન ઉથલાવવું બાકી નથી રાખ્યું. છતાં આવું મહત્વનું કામ, જેની અંદર ઇંગ્લાંડ જેવા દેશોમાં સેંકડો મગજ એકત્ર થઈ કામ કરે, લાખો રૂપિયા ખરચાય, અનેક વર્ષો સુધી કામ ચાલે. તેવું કામ એક જ માણસની જવાબદારી, મહેનત અને ધનને આધારે કરવાને

આરંભ કરેલો, એના પ્રમાણમાં કાર્યસિદ્ધ સ્તુતિપાત્ર થઈ છે, એ કહ્યા વિના ચાલે તેમ નથી.

જ્ઞાનકોશની આ પ્રથમ આવૃત્તિ છે. જ્ઞાનકોશ તો દરેક દેશમાં અને દરેક કાળે અપૂર્ણ જ રહે. તેની વર્ષે આવૃત્તિ કાઢવામાં આવે, તોપણ નવી નીકળતાં જુની નિરુપયોગી થઇ જાય, જૂના જમાનામાં આમ હતું, તો આજના વીજળીની ગતિએ પ્રગતિમાન થતા જમાનામાં તો નવીન ઉમેરા કરવાના પ્રસંગ વારંવાર પ્રાપ્ત થાય એ નિઃસંશય છે. વિજ્ઞાન કુદકે ને ભુસકે આગળ વધે છે; કળાઓ વધે છે, મનુષ્યની સર્વ પ્રવૃત્તિઓ, અને સામાજિક દશાઓને અકલ્પ્ય વેગ મળેલો છે. ઍરોપ્લેનની માફક દુનીઆ પોતે જ જાણે ઉડ્ડયન કરી રહી છે, તે જમાનામાં પરિપૂર્ણતા તો કોઈ ચીજમાં રહે એવો સંભવ નથી. તે ઉપરાંત આ પ્રથમ પ્રયત્ન હોઈ તેમાં ઘણી ઉણપો હોય એ તદ્દન સ્વાભાવિક છે. ઘણી બાબતો દૃષ્ટિપથમાં આવી જ ન હોય એ બનવા જોગ છે. એ બધુ સ્વીકારવા છતાં, શું નથી તેની તમામ ગણતરી કર્યા પછી પણ શું છે એટલું જ જોઇએ, તો પણ તે ઘણું છે. અને આપણી ભાષામાં ખરેખર જ્ઞાનનો ભંડાર આપણી સમક્ષ આવી પડયો છે, એમ કબૂલ કર્યા સિવાય ચાલે તેમ નથી.

ઈતિહાસ, ભાષા, વિજ્ઞાન, શાસ્ત્ર, પુરાણ, સંગીત, કળા, વિગેરે વિગેરે સર્વ વિષયોને લગતી માહિતી આ ગ્રંથમાંથી મળે એવી રચના છે. કોઈ પણ બાબત રહી ન જાય તે માટે ખાસ કાળજી રાખવામાં આવી છે. તેમ છતાં ઉપર કહ્યું અને ફરી કહેવું જરૂરનું છે, કે ઘણી ચીજો રહી પણ ગઈ હશે. જેઓને જ્યાં જ્યાં તેવું જણાય, તેઓ તેમની નોંધ કરી પ્રકાશકને સૂચના કરશે, તો જરૂર તેમનો ઉપયોગ કરવામાં આવશે.

આ ગ્રંથની ભાષા કેવી થશે એ સંબંધમાં, જ્યારે આ જ્ઞાનકોશ સંબંધની જાણ મને થઇ, ત્યારે મારા મનમાં કાંઈ શંકા હતી. પરંતુ એના જે નમુનાઓ મેં જોયા, તેમાં જોતાં એ શંકા દૂર થઈ છે. એટલું તો સ્વીકારવું જ જોઇશે કે ભાષામાં કોઈ પ્રકારની અશુદ્ધતા નથી. જેને વિશદત્વવાળી ભાષા કહીએ એવી કદાચ તે કોઇને નહિ લાગે. મને પણ તેવું કાંઈક લાગે છે; છતાં હું ધારૂં છું કે તે મૂળ મરાઠી ગ્રંથને આધારે રચાએલી છે એમ હું જાણું છું, તેથી એ મારી કાલ્પનિક માન્યતા પણ હોય. જો કે દરેક ગ્રંથમાં ભાષાનું સ્થાન મોટું છે, છતાં કેટલાક વિષયોમાં તેને ગૌણસ્થાન આપી શકાય અને તેવા પ્રકારમાં આ ગ્રંથ મૂકવા ધારીએ તો મૂકાય. અંગ્રેજી એન્સાઈકલોપીડીયા બ્રિટાનિકાના લેખો જેટલા તેના જ્ઞાનપ્રકાશન માટે કિંમતી છે, તેટલા જ તે લેખના વિદ્વાન લેખકોની ભાષા, શૈલી, વિગેરે માટે પણ છે. એ માટે એમ પણ કેટલાકનું માનવું છે, કે એન્સાઇકલોપીડીયા બ્રિટાનિકાની નવી આવૃત્તિઓના નવા લેખો કરતાં ભાષાની બાબતમાં જુની આવૃત્તિઓ ચઢી જાય. આનું કારણ કદાચ એ પણ હોય, કે નવા જમાનાના લેખકોને મન ભાષાના શિષ્ટત્વ કરતાં લેખની વસ્તુ કેમ વધારે કહેવાય અને વિસ્તારમાં જનતામાં પ્રવેશ પામે એ ખ્યાલ વધારે આગળ પડતો હશે. ગમે તેમ હોય પણ વિચાર વધારે મહત્વનો અને ભાષા તેનું વાહન છે. તેથી વિચારપ્રદર્શનનું કામ પરિપૂર્ણ સફલતાથી કરે એટલે ભાષાનું કાર્ય સમાપ્ત થાય છે અલબત વિચારના ગૌરવને અનુસરતી ભાષા હોય, તો જ એ કામ સફળ થાય, એ તો પ્રથમથી જ માનવું જોઇએ. પરંતુ સાહિત્યનાં કેટલાંક અંગો એવાં છે, કે ભાષાનું મહત્વ તેમાં ઘણું જ વધારે ગણવું પડે. વ્યાકરણ, કાવ્ય, નાટકાદિ શુદ્ધ સાહિત્ય જેને કહી શકાય તેમાં ભાષાનું પ્રાધાન્ય હોવું જ જોઇએ, બીજામાં ભાષા ગમે તેવી હોય તે ચાલે, એમ નહિ, પરંતુ નભાવી લઈ શકાય. આ ગ્રંથની ભાષા સરળ. સર્વને સમજાય તેવી અને અર્થ સ્પષ્ટ રીતે દર્શાવનારી છે. છતાં એમાં કોઇને કાંઈ ઓછાપણું લાગે, તો દોષ પ્રકાશકનો નહિ, પણ આપણા ગુજરાતીઓનો જ છે, એમ આપણે કબુલ કરવા તત્પર થવું જોઇએ.

આ પ્રકારના સર્વોપયોગી ગ્રંથનો પ્રસાર જેટલો વધારે થાય તેટલો ગુજરાતને લાભ જ છે. કોઇ પણ લાઈબ્રેરી, શાળાપાઠશાળા કે સામાન્ય સ્થિતિના ઘરમાં તે એક અગત્યની ચીજ ગણાવી જોઇએ. કોઈ પણ બાબતની માહિતી મેળવવાના સાધનરૂપ હોઈ પત્રકારો તેમ જ શિક્ષકોને તે મોટી સહાયક થઈ પડશે, એમાં કાંઇજ સંશય નથી. આ ગ્રંથના પ્રકાશનથી ગુજરાતી સાહિત્યની અભિવૃદ્ધિ થવામાં ઘણી સુગમતા થશે, એ વાત તો દેખીતી જ છે. તેમાં ઉતમ બ્લૉકોમાં નકશાઓ, ચિત્રો આપી તેને સર્વથા સુશોભિત અને સંપૂર્ણ કરવામાં આવ્યો છે. એનું કોઇ પણ પાનું કાઢીને વાંચવું એમાં ખરે ઉચ્ચ પ્રકારનો આનંદ ભોગવવાનો છે. વાંચનારાને તેમા આકર્ષી તલ્લીન કરી નાખે એવાં એમાં ઘણાં લખાણો છે. આવા ગ્રંથનો સત્કાર ન થાય, તો ગુજરાતનું કમભાગ્ય સમજવું. આપણને જરૂરની ચીજ તૈયાર કરીને આપી છે, તો બીજી બધી વાત બાજુએ રાખી આ ગ્રંથને ગુજરાતે અપનાવી એનો પૂરો લાભ લેવો જોઇએ. તે ઉપરાત તેનો પૂર્ણ અભ્યાસ કરી ભવિષ્યમાં જ્યારે તેની નવી આવૃત્તિ કાઢવાનો પ્રસંગ આવે, ત્યારે તેમાં નવીનતાઓ આવશે, તેની ઉણપો દૂર થાય તથા તે સર્વાંગસુંદર થાય એ ધ્યેય અત્યારથી જ રાખવું જરૂરનું છે.

છેવટે ગુજરાતી ભાષા અને સાહિત્ય તથા ગુજરાતી જનતાને ડૉ. કેતકરે પોતાના ભગિરથ પ્રયત્નનું ફળ અર્પણ કર્યું છે. તે માટે તેમનો ફરી આભાર માની એ પ્રયત્નને અંતઃકરણપૂર્વક સંપૂણ સફળતા ઈચ્છી આ લેખ સમાપ્ત કરૂં છું.

ભદ્ર, અમદાવાદ
તા. ૨૨. ૭. ૨૯ } વિદ્યાબહેન રમણભાઈ નીળકંઠ

# અનુક્રમપરિચય

અનુક્રમવિષયક પદ્ધતિઃ—આ પદ્ધતિ ગ્રહણ કરવામાં અમે હાલનાં સંસ્કૃત શબ્દના કોશકારોથી ભિન્ન પંથ ગ્રહણ કર્યો છે. પ્રાચીન શબ્દકોશના લખનારાઓ આ અક્ષરાનુક્રમથી ગ્રંથ રચના કરતા ન હતા. અક્ષરક્રમ કેવો હોવો જોઇએ, તે સંબંધમાં કોઈ પણ શાસ્ત્રસિદ્ધ નિયમના અભાવે, વાચકોની ટેવ કેવી હોય છે અને તેમને કેવી રચના અનુકૂળ પડશે એજ મુખ્ય રચના તત્ત્વ ધ્યનમાં રાખવાનું છે; અને અમે આ દૃષ્ટિથી ઉપયોગમાં લીધેલાં રચના તત્ત્વો નીચે પ્રમાણે લીધાં છેઃ—

અક્ષરાનુક્રમઃ—અ, આ, ઇ, ઈ, ઉ, ઊ, ઋ, ૠ, ઌ, એ, ઐ, ઓ, ઔ, અં, અઃ; ક, ખ, ગ, ઘ, ઙ; ચ છ, જ, ઝ, ઞ; ટ, ઠ, ડ, ઢ, ણ; ત, થ, દ, ધ, ન; પ. ફ, બ, ભ, મ, ય, ર, લ, વ, શ; ષ, સ, હ. ળ, ક્ષ, જ્ઞ; આ પ્રમાણે રાંખવામાં આવ્યો છે; એટલે અ, ક્ષ, અને જ્ઞમાં ગુજરાતી વાચકોને અનુકુળ પડે એવાં સ્થાન જ રાખવામાં આવ્યાં છે.

અનુસ્વારની પછી ગમે તે વ્યંજન આવે અને તેની ( અનુસ્વારની ) પહેલાં વ્યંજન સિવાયનો અ આવ્યો ન હોય, તો તેવા શબ્દને અનુસ્વારની પછીના શબ્દના જેવો જ ગણીને તેની સાથે મૂકવામાં આવ્યો છે. એટલે અનુસ્વાર નથી જ એવી કલ્પના કરીને તેવા શબ્દને સ્થાન આપવામાં આવ્યું છે. વળી અનુનાસિક સિવાયના અને અનુનાસિક વાળા શબ્દો, સાથે સાથે આવતાં અનુનાસિક સિવાયના શબ્દોને, પહેલાં મૂકવામાં આવ્યા છે; અને વ્યંજન વગરના “ અં ” “ ઔ ” ના પહેલાં મૂકવામાં આવ્યો છે; વળી ક્ષ અને જ્ઞ અક્ષરોને સ્વતંત્ર ગણવામાં આવ્યા છે અને તેમને હ એને ળ ની પછી લેવામાં આવ્યા છે.

અર્ધાનુસ્વારને પૂર્ણાનુનાસિકની પહેલાં મૂકવામાં આવ્યા છે. વિસર્ગ સંબંધે એવો નિયમ રાખવામાં આવ્યો છે, કે વિસર્ગ નથી જ, એમ સમજીને શબ્દોની રચના કરવી. અથવા તો વિસર્ગવાળા શબ્દોનું સ્થાન, તેમને તેમ વિસર્ગ વર્ગના શબ્દોની પછી રાખવામાં આવ્યા છે. અનુસ્વાર અને વિસર્ગમાં અનુસ્વારને પ્રથમ મૂકવામાં આવ્યો છે. “ ઍ ” અને “ ઑ ” ને “ અ ” તથા “ આ ” જેવા જ ગણવામાં આવ્યા છે; માત્ર તેમનું સ્થાન, અનુસ્વાર અને વિસર્ગની પછી રાખવામાં આવ્યું છે.

કાઢી નાખેલા લેખો ને તેમનાં સ્થાન

અગ્નિકાપાર્સ–ગનકૉટન ; અચ્યુતરાય–વિજયાનગર. અજીતસિંહ–જોધપૂર. અદૃષ્ટવાદ–કર્મ–અધ્યક્ષ—સભા, અધ્યાત્મ બ્રહ્મ. અધ્યાપનશાસ્ત્ર—શિક્ષણશાસ્ત્ર ઍન–ઈંગ્લંડ અનાથબાલસંગોપન—બાલસંગોપન. અનાથબાલિકાશ્રમ—સ્રી–અનાથ–વિદ્યાર્થીગૃહો—વિદ્યાર્થી. અનુભવ—માનસશાસ્ત્ર અનુમાન—તર્કશાસ્ત્ર અનુલોમ–વિવાહ. અનુસ્તરણી ઉત્તરક્રિયા; અપપાઠ–ઈતિહાસસંશોધન. અપમૃત્યુ.—મૃત્યુ. અપવાદ–નિયમ. અપહાર—માલમત્તા. અપાંક્તત્ત–પંક્તિત્ત આપાત્ર.–દાન. અપૂર્ણાંક–અંકગણિત આ પોલો–સૂર્ય. અપ્રત્યય–જ્ઞાન. અબદાલી–અહંમદશાહ. અભિસારિકા–નાયિકા.અભ્યાસ–વ્યાકરણશાસ્ત્ર. અમીરચંદ–ઉમીચંદ–અમેરિકન કાયદાપદ્ધતિ. વાઙ્મયસંયુક્ત સંસ્થાનો. અયોનિસંભવ—જનન. અરગજા—અત્તરો. અરણ્ય—જંગલ. અરિમાઈત—ઍરિથ્રાઇટ. અર્થવાદ—ન્યાય.

# સંક્ષેપ પરિચય

**પ્રસ્તુત વિભાગમાં વાપરેલા ગ્રંથોનાં સંક્ષિપ્ત નામોનું સ્પષ્ટીકરણ.**

| | |
|---|---|
| અ. ઓ. સો. નિ. કા. પુ. | અમેરિકન ઓરિએન્ટલ સોસાઈટીનું નિયત કાલિક પુસ્તક. |
| અ. કો. | અર્વાચીન કોશ |
| ઇં. ઍં. | ઇંડિયન ઍંટિક્વેરી. |
| ઇં. ગૅ. | ઇંપીરિયલ ગૅઝેટિયર |
| ઇં. ગાઇડ | ઇંડિયન ગાઇડ |
| એ. ઇં. | એપિગ્રાફિઆ ઇંડિકા. |
| એન. જી. જી. ડબ્લ્યુ. | નાખ્રિજ્ટન ફૉન ડેર કનિખ લિખેન ગેઝેલ શાફ્ટ ડેર વિટેન શાફ્ટિંન ત્સુ ગગેન. |
| એ. બ્રિ. | એન્સાઇક્લોપીડીઆ બ્રિટાનિકા. |
| એ. રિ. એ. | એન્સાઇક્લોપીડીયા આફ રિલિજ્યન ઍન્ડ એથિક્સ |
| એસ. ડબ્યુ. એ. | ઝિત્ઝુંગ્સબેરિજ્ટે ડેર વિનેર ઍકૅડેમીડેર વિસન શાફ્ટેન. |
| એસ. બી. એ. | ઝિત્ઝુંગબેરિજ્ટે ડેર બર્લિના ઍકૅડેમી ડેર વિસન શાફ્ટેન |
| ઐ. બ્રા. | ઐતરેય બ્રાહ્મણ. |
| ઐ. લે. સં. | ઐતિહાસિક લેખસંગ્રહ. |
| કૅટ. કૅટ. | કૅટલોગસ કૅટલોગોરમ. |
| કવિ ચ. | કવિચરિત્ર. |
| કાત્યા. | કાત્યાયન શ્રૌતસુત્ર |
| કૌશિ. અથવા કૌ. સૂ. | કૌશિક સૂત્ર. |
| ગો. બ્રા. | ગોપથ બ્રાહ્મણ. |
| ગૅ. | ગૅઝેટિયર. |
| જ. અ. ઓ. સો. ગ્રં | જર્નલ ઑફ ધિ અમેરિકન ઓરિએન્ટલ સોસાયટી ગ્રંથ |
| જી. જી. એ. | ગટિંગ ગેલેર્ટ અન્ત્સાંયગન |
| જે. આર. એસ. | જર્નલ ઑફ ધિ રૉયલ એશિયાટિક સોસાયટી ઑફ ગ્રેટબ્રિટન અન્ડ આયર્લૅંડ |
| જે. એ. એસ. બી. | જર્નલ ઑફ ધી રૉયલ એશિયાટિક સોસાયટી આફ બેંગાલ. |
| જે. પી. ટી. એસ. | જર્નલ ઑફ ધી પાલી ટેક્ષ્ટસ સોસાયટી. |
| જૈ. અશ્વમેધ. | જૈમિનીય અશ્વમેધ. |
| ઝેડ. ડી. એમ. જી. | ત્સાઇટશ્રિફ્ટ ડેર ડાએટ શ્ચેન માર્ગન લેંડિશેન ગેઝેલ શાફ્ટ |
| ટૉ. | ટૉડ. |
| ડબ્લ્યુ. ઝેડ. કે. એમ. | વીના ત્સાઈટશ્વિફ્ટ ફ્યુર ડી કુંડ ડેસ માર્ગન લાડેસ. |
| ડિ. ગે. | ડિસ્ટ્રિક્ટ ગૅઝેટિયર. |
| તૈ. સં. | તૈત્તિરિય સંહિતા. |
| પ્રા. કો. | પ્રાચીન કોશ. |
| બાં. ગે. | બૉમ્બે ગેઝેટિયર. |
| બાં. બ્રં રા. એ. સો. જ. | બૉંબે બ્રેન્ચ રૉયલ એશિયાટિક સોસાયટી જર્નલ. |
| બે. ગે. | બેલગામ ગેઝેટિયર. |
| ભ. | ભરત નાટયશાસ્ત્ર. |
| ભા. | ભાવપ્રકાશ. |
| ભા. ઈ. સં મ. | ભારત ઇતિહાસ સંશોધક મંડળ. |
| ભાગ. દશ. | ભાગવત દશમ સ્કંધ. |
| ભાર. | ભારત. મહાભારત |
| મ. પ્રાં. ગે. | મધ્યપ્રાંત ગેઝેટિયર. |
| મ. ભા. અથવા મહા. | મહાભારત. |
| મા. | માધવ નિદાન |
| મું. ગે. | મુંબઈ ( બૉંબે ) ગેઝેટિયર. |
| મુ. રિ. | મુસલમાની રિયાસત. |
| રા. ખં. | રાજવાડે ખંડ |
| વનૌ. | વનૌષધિ ગુણાદર્શ. |
| વા. | વાગ્ભટ. |
| વા રા. | વાલ્મીકિ રામાયણ |
| વિનય. | વિનય પિટક. |
| વિ. વિસ્તાર | વિવિધજ્ઞાન વિસ્તાર. |
| વૈ. સુ. | વૈતાન સુત્ર. |
| શ. બ્રા. | શતપથ બ્રાહ્મણ. |
| શ્રૌ. સૂ. | શ્રૌત સૂત્ર. |
| સં. ક. કા. સૂ. | સંત કવિ કાવ્ય સૂચિ. |
| સા. દ. | સાહિત્ય દર્પણ |
| સુ. | સુશ્રુત |
| સેંદ્રિ. ર. પૂ. ભા. | સેંદ્રિય રસાયનશાસ્ત્ર પૂર્વભાગ |
| હિં. વૈ. કો. | હિંદી વૈજ્ઞાનિક કોશ. |

કેટલાક પ્રસંગે સંક્ષેપમાંનાં વિરામ ચિહ્ન છોડી દેવામાં આવ્યાં છે.

પ્રાચીન દુનિયા

૧. વૈભવકાલીન ઇરાની સામ્રાજ્ય (ખ્રી. પુ. ૫૨૫.)

૨. અલેકઝાંડરનું સામ્રાજ્ય. સામ્રાજ્યની સરહદ સ્વારીનો ભાગ.

૩. સિકંદર બાદશાહનું બાવલું

૪. પહેલો શાપુર. (એક ઇરાની બાવલા પરથી)

૫. પરસેપોલિસથી કસકસીઁઝના પગથીઆ પરનું સ્પષ્ટ દેખાય એવું કોતરકામ.

૬. ઉત્તર હિંદુસ્તાનમાં દ્રવિડો આવતા પહેલાંનાં લોકોની સ્મારકશિલા.

૭. ફિડઅસે કરેલા આલિંપિયન ઝૂસની ઉર્ધ્વાંગ પ્રતિમા.

૮. હોમર–કૅપિટૉલમાંની પ્રતિમા

૯. ડેલ્ફાયનું દેવળ. મધ્ય ભાગે મુખ્ય દેવળ હોવાથી તેની બાજુએ નાટકગૃહ અને આગલા ભાગમાં જુદા જુદા ગ્રીક સંસ્થાનોનાં ઉપાયનગૃહો છે. દેવળનો પાછળનો દેખાવ પાર્નાસસ ડુંગરનો છે.

૧૦. આતેષગાહ અથવા અગ્નિકુંડ.

૧૧. પ્રાર્થનાના પોશાખમાં પારસી.

૧૨. ગણેશ ગુફામાંનુ દૃશ્યો ઓરિસા.

૧૩. ઉરિયા લિપિમાં તાડપત્રી પાન પર લખેલા એક સચિત્ર પુસ્તકનાં ત્રણ પાનાં.

જગદાવલોકમાનવવંશ

૧૪. અરબ (સેમેટિક).

૧૫. ચીની (માંગોલિયન).

૧૬. માઓરી (પોલિનેશિયન).

૧૭. નિગ્રિલ્લો (આફ્રિકન).

૧૮. અમેરિકન ઇંડીયન.

૧૯ ઉત્તર આસ્ટ્રેલિયન.

૨૦. દુનિમાંની મુખ્ય મુખ્ય પ્રાચીન લિપિનો તુલનાત્મક આકૃતિપટ.

પ્રાચીન હિંદુસ્તાન

દ્રાવિડ કાલ એ ભારતીય આર્યના પૂર્વેનો કાલ છે' એવો મત છે. પણ એ પૂર્ણ સિદ્ધ નથી. આગળના ચિત્રો દ્રાવિડ મહાવંશમાંનાં આજનાં લોકોનાં પૂર્વજોનાં વંશનાં હોવાં જોઇએ એમ એક મત છે.

૨૪. કાનડી લિપિનો વિકાસ અશોક કાલિન લિપિ સુધીનો આજના કાનડી અને તેલગુ લિપિ સુધીનો વિકાસ આગળના કોષ્ટક પરથી માલમ પડે છે.

૨૫. નાગરી લિપિનો વિકાસ નાગરી લિપિ પણ અશોક કાલિન લિપિથી ઉત્પન્ન થઈ તેનો વિકાસ આગળનું કોષ્ટક દેખાડશે.

૨૬. અશોક કાલીન લિપિમાંનું કેટલુંક લખાણુ.

૨૭. જુદી જુદી પ્રાચીન લિપિની તુલના.

૨૮. વિશ્વનાથ કાશિનાથ રાજવાડે એમણે ઇતિહાસના અનેક ક્ષેત્રોનો અભ્યાસ કર્યો હતો.

૨૯. ગૌરીશંકર ઓઝા ભારતીય લિપિશાસ્ત્ર પર એમણે હિંદીમાંમ હત્નો ગ્રંથ લખ્યો છે.

૩૦. રા. વિષ્ણુ શર્મા પ્રાચીન સંગીત કલાનો અભ્યાસ કરીને તેનો અર્વાચીન સંગીત કલાજોડે સંબંધ એમણે દેખાડયો છે.

૩૧. પ્રાચીન ઇતિહાસનું એક સાધન નાણુકશાસ્ત્ર ઉર્ફે મુદ્રા વિજ્ઞાન એને પાશ્ચાત્ય લોકો ન્યૂમિસમ્યાટિકસ કહે છે. અનેક નાણાંના સંગ્રહ વડે પ્રસ્તુત અભ્યાસ કરી શકાય છે.

૩૨. હિંદુના યજ્ઞ પદ્ધતિમાંનાં ઉપકરણો.

૩૩. પર્શુના યજ્ઞપદ્ધતિમાંનાં ઉપકરણો.

૩૪. સોમાની કલ્પના એક યૂરોપીઅને આ પ્રમાણે કરી છે.

અજંઠાના ચિત્ર પરથી અને હરકોઈ ગુફામાંનાં ચિત્રો પરથી પ્રાચીન ભારતીય લોકોની ચિત્ર કલા અને કલ્પના માલમ પડી આવે છે. દેવયોની એટલે નાગપક્ષ ગંધર્વ ઇત્યાદિ વિષેની તેમની કલ્પના નીચે પ્રમાણે હતી.

૩૫. કિન્નરી.

૩૬. નાગ.

મોગલ બાદશાહ અને તેમના સંબંધી

૩૭. તૈમુરલંગ.

૩૮. બાબર.

૩૯. હુમાયૂન.

૪૦. અકબર.

૪૧. બિરબલ.

૪૨. અ-ચાંદબિબિ.

૪૩. જહાંગીર.

૪૪. નુરજહાન.

૪૫. શાહજહાન.

૪૬. મુમતાજ.

૪૭. શાહજહાએ કરેલું મયૂરાસન.

દક્ષિણમાંના મુસલમાન રાજાઓ

૪૮. ઓરંગઝેબ.

૪૯. નાદિરહાહ. ઇરાનના બાદશાહે ૧૯૩૯ માં દિલ્લી પર ચઢાઈ કરી.

૫૦. શાહ અલમ.

૫૧. સુલતાન સિકંદર આદિલશાહ.

૫૨. ઇબ્રાહીમ જગદ્ગુરુ.

૫૩. અલ્લી આદિલશાહ.
૫૪. મોટા ઇબ્રાહીમ આદિલશાહ.
૫૫. ઇસ્માયલ આદિલશાહ.
૫૬. અફ્ઝુલખાન.
૫૭. અ-સુલતાન મહંમદ ગોંવલકોંડેકર.
૫૮. આલિવર્દીખાન.
૫૯. સુરાજ ઉદ્દૌલા.
૬૦. મીરજાફર.
૬૧. મીરન.

મરાઠી રાજાઓ અને રાજપુરુષ.

૬૨. શિવાજી મહારાજ, હિંદુપદપાદશાહી મરાઠી સામ્રાજ્યના સંસ્થાપક.

૬૩. સંભાજી મહારાજ, શિવાજીનો મોટો દીકરો, એનો ઔરંગઝેબે ક્રૂરપણાથી વધ કર્યો.

૬૪. શાહુ, મરાઠી સામ્રાજ્યમાં રાજસત્તાનો અધિકાર ભોગવનારો છેલ્લો પુરુષ.

૬૫. શાહુના મૃત્યુ સમયે જે પેશવા પર હતો અને જેણે ખરેખરું સામ્રાજ્ય સ્થાપન કર્યું, તે બાળાજી બાજીરાવ ઉર્ફે નાનાસાહેબ.

૬૬. બીજો પેશવા, બાજીરાવ એમની ઉપસ્ત્રી મસ્તાનીના વંશ પાછળથી બાંદાના નવાબ થયા.

૬૭. તંજાવર મરાઠી રાજ્યના આદિપુરુષ શિવાજીનો બંધુ વ્યંકોજી.

૬૮. તંજાવરના એક રાજા વ્યંકોજીના વંશમાંનો શાહજી રાજા.

૬૯. દક્ષિણ તરફનું હિંદુરાજ્ય પડાવી લેનારો વિશ્વાસઘાતકી સેનાપતિ અને પછી સુલતાન બનેલો હૈદરઅલ્લી.

૭૦. હૈદરઅલ્લીનો પુત્ર ટિપુ સુલતાન.

પેશવાવંશ નાના સાહેબના બે પુત્રો

૭૧. માધવરાવ પેશવા.
૭૨. નારાયણરાવ પેશવા.
છેલ્લા બાજીરાવ.
૭૩. બાજીરાવની કન્યા બયાબઈ આપટે.

૭૪. પેશવાઈના આખરના દિવસોમાં મુત્સદ્દી બ્રાહ્મણ સેનાપતિ ને હરીપંત ફડકેએ વડગામની લડાઇમાં અંગ્રેજોનો પરાભવ કર્યો.

૭૫. બાપુ ગોખલે એ અંગ્રેજો સાથે લડતા લડતા રણમાં પડયા.

૭૬. નાના ફડનવીસ એમણે અંગ્રેજોની મરાઠી રાજ્ય લેવાની યોજના પોતાના મૃત્યુ સુધી સફળ થવા દીધી નહિ.

હોલકર વંશ

૭૭. મલ્હારરાવ હોલકર.
૭૮. તુકોજીરાવ હોલકર.
૭૯. યશવંતરાવ હોલકર.
૮૦. શિંદે વંશના સંસ્થાપક મહાદજી શિંદે.

ગાયકવાડ વંશ

૮૧. શ્રી. સયાજીરાવ ગાયકવાડ મહારાજ વડોદરા.

૮૨. શ્રી. મહારાણી ચિમણાબાઈ ગાયકવાડ સયાજીરાનાં પત્ની.

૮૩. ગંગાધરશાસ્ત્રી પટવર્ધન. ગાયકવાડનો વકીલતેમના ખુનનેલીધે મરાઠી રાજ્ય પર ચઢાઈ કરવાને અંગ્રેજોને કારણ મળ્યું.

અમેરિકન ઇંડિયન સંસ્કૃતિ

૮૪. થી ૧૦૬ લગી ચિત્ર આકૃતિ અમેરિકન ઇંડિયન સંસ્કૃતિ, જાતોના નમુના, ટોપલીઓ અને માટલા, વણાટ કામના નમુના, નેતર કામના નમુના, ઇત્યાદિ ચિત્રો આવશે.

ભારતીય સંશોધક

૧૦૭. વિશ્વનાથ ઉર્ફે કેરો લક્ષ્મણ છત્રે મહારાષ્ટ્રીય-કેરોપંતી પંચાંગના પ્રવર્તક. જ. ૧૮૨૪ મૃ. ૧૮૮૪.

૧૦૮. પ્રફુલ્લચંદ્રરૉય-બંગાલી રસાયનશાસ્ત્રીય સંશોધક. જ. ૧૮૬૧.

૧૦૯. સર જગદીશચંદ્ર બોસ—બંગાલી વનસ્પતીજીવનકાર્ય સંશોધક.

પાશ્ચાત્ય પ્રાચીન શાસ્ત્રજ્ઞ

૧૧૦. પાયથૅગોરસ-પૃથ્વી ગોળા છે, તે સિદ્ધ કરી આપનારા ગ્રીક તત્ત્વવેત્તા. જ. ખ્રિ. પૂ. ૫૮૨; મૃ. ખ્રિ. પૂ ૫૦૦૦.

૧૧૧. પ્લીની-રોમનસૃષ્ટિવિજ્ઞાનશાસ્ત્રજ્ઞ જ. ઈ. સ. ૨૩ મૃ. ઇ. સ. ૭૯.

૧૧૨. રાજર બેકન શાસ્ત્રીય જ્ઞાનનો પુનરુજ્જીવક અંગ્રેજ. જ. ઈ. સ. ૧૨૧૪ મૃ. ઈ. સ. ૧૨૯૨.

૧૧૩. ઍર્ઝે રિસ્ટૉટલ-અનેક વિષયપ્રવીણ ગ્રીક શાસ્ત્રજ્ઞ. જ. ખ્રિ. પૂ. ૩૮૪ મૃ. ખ્રિ. પૂ. ૩૨૨.

૧૧૪. હિપૉક્રૉટીઝ-વૈદશાસ્ત્રના જનક ગ્રીક શાસ્ત્રજ્ઞ. જ. ખ્રિ. પૂ. ૪૬૦ મૃ. આશરે ૩૬૦.

૧૧૫. આર્કિમીડીઝ-યંત્રશાસ્ત્રપ્રવીણ. ગ્રીક શાસ્ત્રજ્ઞ. જ. ખ્રિ. પૂ. ૨૮૭ મૃ. ખ્રિ. પૂ. ૨૧૨.

પાશ્ચાત્ય જ્યોતિષશાસ્ત્રજ્ઞ

૧૧૬. ટાલેમી- અપચક્રોની કલ્પના શોધનારો ગ્રીક જ્યોતિષી. કાલ ઈ. સ. આશરે ૧૫૦.

## ચિત્રસૂચિ

૧૧૭. જોહન કેપ્લર– ગ્રહકક્ષા તથા ગ્રહગતિ બતાવનારો જર્મન. જન્મ ૧૫૭૧ મૃત્યુ ૧૬૩૦.

૧૧૮. નિકોલસ કોપનિકસ–સુર્યકેંદ્ર સિદ્ધાંતનો પુરસ્કર્તા જર્મન. જન્મ ઈ. સ. ૧૪૭૩ મૃત્યુ ઈ. સ. ૧૫૪૩.

૧૧૯. સર નૉર્મન લૉકિઅર–સારરસાયનશાસ્ત્રપ્રવર્તક અંગ્રેજ.

૧૨૦. લાપ્લાસ–તેજોમેઘ ઉપપત્તિમાં સુધારો કરનારો ફ્રેંચ. જમ ૧૭૪૯ મૃત્યુ ૧૮૨૭.

૧૨૧. ઐઝેક ન્યૂટન–ગુરુત્વાકર્ષણનો શોધક અંગ્રેજ જ્યોતિષી. જન્મ ૧૬૪૨ મૃત્યુ ૧૭૨૭.

પાશ્ચાત્ય વૈદક શાસ્ત્રજ્ઞ

૧૨૨. ગેલેન શસ્ત્રક્રિયાનિપુણ રોમનશાસ્ત્રજ્ઞ, જ. ૧૩૧ મૃ. ૨૦૦

૧૨૩. જોસેફ જૅકસન બ્રિસ્ટન–લોહીમાંન લાલ ગોલકનો શોધક.

૧૨૪. જેનર–ગોસ્તનદેવીની ( શિતળાની ) રસી શોધ કરનારો અંગ્રેજ. જ. ૧૭૪૯ મૃ. ૧૮૨૩.

૧૨૫. મૉર્ટન–વેદનારહિતશસ્ત્રક્રિયા સંશોધક અમેરિકન.

૧૨૬. લુઈ પાશ્ચૂર–રોગપ્રતિબંધક રસીનો ફ્રેંચ શોધક. જન્મ ૧૮૮૨ મૃત્યુ ૧૮૯૫.

૧૨૭. જૉન હંટર–અંગ્રેજ શસ્ત્રક્રિયા શાસ્ત્રજ્ઞ જન્મ ૧૭૨૮ મૃત્યુ ૧૭૯૩.

પાશ્ચાત્ય રસાયનશાસ્ત્રજ્ઞ

૧૨૮. જોસેફ પ્રીસ્ટલે પ્રાણવાયુની શોધ કરનારો અંગ્રેજ શાસ્ત્રજ્ઞ. જન્મ ૧૭૩૩ મૃત્યુ ૧૮૦૪.

૧૨૯. પ્રોફેસર વિલ્હેલ્મ રાંટજેન– ‘ ક્ષ ’

૧૩૦. જોસેફ પ્રીસ્ટલે પ્રાણવાયુની શોધ કરનારો અંગ્રેજ શાસ્ત્રજ્ઞ. જ. ૧૭૩૩ મૃ. ૧૮૦૪.

૧૩૧. સર વિલ્યમ રૅમસે–ક્રિયોત્પાદી મૂલદ્રવ્ય સંશોધક સ્કૉટિશ શાસ્ત્રજ્ઞ. જન્મ ૧૮૫૨.

૧૩૨. મૅડમ કુરી–રેડિયમ ધાતુનો શોધ કર નારી ફ્રેંચ વિદુષી.

૧૩૩. જૉન ડૉલ્ટન–પરમાણુ સિદ્ધાંતપ્રવર્તક અંગ્રેજ શાસ્ત્રજ્ઞ. જન્મ ૧૭૬૬ મૃત્યુ ૧૮૪૪.

પાશ્ચાત્ય પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રજ્ઞ

( ૧૩૪ ) બેંજામિન ફ્રાંકલિન–વિદ્યુદ્રક્ષકણીને શોધક અમેરિકન. જન્મ ૧૭૦૬ મૃત્યુ ૧૭૯૦.

૧૩૫. સર હંફ્રે ડેવ્હી–વિદ્યુત્પ્રવાહજન્ય રાસાયનિક પૃથક્કરણનો સંશોધક. જ. ૧૭૭૮ મૃ. ૧૮૨૯.

૧૩૬. સર માયકેલ ફેરેડે–વિદ્યુજ્જનક યંત્રનો શોધક અંગ્રેજ શાસ્ત્રજ્ઞ. જન્મ ૧૭૯૧ મૃત્યુ ૧૮૬૭.

૧૩૭. ડૉ. ટામસ. યંગ–પ્રકાશનાં મોજાંનો સિદ્ધાંત પ્રતિપાદક અંગ્રેજ. જ. ૧૭૭૩ મૃ. ૧૮૨૯.

૧૩૮. હર્મન વ્હાન હેલ્મહોલ્ટઝ–શકિતનિત્યત્વસિદ્ધાંતપ્રતિપાદક જર્મન. જ. ૧૮૨૧ મૃ. ૧૮૯૪

૧૩૯. ગૅલિલીઓ–પહેલો મોટો પદાર્થવૈજ્ઞાનિક ઇટાલિયન જમ ૧૭૦૬ મૃત્યુ ૧૭૯૦.

પાશ્ચાત્ય ભૂશાસ્ત્રજ્ઞ

૧૪૦. જાર્જ કવ્હિએ–શિલાપ્રસ્તરોમાંના પ્રાણ્યવશેષોનો અભ્યાસક ફ્રેંચ. જ. ૧૭૬૯. મૃ. ૧૮૩૨.

૧૪૧. તૃતીય યુગમાંનું દૃશ્ય.

૧૪૨. વિલ્યમ સ્મિથ–પ્રસ્તરાવશેષશાસ્ત્રસંસ્થાપક અંગ્રજ શાસ્ત્રજ્ઞ. જ. ૧૭૬૯ મૃ. ૧૮૩૯.

૧૪૩. દ્વિતીય યુગમાંનું દૃશ્ય.

૧૪૪. ડૉ. જેમ્સ હટન–ભૂપૃષ્ઠના ફેરફારોની ઉપપત્તનો પ્રતિપાદક સ્કૉચ. જ ૧૭૨૬ મૃ. ૧૭૯૭.

૧૪૫. અલેકઝાંડર હમ્બોલ્ટ–સમોષ્ણરેખાસંશોધક જર્મન શાસ્ત્રજ્ઞ. જ. ૧૭૬૯ મૃ. ૧૮૫૯.

પાશ્ચાત્ય જીવિશાસ્ત્રજ્ઞ

૧૪૬. ડૉ. પાલબ્રોકા–મગજમાંનો કાર્યવિષયક સ્થાનભિન્નત્વના ફ્રેંચ શોધક. જ. ૧૮૨૪ મૃ. ૧૮૮૦

૧૪૭. ડા. થિઓડર શ્વૉન–ગોલકસિદ્ધાંત પ્રતિપાદક જર્મન શાસ્ત્રજ્ઞ જ. ૧૮૧૦ મૃ. ૧૮૮૨.

૧૪૮. થૉમસ હેનરી હકસલે–ડાર્વિનના ઉપપત્તિનો પુરસ્કર્તા અંગ્રેજ. જ ૧૮૨૫ મૃ.૧૮૯૫.

૧૪૯. અર્નેસ્ટ હીનરીચ હેકેલવિકાસવાદદર્શકવંશવૃક્ષકર્તા જર્મન. જ. ૧૮૩૪

૧૫૦. ચાર્લસ રૉબર્ટ ડાર્વિન–જાત્યુત્પત્તિ વિષયક વિકાસવાદના જનક અંગ્રજ. જ. ૧૮૦૯ મૃ. ૧૮૮૨.

૧૫૧. ગુસ્ટાવ ફેશનેર–મનઃશરીર સંયોગવિજ્ઞાન શાસ્ત્રના જનક જર્મન જ. ૧૮૦૯ મૃ. ૧૮૮૨.

**રસાયનશાસ્ત્રની સંજ્ઞાઓનો પરિચયઃ—** રસાયનશાસ્ત્રીય લેખોમાં આવતી બધી સંજ્ઞાઓ અત્રે આપવામાં આવી નથી. તેમ જ વાપરેલા શબ્દથી વસ્તુનો કે ક્રિયાનો સ્વાભાવિક રીતે સમજી શકાતો હોય, તે શબ્દોનું સ્પસ્ટીકરણ પણ અત્રે કરવામાં આવ્યું નથી. વળી જે સંજ્ઞાઓનો વિષય મુખ્યત્વે કરીને હરકોઈ શાસ્ત્રમાં અંતુંત થઈ જતો હોય તે સંજ્ઞાઓનું સ્પષ્ટીકરણ પણ અત્રે કરવામાં આવ્યું નથી.

રાસાયનિક સંજ્ઞાઓનું પૃથકરણ કરવા માટે તેનું સરળ વર્ગીકરણ કરીએ. પ્રથમ વર્ગ રાસાયનિક મૂળ દ્રવ્યોના વાચક શબ્દોનો છે; બીજો વર્ગ રાસાયનિક અને પદાર્થિક ક્રિયાના બોધક શબ્દોનો છે; ત્રીજો વર્ગ મહત્વનાં રાસાયનિક દ્રવ્યોનો છે; અને ચોથો મહત્વનો વર્ગ પ્રાયોગિક યંત્રો પ્રકરણ પરત્વેનો છે. આ પ્રમાણે ભિન્ન ભિન્ન વર્ગોની સંજ્ઞા સ્પષ્ટ કર્યા પછી રાસાયનિક લેખો સમજવામાં મુશ્કેલી પડશે નહિં. રાસાયનિક મૂળ દ્રવ્યો માટે જે ભિન્ન ભિન્ન નામ ભિન્ન ભિન્ન સંજ્ઞાકારોએ વાપરેલાં છે, તેમનું એક તુલનાત્મક કોષ્ટક આગળ આપવામાં આવ્યું છે; અને તેમાં અમે નક્કી કરેલી સંજ્ઞાઓ પણ આપવામાં આવી છે. આ સંજ્ઞાઓ નક્કી કરવામાં દરેક બાબતમાં તદ્દન નવી સંજ્ઞાઓ નહિં, પાડતાં શકય તેટલે અંશે કેટલીક સંજ્ઞાંઓને જુના પ્રયત્નોમાંથી તેમને ઉંચકી લેવામાં આવી છે. અને એક વસ્તુને માટે એક જ સંજ્ઞા રાખવી જોઇએ, એ તત્વને લક્ષમાં રાખીને જ સંજ્ઞાઓની રચના કરી છે, આ વાતપુસ્તક પરથી દેખાઈઆવશે.

રાસાયનિક લેખોમાં બીજી મહ્ત્વની સંજ્ઞાઓ ક્રિયાસૂચક અને ક્રિયાદર્શક છે. એ કઈ પાશ્ચાત્ય શબ્દો માટે વાપરેલી છે, તે પાસે કંસમાં પાશ્ચાત્ય શબ્દો આપીને સ્પષ્ટ કરી છે. સભિસરણ ( ડીફ્યુજન ); ઉત્પાતન કિંવા ઉર્ધ્વપાતન ( ડેસ્ટીલેશન ); ઉર્જિદ્દીકરણ. ( રીડક્ષન ); ઉદકપ્રક્રિયા ( હાયડ્રોલીટીકસ ડીસોસીએશન ). સોર્જીકારક ( રીડયુસીંગ એજંટ ); કેશાકર્શણ ( કેપીલરીએક્ષન ). ઘનીકરણ ( કન્ડેન્સેશન ); ધ્રુવીભવ ન ( પોલરાયઝેશન ). પ્રાપણ ( કન્વેકશન ); વક્રીભવનત્વ ( રીફ્રેકટીવીટી ); વિદ્રાવણ ( સોલ્યુશન; ) વિપાક ક્રિયા ( ફ્રર્મેન્ટેશન ); વિદ્યુત્વિ શ્લેશણ ( ઇલેકટ્રોલીસીસ ); વૈદ્યુદણવીભવન ( અયાનિઝેશન ); શુષ્કપાતન ( ડ્રાય ડેસ્ટીલેશન ); સંસક્તિ ( કોહીજન ); આ શબ્દ રસાયનશાસ્ત્ર અને પદાર્થવિજ્ઞાનશાસ્ત્રમાંના સ્થિત્યંતરસૂચક છે.

તેવા જ પ્રકારના એટલે પદાર્થ સિવાયના; પણ સ્થિતિસૂચક અથવા સ્થિત્યંતરસૂચક શબ્દ હોવા છતાં ચાલુ ક્રિયા ન દર્શાવનારા શબ્દો નીચે પ્રમાણે છે.

ઉત્કવથનાંક ( બૉયલીંગ પૉઈન્ટ ). ગુણક હ્રઈન્ડેકસ દા. ત. વક્રિભવનનો ); દ્વિપાશબદ્ધ ( ડબ્લી લીંકડ ); પ્રમાણુ ( નૉર્મલ ); બીજગર્ભ ( ન્યુકલીઅસ ); રસાંક ( મેલ્ટીંગ પૉઇન્ટ ); શેષ ( રેસીડયુ ); સંપૃકત ( સૈચ્યુરેટેડ ); સ્થિત્યંતરક ઉષ્ણુતામાન ( ક્રિટીકલ ટેંપરેચર ); સ્થિત્યંતસ્કભાર ( ક્રિટીકલ પ્રેશર ); સ્ફટિક ( ક્રિસ્ટલ ).

રાસાયનિકસંજ્ઞા પરિચય માટે ઉપસર્ગ પ્રત્યય પદ્ધતિ આપવી જરૂરની છે. ઘણી વાર પ્રત્યય શબ્દ સંક્ષેપસૂચક હોય છે, એ ભાષાશાસ્ત્રીય તત્વરાસાયનિક પરિભાષા ઘટનામાં વાપરવું પડે છે, એમ માલમ પડશે. જ્યારે અંગ્રેજી પ્રત્યયસદ્દશ સંસ્કૃત પ્રત્યય મળી આવે, ત્યારે તેને જ પસંદ્દ કરી ઉપયોગમાં આણ્યો છે. ઍસિડ દર્શક શબ્દોમાં જે પ્રત્યય અને જે ઉપસર્ગર અંગ્રેજીમાં આવે છે, તેમને ગુજરાતીમાં સદ્દશ પ્રત્યય ને ઉપસર્ગ કયા વાપર્યા છે, અમ્લશાસ્ત્ર એ લેખમાં વિસ્તાર પૂર્વક બતાવ્યું છે. તેને અહીં પણ છેવટે ઉદ્દ્ધૃત કર્યું છે.

મૂળદ્રવ્યોની સંજ્ઞા સ્પષ્ટ કરવા માટે જે કોષ્ટક આગળ આપ્યું છે, તે ઉપરથી માલમ પડશે, કે હિંદી વૈજ્ઞાનિક કોશ, પ્રો. સાઠે ને પ્રો. રાનડે; અને સયાંજી વૈજ્ઞાનિક કોષ, આ ચારેની સંજ્ઞાપદ્ધતિમાં, સદ્દશ થાય છે. તેથી બન્યું ત્યાં લગી આ ચારેની સંજ્ઞાપદ્ધતિને સદ્દશ થાય એવી સંજ્ઞાઓ અત્રે અમે નિશ્ચિત કરી છે. સંજ્ઞાપદ્ધતિ નિશ્ચિત કરતી વખતે તેમાંની સુસંગતિ એ એક જ ધ્યેય રાખીને પાલવે નહિ. પણ તે સાર્વત્રિક પ્રચાર માટે કેમ અનુકૂળ થાય, તે આ જોવાનું હોય છે. શાસ્ત્રના વિકાસ માટે અને તેનું જ્ઞાન સાર્વત્રિક થાય, તે માટે જુદી જુદી ભાષાઓમાં એક જ શાસ્ત્રીય સંજ્ઞાપદ્ધતિ વાપરવામાં આવે, તો ઘણું સારૂં. પણ આ ધ્યેય હુંમેશાં સાધ્ય થાય છે જ, એમ કહી શકાય નહિ. કારણ વૈયક્તિક શાસ્ત્રલેખન પ્રયત્નોમાં હિંદમાંની બીજી ભાષાઓના શબ્દસંગ્રહ સાથે સુસંગતિ જોવાને અવકાશ રહેતો નથી. છતાં તે માટે પ્રયત્ન કરવો જોઇએ, એ વાત ખરી.

## રાસાયનિક પરિભાષા

### રાસાયનિક દ્રવ્યપરિભાષાનો નમુનો

| | |
|---|---|
| અજમોદલ | થાયમોલ |
| અજીવિ-લ | ઍઝો |
| અનામ્લ | બેસ |
| અનુજિજદ | અનહાયડ્રાઇડ |
| અનૂપવાયુ | માર્શ ગૅસ |
| અમિદન-મિદિન | આમાઇડ-ડન-મેડાઈન |
| અમ્ન-મોનિ | અમોનિયા-યમ |
| અરુંતુદ | અક્રિડાઈન |
| અલ્ક | અલ્કલી |
| અસરક | ફ્યુઝેલ તેલ |
| અસ્નેહિન | પરફિન ગ્રૂપ |
| ઈથુન | ઇથેન |
| ઈથિ | ઇથર |
| ઇંદુલીન | ઇંદુલાઈન |
| ઇમિદ | ઇમાઇડ |
| ઉત્કર્બ | હાયડ્રોકાર્બન |
| ઉત્કર્બિલ | અલ્કિલ |
| ઉદ્દીન | બેંઝીન |
| કનિદ | સાયનાઈડ |
| કાષ્ઠામ્લ | અકઝલિક અસિડ |
| કિનન | કવીનોન |
| ગંધ-કિલ | અરોમાટિક-અરિલ |
| જંબીરામ્લ | સાયટ્રિક અસિડ |
| તૈલસાવર્ગ | અલિફાટિક |
| તુલ્યરૂપી | આયસામેરિક |
| દારન | અસિટોન |
| દાર્વમ્લ | અસેટિક અસિડ |
| દ્રાક્ષામ્લ | ટાર્ટરિક અસિડ |
| નિરૂદ | અનહાયડ્રાઇડ |
| નીલીન | અનીલીન |
| પંચિલ | અમીલ |
| પિષ્ટસત્વ | સ્ટાર્ચ |
| પુત્તિક | ફાર્મ ( પુત્તિકામ્લ = ફાર્મિક અસિડ; હરપુત્તિક=કોલોફાર્મ ) |
| પ્રાચોજિજદ | આલ્ડિહાઈડ |
| પ્રોપિલ | મેદિલ |
| બલકામ્લ | વ્હલેરિક એસિડ |
| બીલીન | અલ્બ્યુમિન |
| ભાનલ | ફિનોલ |
| મૂલક | રૅડિકલ. |
| મૈત્રક | યૂરિઆ. |
| સમપદ | હોમોલોગ |
| સાલેચિદિન | અનિસિડિન. |
| સ્વકલ | ગ્લાયકોલ |
| હરસંધિદ | હૅલાઇડ. |

### યંત્રોપકરપરિભાષાણુ

| | |
|---|---|
| અપભવનજાલ | ડિફ્રૅકશન ગેટિંગ. |
| ચર્મતલ | પાર્ચમેંટ. |
| માત્રા શતાંશ સહસ્રાંશ | સેંટિ મિલિમિટર. |
| શર્કરાયંત્ર | સૅક્કરી મીટર. |

### ઉપસર્ગ

| | |
|---|---|
| ઉદ ( દ ) | હાયડ્રો (ઉદ્ધર=હાયડ્રો ક્લોરિક) |
| ઉજ્જ | હાયડ્રો(ચતુરુજ્જ=ટેટ્રૅ હાયડ્રો) |
| ઉપ | હાયપો. |
| ગંધકિલ | થિઓ. |
| તિગ્મ | પાયરો |
| તુલ્ય | આયસો ( તુલ્ય નત્રાયિલ આયસો વાયટ્રાઈલ ) |
| પર | પૅરા |
| પરિ | પર ( પરિસ્તંમિદપરઓઅઇડ ) |
| મિત | મેટા |
| પ્રત્યયાભાવ | ઈક ગંધકામ્લ =સલ્ફ્યુરિક ( ઍસિડ ) |
| અસ | અસ ( નત્રસ=નાયટ્રસ ) |
| અયિત | આઇટ ( નત્રાયિત =નાયટ્રાઇટ ) |
| અયિલ | આઇલ ( નત્રાયિલ =નાટ્રાઇલ ) |
| આર્થો | અસજ્ઞ; |
| ઈક | ઇક ( ગંધકિક =સલ્ફોનિક ). |
| ઈત | એટ ( ગંધકિત =સલ્ફેટ ઉજ્જેત હાયડ્રેટ ). |
| ઈદ | આઈડ ( પ્રાણિદ =ઑાકસાઇડ ગંધકિદ =સલ્ફાઈડ ). |
| ઈલ | ઈલ ( ઉપ્રણિદ =હાયડૉકિસલ; ઉદિલ =એઝિલ ). |
| ઈન | ઈન ( ઉદીન =બેન્ઝીન ) |

આવ્યું. આ પ્રકારની વિદ્યાપીઠ નવસેં વર્ષ સુધી અથેન્સ દેશમાં પુરજોસપૂર્વક અસ્તિત્વમાં હતી.

અકૅડમીક પંથઃ-- પ્લેટોનું તત્ત્વજ્ઞાન સુમારે નવમા શતકમાં યુરોપમાં ચાલુ હતું. ત્યારપછી તેમાંના વિચારોનું પરંપરાસાતત્ય નાશ પામ્યું પરંતુ પ્લેટોએ જમાવેલો તેના સંબંધી મોહ તથા દિમાખ નાશ પામ્યા. નહીં બીજી રીતે કહીએ તો તે વિચારૌઘ ૯૦૦ વર્ષ એક સરખો અવ્યાહત ચાલુ હતો. પરંતુ પછીથી તેમાં જુદા જુદા ફાંટાઓ ફુટ્યા. એટલાં વરસ લગી એ વિચારોનું વલણ એક સરખું હતું, માટે તેનું મહત્વ યુરોપના તત્ત્વજ્ઞાનના વાઙ્મયમાં બહુ મોટું છે. પ્લેટોના અનુયાયીઓમાં મોટા મોટા વિદ્વાન પંડિતો હતા. તેઓએ તેના તત્ત્વજ્ઞાનને તથા વિચારોને વખતોવખત જુદાં જુદાં વલણો આપ્યાં. પહેલું તો તેનાં કેટલાંક ખ઼ામીભર્યા આધ્યાત્મિક તત્વોનો પ્લેટોના અનુયાયીઓએ ત્યાગ કર્યો; અને પછી એ તત્ત્વજ્ઞાનમાં કાર્નેડિઝના નાસ્તિક મતનો તથા સ્ટોઈકના સુખદુઃખ વિષે ઉદાસીન વૃત્તિમતનો પણ સમાવેશ કરવામાં આવ્યો. ત્યારથી એ પ્રમાણવાદનું રૂપાંતર 'સંભાવ્યવાદ, થયું. પ્લેટોથી સિસેરો સુધી પ્લેટોએ પ્રતિપાદન કરેલા તત્ત્વજ્ઞાનમાં જે ફેર પડ્યો છે, તેના નીચે આપ્યા પ્રમાણે ચાર ભાગ પડે છે.

(૧) પ્લેટોની કલ્પનાશકિતની ઉપપત્તિ તેના બે શિષ્યોને (ઝેનોક્રિત અને સ્યુસ્ટિપસ) માન્ય ન હતી; (ઉદાહરણાર્થે) તેનો મત એવો હતો કે વસ્તુના ગુણધર્મ તે વસ્તુના અસ્તિત્વ માટે કારણીભૂત નથી. (૨) સર્વવસ્તુમાં ઐક્ય છે, અને તે યોગને લીધે નિશ્ચિતજ્ઞાન મેળવવામાં મદદ થાય છે. આ માન્યતા અર્સીલાઉસના કાળપર્યંત સ્વીકારવામાં આવતી, તેના ખરાપણા વિષે પછીથી સંશય ઉત્પન્ન થયો.

(૩) ઍકડમી તત્ત્વજ્ઞાનમાં કાર્નેડિઝના નાસ્તિક મતનો એટલે શંકાવાદ અથવા ઇંદ્રિયદ્વારા વસ્તુનું અયથાર્થ જ્ઞાન એ તત્વનો પછી સમાવેશ થયો.

(૪) આ કાળમાં જુદાં જુદાં તત્ત્વો, શાખાઓ તથા મતોનું એકીકરણ કરવાના પ્લેટોના અનુયાયીઓએ પ્રયત્ન કર્યો.

અકબરઃ-- ઈ. સ. (૧૫૫૬-૧૬૦૫) તેનું બાળપણ. મુગલ વંશનો એ ત્રીજો બાદશાહ તેનું પૂરેપૂરૂં નામ જલાલુદ્દીન મહમદ અકબર. હુમાયૂન વનવાસમાં હતો તે દરમીઆન તા. ૧૫. આકટોબર ૧૫૪૨ ના રોજ ઉમરકોટમાં અકબરને જન્મ થયો. તે ચૌદ મહિનાના હશે ત્યારે તેને તેના માબાપ પાસેથી કાકાના તાબામાં જવું પડ્યું. ત્યાર પછી બે વર્ષે તે તેના માબાપને મળ્યો. નાનપણમાં તેની ઉપર અનેક સંકટો આવ્યાં; અને આ સમય દરમીઆન તેને સખ્ત કેદ પણ ભોગવવી પડેલી. જીવ જવાની અણીની વેળાઓ પણ તેના ઉપર ઘણી વખત આવી પડેલી; પરંતુ એ સર્વ સંકટોમાંથી તેનો બચાવ થયો. આવી આફતોને લીધે બાલ્યાઅવસ્થામાં તેને વિદ્યાભ્યાસની તક મળીજ નહીં. હુમાયૂને તેને માટે એક શિક્ષક રાખેલો. પરંતુ તેનો કાંઈ પણ ઉપયોગ થયો નહિ. હુમાયૂન પ્રેમાળ પ્રકૃતિનો હતો એ ખરૂં છે, પરંતુ તેનામાં ચિત્તની અસ્થિરતા રહેલી, તેથી પોતાના પુત્રની વિશેષ કાળજી લઈ શકયોનહિ કટોકટી તથા ધમાલના પ્રસંગોના પ્રત્યક્ષ અનુભવથી જે શિક્ષણ મળી શકે તેજ માત્ર અકબરને મળ્યું, પરંતુ તે સંપૂર્ણપણે મળ્યું. તેની બુદ્ધિ ઘણી તીક્ષ્ણ હતી તેથી આવા શિક્ષણથી તેને બહુ લાભ થયો. બહેરામખાન ઘણો સ્વામિભકત તથા શૂરો માણસ હતો. તેથી હુમાયૂને અકબરને તેની સુપ્રત કરી હતી. તેણે અકબરનું ઉત્તમ પ્રકારે પાલન કર્યું. હુમાયૂનના મરણ વખતે અકબરનું વય આશરે તેર વરસ અને ત્રણ મહિનાનું હતું. તેથી રાજ્યનો સઘળો વહીવટ બહેરામખાન કરવા લાગ્યો, તે વખતે દીલ્હી તથા આગ્રા શહેરની સીમા બહાર અકબરના તાબામાં બહુ મુલક ન હતો. પરંતુ પછીનાં પચાસ વરસ દરમીઆન ઉત્તર હિંદુસ્તાનનો ઘણો ખરો મુલક અકબરે જીતી પોતાની સત્તા નીચે મૂકી દીધો; અને તે ઉપરથી તથા તેની ઉત્તમ રાજ્યવ્યવસ્થાને લીધે, તેની જગતના મહાન રાજ્યકર્તાઓમાં ગણના કરવામાં આવે છે.

રાજ્યપ્રાપ્તિ માટે યુદ્ધઃ-- આશરે ચૌદ વરસની ઉમ્મર હતી ત્યારે અકબરને અનેક સંકટો તરફ ધ્યાન આપવું પડ્યું. પંજાબમાં સિકંદર સૂર, પૂર્વ તરફના પ્રાંતોમાં મહંમદશાહ આદિલી અને હેમૂ, મધ્યહિંદ અને રાજપુતાનામાં હિંદુ રાજાઓ, જૂના પઠાણ સરદારો, તથા અફગાનિસ્તાનમાં રાખેલા અમલદારો એ સર્વે અકબરના શત્રુઓ હતા અને તેઓ અકબર સાથે લડાઈ કરવા તત્પર હતા. જ્યારે બહેરામખાનના હાથમાં સઘળો રાજ્યકારભાર હતો, ત્યારે સર્વે બાબતમાં બહુ કાળજી પૂર્વક ધ્યાન રાખી અકબર પોતે મહેનત કરી તે સર્વેનો ઉકેલ કરવા પ્રયત્ન કરતો. સિકંદરશાહને હરાવી તેને હાથ કરવાનું કાર્ય તેના બાપે તેને સોંપ્યું તે અકબરે પહેલું હાથમાં લીધું. સિકંદરશાહ ધીમે ધીમે કાશ્મીર જવા માટે પાછો ફરતો હતો. અકબરનું સૈન્ય તેની પાછળ પડ્યું અને તેને શિવાલિક

પર્વતોની વચ્ચે આવેલા માણકોરના કિલ્લામાં ભરાઈ રહેવાની ફરજ પાડી.

આવી રીતે અકબર જ્યારે પંજાબમાં ગુંથાયો હતો ત્યારે મહંમૂદ દિલ્લી ઉપર ચઢી આવ્યો. અકબરના સરદાર અલીકુલીખાન ઈ. શૈબાનીનો (તેને અકબરે પછી ખાનજમાનની પદ્વી આપેલી), મહંમદે પરાજય કરી આગ્રા શહેર કબજે કર્યું; અને દિલ્હી નજીક મુગલ સરદાર તાર્તીબેગ સાથે યુદ્ધ કરી તેને હાંકી કાઢયો, આ બહુ કટાકટીનો મામલો હતો. હેમુ સાથે યુદ્ધ ન કરતાં કાબૂલ જવું, અને ત્યાં જઈ તે હસ્તગત કરી ત્યાં એક મહાન મજબુત સૈન્ય જમાવી હેમૂ સાથે યુદ્ધ કરવું એવી ઘણા સરદારોએ અકબરને આ સમયે સલાહ આપેલી પરંતુ આપણે હેમુ સાથે લડાઈ એકદમ કરવીજ જોઇએ, તેને બળવાન થવા દેવાની તક આપવી એ ભૂલ છે એવી બહેરામખાનની સલાહ અકબરને પસંદ પડવાથી તેણે હેમૂ ઉપર ચઢાઈ કરવાનો નિશ્ચય કર્યો. ઈ. સ. ૧૫૫૬ ના નવેમ્બરની પાંચમી તારીખે પાણિપતના મેદાનમાં મોટું યુદ્ધ થયું; તેમાં એક તીર લાગવાથી હેમૂ રણમાં ઘાયલ થઈ પડયો. એ ઉપરથી પોતાનો સરદાર મરાયો એવી હેમૂના સૈન્યમાં બૂમ ઊઠી અને તેથી ચોમેર ધાંધળ તથા અવ્યવસ્થા થઈ રહ્યાં. આમ થવાથી અકબરને જય મળ્યો અને હેમૂ તેના હાથમા સપડાયો. હેમૂને ઠાર કરવાનો અકબરનો વિચાર ન હતો. પરંતુ બહેરામખાને તેનું કાંઇ પણ ન સાંભળતાં તેનો શિરચ્છેદ કર્યો.

બહેરામખાનનું પાલકત્વઃ- ત્યાર પછી અકબરે આગ્રા ઉપર ચઢાઇ કરી તે શહેર કબજે કર્યું. પછી ઈ. સ. ૧૫૫૭ ના માર્ચ માહનામાં પંજાબમાં સિકંદરશાહે ફરીથી બળવો જમાવ્યાના સમાચાર અકબરને મળ્યા. તે ઉપરથી તે પંજાબ ગયા અને માણકોટના કિલ્લાને છ મહીના સુધી ઘેરો ઘાલી સિકંદરશાહને શરણે આવવા ફરજ પાડી. પછીનાં બે વરસ એટલે (ઈ. સ. ૧૫૫૮ થી ૧૫૫૯) દરમીઆન બહેરામખાને અકબરના પાલક તરીકે રાજ્યકારભાર ચલાવ્યો. પરંતુ અકબર તથા બહેરામખાનને એક સાથે કામ કરવાનો પ્રસંગ આવ્યો, ત્યારે એ બંને વચ્ચે મતભેદ થવા લાગ્યો. અકબર પોતાની જવાબદારીમાંથી છુટી જવાનો કદી પ્રયત્ન કરતો નહીં. ઉત્તમ કામ કરનારને બક્ષિસ વગેરે આપવા માટે તે હંમેશાં તત્પર રહેતો. પરંતુ બહેરામખાન નિષ્ઠુર, જીદ્દી તથા ખુની પ્રકૃતિનો હતો. અધિકાર વાપરવાના કામમાં એ ન્યાય અન્યાય જોતો નહિ. તેણે અનેક લોકોનાં મન દુભાવ્યાં હતાં તેથી ઘણા લોકોએ બહેરામખાન સામે તકરાર કરી. રાજ્યસત્તા પોતાના હાથમાં હોય તો ઠીક એમ અકબરને પણ હવે લાગતું હતું. તેણે એક દિવસ મોટી યુકિતપૂર્વક બહેરામને કહેવરાવ્યું કે "અમારૂં રાજ્ય અમે પોતેજ ચલાવીએ એવી અમે યોજના કરી છે. માટે અમારા કલ્યાણાર્થે તમે સર્વ કારભાર છોડી દો. તમારે માટે ખર્ચ વગેરેનો પૂરેપૂરો બંદોબસ્ત કરવામા આવશે." આ જોઇને બહેરામે બંડ ઉઠાવ્યું. પરંતુ અકબરે તેનો પરાજય કરી તેને સન્માનપૂર્વક દરબારમાં બોલાવ્યો. (ડિસેંબર ઈ. સ. ૧૫૬૦). બહેરામે બાદશાહની માફી માગી. અકબર તેની યોગ્યતા તથા ઉપકાર બરાબર જાણતો હતો. દરબારી કામ કરવા માટે તેણે બહેરામને કહ્યું. પરંતુ બહેરામે મકકે જવા માટે પરવાનગી માગી. ત્યાં જતાં રસ્તે કોઈ એક પઠાણે તેનું ખૂન કર્યું. (જાન્યુઆરી ઈ. સ. ૧૫૬૧). બહેરામના મૃત્યુ પછી તેની સ્ત્રી તથા તેનાં બાળબચ્ચાં માટે અકબરે સારી વ્યવસ્થા કરી. તેના પુત્ર મિર્ઝાખાનને મોટી કામગીરી ઉપર નીમી તેને ખાનખાનાનની ઉંચી પદ્વી આપી. બહેરામખાનનાં શૌર્ય તથા આપત્કાળમાં ધૈર્ય એ બે ગુણો અકબરને વારંવાર યાદ આવતા. બહેરામખાન જેવો પુરુષ હુમાયુનને મળી ગયો, માટેજ તે વિપત્તિમાંથી પાર પડયો. અકબરને પાછળથી સારા દિવસો પ્રાપ્ત થયા.

અકબરનો વિજયઃ--ઈ. સ. ૧૫૬૧ માં અકબરે જ્યારે બહેરામખાન પાસેથી રાજ્યકારભાર પોતાના હાથમાં લીધો ત્યારે વાયવ્ય પ્રાંત, પંજાબ, ગ્વાલીઅર તથા અજમેર, પશ્ચિમમાં; લખનૌ અને અલાહબાદ સહિત જોધપુર સુધીનો બાકીનો અયોધ્યા પ્રાંત પૂર્વમાં. એટલો મુલક પોતાના હાથમાં હતો. બનારસ, ચુનાર, બંગાળા અને બિહાર પ્રાંતો હજુ સુધી કાં તો સૂરવંશના કોઇ વંશજ પાસે અગર તો કોઇ અફગાન સરદાર પાસે હતા. ઈ. સ. ૧૫૬૦ થી ૧૫૬૭ સુધીનાં અકબરનાં વર્ષો મુખ્યત્વે કરીને બળવા શમાવવામાંજ ગયાં. આ સર્વ પ્રસંગોમાં કોઇ પણ કાર્ય ત્વરાથી કરવાની ટેવ તથા શત્રુ પ્રત્યે પણ ઐાદાર્યવૃત્તિ દેખાડવાની શકિત એવા બે ગુણો અકબરમાં સ્પષ્ટપણે દેખાઇ આવતા. ગાદી ઉપર બેઠા પછી છઠ્ઠે વર્ષે અથવા તો પોતે સ્વતંત્રપણે રાજ્યની લગામ હાથમાં લીધા પછી પહેલે વર્ષે અકબરે માળવા પ્રાંત સર કર્યો. ૧૫૬૨ માં જોધપૂરથી ઈશાન ખૂણે ૭૬ માઇલ દૂર આવેલા મેઢતા નામનો મહત્વનો કિલ્લો અકબરે કબજે કર્યો. તેજ વર્ષમાં અકબરના માળવામાં રાખેલા સેનાપતિએ પશ્ચિમ તરફ ચઢાઇ કરીને

વિજાગઢ અને બરાનપૂરનાં શહેરો કબજે કર્યાં ત્યાર પછી રાવળપિંડીના ઇશાનખૂણે રહેતા ગખર લોકોનાં તથા કાબુલમાં ઉદ્દભવેલાં બંડો સમાવ્યાં. તેજ અરસામાં એક ખેદજનક બનાવ બન્યો. તે નીચે પ્રમાણે હતો. અકબરની ધાવ (દાઈ) મહામ અનાગાના પૂત્ર આદમખાનને, માળવા પ્રાંતમાં બાઝબહાદૂર નામક સરદારે ઉઠાવેલા બંડને શમાવવા માટે, મોકલવામાં આવ્યો. આદમખાને બાઝ બહાદૂરનો પરાભવ કર્યો. પરંતુ તેણે પોતે અનેક દુષ્કૃત્યો કર્યાં, તેણે કરેલી બધી લૂટ પોતેજ રાખી લીધી અને બાઝબહાદૂરના જનાનખાનાનો પણ પોતેજ માલિક બની ગયો. આ ખબર અકબરને થતાં અકબરે તેને તે હોદ્દા ઉપરથી દૂર કર્યો. પછી આદમખાનને એવી શંકા થઈ કે બાદશાહનો વજીર શમસુદ્દીન તેનો નાશ કરવા તક સાધ્યા કરે છે. તેથી તેણે વજીરને ઠાર કર્યો, આ સાંભળીને અકબરે આદમખાનને અગાશી ઉપરથી ફેંકી દેવરાવી તેનો પ્રાણ લીધો. (મે. ૧૫૬૨).

૧૫૬૪ માં પૂર્વમાં આવેલા પ્રાંતોના પ્રવેશદ્વાર જેવા ગણાતો ચૂન્નારનો કિલ્લો આદીલવંશના કોઇ પુરુષ પાસે હતો તે તેણે અકબરને સ્વાધીન કર્યો, ચુન્નાર હાથમાં આવ્યા પછી નરસિંગપુર જીલ્લો અને હુશંગાબાદનો કેટલોક ભાગ ચોરગઢમાં રાજ્ય કરતી રાણીને હરાવી, મુગલોએ સહેજમાં કબજે કર્યો. ૧૫૬૫ ના ઉનાળામાં અકબરે આગ્રાનો કિલ્લો બંધાવવાનું કામ શરૂ કર્યું, અને ૩૫ લાખ રૂપિયા ખરચી આઠ વર્ષે તે કામ પૂરું કરાવ્યું. આ વર્ષથીજ વર્ષાૠતુમાં જૉનપુરમાં ઉસબેગ સરદારોએ કરેલાં બંડને શમાવી, તે લોકોને અકબરે પોતાના પક્ષમાં લઇ લીધા. આ લડાઇમાં અકબર ગુંથાયલો હતો તે દરમિયાન તેના સેનાપતિએ બિહારમાં આવેલ રોટસના કિલ્લાને કબજે કર્યો. અને ઓરિસાના રાજા તરફથી એક વકીલે આવીને બાદશાહને નજરાણું આપ્યું અકબરનાં આ પછીનાં બે વર્ષો પણ જૂદાં જૂદાં બંડો શમાવવામાં વીતી ગયાં.

ઇ. સ. ૧૫૬૮ માં અકબરે રાજપૂતાના ઉપર ચઢાઈ કરી ચિત્તોડગઢ જીત્યો, અને ત્યાર પછીના વર્ષમાં (૧૫૬૯ માં) જયપુરના રાજાના રણથંભોરને કિલ્લો હાથ કર્યો. એજ વર્ષ દરમીઆન તેણે ફતેહપુર સિક્રી શહેર વસાવ્યું. ઇ. સ. ૧૫૭૨ સુધીમાં ઘણાં ખરાં રાજપુત રાજ્યો અકબરના તાબામાં આવી ગયાં.

ઈ. સ. ૧૫૭૨ ના સપ્ટેંબર માસમાં અકબરે ગુજરાત ઉપર ચઢાઇ કરવાનું કાર્ય આરંભ્યું. આ સમયે ગુજરાતમાં નાનાં નાનાં મુસલમાની રાજ્યો હતાં અને તેઓ જ્યારે જ્યારે લાગ ફાવતો ત્યારે ત્યારે ત્યારે અકબરના તાબાના પ્રદેશોમાં ઉપદ્રવ કરતાં. આજ સુધી અકબરને એવો ભય લાગતો કે પોતે જીતી લીધેલા મુલકમાંથી તે બીજે મુલક જીતવા જતો ત્યારે પાછળથી જીતાયલા મુલકમાં રહેલો સરદાર બંડ કરી સ્વતંત્ર થવા પ્રયત્ન કરશે પરંતુ હવે તેનો એવી જાતનો ભય ટળી ગયો. એટલુંજ નહિ, પરંતુ તેની ગુજરાતની ચઢાઇમાં તેની સાથે જયપુરના ભગવાનદાસ તથા માનસિંહ બંને રાજપુતો તેની બાજુમાં ખભેખભા અડાડી ઉભા રહ્યા. અકબરની ગુજરાતમાં સામે થનારાં રાજ્યો પૈકી ભરૂચ, વડોદરા તથા સુરતનાં રાજ્યો મુખ્ય હતાં. આ સર્વેને હરાવી ગુજરાતનો કારભાર કરવા માટે અમદાવાદમાં પોતાનો એક સુબેદાર નીમી અકબર ઈ. સ. ૧૫૭૩ ના જુન માસમાં આગ્રા પાછો ફર્યો. પરંતુ તેજ વર્ષના સપ્ટેંબર મહિનામાં ગુજરાતમાં બંડખોરોએ ફરીથી બળવો ઉઠાવ્યાની બાતમી મળતાં તે પાછો ગુજરાત તરફ રવાના થયો.

અકબરના અમલના અગિયારમા વર્ષની આખર સુધીમાં પંજાબ, કાબુલ, તથા મધ્ય અને પશ્ચિમ હિંદુસ્તાનનો ઘણો ખરો ભાગ તેના અમલ નીચે આવી ગયો. પૂર્વમાં કર્મનાશા નદી તેના રાજ્યની સીમા હતી. તે નદીની પેલી બાજુએ બંગાળા તથા બહાર પ્રાંતોમાં અફગાન રાજાઓ અમલ ચલાવતા હતા. તેઓએ કાગળપત્રો ઉપર તો અકબરનું સ્વામિત્વ સ્વીકાર્યું હતું, એ ખરૂં, તોપણ હજુ સુધી તેઓએ અકબરને ખંડણી ભરી નહતી. અથવા તો અકબરને મુજરો કરવા માટે પણ કોઈ વખત હાજર થયા ન હતા. ગુજરાત ઉપરની બીજી ચઢાઇ પૂરી થયા બાદ અકબરે જાતેજ પટણા શહેર ઉપર ચઢાઈ કરી; તે શહેર કબજે કર્યું, અને ત્યાર પછી તેના સેનાધિપતિએ મોંગીર, ભાગલપુર, ગૌડ, વગેરે કબજે કરી અફગાન સરદાર દાઉદને અકબરને શરણે જવા ફરજ પાડી. તેથી ઈ. સ. ૧૫૭૫ માં લગભગ આખો બંગાળા અકબરના તાબામાં આવી ગયો.

રાજપુતાનામાં અકબરને શરણે નહિ આવેલો એકજ રાજપૂત રાજા હતો, અને ચિતોડનો રાણો પ્રતાપ. અકબરે રાણાનો ઘણોખરો મુલક હાથ કર્યો. તોપણ તેણે પોતાના વિશ્વાસુ અનુયાયીઓ સાથે જંગલો તથા પહાડોમાં ભટકી ભટકીને પણ પોતાની સ્વતંત્રતા સાચવી, પણ અકબરને નમ્યો નહિ. રાણાને મહાત કરવા માટે આખરે અકબરે માનસિંહ સાથે

એક સૈન્ય રવાના કર્યું, અને પોતે પણ એક સૈન્ય લઈ મેવાડમાં દાખલ થયો. એ વર્ષની આખરમાં માનસિંહ તથા રાણા પ્રતાપ વચ્ચે હળદિઘાટમાં ભીષણ યુદ્ધ થયું. અને તેમાં રાણાનો પરાજય થયો. અને ત્યાર પછી પણ કેટલાંએક વર્ષો સુધી મુગલ સૈન્યે જંગલો તથા પહાડોમાં રાણાની પૂંઠ પકડી, તેને બહુ બહુ સતાવ્યો. પરંતુ પ્રતાપસિંહે મુગલ સૈન્યને છેવટ સુધી દાદ આપીજ નહિ. (જુએ, પ્રતાપસિંહ). ઈ. સ. ૧૫૭૭ માં ઓરિસ્સામાં દાઉદખાને ઉઠાવેલા બંડને શમાવવામાં આવ્યું ઈ. સ. ૧૫૭૭ થી ૧૫૭૮ ના વર્ષો મેવાડ, બરાનપુર તથા ગુજરાતમાં રાજ્યકારભારમાં સુધારા કરવામાં ગાળ્યો. ઈ. સ. ૧૫૮૧ માં જજીયા વેરો માફ કરવામાં આવ્યો એ મહત્વની ઘટના બની. અને રાજ્યના એક ભાગમાંથી બીજા ભાગમાં લઈ જવા આવતા માલ ઉપરની જકાત પણ રદ કરવામાં આવી.

પોતાનું રાજ્ય ચિરસ્થાયી બની લોકોને કલ્યાણકારી નીવડે એવી અકબરની ઈચ્છા હતી તેથી રાજપૂતોને પોતાના કરી લેવા માટે તેણે પ્રથમથી પ્રયત્ન શરૂ કરેલા. સર્વે પ્રત્યે એક સરખી વર્તુણુક રાખવી, કોઈને પણ ત્રાસ થવા દેવો નહિ. ધર્મને નિમિત્તે કોઈ પણ ઉપર જુલમ કરવો નહિ. એવું ધોરણ નકકી કરી લોકો સાથે મીઠાશથી વતી આખો હિંદુસ્તાન દેશ પોતાના તાબામાં કરી લેવે, એવું તેણે નકકી કરી રાખ્યું હતું. જજીયા વેરા જેવો હિંદુ યાત્રાળુ ઉપરનો કર પણ કાઢી નાખ્યો અને રાજપૂતો સાથે (ઉ. જયપૂર, જોધપૂર, બિકાનેર વગેરે રાજ્યો) શરીરસંબંધથી જોડાઈ તેઓને લશ્કરીખાતામાં મોટે મોટે ઓહ્દ્ધે નીમી પોતાના પક્ષમાં લઈ લીધા. તેણે સર્વ પ્રકારના તથા સર્વ જાતિના લોકોને પોતાના રાજ્યમાં નોકરી આપી.

ઈ. સ. ૧૫૮૨ માં કાબુલમાં રાજ્ય કરતા તેના ભાઈ હકીમે પંજાબ ઉપર ચઢાઈ કરી. તેથી અકબરે તેની સામે જઈ ઠુર્દકાબુલ પાસે તેનો પરાજય કર્યો. અને તેના ભાઈએ આટલું કર્યા છતાં કાબુલ પ્રાંત તેની પાસે રહેવા દીધો. ઈ. સ. ૧૫૮૫ માં હકીમ મરણ પામ્યા ત્યાર પછી કેટલાએક દિવસ સુધી કાબુલનો કારભાર અકબરે માનસિંહને સોંપ્યો. પરંતુ રાજપૂત સુબેદાર જોઈએ નહિ, એવી તકરાર અકબર પાસે આવતાં તેણે તુરતજ એક મુસલમાનને ત્યાં નીમ્યો અને માનસિંહને બંગાળાની સુબેદારી આપી. (૧૫૮૭) ઈ. સ. ૧૫૮૪ માં બંગાળમાં અકબરે શાંતિ સ્થાપી અને ગુજરાતમાં ઉઠાવવામાં આવેલું બંડ શમાવ્યું. ને ત્યાં પોતાની કાયમની સત્તા સ્થાપી.

ઈ. સ. ૧૫૮૪ થી ૧૫૯૮ સુધી લાહોર અકબરની રાજધાનીનું શહેર હતું. પોતાના ભાઇ હકીમના મૃત્યુના સમાચાર અકબરને તેના એકત્રીસમે વર્ષે મળ્યા, અને તેજ સમયે ઉઝબેક લોકો બદક્ષાન પ્રાંત ઉપર આક્રમણ કરી કાબુલ પણ જીતી લેવા માગે છે એવી બાતમી પણ મળી. તેથીજ તે નવેમ્બર માસમાં પંજાબ જવા નીકળ્યો, અને અટક જઇને એક સૈન્ય કાશ્મીરમાં, બીજું બલુચીઓને હરાવવા માટે, અને ત્રીજું સુવાત પ્રાંતમાં મોકલ્યું, તે માંહેનાં વચલાં સૈન્યને તુરતજ જય મળ્યો. અને પહેલું સૈન્ય, કાશ્મીરના રાજાએ અકબરને સાર્વભૌમ તરીકે સ્વીકાર્યો એટલેથી સંતુષ્ટ થઈ પાછું આવ્યું; અને ત્રીજા સૈન્યને મદદ મળવાથી જય તો મળ્યો, તોપણ તેમાં અકબરનો અતિ માનીતો સરદાર બિરબલ માર્યો ગયો.

ઈ. સ. ૧૫૮૭ માં કાશ્મીરમાં બળવો જાગ્યો તેથી ત્યાંના મુસલમાન રાજા પાસેથી એ પ્રાંત લઇ લેવામાં અકબરનાં સૈન્યને મહેનત પડી નહિ.

સિંધ પ્રાંતને, અકબરે ઈ. સ. ૧૫૮૮ માં પોતાના રાજ્ય સાથે જોડી દીધો. પરંતુ ઈ. સ. ૧૫૯૨ સુધી તે પ્રાંત સંપૂર્ણપણે તેના તાબામાં આવ્યો ન હતો એમ જણાય છે. ઈ. સ. ૧૫૯૦. ગુજરાતના સુબેદારે કાઠિઆવાડ તથા કચ્છ પ્રાંતોને અકબરના અમલ નીચે મૂકયા, અને તેજ અરસામાં બંગાળાના સુબેદાર માનસિંહે ઓરિસા પ્રાંતને પણ સંપૂર્ણપણે મુગલ સત્તા નીચે લીધો. ૧૫૯૪ માં કંદહાર શહેર પણ અકબરના અમલ નીચે આવી ગયું.

અહમદનગરના રાજ્યમાં ગોટાળો માલૂમ પડવાથી અકબરે પોતાનું એક સૈન્ય ત્યાં મોકલ્યું હતું. ત્યાં દક્ષિણી તથા પરદેશી મુસલમાનો વચ્ચે ઝગડાઓને લીધે અંધાધુંધી બહુ વધી ગએલી. અહમદનગરની ફોજનું આધિપત્ય ચાંદબીબી પાસે હતું. તેણે મોટા પરાક્રમ વડે મુગલોએ નરમ કર્યા. તોપણ આખરે વરાડ પ્રાંત મુગલોને આપવાનું કબુલ કરી તેઓની સાથે ચાંદબીબીને સલાહ કરવી પડી. (૧૫૯૬) પરંતુ તહનામાનુસાર વરાડ પ્રાંત મુગલોને કબજે ન આપ્યો તેથી લડાઈ ફરીથી શરૂ થઈ. અને અકબર જાતે નર્મદા નદી ઉતરી દક્ષિણમાં દાખલ થયો. (૧૫૯૯). તેટલામાં ચાંદબીબીનું ખુન થવાથી અહમદનગરમાં બહુ અવ્યવસ્થા થઇ ગઇ, અને નિઝામશાહીનો કોઈ પણ રક્ષક રહ્યો નહિ. તેથી અહમદનગર અકબરના હાથમાં આવ્યું (૧૬૦૦). તો પણ અહમદનગરનું આખુ રાજ્ય તેના કબજામાં આવ્યું નહિ. કેટલાએક મુત્સદ્દીઓ

નિઝામશાહીનું તખ્ત બીજે સ્થળે લઇ ગયા અને કેટલાક દિવસ સુધી ત્યાં રાજ્ય ચલાવ્યું. પછી અકબરે ખાનદેશ કબજે કર્યું અને વરાડ તથા ખાનદેશનો વહીવટ ચલાવવા માટે તેના ચોથા પુત્ર દાનિયાલને ત્યાં રાખ્યો. આટલું કરીને અકબર આગ્રા પાછો ફર્યો. (ઇ. સ. ૧૬૦૧).

અકબરનાં છેવટનાં વર્ષો બહુ દુઃખદ સ્થિતિમાં પસાર થયાં. તેના કુટુંબીઓમાંથી તથા મિત્રમંડળમાંથી ઘણા લોકો એક પછી એક મરવા લાગ્યા તેથી તેને બહુ દુઃખ થયું. પછી સલીમે તેને બહુ સંતાપ આપ્યો. તે ઘણો તોફાની તથા ખૂની સ્વભાવનો હતો. ફૈજી સલીમનો શિક્ષક હતો. પરંતુ તેની સાથે એ શાહજાદાને જરા પણ બનતું નહિ. સલીમનો સ્વભાવ દુષ્ટ હતો, અને તે તેનાં મુરબ્બીઓનું પણ અપમાન કરી નાખતો. અલાહબાદમાં તેના પિતાએ નીમેલા સર્વ અધિકારીઓને તેણે રજા આપી અને પોતાના માણસોને ત્યાં નીમ્યા. બિહારપ્રાંતની વસુલાત પોતેજ એકઠી કરી પોતાને ઠીક પડે તેમ સ્વતંત્રપણે વર્તવા લાગ્યો. પછી અબુલફઝલ દક્ષિણની ચઢાઇમાંથી પાછો ફરતો હતો ત્યારે રસ્તે ઓછર્યાના રાજાને હાથે તેનું સલીમે ખૂન કરાવ્યું. આ ભયંકર કૃત્ય માટે પણ અકબરે સલીમને કાંઈ પણ કડક શિક્ષા કરી નહિ. એ ઉપરથી ઇતિહાસકારો એવી કલ્પના કરે છે કે તેનું મન આ સમયે અતિદુર્બળ થઇ ગયલું હોવું જોઇએ. પરંતુ મેલેસન કહે છે કે અબુલફઝલના ખુનમાં સલીમનો કેટલો ભાગ હતો તે સંબંધી હકીકત અકબર છેવટ સુધી જાણી શકયો ન હતો.

અકબરને પુત્રો તરફથી જરા પણ સંતોષ કે સુખ ન હતાં. તેને શરૂઆતમાં બે છોકરા થયેલા. તે બાલપણુમાંજ મરણ પામેલા. તેનો ત્રીજો પુત્ર સલીમ, ચોથો દાનિયાલ અને પાંચમો મુરાદ હતો. તેઓમાં દાનિયાલ સૌથી વધારે હુશીઆર હતો. તે હિંદુસ્તાની ભાષામાં કાવ્યો પણ રચતો પરંતુ પોતાના બે વડીલભાઇઓ પ્રમાણે પોતે પણ દારૂડીઓ હતો. મુરાદ થોડાં વર્ષો પૂર્વે દક્ષિણની સ્વારીમાં જાલનામાં મરણ પામ્યો હતો. અને ૧૬૦૫ માં અકબરનો માનિતો પુત્ર દાનિયાલ પણ મરણ પામ્યો. તેથી અકબરને જબરો આઘાત લાગ્યો. તેનું ચિત્ત બહુ અસ્વસ્થ બન્યું. અને તે માંદો પડયો તથા આગ્રામાં મરણ પામ્યો. (૧૫ અકટોબર ૧૬૦૫) તે માંદો હતો તે દરમીઆનજ ગાદી માટે ટંટો શરૂ થયો હતો. પરંતુ સલીમનેજ ગાદી ઉપર બેસારવો એમ છેવટે અકબરે ઠરાવ્યું. અકબરની ધર્મ સંબંધી માન્યતાઓ બહુ ઢીલી હતી. પરંતુ અંત સમયે તેણે ઇસ્લામ ધર્મ પાળેલો. મરણ સમયે મુસલમાની ધર્માધ્યક્ષને તેણે બોલાવ્યો અને કલમા વંચાવ્યા તથા પોતે પણ તેજ પ્રમાણે કલમા પઢયો.

સ્વભાવવર્ણન.—અકબરનો બાંધો ઘણો મજબૂત હતો, તથા રંગે તે ગોરો હતો. કપાળ ભવ્ય હતું અને ચહેરો ઘણો પાણીદાર હતો. તેની રહેવાની રીત ઘણી સાદી હતી, અને દરેક બાબતમાં તે બહુ નિયમિત હતો. હમેશાં તે ઉદ્યોગમાંજ ડુબેલો રહેતો. તે ઉંઘ બહુ થોડી લેતો. બાલપણમાં તે જરા ખાઉધરો હતો, પરંતુ ધીરે ધીરે તે મિતાહારી બન્યો. અબુલફઝલ કહે છે કે તે એક ટંકજ જમતો અને તેમાં પણ ખાવાના પદાર્થો તરફ તેનું લક્ષજ નહોતું. છેવટે છેવટે તો તેણે માંસ પણ તજેલું. તે ઉપવાસો પણ ઘણા કરતો કોઈ કોઈ વેળા દારૂ, અફીણ કે ગાંજાનું સેવન કરતો. તેને સતત શ્રમ કરવાની ટેવ પડી ગયલી. ઘોડા ઉપર તે ૨૪ કલાકમાં ૨૪૦ માઇલ જતો એમ કહેવાય છે. મર્દાની ખેલો ઉપર તેને બહુ પ્રેમ હતો. અને શિકારનો પણ તે બડો શોખીન હતો. તેણે પોતાની જુદી જુદી બંદૂકોને જુદાં જુદાં નામ આપ્યાં હતાં અને કઇ કઇ બંદૂકનો કયારે કયારે ઉપયોગ કરવો તે પણ તેણે ઠરાવી રાખેલું. પોતે મોટી શોધકબુદ્ધિનો હતો તેથી તેને યાંત્રિક કળાઓ બહુ ગમતી, અને સ્વકલ્પનાથી અનેક યુકિતઓ શોધી કહાડી હતી. કોઈ નવીન વસ્તુ કે પ્રયોગ તૈયાર કરવાની તેને બહુ હોંશ હતી. તોપણ તેના સઘળા પ્રયોગો ડહાપણથી ભરેલાજ હતા એમ ન હતું. મનુષ્યનો મૂળ ધર્મ કયો અને કેવો હોવો જોઇએ તે શોધી કાઢવા માટે તેણે કેટલાએક બહુ નાના નાના છોકરાઓને એક સ્થળે પુરી રાખ્યા અને કોઇએ તેઓની પાસે જઈ તેઓ સાથે વાતચિત કરવી નહિ એમ ઠરાવ્યું. પછી ત્રણ ચાર વર્ષે તેઓને બહાર કાઢવામાં આવ્યા. તે વખતે તેઓ મુગા થઈ ગએલા માલમ પડયા. ગંગાજીનું મૂળ શોધી કાઢવા પણ તેણે પ્રયત્નો કર્યા. ચિત્રકળા ઉપર તેને બહુ પ્રેમ હતો, તેથી તેમાં પણ ઘણા સુધારાઓ દાખલ કર્યા. અકબરને ગાવાનો પણ શોખ હતો. હિંદમાં તમાકુ પહેલીવાર તેના સમયમાંજ આવી. અને તેનો ઉપયોગ પણ પોતે કરી જોએલો.

હિંદુ લોકોને ખુશ કરવાના હેતુથી તેણે અનેક સુધારાઓ દાખલ કર્યા. તોપણ પોતાને પસંદ ન પડે તેવા કેટલાએક હિંદુ રિવાજો તેણે બંધ કર્યા. બાળલગ્ન, પશુયજ્ઞ વગેરે તેણે બંધ કર્યા. અને

પુનર્લગ્નની છૂટ આપી. સતી થવાનો ચાલ બંધ કર્યો. કોઈ પણ સ્ત્રીને સખ્તાઈથી સતી કરવી નહીં એવું ઠરાવ્યું. અને વરવહુ તથા તેઓનાં માબાપની સંમતિ સિવાય લગ્ન કરવા નહીં એવો કાયદો કર્યો.

નવા નવા તથા સારા મિત્રો પસંદ કરવામાં અકબર બહુ કુશળ હતો. પોતે બહુ ભણેલો ન હતો. પરંતુ મોટા મોટા વિદ્વાનો સાથે બહુ ખુબીથી વાતો તથા વિવાદો કરી શકતો. પરંતુ પોતાનામાં વિદ્વત્તા પૂરેપૂરી ન હોવાને લીધે, તેને કોઈ પણ વિષયમાં એકદમ વિશ્વાસ બેસતો. કોઈ વેળા તો એકાદ બાબત વિષે પૂરો વિચાર કર્યા સિવાય તે બાબતને અમલમાં મૂકવાનો તે ઉપક્રમ કરતો. પ્રાચીન સમયમાં ખલિફાઓ વ્યાસપીઠ ઉપર ઉભા રહી લોકોને ઉપદેશ દેતા, તેવી રીતે પોતે પણ કરવું એવો તેણે વિચાર કરેલો, અને ૧૫૭૯ માં ફત્તેહપૂર સિક્રીમાં તેણે એ પ્રમાણે ઉભા રહી ભાષણ કરવા પ્રયત્ન કરેલો, પરંતુ જીભ ગોટે વળવાથી તેને બેસી જવું પડેલું.

શાસન પદ્ધતિઃ—અકબરનો સૌથી મોટો ગુણ પ્રજાવાત્સલ્યનો હતો. લોકોને હમેશાં તુરત ન્યાય મળે એવી તે કાળજી રાખતો. જે સ્થળે પોતાનો મુકામ હોય ત્યાંના સઘળા મુકદ્દમાઓનો નિકાલ જાતે સાંભળીને ત્યાંને ત્યાંજ કરતો. સાધારણ લોકો સાથે બહુ પ્રેમપૂર્વક વર્તતો; પરંતુ સરદારો તથા મોટા માણસો પ્રત્યે તે જરા કડક રહેતો. તે કોઈના કહ્યામાં ન હતો. મૃદુતા તથા કઠોરતાનું વિલક્ષણ સંમેલન તેના સ્વભાવમાં માલમ પડતું. તોપણ એકંદરે તે દયાળુ તથા મિલનસાર સ્વભાવનો હતો.

અકબર સશકત તથા ધીર પ્રકૃતિનો પુરુષ હતો, તેથી નિશાન તાકવામાં બહુ કુશળ હતો. સંગ્રામ નામની તેની એક બહુ માનીતી બંદૂક હતી. તે વડે તેણે હજારો મનુષ્યોને યમપુરીમાં પહોંચાડેલાં. વ્યવહારની અનેક બાબતોમાં તે પોતેજ રસ્તો કાઢતો. તોપો તથા બંદૂકો બનાવવાનાં કામ ઉપર તે જાતેજ દેખરેખ રાખતો. કુસ્તી, કસરત તથા જાનવરોની સાઠમારી વગેરે ખેલો તેને બહુ ગમતા. એને પોલો રમવાનો પણ બહુ શોખ હતો. તેની પાચનશકિત બહુ જબરી હતી. ફલફુલનો તેને બહુ શોખ હતો. દૂર દૂર દેશોમાંથી ફળ-ફુલનાં ઝાડો હિંદુસ્તાનમાં તેણે આણેલાં. સુગંધ પણ તેને બહુ ગમતી. કોઈ કોઈ પ્રસંગે તેણે ક્રૂરતા ભરેલાં આચરણ પણ કરેલાં.

અબુલફજલે અકબરની રાજ્યનીતિનું વર્ણન કરેલું છે. તે કહે છે કે "લોકોની રીતભાત સુધારવી, ખેતીને ઉત્તેજન આપવું, સૈન્યની તથા રાજ્યનાં બીજાં અંગોની સારી વ્યવસ્થા રાખવી અને આ સઘળું સંભાળવા સાથે લોકોને ખુશ રાખી વસુલાતની વ્યવસ્થા બરાબર રાખી કરકસરથી ખર્ચ કરવો" એ વાત લક્ષમાં રાખી અકબર કામ કરતો. હિંદુસ્તાનમાં રાજ્ય કરવું હોય તો ત્યાંના રાજાઓ સાથે મૈત્રી બાંધવી જોઇએ; તેઓ સાથે લડાઇ કરવામાં ફાયદો નથી એ વાત અકબર બરાબર સમજેલો. તેથી ધર્મમાં તથા રાજકારભારમાં લોકો સાથે માયાળુપણાથી વર્તવું એવો અકબરે નિશ્ચય કરેલો. તેની કારકીર્દિની શરૂઆતમાં તેણે એક કટ્ટા મુસલમાનને યોગ્ય વર્તન રાખેલું, પરંતુ પછીથી અબુલ. ફઝલ સાથે સંબંધમાં આવ્યા પછી અન્યધર્મીઓ પ્રત્યે પણ એક સરખુંજ વર્તન રાખવાનો તેણે આરંભ કરેલો. દરેક નાની મોટી બાબત માટે પણ તેણે નિયમો કરી રાખેલા. હાથીઓને તેમનાં દાણાપાણી બરોબર પહોંચે છે કે નહિ તે જોવા માટે હાથીખાનાના તેર વિભાગો કરેલા પ્રત્યેક વિષયનું યોગ્ય વર્ગીકરણ કરી વ્યવસ્થા કરવાનો અકબરને બહુ શોખ હતો. જુદાં જુદાં રાજ્યો સાથે લગ્નસંબંધથી જોડાઇ તે તરફનો ભય તેણે ટાળી દીધો. હિંદુ અને મુસલમાનના આવા શરીરસંબંધથી બહુ ફાયદો થશે એવી તેની માન્યતા હતી. પરંતુ આ યોજના અમલમાં લાવવા ઇસ્લામ ધર્મ આડે આવતો હતો તેથી પોતાના ધાર્મિક વિચારોમાં તેણે ફેરફાર કર્યો. રાજપૂતો સાથે યુદ્ધો કરવામાં રાજ્યવિસ્તારનો હેતુ મુખ્ય ન હતો, પરંતુ તેઓ સાથે સલુકાઇ રાખવી એ વિશેષ હેતુ હતો. તેને રાજપૂતોની સહાય મળી તેથી અફઘાન તથા મોગલો સામા થઈ શકયા નહિ.

ઉત્તર હિંદુસ્તાનને અકબરે એકછત્રી અમલ નીચે મૂકયું, એ તેનું એક મહત્વનું કાર્ય હતું. તેના રાજ્યના નીચે પ્રમાણે સોળ પ્રાંત પાડવામાં આવેલા. (૧) કાબૂલ, (૨) લાહોર, (૩) મુલતાન, (૪) સિંધ, (ઠઠ્ઠા), (૫) ગુજરાત, (૬) માળવા, (૭) અજમેર, (૮) દિલ્હી, (૯) આગ્રા, (૧૦) અલાહાબાદ, (૧૧) અયોધ્યા, (૧૨) બહાર, (૧૩) બંગાળ, (૧૪) વરાડ, (૧૫) ખાનદેશ અને (૧૬) અહમદનગર ઓઢયા અને કાશ્મીર (એ બંને પછીથી થયા). આ સર્વ સ્થળોમાં ઠરાવેલાં એકજ પ્રકારનાં માપો ચાલુ કરવામાં આવેલાં. ઇ. સ. ૧૫૯૬ માં અકબરના રાજ્યના બાર સુબાઓ હતા, અને તે સર્વેના ૧૦૫ "સરકાર" હતા, અને સઘળું ઉત્પન્ન નવ કરોડ રૂપિયા હતું. તે વધતું વધતું ૧૪ કરોડ સુધી ગએલું. વધારેમાં વધારે ૧૭ા કરોડ સુધી પહોંચેલું. પ્રત્યેક તમાં એક સુબેદાર નીમવામાં આવતો અને મુલકી

તથા લશ્કરી એવાં બંને પ્રકારનાં કામ તે એકજ માણસ કરતો.

હિંદુસ્તાનમાં સરકારનાં ઉત્પન્નનાં સાધનો પૈકી જમીન મહેસૂલ અતિ અગત્યનું સાધન છે તેથી મહેસૂલનો પ્રશ્ન અતિ મહત્ત્વનો છે. અલ્લાઉદ્દીન ખિલજી અને શેરશાહે આ સંબંધી અનેક નિયમો કરેલા. ૧૫૮૨ માં આખા રાજ્યના બાર પ્રાંતો કર્યા પછી, અકબરે રાજા ટોડરમલ તથા તથા શહામનસૂરને જમાબંધીની પદ્ધતિ નક્કી કરવાની કામગીરી ઉપર નીમ્યા. અને તેમણે એ રીતે જમાબંદીનું ત્રીજું ધોરણ નક્કી કર્યું. પાછલ દશ વર્ષની ઉપજ લઈ તેની સરાસરી કાઢી સર્વ જમીનની નવી રકમ બાંધી દીધી. ખેડુત પાસેથી રોકડ રકમ લેવાની રીત અકબરે દાખલ કરી. પ્રથમ તો સર્વ જમીનની માપણી કરવામાં આવી અને ત્યાર પછી જમીનની પ્રતવારી ઠરાવવામાં આવી. સામાન્યતઃ ઉત્પન્નનો એકતૃતીયાંશ ભાગ સરકારમાં લેવાનો ચાલ હતો. જમીનનાં આ ભાડાં (વસુલાત) સિવાયના સર્વ પ્રકારના કરમાંથી ખેડુતને માફી આપવામાં આવી અને ગામો ઇજારે આપવાની પદ્ધતિ બંધ કરી. દરેક ખેડુત કાળજીપૂર્વક પોતાની જમીન સુધારે તથા પાક વધારે સારો અને વધારે જથ્થામાં ઉતરે તેવાં પગલાં લેવાને પ્રેરાય એવો અકબરનો હેતુ હતો. તેથી તે ખેડુતોને તગાવીના રૂપમાં રકમો ધીરતો. દુષ્કાળના સમયમાં સરકારની પૂરેપૂરી વસૂલાત કે તેનો કેટલોક ભાગ માફ કરવામાં આવતો. કર વસૂલ કરનારા અધિકારીઓએ લાંચ રૂશ્વત લઇ પ્રજાને પીડવી નહિ, એવો સખ્ત કાયદો તેણે રાખેલો અને એ કાયદાનો ભંગ કરનારને તે બહુ કડક સજા કરતો. પડતર જમીન ખેડાણ થાય તે માટે તે અનેક જાતની સગવડો લોકોને આપતો. પ્રત્યેક ખેડુતના કબજામાં કેટલી જમીન છે. અને તેને કેટલો કર આપવો પડે છે, તેની ચોક્કસ નોંધ રાખવામાં આવતી. હિંદુ તથા મુસલમાન બંને ઉપર સરખોજ કર નાખવામાં આવતો. હિંદુઓ ઉપર કરનો બોજો વિશેષ ન હોવો જોઇએ એવું અકબર માનતો. જમીન મહેસુલ સિવાય કેટલીક તૈયાર ચીજો ઉપર કર નાખવામાં આવતો. અકબરે જજીયા જેવા કેટલાક એક કરો કાઢી નાખ્યા, તો તે સિવાય કેટલા એક નવા કરો પણ દાખલ કરેલા.

અકબરે પોતાના લશ્કરની બહુ સારી વ્યવસ્થા રાખેલી. રજપૂત રાજાઓને મોટી મોટી લશ્કરી પાયરીએ નીમ્યાથી તેઓ બહુ ખુશ થયા. લશ્કરી અમલદારોને જાગીર નહિ આપતાં રોકડ નીમણુંકો હવી ફ્રઆપી. રાજપૂતો તથા મુગલો એવા બે વિભાગ અકબરના સૈન્યના હતા. મુગલો ભાડુતી માણસો માફક કામ કરતા, પરંતુ રાજપૂતો એકનિષ્ઠાથી પોતાની ફરજો બજાવતા. કેટલાએકના મત પ્રમાણે અકબર ઔરંજેબ કરતાં પણ વિશેષ ક્રૂર હતો. તે ગરીબ તથા દયાળુ દેખાતો, તેનું કારણ એ હતું કે ક્રોધાવેશમાં આવી જઈ તે ક્રૂર કામ કદિ પણ કરતો નહિ. શરૂઆતમાં (ઉ. ચિતોડના ઘેર પછી) અકબરે ક્રૂર આચરણ કરેલું. પરંતુ પછીથી તેણે પ્રજાહિતનાં અનેક કાર્યો કરેલાં. લડાઇમાં પકડાયલા માણસોને ગુલામ તરીકે રાખવા કે વેચવાનો ચાલ તેણે બંધ કર્યો. સર્વે લોકો ઉપર કરનો બોજો સરખો પડવો જોઇએ એ હેતુથી તેણે આખા રાજ્યની વસ્તીગણત્રીનું પત્રક તૈયાર કરાવ્યું લોકોનું નૈતિક વર્તન સુધારવા માટે અકબરે બહુ ઉપાયો લીધા. તેણે પોતે બીજાની પત્ની તરફ દૃષ્ટિ કરી તેની સાથે અયોગ્ય વર્તન કર્યાના દાખલાઓ છે. તોપણ વ્યભિચાર બંધ કરવા માટે તેણે ઘણા ઉપાયો લીધા. તથા દારૂ પીવાની મનાઈ કરી, તેમ કરનારને શિક્ષાપાત્ર ઠરાવ્યા. એકંદરે જોતાં અકબર મહાન રાજા થઈ ગયો, એમાં શક નથી. તે ઘણો નિષ્પક્ષપાતી બાદશાહ હતો. હિંદુ તથા મુસલમાનો વચ્ચે તેણે કોઇ દિવસ ભેદ ગણ્યોજ નથી. બંને ધર્મોની ખામીઓ દૂર કરવાના તેણે પ્રયત્ન કરેલો. તે મોટો પરોપકારી પુરુષ હતો. શાણપણ, નીતિ તથા ઔદાર્ય બતાવનારા નવીન નિયમો બનાવી અકબરે મુગલાઇની મહેલાતને વિશેષ સુંદર તથા મજબુત બનાવી અને નાની નાની જાતિ તથા પેટા જાતિઓ વગેરેના પરસ્પર વિરોધી ભાગોને યુક્તિપૂર્વક ગોઠવીને રાજ્યને સુંદર બનાવ્યું.

તેની બાલ્યાવસ્થા નાના છોકરાઓને રમવાની રમતમાં પસાર થઈ. પરંતુ ડાહ્યા લોકોના સહવાસમાં રહેવા તે હમેશાં તત્પર હતો, એજ તેની મોટાઈનું કારણ હતું. તે પોતે ગુણગ્રાહી હતો તથા સારા લોકોના સહવાસને ઇચ્છનારો હતો તેથી તેની આસપાસ સદ્‌ગુણી તથા વિદ્વાન માણસો એકઠા થયા. અબુલફજલ તથા ફૈજી એ બંને વિદ્વાન તથા હોશિયાર ભાઇઓ અકબર પાસે હતા. શાહજાદા મુરાદને કેળવણી આપવાનું ફૈજીને સોંપેલું. ફૈજીનાં કાવ્યો અકબરને બહુ ગમતાં. તેને તેણે આગળ ઉપર કવિરાજનો ખીતાબ આપેલો. ફજલના મનમાં સર્વ ધર્મ માટે સમતા હતી. તેણે વિદ્યા સંપાદન કરી ઉલેમાઓનો પરાજય કર્યો. તેની બુદ્ધિમત્તા વિલક્ષણ હતી અને તેથી પોતાની વિદ્વત્તાની છાપ બાદશાહ ઉપર બરાબર પાડેલી. દર ગુરુવારે રાત્રે ધર્મના વિષયો ઉપર બાદશાહ સાથે ચર્ચા કરવાનો

તેણે નિયમ રાખ્યો. તેની ભાષા જાડી તથા ઉદાત્ત હતી. તેના લેખોમાં સર્વ વિષયો પ્રત્યે પ્રેમ, આદર તથા નિષ્પક્ષપાત સ્પષ્ટપણે માલમ પડે છે. "અકબરનામા" નામનો એક મોટો ગ્રંથ તેણે લખ્યો છે. તેના ત્રણ વિભાગ છે. અને તેના ત્રીજા વિભાગને "ઐને અકબરી એટલે અકબરની રાજ્ય વ્યવસ્થાનો વૃત્તાન્ત" એવું નામ આપવામાં આવ્યું છે. તે સમયની સ્થિતિ જાણવા માટે આ ગ્રંથ અતિ ઉપયોગી છે. તેનું અંગ્રેજીમાં ભાષાંતર પણ થયું છે.

રાજા માનસિંહ અકબરનો સેનાધિપતિ હતો. "મીર્ઝા" એટલે "રાજપુત્ર" એવી મુસલમાની પદ્વિ બાદશાહે માનસિંહને આપી હતી. અકબરના યુદ્ધકાર્યોનું મુખ્ય માન માનસિંહનેજ ઘટે છે. ગુજરાતની સ્વારીમાં અકબર ઉપર સંકટ આવેલું, પરંતુ માનસિંહે તેનો બચાવ કરેલો. ચિતોડગઢ જીતવામાં પણ અકબરને માનસિંહ બહુ ઉપયોગી થઈ પડયો.

સુપ્રસિદ્ધ પુરુષ રાજા ટોડરમલને અકબરે જમાબંદીનું કામ સોંપેલું, તે ઉપરાંત કેટલેક ઠેકાણે બંડો શમાવવા માટે પણ તેને મોકલવામાં આવતો. રાજ્યનો હિસાબ હિંદી ભાષામાં રાખવાને બદલે ફારસી ભાષામાં રાખવાનું તેણે ઠરાવ્યું, તેથી ફારસી રાજભાષા થઇ, અને હિંદુ લોકોને પણ તે ભાષા શીખવી પડી. ફારસી ભાષાનો પૂરો અભ્યાસ કર્યા પછી હિંદુઓને પણ મુસલમાની અમલદારોનાં જેટલાજ અને જેવાજ હક તથા નોકરી વગેરે આપવામાં આવતાં. ટોડરમલે જમાબંદીમાં બહુ સારા ફેરફારો કર્યા. યુદ્ધકળા તથા જમાબંદી સંબંધી જ્ઞાનમાં તેની બરાબરી કરી શકે તેવો બીજો કોઈ પણ પુરુષ તે સમયે ન હતો.

અકબરના આશ્રય તળે વિખ્યાત થએલો બીજો એક બિરબલ નામનો પુરુષ હતો. તેની મૂળ સ્થિતિ ઘણી ગરીબ હતી, પરંતુ તે ઘણો બુદ્ધિશાળી હતો, અને તેનાં કાવ્યો સાંભળી અકબર બહુ ખુશ થતો. અકબરે આ બુદ્ધિમાન પુરુષને આશ્રય આપ્યો. રાજપુત રાજાઓ પાસે અકબરના વકીલ તરીકે બિરબલનેજ મોકલવામાં આવતો. રાજપૂત રાજાને શરણે લાવવામાં તથા તેની પુત્રીનો શાહી કુટુંબ સાથે સંબંધ જોડવામાં તથા એવા એવા પ્રશ્નોમાં, બિરબલનેજ મોકલવામાં આવતો. તેની વાતચીત બોધપ્રદ હતી અને સાથે સાથે ગમ્મતથી ભરેલી હતી. હિંદુધર્મનાં ઉત્તમોઉત્તમ તત્ત્વો તેણે અકબરના મન ઉપર બરાબર ઠસાવેલાં, તેથી મુસલમાન સરદારો તેનો દ્વેષ કરતા.

તાનસેન નામનો મહાન નિપુણ ગવૈયો પણ અકબરના દરબારમાંજ હતો. તેનું પહેલું ગાયન સાંભળીને અકબરે તેને બે લાખ રૂપિયા બક્ષિસ આપેલા. તેણે અનેક કાવ્યો રચેલાં છે અને પ્રત્યેક કાવ્યમાં અકબર બાદશાહનું નામ ગુંથેલું છે.

એ સિવાય બદાઉની નામનો એક હોશિયાર તથા વિદ્વાન પુરુષ અકબર પાસે હતો. તેને સંગીત જ્યોતિષ, ચનેઇતિહાસનો બહુ શોખ હતો. સંસ્કૃત શીખીને તેણે રામાયણ તથા મહાભારતનો ફારસી ભાષામાં તરજૂમો કર્યો છે. તેણે "મુન્તખાબુત્ત વારીખ" એટલે અકબરની કારકિર્દિનો ઇતિહાસ લખેલો છે. બદાઉની ચૂસ્ત મુસલમાન હતો, તેથી તેને અકબરનો સ્વભાવ પસંદ પડયો નહિ.

આ પ્રમાણે અકબરના દરબારમાં અનેક વિદ્વાનો હતા. અકબરના દરબારને નવરત્ન દરબારનું નામ આપવામાં આવ્યું છે. પરંતુ તેના દરબારમાં માત્ર નવ રત્નજ હતાં એમ નથી. પરંતુ ત્યાં અનેક વિદ્વાનો તથા ધુરંધર પંડિતરત્નો હાજર રહેતા. તે સમયે ગુણી તથા પરાક્રમી લોકોને બહાર આવવાની તક મળતી. અકબરના સમય દરમીઆન પરદેશી મુસલમાનો હિંદુસ્તાનમાં બહુ આવતા. કોઈ નવીન માણસને બક્ષિસ વગેરે આપવામાં ન આવ્યાં હોય એવો કોઈ પણ દિવસ કવચિત પસાર થતો. માત્ર હિંદુસ્તાનમાંથી આવા લોકો આવતા એમ ન હતું. પરંતુ સર્વ દેશમાંથી પણ ગુણીજનો દરબારમાં હાજર થતા, અને તેઓ સઘળાની ઉત્તમ રીતે કદર થતી. એ રીતે સદગુણ, કસબ, હુન્નર વગેરેને યોગ્ય ઉત્તેજન મળવાથી મુગલ દરબારની ખ્યાતિ ઠીક ફેલાઈ.

અકબરે લીલાવતી, જાતક, નળદમયંતી, હરિવંશ વગેરે અનેક ગ્રંથોનાં ફારસીમાં ભાષાંતર કરાવ્યાં. અકબરની કારકિર્દીનો ઘણોખરો ફારસી ઇતિહાસ ઉપલબ્ધ છે.

પોતાનું રાજ્ય હમ્મેશ માટે યશસ્વી નીવડે તે હેતુથી અકબરે જે અનેક બાબતો કરી તે પૈકી તેણે સ્થાપેલો નવીન ધર્મ મુખ્ય બાબત હતી. ધર્મની બાબતમાં અકબર ઢીલો તથા બેપરવા હતો. મુસલમાનોમાં પોતાના ધર્મમાં શ્રદ્ધા તથા ધર્માન્ધતા જોવામાં આવે છે, તે અકબરમાં ન હતાં. નવરોઝના તહેવાર સાથે મુસલમાનોને કશો સંબંધ ન હતો તોપણ તે નવરોઝનો તહેવાર પાળતો. દરબારમાં જુદા જુદા રંગના પોષાક પહેરી તે જુદા જુદા ગ્રહોની પૂજા કરતો. અને પોતાની રાજપૂત રાણીઓ

સાથે યજ્ઞયાગાદિ ધાર્મિક ક્રિયાઓ પણ કરતો. તોપણ શરૂઆતમાં તે મુસલમાન ધર્મજ પાળતો.

મુસલમાની ધર્મનો અકબર અનાદર કરતો હતો તે વાત ઉલેમાઓને ઠીક ન લાગી. ઉલેમાઓનું દરબારમાં બહુ માન હતું, અને તેમનો મત લીધા સિવાય કોઈ પણ મહત્ત્વના પ્રશ્નનો નિકાલ બાદશાહ કરી શકતો નહિ. બહેરામખાનને દૂર કરી રાજકારભારની સઘળી વ્યવસ્થા અકબરે પોતાના હાથમાં લીધી એ વાત પણ ઉલેમાઓને પસંદ પડેલી નહિ અને અકબર ઉલેમાઓ કહે તેટલુંજ કરે એવી વ્યવસ્થા તેઓએ શરૂ કરી. પરંતુ અકબરની ધર્મવૃત્તિ ઉદાસીનતાવાળી હતી અને બીજો કોઈ કહે તે પ્રમાણે કરવું એવી પ્રકૃતિનો પુરુષ તે ન હતો. ધાર્યું કરવાની નિશ્ચયબુદ્ધિ તેનામાં હતી, તેથી તેણે ઉલેમાઓની પરવા ન કરી. અન્તે પરિણામ એ આવ્યું કે સમાજમાં પણ ઉલેમાઓ તરફ અનાદરબુદ્ધિ ઉત્પન્ન થઈ. ઉલેમાઓનું ખોટું અભિમાન, દાંભિક વિદ્વત્તા, તથા સરકારી નોકરી મેળવવા માટે તેઓએ કરેલી ખટપટો માટે ઉલેમાઓની ટીકાઓ થવા લાગી અને તેમની વિરૂદ્ધ અકબર પાસે અનેક ફરિયાદો થવા લાગી. સર્વ લોકોએ અરસપરસ પ્રેમથી વર્તવું એવો અકબરનો ઠરાવ હતો; પરંતુ તેની વિરૂદ્ધ ઉલેમાઓજ ચાલતા. આ સમયે અકબરને અબુલફજલ તરફથી બહુ સારી મદદ મળી. સર્વ ધર્મનું મૂળ શોધી કહાડવું અને તે ધર્મો બરાબર સમજી લેવા, એવી અબુલફજલની ઇચ્છા હતી. અને તેણે અકબર ઉપર આ બાબતની બહુ ઉંડી છાપ પાડી. તે સર્વ વિદ્યામાં નિપુણ હતો. ઉલેમાઓ અભિમાનથી ફુલાઈ ગએલા તથા દાંભિક લોકો હતા. તેઓ વિદ્વાન પણ ન હતા. જે જે આવડતું ન હતું તે તે સઘળું તેઓ છુપાવી રાખતા. અબુલફજલે એવો વિચાર કર્યો કે ઉલેમાઓ સાથે બાદશાહની હાજરીમાં ધર્મના વિષયો ઉપર ચર્ચા કરવી. એટલે તેમ કરવાથી ઉલેમાઓનું તે વિષયોનું અજ્ઞાન તથા ભોપાળું ખુલ્લું થશે, અને તેઓની પૂરી ફજેતી થશે. અકબરને આ વિચાર પસંદ પડયો, તેથી સર્વે પ્રશ્નોનો ઉહાપોહ ઉલેમાઓએ બાદશાહની સમક્ષ કરવો એવો હુકમ તેણે કર્યો. ઈ. સ. ૧૫૭૬ ના અરસામાં આ વાદવિવાદો કરવા માટે ફત્તેહપૂર સિક્રીમાં બાદશાહે એક ખાસ મંદીર બંધાવ્યું. અને તેને "ઈબાદતખાના" નામ આપ્યું સર્વ જાતિઓના તથા સર્વ ધર્મના વિદ્વાનોને બોલાવી તે આ મંદિરમાંજ ધર્મ ઉપર વાદવિવાદો કરાવતો. આવા વાદવિવાદો દર ગુરુવારની રાત્રે થતા. કોઈ સંભાષણ અતિ ઉત્તમ થતું, તો બોલનારની તારીફ કરી તેને ઈનામો વગેરે પણ આપવામાં આવતાં. આવી ધાર્મિક ચર્ચાઓને લીધે અકબરની સુનીપંથ ઉપરની શ્રદ્ધા તદ્દન ઉઠી ગઈ અને શિયાપંથ માટે વિશેષ લાગણી થઈ. પરંતુ ઉલેમા સુની પંથના હોવાથી શિયાપંથીઓ તેનો દ્વેષ કરતા. ઉલેમાઓની સત્તા દૂર કરી તેમનો સર્વ અધિકાર પોતાના હાથમાં લેવાની અકબરની ઈચ્છા હતી; તેથી તેણે એ પ્રશ્ન સભા સમક્ષ મૂકયો. ઉલેમામંડળમાં મતભેદ બહુ હતો તેથી બાદશાહે એવું ઠરાવ્યું કે જ્યાં જ્યાં મતભેદ થાય ત્યાં ત્યાં બાદશાહ જે નિકાલ આપે તે સ્વીકારવો. ઉલેમામંડળ બાદશાહનું નીમેલું હોઈ તેનું તાબેદાર હતું; તેથી તેને બાદશાહના આ ફરમાનનો સ્વીકાર કરવો પડયો. આટલું થયા પછી ઉલેમાઓનો અધિકાર નાશ પામ્યો અને સર્વ સત્તા બાદશાહના હાથમાં આવી. ઉલેમાના અધ્યક્ષને તેણે નોકરી ઉપરથી દૂર કર્યો. આજસુધી ઉલેમાઓનું જોર ઘણુંજ હતું. મહમ્મદ પેગંબરના કાયદા પળાવી કોઇ જૂલમી રાજાને શિક્ષા વગેરેનું કામ પણ આ મંડળજ કરતું. અને સર્વે અમલદારો વગેરે પાસે કુરાનનાં તત્ત્વો પણ તેજ પળાવતું.

એ રીતે ઉલેમાઓની સર્વ પ્રકારની સત્તા નષ્ટ કર્યા પછી "અકબરજ બારમો ઈમામ છે. જગતના ઉધ્ધાર માટે પરમેશ્વરેજ અવતાર લીધો છે." એવું અબુલફજલે જાહેર કર્યું. આ સાંભળીને સર્વેને આશ્ચર્ય થયું. વિચારસરણીના તથા નીતિ તત્ત્વોના સંચાદ્વારા જે સમાજમાં ઉતરે, તેટલુંજ ખરૂં, બાકી બધું ખોટું છે, એમ અકબરને લાગ્યું. મુસલમાની ધર્મ ઉપરથી તેની શ્રદ્ધા તદ્દન ઉડી ગઈ અને બીજા ધર્મો સંબંધી તે માહિતી મેળવવા લાગ્યો. આત્માનો જન્માંતરવાદ તથા તેના મૂળ સ્વરૂપમાં તેનો લય થવાનો, અને સૂર્ય તથા અગ્નિ પરમેશ્વરનાજ અંશો છે, એવી એવી બાબતો ઉપર તેનો વિશ્વાસ બેઠો; અને ખ્રિસ્તી ધર્મ તરફ પણ તેનું જરા વલણ દેખાવા લાગ્યું. તે ધર્મ શિખવા માટે તેણે ગોવાથી કેટલાએક પાદરીઓને ફત્તેહપૂરસિક્રી બોલાવેલા, અને તેઓની પાસેથી બાઈબલ સમજી લીધું. "મારા રાજ્યમાં લોકોને ઠીક પડે ત્યાં ખ્રિસ્તી ધર્મ શીખવાની છુટ છે અને તેઓ પોતાને ઠીક લાગે તો તે ધર્મ પ્રમાણે ખુલ્લી રીતે વર્તે" એવું અકબરે જાહેર કર્યું. તોપણ અકબરે ખ્રિસ્તી ધર્મની દીક્ષા લીધી નહિ.

સર્વ ધર્મોમાંથી સારી સારી વાતો એકઠી કરી અકબરે એક નવીન ધર્મની સ્થાપના કરી. તેનું નામ તેણે “ દીન ઈલાહી ” રાખ્યું, અને તે પોતેજ એ ધર્મનો પેગંબર થયો. આ વિશ્વમાં ચમત્કાર જોઇ તે દ્વારા આ સૃષ્ટિના કર્તા પરમેશ્વરનું જ્ઞાન થાય છે, તે ઉપરજ આ ધર્મનો પાયો રચાયો હતો તેથી સર્વ પ્રસિદ્ધ ધર્મોમાં જે ઉત્તમ ઉત્તમ તત્ત્વો હતાં તેમનો તેમાં સમાવેશ કરવામાં આવ્યો હતો. આવી રીતે અકબરે મુસલમાની ધર્મનો ત્યાગ કર્યો. દરબારમાં મુસલમાની રીવાજો પણ બંધ કર્યા. તેણે અનેક મસ્જિદો તોડી પાડી ત્યાં તબેલા બંધાવ્યાં અને જાતિભેદો તથા ધર્મભેદો તોડી નાખવા પ્રયત્નો કર્યા, પોતેજ ઈશ્વરી અંશ છે માટે લોકો પોતાનેજ ઈશ્વર તરીકે ભજે એવી તેની ઈચ્છા હતી. તેણે નવો શક પ્રવર્તાવ્યો.

હિંદુધર્મને માન દેવા ખાતર તેણે ગોમાંસ ખાવાની બંધી કરી. હિંદુ લોકો પ્રમાણે પોતે પોતાના જન્મ દિવસે પોતાની ભારોભાર મહોરોથી તુલા કરાવી તેનું દાન કરવા લાગ્યો; અને સાથે સાથે પારસી લોકો પ્રમાણે સૂર્યની ઉપાસના કરી, નવીન અગ્નિ તૈયાર કરી તેની પૂજા પણ કરતો. લોકોને ચમત્કાર દેખાડવા તેની બહુ ઈચ્છા થતી. રોગમાંથી ઠીક થવા માટે તે દરદીને પોતાના પગનું પાણી આપતો. પુત્રપ્રાપ્તિ થાય તેવા હેતુથી કેટલીક સ્ત્રીઓ તેની માનતા માનતી.

સર્વ લોકોને એકછત્રી અમલ નીચે લાવવા એવી તેની ઈચ્છા હતી, રાજ્યને સુસંઘટિત બનાવવા માટે મુસલમાની ધર્મ તેને સવડભર્યો લાગ્યો નહિ. રાજા ઈશ્વરી અંશ છે એવી અબુલફજલની કલ્પના અકબરે સ્વીકારી. આ નવીન ધર્મની દીક્ષા અકબર પોતેજ આપતો. જો કોઈ દીક્ષા લેવા આવતું તો તેને અકબર કાંઈ એક નિશાની આપી રાખતો. અને તેમાં “ અલ્લા હો અકબર ” એ અક્ષરો લખવામાં આવતા. ‘ અકબર ’ શબ્દના બે અર્થ ( અકબર એટલે મહાન, અને અકબર એ બાદશાહનું નામ)થતા હોવાથી ઉપલાં વાકયના “ ઈશ્વર મહાન છે, ” અથવા તો “ અકબર એજ ઈશ્વર છે ” એવા બે અર્થો થઈ શકતા.

આટલું છતાં પણ આ નવીન ધર્મ સંબંધી તેનો જોરજુલમ કે જકકીપણું દેખાતું નથી. રાજ્યનો ઉત્કર્ષ થાય એવોજ તેનો મુખ્ય હેતુ હતો તેથી સ્વસંસ્થાપિત ધર્મની અભિમાનબુદ્ધિને ગુંગળાવી નાખનારા અમર પવને તેના શરીરમાં પ્રવેશ કરેલો નહિ. એ સિવાય અકબરે સ્વધર્મ પ્રસ્થાપનાર્થ ખરા સંસ્થાપકની માફક નિષ્ઠાપૂર્ણ પ્રયત્નો જરા પણ કરેલા હોય એમ લાગતું નથી. ખરી ધર્મસ્થાપના કરવા માટે તે લાયક ન હતો એમ કહેવામાં હરકતજ નથી. તે મુત્સદ્દી હતો તથા આ લોકોમાં સઘળો વ્યવહાર સરળતાથી ચાલે એટલા માટેજ તેણે આ બધી ખટપટો કરેલી. તેથી ધર્મસુધારણા ગમે તેટલી સુંદર યોગ્યતાવાળી હોય, તોપણ જો તેથી રાજ્યકારભાર સરળતાથી ચલાવવામાં કાંઈ અડચણ આવવા સંભવ હોય, તો તે એ ધર્મસુધારણાનો સ્વીકાર કરતજ નહિ. ધર્મને નામે તેણે કોઈ ઉપર જુલમ ગુજાર્યો નથી. પ્રત્યેક ધર્મમાં કેટલાંક સુંદર તત્ત્વો રહેલાં છે એવી તેની ખાતરી હતી. તેની બુદ્ધિ કોઈ પણ વિષયનો સ્વતંત્રપણે વિચાર કરવા સમર્થ હતી, તોપણ આગ્રહી ન હતી. શરૂઆતમાં ઈસ્લામધર્મ ઉપર તેને નિષ્ઠા હતી; પરંતુ અન્ય ધર્મો સંબંધી તેનું જ્ઞાન જેમ જેમ વધતું ચાલ્યું, તેમ તેમ સર્વ ધર્મો માટે તેનામાં સમતા ઉત્પન્ન થઈ. બીજા ધર્મના હજારો લોકો પવિત્ર તથા નીતિમય જીવન ગાળી શકતા તે તેના જોવામાં આવતુ. તે ઉપરથી ધર્મ તથા નીતિને કાંઇ સંબંધ નથી એવું તેને લાગતું. વાસ્તવિક રીતે ધર્મ સંબંધી અકબરે ખાસ કાંઈ વિશેષ ન કરતાં, પહેલાં જે પદ્ધતિ હતી તેનો નાશ કર્યો. મુસલમાની ધર્મ સારો નથી માટે તેનો નાશ કરવા તેણે મહેનત કરી, પરંતુ નવીન ધર્મ સ્થાપવાનું કાર્ય તે કરી શકયો નહિ. તેના એ નવીન ધર્મને એક પણ મનુષ્યે ખરેખરા મનથી સ્વીકારેલો નહિ. એટલે તેની સાથેજ એ ધર્મની પણ સમાપ્તિ થઈ. રાજ્યવ્યવસ્થામાં પોતાનો એ નવો ધર્મ આડો આવે છે એવું તેને લાગતાં તેણે પોતેજ તેનો વેગ કમી કરેલો. ( લેનપૂલ, અને સરદેસાઈના ગ્રન્થાધારે. )

**અકબરપુર**—તહશીલ. સંયુકત પ્રાંત, કાનપુર જીલ્લામાં એક તહશીલ. ઉ. અ. ૨૬° ૧૫' ૨૬° ૩૩' પૂ. રે. ૭૯° ૫૧' થી ૮૦° ૧૧' ક્ષેત્રફળ ૨૪૫ ચો. મા. લોકસંખ્યા સુમારે એક લાખ ચોસઠ હજાર. આ તહશીલમાં ૧૯૯ ગામડાં છે. અને અકબરપુર સુમારે પાંચ હજારની વસ્તીનું ગામ છે. એકંદર ઉત્પન્ન ઈ. સ. ૧૯૦૩–૪માં ૨૫૧૦૦૦ રૂપિયા હતું. આ તહશીલમાં ક્ષાર વિશેષ છે એટલે ખેડવા માટે નકામી ઘણી જમીન છે. લોઅર ગૅંજીસ કૅનાલના એકાદ ફાંટાનું પાણી આ તહશીલને મળે છે. (ઈં. ગૅ. ૧૯૦૮ ).

**અકબરપુર**—તહશિલ. સંયુકત પ્રાંત. ફૈઝાબાદ જીલ્લામાં તહશિલ. ઉ. અ. ૨૬° ૧૫' થી ૨૬

૩૫' પૂ. રે. ૮૩' ૧૩' થી ૮૨' ૫૪' ક્ષેત્રફળ ૫૩૭ ચો. માઈલ. લોક સંખ્યા આસરે ત્રણ લાખ ચોપન હજાર તેમાં અકબરપુર, મઝારા અને સુરહુરપુર એવાં ત્રણ પરગણાં છે.

અકબરપુર—ગામ ઉ. અ. ૨૬' ૨૬' પૂ. રે. ૮૨' ૩૨' ફૈજાબાદ (જીલ્લામાં તાલુકામાં એક ગામ.) આઉધ રોહિલમાં રેલ્વેનું એક સ્ટેશન છે. લોક-સંખ્યા સુમારે સાડા સાત હજાર. ગામમાં એક જૂના કિલ્લાનો અવશેષ રહેલો છે, અને તેમાં એક જોવા લાયક મસ્જિદ છે. નદી ઉપર એક મોટો પૂલ બાંધેલો છે. એ બંને કામો અકબરના સમયમાં કોઈ મોહસીનમાન નામના માણસે કરાવેલાં. અનાજ તથા ચામડાંના વેપાર અહીં સારો ચાલે છે (ઇં. ગૅ. ૫.) આ ગામનો મરાઠાઓના ઇતિહાસ સાથે સંબંધ રાઘોબાદાદાની ઉત્તર ઉપર ચઢાઈ અને તે પહેલાંના રાજકારભારમાં આવે છે. અકબરપુર વગેરે સ્થળોના જમીનદારો ગઢ કબજે કરી તેમાં ભરાઈ બેઠા. અને નવાબની સાથે મળી ગયા, પછી તેઓએ ગઢ ખાલી કરી મરાઠા સરકારને શરણે આવવા માટે મલ્હારજી હોલ્કર મારફત પ્રયત્નો કર્યા. ( રાજવાડે. ખં. પૃ. ૧૬૬ ૨૭૨ ) આ પ્રયત્નોનું પરિણામ નિશ્ચિતપણે મળતું નથી. ઈ. સ. ૧૭૫૭ માં ઑક્ટોબર મહિનામાં રાઘોબા-દાદાને દિલ્હીથી કૂચ કરી અકબરપુર સુધી સસૈન્ય જવું પડેલું એ વાત ખરી. ( રાજવાડે. ખં. ૧ પૃ. ૧૦૦ થી ૧૭૫ ).

**અકબરાબાદ:**—અંતર્વેદીમાં એક મહાલ. પૂર્વે તે એક સુબો ( પ્રાંત ) ગણાતો. અકબરાબાદની સુબેદારી મલ્હારરાવ હોલ્કર તથા જયાપ્પા સિંધે મારફત દિલ્હીના બાદશાહ તથા મરાઠાઓ વચ્ચે થએલા કરારનામામાં મરાઠાઓને મળી. (રા. ખં. ૧. ૧- ૪ ). ૧૬૭૧ ના શકમાં અકબરાબાદ વગેરે પ્રાંતોની સુબેદારી અને ફોજદારી સિંધીઆહોલ્કરને આપવામા આવ્યાનો કરાર બાળાજી બાજીરાવ સાથે થયો- ( રા. ખં. ૬. ૨૦૦, ૩૦૦ ) અને પછી સિંધીઆ તથા હોલ્કરે ત્યાં તલાટીઓ નીમ્યા. ઈ. સ. ૧૬૭૩ જ્યેષ્ઠ. સિંધીઆ હોલ્કરે અકબરાબાદ વગેરે અંતર્વેદીના દસ મહાલોનું દામોદર મહાદેવ અને પુરુષોત્તમ મહાદેવને તલાટીપણું આપ્યું. (રા. ખં. ૬. ૨૨૬- ૨૨૩ ).

તે પછીના મરાઠી દફતરમાં આ સ્થળ વિષે નીચે પ્રમાણે ઉલ્લેખ છે:—મહારાજા ચેતસિંહ ફા. વ. ૬. શકે ૧૭૧૮ના રોજ દોલતરાવ સિંધીઆને લખેલા પત્રમાં "ઇન દીનોમેં ફોજ સરકારી દતીઆસે અકબરાબાદકો ગઈ" એવું લખાણ છે. ( રા. ખં. ૧૦, ૪૪૨, ૩૫૬ ). અકબરાબાદને કિલ્લો રાજશ્રી જગન્નાથને સ્વાધીન કર્યો છે, એવું લખાણ શક ૧૭૧૮ ના એક પત્રમાંથી મળી આવે છે. ( રા. ખં. ૧૦, ૪૬૪–૩૭૦ ).

**અકંપન:**–૧. કોઈ એક રાજર્ષિ; તે કયે સમયે અને કોના કુટુંબમાં જન્મેલા તે સંબંધી કાંઈ હકીકત મળતી નથી. તેને પરમ પરાક્રમી હરિ નામનો એકજ પુત્ર હતો. તે કોઈ યુદ્ધમાં મરણ પામ્યો. તેથી તેને પરમ દુઃખ થતાં શોક કરતો હતો. તેવામાં નારદજી ત્યાં આવ્યા અને મૃત્યુ અનિવાર્ય છે એ વિષની મૂળ કથા કહી તેનું સમાધાન કર્યું. (ભાર. દ્રોણ. અ. ૫૨. ૫૪. ).

૨. રાવણકૃત, એક રાક્ષસ. જનસ્થાનમાં ખરાદિક રાક્ષસોના રામચંદ્રે વધ કર્યો તેના પ્રથમ સમાચાર રાવણ પાસે લઈ જનારો આ રાક્ષસ હતો. શૂર્પણખાએ પછી કહ્યા. ( વા. રા. અર. સ. ૩૧ ) રામરાવણના યુદ્ધમાં તે હતો, અને તેમાં મારુતીના હાથે તેનું મૃત્યુ થયું. ( વા. રા. યુદ્ધ સ્કં. ૫૬ ).

**અકરમાસે**—( મહારાષ્ટ્રીય ) અકરમાસે એટલે જે પૂર્ણ બાર માસમાં નહિ તે. એટલે જેમાં કાંઇ પણ કમીપણું હોય. આજ આ શબ્દ કોઇપણ તરેહના બ્રાહ્મણેતરથી થયેલી અધર્મસંતતિ માટે વપરાય છે. પૂર્વે શ્રીમાન મરાઠાઓ પોતાના જમાઈના લગ્ન પ્રસંગે તેને એક સુંદર સ્ત્રી ભેટ આપતા. આવી સ્ત્રીથી થયેલી પ્રજા "અકરમાસે" કહેવાય છે. આ જાત થાણા જીલ્લામાં અને થોડી પશ્ચિમ ખાનદેશમાં માલમ પડે છે. બીજા જીલ્લા-ઓમાં તેઓની જુદી જાત માલમ પડતી નથી. તેને "કડવી" અને ઔરસસંતતિને "મીઠી" એવી સંજ્ઞા આપવામાં આવી છે. શિંદળે, લેકાવળે વગેરે પણ કહેવાય છે. પૂર્વે તેઓના દરજ્જો અતિ કનિષ્ઠ પ્રકારનો ગણાતો,તથી તેઓને ગુલામો પ્રમાણે રાખ-વામા આવતા. તેઓમાં પણ બે વર્ગ છે. એક અસ્સલ અને બીજો કમઅસ્સલ. મરાઠા સ્ત્રીને બ્રાહ્મણ અથવા મરાઠા પુરુષથી થયેલી સંતતિને અસ્સલ કહે છે, અને ઉતરતી પંક્તિના શેઠથી થયેલી સંતતિને કમઅસ્સલ કહે છે, ( મુ. ગૅ. થાણા. ૧૩. પૃ. ૧૪૨ ). હાલમાં તેઓનો ધંધો દુકાનદારી, ખેતી, સુતારી, લુહારી, વગેરેનો છે. તેઓ મરાઠી બોલે છે. રહેણી સ્વચ્છ હોય છે, પરંતુ સ્વભાવથી આળસુ હોઈ ડામાડોળ વિશેષ રાખે છે તે મદ્યમાંસનું સેવન કરે છે. પોષાક ઘણુંખરૂ

મરાઠી ઢબનો પહેરે છે. તેઓ સ્માર્ત અથવા ભાગવતપંથી હોઈ બ્રાહ્મણ ઉપાધ્યાયોને પૂજ્ય માને છે. વ્રતો તથા અપવાસો કરે છે. ઝઘડાઓ પતાવી દે છે. સાંપત્તિક દૃષ્ટિથી તેઓની સ્થિતિ બગડતી ગઈ છે. છોકરાઓને તેઓ કેળવણી આપતા નથી. વિધવાવિવાહની તરફેણમાં છે. મરણ પામેલાઓને બાળે છે અથવા દાટે છે. ( જુઓ "અધર્મ સંતતિ" )

**અકરાણિ**—( કિલ્લો ):—મુંબઇ ઇલાકામાં પશ્ચિમ ખાનદેશના તળોદે તાલુકામાં અકરાણિ પરગણામાં એક કિલ્લો છે. તે કુદરતી રીતેજ ઘણો મજબુત છે. પરંતુ ભીંતો વગેરે પડી ગઈ છે. ( મું. ગૅ. ૧૨ ગવર્મેન્ટ લિસ્ટ ઑફ સિવિલ ફૉર્ટ્સ ૧૮૯૨ ).

અકરાણિ ( પરગણું ):—પશ્ચિમ ખાનદેશમાં તાપી નદી તથા નર્મદા વચ્ચે સાતપૂડા પર્વતને ટેકરી ઉપરનો જે સપાટ પ્રદેશ છે તેજ આ પરગણાનો પ્રદેશ છે. તેની ઉત્તરે નર્મદા નદી, પૂર્વે બારવાની સંસ્થાન અને તુરણમાળ, દક્ષિણે સુલતાનપૂર અને કુકરમુંડ તાલુકો, અને પશ્ચિમે કાઠી સંસ્થાન આવેલા છે. ૧૮૭૨માં ત્યાંની લોકસંખ્યા સુમારે પંદર હજાર જેટલી હતી. અને સુંદર ખેડાણ જમીન આશરે પંદર હજાર એકર હતી. આ પ્રદેશમાં ૧૭૨ ગામો છે અને તેમાંનાં સત્તર ઉજ્જડ છે. આ સઘળો પ્રદેશ ડુંગરી છે, અને ૧૬૦૦ થી ૨૫૦૦ ફુટ ઉંચાઈ ઉપર આવેલો છે. તેમાં કેટલાંએક ગામો ઘણાં આબાદ છે અને ત્યાં પાણીના સતત વહેતા ઝરાઓથી પાણીની પુષ્કળ છુટ રહે છે. મકાઇ તેમજ બીજાં કેટલાંક ધાન્યો બહુ સારાં પાકે છે. વધારે ઉંચાઇ ઉપર આવેલા પ્રદેશમાં જંગલ બહુ ઘાડું છે. એટલે તેમાંથી રસોઇ કરવા માટે લાકડાં બહુ સારા જથ્થામાં મળે છે, અને તે સિવાય અનેક પ્રકારની ઔષધિઓ તથા કેટલોક રંગ બનાવવા માટે ઉપયોગી વનસ્પતિઓ પણ તેમાંથી ઠીક મળે છે. ત્યાં સૃષ્ટિસૌંદર્ય ઘણું ભવ્ય માલમ પડે છે. કેટલાંક ગામનાં પાદરોમાં તો સુંદર આંબાનાં તથા મહુડાનાં ઝાડોની ઘીચ ઘટા મુકી રહેલી હોય છે. નદી કાંઠાનો ભાગ હમેશાં લીલી હરીયાળીવાળો રહે છે અને વચ્ચે વચ્ચે જેની સાવરણી બને છે તે ઝાડો આવેલાં છે. આ ડુંગરી પ્રદેશમાં સૌથી મહત્વનો ડુંગર તુરણમાળ નામનો છે. પૂર્વની બાજૂમાં તે ૪૦૦ ફુટ ઉંચો છે. તે સિવાય કોમલ, ઉદદ, અષ્ટંભ વગેરે ડુંગરો છે. આ પ્રદેશના કેટલાક ભાગના પથ્થરોમાંથી રૂપું, તાંબુ તથા લોખંડની ધાતુની રજ નીકળે છે. આ પ્રદેશમાં પાણી જોઇએ તેટલું મળે છે. નદીનાળાં ઉનાળામાં પણ વહેતાં હોઇ પાણીથી ભરેલાં માલમ પડે છે. પરંતુ કેટલાંક સ્થળોનું પાણી તંદુરસ્તી બગાડનારૂં તથા ટાઢીઓ તાવ ઉત્પન્ન કરનારૂં હોય છે. અહિં જમીન ઘણી કઠોર હોઈ ઘઉં તથા બીજાં ધાન્યો પાકતાં નથી. આ પ્રદેશ ઉંચો હોઇ હવા ઘણી સુંદર લાગે છે. શિયાળામાં માત્ર ઠંડી જરા કડક પડે છે. કોઇ કોઇ વખતે કુવામાં પાણી ઠરી જાય છે. ચોમાસામાં વરસાદ પણ પુષ્કળ પડે છે લોકો ઘણા ઉદ્યમી તથા મહેનતુ હોવાથી વસ્તીમાં સારો વધારો થાય છે. ત્યાં મુખ્યત્વે કરીને વારલી અને પાવરા જાતિના લોકો રહે છે. જેમાં પાવરાઓની જાત રજપૂત–વંશની કોઈ જાત છે એમ મનાય છે. આ જાતિના લોકો ખેતીના કામમાં વારલી તથા ભિલ જાતિના લોકો કરતાં વિશેષ કુશળ હોય છે. તેઓ શરૂઆતમાં જરા શરમાળ હોય છે, પરંતુ થોડા પરિચયથી પણ બહુ છુટથી બોલનારા તથા આનંદી પ્રકૃતિના લાગે છે. તેવીજ રીતે તેઓ ઘણા પ્રામાણિક પણ હોય છે. સર્વ લોકો ખેતી કરે છે અને ગાયો તથા ભેંસો પણ બહુ મોટા જથ્થામાં રાખે છે. બકરાં, કુકડા તથા બતકો પણ પાળે છે. ઘેટાં તથા ડુક્કરો કોઇ પાળતું નથી. બાજરો, જુવાર તથા નાગલીનો પાક ત્યાં મુખ્ય છે. ખાનદેશમાંથી અકરાણી પરગણામાં જવાના પાંચ ઘાટમાર્ગો છે, તે પૈકી શહાધા સુધી ગયા પછી શરૂ થતો નવાગામ ઘાટરસ્તો બળદ, ઘોડા જવા માટે સારો છે. બાકીના બીજા તો પગરસ્તા તરીકેજ વાપરી શકાય તેવા છે, અને એક બે રસ્તા તો બહુજ મુશ્કેલીવાળા છે અકરાણી પરગણામાંથી ધાન્ય, મધ, મીણ, લાખ, ગુંદર અને રાળ એ પદાર્થોની સારી નિકાસ થાય છે.

આ પરગણાનો બહુ ઝાઝો ઇતિહાસ મળતો નથી. ધડગામ મુલક ખાનદેશના મુસલમાની રાજાના તાબામાં હતો. તેની ઉત્તરે નર્મદા નદી સુધીનો પ્રદેશ આ ડુંગરી મુલકના સ્થાનિક અધિપતિનાજ તાબામાં હતો. ૧૭૦૦ પછી આ પ્રદેશ ધુશવઈના રાણાઓના તાબામાં ગયો. તે પૈકીના રાણા ગુમાનસિંહે અકરાણી કિલ્લો બંધાવ્યો. ચાર પેઢીઓ થઈ ગયા પછી રાજાઓનો નિર્વંશ જવાથી આ મુલકમાં અંધાધુંધી ચાલી. પછી મતવારના રાણા ભાઉસિંહે આ પરગણામાં રાજ્ય સ્થાપ્યું અને રોશમલ કિલ્લો ( જે હાલ પડી ગયેલો છે તે ) બાંધ્યો. આ રાજકુટુંબે ૧૮૧૮ સુધી રાજ્યગાદી ભોગવ્યા પછી બ્રિટિશ સરકારે એ રાજવંશીને

રૂા. ૨૮૯૮ પેન્શન બાંધી આપી તે સર્વ મુલક ખાલસા કર્યો. તોપણ આ રાજકુટુંબનું માન ઘણું મોટું હતું તેથી વડોદરાના ગાયકવાડ તથા છોટા-ઉદેપૂરના રાણાઓ સાથે તેઓ લગ્નસંબંધ કરતા.

**અકલુજઃ**—મુંબઈ ઇલાકામાં સોલાપૂર જિલ્લાના માળશિરસની ઇશાને ૬ માઈલ દૂર નીર નદીના કાંઠા ઉપર આ એક મોટું સારા વેપારવાળું ગામ છે. લોકસંખ્યા સુમારે પાંચ હજારની છે. પહેલાં આ ગામમાં કપાસનો વેપાર ધમધોકાર ચાલતો તેથી તેની જાહોજલાલી બહુ હતી. ત્યાં જીર્ણ તથા પડી ગયેલો કિલ્લો છે. તથા પોસ્ટ ઑફિસ પણ છે. દર સોમવારે બજાર ભરાય છે. ઇ. સ. ૧૬૮૯માં વિજાપુરમાં પ્લેગના ઉપદ્રવ શરૂ થવાથી ઔરંગઝેબે આ ઠેકાણે પોતાની છાવણી નાંખી હતી, અને અહીં રોગનું જોર નરમ પરેલું. (ગ્રાંટ ડફ) કેપ્ટન મુરે ૧૭૯૨માં આ સ્થળ મોટું બજાર, એક કિલ્લો, કેટલીક સુંદર ઈમારતો તથા બગીચાઓ વગેરે હોવાનું લખેલું છે. ઈ. સ. ૧૮૦૩માં જનરલ વેલેસ્લીએ, જ્યારે તે શ્રીરંગપટ્ટણથી પૂના બીજા બાજીરાવને ગાદી ઉપર બેસાડવા જતા હતા ત્યારે રસ્તે આ સ્થળે તેણે ત્રણ દિવસ સુધી મુકામ કર્યો હતો.

**અકા (ટેકરી)**—પૂર્વ બંગાળ અને આસામ દરંગ જિલ્લાની ઉત્તરે હિમાલય પર્વતનો એક ભાગ. આ ભાગમાં જંગલ બહુ મોટાં છે. ત્યાં મોટે ભાગે જંગલી માણસોની વસતી બહુ છે. તેથી તેની બહુ શોધ થઈ શકી નથી. અકા નામની જાતિના બે ભાગ છે. (૧) હજારી ખોઆ અને (૨) કપાસ ચોર. આસામના રાજાની કારકીર્દિમાં આ લોકો રૈયતને બહુ ત્રાસ આપતા. હજુ આજ પણ રૈયતને થોડો ઘણો ત્રાસ એ લોકો દે છે. તેઓ તિબેટો-બ્રહ્મી લોહીના હોઈ લડવૈયા તથા સ્વતંત્ર વૃત્તિના હોય છે. તેઓનું રહેઠાણ સુરક્ષિત છે એટલે બ્રિટિશ રૈયતને ત્રાસ આપવાનું તેઓને ઠીક ફાવે છે. તેઓની ઉપર ચઢાઈ લઈ જવાથી રૈયતને જે લાભ થવા સંભવ છે તેના પ્રમાણમાં ખરચ ઘણો વધારે કરવો પડે એવી સ્થિતિ છે. તેથી બ્રિટિશ સરકાર તેમની ઉપર ચઢાઈ લઈ જઈ શકતી નથી.

**અકા જાત**—આ જાતિના લોકો તેઝપૂરની ઉત્તરે આવેલા ડુંગરી મુલકમાં રહે છે. તેની એક નાની પણ સ્વતંત્ર રાષ્ટ્રજાતિ બનેલી છે. આ લોકોનો ડાફલા, મિરિસ અને અબોર લોકો સાથે ઘણો નજીકનો સંબંધ હોવો જોઇએ એવો કર્નલ ડૉલ્ટનનો મત છે. પરંતુ તે લોકો કરતાં અકા જાતિના લોકો બહુ જૂનીજ તરેહના માલમ પડે છે. (ઇં. ગૅ. ૫ વસતીગણત્રી).

**અકા કાંગ્વા**—દક્ષિણ અમેરિકામાં ચિલી દેશનો એક પ્રાંત છે. તે બહુ ડુંગરી પ્રદેશ છે. ત્યાંની હવા બહુ ગરમ તથા સૂકી છે, ત્યાં દ્રાક્ષ બહુ સુંદર થાય છે એજ નામનો જ્વાલામુખી પર્વત તથા એજ નામની નદી પણ ત્યાં છે. આ પ્રાંતની લોકસંખ્યા સુમારે બાર હજારની છે.

**અકાડાયાઃ**—મુંબઈ ઈલાકામાં આવેલા કાઠીઆવાડમાં બાબ્રા થાણાનું એક સ્વતંત્ર ખંડણી ભરતું સંસ્થાન. બાબ્રાની ઈશાનમાં સુમારે ૨૦ માઈલ દૂર, અને ભાડલીથી ઉત્તરે ચાર માઈલ કોરી નદીના ઉત્તર કીનારા ઉપર એ આવેલું છે. ત્યાંના ગરાસીઆ જમીનદાર બાવડ રાજપૂત વંશના છે અને આ દ્વીપકલ્પમાં તેઓનું સ્વતંત્ર સ્થળ આ એકજ છે. (ઇં. ગૅ. ૫.; મું. ગૅ. ૮) (બૉ. ગૅ. ૮-૩૫૬).

**અકાડીઃ**—ઉત્તર અમેરિકામાં ૪૦ થી ૪૬ અક્ષાંશમાં આવેલું ફ્રેંચ સંસ્થાનનું નામ. ૧૬૦૩માં ફ્રેંચોને એ મળ્યું. તેનેજ "નોવા સ્કોશિઆ" કહે છે.

**અકાપુલકોઃ**—આ શહેર મેકિસકો દેશમાં ગ્યુરો સંસ્થાનમાં પૅસિફિક મહાસાગરના કિનારા ઉપર આવેલું છે. તે એક અર્ધગોળાકાર ઉપસાગર ઉપર આવેલું છે. આ મહાસાગરના કિનારાપર આવેલાં બંદરોમાં સહુથી શ્રેષ્ઠ બંદર છે. તેની આસપાસનું સૃષ્ટિસૌંદર્ય ખરેખર પ્રેક્ષણીય છે. સમુદ્ર ઉપરની ઠંડી હવા અંદરના ભાગમાં લેવા માટે તેની નજીકમાં આવેલા પર્વતમાં એક ખીણુ ખોદેલી છે.

**અકાલગઢઃ**—પંજાબ. ગુજરાનવાલા જિલ્લા-વજીરાબાદ તહશીલ. નૉર્થ-વેસ્ટર્ન રેલ્વેની વજીરાબાદ-લાયલપુર લાઇન ઉપર સુમારે પાંચ હજાર વસ્તીનું આ ગામ છે. ઉ. અ. ૩૨° ૧૬' પૂ. રે. ૭૩, ૫૦' ઈ. સ. ૧૮૬૭ થી ત્યાં મ્યુનિસિપાલિટિ છે, અને તેનું સરાસરી ઉત્પન્ન છ થી સાત હજારનું છે. આ ગામમાં વેપાર જેવું કશુંજ નથી. શીખ અમલના અંત ભાગમાં સાવનમલ અને તેનો પુત્ર મૂળરાજ મુલતાનના સુબેદાર હતા. તેના કુટુંબનાં માણસો આજ પણ આ સ્થાનમાં રહે છે. (ઇં. ગૅ. ૫).

**અકાર્લૉરેન્શિઆઃ**—એના સંબંધે રોમન લોકોમાં એવી દંતકથા છે કે, તે ફાસ્ટયુલસ નામના ભરવાડની સ્ત્રી હતી. આ ભરવાડે રોમન શહેરના આદ્યસંસ્થાપકો રોમ્યુલસ અને રીમસને, તેઓ ટાયબર નદીમાં તણાતા હતા, તે વખતે બહાર કાઢી

લઈ તેમનો બચાવ કર્યો હતો. તેણે એ બંને બાળકોને પોતાની પત્નીને સ્વાધીન કર્યાં અને તે સ્ત્રીઓએ તેઓનું, પોતાના છોકરાંની સાથે, છોકરાની માફકજ પોષણ કર્યું. આ સ્ત્રીની ચાલચલગત સારી ન હતી, તેથી તેને વરુ કહેવામાં આવતી, એવી દંતકથા છે. એને તે ઉપરથી રોમ્યુલસ તથા રીમસ બંનેને વરુએ ઉછેર્યાં એમ મનાય છે. આ દંતકથા લોકોમાં પ્રસિદ્ધ છે. બીજી એક કથાનુસાર આ એક સુંદર કન્યાનું નામ છે. હુકર્યુલિસે આ છોકરીને પોતે દ્યુતમાં જીતેલી. એ છોકરીએ પોતાની સર્વ મિલકત તથા સંપત્તિ રોમનલોકોને અર્પણ કરી, માટે તે લોકોને તેના નામનો વાર્ષિક ઉત્સવ ઉજવવાની પ્રથા શરૂ કરી. કેટલાકના મત પ્રમાણે તે ભૂદેવની માતા હતી.

**અકાલી.:**– આ પંથ બીજા શીખપંથે કરતાં જાદો છે. નાગ અથવા ગોસાવી લોકો પ્રમાણે અકાલીઓ સંગ્રામોત્સુક હોય છે. શીખોના દસમા અથવા તો છેલ્લા ગુરુ ગોવિંદે (૧૬૭૫-૧૭૦૮) આ પંથની સ્થાપના કરી એમ કહે છે. "અકાલી-પુરુષ" (અનંતનો ઉપાસક) ઉપરથી "અકાલી" (અમર) એવી સંજ્ઞાની કેટલાક ઉત્પત્તિ કાઢે છે. બીજા કેટલાકો "અકાલ" અમર, દેવ એવા અર્થમાંથી અકાલી એટલે "ઇશ્વરોપાસક" એવો અર્થ કાઢે છે. "સત શ્રી અકાલ" એ શીખ લોકોની રણગર્જનાનું વાક્ય છે. અકાલી લીલો પોશાક પહેરે છે. (કૃષ્ણના મોટા ભાઈ બલરામ લીલો પોશાક પહેરતા એટલે તેને 'નીલાંબર' નામ આપવામાં આવ્યું છે.) હાથમાં પોલાદી કંકણ પહેરે છે અને બારીક ચાકુ, લોખંડની એક સાંકળી, અને લોઢાની એક કડી વગેરે તેની લીલા રંગની પાઘડીમાં ખોસે છે. કેટલાક અકાલીઓ જટા વધારે છે. જેઓ જટા વધારતા નથી તેઓ દોરી અને લોટા વડેજ કાઢેલું પાણી વાપરે છે. તેઓ બીડી પીએ છે. પરંતુ જટાધારી શીખો તેમ કરતા નથી. કેટલાએક લીલા ફેંટા નીચે પીળો ફેંટો પણ બાંધે છે.

સંગ્રામસામર્થ્ય હોવાને લીધે અકાલીઓને "નિહુંગ" એટલે "બેફિકર" એવું નામ મળ્યું છે. શીખલોકોના ઇતિહાસમાં તેણે બહુ મોટો ભાગ ભજવ્યો છે. ઈ. સ. ૧૮૧૮માં મુલતાનના ઘેરા વખતે તેઓએ અચાનક રીતે બહારથી હુમલો કરીને કિલ્લો સર કરવાની સરળતા કરી દીધેલી. કુલાસિંહના ચરિત્ર ઉપરથી આ લોકોના ગુણદોષ ઠીક સમજાય છે. ૧૮૦૯ માં અમૃતસરમાં જ્યારે મેટકાફ ઉપર છાપો મારવામાં આવ્યો, ત્યારે આ ફુલાસિંહ એ છાપો મારનારાઓનો નાયક હતો, તેથી બહાર આવ્યો. ત્યાર બાદ રણજીતસિંહે તેને સિંધ પ્રદેશમાં મુખ્ય અધિકારી નીમ્યો. ત્યાં મુસલમાન પ્રજા ઉપર તેણે ખૂબ જુલમ ગુજાર્યા પછી તેને કાશ્મીર મોકલવામાં આવ્યો. ઈ સ ૧૮૨૩ માં તેરીના યુદ્ધમાં ફુલાસિંહ તથા તેના અકાલી અનુયાયીઓએ રણજીતસિંહની બાજૂમાં લડીને યુસફ્ઝઇનો ઠીક પરાજય કર્યો. પરંતુ આ લઢાઈમાં શૌર્ય બતાવતાં ફુલાસિંહ મરણ પામ્યો નોશાહેરમાં તેની સમાધિ આજે પણ હિંદુમુસલમાનને માટે તીર્થનું સ્થાન ગણાય છે

ફુલાસિંહના નેતૃત્વ નીચે અથવા તો તેનાથી પણ પહેલાં અકાલીઓ પોતાના શત્રુ તથા મિત્ર ઉભયને સરખાજ ભીતિપ્રદ થઈ પડયા હતા. શીખ રાજાઓને તેઓનો બહુ ભય રહેતો, કારણ કે અનેક વેળા શીખ લોકોએ તેઓ પાસે બળજોરીથી પૈસા કઢાવેલા. ૧૮૨૩ માં ખુદ રણજિતસિંહે તેઓને કમી કરવા પ્રયત્નો કર્યાં અને તેથી આ પંથનું મહત્વ ઓછું થયું

અકાલીઓની ગાદી અમૃતસરમાં અકાલબુંગ નામથી પ્રસિદ્ધ હતી. ત્યાં અકાલીઓ ધાર્મિક વિધિની દીક્ષા લેતા અને ગુરુમાતાને આવાહન કરતા. ખાલસાનું નેતૃત્વ આપણી પાસેજ છે એવું તેઓ સમજતા. રણજિતસિંહના સમય પછીથી તેઓની ખરી ગાદી આનંદપૂર આવેલી છે. પરંતુ તેનું માન બહુ ઓછું થઈ ગયું છે એમ કહેવામાં હરકત નથી

આ લોકોને બ્રહ્મચર્ય પાળવાની આજ્ઞા છે આ પંથના અનુયાયીઓ ગુરુનું ઉચ્છિષ્ટ ખાય છે, બીજા શીખ લોકોની માફક તેઓ માંસ તથા મદિરાનું સેવન કરતા નથી પરંતુ ભાંગ બેસુમાર પીએ છે.

શીખોના પ્રાર્થનામંદિરને "ગુરુદ્વાર" કહેવામાં આવે છે. આવા મંદિરોની દેખરેખ રાખવા માટે પ્રત્યેક મંદિરમાં એક મહંત હોય છે. ધીરેધીરે આ મહંતો અતિ દુરાચારી નીકળ્યા અને શીખભક્તોને ત્રાસદયક થઈ પડયા, તેથી ઈ. સ ૧૯૧૯-૨૦ માં ગુરુદ્વાર પ્રબંધક કમીટીની સ્થાપના કરવામાં આવી આના જે સ્વયંસેવકો છે તેઓની ગણના "અકાલી" પંથમાં કરવામાં આવે છે. હાલમાં અકાલીની સંખ્યા લાખોમાં કરી શકાય તેમ છે. ગુરુદ્વાર પ્રબંધક કમીટીએ ગુરુદ્વારોને પોતાના કબજામાં લીધાં છે. અને મહંતો પાસેથી ગુરુદ્વારોનો કબજો લેતાં રકતપાત પણ થએલો.

હાલમાં આ કમીટી ઉપર દેખરેખ રાખવા માટે સરકારે પોતાની એક કમીટી રાખવાની યોજના ગુરુદ્વાર બીલમાં તૈયાર કરી છે. અકાલી શીખોને આ કામમાં સરકાર સાથે બહુ વિરોધ છે. નાભા રાજ્યના રાજા રિપુદમનસિંહે પોતાની ગાદીનું રાજીનામું આપ્યું (૧૯૨૩). તે કામમાં બ્રિટિશ સરકારનો કાંઈ હાથ છે અને તેમણે આ કાર્યમાં અન્યાય કર્યો છે એવું સમજીને નાભામાં જઈને સત્યાગ્રહ કરવાનો અકાલી શીખોએ વિચાર કર્યો છે. ( નાભા જુઓ )

**અકિમિનિયનઃ-** અકિમેનિડ અથવા હખામની નામનો એક પ્રાચીન ઈરાની રાજકુટુંબનો વંશ હતો. ઈરાનમાં તેનો અમલ ઈ. સ. પૂ. ૫૫૮ થી તે ઈ. સ. પૂ. ૩૩૦સુધી ચાલુ હતો. આ વંશનો રાજકીય ઇતિહાસ " ઈરાન " એ નામ નીચે આપવામાં આવ્યોછે. તોપણ આ રાજકુટુંબના ઉપાસનામાર્ગનું મહત્ત્વ ઝરતુસ્થ સંપ્રદાયના વિકાસના અભ્યાસમાં વિશેષ ઉપયોગી છે, તેથી તેનાં એ ધાર્મિક અંગનું આ સ્થળે વિસ્તારપૂર્વક વિવેચન કર્યું છે.

આ વંશની ધાર્મિક કલ્પના વિષે થોડીઘણી માહિતી ગ્રીક અભિજાત સાહિત્યમાં, તેજ પ્રમાણે બાબિલોની, મિસરી અને ગ્રીક જુના કોતરેલાં લખાણોમાં અને એ રાજાએ પોતેજ જુની ઈરાની ભાષામાં બાબિલોની અને નવીન એલામી ભાષાંતર સહિત લખી રાખેલાં કોતરેલાં લખાણોમાં મળી આવે છે. આ વંશમાંના જે રાજાઓ સંબંધી આ સ્થળે વિચાર કરવાનો છે તે રાજાઓ નીચે પ્રમાણે છે– સાયરસ, કંબાયસિસ, પહેલો દરાયસ, પહેલો કસર્સીસ, અને બીજો અને ત્રીજો આર્ટાકસકસીંસ.

( ૧ ) સાયરસ ધી ગ્રેટઃ— રાજાની ધાર્મિક કલ્પનાનું જ્ઞાન પ્રાપ્ત કરવા માટે ઝેનોફોનની સાયરોપીડિયા નામની ઐતિહાસિક અદ્ભુત કથા, જુનો કરાર તથા બાબિલોનમાં મળી આવેલા શિલાલેખો વગેરે સાધનો છે- સાયરોપીડિઆ કલ્પિત કથા છે. એટલે તેમાંથી મળતી હકીકત સારાસારનો વિચાર કરીને જ સ્વીકારી શકાય. આ કથામાં સાયરસ રાજા, ઝૂસ, હીલિઑસ, જીઆ, હેસ્ટિઆ, વગેરે અનેક ગ્રીક દેવતા માટે યજ્ઞ કરે છે, એવું વારંવાર બતાવવામાં આવ્યું છે. હિરોડોટસ તથા સ્ટ્રેબોએ પોતાના ગ્રંથોમાં એવો ઉલ્લેખ કર્યો છે, કે ઈરાની લોકો સૂર્ય, અને ચંદ્ર, પૃથ્વી, અગ્નિ, જળ, વાયુ, ઍફ્રોડાયટિ નામક વિવાહદેવતા, ઝૂસ નામક આકાશદેવતા, વગેરેની ઉપાસના કરે છે. આ બંને વિધાનોનો મેળવતાં એવું દેખાય છે કે ઝેનોફોને બતાવેલી સાયરસની ઉપાસના નાની અવેસ્તાના નામથી પ્રસિદ્ધ થએલા ગ્રંથમાં દષ્ટિગોચર થતી. ઈરાની સંસ્કૃતિમાંથી મળી આવતી એક પ્રકારની શક્તિનીજ ઉપાસના હતી. તેમાં આવતી એ ઉપાસ્યદેવતા અહુરમઝદ, મિથ્ર, અતર્ષ ( અગ્નિ ) અને અનહિતથી જરાય ભિન્ન ન હતી. આ સિવાયની જે બીજી દેવતાઓની ઉપાસના કરતો સાયરસને બતાવવામાં આવ્યા છે, તે દેવતાઓ મૂળે તો મરણ પામેલા લોકોનાં ભૂતરૂપે હોઈ, પછીથી તેજ ફ્રવષી નામની રક્ષણકર્તા દેવતાઓ બની. એથી ઉલટું સાયરોપીડિઆની કથામાં મરણોન્મુખ સાયરસે મૃત્યુ પછી પોતાના શરીરને દફન કરવાની આજ્ઞા આપ્યાનું કહેવામાં આવ્યું છે. આ વસ્તુ ઝરથુસ્તોના રીવાજથી તદ્દન વિરૂદ્ધ છે. સ્ટ્રેબોએ સાયરસની બનાવેલી કબરનું વર્ણન પાસાર્ગાડીમાં રચેલી સાયરસની કબર જોતાં ઉપલી આપેલી હકીકતને ટેકો આપનારૂં છે. પરંતુ હિરોડોટસે એવું કહ્યું છે, કે ઈરાની લોક મૃતશરીરોને ગીધ, કુતરાં વગેરે પ્રાણીઓ પાસે નાખે છે, અને પછી તેમની ઉપર મીણનો લેપ કરીને તેમને જમીનમાં દાટે છે.

તે સિવાય બાબિલોનના કોતરેલા લેખો વિષે વિચાર કરતાં સાયરસના ઉપાસના સંપ્રદાય વિષે બે શિલાલેખોમાં ઉલ્લેખ થએલો માલમ પડે છે. આ બંને ઉલ્લેખોમાં સાયરસે કહ્યું છે કે બાબિલોનમાં તે સમયે થઈ ગયેલા રાજા નબુનાઈદે સુમેર તથા અકકડ શહેરોનાં દેવાલયોમાંથી ત્યાંની દેવતાઓને કાઢી પોતાની રાજ્યધાનીમાં આણી હતી. માર્દુક દેવનો પ્રિય ભકત સાયરસ તેમને પાછી લઈ ગયો. આ લેખમાં બતાવેલા માર્દુક અને તેનો પુત્ર નબુ એ અહુર્મઝદ તથા તેના પુત્ર અતર્ષ ( અગ્નિ ) નાંજ બીજાં નામ છે. એવું સાયરસ માનતો, એમ કેટલાક ઇતિહાસવેત્તાઓ કહે છે. પરંતુ આ માન્યતામાં સત્ય નથી, એમ ઘણાની માન્યતા છે. આ પ્રકારનાં સાધનોમાં ગ્રીક લેખો વિશેષ વિશ્વસનીય છે. સાયરસની ઉપાસનાપદ્ધતિ ઉત્તર અવેસ્તામાં મળી આવતી ધર્મપદ્ધતિને બહુ મળતી આવે છે. તોપણ સાયરસ ઝરથુસ્થના નવીન સંપ્રદાયનો અનુયાયી હતો એવું માનવાને જરા પણ આધાર નથી " સાયરસ " શબ્દનો ખરો ઉચ્ચાર " કુરુસ " છે.

( ૨ ) કંબાયાસિસઃ— આ રાજાની ધાર્મિક માન્યતાઓ સંબંધી ઉલ્લેખો થોડા છે. આમેસિસના મૃતશરીરને અગ્નિદાહ દેવામાં આવે, તો અગ્નિની પવિત્રતા ઘટી જાય એવો કંબાયાસિસ રાજાનો મત હતો એમ હિરોડોટસ્ લખે છે. ઈરાનમાં તથા અવેસ્તાનાં મૂળ ઉત્પત્તિસ્થાનમાં મૃતશરીરના

સંયોગથી અગ્નિ દૂષિત થાય છે અને અગ્નિને દૂષિત કરવાનો ગુન્હો અક્ષમ્ય ગણાય છે. જો કે કંબાયસિસને સામાન્ય રીતે ગાંડો રાજા ગણવામાં આવે છે, તોપણ સેઈસના સુપ્રસિદ્ધ દેવ અને નેઈતના દેવાલયના સંબંધમાં કંબાયસિસે જે દૃષ્ટિબિન્દુ સ્વીકારેલું, તે અત્યંત ઉદાર તથા તેની પૂર્વે થઈ ગએલા સાયરસના જેવુંજ હતું. પરંતુ એપિસ દેવતાને માટે છોડી મૂકેલા બળદને કંબાયસિસે મરાવ્યો, તે એક ગાંડા માણસની લહેરજ હતી. અને તેમાં તેની ધાર્મિક ઉપાસનાનો જરા પણ સંબંધ ન હતો.

( ૩ ) પહેલો દરાયસઃ—આ રાજાના ધાર્મિક મતનું જ્ઞાન પ્રાપ્ત કરવાનું મુખ્ય સાધન બાબિલોની તથા નૂતન મીલાએમાં ભાષાંતર કરવામાં આવેલા જૂના ઈરાની ભાષાના શિલાલેખો છે. તેમાં સર્વોત્તમ દેવતા અહુર્મઝદની કૃપાથી અમને આ રાજ્ય મળ્યું છે એવું દરાયસે લખ્યું છે. રાજ્યમાંની સર્વ ખરાબ બાબતો અનૃત ( દ્રૌગ ) જન્ય છે. પોતાની માન્યતા પ્રમાણે પોતે અસત્યવાદી નથી, તેથીજ પોતે સમર્થ થયો છે, એમ તે માનતો હોય એમ લાગે છે. એ ' દ્રૌગ ' અવેસ્તામાં આવતા ' દ્રુજ ' ને મળતો આવે છે. સત્યશીલ મનુષ્યોએ અનુસરવાના માર્ગને સત્ય પથ ( ત્યામ રાસ્તામ ) કહ્યો છે; અને તેવો ઉલ્લેખ જૂના ધર્મોમાં, એટલે વેદ અને બૌદ્ધ ગ્રંથ વિગેરેમાંથી મળી આવે છે. " અર્શતા " નામક ઉપકારક દેવતા તથા " દુશિયારા " નામક દુષ્ટ દેવતા જેમ દરાયસના લેખમાં મળી આવે છે , તેમ ઉત્તર અવેસ્તામાં પણ તેઓનો ઉલ્લેખ જોવામાં આવે છે. આ રાજાની પરધર્મો પ્રત્યેની દૃષ્ટિ પણ સાયરસ પ્રમાણે ઉદાર હતી.રાજ્યારૂઢ થયા પછી તેણે પુનર્ઘટના કરી, તેમાં ગૌમતે જમીનદોસ્ત કરેલા અગ્નિગૃહનો પણ તેણે પુનરુધ્ધાર કર્યો; તોપણ દરાયસ અહુર્મઝદ દેવનો એકનિષ્ઠ ભકત હતો તે ઉપરથી તે એકેશ્વરવાદી હતો એમ કહી શકાય નહિ.

( ૪ ) પહેલો કસકર્સીસઃ—કસકર્સીસની ધાર્મિક માન્યતા વિષે માહિતી આપનાર મુખ્ય ગ્રંથ હિરોડોટસનોજ છે. તેણે કસકર્સીસ વિષે એવું કહ્યું છે કે થ્રીસ ઉપર સ્વારી કરતી વખતે જ્યારે તે હેલેસ્પૉંટ આવ્યો, ત્યારે તેણે ઇલિયમની ઍથીનિ દેવતાને એક હજાર બળદોનું બલિદાન આપ્યું અને સૂર્ય તથા સમુદ્રદેવતાને ખુશ કરવા માટે હવિર્દાન કર્યું. એજ પ્રમાણે તે એમ પણ કહે છે કે "નવ માર્ગ"નામની જગ્યાએ તેણે નવ ગ્રીક છોકરા અને નવ છોકરીઓનાં બલિદાન આપ્યાં. તેના કહેવા પ્રમાણે તો ઈરાની લોકોમાં જીવતાં મનુષ્યોને ભોંયમાં દાટી બલિ તરીકે દેવતાને આપવાનો રિવાજ જ હતો. પરંતુ ઉપર કહેલા ગ્રીક ઇતિહાસકારના આ મતને પુષ્ટિ આપનારૂં લખાણ બીજે કોઈ ઠેકાણે મળતું નથી, એ એક, અને બીજું બલિદાન આપવું એ ભૂદેવતાને ભ્રષ્ટ કરવા બરાબર છે,આથી આવો રિવાજ ઈરાની ધર્મપદ્ધતિથી વિરુદ્ધ હોય એવું લાગે છે. આથી હિરોડોટસની ઉપર્યુકત માહિતીને વિશ્વસનીય ન ગણી શકાય.એક સ્થળે કસકર્સીસની સ્વારીમાં નવ શ્વેત ઘોડાઓથી ઝ્યૂસ દેવનો રથ ખેંચાતો,તેનો ઉલ્લેખ હિરોડોટસે કર્યો છે અને એ રથનો સારથી ઘોડાઓ સાથે પગે ચાલતો, એમ તે કહે છે. આ રથ એટલે સ્વારી સાથે ચાલીને રાજાને વિજય અપાવનારી અહુર્મઝદ નામની ઈરાની રાષ્ટ્રીય દેવતાનું મંદિર હોય, એ બનવા જોગ છે.

( ૫-૬ ). બીજા અને ત્રીજા આર્ટાકસર્સીસને લગતી માહિતીનાં સાધનો એકજ દૃષ્ટિએ મહત્ત્વનાં છે. અને તે એ કે અહુર્મઝદ દેવતા સિવાય, મિથ્ર તથા અનહિત એ નામની બે નવીન દેવતાનાં નામ એ લેખોમાંથી મળી આવે છે. આ વિષે એક વાત લક્ષમાં રાખવાની એ છે, કે ઇતિહાસકાર પ્લુટાર્ક ખરા ઝરથુષ્ટ્ર ધર્મથી અપરિચિત હતો, છતાં તેણે આર્ટાકસર્સીસ રાજાની ઉપાસનાને લગતા શિલાલેખમાં આવતી માહિતીને ટેકો આપ્યો છે.

આ પ્રાચીન રાજકુટુંબોને લગતી માહિતી મધ્યકાલીન ઈરાની સાહિત્યમાં બીલકુલ જોવામાં આવતી નથી, એ મોટી આશ્ચર્યની વાત છે. પહેલા આર્ટાકસકર્સીસ વિષેનો ઉલ્લેખ પહેલવી ગ્રંથોમાં અર્દેશિર નામથી કરવામાં આવ્યો છે. તેનેજ સ્પેંદદાદનો પુત્ર બોહુમન કહ્યો છે, આવી ઉપપત્તિ કેટલાક વિદ્વાનોએ ઠોકી બેસાડી છે. પરંતુ એ વાતને જરા પણ આધાર મળતો નથી. ઝરથુષ્ટ્રી આર્ટાકસકર્સીસ જો સ્પેંદદાદનો પુત્ર હતો, તો પછી અકિમિનિયન આર્ટાકસકર્સીસ એ કસકર્સીસપુત્ર હોવો જોઇએ. અલ્બેરુની આ બંને વ્યકિતને ભિન્ન ગણેછે અને તે જ વાત બરાબર છે. શાહનામા વિગેરે ગ્રંથોમાં આ બંને વ્યકિતઓ એકજ હતી એમ માનવામાં આવ્યું છે, તેનું કારણ તે બંનેના દાદાઓનાં નામ દરાયસ છે,એજ હોવું જોઇએ. પરંતુ અવેસ્તા તથા ઝંદનાં ધર્મગ્રંથોની બે હસ્તલિખિત પ્રતો રાખી મુકવાનો ઉપદેશ કરનારા ઝરથુષ્ટ્રનો અનુયાયી દરાયસપુત્ર દરાયસ, અને અકિમિનિયન રાજવંશમાં થઇ ગએલો આર્સીસપુત્ર ત્રીજો દરાયસ એ બંને જુદા હતા.

પણ ઉપર આપેલી હકીકત ઉપરથી અકિમિનિયન રાજાઓ સૂર્યચંદ્ર ઇત્યાદિ ઈરાની દેવતાઓને માનતા અને ગ્રીસ વિગેરે પારકા દેશોમાંની દેવતાઓ પ્રત્યે પણ પૂજ્યબુદ્ધિથી જોતા, તો પણ મુખ્યત્વે કરીને તેઓ અહુર્મઝદ દેવના ઉપાસકો હતા એવું દેખાય છે. તેઓની માન્યતા પ્રમાણે તેઓના દેવ અહુર્મઝદ સર્વશક્તિમાન રાષ્ટ્રીય દેવ હતા. એ બાબતમાં વિશેષ મહત્વની વાત લક્ષમાં રાખવાની એ છે કે જુના કોતરેલા ઇરાની લેખોનું સામ્ય, ગાથાઓ કરતાં ઉત્તર-અવેસ્તા સાથે જ વધારે છે,-જેમાં ઝરથુષ્ટ્રપૂર્વ કુદરતની ઉપાસના દેખાવા માંડે છે. તેજ પ્રમાણે તેમાં અને અસુરી બાબિલોની ગ્રંથમાં ઘણું સામ્ય જોવામાં આવે છે. આ સર્વ બાબતોનો વિચાર કરતાં અકિમિનિયન રાજાઓ ઝરથુષ્ટ્રપંથી ન હતા, પરંતુ ઝદમસ્નપંથી હતા, એવું અનુમાન થાય છે.

**અકિયન લોક અને સંઘઃ**—ગ્રીક લોકોની ચાર શાખાઓમાંની આ એક છે. આ શાખાનો મુળ પુરુષ અકિયસ હતો એવી દંતકથા છે. હોમર કવિના મત પ્રમાણે આ લોકોની સત્તા ગ્રીસ દેશ ઉપર હતી. એઓલીયન શાખા સાથે આ શાખાનું ઘણું સામ્ય જોવામાં આવેછે. તેઓનો બાંધો ઉંચો હતો અને આંખો માંજરી હતી. તેઓના મત પ્રમાણે તેઓ ગ્રીક લોકોના સર્વોત્તમ દેવ ઝયુસના વંશજો હતા તેઓનો નેતા "વેલાયૂસ" હતો. તેઓ લોઢાનાં હથિઆરો તથા ચાર ખુણાવાળી ઢાલોનો ઉપયોગ કરતા.

તેમનો ત્રીસ ગામોનો એક સંઘ અથવા જથ હતો. જો દુશ્મનો ચઢી આવે, તો બચાવ કરવા માટે આવો જથ પાડેલો, એમ જણાય છે. તેઓની એકતાનું એક બીજું કારણ ઝયુસ દેવની પૂજા એ હતું. ઇ. સ. પૂર્વે ૨૮૦ ની આસપાસ તેમનું મહત્વ વધારે હતું. આરેટસના સમયમાં આ સંઘનાં ગામો ઘણાં હતાં.

તેઓની મધ્યવર્તી શાસનસંસ્થામાં લોકમતનું પ્રાબલ્ય હતું. આ સંસ્થાની એક વર્ષમાં ત્રણ બેઠક થતી. સઘળા કાયદાઓ એમાંજ પસાર થતા. આ સભાનું ૧૨૦ સભાસદોનું એક પેટા મંડળ હતું. તેમની પાસે મુખ્ય સંસ્થાનો કાર્યક્રમ તૈયાર કરવાનું, પરદેશના વકીલો સાથે ઠરાવ કરવાનું, શહેરમાં થતા ટંટાઓનો નિકાલ કરવાનું વિગેરે કાર્યો હતાં. મુખ્ય અધિકારીઓ "સ્ટ્રેટેજિયા" કહેવાતા. કોઈ પણ યોજના રજુ કરવાનો તેઓને હક હતો.

આ જુથમાં એક મોટી ખામી એ હતી કે તેઓને લશ્કરી યોજના કે વ્યવસ્થા બરાબર રાખતાં આવડતી નહિ. તેમ ગુન્હેગારોને યોગ્ય શાસન કરવાની સવડ પણ ન હતી. રોમન લોકોએ આ સંઘનો નાશ કર્યો.

**અકિયાબઃ**—જીલ્લો—નીચેના બ્રહ્મદેશ-આરાકાન વિભાગમાં એક જીલ્લો. ઉ. અ. ૧૯° ૪૭.' થી ૨૧° ૨૭.' અને પૂ. રે. ૯૨° ૧૧' થી ૯૩° ૫૮' ક્ષેત્રફળ ૫૧૩૧ ચોરસ માઈલ. ઉત્તરમાં ચિતાગાંગ જીલ્લો તથા ઉત્તર આરાકાન. પૂર્વમાં ઉત્તર આરાકાન અને આરાકાન યોમા. દક્ષિણમાં તથા પશ્ચિમમાં બંગાળાનો ઉપસાગર.

બંગાળનો ઉપસાગર અને આરાકાન યોમા વચ્ચેનો પ્રદેશ સપાટ છે, અને લેમ્રો નદીની પૂર્વનો પ્રદેશ ડુંગરી છે. ઉપરના અથવા તો ઉત્તર બ્રહ્મદેશ અને આ જીલ્લાની વચ્ચે આ ડુંગરી પ્રદેશમાં થઈને રસ્તો જાય છે. પરંતુ તે ઘણો વિકટ માર્ગ હોવાથી તેનો કોઈ ઉપયોગ કરતું નથી. ઉત્તર તરફનો પ્રદેશ પણ ડુંગરી છે. આ ભાગમાં મુખ્ય ત્રણ નદીઓ છે. મયુકલહૂન અને લેમ્રો ઉત્તરમાંથી નીકળી દક્ષિણ તરફ વહે છે. શેલ્સ (Shales) સૅન્ડ-સ્ટોન નામના રેતીના પથ્થરવાળા ખડકોથી ભરેલો આ પ્રદેશ છે. હાથી, વાઘ, જંગલી ડુક્કર વિગેરે જંગલી પશુઓ માલમ પડે છે સમુદ્ર નજીક હોવાને લીધે હવા સમશીતોષ્ણ છે. અહી શિયાળો બહુ આનંદકારી હોય છે. વરસાદ સુમારે ૧૮૦ ઇંચ પડે છે. તોફાનને લીધે આ ભાગને ઘણી વાર બહુ વેઠવું પડે છે. ઈ. સ. ૧૮૬૮, ૧૮૮૪, ૧૮૯૫ ની સાલમાં મોટાં તોફાનો થયેલાં. તે વખતે જાનમાલની બહુ ખરાબી થએલી.

ઇતિહાસઃ—પહેલા આ ભાગ આરાકાનમાં આવી જતો, તેથી તેનો ઇતિહાસ આરાકાનના ઇતિહાસમાં આવેલો છે. (જુઓ આરાકાન). ઈ. સ. ૧૮૨૬ માં પહેલો બ્રહ્મી વિગ્રહ પૂરો થયો, ત્યારે આરાકાન સાથે આ જીલ્લો પણ બ્રિટિશના તાબામાં આવ્યો. મ્યોહંગમાં પંદરમા સોળમા સૈકાના કેટલાક અવશેષો અદ્યાપિ મળી આવે છે. મહામુનિમાં એક મંદિર છે. ત્યાં ગૌતમની એક મૂર્તિ હતી. પરંતુ ૧૭૮૪ માં બ્રહ્મી લોકોએ જ્યારે એ ભાગ જીત્યો, ત્યારે તેઓ તે મૂર્તિને મંદિરમાંથી અમરપુર લઈ ગયા અને ત્યાં તેમણે તેની સ્થાપના કરી. આજે તે મંડાલેના આરાકાન મંદિરમાં છે.

જીલ્લાની વસ્તી સુમારે પાંચ લાખ ત્રીસ હજાર છે. ૧૯૦૩-૦૪ માં આ જિલ્લાના વિભાગો નીચે પ્રમાણે હતા.

| ટાઉનશીપ અથવા પેટા વિભાગ | ક્ષેત્રફળ | ખેડાએલું ક્ષેત્રફળ | સંખ્યા | | લોકસંખ્યા | દર ચોરસ માઈલમાં વસ્તીનું પ્રમાણ. |
|---|---|---|---|---|---|---|
| | | | ગામ | ગામડાં | | |
| અકિયાબ | ૬૨ | ૩૦ | ૧ | ૬૦ | ૪૭૪૨૫ | ૭૬૫ |
| રાઠેડૉંગ | ૧૨૯૯ | ૨૩૭ | ૦ | ૫૪૫ | ૧૧૩૦૯૮ | ૮૮ |
| પોન્નાગ્યુન | ૭૦૪ | ૧૦૬ | ૦ | ૨૯૦ | ૪૯૫૫૫ | ૭૦ |
| પૉકટૉ | ૪૯૬ | ૧૨૭ | ૦ | ૧૯૦ | ૪૩૩૯૫ | ૮૭ |
| મિન્બિયા | ૪૮૦ | ૧૦૪ | ૦ | ૨૯૫ | ૪૧૬.૧ | ૮૭ |
| કિયાકટાવ | ૩૭૦ | ૧૧૬ | ૦ | ૩૧૨ | ૫૩૩૦૬ | ૧૪૪ |
| મીઓહુંગ | ૧૩૨૯ | ૧૫૨ | ૦ | ૨૮૨ | ૪૯૯૭૮ | ૩૭ |
| માંગડા | ૪૨૬ | ૧૨૮ | ૦ | ૩૭૭ | ૮૩૨૪૭ | ૧૯૫ |

ઘણો ભાગ ડુંગરી પ્રદેશ છે તેથી ત્યાં વસ્તી ઘણી ઓછી છે. જીલ્લામાં મુખ્ય ગામ અકિયાબ છે. વસ્તી ઘણે ભાગે બૌદ્ધ ( ૨૮૦૦૦૦ ) અને મુસલમાન ( ૧૫૫૨૦૦ ) લોકોની છે. આ પ્રાંતમાં અડધો અડધ મુસલમાની વસ્તીવાળો જીલ્લો આ એકજ છે. અરધાથી વધારે લોકો આરાકાની ભાષા બોલે છે અને સુમારે ⅓ લોકો બંગાળી બોલે છે.

ખેતીઃ— રેતીવાળી પોલી જમીન હોવાથી તેમાં ઉત્પન્ન સારૂં થાય છે. વરસાદ પણ પુષ્કળ પડે છે. સપાટ જમીનમાં ભાત અને બીજે ઠેકાણે ફળાદિ પાક થાય છે. ગુરચરણા પાસે પણ ઘણી જમીનનો ઉપયોગ થાય છે. ડુંગર ઉપર દરસાલ નવો પાક લેવાની રીતે ખેતી કરી શકાય છે. જે જમીન ઉપર કુદરતી પાણીની રેલ આવે છે, ત્યાં ખેડવાની પણ જરૂર જણાતી નથી. વરસાદ પુષ્કળ પડે છે તેથી બીજી કોઈ રીતે પાણીની જરૂર પડતી નથી. અહીં ભાત વાવવાની પદ્ધતિ નથી. માત્ર ભીનાશવાળી માટીના પ્રદેશમાં ભાતનાં બી નાખે એટલે થયું. અહીંનો ખેડુતવર્ગ આળસુ હોય છે. ઢોરોમાં રોગ અવાર નવાર થાય છે, આ બંને કારણોને લીધે ખેતીનો બરાબર ફેલાવો તથા સુધારો થઈ શકતો નથી. મજુરી કરીને કામ કરવાની પદ્ધતિ અત્રે વિશેષ છે. વારંવાર જગ્યા બદલીને પાક લેવાની રીતને લીધે મોટાં મોટાં જંગલો નાશ પામ્યાં છે. ઈ. સ ૧૯૦૩–૦૪ માં એકંદર એક હજાર એકર જમીન ખેતી માટે ઉપયોગમાં લેવાએલી. તેમાંની ૯૩૧ એકરમાં ભાતનોજ પાક હતો.

બીજો પાકઃ—તમાકુ, શેરડી, મરચાં, રાઈ વિગેરે. ૧૯૦૩–૪ ની સાલથી વાવેતર કરવાની જમીનનું ક્ષેત્ર વધતું જાય છે. ચિતાગાંગ જીલ્લાના લોક આ સ્થળે બહુ ઝપાટાબંધ વસવાટ કરવા લાગ્યા છે અને તેઓમાંના ઘણા જમીનના માલિકો પણ બની ગયા છે. અહીં ભેંસો સારી થાય છે. ઘેટાં કોઈ પાળતું નથી.

જંગલઃ—સાગનાં ઝાડો બહુ થોડાં છે. ઇ. સ. ૧૯૦૩–૦૪ માં જંગલની પેદાશ રૂ. ૮૮૦૦ હતી.

ખનિજ પદાર્થઃ—અદ્યાપિ આવા પદાર્થોની વિશેષ શોધ કરવામાં આવી નથી. પથરી કોલસા સારા ન હોવાથી તે કાઢવા કોઈ પ્રયત્ન કરતું નથી. સોનાચાંદીની ખાણો ત્યાં હોવી જોઇએ એમ કહેવાય છે. પરંતુ હજુ સુધી તે હાથ લાગી નથી. કેરોસીનના કુવા આજ ત્રીસ વર્ષથી અસ્તિત્વમાં આવ્યા છે. દર સાલ ૫૦૦૦૦ ગૅલન તેલ તેમાંથી બહાર કાઢવામાં આવે છે. તે તેલ તેજ ભાગમાં વેચાય છે. કુવા લગભગ ૩૦૦ થી ૭૦૦ ફીટ લગી ઉંડા હોય છે.

વ્યાપારઃ—હાથવણાટનું, સુતરાઉ અને રેશમી કાપડ, સુથારકામ, કુંભારકામ, સોનાચાંદીનું કામ તથા લુહારીકામ વિગેરે અહીં થાય છે. વણાટ વિગેરેનું કામ આરાકાની સ્ત્રીઓ કરે છે.

અહીં ડાંગર તથા ચોખાજ માત્ર વેપારની વસ્તુઓ છે. અકિયાબ ગામની બહાર રસ્તા જરા પણ નથી એમ કહીએ તો ચાલે. લોકોનો અવરજવર ઘણુંખરૂં પાણી ઉપરજ છે. અકિયાબ બંદરે ઘણે ઠેકાણેથી વહાણો આવે છે. ઈ. સ. ૧૮૪૨ માં બંદરમાં દીવાદાંડી ( લાઈટ હાઉસ ) બાંધવામાં આવી છે.

આ જીલ્લાના ચાર વિભાગો અને આઠ પેટા વિભાગો પાડવામાં આવ્યા છે.

વિભાગોઃ—અકિયાબ, મિન્બિયા, કિયાકતા, બુથિડૉંગ. પેટા વિભાગનાં નામો ઉપર અપાઈ ગયાં છે. પ્રત્યેક વિભાગ ઉપર એક એકસ્ટ્રા ઍસિસ્ટંટ કમિશનર મુખ્ય હોય છે. આરાકાનનો કમિશનર સેશન્સ જજ હોય છે.

જમીન મહેસૂલઃ—ઈ. સ. ૧૮૩૨ માં મહેસુલ ૨.૫ લાખ હતું.૧૮૩૧માં જંગલમાંનો માલ, ઝુંપડાં, હોડીઓ, કારીગરો વિગેરે ઉપરનો કર કાઢી નાખવામાં આવ્યો.૧૮૬૪–૬૫ ની સાલમાં માછલાં પકડનારા કોળીઓ ઉપર કર નાખવામાં આવ્યો. ઈ. સ. ૧૮૬૬—૬૭ માં પેદાશ પાંચ લાખ રૂપિયાની હતી. ૧૮૭૯—૮૦ માં નવીન મહેસુલપદ્ધતિ અમલમાં આવી, ત્યાર પછી ઉત્પન્ન ૭. ૭ લાખનું થયું. પછી ૧૮૮૫ —૮૬ માં તપાસ થયા પછી આવક ૮. ૩ લાખ રૂપિયાની થઈ. ઈ. સ. ૧૯૦૨—૦૩ માં બાર લાખની પેદાશ હતી.

ઈ. સ. ૧૮૮૫ — ૮૮ ની સાલમાં કરવામાં આવેલી ગણત્રીમાં દર એકરનો આકાર ૧–૪–૦ થી ૩–૦–૦ રૂપિયા સુધી હતો.

ઉપજ બતાવનારૂં કોષ્ટક.
( આંકડા હજારના છે. )

| | ૧૮૮૦–૮૧ | ૧૮૯૦–૯૧ | ૧૯૦૦–૦૧ | ૧૯૦૩–૦૪ |
|---|---|---|---|---|
| જમીનમાંથી. | ૯૦૨ | ૯૮૬ | ૧૧૮૫ | ૧૪૨૦ |
| એકંદર ઉત્પન્ન. | ૨૩૩૬ | ૨૬૦૨ | ૨૬૯૭ | ૩૦૬૭ |

જીલ્લાની લોકસંખ્યામાં સ્ત્રીઓની સંખ્યાનું પ્રમાણ ઓછું છે. અકિયાબ ગામમાં જ શીતળા કાઢવાની સખ્તાઇ રાખવામાં આવી છે. (ઇં. ઁ. ભા. ૫)

**અકિયાબ વિભાગ**—લોઅર બર્માઅકિયાબ જીલ્લાનો એક વિભાગ.

**અકિયાબ પેટા વિભાગઃ**—ઉ. અ. ૨૦°, ૯' થી ૨૦° ૧૬, ૨૦° ૯' અને ૨૦° ૧૬' ઉત્તર અક્ષાંશ. ૯૨° ૪૫' અને ૯૨° ૫૬' પૂર્વ રેખાંશ. અને પૂ. રે. ૯૨° ૪૫' થી ૯૨° ૫૬. આ પેટા વિભાગમાં એક મોટું ગામ છે અને૯૦ ગામડાં છે લોકસંખ્યા સુમારે ૪૮ હજારની છે. ઈ. સ. ૧૯૦૩-૦૪ માં જમીન મહેસુલ ૫૦૦૦૦ રૂપિયા હતું. વાવેતર જમીનનું ક્ષેત્ર ૩૦ ચો. માઈલ હતું.

**અકિયાબ ગામઃ**—અકિયાબ શહેર ઉ. અ. ૨૦° ૮' અને પૂ. રે. ૯૨° ૫૫', કલદન નદીના મુખ પાસે છે. લોકસંખ્યા સુમારે આડત્રીસ હજાર છે. એમાં અડધોઅડધ વસ્તી બંગાળીઓની છે. અને બાકીના આરાકાની, ચીની અને બ્રહ્મી લોકો છે. અકિયાબ નામ વિષે જુની હકીકત મળતી નથી. અકયાત્ નામનો આ અપભ્રંશ છે એવું કેટલાકનું કહેવું છે.અકયાત્ બુદ્ધનાં જળડાંના મંદિરનું નામ છે. આ ગામને "સિત્વે" એવું આરાકાની નામ હતું. તેનો અર્થ "જ્યાં લડાઇ શરૂ થઈ" એવો થાય છે. આ નામને લગતી એક પણ દંતકથા મળતી નથી. બ્રિટીશ અમલ શરૂ થયા પહેલાં આ ગામ માત્ર માછીઓનું ગામડું હતું અને તે વખતે મ્યોહૂંગ આરાકાની રાજધાનીનું શહેર હતું. પરંતુ બ્રિટીશોનો અમલ શરૂ થયા પછી આ ગામ જ મુખ્ય શહેર બન્યું છે. બંદરમાં ભરતી વખતે મોટાંમોટાં વહાણો દાખલ થઈ શકે છે. અહીંની હવા રોગી છે તેથી કૉલેરા વિગેરે રોગોનો ઉપદ્રવ અવાર નવાર થયા કરે છે. અહીં ભાતનો વેપાર મોટા પાયા ઉપર ચાલે છે અને તે વેપાર ઘણે ભાગે હિંદી લોકોના હાથમાં છે. ઈ. સ. ૧૮૭૪ થી અહીં મ્યુનિસિપાલિટિ સ્થાપવામાં આવી છે. અહીં સરકારી કચેરી તેમજ સરકારી દવાખાના વિગેરે સગવડો છે.

**અકિલીસઃ**—પૌરાણિક કાળમાં ગ્રીક લોકોમાં આ એક મોટો પ્રસિદ્ધ વીર પુરુષ થઈ ગયો છે. હોમરના મહાન વીરકાવ્યમાં તેને બહુ અગ્રસ્થાન આપવામાં આવ્યું છે. તે સમયના સર્વ ગ્રીક લોકોમાં તે સૌથી શૂરો હતો. તેના બાપનું નામ પેલિયસ અને માનું નામ થીટિસ્ હતું. તેનો દાદો ( માનો બાપ ) એકસ ( Aeacus ) ખુદ ઝૂસનો ( Zeus ) પુત્ર હતો. અકિલીસના બાળપણ વિષે હોમર અને હોમર પછી થઈ ગએલા લેખકોએ જુદી જુદી હકીકતો આપી છે. બાળપણમાં તેને તેની માતાએ ફિથિઆ ( Phthia ) મોકલ્યો અને તેને યુદ્ધકલા, વકતૃત્વ, સંગીત અને વૈદક વિગેરે બાબતોનું શિક્ષણ આપ્યું, એવું હોમરે વર્ણન કર્યું છે. અકિલીસ વિષે હોમર પછી થઈ ગએલા લેખકો એક એવી કથા કહે છે,કે તેની માતા, પોતાના પુત્રને અમરત્વ પ્રાપ્ત થાય એટલા માટે, તેના અંગને હંમેશાં દિવસે અમૃત ( એમ્બ્રોઝિયા ) નો લેપ કરતી અને રાત્રે સળગાવેલા કોલસા નીચે તેને મૂકતી. એક દિવસ પેલિયસના જાણવામાં આ વાત આવતાં તેણે છોકરાને આગ નીચેથી બહાર કાઢી લીધો. તેથી થીટિસ્ ગુસ્સે થઇને ઘર બહાર ચાલી ગઈ. બીજી એક કથામાં એવું કહ્યું છે, કે તેના બાળપણમાં તેની માએ તેનો બીજો પગ પકડી સ્તિક્ષ નદીનાં પાણીમાં ડુબાડી દીધેલો. તેથી તેના પગના તળીઆં સિવાય તેનું સર્વ શરીર અભેદ્ય થયું. પછી તેનું શરીરસામર્થ્ય વધે એટલા માટે તેને સિંહનાં આંતરડાં, જંગલી ડુક્કર અને રીછનું માંસ વિગેરે વસ્તુઓ ખાવા માટે આપવામાં આવતાં. "તારો પુત્ર દીર્ઘાયુ થવો જોઇએ એવી જો તારી ઇચ્છા હશે, તો તે ઘરમાં બેસી રહી પોતાનું જીવન અપ્રસિદ્ધ રીતે ઘણાં વરસ ટકાવી શકશે; અને જો તે અલ્પાયુ રહે એ તને કબુલ હોય, તો તે ટ્રૉયની રણભૂમિ ઉપર ઘણી કીર્તિ સંપાદન કરશે":—આ બંને

માંથી ગમે તે એક પસંદ કરવાની શરતે તેની માતાને એક વરદાન મળેલું. તેમાંથી બીજું વરદાન તેણે સ્વીકાર્યું. પરંતુ પછી જ્યારે ટ્રૉય શહેરને ઘેરો ઘાલવામાં આવ્યો, ત્યારે હવે પોતાના પુત્રનું મૃત્યુ રણભૂમિ ઉપર થશે, તે વાત તેની માતા જાણતી હોવાથી તેણે તેને લૈકોમિડીસ રાજાના દરબારમાં સ્ત્રીનો વેશ પહેરાવી મોકલી આપ્યો. ત્યાં રાજકન્યા સાથે તેને પ્રેમ બંધાયો અને તેનાથી તેને નીઆ-ટોલેમસ નામનો પુત્ર પણ થયો આકલીસ સિવાય ટ્રૉય જીતાય એ વાત અશક્ય છે, એમ જાણી તેની શોધ કરવા માટે ઓડેસીસ ( યુલિસીસ ) સોદાગરનો વેશ લઈ ત્યાં ગયો અને તેની પાસે રત્નોનો તથા શસ્ત્રોનો એમ બે ઢગલા કરી બેઠો. પણ અકિલીસે તેમાંથી એકદમ શસ્ત્રોજ પસંદ કરી હાથમાં લીધાં એટલે તે પુરુષ છે એ વાત સાબિત થઈ. પછી અકિલીસ સમરભૂમિમાં ગયો. ત્યાં બહાદુરીથી લડી શત્રુનાં બાર શહેરો તેણે જીતી લીધાં પરંતુ એક વાર અગમેમ્નને તેની દાસી બ્રાયસીસને જબરજસ્તીથી તેના પાસેથી લઇને પોતાને કબજે રાખી. અકિલીસને આથી બહુ ક્રોધ ચઢયો અને તેથી તેણે યુદ્ધમાં ભાગ ન લેવાનો નિશ્ચય કર્યો. તે યુદ્ધમાં ફરીથી ભાગ લે એટલા માટે અનેક ઉપાયો યોજવામાં આવ્યા. પરંતુ તેમાંનો એક પણ સફળ થયો નહિ. પરંતુ એક દિવસ રણભૂમિમાં તેનો પરમ મિત્ર પૅટ્રોક્લસ મરાયો. આ વાત સાંભળતાંજ અકિલીસ પોતાના મિત્રનું વેર લેવા માટે યુદ્ધે ચઢયો અને તેણે શત્રુપક્ષના નેતા હેક્ટરનો ઠાર કર્યો. હેક્ટરની અંત્યવિધિના વર્ણન પછી ઇલિયડ કાવ્યની સમાપ્તિ થાય છે. અકિલીસના મૃત્યુ વિષેની હકીકત આ કાવ્યમાં નથી; પરંતુ બીજે એક સ્થળે એવી કથા છે, કે મિનર્વાના દેવળમાં પ્રાયમની કન્યા પોલીઝેનાને પોતાની પત્ની થવા તે વિનવતો હતો, ત્યારે પારિસે તેના પગના તળીઆમાં બાણ મારી તેનો વધ કર્યો. તેના મૃત્યુ વિષે આ સિવાય બીજી અનેક કથાઓ છે. તેના મૃત્યુ પછી દેવની માફક તેની પૂજાઅર્ચા ઘણે ઠેકાણે કરવામાં આવે છે. તેમાંય ખાસ કરીને લ્યૂક, સ્પાર્ટામાંના એલિસ અને હેલેસ્પૉઇન્ટમાં સિગી એ ઠેકાણે તે વિશેષ પૂજાતો. અકિલીસ શૌર્યનો એક સુંદર નમુનો હતો, તે એક વીર પુરુષ હતો. પણ ઘણો ક્રોધી હતો અને કેટલીક રીતે ઉદાસી વૃત્તિનો હતો. કોઈ કોઈ વાર વીર પુરુષને છાજે તેવી હૃદયની કોમળતાથી તે શોભા રહેતો, એમ હોમરે તેને માટે કહ્યું છે.

**અકૃતવણુ:**—પરશુરામનો અત્યંત કૃપાપાત્ર એવો એક મિત્ર તેમજ એક વેદવેત્તા ઋષિ. જ્યારે પરશુરામે અંબા માટે ભીષ્મ સાથે યુદ્ધ કર્યું, ત્યારે આ ઋષિએ પરશુરામનું સારથિનું કામ કર્યું હતું. ( વનપર્વ, અધ્યાય ૧૧૫; ઉદ્યોગપર્વ, અ. ૧૭૯ ).

**અકોટ તાલુકો:**—જીલ્લા અકોલા. ઉ. અ. ૨૦° ૫૧' થી ૨૧° ૧૬' અને પૂ. રે. ૭૬° ૪૬' થી ૭૭° ૧૨'. આ તાલુકામાં એકંદરે ૨૬૪ ખાલસા અને ૨ જાગીરનાં ગામો છે. ઉત્તરદક્ષિણ લંબાઇ આશરે ૨૬ માઇલ; અને પહોળાઈ ૨૦ માઇલ. ઉત્તર તરફ જીલ્લા ઉમરાવતીનો મેલઘાટ તાલુકો; દક્ષિણ તરફ પૂર્ણા નદી અને તેની પેલી બાજુએ બાળાપુર અને અકોલા તાલુકો; પૂર્વ તરફ જીલ્લા ઉમરાવતીનો દર્યાપૂર તાલુકો; પશ્ચિમ તરફ જીલ્લા બુલઢાણાનો જળગામ તાલુકો. આ તાલુકાનો પ્રદેશ ઘણોખરો એક સરખો હોઇ જમીન ઊંડી, કાળી અને ફલદ્રુપ છે, પરંતુ ઉત્તર તરફનો આસરે ૬-૮ માઇલ પહોળાઇનો પ્રદેશ પથ્થરવાળો છે. તાલુકામાં પાણીની ખોટ છે. કુવાનું પાણી ઘણે ભાગે ખારૂં હોય છે. કેટલેક ઠેકાણે ઝરાનું પાણી બે માઇલથી લાવવું પડે છે. તાલુકામાં રસ્તા સારા છે. તાલુકામાં અઠવાડીક બજારો ૧૪ હોઈ અકોટ, મુંડગામ અને માલેગામના બજારો મહત્ત્વનાં છે. આ તાલુકામાં મંદિરો વિગેરે બહુ હોઈ ઘણે ઠેકાણે મેળા ભરાય છે. ( અકોલા ડિસ્ટ્રિક્ટ ગૅઝેટિઅર ).

**અકોટ ગામ:**—આ તાલુકાનું મુખ્ય ગામ હોઈ અકોલાની ઉત્તર તરફ ૨૮ માઈલ દૂર છે. અકોલા અને અકોટની વચ્ચે એક પહેલા વર્ગનો રસ્તો છે. લોકસંખ્યા આસરે ઓગણીસ હજાર. અહીં તાલુકામાં હોય છે તેવાં મકાનો છે અને એક દવાખાનું તમજ અંગ્રેજી મરાઠી નિશાળો વિગેરે છે. અહીં દર અઠવાડિયે બુધવારે અને રવિવારે બજાર ભરાય છે. ૧૮૮૪ ની સાલમાં મ્યુનિસિપાલિટીની સ્થાપના થઈ અત્રે રૂનું બજાર, દશ કપાસ પીલવાનાં અને ચાર રૂ દબાવવાનાં કારખાનાં છે અહીંથી આશરે રૂ. ૫૦૦૦૦૦ નું રૂ બહાર જાય છે. અહીં શાહુકારી ધંધો ઘણાજ મોટા પ્રમાણમાં ચાલતો હોઈ મેલઘાટ તરફના ઈમારતી કાટમાલનો વેપાર પણ ઘણો છે અહીં સાદી શેતરંજીઓ તૈયાર થાય છે. વરાડમાં એક વખતે અકોટની શેતરંજી પ્રસિદ્ધ હતી. આ ગામ જોગવન ચિંચખેડ, અને કમળાપૂર એ ત્રણ ગામ મળી થએલું છે અને તેમાં વસ્તી ઘણી છે લગભગ દરેક ઘરમાં એક કુવો છે. ગામની ચારે તરફ એક માટીની ભીંત અને તેને છ દરવાજા હતા; પરંતુ હાલમાં તેનું કાંઈ ઠેકાણું નથી. જે ઠેકાણે હાલ કચેરી છે, તેને પહેલાં કિલ્લો કહેતા. મુસલમાનોની વસ્તી ઘણી છે અહીંની

જોવાલાયક ઈમારતો જુના વખતના મોટા અમલદારોની છે. તેમની અંદરનુ લાકડાનું કોતરકામ પ્રેક્ષણીય છે દિવાકરભાઊનું દીવાનખાનું જોવાલાયક છે સરદારસિંગ અને ફડનવીસની હવેલીઓ સારી છે ફડનવીસની હવેલીમાં મજબૂત ભોંયરાં છે અહીંના સરદેશમુખના ઘરમાંથી દુરના બાગ સુધી એક ભોંયરૂં છે, એવી લોકવાયકા છે પીરશાહ દર્યાસાહેબ નામના એક ડુંગર ઉપર એમની એક મશીદ છે આજ ઠેકાણે અહીંના વતની રજપુતો અને મુસલમાનો વચ્ચે મારામારી થઈ આ ડુંગર ઉપરના એક મુસલમાને એક રજપુત સ્ત્રીની મશ્કરી કરી, તે રજપુતોથી સહન ન થઈ. તેજ રાત્રે કેટલાક રજપુતો આ ડુંગર ઉપર ગયા તે વખતે થએલી મારામારીમાં કેટલાક મુસલમાનો મરી ગયા. આ ડુંગર ઉપર એક કુવો છે. તે કુવામાંથી નરનાળે જવા ૧૧ માઇલ લંબાઈવાળું એક ભોંયરૂં છે એમ કહે છે હાલમાં તે કુવો પડી ગયો છે ગામની પાસેજ અકોલાના રસ્તા ઉપર જરા બાજુએ એક ગાડાનારાયણની સમાધિ છે તેને હિંદુઓ તથા મુસલમાનો પૂજ્ય માને છે. બીજી બાજુએ મીરજાફર કરોડાની મસીદ છે બન્ને ઈમારતો ઉપર ફારસી શિલાલેખો છે મીરજાફર કરોડાના વારસોને ઈનામી જમીન મળેલી છે તેને નામે ત્યાં દર સાલ મેળો ભરાય છે. પાસેજ ગૈબી પીર છે. અહીં ટાઢીઓ તાવ મટી જાય છે, એવી લોકોની માન્યતા છે હિંદુનાં દેવળો અહીં ઘણાં છે પરંતુ તેમાંનું કોતરકામ ઘણું વખાણવાલાયક નથી. નંદીબાગ, બાલાજી અને કેશવરાજનાં મંદિર સાધારણ રીતે સારાં છે નરસિંહ બુવાનું મંદિર અગત્યનું છે. આ એક મુસલમાન સાંઇનો શિષ્ય હોઈ સને ૧૮૮૭ ની સાલમાં મરી ગયો દરસાલ કાર્તિક માસમાં ત્યાં મોટો ઉત્સવ થાય છે અને ચાળીસ પચાસ હજાર લોકો ભેગા થાય છે આસરે ૧૨૦ એકર જમીન મંદિરને મળેલી છે. નરસિંહબુવાનું ચરિત્ર પુસ્તક રૂપે પ્રસિદ્ધ થયું છે. (અકોલા ડિસ્ટ્રિક્ટ ગૅ.)

**અકોલા જીલ્લો:**—વરાડમાં એક જીલ્લો. ઉ. અ. ૨૦° ૧૭ થી, ૨૧° ૧૬' અને પૂ. રે. ૭૬° ૨૪' થી ૭૭° ૨૭; ઉત્તરે મેલઘાટ ડુંગર, પૂર્વમાં દર્યાપુર તથા મૂર્તિજાપૂર તાલુકો દક્ષિણે મંગરૂળ, બાશીમ અને મેહકર તાલુકા; પશ્ચિમે ચિખલી અને મલકાપૂર તાલુકા. આ પ્રદેશ મોટે ભાગે સપાટ છે. પૂર્ણા નદી આ તાલુકામાં વહે છે. બધી જમીન કાળી છે અને ખેતીને લાયક છે. પાઈનઘાટ ખીણના મધ્ય ભાગમાં આ જીલ્લો આવેલો છે. કાળાં હરણ, જંગલી ડુક્કરો, ચિત્તા, વિગેરે જંગલી પ્રાણીઓ આ જીલ્લામાં મળી આવે છે.

અહીં ઉનાળામાં ગરમી સખત પડે છે. તે વખતે મેલઘાટ ઉપર આવેલા નર્નાળા કિલ્લા ઉપર ગરમી જરા ઓછી લાગે છે.

સરાસરી ૩૪ ઇંચ વરસાદ પડે છે. વરસાદ ન હોય તે સાલમાં ઢોરોની સ્થિતિ બહુ કફોડી થવાથી ઘણાં ઢોર મૃત્યુમુખમાં જઈ પડે છે.

અકોલા પહેલાં કદી સ્વતંત્ર રાજ્ય હતું નહિ, એટલે તેનો સ્વતંત્ર ઇતિહાસ નથી. આ ભાગમાં અડગામ તથા બાળાપૂરની લડાઇઓ તથા નર્નાળા કિલ્લાના બે ઘેરા પ્રસિદ્ધ છે. અકબરના અમલ દરમિયાન આ જીલ્લો નર્નાળા પ્રાંતનું એક પરગણું હતો.

ઇ. સ.૧૮૫૬ સુધી(આ વર્ષે નિઝામે વરાડપ્રાંત બ્રિટિશ સરકારને સોંપ્યો.) નિઝામની જમીનમહેસૂલની પદ્ધતિને લીધે ટંટાબખેડા બહુ થતા. ઇ. સ. ૧૮૪૪ની સાલમાં અકોલામાં કોઈ ધર્મના પ્રશ્ન ઉપર મોટો ઝગડો થએલો, પરંતુ ઇલિચપુરના બ્રિટિશ અમલદારોએ તે શમાવ્યો. ઇ. સ. ૧૮૪૯ માં અપ્પાસાહેબે ઉઠાવેલા બળવાને બ્રિટિશ સરકારે લશ્કરી ઉપાયથી શમાવી દીધો. મોગલાઈમાં તેમજ તે પૂર્વે આ જીલ્લાની અથવા તો પરગણાની વ્યાપ્તિ કેવી હશે, તે કહી શકાય તેમ નથી શકે ૧૬૮૫ ના એક પત્રમાં મોજે ધામણગામ પરગણા અકોલાથી ૧૫૦ બળદો પંદર ખાંડી અનાજ ભરીને પુના રવાના કર્યાનો તથા તે માલની ઉપર જકાતનો તગાદો કરવો નહિ, એવો ઉલ્લેખ મળી આવે છે. (રાજવાડે. ખં. ૧૦-૧૬-૮). વરાડ બ્રિટિશ અમલ નીચે આવ્યા પછી તેના પૂર્વ તથા પશ્ચિમ વરાડ એવા બે ભાગ કરવામાં આવ્યા. ઇ. સ. ૧૮૬૭ થી ૧૮૭૨ સુધી અકોલા પશ્ચિમ વરાડનું મુખ્ય શહેર હતું.

પ્રાચીન જોવાલાયક સ્થળો:—નર્નાળા તથા બાળાપૂરના કિલ્લા, બાળાપૂરમાં આવેલી છત્રી, પાતૂરનાં ડુંગરોમાં આવેલા બે વિહારો, તે ભાગમાં આવેલાં હેમાડપંથી મંદિરો અને બાશીમ ટાકળીમાં આવેલું મંદિર ઘણું જોવાલાયક છે.

આ જીલ્લામાં એકંદર ગામ તથા નાનાં ગામડાંની સંખ્યા ૯૧૬ જેટલી છે. એકંદર લોકસંખ્યા સુમારે સાત લાખ અઠ્ઠાણું હજારની છે. આ જીલ્લાના પાંચ તાલુકા હતા.તેમનાં નામ:—અકોલા, અકોટ, બાળાપૂર, ખામગામ, જળગામ મુખ્ય ગામો—અકોલા, ખામગામ, અકોટ અને શેગામ. આ જીલ્લાની જમીન કાળી, નરમ, તથા ખેતીને યોગ્ય છે. જાગીરનાં ૪૨ ગામ બાદ કરતાં બાકીનાં

તમામ ગામોમાં રૈયતવારી પદ્ધતિ છે. મુખ્ય પાક જુવાર, કપાસ. વરાડી ઘોડાઓની પેદાશ ખામગામ અને ઉમદા જીલ્લામાં થાય છે. ઘોડા તથા ઘેટાંની સારી જાત અહીં મળતી નથી. ઈ. સ. ૧૯૦૩-૦૪ માં માત્ર ૨૧ ચોરસ માઈલ બાગાઈત જમીન હતી. જમીનમાં પાક સારો થાય છે, એટલે આ જીલ્લામાં મોટાં જંગલો નથી. જે છે, તેમાં ખેર, સાગ અને બાવળનાં ઝાડ મળી આવે છે.

મુખ્ય વેપાર કપાસની ગાંસડી બનાવી બહાર ગામ મોકલવાનો

આ જીલ્લામાં જી. આઈ. પી. અને સી. પી. રેલ્વેઓ છે.

દુકાળઃ—પાણી એકઠું કરી રાખવાની સગવડ નહિ હોવાથી લોકોને વરસાદના પાણી ઉપર જ આધાર રાખવો પડે છે. જો વરસાદ ન આવે, તો દુકાળનો પૂરેપૂરો સંભવ રહે છે. ઈ.સ.૧૮૯૨,૧૮૯૬-૯૭, અને ૧૮૯૯-૧૯૦૦ના દુકાળોથી લોકોને ઘણું સહન કરવું પડેલું. ઈ. સ ૧૯૦૦ માં દુષ્કાળનિવારણાર્થે ઉઘાડેલાં કામોમાં ૮૯૮૮૦ માણસો મજુરી કરતાં અને ૨૨૬૪૨ માણસોને તગાવી આપવામાં આવેલી. આ સાલમાં અર્ધાં ઢોર મરી ગયાં હશે એવું કહેવાય છે.

રાજ્યવ્યવસ્થા—બીજા જીલ્લાઓની જેમ ઈ. સ ૧૯૦૩—૦૪ માં જમીન મહેસૂલનું ઉત્પન્ન ૨૨૫૪૦૦૦અને એકંદર ૩૧૩૯૦૦૦ રૂપિયા હતું

શિક્ષણનું પ્રમાણ સૈકડે ૫ ૨ નું છે. ઈ. સ. ૧૯૦૫ માં વરાડના છ જીલ્લાના ક્ષેત્રમાં ફેરફાર કરવામાં આવ્યો તે વખતે ઉમરાવતી જીલ્લામાં મૂર્તિજાપૂર તાલુકો અને બાશીમ તથા મંગરૂળ, જે પૂર્વે બાશીમ જીલ્લાના તાલુકા હતા, તેમનો સમાવેશ અકોલા જીલ્લામાં કરવામાં આવ્યો. બાશીમ જીલ્લો કાઢી નાખવામાં આવ્યો અને અકોલા જીલ્લાના ખામગામ, તથા જળગામને બુલઢાણામાં જોડી દેવામાં આવ્યા. અકોલા જીલ્લાનું હાલનું ક્ષેત્રફળ ૪૧૧૧ ચો મા. અને લોકસંખ્યા સાતલાખ અઠ્ઠાણું હજાર પાંચસે ચાળીસની છે ( વસ્તી ગણત્રી ૧૯૨૧ ને આધારે )

**અકોલા તાલુકો**:—જીલ્લા. અકોલા. ઉ. અ. ૨૦° ૫૬' થી ૨૦° ૨૩' અને પૂ. રે. ૭૭° ૨૫' થી ૭૬° ૫૪' ઉત્તરદક્ષિણ લંબાઈ સુમારે ૩૦ માઈલ. પૂર્વપશ્ચિમ પહોળાઈ સુમારે ૨૫ માઈલ. ક્ષેત્રફળ ૭૩૯ ચોરસ માઈલ. તેમાં ૩૩૯ ખાલસા અને ૧૯ જાગીરનાં ગામો મળી એકંદર ૩૫૮ ગામો છે પશ્ચિમે બાળાપુર તાલુકો, ઉત્તરે પૂર્ણા નદી તથા તેની આગળ દર્યાપૂર તથા અકોટ તાલુકા; પૂર્વે મૂર્તિજાપૂર તાલુકો; દક્ષિણે બાશીમ અને મંગરૂળ તાલુકા; આવી રીતની ચતુઃસીમાવાળો આ તાલુકો જીલ્લાના મધ્યભાગમાં છે. તાલુકાની જમીન સારો પાક આપે તેવી તથા સપાટ છે. માત્ર દક્ષિણમાં થોડો ડુંગરી પ્રદેશ છે ખરો. આ તાલુકામાં નદીનાળાં દક્ષિણેથી ઉત્તર દિશામાં વહે છે. આ તાલુકામાં દર ગામે સરેરાશ અગિયાર કુવાનું પ્રમાણ છે તોપણ આ તાલુકામાં અને મુખ્યત્વે કરીને જ્યાં ખારૂં પાણી છે તે ભાગમાં, પાણીની બહુ તંગી જણાય છે. જી. આઈ.પી. રેલ્વેની ભુસાવળ—નાગપૂર લાઈન આ તાલુકામાં થઈ પસાર થાય છે અને આ તાલુકાનાં અકોલા, યાવલખેડ, બોરગામ, અને કાટેપૂર્ણા મુખ્ય સ્ટેશનો એ લાઈન ઊપર છે. આ તાલુકામાં ચૌદ ઠેકાણે બજાર ભરાય છે.

**અકોલા શહેર**:—એ અકોલા જીલ્લાનું મુખ્ય શહેર છે. ઉ. અ. ૨૦° ૪૬' અને પૂ. રે. ૭૭° ૦ ૪' સમુદ્રસપાટીથી ઉંચાઈ ૯૨૫ ફીટ. પૂર્ણા નદીને મળતી મોર્ણા નદી આ ગામમાં થઈને વહે છે. પશ્ચિમ કીનારે વસેલા ભાગને શહેર કહેવામાં આવે છે. શહેરની આસપાસ કોટ છે. પૂર્વ કિનારા ઉપર વસેલા ભાગને તાજનાપેઠ કહેવામાં આવે છે અને સરકારી ઈમારતો, સરકારી થાણાં અને એ સિવાય બીજી કેટલીક સારા લોકોની વસ્તી આ ભાગમાંજ છે. પહેલાં નદીમાં પૂર આવતું, તેથી મુસલમાન લોકોએ બંને કાંઠે જુમ્મામસીદો બાંધેલી છે. પરંતુ હાલમાં નદી ઉપર મજબુત પત્થરનો પૂલ ઈ. સ. ૧૮૭૩ ની સાલમાં બાંધેલો છે. પહેલાં નદી ઉતરવા માટે તરતા પૂલની યોજના હોવી જોઈએ,એવું આજ દેખાતાં ચિન્હો ઉપરથી પણ જણાય છે. જી. આઈ. પી. રેલ્વેની નાગપૂર-ભુસાવળ લાઈનનું આ એક મોટું સ્ટેશન છે અને આ સ્ટેશને બધી ગાડીઓ ઉભી રહે છે. મ્યુનિસિપાલિટિનું ક્ષેત્રફળ ૧૬૭૪ એકર છે. લોકસંખ્યા ૧૮૬૭ માં બાર હજારની હતી. તે હવે સુમારે ત્રીસ હજાર થઈ છે. હાલમાં વરાડમાં આ બીજા નંબરનું ગામ છે. નદીમાં કરેલા વરેડા તથા કુવાનું પાણી ગામને મળે છે.એટલે મોર્ના નદીને ગામની નજીકમાં બે ઠેકાણે બંધ બાંધ્યા છે. પાણીની તંગીને લીધે ગામમાં બાગ બહુ જુજ છે. હાલમાં કાપશી પાસે તળાવ બાંધી, ત્યાંથી નળ દ્વારા પાણી લાવવામાં આવે છે. એક સરકારી બગીચો છે. આ સ્થળે જીલ્લાની સર્વ કચેરીઓ, વાચનાલયો, ખ્રિસ્તિ મંદિરો, ધર્મશાળાઓ વિગેરે છે. શ્રીરામનું મંદિર છે. અને તે ઉપરાંત એક નાટકગૃહ પણ છે. શહેરમાં જોવા જેવી ઈમારતો નથી. કપાસનો વેપાર ઠીક છે.

પહેલાં અહીં સટ્ટો બહુ ખેલવામાં આવતો. પરંતુ હાલમાં કપાસીઆ જુદા કાઢવાનાં અને કપાસ પીલવાનાં કારખાનાં ત્રીસથી વધારે અને રૂની ગાંસડીઓ બાંધવાનાં કારખાનાં પણ ઘણી મોટી સંખ્યામાં છે. તેલનાં બે કારખાનાં છે. કાપડની એક મિલ છે. મહુડાંમાંથી દારૂ બનાવવાનું કારખાનું પણ એક છે. અહીં મજૂર બહુ મોંઘા છે. ઉનાળો સખત હોય છે. પરંતુ રાત્રે ઠંડક સારી રહે છે. જાનુ નામના એક શ્રીમંત મહારે વિદ્યાર્થીઓ માટે એક વસતિગૃહ અહીં બંધાવ્યું છે. દહિહાંડા દરવાજા ઉપર હિજરી સન ૧૧૧૪ (ઈ. સ. ૧૬૯૦) નો ઔરંગઝેબના સમયનો એક શિલાલેખ છે અને ખ્વાજા અબ્દુલ લતીફના વખતમાં નવાબ અસદખાન જાગીરદાર હતો,એવો તેમાં ઉલ્લેખ છે. દરગાહ ઉપર પણ એક શિલાલેખ છે. હિજરી સન ૧૧૧૬ માં ખ્વાજા અબ્દુલ લતીફે આ ઇમારત પૂરી કરી, એવું તેમાં લખેલું છે. નિઝામ તથા મરાઠાઓનાં સૈન્યો વચ્ચે આ સ્થળે એક લડાઈ થએલી; પણ તે કયારે થઈ તે ચોક્કસ રીતે કહી શકાતું નથી. ઈ. સ. ૧૭૯૦ માં ગાઝીખાન પિંઢારાને ભોંસલેના સેનાપતિએ આ ગામની પાસે હરાવેલો અહીં એક કિલ્લો પણ હતો; પરંતુ ઈ. સ. ૧૮૭૦ ના અરસામાં તે તોડી નાખવામાં આવ્યો હતો. ૭૫ વરસ પહેલાં અહીંના રાજપૂતો તથા મુસલમાનો વચ્ચે અણબનાવ હતો. જુદા જુદા મહોલ્લામાં મુસલમાનો પણ માંહોમાંહે લડતા. ઇ. સ ૧૮૧૭ માં નાગપૂર કબજે કરતાં પહેલાં જનરલ ડોવ્હટન થોડા મહિના આ ઠેકાણે રહેલો. હાલ જ્યાં ડેપ્યુટી કમિશનરની કચેરી તથા તુરંગ આવેલાં છે. ત્યાં તેના સૈન્યની છાવણી પડેલી હતી. ઈ. સ. ૧૮૩૩ માં નદીમાં મોટું પૂર આવેલું. આ ગામ નજીક ૬ માઇલ દૂર કાન્હેરી નામનું એક ગામડું છે. ત્યાંના અકોલસિંહ નામના એક રાજપૂતે આ ગામ વસાવેલું અને તેનાજ નામ ઉપરથી આ ગામનું "અકોલા" નામ પડયું, એવી એક દંતકથા છે. પૂર્વે અહીં એક ઘોર જંગલ હતું અને મહાદેવના દેવાલય સિવાય બીજી એક પણ ઈમારત ન હતી. અકોલસિંહની પત્ની દર્શનાર્થે એકલી આવતી. રજપૂતને પોતાની સ્ત્રીના ચારિત્ર વિષે શંકા આવી તેથી તે એક દિવસ ઉઘાડી તલવાર લઈ તેની પાછળ પાછળ આવ્યો. આ દૃશ્ય જોઇને સ્ત્રી ગભરાઈ અને પોતાનું રક્ષણ કરવા માટે તે પરમેશ્વરની પ્રાર્થના કરવા લાગી. એટલામાં મૂર્તિ ફાટી અને તેમાં અકોલસિંહની પત્ની સમાઈ ગઈ. થોડી વારે પતિ ત્યાં આવ્યો. પરંતુ તેની સ્ત્રીની સાડીનો છેડો મૂર્તિમાંથી બહાર દેખાતો હતો. તે સિવાય તે બીજું કાંઈ જોઈ શકયો નહિ. મૂર્તિની બહાર એ સાડીનો છેડો ઘણાં વર્ષો સુધી દેખાતો હતો અકોલસિંહે પોતાની સ્ત્રી માટે બહુ શોક કર્યો. જે ઠેકાણે તેણે તેને છેલ્લી જોઈ, તેજ ઠેકાણે તેણે શહેર વસાવ્યું અને માટીનો એક કિલ્લો બંધાવ્યો. તે જ જગ્યા ઉપર હાલનો કિલ્લો બાંધવામાં આવ્યો છે, એવી આખ્યાયિકા છે.

**અકોલા તાલુકાઃ**—મુંબઈ ઈલાકો. અહમદનગર જીલ્લામાં એક તાલુકો. ઉ. અ ૧૯° ૧૬ થી ૧૯° ૪૫' અને પૂ. રે. ૭૩' ૩૭' થી ૭૪°- ક્ષેત્રફળ ૫૭૨ ચો માઈલ. લોકસંખ્યા સુમારે પોણો લાખ.

| સન | જમીનની આવક | બીજા કર |
|---|---|---|
| ૧૯૦૩–૦૪ | ૧ લાખ રૂપિયા | ૭૦૦૦ રૂ. |

પ્રવરા તથા મુળા નદીની આસપાસનો પ્રદેશ આ તાલુકામાં આવેલો છે. પશ્ચિમમાં સહ્યાદ્રી પર્વત છે, તેને લીધે ૩૦૦ થી ૩૫૦ ઈંચ વરસાદ પડે છે, પરંતુ પૂર્વ તરફના ભાગમાં ૨૨ ઈંચ વરસાદ પડે છે.ઈ.સ. ૧૯૧૮ માં આ તાલુકાના મુસલમાન મામલતદારને, તેણે સૈન્યભરતીના કામમાં લોકો ઉપર બહુ જુલમ કરેલો, તેથી જીવતો બાળી મૂકવામાં આવેલો. આ તોફાનને લીધે એ તાલુકો થોડો પ્રસિદ્ધિમાં આવ્યો. તે પહેલાં તેનું નામ પણ છાપામાં જોવામાં આવતું નહિ.

મરાઠાઓના સમયમાં આ તાલુકાનું ઢાકરી નામનું ગામ ચિંતો વિઠ્ઠલને ઈનામમાં અપાએલું, એવો ઉલ્લેખ કાગળપત્રોમાં જોવામાં આવે છે. ( રાજવાડે. ૧૨, ૩૩૦ અને ૨૦૮ ).

**અક્કડઃ**—બાબિલોનિઆમાં નિમરૂડ રાજ્યનાં ચાર મોટાં શહેરોમાંના એકનું હિબ્રુ નામ અક્કડ હતું જુના કરારમાં આ શહેરનો ઉલ્લેખ એક વાર થએલો જોવામાં આવે છે. પૂર્વે થએલા બાબિલોનિઅન પહેલો સારગન નામના રાજાની રાજધાનીનું શહેર, જે અગડે નામથી પ્રસિદ્ધ છે, તે શહેર અને અક્કડ બન્ને એકજ હોવાં જોઇએ, એવું માનવામાં આવે છે બાબિલોનિયાના છેલ્લા સેમિટિક રાજા નબોનિડસે (ઈ. સ. પૂ. ૫૫૫-૫૩૭) સારગન નામના રાજાનો સમય ઈ. સ પૂ. ૩૮૦૦ વર્ષની પહેલાં હોય એમ બતાવ્યું છે કેટલાક સંશોધકો એમ માને છે. કે તે ઈ. સ. પૂર્વે ૯૦૦ કે તેથી ય ૧૦૦ વરસ પહેલાં આ રાજા થયા હોય.

અગાડ નામ ઘણા શિલાલેખોમાં મળી આવે છે. અગડેમાંથી અક્કડ એ અસુરી બાબિલોનિયન સેમેટિક અપભ્રંશ હોવો જોઇએ.

અગડે શબ્દનો અર્થ "અગ્નિમુકુટ"( અગ= અગ્નિ; વદે=મુકુટ ) એવો થાય છે. તેનો સંબંધ ઈશ્તર (Ishtar)ની સાથે પૂજા હોવો જોઇએ. કારણ કે નબોનિડસના આધાર ઉપરથી એવું જણાય છે, કે ઈશ્તર પછી અનુનિત દેવતાની ઉપાસના અગડેમાં શરૂ થઈ. આ અનુનિત દેવતાનું મંદિર સિપ્પુરમાં હતું. અગડે-અક્કડ સિપ્પુરનો એક ભાગ હતો અને તે સિપ્પુરની સામે યુફ્રેટીસને ડાબે કાંઠે હતું, એમ મનાય છે. અસુરી બાબિલોનિયન સાહિત્ય 'અક્કડ' નામ સુમેરૂની સાથે રાજાની બિરૂદાવલીમાં જોવામાં આવે છે. એનો અર્થ પ્રો. મૅક્કર્ડીના મત પ્રમાણે એટલેજ, કે અક્કડ શહેર તથા અક્કડ પ્રાંત ઉપર આ રાજાનો હક છે. ( મરાઠી જ્ઞાનકોશ વિભાગ ૩ સુમેરુ અને અસુર બાબિલોનિયા વિગેરે શબ્દો જુઓ).

**અક્કણ્ણાઃ**—કુતુબશાહીમાંનો એક પ્રસિદ્ધ બ્રાહ્મણ મુત્સદ્દી. તેનું મૂળ નામ અકરસ હતું. તેના બાપનું નામ ભાનજી તથા અટક પિંગળી હતું. રિયાસતકાર તેનું મૂળ નામ એકનાથપંથ એવું બતાવે છે. તેનો જન્મ દુઃખી અવસ્થામાં આવી પડેલા એક આશ્વલાયન શાખાના દેશસ્થ, ઋગ્વેદી, ભારદ્વાજ ગોત્રી, બ્રાહ્મણ કુળમાં થએલો. ઈ. સ. ૧૬૬૬ માં તેણે તથા તેના ભાઈ માદણ્ણા ઉર્ફે મદનપંતે સૈય્યદ મુસ્તફા નામના ગોવલકોંડાના એક સરદારને ત્યાં શરાફની નોકરી સ્વીકારેલી. પછી ઈ. સ. ૧૬૭૩ ના અરસામાં મદનપંત ઉર્ફે માદણ્ણા કુતુબશાહનો કારભારી થયો. તે વખતે તેણે મહમ્મદ ઈબ્રાહિમને સર-ઇ-લશ્કર ની જગ્યા ઉપરથી દુર કરીને પોતાના ભાઈ અક્કણ્ણાની નીમણુક તેની જગ્યાએ કરી. ઈ-સ-૧૬૭૬ માં શિવાજીએ મુગલ તથા વિજાપુરદરબાર-વિરૂદ્ધ ગોવલકોંડાના દરબાર સાથે જે તહનામું કર્યું, તેમાં અક્કણ્ણાને વિજાપુરના કારભારીની જગ્યા આપવાની લાલચ આપવામાં આવેલી, એમ ગ્રાંટ ડફ કહે છે ઈ.સ.૧૬૮૬ના માર્ચ મહિનામાં તેનું અને તેના ભાઈ મદનપંતનું એક ગુસ્સે થયલા મુસલમાન સરદારે ખુન કર્યું અને તેનું મસ્તક હાથીના પગ નીચે ચગદવામાં આવ્યું. (જુઓ માદણ્ણા) એ ઘણો ધૂર્ત તથા કાબેલ માણસ હતો. પરંતુ તેનામાં તેના ભાઈ મદનપંતનું બુદ્ધિચાતુર્ય ન હતું, એમ ડી. હાવર્ટ નામના એક ડચ સમકાલીન લેખકે લખ્યું છે. અક્કણ્ણા તથા માદણ્ણા બંને વૈષ્ણવ સંપ્રદાયના હતા અને તેમના વંશજો વારંગળ નજીક હનમકોંડામાં રહી આસપાસની દેશમુખી ઉપર પોતાનું ગુજરાન ચલાવે છે. નિઝામ સરકારની હદમાં ભાનજી પેઠ નામનું ગામ છે, તેનો આ બે ભાઈઓના પિતાના નામ સાથે સંબંધ દેખાય છે. (સંદર્ભ ગ્રંથઃ- જદુનાથ સરકારનો ઔરંગઝેબનો ઈતિહાસ ગ્રં. ૪ થો; ગ્રાંટ ડફ પુ. ૧ લું; ભારતઈતિહાસ સંશોધક મંડળ વાર્ષિક ઈતિવૃત્ત, શકે ૧૮૩૮).



**અક્કલકરોઃ**—તેનાં સંસ્કૃતમાં અક્કલક,ગુજરાતીમાં અક્કલકરો અથવા અક્કલગરો, મરાઠીમાં અક્કલકારા,અંગ્રેજીમાં Pillitary Root ઈત્યાદિ નામો છે. અક્કલગરાનાં ઝાડ નાનાં હોય છે. તેની ઉંચાઈ લગભગ એક હાથ જેટલી હોય છે.બંગાળ, અરબસ્તાન અને ઈજીપ્ત દેશમાં તે મળે છે તે દેશમાંથી અક્કલગરાનાં મૂળ હિંદુસ્તાનમાં આવે છે.આ ઝાડને પીળા રંગના ફુલ હોય છે. તેનો સ્વાદ મૂળીઆં જેવો જ હોય છે. ઉધરસ થઈ હોય, તો લોકો તેનાં ફુલ પાનનાં બીડામાં નાખીને ખાય છે. (૧) દાંત દુખતા હોય, તો અક્કલગરો તથા કોરાંટીનો પાલો ભેગો કુટી તે વડે દાંત ઘસવામાં આવે છે. (૨)જીવ્હા-દોષ દુર કરવા માટે અક્કલગરાને દાઢ નીચે રાખી તેનો રસ પેટમાં ઉતારવામાં આવે છે. ( ૩ ) સિંદુર પેટમાં ગયું હોય, તો તેના વિષ ઉપર અક્કલગરો તથા વેખંડને પાણીમાં ઓગાળીને આપવામાં આવે છે. ફેફરા ઉપર અક્કલગરાનું ચૂર્ણ મધમાં ખાવું એમ કહે છે. જીભનો કોઈ પણ જાતનો રોગ, એટલે અસ્પષ્ટ ઉચ્ચાર, તોતડાવું વિગેરે અથવા તો જીભમાં કોઈ પ્રકારની ખામી હોય,તો અક્કલગરો મોમાં રાખી લાળ નીચે પાડવાથી ફાયદો થાય છે. સંધિવામાં એનો કાઢો બહુ ગુણકારી છે. ( પદે વનસ્પતિગુણાદર્શ; ગુપ્ત વેદશબ્દસિન્ધુ; સેન આયુર્વેદિક સિસ્ટમ ઓફ મેડીસીન.).

**અક્કલકોટઃ**—મુંબઈ ઈલાકામાં અક્કલકોટ સંસ્થાનનું મુખ્ય ગામ. ઉ.અ. ૧૭° ૧૭' અને પુ.રે. ૭૬°૧૫' ઉપર છે. લોકસંખ્યા ઈ.સ ૧૯૧૧ માં ૯૩૦૩. આ ગામ જી. આઇ. પી. રેલ્વેના અક્કલકોટરોડ (જુનું નામ કડબગામ ) સ્ટેશનથી સાત માઈલ દૂર છે. તેની આસપાસ પહેલાં કોટ હતો અને જરા દૂર મોટી ખાઇ હતી.કોટ હાલમાં કયાંક કયાંક પડી ગએલો છે. અહીં નોંધવા જેવી ઇમારતોમાં જુનો રાજમહેલ, નવો રાજમહેલ, છત્રી અને હાઇસ્કુલ એમનો સમાવેશ થાય છે. રાજમહેલમાં શસ્ત્રસંગ્રહ જોવા લાયક છે (ઈં. ગૅ. ૫.)

**અક્કલકોટ સંસ્થાનઃ**—મુંબઈ ઈલાકામાં એક સંસ્થાન. આ સંસ્થાન સોલાપુરથી અગ્નિખૂણામાં આવેલું છે અને સોલાપુર જીલ્લાનો કલેક્ટર આ સંસ્થાનનો પોલિટીકલ એજંટ છે. અક્કલકોટ

સિવાય આ સંસ્થાનને તાબે માળશિરસ તાલુકામાં છ ગામ અને ખટાવ તાલુકાનાં કુલેં બે ગામ છે. આ સંસ્થાનમાં કુલ ૧૦૩ ગામો છે. એકંદર ક્ષેત્રફળ ૪૯૮ ચો. માઈલ છે. તેમાંના ૧૩ ચો. માઈલનું એક જંગલ છે ૩૯ ચો. માઈલ જમીન ખેતીને યોગ્ય નથી. લોકસંખ્યા ૧૮૮૧ માં ૫૮૦૪૦ હતી. ૧૮૯૧ માં ૭૫૭૭૪; ૧૯૦૧ માં ૮૯૦૮૨ અને ૧૯૧૧ માં ૮૨૦૪૭ હતી. એકંદર ઉત્પન્ન ૧૮૮૧ માં રૂા. ૨૩૫૦૦૦ હતું. ૧૯૦૩—૪માં ૪૫૦૦૦૦ હતું. હાલમાં પોણા છ લાખનું ઉત્પન્ન છે અને થોડા વખતમાં જે સેટલમેંટ થવાનુ છે, તે ઉપરથી હજુ એક લાખનું ઉત્પન્ન વધવાનો સંભવ છે.

મર્યાદાઃ—માળશિરસ તથા ખટાવ તાલુકાનાં સાત ગામો છોડી દેતાં તેની ઉત્તરે નિઝામનું રાજ્ય, પૂર્વમાં પટવર્ધનની જાગીર તથા નિઝામનું રાજ્ય, દક્ષિણમાં ઇંદિ તાલુકા, અને નિઝામનું રાજ્ય; પશ્ચિમમાં સોલાપુર તાલુકો.

અક્કલકોટનો પ્રદેશ સમુદ્રની સપાટીથી ૧૨૦૦ ફુટ ઉંચા સપાટ મેદાન ઉપર આવ્યો છે અને તેમાં ઘણુંખરૂં ઝાડ છે નહિ. કોઈ કોઈ સ્થળે આંબાના વૃક્ષો છે.આ સંસ્થાનની સરહદ ઉપર કોઈ કોઈ સ્થળે ભીમા અને સીમા નદીઓ વહે છે અને આ સંસ્થાનમાં થઈને બોરી નદી વહે છે, તે ભીમાને મળે છે. હરણી તેની એક શાખા છે. આ સંસ્થાનમાં કુવા ઘણા છે અને પાણી પુષ્કળ તથા ઉંડું નથી. નદીકાંઠાની જમીન કાળી અને બાકીની જમીન સાધારણ મધ્યમ પ્રકારની કાળાશવાળી છે. કોઈ ઠેકાણે ધોળી, ચુનાના કાંકરાવાળી નીકળે છે.બાકી ઈંટો બનાવી શકાય એવી સારી માટી નીકળતી નથી.ચોમાસાને અંતે હવા રોગી હોય છે, પણ શિયાળા તથા ઉનાળામાં ઉત્તમ હોય છે. ઉનાળામાં ગરમી ૧૮૦ લગી જાય છે અને શિયાળામાં પારો ૬૨° સુધી નીચે ઉતરે છે. વરસાદ સરાસરી ત્રીસ ઈંચ પડે છે. ઈ.સ ૧૮૮૨ માં ૨૦૦૦૦ એકર જમીન જંગલો માટે રાખી મુકવામાં આવી છે. બાકી બાવળ સિવાય ઝાડ નથી. માત્ર કુર્લામાં સાગ તથા ચંદનના વૃક્ષો છે.વાઘ,દીપડા,વિગેરે કયાંક કયાંક છે. ક્રુર પ્રાણીઓ જોવામાં આવતાં નથી, શિકારની બીજા લોકોને મનાઈ હોવાથી હરણો તથા કાળીઆરો મોટા જથ્થામાં માલમ પડે છે શિકાર યોગ્ય ભક્ષ્ય પક્ષીઓ બહુ ઓછાં છે.

વસ્તી હિંદુ, મુસલમાન, ખ્રિસ્તી વિગેરેની છે. હિંદુઓમાં બ્રાહ્મણ, વાણીયા, લિંગાયત, મરાઠા, કોળી, ધનગર, પાંચાલ, માંગ, વિગેરે જાતિઓ છે. વણકરોની સંખ્યા ૯૦૦૦ ની છે. તેમાંના ઘણાખરા કોષ્ટી, લિંગાયત, પંચમસાળી,મુસલમાન વિગેરે છે.

પાણી ઘણેભાગે કુવાનું જ મળે છે. પાણી નીચેની જમીનમાં બે પાક ઉતરે છે. ખરીફ પાકમાં બાજરી, જુવાર, તુવેર, અંબાડી, કપાસ એ મુખ્ય છે. તે સિવાય ભાત, અળસી, ચણા, ઘઉં, શેરડી વિગેરે પણ ઉગે છે. પહેલાં સરકારી બાગોમાં નાળીએર તથા સોપારીનાં પુષ્કળ ઝાડો હતાં. પરંતુ વરસાદના અભાવને લીધે હાલમાં તે રહ્યાં નથી. કેટલાક ગુજરાતી, મારવાડી તથા બ્રાહ્મણો નાણાંની લેવડદેવડનો ધંધો કરે છે.

પેનિન્શુલા રેલ્વેનો અઢાર માઈલનો રસ્તો આ સંસ્થાનમાં આવેલો છે. એ લાઈન ઉપર અક્કલકોટરોડ સ્ટેશન આવેલું છે. તે અક્કલકોટથી સાત માઈલ દૂર છે, પરંતુ ત્યાં સુધીની સડક ઘણી સારી છે. અહીંથી જુવાર તથા કાપડ, નાગરવેલનાં પાન, મરચાં વિગેરે બહારગામ મોકલવામાં આવે છે. ઘઉં, દાળ, તથા મીઠું બહારથી લાવવામાં આવે છે. અકોટની હદની પાસે જ આવેલા મુગલાઈતાબાના મુલકમાં ઉત્પન્ન થતો માલ અક્કલકોટમાં થઈને જ બહાર મોકલવામાં આવતો. સ્ત્રીઓને પહેરવાની સાડી તથા ચોળીનું કાપડ, પાઘડીઓ તથા ખાદી વિગેરે કાપડ બને છે. આ સંસ્થાનમાં સુમારે ૧૨૦૦ હાથની સાળો છે અને તેમાં એક વર્ષ દરમિયાન પાંચ લાખ રૂપિયાનો માલ તૈયાર થાય છે, એમ સોલાપૂર ગૅઝેટિયરમાં કહેલું છે.

ઈ. સ. ૧૮૬૬ થી ૧૮૭૧ દરમ્યિાન સંસ્થાનની માપણી કરી જમીનની વર્ગવારી પ્રતવારી નક્કી કરવામાં આવી હતી. તે વખતે દર એકરે આકાર સરેરાસ બાર આના હતો ત્યારપછી ફરીથી ઈ. સ. ૧૮૯૪ માં જમીનની નવી માપણી કરવામાં આવી અને તે ઉપરથી જમીનનો આકાર ઠરાવવામાં આવ્યો. ત્રીસ વર્ષ સુધી જમીનના આકારમાં ફેરફાર ન થઈ શકે, એવું ઠરાવવામાં આવ્યું. પહેલાં કેટલીક જમીન ઉજ્જડ હતી; પરંતુ હવે બધી જમીન ખેડવાલાયક બનાવવામાં આવી છે.

બ્રિટિશ હદમાં ચાલતા કાયદાઓ, યોગ્ય ફેરફાર સાથે સંસ્થાનમાં દાખલ કરવામાં આવ્યા છે. સંસ્થાનમાં એક દિવાન, મુખ્ય ન્યાયાધીશ, એક મામલતદાર અને બે મહાલકારી, ચીફ મેડિકલ ઑફિસર, વૉટરવર્ક્સ એન્જીનીઅર, હાઈસ્કૂલના હેડમાસ્તર, તથા એજ્યુકેશનલ ઈન્સ્પેકટર વિગેરે અમલદારો છે. હાલના રાજાસાહેબની બાલ્યાવસ્થા દરમિયાન 'ગવર્મેંટ કારભારી'ની નવી જગ્યા કરી તેનો ચાર્જ દિવાન પાસે રાખવામાં આવ્યો છે. રાજાસાહેબની પાસે દિવાની, ફોજદારી, મુલકી વિગેરે પૂર્ણ અધિકાર છે. દિવાન ડિસ્ટ્રીકટ અને સેશન્સ

જજ તથા ડિસ્ટ્રિક્ટ મૅજિસ્ટ્રેટ હોય છે. અને બધાં ખાતાં તેના તાબામાં રાખવામાં આવે છે. ન્યાયખાતાના મુખ્ય અમલદારને આસિસ્ટંટ સેશન્સ જજના અધિકાર હોય છે અને તે ઉપરાંત અપીલને લગતા કેટલાક અધિકાર પણ આપવામાં આવ્યા છે. ન્યાયાધીશ પહેલા વર્ગનો મૅજિસ્ટ્રેટ હોય છે, તેથી દિવાની દાવાની પ્રાથમિક કોર્ટ પણ તે જ કોર્ટ ગણાય છે. મામલતદાર બીજા વર્ગનો મૅજિસ્ટ્રેટ છે. તે ઉપરાંત અમુક હદમાં દિવાની કામનો નિકાલ તે કરે છે. મહાલકરીને પણ નાના નાના દાવાઓ ચૂકવવાનો અધિકાર હોય છે અને ત્રીજા વર્ગના મૅજિસ્ટ્રેટનો પણ તેને અધિકાર આપવામાં આવ્યો છે. દિવાની તથા ફોજદારી સર્વે કામની વરિષ્ઠ કોર્ટ ખુદ રાજાસાહેબની જ કોર્ટ ગણાય છે. પરંતુ હાલ તેઓ બાલ્યાવસ્થામાં છે, એટલે તેમના બધા અધિકારો પોલિટિકલ એજંટ તથા મુંબઈ સરકાર ભોગવે છે. સેશન્સ જજે ફાંસીની શિક્ષા કરી હોય, તો તે શિક્ષાનો અમલ મુંબઈ સરકારની પરવાનગી સિવાય થઈ શકતો નથી.

સંસ્થાનનું ૧૮૮૨-૮૩ ની સાલનું એકંદર ઉત્પન્ન ૨૩૫૦૦૦ રૂપિયા હતું. તેમાંથી જમીન મહેસુલની પેદાશ ૧૪૮૦૦૦ રૂ. હતી અને લોકલ ફંડપટીની ઉત્પન્ન ૧૧૩૦૦૦ વસુલ થઈ હતી. ઈ. સ. ૧૯૦૩-૦૪ માં ઉત્પન્ન રૂ. ૩,૬૦૦૦૦ અને એકંદર આવક ૪,૫૦,૦૦૦ ની થઇ હતી.

૧૮૮૨-૮૩ ની સાલમાં અક્કલકોટમાં પહેલું દવાખાનું ઉઘાડવામાં આવ્યું.હાલમાં કરજગીમાં એક બીજું પણ ખોલવામાં આવ્યું છે. કરજગીમાં સ. આ સર્જન અને અને અક્કલકોટમાં આ. સિ. સર્જન રાખવામાં આવે છે. અક્કલકોટનો આ. સિ. સર્જન એ જ ચીફ મેડિકલ ઓફિસર હોય છે. આ સંસ્થાનમાં અક્કલકોટ એક જ મોટું શહેર છે.અને તે ઉપરાંત ચાંફળગામ, જેઉર, કરજગી, માંગરોળ, નાગનસુર, તોલનુર, વાગદરી, ઈત્યાદિ દશ ગામો બે હજારથી વધારે પણ પાંચ હજારથી ઓછી વસ્તીવાળાં છે.

ઇતિહાસઃ—અક્કલકોટ સંસ્થાનના સ્વતંત્ર ઇતિહાસની શરૂઆત ૧૮ મા સૈકાથી થાય છે. ૧૬ સૈકામા આ પ્રદેશ માટે વિજાપુર અને અહમદનગર વચ્ચે ખુબ ટંટો ચાલેલો. સત્તરમા સૈકાની શરૂઆતમાં આ પ્રદેશમાં મલિકંબરની જમાબંધીપદ્ધતિ દાખલ થએલી આ ઉપરથી જણાય છે,કે આ વખતે તે પ્રદેશ અહમદનગર રાજ્યના તાબામાં હોવો જોઈએ.

ઇ. સ.૧૭૧૨ માં પારદ ગામના પટેલની સ્ત્રીએ શાહુના ખોળામાં રાણોજી લોખંડે નામના છોકરાને બેસાડયો. તેને લઈ શાહુ પોતાને ઘેર આવ્યો અને તે રાજકુટુંબનો એક માણુસ હોય તેમ તેણે તેને ઉછેરવા માંડયો તેના ઉપર શાહુનો એટલો બધો પ્રેમ હતો, કે સતારાના મહેલમાં તેને માટે રહેવાની એણે સ્વતંત્ર વ્યવસ્થા કરાવી આપી અને તેને એક મોટી મનસબ પણ અપાવી. તથા તેના ખરચ માટે ૩૫ લાખ રૂપિયાની આવક થાય એટલો મુલક જુદો કાઢી આપ્યો. શાહુની વીરુબાઈ નામની એક રખાત હતી. તે આ ફત્તેહસિંહને પુત્રવત ચાહતી હતી, એમ જણાય છે. કારણ કે તે મરણ પામી, ત્યારે તેની ઉત્તરક્રિયા ફત્તેહસિંહને હાથે જ કરાવવામાં આવી હતી.તેથી તેની સઘળી માલમીલ્કત તથા તે બાઈની હયાતીમાં તેના ભરણપોષણ માટે તેને કાઢી આપેલી અક્કલકોટ પરગણાની જાગીર કાયદેસર રીતે ફત્તેહસિંહના તાબામાં આવી. આવી રીતે ફત્તેહસિંહ શાહુનો માનસપુત્ર મનાતો હોવાથી તે પોતે પોતાને રાજા તરીકે ગણાવવા લાગ્યો અને સતારાના રાજવંશીની પેઠે પોતે પણ અષ્ટપ્રધાનની નીમણુક કરી તેઓને પોતાની મોટી જાગીરમાંથી ઈનામો આપ્યાં. એ સઘળાં ઈનામી ગામો સતારાનું રાજ્ય નાશ પામ્યું ત્યાં સુધી તેમની પાસે ઓછાવત્તા પ્રમાણમાં ચાલુ હતાં. દાખલા તરીકે તેણે પેશ્વાને આસરે ૫૦,૦૦૦ રૂ. ની વાર્ષિક આવક થાય એવું મૈદર્ગી પરગણું ઈનામમાં આપ્યું હતું.

ફત્તેહસિંહ કોલ્હાપુર(૧૭૧૮)બુંદેલખંડ(૧૭૩૦) ભાગાનગર, કર્નાટક વિગેરે સ્વારીઓમાં જાતે હાજર હતો. ૧૭૪૯ માં શાહુના મૃત્યુ પછી તે અક્કલકોટ જઇ રહયો; ત્યાં ઈ.સ. ૧૭૬૦ માં મરણ પામ્યો (જુઓ,ફત્તેહસિંહ ભોંસલે)ફત્તેહસિંહ પછી બાબાજી લોખંડેનો પુત્ર અને તેનો ભાઇ શહાજી ગાદી ઉપર બેઠો. તેને પેશ્વાની મંજુરીથી પાંચ વર્ષ પહેલાં ફત્તેહસિંહે દત્તક લીધો હતો. ફત્તેહસિંહના મૃત્યુ પછી ત્રિંબક હરિ પટવર્ધન શહાજીને લઈને પેશ્વા પાસે આવ્યો. અક્કલકોટની જાગીરની આ ભાંજગડ ત્યાર પછી બે ત્રણ વર્ષ સુધી ચાલુ રહી. અક્કલકોટવાળા પાસે બાબુજી નાયકનું લેહણું હતું,તેથી તે જાગીરનો વહીવટ પોતાના હાથમાં રાખવાની ખટપટ નાયક કરતો હતો. તે પેશ્વાએ માન્ય ન રાખતાં ત્રિંબક હરિની સલાહાનુસાર જાગીરનો સર્વ અધિકાર શહાજીને સોંપ્યો. તેથી નાયકે શહાજીના મુલકમાં બળવો ઉઠાવી તેને ત્રાસ દેવા માંડયો. શહાજી અધિકારારૂઢ થયો, ત્યારે ફત્તેહસિંહની મોટી જાગીરમાંથી ફક્ત અક્કલકોટની જ જાગીર તેની પાસે રહી હતી. મોટા માધવરાવ પેશ્વાએ હૈદર ઉપર જે સ્વારીઓ કરેલી, તેમાં શહાજી ભોંસલેની લશ્કરી ટુકડી પણ




સંદર્ભ ગ્રંથ—સિલેકશન ફ્રૉમ સ્ટેટ પેપર્સ; ઇંપીરિયલ ગૅઝેટિયર; મરાઠી રિયાસત; બૉંબે ગૅઝેટિયર; [ સોલાપૂર જીલ્લો, ગ્રૅંટ ડફ;

હતી. તો પણ અક્કલકોટના ભોંસલે પેશ્વા જેવાં જ સરદાર હોવાથી જે સ્વારીમાં પેશ્વા પોતે ન જાય, તે સ્વારીમાં પોતે હાજર રહેવાની જવાબદારી તેમની ઉપર ન હતી. શહાજી ૧૭૮૯ માં મરણ પામ્યો. તેના પછી તેનો પુત્ર ફત્તેહસિંહ ઉર્ફે આબાસાહેબ ગાદી ઉપર આવ્યો. શહાજીને તુળજાજી નામનો એક બીજો પુત્ર હતો. એ બંને વચ્ચે તકરાર ઉત્પન્ન થઇ અને તુળજાજીને ફત્તેહસિંહે અટકાવમાં રાખ્યો. પરંતુ તુળજાજી તુરત જ પેશ્વા પાસે નાસી ગયો અને તેણે પોતાના ભાઈ વિરુધ્ધ પુનાના દરબારમાં તકરાર રજુ કરી. થોડા દિવસમાં સદાશિવરાવ ભાઉ માણેકશ્વર મધ્યસ્થ થવાથી ભાઈભાઇઓમાં સમજુતી થઈ અને તુળજાજીએ સતારા જીલ્લામાં ખટાવ તાલુકાના કુલાં વિગેરે ૮૧૦૦ રૂા. ની આવકનાં ગામો લઈને ૧૮૦૭ માં સ્વસ્થ બેસી રહેવાનું કબુલ્યું. સતારાનું રાજ્ય અંગ્રેજોએ લીધા પછી ૧૮૦૩ ત્રીજી જુલાઇએ ફત્તેહસિંહ સાથે અંગ્રેજોએ તહનામું કર્યું અને તેનો મુલક તેને પાછો આપ્યો. ૧૮૨૨ માં ફત્તેહસિંહ મરણ પામ્યો અને તેનો પુત્ર માલોજી ગાદીએ આવ્યો.૧૮૨૭ની સાલમાં અંગ્રેજોએ મરાઠી સંસ્થાનિકોની એક યાદી કરી ત્યારે તેમાં અક્કલકોટનું ઉત્પન્ન નીચે પ્રમાણે આપ્યું હતું.

| | |
|---|---|
| અક્કલકોટ પરગણા | ૨,૦૦,૦૦૦ |
| સોલાપુરનો મોકાસો* | ૪,૦૦૦ |
| પુના શહેરની જકાત ઉપર મોકાસાનો હક | ૧૦,૦૦૦ |
| સતારા જીલ્લાના આ પ્રાન્તનો મોકાસો | ૧૧,૦૦૦ |
| | ૨૨૫૦૦૦ |

અક્કલકોટના ભોંસલેને પહેલાં નિઝામના મુલકમાં લગભગ રૂા.૨૫૦૦૦ મોકાસબાબ વસુલ કરવાનો એક હક હતો. પછી અક્કલકોટકરના બ્રિટીશ સાથે કોલકરાર થયા, ત્યારે અંગ્રેજોએ ભોંસલેનો તે હક કાઢી નાખ્યો. આ હકની રકમ નિઝામ પાસેથી ભોંસલેને કોકવાર જ મળતી; પરંતુ હવે નિઝામ પાસેથી પૈસા માગવાની તક અગર તો તેના મુલક ઉપર પ્રસંગોપાત ચઢાઇ કરવાની તક ભોંસલેને મળતી બંધ થઈ.

ઈ. સ.૧૮૨૮ માં માલોજી મરણ પામ્યો. ત્યારે તેના પછી તેનો આઠ વર્ષનો પુત્ર શહાજી ગાદી ઉપર બેઠો.તે બાળક હતો,તેથી સતારાના રાજા સંસ્થાનના વહીવટની દેખરેખ રાખવા લાગ્યા. પરંતુ ૧૮૨૯ ની સાલમાં તેણે કેટલીક ગડબડ કરી. તેથી બોરગામમાં શંકરરાવના નેતૃત્વ નીચે રૈયતે બંડ ઉઠાવ્યું. ત્યારે સોલાપુર તથા અક્કલકોટથી કેટલીક બ્રિટીશ સેના મોકલવામાં આવી. પરંતુ બંડખોરોએ દાદ દીધી નહિ. પછી તપાસ કરતાં રૈયતના કહેવા પ્રમાણે સતારા દરબારની ભુલ માલમ પડતાં કેપ્ટન જેમ્સન નામના અંગ્રેજને Regent(પ્રતિનિધિ)નીમી સંસ્થાનનો કારભાર તેને સોંપવામાં આવ્યો. ઇ. સ. ૧૮૪૯ માં સતારા ખાલસા થયા પછી અક્કલકોટ બ્રિટીશનું માંડળિક રાજ્ય બન્યું. ઇ. સ. ૧૮૫૭ માં શહાજી મરણ પામતાં તેનો પુત્ર માલોજી ગાદી ઉપર બેઠો. ૧૮૬૮ માં તેના રાજ્યમાં અંધેર તથા ગેરવ્યવસ્થા થવાને કારણે તેને પદભ્રષ્ટ કરવામા આવ્યો. તે ૧૮૭૦ માં મરણ પામ્યો. માલોજી મરણ પામ્યો,ત્યારે તેને ૧૮૬૭ની સાલમાં જન્મેલો શહાજી નામે નાનો પુત્ર હતો. તે બાળક હતો. તેથી ૧૮૯૧ સુધી સઘળો કારભાર બ્રિટીશ સરકાર જ ચલાવતી.તે વર્ષે શહાજીને સર્વ અધિકાર આપવામાં આવ્યા. પરંતુ પછી ૧૮૯૮ માં તે પણ પુત્ર વિના મરણ પામ્યો, ત્યારે તેની સ્ત્રીએ બ્રિટીશ સરકારની સમ્મતિથી કુલાંના જાગીરદાર ગણપતજી ભોંસલેના પુત્ર ફત્તેહસિંહરાજને દત્તક લીધો. તે ઉંમર લાયક થાય ત્યાં સુધી પહેલાંની જેમ વ્યવસ્થા રાખવામાં આવી. પછી ૧૯૧૬ માં તે ઉંમરલાયક થવાથી સર્વ અધિકાર તેના હાથમાં આપવામાં આવ્યો. આ રાજાની કાર્યદક્ષતા વિષે લોકોને બહુ મોટી આશાઓ હતી. પરંતુ ઈ.સ. ૧૯૨૩ માં પુનામાં સાસુન ઈસ્પિતાલમાં શસ્ત્રક્રિયા માટે તેઓ આવેલા હતા, ત્યાં દવાને (બેરિયમ સલ્ફેટ) બદલે ઝેરી દવા (બેરિયમ-સલ્ફાઇડ) પેટમાં જવાથી તે મરણ પામ્યા. અક્કલકોટકર સંસ્થાનિક પહેલા વર્ગના સરદાર હોઈ તેમને દત્તક લેવાનો અધિકાર છે.તેમને સલામીનું માન નથી. તેમજ તેમને ખંડણી આપવી પડતી નથી. પરંતુ ૧૮૨૦ ના તહનામામાં સંસ્થાનિક લોકોએ બ્રિટીશ સરકારની પાસે ઘોડેસ્વારોની એક ટુકડી પોતાને ખરચે રાખવીએવું ઠર્યું;તેને બદલે ઇ.સ.૧૮૬૦માં તેમણે અમુક રકમ આપવી એવું ઠરાવવામાં આવ્યું, તેથી,અક્કલકોટ હાલમાં સરકારને દર સાલ ૧૪૫૯૨ રૂા. રોકડા આપે છે.હાલમાં ફત્તેહસિંહરાજની પછી તેમના પુત્ર વિજયસિંહ વારસ છે. પરંતુ તેમની ઉંમર આસરે આઠેક વર્ષની હોવાથી તે ઉંમર લાયક થતાં સુધી અંગ્રેજોએ તેનો કારભાર ચલાવવા માટે પોતાનો માણસ નીમ્યો છે.

**અકકલકોટના સ્વામીમહારાજઃ**—ગયા સૈકાના ઉત્તરાર્ધમાં થઇ ગયેલા આ મહારાષ્ટ્રીય સાધુ પુરુષનો જન્મ કયારે અને કયાં થયો હતો, તે કહી

* ચોથ, સરદેશમુખી જેવો એક હક.

શકાય તેમ નથી. અક્કલકોટમાં તે સ્વામી રહેતા, તે પહેલાં મંગળવેઢામાં થોડાંક વરસ રહેલા. ત્યાં લોકો તેમને દિગંબરબાબાના નામથી ઓળખતા. પરંતુ તે સમયે તેમનામાં દૈવી અંશ કે તેમની પાસે શિષ્ય-સંપ્રદાય હોય તે વિષે ચોકકસ હકીકત મળતી નથી ઉલટું ઘણા લોકો તેમને ગાંડા ગણતા. ઈ. સ. ૧૮૫૭ માં સ્વામી અક્કલકોટ આવ્યા. ત્યાં પણ પોતાના ગામમાં કોઇ મહાન સાધુ આવ્યા છે, એવો ખ્યાલ અક્કલકોટવાસીઓમાંના બહુ થોડાને હશે. ઘણાં વરસ લગી સ્વામી આવી રીતે અજ્ઞાત હતા. હૈદરાબાદના સંસ્થાનમાં માણિકનગર(હુમણાબાદ)ના માણિકપ્રભુ સમાધિસ્થ થયા પછી આ સ્વામી મહારાજ પ્રગટ થયા, એમ કહેવાય છે.

સ્વામીનું દેહાવસાન અક્કલકોટમાંજ થયેલું. તેમની કીર્તિ ચોમેર પ્રસરી ગઇ ત્યાર પછી રાજા-રજવાડાઓ સહિત અનેક લોકો અક્કલકોટની જાત્રાએ આવવા માંડયા. તેમના ભક્તોમાં સર્વ જાતિના તથા સર્વ દરજ્જાના લોક છે. સ્વામીની રહેવાની રીતભાત ઘણા લોકોને બહુ વિચિત્ર લાગતી. પરંતુ તેમાં પુર્ણ વિરકતતા ભરેલી હતી. તે કોઈ દિવસ બીજાના કહેવા પ્રમાણે વર્ત્યા નથી, કે કોઇને તેમણે કદી સીધો જવાબ આપ્યો નથી. તે જે કાંઈ બોલતા, તે તેમનાં દર્શન કરવા આવનારાઓના વગર પુછાયલા સવાલોના જવાબો જ થઈ પડતા, એમ કહેવાય છે. તેમનો ઠાઠ રાજદરબારી હતો. પરંતુ રાજવિલાસનો છાંટો તેમને કદી અડી શકયો નથી.

સ્વામીએ બતાવેલા ચમત્કારોની ઘણી ઘણી વાતો કહેવાય છે. અક્કલકોટમાં એક કડવા લીમડાનાં પાંદડાં મીઠાં કરેલાં, તે હજી પણ તેવા જ છે, એમ ભાવિક લોકો કહે છે.

શકે ૧૮૦૦ માં ચૈત્ર વદી ૧૨ ના રોજ સ્વામી નિજાનંદમાં નિમગ્ન થયા. સમાધિની જગ્યાએ તેમનું સ્મારક બાંધેલું છે.

**અક્કા દેવી:**—કલ્યાણીના પશ્ચિમ ચાલુકય રાજકુટુંબમાં થયેલા બીજા જયસિંહની તે બહેન હતી. તેને વિષે અનેક ઉલ્લેખો ઘણા કાગળપત્રમાં તથા શિલાલેખમાં મળ્યા, તે ઉપરથી એ પ્રસિદ્ધ વ્યકિત હોવી જોઇએ એમ જણાય છે. તેને " ગુણીદ બેડંગી " (સદગુણોની ખાણ) અને " એક વાકયે " (એક વચની) એવાં વિશેષણો લગાડવામાં આવ્યાં છે. લડાઈમાં તથા શત્રુપક્ષના રાજાઓનો ઘાણ કાઢવામાં પ્રતિભૈરવી ' એવું એનું વર્ણન કરવામાં આવેલું છે. ઈ. સ. ૧૦૨૧ કે ૧૦૨૨ માં જયસિંહ બીજાના ચક્રવર્તીત્વ નીચે તે કિસુકાડ (સપ્તતિ) માં રાજ્ય કરતી હતી. ( ઇં. ઍ. પુ. ૧૮. પા. ૧૭૫ ) પહેલા સોમેશ્વરના સમયમાં પણ તે અધિકારારૂઢ હતી એમ દેખાય છે. બેલગામ જીલ્લામાં આવેલા કારણેક ઈ. સ. ૧૦૪૭ ના એક લેખમાં ગોકાગે (ગોકાક) ના કિલ્લાને ઘેરો ઘાલતી આપણે તેને જોઇએ છીએ. વિજાપુર જીલ્લામાં અરસીવીડીમાં મળી આવતે (શિલાલેખ.) ઈ. સ. ૧૦૫૦ માં કિસુકાડ ( સપ્તતિ. ) તોરગરે (૫૬), અને માસવાડિ ( એકશતચત્વારિંશત) વિગેરે મુલક ઉપર તે રાજ્ય કરતી હતી (ધારવાડ જીલ્લામાં સુડિ ગામનો શિલાલેખ.) ઈ. સ. ૧૦૫૩ માં કિસુકાડ (સપ્તતિ) ઉપરના તેના અમલ વિષે ફરીથી ઉલ્લેખ મળી આવે છે. (અરસીબીડીમાં એક બીજો શિલાલેખ) તેમાં વિક્રમપુર ( હાલનુ અરસીબીડી, હુંનગુંદ તાલુકો, વિજાપુર જીલ્લો. ) તેની રાજધાનીનું શહેર હતું, એવો અર્થ તેમાંથી નીકળે છે. ઈ. સ. ૧૦૬૬ ની એક નોંધ છે; તેમાં બનવાસી (દ્વાદશ–સહસ્ર) અને પાનુંગલ (પંચશત ના અધિપતિ કાદંબ મહામંડળેશ્વર તોયિમદેવની માતાનું નામ " અક્કા દેવી " છે. (ધારવાડ જીલ્લા માં હોત્તુર ગામનો શિલાલેખ). તે ઉપરથી તેનો પતિ હાનગલના કાદંબોમાંનો હોવો જોઇએ, એમ જણાય છે. પરંતુ તેનું નામ મળતું નથી.

[ બૉમ્બે ગૅ.—ધી ડીનૅસ્ટીઝ ઓફ ધી કૅનૅરિઝ ડિસ્ટ્રિકટસ ઑફ બૉમ્બે. પુ. ૧. ભા. ૨. પા. ૪૯૫. ]

**અક્કિવટ:**—મુંબઈ ઈલાકો. બેલગામ જીલ્લો ચિંકોડીની નૈઋત્યે સુમારે ૧૨ માઈલ ઉપર આ ગામડું આવેલું છે. તેને ઈ. સ. ૧૭૭૭ માં તાસગામના પરશુરામભાઉએ ઘેરો ઘાલેલો. તે સમયે તે ગામના બે લડવૈયા ભાઈઓ કપાઈ ગયા અને દુષ્કાળની તીવ્ર અસર થવા માંડી, તેથી ગામ શરણે આવ્યું. ઈ. સ. ૧૮૨૭ માં કોલ્હાપુરસરકારને એ ગામ બ્રિટીશોને સોંપી દેવું પડયું; કારણ કે એ ગામમાં લુંટારા રહેતા હતા અને તેઓ આસપાસનાં બ્રિટીશ ગામડાંને રંજાડતા, અહીંનો કિલ્લો લશ્કરી દૃષ્ટિથી સારો ન હતો. (બેલગામ ગૅ.)

**અફ્ચા:**—'અફગાન તુર્કસ્તાન ' માં એ નામ ના જીલ્લાનું મુખ્ય ગામ છે. ઉ. અ. ૩૬°,૫૫'; અને પૂ. રે. ૬૬° ૧૦'; સમુદ્રની સપાટીથી ઉંચાઈ ૧૦૮૮ આ ગામની આસપાસ દિવાલ છે અને કિલ્લો પણ બાંધેલો છે. અહીં અફગાન સિપાઈઓ રહે છે. ઉનાળામાં અહીંની હવા અનારોગ્યકારક હોય છે. વેપાર બહુ મોટો ચાલે છે. બુખારાના વેપારીઓ તથા મોટા મોટા કાફલા વેપાર માટે અહીં આવે છે. (. ઇં ગ્યા. ૫ ).

**ઍક્ટનઃ**—ઍક્ટન ઇંગ્લંડમાં મિડલેકસેના પાર્લામેન્ટરી વિભાગનો એક શહેરી ભાગ (Urban-District.) છે. તે લંડનની નજીક સેંટ પૉલ કૅથડ્રેલની પશ્ચિમે નવ માઈલ દૂર છે. લોકસંખ્યા લગભગ ચાળીસ હજારની છે. હાલમાં તેનું સ્વરૂપ અર્વાચીન લંડનના એક ભાગ જેવું જ છે." ઓક ટાઉન " ઉપર થી ઍક્ટન શબ્દ વ્યુત્પન્ન થયો હોય,એમ માનવામાં આવે છે.કારણકે પહેલાં ત્યાં ઓકના ઝાડોનું વિસ્તીર્ણ જંગલ હતું. પુરાતન કાળથી એ જમીન લંડનના બિશપના તાબામાં હતી. હેનરી ત્રીજાનું આ સ્થળે નિવાસસ્થાન હતું. કૉમનવેલ્થના સમયમાં ઍક્ટન પ્યુરિટન લોકોનું મોટું થાણું હતું. ફિલિપ નાય (મૃત્યુ ૧૬૭૨) રેક્ટર હતો; રિચર્ડ બૅક્ટર, સર મૅથ્યુ હેલ, (લૉર્ડ ચિફ્ જસ્ટિસ),નવલકથાકાર હેન્રી ફિલ્ડિંગ, અને વનસ્પતિશાસ્ત્રજ્ઞ જૉન લિંડલે આ બધા અહીંના મુખ્ય મુખ્ય રહીશો હતા. ઍક્ટનમાં ક્ષારયુક્ત પાણીના ઝરાની ૧૮મા સૈકામાં બહુ ખ્યાતિ હતી.

**ઍક્ટિયમઃ**—અકરનેનિયા (ગ્રીસ)ની ઉત્તરે આર્ટા અખાતના મુખ પાસે આવેલી ભૂશિરનું જૂનું નામ છે. આ ભૂશિર ઉપર અપોલો ઍક્ટિઅસનું પ્રાચીન દેવાલય હતું. ઑગસ્ટસે તેને વધારે મોટું બનાવી ત્યાં ઍક્ટિઅમના યુદ્ધની સ્મૃતિ રહે, તે માટે પંચવાર્ષિક ખેલો શરૂ કર્યા. ઍક્ટિયમ પહેલાં તો કૉરિંથમાં વસવાટ કરનારાઓના તાબામાં હતું અપોલો ઍક્ટિઅસની પૂજા તેઓએ જ શરૂ કરી હોવી જોઈએ, એવું અનુમાન છે. ઇ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં તે અકરનેનિયાના લોકોના તાબામાં ગયું. ઑગસ્ટસે ( પહેલા રોમન બાદશાહે ) લૉર્ડ ઍંટની ઉપર મેળવેલા વિજયને લીધે આ સ્થાન જાણીતું છે. (ખ્રિ. પૂ. ૩૧).

**અક્રાઃ**–વાયવ્ય પ્રાન્ત. બન્નુ જીલ્લામાં આવેલું એક પ્રાચીન સ્થાન. ઉ. અ. ૩૩° અને પૂ. રે. ૭૦° ૩૬'. બન્નુ ગામ નજીક જ આ ઠેકાણું હતું કાબુલશાહના પૌત્ર (દીકરીના દીકરા) રૂસ્તમનું મુખ્ય ઠેકાણું હતું. રૂસ્તમની બેન બન્નુને એ ભાગ સ્ત્રીધન તરીકે મળ્યો હતો. તે ઉપરથી જ આ ભાગને બન્નુ નામ આપવામાં આવ્યું છે. ગ્રીક તથા પશ્ચિમ એશિયામાં થાય છે, તે જાતનું સુંદર કોતરકામ જોવા મળે એવાં માણેક મળી આવે છે.

**અક્રાઃ**—( આફ્રિકન ) આફ્રિકાના પશ્ચિમ કીનારા ઉપર ગિનીના અખાત પાસે " ગોલ્ડ કોસ્ટ " નામની બ્રિટીશ વસાહત છે, તેનું અક્રા મુખ્ય શહેર તથા બંદર છે. તેમાં લોકસંખ્યા ૧૦ હજાર છે. તેમાંથી ૧૫૦ યુરોપિયનો છે. આ ગામ સેંટ જેમ્સ,ક્રેવ્હેકૂર અને ફ્રિશ્ચબર્ગ નામના ત્રણ કિલ્લાની વચ્ચે આવેલું છે.એ કિલ્લામાંથી બીજો અને ત્રીજો અનુક્રમે ડચ અને ડૅનિશ લોકોના તાબામાં હતા. પણ હવે તે કિલ્લા અંગ્રેજોને મળ્યા. અહીં કોકોના બગીચા છે.

**અક્રૂરઃ**—આયુપુત્ર નહુષરાજાના યદુ નામક પૌત્રકુલમાં સાત્વતવંશમાં (હરિવંશ પુરાણ ૧-૩૪) ક્રોષ્ટુના વંશજ જે વૃષ્ણિ, તેનો પૌત્ર અક્રૂર હતો. તેના બાપનું નામ શ્વફલ્ક હતું, તેથી તેને શ્વફલ્કિ પણ કહેવામાં આવે છે. તેને રત્ના, ઉગ્રસેના, અશ્વિની ઇત્યાદિ સ્ત્રીઓ હતી. ઉગ્રસેનાથી તેને સુદેવ અને ઉપદેવ એવા બે પુત્રો થયા. તે વસુદેવ તથા કૃષ્ણનો સમકાલીન હતો. તેણે પોતાની કુમારી નામની એક બહેન વસુદેવને દીધી હતી. રામકૃષ્ણને મથુરા લાવવા માટે કંસે એને જ ગોકુળમાં મોકલ્યો હતો તેને સ્યમંતક મણિ સાથે બહુ સંબંધ હોય, એવું જણાય છે.

સૂર્યોપાસના કરનારા સત્રાજીતને આ સ્યમંતક મણિ સૂર્યે ભેટ કર્યો હતો. સત્રાજીતે તે પોતાના ભાઈને આપ્યો. તેની પાસે સ્યમંતક માટે કૃષ્ણે માગણી કરેલી. પરંતુ કૃષ્ણને તે મળ્યો નહિ. અક્રૂરને પણ એ મણિ જોઈતો હતો. તેણે ભોજાધિપતિ શતધન્વાના હાથે સત્રાજીતને મરાવ્યો અને સ્યમંતક મણિ મેળવ્યો.શતધન્વાને હાથે સત્રાજીત મરાયો, એ વાત કૃષ્ણના જાણવામાં આવતાં તેણે શતધન્વા ઉપર ચડાઈ કરી. શતધન્વાદિએ મદદ માટે અક્રૂરની રાહ જોઈ. પરંતુ કૃષ્ણ સાથે ખુલ્લો વિરોધ કરવો પડે તેથી અક્રૂર મદદે આવ્યો નહિ. છેવટે કૃષ્ણે શતધન્વાને માર્યો. પણ સ્યમંતક મણિ અક્રૂર પાસે છે, એ વાત કૃષ્ણના જાણવામાં આવતાં સત્રાજીતને શતધન્વાને હાથે મરાવનાર અક્રૂર જ છે, એ વાત કૃષ્ણ સમજી ગયો તથા દ્વારકાથી અક્રૂર શા માટે નાસી ગયો એ પણ સમજાયું. પોતાની જ્ઞાતિમાં ભેદ થાય એ વસ્તુ કૃષ્ણને પસંદ ન હોવાથી તેણે તેને સમજાવી પાછો દ્વારકા બોલાવ્યો.

**અક્રોડઃ**—સંસ્કૃત અક્ષોટ; બીજાં નામો અખરોટ, આખરોડ, આખોર, કોલ,દ્રન, વિગેરે.

આ ઝાડ ગ્રીક આર્મિયા, અને અફગાનિસ્તાન દેશના પર્વતો ઉપર અને અફગાનિસ્તાન પાસેના ભૂતાન સુધીના ભાગમાં, ખાસ કરીને હિમાલયના વાયવ્ય ખૂણાના ભાગમાં, ઉત્તર બ્રહ્મદેશના ટેકરા ઉપરના પ્રદેશમાં અને ખાસીઆ ટેકરીઓ ઉપર પણ આ ઝાડ ઉગે છે.

કેટલેક ઠેકાણે તૃતીયકોત્તરકાલીન થરોમાં આ ઝાડોના અથવા તો તેના જેવા ઝાડોના થરોના અવશેષો મળી આવે છે. તે ઉપરથી જણાય છે, કે પૂર્વે

આ ઝાડ પૃથ્વીના ઘણા ભાગમાં ઉગતાં હશે. હિંદુસ્તાનમાં આ ઝાડો ઉગાડવાનો રિવાજ ઘણા પ્રાચીન કાળથી હતો અને આજ પણ એ ઝાડો તેવી જ રીતે ઉગાડવામાં આવે છે. પ્રાચીન સમયનાં લોક આ ઝાડના ઉપયોગથી વાકેફ હતા.

ઉપયોગઃ–આ ઝાડનો મહત્વનો ભાગ તેનું લાકડું ગણાય છે તે દેખાવમાં સુંદર તથા મજબુત હોય છે. તેથી નકશીદાર પેટીઓ, બંદુકના લાકડાના ભાગ વિગેરેમાં આ લાકડું બહુ વપરાય છે. કાશ્મીર તથા પંજાબમાં આ લાકડા ઉપર કોતરકામ કરીને તથા બીજી અનેક રીતે તેના ઉપર નકશી વિગેરે કરીને જુદી જુદી શોભાની વસ્તુઓ બનાવવામાં આવે છે. આ ઝાડનાં થડની ખાસ મજબુત ગાંઠો બહુ મૂલ્યવાન તથા મજબુત હોય છે. કપડા વિગેરે રાખવાની મજબુત તથા સુંદર પેટીઓ એ ગાંઠોમાંથી બનાવવામાં આવેછે. કેટલાંક વર્ષો પૂર્વે આવી મજબુત ગાંઠો ફ્રાંસ મોકલવામાં આવતી. આ ઝાડનાં પાંદડાં તથા ફળ ઉપરનાં કોચલાં સ્તંભક છે તથા તે દવા તરીકે અને રંગ બનાવવાનાં કામમાં ઉપયોગમાં આવે છે. આ ઝાડનાં કાચાં ફળોનું અથાણું પણ બનાવવામાં આવે છે આ ઝાડ ઉપર થતાં બીઓ બહુ સ્વાદિષ્ટ હોય છે. ફ્રાન્સમાં એ બીઆંમાથી ઉત્તમ પ્રકારનું તેલ બહુ મોટા પ્રમાણમાં કાઢવામાં આવતું. અક્રોડના મોટા ફળની એક જાત થાય છે- તેનો ગર્ભભાગ બહુ ઉપયોગી હોતો નથી. પરંતુ તેના ઉપરનાં કોચલાંનો ઉપયોગ ફ્રેંચ લોકો પેટી બનાવવામાં કરે છે. હિંદુસ્તાનના લોકો ઝાડની છાલનો ઉપયોગ દવામાં તથા દાંત સાફ કરવામાં કરે છે. તેનાં ફળ બહુ પૌષ્ટિક હોય છે, તેથી કાશ્મીર વિગેરે સ્થળેથી તેની નિકાશ બહુ મોટી થાય છે. ફળમાંના ગર્ભમાંથી સારૂં તેલ નીકળે છે. છાલ ચામડાં સાફ કરી તૈયાર કરવામાં તથા રંગ બનાવવાના ઉપયોગમાં આવે છે. તેની ડાળીઓ તથા પાંદડાં ઢોરને ખવડાવનામાં વપરાય છે. અક્રોડનું લાકડું દર ઘન ફુટે ૪૦ પૌંડ વજનનું હોય છે.

આ ઝાડ કદમાં મોટાં હોય છે. એને, એક પાછળ એક આમલી, ગુલાબ, મીઠો લીંબડો વિગેરેને હોય છે, તેમ પાંદડાંઓના દીંટીઆવાળા ગુચ્છાઓ હોય છે. આ ઝાડમાંથી સુવાસિક ગુંદર ઘણો નીકળે છે. ખરી પડેલાં પાંદડાંને ઠેકાણે ખાડા થાય છે, તે બીજા ઝાડની ઉપર થનારા ખાડા કરતાં વિશેષ મોટા હોય છે. પાંદડું તથા ડાળીના વચ્ચેના ખુણામાં એક કરતાં વધારે ફણગા ફુટી નીકળે છે અને પહેલા ફણગામાંથી તૈયાર થયેલો ફણગો ટાઢમાં બળી જાય, તો બળેલા ફણગામાંથી એકાદ વધે છે અને તે મરી ગએલા ફણગાની જગ્યામાં પણ ફેલાઈ જાય છે. અક્રોડનું ફુલ, પપૈયા કોહોળું વિગેરેનાં ફુલોની જેમ એકલિંગી અને એકૈકશીભુત હોય છે એટલે કે તેનાં ફુલોમાં કાં તો એકલાં સ્ત્રીકેસર હોય છે, અથવા તો એરંડાના ઝાડની માફક એક જ ઝાડ ઉપર સ્ત્રીકેસર તથા પુંકેસર જુદાં જુદાં થાય છે. પહેલાં ગત વર્ષના ફણગાઓ ઉપર બિલાડીની પુછડી જેવા જાડા પુષ્પ-સંનિવેશમાંથી સેંકડો પુંકેસરો બહાર પડે છે અને તેઓ નવા વર્ષમાં વધતા જતા ઝીણા મોરમાંથી બહાર નીકળતાં છુટાં છવાયાં સ્ત્રીપુષ્પમાં ગર્ભાધાન કરે છે નરપુષ્પમાંનું પુષ્પાસન જે કક્ષામાંથી ઉદ્ભવે છે, તે પુષ્પોપાંગણની પાસે જ હોય છે. તેથી પુષ્પાસનક્ષિતિજ સમાંતર જ રહે છે, તેથી ફુલો ક્ષિતિજ સમાંતર વધનારા દાંડા ઉપર જ મૂકેલાં હોય, એવું લાગે છે. પરિકોશ પાંચ છ લીલાશવાળા રંગની પાંખડીઓનો બનેલો હોય છે આ પુંકેસરની બાજુએ બે લાંબી લાંબી ગાંઠોના પરાગકોશ હોય છે ટોચ ઉપર એક લાંબી સરખી ગ્રંથિ હોય છે. આવી સામગ્રીવાળો નાનો સરખો તંતુ તે જ પુંકેસર. નરપુષ્પમાં સાધારણ રીતે અંડાશયની નિશાની જેવું કાંઈ દેખાતું નથી. કદાચ અપવાદરૂપ કોઈ વખતે જોવામાં આવે છે.

સ્ત્રીપુષ્પમાં પુષ્પાસન પ્યાલાના આકારનું હોય છે અને અંડાશય તેને જોડેલો જ હોય છે. તેના ઉપરના ભાગમાં એક ઉપપર્ણ અને બે અલ્પોપપર્ણ હોય છે. પરિકોશ છેડાના ભાગ ઉપરથી ફુટે છે અને એને ચાર પાંખડીઓ હોય છે. અંડાશય એકપેશીય હોય છે. અને તે પુષ્પાસનની નલિકામાં હોય છે, તેની ઉપર એક નાની પરાગવાહિની અને બે નાની નાની પુષ્પયોનિની શાખાઓ હોય છે અંડાશયના તળેના ભાગમાંથી એકલું બીજાંડ સીધું ઉપર આવેલું હોય છે. અક્રોડનું ફળ એક રીતે સારા રસવાળા અષ્ટવર્ગમાંનું ફળ છે. તેના ગોટલાની અંદર ગોટલી હોય છે. તે દ્વિદળ એટલે બે પડવાળી હોય છે. તેની બે ફાડો થઈ શકે છે. બીમાં ગરભ હોતો નથી; પરંતુ વિચિત્ર રીતે વાળેલાં બે પડો હોય છે અને તેમની વચ્ચે અંકુર હોય છે. આ અંકુરના ભાગમાં પૂર્વાવસ્થામાંના સંયુકત વર્ણનાં ચિન્હો મળી આવે છે. અક્રોડના ઝાડને માટે રેતાળ તથા ચીકણી માટીની જમીન અથવા તો ચાકના થરવાળી જમીનની જરૂર પડે છે. જેમાં કાંકરી હોય, તેવી ચીકણી માટીની જમીનમાં પણ તે ઉગી શકે છે. તેને હવા તથા પાણીની બહુ મોટા પ્રમાણમાં જરૂર પડે છે. આ ઝાડનો પ્રસાર બી વાવીને જ કરી શકાય છે. માત્ર અમુક પ્રકારનું ઝાડ ઉગાડવું હોય, ત્યારે કલમ લગાડવાની રીત

સ્વીકારાય છે. એ ઝાડોને પહેલાં શિયાળાની ઠંડીથી ઘણું નુકસાન થવાનો ડર હોય છે. ઝાડની ટોચ કુદરતી રીતે ઉંચી હોય છે. તેથી તેને કલમ લગાડવાની જરૂર હોતી નથી. માત્ર આ ઝાડની ડાળીઓ બીજા ઝાડની ડાળી સાથે કે અરસપરસ ભરાઈ ન જાય, એટલા માટે તેવી ડાળીઓ કોક વાર કાપવી પડે છે. બીથી ઉગીને મોટાં થએલાં ઝાડોનું ઉત્પન્ન, ઝાડ વીશ વર્ષનું થાય ત્યાં સુધી મળતું નથી. ફળો ડાળીથી ટોચ ઉપરના ભાગમાં થાય છે, માટે ફળો પાડતી વખતે કુમળી ડાળીઓને ઈજા ન થાય, તેની દરકાર લેવી પડે છે. [ સંદર્ભગ્રંથ-વૅટ, કમર્શિયલ પ્રૉડકશન અને બ્રિટાનિકા.]

**અખબારઃ**—કાયદામાં આની વ્યાખ્યા ( ઇંગ્લીશ ન્યુજપેપર લાયબેલ ઍંડ રજીસ્ટ્રેશન ઍકટ. ) નીચે પ્રમાણે છેઃ—

"જાહેર સમાચાર, ખબર કે વૃત્તાંત, અથવા તેમને વિષે પોતાનું મતપ્રદર્શન કે ટીકા કરી તેને છાપી, નિયતકાલિક અથવા છવ્વીશથી વધારે ન હોય એટલા દિવસોને અંતરે, ભાગશઃ અથવા અંકશઃ પ્રસિદ્ધ કરેલો ગમે તે કાગળ હોય, તેને અખબાર એ નામ અપાએલું છે." પોસ્ટ ખાતાની વ્યાખ્યા નીચે મુજબ છે. "પૂર્ણપણે અથવા અંશતઃ રાજકીય કે બીજા સમાચાર, કે તેને લગતું તંત્રી તરફનું લખાણ; અથવા એવું જાહેરપત્રક, કે જેમાં પ્રચલિત વિષયો વિષે લેખ છે, જેમાં જાહેરખબર વિકલ્પે લેવામાં આવે છે અને જે સાત દિવસથી વધારે નહિ, એવે અંતરે પ્રસિદ્ધ થાય છે." સામાન્ય રીતે નિયતકાલિક એટલે માસિકો વિગેરે, અને વર્તમાનપત્રોની વચ્ચે તફાવત એટલો છે, કે છાપું એટલે મુખ્યતઃ ચાલુ બાબતો વિષે ટીકા ચલાવનારૂં દૈનિક અથવા બહુ બહુ તો સાપ્તાહિક પ્રસિદ્ધીપત્ર." ( જુઓ મુદ્રણવિષયક કાયદો અને જાહેરખબરો. )

સમાચાર પૂરા પાડનારૂં પત્ર એ અર્થ લઇએ, તો રોમન લોકોમાં 'ઍકટાડીઉર્ના'(રોજના વૃત્તાન્તો) અને ચીનના લોકોમાં 'પેકીંગ ગૅઝેટ' એ ઘણાં જુનાં છાપાં જાણીતાં હતાં. રોમન લોકોના રોજના વૃત્તાંતો, લડાઇઓ, ચુંટણીઓ, રમતો, આગો, ધાર્મિક વિધિ, વિગેરે બાબતો વિષે સરકારી રીતે સમાચાર પ્રસિદ્ધ થતા. ચીનમાં સરકારી હુકમ અને સમાચારો પ્રસિદ્ધ કરનારૂં છાપું 'પેકીંગ ગૅઝેટ' તંગ રાજકુટુંબના વખતથી ( ઈ. સ. ૬૧૮—૯૦૫ ) નિયમિત રીતે પ્રસિદ્ધ થયા કરે છે. આની પહેલાં પણ પેકીંગ ન્યુઝ ( તિસંગ પાઓ ) એ માસિક છઠ્ઠા સૈકામાં ચાલતું હતું. તેનો ૨૪પાનાંનો, આઠપત્રી આકારનો અને પીળા રંગવાળા પુઠ્ઠાનો નમુનો મળી આવ્યો છે. છતાં આજનો અર્થ લઇએ તો છાપાંની શરૂઆત આધુનિક સમયમાં છાપવાની કળાની શોધ પછી થઈ છે, એમ કહેવું જોઇએ. આવાં છાપેલાં પત્રકોને 'ન્યુઝ બુક્સ,' 'ન્યુઝ શીટ્સ, 'ન્યુઝ લેટર્સ' એવાં નામ આપવામાં આવતાં. પહેલાં તેમનું સ્વરૂપ 'ન્યુઝ પેમ્ફ્લેટ' જેવું હતું અને તેમની શરૂઆત સોળમા સૈકામાં થઈ. સૌથી પહેલું છાપું 'ન્યુ ઝેટુંગ' (૧૫૨૬ માં) નેધરલૅંડ્માં છપાવા લાગેલું. જર્મનીમાં આવાં ૧૬૧૦ વરસ પહેલાંનાં લગભગ ૮૦૦ પત્રકો મળી આવ્યાં છે. આ પછી તેમનું સાપ્તાહિક અને દૈનિકોમાં રૂપાંતર થયું.

**અખબારોનો ધંધોઃ**—આ ધંધામાં જે મુખ્ય કળા કે કુશલતા છે, તે એ છે, કે વાંચનારના મન ઉપર વિશેષ પ્રકારની છાપ પાડી શકે એવી રીતે સમાચારો પ્રસિદ્ધ કરવા અને તેવી જ રીતે તે સમાચારોને ઉદ્દેશીને લેખો લખવા. સાર્વજનિક મત બનાવવાના ઉદ્દેશથી અગ્રલેખ લખવાની શરૂઆત ઇંગ્લૅંડમાં સ્વીફ્ટ, ડીફો, બૉલીંગબ્રોક અને પુલ્ટેની એમના વખતથી ( ૧૭૦૪–૧૭૪૦ ) થઈ અને લોકોમાં તીવ્ર રાજકીય સ્પર્ધા ઉત્પન્ન કરવામાં આવી. ફ્રાન્સમાં આવા લેખોની શરૂઆત ૧૭૮૯ ની રાજ્યક્રાન્તિના સમયથી જ થઈ. તે વખતમાં થઈ ગએલો એક ફ્રેન્ચ લેખક લખે છે. "દોષારોપ, જેલ, નિષેધ વિગેરે બધું સહન કરો, ફાંશીએ ચડવું પડે, તો ય તૈયાર રહેજો; પણ પોતાના વિચારો અને અભિપ્રાયો લોકો આગળ મૂકજો. એ આપણો હક છે, એટલુંજ નહિ, પણ પવિત્ર ફરજ છે." યૂરોપના બીજા પ્રદેશોમાં આવાં રાજકિય સ્વરૂપનાં છાપાં ૧૮ મા સૈકાથી શરૂ થયાં. સમાચાર પૂરા પાડવા, એ બાબત આ ધંધામાં મુખ્ય છે અને તેનું મહત્ત્વ હજી ય દિનપ્રતિદિન વધતું જ થાય છે. આ કામ કરવા માટે ઍસોશિએટેડ પ્રેસ, ન્યુઝ સિંડીકેટ, વિગેરે મોટી મોટી કંપનીઓ આજે ચાલી રહી છે. તે વખતે જુલીઅસ રૂટર નામના એક માણસે રૂટર એજન્સી નામની મહત્ત્વની એજન્સી પૅરીસમાં ઇ. સ. ૧૮૪૯ માં સ્થાપી અને તેને ઇ. સ. ૧૮૬૫ માં કંપનીમાં ફેરવી નાખી. થોડાંજ વરસમાં એ કંપનીનું વાર્ષિક ઉત્પન્ન ૫૦૦૦૦ પાઊંડ ઉપર થયું. અગ્રલેખ કે બીજા સમાચારો આપવા ઉપરાંત સુપ્રસિદ્ધ કે કુપ્રસિદ્ધ સ્ત્રીપુરુષોની ખાનગી વાતો કે તેમની મુલાકતો છાપીને પોતાનું છાપું આકર્ષક બનાવવાનો રીવાજ હમણાં શરૂ થયો છે; અને સાહિત્યવિષયક કે હુન્નરકળાવિષયક લેખો આપી, બજારભાવ, જુગાર કે શરતો વિષે

માહિતી પૂરી પાડી વૃત્તપત્રને મનોરંજક બનાવવા તરફ હવે સૌની વૃત્તિ થવા લાગી છે.

આજે આ ધંધામાં તંત્રીમંડળ, ખબરપત્રી, જાહેરખબર મેળવવાના અને હીસાબકીતાબના કામ પર નજર રાખી બધી વ્યવસ્થા રાખનાર મૅનેજર, કૅંપોઝીટર, ફૌન્ડરીમેન, પ્રુફરીડર્સ, આ બધાનો સમાવેશ થાય છે. આ બધાં કામ માટે મુડી રોકનારો કોઇ બીજો જ માણસ ઘણુંખરૂં હોય છે; છતાં કાયદેસર રીતે છાપાંની જવાબદારી તંત્રી, મુદ્રક અને પ્રકાશક એ ત્રણ ઉપર હોય છે. તારખાતાથી સમાચાર મેળવવાની થએલી સવડ, છાપખાનાં અને જાહેરખબરોની આવક, આ બધાં કારણોથી હવે છાપાં ઘણાં સોંઘાં વેચાય છે. તેમ છતાં સત્તરમા સૈકામાં ઇંગ્લાંડમાં અડધી પેની કે ફાર્થિંગમાં છાપું મળી શકતું. ઇ. સ. ૧૭૧૨ની સાલમાં દરેક છાપેલા કાગળ ઉપર કર નાખવામાં આવ્યો અને તે વધતો વધતો ચાર પેન્સ જેટલો થયો. આ વખતે છાપાંની સામાન્ય રીતે કિંમત સાત પેન્સ જેટલી થઈ. પણ પછી આ કર ધીમે ધીમે ઘટતો ગયો અને છેવટે તદ્દન દૂર થયો: આનું પરિણામ એ આવ્યું, કે ફરીથી છાપાં અડધી પેનીએ મળવા લાગ્યાં.

ગ્રેટબ્રીટનમાં ૧૯૧૦ ની સાલ પછી છાપાંની નીતિ ( Policy ) માં ધીમે ધીમે ક્રાન્તિ થવા લાગી છે. સામાન્ય લોકોમાં અને સ્ત્રીવર્ગમાં વાચનની અભિરૂચિ વધતી જતી હોવાથી તેમને રૂચે અને અને પચે એવી સામગ્રી છાપાંમાં આવે, એવી વ્યવસ્થા કરવામાં આવી. તેથી પહેલાંની જેમ વિદ્વત્તાયુકત ભારેખમ લેખો છાપાંમાં દેખા દેતા અટકી પડ્યા. ચિત્રો, હાસ્યકારક સંવાદો, સ્ત્રીઓની ફૅશન દર્શાવિતાં ચિત્રો, આ વસ્તુઓનો છાપાંમાં સમાવેશ થવા લાગ્યો. મતપ્રદર્શન કરતાં તાજા સમાચારો પ્રત્યે જ લોકોની રૂચિ જણાવા લાગી; તેથી તદ્દન તાજા સમાચાર પૂરા પાડવા તરફ તંત્રીમંડળની વૃત્તિ થઈ. પાર્લામેન્ટના કામનો પૂરો સવિસ્તર રીપોર્ટ, કે તેનો ટૂંકો સાર છાપવાનો રીવાજ પડયો, તેમ જ સારાં પુસ્તકોમાંથી મહત્ત્વનો ભાગ લોકોને વાંચવા આપવાની રીત પણ છાપાંમાં દાખલ થઈ. ૧૯૧૦–૨૦ ના દરમિયાન છાપાંના ઇતિહાસમાં ત્રણ અગત્યની બાબતો બની. (૧) ફોટોગ્રાફીની કળા પ્રચારમાં આવવાથી સોંઘાં તેમજ સચિત્ર છાપાંની સંખ્યા વધી. (૨) રવિવારનાં છાપાં ( Sunday News ) વધારે પ્રચારમાં આવ્યાં. (૩) સાંજનાં છાપાંનો પ્રચાર અતિશય વધી પડયો. ધંધાદારી દૃષ્ટિથી પણ ગયાં દશપંદર વરસમાં ઘણા સુધારા થયા છે. છાપાંના માલિકોની જેવી સંસ્થાઓ છે, તેવી જ સંસ્થાઓ છાપાંમાં કામ કરનારા લોકોની પણ નીકળી છે. ' ધી ન્યુઝપેપર્સ પ્રોપ્રાયટર્સ ઍસોસીએશન ' નામની સાંજ અને રવિવારીઆં છાપાંના માલિકોની સંસ્થા છે અને તે છાપાંને લગતા સવાલોની ચર્ચા કરે છે. આ સિવાય ' વીક્લી ન્યુઝપેપર્સ ઍંડ પિરિઑડીકલ્સ પ્રોપ્રાયટર્સ ' એ નામની અઠવાડિક અને માસિકોના માલિકોની એક સંસ્થા છે. પહેલી સંસ્થાના પ્રતિનિધિઓ શાન્તતા–પરિષદમાં ગએલા હતા. આ ઉપરાંત લંડન બહારનાં પરગણાંમાં ઘણી સંસ્થાઓ નીકળેલી છે; તેમ જ છાપખાનાવાળાઓની સંસ્થા, કૅંપોઝીટર્સ યુનીયન, વિગેરે ઘણી સંસ્થાઓ છે. છાપાવાળાઓની તેમ જ તે ધંધામાંના લોકોની સ્થિતિ સુધારવા માટે ગ્રેટબ્રીટનમાં એક નવી સંસ્થા ઉત્પન્ન થઈ છે; તેનું નામ નૅશનલ યુનિયન ઑવ્ જર્નાલીસ્ટસ્ ' એવું છે.

સ્ત્રીઓ પણ છાપાં ચલાવવાનું કામ કરે છે. તેમની પણ એક સંસ્થા ' સોસાયટી ઑવ્ વુમન્ જર્નાલીસ્ટ ' એ નામની છે. 'ધી બ્રીટીશ ઇન્ટરનૅશનલ ઍસોસીએશન ઑવ્ જર્નાલીસ્ટ્સ્ ' નામની સંસ્થા યુરોપિયન રાષ્ટ્રોનાં છાપાંના ધંધાવાળા લોકોનો સંબંધ અરસપરસ જોડે છે અને તે છાપાંવાળાની પરિષદો પણ ભરે છે. છાપાંને સમાચાર પૂરા પાડનારાઓની પણ કેટલીક સંસ્થાઓ છે. તેમાંની ' ધી નૅશનલ ફેડરેશન ઑવ્ રીટેલ ન્યુઝ એજન્ટ્સ્ ' અને ' ધી ફેડરેશન ઑવ્ હોલસેલ ન્યુઝ એજંટ્સ્ ' એ બે સંસ્થાઓ મુખ્ય છે.

મહાયુદ્ધ વખતે ' ધી ન્યુઝ પેપર્સ પ્રોપાયટર્સ ઍસોસીએશન ' સંસ્થા સરકાર અને લોકોને જોડનારી સાંકળ હતી અને આ સંસ્થાએ મહાયુદ્ધ વખતે સરકારનું ઘણું હિત કર્યું છે. ' પ્રેસ બ્યુરો ' નામની એક સંસ્થા સરકારે ખોલી હતી અને તેનું કામ એ હતું, કે કયું લખાણ છાપાંમાં આવવા દેવા જેવું છે, ને કયું ન આવવા દેવા જેવું છે, તે તપાસવું. આ ઉપરાંત સરકારે તે વખત પૂરતા નિયમો કરેલા હતા અને સૅન્સોર ખાતું પણ ખોલેલું હતું. મહાયુદ્ધની રણભૂમિ ઉપર વર્તમાનપત્રના પ્રતિનિધિઓને જવાની રજા જો કે આરંભમાં મળી ન હતી; તો પણ ' ન્યુઝપેપર્સ પ્રોપ્રાયટર્સ ઍસોસીએશન 'ની ભલામણ અને વિનંતિથી તેવી રજા પાછળથી આપવામાં આવી હતી. પણ તે માત્ર ૬ ખબરપત્રીઓ પૂરતી જ હતી. આ લોકોએ પોતાની ફરજ ઉત્તમ રીતે બજાવવાથી તેમને ' નાઈટ ' એ ખિતાબ આપવામાં આવ્યો હતો.

તંત્રી તરીકેનું શિક્ષણ આપવાના ઉદ્દેશથી પશ્ચિમના દેશોનાં વિશ્વવિદ્યાલયોમાં સગવડ કરવામાં

આવેલી હોય છે. કેટલીક ખાનગી સંસ્થાઓ પણ આ કામ કરે છે. આ પ્રકારના શિક્ષણની થોડી ઘણી પણ જરૂર છે, એ વાત હવે બધે સ્વીકારાઈ છે. હિન્દમાં પણ એ શિક્ષણ માટે મહાવિદ્યાલય ખોલવામાં આવે, એ માટે પ્રયત્નો ચાલુ છે.

દુનિયામાંનાં પ્રમુખ છાપાંઃ—ઈંગ્લાંડમાં ' પેસ્ટનલેટર્સ ' , ' સિડને પેપર્સ ' આ નામનાં છાપાં શરૂ થયાં. ' વીકલી ન્યુઝ ' એ છાપું નિયમિત રીતે નીકળતું નહિ; તેમ છતાં અઠવાડીઆના સમાચાર પૂરા પાડનારૂં પહેલું છાપું આ જ હતું. ( ૧૬-૪૧ ) માં ' ધી હેડ્ ઑવ્ સેવરલ પ્રોસીડીંગસ્ ઈન ધી પ્રેઝંટ પાર્લામેન્ટ ' એ નામનું પાર્લામેન્ટના સમાચાર પૂરા પાડનારૂં છાપું શરૂ થયું અને તે પછી આ જાતનાં ઘણાં છાપાં છપાવા લાગ્યાં. ' પરફેકટ અકરન્સેસ ' એ પાર્લામેન્ટના અને બીજા સમાચારો અને તે સાથે જાહેરખબરો છાપવાના ઉદ્દેશથી નીકળેલું આધુનિક પ્રકારનું પહેલું પત્ર છે. તે પછી ' ઇંટેલીજન્સર ' નામનાં કેટલાંક છાપાં નીકળ્યાં. એમની પછી સુપ્રસિદ્ધ છાપું ' લંડન ગૅઝેટ ' ( ઑકસફર્ડ ગૅઝેટનું રૂપાન્તર ) ૧૬૬૫ માં બહાર પડ્યું. લંડનમાંનું સૌથી પહેલું દૈનિક પત્ર 'ડેલી કરંટ' ૧૭૦૨–૧૭૦૩ માં બહાર પડ્યું. ડીફોનું ' રીવ્યુ ' ( ૧૭૦૪ ), રીચર્ડ સ્ટીલનું ' ટેટલટ ' ( ૧૭૦૯, ) ઍડીસનનું ' સ્પૅકટેટર ' ( ૧૭૧૧ ), વિગેરે વિશેષ પ્રસિદ્ધ ટીકાત્મક છાપાં પ્રગટ થયાં. તેથી સરકારનું ધ્યાન તેમના તરફ ગયું અને તેમના તંત્રીઓને શિક્ષા થવાનો વારો આવ્યો. આ લોકોનો કાયમનો બંદોબસ્ત થાય, એવા હેતુથી ૧૭૧૨ માં ' સ્ટૅમ્પટેકસ ' નામનો કર છાપાં ઉપર નાખવામાં આવ્યો. છતાં છાપાંની સંખ્યા તો વધતી જ ગઈ. જૉનસનનાં ' રૅમ્બલર ' અને ' આયડલર ' એ છાપાં વિશેષ પ્રસિદ્ધી પામ્યાં. ત્રીજા જૉર્જના સમયમાં છાપાં ઉપર જુલમ બહુ થયો. તેમાં વિલ્કસનું ' નૉર્થ બ્રીટન ' એ છાપું સરકારી જુલમને લીધે ઘણું જાહેરમાં આવ્યું અને છાપાંની સ્વતંત્રતા વિષે પાર્લામેન્ટમાં જબરો વિવાદ થયો. ૧૭૭૨ માં કાયદાથી છાપાની સ્વતંત્રતા પ્રસ્થાપિત થઈ. આ વિજયપ્રાપ્તિ પછી ' મૉર્નીંગ પોસ્ટ ' (૧૭૭૩), ' ધી ટાઈમ્સ ' (૧૭૮૮), ' મૉર્નીંગ ઍડવર્ટાઈઝર ' ( ૧૭૯૪, ), ' ડેલી ન્યુઝ ' ( ૧૮૪૬ ), ' ડેલી ટેલીગ્રાફ ' (૧૮૫૫), ' ધી સ્ટૅન્ડર્ડ ' (૧૮૫૭), ડેલી ક્રૉનીકલ ' ( ૧૮૭૭ ) " ડેલી ટેલીગ્રાફ ' ( ૧૮૯૦ ) ચિત્રમય દૈનિક, ' ટ્રાયબ્યુન ' ( ૧૯૦૬ ), ' ડેલીમેલ ' ( ૧૮૯૬, પ્રચાર ૧૦ લાખ નકલો. ) ' ગ્લોબ ' ( ૧૮૦૩ ), ' પાલમાલ ગૅઝેટ ' ( ૧૮૬૫ ), આ પ્રસિદ્ધ વર્તમાનપત્રો; લંડન ન્યુઝ, ગ્રાફીક, સ્કેચ, સ્ફીઅર, કંટ્રી લાઈફ, એ સચિત્ર અઠવાડીકો; ' પંચ ' ( ૧૮૪૦ ), ' ફન ' ( ૧૮૬૦ ), ' સુનશાઈન ' ( ૧૮૦૯ ), ' પીક ની અપ્ ' ( ૧૮૮૮ ), એ હાસ્યરસનાં પત્રો છે. કવીન્, ( ૧૮૬૧ ), લેડીઝ પીકટોરીઅલ ( ૧૮૮૦ ), લેડી, વુમન, જંટલ વુમન, મૅડમ, લેડીઝ ફીલ્ડ, એ અઠવાડીકો; અને ઇંગ્લીશ વુમન, લેડીઝ રેલ્મ, વુમન ઍટ હોમ,આ માસિકો સ્ત્રીઓ જ ચલાવે છે.

ફ્રાન્સમાં 'ગૅઝેટ ડી ફ્રાન્સ'(૧૬૬૧), લે માટીન લા રીપબ્લીક, લે બ્લૉક, લા ક્રૉય, લા જીરોંડ, વિગેરે જર્મનીમાં ફ્રૅંક ફુર્ટર, જર્નલ, (૧૬૧૫), ન્હોસીપ ઝીટુંગ, બર્લીનર ટૅગેબ્લૅટ, નૅશનલ ઝીટુંગ, ક્રુઝ-ઝીટુંગ જર્નામિઆ, ડુશ ટૅગે ઝીટુંગ, ફ્રૅંક ફુર્ટર ઝીટુંગ, શ્લેમિચ ઝીટુંગ, વેસેર ઝીટુંગ, સ્ટ્રૅસબુર્ગર પોસ્ટ, વિગેરે; બેલ્જમમાં ગૅઝેટ વૅન ગૅટ; મૉનીટુર બેલ્જે, લે નૅશનલ, વિગેરે; ઈટાલીમાં ડાયરી ઑ ડીરોય, (૧૭૧૬), ફૅકુલા, ટ્રિબ્યુના, મેસૅજીરો, એલ ઑસર્વેટર, રોમૅનો, વિગેરે; સ્પેનમાં એલ કોરેઓ લા એપોકા, એલ ઈપાસીઅલ, લા જસ્ટીસીઆ, એલ લીબરલ, વિગેરે; સ્વીટ્ઝરલૅંડમાં જર્નલ ડી-જેનીવે, ગૅઝેટ ડી લૉસેન, કોરીઅર ડી જેનીવે; લા ટ્રિબ્યુન ડી જેનીવે વિગેરે; ગ્રીસમાં ઍસ્ટી, ઍક્રોપોલીસ, વિગેરે; તુર્કસ્તાનમાં મૉનીટર ઑટોમન, જર્નલ ડી સ્મર્ના, એકોડી એલ ઑરીઅંટ, સ્તંબુલ વિગેરે; જાપાનમાં બટેવીઆ ન્યુઝ(૧૮૬૧),શીંબુન્શી (ન્યુઝ),કોકૉ શિંબુન (ધી વર્લ્ડ),નિચિનિચિ શિંબુન (ડેલી ન્યુઝ), યુબીન હૉચી (પોસ્ટલ ઈન્ટેલીજન્સ), ચોય શીંબુન (ડેલી ન્યુઝ), જીજી શીંપો (ટાઈમ્સ), અંગ્રેજી ભાષામાં નીકળનારાં છાપાં, જાપાન ક્રૉનીકલ, જાપાન ઍડવર્ટાયઝર' ધી ટરેન્સ પૅસીફીક (માસિક) અને જાપાન ગૅઝેટ. વિગેરે; ચીનમાં પેકીંગ ગૅઝેટ શાંઘાય ન્યુઝ, વિગેરે; યુનાયટેડ સ્ટેટ્સમાં પબ્લીક અકરન્સીસ (૧૬૮૯), બોસ્ટન ન્યુઝ લેટર (૧૭૦૪) ન્યુ યૉર્ક ગૅઝેટ, વીક્લી જર્નલ. ન્યુ યૉર્ક હેરલ્ડ, ન્યુ યૉર્ક ટ્રીબ્યુન, ન્યુ યૉર્ક ટાઈમ્સ, ન્યુ યૉર્ક વર્લ્ડ, ન્યુ યૉર્ક પ્રેસ, નૅશનલ ઈન્ટેલીજન્સર, (વૉશીંગટન) વૉશીંગટન પોસ્ટ, નૅશનલ ઈરા, વિગેરે છાપાં પ્રસિદ્ધ છે.

છાપાંની દેશવાર સંખ્યા બતાવનારૂં કોષ્ટક.

| દેશ | (૧૮૨૮) | (૧૮૮૬) | (૧૯૦૦) | (૧૯૨૦) |
|---|---|---|---|---|
| ગ્રેટ્બ્રિટન | ૪૮૩ | ૧૨૬૦ | ૨૯૦૨ | — |
| ફ્રાન્સ | ૪૯૦ | ૧૬૪૦ | ૨૪૦૦ | ૩૭૪૦ |
| જર્મની | ૫૯૩ | — | ૩૨૪૮ | — |
| ઈટલી | — | ૫૦૦ | ૨૫૧ | ૮૦૭ |

| દેશ | (૧૮૨૮) | (૧૮૮૬) | (૧૯૦૦) | (૧૯૨૦) |
|---|---|---|---|---|
| રૂશિયા | ૮૪ | ૨૦૦ | ૨૮૦ | — |
| સ્વીટ્ઝરલંડ | — | ૩૦૦ | ૬૦૦ | — |
| યુનાઈટેડ-સ્ટેટ્સ | — | ૪૦૦૦ | ૧૫૯૦૪ | ૨૦૯૪૧ |
| જાપાન | — | ૨૭૬૭ | ૧૭૭૫ | ૨૦૦૦ |
| હિંદુસ્તાન | — | ૫૦૩ | ૬૫૭ | ૧૦૯૪ |
| મુંબઈ-ઈલાકો | — | — | ૧૩૯ | ૨૧૧ |

હિન્દી છાપાંઃ—હિન્દના છાપાંના ઇતિહાસની શરૂઆત અઢારમા સૈકાથી થઇ. અંગ્રેજોનો પ્રવેશ પહેલાં બંગાલમાં જ થએલો હોવાથી છાપાંનો જન્મ તે જ પ્રાન્તમાં 'બંગાલ ગૅઝેટ' ના પ્રકાશનથી થયો. (૧૭૮૦) પણ કોઇ મોટા માણસની બદનામી કરવાના આરોપસર તેના તંત્રીને જેલમાં મોકલવામાં આવ્યો. તેથી તે છાપું બંધ પડયું. તે પછી તેના જેવાં જ બીજાં કેટલાંક છાપાં નીકળ્યાં. સન ૧૭૯૧ માં લૉર્ડ કૉર્નવાલીસે એક તંત્રીને હદપાર કર્યો. ગવર્નરને આવો અધિકાર છે કે કેમ, આ વિષે વિવાદ થયો, તેમાં, ન્યાયાધિશે તેવો અધિકાર છે એવો નિર્ણય આપ્યો. ૧૭૯૯ માં છાપાંને દબાવનારો કાયદો અમલદારોની સંમતિથી પસાર કરવામાં આવ્યો. છાપાંમાં આવનારી આગબોટોની હીલચાલને લગતી ખબરોથી ફ્રેન્ચ ચાંચીઆને ઠીક ફાવે છે, એ કારણસર છાપાં ઉપર વધારે દમનનીતિ ચલાવવામાં આવી. હેસ્ટીંગ્સે 'પ્રેસ સેન્સૉર' બંધ કરીને અમલદારો પર થનારી કડક ટીકા અટકાવવાના ઉદ્દેશથી કાયદો પસાર કર્યો. ૧૮૧૮ ની સાલમાં બકીંગહામના તંત્રીપણા હેઠળ 'કલકત્તા જર્નલ' શરૂ થયું. હેસ્ટીંગ્સ પછી અધિકાર પર આવેલા ઍડમ્સને બકીંગહામની સરકાર ઉપરની ટીકાથી ગુસ્સે થઇ એવો હુકમ બહાર પાડયો, કે દરેક છાપાએ લાયસેન્સ કઢાવવું. આ હુકમ બહાર પડયા પછી તેણે બકીંગહામને હદપાર કર્યો. ૧૮૩૫ માં મૅટકૉફે આ પહેલાંના બધા કાયદા રદ કરી રાજદ્રોહ અને બદનામી એ બે જ નિર્બન્ધો નીચે છાપાંના અધિપતિઓને આણી મૂકયા. છાપાંના અધિપતિઓ રશિયાની તરફેણનું લખાણ ન લખે અને લોકોને ન ઉશ્કેરે એવા ઉદ્દેશથી ૧૮૪૮ માં વળી એક કાયદો પસાર કરવામાં આવ્યો. ૧૮૮૨ માં આ કાયદો રીપને રદ કર્યો અને તેને બદલે ૧૨૪ અ એ કલમ મૂકી. પાછળથી ૧૯૧૦ માં પ્રેસ ઍકટ થયો. મહાયુદ્ધના વખતમાં સેન્સૉરશીપ ચાલુ થઇ, અને યુદ્ધ બંધ થયા પછી એ પણ બંધ થઈ.

દેશી છાપાંઃ—૧૮૧૮ ની સાલમાં માર્શમને બંગાલી ભાષામાં નીકળતું સમાચાર-દર્પણ નામનું છાપું શરૂ કર્યું. પહેલું મરાઠી છાપું 'જ્ઞાન-પ્રકાશ' ૧૮૪૯ માં શરૂ થયું. મુંબઈ ઇલાકામાં મુંબઈ સિવાય બીજું આગળ વધેલું શહેર નથી, તેથી ત્યાં જ વધારે છાપાં નીકળે, એમાં નવાઈ નથી. ૧૭૯૦ માં ગૅઝેટ છાપું ત્યાં જ શરૂ થયું. બે વરસે વિલ્યમ ઍશબર્નરે 'કૂરીઅર' પત્ર શરૂ કર્યું. સરકારની નોટીસો પ્રગટ કરવાને કારણે સરકાર તરફથી તેને દરસાલ દશ હજાર રૂપિયા મળતા. દ્વિસાપ્તાહિક 'બૉમ્બે ટાઈમ્સ' ૧૮૩૭ માં શરૂ થયું અને તે મુંબઈના વેપારીઓની દેખરેખ નીચે ચાલતું. ૧૮૫૦ ની સાલમાં તે દૈનિક થયું. ૧૮૨૮ માં ઓવરલંડ સમરી નામનું પત્ર નીકળ્યું. ૧૯ મા સૈકાના ઉત્તરાર્ધમાં દશકથી ગણી શકાય એટલાં છાપાં એકલા મુંબઇમાંથી જ નીકળતાં, ૫૭ સાલના બળવા પછી આખા હિંદમાં એકંદર ૪૪ છાપાં નીકળતાં, તે વધીને ૧૮૮૮ માં ૨૦૩ થયાં અને ૧૯૧૮ માં ૮૮૩ થયાં.

છાપામાં ચિત્રોઃ—છાપાંમાં પ્રસંગોને છાજતાં ચિત્રો આપવાં એ છાપાંનું એક અગત્યનું અંગ છે. ચિત્ર વગરનાં છાપાં પછાત ગણાય છે. ઇંગ્લંડમાં 'ઈલસ્ટ્રેટેડ લંડન ન્યુઝ' (૧૮૮૨) એ પહેલું છાપું નિયમિત રીતે ચિત્રો આપતું. પહેલાં તો લાકડા ઉપર ચિત્રો કોતરવામાં આવતાં ને તે બાદ તે છપાતાં; પણ પાછળથી હાફટોન પદ્ધતિ શરૂ થઈ અને તેનાથી છાપાંમાં એક પ્રકારની ક્રાન્તિ થઇ. ૧૯૦૩ ની સાલમાં નૉર્થકલીફે 'ડેલી મેલ' દૈનિક શરૂ કર્યું અને તેમાં હાફટોનનાં ચિત્રો આપવાનો રીવાજ શરૂ કર્યો. તે પહેલાં લાઈન બ્લૉકનાં ચિત્રો છાપાંમાં આવતાં; પણ તેમાં એમ થતું, કે બધા માણસોના ચહેરા એક સરખા જ દેખાતા. પહેલાં છાપાંમાં છપાનારાં ચિત્રો કોતરતાં આઠ દિવસ વીતી જતાં અને તે કામમાં દશ બાર માણસોની જરૂર પડતી. હવે તો ૧૯ મિનિટમાં છાપી શકાય એવું ચિત્ર તૈયાર થવા માંડયું છે. છાપાંના તંત્રીમંડળમાં એક ચિત્રખાતાનો તંત્રી હોય છે અને તેને ચિત્રોની બધી વ્યવસ્થા રાખવી પડે છે. તેના હાથ નીચે કેટલાક ફોટોગ્રાફરો હોય છે. તરતના બનેલા બનાવનાં ચિત્રો જોવાની લોકોને ઘણી ઉત્સુકતા હોય છે તેથી આ તંત્રી તે બનાવની જગ્યાએ પોતાનો ફોટોગ્રાફર મોકલી તે પ્રસંગનું ચિત્ર પોતાના છાપાંમાં સૌથી પહેલું આવે, એટલા માટે તનતોડ મહેનત કરે છે. બ્રિટીશ આઈલ્સમાંના દરેક મોટા શહેરમાં ડેલી મેલ પત્રનો ફોટોગ્રાફર હોય છે. તેની વાતચિત ચિત્રખાતાના તંત્રી સાથે હરહંમેશ થયા કરેછે. કેટલીક વાર

ચિત્રખાતાનો તંત્રી પોતાના ચિત્ર-ખબરપત્રીને તાર વતી ફોટોગ્રાફ મોકલી આપવાની આજ્ઞા કરે છે, તો કોઈ વાર પાછળથી બનનારા પ્રસંગો નોંધવહીમાં નોંધી રાખી, તે પ્રસંગનો ફોટો લેવાની ફોટોગ્રાફરને પરવાનગી અપાવવાના કામમાં ચિત્રખાતાનો તંત્રી મગ્ન હોય છે. હવે તો ન્યુઝ-સર્વિસીસની માફક ફોટો-ન્યુઝ-સર્વિસીસ પણ ચાલુ થઈ ગઈ છે. તેથી આ સર્વિસીસમાંથી અથવા તો પોતાના ફોટોગ્રાફર પાસેથી આવેલા ફોટોમાંથી એક પૃષ્ઠમાં સમાય એટલાં ચિત્રો ચુંટીને તેમને ગોઠવવાનાં હોય છે. આ બધાં ચિત્રોને યોગ્ય તેમ જ ટુંકું નામ આપવા માટે એક જુદો ઈસમ હોય છે.

સરકારી અથવા સરકાર પક્ષપાતી છાપાં:-જ્યારે સરકારની વિરુદ્ધનો પક્ષ દેશમાં જોર પર હોય છે અને જ્યારે તે સરકાર વિરુદ્ધ સરકારી દૃષ્ટિથી લોકોમાં ગેરસમજ ફેલાવે છે, ત્યારે સરકારને પોતાનો પક્ષ સમજાવવાને માટે એકાદ મુખપત્ર, છાપાંની જરૂર હોય છે તે વખતે માત્ર ગૅઝેટથી કામ નભતું નથી. આ કારણસર સરકાર પોતાની બાજુ સમજાવવા પોતાનું છાપું ચલાવે છે; અથવા બીજાં છાપાંને પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે મદદ આપી તેમની દ્વારા પોતાની બાજુ લોકો સામે મુકે છે. હિંદુસ્તાનમાં યૂરોપિયનોનાં છાપાં સરકારને હંમેશાં ટેકો આપે છે. તેથી હિંદુસ્તાન સરકાર અથવા પ્રાન્તિક સરકારને પોતાનું અલગ છાપું ચલાવવાની આજ તો જરૂર નથી. આ સિવાય દરેક પ્રાન્તિક સરકારનું પોતાનું જુદું પ્રકાશનખાતું હોય છે. તે સરકારી સમાચારો લોકોને પૂરા પાડયા કરે છે.

પ્રસિદ્ધ હિંદી વર્તમાનપત્રકાર:-હિંદુસ્તાનમાં પશ્ચિમની જેમ છાપાંનું શિક્ષણ આપનારી શાળાઓ નથી. છતાં અનુભવથી અને કર્તવ્યતત્પરતાથી ઘણા હિંદી ગૃહસ્થો આ ધંધામાં આગળ આવી લોકમાન્ય થયા છે. બંગાલમાં શ્રી શંભુચરણ મુકર્જી, કેશવચંદ્ર સેન, બંકીમચંદ્ર ચેતર્જી, સુરેન્દ્રનાથ બૅનરજી, બાબુ મોતીલાલ ઘોસ, ઈત્યાદિ; મદ્રાસ તરફ કસ્તુરી રંગ આયંગર. મુંબઈ ઈલાકામાં બી. એમ. મલબારી, મહાત્મા ગાંધી, લોકમાન્ય ટીળક, મિ. નટરાજન; સંયુક્ત પ્રાન્તમાં સી. વાય. ચિંતામણી; અને પંજાબમાં લાલા લજપતરાય; આવા આવા હિંદી ગૃહસ્થો છાપાંના ક્ષેત્રમાં આગળ આવી રાજકારણના ક્ષેત્રમાં આગેવાન બન્યા છે.

[ સંદર્ભગ્રન્થ:—જર્નાલિઝમ ઈન અમેરીકા, મૉ. રી. ૧૯૨૧; ફ્યુચર જર્નાલીઝમ મૉ. રી. ૧૯૨૧; એન્સાયક્લોપેડીયા બ્રિટાનિકા, જર્નાલિઝમ ઍઝ એ પ્રોફેશન, ૧૯૨૧; મેકીંગ જર્નાલિઝમ, ન્યુઝપેપર, (હોમ યુનિવર્સીટી લાયબ્રરી ); હાઈડ્ હૅંડબુક ન્યુઝ પેપર્સ વર્ક; પૉન બી. મૅકી, મૉડર્ન જર્નાલીઝમ; પ્રૅક્ટીકલ જર્નાલિઝમ. (પિટમન સીરીઝ); વિદ્યાસેવક (વર્ષ ૧ લું.)]

**અખલકોપ**:-આ સુમારે ત્રણ હજારની વસ્તિનું ગામ અષ્ટેની ઈશાને ૪ માઈલ અને તાસગામની પશ્ચિમે નવ માઈલ ઉપર આવેલું છે. આ ગામ કૃષ્ણા નદી જે ઠેકાણે પશ્ચિમ દિશામાંથી દક્ષિણ તરફ વળે છે, ત્યાં કીનારાની જમણી બાજુએ આવેલું છે. ત્યાંથી પૂલ ઉપર થઈને કૃષ્ણા નદીને બીજે કાંઠે આવેલા ભીલવડી ગામમાં જવાય છે. ત્યાંથી તાસગામ તથા અષ્ટે જવા માટે કાચો રસ્તો છે. આ ગામની જમીન કૃષ્ણા નદીની કાળી માટીવાળી હોવાથી તેમાં સુંદર પાક નીપજે છે. સઘળી જમીનનો ઉપયોગ ખેતી માટે કરવામાં આવે છે. ત્યાં દત્તાત્રેય તથા મ્હસોબાનાં મંદિરો છે. દત્તના મંદિરમાં ત્રણ વખત માર્ગશીર્ષ પૂર્ણિમાએ મહા મહિનાની વદ પાંચમે તથા શ્રાવણની બારસે મેળા ભરાય છે. દત્તાત્રેયનું દેવાલય પહેલાં અખલકોપના દેશપાંડેએ બંધાવ્યું હતું. અને રા. કૃષ્ણરાવ ત્રિંબક બાપટે ઈ. સ. ૧૮૯૦ માં (તેઓ આ વખતે વળવે ગામના મામલતદાર હતા.) ફરીથી બંધાવ્યું. દેવાલયમાં દત્તની પાદુકાની સ્થાપના કરવામાં આવી. દેવસ્થાનને રૂા. ૧૧-૧૨-૦ સરકારમાં ભરવા પડે તેટલી જમીન આપવામાં આવી છે. અખલકોપના તથા જીલ્લાના લોકો તથા શેઠ-સાહુકારો પૈસાની બીજી મદદ આ મંદિરને અવાર નવાર કરે છે. ત્યાં જે મ્હસોબાનું મંદિર છે, તે મૂળ ગણપતિનું મંદિર હતું, એવું કૃષ્ણામાહાત્મ્યમાં લખેલું છે. ત્યાં એપ્રિલ મહીનામાં મેળો ભરાય છે અને તે મેળામાં માંગ, રામોશી અને મરાઠા લોકોની સંખ્યા ઘણી મોટી હોય છે. મ્હસોબાના મંદિરને જે ઈનામી જમીન આપવામાં આવી છે, તેની ઉપર સરકારપટીની રકમ રૂા. ૧૩૦ થાય છે અને તેનું ઉત્પન્ન આશરે રૂા. ૫૦૦ નું છે. (મુંા. ગૅ. )

**અખા**:—બ્રહ્મદેશની છેડે પૂર્વે આવેલા ભાગમાં શાન નામનાં સંસ્થાન છે. તથા તેની ઉત્તરે આવેલા પ્રદેશમાં આ એક જંગલી જાત છે. આ સંસ્થાનમાં એ લોકોની સંખ્યા લગભગ છવીસથી સત્તાવીસ હજાર જેટલી છે. તેમની ભાષા ઉપરથી આ લોકો તિબેટી બ્રહ્મી હોય એવું જણાય છે. તેમનો સંબંધ ચીન લોકો સાથે ઘણાં વરસથી છે અને કોઈ કોઈ વખતે તેમની સાથે લગ્નસંબંધ પણ તેઓ કરે છે. ચીન લોકો કરતાં તેઓ જરા વધારે ઊંચા અને વર્ણમાં વધારે કાળા હોય છે. તેઓ કપાસ તથા અફીણના છોડની ખેતી કરે છે, તેમની કુતરાં ખાવા

વિષે ખ્યાતિ છે. તેઓનો ધર્મ, ભૂત તથા પૂર્વજોની પૂજા કરવામાં સમાય છે. મૃત માણસોનાં શ્રાદ્ધ કરવાનો તેમનામાં રીવાજ છે. તે વખતે આખલા કાપવાનો રીવાજ છે.

**અખો**:—ગુજરાતના ભકત-કવિ અખાનો જન્મ અમદાવાદ પાસે જેતલપુર ગામમાં આશરે ત્રણસેં વર્ષ ઉપર થયો હતો. તે જાતે સોની હતો. તેના જીવનસમયનો નિર્ણય બાહ્ય સાધનોથી થઈ શકે તેમ નથી; પણ તેના ગ્રન્થો ઉપરથી માલમ પડે છે, કે તેનો સમય ઈ. સ. ૧૬૧૫ થી ૧૬૭૫ ના અરસામાં હોવો જોઇએ

તે પોતાની જાતને કવિ કહેવડાવતો નથી; પણ તે 'અખાભગત' તરીકે જાણીતો થયો છે. પણ ખરી રીતે જોતાં તે માત્ર ભગત જ નથી, પણ એક 'અનુભવી' કે 'જ્ઞાની' મહાપુરુષ છે. તેથી તેને જ્ઞાનીભકત એ સંજ્ઞા આપી શકાય તેમ છે. તેનામાં તત્ત્વજ્ઞાન અને ભકિત એ બન્નેનું સંમિશ્રણ હતું: છતાં તેના ચિત્તનો રંગ કેવળ તત્ત્વજ્ઞાનદર્શક ધોળો ન હતો, તેમ જ માત્ર ભકિતનો નિદર્શક લાલ પણ ન હતો. તે તો 'ભગવો કાષાય' હતો.

તે જેતલપુરથી અમદાવાદ આવી વસેલો. હજી ય ખાડીઆમાં જે ઓરડામાં તે રહેતો, તે ઓરડો 'અખાનો ઓરડો' એ નામથી જાણીતો છે. તેના વંશજો હજી ય અમદાવાદમાં છે. જેમ હંમેશાં બને છે, તેમ સાધુસંતના રસિયા અખાને કલહપ્રિય પત્ની મળેલી હતી, એ વાત નોંધવા જેવી છે.

અખાને વૈરાગ્ય પ્રાપ્ત થયો, તેના કારણ રૂપે બે પ્રસંગો બન્યા હતા.

(૧) જહાંગીર બાદશાહે સ્થાપેલી ટંકશાળમાં તે કામ કરતો હતો. ત્યાં તેની ઉપર, શુદ્ધ ચાંદીમાં હલકી ધાતુ ભેળવવાનો આરોપ આવેલો; અને તેને લીધે તેને કાચી જેલમાં પૂરાવું પડેલું. જો કે આખરે તેમાંથી તે છુટી ગયો, પણ આ પ્રસંગની છાપ તેનાથી ભૂલાઈ નહિ અને તેને વિરકિત પ્રાપ્ત થઈ.

(૨) પોતાની બેન તરીકે માનેલી એક બાઇને તેણે એક વાર સોનાની કંઠી બનાવી આપેલી. મૂળ ૩૦૦ રૂ. ના સોનામાં પોતાનું ૧૦૦ રૂ. નું સોનું ઉમેરી ૪૦૦ રૂ. ની કંઠી બનાવી ભગતે બેનને આપી. પણ 'સોની તો સહુનું ય ચોરે' એ માન્યતાથી કંઠીનું વધેલું વજન જોઈ બાઇને વહેમ આવ્યો, કે રખેને ભેળસેળથી વજન વધાર્યું હશે. તેણે કંઠી તોડાવી તપાસ કરી, પણ તેને માલમ પડ્યું, કે સોનું તો શુદ્ધ જ હતું. કંઠી ફરી સંધાવવા અખા પાસે આવી, ત્યારે તેને આ બધી વાતની ખબર થઈ. આ વાતની જાણ થયા પછી અખાનું મન સંસારથી ઘણું ખાટું થયું.

આ પ્રસંગો બન્યા પછી તેણે સંસાર છોડી સાધુસંતોનાં ટોળાંમાં ફરવાનું શરૂ કર્યું. સાધુસંતો સાથે તેણે ઘણી તીર્થયાત્રાઓ કરી ઘણું જ્ઞાન મેળવ્યું.

તે વખતે અમૂર્ત બ્રહ્મના તાત્ત્વિક વિચારક સાધુ સંન્યાસીઓ ઘણે ભાગે તીર્થયાત્રામાં, અગર તો કાશી જેવા પાવનતીર્થમાં રહેતા. તત્ત્વજીજ્ઞાસુ શ્રોતાઓ તેમની પાસે નિયમિત રીતે જઈ તેમનાં વેદાન્તશાસ્ત્રનાં પ્રવચનો સાંભળતા. આ શ્રોતાઓમાંનો અખો એક હતો. મણિકર્ણિકાના ઘાટ ઉપર એક નાના શા મઠમાં નિવાસ કરનારા બ્રહ્માનંદસ્વામીનાં પ્રવચનો સાંભળવા અખો જતો તેની નિયમિતતાથી, ભકિતથી અને શ્રવણતત્પરતાથી પ્રસન્ન થઈ ગુરુએ તેની ઉપર અનુગ્રહ કર્યો. બ્રહ્માનંદની જ્ઞાનદીક્ષા પછી અખાની રહેણીકરણી બદલાઈ ગઈ અને તેનામાં ખરો હૃદયપલટો થયો. છતાં અખાના આ ગુરુ વિષે વધારે માહિતી મળતી નથી, એ અસંતોષની બીના છે.

અખા ભગતની કૃતિઓઃ—અખાની કૃતિઓ હિન્દી ભાષામાં છે અને ગુજરાતી ભાષામાં ય છે. હિન્દી ભાષાની કૃતિઓ બે છે. (૧) સંતપ્રિયા, (૨) બ્રહ્મલીલા. ગુજરાતી ભાષામાં નીચેની કૃતિઓ હોવાનું જણાયું છે. (૧) પંચીકરણ, (૨) ચિત્તવિચાર-સંવાદ, (૩) ગુરુશિષ્યસંવાદ, (૪) અનુભવબિન્દુ, (૫) અખેગીતા, (૬) કૈવલ્યગીતા, (૭) છપ્પા, (૮) છુટક પદો, (૯) સોરઠા અથવા દુહા અથવા પરજીઆ. કેટલાક લેખકોના મન્તવ્ય પ્રમાણે (૧) પરમપદપ્રાપ્તિ, અને (૨) પંચદશીતાત્પર્ય, એ ગ્રન્થો પણ અખાની જ કૃતિઓ છે.

અખાને કવિ ગણવો, ભકત ગણવો: કે તત્ત્વજ્ઞ ગણવો એ બાબતમાં ઘણા મતભેદ પરીક્ષકની વૃત્તિના ભેદથી હોવા સંભવે છે. ખરી રીતે અખો પોતે પોતાને કવિ ગણાવવાનો દાવો કરતો જ નથી. તો પણ તેનાં પદોમાં અને છપ્પામાં માર્મિક વાણી વડે તે શાંતરસ આગળ તરતો કરી શકે છે. તે કેવળ શુદ્ધ તત્ત્વજ્ઞાની નથી; પરંતુ તેના મન ઉપર હરિભકિતનો ઉંડો સાચો રંગ લાગેલો જણાય છે. અખાની ભકિત નવા વલ્લભીય સંપ્રદાયને અનુસરતી નથી, પરંતુ જુના ભાગવત સંપ્રદાયને અનુસરતી છે. આ કારણથી તે મહારાષ્ટ્રના સમકાલીન ભાગવતમતના સંત કવિઓ સાથે વિચારમાં ઘણો મળતો આવે છે. એનું બહુશ્રુતપણું ગુજરાતના તે સમયના કોઈ

પણ ભક્ત અથવા જ્ઞાની લેખકમાં નથી. શાસ્ત્રના સિદ્ધાંતો તે જેવી સરલ રીતિથી દર્શાવી શકયો છે, તેવી રીતિ બીજા કોઈ પછીના લેખકમાં જણાતી નથી. આટલું છતાં તેનામાં ઉત્તમ કાવ્યશક્તિ નૈસર્ગિકી નથી. તેનામાં ધીરાની કલ્પનાશક્તિ નથી, તેનામાં યોગમાર્ગના અણસારા નથી; પ્રીતમની પેઠે તેનામાં શાંત અને શૃંગાર એ બંને રસની જમાવટ કરવાનું સામર્થ્ય નથી. અખાની કવિતામાં સ્વભાવોક્તિ અને લોકના સામાન્ય અનુભવના દૃષ્ટાંતો ઘણા છે દૃષ્ટાંત અને દૃાર્ષ્ટાંતિક વચ્ચે " અને " શબ્દ મૂકી તે ઉપદેશનો સાર બહુ ત્વરાથી આપી શકે છે. ઉદાહરણ તરીકે.:–

" અણસમજ્યો જીવ ને બીજું ઝાંખરૂં,
જ્યાં દેખે ત્યાં વળગે ખરૂં. "

× × ×

" પરંતુ સુવર્ણ ને બીજું મન,
તેને ધોવુંધાવું ન હોય જતન "

ભક્તિ અને સામાન્ય શૃંગારનો તે વિવેક કરેછે, અને ભક્તિને શૃંગારની છાયામાં અથવા વિષયાનંદમાં તે ઉતરવા દેતો નથી. ભક્તિનું વિકારી રૂપ અટકાવવા સારૂ તેણે જ્ઞાન અને વૈરાગ્ય ઉપર ભાર મૂકયો છે અને ભક્તિ નામની સુંદર પંખીણીને જ્ઞાન અને વૈરાગ્યની પાંખો ન હોય, તો તે ભગવાન્ પ્રતિ ઉડી શકતી નથી.

અખામાં ગુરુભક્તિ ઉંડી છે, પણ તે માત્ર અનુભવી ગુરુને જ માન આપે છે. વિદ્યાના આડંબરવાળા નવ પ્રકારના મિથ્યાજ્ઞાનીઓથી દસમા શુદ્ધ જ્ઞાનીને ઓળખવાનાં તે ત્રીસ લક્ષણો જણાવે છે, જે વડે સાચા સંતને જૂઠા સાધુઓથી સાધારણ બુદ્ધિવાળા પણ ઓળખી શકે.

વેદાંતશાસ્ત્રની મર્મજ્ઞતા અખામાં જેટલી પ્રાકૃત ભાષામાં આવી છે, તેવી મર્મજ્ઞતા સંસ્કૃત ન્યાયમિશ્ર વેદાંત સાહિત્યમાં મળવી મુશ્કેલ છે. ઉદાહરણ તરીકે સામાન્ય વેદાંતીઓ પરબ્રહ્મની માયાશક્તિનું વર્ણન કરે છે, પરંતુ તેની ચિતિશક્તિ, માયાશક્તિ અને પ્રકૃતિશક્તિનો વિવેક જેવો અખાએ અનુભવદ્વારા કર્યો છે, તેવો વિવેક સામાન્ય વેદાંતના પ્રકરણગ્રંથોમાં થયો નથી.

અખાએ પોતાના ગ્રન્થોમાં દાદુ, સેના ન્હાવી, કબીર, રામ સોનાર અને ગોવિન્દ (શિખોના ગુરુ ગોવિંદસિંહ?) આ સૌનો ઉલ્લેખ કર્યો છે. આ ઉપરથી મહારાષ્ટ્રમાં જે ભાગવતસંપ્રદાય પ્રચલિત થયો, અને જેમાં રામાનંદી સંપ્રદાયનું મહત્ત્વ વિશેષ દેખાય છે, તે જ સંપ્રદાયમાં રહેલા મોટા પુરુષોને અખો સન્માનતો હતો, એમ લાગે છે.

ચિત્ત અને વિચાર એ બન્નેની વચ્ચે અખાએ જે પિતાપુત્રનો સંબંધ કલ્પ્યો છે, તે બહુ મનોરંજક છે. આ જ કલ્પના ચિત્તવિચારસંવાદમાં અધિષ્ઠાત્રી થએલી છે.

અખા ઉપર તે વૈષ્ણવ ગુરુઓનો નિંદક હોવાનો આરોપ નિરર્થક છે, એવો રા. નર્મદાશંકર મહેતાનો સકારણ અભિપ્રાય છે. તેઓ એમ માને છે, કે જે પંક્તિઓ ગુરુઓ પર ચાબખા ચલાવતી લાગે છે, તે જ પંક્તિઓના જુદા પાઠ છે અને તે વાત તે સ્પષ્ટપણે બતાવી આપે છે.

(અખાના કાવ્ય સંબંધમાં તા. ૫–૪–૧૯૦૩ નો રા. નર્મદાશંકરનો નિબંધ યોગ્ય હકીકત પૂરી પાડે છે. અખાના તત્વચિંતન સંબંધમાં તે જ લેખકે પોતાનું મન્તવ્ય સ્પષ્ટ શબ્દોમાં ત્રિવેદી વ્યાખ્યાનમાળા, પુષ્પ ૧ લું, સુરત, ૧૯૨૭, એ વ્યાખ્યાનમાં સારી રીતે બતાવ્યું છે.)

**અગમુદૈયન્**:—આખા તામિલ પ્રદેશમાં આ જાત દેખાય છે. મરવન્ અને કલ્લન્ એ બંને જાતિઓનો અગમુદૈયનના વર્ગમાં જ સમાવેશ થાય છે. આ બે જાતિઓ કરતાં અગમુદૈયન્ લોકોને બ્રાહ્મણો સાથે વિશેષ સંબંધ છે, તેથી તેમની ઉપર બહુ સારી અસર થવા માંડી છે. તેઓ બ્રાહ્મણોને ગોર મહારાજ તરીકે માને છે અને જન્મ–લગ્ન–ઔર્ધ્વ દેહિક સંસ્કાર પાળે છે. મરવન્ લોકોની માફક આ લોકોમાં પણ ગોત્રાંતર વિવાહ કરીશકાય એવો વર્ગ નથી. સાધારણ રીતે મરવન્ અને અગમુદૈયન્ માબાપની સંતતિને અગમુદૈયન્ કહેવામાં આવે છે. પરંતુ બાપ જો ઊંચા કુળનો હોય, તો બેટાને મરવન્ ગણવામાં આવે છે. તેમની અંદર સામાન્ય રીતે પ્રૌઢ વિવાહ થાય છે. લગ્નસંબંધ કરતી જન્મકુંડલીઓ જોવામાં આવે છે. લગ્નમાં ઘણાખરા રિવાજ આપણા રિવાજોને મળતા આવે છે. મરેલાંને બાળે છે, અથવા જેમને દાટે છે, તેમના ઔર્ધ્વદેહિક સંસ્કાર કરવામાં આવે છે.

અગમુદૈયન્ શૈવપંથના છે. ઐયનર, પિડારી, કરુપન્નસ્વામી, વિગેરે નાના નાના દેવોને પણ તેઓ ભજે છે. મધ્ય પ્રાંતમાં જબલપૂર તથ રામપૂર જીલ્લામાં તેમની થોડી વસ્તી થઈ છે. આ ભાગમાં પહેલાં મદ્રાસી પલટન રહેલી, તેમાંથી પેન્શન લઇને ત્યાં જ રહેલા લોકોના આ લોકો વંશજ હોવા જોઇએ. પિલ્લે એ મોટા માણસોને જ લગાડી શકાય એવો શબ્દ, તેઓ પોતાનાં નામને લગાડી દે છે. તેનો અર્થ 'રાજાનો પુત્ર' એવો થાય છે કોચીન સંસ્થાનમાં ચિતુર તાલુકાના પૂર્વ ભાગમાં તેઓની કેટલીક વસ્તી માલમ પડે છે. (થર્સ્ટન—કાસ્ટ

ઍન્ડ ટ્રાઇબ્સ ઑફ સધર્ન ઇન્ડીયા; રસેલ અને હિરાલાલ; કાસ્ટ ઍન્ડ ટ્રાઇબ્સ ઑફ સેન્ટ્રલ પ્રૉવિન્સિસ –સેન્સસ ૧૯૧૧ રિપોર્ટ ).

**અગરઃ**—રેવાકાંઠા એજન્સિમાં સાંખેડ મેહુવા વિભાગ છે. તેમાં અગર એક પેટા વિભાગ છે. સાંખેડ મેહુવાના ચોહાણ સંસ્થાન–સંઘના જે આઠ ટુકડા છે, તેમાં અગર એક ટુકડો છે. અગર સંસ્થાન વિષે બૉંબે ગૅઝેટીયરમાં ૧૮૭૯ સાલની માહિતી નીચે પ્રમાણે મળે છેઃ—

| સંઘ. | સંસ્થાન. | ગામો | ચો. મા. | ઉપજ | ખંડણી, (ગાયકવાડને). પો. પૈ. શિ. |
|---|---|---|---|---|---|
| ચોહાણ | અગર | ૨૮ | ૧૭ | ૧૦૦૦ | ૧૮-૧૨ |

અગરની ઉત્તરે તથા પૂર્વે વનમાલ, દક્ષિણે કામસોલી અને પશ્ચિમે વજીરિયા છે. અગર સાંખેડ-મેહુવાની વચ્ચે છે. અહીં, કેટલીક જમીન ચીકણી માટીની અને કેટલીક રેતાળ છે કપાસ, જુવાર, તલ, ચોખા અને ચણા વિગેરેનો પાક અહીં સારો થાય છે. વસ્તીનો મોટો ભાગ ભીલ લોકોનો છે. અહીં ખેતીની સુધારણા થએલી જણાતી નથી. તેમાં બહુ અવ્યવસ્થા માલમ પડે છે. અગર તથા વજીરિઆના મધ્ય ભાગમાં મોટી સડક ઉપર કુકેજ કિલ્લાનાં ખંડેર જોવામાં આવે છે. આ કિલ્લો ઘણો પ્રાચીન છે એમ કહેવાય છે.

( બૉ. ગૅ. ભા ૬ ).

**અગરઃ**—( સિંધીઆના રાજ્યમાં)મધ્ય હિંદુસ્તાનમાં આવેલા ગ્વાલીઅર સંસ્થાનના શાજાપુર જીલ્લાનું એક શહેર છે અને અહીં લશ્કરને રાખવાની છાવણી છે સમુદ્રસપાટીથી તે ૧૭૬૫ ફીટ ઊંચું છે. ઉજ્જન પાસેની સડકથી ૪૧ માઇલ દૂર છે. ઉ અ ૨૩°, ૪૩', પૂ રે. ૭૬°, ૧' લોકસંખ્યા લગભગ અગીયાર હજાર. આ શહેર બે તળાવોની વચ્ચે આવેલું છે અને તળાવની ચારે બાજુએ દીવાલો બાંધેલી છે. ૧૦ મા સૈકામાં અગ્રાભીલે આ ઠેકાણે વસવાટ કર્યો અને તે ઉપરથી આ શહેરનું નામ "અગર" પડયું થોડા જ વખતમાં તે ઝાલા રાજપૂતોના હાથમા ગયું. અઢારમા સૈકામાં ધારના યશવંતરાવ પવારે તે જીતી લીધું. ઈ. સ ૧૮૦૧ માં બાપુજી સિંધિયાએ સ્વારી કરી અને તે શહેરનો નાશ કર્યો. પરંતુ દૌલતરાવ સિંધિયાએ તે ફરીથી બંધાવીને વસાવ્યું. ૧૯૦૪ માં એ તે જ નામના જીલ્લાનું મુખ્ય ઠેકાણું હતું.

ત્યાં કપાસ તથા ધાન્યનો વેપાર સારો ચાલે છે. અહીં એક ન્યાયકચેરી, એક શાળા, ટપાલ કચેરી, અને દવાખાનું છે. ઈ. સ. ૧૮૫૭ માં અહીં સિંધિયાની મદદ–ફોજ હતી. ( ઇંપિ. ગૅ. ૧૯૦૮ )

**અગરખેડઃ**—ભીમાનદીને કીનારે આવેલું આ એક ગામ છે. તે ઇંદીની ઈશાન દિશામાં લગભગ ૧૫ માઇલ છે. ગામની દક્ષિણે જુનું શંકરલિંગદેવનું મંદિર છે. ઘૈરોપના ગુડી નામનું એક બીજું હેમાડપંથી દેવાલય આ ગામમાં છે. આ દેવાલયમાં શકે ૧૧૭૨ નો એક શિલાલેખ છે. લોકસંખ્યા સુમારે ચાર હજાર છે.

**અગરતલાઃ**—ટિપરા સંસ્થાનમાં મુખ્ય શહેર. ઉ. અ. ૨૩°, ૫૧'; પૂ. રે ૯૧°, ૨૧', ઈ. સ. ૧૯૦૧ માં અહીં લોકસંખ્યા ૯૫૧૩ હતી. હોરા નદીના પશ્ચિમ તીરે જુનું શહેર છે. અને નવી વસ્તી પૂર્વ કાંઠા ઉપર વસેલી છે. ઈ. સ. ૧૮૭૪–૭૫ ની સાલમાં અહીં મ્યુનિસિપાલિટિની સ્થાપના કરવામાં આવી. ઈ. સ. ૧૯૦૩–૦૪ માં તેની વાર્ષિક આવક રૂ. ૬૭૦૦ ની હતી અને ખરચ ૭૪૦૦ હતો. અહીં એક કૉલેજ, ઉદ્યોગ શાળા, સંસ્કૃત પાઠશાળા, દવાખાનું તથા જેલ છે. ( ઇં. ગૅ. ).

**અગરઃ**—(લોબાન.) (મરાઠીમાં અગરૂ) અંગ્રેજી ભાષામાં આ વસ્તુ ઈગલવુડ તથા કાલંબક નામે અને બીજી દેશી ભાષાઓમાં આગર, ઉગર, ઉગલ, ઊંદ, સાસી, આકયાઉ, કાયૂ, ગારૂ, ઇત્યાદિને નામે ઓળખાય છે. બધાં દેશી નામો અગરૂ એ સંસ્કૃત શબ્દ ઉપરથી. પડયાં છે. અગ્લોવુડ કે ઈગલવુડ એ નામો પાલી ભાષામાંના લાઘુ કે લોહા એ શબ્દો પરથી પડયાં હોવા જોઇએ, એમ માનવામાં આવે છે.

પેદાશનું ક્ષેત્રઃ—ભૂતાન, હિમાલય, આસામ, ખાસીની ટેકરીઓ પૂર્વ, બંગાળ, માર્તાબાન પ્રાંતમાંના ડુંગરો, એ સ્થળે અગરનાં ઝાડ ઉગે છે. સર્વે ઋતુઓમાં આ ઝાડ લીલાંછમ રહે છે. તેમની ઊંચાઈ ૬૦ થી ૧૦૦ ફુટ સુધી હોય છે. તેમનો ઘેર ૫ થી ૮ ફુટ હોય છે. આ ઝાડોમાંથી "અગર" નામની વસ્તુ પેદા થાય છે. આ ઝાડ ૨૦ વર્ષનાં થાય, ત્યારે અગરની પેદાશ માટે યોગ્ય થયાં ગણાય છે. છતાં ૫૦–૬૦ વર્ષનાં થતાં સુધી તે પાકાં થતાં નથી, એવો પણ કેટલાક લોકોનો મત છે. સામાન્ય રીતે આ ઝાડના લાકડાની કિંમત કંઈ વધારે હોતી નથી. કેમકે તેનો રંગ ફીકો હોય છે, વજનમાં પણ તે હલકું હોય છે, તેમ તેમાં કોઈજાતની ખુશબો પણ હોતી નથી. માત્ર અમુક સ્થિતિમાં જ આ ઝાડના અમુક ભાગ ઉપર અગર ( લોબાન ) નામની વસ્તુ પુષ્કળ પ્રમાણમાં નીકળી આવે છે. આથી તે ઝાડના લાકડાનું વિશેષ ગુરુત્વ વધે છે

અને આખા ઝાડની કીંમત પણ વધી જાય છે. અગરની કીંમત તેમાં રહેલી રાળના પ્રમાણપર આધાર રાખે છે. પૂરેપૂરી રીતે વિકાસ થએલા ઝાડમાંથી ૫ થી ૮ પૈંડ જેટલું લોબાન મળી આવે છે. ઝાડની જાત સારી હોય, તો આટલા અગરની કીંમત રૂ. ૩૦૦ સુધી પાકે છે. ઝાડના જે ભાગમાં અગર હોય છે, તે ભાગ અતિશય વાકાચુંકા હોય છે હલકી જાતનું લાકડું, કે જેમાં લોબાન હોતું નથી, તેની દર શેરની ૧ થી ૩ રૂ. જેટલી કીંમત આવે છે. જેમાં અગર હોય છે, તે લાકડું કાળાશ પડતું હોય છે અને તેનો એક શેરનો ભાવ ૧૬ થી ૨૦ રૂ. જેટલો હોય છે. આ ઝાડમાંથી "ચૂવા" નામની સુગંધી વસ્તુ બનાવવાની રીત 'ઐને અકબરી'માં મળી આવે છે.

પૂર્વ તરફના સર્વે દેશોમાં અતિ પ્રાચીન કાળથી જ અગર તેના સુવાસને અંગે ઉપયોગમાં આવે છે. ઔષધી ગુણધર્મ પણ તેમાં રહ્યા હોય, એમ માનવામાં આવે છે. પાંચમી સદીમાં લખાએલા વૈદ્યક ગ્રંથોમાં આ પદાર્થનો ઉલ્લેખ થતો જોવામાં આવે છે. ચીનમાં તો તે હાલ પણ ખૂબ છૂટથી વપરાય છે. અગરબત્તીમાં તે વાપરવામાં આવે છે. તેમ સીલહટ પ્રાંતમાં તેમાંથી 'અગર-અત્તર' કાઢવામાં આવે છે. તે ગુલાબના અત્તરની સાથે હરીફાઈ કરી શકે છે, તેમ કીંમતમાં પણ તેના જેવું જ ભારે હોય છે. માર્કો પોલો, ગાર્સિયા ડી ઓર્ટા, વારથેમા, બારબોસા, લિન્સકોટેન, હર્બર્ટ ઈત્યાદિ પશ્ચિમના ફિરસ્તાઓએ અગર ( Eagle or Colambac-wood ) ઝાડનો ઉલ્લેખ કર્યો છે. પ્રેઅલ જણાવે છે, કે બૅંકાકથી મુંબઈમાં સારો અગર આવે છે. તેણે ગાગલી તથા મવર્દી એવી અગરની બે જાતો ગણાવી છે. 'ઐને અકબરી'માં પણ આની ઘણી જ જાતો જણાવવામાં આવી છે. પુરાતન આર્યન લોક જેમ ભર્જ નામના ઝાડની છાલને કાગળ તરીકે ઉપયોગમાં લેતા હતા, તેમ આસામના રહેવાસીઓ અગરના ઝાડની છાલ લેખન-સાહિત્ય તરીકે વાપરે છે. વળી અગરની છાલમાંથી દોરીઓ વણવામાં આવે છે; પણ તે મજબુત હોતી નથી. ન્હાયા પછી વાળને લોબાનનો ધૂપ આપવાનો ચાલ હજી ય કયાંક કયાંક બૈરાંઓમાં જોવામાં આવે છે. આ રીવાજ વિષે બિલ્હણે પોતાનાં વિક્રમાંકદેવચરિતમ્ નામના પુસ્તકના પ્રાસ્તાવિક ભાગમાં લખ્યું છે, કે-" कुर्वांदनाद्वेपु किमंगनानाम् केशेषु कृष्णागरुधूपवासः " આપણા જુના ઘરગથ્થુ વૈદ્યકમાં તો લોબાન એક ઔષધી વસ્તુ તરીકે માનાવમાં આવે છે. આમાંશ ( એક રોગ ) ની દવામાં અગરનો ઉપયોગ કરવામાં આવે છે.તેમ ખાંસી જેવા રોગમાં ઉત્તેજક દવા તરીકે એનો સારો ઉપયોગ થાય છે, એમ કેટલાક લોકો માને છે. અગરના ઝાડની છાલ કડવી હોય છે ને તે અગ્નિમાંદ્ય પર આપવામાં આવે છે. [વૅટ].

**અગસઃ**—(અથવા અગાસા) કાનડી ધોબીની આ જાત ખાસ કરીને મ્હૈસુર સંસ્થાનમાં માલમ પડે છે. મદ્રાસ ઈલાકાની દક્ષિણે કાનડા જીલ્લામાં તથા મુંબઈ ઈલાકાની દક્ષિણે પણ આ લોકો જોવામાં આવે છે. ઇ. સ. ૧૯૧૧ ના વસ્તિપત્રકમાં હિંદુસ્તાનમાં ૧૧૬૦૪૭ અગસ લોકોની સંખ્યા લખવામાં આવી છે. તેમાંથી ૯૭૭૭૨ મ્હૈસૂર સંસ્થાનમાં છે; બાકીના મદ્રાસ, કૂર્ગ પ્રાંતોમાં છે. તે જાત દ્રાવીડ-વંશમાંથી ઉતરી આવેલી ગણાય છે. તેઓ શૂદ્ર હોવાનું મનાતું હોવાથી તેમના ધાર્મિક સંસ્કારોની ક્રિયા કરાવવા પણ બ્રાહ્મણ પુરોહિત ઘણુંખરૂં જતો નથી.

આ લોકોમાં બીજો ધંધો કરનારા એકંદર ૩૦૧૪૧ લોકો છે અને તેમાંના ૧૩૯૪૮ પોતાનો વંશપરંપરાથી ઉતરી આવેલો ધંધો કરે છે. એ લોકોનો બીજો ધંધો એટલે ખેતીનો ધંધો છે. આ જાતિની જુદી જુદી ભાષાને લીધે બે મુખ્ય વિભાગો પડેલા છે. એક કાનડી અગસ અને બીજો તેલંગી અગસ.તેઓ મહારાષ્ટ્રમાં હમણાં જ આવેલા હોવાથી તેઓને મરાઠી અગર હિંદુસ્તાની ધોબીઓ સાથે કશો સંબંધ નથી. તેલંગી તથા કાનડી ધોબીઓ વચ્ચે રોટીવ્યવહાર કે બેટીવ્યવહાર નથી. તેલંગી અગસમાં બીજા કેટલાક પેટા વિભાગ છે. તેઓમાં એકથી વધારે સ્ત્રીઓ પરણી શકાય છે. એ સિવાય એ જાતિમાં બાળવિવાહ તેમ જ પ્રૌઢવિવાહ પણ પ્રચલિત છે. કોઈ સ્ત્રીને જીંદગી લગી અવિવાહિત રહેવું હોય, તો તે તેમ કરી શકે છે. વરને અગર તો વરપક્ષવાળાને વહુની કિંમત આપવી પડે છે; એટલે અમુક રોકડ રકમ આપવાનો રીવાજ છે. જુદા જુદા વિભાગોમાં તેનું પ્રમાણ જુદું જુદું છે; પરંતુ સાધારણ રીતે રૂા. ૧૨ થી ૧૪ સુધી આપવા પડે છે. વિધવાવિવાહની પૂરી છુટ છે; પરંતુ વર વિધુર હોવો જોઈએ. સ્ત્રીજાતિ ભ્રષ્ટ થાય, તો તેનો ત્યાગ કરવાનો પતિને અધિકાર હોય છે. તે જ પ્રમાણે પતિ પણ જાતિભ્રષ્ટ થયો હોય, તો સ્ત્રી પણ તેનો ત્યાગ કરી શકે છે. આ જાતિમાં શ્રાદ્ધ કરવાનો રીવાજ જોવામાં આવતો નથી. ઘણે ભાગે તેમનાં ધાર્મિક કૃત્યો તેઓના અગ્રેસર લોકો, જેમને જંગમ કહેવામાં આવે છે, તેઓ કરે છે. કેટલાક લોકો તો બ્રાહ્મણોને પણ બોલાવે છે. તેઓને તે લોકો પુરોહિત કહે છે. તેઓના ગુરુ લિંગાયત જાતિના હોય

છે. તેમને અવાર નવાર ભેટ આપવામાં આવે છે. આ લોકોને જુદા જુદા ઉત્સવના પ્રસંગોમાં મશાલ હાથમાં લેવા માટે બોલાવવામાં આવે છે. તેમ જ મોટા માણસોને પ્રકાશ બતાવવાને મશાલ ધરવાનું કામ પણ તેઓ જ કરે છે. છોકરી રજસ્વલા થાય, ત્યારે તેના પતિને આ સમાચાર કહેવા માટે આ ધોબીને મોકલવામાં આવે છે.

અગસ જાતિના લોક શિવપંથી તથા વૈષ્ણવ-પંથી પણ હોય છે. તેઓ "લક્ષ્મી દેવી" ને પોતાની દેવી ગણે છે. તેવી જ રીતે "ભૂમી દેવરુ" (પૃથ્વીનો ઈશ્વર) ને તેઓ પોતાનો દેવ માને છે અને તેનો ઉત્સવ ગૌરીઉત્સવ વખતે (એટલે ઑગસ્ટ-સપ્ટેંબરના અરસામાં) તેઓ ઉજવે છે. ભટ્ટીમાં કપડાં બળે નહિ, એટલા માટે તે ભટ્ટીના વાસણની પૂજા કરે છે. તથા તેને પ્રાણીનો ભક્ષ ચઢાવે છે વક્કાલિગ અને કુરુબ જેવી તેઓના કરતાં ચઢીઆતી જાતોમાંથી પોતાની જાતમાં કોઇને લેવો હોય, તો તેમણે તે માટે અમુક વિધિ રાખેલી હોય છે. દક્ષિણ કાનડા જીલ્લામાં ધોબીની ત્રણ સ્વતંત્ર જાતિઓ છે. (૧). કોંકણી ખ્રિસ્તી. (૨). કાનડી બોલનારા ધોબી. (મ્હૈસૂરના અગસો સાથે આ લોકોનો સંબંધ હોય એમ જણાય છે.) અને (૩). તુલુ બોલનારા ધોબી. આ ત્રીજી જાતિમાં વારસો માતાના વંશમાં જાય છે. અગસોનું "મડિવાલ" (મડી=સ્વચ્છ કપડાં) એવું બીજું નામ છે. 'અગસ' શબ્દ "અગસિ=પાઘડી" ઉપરથી બનેલો છે. તુલુ મડિવાલોમાં સગોત્રવિવાહી વર્ગ છે. બિલ્લવા જાતિથી માંડીને શ્રેષ્ઠ જાતિનાં તથા ખ્રિસ્તી અને મુસલમાનોનાં કપડાં પણ આ લોકો જ ધુવે છે. લગ્નમંડપ માટે તથા શબને લઈ જવાની ગાડી વિગેરે માટે જરૂરનાં કપડાં તેઓ પૂરાં પાડે છે તથા મશાલો ફેરવવાનું પણ કામ તેમનુંજ ગણાય છે. તેઓ ભૂત-પિશાચોની પૂજા કરે છે. ભૂતો સમક્ષ મારવા માટે આણેલાં પ્રાણીઓનાં ડોકાં ઉડાવી દેવાનો હક તેઓનો છે. છોકરૂં જન્મ્યા પછી સાતમે દિવસે ધોબણ તેની કમ્મરે રેશમી દોરી બાંધે છે.

આ મડિવાલ લોકોના સંસ્કારના કેટલાક રીવાજ ભટ લોકો જેવા હોય છે. ગુરિકર અથવા ગુર્હિનય નામનો નાયક કોઈક ગામડામાં હોય છે. લગ્નમાં વરકન્યાના જોડેલા હાથ ઉપર પાણીની ધાર રેડવાનું કામ છોકરીનો બાપ અથવા મામો કરે છે. અગસ લોકોનું 'અસગ' એવું પણ નામ છે. મ્હૈસૂરમાં અગસ લોકોની માફક આ અગસ લોકનો પણ એક જ મૂળ પુરુષ છે. તેનું નામ "વિરાઘેટ મડિવાલ એશ્વરમ્" આ લોકોમાં ગોત્ર અથવા બેદગૂ નામના વિભાગ છે. મામાની દીકરી, બહેન, અથવા ફોઈની દીકરી (બહેન) સાથે વિવાહ કરી શકાય છે. છોકરીનાં લગ્ન દશ વર્ષ પછી અને છોકરાનાં લગ્ન ૧૮ વર્ષ પછી થાય છે. આ લોકોમાં પુનર્વિવાહનો ચાલ છે. પંચની અથવા તો સગાંસંબંધીઓની સંમતિથી તે સંબંધ ફોક પણ કરી શકાય છે. આ લોકો માંસાહારી છે અને તેમનો દરજ્જો ખેડૂતોથી ઉતરતો પરંતુ અસ્પૃશ્ય જાતિથી ઉંચો છે. એ લોકો શિવ, કેદારલિંગ, ભવાની, મારુતી ઈત્યાદિ દેવતાઓના ભક્ત છે. તેમના પુનર્વિવાહ તથા મૃત્યુના સંસ્કાર લિંગાયત અગસ પ્રમાણે જ કરવામાં આવે છે પૂર્વજોના તર્પણાર્થે તેઓ મહાલય નામનો વિધિ કરે છે.

તે લોકોના પ્રત્યેક ગામડામાં એક પંચાત હોય છે. અને તેમાં એક મુખ્ય પંચ અને દશ સભાસદો હોય છે મુખ્ય પંચે લોકમતાનુસાર ચાલવાનું હોય છે. મુખ્ય પંચ "કોલકર" નામના અધિકારીની નિમણુક કરે છે અને સભા ભરવાને વખતે સભા બોલાવવાનું કામ આ માણસ કરે છે. ગુન્હા બદલ દંડ કરવામાં આવે છે. દંડનો ½ ભાગ જાતિના દેવને આપવામાં આવે છે અને બાકીનો પંચના સભાસદોને જમાડવાના ખરચમાં ખરચાય છે. (સેન્સસ રિપોર્ટ, ૧૯૦૧-૧૧. ઑા. ગૅ.).

**અગસ્તાઃ**—આ ઝાડને સંસ્કૃતમાં અગસ્ત્ય અને મરાઠીમાં હદગા એ નામો છે. એ ઝાડ બહુ મોટાં થાય છે. તેમને બગીચામાં વાવવામાં આવે છે. કોઈને ધોળાં તથા કોઈને લાલ એમ બે જાતનાં ફુલો હોયછે. તેનાં પાન આમલીનાં પાન જેવા હોય છે. તેને ફુલો તથા શિંગો હોય છે અને શાક બનાવવામાં તેમનો ઉપયોગ કરવામાં આવે છે. આ ઝાડ સાત આઠ વર્ષથી વધારે ટકતું નથી. આ ઝાડનાં પાંદડાં, ફુલો તથા શિંગોનો દવામાં ઉપયોગ કરવામાં આવે છે તથા તેનું શાક પણ થાય છે. શરદી, મસ્તકશૂળ, તથા ચોથીયા તાવ માટે અગસ્તાનાં પાંદડાંના રસને નાક ઉપર લગાડવામાં આવે છે. આદાશીશીની ઉપર પણ તેનો ઉપયોગ કરવામાં આવે છે. જે બાજુનું માથું દુખતું હોય, તેની બીજી બાજુના નાકના નસ્કોરામાં અગસ્તાનાં પાન અથવા ફુલનો રસ ચોપડવામાં આવે છે. અપસ્માર ઉપર પણ અગસ્તાનાં પાંદડાંના રસને ગોમૂત્ર તથા ચૂર્ણ સાથે આપવામાં આવે છે. અગસ્તો શીતળ, મધુર, વાતોત્પાદક અને ત્રિદોષનાશક છે. તેનાં ઝાડ વર્ષાઋતુમાં બી વાવીને ખાસ ઉગાડવામાં આવતાં નથી; પરંતુ તે એકદમ ઉગે છે. નાગરવેલ-

નાં પાનના વેલાના રક્ષણ માટે છાંયો બનાવવા માટે તેને ઉગાડવામાં આવે છે. કોઇ વાર બાગમાં શોભા માટે પણ વાવવામાં આવે છે. તેનું લાકડું જલદી ભાંગી જાય એવું હોય છે. ( સંદર્ભ ગ્રંથ–વનસ્પતિ-ગુણાદર્શ, પ૬.)

**અગસ્ત્યઃ**—વૈદિક માહિતી મરાઠી જ્ઞાનકોશના ત્રીજા વિભાગમાં આપવામાં આવી છે.અહીં માત્ર પૌરાણિક માહિતી આપવામાં આવે છે. સ્વાયંભૂ મન્વન્તરમાં બ્રહ્માનો માનસપુત્ર જે પુલસ્ત્ય ઋષિ, તેનાથી કર્દમ પ્રજાપતિ ઉત્પન્ન થયો. તેની કન્યા હવિર્ભૂવા. તેના બે પુત્રોમાં જે જયેષ્ઠ પુત્ર, તે જ આ અગસ્ત્ય. તેના બીજા સહોદરનું નામ વિશ્રવા ઋષિ છે. ( જુઓ પુલસ્ત્ય શબ્દ. )

પૂર્વે કેટલાએક અસુરો સમુદ્રમાં છુપાઈ રહી ઈંદ્રાદિક દેવોને, ઋષિઓને અને બીજી પ્રજાને અતિશય પીડા દેતા. સમુદ્રનું શોષણ કરવામાં આવે, તો તેમનો નાશ થાય, એમ માની ઈંદ્રે, અગ્નિ તથા વાયુને સમુદ્રશોષણની આજ્ઞા કરી. આ આજ્ઞાનો તેઓએ અનાદર કર્યો, તેથી તેણે તેમને એવો શાપ આપ્યો, કે તમારે મૃત્યુલોકમાં જન્મ લેવો પડશે. તે પ્રમાણે આ ચાલુ વૈવસ્વત મન્વંતરમાં તે બન્નેએ મિત્રાવરુણથી એક જ દેહે જન્મ લીધો અને તેનું જ નામ અગસ્ત્ય હતું. વસિષ્ઠઋષિ નાના ભાઈ હતા. મિત્રાવરુણે પોતાનું તેજ એક ઘડામાં નાખ્યું હતું. તેમાંથી અગસ્ત્ય તથા વસિષ્ઠ ઉત્પન્ન થયા. (મત્સ્યપુરાણ અધ્યાય ૨૦૧.)

અગસ્ત્ય મુનિ મહાતપસ્વી તથા વિરકત હતા, તેથી પોતે પરણવાની વિરુદ્ધ હતા. પરંતુ પિતાની આજ્ઞાને લીધે નિરુપાય બની જઇ વિદર્ભદેશાધિપતિની કન્યા લોપામુદ્રાને તેમણે પોતાની સ્ત્રી બનાવી. (જુઓ “ લોપામુદ્રા ” ). પછી તેનાથી પુત્રોત્પત્તિ કરવાની ઈચ્છા અગસ્ત્યઋષિને થઇ, ત્યારે તેમણે ઐશ્વર્યયુકત બનીને પોતાની સાથે સંભોગ કરવો, એવી લોપામુદ્રાની ઇચ્છા જાણવામાં આવતાં, તે દ્રવ્યયાચના માટે શ્રુતર્વા રાજા પાસે ગયા. ( જુઓ શ્રુતર્વા શબ્દ.) ( अ, महाभारत वनपर्व, अ. ९७–९८)

શ્રુતર્વા રાજાથી તેની દ્રવ્યકામના પૂરી ન પડી, તેથી તેના કહેવા ઉપરથી તેને સાથે લઇ બ્રહ્નશ્વ રાજા પાસે ગયા. (જુઓ બ્રહ્નશ્વ શબ્દ). ત્યાં પણ તે જ પરિણામ આવવાથી તે બંનેને લઈ ઋષિ ત્રસદ્દસ્યુ રાજા પાસે ગયા. (જુઓ ત્રસદ્દસ્યુ.) ત્યાં પણ એવી જ સ્થિતિ થઇ, એટલે હવે શું કરવું, તે વિચારમાં તેઓ પડી ગયા; ત્યારે ત્રસદ્દસ્યુએ સૂચના કરી, કે ઇલ્વલ નામનો અસુર ખુબ સંપત્તિમાન છે અને તેને જીતવાથી અઢળક દ્રવ્ય મળે એમ છે. તે ઉપરથી એ અસુરને જીતી,પુષ્કળ દ્રવ્ય લઈ,તેઓ સૌ સૌને સ્થળે ગયા અને અગસ્ત્ય પણ પોતાને આશ્રમે ગયા. લોપામુદ્રાને આ સઘળું દ્રવ્ય આપી સંતુષ્ટ કરી. (ઇલ્વલ શબ્દ જુઓ ).

પછી અગસ્ત્યઋષિથી લોપામુદ્રાને ગર્ભધારણ થઈ અને તેણે દૃઢસ્ય અને દૃઢાસ્યુ નામના બે પુત્રોને ક્રમે કરી જન્મ આપ્યો. એ બે પુત્રોમાંનો દૃઢાસ્યુ ઈધ્મવાહ નામથી અતિપ્રસિદ્ધ થયો.

અગસ્ત્યઋષિ સ્ત્રી તથા પુત્રો સાથે આશ્રમધર્મ ચલાવતા હતા, તે વેળા કાલકેય નામના અસુરે લોકોને બહુ પીડા આપવા માંડી. ત્યારે મહાન્ ઋષિઓની પ્રાર્થનાને લીધે અગસ્ત્યે સમુદ્રનું શોષણ કરી કાલકેયનો નાશ કર્યો અને સઘળા જગતને શાંતિ આપી. ઇંદ્ર પણ આથી ખુશ થયા. ( જુઓ કાલકેય શબ્દ.)

અગસ્ત્ય ઋષિ ઉત્તમ તત્ત્વવેત્તા હતા. તેમનામાં પરોપકારબુદ્ધિ પણ બહુ મોટા પ્રમાણમાં હતી. તથા ધનુર્વેદમાં પણ તેમની ગણત્રી ઉત્તમ કોટિના પુરુષોમાં થતી. દેવતાઓની પ્રાર્થના ઉપરથી તેમણે પ્રાણિમાત્રને વિંધ્ય પર્વતથી જે ત્રાસ થતો હતો, તે દૂર કરવા માટે કાશીવાસ પણ છોડયો. (જુઓ વિંધ્ય શબ્દ.)

તેવી જ રીતે દશરથપુત્ર શ્રીરામચંદ્રજીએ પણ વનવાસમાં અગસ્ત્યઋષિને આશ્રમે જઈ, તેમનાં દર્શન અને પ્રસાદ લઇ આગળ પ્રયાણ કરેલું.

**અગસ્ત્યઃ**–( શૂદ્ર વૈય્યાકરણ) આસરે એક હજાર વર્ષ ઉપર આ શૂદ્ર કવિ થઈ ગયો. પુરાણપ્રસિદ્ધ અગસ્ત્યનો જ એ અવતાર હતો, એવું તે સમયના લોક માનતા. તામિલ ભાષાનું પહેલું વ્યાકરણ તેણે રચેલું, તેથી તેને અગસ્ત્યવ્યાકરણ એ નામ આપવામાં આવ્યું છે. તેમાં એલકનમ્‌ના પાંચ પ્રકાર આપવામાં આવ્યા છે. તેનાં નામ એલટ્ટૂ , ચોલ્ , પરલૂ , આપ્પ, અને આલંકાર. ન્યાય, વૈદક, રસાયનશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, પૂજાપદ્ધતિ વિગેરે પણ તેના પુષ્કળ ગ્રંથો છે, એમ કહેવાય છે. ઉપર બતાવેલો તેમનો સમય ડૉકટર કૉડવેલના મત પ્રમાણે આપવામાં આવ્યો છે. (કવિચરિત્ર )

**અગસ્ત્યમલે** અથવા **અગસ્ત્યકૂટમ્ઃ**—મદ્રાસ ઈલાકામાં ત્રાવણકોર સંસ્થાનમાં આવેલો નેય્યા તિનકર તાલુકામાં પશ્ચિમઘાટમાં, આ એક કોનાકૃતિ ગિરિશૃંગ છે.ઉ.અ.૮૦°, ૩૭' અને પૂ. રે. ૭૭°, ૧૫' છે. એ પ્રાંતમાં આ શિખરને સહ્યપર્વત કહે છે. તેની ઉંચાઈ ૬૨૭૭ ફૂટ છે. ત્રાવણકોર અને તીનેવલી જીલ્લાની સીમા ઉપર આ પર્વત છે. તાર

તથા ગ્રહમંડળની ગતિ વિગેરે તપાસવા માટે આ શૃંગ બહુ સવડભર્યું છે. તામ્રપર્ણી તથા નેચાર નદીઓનું ઉગમસ્થાન આ પર્વત છે. દક્ષિણ હિંદુસ્તાનમાં આર્ય સંસ્કૃતિનો ફેલાવો કરનાર અગસ્ત્યમુનિ આજે પણ યોગનિદ્રા કરતા આ પર્વત ઉપર પડયા છે, એવું લોકોનું માનવું છે.

**અગાર્યાઃ**—ગોંડ લોકોની આ પેટા જાતિ છે. આ લોકોનો ધંધો લોખંડના કામનો છે. સન ૧૯૧૧ માં તેમની સંખ્યા ૯૫૦૦. મંડલા, રાયપુર, બિલાસપૂર જીલ્લામાં માલમ પડેલી. ઉડિયા મુલકમાં જે અગારિયા માલમ પડે છે, તે આનાથી જુદી જાત છે. આ જાત જગતના આરંભકાળથી છે, એવી આ લોકોની માન્યતા છે. જગતના આરંભકાળમાં બળદો વડે જમીન ખેડવામાં આવી, તે વખતે હળ બનાવવાનું કામ આ લોકોના પ્રથમ પૂર્વજોએ કરેલું, એમ કહેવાય છે. તેમની બે પેટા જાતિ છે. (૧) પથારિયા અગારિયા અને (૨) ખૂંટિયા અગારિયા. ભઠ્ઠી સળગાવીને ધમણના મોઢા ઉપર જે લોકો પથરો મુકે છે. તેઓ પથારિયા કહેવાય છે. અને જે લોકો ખીંટી ઠોકે છે,તેમને ખૂંટિયા કહેવામાં આવે છે. તેમનાં ગોત્રોનાં નામ ગોંડ લોકોનાં જેવાં જ હોય છે. ન્યાત બહાર થએલા લોકોને ન્યાતમાં લેવા હોય, ત્યારે તેમનો પ્રાયશ્ચિત્તવિધિ સોનવાઇ નામના પેટા જાતિના લોકો કરે છે. એકાદ વાસણમાં સોનાનો ટુકડો રાખી તેમાં પાણી નાખવામાં આવે છે અને તે પાણી પતિતના શરીર ઉપર છાંટી તેને શુદ્ધ કરવામાં આવે છે. સગોત્ર વિવાહ નિષિદ્ધ છે. મામાફોઈનાં અને માસીમાસીનાં છોકરાં વચ્ચે વિવાહ થઈ શકે છે.લગ્ન મોટી ઉંમરે કરવામાં આવે છે. છોકરાનો બાપ છોકરીના બાપને કહેવરાવે છે,કે "અમુક ગૃહસ્થ તારી "વાસી" (વાસી ઠંડો ખોરાક) ખાવા આવ્યા છે." જો છોકરીના બાપને એ સંબંધ માન્ય હોય,તો તે કહે છે, કે "જો તે પગે આવ્યા હોય, તો મારે તે શિરસાવંદ્ય છે; હું તેમનું સ્વાગત કરવા તૈયાર છું." પછી વરનો બાપ વધૂના બાપને ઘેર જાય છે. ત્યાં તેના પગ ધોવામાં આવે છે અને તેને પીવાને પાણી આપવામાં આવે છે. વધૂને આપવાની બક્ષીસો વરપક્ષવાળા વાજતે ગાજતે લઇ જાય છે. ચોમસામાં લગ્નના દિવસો ઠરાવવામાં આવે છે. લોખંડ ઉકાળવાનું કામ તે ઋતુમાં થઇ શકતું નથી, એટલે આ દિવસો તેઓને વિશેષ અનુકૂળ થઈ પડે છે. કન્યાનું શુલ્ક અને બીજી વસ્તુઓ લગ્ન અગાઉ ચૂકતે કરવામાં આવે છે. તેમાં ઘણુંખરૂં ૫ શેર અડદ અથવા તલ અને ૪ થી ૧૨ રૂા સુધી રોકડ રકમ આપવી પડે છે. સોમવાર, મંગળવાર કે શુક્રવાર એમાંથી કોઈ પણ વારે લગ્ન કરી શકાય. બૈગા (પુરોહિત) જમીનમાં ભઠ્ઠી તૈયાર કરવા માટે એક નાનો શો ખાડો ખોદે છે અને તેમાંનો એક ગાંગડો કન્યાની માને પોતાના ખોળામાં લેવો પડે છે. વર આવ્યા પછી સળીથી તેના દાંત ઘસવામાં આવે છે. પછી તેની સાળી "**સાંજ**" નામનાં પાંદડાં તેના મોંમાં નાખે છે. તેને તે હાથમાંના પંખા વડે દૂર કરે છે. તેના બદલામાં સાળીને કાંઈક આપવું પડે છે. અડદને અતિ પવિત્ર ધાન્ય ગણવામાં આવે છે આ વિવાહવિધિમાંનો ઘણો ભાગ વરને ફરીથી કરવો પડે છે.તાડનાં પાંદડાંનો મુકુટ બનાવી તે વરકન્યા તળાવ ઉપર જાય છે. ત્યાં તે મુકુટ નાખી આવે છે. વરકન્યા લોટો પાણીમાં નાખી પાછો તેને ખોળી કાઢવાની રમત રમે છે. તે પછી વરકન્યા કપડાં બદલી ઘેર જાય છે. કન્યાને પાણી ભરેલી એક ગાગર માથે લેવી પડે છે. ઘાસથી ભરેલા હરણને મારવા માટે પોતાની સ્ત્રીના ખભા ઉપરથી વર ત્રણ તીર છોડે છે. દરેક તીર છોડયા પછી કન્યા તેને ખાવાને સાકર આપે છે. ત્રણ તીરોમાંથી એક પણ હરણને ન વાગે, તો વર કન્યાને ચાર આના દંડ પેટે આપે છે.લગ્ન થયા પછી વરકન્યાનો એક મહિના સુધી સંયોગ થવો ન જોઇએ, એવો નિયમ છે. લગ્નનો ખરચ વરને ૧૫ અને કન્યાના બાપને ૪૦ રૂપિયા આવે છે. કેટલીક વાર વરને ભાવિ સસરાને ત્યાં નોકરીએ રહેવું પડે છે નોકરીનો વધારેમાં વધારે સમય ત્રણ વર્ષનો હોય છે. નોકરીમાં હોય તે દરમિયાન લગ્નનો વિચાર નિશ્ચિત કરવામાં આવે,તો વરકન્યાને ઘર બહાર ચાલ્યા જવું પડે છે. પછી કન્યાના બાપ તેમને બોલાવી પ્રાયશ્ચિત્ત માટે ન્યાતને એક જમણ આપે એટલે થયું. જો એ પ્રમાણે બોલાવવામાં ન આવે, તો વિવાહ ફોક કરવામાં આવે છે. વિધવાવિવાહની પૂરી છુટ હોય છે અને વિધવા જો દિયેર સાથે પરણે, તો ઘણી સારી વાત મનાય છે. વ્યભિચાર અગર દુષ્ટતાભર્યાં વર્તન માટે છુટાછેડા કરી શકાય છે; છુટાછેડા કરેલી સ્ત્રી ફરી પરણી શકે છે. પણ છુટાછેડા કર્યા વિના બીજા કોઈ સાથે જો તે નાસી જાય, તો તે માણસે તે સ્ત્રીના ધણીને બાર રૂપિયા દંડ દેવો, એવો નિયમ છે.

સગર્ભા સ્થિતિમાં વધૂને તેની મા કપડાં તથા પકવાન્ન આપે છે. પ્રસૂતિ થયા પછી પાંચ છ દિવસ સુધી તે અસ્પૃશ્ય ગણાય છે. આ લોકો મૃત શરીરને બાળે છે અને શીતળા અગર તેવા બીજા કોઈ રોગથી મૃત્યુ થયું હોય, તો શબને દાટવામાં આવે છે. મરનારના વારસની ડોકે એક કાળું કપડું બાંધવામાં

આવે છે અને આ રીતે તે વારસ છે, એવું સ્વીકારવામાં આવે છે. આ લોકો આસો માસમાં પિતૃતર્પણ કરે છે.

દે વ તાઃ—દૂલ્હા દેવને આ લોકો દેવ ગણે છે. તેને કુકડા અગર બકરાનું બલિદાન દેવામાં આવે છે. પૂરી તથા નાળીએરનો નૈવેદ્ય ધરાવવામાં આવે છે. લોહાસુરને તેઓ ધંધાના દેવ ગણે છે. દવામાં તેઓને વિશ્વાસ હોતો નથી. જાદુથી રોગનો નાશ કરવામાં તેઓ વિશેષ માને છે. દેવને શરીરમાં બોલાવી આજારી માણસે શો દોષ કર્યો છે, તે તેની પાસે બોલાવે છે અને પ્રાયશ્ચિત્ત ઠરાવે છે. પ્રાયશ્ચિત્ત અપાય, એટલે રોગી રોગમુકત થાય છે. ગોંડ, કવાર (ગવાર) અને અહીર એ ત્રણ જાતિના લોકને પોતાની જાતિમાં લે છે. આ લોક વાંદરાં, શિઆળ, મગર, ગાયનું માંસ તથા એઠું ખાતા નથી. ડુક્કર તથા કુકડાનું માંસ અને દારૂની પૂરી છુટ હોય છે. ગોંડ તથા બૈગાના હાથે રાંધેલું જ તેઓ ખાય છે. તે સિવાય પોતાના હાથનું ખાય છે. પરંતુ પોતાથી હલકી જાતના લોકોને હાથે રંધાએલું તેઓ ખાતા નથી.

તેઓનાં શરીર ઉપર કપડાં બહુ ઓછાં હોય છે. સ્ત્રીઓ ગોંડ લોકોની માફક કપડાં પહેરે છે. શરીર ઉપર છુંદણાં છુંદાવે છે.

આસામના મધ્ય ભાગમાં પણ આ વસ્તી છે. આ લોક મૂળ તો છોટા નાગપુરમાં ખેતીનો ધંધો કરનારા હતા. પરંતુ વસ્તીગણત્રી વખતે આ જાતિના અર્ધાથી વધારે લોકો આસામમાં, કાચાર, સિલહટ અને સિવસાગરના ચાહના બગીચામાં મજુર તરીકે કામ કરવા માંડયા છે.

**અગિયારીઃ**—અગિયારી એટલે અગ્નિપૂજામંદિર તેને દરેમેહેર એ સંજ્ઞાથી પણ ઓળખવામાં આવે છે. અહીં અગ્નિપૂજાની ધાર્મિક આન્તર્ વિધિઓ કરવામાં આવે છે; કારણ કે પવિત્ર અગ્નિને જાગૃત રાખવાનું આ જ સ્થાન છે. અગ્નિપૂજાની ધાર્મિક વિધિઓ કરવા માટે તેમાં એક જુદો ખંડ અગર જુદું સ્થાન હોય છે. આ જુદા ખંડને અથવા સ્થાનને જ દરે મેહેર એ નામ કેટલીકવાર આપવામાં આવે છે. કેટલીક વાર અગ્નિપૂજાના આખા મકાનને દરે મેહેર એ નામથી ઓળખવામાં આવે છે. બધી જ અગિયારીઓમાં, આતશનાં દહેરાંમાં યા આતશનાં સ્થળોમાં દરે મેહેર હોવાં જ જોઇએ, એવો નિયમ નહીં હોવો જોઇએ. કારણ નવસારીના આતશ બહેરામમાં દરે મેહેર નથી. ત્યાં દરે મેહેર એ જુદું સ્થાન છે.

જે પ્રકારનો અગ્નિ અગિયારીમાં હોય છે, તે પ્રકારનું તેને જુદું જુદું નામ આપવામાં આવે છે. જે અગ્નિમંદિરમાં પ્રથમ દરજ્જાનો અગ્નિ હોય, તેને આતશ બહેરામ કહેવામાં આવે છે. બીજા દરજ્જાનો અગ્નિ અગ્નિમંદિરમાં હોય, તો તેને આતશ આદરાન એ નામે ઓળખે છે. પણ જેને કોઈક દરે મેહેર કહે છે, તેમાં તો ત્રીજા વર્ગનો અગ્નિ જેને, આતશ દાદગાહ કહે છે, તે હોય છે. છેલ્લા બન્ને દરજ્જાના અગ્નિમંદિરોને અગિયારી એ નામ સામાન્ય રીતે આપવામાં આવે છે.

દરે મેહેર એ શબ્દ દર (અવેસ્તા દ્વાર; સંસ્કૃત દ્વાર; જર્મન Thur અથવા Thor અને અંગ્રેજીમાં door.) અને મેહેર એ અવેસ્તા મિથ્રનું રૂપ છે. એટલે તેનો અર્થ ‘ મિથ્રનું દ્વાર’ એવો થાય છે. ઝોરોસ્ટ્રીઅન દેવતાઓમાં મિથ્રનું ઘણું ઉંચુ સ્થાન છે. પ્રકાશ ઉપર સત્તા ચલાવનારી દેવતા (યઝંત) તરીકે તેનો ઉલ્લેખ અવાર નવાર જોવામાં આવે છે. પ્રકાશ એ વસ્તુ હમેશાં ન્યાય અને સત્યની દર્શક છે. જે જગ્યાએ ઈશ્વરવિષયક પવિત્ર, ધાર્મિક ક્રિયાઓ કરવામાં આવે છે, તે જગ્યાને પવિત્રતાની નિશાની તરીકે દરે મેહેર એટલે ‘પવિત્ર પ્રકાશનું ભવન’ એ સંજ્ઞા આપવામાં આવે, એ સાહજીક છે.

ખ્રિસ્તી દેવળમાં ધર્મોપદેશકોને ધર્મચર્ચા કરવા માટે જુદા જુદા ખંડ હોય છે, તેમ દરે મેહેરમાં પણ જુદા જુદા ધર્મોપદેશકોને પોતપોતાની પ્રાર્થનાઓ કરવા માટે જુદા જુદા ઓરડાની વ્યવસ્થા હોય છે. યઝશ્ન, વેંદિદાદ અને વિસ્પરદ ધર્મક્રિયાઓમાં ક્રિયા કરાવનારા બે ધર્મોપદેશકોની જરૂર પડે છે. તેઓ બબ્બેની જોડીમાં જુદા જુદા ખંડમાં બેસીને પોતાની ક્રિયાઓ કરે છે. દરે મેહેરના આ જુદા ખંડોને અથવા વિભાગોને ( અ ) યઝશ્નગાહ ( બ ) ઉર્વિસગાહ, અથવા ( ક ) હિંડોલા કહે છે. ( ધી રીલીજીઅસ સેરીમનીઝ ઍંડ કસ્ટમ્સ ઑવ્ ધી પારસીસ.)

**અગીરઃ**—પંજાબમાં એક જાત. લોકસંખ્યા ૩૦૨૭. તેઓ હિંદુ છે અને મુખ્યત્વે કરીને રોહતક, ગુરગામ, દિલ્હી અને મુલતાન જીલ્લામાં માલમ પડે છે. તેઓ મીઠું તૈયાર કરવાનો ધંધો કરે છે. ગુરગામ જીલ્લામાં અગીરો પોતાને બિઠોરના રજપુત તરીકે ઓળખાવે છે. તેમનો સામાજીક દરજ્જો ઠીક ઠીક છે. એટલે તેઓ લુહારથી ચઢતા અને જાટ લોકોથી ઉતરતા ગણાય છે.

**અગ્નિઃ**—(દેવતા) માનવ વંશની પ્રગતિમાં સૌથી વધારે મહત્ત્વની બાબત અગ્નિ ઉત્પન્ન કરવાની શોધ ગણાય છે. આ શોધ અત્યંત પ્રાચીન કાળમાં એટલે ૪૦૦૦૦૦ વર્ષો પહેલાંનાં બીજા હિમાંતર યુગમાં ( Second Inter Glacial Epoch )

કરવામાં આવી છે,એવું નિર્ણીત કરવામાં આવ્યું છે. અગ્નિને લગતું જે વિવિધ સાહિત્ય માનવવંશની અનેક દંતકથાઓમાંથી મળી આવે છે, તે ઉપરથી અગ્નિની શોધ કેટલી પ્રાચીન છે, તે જણાઇ આવે છે. જગતમાં પ્રાચીનમાં પ્રાચીન વાઙ્મય વેદગ્રંથ છે. તેમાનાં અગ્નિને લગતા અનેક વિચારો તથા દંતકથાઓનો વિચાર મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ વિભાગ ( ૨ )ના દૈવતેતિહાસ પ્રકરણમાં કરવામાં આવ્યો છે. એકંદર આખી સંસ્કૃતિમાં બીજા દેવતાઓની ઉત્પત્તિ કરતાં અગ્નિની ઉત્પત્તિ કંઈક જુદી રીતે થએલી જોવામાં આવે છે.

વાસ્તવિક રીતે આખા જગતનો ધાર્મિક ઇતિહાસ જોતાં ખરો દેવ અગ્નિ છે, એવું વૈદિક હિંદુધર્મ ઉપરથી તથા ઝરથુષ્ટ્રના ધર્મ ઉપરથી સ્પષ્ટ રીતે માલમ પડે છે. માનવી કલ્પના એવું સ્વીકારે છે, કે અગ્નિની ઉત્પત્તિ, સૂર્ય, કાંગારૂ જેવાં કોઈ પ્રાણી, એકવૃક્ષ, અથવા તો તેવી કોઇ કુદરતી વસ્તુમાંથી થએલી હોવી જોઇએ. તે જ પ્રમાણે માનવજાતિને અગ્નિનું ઓળખાણ આપનારી વ્યકિત અગ્નિદેવતા નથી; પરંતુ અથર્વ સરખી સંસ્કૃતિનો તે પ્રણેતા છે. તેનામાં આ દૈવી ગુણ છે. પ્રૉમિથિઅસની વાત પણ તેવી જ છે.

**અગ્નિ–(ભારતીય):**—અગ્નિ શબ્દ ઈંડોયુરોપિયન હશે, તો પણ તેની અગ્નિ એ નામથી ખ્યાતિ તથા ઉપાસના ફક્ત ભારતીય જ છે. અગ્નિનું વૈદિક સ્વરૂપ "વેદવિદ્યા" (મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ ભાગ ૨, પા. ૨૯૦–૩૦૧.) વિભાગમાં સવિસ્તર રીતે બતાવવામાં આવ્યું છે પૌરાણિક કાળમાં અગ્નિ વિષે ઈતર દેવતાઓની માફક ઘણી કથાઓ તથા ઉપકથાઓ અસ્તિત્વમાં આવી. તેથી અગ્નિને સગુણ સ્વરૂપ પ્રાપ્ત થયું. વન્હિ, અનલ, પાવક, વૈશ્વાનર, અબ્જહસ્ત, ધૂમકેતુ, હુતભુજ, રુચિ, રોહિતાશ્વ છાગરથ, જાતવેદ,સપ્તજીવ્હા, તોમરધર, વિગેરે નામો અગ્નિની વિશિષ્ટતા બતાવે છે. અંગિરસપુત્ર, પિતૃઓના રાજા, મરુત, શંડુલનો પૌત્ર, તામસ મન્વંતરમાંના સપ્તર્ષિઓમાંથી એક તારો, એવી ભૂમિકાઓ અગ્નિને પુરાણમાં આપેલી માલમ પડે છે. તેનું ધ્યાન જુદે જુદે સ્થળે જુદું જુદુ આપવામાં આવ્યું છે. સાત હાથ, ચાર શિંગડાં, સાત જીભો, બે માથાં, ત્રણ પગ, વિગેરે વૈશ્વદેવમંત્રમાં આપેલું અગ્નિનુ ધ્યાન હરિવંશમાં નથી. ત્યાં ચાર હાથવાળા, બકરા ઉપર સ્વારી કરેલા અથવા સાત પવનના ચક્રવાળા રથમાં બેઠેલા, માથા ઉપર ચકચકિત મુકુટ ધારણ કરેલા અગ્નિદેવ બતાવવામાં આવ્યા છે. અગ્નિનો પૌરાણિક ઈતિહાસ નીચે પ્રમાણે છે.:–

સ્વાયંભુ મન્વંતરમાં બ્રહ્મમાનસપુત્ર દક્ષ પ્રજાપતિ હતો. તેની સોળ કન્યાઓમાં જે સ્વાહા નામની કન્યા હતી, તે તેની સ્ત્રી હતી. તેનાથી "સ્વારોચિષ" નામનો પુત્ર અને સુચ્છાયા નામની કન્યા થઈ હતી.

તેમાંની એક કન્યા ઉત્તાનપાદપુત્ર ધ્રુવના શિષ્ટ નામના પુત્રને આપેલી. તેનો પુત્ર "સ્વારોચિષ" એ બીજો મનુ થયો.

એ સિવાય પાવક, પવમાન્ અને શુચિ નામના તેના ત્રણ પુત્રો હતા; તેમનાથી થએલી ૪૫ અગ્નિદેવતાઓ કાર્યની ભિન્નતાને લીધે જુદાં જુદાં નામથી પ્રસિદ્ધ છે.

ચાલુ (વૈવસ્વત) મન્વંતરમાં વરુણે બ્રહ્મદેવને ઋત્વિજ બનાવી યજ્ઞ કર્યો. તેમાંથી ત્રણ ઋષિઓ નિર્માણ થયા. તેમાંથી ભૃગુઋષિને વરુણે અને કવિઋષિને બ્રહ્મદેવે, પુત્ર તરીકે ગ્રહણ કર્યા. તેવી જ રીતે અગ્નિએ ગિરાઋષીને પુત્રરૂપે ગ્રહણ કર્યા હતા. કલ્પારંભમાં બ્રહ્મદેવે અગ્નિને પૂર્વ તથા દક્ષિણ દિશાનું સ્વામિત્વ સોંપ્યું હતું, તેથી તે વચ્ચેની દિશાને 'આગ્નેયી' નામ આપવામાં આવ્યું.

પૂર્વે શ્વેતકી રાજાએ અનેક યજ્ઞ કર્યા, તેના હવિભક્ષણને લીધે તેને અપચો થવાથી તે બ્રહ્મદેવ પાસે તે માટે ઉપાયયોજના જાણવા માટે ગયો. તે સમયે દ્વાપર યુગ પૂરો થઈ ગયો હતો. તે જાણીને બ્રહ્મદેવે તેને કહ્યું, કે "પૃથ્વી ઉપર કૃષ્ણાર્જુન અવતરેલા છે. તેમની પાસે જઇ ખાંડવ વન ભક્ષણાર્થે માગ. તેનું ભક્ષણ કરીશ, એટલે તું સર્વ વ્યાધિથી એકદમ મુકત થઈશ." તે ઉપરથી બ્રાહ્મણનો વેશ લઈ તે કૃષ્ણાર્જુન પાસે ગયો અને તેણે તેમની પાસે એ ભિક્ષા માગી. એ બંનેએ 'તથાસ્તુ' કહીને કહ્યું, કે "અમારી પાસે રથાદિ સાહિત્યની ખામી છે." તે ઉપરથી અગ્નિએ વરુણ પાસેથી કપિધ્વજયુકત એક રથ તથા ગાંડીવ નામનું ધનુષ્ય લાવી અર્જુનને આપ્યું અને વજ્રનાથ નામનું ચક્ર અને કૌમોદકિ નામની ગદા કૃષ્ણને આપ્યાં. એથી એ બન્ને સંતુષ્ટ થયા અને તે વનમાં પ્રવેશ કરી તેનું ભક્ષણ કરવાની અગ્નિને રજા આપી.આ વનનું યથેચ્છ ભક્ષણ અગ્નિ કરેછે, એ વાત ઇંદ્રના જાણવામાં આવી, કે તરત જ તે એ વાતનું નિવારણ કરવા આવ્યો. પરંતુ કૃષ્ણાર્જુને તેને હરાવી પાછો કાઢયો. પંદર દિવસ સુધી ખાંડવ વનનું ભક્ષણ કર્યા પછી અગ્નિનો સઘળો રોગ નાશ પામ્યો.

**૨–હિન્દુ ધર્મમાં અગ્નિની પૂજા:**–અગ્નિ અથવા તો યજ્ઞકર્મને લગતી હકીકત હિન્દુ ધર્મગ્રંથમાં બહુ થોડા પ્રમાણમાં જોવામાં આવે છે. તે ગ્રંથમાં

અગ્નિની ઉત્પત્તિને લગતી એવી કથા છે, કે જેહોવાએ, આદમ તથા ઇવ–માનવજાતિનાં મૂળ સ્ત્રી-પુરુષને અગ્નિની ઉત્પત્તિ કેવી રીતે કરવી, તે સમજાવ્યું. જે વેળાએ આદમ અંધકારમાં મુંઝાઇ ગયો, ત્યારે ઇશ્વરની પવિત્ર મુર્તિએ તેને અગ્નિ ઉત્પન્ન કરવા માટે બે ઇંટો આપી, એમ હિબ્રુ ગ્રંથોમાં અગ્નિની ઉત્પત્તિ વિષે કહ્યું છે.

ઝોરોઆસ્ટ્રિયન ધર્મમાં અગ્નિપૂજાઃ— ઇરાની તથા ભારતીય અગ્નિપૂજામા મુખ્ય બે ભેદ માલમ પડે છે. (૧) ઇરાની ધર્મમાં પ્રેતસંસ્કારમાં અગ્નિની નિરુપયોગિતા. ( ૨ ) ભારતીય ' અગ્નિ '-દેવની સાથે સરખાવતાં ઇરાની " આતર " દેવનું અપૂર્ણ કાલ્પનિક સ્વરૂપ; કેટલાકનું તો એવું જ કહેવું છે, કે ઇરાની ધર્મમાં અગ્નિને દેવતાનું સ્વરૂપ જરા પણ આપ્યું નથી. આ સિવાય એક બીજી વાત ધ્યાનમાં રાખવી જોઇએ, કે ભારતીય પદ્ધતિમાં અગ્નિપૂજાનો નાશ થતો ગયો. તેમ તેમ તે પૂજા એક વિશિષ્ટ બ્રાહ્મણ જ્ઞાતિના હાથમાં જ રહી. પરંતુ અર્વાચીન સમયના પ્રત્યેક પારસી અત્યંત પ્રાચીન પદ્ધતિ અનુસાર અગ્નિપૂજા કરે છે.

"આતરો" (અગ્નિ) એ દિવ્ય પ્રકાશનું પાર્થિવ સ્વરૂપ છે. અગ્નિ "અહુરમઝ્દ" નો પુત્ર છે અને તેનાથી "ઝરદુષ્ટ્ર" નામનો પુત્ર ઉત્પન્ન થયો. અગ્નિ પાંચ પ્રકારનો છે. અહિર્મને અંધકારને અગ્નિ સાથે મિશ્રિત કરી દીધો; " આતરે " " આંગ્રમૈન્યૂ " સાથે યુદ્ધ કરવા માટે "આહુર" ને મદદ કરી. આવી આવી અનેક પ્રકારની આખ્યાયિકાઓ અવેસ્તા અને પહેલવી ગ્રંથોમાં આપવામાં આવી છે. અગ્નિના સંરક્ષકને જ આ પંથમાં ધર્મગુરુ માનવામાં આવે છે. આ સંરક્ષક કદિ પણ અગ્નિને બુઝાવા દેતો નથી. અગ્નિમાં મડદું બાળનારને, છાણ નાખનારને તેમ જ તેવા બીજા ખરાબ પદાર્થો નાખનારને દેહાંત દંડની શિક્ષા ફરમાવી છે. પારસી ધર્મઉપાસના તથા પ્રાતઃકાળની પ્રાર્થનાપદ્ધતિ પ્રાચીન વૈદિક પદ્ધતિને મળતી આવે છે. પરંતુ આ પ્રાર્થનાનું સાધારણ સ્વરૂપ અવ્યક્તોપાસના પર રહેલું છે. તેનું વર્ણન બીજે સ્થળે આપવામાં આવ્યું છે.

. . . .**અગ્નિક્રીડાઃ**—મનુષ્યજાતિએ પોતાની જીવનયાત્રા ચલાવવા માટે તથા કોઇ પણ પ્રકારની નવીનતાઓ શોધી કાઢી, જીવન આનંદમય બનાવવા માટે ભિન્ન પ્રકારની કલ્પનાઓ વડે અનેક વસ્તુઓ શોધી કાઢી છે. તેમાંની એક અગ્નિક્રીડા યાને આતશબાજી એ એક છે. જ્વાલાગ્રાહી પદાર્થ તથા સ્ફોટક દ્રવ્યોના સંયોગથી અગ્નિ દૃષ્ટિને આનંદદાયક થાય અને મનને થોડીવાર આલ્હાદ આપી શકે, એવી એક વસ્તુ છે. હિંદુ લોકની ચોસટ કળાઓની યાદીમાં અગ્નિક્રીડાનું નામ આવતું નથી, એટલે આવું દારૂનું કામ આપણા દેશમાં કયારથી અને કયાંથી આવ્યું, અથવા તો તેની શરૂઆત કોણે કરી એ કહી શકાય તેમ નથી. બંદૂકનો દારૂ તૈયાર કરવા માટે જે જે દ્રવ્યો જોઇએ, તે જ દ્રવ્યોમાં ફેરફાર કરીને આતશબાજીનાં દ્રવ્યો બનાવવામાં આવે છે. મહાભારતમાં શતઘ્ની, યુદ્ધમંત્ર, વિગેરે શબ્દો વપરાએલા જોવામાં આવે છે. પરંતુ એ શતઘ્ની હાલમાં બનાવેલી યાંત્રિક તોપ ( Machine gun ) જેવી જ હતી, કે કોઈ બીજી જાતની હતી, તે ખાત્રીપૂર્વક કહેવું કઠણ છે. કારણ કે આપણા દેશમાં વિશ્વસનીય ઇતિહાસ લખવાનો રિવાજ ન હતો; તેથી ઘણીવાર સ્મરણશકિત અથવા કલ્પના ઉપર જ ઘણી વાતો આધાર રાખે છે. બંદૂકનો દારૂ તથા ફટાકડા બનાવવાની કળા ચીના લોકોએ પ્રથમ શોધી કાઢી અને ત્યાંથી તે બીજા દેશોમાં ફેલાઈ ગઈ, એમ સાધારણ માન્યતા છે. રોમન લોકોમાં સર્કસોમાં દારૂની આતશબાજીનાં કામ થતાં. ગ્રીક લોકો દરિઆના યુદ્ધોમાં દુશ્મનોનાં વહાણો બાળી તેમને હરાવવાને જ્વાલાગ્રાહી પદાર્થોથી પોતાનાં વહાણો ભરી, સળગાવી મૂકી, દુશ્મનોનાં વહાણમાં મોકલી આપતા. કયારિનસ તથા ડાયોકલીશન નામના બે રોમન બાદશાહોને સન્માન આપવા માટે આતશબાજી ફોડવામાં આવ્યાનું વર્ણન છે. કલૉડિઅયનના ગ્રંથ ઉપરથી એવું પણ જણાય છે, કે ચકની માફક ફરનારૂં અને વરસાદ જેવો દેખાવ બતાવનારૂં છે. દારૂખાનું ચોથા સૈકામાં બનાવવામાં આવતું; અને જમીન ઉપર તથા દરિયા ઉપરનાં યુદ્ધોમાં પણ દુશ્મન ઉપર અગ્નિના ગોળાઓ ફેંકવાની યુકિત તે સમયે તૈયાર કરવામાં આવી હતી, એવે ઉલ્લેખ મળી આવે છે.

ગ્રીસ તથા રોમનાં મહાન પ્રમુખ રાજ્યોનો નાશ થયા પછી યુરોપમાંથી આ કળાનો પણ નાશ થયો. ક્રુઝેડર્સ ( ખ્રિસ્તી ધર્મયુદ્ધના વીર ) લોકોએ પૂર્વના લોકો પાસેથી બંદૂકના દારૂની તથા બીજા સ્ફોટક દ્રવ્યો બનાવવાની માહિતી મેળવી લીધી અને તેઓએ એ કળાનો ફરીથી યૂરોપમાં પ્રસાર કર્યો. હિંદુસ્તાનમાં જેમ વિજયાદશમીને દિવસે લાકડાનો કે કાગળનો મોટો રાવણ બનાવી તેની અંદરના પોલાણમાં દારૂ રાખી પછી તેને સળગાવવામાં આવે છે, તેવી જ રીતે ફ્લૉરેન્સ શહેરમાં ઈ. સ. ૧૫૪૦ સુધી બાઈબલમાંથી મળે તેમા કેટલાએક પ્રસંગોનાં ચિત્ર લાકડાં કે કાગળનાં બનાવી તેમાં દારૂ ભરી, તેમને સળગાવવામાં આવતાં.

આવી જ ઢબ ઉપર ઇંગ્લૅન્ડ ફ્રાન્સ વિગેરે દેશોમાં હોળી અથવા અગ્નિ ઉત્સવો ( Festivals ) કરવામાં આવે છે. આવો રિવાજ અદ્યાપિ પણ કોઈ કોઈ સ્થળે ચાલુ છે. ક્ષાર, ગંધક તથા કોયલા આ વસ્તુઓ મુખ્યત્વે કરીને બંદુકની દારૂ બનાવવામાં વપરાય છે. તેની સાથે મનશીળ ( Iron chemical compound ), લોઢાનો ભૂકો વિગેરે પદાર્થો ભેગા કરવામાં આવે, માત્ર ફોડી શકાય એવો દારૂ તૈયાર થાય છે. આ દારૂમાંથી જુદા જુદા રંગનાં ફુલો વિગેરે બનાવવા માટે જુદાં જુદાં રાસાયનિક દ્રવ્યો નાખવામાં આવે છે. સંપૂર્ણ માહિતી આ સ્થળે આપવી અશકય છે. નમુના દાખલ એક બે કૃતિઓ નીચે આપી છે,:—

ફરતાં ચક્રો બનાવવાની રીતઃ—

| | | |
|---|---|---|
| બંદુકની દારૂ | ૨૪ | ભાગ. |
| ક્ષાર | ૧૦ | ,, |
| ગંધક | ૭ | ,, |
| કોલસા | ૫ | ,, |
| પોલાદનો કાટ | ૮ | ,, |

લીલા તારા બનાવવાની રીતઃ—

| | | |
|---|---|---|
| પોટાશમ કલોરેટ | ૧૦ | ભાગ |
| બેરિયમ નાઇટ્રેટ | ૪૮ | ,, |
| ગંધક | ૧૨ | ,, |
| કોલસા | ૧ | ,, |
| લાખ | ૫ | ,, |
| રસકપૂર | ૮ | ,, |
| તાંબાનો કાટ | | ,, |
| (કૉપર સલ્ફાઇડ) | ૨ | ,, |

પેશ્વાના સમયમાં આતશબાજીને બહુ ઉત્તેજન મળતું, એવું પેશ્વાની બખરો ઉપરથી તથા તે સમયનો ઇતિહાસ લખી ગયેલા અંગ્રેજ લોકોના ગ્રંથોમાં આપેલાં વર્ણનો ઉપરથી જણાય છે. દરબાર, લગ્નપ્રસંગ અથવા બીજા કોઈ પ્રસંગો દારૂખાનું ફોડાય, ત્યારે સંપૂર્ણ થયા એમ ગણાતું. તે વખતે પેશ્વા તથા બીજા અમલદારો પર્વતી ટેકરી ઉપર બેસીને આતશબાજી જોતા. દારૂકામ પર્વતીની તળેટીની આસપાસ ગોઠવવામાં આવતું. હવે કેટલીક નવી શોધો થયા પછી આતશબાજી (Pyrotechny.) ની કળામાં પુષ્કળ સુધારો થયો છે અને અનેક પ્રકારની નવી કળાઓ આતશબાજીમાં દાખલ થઈ છે.

પેશ્વાના વખતમાં જે દારૂકામ થતું, તેની યાદી નીચે આપી છે. તે ઉપરથી પેશ્વાના સમયમાં પણ મહારાષ્ટ્ર આ કળામાં પછાત ન હતો, એમ સિદ્ધ થાય છે. સવાઈ માધવરાવના લગ્ન વખતે જે આતશબાજી ફોડવામાં આવી હતી, તેનું વર્ણન પેશ્વાની બખરમાં છે.

તાવદાની રોશનાઇઃ—તેમાં કાચની કમાનમાં અરિસાઓ લગાડીને તેમાં દારૂકામ કરવાની વ્યવસ્થા રાખવામાં આવતી.

આકાશમંડળ-તારાગણઃ-આ દારૂકામમાં બાણુની માફક તેને આકાશમાં ઉંચે ફેંકયા પછી તેમાંથી ચિત્રવિચિત્ર તારાઓ દેખાય છે.

નાળીએરનું ઝાડ-તેને સળગાવે કે તરત જ તોપોના ધડાકા જેવા અવાજ થઈ તેમાંથી રંગબેરંગી સર્પાકૃતિના દેખાવો વિગેરે બહાર નીકળી પડે છે.

પ્રભા-ચમકઃ-તેમાં ફરતાં ચિત્રો હોય છે અને તેના સોનેરી તથા રૂપેરી રંગોને લીધે આ કામ જોતાં બહુ મઝા પડે છે.

આ સિવાય અનેક પ્રકારના બાણો, પક્ષીઓ હવાઇઓ, ફુલો, ઝાડો વિગેરે રંગ બેરંગી કૃતિઓથી આતશબાજી ભરપૂર હતી. સ્વદેશી આતશબાજીમાં નીચે બતાવ્યા પ્રમાણે પ્રકારો માલમ પડે છે.

ધડાબાજી, કોઠી, બપોરીઆનાં કોડીઆં, તારાચંપા, છછુંદરી, ફુલઝડી, ફુલઝાડ, ફુલબાજી, મેહતાબ, ચક્ર, સુરસુરી, લંકા, દારૂનો ડલ્લો, તથા અનેક પ્રકારની કાડીઓ વિગેરે વિગેરે.

નવીન શાસ્ત્રીય શોધો યુરોપીય દેશોમાં થવાથી સ્વદેશી દારૂખાનાને બહુ નુકસાન થયું છે અને તેને બદલે પરદેશી માલ બહુ મોટા જથ્થામાં હિંદુસ્તાનમાં આવે છે. બીજા ધંધાઓની માફક આ ધંધો પણ પરદેશીઓના જ હાથમાં જવા લાગ્યો છે. અહીંના સુશિક્ષિત લોકો તથા રસાયનશાસ્ત્રવેત્તાઓનું આ તરફ લક્ષ ખેંચાયું છે, એટલે તે ધંધાનુ પુનર્જીવન થશે, એમ લાગે છે.

**અગ્નિપુરાણઃ**—નામ વાંચતાં એવા ખ્યાલ આવે છે, કે આ પુરાણ અગ્નિનું માહાત્મ્ય વર્ણન કરતું હશે. પણ વસ્તુસ્થિતિ તેમ નથી. તેમાં અગ્નિએ વસિષ્ટને આપેલું વિદ્યાજ્ઞાન કે તત્ત્વજ્ઞાન ગ્રથિત થએલું છે. સર્ગ, પ્રતિસર્ગ, વંશ, મન્વંતર, વંશાનુચરિત આ પાંચ લક્ષણો પુરાણમાં સામાન્ય રીતે જોવામાં આવે છે. આ ઉપરાંત અનેક વિષયો પુરાણમાં મળી આવે છે. પણ અગ્નિપુરાણમાં આથી ઉલટું છે. ઉપર્યુક્ત પાંચ લક્ષણોને આમાં વિશેષ મહત્ત્વ આપવામાં આવેલું નથી, પણ પરા અને અપરા એ વિદ્યાઓનો એમાં સમાવેશ કરવામાં આવ્યો છે. આ ઉપરાંત મનુષ્યોને ઉપયોગી થઇ પડે એવી

અનેક વસ્તુઓ આમાં લખી દેવામાં આવી છે. એ વાત ઉપર ઉપરથી પુસ્તક જોનારને પણ સહેજે જણાઇ આવે તેમ છે. આને વિષે ટુંકમાં એટલું કહી શકાય એમ છે, કે આ એક પ્રાચીન અને સ્વતંત્ર જ્ઞાનકોશ છે. અવતારોનાં ચરિત્રો, ભારત-રામાયણાદિ ઇતિહાસગ્રન્થ, પુરાણો, વંશાવળી, જગદુત્પત્તિવિવેચન, જ્યોતિઃશાસ્ત્ર, વાસ્તુશાસ્ત્ર, વૈદકશાસ્ત્ર, નાટ્યશાસ્ત્ર, છંદઃશાસ્ત્ર, કાવ્યવ્યાકરણ-શાસ્ત્ર, તત્ત્વજ્ઞાન, વ્યવહારજ્ઞાન વિગેરે અનેક વિષયો આમાં આવેલા છે. પુરાણોમાં આ ગ્રન્થની ગણના તામસ કોટીમાં કરવામાં આવી છે. તેનું કારણ એ છે, કે પરમાર્થ કે પારલૌકિક કલ્યાણની બાબતો આની અંદર બહુ જ ઓછી ચર્ચવામાં આવેલી છે.

એ વાત ખરી છે, કે કોઇ પણ વિશિષ્ટ સંપ્રદાય-નો પુરસ્કાર આ પુરાણમાં કર્યો હોય એમ જણાતું નથી; છતાં આ પુરાણ જ્યારે રચાયું, ત્યારે શૈવ ધર્મ-નું પ્રાબલ્ય દેશમાં વિશેષ હોવું જોઇએ અને મંત્ર-તંત્ર તરફ લોકોની વૃત્તિ વિશેષ હોવી જોઇએ, એમ જણાય છે.

આનંદાશ્રમ સંસ્કૃત ગ્રન્થાવલિમાં પ્રસિદ્ધ થએલા અગ્નિપુરાણમાં ૩૮૩ અધ્યાય અને ૧૧૪૫૭ શ્લોક છે. નારદપુરાણમાં અગ્નિપુરાણની શ્લોકસંખ્યા પંદર હજાર, અને મત્સ્યપુરાણમાં આ સંખ્યા સોળ હજાર હોવા વિષેનો ઉલ્લેખ છે. વળી આ પુરાણની જે અનુક્રમણિકા નારદપુરાણમાં આપી છે, તેમાં ઈશાન કલ્પવૃત્તાન્તનો ઉલ્લેખ કરેલો છે; પણ તે વૃત્તાન્ત મળી આવેલી અગ્નિપુરાણની પ્રતમાં નથી; તેમ જ બલ્લાળસેને દાનસાગરમાં, અગ્નિપુરાણમાંથી કાઢ્યા છે, એમ કહીને જે ઉતારા આપેલા છે, તેમાંના કેટલાક આ પ્રતમાં નથી. આ ઉપરથી આ પુરાણમાં-નો કેટલોક ભાગ લુપ્ત થએલો હોવો જોઇએ, એ વાત સિદ્ધ થાય છે.

આ પુરાણનો સમય કયો છે, તે નિશ્ચિત રીતે કહી શકાતું નથી. ઇસવી સનના પાંચમા સૈકા પછી મુસલમાનોની સ્વારીઓ થતાં પહેલાં આ ગ્રન્થ રચાયો હોય, એવું અનુમાન છે.

સંદર્ભગ્રન્થઃ—દત્ત, અગ્નિપુરાણ, વેલ્થ ઑવ્ ઇન્ડીઆ સિરીઝ; કાળે, પુરાણનિરીક્ષણ; વિંટરનીઝ, હિસ્ટરી ઑવ્ ઇન્ડીઅન લીટરેચર (જર્મન ગ્રન્થ); અસન, હિન્દુ કલાસિકલ ડીક્ષનરી; અગ્નિપુરાણ; આનંદાશ્રમ આવૃત્તિ.

અગ્નિપુરાણમાં અનેક શાસ્ત્રોનું વિવેચન છે. મોટા મોટા લેખકોને જુદાં જુદાં શાસ્ત્રોને લગતા લેખો વિષે અગ્નિપુરાણનો ઉલ્લેખ કરવો પડે છે અને તેમાંનું શાસ્ત્રવિવેચન પણ પ્રસંગોપાત આપવું પડે છે. આવો મહત્ત્વનો આ ગ્રન્થ છે,

**અગ્નિમાંદ્ય**:—અપચો થવો એ અન્નમાર્ગ તથા બીજા ઇન્દ્રિયોના રોગનું લક્ષણ છે અને તેથી જ વૈદ્યક શાસ્ત્રની અંદર તેને સ્વતંત્ર રોગ સમજવામાં આવતો નથી. પરંતુ જેમની ઇન્દ્રિયોની અંદર અથવા જઠર, આંતરડાં વિગેરે અન્નમાર્ગની અંદર, કોઇ પણ પ્રકારનો બગાડ ન થયા, છતાં જેમની અન્ન-પાચનક્રિયા સારી રીતે થતી નથી, તથા જેઓને અન્ન-માર્ગની દુર્બલતા એ જ કારણ કહી શકાય, એવા રોગીઓની સંખ્યા વિશેષ મોટી હોવાથી, આ લક્ષણનો અહીં સ્વતંત્ર રીતે વિચાર કરવામાં આવ્યો છે. ઉપર ઉપરથી જોવાથી આ રોગ શહેરની અસ્વાભાવિક રહેણીને લીધે જ સામાન્ય થએલો જોવામાં આવે છે. તેનાં કારણો પણ ઘણાં છે. કોઈ કોઇ વખત એવું પણ બને છે, કે એકાદ ભયંકર રોગ શરીરમાં ધીરે ધીરે પગપસારો કરતો હોય છે. પણ તે બાલ્યાવસ્થા-માં હોવાથી તેનાં લક્ષણો તો ખાસ કરીને જણાતાં નથી; પણ તેનાથી થતો અપચો વારંવાર થવાથી અપચા સિવાય આપણને બીજું કૈં પણ થતું નથી, એવું દરદીને લાગે છે.

અન્ન સદોષ હોવાથી થનારો અપચોઃ—આની અંદર ખરાબ તથા ભારે ખોરાકને લીધે થનારા જ દોષો નહિ, પણ અતિ પૌષ્ટિક કે ભારે ખોરાકનું વારંવાર સેવન કરવાથી તથા અતિ આહાર અને અતિ ઉપવાસથી પ્રકૃતિમાં જે વિકારો થાય છે, તેમનો પણ સમાવેશ થાય છે. જુદી જુદી પ્રકૃતિના માણસોને તેમની પ્રકૃતિ પ્રમાણે ઓછું વધતું ખાવાનું જોઇએ છે; એટલું જ નહિ, પણ દરેક માણસનો ખોરાક પરિસ્થિ-તિ પ્રમાણે બદલાય છે. બેસીને કામધંધો કર-નારા માણસોનો આહાર મોટો હોય છે. ઉનાળા કરતાં શિઆળામાં માણસને વિશેષ ખોરાકની જરૂર પડે છે. દાંત સળી ગયેલા હોવાથી તથા જમતી વખતે ઉતાવળ કરવાથી અન્નનું ચર્વણ સારી રીતે ન થવું, એ પણ અપચાનું એક કારણ છે.

આ સિવાય જે પદાર્થો આપણા ખાવામાં આવે છે, તે પદાર્થો જાતે જ પચવામાં ભારે અથવા હલકા હોય છે, અથવા રસોઈ વખતે આ પદાર્થો ઉપર થનારી શેકાવાની, ઉકાળવાની, તળવાની ક્રિયાઓ વડે, કે તેલ, ઘી, મસાલા, વઘાર વિગેરે ક્રિયાઓ વડે તે તેવા બને છે. આપણે જે પીણાં પીએ છીએ, તે બધાં બધાંને હિતકારક જ હોય છે, એમ કહી ન શકાય. ચા જેવો અપચાને વધારનારો બીજો એકે પદાર્થ નથી. જમતી વખતે ઘણું પાણી પીવાથી પણ અપચો થાય

છે; કારણ જાઠર રસમાં પાણી વધારે ભેગું થવાથી તે કમતાકાત થઈ જાય છે. અન્નપાચક એવી લાળ પણ આ કારણે ઓછી પેદા થાય છે. આ કારણથી ખોરાકનું સારી રીતે પચન થવા માટે તેને વધારે વખત સુધી જઠરમાં પડી રહેવું પડે છે. સડેલા દાંત, મોઢામાં ફોલ્લા, દાઢમાંથી રક્તસ્રાવ, પરૂનું પડવું, એ પણ અપચાનાં કારણો હોઈ શકે છે.

આ સિવાય બીજાં પણ અપચાનાં કારણ હોય છે. ખરાબ સમાચાર મળવાથી અન્નપાચનની સ્વાભાવિક શકિત ઓછી થઈ જઈ ખાધેલા ખોરાકની ઉલટી થવાનો પણ સંભવ હોય છે. આવી જ સ્થિતિ માનસિક ચિંતા, ભીતિ વિગેરે કારણોથી પણ થાય છે. શરીરમાં આવાં કારણોથી આવતી નિર્બળતાનું પરિણામ જઠર તથા અન્નપચન ઉપર પણ થાય છે. કસરત કરીને પેટ, છાતી વિગેરે સ્નાયુઓને જો મજબુત બનાવવામાં ન આવે, તો પેટની ઇન્દ્રિયો શિથિલ થઈ જાય છે અને આથી વારંવાર અપચો થાય છે. બચપણમાં આંત્ર રોગથી થએલી આંતરડાંની ગુંચવણ, હૃદયદૌર્બલ્ય, તથા તેને લીધે પૂર્ણ રીતે ન થતું રક્તાભિસરણ, પરિભ્રષ્ટ મૂત્રપિંડો, આ પૈકી કોઈ પણ કારણથી અપચો થવાની શરૂઆત થાય છે. એટલું જ નહિ, પણ તે સાથે શૂલ (પેટમાં ચુંક) પણ થાય છે. ઔષધોપચાર તથા પરેજી કરવાથી પણ જો અપચો મટે નહિ, તો મૂત્રપિંડમાં જ કાંઈ બગાડ થએલો હોવો જોઇએ, એમ સમજવું; અથવા દરદી જો જુવાન હોઈ પંદર વીસ વર્ષનો હોય, તો સંધિવાત તથા કફક્ષયનું પૂર્વ ચિન્હ છે, એમ સમજવું. ઘણાં વર્ષોના જુના અપચાથી નિર્બળ થએલો મનુષ્ય એકદમ ઓચિંતો ક્ષયજંતુના સપાટામાં આવી જાય છે. પરંતુ પહેલાંથી જ જેનાં ફેફસાંમાં ક્ષયરોગનો પ્રવેશ થએલો હોય, તેને અપચાનું અસાધ્ય દરદ પાછળથી પણ થાય છે. મનુષ્યના શરીરમાં દુર્બળતાનો પ્રવેશ થતાં જ જઠરાદિ પચનેંદ્રિયો વિકૃત ન થયાં હોય, તો પણ પાચનક્રિયા બરાબર રીતે ચાલી શકતી નથી, એવું આ ઉપરથી જણાય છે.

આ અપચાનાં લક્ષણો:—જુદા જુદા રોગોમાં આ લક્ષણો જુદી જુદી જાતના હોય છે; તો પણ ખાસ કરીને સાધારણ રીતે જોવામાં આવતાં લક્ષણો નીચે પ્રમાણે છે:—જીભ ઉપર છારી વળે છે, મોઢામાં દુર્ગંધી ઉત્પન્ન થાય છે, અરુચિથી ભુખ લાગતી નથી, અન્નનું પેટમાં ફરવું તથા ઉલટી થવી, પેટમાં દુખવું, પેટ તણાવું, અંદર વાત ઉત્પન્ન થઈ પેટ ફુલવું, ખાટા ઓડકારો આવવા, ગળામાં બળતરા થવી, કબજીયાત અથવા અતિસાર, વિગેરે આ રોગનાં મુખ્ય ચિન્હો છે.

અકરાંતીયાની માફક ખાવાથી જ આ રોગ થયો હોય, તો તેનાં લક્ષણો નીચે પ્રમાણે છે.:—પહેલાં પેટમાં દુખે છે ને ત્યાર પછી પેટમાં ખોરાક ફરવા માંડે છે. આ પછી અંદર ખૂંચતું અન્ન ઉલટીને માર્ગે બહાર નીકળી જાય છે અને રોગીને આરામ થઇને પ્રથમની માફક તે નિરોગી થાય છે.

અમ્લપિત્તના વિકારથી જે લોકોને ઉલટી થતી હોય, તેવા લોકોને આવા પ્રકારનો અપચો કોઇ વખતે થાય છે. પરંતુ બહુ જૂના અપચાનાં લક્ષણો જુદાં હોય છે. જમ્યા પછી પેટમાં ખોરાક ફરતો હોય એમ લાગે છે તથા પેટમાં ભારે ખોરાક વધારે જણાય છે. આ વખતે પેટ દુખતું તો નથી જ; પણ તે વધારે તણાય છે. કોઇ કોઈ વખતે પેટમાં દુખે પણ છે. આવા પ્રકારનાં ચિન્હો જમ્યા પછી હંમેશ થયાં કરે છે, અથવા કોઇ ખાસ પ્રકારનો ખોરાક ખાવાથી થાય છે. અથવા પથ્યાપથ્ય પાળવામાં આવે, કે ન આવે, તો પણ ભારે કિંવા હલકો ખોરાક ખાવાથી પણ આવાં લક્ષણો થાય છે. આનું પરિણામ એ આવે છે, કે જઠરમાં ખોરાક વધારે વખત રહેવાથી તે બગડે છે તથા પેટમાં વાયુ એકત્ર થઈ તેને લીધે ખારા, ખાટા તથા ખરાબ વાસવાળા ઓડકારો આવે છે. કોઇ કોઈ વખત ઉનું ઉનું ખાટું અથવા કડવું પાણી તથા તેની અંદર ખોરાકના દાણા વિગેરે ગળામાં આવે છે તથા તેમાં બળતરા પણ થાય છે. ફરીથી થોડું ખાવાથી જરા ઠીક લાગે છે. પહેલાંની માફક જ લક્ષણો ફરી થવા માંડે છે. બહુ ખાવાનું મન થાય છે અથવા ભૂખ મંદ થાય છે. ગમે તે પદાર્થ ખાવાનું મન થાય છે. પેટમાં બગાડ થયો હોય, તો જીભ ઉપરથી સારી રીતે પરીક્ષા થઇ શકે છે. જઠર તથા અન્નમાર્ગ નબળા થયા હોય, તો તેથી જીભ ઉપર તવકીલના જેવી ધોળી છારી વળેલી જણાય છે. જીભની બાજુ તથા તેનું ટેરવું લાલ રંગનું દેખાય તથા તેની ઉપરના ભીંગડાં સ્પષ્ટ દેખાય, તો પેટમાં દાહ છે, એમ સમજવું. જીભ ફીક્કા રંગની તથા પોચી હોય, તો પૌષ્ટિક ખોરાકની જરૂર છે, એમ જાણવું. અપચો જેટલો જુનો હોય, તેટલો કોઠો બંધ થવાનો સંભવ વધારે હોય છે. જો આ વિકાર નવો જ હોય, તો અતિસાર થઈ જુલાબ થવા માંડે છે. કોઈ કોઈ વાર તો એવું બને છે, કે અપચાના દુઃખ કરતા તેના શરીરના બીજા ભાગ ઉપર જે ચિન્હો થાય છે, તેનાથી જ દરદીને વિશેષ દુઃખ થાય છે. દાખલા

તરીકે:—પેડુમાં દુખવું, શ્વાસ ચડવો. છાતીનું ધડકવું, માથું દુખવું, ચક્કર આવવા, દૃષ્ટિમાંદ્ય, હાથ-પગ ઠંડા પડવા તથા ગ્લાનિ આવવી. આ લક્ષણો આ રોગમાં ખાસ કરીને જોવામાં આવે છે. એ સિવાય નીચે પ્રમાણે મગજ ઉપર પણ તેની અસર થાય છે. નિદ્રાનાશ, ચીડાવાની ટેવ, ઉદાસીનતા, ઉદ્વેગરોગ વિગેરે.

ઉપચારઃ—આ વિષેની સામાન્ય સૂચના નીચે પ્રમાણે:—ખોરાકમાં જોઈતા ફેરફાર કરવા એ પહેલી વાત છે. દરદીની ઉંમર, પાચનશકિત તથા તેના કામધંધાના પ્રમાણમાં તેના શરીરમાં થતો ઘસારો, વિગેરે બાબતોનો વિચાર કરી તેનો ખોરાક ઓછો કરવો, કે નહિ, તે નક્કી કરવું. શરીરની જરૂરીઆત કરતાં વધારે ખોરાક ખાવાનો માણસનો સ્વભાવ જ હોય છે. તેથી જે લોકોને આ રોગની પીડા હોય છે, તે લોકોએ પેટમાં સંતોષ થયા પહેલાં જ ભાણા ઉપરથી ઉઠી જવું, એ વધારે હિતકારક છે.

જમ્યા પછી ખાધેલા અન્નનું પચન થવા માટે ફરીથી ખાતાં પહેલાં ઓછામાં ઓછા પાંચ છ કલાક તો જવા દેવા જ જોઇએ. બહુ ખાવું જેમ ખરાબ છે, તેમ વારંવાર ઉપવાસ કરવા તે પણ ખરાબ જ છે, પોતાને જે અન્ન પચે, તે જ અન્ન ખાવું તથા અપચો થાય એવું અન્ન મિષ્ટાન્ન હોય, તો પણ ત્યાગવું. એક માણસને જે ખોરાક પચે, તે બીજા માણસને પણ પચવો જોઈએ, એવું કાંઇ કહી શકાય નહિ. આ રોગના દરદીઓએ નૈટ્રોજનયુકત પૌષ્ટિક ખોરાક છોડી પિષ્ટાન્ન વધારે ખાવું તથા જેમ જેમ અપચો ઓછો થતો જાય, તેમ તેમ આ નિયમ ઓછો પળાય, તો પણ કાંઈ વાંધો નથી. દરદીએ જમતાં પહેલાં એક અથવા બે પ્યાલાં ગરમ પાણી પીવું. જમતી વખત તો પાણી જરા પણ પીવું નહીં. જમતાં પહેલાં પાણી પીવાથી પેટમાંનો બધો કચરો સાફ થઈ જાઠર રસ ઉત્પન્ન થઈ અન્ન સહેલાઈથી પાચન થઈ શકે છે. જમતી વખતે બિલકુલ ઉતાવળ કરવી નહિ. ખોરાકને સારી પેઠે ચાવીને પછી ગળવો. આમાં શરમ રાખવી નહિ. બાચી, પેટનો આગલો ભાગ તથા પગની પિંડી જમતી વખત ઠંડી થવા ન દેવી. ઉપર જણાવેલા અવયવો ગરમ રહેવાથી અન્ન સારી રીતે પચી શકે છે. પગે મોજાં પહેરવાં તથા ગરમ પટ્ટા પેટની આસપાસ વીંટવા. તેલ તથા ઘીમાં તળેલા, મસાલાવાળા તથા તીખા પદાર્થો ન ખાતાં સાદા પદાર્થો ખાવા. સાદા પદાર્થો પણ ન પચે, તો કેટલાક દિવસો સુધી દુધ ઉપર રહેવું; પરંતુ દુધ પણ માફક આવે એટલું જ લેવું. કેટલાક અન્ન પચે, તે માટે મદ્યનું સેવન સૂચવે છે. પરંતુ તેનાથી ગેરફાયદો જ વિશેષ થાય છે; તેથી તેનાથી દૂર રહેવું એ જ સારૂં છે. જમતાં પહેલાં તથા જમ્યા પછી સારી રીતે આરામ લેવો. જે રીતે તબીઅત સુધરે, તે રીતે વર્તવું. ખુલ્લી હવામાં કસરત કરવી. સવારે વહેલાં ઉઠી ઠંડા પાણીથી સ્નાન કરવું.

ઔષધોપચારઃ—આ વિષય વૈદક શાસ્ત્રનો તથા વૈયકિતક હોવાથી ઉપર જણાવેલાં જુદાં જુદાં કારણોથી થનારા અપચાને લાગુ પડનારૂં વર્ણન અહીં કરી શકાય તેમ નથી; પરંતુ કેટલીક ઉપયોગી ઔષધિના ગુણધર્મ તથા ઉપયોગ નીચે આપવામાં આવે છે:—

બાયકાર્બોનેટ ઑવ્ સોડા જમતાં પહેલાં, કડવી પણ પાચક દવા (કડુકરીયાતું)ની સાથે આપવાથી ભૂખ લાગે છે. જમ્યા પછી બે ત્રણ કલાકે તે આપવાથી ખારા, ખાટા તથા દુર્ગંધિયુકત ઓડકારો તથા આમ્લપિત્તનો નાશ કરે છે. બિસમથયુકત દવાઓ દાહવાળા અપચનમાં સારો ફાયદો કરે છે. આ દવાઓ ઘન તથા પ્રવાહી એ બે સ્થિતિમાં આપી શકાય છે. મગજની શકિત વધારી, અપચો દૂર કરવા માટે કોચલાં અથવા તેમનું સત્વ એ રામબાણ દવા છે. ભારે અથવા સાદું અનાજ પચાવવા માટે હાયડ્રો કલોરીક ઍસિડ તથા પેપસીન વપરાય છે. ઉલટી થવાથી વધારે ત્રાસ થતો હોય, તો ઇંગ્લુવ્હીન વપરાય છે. પિષ્ટાન્ન પચાવવા માટે ડાયાસ્ટીજ અથવા માલ્ટ, કે પપૈયાનું પાકેલું ફળ અથવા પેપેન નામનું તેનું જ સત્વ, એમાંથી કોઈ પણ એક અથવા તેથી વધારે પદાર્થો આપવા, પેટમાં અથવા આંતરડાંમાં અન્નરસ અંબાઈ જતો હોય, તો સલ્ફો કારબોલેટ ઑવ સોડા આપવો હિતકારક છે. પેટમાં અન્નરસ સડવાથી વાયુ ન થાય, તે માટે જંતુઘ્ન એવી બિસમથ સાલીસિલેટ, બેટાનપથોલ વિગેરે દવા સારો ફાયદો કરે છે.

ઉપર જણાવેલી દવાઓ અથવા બીજી કોઈ પણ દેશી અથવા વિલાયતી દવાઓ ગમે તેટલી સારી હોય, તો પણ કોઇ જાણીતા વૈદને પોતાની પ્રકૃતિ બતાવવી એ વધારે સારૂં છે.

આ રોગ વિષે આર્યવૈદ્યકીય વિવેચનઃ—ખાધેલું અન્ન તથા પાન ન પચે તેને અજીર્ણ કહે છે. અન્નાદિક ન પચવાથી થનારા રોગોનું વર્ણન અષ્ટાંગહૃદય અ. ૮ માં કરેલું છે.

ખોરાકનું રસાદિ ધાતુમાં સારી રીતે રૂપાંતર ન થતાં વિકૃત અન્નરસ વડે જે રોગ થાય છે, તેમને અજીર્ણના રોગો ગણવામાં આવે છે.

સામાન્ય રીતે વાતિક, પૈત્તિક તથા શ્લૈષ્મિક એમ ત્રણ પ્રકારનાં અજીર્ણો માનવામાં આવે છે.

આ અજીર્ણના વિકારથી જ વિષૂચિકા, આમદોષ, અલસક ઇત્યાદિ રોગો થાય છે. ઝાડો સારો ન આવવો અથવા વધારે વખત થવો, બેચેની, અપાનવાયુ ન છુટે, પેટનું ફુલવું તથા તેથી જડત્વ પ્રાપ્ત થવું, ચક્કર આવવા, વિગેરે અજીર્ણનાં સામાન્ય લક્ષણો છે. વાતથી થતા અજીર્ણમાં, પેટમાં દુખે, દસ્ત ન આવે અથવા સારો ન આવે, પેટમાં દુખાવો થાય તથા શરીર શિથીલ થાય, આ બધાં ચિન્હો થાય છે.

પિત્તના અજીર્ણને વિદગ્ધાજીર્ણ કહેવામાં આવે છે. તૃષા, મોહ, ચક્કર, ખાટા ઓડકાર, તથા દાહ વિગેરે ચિન્હો આ અજીર્ણમાં થાય છે તથા આ અજીર્ણને લીધે આમ્લપિત્ત નામનો વિકાર પણ થાય છે.

કફના અજીર્ણમાં આંખો તથા ગાલ સૂજે છે તથા હમણાં જ જમ્યા હોય તે પ્રમાણે ઓડકારો આવે છે. મ્હોમાં પાણી છૂટે છે, ઉલટી થાય એમ લાગે છે, તથા જડપણું પ્રાપ્ત થાય છે. આ સિવાય રસાજીર્ણ નામનું એક ચોથું અજીર્ણ માનવામાં આવે છે. તેની અંદર અન્નરસનું પૂર્ણ રીતે ધાતુમાં રૂપાંતર થએલું ન હોવાથી, ઓડકાર શુદ્ધ આવે, તો પણ ખાવા તરફ અણગમો, હૃદયમાં થોડી પીડા, તથા જડત્વ વિગેરે ચિન્હો થાય છે. ઉપર જણાવેલાં ચાર પ્રકારનાં અજીર્ણો વિશેષ થાય, તો બેશુદ્ધિ બડબડ, ઉલટી, મોઢાને પાણી છુટવું, શરીર શિથીલ થવું, ચક્કર આવવા વિગેરે ઉપદ્રવ (રોગ પછી થએલ રોગ ) થઈ તેનાથી દરદી મરણશરણ પણ થાય છે. અલસક, વિષૂચિકા તથા વિલંબિકા વિગેરે રોગ થવાને અન્નાદિકનું અજીર્ણ જ કારણરૂપ છે.

વારંવાર અને અતિશય ખાવાથી, ખોરાકના અપચનથી વાતાદિ દોષ કુપિત થઈ, ન પચેલા અન્નમાં મળી જઈ અપક્વ અન્નને બહાર કાઢે છે, તેને વિષૂચિકા; તથા અપક્વ અન્ન અંદર એકઠું થાય, તેને અલસક એમ કહે છે. વિષૂચિકા તથા હાલના જમાનાનો કૉલેરા એ બન્નેનાં લક્ષણો સરખાં જ છે.

વિષૂચિકાનું વર્ણન નીચે પ્રમાણે છેઃ—જે રોગમાં, સોયો ભોંકાવા જેવી વેદના થાય છે, તે રોગને વિષૂચિકા કહેવામાં આવે છે. " **सूचिभिरिव गात्राणि विध्यतीति विषूचिका ॥** " આ રોગની અંદર ઉલટી તથા ઝાડા વિશેષ પ્રમાણમાં થાય છે. વાયુનું જોર વધારે હોય, તો પેટ દુખવું, ચક્કર, પેટ ફુલવું, કંપ, વિગેરે લક્ષણો થાય છે પિત્તના જોરવાળી વિષૂચિકામાં, તાવ, અતિસાર, અંતરિદ્રિયોમાં દાહ, તૃષા, અંધારી આવવી, વિગેરે લક્ષણો થાય છે. કફાધિક વિષૂચિકામાં ઉલટી, શરીર જડ થવું, બોલતાં ન આવડવું, થુંક વધારે ઉત્પન્ન થવું, વિગેરે ચિન્હો થાય છે.

જેનો જઠરાગ્નિ મંદ છે, તથા જેના શરીરમાં મલમૂત્રાદિ એકઠા થાય છે, તેવા દુર્બળ માણસના પેટમાં ખાધેલું અન્ન દૂષિત થઈ એક જગ્યાએ એકઠું થાય છે. આ દોષિત અન્નની ચારે બાજુએ કફ હોય છે. આથી અન્ન જવાનો રસ્તો બંધ થવાથી, અંદર ને અંદર વાયુ ફરે છે. આથી પેટ દુખવું તથા ફૂલવું વિગેરે વિષૂચિકામાંનાં દોષલક્ષણો, જે દોષનું અધિકપણું હોય, તે પ્રમાણે થવાની શરૂઆત થાય છે. આ વિકારમાં દોષિત અન્ન આળસુ માણસની માફક એક જગ્યાએ પડ્યું રહે છે, તેથી આ વિકારને અલસક એવું નામ આપવામાં આવ્યું છે.

અલસક વિકારમાંનો આમદોષ અતિશય દુષ્ટ થઈ શરીરમાંનાં બધાં છિદ્રોમાં ભરાઈ રહે છે તેથી આખું શરીર લાકડીની માફક ટટાર થઈ જાય છે. આવા વિકારને દંડકાલસક કહે છે. આ વિકારથી દરદી જલદી મરણ પામે છે. આ રોગ ઉપર દવા પોતાનું કામ કરી શકતી નથી.

વિષૂચિકા તથા અલસક એ બન્ને રોગ ત્રિદોષજન્ય હોઈ મટવા મુશ્કેલ છે.

ન પચે એવા પદાર્થો પુષ્કળ ખાવા એ અજીર્ણનું મુખ્ય કારણ છે, છતાં કોઈ વખતે થોડું ખાધું હોય, તો પણ અજીર્ણ થાય છે અણગમતા પદાર્થો, વાતકારક ખાસ કરીને જે ખાવાથી પેટ ફુલે ( જે મકેઃ—ચણા, વાલ વિગેરે અન્ન, શેકેલા તથા કાચા પદાર્થો, પચવામાં ભારે ખોરાક, મલિન, ઠંડું તથા રૂક્ષ અન્ન, તેવી જ રીતે લુખું, સુકું તથા વિદાહી ( ગળામાં બળતરા ઉત્પન્ન કરે તેવું ) અન્ન તથા બહુ પાતળા પદાર્થો વિગેરે ) તેવા પદાર્થો થોડા ખાવાથી પણ અજીર્ણ ઉત્પન્ન થાય છે.

ભૂખ ખૂબ લાગી હોય ત્યારે, અથવા શોક તથા ક્રોધથી શરીર સંતપ્ત થયું હોય ત્યારે, થોડું ખાધેલું અન્ન પણ પચતું નથી.

પથ્યકારક તથા અપથ્યકારક એવાં બન્ને જાતનાં અન્ન જો એકી વખતે ખાવામાં આવે, તો તેને ' સમશન ' કહેવાય છે, તથા જમ્યા પછી તરત જ ફરીથી જમવું તેને ' અધ્યશન ' કહેવાય છે. જમવાનો સમય ન હોય, ત્યારે થોડું અથવા વધારે જમવું તેને વિષમાશન કહેવામાં આવે છે. આ ત્રણે પ્રકારના જમણથી ભયંકર અજીર્ણવિકાર ઉત્પન્ન થઈ મૃત્યુ થાય છે.

અજીર્ણના વિકારથી જે દરદીના દાંત, ઓઠ, તથા નખ કાળા પડી ગએલા હોય, જેની આંખો ઊંડી ઉતરી ગએલી હોય, જે ઉલટી કરી કરીને હેરાન

થએલો હોય, જેની શુદ્ધિ નષ્ટ પામી હોય, જેનો અવાજ બેસી ગએલો હોય, તથા જેના શરીરના સાંધા ઢીલા થઈ ગયા હોય, એવા દરદીનો રોગ અસાધ્ય છે એમ સમજવું.

ઓડકાર શુદ્ધ આવવા, શરીરમાં ઉત્સાહ હોવો, મલમૂત્રાદિ સાફ થવાં, ભૂખ તથા તરસ સારી રીતે લાગવી, વિગેરે લક્ષણોથી અન્ન પચી ગયું છે, એમ સમજવું.

અજીર્ણ એ રોગ સ્વતંત્ર તથા પરતંત્ર એમ બન્ને પ્રકારનો હોવાથી પહેલાં તેની સારી પરીક્ષા કરી ઔષધોપચાર શરૂ કરવા. પરતંત્ર એટલે કોઇ રોગથી ઉત્પન્ન થયો હોય, તો તેની સારી રીતે ચિકિત્સા કરાવવી. સ્વતંત્ર હોય તો પહેલાં પ્રથમ લંઘન કરવું. એટલાથી કાંઈ ફાયદો ન જણાય, તો પાચક દવા લેવી અને તેથી પણ કાંઈ ફાયદો ન થાય, તો દોષ વધારે છે, એમ સમજવું અને દોષ દૂર કરવા માટે ઉલટીની તથા જુલાબની દવા લેવી.

અજીર્ણથી જ અલસક નામનો વિકાર ઉત્પન્ન થયો હોય, તો તરત જ ઉલટીની દવા આપવી, દરદીને શેક કરવો, મળ તથા વાયુનું અનુલોમન કરે તેવી વાટ ગુહાદ્વારમાં નાખવી. હાથ પગના ગોટલા ચડતા હોય, તો તેમને શેક કરી ગરમ કપડાં સારી રીતે વીંટવા.

વિષૂચિકા થઈ હોય, તો પગની એડીઓને ડામ દેવા, ઉપવાસ કરાવવા, તથા રેચ આવેલા માણસને જે પ્રમાણે આરંભમાં હલકું અન્ન આપવામાં આવે છે, તે પ્રમાણે તેને પહેલાં પ્રથમ મંડ વિગેરે આપીને જઠરાગ્નિ પ્રદીપ્ત થયે રોજનું અન્ન આપવું. અજીર્ણની પહેલી અવસ્થામાં કોઈ પણ જાતનું પાચક ઔષધ આપવું નહિ; કારણ કે તેથી પચન ન થતાં અપચાનો જ વધારો થાય છે.

**અગ્નિમાપકઃ**—અત્યુષ્ણતામાપક યંત્ર. આને અંગ્રેજીમાં પાયરૉમીટર કહે છે. આ શબ્દ પહેલાં મશેનબ્રોકે, ધાતુના સળીઆના પ્રસરણથી ઉષ્ણતા માપવાના યંત્રને માટે યોજેલો હતો. એકાદ ધાતુના અથવા ક્ષારના ઓગળવા ઉપર અવલંબી રહેલા ખંડિત ઉષ્ણતાદર્શકનો પણ આ કામમાં ઉપયોગ કરવામાં આવે છે. પ્રિન્સેપ નામના માણસે રૂપું તથા સોનું અને સોનું તથા પ્લાટીનમની જુદી જુદી જાતની એવી મિશ્ર ધાતુઓ બનાવી, કે તે ઓગળવાના બિંદુ ૯૫૪° ડિગ્રીથી ૧૭૭૫° ઉષ્ણતામાન સુધી ૨૫ થી ૨૦ અંશના અંતરથી આવે. જે ભઠ્ઠીની ઉષ્ણતા માપવી હોય, તે ભઠ્ઠીમાં આ મિશ્ર ધાતુના ગોળા અનુક્રમે નાખી તેમાંથી કયો ગોળો ઓગળી જાય છે, તે જોવાથી ભઠ્ઠીની ઉષ્ણતા સહેલાઈથી માપી શકાય છે. કાર્નેલી તથા વિલ્યમ્સ, એ બન્ને, આ કામને માટે જે ક્ષારોના ઓગળવાના બિંદુ જણાયા છે, તેવા જ ક્ષારોનો ઉપયોગ કરતા. ચિનાઈ વાસણના કારખાનામાં જેનો ઉપયોગ કરવામાં આવે છે, તે 'સેજરના શંકૂ' ચીકણી માટીના તૈયાર કરેલા નાના નાના શંકૂ હોઈ તેના ઓગળવાથી ભઠ્ઠીની ઊણતા મપાય છે.

**અગ્નિમિત્રઃ**—શુંગ રાજાઓમાંનો બીજો, પુષ્પમિત્રનો પુત્ર તથા સુજ્યેષ્ઠ રાજાનો પિતા. આ પુષ્પમિત્રનો સમય ઈ. સ. પૂ. ૧૫૦ પહેલાંનો—પતંજલિનો સમય—કલ્પવામાં આવે છે. પતંજલિ પુષ્પમિત્રના નામનો ઉલ્લેખ કરે છે.

**અગ્નિવંશઃ**—આમાં ચૌહાન, ચાલુક્ય, પરમાર અને પડિહાર એ ચાર રજપુત વંશોનો સમાવેશ થાય છે. રા ચિંતામણરાવ વૈદ્યે પુનાના ભારત ઇતિહાસ સંશોધક મંડળના નવમા સંમેલન સમક્ષ "અગ્નિકુલ કલ્પનાની નિર્મૂલતા" નામનો એક નિબંધ વાંચ્યો હતો. તેમાં તેમણે બતાવ્યું હતું, કે ઉપલા ચાર વંશો પોતાના વંશને અગ્નિવંશ તરીકે ઓળખાવે છે, પણ તે ભૂલભરેલું છે. ઈ. સ. ૧૦૦૦ ના અરસામાં તેઓ પોતાને સૂર્યવંશી ને ચંદ્રવંશી તરીકે ઓળખાવતા. પૃથ્વીરાજરાસામાં ચંદભાટે એવું એક અલંકારિક વર્ણન આપ્યું છે, કે વસિષ્ઠ ઋષિએ રાક્ષસોનો નાશ કરવા અગ્નિકુંડમાંથી ચાર રજપુતો પેદા કર્યા; તેથી અગ્નિવંશની માન્યતાને ઐતિહાસિક સ્વરૂપ સહેજે મળી ગયું. ત્યારથી સૂર્યચંદ્રવંશીઓ પોતાને અગ્નિવંશજ તરીકે ઓળખાવવા લાગ્યા. તે પછીના ભાટોએ અગ્નિ સાથે તેમનો સંબંધ જોડી શકાય તેવી વંશાવળીઓ પણ ઘડી કાઢી. પણ આનું દુષ્પરિણામ એ આવ્યું, કે આ વંશો હુણ વિગેરે અનાર્ય જાતિના હતા, પણ વસિષ્ઠે પાછળથી તેમને અગ્નિસંસ્કારથી ક્ષત્રિય બનાવ્યા હશે, એમ જ પશ્ચિમના સંશોધકો માનવા માનવવા લાગ્યા. તેથી તેમની સૂર્યચંદ્રથી ઉતરી આવેલી શુદ્ધ પરંપરા નષ્ટ થવા લાગી. એટલે અગ્નિવંશજ તરીકે ઓળખાવવામાં આ રજપુતોને કોઇ જાતનો લાભ નથી. મૂળમાં આવા વંશની કલ્પના જ મિથ્યા હોવાથી કયા રજપુતો તે વંશમાં આવી જાય છે, તે વિષે તપાસ કરવાની જરૂર રહેતી નથી. ચંદભાટની પહેલાં અગ્નિવંશની કલ્પના હતી જ નહિ, એમ **શ્રી.** વૈદ્ય માને છે. પણ તે મત અમે પૂરેપૂરી રીતે માન્ય કરી શકતા નથી.

ચંદભાટ પહેલાં પણ પરમાર રાજાઓ પોતાને અગ્નિકુળમાં ઉત્પન્ન થએલા તરીકે જ માનતા; પણ

૧૧મા સૈકા પહેલાં તેઓ તેમ માનતા હોય, એમ જણાતું નથી જ. છતાં ય અગ્નિવંશની કલ્પના આથી પુરાતન હોવી જોઇએ, એમ માનવાને કારણ રહે છે. પ્રાચીન તામીલ સાહિત્યપરથી હોર્નલેએ સાબિત કર્યું છે, કે તે પ્રાંતમાં અમુક એક રાજવંશ યજ્ઞાગ્નિમાંથી ઉત્પન્ન થયો હોય, એવી માન્યતા છે અને તે વિષે તે નીચે મુજબ પુરાવો આપે છે.

તામીલ દેશમાં વિદ્યાને આશ્રય આપનાર તરીકેની કીર્તિ ધરાવતા સાત રાજા હતા. આમાં પરમ્બુનાડુના પારિ રાજા મુખ્ય હતો. આ રાજાને ચેર, ચોલ તથા પાંડય રાજાઓએ હરાવ્યાથી તેની રાજકન્યાઓનાં લગ્ન કરવાની ફરજ રાજાના મિત્ર કપિલર નામના બ્રાહ્મણ ઉપર આવી પડી, ત્યારે તે આ કન્યાઓને જે બે રાજાઓને ત્યાં લઈ ગયો,તેમને તેણે અગ્નિવંશમાં ઉત્પન્ન થએલા રાજા તરીકે સંબોધ્યા હતા. મ્હૈસુરની દક્ષિણમાં અરયમ નામનું એક રાજ્ય છે, તેનો રાજા હતો. તેનું નામ પુલિકડી માલ ઈરૂનગોવેલ હતું.

"તિરૂવિરયાડલ પુરાણમ્" પરથી જણાય છે, કે આ કપીલર કવિનો જન્મ તિરૂવાદવુર નામના ગામમાં થયો હતો. તેણે તામીલ ભાષામાં ઘણા ગ્રંથ લખ્યા હતા કપિલર અને પરણાર બન્ને સમકાલીન હતા. આ પુરાણમાં વિદ્યા દેનારા ત્રણ રાજા હતા, એમ જણાવવામાં આવ્યું છે; પણ તેમનાં નામો તેમાં જડતાં નથી. માત્ર વિદ્યાને આશ્રય આપનાર સાત રાજાઓનાં નામો તેમાં મળી આવે છે:—પળનિસ નજીક પેહન; ઉત્તર તરફના પશ્ચિમઘાટપર પારિ; દક્ષિણ આર્કટમાં તિરૂકકેવૂર નજીક કારિ; તિનેવેલ્લીની પશ્ચિમમાં પડિથિલ; ટેકરીઓ પાસે આઈ; ધર્મપુરી ઉર્ફે મ્હૈસુરમાંના તગડુરનો આદિદમનઃ મલનાડુનો નલ્લિ; સાલેમનો કોલ્લી; મલૈ નજીકનો ઓરિ; ઉરૈયુરનો ચોલ તથા વંજીનો ચેર.

કપીલર ગજબાહુ રાજાના સમયમાં થઈ ગયો હતો. એ ઉપરથી તે ઈ. સ ની બીજી સદીમાં થઈ ગયો હોય, એવું અનુમાન કરીને ડૉ. હોર્નલેએ આવા પુરાતન કાળમાં પણ ઋષિઓનાં યજ્ઞકુંડમાંથી પેદા થએલા રાજવંશની માન્યતા ફેલાયેલી હતી જ, એમ સાબીત કરી બતાવ્યું છે. ( ઇં. ઍ. પુ. ૩૪.)

**અગ્નિવેશ્યઃ**—( ૧ ) એક બ્રહ્મર્ષિ.

( ૨ ) સૂર્યવંશી નરિષ્યંત કુલોત્પન્ન દેવદત્ત રાજાનો પુત્ર—એનાં જાતુકર્ણ્ય અને કાનીન એવાં બીજા નામ છે. એ તપ વડે બ્રાહ્મણ થયો હતો. તેની સંતતિને અગ્નિવેશ્યાયન એ નામ પડ્યું હતું.

( ૩ ) અગસ્ત્ય ઋષિનો એક શિષ્ય. એની પાસેથી જ દ્રોણાચાર્યે ધનુર્વેદની શિક્ષા તથા બ્રહ્મશિર નામનું અસ્ત્ર સંપાદન કરેલું હતું. એ પાંડવો સાથે કેટલાક વખત સુધી દ્વૈતવનમાં હતો.

( ૪ ) આ નામના ઘણા રાજાઓ ભારતના યુદ્ધમાં પાંડવોના પક્ષમાં હતા.

**અગ્નિશિરઃ**—(૧) કામ્યકવનની ઉત્તરે આવેલું એક તીર્થ. અહીં સૃંજયપુત્ર સંજય રાજાએ શમ્યાક્ષેપ નામનો યજ્ઞ કર્યો હતો, તેવી જ રીતે ભરત રાજાએ પણ ૧૪૯ યજ્ઞો કર્યા હતા, એવી કથા છે. ( ભારત વનપર્વ અ. ૯૦ ).

**અગ્નિષ્ટોમઃ**—( ૧ ) ચક્ષુર્મનુસ નડ્વલેથી થએલા ૩૧૧ છોકરામાંના સાતમા છોકરાને અગ્નિષ્ટુત્ એમ પણ કહે છે. ( જુઓ મનુ શબ્દ ).

( ૨ ) એક યજ્ઞ. સવિસ્તર વર્ણન આ નીચે આપવામાં આવ્યું છે.

સામયાગમાં આ યાગ પહેલો કરવો પડે છે. સાત સોમસંસ્થાઓમાંની 'અગ્નિષ્ટોમ' નામક યાગ એ પહેલી સંસ્થા છે. સોમયાગની શરૂઆતમાં યજમાન અને યજમાનપત્ની ખાવાપીવા વિષે, બોલવાચાલવા વિષે અને બેસવાઉઠવા વિષે અમુક રીતે વર્તવા બંધાય છે અને નિયમ લે છે. આ નિયમસ્વીકાર નિમિત્ત જે ઇષ્ટિ કરવી પડે છે, તેનું નામ 'દીક્ષણીયા' એ છે. દેવોએ યજ્ઞ શોધવા જતી વખતે જે ઇષ્ટિ કરી, તેને 'પ્રાયણીયેષ્ટિ' કહે છે, અગ્નિ અને વિષ્ણુ એ બન્ને 'દીક્ષણીયા' ઇષ્ટિની દેવતાઓ છે અને ઉપર કહેલી 'પ્રાયણીયેષ્ટિ' માં પથ્યાસ્વસ્તિ, અગ્નિ, સોમ, સવિતા અને અદિતિ એ પાંચ મુખ્ય દેવતાઓ છે. પ્રાયણીયા પછી સોમરાજના અતિથિસત્કાર માટે એક ઇષ્ટિ કરવી પડે છે, તેને આતિથ્યા કહે છે. મુખ્ય સોમયાગની એક દિવસ પહેલા 'અગ્નીષોમીય' નામનો એક પશુયાગ થાય છે. અને તે જ દિવસે સોમયાગના ( સુત્યાહસંજ્ઞક ) મુખ્ય દિવસના અનુષ્ઠાનની પૂર્વતૈયારી કરવામાં આવે છે. મુખ્ય સોમયાગને—સોમરસના હવનને—દિવસે પણ અગ્નિદેવતાને ઉદ્દેશીને એક પશુયાગ કરવામાં આવે છે. સોમરસનું સવન ( એટલે છુંદવાની ક્રિયા ) પણ આ જ દિવસે કરવામાં આવતી હોવાથી પૂર્વોક્ત પશુયાગને પણ 'સવનીય પશુ' એવું નામ અપાયું છે. સોમવેલી છુંદવાનો, તેનું હવન કરવાનો અને તેને પીવાનો વિધિ આ દિવસે ત્રણ વાર એટલે સવારે, બપોરે અને સાંજે થાય છે. આ ત્રણે વખતનાં અનુષ્ઠાનને પ્રાતઃસવન, માધ્યંદિનસવન અને તૃતીય સવન એવાં નામ અપાયાં છે. ત્રણે સવનોમાં એકંદર બાર વખત સોમહવન થાય છે. તેમાં મુખ્ય દેવતા 'ઇન્દ્ર' વિગેરે હોય છે. પશુયાગની

અંદર સવારે વપાનો, બપોરે પુરોડાશાનો અને સાંજે હૃદયાદિ અવયવોનો યાગ થાય છે. દરેક દેવતાને સોમરસનું અવદાન સમર્પણ કરતી વખતે હોતા અથવા તે વર્ગમાંનો કોઇકિ તે દેવતાના સ્તુતિમંત્રનું વિશિષ્ટ રીતે પઠન કરે છે. આ પઠનને 'શસ્ત્ર' એવી સંજ્ઞા છે. 'શસ્ત્ર' પઠન થતાં પહેલાં ઉદ્‌ગાતા પોતાના સહકારીઓ સાથે સામગાયન કરે છે. તેને 'સ્તોત્ર' કહેવામાં આવે છે. પહેલાં સ્તોત્ર, પછી શસ્ત્ર અને તે પછી સોમરસનું હવન એવો ક્રમ હોય છે. અગ્નિષ્ટોમમાં સોમરસની આહુતિ આપવાનો વિધિ જેમ બાર વખત આવે છે, તેમ 'શસ્ત્રો' અને 'સ્તોત્રો' પણ બાર બાર જ આવે છે. સોમયાગને અંતે અવભૃથ સ્નાન થાય છે. તે પછી 'ઉદયનીયા' નામક ઇષ્ટિ થાય, કે તરત જ આ સોમયાગનો ઉપસંહાર અને સમાપ્તિ કરવામાં આવે છે.

અત્યગ્નિષ્ટોમ:—સપ્ત સોમસંસ્થાઓમાંનો એક યાગ. અગ્નિષ્ટોમયાગ થયા પછી આ યાગ કરવાનો હોય છે. આમાંની બધી ક્રિયાઓ અગ્નિષ્ટોમની માફક કરવાની હોય છે. ફેર એટલો જ, કે અગ્નિષ્ટોમમાં સુત્યા (છેલ્લે) ને દિવસે બાર શસ્ત્રોનું શંસન અને બાર સ્તોત્રોનું ગાન થાય છે અને અત્યગ્નિષ્ટોમમાં આ સંખ્યા તેરની હોય છે, હાલના જમાનામાં આ સપ્ત સોમસંસ્થા (યાગ) જુદી જુદી હોય તેમ કોઈ પણ માનતું નથી, તેમ પાળતુંય નથી. અગ્નિષ્ટોમ પછીની છેલ્લી સોમસંસ્થા સર્વતુષ્ટ નામક યાગ જ કરે છે અને તેમાં વચ્ચેના અત્યગ્નિષ્ટોમ, ઉકથ્ય, ષોડશી, અતિરાત્ર, વાજપેયનો સમાવેશ કરવામાં આવે છે. આનો ઉલ્લેખ સંહિતાગ્રંથમાં મળી આવતો નથી.

**અગ્રદાની:**—આ જાતની લોકસંખ્યા આસામની અંદર આશરે બસોની છે. બ્રાહ્મણોની પેટા જાતિઓ પૈકી આ એક હલકી પેટા જાત હોઇ આ જાતના લોકો પ્રેતદહનને વખતે મંત્ર ભણે છે; તથા શ્રાદ્ધની દક્ષણા તથા દાનો લે છે. (સેન્સસ ૧૯૧૧ ભાગ ૩) અગ્રદાની એનો અર્થ (आग्रे दानं यस्य) પ્રેતનું દાન લેનાર બ્રાહ્મણ એવો છે. (प्रेतोद्देशेन यद्दानं दीयते तत्प्रतिग्राही) એની વ્યાખ્યા નીચે પ્રમાણે છે.

लोभी विप्रश्च शूद्राणा मग्रेदानं गृहीतवान् ।
ग्रहणे मृतदानानां अग्रदानी बभूव सः ॥

**અગ્રવાલ:**—આગરવાલ જુઓ.

**અગ્રહારી:**—જબલપુર જીલ્લો તથા રાજગઢ સંસ્થાનમાં રહેનારી બનિયા લોકોની એક પેટા જાત. આ જાતના લોકોનો આગ્રાની સાથે સંબંધ છે.

સંયુક્ત પ્રાંતોમાં ખાસ કરીને આ લોકો જોવામાં આવે છે. ૧૯૧૧ ની સાલમાં કુલ ૭૯૨૯૬ અગ્રહારી હતા. તેમાંથી ૭૭૨૮૩ સંયુકત પ્રાંતોમાં હતા. આ લોકોમાં ૭૯૧૭૪ સનાતની હિંદુ, ૧૦૦ શીખ તથા ૫ જૈન મળી કુલ ૭૯૨૭૯ લોકો હતા.

**અગ્રિજેન્ટમ્:**—સિસીલીના દક્ષિણ કિનારા ઉપરનું આ શહેર સમુદ્રકિનારાથી ૨॥ માઇલ દૂર છે. ઈ. સ. પૂર્વે ૫૮૨ વી સાલમાં ગૅલના વસાહતવાળાઓએ આ શહેર વસાવ્યું. પિલ્હારીસ (ઈ. સ. પૂ. ૫૭૦ થી ૫૫૪) અને થેરોન (ઈ. સ. ૪૮૮-૬૩) એ બન્ને એકતંત્રી રાજાઓ પછી એસિડેઅસને હદપાર કર્યા પછી અહીં પ્રાતિનિધિક રાજ્ય સ્થાપવામાં આવ્યું. ઈ. સ. પૂ ૪૦૫ ની સાલમાં કાર્થેજીઅન લોકોએ આ શહેર લુટયું. ૩૩૮ માં ટ્રિપોલીઅનોએ અહીં વસાહત કરી ફ્રિટીઆસ નામના એકતંત્રી રાજાના વખતમાં આ શહેરને થોડી પહેલાંની સત્તા મળી. ૨૬૧ અને ૨૧૦ માં રોમન લોકોએ અને ૨૫૦ માં કાર્થેજીઅન લોકોએ આ શહેર લુટયું. અહીંથી અનાજ, કાપડ તથા ગંધક પરદેશ ચઢે છે આ શહેરની પૂર્વે ઍથેના ખડક ઉપર ઝ્યુસ ઍટેવિયસ અને ઍથેનાનાં દેવળો હતાં. શહેરની ઉત્તરે આવેલા પર્વતના ઉંચા ટેકરાના એક શિખર ઉપર આ ખડક આવેલો છે તથા બીજા ઉપર શહેર વસેલું છે. આ બંને શિખરો વચ્ચે એક મોટી ખીણ આવેલી છે. આ શહેરની પૂર્વે આવેલી ઍક્રેગૅસ નામની ખીણ ઉપરથી શહેરનું આ નામ પડયું. છે આ શહેરમાં પ્રાચીન ભાગ જો કોઈ હોય, તો તે ડૉરિક પદ્ધતિથી બાંધેલાં દેવળો છે. હિરેકલીસનું દેવળ ઘણું જુનું છે. પોપ બીજા ગ્રેગરીએ ૫૯૭ માં અહીંના દેવળને ઠેકાણે મુખ્ય પ્રાર્થનામંદિર બંધાવ્યું. હવું ઝ્યુસના દેવળમાં ઍટલાસની આકૃતિઓ છે. આ તથા હીરેકલીસનું મંદિર ધરણીકંપથી ભાંગી ગયું છે આ સિવાય બીજા ઘણા અવશેષો બાકી છે. પણ તે વિશેષ મહત્ત્વના નથી. આ શહેરની ભીંત તરફ, હિરેકલીસના મંદિર પાસે આવેલા પોર્ટોઓરિયા દરવાજા માંથી એક સડક જાય છે. શહેરની પશ્ચિમ બાજુએ ગ્રીક લોકોની કબરો જોવામાં આવે છે. દક્ષિણની ભીંતની બહાર રોમન લોકોની સ્મશાનભૂમિ છે. બ્યાલાટિઝો એ ઠેકાણે એક નાનું ગામડું શોધી કાઢવામાં આવ્યું છે.

**અગ્રોર:**—હજારા જીલ્લાના માનશેર તાલુકામાં વાયવ્ય સરહદ ઉપરનું એક ગામડું. ઉત્તરે

અક્ષાંશ ૩૪ ૨૯' થી ૩૪' ૩૩' તથા પૂર્વ રેખાંશ ૭૨° ૫૮' થી ૭૫° ૯૦' લંબાઈ ૧૦ માઇલ, પહોળાઈ ૬ માઇલ. નીચેના ભાગમાં, ઠેકઠેકાણે ગામડાં, ઝુંપડાં તથા ઝાડોની હારો જોવામાં આવે છે. અહીં પાક સારો થાય છે. ચારે બાજુએ પાઈન (પાંગારા) ઝાડથી ઢંકાયલા પર્વતો છે. આ પ્રદેશ સપાટ નથી; પણ પગથીઆં જેમ એક ઉપર એક હોય છે, તેમ ચઢાવવાળો છે. અહીં પાણી ઘણું હોવાથી કોઈક જ વખત પાક સારો આવતો નથી.સ્વાતિ તથા ગુજર લોકોની વસ્તી આશરે સત્તર હજારની છે. અહીંના ઘણાખરા લોકો મુસલમાનધર્મ પાળનારા છે. રાજતરંગિણીની અંદર આ પ્રદેશને અત્યુગ્રપુર કહેલો છે. તૈમુરલંગના વખતથી અઢારમા સૈકાની શરૂઆત સુધી આ પ્રદેશ કર્લુખ તુર્ક વંશના તાબામાં હતો. ઈ.સ. ૧૭૦૩ માં જલાલબાબા સૈયદ નામના માણસે તેને નસાડીઆ પ્રદેશ સ્વાતિ લોકોને વહેંચી આપ્યો. ઈ. સ. ૧૮૩૪ માં અંબના નવાબે આ ભાગ જીત્યો; પરંતુ ઈ. સ. ૧૮૪૧ માં શીખ લોકોએ તે પ્રાંત ફરીથી સાદ્દુદ્દીનના વંશજ અટા મહમદને આપ્યો. શીખ મુલક ખાલસા કરતી વખતે અટા મહમદને અગ્રોરનો સંસ્થાનિક (ચીફ) નીમી સરહદના આ ભાગનો બંદોબસ્ત કરવાનું તેને સોંપવામાં આવ્યું. પરંતુ ત્યાં સારી રીતે વ્યવસ્થા ન રહેતી હોવાથી ઈ.સ. ૧૮૫૨ માં એક લશ્કર મોકલવાની જરૂર પડી. ૧૮૬૮ માં એક પોલીસ થાણું પણ આ ભાગમાં રાખવામાં આવ્યું. આથી ખાન ચીડાયો અને તેણે ડુંગરામાંના લોકોની મદદ લઈ આ થાણું સળગાવી મૂક્યું. સૈન્ય મોકલવામાં આવ્યું અને એને પદભ્રષ્ટ કરી લાહોરમાં કેદ રાખવામાં આવ્યો ઈ. સ. ૧૮૭૦ માં ફરીથી તેને અહીંનો 'ચીફ' નીમવામાં આવ્યો. તેની પછી તેનો દીકરો અલ્લી ગહોર 'ચીફ' થયો, પરંતુ તેણે બ્રીટીશ મુલકોમાં સ્વારી કરવામાં બીજા લોકોને મદદ આપવાથી તેને ગાદી ઉપરથી ઉઠાડી મૂકવામાં આવ્યો. તથા ઇ. સ. ૧૮૯૧ ના અગ્રોર વ્હેલી રેગ્યુલેશનની રૂએ તેનું સંસ્થાન ખાલસા કરવામાં આવ્યું.

ઈ. સ. ૧૯૦૧ માં જમીનની તપાસણી થઈ. હાલ ત્યાં ૧૩૩૦૦ રૂા. ની ઉપજ છે.

અહીં ફકત કપાસમાંથી કાપડ તૈયાર થાય છે. આ ભાગમાંનું મુખ્ય ગામ ઓધી ગામડું છે. અહીં હઝારા સરહદ ઉપર એક લશ્કરી પોલીસ થાણું છે.

**અગ્રોહાઃ**—હિસારા જીલ્લા (પંજાબ) માંહેના ફતેહબાદ તાલુકાનું એક પુરાતન શહેર. ઉત્તર અક્ષાંશ ૨૯° ૨૦' તથા પૂર્વ. રે. ૭૫° ૩૮' આ શહેર હિસારાની વાયવ્ય દિશાએ ૧૩ માઇલ દૂર આવેલું છે. આ શહેર અગ્રવાલા વાણીયા જાતનું મૂળ સ્થાન કહેવાય છે. તે પહેલાં ઘણું જ મહત્ત્વનું શહેર હતું. કિલ્લાની ભીંતો તથા શહેરમાંની ભવ્ય ઇમારતોનાં ખંડીયરો આ બાબતમાં સાક્ષી પૂરે છે. ઇ. સ. ૧૧૯૪ માં મહમદ ઘોરીએ આ શહેર જીત્યું, ત્યારે બધા વાણીયા દક્ષિણમાં જઈ વસ્યા.

હાલ આ ગામ વિશેષ મહત્ત્વનું નથી. ઈ. સ. ૧૯૦૧ માં અહીં ફકત ૧૧૭૨ માણસોની વસ્તી હતી.

**અઘમર્ષણઃ**—(૧) એક ઋષિ. મધુચ્છંદનો પુત્ર તથા તેનો વંશ.

(૨) બીજા એક ઋષિ.

(૩) વિંધ્ય પર્વત પાસેનું એક તીર્થક્ષેત્ર. અહીં પ્રાચેતસ દક્ષે ઘણા વખત સુધી તપ કર્યું હતું.

(૪) અઘમર્ષણ એટલે પાપક્ષાલન. સંધ્યા કરતી વખતે આ વિધિ કરવાનો હોય છે. તે વખતે ઋગ્વેદ ૧૦ મા મંડલનું ૧૯૦ મું સૂકત બોલવામાં આવે છે. તે નીચે પ્રમાણે છે.

ऋतं च सत्यं चाभीद्धात्तपसोध्यजायत।
ततो राज्यजायत ततः समुद्रो अर्णवः ॥ १ ॥
समुद्रादर्णवादधिसंवत्सरो अजायत ।
अहोरात्राणि विदधद्विश्वस्य मिषतो वशी ॥ २ ॥
सूर्याचंद्रमसौ धाता यथापूर्वमकल्पयत् ।
दिं वंच पृथिवीं चान्तरिक्ष मथोस्वः ॥ ३ ॥

આ અઘમર્ષણ સૂકતને પદપાઠ નથી, એ એની વિશેષતા છે આ સૂકતનો ઉચ્ચાર કરીને પાણી સુધી જમીન ઉપર નાખવામાં આવે છે. આનો અર્થ એવો છે, કે શરીરમાંના પાપપુરુષને હાથમાંના પાણીની અંદર શ્વાસ રૂપે છોડીને તે પાણી પોતાની ડાબી બાજુની જમીન ઉપર અફાળવાથી ઉપર જણાવેલા પાપપુરુષનો નાશ થાય છે.

यथाश्वमेधः क्रतुराट् सर्व पापापनोदनः ।
तथाघर्षणं सूक्तं सर्वपापप्रणाशनम्॥

એવો આ સૂકતનો પ્રભાવ છે. સ્નાનની વખતે પણ આ સૂકત બોલવામાં આવે છે. ગુરુપત્ની, માતા, બ્હેન, તથા વધૂ એમની સાથે ગમન કરવા જેવાં ભયંકર પાતકો પણ ત્રણ વખત પાણીમાં ઉભા રહી આ સૂકત બોલવાથી નાશ પામે છે. એવો આ સૂકતનો પ્રભાવ વર્ણવેલો છ.

**અઘારિયાઃ**—આગ્રાથી આવેલા લોકો.૧૯૧૧ માં હિંદુસ્થાનમાં કુલ ૫૫૪૧૧ અઘારિયા લોકો હતા. તેમાંના લગભગ અડધા વરાડ, અને મધ્યપ્રાંતમાં તથા અડધા ઓરિસા તથા બહાર પ્રાંતોમાં હતા.

આ લોકો સંબલપૂર જીલ્લામાં રહે છે. લોકસંખ્યા ૨૭૦૦૦. રાયગઢ,સારંગપૂર તથા જીલ્લા છોટા નાગપુરમાં પણ આ લોકો જોવામાં આવે છે. એ લોકોની પરંપરાથી ચાલતી આવેલી માહિતી એવી છે,કે આ લોકો આગ્રા પાસે રહેનારા રજપૂતોના વંશજો હોઈ દિલ્લીના રાજાને આખું માથું ન નમાવતાં તેમની આગળ એક હાથે જ સલામ કરે, એવો હક તેમને મળ્યો હતો દિલ્લીના બાદશાહે આ લોકોને કાપી કાઢવાની એક યુક્તિ ખોળી કાઢી. તેમાં ફક્ત એક જ બચી ગયો અને બાકીના બીજા બધાનો નાશ થયો આ માણસને પણ બાદશાહ તરફથી તેડું તો આવ્યું;પણ તેણે પોતાને બદલે એક ચમારને મોકલ્યો અને પોતે છત્તીસગઢ તરફ નાઠો. આ લોકો પિતૃતર્પણ કરતી વખતે પહેલાં આ ચમારને નામે તિલાંજલિથી તર્પણ કરે છે. ગજપતિ ઉડિયા રાજા પાસે ત્રણ ભાઈઓ નોકરી માગવા ગયા, ત્યારે તેણે બે તરવારોનાં મિયાન પોતાની પાસે મંગાવ્યાં તથા જે મ્યાનની તેઓ ચૂંટણી કરે તે પ્રમાણે તેમનો ધંધો નિશ્ચિત થશે, એવું તેણે તેમને જણાવ્યું. એક ભાઈએ સોનાની મૂઠની તરવાર ઉઠાવી, પણ તેમાંથી બળદોને હાંકવાનો ચાબખો નીકળ્યો; તેથી એ લોકો ખેડૂત થયા, એવી કથા છે. આમાંથી એક જણને જનોઈ આપી બીજાનાં જનોઈ તોડી નાખ્યાં. આ લોકો પોતાને સોમવંશી રજપુત ગણાવે છે. તેમનો આકાર તથા ચહેરો, પૂર્ણપણે, આર્ય માનવવંશના ચહેરા જેવો છે, એમ કેટલાક લેખકો માને છે. (Russel & Hiralal-Tribes & Castes of C. P.).

આ લોકોની બે જાતો ગણાય છે. મ્હોટી, તથા નાની. નાની જાત અઘારિયા પુરુષ તથા અહીર સ્ત્રીઓથી ઉત્પન્ન થઈ છે. આ લોકોનાં ૮૪ ગોત્રો છે. તેમાં ૬૦ ગોત્રોને પટેલ, ૧૮ ગોત્રોને નાયક તથા ૬ ગોત્રોને ચૌધરી,એવી પદવીઓ આપવામાં આવી છે. આ લોકોનાં ગોત્રની અંદર કેટલાંક બ્રાહ્મણ ગોત્રો,કેટલાંક રજપૂત કુળનામો તથા કેટલાંક પ્રાણીનાં નામો અને કેટલાંકમાં અજ્ઞાતાર્થ શબ્દોનું મિશ્રણ થએલું જોવામાં આવે છે. આ લોકોમાં વિવાહને લાયક વધુવરોનાં લગ્નો ૫-૬ વર્ષમાં એક જ વખત અને એક જ મુહૂર્ત ઉપર કરી લેવામાં આવે છે.

જાતિદૈવતઃ—આ લોકોનો 'દૂલ્હા' નામનો દેવ છે. આ દેવ ગોંડોનો પણ છે. ઉડિયા બ્રાહ્મણોના હાથનું પાણી આ લોકો પીતા નથી. ખેતીવાડીમાં આ લોકો હુંશીયાર છે. ઘણાખરા લોકો ખાધેપીધે સુધી છે. આ લોકોમાં પુરુષો કરતાં સ્ત્રીઓની સંખ્યા વધારે છે. આ લોકોની સ્ત્રીઓ ખેતરમાં કામ કરતી નથી. ઘરની બહારનું પણ કામ કરતી નથી.

**અઘાસુરઃ**—કંસે કૃષ્ણને મારવા માટે મોકલેલો રાક્ષસ. એ બક તથા પૂતનાનો ભાઈ તથા કંસ રાજાનો સેનાપતિ હતો. તેણે સર્પનો દેહ ધારણ કર્યો. આ તેનો દેહ ચાર યોજન જેટલો લાંબો હતો, તેથી તેના મોઢાને ખીણ સમજીને ગાયો તથા ગોવાળીયા તેમાં પેસી ગયાં.કૃષ્ણ ભગવાને પણ તેની અંદર પ્રવેશ કરીને પોતાના શરીરનો આકાર વધાર્યો. આવી રીતે કૃષ્ણે આ રાક્ષસને ફાડીને મારી નાખ્યો. ( ભાગવત ૬. સ્કં. અ. ૧૨. )

**અઘોરીઃ**—અઘોરી, અઘોરપંથી, ઔગર ઔઘર, વિગેરે નામો હિંદુસ્તાનમાંના એક સાધુના પંથને આપવામાં આવ્યાં છે. આ પંથમાંના લોકો નરમાંસભક્ષક છે તેથી, તથા બીજા કેટલાક ભયાનક હત્યા કરનારા હોવાથી, ઘણા જુના વખતથી તેમને આ નામ આપવામાં આવ્યું છે.

અર્થઃ—અઘોર ( ન ઘોર ) એ શિવનામ ઉપરથી આ પંથનામની ઉત્પત્તિ થઈ છે, તેથી તેનો શૈવ સાંપ્રદાયની સાથેનો સંબંધ સારી રીતે વ્યક્ત થાય છે. અઘોરીશ્વર એ નામથી થતી શિવની ઉપાસના મ્હેસુરમાં ઇકેરીના મંદિરમાં તથા બીજે ઘણે ઠેકાણે જોવામાં આવે છે. આ પંથના અનુયાયીઓને અઘોરપંથી કહેવામાં આવે છે.

પ્રસારઃ—હાલ આ પંથનો પ્રસાર થવાનું કામ બહુ મુશ્કેલ થઈ પડયું છે. ૧૯૦૧ નું વસ્તીપત્રક જોતાં આ લોકોની સંખ્યા ૫૫૮૦ ની હતી. તેમાંથી ઘણાખરા ( ૫૧૮૫ ) બિહારમાં, તથા બાકીના અજમેર, મારવાડ તથા વરાડમાં મળી આવે છે. અંદમાનના બેટમાં બે ગુનેહગાર તરીકે મળી આવ્યા હતા. ૧૮૯૧ સાલના આંકડા કરતાં ઉપલા આંકડા ઘણા જ જુદા છે; કારણ તે વખતે સંયુક્ત પ્રાંતોમાં ૬૩૦ અઘોરી અને૪૩૧૭ઔગર, બંગાલમાં ૩૮૭૭અઘોરી, તથા પંજાબમાં ૪૩૬ ઔગર નોંધવામાં આવ્યા હતા. આવી રીતે તફાવત પડવાનાં કારણ બે છે. (૧) બીજા બધા સાધુના રીવાજ પ્રમાણે આ લોકો જાત્રા માટે, તેમ જ પર્વણીસ્નાનને માટે વારંવાર અહીંતહીં ભટકયા કરે છે; તથા ( ૨ ) બીજું એ, કે પંથની અપકીર્તિને લીધે પોતાનો ખરો પંથ છુપાવી રાખી વસ્તીગણત્રીને વખતે ઘણાખરા લોકો બીજા કોઈ સારા પંથમાં પોતાનાં નામો નોંધાવે છે. આ લોકોના મઠો હોય એવાં પ્રાચીન સ્થાનો આબુનો પર્વત, ગિરનાર, બુદ્ધગયા, કાશી તથા હિંગલાજ એ છે. ( પશ્ચિમ બાજુએ હિંગલાજ સુધી ભારતીય અનેકેશ્વરવાદ પહોંચ્યો હતો. ) પણ હાલમાં તો આબુના પર્વત પર અથવા બીજા કોઈ પણ ક્ષેત્રમાં આ

લોકોના મઠ અથવા બીજું કોઈ પણ ચિન્હ જોવામાં આવતું નથી.

પંથનો ઇતિહાસઃ—અઘોરી જેવા વર્તનવાળા વૈરાગી લોકો વિષે પ્રથમ ઉલ્લેખ હ્યુએનત્સંગના પ્રવાસવર્ણનમાં મળી આવે છે. શરીરે રાખ ચોપડેલા, ગળામાં ખોપરીની માળાઓ ધારણ કરેલા, (કપાલધારી) તથા નાગા ( નિર્ગ્રંથ) બાવા તેણે હિંદુસ્તાનમાં જોયા. આ પછીના સમયના કાપાલિકોનું વર્ણન પણ મળેલું છે. શંકરવિજયમાં આ કાપાલિકો વિષે આનંદગિરિએ એવું વર્ણન કર્યું છે, કે "ચિતાની રાખ તેના શરીરપર ચોપડેલી હોઇ તે ગળામાં નરરુંડની માળા પહેરે છે; તેના કપાળ ઉપર એક કાળી લીટી દોરેલી હોઈ તેણે માથા ઉપર જટા સજેલી હોય છે; તે કેડની આસપાસ વ્યાઘ્રચર્મ વીંટે છે અને ડાબા હાથમાં માણસની ખોપરી તથા જમણા હાથમાં એક ઘંટડી પકડી, મોટેથી " શંભો! ભૈરવ! કાલીનાથ!" એમ ઉચ્ચારતો ઉચ્ચારતો ને ઘંટડી વગાડતો વગાડતો રસ્તામાં ફરે છે." માલતીમાધવની અંદર અઘોરઘંટ ચામુંડા દેવીને જયારે માલતીનું બલિદાન આપે છે, ત્યારે માધવ તેને તેની પાસેથી છોડાવે છે તે વખતનું ભવભૂતિએ કરેલું વર્ણન ઘણું સુંદર છે. પ્રબોધચંદ્રોદયમાં કાપાલિકવ્રતનું વર્ણન આપવામાં આવેલું છે. દબિસ્તાન માં–એનો કર્તા ૧૬૭૦ ના અરસામાં મરણ પામ્યો. એક યોગીના પંથની માહિતી આપેલી છે. ખોરાક તરીકે આ લોકોને નિષિદ્ધ એવું કશું હોતું નથી. આ લોકો માણસોને પણ મારીને ખાય છે. આ લોકોમાંથી કોઇ કોઈ તો પોતાની વિષ્ઠા અન્નમાં મેળવીને અથવા કપડાથી ગાળીને પીએ છે. એમ કહેવાય છે, કે આમ કરવાથી માણસ ગમે તેવાં મહાન કામો કરી શકે છે. આ પ્રકારને તેઓ ' અતિલિયા ' અથવા ' અખોરી ' કહે છે. ગોરખનાથથી આ લોકોની ઉત્પત્તિ થઈ છે, એવું આ ગ્રંથમાં વર્ણન કરેલું છે. દબિસ્તાનના કર્તાએ આવી રીતનો એક માણસ જોયો હતો. આ માણસ પોતાનું હંમેશનું ગાયન ગાતો એક શબ ઉપર બેઠો હતો. આ શબને પાણી છુટે ત્યાં સુધી તેણે તેમને તેમ રાખ્યું અને પછી તેમાંનું માંસ તેણે ખાધું. આવી રીતનું કૃત્ય તેમનામાં અતિશય પુણ્યદાયક ગણવામાં આવે છે. ગોરખનાથ એ મધ્ય યુગમાંનો એક મોટો સાધુ હતો. તેને વિષે ઘણી અદ્ભુત કથાઓ કહેવામાં આવે છે. કેટલાક યોગી તેને પોતાનો પૂર્વજ માને છે.

પંથની હાલની સ્થિતિઃ—હાલમાં અઘોરીના દુષ્ટ રીવાજો સંબંધી ઘણી વાતો સાંભળવામાં આવે છે. લંડનમાં ૧૬૮૭ માં થેવેનો (M. Thevenot) નો પ્રવાસવર્ણનનો ગ્રંથ પ્રસિદ્ધ થયો. તેમાં મુંબઈ ઇલાકાના ભરૂચ જીલ્લામાંના ડેબકા (Debka) ગામે એક અઘોરીની વસ્તી હોવા વિષેનું વર્ણન કરેલું જોવામાં આવે છે. વૉર્ડ પણ પોતાના પુસ્તકમાં (Ward, View of the Hindoos [ 1815 ii 373.] અઘોરી પંથના અનુયાયીઓ (Ughorit Punthee)નું વર્ણન કરેલું છે. આબુના પહાડ ઉપર રહેનારી એક અઘોરી જાતનો ઉલ્લેખ ટૉડે પણ કર્યો છે. (Tod Travels in W. India [ 1839 ] P. 83 ff) ફત્તેપુરી નામના એક ઘણા જ પ્રખ્યાત અઘોરપંથી ઘણાં વર્ષો સુધી એક ગુફામાં રહેતો હતો. તેના કહેવાથી છેવટે તેને ત્યાં જ ચણી દેવામાં આવ્યો. ત્યાંના એક આબરૂદાર ગૃહસ્થે ટૉડને એમ કહ્યું, કે "થોડા જ દિવસ પહેલાં હું મારા ભાઇનું શબ સ્મશાનમાં લઇ જતો હતો, ત્યારે એક અઘોરીએ 'આની ચટણી બહુ જ સારી થશે ' એમ કહી મારી પાસે તેની માગણી કરી." કાલિકામાતાને બલિદાન આપવા માટે નરમાંસભક્ષક અઘોરી લોકો માણસોને પકડે છે. બુકૅનન ( Martin Buchanan E. India ii 492 f.) સાહેબ પોતાના પુસ્તકમાં નીચે પ્રમાણે એક અઘોરી વિષે લખે છેઃ—

૧૯ મા સૈકાની શરૂઆતમાં સંયુક્ત પ્રાંતમાં ગોરખપુરમાં એક અઘોરી આવ્યો. ત્યાંના રાજાના ઘરમાં તેણે પ્રવેશ કરી તેના શરીર ઉપર ગંદી વસ્તુઓ ફેંકી. ત્યારે તે રાજાએ અહમુતિ (Ahmuti) નામના પ્રાંતન્યાયાધીશ પાસે આ બાબતમાં ફરીયાદ કરી. અહમુતિએ આ અઘોરીને હદપાર કરવાનો હુકમ કર્યો થોડા જ વખતમાં અહમુતિ માંદો પડયો તથા ત્યાંના રાજાના વારસ મરણ પામ્યો ત્યારે લોકો એમ સમજવા તથા કહેવા લાગ્યા, કે સાધુના અપમાનનું આ ફળ મળ્યું. [The Reveletions of an Orderly.] (Benares 1849) આ પુસ્તકની અંદર અઘોરીનું કમકમાટી ઉપજાવનારૂં આચરણ સારી રીતે વર્ણવ્યું છે. છેવટે ગ્રંથકર્તાએ આવા બનાવ તદ્દન બંધ થઈ જાય, એવી વ્યવસ્થા કરવા સરકારને વિનંતિ કરેલી છે. આ પુસ્તક પ્રસિદ્ધ થયા પછી બાવાઓને નાગા ફરવાની પોલીસ તરફથી બંધી કરવામાં આવી અને આગળ જતાં વિશેષ કાયદાઓ ઘડવામાં આવ્યા. નરમાંસભક્ષણ (બ્રિટીશ હદમાં) શિક્ષાપાત્ર ગુન્હો ગણાય એવું ઠરાવવામાં આવ્યું. તો પણ હાલમાં જ (૧૮૭૭ માં) ઉજ્જેન ક્ષેત્રમાં યાત્રાને વખતે એક ટોળીએ આવી ત્યાંના અધિકારી પાસે કેટલીક બકરીઓ માગી. બકરીઓ આપવાની ના પાડવામાં આવ્યાથી તે ટોળીમાંના માણસોએ સ્મશાનઘાટ ઉપર જઈ ત્યાંનુ

એક મડદું કાઢીને ખાવાની શરૂઆત કરી. આ જોઈને ત્યાંના માણસોએ પોલીસને બોલાવ્યા; પણ તે નાગા લોકોએ જોઇતી બકરીઓ મળતાં સુધી પોતાનું ખાવાનું બંધ રાખ્યું નહિ.

એક અઘોરીનું ચરિત્રઃ—ડ્રેક બ્રૉકમન નામના ઇંડિયન મેડિકલ ઑફીસરે મેળવેલી એક અઘોરીની જન્મકથા એચ. બાલફરે [JAI (1897) XXVI 340 ff. ] આપેલી છે આ માણસ જાતે લુહાર હતો અને પંજાબમાંના પતિયાળા સંસ્થાનમાં તે રહેતો હતો. તે પહેલાં ભીખ માગતો હતો, પણ આગળ ઉપર એક અઘોરીએ તેને પોતાનો શિષ્ય બનાવ્યો. તે બદરીનારાયણની યાત્રા કરી નેપાળમાં ગયો. ત્યાંથી જગન્નાથ જઈ છેવટે મથુરા તથા ભરતપુરમાં આવ્યો. ભરતપુરમાં તેની પૂછપરછ કરવામાં આવી, તે વખતે તેણે એવી જુબાની આપી, કે "હું હાલમાં કોઈ પણ જાત પાસેથી અન્ન ગ્રહણ કરૂં છું,તથા જાતિભેદ માનતો નથી. હું પોતે નરમાંસ ખાતો નથી, પણ મારા પંથમાંના કેટલાક લોકો તે ખાય છે તેમ જ ખાધેલાને ફરીથી જીવતા કરવાની શકિત તેમનામાં હોય છે. કેટલાકની પાસે મંત્રસામર્થ્ય હોવાથી તે લોકો પણ નરમાંસ ખાય છે. મારામાં ઉપર જણાવેલું સામર્થ્ય ન હોવાથી હું નરમાંસ ખાતો નથી.હું ફકત માણસની ખોપરીમાં અન્ન લઇને ખાઉં છું તથા પાણી પીઉં છું.આ ઉપરાંત ઘોડા સિવાય બધા મરેલાં જનાવરોનું માંસ હું ખાઉં છું. અમારા પંથમાં ઘોડાનું માંસ નિષિદ્ધ માનેલું હોવાથી હું ખાતો નથી.મારા બધા જાતભાઇઓ પણ ઘોડા સિવાય બીજાં બધાં જનાવરોનું માંસ ખાય છે."

ફકત ઘોડાનું જ માંસ કેમ નિષિદ્ધ છે,તે જરા વાદગ્રસ્ત વિષય છે. કોઈ એમ કહે છે, કે ઘોડા (ઘોરા) એ નામ આ પંથના નામ જેવું હોવાથી અઘોરી લોકો તેને નિષિદ્ધ માનતા હોવા જોઇએ. પરંતુ આમ કહેવું બરાબર લાગતું નથી. હિંદુસ્તાનમાં તો ગાયની પહેલાં ઘોડો પવિત્ર ગણાતો. અશ્વમેધ યજ્ઞમાં ઘોડાને વિરાજ કહેલો છે. હાલમાં પણ ઘોડો પવિત્ર ગણાય છે.

અઘોરી પંથનો બીજા હિંદુ પંથો સાથેનો સંબંધઃ—પોતાના પંથની વ્યવસ્થાની બાબતમાં અઘોરી લોકો એટલા બધા મુગ્ધ હોય છે, કે બીજા પંથની સાથે તેનો શો સંબંધ છે, તે હજી સુધી જાણવામાં આવ્યું નથી. અર્વાચીન સમયનો પંથ, જેનું મુખ્ય ઠેકાણું કાશીમાં છે, તે પોતાની ઉત્પત્તિ કિન્નરામ નામના એક સાધુથી થએલી છે, એમ સમજે છે. કિન્નરામનો ગુરુ કાળુરામ ગિરનારમાં ૧૮ મા સૈકાના અંતમાં થઈ ગયો. (Crooke Tribes & Castes 126.) આ કારણથી કેટલીક વાર આ લોકોને કિન્નરામી નામથી ઓળખવામાં આવે છે. અઘોરીઓના ધાર્મિક વિચાર લગભગ પરમહંસના જેવા જ હોય છે. પરમહંસ બ્રહ્મસ્થિતિમાં નિમગ્ન હોય છે, એટલે તેમને સુખદુઃખ સમાન હોય છે તેઓ દુનિયાદારીથી એટલા બધા અલિપ્ત હોય છે, કે તેઓને ખાવાપીવાનું પણ ભાન રહેતું નથી.

આજીવિકાનાં સાધનો વિષે બેદરકાર રહેનાર બીજો પંથ સરભંગી નામનો છે. જીવન ટકાવવાની બાબતમાં આ બન્ને પંથ બેપરવા હોય છે, એ ખરૂં; પણ અઘોરીની દુષ્ટ રીતોથી આ બેપરવાઈ તદ્દન જુદા પ્રકારની હોય છે. પંજાબના ઔથર નામના યોગીઓ સાથે આ લોકોનો કયા પ્રકારનો સંબંધ છે, તે નિશ્ચિત રીતે જણાયું નથી. અઘોરી લોકોમાં વિશેષતા એટલી જ છે, કે તે લોકો કોઈ કોઈ વાર નરમાંસ તેમ જ પોતાની વિષ્ઠા ખાય છે.

નરમાંસભક્ષણ તથા મલભક્ષણઃ—અઘોરી લોકોને લગતી મહત્ત્વની બાબતો બે છે. ૧) નરમાંસ તથા મલભક્ષણ. ( ૨ ) ખાવાપીવાના કામમાં મનુષ્યની ખોપરીનો પાત્ર તરીકે થતો ઉપયોગ.કાલી, દુર્ગા ઇત્યાદિ સ્વરૂપમાં રહેલી દેવીના શકિતઉપાસકો જે ગૂઢ સંસ્કારવિધિ કરે છે, તેની સાથે નરમાંસ ભક્ષણ તથા નરમેધનો ખાસ કરીને સંબંધ હોય છે. આ રીતની કાલીપૂજાની શરૂઆત પાંચમા સૈકામાં બંગાળામાં થઈ હોય, એમ દેખાય છે.કાલિકાપુરાણમાં મનુષ્યબલિદાન કરવાનું સ્પષ્ટ કહેલું છે હાલ મનુષ્યના બદલામાં કબુતરો, બકરા, બળદ અને પાડાઓને કોક વાર બલિદાન તરીકે આપવામાં આવે છે. હિંદુ ધર્મમાં આવા રીવાજો અનાર્યો પાસેથી લેવામાં આવ્યા હોય એમ લાગે છે, અને તે પણ ભીલ જેવા પાસેથી લેવાયા નથી; પણ પૂર્વ બાજુની જંગલી પ્રજા પાસેથી લેવામાં આવ્યા છે, એમ સ્પષ્ટ દેખાય છે. હજી પણ આસામ વિગેરે ઠેકાણે આવા બનાવો બને છે. આવી રીતે અઘોરી પંથનો હિંદુ ધર્મની સાથે સંબંધ છે.

કદાચ બીજી રીતે પણ રીવાજની ઉત્પત્તિ બેસાડી શકાય. જંગલી જાતોમાં મંત્રતંત્ર કરનારા લોકો આધ્યાત્મિક ઉન્નતિને માટે ગંદા લાગતા પદાર્થો ખાતા નજરે પડે છે. આ માન્યતામાં જ અઘોરી રીતરીવાજોનું મૂળ મળી આવશે. શૈવ સિદ્ધાંત પ્રમાણે બધી જ વસ્તુઓ સમાન દરજ્જાની તથા હલકી હોય છે, એમ જે અર્વાચીન અઘોરી કહે છે, તે કલ્પના હાલની જ છે.

માણસની ખોપરીનો વાસણ તરીકે ઉપયોગઃ- ખાવાપીવાની બાબતમાં ખોપરીનો ઉપયોગ કરવાનો હેતુ પણ ઉપર જણાવ્યા પ્રમાણે જ હોવો જોઇએ, આવી રીતે ઉપયોગ કરવામાં આવતી ખોપરીમાં જાદુ હોય છે, એમ ઘણે ઠેકાણે મનાય છે. દાખલા દરીકે પૂર્વ આફ્રિકામાં વાડો(Wadoe) લોકોમાં રાજ્યાભિષેક વખતે એકાદ નવા માણસને મારીને તેની ખોપરીનો પાણી પીવાના વાસણ તરીકે ઉપયોગ કરવામાં આવે છે. ( Baganda) બગંડાના રાજાનો નવો રાજગોર માજી રાજગોરની ખોપરી વડે પાણી વિગેરે પીએ છે, આમ કરવાથી માજી ગોરનું ભૂત તેની અંદર પ્રવેશ કરે છે. એવી તે લોકોની માન્યતા છે હિમાલયમાં હિમવાતથી મરેલી સ્ત્રીઓની ખોપરીઓનાં નગારાં બનાવી ભૂતવેતાળોને બોલાવવા માટે તેમનો ઉપયોગ થાય છે. (Wadell, Among the Himalayas.) આવી અને આના જેવી જ બીજી કેટલીક બાબતો ઉપરથી એમ જણાય છે,કે ઉપયોગમાં આવનારી ખોપરીની પસંદગી બહુ કાળજીપૂર્વક કરવામાં આવે છે. ખોપરી વાપરવાની રીત જો ઉપર પ્રમાણે ઉત્પન્ન થઈ હોય, તો તે હાલ નિકૃષ્ટ સ્વરૂપની છે, એમ કહેવું પડશે; કારણ તે લોકો ખોપરી પસંદ કરવામાં બીલકુલ ચીવટ રાખતા નથી.

યૂરોપખંડમાં પણ ખોપરીનો વાસણ તરીકે ઉપયોગ કરવામાં આવે છે. પ્રાચીન જર્મન તથા કેલ્ટ લોકોની અંદર એવો રીવાજ હતો. અલ્બાઇને (Alboin) જ્યારે પોતાની રાણીને તેના બાપની ખોપરીમાં પીણું લઈ પીવાનો આગ્રહ કર્યો, ત્યારે તેનું મરણ નીપજ્યું, એવી હકીકત છે. ( Paulus Diacoonus. Hist. Langob. ii, 28 in Gummere. Germ. Orig. 120 ) હજી પણ એવી માન્યતા પ્રચલિત છે, કે આત્મહત્યા કરેલા માણસની ખોપરીમાં પાણી લઈ પીવાથી અપસ્માર મટે છે.

અઘોરી લોકોને શિક્ષાઃ—માણસોનાં મડદાં ખાવા માટે અથવા તેમનાં અપમાન માટે હાલમાં ઘણા અઘોરીઓને કોર્ટે શિક્ષા કરેલી છે. ઈ. સ. ૧૮૯૨ માં ગાઝીપૂરના સેશન જજે એક અઘોરીને રસ્તા ઉપરથી એક મડદું લઈ જવાના ગુન્હા માટે ઈ. પી. કોડ ૨૭૦-૨૯૭ કલમ પ્રમાણે એક વર્ષની સખત મજુરીની શિક્ષા કરેલી હતી. આવી જ જાતના કેસો ૧૮૮૨ માં પંજાબ ( રોહટકમાં ) તથા ૧૮૮૪ માં ડેહરાડૂનમાં થયા હતા. ૧૮૮૪ માં ગંગાના એક બેટ ઉપર એક અઘોરીને નરમાંસ ખાતો, બે યુરોપીઅનોએ પકડયો હતો. તેની ઝુંપડીની આજુબાજુએ ઘણાં મરેલાં માણસનાં ડોકાં, બાંબુ ઉપર લટકતાં દેખાતાં હતાં. તેમાંનું એક તો તરતનું જ ધડથી જુદું કરવામાં આવેલું હતું.

અઘોરી દીક્ષાઃ—ઘણાખરા બાવાઓ શીખાઉ વિદ્યાર્થીથી આ દીક્ષામંત્રો તથા વિધિ ગુપ્ત રાખે છે. તેથી અઘોરી પંથની દીક્ષા આપવાની ખરી માહિતી મળવી મુશ્કેલ છે. એક માણસે નીચે પ્રમાણે માહિતી આપી હતીઃ-દીક્ષા આપવાની વખતે ગુરુ શંખ ફુંકે છે તથા તેની સાથે બીજા લોકો જુદાં જુદાં વાદ્યો વગાડે છે ત્યાર બાદ ગુરુ માણસની ખોપરીમાં પિશાબ કરી, તે પિશાબ શિષ્ય થનારા માણસના માથા ઉપર રેડે છે. તે પછી તેના માથાનું હજામ પાસે મુંડન કરાવવામાં આવે છે. પછી આ શિષ્ય થોડો દારૂ તથા હલકી લોકોમાંથી મેળવેલું ભિક્ષાન્ન સેવન કરે છે. કમરને ભગવું વસ્ત્ર લપેટી હાથમાં દંડ ધારણ કરે છે. આ દીક્ષાવિધિમાં ગુરુ શિષ્યના કાનમાં કોઈ મંત્ર ભણે છે. કોઈ એમ પણ કહે છે, કે નરમાંસભક્ષણનો કાર્યક્રમ પણ આ વિધિમાં હોય છે. આ વિષે વધારે માહિતી નીચે પ્રમાણે છેઃ—આ દીક્ષા, કાશીમાં આ પંથના ઉત્પાદક કિનારામની જ્યાં સમાધિ છે, ત્યાં આપવામાં આવે છે. તે વખતે સમાધિ ઉપર, એક ભાંગનો તથા એક દારૂનો એમ બે પ્યાલા મુકવામાં આવે છે. જેને પોતાની જાત કાયમ રાખવી હોય, તેણે ભાંગનો પ્યાલો તથા જેને પૂરી દીક્ષા લેવી હોય,તેણે બન્ને પ્યાલા પીવા એવો નિયમ છે. ત્યાર પછી કિનારામના વખતથી જાગૃત રાખેલા અગ્નિને ફળ અર્પણ કરવામાં આવે છે અને એક જનાવર ( ઘણુંખરૂં બકરા ) નું બલિદાન આપવામાં આવે છે. આ પછી શિષ્યનું માથું ગુરુના મૂત્રથી ભીનું કરી, મુંડવામાં આવે છે અને છેવટે એકત્ર થએલા લોકોને મિજબાની આપવામાં આવે છે. ૧૨ વર્ષની ઉમેદવારી પછી તે પૂર્ણ રીતે આ પંથનો અનુયાયી થઈ શકે છે.

પહેરવેશ તથા રૂપઃ—અઘોરી લોકોનાં જે ચિત્રો એકઠાં કરવામાં આવ્યાં છે, ( Anthropological Society of Bombay ) તેમાં તેઓનાં શરીરે ચિતાભસ્મ ચોપડવામાં આવેલી હોય એવું જણાય છે. બ્રહ્મા, વિષ્ણુ તથા મહેશ એ ત્રિમૂર્તિની એકતાનું ચિન્હ તેમના કપાળ ઉપર જોવામાં આવે છે. રુદ્રાક્ષની માળાઓ તથા સાપોનાં હાડકાંની અને જંગલી ડુક્કરોના દાંતની માળાઓ તેમના કંઠમાં જોવામાં આવે છે. હાથમાં મનુષ્યની ખોપરી હોય છે. કેટલાક લોકોના ગળામાં માણસના દાંતની માળાઓ પણ હોય છે, એમ સાંભળવામાં આવ્યું છે.

**અચલઃ**—દુર્યોધનનો મામો. શકુનિનો ભાઈ. વૃષક વિગેરે પોતાના પચાસ ભાઈઓની સાથે ભારતીય યુદ્ધમાં અર્જુનને હાથે મરાયો પુત્રદર્શન પર્વની અંદર બીજી લડાઈઓમાં પડેલા યોદ્ધાઓની સાથે આનાં પણ દર્શન ધૃતરાષ્ટ્રગાંધારીને વ્યાસે કરાવેલાં, એવો ઉલ્લેખ છે. ( મહાભારત ૭. ૩૦, ૧૫. ૧૫, ૩૨૮૭૯. )

( ૨ ) વિષ્ણુનાં સહસ્ર નામોમાંથી એક.

**અચલાઃ**—( કિલ્લો ) મુંબઈ, નાશિક જીલ્લો. ચાંદોર ડુંગર ઉપર તદ્દન પશ્ચિમે આ કિલ્લો છે અને દિંડોરીની ઉત્તરે ૨૦ માઈલ છે. ઈ. સ. ૧૮૧૮ માં કૅ. બ્રિગ્જે આ કિલ્લાનું વર્ણન નીચે પ્રમાણે કરેલું છેઃ—આ કિલ્લો ડુંગરના કિલ્લા જેવો જ છે. તેની ઉપર જવાનો રસ્તો ઉભો તથા ઘણો વિકટ છે. આ કિલ્લાને એક જ દરવાજો છે. બાકીના ભાગનો ફકત પાયો જ દેખાય છે. તે ઉપરથી આ કિલ્લો પૂરો થયો હોય એમ દેખાતું નથી. ત્યાં છાપરાવાળી એક ચોકી છે અને દારૂનો કોઠાર પણ ત્યાં જ હોય, એમ લાગે છે. ઈ. સ. ૧૮૧૮ માં કર્નલ મૅકડોવેલને ત્રિબંકેશ્વરની સાથે મળેલા સત્તર કિલ્લાઓમાં આ એક કિલ્લો હતો. ( Blaker's Mahratha War 322)

**અચેષ્ટઃ**—વાતાવરણના વાયુઘટકોમાંનું આ એક મૂલદ્રવ્ય છે. ઈ સ ૧૮૯૪ ની પહેલાં સો વરસ લગી લોકોમાં એવી માન્યતા હતી, કે વાતાવરણના વાયુઘટકો વિષે સંપૂર્ણ જ્ઞાન થયું છે, હવે તે વિષે વધારે કાંઈ જાણવાનું રહેતું નથી. વાતાવરણના ઘટક એટલે દેશકાલસ્થિતિ પ્રમાણે અલ્પાંશથી વધતી ઘટતી આર્દ્રતા, કર્બામ્લવાયુ ( કૅરબોનીક ઍસીડ ), ઉજ્જ, હાયડ્રોજેન, અજ્ઞવાયુ અમોનિયા) વિગેરેનો માત્ર અંશ બાદ કરતાં વાતાવરણના મુખ્ય ઘટક ( નાયટ્રોજન ) અને પ્રાણનત્ર એ જ છે. એવી પૂર્ણ માન્યતા હતી. વાતાવરણનું પૃથક્કરણ કરતાં તેમાંથી પ્રાણનું પ્રમાણ લઈ લેવામાં આવે, તે બાદ બાકી રહેલો વાયુ તે નલ જ છે, એમ લોકો માનતા. સર હેન્રી કેવેન્ડીશના વખત લગી આ બાકી રહેલો વાયુ પૂરેપૂરો નલામ્લરૂપ છે, કે કેમ. તેના પ્રયોગ કરવાની વાત તો દૂર જ રહી; પણ તે વિષે કોઈને જરા સરખી શંકા પણ આવી નહિ.

આ જોવાનું કેમ બની આવ્યું, એ વાત ધ્યાનમાં રાખવા જેવી છે. માઉંટે જે નિયમો કરેલા, તેમનો તાળો મેળવી જોવાનું કામ ઘણાં વરસથી ચાલી રહ્યું હતું. તેમાં મુખ્ય વાયુ, ઉજ્જ, પ્રાણ અને નલ એમનું વિશિષ્ટ ગુરુત્વ જોવા માટે નવા પ્રયોગ શરૂ થયા હતા. આને માટે વેર્નન હાર્કોટના રીત મુજબ અમ્નવાયુ હવામાં ભેળવી તે મિશ્રણ રકતોષ્ણ તાંબાના ચૂર્ણ ઉપરથી લઈ જવામાં આવ્યું. તેમાં ઉષ્ણતાના પ્રભાવથી હવામાંના પ્રાણનો સંયોગ અજ્ઞમાંના ઉજ્જ સાથે થાય છે. આ સંયોગક્રિયા પૂરી થયા પછી તે મિશ્રણ ગંધકામ્લમાં લઈ જઈ તેને સુકો ( નિર્જલ ) બનાવવામાં આવેલો હતો. તેમાં જે નત્ર હોય છે, તે મુખ્યત્વ હવામાંનો જ હોય છે. અમ્નમાંથી ઉત્પન્ન થએલા નલનો પણ થોડોક અંશ હોય છે. ઘણા પ્રયોગોનું પરિણામ આ પ્રયોગને મળતું આવેલું હોવાથી હવે નત્રના વિશિષ્ટ ગુરુત્વને લગતી કોઈ શંકા રહી નથી, એવું નિશ્ચિત થયું. પણ આ જ પ્રયોગમાં અજ્ઞનો ઉપયોગ ન કરતાં હવામાંનો પ્રાણવાયુ લઈ તાંબાનું પ્રાણિદિકરણ કરી જે નત્ર બાકી રહે, તેનું વિશિષ્ટ ગુરુત્વ જોવું, એવું નક્કી થયું. આ પ્રયોગનું ફળ પણ બરાબર મળતું આવ્યું. પણ હારકોર્ટની રીતે તૈયાર કરેલા નત્રના વિશિષ્ટ ગુરુત્વમાં અને આ રીતે તૈયાર કહેલા નત્રના વિશિષ્ટ ગુરુત્વમાં ૧/૧૦૦૦ જેટલો ફેર પડયો. આ પછી હારકોર્ટની રીતે હવા ન લેતાં માત્ર શુદ્ધ પ્રાણ જ અમ્નમાં મિશ્રિત કરી કેવળ અમ્નમાંથી નત્ર તૈયાર કરવામાં આવ્યો. તેનું વિશિષ્ટ ગુરુત્વ જોતાં સેંકડે ૧/૨ જેટલો તફાવત માલમ પડયો. હવામાંના પ્રાણવાયુનું સંયોગીકરણ ગમે તે રીતે કરીને જે નત્ર નીકળતો, તે નત્રપ્રાણિદ, અજ્ઞ અને અમોનિનત્રાયિતમાંથી તૈયાર થએલા નત્રથી વિશિષ્ટ ગુરુત્વમાં ૧/૨૦૦ જેટલો ફેરવાળો દેખાવા લાગ્યો. આ ફેર કોઈ પ્રકારની અશુદ્ધતાથી આવ્યો, એમ તો કહી શકાય તેમ ન હતું; તેમ આ ફેરનું નિરાકરણ પણ કરી શકાતું ન હતું. આ બન્ને રીતે તૈયાર થએલા નત્રવાયુ આઠ માસ લગી રાખી મુકયા, તેમ છતાં તેમનાં વિશિષ્ટ ગુરુત્વમાં કશો ય તફાવત દેખાયો નહિ, તેમ જ વિદ્યુત્સ્ફુલિંગની કશી ય અસર તેમની ઉપર થઈ હોય, એવું જણાયું નહિ.

તેથી હવામાં નત્ર કરતાં વધારે વિશેષ ગુરુત્વવાળો એકાદ વાયુ હોવો જોઈએ અને તેથી આ તફાવત પડતો હોવો જોઈએ, એવી શંકા ઉત્પન્ન થઈ અને તેનું સંપૂર્ણ નિરાકરણ લૉર્ડ રેલે અને વિલ્યમ હૅમસે એમણે કર્યું. આ વખતે હવામાંનો નત્ર સર્વનત્રામ્લભાવી છે કે કેમ, અને આ વાતાવરણનત્ર અને બીજા પદાર્થમાંનો નત્ર એક જ છે કે કેમ, એ સવાલ ઉપસ્થિત થયો. સર હેન્રી કેવેન્ડીશે તો ઈ. સ. ૧૭૮૫ માં જ આ પ્રશ્નનો નિકાલ આણ્યો હતો. ઈ. સ. ૧૮૯૪ માં રેલે અને હૅમસેએ બ્રિટીશ અસોસીએશનને જણાવ્યું, કે વાતાવરણમાંના

એક નવા વાયુની શોધ થઈ છે. આ વાયુ ઉપર કોઈ પણ દ્રવ્યનું રાસાયનિક કાર્ય થએલું જોવામાં આવ્યું નહિ, તેથી તેને અચેષ્ટ અથવા નિર્ગુણ ( ઑર્ગન ) એવું નામ આપ્યું. આ નવીન વાયુના ગુણધર્મ વિષે માહિતી રૉયલ સોસાયટી તરફ ઈ. સ ૧૮૯૫ ના જાનેવારી માસમાં મોકલવામાં આવી અને આ વાયુને વાતાવરણમાંથી જુદો કાઢવાના પ્રયોગ મોટા પ્રમાણમાં શરૂ થયા.

વાતાવરણમાંથી નિર્ગુણ વાયુ બે રીતે તૈયાર થાય છે. ૧ લી રીત કૅવેન્ડીશે યોજેલી છે, તે જ છે; પણ તેમાં ઘણા સુધારા કરવામાં આવ્યા છે. તેમાં હવા અને ઉજ્જના મિશ્રણ ઉપર વિદ્યુત્સ્ફુલિંગની ક્રિયા કરવામાં આવે છે અને તૈયાર થએલા નત્રામ્લનું શોષણ પાતળા અલ્કદ્રવમાં થાય છે. આ મિશ્રણમાંથી નત્ર અદૃશ્ય થયો છે, કે નહિ તે જોવા માટે એક નાનું વિચ્છિન્નકિરણદર્શક યંત્ર હોય છે, તેની ઝીણી ફાટમાંથી જોવામાં આવે, તો જો નત્ર હોય, તો તેની પીળી લીટી દેખાય છે. આ પીળી લીટી દેખાતી બંધ થાય, એટલે નત્ર અદૃશ્ય થઈ ગયો, એમ સમજવું. પછી વધારે શક્તિવાળા યંત્રથી ફરીથી વિચ્છિન્ન કિરણ જોવામાં આવે છે. અચેષ્ટનો વિચ્છિન્ન કિરણપટ ઘણો આશ્ચર્યોત્પાદક હોય છે. પરિસ્થિતિ પ્રમાણે તે લોહી જેવા લાલ કિરણથી માંડીને પોલાદ જેવા તદ્દન ભૂરા રંગનો હોય છે. દબાણ વિદ્યુત્પ્રવાહનો જોશ વિગેરે પરિસ્થિતિ પ્રમાણે અચેષ્ટકિરણપટનો રંગ તદ્દન ભૂરા રંગનો હોય છે.

બીજી રીતમાં નત્રનું શોષણ મગ્નધાતુ વડે કરવામાં આવે છે. આને માટે મગ્નનો ભૂકો કઠણ કાચની અથવા લોઢાની નળીમાં ભરીને તે નળી રક્તોષ્ણ થાય, એટલે તામ્રને લીધે નિષ્પ્રાણ થએલી હવા આ રક્ત મગ્ન ઉપરથી લઇ જવી. આ ઉષ્ણમાન ઉપર નત્ર મગ્ન સાથે સંયુક્ત થાય છે અને અચેષ્ટ જુદો થાય છે. મગ્નધાતુ અને નિર્જળ ષટપ્રાણિકનું મિશ્રણ માત્ર મગ્નધાતુને બદલે યોજવામાં આવે, તો સંયોગ વધારે ત્વરિત થાય છે. આ રીતે તૈયાર થએલા અચેષ્ટની ઘનતા ૧૯.૯૪૦ હોય છે.

અચેષ્ટ પાણીમાં વિદ્રાવ્ય હોય છે. ૧૨° ઉપર અચેષ્ટ લગભગ સેંકડે ૪ પ્રમાણથી પાણીમાં વિદ્રુત થાય છે. એટલે નત્ર કરતાં ૨½ ગણો વધારે અચેષ્ટ વિયુક્ત થાય છે. બધા વાયુની વિશિષ્ટ ઉષ્ણતાનો ગુણકાંક ૧.૪ હોય છે; પણ અચેષ્ટની વિશિષ્ટ ઉષ્ણતાનો ગુણકાંક ૧.૬૭ હોય છે. હવાના પ્રમાણમાં અચેષ્ટની વક્રીભવનતા ફક્ત ૯૬૧ છે. અચેષ્ટનું ચિકટપણું (Stickiness) હવાના પ્રમાણમાં ૧.૨૧ હોય છે.

નીચ ઉષ્ણતામાનનું પરિણામ અચેષ્ટ ઉપર કેવુંક થાય છે, તે નીચેના કોષ્ટકમાં બતાવ્યું છેઃ—

| નામ | સ્થિત્યંતરદર્શક ઉષ્ણતામાન (Critical temperature.) | સ્થિત્યંતરદર્શક ભાર (Critical Pressure.) | ઉત્કવથનાંક (Boiling Point.) | હિમાંક (Freezing Point) |
|---|---|---|---|---|
| નત્રઃ | —૧૪૬.૦ | ૩૫. ૦ | —૧૯૪.૪ | —૨૧૪.૦ |
| અચેષ્ટઃ | —૧૨૧.૦ | ૫૦. ૬ | —૧૮૭.૦ | —૧૮૯.૬ |
| પ્રાણઃ | —૧૧૮.૮ | ૫૦. ૮ | —૧૮૨.૭ | ? |

અચેષ્ટ એ મગ્ન અથવા ખટ સાથે સંયુક્ત થતો નથી; તેમ જ પ્રાણ ઉજ્જ કે નત્રની સાથે પણ સંયુક્ત થઈ શકતો નથી. તે કોની સાથે સંયુક્ત થઈ શકે છે, તે જોવા માટે ઘણા પ્રયોગ કરી જોવામાં આવ્યા છે.

અચેષ્ટ સાથે બીજા ત્રણ-ચાર સિવાય વાયુ વાતાવરણમાં હોય છે. તેમની શોધ રૅમસે, અને એમ. ડબ્લ્યુ. ટ્રવર્સ એ બે શાસ્ત્રજ્ઞોએ કરી છે. તેમનાં નામઃ—ન્યુન (નિઑન), ક્રિપ્ત (ક્રિપ્ટૉન) અને ઝેન (ઝેનૉન) તેમને અચેષ્ટના સહચારી તરીકે પણ ઓળખવામાં આવે છે. આ બધાના ગુણધર્મ અચેષ્ટ જેવા જ હોય છે. સર વિલ્યમ રૅમસે એવું માને છે, કે આ બધા અચેષ્ટ સહચારીઓનું ભેગુંપ્રમાણ અચેષ્ટના ૪૦૦ કરતાં વધારે ન હોવું જોઈએ. તે બધાના ભૌતિક ગુણધર્મ નીચે કોષ્ટકરૂપે આપેલા છે.

| અનુક્રમાંક | ભૌતિક ગુણધર્મ | સૌરઃ (હૃલિયમ) | ન્યુનઃ (નિઑન) | અચેષ્ટઃ (ઑર્ગૉન) | ક્રિપ્ત (ક્રિપ્ટૉન) | ઝેન (ઝેનૉન) |
|---|---|---|---|---|---|---|
| ૧ | વક્રીભવનત્વ (રીફ્રૅક્ટીવીટી) હવા=૧ | ·૧૨૩૮ | ·૨૩૪૫ | .૯૬૮ | ૧·૪૪૯ | ૨·૩૬૪ |
| ૨ | ઘનત્વ (ડેન્સીટી) ૦=પ્ર=૧૬ | ૧·૯૮ | ૯·૯૧ | ૧૯·૯૬ | ૪૦·૮૮ | ૬૪ |
| ૩ | ઉત્કવથનાંક ૭૬૦ માત્રા-સહસ્રાંશભાર (મિલિમિટર) | ૬°. મૂ. ઉ. માન. (ઍબસો°બ) | ? | ૮૬·૯ મૂ. ઉ. મા. | ૧૨૧·૩૦૩ મૂ. ઉ. મા. | ૧૬૩·૯ મૂ. ઉ. મા. |
| ૪ | સ્થિત્યંતરક ઉષ્ણતામાન (ક્રિટીકલ ટેંપરેચર) | ? | મૂ. ઉ·માન ૬૮°ની નીચે | ૧૫૫·૬ મૂ. ઉ. મા. | ૨૧૦·૫૦° મૂ. ઉ. મા. | ૨૮૭·૭ મૂ. ઉ. મા. |
| ૫ | સ્થિત્યંતરકભાર (ક્રિટીકલ પ્રેશર) | ? | ? | ૪૦·૨ માત્રા | ૪૧·૨૪ માત્રા | ૪૩·૫ માત્રા |
| ૬ | એક માત્રાશતાંશ રસનો ભારાંક Icc. liquid વજન | ? | ? | ૧·૨૧૧૨ ગ્રૅ. Gm. | ૨·૧૫૫ ગ્રૅ Gm. | ૩·૫૨ ગ્રૅ. Gm. |

હાલમાં રસરૂપ વાયુ બધી પ્રયોગશાળાઓમાં મળી શકે એમ હોવાથી અચેષ્ટ ઘણી સહેલાઈથી તૈયાર કરી શકાય છે. નત્ર કરતાં અચેષ્ટ ઓછો બાષ્પવાળો હોવાથી રસરૂપ વાતાવરણવાયુ બાષ્પભૂત થતી વખતે અચેષ્ટ સ્વરૂપમાં જામી જાય છે. તેથી પ્રાણનું પ્રમાણ વધે છે. પણ તેથી કશો વાંધો ઉપસ્થિત થતો નથી રસરૂપ હવા બાષ્પરૂપ થતી વખતે ભિન્ન ભિન્ન સ્થિતિમાં તેનું પૃથક્કરણ કેવું થાય છે, તે નીચેના કોષ્ટક ઉપરથી માલમ પડે તેમ છે.

| અનુક્રમાંક | પ્રાણનું સેંકડે પ્રમાણ | અચેષ્ટ (ઑર્ગૉન) નું સેંકડે પ્રમાણ | નત્ર અને અચેષ્ટ તેમની વચ્ચે અચેષ્ટનું સેંકડે પ્રમાણ |
|---|---|---|---|
| ૧ | ૩૦ | ૧·૩ | ૧·૯ |
| ૨ | ૪૩ | ૨·૦ | ૩·૫ |
| ૩ | ૬૪ | ૨·૦ | ૫·૬ |
| ૪ | ૭૫ | ૨·૧ | ૮·૪ |
| ૫ | ૯૦ | ૨·૦ | ૨૦·૦ |

**અચોલીઃ**—આફ્રિકામાં આલ્બર્ટન્યાંઝા સરોવરની ઉત્તરે ૧૦૦ મૈલ અપર નાઈલના પ્રદેશમાં રહેનારા નીગ્રો લોકોને 'અચોલી' કહે છે. આ લોકોમાં ગાલ ઉપર અને જાંઘ ઉપર નાગાકૃતિવાળા અટાપટા કાઢીને પોતાના શરીરને સુશોભિત બનાવવાનો રીવાજ છે. આ લોકોની ઝુંપડીઓ ગોળ હોય છે અને તેમને તે લોકો અંદરથી સરસ રીતે લીંપેગુંપે છે. શિકાર કરીને આ લોકો પોતાનું ગુજરાન ચલાવે છે. લડાઈમાં ભાલા તથા ઢાલનો ઉપયોગ કરે છે. આ લોકો ઘણા બહાદૂર છે.

**અચ્યુતાશ્રમઃ**—આ સ્વામી પોતાને ચિદાનંદાનુચર કહેવડાવે છે, તે ઉપરથી તેમના ગુરુ ચિદાનન્દ હોવા જોઈએ. તેમના શિષ્ય ગોપાળ યાજ્ઞવલ્કી (કૃષ્ણયાજ્ઞવલ્કીના પુત્ર) ની વિનંતિ ઉપરથી શિવકલ્યાણે શ્રીઅનુભવામૃત ટીકા રચી (૧૫૫૭). આ ઉપરથી તે શિવકલ્યાણના સમકાલીન હોવા જોઈએ, અથવા થોડાંક વરસ પહેલાં થએલા હોવા જોઈએ. ગ્રન્થઃ—ભગવદ્ગીતા (૧૬૧૪?) બ્રહ્મકથા, રામયોવિયા. (સં.ક. કા-સૂ.)

**અચ્યુતાશ્રમ-શિષ્યઃ**—ઉપર જણાવ્યા પ્રમાણે આ કૃષ્ણ યાજ્ઞવલ્કી છે. (૧૫૫૭). અચ્યુતાશ્રમે શ્રીમદ્ભગવદ્ગીતા ૧૬૧૪ માં લખી અને તેમના શિષ્યોની વિનંતિ ઉપરથી શિષ્યકલ્યાણે તે ઉપર ટીકા ૧૫૫૭ માં લખી, એ શંકાસ્પદ લાગે છે. ગ્રંથઃ—શતકજ્ઞાન, શિવસ્તુતિ, રામસ્તુતિ. (સં. ક. કા. સૂ.)

**અછનેરાઃ**—સંયુક્ત પ્રાંતના આગ્રા જીલ્લામાં કિરવાલી તાલુકામાં આ એક શહેર છે. આગ્રા-રાજપુતાના રસ્તા ઉપર અથવા રાજપુતાના-માળવા

અને કાનપૂર–અછનેરા રેલવેના જંકશન ઉપર,ઉત્તર અક્ષાંશ ૨૭·૧૦ તથા પૂર્વ રેખાંશ ૭૭·૪૬ ની વચ્ચે આ શહેર વસેલું છે. ઈ. સ. ૧૯૦૧ ની અંદર આ શહેરની વસ્તી ૫૭૩૫ ની હતી. આ શહેરને અઢારમા સૈકામાં જાટ લોકોના વખતમાં પહેલી જ વાર મહત્ત્વ પ્રાપ્ત થયું. ત્યારપછી તેની આબાદી ઘટી. રેલ્વેનું જંકશન થયું, ત્યારથી તેનું મહત્ત્વ ફરીથી વધ્યું છે. ઈ સ. ૧૮૫૬ ના ૨૦ કાયદા પ્રમાણે અહીંની રાજ્યવ્યવસ્થા ચલાવવામાં આવે છે. વેપાર જોઇએ તેટલો સારો નથી. અહીં કપાસીઆ કાઢવામાં લગભગ દોઢસો ઉપરાંત માણસો રોકાય છે. આ ઉપરાંત અહીં એક પ્રાથમિક શિક્ષણની શાળા છે.

**અજઃ**—પરમેશ્વરનું નામ.

न हि जातो न जायेऽहं न जनिष्ये कदाचन।
क्षेत्रज्ञः सर्वभूतानां तस्मादहमजः स्मृतः ॥

મહાભારત.

(૨) પ્રિયવ્રતવંશી ઋષભદેવના કુળમાં જન્મેલો જે પ્રતિહર્તા નામનો રાજા હતો તેને 'સ્તુતિ' નામની સ્ત્રીથી થએલા બે પુત્રોમાં જ્યેષ્ઠ પુત્ર.
(૩) એક ઋષિ તથા તેનો વંશ.
(૪) રઘુનો દીકરો. તેની પત્ની ઇંદુમતી. અજવિલાપ નામનો રઘુવંશનો ભાગ ઘણો રસમય છે.
(૫) (વિદેહ વંશ) ઊર્ધ્વકેતુ નામનો જનકનો પુત્ર તથા પુરુજીત જનકનો પિતા.
(૬) સોમવંશી વિજયકુલોત્પન્ન જન્હુરાજાના પુત્ર પુરુરાજાનું બીજું નામ.
(૭) ભારતી યુદ્ધમાં એક પાંડવપક્ષનો રાજા. (ભારત, ઉદ્યોગપર્વ અ. ૧૭૧).

**અજગરઃ**—આ જાતના પ્રચંડ સર્પો અમેરિકામાં આવેલા ન્યુ ગિની વિગેરે ગરમ દેશોમાં, હિંદુસ્તાનમાં, હિંદી બેટોમાં તથા આફ્રિકાની ભેજવાળી જમીન ઉપર જોવામાં આવે છે. અજગરની આશરે ચાળીસ જાતો હોઈ, તેમાંની ઘણીખરી જાતો અમેરિકામાં મળી આવે છે. મેકિસકોથી બ્રાઝીલ સુધીના ભાગમાં એક જાત છે. તેનો રંગ ફિકો તપખીરી હોઈ તેના શરીર ઉપર આશરે ૧૫।૧૮ લીસોટા હોય છે. ઘણીખરી જાતના અજગરનો સ્વભાવ તદ્દન શાંત હોય છે અને તેઓ માણુસની સાથે હળી ગએલા હોય છે.

અજગરનાં જડબાં એટલા મોટાં હોય છે, કે તેઓ પોતાના કરતાં મોટા પ્રાણીને પણુ સહેલાઈથી ગળી શકે છે. અજગર ૩૦ ફુટ જેટલો લાંબો હોય છે. કોઈ કોઈ વખત ૬૦ ફુટ લાંબા અજગર હોવા વિષેની વાતો પ્રચલિત થએલી છે. પ્રાચીન રોમ શહેરની આબાદાનીના વખતમાં લખાએલા વર્ણન ઉપરથી બ્રૅગાડાસના કિનારા ઉપર ૧૨૦ ફુટ લાંબો અજગર હતો, એવું જણાય છે. આ અજગરને મારી નાખવા માટે રેગ્યુસલના સૈનિકોએ બધી જાતનાં હથીયારો અજમાવી જોયાં; પરંતુ એક પણુ હથીયાર કામ આવ્યું નહિ. આ અજગર સિપાઇઓની કેટલીક ટોળીઓને ગળી ગયો. છેવટે કિલ્લાઓ ઉપર મારો ચલાવવાનાં યંત્રો વડે આ અજગરને મારી નાખવામાં આવ્યો.અજગરની આ વાત તદ્દન બનાવટી ન હોય, તો પણુ તેની લંબાઈના સંબંધમાં અતિશયોક્તિ કરવામાં આવી હોય, એ બનવા જોગ છે.

અજગર આખો બકરો, ડુક્કર અથવા માણુસ ગળી જાય છે, એ વાત તદ્દન સાચી છે. ૧૮૯૧ માં જાર્ડીન ડિસ પ્લૅંટેસમાં એક અજગર ઓઢવાનું આખું બ્લૅંકેટ ગળી ગયો. પરંતુ તે પચી શકે તેવું ન હોવાથી ચાર અઠવાડીયાં પેટમાં રહી, આખરે તે મોઢામાંથી બહાર આવ્યું. આ બનાવ પછી થોડી વારે તે અજગર મરણુ પામ્યો

અજગરની જાતના સર્પોનો ઉલ્લેખ વૈદિક વાઙ્મયની અંદર ખાસ કરીને અથર્વવેદની અંદર કરવામાં આવેલો છે. અશ્વમેધ યજ્ઞની વખતે બલિદાન આપવામાં આવતાં પ્રાણીઓની યાદીમાં અજગરનું નામ લખેલું છે. પુરાણુની અંદર અજગરને લગતો ઉલ્લેખ ખાસ કરીને નળરાજાની કથામાં આવે છે. નિદ્રિત સ્થિતિમાં દમયંતીને મુકીને નળ રાજા ગયો, તે પછી દમયંતી તેની શોધ કરતી હતી. તે વખતે એક ભયંકર અજગરે તેને પકડી ગળવા માંડી, ત્યારે તે મોટેથી બુમો પાડવા લાગી. તેની બુમો સાંભળીને એક પારધીએ દોડી આવી તીક્ષ્ણુ ધારવાળા એક હથીયાર વડે તેનું મોઢું ફાડી તેને મુકત કરી. આવા ઉલ્લેખ ઉપરથી ઘણા જુના વખતથી અજગરનો ત્રાસ હિંદુસ્તાનમાં હોવાનું જણાઈ આવે છે.

**અજંટા ડુંગરઃ**—બુલઢાણા જીલ્લાનો દક્ષિણ બાજુનો પ્રદેશ અજંટા ડુંગરથી વ્યાપ્ત થએલો છે. ચાંદોર, સાતમાળા, ઈનિદ્યાદ્રિ, સહ્યાદ્રિ, તથા સહ્યાદ્રિ પર્વત એવાં આ ડુંગરનાં જુદાં જુદાં નામો છે. પશ્ચિમ બાજુનો સહ્યાદ્રિ પર્વત જે જાતના પત્થરનો બનેલો છે, તે જ જાતના પત્થરો પણુ આ ડુંગરોમાં છે. સહ્યાદ્રિ પાસેથી આ ડુંગર નાશિક જીલ્લામાં આવેલા ભનવાડ પાસેથી કાટખુણામાં શરૂ થઈ પૂર્વ બાજુએ લગભગ ૫૦ માઈલ સુધી પથરાએલો છે. તેની ઊંચાઈ લગભગ ૪૦૦૦ ફુટ અને કેટલેક ઠેકાણે

તો તેથી પણ વધારે છે. આ ઠેકાણે એક ઘણી પહોળી ખીણ છે. આ ખીણમાંથી જ જી. આઈ. પી. રેલ્વે પસાર થાય છે. મનમાડની દક્ષિણે અંકેઈથી ફરી આ ડુંગર શરૂ થાય છે. કાસારી આગળ તેની બીજી એક ખીણ છે. આગળ જતાં લગભગ ૫૦ માઈલ સુધી ઈશાન દિશામાં આ ડુંગર પથરાએલો છે. અહીંથી આ ડુંગરા વરાડમાં પ્રવેશ કરે છે. નિજામના રાજ્યમાં પરભણી તથા નિજામાબાદ નામના જીલ્લામાં આ ડુંગરો છે. ત્યાં તેમને સહ્યાદ્રિપર્વત એવું નામ આપવામાં આવ્યું છે. આ ડુંગર દક્ષિણતરફના સપાટ પ્રદેશ (ટેબલ લૅંડ) ની સીમા છે. પહેલાં ગુજરાત તથા માળવામાં લશ્કર આવતું, તે આ મનમાડ તથા કાસારીની ખીણમાં થઈને જ આવતું. તે વખતે ગાવતાલા તથા અજંટા એ માર્ગો હતા. અજંટા હાલમાં નિજામની હદમાં હોઈ ત્યાં બૌદ્ધ લોકોની કોતરી કાઢેલી ગુફાઓ છે. આ ડુંગરમાં ઠેકાણે ઠેકાણે કીલ્લાઓ નજરે પડે છે.

શિખરોઃ—મારકિંદ (માર્કંડેય) (૪૩૮૪ ફુટ), ઈ. સ. ૮૦૮ માં રાજા લોકોનું રહેઠાણ હતું. બાગલાણમાં જવાના રસ્તા ઉપર જ છે. સામે જ સમશૃંગ નામનું ક્ષેત્રનું સ્થાન છે. (૪૬૫૯ ફૂટ) રાવળ્યા–જાવળ્યા એ બન્ને કીલ્લા ઈ. સ. ૧૬૩૫ માં મોગલોએ લીધા.

ધોડપઃ—આ ડુંગરમાં સૌથી ઉંચું શિખર (૪૭૪૧). તુદ્રઈ (૪૫૨૬ ફુટ).

આઈન–ઈ–અકબરીમાં આ ડુંગરનો સહિયા અથવા સહસા એવા નામથી ઉલ્લેખ કર્યો છે.

**અજંટાની ગુફાઓઃ**—નિજામના રાજ્યમાં ઉ. અક્ષાંશ ૨૦° ૩૫' તથા પૂ. રેખાંશ ૭૬° ૧૨' ફર્દાપૂરથી નૈર્ઋત્યમાં સાડા ત્રણ માઈલ દૂર અજંટા અથવા સહ્યાદ્રિ પર્વતની એક ખીણમાં આ ગુફાઓ આવેલી છે. આ ઠેકાણે જવા માટે જી. આઈ. પી. રેલ્વેના પાચોરા જંકશનથી જામ્નેરની બ્રૅંચ લાઈન ઉપર પચીસ માઈલ દૂર આવેલા પાહુર સ્ટેશન ઉપર ઉતરવું પડે છે. અહીંથી ૧૫ માઈલ દૂર આવેલા નિજામ સરકારના રાજ્યની હદમાં અજંટા સુધી પગરસ્તો જણાય છે. ગામથી આ ગુફાઓ સુધી જતાં પર્વતની ત્રણ ચાર હારો ઓળંગી એકંદર ચારેક માઈલની મુસાફરી કરવી પડે છે, આ પછીનો રસ્તો અતિશય વાંકોચુંકો તથા ખડકાળ છે, એટલું જ નહિ, પણ બહુ જ વિકટ છે. ત્યાંથી આગળ જતાં અતિશય એકાંત તથા ઘણી જ ભયાનક એવી ખીણની અંદર ઉપર જણાવેલી ગુફાઓ છે. ગુફાઓની પેલી બાજુએ એક પર્વતની કરાડ તુટેલી હોઈ ત્યાંથી સાત પગથીયાં ઉતરતાં જ એક ધોધ નજરે પડે છે. પહેલાં ડુંગરને મથાળે લેણાપુર નામનું ગામડું હતું. ત્યાં જવા માટે આ ગુફાઓથી ત્યાં સુધી પગથીઆં બનાવી રસ્તો બનાવવામાં આવ્યો હતો. આ ગુફાઓ પહેલાંના ધોરી રસ્તા ઉપર હતી. ત્યાંથી વનની શોભા ઘણી જ સુંદર દેખાય છે. આ ગુફાઓનો ઉલ્લેખ હ્યુએનત્સંગે કરેલો જણાય છે; પરંતુ તે અહીં આવેલો નહિ. (Stan. Julien Memo. Sur. lescont Occident II. 151).

તેના વર્ણન ઉપરથી એવું જણાય છે, કે આ ગુફાઓ બૌદ્ધધર્મીઓનું તીર્થયાત્રાનું સ્થાન હતું અને હજારો યાત્રાળુઓની ત્યાં હંમેશ અવરજવર હતી. આગળ જતાં બૌદ્ધ ધર્મનો નાશ થયા પછી આ સ્થાનનું મહત્ત્વ ઘટી ગયું અને ત્યાં જનારા જાત્રાળુઓને, ત્યાં વસનારાં ક્રૂર, જંગલી ભીલો તથા હિંસ્ર પશુઓનો ત્રાસ થવા લાગ્યો. આથી ત્યાંની રાહદારી ધીરે ધીરે ઓછી થઈ અને છેવટે તદ્દન બંધ પડી. ત્યાર પછી તે સ્થાન ઈ. સ. ૧૮૨૧ સુધી લગભગ અજ્ઞાત હતું. મદ્રાસના કંપનીસરકારના અમલદારોને, અહીંના લોકો દ્વારા ત્યાં ગુફાઓ હોવાની ખબર પડી. ત્યાં જવાનો રસ્તો જો કે ઘણો વિકટ તથા ભયાનક હતો, તો પણ જનરલ સર જેમ્સ અલેક્ઝાંડરે ત્યાં જવાનો નિશ્ચય કર્યો. માર્ગમાં અનેક સંકટો આવ્યાં, પરંતુ તેથી ન ડગતાં તે આખરે અહીં આવી પહોંચ્યો. અહીંની ગુફાઓ જોઈને તો તે આશ્ચર્યચકિત જ થઈ ગયો. તેણે આ ગુફાઓને પ્રસિદ્ધીમાં આણી; તે છતાં ૧૮૪૯ સુધી તો આ ગુફાઓ તરફ કોઈ પણ જાતનું ધ્યાન આપવામાં આવ્યું નહિ. ત્યાં જવાનો રસ્તો પણ આ વખત લગી અતિ વિકટ તથા ભયાનક હતો. ઈ. સ. ૧૮૪૯–૫૫ દરમિયાન કોર્ટ ઑવ્ ડાયરેક્ટર્સે મેજર ગિલને અહીંનાં કેટલાંક ચિત્રોની નકલો કરવા મોકલ્યો.*

તેણે ઈ. સ. ૧૮૭૪ માં બધી ગુફાઓની બરાબર રીતે તપાસ કરી અને ઘણાં ચિત્રો સાફ કરાવ્યાં. તે જ સાલમાં, જે ગુફામાં ચિત્રો હોય, તે ગુફામાં બારીબારણાં મૂકાવવાનો ઠરાવ થયો હતો, પણ તે કાંઈ થઈ શક્યું નહિ. ગુફાઓને ચોકખી બનાવવાનું કામ હજી પણ ચાલુ છે.

---

* ટીપ. તેણે મોટાં મોટાં ૩૦ ચિત્રો દોરીને લંડન મોકલ્યાં. તેમાંનાં ૨૫ સિડનહૅમ સ્ફટિકભવનની અંદર ગોઠવવામાં આવ્યાં હતાં. ૧૮૬૬ ના અગ્નિપ્રલયની અંદર આ બધાં ચિત્રો બળી ગયાં. તેમાંનાં પાંચ ચિત્રો તથા Mrs. Speirs Ancient India નામના પુસ્તકમાંના કેટલાક કોતરકામના નાના નમુનાઓ સિવાય ગિલનું બાકીનું કામ હાલમાં મળતું નથી.

આ ગુફાઓ બધી મળીને ૨૯ છે. તેમાંથી બે અડધી છે; એકમાંનો માર્ગ વિકટ છે અને બીજીમાં તો માર્ગ જ છે નહિ. પાંચ ગુફાઓ (૯, ૧૦, ૧૯, ૨૬, ૨૭.) તો ચૈત્ય-બૌદ્ધમંદિરો છે. એટલું જ નહિ, પણ લાંબી છે અને અંદરને છેડે ગોળ છે. વચ્ચે બબ્બે થાંભલાની હારો છે, તેમ જ અર્ધવર્તુલાકૃતિ ભાગમાં સ્મૃતિસ્તંભ છે. આગળ ઓછીવત્તી ઉંચાઈની ભીંત છે, જેમાં એક દરવાજો છે. કેટલીક ગુફાઓની આગળ અડાળી છે અને ઉપર અગાશી છે. બાકીની ગુફાઓ વિહાર છે. ઘણાખરા ચાર ખુણાવાળા જ છે. તેમની બાજુએ ઓરડા છે અને તેમાં ય થાંભલા છે. ઘણુંખરૂં સામે બુદ્ધભગવાનની મૂર્તિ હોય છે.

આમાંની કેટલીક ગુફાઓ અડધી જ રહી ગઇ છે. પણ એક સિવાયની બધી ગુફાઓમાંનાં ચિત્રો રંગીન છે. આ બધી ગુફાઓ ઇ. સ. પૂર્વે બીજા સૈકાથી ઈ. સ. ના આઠમા સૈકા સુધી લગભગ ૧૦૦૦ વરસ લગી જુદે જુદે વખતે ખોદાએલી હોવી જોઇએ. કેટલીક ગુફાઓમાં શિલાલેખ છે; પરંતુ તે ઉપરથી વિશેષ માહિતી મળતી નથી. પણ તેમાંનાં ચિત્રો ઉપરથી હિન્દુસ્તાનના ત્રીજા સૈકાથી આઠમા સૈકા સુધીના લોકોના રીતરીવાજનો સારો ખ્યાલ આવે છે. આ ગુફાઓમાં તે વખતના રાજાઓ, રાણીઓ મંત્રીઓ, નોકરો, સિપાઈઓ, કારીગરો, ખેડુતો વિગેરે લોકોનાં તે વખતના પહેરવેશવાળાં ચિત્રો છે. તે ચિત્રોમાંના ભિન્ન ભિન્ન પ્રસંગોપરથી તે વખતના રીતરીવાજનું અને ધર્મનું સારૂં જ્ઞાન મળે છે. ચિત્રકલાની દૃષ્ટિથી જોતાં આ ચિત્રોની જોડ કયાં ય નહિ મળે, એટલું જ નહિ, પણ હૃદયમાંના ભાવોને આટલી સરસ રીતે દર્શાવનારાં ચિત્રો જગત્‌ના કોઇ પણ ભાગમાં ભાગ્યે જ મળશે, એવો ગ્રિફીથ વિગેરે તજ્જ્ઞોનો મત છે.

ગુફા ૧:—આ એક વિહાર છે. એની આગળ અડાળી છે અને તેની બાજુએ અને અંદર ઓરડીઓ છે. અંદરના થાંભલા ઉપર આગલી બાજુએ જુદાં જુદાં દૃશ્યો રંગાએલાં છે. લગભગ વીશેક પ્રસંગો ચીતરવામાં આવેલા છે,જેમાંનો એક ઇરાનથી આવેલા વકીલનું આગમન સૂચવતો પ્રસંગ છે.

ગુફા ૨:—આ પહેલા જેવો જ એક વિહાર છે. તેમાં ઘણું કોતરકામ કરેલું છે, ને લગભગ ૩૮ ચિત્રો છે.

ગુફા ૩:—આ ગુફા બીજી ગુફાની સહેજ ઉપલી બાજુએ છે; પણ અડધી જ રહી ગઇ છે.

ગુફા ૪:—આ સૌથી મોટો વિહાર છે. એમાં ય કેટલુંક કોતરકામ છે. આની અંદર અધૂરૂં રહેલું એક જ ચિત્ર છે.

ગુફા ૫:—આ ગુફાની અડાળી ખોદાઇ ગઈ છે. કેટલુંક કામ અધૂરૂં પડ્યું છે. કેટલુંક કોતરકામ આમાં પણ છે.

ગુફા. ૬:—આ એક બે માળવાળો વિહાર છે. તે સૌથી નવો હોય એમ લાગે છે. એમાં કેટલુંક કોતરકામ છે અને રંગીન ચિત્રોના અવશેષ એમાં મળી આવે છે.

ગુફા. ૭:—ઉપલા વિહાર કરતાં આ કાંઈક જુદી જાતનો છે. આની અંદર શાકયમુનિની મૂર્તિ સિંહાસન પર બેઠેલી છે. આસપાસ કેટલીક આકૃતિઓ કોતરેલી છે. કેટલાંક રંગીન ચિત્રો આમાં પણ છે.

ગુફા ૮:—આ વિહાર સૌથી જુનો છે. ઈ. સ. પૂર્વે પહેલા સૈકામાં બંધાએલો હોય એમ લાગે છે. તેનો આગલો ભાગ પડી ગયો છે. અંદર બે ઓરડીઓ છે, પણ મૂર્તિ નથી.

ગુફા ૯:—આ ચૈત્ય ઈ. સ. પૂર્વે પહેલા સૈકામાં બંધાએલો હોવો જોઇએ. એમાં સ્તૂપ છે, કેટલુંક કોતરકામ છે અને પાંચ રંગીન ચિત્રો છે. આ ચિત્રો પાછળથી ચીતરાએલાં અને જુદા જુદા વખતનાં છે.

ગુફા ૧૦:—આ ચૈત્ય ઈ. સ. પૂર્વે બીજા સૈકામાં બંધાએલો હશે, એટલે આ ગુફાઓમાં તો જુનો જ કહેવાય. એમાં સ્તૂપ છે, તેમ જ વાસીષ્ઠિપુત્રનો એક શિલાલેખ છે.એની ચારે બાજુએ ચિત્રો હતાં. કેટલાક અક્ષરો હજી પણ દેખાય છે.

ગુફા ૧૧:—આ પણ એક વિહાર છે. તેની બન્ને બાજુએ બે ઓરડીઓ છે. વચ્ચેના ખંડમાં બુદ્ધની મૂર્તિ અને એક માનવની આકૃતિ કોતરાએલી દેખાય છે. અંદરની બાજુએ એક ઓરડો છે. આમાંનાં ચિત્રો ઘણી ખરાબ હાલતમાં છે.

ગુફા ૧૨:—આની અંદર એક વિશાળ ખંડ ને બાર ઓરડીઓ છે. એક શિલાલેખ પણ છે.

ગુફા ૧૩:—આ ગુફામાં એક મોટો ઓરડો છે અને સાત ઓરડીઓ છે.

ગુફા ૧૪:—આ ગુફા, ઉપર કહેલી ગુફાની ઉપલી બાજુએ આવેલી છે. તેમાં એક વિશાળ ખંડ છે અને કેટલાક થાંભલા છે. બીજા થાંભલાની પેઠે આ થાંભલા આઠ ખુણાવાળા નથી; પણ કેટલાક ચાર ખુણાવાળા અને બાકીના જુદી જુદી જાતના છે.

ગુફા ૧૫:—આ વિહાર છે. તેની આગળ અડાળી છે, અંદર એક ચતુષ્કોણ ખંડ અને દશ ઓરડીઓ છે. અંદર બુદ્ધની મૂર્તિ પણ છે.

ગુફા ૧૬:—આ પણ એક વિહાર છે. તેમાંનું શિલ્પકામ અત્યન્ત ઉચ્ચ પ્રકારનું છે. તેની અંદર બધી મળીને સોળ ઓરડીઓ છે. બુદ્ધ ભગવાનની એક ભવ્ય મૂર્તિ છે. આ ગુફામાં એક શિલાલેખ છે, જેની અંદર વિન્ધ્યશકિત વિગેરે ૬–૭ 'વાકાટક' વંશના મધ્યપ્રાન્તીય રાજાઓનાં નામનો ઉલ્લેખ છે. આ ગુફામાં બુદ્ધચરિત્રના ૧૪ પ્રસંગોનાં ચિત્રો છે.

ગુફા ૧૭:—આ વિહાર જ છે. તેમાં એક શિલાલેખ છે. તેમાં અશ્મક, ધૃતરાષ્ટ્ર, તેનો પુત્ર હરિ સાંબ તેનો પુત્ર ક્ષિતિપાલ સૌરી સાંબ, ઉપેન્દ્રગુપ્ત અને તેનો પુત્ર સ્કચ વિગેરે રાજાઓનાં નામ જોવામાં આવે છે. આ બધા તે જ પ્રદેશના રાજાઓ હોય એમ લાગે છે. એમાં ૬૧ ચિત્રો છે.

ગુફા ૧૮:—આ ગુફા પાણીના ટાંકા ઉપર આચ્છાદન તરીકે અને બીજી ગુફામાં જવાનો માર્ગ બનાવવાના ઉદ્દેશથી ખોદવામાં આવી હોય એમ લાગે છે.

ગુફા ૧૯—આ ચૈત્ય ઘણી સારી સ્થિતિમાં છે. એમાં ઘણું કોતરકામ છે અને ચિત્રોના અવશેષ પણ છે.

ગુફા ૨૦:—આ એક નાનો સરખો વિહાર છે. તેમાં એક અડાળી, એક ખંડ અને કુલ છ ઓરડીઓ છે. અંદરની બાજુએ બુદ્ધની મૂર્તિ અને કેટલીક આકૃતિઓ કોતરેલી મળી આવે છે. ચિત્રો પણ અવશિષ્ટ હાલતમાં મળી આવે છે.

ગુફા ૨૧:—આ વિહાર છે અને તેમાં ઘણું કોતરકામ કરેલું છે. અંદર બુદ્ધની મૂર્તિ છે અને બાજુએ કેટલીક ઓરડીઓ છે. ઉપર છતમાં ભૂમિતિની કેટલીક આકૃતિઓનાં ચિત્રો છે.

ગુફા ૨૨:—આ પણ નાનકડો વિહાર છે. એમાં શાક્યમુનિની મૂર્તિ હોવા ઉપરાંત વિપશ્યિ, વિશ્વભૂ વિગેરે બુદ્ધોનાં ચિત્રો છે, અને કેટલાક શબ્દો પણ લખેલા છે.

ગુફા ૨૩:—આ એક વિહાર જ છે. અંદરનો ગર્ભગૃહનો ભાગ અધૂરો રહ્યો છે. ચિત્રોનો તો ક્યાંય પત્તો મળતો નથી.

ગુફા ૨૪:—આ એક અધૂરો રહેલો વિહાર છે. એમાં અત્યારે જે કોતરકામ અને નકશીકામ છે, તે ઉપરથી એમ જણાય છે, કે જો તે પૂરો થયો હોત તો અપ્રતિમ થયો હોત, અને તેની જોડ બીજે ક્યાંય ન મળત.

ગુફા ૨૫:—આ પણ એક નાનકડો વિહાર છે. એમાં એક અડાળી અને એક જ વિશાળ ઓરડો છે

ગુફા ૨૬:—આ ૧૯ મી ગુફામાં છે, તેવો જ ચૈત્ય છે. આની અંદર કોતરકામ ઘણું જ છે. એમાં બે શિલાલેખ છે. મૃત્યુશય્યાપર સૂતેલી બુદ્ધની ભવ્ય મૂર્તિ આમાં જોવામાં આવે છે.

ગુફા ૨૭:—આ ગુફા અધૂરી જ છે.

ગુફા ૨૮:—આની અંદર ચૈત્ય બનાવવાની શરૂઆત થઈ હોય એમ લાગે છે. પણ કામ અધૂરૂં દેખાય છે.

ગુફા ૨૯:—આમાં જઈ શકાય એવો રસ્તો જ નથી. વિહાર બનાવવાની શરૂઆત થઈ હોય તેમ એક અડાળી માત્ર આગળ ખોદાએલી દેખાય છે.

'હિન્દુસ્તાનમાંની કોતરેલી ગુફાઓનું વર્ણન' નામના ફર્ગ્યુસન અને બર્જેસ કૃત ગ્રન્થમાંથી નીચેની અગત્યની માહિતી લેવામાં આવી છે. (પાન ૨૮૫.)

" આ ગુફાઓ ઈ. સ. પૂર્વે પહેલા સૈકાથી ઈ. સ. ના સાતમા સૈકા લગી કોતરવામાં આવી હતી. તેમાંની જે ઘણી જ જુની છે, તે પૈઠણના શાતકર્ણીના વખતની છે. આ બધી ગુફાઓ બૌદ્ધ લોકોની છે. પ્રાચીન ગુફાઓ હીનયાન બૌદ્ધમાર્ગીઓની છે અને પાછળથી થએલી મહાયાનપંથીઓની છે. પ્રાચીન ગુફાઓમાં ચૈત્યો અને સ્મૃતિસ્તંભ દેખાય છે અને બીજાઓમાં બુદ્ધની મૂર્તિઓ છે. આ બન્ને પ્રકારની ગુફાઓમાં રંગીન ચિત્રો છે. ખરબચડી ભીંતો ઉપર છાતનો લોચાદાર રગડો અને તાગના તન્તુ વિગેરેનું ચીકણું મિશ્રણ બનાવી, તેનો થર ભીંતોપર કરી તેમની ઉપર આ ચિત્રો ચીતરવામાં આવલાં છે. આ મિશ્રણ ઉપર શરૂઆતમાં એક પ્રકારનો રંગ લગાડી તેની ઉપર ચિત્રો દોરી પછી તેમની અંદર રંગ પૂરવામાં આવેલા છે.

હીનયાન અને મહાયાનપંથીઓની ગુફાઓમાંનો તફાવત સ્પષ્ટ રીતે તરી આવે છે. હીનયાનપંથના ભિક્ષુઓ એકાદ બે સાથીઓ સાથે ગમે તેવી ખરબચડી જમીન અને ભીંતોવાળી ગુફાઓમાં એકાન્તે વસતા. આ બાબતમાં તેમણે પ્રાચીન હિન્દુધર્મના સંન્યાસીઓનો માર્ગ ગ્રહણ કર્યો હતો. પણ મહાયાનપંથના ભિક્ષુઓ આલેશાન અને સુંદર ગુફાઓમાં રહેતા અને દરેક પ્રકારના સુખોનો ઉપભોગ કરતા. વળી હીનયાનપંથીય ભિક્ષુઓ બુદ્ધભગવાનના શરીરના અવશેષ પર બંધાએલા સ્મૃતિસ્તંભને જ પૂજતા; પણ બીજા પંથના

લોકો તો બુદ્ધ,બોધિસત્ત્વ અને તારા વિગેરેનાં ચિત્રો ચીતરી સ્ત્રીસ્વરૂપ શક્તિઓની મોટી મોટી મૂર્તિઓ બનાવી તેમની પૂજા કરતા. તેમણે મૂર્તિપૂજાનું મહત્ત્વ ઘણું જ વધારી મૂક્યું હતું.

સામાન્ય રીતે આ ગુફાઓમાંનાં ચિત્રો બુદ્ધ-ચરિત્રમાંનાં અથવા તો જાતકકથામાંના પ્રસંગોને ઉદ્દેશીને છે. પણ લગભગ સૌથી છેલ્લી બંધાએલી ગુફામાં ઇરાનના ખુશરૂ નામે બાદશાહે મોકલેલા પ્રતિનિધિમંડળને, પોતાના દરબારમાં રાજા પુલકેશિ મુલાકાત આપે છે, એવો દેખાવ ચીતરેલો છે.

અજંટાની ગુફામાંનાં ચિત્રો હૃદયમાં કેવાં પેસી જાય એવાં છે અને ભાવનાને કેવી જાગૃત કરી શકે છે, તેનો આગળ કરેલા ચિત્રવર્ણન ઉપરથી કાંઈક ખ્યાલ આવશે.

મૃત્યુશય્યા ઉપર એક રાજકુંવરી સૂતેલી છે, તેની આંખો કંઈક મીંચેલી છે, ગરદન ગમે તેમ વાંકી પડેલી છે અને ગાત્રો શિથિલ થઈ ગયાં છે. એક દાસી પોતાના હાથ વડે તેને પકડી રહી છે. બીજી, રાજકન્યાનો હાથ પોતાના હાથમાં લઈ પ્રેમાર્દ્ર દૃષ્ટિથી, અનિમિષ નયને તેના ભણી જોઈ રહી છે. આ બીજી દાસીના મુખપર એવા ભાવની છાયા દેખાય છે, કે જાણે રાજકન્યાની જીવનદોરી તૂટવાની અણી પર છે, એવી તેની ખાતરી ન થઈ હોય ! પાછળ એક દાસી હાથમાં પંખો પકડી કુંવરીને વાયુ ઢાળે છે. ડાબી બાજુએ બે પુરુષ ફીકે ચહેરે, દુઃખી દીલે તે કન્યા ભણી ભાળી રહ્યા છે. નીચે જમીનપર બીજાં સંબંધીઓ નિરાશ થઈ દીલગીર ચહેરે બેસી રહ્યાં છે. તેમાંની એક સ્ત્રી તો કપાળે હાથ મૂકીમૂકીને ચોધાર આંસુ પાડી રહી છે. ( ગુફા નં. ૧૬. )

પશ્ચિમના પંડિતો પણ સાખ પૂરે છે, કે આ હૃદયભેદક દૃશ્ય કળાના ઇતિહાસમાં સર્વોત્કૃષ્ટ છે. ફ્લૉરંટાઈનની કળા આથી સરસ ચિત્રો ભલે ચીતરી શકે, અને વેનિશિયન કળા રંગપૂરણીનું કામ ભલે આથી વધારે સારૂં કરી શકે; પણ હૃદયમાંના ભાવો આટલી સરસ રીતે કોઈનાથી બતાવી શકાશે નહિ, એવો અભિપ્રાય ગ્રિફીથ સાહેબે પોતાના હેવાલમાં નોંધેલો છે. (૧૮૭૩–૭૪.)

ગુફામાંનાં ચિત્રોમાં મુખ્ય વ્યક્તિ રાજા હોય છે. જૂનાં ચિત્રોમાં બધા રાજાઓ એક જ જાતના દેખાય છે; પણ પાછળથી કાઢેલાં ચિત્રોમાં રાજાઓ જુદી જુદી રીતે ચીતરાએલા હોય એમ દેખાય છે. અને તે બધા હિંદી જ છે એમ લાગે છે. કેટલાંક ચિત્રોમાં રાજાઓ યુદ્ધમાં, મૃગયામાં કે પ્રવાસકાર્યમાં કે એવાં જ બીજાં ઘર બહારનાં કામમાં મચી રહેલા દેખાય છે. કેટલાંક ચિત્રોમાં તો રાજમહેલમાં ખાનગી કે દરબારના કામમાં મગ્ન હોય એમ લાગે છે. ઘણાં ચિત્રોમાં રાજાઓ સાથે રાણીઓ પણ દેખાય છે. તેમનાં શરીર ઘરેણાંથી ભરપૂર છે, અને કપડાં ઢાકાની મલમલની માફક ઝીણાં છે. રાજારાણીથી ઉતરતાં ચિત્રો રાજપુત્રોનાં અને પ્રધાનોનાં છે. દરબારીઓ અને સ્ત્રીઓનાં ચિત્રો ય ઘણે ઠેકાણે છે. રાજમહેલમાં દાસદાસીઓની ખૂબ ભીડ દેખાય છે. નોકરોમાં ખોજા નોકર વધારે પ્રમાણમાં મળી આવે છે. ચાકરોના પહેરવેશ પણ ભિન્ન ભિન્ન પ્રકારના છે. યુદ્ધવિષયક ચિત્રોમાં રાજાઓ સૈનિકો સાથે ઝઝુમી રહ્યા હોય, એમ બતાવવામાં આવ્યું છે. જૂનાં ચિત્રોમાં (૧૦ મી ગુફા) બધા સૈનિક પગપાળા છે અને તેમણે પોતાની પાસે પરશુ, ભાલા કે લાઠીઓ જેવાં શસ્ત્રો ધારણ કર્યાં છે. પછવાડેથી ચીતરાએલાં ચિત્રોમાં (ઈ. સ. ૪૦૦–૬૦૦) પગપાળા સૈન્ય સાથે, દુશ્મનને મારવા માટે તલવાર, ધનુષ્યબાણ, ભાલા, ચક્રો વિગેરે હથિઆરો, અને બચાવ કરવા માટે ઢાલો,શિરસ્ત્રાણો, કવચો ઇત્યાદિ સાહિત્યો લઈ યુદ્ધે ચઢેલા ઘોડેસ્વારો પણ જોવામાં આવે છે. વેપારનાં કે કળાકૌશલ્યનાં સ્વતંત્ર ચિત્રો નથી; છતાં સ્ત્રીઓએ પહેરેલાં વસ્ત્રાલંકાર તરફ જોતાં તે વખતના સોની,વણકર અને નકશીકામ કરનારા કારીગરો વિષે સારો ખ્યાલ આવે છે. ચિત્રોમાં રથ તેમજ વહાણો છે, તે ઉપરથી તે વખતના જમીનમાર્ગે તથા જળમાર્ગે ચાલતા વેપારનો કાંઈક ખ્યાલ આવે છે. કોઈ કોઈ ઠેકાણે ખેડુતોનાં ચિત્રો પણ મળી આવે છે. પણ તેઓ કેળ (૧, ૧૯), સોપારી (૧, ૧૮), આંબા (૫), દ્રાક્ષ (૧૪), વિગેરે ફળ આપનારા વૃક્ષોને ઉછેરતા હોય એમ લાગે છે. કયાંક કયાંક ફુલના છોડવા વચ્ચે કામ કરતા ખેડુતો પણ જોવામાં આવે છે. આ ચિત્રો ઉપરથી બૌદ્ધ, જૈન અને બ્રાહ્મણધર્મ વિષે અને તેમના રીતરીવાજો વિષે ઘણું જાણવાનું મળે છે. ઇતિહાસના સંશોધકોને માટે આ ચિત્રો અને આ ગુફાઓ શોધખોળ કરવાનું અમૂલ્ય સ્થાન છે, એમાં જરા ય શંકા નથી.

અજીંટાની ગુફાનાં વર્ણનો નીચેના ગૃહસ્થોએ કરેલાં છે.


(1) Burgess' Notes on the Buddha Rock Temples of Ajantha.

(2) Mr. Griffith's Reports ( 1874–1879 ).

(3) Madras officers account 1819 T. B. L. S. III. 520.

(4) Sir James E. Alexander's visit in 1824 T. R. A. S. II. 362.

(5) Mr. Ralph's account of a visit in 1838 J. B. B. R. A. S. III. part II. 71–72.

( 6 ) Lieut Blake's Description, Bombay Courier 1839.
( 7 ) Description of Mandu & Ajantha Bombay. Times Press 1844.
( 8 ) Mr. Fergusson's paper. J. R. A. S. 1842.
( 9 ) Dr. J. Muir's Journey from Agra to Bombay. 1854.
( 10 ) Major Gill's stereoscopic photographs of Ajantha & Elura 1862.
( 11 ) Dr. Bhau Daji's transcripts and translations of Inscriptions J. B. B. R. A. S. VII. 55-74.
( 12 ) Major Gill's Illustrations of Architecture & Natural History in Western India 1864.
( 13 ) Mr. Burgess Rock-cut Temples of Ajantha Ind. Ant. III. 269-274.
( 14 ) Griffith's account of the Frescoer Ind. Ant. I. 354; II, 152; IV. 253.
( 15 ) Dr. Rajendralal Mitra's Foreigners in Ajantha Paintings. J. A. S. Ben XLVII. 62.
( 16 ) Mr. Ferguson's Chosroes II. in Ajantha Paintings. J. R. A. S. New series XI.
મુંબઈ ગૅઝેટિઅર; ખાનદેશ, બુલઢાણા ગૅઝેટિઅર.


**અજનાળ:**—પંજાબ ઈલાકો. અમૃતસર જીલ્લામાંનો એક તાલુકો.

ઉ. અ. ૩૧° ૩૭' થી ૩૨° ૩' અને પૂ. રે. ૭૪° ૩૦' થી ૭૪° ૫૯'. ક્ષેત્રફળ ૪૧૭ ચોરસ માઈલ.

તાલુકાના દક્ષિણ તરફના ભાગને બારીદોઆબ નહેરનું પાણી મળે છે. આ તાલુકાની જમીન સામાન્ય રીતે બહુ સારી ન હોવાથી ખેતીનું પ્રમાણ ઓછું છે.

આ તાલુકામાં ૩૩૧ ગામ છે અને મુખ્ય ગામ અજનાળ જ છે. જમીનમહેસુલ અને બીજા કરવેરાની આવક ગણતાં ઈ. સ. ૧૯૦૩–૦૪ માં રૂ. ૩૬૧૦૦૦ ની આવક થએલી. ( ઇં. ગૅ. )

**અજમીઢ:**—પુરુવંશમાં થએલા સુહોત્રને ઐક્ષ્વાકીથી ત્રણ પુત્ર થયા. તેમાંના જ્યેષ્ઠ પુત્ર અજમીઢને ત્રણ સ્ત્રીઓથી છ પુત્ર થયા. પહેલી સ્ત્રી ધૂમિનીનો પુત્ર ઋક્ષ; બીજી સ્ત્રી નીલીના પુત્ર દુષ્યન્ત અને પરમેષ્ઠી, ત્રીજી સ્ત્રી કેશિનીનો પુત્ર જન્હુ, જેણે ગંગાનું પાન કરેલું. ( મ. ભા આદિપર્વ અ. ૯૪)

૨. હસ્તિનાપુરના સ્થાપક સોમવંશમાં જન્મેલા હસ્તિને વિકુંઠન નામનો પૌત્ર હતો, તેનો આ પુત્ર. તેને ચાર સ્ત્રીઓ હતી. તેમનાં નામ:—કૈકયી, ગાંધારી, વિશાલા અને ઋક્ષા. આ સ્ત્રીઓથી તેને બધા મળી ચોવીશ પુત્ર થયા. ઋક્ષાના પુત્રે સંવરણ વંશની સ્થાપના કરેલી. ( મ. ભા. આદિપર્વ અ. ૯૫ )

૩ અજમીઢ, દ્વિમીઢ અને પુરુમીઢ એ ત્રણે હસ્તીનરના પુત્રો. અજમીઢનો પુત્ર કણ્વ અને તેનો પુત્ર મેધાતિથિ. તેનાથી કાણ્વાયન બ્રાહ્મણ ઉત્પન્ન થયા. અજમીઢના બીજા પુત્ર બૃહદ્દીષુ ઋક્ષથી સંવરણ થયો અને સંવરણના પુત્ર કુરુએ જ કુરુક્ષેત્રને ધર્મક્ષેત્ર બનાવ્યું. ( વિષ્ણુપુરાણ ૪।૧૯ )

ભરદ્વાજ ( વિતથ ) નો પુત્ર મન્યુ, મન્યુનો પુત્ર બૃહત્ક્ષત્ર, બૃહત્ક્ષત્રનો પુત્ર હસ્તી અને તેનો પુત્ર અજમીઢ, એવી પરંપરા ભાગવતપુરાણમાં મળી આવે છે. ( ભાગવત ૯।૨૧।૩૦ ) આ પરંપરા બીજાં પુરાણોથી જુદી પડે છે.

અજમીઢના વંશજો પણ અજમીઢ જ કહેવાય છે.

**અજમેરમેરવાડ:**—ઉ. અ. ૨૫° ૨૪' થી ૨૫° ૪૨' અને પૂ. રે. ૧૩° ૪૫' થી ૧૫° ૨૪'-આમાં રજપુતાનાનો તદ્દન જુદો પડી ગએલો બ્રિટીશ મુલક છે. રજપુતાનાનો પોલીટીકલ એજન્ટ અહીં કમિશનર છે. આ પ્રાન્ત અજમેરમેરવાડનો બનેલો છે.

અજમેરની ઉત્તરે જોધપૂર, દક્ષિણે ઉદેપૂર, પૂર્વે જયપૂર અને પશ્ચિમે જોધપૂર છે. મેરવાડની ઉત્તરે જોધપૂર ને અજમેર, દક્ષિણે ઉદેપૂર, પૂર્વે અજમેર. ઉદેપૂર ને પશ્ચિમે જોધપૂર છે. એકંદરે ક્ષેત્રફળ ૨૭૧૧ ચો. મૈલ છે ઈ સ. ૧૯૦૧ માં લોકસંખ્યા ૪૭૬૯૧૨ હતી. અજમેર એ નામ અજરાજા ઉપરથી પડયું છે.

અજમેર ઘણો ખરો રેતાળ પ્રદેશ છે. કયાંક કયાંક ડુંગરા પણ આવ્યા છે. મેરવાડમાં તો કેવળ ડુંગરો જ છે અજમેર પાસેનો તારાગઢ, જે ડુંગર પર છે, તે દરીઆની સપાટીથી ૨૮૫૫ ફીટ ઉંચે છે. અજમેર શહેર ડુંગરની સપાટીએ વસેલું છે, એટલું જ નહિ, પણ તે સપાટી આખા હિંદમાં સૌથી ઉંચી ગણાય છે. આ પ્રાન્તમાંની નદીઓ ઘણી મોટી નથી. અત્રેના અનાસાગર સરોવરની પડોશના ડુંગરોમાંથી સાબરમતી નદી નીકળે છે. જોવા લાયક સરોવર પુષ્કર સિવાય બીજું નથી. આંખને ગમે એવી સૃષ્ટિની રમણીયતા અજમેરમાં નથી. પણ અજમેર શહેરની વાત એથી ન્યારી છે. ત્યાં તો વર્ષાઋતુ શરૂ થાય કે તરત જ ડુંગરોએ લીલાંછમ વસ્ત્રો

પહેર્યાં હોય એવો ભાસ થાય છે અને સૂર્યાસ્તનું દૃશ્ય પણ અતિ રમણીય દેખાય છે.

રજપુતાનામાં મળનારી ઘણી વનસ્પતિઓ અરવલ્લીની પૂર્વમાંથી મળી આવે છે. પીંપળો, વડ, લીંબુ અને શામળાનાં ઝાડ અહીં વિશેષે કરીને જોવામાં આવે છે. દાડમ અને જામફળ પણ ઘણાં મળી આવે છે.

મેરવાડમાં વાઘ કોઈ કોઈ વાર જોવામાં આવે છે. પણ દીપડા અને તરસ ઘણાં છે. ભુંડ, ભેંકર, ને શ્યામવર્ણ હરણાં પણ અજમેર તરફ જોવામાં આવે છે. આ પ્રાણીઓનો શિકાર અત્રેના રહેવાસીઓ શોખથી કરે છે.

અહીંની હવા નીરોગી છે. ઉનાળામાં તે સુકી અને ઉષ્ણ હોય છે. પણ શિઆળામાં તે ઠંડી તથા પ્રોત્સાહક હોય છે. અજમેરમાં ઉષ્ણતાનું પ્રમાણ જાનેવારીમાં ૫૯. ૪; મેમાં ૯૧ ૫; જુલાઈમાં ૮૪.૯ અને નવેંબરમાં ૬૭. ૯ હોય છે. ઈ. સ. ૧૯૦૧ માં પૂરા થતાં પચીસ વર્ષોમાં વરસાદનું પ્રમાણ દર સાલ સરાસરી ૨૧.૨ ઇંચનું છે.

એમ મનાય છે, કે અજમેરનો તારાગઢ ચૌહાણ વંશના અજરાજાએ ઈ. સ. ૧૪૫ માં બંધાવ્યો હતો. પણ ઇતિહાસ જાણનારા એમ કહે છે, કે અજય અને અજ ઈ. સ. ૧૧૦૦ માં થઈ ગયા. પહેલાં અજ થયો, તેની પછી અજય થયો અને તેમની પછી અર્ણોરાજા ગાદીએ આવ્યો. તેના પછી તેનો પુત્ર વિગ્રહરાજ, જે વિશાલદેવ નામથી જાણીતો છે, તે ગાદીએ બેઠો. ઈ. સ. ૧૧૯૨ માં વિશાલદેવનો પુત્ર પૃથ્વીરાજ ગાદીપર હતો. તેને મહંમદ ઘોરીએ હરાવી પોતાનો માંડલીક બનાવ્યો. પણ તેના કાકા હરિરાજે તેને પદભ્રષ્ટ કર્યો ને પોતે જ ગાદીપર ચઢી બેઠો. ઘોરીના સુબેદાર કુતુબુદ્દીનના જુલમથી કંટાળી તેણે આત્મહત્ત્યા કરી. આ પછી ઘણી રાજ્યક્રાન્તિઓ થઈ, ઘણાં માણસો મરાયાં અને છેવટે મારવાડના રાજા માલદેવ રાઠોડના કબજામાં આ પ્રાન્ત ગયો. છેવટે અકબર બાદશાહે આ પ્રાન્તને પોતાના રાજ્યનો એક વિભાગ બનાવ્યો. ઈ. સ. ૧૭૨૧ માં જ્યારે મોગલ સામ્રાજ્ય વિનાશને પંથે હતું, ત્યારે મારવાડના રાજા જસવંતસિંહના પુત્ર અજિતસિંહે તેને પોતાના કબજામાં લઈ લીધું. કેટલાંક વર્ષ પછી અજમેરનો કીલ્લો અને પ્રાન્ત મરાઠાઓના હાથમાં આવ્યો અને છેવટે અજીતસિંહની પાસેથી અંગ્રેજોએ ઈ. સ ૧૮૧૮ માં તે લઈ લીધો.

પ્રાચીન ઇતિહાસને સહાય કરે એવી ઈમારતો, અથવા જુની પુરાણી વસ્તુઓ અને સ્થાનો અજમેર ને પુષ્કર સિવાય બહાર જવલ્લે જ છે. અજમેર પ્રાન્તના આગ્નેય ભાગમાં અત્યન્ત જુનાં હિન્દુ મંદિરોનાં ખંડિએર જોવામાં આવે છે.

ઈ. સ. ૧૯૦૧ ના વસ્તિપત્રક પ્રમાણે (અજમેરની ૨૬૭૪૫૩ અને મેરવાડની ૧૦૯૪૫૯) અજમેર ને મેરવાડની લોકસંખ્યા ૪૭૬૯૧૨ (૧૯૧૧માં ૫૦૧૩૯૫) હતી, તે ઈ સ. ૧૮૯૧ ના પ્રમાણમાં બહુ જ થોડી હતી અને તેનું કારણ દુકાળ એ હતું. દર ચોરસ માઈલે લોકસંખ્યાનું પ્રમાણ ૧૭૬ પડે છે; તે જ ઈ. સ. ૧૮૯૧ માં ૨૮૦ હતું. આ પ્રાંતમાં ૪ મોટાં શહેરો ને ૭૪૦ ગામો છે. લોકસંખ્યાના પ્રમાણમાં પુરુષોનું પ્રમાણ સેંકડે ૫૨.૬ છે. ઈ. સ. ૧૯૦૧ માં:—

| | | પુરૂષ | સ્ત્રીઓ |
|---|---|---|---|
| અવિવાહિત | ૧૭૬૩૩૮ | ૧૧૩૯૪૩ | ૬૨૩૯૫ |
| વિવાહિત | ૨૩૨૯૨૦ | ૧૧૬૪૬૯ | ૧૧૬૪૫૧ |
| વિધુર અને વિધવા | ૬૭૬૫૪ | ૨૦૬૧૪ | ૪૭૦૪૦ |

એ રીતે પ્રમાણ હતું. પારણામાંનાં નાનાં બાળકોનાં લગ્ન થતાં નથી. બે અથવા બેથી બધારે સ્ત્રીઓ પરણવાનો રિવાજ નથી. એક સ્ત્રીને બે પતિ હોઈ શકે એ વાતનો સ્ત્રીઓને ખ્યાલ જ હોતો નથી. મુસલમાનોમાં છુટાછેડા કરવાનો રિવાજ ચાલુ છે. વિધવાવિવાહ જાટ વિગેરે લોકોમાં થાય છે. મેરવાડમાં વારસો બાપ પાસેથી મળતો નથી, પણ મા તરફથી મળે છે. અજમેરમાં બધી મિલકત વંશની મોટી શાખાના મોટા છોકરાને મળે છે. નાનાં છોકરાંને મારવાનો રિવાજ કોઈ પણ જગ્યાએ નથી.

અહીંની બોલાતી ભાષા રાજસ્થાની તથા હિંદી એ બન્ને છે. એકંદરે જોતાં લોકો ઉદ્યોગી અને સારી વર્તણુકવાળા છે, પરંતુ દુકાળના વખતમાં મેરવાડના મેર લોકો અને અજમેરના મિન લોકો ધાડ વિગેરે પાડે છે. લોકો શરીરે હૃષ્ટપુષ્ટ અને ઘણા જ મજબુત બાંધાના છે. મુસલમાનોની વસ્તી હિંદુ લોકોથી બીજે નંબરે છે. અહીંના હિંદુઓ વૈષ્ણવ, શાક્ત અને શૈવ એવા ત્રણ પંથના છે. સેંકડે ૫૫ ટકા લોકો ખેતીપર આજીવિકા ચલાવે છે. કેટલાક લોકો વણવાનું ને ચામડાં કમાવવાનું કામ કરે છે. ઉંચા વર્ગના ઘણાખરા લોકો માંસાહારી નથી.

શહેરમાં મકાનો પત્થરનાં બાંધેલાં હોય છે અને ગામડામાં ઘરો માટીનાં હોય છે. આરોગ્યશાસ્ત્રની દૃષ્ટિથી ઘરોની બાંધણી સારા પ્રકારની હોતી નથી.

કસરત, લાઠી, કુસ્તી વિગેરે આ તરફની ખુલ્લી હવામાં રમવાની રમતો છે. હમણાં હમણાં ક્રિકેટ, ફુટબૉલ વિગેરે અંગ્રેજી રમતો પણ દાખલ થવા

માંડી છે. લોકોને ગાવાબજાવવાનો, સતાર, તેમ જ વીણા વિગેરેનો પણ ઘણો શોખ છે.

અહીંના હિંદુઓમાં હોળી, દિવાળી, દશેરા અને તેજાજીનો મેળો, એટલા દિવસો મુખ્ય તહેવાર તરીકે પળાય છે. વેપારી લોકો ગાંગોર નામનો એક વધારાનો તહેવાર પાળે છે. પાર્વતીદેવી પોતાના પિતા પાસે પાછાં ગયાં, તે માટે આ તહેવાર છે. તેજાજીનો મેળો એ જાટ લોકોના ઉત્સવનો દિવસ છે. પૂર્વે તેજાજી નામનો એક બહાદુર અને પ્રસિદ્ધ યોદ્ધો થઈ ગયો.

અહીંની ખેતીની સ્થિતિ સંતોષકારક નથી. કારણ કે જમીનના ઉંડાણમાં સારા પ્રકારની માટી નથી. ખડક જમીનની સપાટીની ઉપર આવેલા છે. વરસાદ થોડો પડે છે અને તે સાથે તે અનિયમિત પણ હોય છે. આ કારણને લીધે ખાતર બહુ જ નાખવું પડે છે.

અહીંના પાકોમાં જુવાર, મકાઈ, કપાસ, ઘઉં વિગેરે મુખ્ય છે. પુષ્કરની આસપાસની જમીનમાં શેરડીનું વાવેતર થાય છે અને તોડગઢ તાલુકામાં અફીણનાં ઝાડો ઉછેરવામાં આવે છે. એક ખરીફ અને બીજો રવિ એવા બે પાક થાય છે.

વાવેતરનો ભાગ પાકના રૂપમાં આપવામાં આવે છે. પેદાશના ૧/૬ થી તે ૧/૩ સુધી માલીકને મળે છે. કેટલીક વખત પાકને બદલે પૈસા આપવામાં આવે છે. મજુરીનો રોજ ૨ થી ૪ આના સુધી હોય છે. સુથાર, લુહાર, કડીઆ વિગેરેનો ૪ આના થી ૮ આના સુધીનો રોજ હોય છે. ગામડાંમાં વસવાયાંની પદ્ધતિ જોવામાં આવે છે.

શહેરના મધ્યમ વર્ગના લોકો ખાધેપીધે સુખી છે; પણ ગામડાંના ખેડુત લોકોની સ્થિતિ ઈ. સ. ૧૯૦૧ ના દુકાળ પછી સુધરી નથી.

અજમેર-મેરવાડાના ડુંગરોમાં ધાતુની ખાણો પુષ્કળ છે. અજમેરથી ઉત્તરમાં આવેલા ડુંગરોમાં લોખંડ અને તાંબાની ખાણો છે અને તારાગઢના ડુંગરોમાં સીસું પણ મળી આવે છે.

અજમેરમાં હુન્નર તથા ઉદ્યોગના ધંધા જોઈએ તેવા નથી. મેરવાડમાં તો આમાંનુ કાંઈ જ નથી. કેટલેક ઠેકાણે શાળપર કપડાં વણવાનું તથા હાથીદાંત અને લાખની બંગડીઓ બનાવવાનું કામ કરવામાં આવે છે અજમેરની જેલમાં ગાલીચા અને શેતરંજીઓ બનાવવામાં આવે છે.

આ પ્રાંતની રાજ્યવ્યવસ્થા એક કમીશનરના હાથમાં છે. તે અજમેર શહેરમાં રહે છે. કમીશનર જાતે જ ન્યાયખાતું, પોલીસખાતું, જંગલખાતું, અને શિક્ષણખાતું વિગેરે ખાતાંનાં કામોપર અધિકાર ચલાવે છે. એકંદરે આ પ્રાંતના ત્રણ તાલુકા પાડવામાં આવ્યા છે. તેમનાં નામોઃ-અજમેર, બેવાર અને તોડગઢ. રજપુતાનાનો એજન્ટ ટુ ધી ગવર્નર જનરલ એ જ ચીફ કમીશનર હોય છે.

અજમેરની જમીનમહેસુલની પદ્ધતિ રજપુતાનાનાં બીજાં સંસ્થાનો જેવી જ છે. જમીનના બે ભાગ પાડવામાં આવ્યા છે. એક ખાલસા, બીજી ઇસ્તિમ્રારિ (ઈનામી-લશ્કરમાં નોકરી માટે આપેલી) જ્યારે મરાઠાઓના તાબામાં આ મુલક આવ્યો, ત્યારે ક્ષત્રિયોની વીરતાને ઉત્તેજન આપવાનું તેમના હિતની વિરુદ્ધ હોવાથી, તેમણે જમીનને બદલે લશ્કરની નોકરી માટે અમુક ઠરાવેલી રકમ આપવાનું શરૂ કર્યું. બ્રિટીશ લોકોના તાબામાં આ મુલુક આવ્યો, ત્યારે તેમણે આ લોકોની ખંડણી બહુ વધારી. પરંતુ ઈ. સ. ૧૮૭૩ માં ઈનામદાર લોકોને સનદો આપવામાં આવી અને હંમેશને માટે અમુક એક ખંડણી ભરવી એમ ઠરાવવામાં આવ્યું.

બીજી એક જાણવા જોગ પદ્ધતિ "ભૂમ" એ છે. આવા જમીનના માલીકોને "ભૂમીઆ" કહે છે. આ પદવી બહુ માનપ્રદ સમજવામાં આવે છે. પૂર્વે 'ભૂમીઆ' ને ત્રણ પ્રકારના કામો કરવાનાં હતાં. (૧) જે ગામમાં ભૂમ હોય તેનું રક્ષણ કરવું. (૨) જે વટેમાર્ગુ લોકો હોય, તેમના જાનમાલનું રક્ષણ કરવું. (૩) કોઈ પણ ગુન્હાથી થએલું નુકસાન ભરી આપવું. હાલમાં એ લોકોનું કામ તોફાન તેમ મારામારી વખતે સરકારને માણસની મદદ આપવી એ છે.

બ્રિટીશોની પહેલાં મેરવાડમાં એક સત્તા કાયમ રહેતી ન હતી, તેથી ત્યાં જમીનમહેસુલ વિગેરેની કાયમી પદ્ધતિ જેવું કાંઇ ન હતું. ઈ. સ. ૧૮૫૧ માં જે માપણી થઈ, તે વખતે બધા જમીન ખેડનારાઓને જમીનના માલીક બનાવવામાં આવ્યા.

બીજી ઉપજની બાબત એટલે અફીણપરનો કર. આ દેશમાંથી પહેલાંના વખતમાં ઘણું અફીણ જતું હતું.

અહીંની શિક્ષણસંસ્થામાં ભણનારા વિદ્યાર્થીઓ અલાહબાદ યુનીવર્સીટીની પરીક્ષામાં બેસે છે. ઈ. સ. ૧૯૦૨-૩ માં ૪૭૧૮ છોકરાઓ અહીંની શાળાઓમાં શિક્ષણ લેતા હતા. સ્ત્રીશિક્ષણ પણ દિનપ્રતિદિન વધતું જાય છે. ઇ. સ. ૧૯૦૩ માં નિશાળમાં જનારી છોકરીઓની સંખ્યા ૧૮૪૦ ની હતી.

**અજમેરશહેર**—:રજપુતાનાનું અજમેર-મેરવાડ પ્રાંતમાંનું એક મુખ્ય શહેર. ઉત્તર અક્ષાંશ

૨૬', ૨૭' અને પૂર્વે રે. ૭૪', ૩૭'. આ શહેર મુંબઈની ઉત્તરે ૬૭૭ માઈલ છે. લોકોની વસ્તી (૧૯૬૧ માં) ૮૬,૨૨૨. ઈ. સ. ૧૮૭૯ ની સાલથી અહીં રેલ્વે થવાથી લોકોની વસ્તી વધતી જ જાય છે. આ શહેરના ઈતિહાસ માટે અજમેર-મેરવાડ જુઓ.

આ શહેર તારાગઢ ડુંગરની તળેટીમાં આવેલું છે. પહોળા રસ્તાઓ અને સુંદર મકાનો હોવા ઉપરાંત આ શહેરને પત્થરના એક કીલ્લો છે. તેને પાંચ દરવાજા છે. હાલમાં તે સારી સ્થિતિમાં નથી. કીલ્લો તારાગઢ ડુંગર પર બાંધેલો છે અને તેની નજીકમાં જ શહેર વસેલું છે. તળેટીમાંથી કીલ્લો આસરે ૧૩૦૦-૧૪૦૦ ફૂટ ઉંચો છે. ઇ. સ. ૧૮૩૮ માં તે નિરુપયોગી બનાવવામાં આવ્યો અને ઈ. સ. ૧૮૬૦ ની સાલ પછી નસિરાબાદ અને મહુ એ ઠેકાણે રહેનારા ગોરા લોકોનાં લશ્કર માટે આ કીલ્લાનો ઉપયોગ ઉનાળામાં કરવામાં આવ્યો. કીલ્લાની અંદર મુસલમાન ફકીર સય્યદ હુસેનની કબર છે. શાલિવાહન શકે ૧૬૬૧ માં દિલ્લી લીધા પછી નાદીરશાહ આ પીરના દર્શન માટે આવતો, એવો ઉલ્લેખ મળેલો છે. (રા. બં. ૬-૧૩૩, ૨૪૪). તે ફકીર આ જ કે મુઇનઉદ્દીન એ કહી શકાતું નથી.

અજમેરમાં પ્રાચીન ઇમારતો પુષ્કળ છે 'અઢાઇ દિનકા ઝોંપડા'એ નામની એક પ્રસિદ્ધ મસીદ બહુ જ જુની છે. પ્રથમ આ મસજીદ ચોહાણ રાજા વિશળદેવે બંધાવેલી વેધશાળા હતી. પરંતુ મહમદ ઘોરીએ એને મસજીદનું રૂપ આપ્યું. એવું કહેવાય છે, કે મહમદ ઘોરી આ વેધશાળા પરથી જતો હતો, ત્યારે એણે "અઢી દિવસ પછી પાછો આવું, ત્યારે આ વેધશાળાની જગ્યાએ મસજીદ થએલી હોવી જોઇએ, કારણ આ જ મસજીદમાં મારે નિમાઝ પઢવી છે" એવું ફરમાન કર્યું હતું. તે માટે આ મસજીદને 'અઢી દિવસનું ઝુંપડું" એવું નામ મળ્યું. મસજીદ હાલમાં સારી સ્થિતિમાં છે. દિલ્લી પાસે કુતુબમિનાર અને આ મસજીદ એ બન્ને સાધારણ રીતે એક જ વખતે બાંધવામાં આવ્યાં હતાં. અજમેરથી દશ માઇલ પર પુષ્કરતીર્થ નામનું એક પ્રસિદ્ધ સરોવર છે. (પુષ્કર જુઓ)

અનાસાગર તલાવના બંધારા પર શહાજહાન બાદશાહે બંધાવેલાં પાંચ આરસપહાણનાં ક્રીડાગૃહો બહુ જ રમણીય છે. આમાંનું એક જ ગૃહ ભગ્નાવસ્થામાં છે, અને બાકીનાં હજુ સારી સ્થિતિમાં છે. પહેલાંના વખતમાં આમાંના ત્રણ ગૃહોમાં બ્રિટીશ અમલદારો રહેતા હતા. હાલમાં તેમને પૂર્વસ્થિતિમાં જ રહેવા દીધાં છે.

દરગા ખ્વાજા સાહેબ નામની બીજી ઇમારત અહીં જોવા જેવી છે. એની અંદર મુઈનઉદ્દીન ખિસ્તી નામના ફકીરની કબર છે. એ આસરે ઈ. સ. ૧૨૩૫ ની સાલમાં મરણ પામ્યો. અહીં દર વરસે રજબ મહિનામાં મેળો ભરાય છે.દરગામાં અકબર ને શહાજહાને બાંધેલી મસજીદો છે. અકબર બાદશાહે બાંધેલી મસજીદમાં ચિતોડની લુટ વખતે મળેલું ચોઘડિયું અને પિતળની દીવીઓ મૂકેલી છે.

અજમેરનો કીલ્લો અકબરે બંધાવ્યો. કીલ્લો ચોરસ આકારનો છે અને દરેક ખુણા પર અષ્ટકોની મિનારાઓ છે. મોગલ પાદશાહ અજમેર આવતો, ત્યારે તેનો મુકામ એ જ કીલ્લામાં રહેતો. મરાઠાઓના વખતમાં તે પ્રાંતનું મુખ્ય શહેર અજમેર હતું હાલ કીલ્લામાં તાલુકાકચેરી છે. અસલ ઇમારતમાં બહુ જ ફેરફાર કરવામાં આવ્યો હોવાથી તેનું પહેલાંનું સ્વરૂપ તદ્દન બદલાઈ ગયું છે. શહેરની આજુબાજુનો કિલ્લો એ જ વખતે બંધાએલો છે અને તેને દિલ્લી, મદાર, ઉસ્રી, આગ્રા અને તિરપોલીયા એટલા દરવાજા છે.

અનાસાગરની નજીકમાં જ સત્તરમા સૈકામાં જહાંગીર બાદશાહના વખતમાં તૈયાર કરેલો બાગ છે. તેની અંદર ઘણા જુના વૃક્ષો છે. તેપર હાલ મ્યુનીસિપાલિટી દેખરેખ રાખે છે. ગામના લોકોને ફરવા જવાની આ એક મુખ્ય જગ્યા છે.

વેપાર અને હુન્નરઉદ્યોગઃ—અજમેર એ એક મોટું રેલ્વે સ્ટેશન છે. અહીં ઘણી નામાંકિત પેઢીઓ છે અને તેમનો આજુબાજુના સંસ્થાનો સાથે વેપાર ચાલે છે. કેટલીક પેઢીઓની શાખાઓ હિંદુસ્તાનના બધાં મોટાં મોટાં શહેરોમાં આવેલી છે. ઈ. સ. ૧૮૬૯ થી અહીંની મ્યુનિસિપાલિટી અસ્તિત્વમાં આવેલી છે. સને ૧૯૦૨-૩ માં એની આવક ૧૮૩૦૦૦ રૂપીઆ હતી. અહીં ૧૮૯૧-૯૨ સાલમાં પડેલા દુકાળનું નિવારણ કરવા માટે જે કામ કાઢવામાં આવ્યું હતું, તેમાં ફ્રાય સાગર નામનું સરોવર બાંધવામાં આવ્યું, તેથી ગામને પાણીની સગવડ સારી થઇ છે.

શિક્ષણઃ—અહીં મેયો કૉલેજ અને સરકારી આર્ટસ કૉલેજ એ બે શિક્ષણસંસ્થાઓ છે. મેયો કૉલેજમાં સંસ્થાનિકોના પુત્રો શિક્ષણ લેવા માટે આવે છે.

અજમેરમાં એક જેલ અને મોટી હોસ્પિટલ છે રજપુતાનામાં ધનાઢ્ય અને સમૃદ્ધિવાળાં એવાં એકંદરે નવ શહેરો છે. તેમાં અજમેર બીજે નંબરે આવે છે. ઇ. સ. ૧૮૮૧ ની સાલથી આ શહેરની વસ્તી

પત્રકમાં વધતી જતી જ માલમ પડે છે. અજમેર અને બિકાનેર સિવાયનાં બધાં શહેરોની લોકવસ્તી ઘટતી જાય છે, તેથી અજમેર અને બિકાનેર એ બન્નેની વસ્તીનું વધતું પ્રમાણ લક્ષમાં રાખવા જેવું છે. એ સિવાય જન્મની નોંધ યોગ્ય રીતે કરવામાં આવતી નથી. તે છતાં અજમેર શહેરની લોકસંખ્યા વધતી હોવાનું વસ્તીપત્રકપરથી જણાય છે. અજમેરની લોકવસ્તીમાં સેંકડે ૪૭ ટકા લોકો બીજાં સંસ્થાનો અને જીલ્લામાંથી આવેલા બહારના લોકો છે એ વાત વિચારમાં લેવા છતાં ફક્ત અજમેર શહેરમાં જન્મ કરતાં મૃત્યુ વધારે પ્રમાણમાં હોવાં જોઈએ,એવું અનુમાન બાંધી શકાય છે. બહારથી આવેલા લોકોમાંથી આસરે ⅓ લોકો સંયુક્ત પ્રાંતના હોય છે. અજમેર એ સાધારણ રીતે સર્વજાતીય વસ્તીનું શહેર છે. બધામાં સહુથી વધારે વસ્તી મુસલમાન શેખ લોકોની છે. તે પછી બ્રાહ્મણ, પઠાણ, મહાજન, રજપુત, ખ્રીસ્તિ, સય્યદ, કાયસ્થ, અને બાકીની બીજી કોમો, એવો વસ્તી પ્રમાણે લોકસંખ્યાનો અનુક્રમ છે. ઘણે ભાગે બહારથી આવનારા લોકો પોતાના કુટુંબકબીલા સાથે આવે છે. એપરથી તેઓ કાયમને માટે રહેવા આવતા હોવા જોઈએ એમ દેખાય છે.

અહીં ત્રણ હૉસ્પિટલ અને એક નર્સિંગ એસોસીએશન છે. બે કૉલેજો, ત્રણ હાયસ્કુલો, બે છોકરીઓની અને કેટલીક છોકરાઓની નિશાળો, રેલવે ટેક્નિકલ સ્કુલ વિગેરે શિક્ષણસંસ્થાઓ છે. હિંદુ, મુસલમાન અને યુરોપિયન એ લોકોની જુદી સંસ્થાઓ છે.

અહીંથી ચાર વર્તમાનપત્રો ( છાપાં ) નીકળે છે. રજપુતાનામાં અનેક ઠેકાણે જેમની શાખાઓ દેશપરદેશ ફેલાએલી છે, એવી ઘણી વેપારી કંપનીઓ છે. અજમેર જેલમાં શેતરંજીઓ, ગાલીચા, વિગેરે ઉત્તમ રીતે બનાવવામાં આવે છે. અહીંની ચંદનની કાંસકીઓ અને માળાઓ પ્રસિદ્ધ છે. બે જીનીંગ ફૅક્ટરીઓ, ચાર અનાજ દળવાની ઘંટીઓ, બે બરફનાં કારખાનાં, લોખંડી સામાન તથા ધાતુનો રસ બનાવી તેમાંથી જુદી જુદી ચીજો બનાવવા માટે સંચાઓનાં કારખાનાં અહીં ચાલે છે.

અજમેર શહેર અને તેના નામની ઉત્પત્તિઃ— કર્નલ ટૉડ કહે છે,* કે પુષ્કરનો અજપાલ નામનો ગોવાળીઓ રાજા બુસિલ્દેવ (વીસલદેવ) નો પૂર્વજ હતો. તેણે આ શહેર વસાવ્યું અને આ શહેરનું નામ તેના નામ ઉપરથી પડયું.

કનિંગહૅમનું§ કહેવું એવું છે, કે અજમેરની સ્થાપના ચૌહાણ અથવા ચાહમાન રાજા અજયપાલે કરી. એ રાજા ઇ. સ. ૮૧૯ પૂર્વે થઇ ગયો. કનિંગહૅમે ફેરીસ્તાનો આધાર લઈ આ શહેર પ્રાચીન છે, એવું નિશ્ચિત કર્યું. કારણ ફેરિસ્તા અજમેરના રાજાનો નિર્દેશ ઇ. સ. ૯૮૪ માં કરે છે. ગિઝનીના મહમદે ઈ. સ. ૧૦૨૫ માં સોમનાથપર સ્વારી કરી તે વખતે અજમેર લુંટાયું હતું.

રાજપુતાના× ગૅઝેટીઅરમાં અજમેરની સ્થાપનાનો સમય ઈ. સ. ૧૪૫ અને સ્થાપનકર્તાનું નામ રાજા અજ "પહેલા ચૌહાણ અન્હલનો વંશજ" એવું આપ્યું છે.

પ્રો. લાસેન સાહેબનું+ અનુમાન એવું છે,કે આ શહેરનું જુનું નામ અજમીઢ હોવું જોઈએ અને પછીથી તેનું 'અજમીર' થઈ અજમેર એવું નામ પડેલું હોવું જોઈએ. ટૉલીમીને ( આસરે ઈ. સ. ૧૫૦) આ જ શહેરનો ગગસ્મિર (Gagasmira) એ નામથી ઉલ્લેખ કર્યો છે.

નયચંદ્રના હમ્મીર મહાકાવ્યમાં ( ૧-૫૨) ચોહાણ વંશના ચાહમાનના ત્રીજા ઉત્તરાધિકારી (વારસ) અજયપાલે અજયમેરુ કીલ્લો બંધાવ્યો, એવું લખેલું છે.

પ્રબન્ધ ચિંતામણિ T નામના ગ્રંથમાં ચાહામાન રાજાની એક અનામિક યાદી છાપેલી છે. તે યાદીમાં ચોહાણ વશંના ચોથા રાજાને "अजय मेरु दुर्गणारकः" એવું કહેલું છે. આ ચોહાણ વંશની શરૂઆત સને ૬૦૮ માં થએલી છે.

અજમેર શહેર બહુ જ પ્રાચીન છે. એ વિષે ઉપર આપેલા બધા પ્રમાણભૂત ગ્રંથોનો એક મત છે.

પરંતુ ડૉ. જે. મૉરિસન સાહેબે ચાહમાનના વંશ ઉપરના લેખમાં * વીસમો રાજા અજયરાજા અથવા સલ્હણ એ નીચે પૃથ્વીરાજવિજય નામના ગ્રંથમાં એક નાની ટીપ આપેલી છે. એ ટીપમાં આ રાજાએ અજયમેરુ બાંધ્યો, £ એમ લખ્યું છે. આ રીતે આ શહેરની સંસ્થાપના ઉત્તરકાલીન છે, એમ નક્કી કરેલું છે.

---

* Annals of Rajasthan Vol I P. 663, f.

§ Archaeological Survey Reports Vol II. P. 252 fb

× Rajputana Gazetteer Vol. II. P. 14

+ Indische Alterthumskunde Vol. III. P. 151

T Bombay edition of the प्रबंधचिन्तामणि P. 52 ff.

* Vienna Or. Journal, Vol VII. P. 191

£ Prithvirajavijaya Sarga V. 77, 99, 100 102

અજય રાજાએ ઈ. સ. ૧૧૦૦ અને ૧૧૨૫ ની વચ્ચે અથવા તે જ અરસામાં રાજ્ય કરેલું હોવું જોઇએ અને અજયમેરુ તે જ સમયમાં બાંધ્યો હોવો જોઇએ, એ વાતનો નીચે પ્રમાણે પુરાવો છેઃ—

અજયરાજાના છોકરા અર્ણોરાજે ગુજરાતના જયસિંહ સિદ્ધરાજની કન્યા કાંચનદેવી સાથે લગ્ન કર્યાં,P તે ઉપરથી તે જયસિંહ સિદ્ધરાજનો સમકાલીન હોવો જોઇએ અને તેના કરતાં નાનો હોવો જોઇએ, એ વાત સાબીત થાય છે. જયસિંહ સિદ્ધરાજે ઈ. સ. ૧૦૯૪ થી તે ૧૧૪૩ સુધી રાજ્ય કર્યું. જયસિંહ પછીનો વારસ કુમારપાલ હતો. તેણે અર્ણોરાજ અથવા આનક સાથે લડાઈ કરીT તેમાં વિજય મેળવ્યો. આ લડાઇનો અન્ત ઈ. સ. ૧૧૪૭-૫૦ માં અથવા૧૧૫૦–૫૧ માંS આવ્યો. અર્ણોરાજના બીજા પુત્ર ચોથા વિગ્રહ અથવા વિસલદેવની માલકીના અજમેરના અંકિત લેખનો સમય ઈ. સ. × ૧૧૫૩ નો છે. આ ઉપરથી જણાય છે, કે અર્ણોરાજ ઈ. સ. ૧૧૫૦ અને ૧૧૫૩ ના વરસમાં મરણ પામ્યો હોવો જોઇએ. તે કારણને લીધે અર્ણોરાજાએ બારમા સૈકાના બીજા ભાગમાં અને તેના બાપે ઈ. સ. ૧૧૦૦ અને ૧૧૨૫ ની વચ્ચે અથવા તે જ અરસામાં રાજ્ય કરેલું હોવું જોઇએ.

પૃથ્વીરાજવિજય નામનો ગ્રંથ બીજા પૃથ્વીરાજના વખતમાં એટલે બારમા સૈકાના છેવટના ભાગમાં રચાએલો છે. હમ્મીરમહાકાવ્ય ૧૪ મા સૈકાના અન્તમાં અને ફેરિસ્તાની હકીકત ૧૫ મા સૈકાના છેવટના ભાગમાં લખાએલી છે. આ ઉપરથી એકલા પૃથ્વીરાજ વિજયમાં જ આપેલી ચોહાણની વંશાવળી અંકિત લેખમાંની વંશાવળી સાથે મળતી આવે છે. એવું ડૉ. મૉરીસન સાહેબનું કહેવું છે. આ ઉપરથી આ ગ્રંથનું પ્રામાણ્ય વધારે અગત્યનું છે, એ સાબીત થાય છે.

પ્રાચીન અરબ ભુગોલશાસ્ત્રવેત્તાઓ આ અજમેર શહેરનો નિર્દેશ કરતા નથી. એકલા પ્રભાવકચરિતમાં જ B આનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ફેરિસ્તાના વખતમાં અજમેર ચાહમાન રાજાની રાજધાની હોવી જોઇએ એ રાજાની સત્તા પૂર્વરજપુતાનામાં ઈ. સ. ના છઠ્ઠા સૈકાથી હતી. એ ઉપરથી ફેરિસ્તાએ મુળથી જ શાકંભરીના ચોહાણોને 'અજમીરના રાજા' તરીકે ઓળખ્યા હોય, એ બનવા જોગ છે. આ ઉપરથી પૃથ્વીરાજવિજયમાંનું વિધાન ખરૂં હોવું જોઇએ, એમ નક્કી થાય છે. તે વિધાન નીચે પ્રમાણેઃ—

વીસમા ચોહાણ રાજા અજય રાજા આ સ્થાનનો સ્થાપનકર્તા હતો અને તે ઇતિહાસને અનુસરીને છે.

અજયમેરુ નામનો અર્થ પૃથ્વીરાજવિજયમાં D નીચે પ્રમાણે છેઃ—"અજયરાજાએ કરેલો મેરુ." એવાં ઘણાં નામો પ્રચારમાં છે. દાખલા તરીકે જેસલમેર કમલમેર, ( કુમ્ભલમેરૂ ) બાલ્મેર અથવા બાર્મેર ( બાહડમેરૂ ) ઝાંઝમેરૂ ( ઝાંઝમેરૂ ) અજમેરગડ ( અજયમેરૂ ગઢ ).

અજમેરનો મરાઠી રાજ્ય સાથે સંબંધ ઘણો આવે છે.

(૧) અજમેર પ્રાંતની સુબેદારી, મલ્હારરાવ હોળકર તેમ જ જયાપ્પા સિંધિઆ એ બન્નેને દિલ્લીના બાદશાહ અને મરાઠાઓ વચ્ચે થએલા કરારનામાથી મળી.

(૨) જોધપુરપર સ્વારી કરતી વખતે અજમેર એક મહત્ત્વનું લશ્કરી થાણું હતું. સને ૧૭૫૮ મા રાજા વિજયસિંગે અપાજી સિંધિઆની છાવણી હાંકી મૂકી હતી. તેથી બધા મરાઠાઓએ અજમેરમાં ભેગા થઈ જોધપુર અને મિરત તાલુકાનાં ગામો ઉજ્જડ કરી નાખ્યાં (રા. ખં. ૧–૪૯–૯૮).

(૩) પછીથી તે પ્રાંત હોળકરને ઇનામ મળ્યો હોવો જોઇએ. શાલિવાહન શકે ૧૭૫૪ માં પઠાણો દિલ્લીપર સ્વારી કરશે, એવી ખબર મળવાથી બાદશાહે સિંધીઆ તથા હોળકરને મદદ વાસ્તે બોલાવ્યા. તે મદદના બદલામાં બાદશાહે અજમેર પ્રાંત મલ્હારરાવને આપ્યો ( રા. ખ. ૬. ૧. ૯૨ ).

**અજમેરઃ**—આ એક કાઠિયાવાડમાં આવેલું તદ્દન જુદું સંસ્થાન હતું. પરંતુ હાલમાં નવાનગરમાં એનો સમાવેશ કરવામાં આવ્યો છે. વસ્તી પાંચસો ઉપર.

**અજમેરીગંજઃ**—આસામ પ્રાંત. સિલ્હેટ-જીલ્લો હબીગંજનો વિભાગ. ૨૪° ૩૩' ઉ. અ. અને ૯૧° ૧૫' પૂ. રે. એ સુર્મા નદીને કિનારે છસો લોકની વસ્તીવાળું ગામ છે. અહીં વેપાર ઘણો ચાલે છે. અહીંથી, ચોખા, સુકી માછલીઓ, વાંસ, સાદડીઓ વિગેરે માલ પરદેશ મોકલવામાં આવે છે.

---

P પૃથ્વીરાજવિજય સર્ગ ૭

T Gujarat chronicles

S Epigraphia indica Vol. II P. 422.

× Indian antiquary vol. XX P. 201

The date is that of incision of Vigraha's harakelinataka

B XXII 420.

D. V. 100 Indian antiqnary Vol XXVI P-P. 262-164

**અજમો**:—અજમાને સંસ્કૃતમાં ધનાની, હિન્દીમાં અજવાન અને બંગાલીમાં યમાની વિગેરે નામો છે.

અજમાનું વાવેતર આખા હિન્દુસ્તાનમાં અને મુખ્યત્વે કરીને બંગાલમાં વિશેષ કરવામાં આવે છે. મિસર, ઇરાક અને અફગાનીસ્તાનની અંદર અજમાનું ઝાડ રોપવામાં આવે છે. યુરોપમાં હમણાં હમણાં તેની ઉત્પત્તિ કરવામાં આવી છે.

ફ્રાન્સના ૧૪મા લુઈની પાસે જે પોમેટ નામનો રાજવૈદ હતો, તેણે ઉત્તમ અજમો અલેકઝાંડ્રીઆ અને ક્રીટમાંથી આવે છે. એવું લખ્યું છે. ( ૧૭૧૨ )

વાવેતરઃ—હિન્દુસ્તાનમાં અજમાનું વાવેતર ઑકટોબર અને નવેંબર એ બન્ને મહિનામાં દરેક છોડ વચ્ચે છ છ ઇંચનું અંતર મૂકીને કરવામાં આવે છે. ખત નાખવાથી એને ઉપદ્રવ થાય છે અને એને પાણીની ખૂબ જરૂર પડે છે.

અજમો બાગાઇત જમીનમાં થાય છે. એનાં છોડ, લગભગ હાથ દોઢ હાથ ઉંચા થાય છે.અજમાનો અર્ક કાઢવામાં આવે છે, તેને અજમાનું ફુલ કહે છે. તે મધ્ય હિન્દુસ્તાનમાં ઉજ્જન, ઇંદોર, વિગેરે ઠેકાણે કાઢવામાં આવે છે. આ ફુલ તૈયાર કરવાનાં કારખાનાં મુંબઇ,કલકત્તા વિગેરે ઠેકાણે નવીન પદ્ધતિથી ચાલુ છે. મુંબઇ ઈલાકામાં અજમાના પાક માટે દર વરસે લગભગ ૫૦૦—૬૦૦ એકર જમીન કામમાં લેવાય છે. મધ્યપ્રાંતમાં નેપાડના પ્રદેશમાં એનો પાક જુજ મળે છે. મદ્રાસ ઈલાકામાં નંદિયાલ ખીણમાં અને તિનવલ્લી જીલ્લાની કાળી જમીનમાં અજમાનું વાવેતર કરવામાં આવે છે. મુંબઇ ઈલાકામાં ખેડા જીલ્લામાં એનું વાવેતર શિઆળામાં કરવામાં આવે છે. ત્યાં અજમો માર્ચ મહિનામાં, એટલે જીરૂં કાઢયા પછી મહિને સવા મહિને તૈયાર થાય છે. દર એકરે સરાસરી ઉત્પન્ન ૧૨૦ પૌંડ થાય છે.

૧૯૦૩ સાલમાં મુંબઇથી ૮૬૪૧ હંડ્રેડવેટ અજમો પરદેશમાં ગયો. તેમાંથી ૮૪૪૩ હંડ્રેડવેટ જર્મનીએ ખરીદ કર્યો અને બાકીનો અમેરીકા અને ઇજીપ્ત (મિસર) માં ગયો. જેમાંથી અર્ક અને પાણી કાઢી નાખવામાં આવ્યાં હોય તેવા અજમામાં સેંકડે ૧૫ થી ૧૭ લગી ઓજસ દ્રવ્ય હોય છે અને સેંકડે ૨૫ થી ૩૨ લગી ચરબી હોય છે, જે ઢોરને ખવડાવામાં આવે છે. અજમામાંથી નીચેની વસ્તુઓ તૈયાર થાય છે.

અજમાનું તેલઃ-અજમાનું તાજું તેલ તદ્દન ચોકખું અને રંગ વિનાનું હોય છે,પણ થોડી જ વારમાં જરાક લીલાશ પડતું થાય છે. તેની ગંધ અજમા જેવી જ હોય છે. તેનો સ્વાદ તીખો અને તીવ્ર હોય છે. તેનાં એકથી ત્રણ ટીપાં સુધીનો ભાગ ખાંડમાં મેળવી અથવા ગુંદરના પાણીમાં મેળવીને આપે છે.

અજમાનું પાણીઃ—છુંદેલો અજમો ૨૦ ઔંસ અને પાણી ૨ ગૅલન લઈ રીત મુજબ તે પાણીની વરાળ કરી તેમાંથી એક ગૅલન પાણી કાઢી લેવું. તે પાણી પીવાનું પ્રમાણ ૧ ઔંસથી બે ઔંસ લગી. એરંડેલ જેવી ગંધ અને રૂચિવાળી સ્નારક દવાઓ આ પાણીમાં લેવાથી તેમની રૂચિ અને વાસ જરા પણ આવતી નથી, એટલું જ નહિ, પણ તે લેવાથી ઉદ્ભવતાં ઉલટી અને પેટશૂળનાં લક્ષણો પણ અટકી જાય છે. એનામાં વાયુહારક અને એવા અનેક ગુણ છે.

અજમાનું ફુલઃ—મધ્ય પ્રદેશમાં ઉજ્જન વિગેરે ઠેકાણે ખાસ કરીને શિઆળામાં આ તેલ તૈયાર કરવામાં આવે છે. આ તેલ બજારમાં બધે ઠેકાણે મળે છે. વરાળ બનાવી અજમાનું જે પાણી તૈયાર કરવામાં આવે છે, તેની ઉપર આ ફુલ એની મેળે જામે છે. એની ચકચકતી અને પીળાશ પડતી ઝીણી ઝીણી કાંકરી હોય છે, તે જંતુમારક અને દુર્ગન્ધનાશક હોય છે. એનાથી જ્વર અને ઝાડા અટકી જાય છે.

અજમાનું ચૂર્ણઃ—અજમો, સેંધવ મીઠું, યવક્ષાર, હિંગ અને હીરડો એટલી વસ્તુઓ સમભાગે લઈ તેમનું વસ્ત્રગાળ ચૂર્ણ તૈયાર કરવું. પ્રમાણ ૧૦-૨૦ ગ્રેન સુધી. એ ગરમ પાણીના ઘુંટડા સાથે અથવા મધ સાથે લેવાથી પેટ દુખતું અટકી જાય છે.

ગુણધર્મ અને ઉપયોગઃ—અજમાની અંદર ઉત્તમ ઉત્તેજક, પૌષ્ટિક, વાયુહારક અને સ્નાયુનો સંકોચ દૂર કરવાનું સામર્થ્ય છે. એટલે અનુક્રમે મરચાં, રાઇ અથવા હિંગ એ ત્રણેની અંદર જે ગુણ છે, તે એકલા અજમામાં છે, અજમાના માફક સેવનથી લાળની ઉત્પત્તિ વિશેષ થાય છે, તેમ જ જાઠરરસ પણ વિશેષ ઉત્પન્ન થાય છે. જ્યારે ગળું સુજે છે, ત્યારે બીજા સ્તંભક ઓસડો સાથે કોગળા વિગેરે કરવા માટે અજમાનો ઘણો ઉપયોગ કરવામાં આવે છે. દુર્ગન્ધવાળી વસ્તુઓની દુર્ગન્ધ અને રૂચિ છુપાવવા માટે અજમા જેવી બીજી દવા જ નથી.

અજમો કડવો, તીખો અને ઉષ્ણ છે. આંચકી, પેટ ફુલવું, અરૂચિ, એ રોગો ઉપર એ રામબાણ છે. તે અગ્નિને પ્રજ્વલિત કરે છે. પેટ દુખવું,નળ ફુલવા, ઉધરસ, અજીર્ણ, શરદી, મસ્તકશૂળ ઇત્યાદિ રોગ

ઉપર તેનો સારો ઉપયોગ થાય છે. પેટ દુખે, ઉધરસ અથવા અપચો થયો હોય, તો અજમો ફાકી ઉપર ગરમ પાણી પીવું. શરદી અથવા મસ્તકશૂળ ઉપર અજમાનું ચૂર્ણ સુંઘવાથી ફાયદો થાય છે. અજમાની બીડી પીવાથી પણ ફાયદો દેખાય છે. બહુમૂત્ર ઉપર અજમો અને તલ આપવાથી ગુણ આવે છે.

કિરમાણી અજમો:–આને અંગ્રેજીમાં વર્મ-સીડ, સંસ્કૃતમાં ચોર અને મરાઠીમાં કિરમાણી અથવા ચોર આવા એવાં નામ છે. કાશ્મીરથી કુમાઉન લગીના પ્રદેશમાં અને પશ્ચિમ તીબેટના લવણમાં આ ઝાડ થાય છે. લીવેન્ટમાંથી કિરમાણી અજમો, ઈરાન અને એશિયામાયનરમાંથી બારબરી કિરમાણી અજમો, પેલેસ્ટાઈન અને અરબીસ્તાનમાંથી પણ હિન્દુસ્તાનમાં આવે છે.

કિરમાણી અજમાના ફુલનો ઉપરનો ભાગ કૃમિઘ્ન અને રેચક ઓસડ તરીકે ઉપયોગમાં આવે છે. આ અજમામાંથી 'સૅંટોનાઈન' નામનું સત્ત્વ ૧૮૩૦ માં એક રશિયન વૈદ્યે શોધી કાઢ્યું. એ સત્ત્વ પેટમાંના જલવિકાર ઉપર ૧ થી ૩ રતીના વજન-ભાર પ્રમાણે ખાંડ સાથે રાત્રે લેવામાં આવે છે. સવારે સુંઠનો ઉકાળો અને દીવેલની અંદર લેવામાં આવે છે. સૅન્ટોનીન હાલમાં જર્મનીમાંથી આ દેશમાં આવે છે. રશિઆ, અફગાનીસ્તાન અને ઈરાનમાંથી પણ આવે છે. બજારમાં મળતું સૅન્ટોનીન ઘણુંખરૂં ટંકિકામ્લ સાથે અથવા ગુંદર સાથે મિશ્રિત થએલું હોય છે. હિમાલયમાં ઘોડાને આ છોડ ખવડાવવામાં આવે છે અને તેમને તે બહુ ભાવે છે. કિરમાણી અજમાના બીજી જાતના છોડ પંજાબમાં બકરાંને ખવડાવવામાં આવે છે.

આ છોડોમાં તંતુ કરતાં શ્વેતકલ્કકલ્પ (અલ્બ્યુમિનસ) પદાર્થોનું અને કાર્બોહાયડ્રેટ પદાર્થોનું પ્રમાણ ઓછું હોય છે; તેમ છતાં બીજા ખાઈ શકાય એવાં છોડ કરતાં અલ્બ્યુમિનસનો અંશ એમાં વધારે હોય છે. આ છોડ તેમની ઉગ્ર ગંધથી અને તેમાંના કુચાને લીધે ઘોડાને બહુ ઉપયોગી નથી; છતાં બીજાં ઢોરોને તે પુષ્ટ બનાવી શકે છે.

નાગડોણી:–આને ફ્લી-બેન, નાગડૈન, નાગડોન, ટાટોર, સુરબન્દ વિગેરે નામ અપાએલાં છે. હિન્દુસ્તાનના બધા ડુંગરો ઉપર આ છોડવા જોવામાં આવે છે. યુરોપ, સયામ, જાવા ઈત્યાદિ દેશના સમશીતોષ્ણ પ્રદેશમાં પણ આ છોડ જોવામાં આવે છે. જઠરાગ્નિને પ્રદીપ્ત કરે એવી આ શકિતવર્ધક દવા છે. હિન્દુ લોકો તેનો રેચક અને આવર્તજનક દવા તરીકે ઉપયોગ કરે છે. કોઈ કોઈ વાર તાવ ઉપર પણ તે કામમાં આવે છે. ચીની લોકો પીડાની જગ્યાએ એનો લેપ કરે છે. આ અજમો સવારના પહોરમાં પાણી સાથે પીવાથી અને પાનબીડામાં આપવાથી કૃમિરોગ દૂર થાય છે ( સંદર્ભ–ગ્રંથ. પદે; વૅટ; ભિષગ્વિલાસ, પુ. ૧૪ અને ૧૮. )

**અજમોદલ:**—(થાયમોલ) એ અજમામાંથી કાઢે છે. બાહ્યોપચારમાં એનો ઉપયોગ પરોપજીવી કીટકોનો નાશ કરવામાં તેમ જ ત્વચારોગ તથા "સ્પ્લોરીઆસિસ્" ની કેટલીક વિવક્ષિત સ્થિતિમાં થાય છે એનો અલ્કાહોલ દ્રવ ગજકર્ણ ને દરાજપર લગાડવામાં આવે છે. ઘા ઉપર અને સન્નિપાત જ્વર થયો હોય, ત્યારે એનો અંત્રકોથઘ્નની દૃષ્ટિએ ઉપયોગ કરવામાં આવે છે. તેનો ખાસ ઉપયોગ ( Ankyloshome duodenale ) ઍંકિલોસ્તમ ડ્યુઓડિનેલનો નાશ કરવામાં કૃમિઘ્ન તરીકે થાય છે. અજમોદલ વડે મૂત્ર લીલા રંગનું થાય છે. અજમોદલ અદિદ નામનું ઓસડ અમેરિકાનાં દવાખાનાંમાં વપરાય છે. તે ઓસડ અજમોદલ અને અદના સંયોગથી બને છે. એ ઓસડ ઍરિસ્ટૉલ અથવા ઍનિડૅલિન નામથી પ્રખ્યાત છે અદપુત્તિકાને બદલે આનો ઉપયોગ કરવામાં આવે છે. તે ઓછું ઝેરી છે. ગ્લાયકોચાયમોલિન નામનું ઔષધ શ્લેષ્મલ આંત્ર ( આંતરડાં )ના શૈત્યવિકારપર વાપરવામાં આવે છે. નખ્તલીન, કપુર અને અજમોદલનું મિશ્રણ "થાયમોલિન" ના નામથી બજારમાં વેચાય છે.

અજમોદલની રાસાયનિક ઘટના ક૧૦ઉ૧૪ પ્ર અથવા કઉ૩ ( પ્ર૩ ) ( કઉ૩ ) ( ક૩ ઉ૭ ) [૧: ૩: ૬ ] એવી છે. અજમોદલ પોતે મથિલતુલ્યમેદિલભાનલ ( મેથિલ ઈસો પ્રાપિલ ફિનોલ ) છે અને તે કંઠિજરલ ( કારવાક્રોલ ) સાથે તુલ્યરૂપી ( સમઘટક ) છે. એ સુગંધીદાર હોઈ ઉત્કર્ષ "સાયમીન" ક૧૦ઉ૧૪ અને "થાયમીન" ક૧૦-ઉ૧૬ એ બંને સાથે અજમાના તેલમાં અને બીજા તેલમાં પણ રહેલો હોય છે એ તેલમાંથી અજમોદલનું નિષ્કાસન કરવા માટે તેની અંદર સૌમ્ય દાહક પાલશનો જલદ્રવ નાખી સારી પેઠે હલાવી મિશ્રણ બનાવવું અને આ દ્રવ ગળાઈ આવેલા સત્ત્વમાં ઉદ્ધરામ્લ નાખવાથી અજમોદલનો નિપાત નીકળી આવે છે. તેને ગાળી સુકાવા દેવો અને ઉર્ધ્વપતન વડે તેને શુદ્ધ કરવો.

અજમોદલ મેન્થો બનાવટી રીતે બનાવવામાં આવે છે. એ માટે મેન્થોનનો હરપુત્તિકાંત ( કલોરોફૉર્મ ) કરી તે ઉપર સ્તંભનની ક્રિયા કરવી, એટલે દ્વિસ્તંભ મેન્થોન બને છે. એમાંથી ઉદ–સ્તંભામ્લના

બે અણુઓ કાઢી લેવાથી અજમોદલ તૈયાર થાય છે. અજમોદલનાં સ્ફટિક ચપટાં અને નિર્વર્ણ હોય છે. એમનો રસાંક ૪૪° છે અને ઉત્કવથનાંક ૨૩૦° હોય છે. અજમોદલ અને સ્ફુરગંધકિદ એ બન્નેનું જો પાતન કરવામાં આવે તો સાયમીન તૈયાર થાય છે.

અજમોદલને અજમાને હોય છે તેવી તીખી વાસ આવે છે અને તે સ્વાદમાં તીક્ષ્ણ હોય છે. અલ્કહલ ઈથ્ર, હરપુત્તિક અથવા ઑલીવ્ ઑઈલમાં અજમોદલ વિદ્રાવ્ય હોય છે. પરંતુ ઠંડા પાણીમાં તે ઘણે ભાગે અવિદ્રાવ્ય છે. કર્બામ્લ (કૅર્બોલિક ઍસિડ) કરતાં એ ઘણુ જ શક્તિમાન અને પૂતિનાશક છે. પરંતુ એની અવિદ્રાવ્યતાને લીધે આ કામમાં એનો ઉપયોગ કરવામાં અડચણ આવે છે. એનો સંપૂકત જલદ્રવ ( એક ભાગ ૧૦૦૦ ભાગ ગરમ પાણીમાં ) અજમોદલ પટ્ટી અને મલમનો ઉપયોગ દવાના કામમાં કરવામાં આવે છે.

**અજમોદાઃ**—એને અંગ્રેજીમાં ( Celery Seed ) કહે છે. આ એક અજમાની જાત છે. એ છોડ વાર્ષિક છે. આ છોડ હિંદુસ્તાનમાં ઘણે ઠેકાણે થાય છે. ખાસ કરીને એનું વાવેતર બંગાળામાં ઘણું થાય છે. એની ઊંચાઈ આસરે દોઢ હાથ જેટલી હોય છે અને એને ધોળા રંગનાં ઝીણાં ફુલો આવે છે. શાકભાજીના મસાલામાં પણ અજમોદો નાખવામાં આવે છે. અજીર્ણપર પણ તે ઉપયોગમાં આવે છે. ( પદે, વનૌષધિ ગુણાદર્શ. )

**અજયગઢ સંસ્થાનઃ**-બુંદેલખંડ પોલિટિકલ એજન્સીના અધિકાર નીચે મધ્ય હિંદુસ્તાનમાંનું એક સનદી સંસ્થાન. ઉત્તર અક્ષાંશ ૨૪° ૫' થી ૨૫° ૧૦' સુધી અને પૂ. રે. ૭૯° ૫૦' થી ૮૦° ૨૧ સુધી. ક્ષેત્રફળ ૬૧૧ ચોરસ માઈલ. વિંધ્યપર્વતની છેક અંદરના ભાગમાં એ આવેલું છે અને પર્વતો તેમ જ ખીણો ઘણી હોવાથી એ બધાંથી જુદું પડેલું છે. એમાં કેન અને બૈમાં નામની નદીઓ વહે છે. વરસાદની સરાસરી ૪૧ ઇંચ છે.

અજયગઢના સંસ્થાનિકો રાજા છત્રસાલના વંશજો છે અને તેઓ બુંદેલા રજપુત છે. ઈ. સ. ૧૭૨૧ માં રાજા છત્રસાલે પોતાના રાજ્યના હિસ્સા વહેંચી આપ્યા, તેમાંનો એક ૩૧ લાખની આવકવાળો મુલક અને અજયગઢ તેના ત્રીજા પુત્ર જગતરાજને મળ્યો. જગતરાજના મરણ પછી તેના પુત્ર પહાડસિંગના, તેના ભત્રીજા ખુમાનસિંગ અને ગુમાનસિંગ જોડે ટંટાબખેડા ચાલુ હતા. આખરે બન્ને વચ્ચે સુલેહ થઇ ગુમાનસિંગને બાંડા પ્રાંત અને અજયગઢનો કીલ્લો મળ્યો. ગુમાનસિંગનો ભત્રીજો બખ્તસિંગ તેની પછી બાંડાની ગાદીપર બેઠો હતો; પરંતુ ઈ. સ. ૧૭૯૨ માં અલિબહાદુરે તેને હાંકી મુકી તેને ખાવાના પણ સાંસા પડે એવી તેની દીન દશા કરી. ઈ. સ. ૧૮૦૩ માં બુંદેલખંડનો પ્રદેશ અંગ્રેજોના અમલ નીચે આવ્યો, ત્યારે તેઓએ બખ્તસિંગને મુલક આપતાં સુધી ૩૦૦૦૦ રૂપીયા પેન્શન બાંધી આપ્યું. ઈ. સ. ૧૮૦૭ માં તેને કોટ્રા અને પવાઈ પરગણાંની સનદ મળી. અજયગઢનો કીલ્લો અને તેની આસપાસનો પ્રાંત તે વખતે લક્ષ્મણ દૌવા નામના એક પ્રખ્યાત લુટારૂના તાબામાં હતો. દેશની અંદર શાંતતા પ્રસ્થાપિત કરવાની તે વખતે ઘણી જરૂર હોવાથી અંગ્રેજોએ પોતાની સાર્વભૌમ સત્તા તેની પાસે કબુલ કરાવી તે મુલક તેની પાસે રહેવા દીધો. પણ મિત્રત્વની શરતો તેણે પાળી નહિ, તેથી ઈ. સ. ૧૮૦૯ માં કર્નલ માર્ટિન ડેલે તે મુલકપર સ્વારી કરી તેને જીતી લીધો. આ પ્રાંતનો ઘણોખરો ભાગ તે વખતે બખ્તસિંગના રાજ્યમાં જોડવામાં આવ્યો. ઈ. સ. ૧૮૧૨ માં નવી સનદ કરવામાં આવી અને આ સર્વ મુલક તેમાં નોંધવામાં આવ્યો.

બખ્તસિંગ ઈ. સ. ૧૮૩૭ માં મરણ પામ્યો અને તેનો છોકરો માધવસિંગ રાજ્ય કરવા લાગ્યો; પરંતુ તે પણ બહુ વખત ટકી શકયો નહિ. કારણ કે ઈ. સ. ૧૮૪૯ માં તે મરણ પામવાથી ગાદી ફરીથી ખાલી પડી. તેના પછી મહીપતસિંગ ગાદીપર બેઠો અને તે ઈ.સ. ૧૮૫૩ માં ગુજરી ગયા પછી તેના છોકરા વિજયસિંગને ગાદી મળી. પણ તે બે વરસ પછી એટલે ૧૮૫૫ માં જ મરણ પામ્યો. તેને છોકરો ન હોવાથી તેમ જ ગાદીને કોઈ પણ વારસ ન હોવાથી રાજ્ય ખાલસા કરવામાં આવ્યું. એ જ અરસામાં ( ૧૮૫૭ ) બળવાની શરૂઆત થઈ. આ સમયે રાજાની માતા અંગ્રેજો સાથે કપટકારસ્થાન અગર બળવો વિગેરે કાંઈ ન કરતાં મિત્રની માફક વર્તી; તેથી સંસ્થાન ખાલસા કર્યું નહિ અને ગાદીના વારસ વિજયસિંગના ભાઈ ( કે દાસીપુત્ર ) રણજોરસિંગને વારસ તરીકે કબુલ રાખવામાં આવ્યો. તે પછી ઈ. સ. ૧૮૬૯ માં તેને ગાદીપર બેસાડયો. ઈ સ. ૧૮૬૨ માં રણજોરસિંગને દત્તક લેવાની 'સનદ' મળી અને ઈ. સ. ૧૮૭૭ માં "સવાઈ" નો ખીતાબ વંશપરંપરા માટે મળ્યો. ઈ સ. ૧૮૯૧ માં તેને કે. સિ. આય ઈ. નો ઇલ્કાબ મળ્યો. તેને ૧૧ તોપોની સલામીનું માન છે. એને પહેલો છોકરો ઈ સ. ૧૮૬૬ માં થયો તેનું નામ રાજાબહાદુર ભોપાળસિંગ.

અજયગઢના કીલ્લા સિવાય પણ આ સંસ્થાનમાં બે સ્થાન પુરાણસંશોધનની દૃષ્ટિએ મહત્ત્વનાં

છે. અજયગઢની ઈશાન્ય દિશાએ ૧૫ માઇલપર એક ગામડું છે. તે પૂર્વે એક મોટા શહેરનું ઠેકાણું હતું. તે શહેર ઈ. સ. ૧૧૬૫ તે ૧૨૦૨ માં ચંદેલ રાજ્યના છેલ્લા રાજા પરમાલદેવના પ્રધાન બચ્છરાજે વસાવ્યું હતું, એવું મનાય છે. બીજું ઠેકાણું ગંજથી ૨ માઇલપર નાચના નામનું ગામ છે. તેને પહેલાંના વખતમાં કુઠાર કહેતા અને તે તેરમા સૈકામાં સોહનપાલ બુંદેલાના સમયમાં મહત્ત્વનું ગણાતું. ત્યાં પહેલાં એક મોટું સમૃદ્ધિવાળું શહેર હોવું જોઇએ, એમ ઘણી બાબતો પરથી માલમ પડે છે. તે શહેર ચોથા સૈકામાંનું એટલે કે ગુપ્ત રાજાઓના વખતનું હોવું જોઇએ.

ઈ. સ. ૧૯૦૧ માં સંસ્થાનની લોકવસ્તી ૭૮૨૩૬ હતી. તેમાંથી હિંદુ સેંકડે ૮૯ એટલે ૭૦૩૬૦ અને વન્ય-વિશેષતઃ ગોંડ સેંકડે ૫ એટલે ૫૦૬૨; અને મુસલમાન સેંકડે ૩ એટલે ૨૩૧૪ હતા. આ સંસ્થાનની રાજધાની અજયગઢ છે અને તેમાં ૪૮૮ ગામડાં છે. ૧૯૧૧ માં લોકોની વસ્તી ૮૭૦૯૨ હતી.

અહીંની જાતો:–બ્રાહ્મણ ૧૧૧૦૦, મોચી ૯૨૦૦ કચ્છી, બુંદેલા, ઠાકોર, લોધ, અહીર અને ગોંડ દરેક ૩૦૦૦ થી તે ૪૦૦૦. ૪૦ ટકા લોકો ખેતીપર ગુજરાન ચલાવે છે અને ૧૭ ટકા લોકો મજુરી ઉપર આજીવિકા ચલાવે છે કુલ ૪૦૧ ચો. મા. ક્ષેત્રફળમાંથી ૫૩ ટકા વાવેતરની જમીન છે. તેમાંથી સેંકડે ૧૦ ટકા ખેતરો બહારના પાણીપર આધાર રાખે છે. ૧૪૩ ચો. મા. જંગલ છે. ૧૪૧ ચો. માઇલ જમીન વાવેતર માટે સારી છે, છતાં પડતર છે. ૭૯ ચો. માઇલ જમીન ફળદ્રુપ નથી. ચણા, કોદન, ઘઊં જુવાર, બાજરી અને કપાસ એટલાં અહીં થનારાં તૂલ છે. કેન નદીની નહેરનું કામ ચાલુ છે. એક વખતે અહીં લોખંડની ખાણો ચાલતી હતી, પણ હાલ તે કામ બંધ છે. કેટલેક ઠેકાણે હીરા જડે છે. બંધુકો, તલવારો, પિસ્તુલો અહીં બને છે. આ સંસ્થાનનો વેપાર લગભગ નહિ જેવો છે. કારણ કે તે ડુંગરની અંદર વસેલું છે. એકંદરે ૭૨ માઇલ લંબાઇના રસ્તા છે. તેમાંના ૨૪ માઇલ પાકા છે અને ૪૮ માઇલ કાચા છે. આ સંસ્થાનની ઉપજ ૨½ લાખ છે. બધી ઉપજ ઘણે ભાગે જમીનમહેસુલની છે.

લશ્કર—૭૫ ઘોડેસ્વાર, ૩૫૦ પાયદળ, ૪૪ ગોલંદાજ અને ૯ તોપો એ સિવાય ૬૮ પોલીસ અને ૨૧૧ ગામપોલીસ છે. નિશાળો થોડી છે અને તેમાં સો સવાસો વિદ્યાર્થીઓ ભણે છે. અજયગઢ શહેરમાં એક દવાખાનું છે. ( ઈં. ગૅ. ભાગ ૫ )

**અજયગઢ શહેર**:—મધ્ય હિંદુસ્તાનમાંના અજયગઢ સંસ્થાનની રાજધાની. ઉ. અક્ષાંશ ૨૪° ૫૪' અને પૂ. રેખાંશ ૮૦° ૧૮'. ઈ. સ. ૧૯૦૧ માં લોકોની વસ્તી ૪૨૧૬ હતી.

હાલની રાજધાનીને "નવાશહેર" એવું નામ છે.

શહેરની ઉપર કીલ્લાની ભીંતો ઉંચે આકાશમાં ગએલી જણાય છે. આ કીલ્લો, બુંદેલખંડમાં જે આઠ પ્રખ્યાત કીલ્લા છે, કે જેમની મજબુતીને લીધે બુંદેલાઓએ મુસલમાનોની સામે થઈ તેમને ફાવવા દીધા નહિ, તેમાંનો એક છે. ઈ. સ. ૧૮૦૦ માં બાંડાના અલ્લી બહાદુરે આ કીલ્લો નવ મહિના સુધી ઘેરો ઘાલી લીધો. પણ ઈ. સ. ૧૮૦૩ માં તેની પાસેથી તે લખમન દૈવાને મળ્યો અને ઈ. સ. ૧૮૦૯ માં કર્નલ માર્ટિન ડેલે તે જીતી લીધો.

કીલો "કેદાર પર્વત" નામના ડુંગરપર બાંધેલો છે અને તે દરીઆની સપાટીથી ૧૭૪૪ ફુટ ઉંચો છે. પચાસ ફીટના શિખર સિવાય ચઢાવ સહેલો છે; પણ પછી આગળ તે એકદમ સળંગ આકાશમાં ગયો હોય, એમ લાગે છે. પહેલાંના લેખમાં આ કીલ્લાને જયપુરદુર્ગ કહેલો છે. આ ૯ મા સૈકામાં બાંધેલો, એ વાત તો નિ:સંશય છે; તો પણ અબુલફઝલ સિવાય કોઇએ એનો ઉલ્લેખ ઇતિહાસમાં કર્યો નથી. એનો ત્રિકોણ જેવો આકાર છે. એને પહેલાં પાંચ દરવાજા હતા; પણ હમણાં ત્રણ પૂરી નાખવામાં આવ્યા છે. કોટની દિવાલો ત્રણ યાર્ડ પહોળી છે. ઉપર પાણીની ટાંકીઓ ઘણી છે. ત્રણ જૈન મંદિરો ઉધ્વસ્ત થએલાં હજી ઉપર દેખાય છે. તે મંદિરોની બાંધણી ૧૨ મા સૈકાની છે. ચંદેલ રાજાઓના સમયના ઈ. સ. ૧૧૪૧ થી તે ૧૩૧૫ ની દરમિયાનના ઘણા શિલાલેખો જડી આવે છે.

આ ડુંગરપર ઈમારતી તથા તેંડુનાં ઝાડો ઘણાં છે અને તેને લીધે કીલ્લાનું સૌંદર્ય દર્શનીય થયું છે.

શહેરમાં એક પ્રાથમિક શિક્ષણની નિશાળ, પોસ્ટ ઑફીસ અને હૉસ્પિટલ છે. જી. આઇ. પી. રેલ્વે ઉપર આ એક સ્ટેશન છે. ત્યાંથી મહારા જવાનો સારો રસ્તો છે. મોટર, ટાંગા, બળદનાં ગાડાં વિગેરેમાં બેસી લોકો ત્યાં જાય છે. નરૈની ગામમાં ડાક બંગલો છે. હાલની રાજધાનીનું "નૌશહર" ( નવું શહેર ) એવું નામ છે અને તે જે ડુંગર ઉપર કીલ્લો બાંધેલો છે, તેની ઉત્તરના છેડા આગળ વસેલું છે. ( ? આર્નોલ્ડ–ગાઇડ ૧૯૨૦. )

**અજયપાલ**:—(ઈ. સ. ૧૧૭૩-૧૧૭૭) ગુજરાતના ચાલુક્ય વંશમાંના કુમારપાલ પછી થએલો રાજા. એના બાપનું નામ મહીપાળ. કુમારપાલ નિપુત્રિક મરણ પામવાથી તેના ભાઇનો છોકરો અજયપાલ ઈ. સ. ૧૨૨૯ માં ગાદીએ બેઠો.(વ્યાશ્રય કાવ્ય અને વેરાવેળમાં છે, તે પાટણનો અંકિત લેખ જુઓ.) કુમારપાલપ્રબંધની અંદર કહેલું છે, કે કુમારપાલની ઈચ્છા પોતાની છોકરીના પુત્ર પ્રતાપમલ્લને રાજ્ય આપવાની હતી. પણ અજયપાલે બળવો કરી ઝેર આપી કુમારપાલનું ખૂન કર્યું. સુકૃતસંકીર્તનનો કર્તા લખે છે, કે અજયપાલના દરબારમાં રૂપાનું જે છત હતું. તે સપાદલક્ષ (શિવાલિક)ના રાજાએ ભેટ તરીકે મોકલ્યું હતું. જૈન ગ્રંથોમાં આ વાતનો ઉલ્લેખ કરેલો માલમ પડતો નથી. કીર્તિકૌમુદીમાં અજયપાલના કેવળ નામનો ઉલ્લેખ આવેલો છે અને પ્રબંધચિંતામણીના કર્તાએ તો અજયપાલે પોતાના કાકાએ બંધાવેલાં જૈન મંદિરો તોડાવી નાખ્યાં, એવું સ્પષ્ટ રીતે કહેલું છે. આંબડા વિગેરે કુમારપાલના જૈન અમાત્યો તેને ગમતા ન હતા. અજયપાલ નિર્દય અને અભિમાની સ્વભાવનો હતો, એવું દેખાય છે. ઉદયપુરના અંકિત લેખમાં ઈ. સ. ૧૧૭૩ ના અરસામાં સોમેશ્વર અજયપાલનો કારભારી હતો એવો ઉલ્લેખ છે. તેણે કપર્દિ નામના માણસને તે બ્રાહ્મણાનુયાયી હતો, તેથી પોતાનો કારભારી નીમેલો હતો. પણ જ્યારે એને તેની સાથે અણબનાવ થયો, ત્યારે તેણે ઉકળતા તેલની કઢાઈમાં કપર્દિને ફેંકવાનો હુકમ છોડયો ! બીજા એક પ્રસંગે તેણે રામચંદ્ર નામના જૈન પંડિતને તાંબાના લાલચોળ થએલા ગરમ પતરા પર બેસવાની સજા કરી. ઉપર્યુકત આમ્રભટ અથવા આંબડા નામના તેના સરદારે તેનો હુકમ માનવાની ના પાડવાથી તેની સાથે તેને નાની લઢાઈ થઇ. તેમાં આંબડા માર્યો ગયો. ઈ. સ. ૧૨૩૩ માં અજયપાલના વિજ્જલદેવ નામના દ્વારપાળે તેનું પેટમાં ખંજર ભોંકી ખુન કર્યું. અજયપાલ મુસલમાન થયો હતો, એવું ટૉડનું વિધાન (વેસ્ટર્ન ઇંડિયા) ખરૂં માનવા માટે સબળ પુરાવાની જરૂર છે. તેની પાછળ તેનો છોકરો બીજો મૂળરાજ એ પાટણની ગાદી ઉપર બેઠો- મૂળરાજની ઉમ્મર બહુ નાની હોવાથી તેની મા નૈકીદેવી,કાદંબરાજા પરમાદિની કન્યા, બધો કારભાર જોવા લાગી અને તેનો ભાઈ ભીમદેવ સેનાપતિ થયો. ભીમદેવ ઘણો બહાદુર હતો. પરંતુ બે વરસની અંદર જ બાળરાજા મૂળરાજ મરણ પામ્યો. (સંદર્ભગ્રંથ–બૉમ્બે ગૅઝિટિયર, ગુજરાત.)

**અજયસિંહ**:-(ઈ.સ.૧૨૯૦-૧૩૦૧):-ચિતોડના રાણા લખમસીની પાછળ ચિતોડનો ખરો વારસ અજયસિંહ મેવાડની પશ્ચિમ સરહદ ઉપર અરવલીની ખીણમાં કેળવાડા નામનું સ્થાન છે, ત્યાં જઇ રહ્યો. લખમસીએ જોહાર માટે નીકળતી વખતે (લખમસી જુઓ) અજયસિંહને એમ કહ્યું હતું, કે "તું ઘરડો થાય, અને રાજ્યકારભાર ન ચલાવી શકે, ત્યારે તારી પાછળ તારા મોટા ભાઇ ઉરસિંહ (એ શરૂઆતમાં જ લઢાઇમાં મરણ પામ્યો હતો.) ના પુત્ર હમીરને ગાદીએ બેસાડજે." અલ્લાઉદ્દિનના હાથમાં ચિતોડ આવ્યું, ત્યારે તે કેટલાક દિવસ ત્યાં રહ્યો અને ત્યાંનાં દેવળો વિગેરે તોડી કરીને તે શહેર તેણે ઝાલોરના માલદેવ નામના પોતાના એક સામંતને હવાલે કર્યું.મેવાડમાં દિલ્લીના સીપાઇ અને ઘોડેસ્વાર આજુબાજુએ રક્ષણ માટે મૂકયા હતા. અજયસિંહને તેઓની સાથે અને ડુંગરમાંના ભીલ વિગેરે લોકોના નાયકો સાથે પણ લઢવું પડતું. તે બધામાં મુંજ ભીલ નામે એક બહુજ બલિષ્ઠ નાયક હતો. તેણે એક વાર શેરો નાળા પર સ્વારી કરી અને અજયસિંહને રસ્તામાં પકડી તેના માથા પર ભાલા વડે ઘા કર્યો. અજયસિંહને સજ્જનસિંહ અને અજિમસિંહ એવા અનુક્રમે ચૌદ અને પંદર વરસના બે પુત્રો હતા; પરંતુ અજયસિંહે હમીરને મોસાળથી તેડાવી મુંજનું વેર વાળવાની તેને આજ્ઞા કરી. ત્યારબાદ થોડા જ દિવસમાં હમીરે મુંજનું માથું કાપી પોતાના કાકા પાસે આણ્યું અને તે તેણે તેની આગળ નાખ્યું. ત્યારે અજયસિંહ ખુશ થયો અને "તારા નસીબમાં દૈવે સામ્રાજ્યોપભોગ લખેલો છે", એમ કહી તેણે પોતાના ભત્રીજાના કપાળ ઉપર મુંજના લોહીનું તીલક કર્યું. અજયસિંહના બે છોકરામાંનો નાનો અજિમસિંહ થોડા જ દિવસમાં કેળવાડામાં મરણ પામ્યો. બીજો સજ્જનસિંહ હતો. તે પોતાની પાછળ હમીર સાથે રાજ્ય માટે લઢાઈ ન કરે એટલા માટે અજયસિંહે તેને દેશની બહાર મોકલ્યો. સજ્જનસિંહ મેવાડ છોડી નીકળ્યો ને તે દક્ષિણમાં આવ્યો. તેના જ કુળમાં પછીથી શિવાજી જન્મ્યો અને તેણે મહારાષ્ટ્રદેશ મુસલમાનોના હાથમાંથી સ્વતંત્ર કર્યો.

મેવાડના ગદ્ય–ઈતિહાસમાં અજયસિંહથી તે શિવાજી સુધી અજયસિંહ, સજ્જનસિંહ, દિલીપસિંહ, શિવજી, ભોરાજી, દેવરાજ, ઉગ્રસેન, માહુલજી ખેલૂજી, જનકોજી, સટવાજી, સંભાજી અને પછી છત્રપતિ શિવાજી આ પ્રમાણે વંશાવળી આપી છે. શ્રી. લોકહિતવાદીએ માહૂલજીની જગ્યાએ માલોજી

અને સંભાજીની જગ્યાએ શહાજી એવાં જુદાં નામો આપેલાં છે. ( ટૉડનું રાજસ્થાન. )

**અજશૃંગી** ( મેંઢ શિંગી )—આ વનસ્પતિનો વેલો છે. એને સંસ્કૃતમાં મેષશૃંગી એવું પણ નામ છે. મરાઠીમાં મેંઢશિંગી, હિંદુસ્તાનીમાં મેંઢાશિંગી એવાં એનાં નામ છે. આનાં ફળો ઘેટાંનાં શીંગડાંના આકારનાં હોય છે. આ વેલાને કાંટા હોય છે. ખાસ કરીને નેત્રવિકાર ઉપર આનો ઉપયોગ કરવામાં આવે છે. મેષશૃંગીના વેલા ખંડાળાના ઘાટપર અને બીજા ડુંગરોપર પુષ્કળ જોવામાં આવે છે. ઉલટી કરાવી કફ બહાર પાડનારી આ વનસ્પતિ છે. એની છાલનો પણ ઔષધિના કામમાં ઉપયોગ થાય છે (પદે—વનસ્પતિગુણાદર્શ.)

**અજામિલઃ**—અસલના વખતમાં, કાન્યકુબ્જ દેશમાં રહેનારો એક બ્રાહ્મણ. એણે માતાપિતા તથા વિવાહિત સ્ત્રીનો ત્યાગ કરી એક શૂદ્ર સ્ત્રી રાખી તેની સાથે વિષયસેવન કરવામાં પોતાની ઘણીખરી અમૂલ્ય જીંદગી ગુમાવી હતી. એક વખતે તે શૂદ્ર સ્ત્રીથી થએલી સંતતિમાંના નારાયણ નામના કનિષ્ઠ પુત્રને હંમેશની મુજબ બોલાવતો હતો, તે વેળા તેણે વિષ્ણુદૂતો તથા યમદૂતોનો સંવાદ શ્રવણ કર્યો. તે સંવાદ તેને જ લગતો હોવાથી, તેને ઘણો જ અનુતાપ થયો. તે પછી તેણે તે દાસીનો અને તેનાથી થએલી સંતતિનો તત્કાળ ત્યાગ કર્યો. બાકી રહેલું જીવન ગંગાતીર પર જઈ ઈશ્વરસેવામાં વીતાડ્યું. તેને લીધે તેને ઉત્તમ લોકની પ્રાપ્તિ થઈ. (ભાગ. ષષ્ઠ. અ. ૧-૨)

**અજાતશત્રુઃ**—(આસરે ખ્રિ. પૂ. ૫૫૪-૫૨૭) આ શૈશુનાગવંશનો છઠ્ઠો રાજા આસરે ઇ. સ. પૂર્વે ૫૫૪ માં મગધની ગાદીપર બેઠો (મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ પૃ. ૧૬૬; ૧૭૧-૨ ને ૨૪૩ જુઓ.) એનાં કૂણિય અથવા કૂણિક એવાં બીજાં નામો છે. એ ગાદીપર શી રીતે આવ્યો, એ વિષે ઘણો મતભેદ છે. એના પિતા બિંબીસારે વૃદ્ધાવસ્થામાં રાજ્ય પોતાના પુત્રને (અજાતશત્રુને) સ્વાધીન કર્યું. એમ જૈન દંતકથા કહે છે. અજાતશત્રુને “ હું ગાદીપર ક્યારે બેસીશ ” એવી આતુરતા થવાથી તેણે પિતાનો વધ કર્યો, એમ બૌદ્ધ અને બ્રહ્મી દંતકથાઓ પ્રતિપાદન કરે છે. પુરાણુ બૌદ્ધકથામાં આ કૃત્ય ગૌતમબુદ્ધના શાલક દેવદત્તની ઉશ્કેરણીથી થયું, એમ કહેલું માલમ પડે છે. (હ્રીસ-ડેવિડ્સ, બુદ્ધિસ્ટિક ઇંડિયા.) છેવટે તો વી સ્મીથ અજાતશત્રુના પિતૃવધની વાત બનાવટી હોવી જોઈએ, એવું માનતો થયો હતો. ( ઑક્સફર્ડ હિસ્ટરી ઑવ્ ઇંડિયા જુઓ.) બિંબીસારની કારકીર્દીમાં વર્ધમાનમહાવીર અને ગૌતમબુદ્ધ એ બે મહાન ધર્મસંસ્થાપકો મગધદેશમાં પોતાના મતનો પ્રચાર કરતા હતા. મહાવીર એ અજાતશત્રુની માનો નિકટનો સગો થતો હતો. તે તથા ગૌતમબુદ્ધ એ બન્ને અજાતશત્રુની કારકીર્દીમાં મરણ પામ્યા હોય, એ બનવા જોગ છે. સામઞ્ઞફળસુત્તમાં અજાતશત્રુ અને ગૌતમ બુદ્ધની મુલાકાતની કથા છે. તેમાં અજાતશત્રુએ પોતાને હાથે થએલા પિતૃવધનો પશ્ચાત્તાપ કરી, બુદ્ધ પ્રત્યે પોતાની ભકિત વ્યકત કરી; એટલે ગૌતમે તેને ક્ષમા કરી, એવું વર્ણન છે.ભર્હુત સ્તૂપ ઉપર આને લગતું ચિત્ર છે. (મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ ભા. ૪. પૃ. ૧૪૭ જુઓ. )

કોસલના રાજાની બેન અજાતશત્રુની ઓરમાન મા થતી હતી, પતિનો અમાનુષપણે વધ થએલો જોઇ તે સાધ્વી દુઃખાતિશયનો લીધે મરણ પામી. ત્યારે કોસલ રાજાએ અજાતશત્રુ ઉપર ચઢાઇ કરી. ઘણા દિવસ સુધી લડાઈ ચાલી અને છેવટે મગધરાજે બુદ્ધિકૌશલ્યથી કોસલરાજને હરાવ્યો અને કોસલ રાજકન્યાનું પાણિગ્રહણ કરીને તેની સાથે સલાહના કોલકરાર કર્યા. (વી. સ્મિથ, અર્લી હિસ્ટરી. હ્રીસ ડેવિડ્સે થોડી જુદી હકીકત આપેલી છે. મ. જ્ઞાનકોશ ભા. ૪ પૃ. ૧૬૮ જુઓ.)

આ વિજય મળવાથી અજાતશત્રુની આકાંક્ષા ઓછી ન થઈ અને તેણે ગંગાની ઉત્તર તરફના, જેને હાલ તિરહુત કહેવામાં આવે છે, તે લિચ્છવીના રાજ્ય પર સ્વારી કરી. આ દેશની રાજનગરી વૈશાલી હતી અને ત્યાંની રાજકન્યા અજાતશત્રુની મા જ થતી હતી. તો પણ અજાતે પોતાના દાદાનો મુલક હસ્તગત કર્યો પછી તેણે હિમાલયની તળેટી સુધીનો પ્રદેશ પોતાના રાજ્ય સાથે જોડ્યો અને એ રીતે ગંગા અને હિમાલય એ વચ્ચેનો ભાગ મગધરાજની સત્તા નીચે આણ્યો. તેણે લિચ્છવીને અટકાવ કરવા માટે શોણ નદીના કિનારાની ઉત્તરે જ્યાં આગળ ગંગા સાથે તેનો સંગમ થાય છે, ત્યાં પાટલી ગામ પાસે એક કીલ્લો બંધાવ્યો અને પછી તેના પૌત્ર ઉદયે પાટલીનગરની સ્થાપના કરી. પછીથી એ નગર, કુસુમપુર, પુષ્પપુર અથવા પાટલિપુત્ર એ નામોથી પ્રસિદ્ધિમાં આવ્યું અને મૌર્યોની કારકીર્દીમાં એકલા મગધનું જ નહિ, પરંતુ અખિલ ભારતનું કેંદ્રસ્થાન બન્યું. આ નગરની રચનાનું વર્ણન વાયુપુરાણમાં છે. એનાં ત્રણે નામો પુષ્પવાચક જ છે, એ ધ્યાનમાં રાખવા જેવું છે.

અજાતશત્રુ આસરે ખ્રિ. પૂ. ૫૨૭ માં મરણ પામ્યો.

ઉપર આપેલો અજાતશત્રુનો સમય વી. સ્મિથના આધારે આપેલો છે. પરંતુ સ્મિથને પોતાને પણ આ સમય સંતોષકારક લાગતો નથી. પ્રથમ તેણે ઇ. સ. પૂર્વે ૫૦૫–૪૭૫ એ સ્થૂલ રીતે અજાતશત્રુનો સમય અને ઇ. સ. પૂર્વે ૪૮૭ અથવા ૪૮૬ એ બુદ્ધનિર્વાણનો સમય ધારેલો હતો. (અર્લી હિસ્ટરી, ૧૯૧૪ સાલની આવૃત્તિ જુઓ.) પરંતુ ઈ. સ. પૂ. ૫૨૭ એ મહાવીરના નિર્વાણનો પરંપરાગત સમય અને તેમના તથા અજાતશત્રુનો મેળાપનો આ જ સમય છે, એ વાતનો તેનાથી બરોબર સંબંધ જોડી શકાયો નહિ, તેથી મહાવીર બિંબિસારની કારકીર્દીમાં જ મરણ પામ્યો હોવો જોઈએ, એમ કહી તેણે પોતાનો છુટકારો કરી લીધો.

એ પછી ખારવેલનો અંકિત લેખ વાંચ્યાથી શૈશુનાગનો સમય પાછળ ખેંચવાની જરૂર પડી અને તેથી અજાતશત્રુની કારકીર્દીને ઈ. સ. પૂર્વે ૫૫૪-૫૨૭ એ સમય આપવો પડયો. પરંતુ એ સમય સાથે પણ મહાવીર ને બુદ્ધ એ બન્ને બિંબિસાર અને અજાતશત્રુના સમકાલીન હતા, ને તેઓ અજાતશત્રુની કારકીર્દીમાં જ મરણ પામ્યા, એ પરંપરાથી ચાલતી આવેલી માન્યતા બરાબર રીતે મળતી આવી નહિ. ત્યારે આ ચક્રવ્યુહમાંથી બહાર પડવાની ખટપટમાં ન પડતાં યાકોબીએ મહાવીરનિર્વાણનો સમય ઈ. સ. પૂ. ૪૭૭ હોવો જોઇએ, એવો મત આપી આ પ્રશ્નને વધારે ગૂઢ બનાવ્યો અને આ વિષેનો કાલનિર્ણય સંતોષકારક થયો નથી, એમ કહી તે છુટી જાય છે.

બિહાર અને ઓરિસાની રિસર્ચ (સંશોધન) સોસાયટી (મંડળ) ના જર્નલના ડિસેંબર ૧૯૧૯ ના અંકમાં રા. કે. પી. જયસ્વાલે રાજા અજાતશત્રુની મૂર્તિ મળી આવ્યાનો વૃત્તાન્ત આપેલો છે. [મૉડર્ન રિવ્યુ, ફેબ્રુઆરી ૧૯૨૦]. પહેલાં આ યક્ષની મૂર્તિ છે, એમ સમજવામાં આવતું; પણ તે મૂર્તિના આસનપર એક લેખ છે. તેમાં સેનિ (શ્રેણિ) અજ[ાત] શત્રુ, કુણિક સેવાસિનગો (શિશુનાગ) મગધનમ્ રાજ, ઈત્યાદિ અક્ષરો સ્પષ્ટ છે. તે ઉપરથી શંકા કરવાનું કારણ જ નથી, એવું જયસ્વાલે બતાવેલું છે.

**અજાહૂત સરદેશમુખઃ**—પોતાના મંત્રીના એક સગા માટે શાહુએ "અજાહૂત સરદેશમુખ" નામની એક નવી જગ્યા નિર્માણ કરી. તે અધિકારી પાસે કુલ સરદેશમુખીની રકમ ઉઘરાવવાનું કામ સોંપ્યું હતું. શાહુના મરણ પછી બાળાજી બાજીરાવે તે જગા માત્ર નામની જ કાયમ રહેવા દીધી. તેણે અજાહૂત સરદેશમુખને કેટલીક જમીન જાગીર તરીકે આપી દક્ષિણના છ પ્રાંતોની સરદેશમુખી ભેગી કરવાના કામમાં ઘાલમેલ કરવાનો તેનો હક કાઢી લીધો. (ગ્રાંટ ડફ)

**અજીતઃ**—જૈન લોકોના ૨૪ તીર્થંકરોમાંનો બીજો. એને તે લોકો બીજો અર્હંત માને છે. એટલે મૂળ અર્હંતની પછી એ થયો, એ સ્પષ્ટ રીતે સાબીત થાય છે. જૈન લોકોએ ઉત્સર્પિણી એટલે ઉત્તમ સમય અને અવસર્પિણી એટલે નિકૃષ્ટ સમય એવા સમયના બે ભેદ માનેલા છે. તેમાં બીજા સમયમાંથી દુઃખરૂપ જે હાલનો પાંચમો ફેરો, તેમાં એ જન્મેલો હતો. એવું તેમનું માનવું છે. તીર્થંકર થતાં પહેલાંનો જન્મ વૈજયન્ત, નામનું બીજું અનુત્તર વિમાન, જન્મનગરી અયોધ્યા, પિતા જીતશત્રુ, માતા વિજયસેનાદેવી, શરીરની ઉંચાઈ ૪૫૦, ધનુષ્ય, રંગ સુવર્ણ સરખો, આયુષ્ય ૭૨ લાખ પૂર્વ, દીક્ષાસ્થાન સપ્તચ્છદ વૃક્ષ, નિર્વાણઆસન ખડ્ગાસન (કાયોત્સર્ગ,) નિર્વાણસ્થાન સમ્મેદશિખર. તેના પછી ૩૦ લાખ કોટિસાગર વર્ષે શંભવનાથ થયા. (જૈન લોકોના ઇતિહાસલેખક—"અનંતતનય"). અજીતકેશકંબલ એ સદ્ધર્માલંકારમાં ઉલ્લેખ કરાએલો મહાવીરપૂર્વ તીર્થંકર (મહારાષ્ટ્રીય જ્ઞાનકોશ–૪ થો વિભાગ) ને અજીત એક જ હતા, કે કેમ તેની તપાસ કરવી જોઇએ.

**અજીગર્તઃ**— ભૃગુકુલોત્પન્ન એક બ્રાહ્મણ. એને શુનઃપુચ્છ, શુનઃશેપ, શુનોલાંગૂલ, એવા ત્રણ પુત્રો હતા. તેમાંના વચલા પુત્ર શુનઃશેપને વરુણને બલિ આપવા માટે એણે હરિશ્ચંદ્ર રાજાને વેચ્યો. (શુનઃશેપ અને હરિશ્ચંદ્ર જુઓ).

૨ (अजै गमनाय गर्तं अस्य) જેને જવાને માટે દર છે, એવો સાપ.

**અજીવી સંયુક્ત પદાર્થઃ**—હાલમાં પરદેશમાંથી આવતા રંગોનો આમાં સમાવેશ કરવામાં આવે છે. આ બધા કૃત્રિમ રંગ રાસાયનિક રીતે તૈયાર કરેલા હોય છે. એમાંના મુખ્ય ક્રિસોઈડાઈન નામનો નારંગી રંગ, બિસ્માર્ક બ્રાઉન, ફેનિલિન બ્રાઉન, મૅંચેસ્ટર બ્રાઉન વિગેરે ભુરા રંગ, ગોલ્ડ ઑરેંજ, મંદારિન ઑરેંજ અથવા ઑરેંજ નંબર ત્રણ વિગેરે નારંગી રંગ હોય છે. આ વર્ગમાં કેટલાક પીળા અને રાતા રંગ પણ આવે છે. સેન્દ્રિય રસાયનશાસ્ત્રમાં અજીવ સંયુક્ત પદાર્થ (ઍઝો કૉંપાઉન્ડસ) એટલે જ્ઞ. નઃ ન. જ્ઞ' આવી ઘટનાના પદાર્થ ગણવામાં આવે છે. આ સમીકરણમાં જ્ઞ આરીલમૂલક, અને જ્ઞ'=આલિફ્ટ ઉરકબિંલ અથવા

આરિલમૂલક છે, એમ સમજવું. ( આરિલ એ શબ્દ આર્ય શબ્દમાંના ઋ ધાતુમાંથી તૈયાર થએલો છે, અને તેનો અર્થ ઓજસ્વિન્, તેજસ્વિન્ એવો થાય છે. અંગ્રેજી Aryl એ શબ્દનું આરિલ એ શબ્દના ઉચ્ચાર અને અર્થ સાથે સામ્ય હોવાથી Aryl= આરિલ એ શબ્દ આ કોશમાં ઉપયોગમાં લેવાયો છે ) નત્ર સંયુક્ત પદાર્થો ( નાઈટ્રો કૅાંપાઉન્ડ્સ ) નું ઉજ્જિદીકરણ ( રીડકશન ) કરવામાં આવે, તો અજીવી સંયુક્ત પદાર્થ બને છે. આ ઉજ્જિદીકરણ અમ્લદ્રવ્યોમાં કરવામાં આવે, તો તે જાતના અમિન પદાર્થ ઉત્પન્ન થાય છે. પણ અલ્કીય દ્રવ્યોમાં ઉજ્જિદીકરણ કરવામાં આવે, તો અજીવી સંયુક્ત પદાર્થ તૈયાર થાય છે. આ ઉજ્જિદીકરણ કરવા માટે અલ્ક અને જસતનો ભૂકો એ બે વસ્તુઓનો ઉપયોગ કરવામાં આવે છે. અજીવી પદાર્થ વ્યજીવી સંયુક્ત પદાર્થો ( ડાય અઝો કૅાંપાઉન્ડસ ) કરતાં વધારે સ્થિર હોય છે. એનું કારણ અજીવી સંયુક્ત પદાર્થમાંના દ્વિપાશબદ્ધ ( ડબ્લી લીંક્ડ ) નત્ર પરમાણુ ઉદ્દીન બીજગર્ભ ( બેંઝીન ન્યુકલીઅસ ) સાથે આસક્ત ( ઍટેચ્ડ ) થએલા હોય છે. આ વર્ગમાં અજીવી રંગ ( ઍઝો કલર્સ ) નામનો મહત્ત્વનો જે રંગવર્ગ છે, તેનો સમાવેશ થાય છે.

અલ્કીય જશદ ચૂર્ણને બદલે અલ્કીય વંગાયિત ( સ્ટૅનાઈટ ) નો પણ ઉજ્જિદીકરક તરીકે ઉપયોગ કરવામાં આવે છે. આ ઉપરાંત વ્યજીવિત ( ડાય ઍઝોટાઈઝ્ડ ) અમિનનો સંયોગ, ભાનલ ( ફિનોલીક ) કે અમિન ઘટનાતુલ્ય સંયુક્ત પદાર્થ સાથે કરવામાં આવે, તો ય અજીવી સંયુક્ત પદાર્થ તૈયાર થાય છે; પરંતુ આ અમિન અથવા ભાનલમાં રહેલું પરસ્થાન ( પૅરા પોઝીશન ) માત્ર અવ્યાપ્ત ( ફ્રી ) રહેવું જોઈએ. વ્યજીવી અમિન ( ડાય ઍઝો અમાઈન્સ ), તન્મૂલક અનામ્લ ( બેસ ) અને આ અનામ્લનો ઉદ્ધરિદ આ બધાં સાથે ઉષ્ણ કરવામાં આવે, તો વ્યજીવી અમિનના અણુઓની પુનર્ઘટના થયા પછી પણ આ અજીવી સંયુક્ત પદાર્થ તૈયાર થાય છે. આ અજીવી સંયુક્ત પદાર્થ અત્યન્ત રંગિન ( કલર્ડ ) હોય છે ખરા. પણ ક્ષારોત્પાદક, અમ્લ અથવા અનામ્લ સંઘનું અસ્તિત્વ હોયા વિના તેમનો રંગ બનાવવાના કામમાં ઉપયોગ થઈ શકતો નથી. પ્રાણિદીકારકને લીધે તેમનું રૂપાન્તર અજીવીપ્રાણુ ( અજીવિપ્ર ? ઍઝૉકસી=Azoxy. ) સંયુક્ત પદાર્થમાં થાય છે અને ઉજ્જિદીકરણ ( રીડક્ષન ) ને લીધે તેમનું રૂપાન્તર ઉદજીવિ સંયુક્ત પદાર્થ ( હાયડ્રાઝો ) માં અથવા અમિનમાં થાય છે.

અજીવ ઉદ્દીન ( ઍઝોબેન્ઝીન ) ક૬ઉ૫નઃનક૬ઉ૫ એ પદાર્થ નત્રઉદ્દિન ( નાયટ્રોબેંઝીન ) નું ઉજ્જિદીકરણ ઑલ્કહૉલમાં જશદચૂર્ણ અને દાહક સિંધુ વડે કરવામાં આવે, તો થઈ શકે છે. અથવા એને બદલે અલ્કીય વંગસ હરિદ વડે પણ આ ઉજ્જિદીકરણ થઈ શકે છે. તે નીચે પ્રમાણેઃ—

| નત્રઉદ્દિન | | ઉજ્જ | | અજીવઉદ્દીન | | પાણી |
|---|---|---|---|---|---|---|
| ૨ક૬ઉ૫નત્ર૨ | + | ૪ઉ૨ | = | ક૬ઉ૫નઃનક૬ઉ૫ | + | ૪ઉ૨પ્ર. |

અજીવ ઉદ્દીનનું ઑલ્કોહૉલમાંથી સ્ફટિક કરવામાં આવે, તો નારંગી લાલ રંગના ચપટા સ્ફટિક બને છે. એમનો રસાંક ૬૮°, અને ઉત્કવથનાંક ૨૯૩° હોય છે.

અમિન અજીવ સંયુક્ત પદાર્થ લાલાશ પડતા પીળા કે લાલ રંગના હોય છે. તે ઘણુંખરૂં સ્ફટિકરૂપ હોય છે. અને તેમનું ત્વરિત ઉજ્જિદીકરણ થઈ શકે છે. નીલીન ( અનીલીન) અને નિલીન ઉદ્ધરિદની સાથે આ પદાર્થ ઉષ્ણ કરવામાં આવે, તો ઇંદુલીન ( ઇંદુ લાઈન્સ ) બને છે.

આ વર્ગના મુખ્ય પદાર્થોનું સંક્ષિપ્ત વર્ણન નીચે પ્રમાણે છેઃ-

અમિન અજીવઉદ્દીન ક૬ઉ૫. નરક૬ ઉ૪ નઉ૨ ( ઍમિનો ઍઝો બેન્ઝીન ) આ પદાર્થ વ્યજીવ અમિનઉદ્દીન ( ડાય અઝો અમિનો બેન્ઝીન ) માંથી અણુઓની અન્તઃસ્થ રચના વડે તૈયાર થાય છે. એના પીળા ચપટા અથવા સોયના આકારના સ્ફટીક હોય છે. એમનો રસાંક ૧૨૬° હોય છે. નત્ર અજીવઉદ્દીન ( નાયટ્રો ઍઝો બેન્ઝીન )નું ઉજ્જિદીકરણ ( રીડક્ષન ) અમોનિ ગંધકિદ ( અમોનિયન સલ્ફાઈડ ) વડે કર્યા પછી અમીન અજીવઉદ્દીન તૈયાર થાય છે. અને તે ( અમીન અજીવ ઉદ્દીન ) ઉજ્જિદીકરણ વંગસ હરિદ વડે ( સ્ટેનસ કલોરાઈડ ) કર્યા પછી તેનું રૂપાંતર નીલીન ( અનીલીન ) અને મિતભાનિલીન દ્વિઅમિન ( મેટા ફેનિલીન ડાય અમિન ) માં થાય છે. આ ઉપરથી એની ઘટના નિશ્ચિત થાય છે.

દ્વિઅમિન અજીવ ઉદ્દીન ( ડાય અમિનો ઍઝો બેન્ઝીન ) ક૬ઉ૩ ( નઉ૨ ) આ પદાર્થ વ્યજીવ ઉદ્દીન હરિદ ( ડાય ઍઝો બેન્ઝીન કલોરાઈડ )ની ક્રિયા મિત ભાનિલીન દ્વિ અમિન ( પેટા ફેનિલીન ડાય અમાઈન ) ઉપર કરવામાં આવે, તો તે નીચે જણાવ્યા મુજબ થાય છેઃ—

| દ્વિ અજીવ ઉદિન હરિદ | | મિતભાનિલીન દ્વિ અમિન |
|---|---|---|
| ક૬ઉ૫નઃનહ+૩ | + | ૬ઉ૪ ( નઉ૨ ) ૨ |

દ્વિ અમિન અજીવ ઉદીન ઉદ્ધરામ્લ
= કદઉપ.ન.નઃન.કદઉ૩ ( નઉર )૨+ ઉહ

આ પીતવર્ણી સ્ફટિકરૂપ અનામ્લ છે. એનો અમ્લદ્રવ રક્તવર્ણી હોય છે. એનો ઉદ્ધરિદ ( હાયડ્રોક્લોરાઈડ ) એ પીળો નારંગી રંગ બજારમાં ( ક્રિસોઈડાઈન ) કાચનિદીન એ નામે વેચાય છે. ઊન અને રેશમને પીળો રંગ આપવો હોય, ત્યારે આનો ઉપયોગ કરવામાં આવે છે.

ત્રિ અમિનો અજીવ ઉદીન ( ટ્રાય અમિનો ઍઝો બેંઝીન અથવા મેટા અમિનો-ઍઝીંન ઍઝો મેટા ફેનિલીન ડાયઅમાઈન અથવા બિસ્માર્ક બ્રાઉન ફેનિલીન બ્રાઉન, વેસુવાઈન, ( મૅંચેસ્ટર બ્રાઉન ) નઉર કદઉ૪.નર.કદઉ૩(નઉર )૨ એટલે મિત-અમિન ઉદીન અજીવ મિત ભાનિલીન દ્વિ અમિન એ પદાર્થ નત્રસામ્લ ( નાયટ્રસ ઍસીડ )ની ક્રિયા મિત-ભાનિલીન દ્વિઅમિન ઉપર કરવામાં આવે, તો બની શકે છે. મિતભાનિલીન દ્વિઅમિન ઉદ્ધરિદના દ્રવમાં સિંધુનત્રાયિતનો દ્રવ નાખવામાં આવે, તો આ રંગ તૈયાર થાય છે. તેની કૃતિ આ પ્રમાણે છેઃ—

મિતભાનિલીન દ્વિ અમિન ઉદ્ધરિદ મિતભાનિલીન
( નઉર ) ક ૬ ઉ૪. ન ૨. હ +ક ઉ ૪ ( નઉર )૨
બિસ્માર્ક બ્રાઉન ઉદ્ધરામ્લ
=( નઉર )કદઉ૪નઃન.કદઉ૩ ( નઉર )૨ + ઉહ.

દ્વિ અમિન અણુમાંનો એક અમિન સંઘ બ્યજીવિત થાય છે અને દ્વિ અમિનના બીજા અણુ સાથે સંયુક્ત થઈને આ અજીવ રંગ થાય છે.

એના સ્ફટિક ઘેરા હોય છે. તે ગરમ પાણીમાં સહેજ વિદ્રુત થાય છે. એના વડે સુતર ઉપર ઘાડો ઘેરો રંગ બેસી શકે છે. પણ સુતરને રંગ ચઢાવતી વખતે રંગપ્રતિબંધક દવાઓ લગાડવાની જરૂર પડે છે.

મથિલ નારંગ ( મેથિલ ઑરેંજ = હેગી-આન્થીન. ગોલ્ડ ઑરેંજ, મંદારિન ઑરેંજ; અથવા ઑરેંજ નં. ૩ એ પરદ્વિ મથિલ આમિન ઉદિન અજીવ ઉદીન ગંધકિકામ્લ ( પૅરાડાયમેથિલ અમિનો બેંઝીન અઝોબેંઝીન સલ્ફોનિક ઍસિડ )નો સિંધુ ( સોડિઅમ ) ક્ષાર છે એની સારણી નીચે મુજબ છેઃ—

( કઉ૩ ) ૨ નં કઉ ૪. નં ૨. ક ૫ ઉ ૪ ગ પ્ર ૩ ધુ

આ નારંગી રંગનો સ્ફટિકમય ભૂકો હોય છે. તેનો પાણીમાં દ્રવ થઈ શકે છે અને દ્રવનો પીળો રંગ હોય છે. તેમાંનો અમ્લ અસંયુક્ત સ્થિતિમાં લાલભડક રંગનો હોય છે.તેમાંના નારંગનો ઉપયોગ અલ્કામ્લસૂચી એટલે ઇંડીકેટર તરીકે થાય છે. મથિલ નારંગની ઘટના કયા પ્રકારની હોય છે, તે તેનું ઉજ્જિજદીકરણ ( રીડક્ષન ) ઉદ્ધરામ્લયુક્ત દ્રવમાં વંગસ હરિદ ( સ્ટૅનસ ક્લૉરાઈડ ) વડે કરવામાં આવે, એટલે તેમાંથી ગંધકિલ નિલીનામ્લ ( સલ્ફ અનિલિક ઍસિડ ) અને પર અમિન દ્વિ મથિલ નિલીન ( પૅરા ઍમિનો ડાયમેથિલ આનલીન ) એ જુદા થાય છે, તે ઉપરથી ધ્યાનમાં આવશે.

પ્રાણુ અજીવ સંયુક્ત પદાર્થ :—પ્રાણુ અજીવ સંયુક્ત પદાર્થ તૈયાર કરવાને માટે ભાનલ (ફિનાલ) ઈષદ્ અલ્ક અને શીત દ્રવ તૈયાર કરીને તેમાં દ્વિ અજીવ (ડાય એઝોનીઅમ) ના ક્ષારનો દ્રવ નાખવો, એટલે આ પદાર્થ તૈયાર થાય છે. આ દ્વિ અજીવિલ સંઘ (ડાય અઝો ગ્રુપ) ઉત્પ્રાણિલ સંઘ (હાયડ્રૉક્સિલ ગ્રુપ ) ની સામે આવે છે અને પરસ્થાનમાં વ્યાપી જાય છે. પણ તેના માર્ગમાં અડચણ આવે, તો તે આસન્ન સ્થાને જાય છે. સાક્ષાત મિતસ્થાને તે કદી પણ જતો નથી.

પર પ્રાણુઅજીવઉદીન ( પૅરા ઑકિસ ઍઝો અથવા ઉદિન–અજીવ ભાનીલ બેઝીન ઍઝો ફિનોલ ) ક૬ ઉપનઃકરઉ૪ (પ્રઉ)૪ આ પદાર્થ તૈયાર કરવા માટે દ્વિ અજીવિત નિલીનીન(ડાય અઝો ટાઈઝ અનિલીન) નો સંયોગ અલ્કદ્રવમાંના ભાનલ ( ફિનોલ ) સાથે કરવો પડે છે.

આ નારંગી લાલવર્ણી સ્ફટિકીભવન પામે એવા પદાર્થ છે અને તે ૧૫૪° ઉપર ઓગળે છે.

આસન્નપ્રાણુ અજીવિલ ઉદીન ( ઑર્થો ઑકસી ઑઝો બેન્ઝીન ) ક૫ઉપનઃન (૧) ક૫ ઉ૪ પ્રઉ (૨) એ ઘટનાનો પદાર્થ, પર–પદાર્થ તૈયાર કરતી વખતે તેની સાથે અલ્પાંશ પ્રમાણમાં થાય છે. તેમાંથી તેનું બાષ્પોદ્રેકથી પાતન કરવું.આ આસન્ન પદાર્થ બાષ્પ-પાત સાથે આવે છે. એનો નારંગી વર્ણ હોય છે, અને તેને સૂચિકાકાર સ્ફટિક હોય છે. એનો રસાંક ૮૨૫°. કે ૮૩° હોય છે. પાતળા અમોની હરિદના દ્રવમાં જશદ ચૂર્ણના યોગથી એનું ઉજ્જિજદીકરણ કરવામાં આવે, તો તેમાંથી આસન્ન ( આર્થો ) ઍમિનો ફિનોલ ( અમિન ભાનલ ) અને નિલીન ( અનિલીન ) તૈયાર થાય છે.

મિત–પ્રાણુ અજીવી ઉદીન ( મેટા ઑકિસ ઍઝો બેંઝીન) ક૬ઉપનઃન (૧) ક૬ઉ૪ ( પ્રઉ ) ૩ એ પદાર્થ આસન્ન ( આર્થો ) સાલેર્યિદિન (અનિસિડીન) અને દ્વિઅજીવી ઉદિન ( ડાય એઝો બેંઝીન ) એ સર્વેના ઘનીકરણથી ( કંડેન્સેશન ) થી તૈયાર થાય છે. એમાંથી જે પદાર્થ તૈયાર થાય છે, તેને પછીથી બ્યજીવિત ( ડાય એઝોટાઈઝ ) બનાવી ઑલ્કૉહૉલ

વડે ઉજ્જિજ્દીકૃત ( રીડ્યુસ્ડ ) કરવો, એટલે ઉદીન અજીવિમિત સાલેયલ ( એનિસોલ ) થાય છે, અને તેનાથી તેની ઉપર સ્ફટ હરિદ ( ઍલ્યુમિનિયમકલો-રાઈડ ) વડે ઉદકપ્રક્રિયા થાય, એટલે મિતપ્રાણ અજીવ ઉદિન તૈયાર થાય છે. તે ૧૧૪° ઉપર ઓગળે છે. તેનું ઉજ્જિજ્દિકરણ ( રીડકશન ) સહેલાઈથી થઈ શકે છે અને તજ્જાતીય ( કૉરસ્પૉંડીગ ) ઉદજીવ સંયુકત પદાર્થ તૈયાર થાય છે.

વ્યજીવી અમિનઃ—( ડાય ઍઝો અમાઈન્સ ) અમિનની ઘટના જ્ઞ. નઃ ન. નઉજ્ઞ૧ ( જ્ઞ=મૂલક ) આ સમીકરણ પ્રમાણે હોય છે.

(૧) પ્રાથમિક અમિન (પ્રાયમરી અમાઈન્સ)ની વ્યજીવીક્ષાર ( ડાય ઍઝો નિયમસૉલ્ટ ) ઉપર ક્રિયા કરવામાં આવે, એટલે,

(૨) અ સંયુકત પ્રાથમિક અમિન ( ફ્રી પ્રાયમરી અમાઈન્સ ) ઉપર નત્રસાલ્મની ક્યિા કરવામાં આવે, એટલે, અને

(૩) પ્રાથમિક અમિન ( પ્રાયમરી અમાઈન્સ ) ઉપર નત્રમ અમાઇનો ( નાયટ્રોસ અમાઈન્સ ) ની ક્રિયા કરવામાં આવે, એટલે

આ પદાર્થ તૈયાર થાય છે. તે સ્ફટિકરૂપ, ઘનરૂપ તથા ઘણાખરા પીતવર્ણી હોય છે. તેમનો અમ્લો સાથે સંયોગ થઇ શકતો નથી. તેમનું રૂપાન્તર અમિન અજીવી ( અમિનો ઍઝો ) સંયુકત પદાર્થમાં ત્વરિત થઈ શકે છે. તેમનું ઘાડું હરસંધિદ ( હૅલોજન ) અમ્લના સંયોગથી પૃથક્કરણ થઇ ઉદિન હરસંધિદ ( બેંઝીન હૅલૉઈડ્ઝ ), નત્ર અને અમિન જુદાં થાય છે. અમ્લ નિરુદ્દો (ઍસિડ અનહાયડ્રાઈડ) ઈમિન ઉજ્જ પરમાણુ ( ઇમિનો હાયડ્રોજન ઍટમ ) ની જગ્યાએ જઈ તેમની જગ્યાએ અમ્લીલ ( ઍસિડિલ ) મૂલક ( રૅડીકલ્સ ) વિશિષ્ટ થાય છે; અને તે પાણી સાથે ઉકાળવામાં આવે, તો તેમનું રૂપાંતર ભાનલ ( ફિનોલ ) માં થાય છે.

વ્યજીવી અમિન ઉદિન ( ડાય ઍઝો અમિનો બેન્ઝીમ ) ક૬ઉ૫નઃનઉક૬ઉ૫ એ પદાર્થ પહેલાં પી. ગ્રીસ એમણે કાઢયો. એનાં પીતવર્ણી સ્ફટિકરૂપ પાતળાં પતરાં હોય છે. તે ૯૫° ઉષ્ણમાન ઉપર ઓગળે છે; અને તેથી જરાક વધારે ઉષ્ણમાન ઉપર તેમનો સ્ફોટ થાય છે. તેઓ ઍલ્કોહોલ ઇથ્રિ અને ઉદિનમાં સહેલાઈથી ઓગળી જાય છે.

વ્યજીવી અમિન ઉદીન ( ડાય અઝોઈમીનો બેન્ઝીનો ) ક૬ઉ૫નઉ એ પદાર્થ વ્યજીવી ઉદીન પરિસ્તંભિદ ( ડા અઝો બેન્ઝીન પર બ્રોમાઈડ ) ઉપર અમ્રવાયુ ( અમોનિયા ) ની ક્રિયા કરવામાં આવે, એટલે તૈયાર થાય છે. એ પીતવર્ણી તેલ છે અને તેનો ઉત્કવથનાંક ૫૯° હોય છે. તેની વાસ માણસને બેભાન કરી શકે છે. ઉષ્ણતાથી તેનો સ્ફોટ થાય છે. ઉદ્ગરામ્લને લીધે એનું રૂપાંતર અમિન ભાનલ ( અમિનો ફિલોન ) માં થાય છે.

અજીવી પ્રાણ સંયુકત પદાર્થ ( અૉક્સી કંપાઉંડ્સ ) જ્ઞ. ન. પ્ર. ન. જ્ઞ. ( જ્ઞ=મૂલક ) આ ઘટનાના હોય છે. તે ઘણાખરા પીતવર્ણી કે રકતવર્ણી સ્ફટિકરૂપ ઘન પદાર્થ હોય છે. એ પદાર્થ નત્ર ( નાયટ્રો) અથવા નત્રસ ( નૅટ્રોસો ) સંયુકત પદાર્થનું ઉજ્જિજ્દિકરણ કરવાથી તૈયાર થાય છે. એ ઉજ્જીદીકરણ અલ્કહલયુકત દાહક પાલાશ વડે ઉષ્ણ કરવાથી થઈ શકે છે. એ અજીવિ ( અઝો ) સંયુકત પદાર્થનું પ્રાણીદિકરણ કરવાથી પણ તૈયાર થઈ શકે છે.

**અઝમગઢ જીલ્લોઃ**—(૧) સંયુકત પ્રાંતમાં ગોરખપુર વિભાગનો દક્ષિણ તરફનો જીલ્લો. ક્ષે. ફ. ૨૨૦૭ ચો. મા. એની ઉત્તરે અને ફૈઝાબાદ ગોરખપુર જીલ્લા. પૂર્વે બાલિયા, દક્ષિણે ગાઝીપુર અને જોનપુર અને પશ્ચિમે જોનપુર અને સુલતાનપુર છે. ઘોગ્રા, ટોન્સ, છોટી શરયૂ આ નદીઓ આ જીલ્લામાં છે. અહીં ૨૦ તળાવ છે, તેમાંથી ગંભીરવન, કોટેલ, જમવાવન સલોના, પાકી, પેવા એ મુખ્ય છે.

આ જીલ્લામાંની જમીન નદીના કાંપની બનેલી છે. ચોમાસા સિવાય બીજી ઋતુઓમાં હવા નિરોગી હોય છે. વરસાદનું સરાસરી વાર્ષિક પ્રમાણ ૪૧ ઇંચ છે.

ઇતિહાસઃ—ભાર, સોએરી અને ચેરૂ એ લોકો અહીંના મૂળ રહેવાસી છે. મુસલમાનોના હાથ નીચે આ જીલ્લો પહેલાં કનોજના અને પછી દિલ્લીના રાજ્યમાં સામેલ થયો. અઝમગઢ જીલ્લો કેટલાક દિવસ લગી શર્કી રાજાઓના હાથમાં હતો. પણ એ રાજવંશનો અંત આવ્યા પછી સિકંદર લોદીએ એ જીલ્લો ફરીથી દિલ્લીના રાજ્ય સાથે જોડી લીધો અને ત્યાં સિકંદરપુરનો કીલ્લો બાંધ્યો. સત્તરમા સૈકાની આખરે, મુસલમાની ધર્મ સ્વીકારેલા ગૌતમ રજપુતોના હાથમાં આ કીલ્લો હતો. ૧૭૩૧ ના અરસામાં આ કુટુંબના મુખ્ય મોહબતખાને કર આપવાનું નાકબુલ કરવાથી અયોધ્યાના નવાબે તેની ઉપર લશ્કર મોકલી તેને નસાડી મૂકયો. ૧૭૫૮ થી ૧૮૦૧ લગી આ જીલ્લો અયોધ્યા પ્રાન્તમાં ગણાતો હતો.

૧૮૫૭ સાલમાં જુનની ત્રીજી તારીખે અઝમગઢના દેશી સિપાઇઓએ બંડ કરી કેટલાક અમલદારોને મારી નાખ્યા અને સરકારી ખજાનો તે લોકો ફૈજાબાદ લઈ ગયા.યુરોપિયન લોકો ગાઝીપુર નાસી

ગયા. ગાઝીપુરથી લશ્કરની મદદ આવી પહોંચ્યા પછી અંગ્રેજોએ અઝમગઢ તાબે કર્યો. પરંતુ કેટલેક દિવસે દિનાપુરમાં બંડ શરૂ થયા પછી તેમને ફરીથી ગાઝીપુર તરફ આવવું પડયું. કુંવરસિંહ લખનૌથી નાસીને આ જીલ્લામાં આવ્યો હતો. તેની ઉપર અત્રાવળી એ જગ્યાએ અંગ્રેજોએ હલ્લો કર્યો; પણ તેણે તેમને પાછા કાઢી ઠેઠ અઝમગઢ સુધી હઠાવ્યા, અને આ ગામને ઘેરો ઘાલ્યો. આ આ ઘેરો લગભગ બે મહિના સુધી ચાલ્યો. પરંતુ પછીથી સર ઈ. લ્યુગાર્ડે તેનો પરાજય કરી ઘેરો ઉઠાવી લીધો. કુંવરસિંગ ગંગા નદી ઓળંગી જતાં રસ્તામાં જ મરણ પામ્યો. તે પછી ૫-૬ મહિનામાં- જીલ્લામાં શાંતિ થઈ.

મધુવનમાં કનોજના હર્ષવર્ધન રાજાની વખતનો એક તામ્રપટ જડયો છે. એક તળાવ ઉપ. રના લેખ ઉપરથી તે તળાવ ઈ. સ. ૧૧૪૪ માં બંધાયું હોય, એમ દેખાય છે.

ઉદ્યોગધંધા—આ જીલ્લામાં ખાંડ બનાવવાના તથા કાપડ બનાવવાના એમ બે મુખ્ય ધંધા છે. વિલાયતી કાપડ જ્યારથી આવવા માંડયું, ત્યારથી અહીંનો વેપાર ઘણો જ મંદ પડયો છે. મુબારકપુર, મૌ ને કોપાગંજ એ ઠેકાણે કાપડ વણવાનાં મુખ્ય કારખાનાં છે. આ જીલ્લામાં પૂર્વે ગળીનું વાવેતર ઘણું જ થતું. પરંતુ કૃત્રિમ ગળી આવવા માંડી, ત્યારથી ગળીનું વાવેતર ઘણું જ ઓછું થતું જાય છે. કપાસ, તમાકુ, મીઠું, વાસણ વિગેરે વસ્તુઓ બહારથી આ જીલ્લામાં આવે છે, ને ખાંડ, અફીણ, જેમાંથી તેલ નીકળે એવાં ધાન્યો, ( તલ, ભોયસિંગ વિ. ] ગળી, સૂરો ખાર વિગેરે વસ્તુઓ બહાર જાય છે.

આગગાડીની નાની શાખાઓ આ જીલ્લામાંથી ગએલી છે. શહાગંજથી અઝમગઢ અને મૌ સુધી, બંગાલ અને નૉર્થ વેસ્ટર્ન તેમ જ ઔધ-રોહિલખંડ ફાંટાની લૂપ લાઇન-એ બન્નેને જોડનારો એક ફાંટો છે. કોપાગંજથી એક ફાંટો ડોહરીઘાટ સુધી ને બીજો બાલિયા સુધી ગયેલો છે.

રાજ્યવ્યવસ્થા—આ જીલ્લાપર એક કલેકટર છે, ને તેના હાથ નીચે એક સિવિલ સર્વંટ હોય છે. દેવગામ અઝમગઢ, માહૂલ સગ્રી, ઘોસી ને મહમુદાબાદ એ તાલુકાપર મામલતદારો છે. જીલ્લાના મુખ્ય ગામમાં ડિસ્ટ્રિકટ અને સેશન્સ જજ્જ હોઈ બીજી જગ્યા ઉપર સબજજ અને મુનસફ છે.

લોકસંખ્યા—૧૯૦૧ માં આ જીલ્લાની લોકવસ્તી ૧૫,૨૯,૭૮૫ હતી. સેંકડે ૮૬ લોકો હિંદુ અને સેંકડે ૧૪ મુસલમાન છે. અહીંની વસ્તિ બહુ જ ગીચોગીચ છે. આ જીલ્લામાંથી ઘણા લોકો પરદેશ જાય છે. ૯૪ ટકા લોકો બહારી ભાષા બોલે છે. સેંકડે ૫૦ ટકા લોકોનું ભરણપોષણ ખેતીપર થાય છે, ને ૧૨ ટકા લોકો મજુરી કરીને પેટ ભરે છે. ૧૯૧૧ ની સાલમાં અહીંના લોકોની વસ્તી ૧૪,૯૨,૮૧૮ હતી.

ખેતીવાડી:—જીલ્લાના દક્ષિણ ભાગમાં પાણી સારી પેઠે વહી જતું ન હોવાથી જમીન કાદવવાળી છે, ને તેમાં મોટા ભાગે ચોખા પાકે છે. ઉત્તરના ભાગમાં કાળી માટીની જમીન ઘણી છે. છોટી શરયૂને ઘોગ્રા નદીકાંઠાની ભાઠાની જમીનોમાં રેલ આવવાથી ત્યાં ખેતી કરવામાં ઘણું જોખમ હોવાને લીધે તેમાં ઘણો પાક થતો નથી. એ સિવાય, વટાણા, ઘઉં, ચણા, મકાઈ. શેરડી વિગેરે પાક થાય છે. વાવ, તળાવ ને નાની નહેરોના પાણીપર બધી ખેતી ચાલે છે.

આ જીલ્લાની પદ્ધતિસર જમાબંધી ૧૮૩૪ થી તે ૧૮૩૭ સુધી થઈ. ૧૮૬૬ થી ૧૮૭૫ સુધી તે જમીનમહેસુલની ફેરતપાસણી થઈ. જમીનના જુદા જુદા વર્ગ ઠેરવવામાં આવ્યા અને તે પ્રમાણે જમીનપર કર આકારવામાં આવ્યા. સને ૧૯૦૩-૪ માં જમીન ઉપરના કરની ઉપજ ૧૭. ૮ લાખ રૂપિયા એટલે સરાસરી દર એકરે ૧.૫ રૂપીયા હતી.

અહીં હિંદુમુસલમાનોમાં ઘણી વખત તોફાન થાય છે ને લોકો પણ સાધારણપણે ઘણા વઢકણા તેમજ કલહપ્રિય છે.

આ જીલ્લામાં ફક્ત અઝમગઢમાં મ્યુનિસિપાલિટી છે. બીજા સ્થાનોનાં કામો જીલ્લાબોર્ડની પાસે હોય છે.

શિક્ષણ:—૧૯૦૧ માં, આ જીલ્લામાં લખીવાંચી શકે એવા લોકોનું પ્રમાણ સેંકડે ૩-૩ (પુરુષોમાં સેં.૬.૮ ને સ્ત્રીઓમાં સેં. ૨) હતું. એવું ૧૯૦૩-૪ માં બધી નિશાળોની સંખ્યા ૨૬૫ હોઈ તેમાં ૧ હાઇસ્કૂલ હતી.

**અઝમગઢ ગામ:**—એ ગામ સંયુકત પ્રાંતમાં અઝમગઢ જીલ્લામાં ટોન્સ નદીના કિનારા ઉપર છે, અને તે બંગાલ અને નૉર્થવેસ્ટર્ન રેલ્વેનું સ્ટેશન છે. લો. સં. (૧૯૦૧) ૧,૮૮,૩૫૦. આ ગામ ગૌતમરાજાના છોકરા અઝમખાને ૧૬૬૫માં વસાવ્યું. આ ગામની આજુબાજુ ટોન્સ નદી છે. તેમાં મોટી રેલ આવવાથી ગામને નુકસાન થાય છે, તેથી ૧૮૯૮ ના અરસામાં ગામની આસપાસ એક કોલ્લો બાંધેલો છે. ૧૯૦૩-૪ ની સાલમાં મ્યુનિસિપાલિટીનું ઉત્પન્ન ૧૯૦૦૦ રૂપિયા હતું. અહીં ખાંડ સાફ કરવાનાં

કારખાનાં છે. આ ગામમાં ૨ હાઈસ્કુલો, એક હૉસ્પિટલ ને સાત પ્રાથમિક નિશાળો છે.

**અઝર બૈજન**—અઝર બૈજન લોકરાજ્ય ઈ. સ. ૧૯૧૭ સુધી અસ્તિત્વમાં ન હતું. રશિયામાં બાદશાહી સત્તા નષ્ટ થયા પછી કૉકેશિયા પર્વતની પેલી તરફના કેટલાક રશિયન પ્રાંતોએ સ્વતંત્ર રાજ્યો સ્થાપન કર્યાં. તેમાંનું આ એક જ છે. અઝર બૈજનનો પહેલાંનો રાષ્ટ્રીય ઇતિહાસ બીલકુલ નથી, એટલું જ નહિ, આ લોકોને પણ પોતે કયા માનવવંશના છે, તેની ખબર પણ ન હતી. બાકુ અને એલિસાવેટોપોલ એ બે પ્રાંત મળી ૧૯૧૭ માં અઝર બૈજનનું પ્રજાસત્તાક રાજ્ય બન્યું.

આ પ્રદેશ ઈ. સ. ૧૮૧૩ માં ગુલિસ્તાનના કોલકરાર થવાથી ઈરાન પાસેથી રશિયાને મળ્યો. અઝર બૈજન નામ પણ રશિયન સત્તા નીચે લુપ્ત થઈ ગયું હતું. પરંતુ તે લોકસત્તાક રાજ્ય થયા પછી ફરીથી ધારણ કરવામાં આવ્યું. આ પ્રદેશ કુરૂ અને આરાસ એ બે નદી વચ્ચે આવેલો છે. તે સારી રીતે ફલદ્રુપ પ્રદેશ હોઈ તેમાં ઘણા તેલના કુવા છે. તેમાંનાં તૃતીયાંશ લોકો તાર્તારવંશની એક જાતમાંના છે. તેઓ શિયા પંથના છે. પણ આનાટોલિયાના સુન્ની લોકો સાથે તેઓ સારો સ્નેહ રાખે છે. એકંદરે લોકોની વસ્તી ૨૬,૦૦,૦૦૦ છે. તેમાંથી ૧૭,૪૦,૦૦૦ મુસલમાન ૫,૪૦,૦૦૦ આર્મેનિયન્સ, ૨,૩૦,૦૦૦ રશિયન છે, ને બાકી બીજા યુરોપિયન વિગેરે છે. સરહદ માટેની અઝરબૈજનની તકરાર એરિવૉન અને જૉર્જિયા એ બે પડોશના લોકરાજ્ય સાથે ચાલુ છે. અઝર બૈજનનું ક્ષેત્રફળ આસરે ૩૨,૦૦૦ ચોરસ માઈલ છે.

અહીંનો મુખ્ય ધંધો કુવામાંથી ( પેટ્રોલિયમ ) તેલ કાઢી, તૈયાર કરી પરદેશ મોકલવું એ છે. અઝર બૈજનની રાજધાની બાકુશહેરની આસપાસ તેલના ઘણા કુવા જડી આવે છે. તેને લીધે બાકુ શહેર એ રાજકીય તથા વેપારી કામનું મહત્ત્વનું શહેર થઈ પડ્યું છે. આ શહેર રેલ્વેથી મૉસ્કો, અફગાન સરહદ, પામીર, ઈરાનના એરિવૉન અને ટાબ્રિઝ શહેરો, તુર્કસ્થાનનું એર્ઝેરૂમ અને કાળા સમુદ્રપરનું બાટુમ એ બધા સાથે જોડાએલું છે.

અહીંઆં તેલના કુવા હોવાને લીધે જાગતિક યુદ્ધ વખતે આ ભાગમાં મહત્ત્વની ચળવળો થઈ હતી.

જુવાન તુર્કપક્ષના સાર્વમહંમદીયસંગઠનની નીતિની મધ્ય એશિયા ને હિંદુસ્થાનની માફક અઝર બૈજનપર ઘણી અસર થઈ. પણ તેથી ય વધારે અસર રશિયાના બૉલ્શેવિક રાજ્યની થઈ. તુર્કી અને રશિયન નીતિના અરસપરસ સંબંધથી અઝર બૈજનનો હાલનો ઘણો ખરો ઇતિહાસ બન્યો છે.

ઇતિહાસઃ—અઝર બૈજનનો નિર્દેશ ઇરાનના સોરાબ અને રૂસ્તમ વિગેરે પૌરાણિક કથાઓમાં એક પ્રાંત તરીકે આવે છે. અઝર બૈજનનો સ્વતંત્ર રાષ્ટ્ર તરીકેનો ઇતિહાસ ૨૦ સપ્ટેંબર ૧૯૧૭ થી શરૂ થાય છે. ૧૯૧૭ માર્ચમાં રશિયાનો ઝાર પદચ્યુત થયો ને તે પછી તાત્કાલિક સરકાર સ્થાપવામાં આવી. તે સરકારે સ્વયંનિર્ણયના તત્ત્વનો પુરસ્કાર કર્યો. તે જ વર્ષના સપ્ટેંબર મહિનામાં બૉલ્શેવીક લોકશાહી રશિયામાં શરૂ થઈ. આ હીલચાલનો ફાયદો લઈ ટ્રેન્સકૉકેશિયન લોકોની કાઉન્સિલે ટિફ્લિસમાં સભા મેળવી "પોતાનું સંયુક્ત લોકરાજ્ય છે" એમ જાહેર કર્યું. પરંતુ જૉર્જિયન ને આર્મેનિયન ખ્રિસ્તિઓ તથા અઝર બૈજનના તાર્તાર મુસલમાનો વચ્ચે અણબનાવ હતો, તેથી તેઓનાં નાનાં નાનાં રાજ્યો થયાં અને અઝર બૈજને તુર્કો સાથે, આર્મેનિયાએ રશિયા સાથે ને જૉર્જિયાએ જર્મની સાથે સ્નેહસંબંધ જોડવા માંડ્યો. બાકુ અને તેની આજુબાજુના દેશોપર બૉલ્શેવીક સરકારની સત્તા સ્થાપન થઈ હતી. ત્યાં રહેતા રશિયન અને આર્મેનિયન લોકોએ તુર્કી મુસલમાનોને ત્યાંથી હાંકી મુકવાનાં ને તેમની કત્તલ કરવાનાં અમાનુષ કૃત્યો કર્યાં. તુર્કસ્થાને સાર્વમહંમદીય નીતિ પ્રમાણે બાકુ શહેર લેવાની ને મધ્ય એશિયામાં પેસવાની તૈયારી ચલાવી. તેઓને વિરોધ કરવા માટે અને બાકુ શહેરના રૂસો-આર્મેનિયન લશ્કરને મદદ કરવા માટે મેસોપોટેમિયાથી જનરલ ડનસ્ટર વ્હોલની સરદારી નીચે બ્રિટીશ લશ્કર મોકલવામાં આવ્યું. થોડા જ દિવસમાં જાગતિક યુદ્ધ થોડા વખતને માટે બંધ રાખવાના કોલકરારને લીધે અટક્યું. તે પછી તુર્કી અને જર્મન લશ્કર આ ભાગમાંથી જતું રહ્યું અને બ્રિટીશ સૈન્ય ત્યાં પેઠું. તુર્કી લશ્કરે બાકુ શહેર છોડ્યા પછી અઝર બૈજનની સરકારે તે શહેર પોતાના તાબામાં લીધું. ત્યાં સારી રીતે રાજ્યકારભાર ચલાવવા માટે બ્રિટિશ અધિકારીઓએ અઝર બૈજનના બીનઅનુભવી લોકોને તેલની ખાણો ચલાવવામાં, આગબોટો વિગેરે બાંધવામાં, સ્ટેટ બૅંક ચલાવવામાં, પોસ્ટ અને તારખાતાની વ્યવસ્થા કરવામાં, પોલીસ અને ન્યાયખાતું સારી રીતે ચલાવવામાં, વિગેરે ઘણી બાબતોમાં મદદ કરી. તે કારણસર, આ લોકરાજ્યમાં શાંતિ અને સુવ્યવસ્થા સ્થાપન થયાં. પણ ૧૯૧૯ ના

ઑગસ્ટ મહિનામાં બ્રિટીશ લશ્કર ત્યાંથી કાઢી નાખવામાં આવ્યા બાદ ત્યાંના રાજ્યકારભારમાં ફરીથી અવ્યવસ્થા શરૂ થઇ.

ઈ. સ. ૧૯૧૯ ના જાનેવારીમાં પૅરિસમાં ભરાએલી તહપરિષદે કૉકેશિયન પ્રદેશ તરફ ઘણું ધ્યાન પહોંચાડયું, પણ ત્યાંના લોકરાજ્યે સરહદને લગતી તકરાર માહોંમાહે મીટાવવી એમ નક્કી કરી એ તકરારનું પરિણામ યુદ્ધમાં ન આવે, તે માટે ત્યાં એક હાય કમિશનર નીમ્યો· બાટુમને જૉર્જીયાના તાબામાં આપવામાં આવ્યું. પણ સેવર્સના કોલકરારથી તુર્કી રાષ્ટ્રીય ચળવળ ઍનાટોલિયામાં બહુ જ ઝડપથી ચાલવા માંડી, ને તેની અઝર બૈજનપર અસર થઈ. તુર્કી રાષ્ટ્રને તેમ જ રશિયન બૉલ્શેવીકને દોસ્ત રાષ્ટ્રો તરફથી વિરોધ થતો હોવાને લીધે તેઓ બન્ને કેટલાક વખત માટે એક થયાં, ને દોસ્ત રાષ્ટ્રોના હાથમાંથી આ મુલક પાછો લેવાની ખટપટ તેમણે ચલાવી. રશિયાએ ૧૯૨૦ માં અઝર બૈજનનું સ્વતંત્ર લોકરાજ્ય નષ્ટ કરીને ત્યાં સોવીયટ સરકારની સ્થાપના કરી. ત્યારપછી ત્યાં રહેતા તાર્તાર લોકોએ બળવો કરવાથી ૧૫૦૦૦ તાર્તાર લોકોની બૉલ્શેવીકોએ કત્તલ કરી. પછીથી તુર્કસ્તાન અને રશિયાએ મળીને જૉર્જિયા અને એરિવાન એ સ્વતંત્ર લોકરાજ્યો નષ્ટ કરી ત્યાં સોવિયેટ લોકરાજ્યો સ્થાપ્યાં. ત્યારપછી તુર્કસ્તાનને અહાર્દન અને કાર્સ એ પ્રાંતો અને આર્મિનિયાનો કેટલોક ભાગ મળ્યો. રશિયાએ ટ્રાન્સકૉકેશિયાનો પોતાનો ઘણોખરો મુલક પાછો તાબામાં લીધો; અને તેને લીધે અઝરબૈજન, જૉર્જિયા અને એરિવાન એ કેટલાક વખત લગી સ્વતંત્ર રહેલાં રાષ્ટ્રો નામશેષ થયાં.

**અઝારા, ડૉન્ટ જોસ નિકોલસ ડીઃ—** ( ૧૭૧૩–૧૮૦૪ ):—એ એક સ્પૅનિશ મુત્સદ્દી હતો. એનો જન્મ ૧૭૩૧ માં ઍરેગૉન ના બારબુનેલ્સ ગામમાં થયો હતો. ૧૭૮૫ માં એને રોમના દરબારી વકીલ તરીકે નીમવામાં આવ્યો. અહીં તેણે જૂની ઈટાલિયન વસ્તુઓનો સંગ્રહ કરવામાં અને કળાકૌશલ્યની પ્રગતિ કરવામાં સારી ખ્યાતિ મેળવી. યહુદી લોકોને સ્પેનમાંથી હાંકી કાઢવાના દુર્ઘટ અને જોખમ ભરેલા કામમાં તેણે અગ્રભાગ લીધો હતો; અને છઠ્ઠા પાયસની ચુંટણી તેની જ મદદથી થઇ શકી હતી. ફ્રેંચ લોકોએ ૧૭૯૮માં રોમ લીધું, તે પછી તે ફ્લૉરેન્સ રહેવાને ગયો; પરંતુ પોપના અજ્ઞાતવાસમાં તેમ જ ઈ. સ. ૧૭૯૯માં તે વેલેન્સમાં મરણ પામ્યા પછી પણ તેણે તેની વતી ઘણુંજ કામ કર્યું.

ત્યારબાદ તેને પૅરિસના દરબારમાં સ્પેન તરફના વકીલ તરીકે નીમવામાં આવ્યો. કમનશીબે ત્યાં ફ્રાન્સનું ઉપરીપણું સ્પેને સ્વીકાર્યું છે, એવા કરાર સ્વીકારનારી સંધિ કરવાની ફરજ તેને માથે આવી પડી. એની ઉપર નેપોલીયનની કૃપા હતી. તે પૅરિસમાં ૧૮૦૪ માં મરણ પામ્યો.

**અઝીમ ગંજઃ—**એ ગામ બંગાળ પ્રાંતના મુર્શિદાબાદ જીલ્લામાં ભાગીરથીના જમણા કિનારાપર આવેલું છે. બીજા કિનારાપર આવેલા જીઆગંજ સાથે એની વસ્તી સુમારે તેર ચૌદ હજારની છે. નલહટીથી અહીં સુધી એક રેલ્વેનો ફાંટો આવેલો છે. અહીં વ્યાપાર સારો ચાલે છે. અઝીમપુરથી બરાનપુર ( બંગાળા ) સુધી નાની હોડીઓ ચાલે છે. અહીંની મ્યુનિસિપાલિટિનું ઉત્પન્ન ૧૯૦૩–૪ માં ૧૬૦૦૦ રૂપીઆ હતું.

**અઝોટસઃ—**અઝોટસ નામ, ગ્રીક અને રોમન લેખકોએ પૅલેસ્ટાઈનના 'અશદાદ' નામના પ્રાચીન શહેરને આપ્યું હતું. એકર જીલ્લાના એસદુદ ગામની પડેલી ઈમારતો અઝોટસની હોવાનું માનવામાં આવે છે. સીરિયા અને ઈજીપ્તમાં આવેલા પ્રસિદ્ધ લશ્કરી રસ્તાપર અને ભૂમધ્ય સમુદ્રના કિનારાની અંદર ત્રણ માઈલપર આ શહેર આવેલું હતું. પ્રસિદ્ધ પાંચ ફિલિસ્ટાઈન શહેરોમાંનું એ એક હતું. અહીં ડ્રેગનપૂજાનો સંપ્રદાય ચાલુ હતો. ઈસ્રાયલ સત્તાનો પ્રતિકાર કરી અઝોટસ મેકાબીસના સમય સુધી સ્વતંત્ર હતું, એમ કહીએ તો ય ચાલે. ઈ. સ. પૂ. ૭૨૧ માં અસુરિયન લોકોએ એ શહેર લીધું; પરંતુ તરત જ સ્વતંત્ર થઇ તેણે પછીના સૈકામાં ઈજીપ્તના રાજા સેમેટિક સામે ૨૧ વર્ષ સુધી ટક્કર ઝીલી. લગભગ ખ્રિસ્તિ શકના પ્રારંભમાં એક બિશપ ( ધર્મગુરુ ) ની યોજના થઈ. પરંતુ એક શહેર તરીકે અઝોટસનો દરજ્જો કદી પણ વધ્યો નહિ. એસદુદમાં ખાસ પ્રાચીન અવશેષ જો હોય, તો તે એક સારાસન પદ્ધતિનું ખાન ( ધર્મશાળા ) છે.

**અઝોર્સઃ—**અથવા પશ્ચિમ તરફના ટાપૂઓ. પોર્ટુગાલના તાબાનો, આટલાંટિક મહાસાગર માંહેલો એક દ્વીપસમૂહ. વસ્તી ( ૧૯૧૧ ) ૨, ૪૨, ૬૧૩; ક્ષેત્રફળ ૯૨૨ ચો. માઇલ. આ ટાપૂઓ ઉત્તર અક્ષાંશ ૩૫° ૫૫', તથા પશ્ચિમ રેખાંશ ૨૫° અને ૩૧° ૧૬' ની વચમાં વાયવ્ય આગ્નેય દિશામાં પ્રસરેલા છે. આ ટાપુઓના એક બીજાથી દૂર દૂર આવેલા ત્રણ સમૂહ હોઈ તે અઢી માઈલ કરતાં પણ વધારે ઉંડાણમાંથી સમુદ્રપર સીધા આવેલા છે. તેમાના અગ્નિ તરફના સમૂહમાં સેંટ માયકેલ્સ (સાઓ

માઈકિયુએલ ) સેંટ મેરી ( સાન્તા મેરિઆ) અને ફોર્મિંગસ; વચલા સમૂહમાં ફાયલ, પાયકો, સેંટ જૉર્જ (સાઓ જૉર્જ), ટર્સેઈરા અને ગ્રાશિઓસા; તથા વાયવ્ય તરફના સમૂહમાં ફ્લોર્સ અને કોર્વો એ ટાપુઓના વિભાગ આવે છે.આ દ્વીપસમૂહમાં ક્ષેત્રફળ તેમ જ વસ્તીમાં સૌથી મોટો ટાપુ સેંટ માયકેલ્સ [ ક્ષે. ફળ ૨૯૭ ચો. મા. અને વસ્તી (૧૯૦૧માં ) ૨૧, ૩૪૦ ] છે. આ ટાપુઓથી યુરોપના કિનારાનો નજીકનો ભાગ ૮૩૦૦ માઈલ દૂર, આફ્રિકાના કિનારાનો નજીકનો ભાગ ૯૦૦ માઈલ દૂર, અને અમેરિકાના કિનારાનો નજીકનો ભાગ ૧૦૦ માઈલ જેટલો છે. તથાપિ ત્યાંની આબોહવા અને વનસ્પતિ યૂરોપખંડના જેવી જ હોવાને લીધે તેનો યૂરોપખંડના ટાપુઓમાં સમાવેશ કરવામાં આવે છે.

ભૂવર્ણનઃ— આ સર્વ ટાપુઓની જમીન સરખા જ ઢોળાવચઢાવ મળીને થએલી છે. તેમાં ઉચ્ચ પ્રદેશ બીલકુલ નથી, એમ કહીએ તો પણ ચાલે. એમાં સૌથી નાનું કોર્વોનું શિખર સમુદ્રની સપાટીથી ૩૦૦ ફુટ ઉંચું છે. કેટલાક અપવાદ બાદ કરીએ, તો સમુદ્રનો કિનારો ઘણોખરો ઉંચો અને ચઢાવવાળો છે. આ દ્વીપસમૂહ દેખીતી રીતે જ્વાળામુખીજન્ય જણાતો હોઈ તેની શોધ થઈ ત્યારથી અહીં જે અનેક ધરણીકંપ અને જ્વાળામુખી ફાટવાના અનુભવો થયા છે, તે પરથી આ વાતને પુષ્ટિ મળે છે. અત્યાર સુધી ફ્લોર્સ, કાર્વો, ગ્રૅશિઓસા અને ફાયલ એ ટાપુઓ કુદરતી આંચકાના તડાકાથી ઘણું ખરૂં મુકત છે. ધરણીકંપનું કેન્દ્રસ્થાન મોટે ભાગે સેંટ માયકેલ્સ હોવા છતાં આશ્ચર્યની વાત એ છે, કે તેની જ પડોશના સેંટ મેરી ટાપુને તેનાથી કાંઈ ધોકો પહોંચ્યો નથી. ઈ. સ. ૧૪૪૪–૪૫ ની સાલમાં સેંટ માયકેલ્સમાં એક મોટો ધરણીકંપ થયો હતો, પરંતુ એ ધરણીકંપ સંબંધી જે હકીકત અત્યારે મળી આવે છે, તે ઘણી જ અતિશયોક્તિ ભરેલી જણાય છે. આગળ જતાં ૧૫૨૨ ની સાલના ભયંકર ધરણીકંપમાં તો તે વખતની તે ટાપુની રાજધાની વીલા ફ્રૅંકા નામક શહેર, તેની ૬૦૦૦ ની વસ્તી સાથે આખું અને આખું દટાઈ ગયું હતું. ત્યાર પછી પણ ૧૫૩૦, ૧૬૫૨ ૧૬૫૬, ૧૭૫૫, ૧૮૫૨ વિગેરે સાલમાં અહીં ધરણીકંપ અને જ્વાળામુખીના સ્ફોટ થઈ ગયા હતા. જેમાંથી કેટલાક ભયંકર સ્વરૂપના પણ હતા. કેટલેક પ્રસંગે ( ૧૬૩૮, ૧૭૨૦, ૧૮૧૧, ૧૮૬૭ સાલમાં ) અહીં પૃથ્વીના પડમાંથી ઉત્પન્ન થતા સ્ફોટ સાથે એકાદ ટાપુ તાત્કાલિક સમુદ્રમાંથી ઉપર આવતો. ઈ. સ. ૧૮૧૧ ની સાલમાં જુન માસમાં એવો જ એક ટાપુ સેંટ માયકેલ્સના પશ્ચિમબિંદુથી બે માઈલને અંતરે સમુદ્રમાંથી ઉપર આવ્યો હતો, જે સાબ્રિના નામે પ્રસિદ્ધ છે.

આબોહવાઃ—આ ટાપુઓની આબોહવા સમશીતોષ્ણ હોઈ છાંયડામાં ઉષ્ણતામાન સાધારણ રીતે જાનેવારીમાં ફા. ૪૮° ની નીચે અને જુલાઈમાં ૮૨° ની ઉપર જતું નથી. શિયાળામાં પવન વાયવ્ય, પશ્ચિમ અને દક્ષિણ દિશાએથી અને ઉનાળામાં ઘણું કરીને ઉત્તર, ઈશાન્ય અને પૂર્વ દિશાએથી વાય છે.અહીં વારંવાર મોટાં પવનનાં તોફાન થાય છે.

પ્રાણી અને વનસ્પતિઃ—પાળેલા પશુઓ ઉપરાંત આ ટાપુઓમાં સસલાં, ઊંદર, ચામાચીડીયાં. વિગેરે બીજા થોડાં જ સસ્તન પ્રાણીઓ થાય છે. પક્ષીઓ ઘણાં હોઈ તેમનાથી પાકને નુકસાન થતું જણાતાં ચાળીશ પચાસ વર્ષ પૂર્વે સેંટ માયકેલ્સમાં લાખો પક્ષીઓનો સંહાર કરવામાં આવ્યો હતો. ફાયલમાં વ્હેલને પકડવાનો ધંધો ફાયદાકારક પ્રમાણમાં ચાલે છે. અહીંની વનસ્પતિની જાત સાધારણ રીતે યૂરોપના જેવી જ છે.કેટલાક ટાપુઓમાં ઘઉં વિગેરે પુષ્કળ પાકે છે. પણ ઓગણીશમા સૈકા લગી ઉંચા વૃક્ષો અહીં ન હતા. નારંગી, લીંબુ, દાડમ અને બીજાં કેટલીક જાતનાં ફળઝાડ ઉછેરવામાં આવે છે. એક સમયે શેરડીના વાવેતરપર ઘણું લક્ષ આપવામાં આવતું હતું. પણ હાલમાં તે લગભગ બંધ જ પડયું છે. સોળમા સૈકામાં ગળીનું વાવેતર પ્રથમ કરવામાં અવ્યું હતું. પણ તેની ય શેરડીના જેવી જ સ્થિતિ થઈ છે.

લોકવસ્તી અને શાસનપદ્ધતિઃ— આ ટાપુમાંના લોકો ઘણુંખરૂં પોર્ટુગીઝ ઓલાદના હોઈ તેમના લોહીમાં પૂરિશ અને ફ્લેમિશ લોહીનો વિશેષ અંશ છે. ઘણા નીગ્રો, ઇંગ્લીશ, સ્કૉચ અને આઇરિશ લોકો પણ વિશેષે કરીને ફાયલ અને સેંટ માયકેલ્સ ટાપુઓમાં આવી રહ્યા છે. રાજ્યકારભારની વ્યવસ્થા માટે આ દ્વીપસમૂહમાં ત્રણ જિલ્લા કરેલા હોઈ તેમાંના મુખ્ય શહેર પરથી આંગ્રા પૉંટા ડેલગાડા (સેંટ માયકેલ્સની રાજધાની), (આંગ્રા ટર્સેઈરાંની રાજધાની) અને હોર્ટા (ફાયલની રાજધાની) એવાં નામ પડેલાં છે. લિસ્બનની લોકપ્રતિનિધિસભામાં પૉંટા ડેલગાડાને ચાર અને બીજા બે જિલ્લાને દરેકને બબ્બે પ્રતિનિધિ મોકલવાનો હક છે. લિસ્બન શહેર સેંટ માયકેલ્સના વિલા ફ્રાંકા ડો કાંપો સાથે અને ત્યાંથી પાયકો, ફાયલ, સેંટ જૉર્જ અને ગ્રેશિઓસા બેટો સાથે તારાયંત્રથી જોડેલું છે. ઉપરાંત

૧૯૦૧ માં ફ્રાયલ અને આયર્લંડની વચ્ચે પણ તારનાં દોરડાં નાખવામાં આવ્યાં છે. આંગ્રા અને પોંટા ડેલગાડામાં વાતાવરણીય વેધશાળા છે.

વ્યાપારઃ— પોર્ટુગાલ, ગ્રેટબ્રિટન, જર્મની, યુનાઇટેડ સ્ટેટ્સ વિગેરે દેશો સાથે આ ટાપુનો વ્યાપાર ચાલે છે. આયાત માલમાં કાપડ, કોલસા, ખાંડ, લેખનસામગ્રી, લોખંડી સામાન, રાસાયનિક પદાર્થો, રંગ, તેલ વિગેરે વસ્તુઓનો સમાવેશ થાય છે. નિકાસ થનારી વસ્તુઓમાં ફળફળાદિ, દારૂ અને ખોરાકી ચીજો વિગેરે છે. પોંટા ડેલગાડા જિલ્લામાં માટીનાં વાસણ, સુતરાઉ કાપડ, દારૂ, ઘાસની ટોપીઓ અને ચાહ એ વસ્તુઓ છે; આંગ્રા જિલ્લામાં શણ અને ઊનનું કાપડ, માખણ, સાબુ, ઈંટો, નળીઆં, વિગેરે પદાર્થો અને હોર્ટા જિલ્લામાં ટોપલા, ચટાઈઓ જેવી વસ્તુઓ તૈયાર થાય છે.

ઇતિહાસઃ— કોર્વોમાં કાર્થેજીયન નાણું બહુ મળી આવે છે, તે પરથી તે સાહસિક લોકોએ આ ટાપુમાં પગ મૂકયો હશે, એમ જણાય છે. બારમા સૈકામાં થઈગએલો અરબ ભૂગર્ભવેત્તા ઇદ્રિસી કેનેરી બેટ પછી પશ્ચિમ મહાસાગરમાં જે બીજા નવ બેટ વર્ણવે છે, તે બહુધા ઍઝોર્સ હશે. અરબી ગ્રંથકારના વર્ણનમાં આ બેટમાં ગીચ વસ્તી અને સાધારણ મોટાં શહેરો હોવાનો ઉલ્લેખ આવતો હોઈ ત્યાંના લોકો માંહોમાંહેની લડાઈના પરિણામે પડતીમાં આવ્યા હોવાનું જણાવ્યું છે; તથાપિ આ ટાપુનો સ્પષ્ટ ઉલ્લેખ ઈ. સ. ૧૩૫૧ ના નકશામાં માલમ પડે છે; પરંતુ તેમાં તેનાં નામ જુદાં છે. આ બેટની નિશાની યૂરોપીય રાષ્ટ્રોને પ્રથમ ૧૪૩૨ માં હાથ લાગી, અને પોર્ટુગીઝ અને ફ્લેમિશ લોકોએ અહીં વસાહત કરવાની શરૂઆત કરી. ૧૫૮૦ થી ૧૬૮૦ સુધી આ ટાપુઓ સ્પેનની સત્તા હેઠળ હતા. ઓગણીસમા સૈકાના આરંભમાં પોર્ટુગાલની ગાદી માટે લડનારા પક્ષોમાં આ બેટની માલેકી બાબત ટંટો ઉભો થતાં છેવટે મેરિઆ રાણીનો અમલ આ બેટમાં સ્થાપિત થયો. મેરિઆ રાણી ૧૮૩૦ થી ૧૮૩૩ સુધી આંગ્રામાં રહી હતી. (સંદર્ભગ્રંથ ડબ્લ્યુ. એફ. વાકર. અઝોર્સ; એ. એસ. બ્રાઉન, મદિરા ઍંડ કૅનરી આઇલંડસ વિથ અઝોર્સ).

**અઝોવઃ**—અઝોવ એ રશિઆના ડૉન કૉસેકસ પ્રાંતનું શહેર છે. તે ડૉન નદીના કાંઠે આવેલું છે. તેરમા સૈકામાં જીનોઈઝ લોકોએ અહીં એક વખાર બાંધી હતી. તેને ટાના કહે છે. અઝોવ એ વ્યાપારી અને લશ્કરી મહત્ત્વનું સ્મારક હતું. ૧૬૯૬ માં પીટર ધી ગ્રેટે એ શહેર લીધું; પરંતુ તે ૧૭૧૧ માં તુર્કોને પાછું મળ્યું. ૧૭૩૯ માં તે રશિયન સામ્રાજ્ય સાથે કાયમને માટે જોડાઈ ગયું. ત્યાર બાદ એ બંદર તળીયે કાદવ પૂરાયાથી બંધ થયું અને તેથી કરીને એ શહેરનું મહત્ત્વ ઘટી ગયું. લોકસંખ્યા ૧૯૦૦ માં ૨૫૨૧૪ હતી; અને ઘણાખરા લોક માછલાં પકડવાનો ધંધો કરનારા હતા.

**અઝોવનો સમુદ્રઃ**—દક્ષિણ યૂરોપમાં એક અંતઃસ્થ નાનો સમુદ્ર. એ કાળા સમુદ્ર સાથે ચેનિકલની સામુદ્રધૂની વડે જોડાયલો છે. ઇતિહાસપૂર્વ સમયમાં એનો કાસ્પીઅન સમુદ્ર સાથે સંબંધ હતો. તેની નૈઋત્ય ઈશાન્ય લંબાઈ ૨૩૦ માઈલ અને વધુમાં વધુ પહોળાઈ ૧૧૦ માઈલ સુધીની છે. ક્ષેત્રફળ ૧૪૫૧૫ ચોરસ માઈલ છે. નવેંબરથી એપ્રીલની અધવચ સુધી તે ઠરી ગએલો હોય છે. તેને ડૉન નામે એક મોટી નદી મળે છે. એની વધારેમાં વધારે ઉંડાઈ ૪૫ ફુટ હોઈ સપાટી કાળા સમુદ્રથી ૪ફીટ ઉપર છે. પરંતુ દિવસે દિવસે આ સપાટી ઓછી થતી જાય છે. પાણી ઘણે અંશે બીજા સમુદ્રોની સરખામણીમાં મીઠું છે, પણ એ મીઠાશમાં સ્થળપરત્વે તેમ જ પ્રવાહપરત્વે ફેર પડે છે. રશિયાના વ્યાપારને માટે અઝોવનો સમુદ્ર ઘણો મહત્ત્વનો હોઈ તેના કિનારા પર ટાગાનરોગ, બેરડેન્સ્ક, મેર્યુપોલ અને ચેનિકેલ એ શહેરો આવેલા છે.

**અટક જીલ્લોઃ**—પંજાબ પ્રાંતનો એક જીલ્લો ક્ષે. ફ. ૪૦૨૨ ચો. મા. સીમાઃ-પશ્ચિમ અને વાયવ્યમાં સિંધુ નદી અને તેની પેલી બાજુએ વાયવ્ય સરહદ પરના પ્રાંતના કોહાટ અને પેશાવર જીલ્લા છે. ઈશાનમાં તે જ પ્રાંતનો હઝારા જીલ્લો; પૂર્વે રાવળપિંડી જીલ્લો, અગ્નિ કોણમાં ઝેલમ; દક્ષિણે શાહપુર અને નૈઋત્યમાં મિયાનવાલી જીલ્લો છે. તલગંગનો ઉચ્ચ પ્રદેશ સમુદ્રની સપાટીથી ૧૨૦૦ ફીટ ઉંચાઇએ આવેલો હોવાથી ત્યાંની હવા બીજા ભાગો કરતાં ઠંડી છે. અટકના ડુંગર, જંડલનો નીચાણમાં આવેલો રેતાળ પ્રદેશ અને નરર તેમ જ મખદની નાની ટેકરીઓ પર ઉનાળો બહુ સખત રહે છે. અહીં ઉનો પવન વાય છે અને સૂર્યનાં કિરણ ઘણાં પ્રખર હોય છે. વાર્ષિક વરસાદનું પ્રમાણ સરેરાસ ૧૭ થી ૨૪ ઇંચ જેટલું છે.

ઇતિહાસઃ—આ જીલ્લાનો અને રાવળપિંડી જીલ્લાનો ઇતિહાસ લગભગ એક સરખો જ છે. બુદ્ધસમયના અવશેષ પૈકી મુખ્ય હસન અબ્દાલ નામનું ગામ તક્ષશિલા રાજધાનીના તાબામાં હતું. ઓહિંદ નજીક ગીઝનીના મહંમદે આનંદપાલનો પરાજય કર્યો હતો.

લોકસંખ્યાઃ—૧૯૨૧ માં આ જીલ્લાની વસ્તી ૫,૬૨,૨૪૯ હતી. વસ્તી સેંકડે ૯૦ ટકા મુસલમાન છે. પંજાબી લોકોની જુદી જુદી જાતિઓ અહીં છે. પુસ્તુ ભાષા પ્રચારમાં છે.

ખેતીવાડીઃ—જીલ્લાની ઉત્તરે ચાચનો નીચાણનો પ્રદેશ ઘણો ફળદ્રુપ છે. સોહાન અને બીજા પ્રવાહનાં કાંઠાનાં ગામોની જમીન પણ ફળદ્રુપ છે. બીજાં સ્થળોની જમીન સારી નથી. આ જીલ્લામાં વસ્તી ઘણી ઓછી હોવાને કારણે વરસાદ ઓછો થવા છતાં વધારે દુષ્કાળ કદી માલમ પડતો નથી. અહીં મુખ્ય પાક ઘઉંનો છે. ઉપરાંત ચણા, કઠોળ, બાજરી વિગેરે પાક પણ થાય છે. શરદઋતુમાં જવાર, બાજરી વિગેરે પાક છે. આ જીલ્લામાં ઘોડાની પેદાશ સારી છે.

અટક તાલુકામાં ગરકબમાં સંગમરમર પત્થરના ખલબત્તા અને બીજી ચીજો બને છે. કાળાચિત્ત ડુંગરમાં પથરી કોલસા મળી આવે છે. ફતેહજંગની નજીક પેટ્રોલીઅમ કાઢવાના પાંચ કુવા છે.

વ્યાપાર અને આયાતનિકાસઃ—આ જીલ્લામાં મોટાં કારખાનાં નથી- અટક તાલુકામાં રેશમી કસબનું કામ અને બધે ઠેકાણે દેશી કાપડ બને છે. તે ઉપરાંત ચાદરો, લાકડાનું કોતરકામ, લોખંડી વાસણ, તાળાં, જીન, ચટાઇઓ, સાદડીઓ, વિગેરે વસ્તુઓ તૈયાર થાય છે. હઝારામાં છીંકણી બને છે. કાપડ, ચોખા, મીઠું, વાસણ વિગેરે વસ્તુઓ બહારથી આવે છે.

નૉર્થ વેસ્ટર્ન રેલ્વેનો ફાંટો આ જીલ્લાના ઉત્તર ભાગમાં થઈને જાય છે. મધ્ય ભાગમાંથી કુશાલગઢ સુધી એક ફાંટો ગયેલો છે. પશ્ચિમ ભાગમાં મારીઅટક ફાંટો કેંબેલપુરથી મુલતાન તરફ જાય છે. આગગાડીના મુખ્ય ફાંટા પાસેથી ગયેલો હસન અબ્દાલ-અબટાબાદ રસ્તો, અને રાવળપિંડી કુશાલગઢનો માર્ગ એ બે પાકા રસ્તા છે.

રાજ્યવ્યવસ્થાઃ—અટક, પિંડીઘેબ, ફતેહજંગ અને તલગંગ તાલુકાઓ ઉપર તહસિલદાર અને નાયબ તહસિલદાર નીમેલા છે.

જીલ્લાનું મુખ્ય શહેર કેંબેલપુર છે; અને ત્યાં ડેપ્યુટી કલેકટર રહે છે.

પિંડીઘેબ અને હઝારામાં મ્યુનિસિપાલિટી છે. અટક એ 'નોટિફાઈડ એરિયા' છે. બીજાં શહેરોનો કારભાર જીલ્લા બોર્ડ પાસે છે.

૧૯૦૧ માં વસ્તીમાંથી સેંકડે ૩.૬ ( પુરુષોમાં સેંકડે ૬. ૪ અને સ્ત્રીઓમાં સેંકડે. ૪. ) લોકોને લખતાં વાચતાં આવડતું હતું.

**અટકઃ**—( નદી. ) અટક શબ્દ, હંમેશાં બોલવામાં, અટક ગામને ન લગાડતાં સિંધુ નદીના ઉત્તર ભાગને જ લગાડવામાં આવે છે. અટક એ નામ અકબરે નદીની દુસ્તરતાને કારણે આપ્યું હતું. છતાં આગળ જતાં તેને લોકોએ હિંદુસ્થાનની સરહદ માની; અને તે પ્રદેશની પેલી બાજુએ હિંદુઓએ જવું નહિ, જાય તો પાપ લાગે એવી માન્યતા થઈ. અટક એટલે જેની પેલી બાજુએ હિંદુને જવાની ધર્મશાસ્ત્રની મનાઈ છે એવી નદી, એવો પણ અર્થ થયો. અટક એ હિંદુસ્થાનની સીમા એ સિદ્ધાંત આ પછી સ્થાપિત થયો, એમ કાંઈ નથી; કેમકે સિંધુની પેલી બાજુએ હિંદુસ્થાન છે. એવી પરદેશીઓની માન્યતા "હપ્તહિંદવઃ" નો ઉલ્લેખ કરનારા અવેસ્તી સમયથી તેમ જ જે સમયમાં ઈંડિયા એવું નામ ગ્રીક લોકોમાં વપરાવા લાગ્યું તે સમયથી છે. જેમ એ હિંદુસ્થાનની ધર્મશાસ્ત્રીય સરહદ લોકોમાં મનાતી હતી, તેમ હિંદુ રાજકર્તાના રાજકીય વિચારોની અને કાર્યકર્તૃત્વની પણ એ મર્યાદા હતી, એમ કહીએ તો પણ ચાલે. જાનેવારી ૧૭૬૦ માં બાળાજી બાજીરાવ ગંગાધર યશવંતને પત્ર લખે છે કે તમે સર્વે ( દત્તાજી શિંદે, જનકોજી શિંદે વિગેરે ) એકમત થઈ મહેનત લઈ અબદલીને હરાવી અટકપાર થાઓ. (રાજવાડે. ખં ૧. ૧૧૫૬-૨૪૫) ખૈબર ઘાટની પેલી બાજુએ કવેટા વિગેરે સ્થળોએ જઈ શત્રુઓને અટકાવવાની કલ્પના મરાઠી રાજ્યકર્તાને નહિ હોય. તેવી જ રીતે જેમ સમસ્ત હિંદુસ્થાન એવા અર્થમાં "આસેતુહિમાચલ" શબ્દ વાપરવામાં આવ્યો છે, તેમ "અટકથી રામેશ્વર સુધી" શબ્દ પણ વાપરવામાં આવ્યો હશે- શકે ૧૬૭૪ ના કાર્તિક માસમાં બાળાજી બાજીરાવ પિલાજી જાધવરાવને લખે છે, કે 'નવાબ અને મરાઠા એક' એવી માન્યતા અટકથી માંડીને રામેશ્વર સુધી છે.

**અટક ગામઃ** આ ગામ પંજાબ પ્રાંતમાં, અટક જીલ્લાના અટક તાલુકાનું મુખ્ય શહેર હતું. તે નૉર્થ વેસ્ટર્ન રેલ્વેનું સ્ટેશન હોઈ કલકત્તાથી ૧૫૦૫ માઈલ દૂર છે, મુંબઈથી ૧૫૪૧ માઈલ, અને કરાંચીથી ૮૮૨ માઈલ દૂર છે વસ્તી ( ૧૯૦૧ માં ) ૨૮૨૨ હતી. કાબુલ અને સિંધુ નદીના સંગમથી સહેજ નીચલી બાજુએ સિંધુ નદી પર અટકનો કિલ્લો છે. ત્યાં શિબંદી તોપખાનું અને પાયદળ રાખેલાં છે. કિલ્લાની સામે જ કમાલીઆ અને જલાલીઆ નામે કાળા પત્થરની કરાડો આગળ સિંધુ નદીની સપાટી પર ભમરા થાય છે- આ કરાડો ઉપરથી અકબરની કારકીર્દીમાં બે રોશાનીઆ પાખંડીઓ ફેંકી દેવામાં આવ્યા હતા.

નદીની ઉપલી બાજુએ અટકથી ૧૬ માઈલ ઉપર હોડીઓનો પૂલ કરી અલેકઝાંડર નદીપાર

ઉતર્યો હતો, એમ કહેવામાં આવે છે. અકબરે પોતાના ભાઈ હકીમ મિરઝની સ્વારીઓથી બચવાને માટે ૧૮૮૧ માં આ કિલ્લો ફરીથી બાંધ્યો, અને તેનું નામ અટક-બનારસ રાખ્યું. બીજી એવી દંતકથા છે, કે અહીંથી નદી ઉતરી જવાનું મુશ્કેલ છે એટલે અટકી જવું એમ ગણી અકબરે આ કિલ્લાનું નામ અટક રાખ્યું; અને નદી ઉતરી ગયા પછી પશ્ચિમ કિનારા પર તેણે ખૈરાબાદ-એટલે સુરક્ષિતતાનું સ્થળ-ની સ્થાપના કરી. રઘુનાથરાવે સ્વારી કરી અટક સુધી મરાઠી સત્તા વધારી. ૧૮૧૨ માં રણજીતસિંહે આ કિલ્લા પર હુમલો કર્યો. પહેલા શીખ વિગ્રહમાં અંગ્રેજોએ આ કિલ્લો લીધો. પરંતુ બીજા વિગ્રહમાં તે તેઓ જાળવી શકયા નહિ. તે લડાઈ પૂરી થયા બાદ શીખ લોકો પાસેથી તે કિલ્લો પાછો અંગ્રેજોના તાબામાં આવ્યો. ઈ. સ. ૧૮૭૩ માં સિંધુ નદી પર આવેલો રેલ્વેનો પૂલ અને બીજો રસ્તો તૈયાર થયો.

અટકમાં બેગમકી સરાઇ નામે એક ધર્મશાળા હતી, તેની દુરસ્તી પંજાબ સરકારે ૩૦૦૦ રૂપીયા ખર્ચી થોડા વખત પર કરાવી છે. ( ઈં. ગૅ. ૫- )

**અટલાંટિક મહાસાગરઃ**—આટલાંટિક મહાસાગર એ અંગ્રેજી S અક્ષરના આકારનો પાણીનો પટ યૂરોપ અને આફ્રિકાની પશ્ચિમ સરહદપર, અને ઉત્તર તથા દક્ષિણ અમેરીકાની પૂર્વ સરહદપર છે. તે ઉત્તરે ઉત્તર ( આર્ટિક ) મહાસાગરથી દક્ષિણે દક્ષિણ મહાસાગર સુધી પ્રસરેલો છે. આને લીધે ભૂમધ્યરેષાની ઉત્તર અને દક્ષિણ એવા અટલાંટિક મહાસાગરના બે ભાગ પડે છે. તેમાંથી ઉત્તર આટલાંટિક વધારે પ્રસિદ્ધ હોઈ તેની પશ્ચિમ બાજુએ કૅરેલીઅન સમુદ્ર મેકિસકોનો અખાત, સેન્ટ લૉરેન્સનો અખાત અને હડસન ઉપસાગર છે. પૂર્વે ભૂમધ્ય સમુદ્ર, કાળો સમુદ્ર, ઉત્તર સમુદ્ર અને બાલ્ટિક સમુદ્ર છે. ઉત્તર આટલાંટિક મહાસાગર આર્કટીક મહાસાગર સાથે હડસનની સામુદ્રધુની, ડેવિસની સામુદ્રધુની, ડેન્માર્કની સામુદ્રધુની અને નૉર્વેજીઅન સમુદ્રથી જોડાયલો છે. ઉત્તર આટલાંટિકની પહોળાઈ ૬૦ અક્ષાંશ નજીક સુમારે ૨૦૦૦ માઇલ, ૫૦ અક્ષાંશ અગળ ૧૭૫૦ માઈલ, અને ૨૫ અક્ષાંશ આગળ સૌથી વધારે એટલે કે ૪૫૦૦ માઈલ છે. આગળ જતાં પહોળાઈ ઓછી થાય છે અને કેપ પામર્સ અને કેપ સેન્ટ રૉકમાં તો પહોળાઇ માત્ર ૧૬૦૦ માઈલ છે. દક્ષિણ મહાસાગર ઉત્તર મહાસાગરથી અનેક બાબતમાં જૂદો પડે છે. એટલે તેની બંને બાજુના કિનારા સપાટ છે; બંને બાજુએ સમુદ્ર વિગેરે નથી. પહોળાઈ દક્ષિણ તરફ વધતી જતાં ૩૫° દક્ષિણ અક્ષાંશ આગળ ૩૭૦૦ માઇલ છે. ઉત્તર મહાસાગરનું એકંદર ક્ષેત્રફળ તેમાંથી જન્મતા સમુદ્રો બાદ કરતાં ૧ ૦૫,૮૮ ૦૦૦ ચોરસ માઇલ છે. દક્ષિણ મહાસાગરનું ક્ષેત્રફળ ૧,૨૫,૨૭,૦૦૦ ચોરસ માઇલ છે. આટલાંટિકને પૃથ્વીપરની ઘણી મોટી મોટી નદીઓનું પાણી આવી મળે છે. તે નદીઓ સેંટ લૉરેન્સ, મિસિસિપી ઓરિનોકો, અમેઝૉન, કાંગો, નાઇગર, લૉયર, એલ્બ વિગેરે અનેક છે.

તળીયાના પૃષ્ઠભાગની રચનાઃ—આટલાંટિકના તળીયાના ભાગની રચના સંબંધી વિશેષ મહત્ત્વની વાત એ છે, કે ૫૦° ઉત્તર અક્ષાંશથી ૪૦° દક્ષિણ અક્ષાંશ સુધી ઘણુંખરૂં મધ્યભાગની પાસે ખડકવાળા પ્રદેશનો એક પટ છે. આ ખડકવાળો ભાગ સાધારણ રીતે ૧૭૦૦ માથોડાં ઉંડો છે. આઝોર્સ બેટની બાજુએ આ ખડકનો ભાગ ઘણો રેતાળ થએલો હોઈ ૫૦° ઉત્તર અક્ષાંશની પાસે તે આયર્લંડ અને ન્યુ ફાઉંડલૅંડની વચ્ચે પ્રસરેલા ખડકાળ પ્રદેશને જઈ મળે છે. ૫૦° અક્ષાંશની ઉત્તર બાજુએ આઈસલૅંડ અને ફેરો બેટથી સ્કૉટલંડની ઉત્તર બિંદુ સુધી એવો જ ખડકાળ ભાગ છે અને તે ઘણો સાંકડો એટલે સરાસરી ૨૫૦ માથોડાં ઉંડો છે. આટલાંટિક મહાસાગર અને ઉત્તર મહાસાગરની વચ્ચે આ એક બાંધ જ છે. વચલા ખડકાળ પટની બંને બાજુએ આટલાંટિક મહાસાગરની ઉંડાઈ ઘણી જ એટલે ૩૦૦૦ માથોડાં જેટલી છે. અને વચમાં વચમાં ઉંડાઈ એથી પણ વધારે છે. આ ઉંડા ખાડાઓને [ બિસ્કેના ઉપસાગર નજીકનો ] પીકડીપ, [ કેપવર્ડ બેટ નજીક ] મોસેલેલીપ વિગેરે નામો આપેલાં છે. બહામા બેટ પાસે નેઅર્સલીપ સૌથી ઉંડો ( ઉંડાઈ ૪૫૬૧ માથોડાં ) છે. ઈ. સ. ૧૯૦૪ સુધી ૪૦° દક્ષિણ અક્ષાંશની તરફ દક્ષિણ આટલાંટિકની ઉંડાઈ સંબંધી બરાબર માહિતી ન હતી. અંટાર્ટિક પ્રદેશની શોધ કરવા ગએલા સ્કૉટિશ લોકોએ દક્ષિણ આટલાંટિકની દક્ષિણ તરફના તળ ભાગની ઘણી શોધ કરી છે. બૉવેટ બેટ અને સૅન્ડવીચ બેટને જોડનારો એક પૂર્વપશ્ચિમનો ખડકાળ પટ છે. અને દક્ષિણ મહાસાગર મધ્ય ભાગમાં ઉત્તર તરફથી દક્ષિણ તરફ જનારો લગભગ ૧૦૦૦ માઇલનો ખડકાળ પટ ઉપર્યુક્ત પટને જઇને મળે છે.

મહાસાગરના તળીયાનું સંશોધનઃ—એચ- એમ. એસ. 'ચૅલેન્જર' ( ઈ. સ. ૧૮૧૩ થી ૧૮૧૬ ) જર્મન વહાણ 'ગેઝેલ' ( ઈ. સ. ૧૮૭૪ થી ૧૮૭૬ ) 'ટ્રાવેલીઅર વહાણ,( ૧૮૮૦ ), અને યુનાઈટેડ સ્ટેટસનું સંશોધન કરનારા 'બ્લેક' વહાણમાંના

લોકોએ આટલાંટિક મહાસાગરના તળીયાનું સંશોધન ઘણું જ કર્યું હતું અને તેમાં જર્મન વહાણ 'વાયડીવીયા' (૧૮૯૮) માંના પ્રો. ચ્યૂન વિગેરે લોકોએ, તેમજ અંટાર્ટિક પ્રદેશના સંશોધન માટે ગયેલા લોકોએ (૧૯૦૩-૧૯૦૪) ઘણી મહેનત કરી હતી.

ટાપુઓ:—બીજા મહાસાગરના પ્રમાણમાં આટલાંટિક મહાસાગરના ટાપુઓની સંખ્યા ઘણી જ ઓછી છે. ખંડની નજીકના ટાપુઓ એટલે ભૂમધ્ય સમુદ્રના કેટલાક ટાપુઓ આઇસ્લૅંડ, બ્રિટિશ ટાપુઓ, ન્યૂફાઉંડલૅંડ, વેસ્ટ ઇંડિઝ અને ફૅાકલૅંડ બેટો છે. અને મુખ્ય મહાસાગરમાં અઝોર્સ, કૅનેરી ટાપુઓ, કેપવર્ડ બેટો, એસેન્શન, સેન્ટ હેલિના, ટ્રીસ્ટંડા, કુન્હા અને ગૅાવેટ ટાપુઓ મુખ્ય છે.

ઉંડાઈ અને તળભાગ:-ઉત્તર આટલાંટિકની સરાસરી ઉંડાઈ ૨૦૪૭, અને દક્ષિણ આટલાંટિકની ૨૦૬૧ માથોડાં છે.

આટલાંટિક મહાસાગરનો ઘણો ખરો તળીઆનો ભાગ ગ્લોબીજેરિના જાતની માટીનો બનેલો છે. ૧૦૦૦ થી ૩૦૦૦ માથોડાં ઉપરનો ભાગ ઘણુંખરૂં આ જાતની માટીનો જ છે. ૩૦૦૦ માથોડાંથી વધારે ઉંડાઈની ભાગ લાલ ચીકણી માટીનો છે. ઉષ્ણ કટિબંધનો છાછરો ભાગ 'પ્ટેરોપોડ' જાતની માટીનો છે. આટલાંટિક મહાસાગરની તદ્દન દક્ષિણ તરફનો ભાગ 'ડાયટોમ' જાતની માટીનો છે. તે ઉપરાંત અધવચનો ભાગ ભૂરી, લાલ અને લીલી માટી તથા રેતીનો બનેલો છે. કેટલેક ઠેકાણે જ્વાળામુખી પર્વતના જેવા અને કેસરી (Dusky red) રંગના પદાર્થો જડે છે.

આટલાંટિક મહાસાગર મૂળ કેવી રીતે તૈયાર થયો હશે એ પ્રશ્નનો અદ્યાપિ નિર્ણય થયો નથી. ઘણા ભૂસ્તરશાસ્ત્રીઓનો મત એવો છે, કે આટલાંટિક મહાસાગર બીજા મહાસાગર જેટલો જ પ્રાચીન છે. પરંતુ ઈ. સુએઝ અને એમ. ન્યુમેયર-એ બે ભૂસ્તરશાસ્ત્રીઓ એવું માને છે, કે પાસિફિક મહાસાગર ઘણો જુનો છે; આટલાંટિક મહાસાગર તો માત્ર હાલના બીજી સ્થિતિના ( મેસોઝોઈક ) યુગનો છે જ્યૂરીન (જ્યૂરાસિક) કાળમાં આટલાંટિક મહાસાગરના મધ્ય ભાગની આસપાસ આફ્રિકા અને દક્ષિણ અમેરિકા વચ્ચે એક ખંડ હતો. આ સંબંધી પુરાવો ન્યુ મેયરે આગળ આણ્યો છે. એફ. ફ્રૅાસમેટે એમ બતાવ્યું છે, કે આટલાંટિક મહાસાગર સિતોપલ ( ક્રૅટેશિયસ ) કાળમાં ઘણું ખરૂં હાલના સ્વરૂપનો હતો.

આટલાંટિક મહાસાગરના પાણીનું ઉષ્ણતામાન:—આ મહાસાગરના પાણીના ઉષ્ણતામાનની માહિતી આપતાં તેના ઉત્તર આટલાંટિક અને દક્ષિણ આટલાંટિક એવા બે ભાગ કરવા ઠીક પડશે. ઉષ્ણતામાનની મધ્ય રેષા એટલે પૃષ્ઠભાગની વિશિષ્ટ ઉષ્ણતાનું સરાસરી મધ્યમ પ્રમાણ દર્શાવનારી રેષા આફ્રિકાના કિનારાના ૫° ઉત્તર અક્ષાંશથી નીકળી તે અક્ષાંશ રેષાની નજીક ૪° પશ્ચિમ રેષા સુધી જાય છે. આ રેષાની નજીકનું ઉષ્ણતામાન ૮૦° થી કંઈક વધારે હોય છે. ત્યાંથી ઉત્તર તરફ ઉષ્ણતામાન ધીમેધીમે ઘટતું જાય છે. અને ૬૦° ફે. ની સમોષ્ણતાદર્શક રેષા ૪૫° ઉત્તર અક્ષાંશની નજીક માલમ પડે છે. એના કરતાં ઉત્તર તરફ જતાં ઉષ્ણતામાન અમેરિકાથી યુરોપમાં વધારે હોય છે. ઉત્તર આટલાંટિક મહાસાગરનું ઉપર જણાવેલું ઉષ્ણતામાન સમુદ્રના પૃષ્ઠભાગ કરતાં ૫૦૦ માથોડાં ઉંડાઈ સુધી એક સરખું જ છે. ઉત્તર મહાસાગર નજીકના આટલાંટિક મહાસાગરની છેક ઉત્તર તરફના ભાગમાં ૩૦૦ માથોડાંની નીચે પાણીની ઊષ્ણતા ઘનીભવનબિંદુથી એટલે ૪૦ થી ઓછી છે. દક્ષિણ આટલાંટિક મહાસાગરમાં ઉષ્ણતાનું પ્રમાણ આફ્રિકા તરફના પ્રદેશ કરતાં અમેરિકા તરફનું વધારે છે. ૫૦૦ માથોડાં ઉંડાઈની નીચે સમોષ્ણતાદર્શક રેષા અક્ષાંશરેષા સાથે ઘણુંખરૂં સીધી અને સમાંતર ગએલી છે.

ખારાશ:—સર્વ મહાસાગરો કરતાં આટલાંટિક મહાસાગરનું પાણી વધારે ખારૂં છે. આ મહાસાગરમાં સૌ કરતાં વધારે ખારા પાણીનો ભાગ ઉત્તર આટલાંટિક ના ૨૦° અને ૩૦° ઉત્તર અક્ષાંશની વચ્ચે છે. આ બે ભાગમાં ભૂમધ્ય રેષા નજીકનો પાણીનો ભાગ બહુ ઓછો ખારો છે ઉત્તર મહાસાગરમાં ઉત્તર તરફ ખારાશ ઓછી થતી ગઈ છે; અને તેમાં પણ પૂર્વ બાજુ કરતાં પશ્ચિમ બાજુનું પાણી વધારે મીઠું છે. ઉપરાંત પાણીની ખારાશ જુદીજુદી ઋતુમાં અને જુદાં જુદાં વહેણોમાં વધારે ઓછી થાય છે દક્ષિણ આટલાંટિકમાં વધારે દક્ષિણ તરફ જઇએ તો પાણીની ખારાશ ઓછી ને ઓછી થતાં મહાસાગરની છેક દક્ષિણ બિંદુએ પાણી ઘણું સારૂં હોય છે.

હવામાન:—આટલાંટિક મહાસાગરપર પવનનું સ્વરૂપ નિયમિત છે. દક્ષિણ આટલાંટિકમાં આફ્રિકા અને દક્ષિણ અમેરિકાના સંકુચિત ભૂપૃષ્ઠભાગને લીધે પવન બહુધા હંમેશની માફક વાય છે; પણ ઉત્તર આટલાંટિકમાં હવાનું દબાણ જુદે જુદે ઠેકાણે જુદું જુદું છે; તેથી કરીને પવન પણ ઓછા

વધતા પ્રમાણમાં વાવાનો સંભવ છે, છતાં એમાં જમીનના પ્રદેશનો વિસ્તાર વધારે છે, તેમજ ત્રણે બાજુએ મહાસાગર બરફથી ઘેરાએલો છે; તેથી પવનનો ઠીક અટકાવ થાય છે. ઉત્તર આટલાંટિક તરફનો ભાગ ઘણો મોટો હોઈ શીઆળા કરતાં ઉનાળામાં પવનની ગતિ વધારે હોય છે.

પ્રવાહઃ--ઉપર જણાવેલા વાતાવરણની હીલચાલમાં વ્યાપારી વાયુ મંદ હોય છે અને તેથી કરીને પૃષ્ઠ ભાગના પાણીને ગતિ આપવામાં તે મોટોભાગ ભજવે છે. વાસ્તવિક રીતે આ વ્યાપારી વાયુ વિષુવવૃત્ત તરફનો પ્રવાહ ઉત્પન્ન કરે છે. આટલાંટિક મહાસાગર તરફનો પાણીનો પ્રવાહ તે 'ગલ્ફ સ્ટ્રીમ' એટલે અખાતનો પ્રવાહ છે. આ પ્રવાહની પહોળાઈ ૧૦૦ માઈલ અને ઉંડાઈ છસોથી પંદરસો ફીટ હોઈ ઉષ્ણુતામાન સરાસરી ૭૯° છે. વેગ કલાકે ૪-૫ માઈલ હોય છે. એનો વિસ્તાર બહુ મોટો છે, અને ફાંટા પણ અનેક છે.

આટલાંટિકમાં પૃષ્ઠ ભાગ નીચે થઈને વહેતા પ્રવાહ પણ છે. જે ઠેકાણે ગલ્ફ સ્ટ્રીમ જેવા પ્રવાહ હોય છે, ત્યાં આ શીતળ પ્રવાહ બહુ નીચે વહે છે. આ નીચલી ગતિ કેટલાકમાં સ્પષ્ટ જણાઈ આવે છે, દાખલા તરીકે યૂરોપ અને આફ્રિકા તરફ ૧૦૦૦ માથોડાં સુધીની ગતિ માલમ પડે છે. નોર્વેજીઅન સમુદ્રના નીચલા થર બરફ જેવા ઠંડા રહેતા ઉત્તર મહાસાગરના પાણીના હોય છે. ઉત્તર આટલાંટિક ઉત્તર મહાસાગર તરફથી જુદો હોવાથી તેમ જ તેની આડી અવળી ગતિ જોરવાળી હોવાને કારણે આ નીચલી ગતિ તેમાં જણાઈ આવતી નથી. પણ ઉલટું દક્ષિણ આટલાંટિકમાં, દક્ષિણ મહાસાગર સાથે તેના પાણીનો નીકટનો સંબંધ હોવાને લીધે ઍંટાર્ટિકનું પાણી વિષુવવૃત્ત અને તેથી પણ આઘે જોવામાં આવે છે.

**આટલાંટિક સિટીઃ**—એ આટલાંટિક કાઉંટીનું મુખ્ય સ્થળ સંયુકત સંસ્થાનના 'ન્યુ જર્સી' સંસ્થાનમાં આવેલું છે. વસ્તી સુમારે ૨૮૦૦૦ હજાર હોઈ તેમાંથી લગભગ સાત હજાર નીગ્રો ( હબસી ) છે. સંયુકત સંસ્થાનમાં એ હવા ખાવાના સ્થળ તરીકે પ્રસિદ્ધ છે. અહીંઆં ઉત્તમ ભોજનાલયો છે. અહીં ફરવા માટે ઉત્તમ રસ્તા, એટલાંટા સિટી હોસ્પીટલ જેવાં દવાખાનાં અને બીજી સગવડનાં સ્થળો અનેક છે.

**અટાલિયાઃ**—એ પેંફિલિયાનું પ્રાચીન શહેર હોઈ પરગામમના બીજા એટલસ રાજા ઉપરથી એનું આ નામ પડયું છે. અગ્નિકોણ તરફના ફ્રિજિયાના ફળદ્રુપ જિલ્લા નજીકના બંદર તરીકે એનું ઘણું મહત્ત્વ હતું. મધ્ય એશિઆમાઈનોરના સિરીઆ અને ઈજીપ્તમાં જવાના માર્ગમાં એ આવતું હતું. તેથી જ પૉલ અને બાર્નબર અહીંથી વહાણમાં બેસી ઍંટીઑાક ગએલા. ખ્રિસ્તાબ્દની શરૂઆતમાં અટાલિયા એ પેર્ગાનું બંદર હોવાને કારણે જુની રાજધાનીને બદલે રાજ્યનું તે મુખ્ય શહેર બન્યું. અહીંના અવશેષમાં હેડ્રીઅનની ભાગોળ છે. બાજુમાં મહારાણી જુલિયાએ બંધાવેલો બુરજ છે.

**અટીનાઃ**-(૧) ઈટાલી દેશનાં અતિ પ્રાચીન શહેરોમાંનું એક. એ લુકાનિયામાં આવેલું છે. એના કીલ્લાની બાંધણી ઘણી પુરાતન છે. ઈ. સ. પૂ. સાતમા સૈકામાં આ શહેર હતું. અહીં રોમન લોકોનું અર્ધચંદ્રાકાર સભાગૃહ અને ઘણાં હસ્તલિખિત લખાણ છે.

(૨) આ એક ગામ કેસિયમ નજીક હતું.

(૩) આ નામનું એક ગામ વેનેશી પ્રાંતમાં હતું એમ પ્લિનીના ગ્રંથમાં લખેલું છે.

**અઠ્ઠાવશીઃ**—અઠ્ઠાવિશી અથવા અઠ્ઠાવીસ તાલુકા— [ અઠારમા સૈકાના ઉત્તરાર્ધમાં ] તાપીનદીની દક્ષિણે ગાયકવાડ સરકારના ભાગે આવેલા અઠ્ઠાવીશ પરગણાંને એ નામ આપવામાં આવ્યું હતું.એને સુરત અઠ્ઠાવિશી કહે છે. ઇ. સ. ૧૭૮૦માં ફત્તેસિંહરાવ ગાયકવાડે આ ભાગ અંગ્રેજોને આપ્યો હતો. [ ગ્રાંટ ડફ અને બૉમ્બે ગૅઝીટીયર ]

**અડગાંવઃ**—એ ગામ પ્રાંત વરાડ, જીલ્લો, અકોલા, તાલુકે અકોટમાં છે. ઉ. અક્ષાંશ ૨૧° ૭'; પૂ. રેખાંશ ૭૯° ૫'; વસ્તી ત્રણ હજાર. આ ગામ નજીકના વિસ્તીર્ણ મેદાનપર જનરલ વેલેસ્લિએ રાઘોજી ભોંસલેના ભાઈ વ્યંકોજીપર ૨૯ નવંબર ઈ. સ. ૧૮૦૩ ના રોજ જીત મેળવી, અને ગાવિલગઢનો કિલ્લો સર કર્યો હતો.

**અડલમઃ**—એ કેનાનિટિશ શહેર હોઇ જૂડા નામની જાતિથી વસાએલા ભાગમાં છે. કદાચ આ જ અર્વાચીન ઐ-ડેકલ્-મા ( બીટ જીબ્રીનની ઈશાનમાં ૭ માઈલ પર ) શહેર હશે. આ ઠેકાણે એક કિલ્લો છે; આ કિલ્લાનો ડેવિડે બે વાર આશ્રય લીધો હતો. અહીં ખારેટૂન ( સેંટ ચારિટન ) ની ગુફા હોવાની દંતકથા કદાચ ધર્મયોદ્ધાના સમયથી પ્રચારમાં આવી હશે. "દુઃખથી પીડાયલા દેવાદાર થએલા અને જીવનથી કંટાળેલા લોકોનું આશ્રયસ્થાન" એવા અર્થનું, અડલમનું વર્ણન સર વૉલ્ટર સ્કૉટે કર્યું છેઃ

**ઍડલર ફેલિક્સ**:—અમેરિકન શિક્ષણશાસ્ત્રી; જન્મ અલઝે ( જર્મની ) ગામમાં ઇ. સ. ૧૮૫૧ ની સાલમાં; કૉર્નેલ વિશ્વવિદ્યાલયમાં પૌરસ્ત્ય સાહિત્યનો અધ્યાપક ઈ. સ. ૧૮૭૪ ની સાલમાં. ૧૮૭૬ માં ન્યુ યૉર્કની નીતિશિક્ષણ સંસ્થા (સોસાયટી ઑફ ઈથીકલ કલ્ચર )ની પ્રગતિ કરવાને એણે ઘણી મહેનત લીધી. ઈ. સ. ૧૯૦૨ માં તે કોલંબીઆ વિશ્વવિદ્યાલયમાં રાજકીય અને સામાજિક નીતિશાસ્ત્રનો મુખ્ય અધ્યાપક બન્યો. ડૉ. ઍડલરે લોકોપયોગી અને સામાજિક સુધારણા માટે ભારે ચળવળ કરી. દાખલા તરીકે જિલ્લાનાં સેવાગૃહો, ટુકડે ટુકડે લીધેલી મિલકત, ઘરો ઈત્યાદિ બાબતો માટે. એણે નીચેનાં પુસ્તકો પ્રસિદ્ધ કર્યાં છે.

ધર્મ અને કર્મ, બાળકોનું નીતિશિક્ષણ; જીવન અને દૈવ, લગ્ન અને છૂટાછેડા, કર્તવ્યધર્મ.

**અડસ**:—એ ગામ તાલુકે નાગપુર, જીલ્લે નાગપુરમાં છે. વસ્તી લગભગ ૩૦૦; નાગપુરની વાયવ્યમાં ૧૭ માઇલ પર નાગપુર પરગણામાં આ નાનું સરખું ગામડું આવેલું છે. તેમાં પાંચ જુનાં દેવાલય કે મંદિર છે. ગણપતિના મંદિરમાં મુર્તિ એક પત્થરની હોઇ દેવની ચોમેર પ્રદક્ષિણા કરી શકાય એવી રીતે બેસાડેલી છે. ગામ નજીકની ટેકરી પર ત્રણ લીંગવાળા મહાદેવનું દેવાલય છે. એ લીંગો જમીનમાંથી આપોઆપ ઉપર નીકળી આવ્યાં છે એમ મનાય છે. અહીં ભોંસલેએ બંધાવેલા બે તળાવ છે. બાંધકામ પત્થરનું છે. નવેમ્બર અને જાનેવારી મહિનામાં નાના મેળા ભરાય છે.

આ દેવળની પૂજાને માટે કેટલાક સાધુઓ છે; અને દેવળને માટે મળેલી જમીનની વ્યવસ્થા તેમાંનો એક જુએ છે ગામની વસ્તીમાં બ્રાહ્મણો વધારે છે.

**અડાણ**:—આ નદીની લંબાઈ એકંદરે ૧૩૦ માઇલ છે; અને તે વાશીમ તાલુકામાંથી નીકળી પૈનગંગા નદીને મળે છે. ઉનાળામાં તેમાં પાણી વહેતું. નથી. તો પણ કેટલેક ઠેકાણે જરા ઉંડા ખાડા ખોદવાથી પાણી મળી આવે છે. ( યવતમાળ. ડિ. ગૅ. )

**ઍડેમ્સ જૉન**:—તે અમેરિકાનો બીજો અધ્યક્ષ હતો અને તેનો જન્મ ઈ. સ. ૧૭૩૫ માં કિવન્સી ગામમાં થયો હતો. તેનો પિતા ખેડુત હતો. ઈ. સ. ૧૭૫૫ માં તેણે હારવર્ડ કૉલેજમાંથી પદવી લીધી હતી. ઈ. સ. ૧૭૬૮ માં ઇંગ્લંડમાં જ્યારે ' સ્ટૅપ ઍકટ" પસાર થયો, ત્યારે અમેરિકાના લોકોને પોતાનો પ્રતિનિધિ પાર્લામેન્ટમાં મોકલવાનો અધિકાર નહીં હોવાને લીધે તે ઍકટ તેમના ઉપર લાગુ પાડી શકાય નહીં, એ વાત તેણે પ્રતિપાદન કરી હતી. વળી અમેરિકાની સ્વતંત્રતા જાહેર કરવાનો ખરીતો પસાર કરનારાઓમાં તે પણ હતો. બ્રિટિશ સરકાર સાથે વ્યાપારને લગતું તહનામું કરવાને તેણે ઘણો પ્રયત્ન કર્યો હતો. ફ્રેન્ચ લોકો માટે તેને ઘણો હલકો અભિપ્રાય હતો અને તેમના ઉપર તેને વિશ્વાસ ન હતો. ઇંગ્લંડમાં અમેરિકાના રાષ્ટ્રીય વકીલ તરીકે તે ત્રીજા જ્યૉર્જના દરબારમાં રહ્યો હતો. ઈ. સ. ૧૭૯૬માં તે અમેરિકાનો અધ્યક્ષ ચુંટાયો હતો. અમેરિકાનાં સંસ્થાનોને એકત્રિત કરવાને તેણે ઘણો પ્રયત્ન કર્યો હતો. તેનો સ્વભાવ અતિ ઉગ્ર હતો અને તેના પરિણામે તે અત્યંત સાહસિક અને ઝનુની હતો. હાથ ઉપર લીધેલું કામ તે મન દઇને પાર પાડતો. પરંતુ પોતાના મત માટે તેને ઘણું મિથ્યાભિમાન હોવાને લીધે તથા તેની હઠીલાઈ અને ગાળો દેવાના સ્વભાવને લીધે થોડા જ વખતમાં તે લોકોમાં અપ્રિય થઈ પડયો હતો. ઈ. સ. ૧૮૨૬ માં જુલાઈની ૪ થી તારીખે તે મૃત્યુ પામ્યો.

**ઍડેમ્સ જૉન ક્રિન્સી**:—તે અધ્યક્ષ જૉન ઍડેમ્સનો વડો પુત્ર હતો. તેનો જન્મ ઈ. સ. ૧૭૩૫ માં ક્રિન્સી ગામમાં થયો હતો. તેને નામ ઉપરથી જ તે ગામનું નામ ( ક્રિન્સી ) પડયું હતું. ઈ. સ. ૧૮૮૭ માં હારવર્ડ વિદ્યાલયમાંથી તેણે પદવી લીધી. થૉમસ પેનના "મનુષ્યના હક"નામના પ્રસિદ્ધ પુસ્તકના ખંડન માટે તેણે અનેક લેખ લખ્યા છે. ઈ. સ. ૧૭૯૬માં જ્યૉર્જ વૉશિંગટને પોર્ટુગાલમાં અમેરિકાના વકીલ તરિકે તેની નિમણુંક કરી હતી અને પાછળથી બર્લિનમાં પણ તેને તે જ હોદ્દા ઉપર મોકલવામાં આવ્યો હતો. ઈ. સ. ૧૮૦૩ માં સંયુકત સંસ્થાનોનો તે એક સભાસદ થયો હતો, પરંતુ પાછળથી તે સંયુકત (ફેડરેલિસ્ટ) પક્ષ છોડી પ્રજાકીય ( રિપબ્લિક ) પક્ષમાં ભળી ગયો હતો. ઈ. સ ૧૮૦૬ થી ૧૮૦૯ સુધી તે હારવર્ડ કૉલેજમાં અધ્યાપક હતો. ઈ. સ. ૧૮૦૯ માં તે રશિયામાં અમેરિકાનો વકીલ હતો. ઈ. સ.૧૮૧૮માં અધ્યક્ષ મનરોનો મંત્રી હતો. અધ્યક્ષ મનરોના નામથી પ્રસિદ્ધ થએલાં તત્ત્વોનો ખરો શોધનાર તે જ હતો. ઈ સ. ૧૮૨૬ ની આખરે તે અમેરિકાના અધ્યક્ષ તરિકે ચુંટાયો હતો. ગુલામગિરીનો અંત આણવાને તેણે ઘણા પ્રયત્નો કર્યા હતા અને અત્યંત ખંતપૂર્વક સખત મહેનત કરીને તેણે લેખન સ્વાતંત્ર્યની આડે આવનારા કાયદા રદ કરાવ્યા હતા.

તેનામાં ખરી યોગ્યતા, આમવર્ગ માટે લાગણી અને સ્વતંત્રતા વિગેરે ગુણો હતા. તેની બુદ્ધિ વિશાળ હતી.

**ઍડેમ્સ હેનરી કાર્ટરઃ**—આ પ્રસિદ્ધ અર્થશાસ્ત્રી ડેવનપોર્ટમાં ઈ. સ. ૧૮૫૨ માં જન્મ્યો હતો. ઉચ્ચ શિક્ષણ લીધા બાદ જૉન હાપકિન્સ વિશ્વવિદ્યાલયમાં તે ફેલો અને લેકચરર તરિકે નીમાયોહતો અને આગળ જતાં કાર્નેલ વિશ્વવિદ્યાલયમાં લેકચરર તરિકે કામ કર્યા બાદ મિચિગાન વિશ્વવિદ્યાલયમાં અર્થશાસ્ત્ર અને આયશાસ્ત્ર (ફાયનેન્સ) વિષયોનો તે અધ્યાપક થયો હતો તે અંતઃસ્થાનીય વ્યાપારી સંઘનો ( સં. ઈંટર સ્ટેટ કૉમર્સ કમિટી ) આંકડાશાસ્ત્રી હતો.

તેણે લખેલાં પુસ્તકો નીચે પ્રમાણે છે. ઉદ્યોગધંધામાં સંસ્થાનનું સ્થાન ( ધી સ્ટેટ ઈન રીલેશન ટુ ઈંડસ્ટ્રીઅલ ઍક્ષન ૧૮૯૭ ) સંયુક્ત સંસ્થાનો વચ્ચેનો વ્યવહાર ( ટ્રૅઝેક્ષન ઈન ધી યુનાયટેડ સ્ટેટ્સ્ ૧૮૮૫) રાષ્ટ્રીય કરજ (પબ્લીક ડેટ્સ ૧૮૮૬) આયશાસ્ત્ર ( ધી સાયન્સ ઑફ ફાયનેન્સ ૧૮૮૮ ) અને અર્થશાસ્ત્ર તથા કાયદાશાસ્ત્ર ( ઈકૉનૉમિક્સ્ ઍંડ જ્યુરીસ્ પ્રુડન્સ ૧૮૯૭. )

**અડાવદઃ**—મુંબાઈ, પૂર્વખાનદેશ. તે ચોપડાની પૂર્વે ૧૨ માઈલ ઉપર આવેલું આશરે પાંચ હજાર માણસની વસ્તીવાળું ગામ છે. પહેલાં તે મહત્ત્વનું સ્થાન ગણાતું અને ત્યાં તાલુકા કચેરી હતી. ગામમાં એક જૂનો ગઢ છે અને તેની માટી ગામના લોક લઈ જાય છે, પહેલાં જ્યાં કચેરીહતી ત્યાં હાલ નિશાળ બેસે છે. લાલબાગમાં બાંધેલો એક જૂનો કુવો છે. તે કોઈ શામદાસ નામના ગુજરાતીએ બંધાવ્યો હતો. તે ઉપરાંત ત્યાં હિજરી સંવત ૧૦૮૯ ( ઈ. સ. ૧૬૧૮) માં બાંધેલી એક મસીદ છે અને તેમાં ફારસી ભાષામાં લખેલો એક લેખ છે. તેના વાયવ્ય કોણમાં ત્રણ માઈલ ઉપર ઉનબદેવ નામના ઉના પાણીના કુંડ આવેલા છે. ( મું. ગૅ. )

**ઍડીસ અબાબાઃ**—તે આબીસિનિયાની રાજધાની છે. ઉ. અ. ૯° અને પૂ. રે. ૮° ૫૬. તે શહેર એન્ટૅટો પર્વતના ઢોળાવ ઉપર સમુદ્રસપાટીથી ૮૭૦૦ ફીટની ઉંચાઈએ વસેલું છે તેની આજુબાજુના પ્રદેશમાં ઢોરને ચરવાને ઘાસનાં ગૌચર આવેલાં છે. એ શહેરને છાવણી કહીએ, તો પણ ચાલે. તેમાં મોટાં મકાનો નથી. ત્યાંના મુખ્ય વેપારીઓ હિંદુ અને આર્મિનિયન લોક છે; ત્યાંનાં મકાનોમાં ઉત્તમ પ્રકારનું શિલ્પકૌશલ્ય દૃષ્ટિએ પડતું નથી. બીજા મેનેલેકે ઈ. સ. ૧૮૯૨ ની સાલમાં તે શહેર વસાવ્યું હતું.

**ઍડી રૅાન્ડૅાક્સ:**—તે નામના પર્વતોનો સમૂહ અમેરિકાનાં સંયુકત સંસ્થાનોના ઈશાન કોણમાં આવેલા ન્યૂયૉર્કમાંના ક્લિન્ટન, ઈસેક્સ, ફ્લિ અને હેમિલ્ટન પરગણામાં આવેલો છે. ભૂગોલવેત્તાઓએ તેમનો સમાવેશ આપાલાકીયન પર્વત સમૂહમાં કરેલો છે, પરંતુ તે બરાબર નથી. વસ્તુતઃ તેમનો સમાવેશ કાનડાના લારેન્શિયન નામક પર્વતસમૂહમાં થાય છે. તેનાં શિખરોની સંખ્યા બસોની છે. તેમની ઉંચાઈ ૨૦૦૦ ફીટથી ૫૦૦૦ ફીટ સુધીની છે. તેમાંથી અનેક નદીઓ નીકળે છે. અને તેમાંથી નીકળતી મુખ્ય નદી હડસન છે. ત્યાં સરોવરો પણ ઘણાં છે. તેમાંનું ઉપરના ભાગમાં આવેલું 'કારન્યાક' અને નીચલા ભાગમાંનું ' પ્લેસિડ્ ' બહુ મોટાં સરોવરો છે. આ પર્વતો ઉપરનાં જંગલો ઘણાં ઘાડાં છે; અને તેમાં દેવદાર અને સ્પ્રુસ નામનાં ઝાડ ઉગે છે. ત્યાંથી લોખંડ અને ગ્રાફાઈટ નામક ખનિજ પદાર્થો મળી આવે છે.

**ઍડિસન જોસેફઃ**—[ ૧૬૭૨–૧૭૧૯ ] તે પ્રખ્યાત કવિ અને નિબંધકાર હતો, અને ઈ. સ. ૧૬૭૨ ની મેની પહેલી તારીખે મિલ્સ્ટનમાં તે જન્મ્યો હતો. ત્યાંની શાળામાં અભ્યાસ પૂરો કર્યા બાદ કેટલાક વખત સુધી તે ઑક્સફર્ડની ક્વિન્સ કૉલેજમાં હતો. તે પછી સુમારે બે વર્ષ મૅગડાલેન કૉલેજમાં લૅટીન કાવ્યોમાં સારી પ્રગતિ કરવા માટે તેને " ડેમિ " નામક શિષ્યવૃત્તિ મળી હતી. તેના પહેલા લેખ તદ્દન લૅટીન ભાષામાં અને કાવ્યબદ્ધ છે. " જૉર્જિક " કાવ્યોના ભાષાંતરથી તથા ડ્રાયડનના મિસેલેનીમાંના તેના એક કાવ્યથી ચાર્લ્સ મૉન્ટેગ્યુ તથા લૉર્ડ સૉમર્સ સાથે તેને પરિચય થયો હતો, ઈ. સ. ૧૬૯૯ ની સાલમાં તે જ્યારે ફ્રેન્ચ ભાષા શિખવાને માટે ફ્રાન્સ ગયો, ત્યારે મૉંટેગ્યુ તથા સૉમર્સે તેની વાર્ષિક ૪૫૦૦ રૂપિયાના પગારથી નિમણૂંક કરી હતી. પરંતુ ઇટાલીમાં એક વર્ષ રહ્યા બાદ સ્વિટ્ઝર્લંડ થઈને તે જ્યારે પાછો આવ્યો, ત્યારે વ્હિગ પક્ષની સત્તા નાબુદ થવાને કારણે તેને તે નોકરી છોડી દેવી પડી હતી. આ વખતે તેની આર્થિક સ્થિતિ ઘણી જ ખરાબ હતી. " કેટો " " પદકસંબંધી સંવાદ " અને " ઈટાલીના કેટલાક ભાગ પરત્વે વિચાર " નામના લેખો તે જ્યારે યૂરોપમાં હતો, ત્યારે તેણે લખ્યા હતા. તેના તે લેખોમાં ભાષાનો જુસ્સો અને વિનોદ સંપૂર્ણપણે જોઈ શકાય છે. પરંતુ તેમાં ચિકિત્સક બુદ્ધિ અને પુરાતન વસ્તુજ્ઞાન દેખાતાં નથી.

ઈ. સ. ૧૭૦૪ થી ૧૭૧૦ સુધી તેણે સરકારી નોકરી કરી લેખોદ્વારા પોતાનાં વિદ્વત્તા તથા સામર્થ્ય લોકોની નજર આગળ આણ્યાં હતાં અને તેને પરિણામે તે સાર્વજનિક કામો કરવાને લાયક ગણાયો હતો. મોટા મોટા લોકોમાં અને રાજદરબારમાં તેનું સારૂં માન હતું. ઈ. સ. ૧૭૦૪ માં ડ્યૂક ઑફ માર્લબરોને ઉદ્દેશીને તેણે એક કવિતા લખી હતી અને તે લોકોને ઘણી પસંદ પડી હતી. ઈ. સ. ૧૭૦૫ માં તેને અંડર સેક્રેટરીની જગા મળી હતી. ઈ. સ. ૧૭૦૭ માં હૅલિફેક્સે તેને સેક્રેટરી બનાવ્યો હતો. ઈ. સ. ૧૭૦૮ માં તે પાર્લમેન્ટમાં દાખલ થયો અને એ બધા હોદ્દાનાં કામ તેણે પ્રામાણિકપણે બજાવ્યાં હતાં. આ બધા વખત દરમ્યાન તેણે કેટલાક રાજકીય લેખો પણ લખ્યા હતા. તેનો સ્વભાવ જરા શરમાળ હતો પરંતુ તેના સરળ વર્તન તથા ઉપકાર કરવાની વૃત્તિને લીધે લોકોની તેના ઉપર મીઠી નજર હતી.

ઈ. સ. ૧૭૧૦ માં "ટૅટ્લર" ઈ. સ. ૧૭૧૧ માં "સ્પૅક્ટેટર" અને ઈ. સ. ૧૭૧૩ માં 'ગાર્ડિયન' માસિકમાં તેણે વિનોદાત્મક, બોધક અને જ્ઞાનવર્ધક ઘણા લેખો લખ્યા છે. પરંતુ તે બધા લેખોમાં સ્પૅક્ટેટરમાંના લેખો વધારે ઊંડા વિચારપૂર્વક લખાયલા છે અને તેમનું ધ્યેય પણ ઉંચું છે. સમાજના મુર્ખાઈભરેલા રિવાજો, મનુષ્ય સ્વભાવની વિચિત્રતા અને લોકોની હલકા પ્રકારની અભિરૂચિ વિગેરે વિષયો ઉપર સ્પૅક્ટેટરમાં લેખો લખીને તેણે મીઠા શબ્દોમાં લોકોની ઠીક મજાક કરી છે. આ લેખોમાં જો કે ગહન તત્ત્વજ્ઞાનસંબંધી વિચારો છે, તો પણ તેમાં સમાજસુધારા તરફ ખાસ લક્ષ આપવામાં આવેલું છે.

સ્પૅક્ટેટરનો સંપાદક સ્ટીલ ઍડિસનનો બાળમિત્ર હતો, પરંતુ સ્ટીલે "પીઅરેજ બીલ" ઉપર લખાણ કરતાં લોકપક્ષની સારી પેઠે ઝાટકણી કાઢી અને ઍડિસને તેના ઉપર ટેકા કરી, તેથી તેમની વચ્ચે અણબનાવ થયો. તે જ પ્રમાણે ઍડિસને ટિકેલનું ઇલિયડ પોપના ઇલિયડ કરતાં વધારે સારૂં છે, એમ પ્રતિપાદન કરવાથી પોપને એડિસનની સાથે વાંકું પડ્યું. તે ઇ. સ. ૧૭૧૯ ના જૂનની ૧૭ તારીખે મૃત્યુ પામ્યો. એડિસનની સરળ અને પ્રાસાદિક ભાષા તેની પછીના ગ્રંથકારોને આદર્શરૂપ થઇ પડી છે. અને હજી પણ ભાષાપદ્ધતિની દૃષ્ટિએ ઍડિસનનો સંપ્રદાય માનનીય ગણાય છે.

**ઍડિસન નામક વ્યાધિઃ**—આ રોગ આખા શરીરમાં જામી જાય છે, ત્યારે તેનાં મુખ્ય લક્ષણો નીચે પ્રમાણે માલમ પડે છે. પ્રથમ તો ત્વચાના મૂળ રંગમાં અત્યંત ફેર પડી જાય છે. શરીરમાં ઘણી અશક્તિ આવી જાય છે, અપચો, અતિસાર અને પાચનેંદ્રિયના બીજા રોગો ઉદ્ભવે છે અને હૃદયની ક્રિયા અશક્ત તથા અનિયમિત થઈ જાય છે. આ કારણથી સુપ્રારેનેડ ગ્રંથિનાં વ્યાપાર અને કાર્ય અટકી પડે છે. પરંતુ કેટલા અપવાદ રૂપ રોગીઓ પણ હોય છે. તેમના સંબંધમાં ઉક્ત ગ્રંથિ ન બગડતાં માત્ર ત્વચામાં જ ફેરફાર થાય છે, અથવા તો ત્વચામાં વિકાર ન થતાં ફક્ત ગ્રંથિમાં જ વિકાર થાય છે આ વ્યાધિની શોધ ઇ. સ. ૧૮૫૫ માં ઍડિસન નામના દાકતરે કરી હતી અને તે શોધ ઉપરથી પૅરિસના બ્રાઉન સ્વીક્કડ નામક જગપ્રસિદ્ધ શોધકને શરીરની અંદરના ઉક્ત ગ્રંથિનાં કાર્ય અને ઉપયોગ સંબંધી શોધ કરવાની ઇચ્છા થઈ આવી. તે પછી ઘણે વર્ષે મિક્સિડેમા નામક રોગને થાયરાઇડ નામક પિંડનું સત્ત્વ આપીને મટાડી શકાય છે, એવી શોધ લાગ્યા પછી શરીરમાંની આવી બધી નલિકાશૂન્ય પિંડોની ક્રિયા અને કાર્યોનું સંશોધન જોરથી શરૂ થયું. અને એ કામ પૂર્ણતાએ પહોંચાડવાને ખરી હરીફાઈ ચાલી. બધા તજ્ઞોમાં લંડનના શેફર નામના શોધકે તેમાંના આંતરરસનું કાર્ય અને મહત્ત્વ વિષે ખાતરી કરાવનારી શોધ અને વિવેચન કરી બતાવ્યું. તેથી તે પહેલાં એડીસને જે રોગોપપત્તિ કાઢી હતી, તે વધારે દઢ થઈ. આ શોધો નીચે પ્રમાણે છે. (૧) આ પિંડોમાં અત્યંત તીવ્ર એવું સત્ત્વ હોય છે. (૨) એ સત્ત્વ પ્રાણીઓનાં પેટમાં જાય, તો તેમને વિષબાધા જેવી અસર થાય છે. (૩) એમાંથી ઍડ્રેનલીન નામનું એક જાતનું સત્ત્વ જુદું કાઢી શકાય છે. (૪) અને આ સત્ત્વ જો આપવામાં આવે, તો શરીરમાંની નાની ધમનિઓ સંકુચિત થઈ જાય છે, અને તેથી શરીરમાંના રક્તાભિસરણનો દાબ અથવા ભાર વધે છે. આ શોધો થયા પછી તેમાં જે શોધોનો ઉમેરો થયો છે, તે નીચે મુજબ છેઃ— (૫) આ પિંડ બગડી જાય, ત્યારે તેમાંના આંતરરસોત્પત્તિ થોડી થોડી થતી જાય છે. અથવા બિલકુલ નષ્ટ થઈ જાય છે. અને તે પછી ઉપલાં લક્ષણો થવા માંડે છે. (૬) આ પિંડ વિકૃત થવાનું કારણ એ છે કે ઉદરમાં (સિંપથેટિક) સહાનુભૂતિક મજ્જાતંતુઓનું એક જાળું હોય છે, તેમાં દાહ અથવા બગાડ થવાથી આ રોગનો આરંભ થાય છે.

મૃત રોગીઓના પિંડને તપાસતાં નીચે પ્રમાણે હકીકત મળી આવી છે. (૧) સેંકડે ૮૦ રોગીઓમાં ઉક્ત પિંડની અંદરના ભાગમાં ક્ષયની ક્રિયા શરૂ થઈ તે ભાગ પરુથી લદબદ થઈ ગયેલો હોય છે. ઘણું કરીને પિંડ બંને બાજુથી બગડેલો હોય છે. અને રોગીના શરીરમાં કોઈ બીજી જગ્યાએ

## દ્રાવિડ કાલ





દ્રાવિડ કાલ એ ભારતીય આર્યના પૂર્વેનો કાલ છે એવો મત છે.
પણ એ પૂર્ણ સિદ્ધ નથી આગળનાં ચિત્રો દ્રાવિડ મહાવંશમાંનાં આજનાં
લોકોનાં પૂર્વજોનાં વંશના હોવાં જોઇએ એમ એક મત છે.

(૨૪) કાનડી લિપિનો વિકાસ
અશોક કાલિન લિપિ સુધીનો આજના કાનડી અને
તેલગુ લિપિ સુધીનો વિકાસ
આગળના કોષ્ટક પરથી માલમ પડે છે.

| | | |
|---|---|---|
| अ = | ठ = | य = |
| अ = | ड = | र = |
| इ = | ड = | ल = |
| उ = | ढ = | व = |
| ए = | ण = | श = |
| क = | ण = | ष = |
| ख = | त = | स = |
| ग = | थ = | ह = |
| घ = | द = | ळ = |
| ङ = | ध = | क्ष = |
| च = | न = | ज्ञ = |
| छ = | प = | का = |
| ज = | फ = | कि = |
| झ = | ब = | की = |
| झ = | भ = | कु = |
| ञ = | भ = | कू = |
| ट = | म = | के = |

( ૨૫ ) નાગરી લિપિનો વિકાસ
નાગરી લિપિ પણ અશોક કાલિન
લિપિથી ઉત્પન્ન થઈ તેનો વિકાસ
આગળનું કોષ્ટક દેખાડશે.




(૨૬) અશોક કાલીન લિપિમાંનું
કેટલુંક લખાણ.

| | १ | २ | ३ | ४ | ५ | ६ | ७ | ८ | ९ | ० |
|---|---|---|---|---|---|---|---|---|---|---|
| नानाघाट (हिंदुस्थान). | − | = | ≡ | ¥ | | φ | 7 | | 2 | |
| लेण्यांतील शिलालेख (हिंदुस्थान). | — | = | ≡ | ≢ | h | φ | 7 | 7 | 3 | |
| देवनागरी. ... ... | १ | २ | ३ | ४ | ५ | | ७ | ८ | ९ | • |
| पूर्वेकडील अरबी. ... | ١ | ٢ | ٣ | ٤ | ٥ | ٦ | ٧ | ٨ | ٩ | • |
| घोबार. ... ... | 1 | 2 | 3 | 4 | 4 | 6 | 7 | 8 | 9 | ० |
| बोएशस. ... ... | I | ᘔ | ≥ | [illegible] | ч | b | ⌃ | 8 | 9 | |

(૨૭) જુદી જુદી પ્રાચીન લિપિની તુલના.

પ્રાચીન હિંદુસ્તાનના કેટલાક અભ્યાસક



(૨૮) વિશ્વનાથ કાશિનાથ રાજવાડે
એમણે ઇતિહાસના અનેક ક્ષેત્રોનો અભ્યાસ
કર્યો હતો.



(૨૯) ગૌરીશંકર ઓઝા ભારતીય લિપિશાસ્ત્ર પર
એમણે હિંદીમાં મહત્ત્વનો ગ્રંથ લખ્યો છે.



(૩૦) રા. વિષ્ણુ શર્મા પ્રાચીન સંગીત કલાનો
અભ્યાસ કરીને તેનો અર્વાચીન સંગીત કલાનોડે
સંબંધ એમણે દેખાડયો છે.



( ૩૧ ) પ્રાચીન ઇતિહાસનું એક સાધન નાણકશાસ્ત્ર ઉર્ફે મુદ્રાવિજ્ઞાન એને પ્રાશ્ચાત્ય લોકો ન્યૂમિસમ્યાટિકસ કહે છે. અનેક નાણાંના સંગ્રહ વડે પ્રસ્તુત અભ્યાસ કરી શકાય છે.


( ૩૨ ) હિંદુના યજ્ઞ પદ્ધતિમાંનાં ઉપકરણો.


( ૩૩ ) પર્શુના યજ્ઞપદ્ધતિમાંનાં ઉપકરણો.


( ૩૪ ) સોમાની કલ્પના એક યૂરોપીઅને આ પ્રમાણે કરી છે.





અજંઠાનાં ચિત્ર પરથી અને હરકોઈ ગુફામાંનાં ચિત્રો પરથી પ્રાચીન
ભારતીય લોકોની ચિત્ર કલા અને કલ્પના માલમ પડી આવે છે.
દેવયોની એટલે નાગપક્ષ ગંધર્વ ઇત્યાદિ વિષેની
તેમની કલ્પના નીચે પ્રમાણે હતી.
( ૩૫ ) કિન્નરી
( ૩૬ ) નાગ

ક્ષયની શરૂઆત થયેલી હોય છે. અથવા તો પૃષ્ઠવંશાસ્થિ ક્ષયને લીધે પોલું થઈ ગએલું હોય છે અને ત્યાંથી રોગના જંતુઓને આ પિંડમાં ફેલાવી રહ્યું હોય છે. ( ૨ ) કેટલાક પિંડમાં ઉપર જણાવ્યા પ્રમાણે ક્ષયની ક્રિયા ન થતાં તે માત્ર શુષ્ક થઇને સંકુચિત થઈ ગએલા હોય છે. ( ૩ ) અથવા તેમાં બળતરા જેવી ક્રિયા થઈ છેવટે તે પિંડ શુષ્ક અને સંકુચિત બની જાય છે. ( ૪ ) અથવા તો પિંડમાં કાંઈ પણ વિકૃતિ ન થતાં તેની પાસેની સહાનુભૂતિક મજ્જાગ્રંથિમાં વિકાર થવાથી તે રોગની જાળમાં સપડાઈ ગએલી હોય છે.

લક્ષણોઃ-રોગીને ધીમે ધીમે અશક્તિ લાગવા માંડે છે; અને તે દિન પ્રતિદિન વધતી જાય છે અને ચોર જેમ હળવે રહીને ઘરની અંદર દાખલ થાય, તેમ તે સર્વ નવાં ચિહ્નો પણ ધીમે ધીમે શરીરની અંદર પ્રવેશ કરે છે. હૃદયની ક્રિયા અશક્ત અને અનિયમિત થાય છે. અને ફેર અથવા ચક્કર આવતાં બેશુદ્ધ થઈ રોગી મરણ પણ પામે છે. રક્તાભિસરણના દબાણનું પ્રમાણ ઘણું ઓછું થઈ ગયું હોય છે; વચ્ચે વચ્ચે હૃદયની મુંઝામણ, ઉલટી અને ઝાડાનાં લક્ષણો પણ જોરમાં જણાય છે. ઉક્ત રોગ મનુષ્યના શરીરમાં સંપૂર્ણ રીતે જામી ગયાનું અતિસ્પષ્ટ લક્ષણ એ છે, કે રોગીની ત્વચામાં ભુરાશ કે પીળાશ અથવા ઓછીવત્તી કાળાશ આવી જાય છે અને ત્વચામાંનો આ ફેરફાર હાથપગ ને મુખ જેવા ઉઘાડા રહેનારા ભાગમાં અથવા સર્વદા સહેજ શ્યામ રહેતી બગલ અથવા સ્તનની આસપાસની જગામાં કે કમ્મરપટાથી ઢંકાઈ રહેતા ભાગમાં ખાસ કરીને માલમ પડી આવે છે. પ્રસંગે મુખની અંદરની કે બીજી જગાની શ્લેષ્મ એટલે કફવાળી ત્વચામાં પણ આ ફેરફાર દેખાઈ આવે છે. રોગીના શરીરનું ઉષ્ણતામાન જોઇએ તેના કરતાં ઓછું હોય છે. પુરુષોને અને શ્રીમંતો કરતાં ગરીબ લોકોને આ રોગ વધારે પ્રમાણમાં થાય છે; તેનું કારણ એ છે, કે ખાવાપીવાને માટે પૌષ્ટિક પદાર્થના અભાવના લીધે ગરીબ લોકો ઘણી વાર ક્ષયનો ભોગ થઈ પડે છે.

નેદાનઃ—આ રોગને તેની પ્રથમાવસ્થામાં ઓળખવાનું કામ સહેલું નથી. કારણ કે ગર્ભાવસ્થા, ગર્ભાશયની ગ્રંથિ, ઉદરમાં ઉત્પન્ન થતી ગ્રંથિ કોઈ વિવક્ષિત હૃદ્‌રોગ અને (એકસ ઓપથેમિક ગોઈટર) વિગેરે રોગોમાં પણ ત્વચામાં એ પ્રમાણે જ ફેરફાર થાય છે. અને સોમલ ભસ્મ તથા રૌપ્ય ભસ્મ જેવાં ઔષધોનાં દીર્ઘ સમયના સેવનથી પણ ત્વચામાં ફેરફાર થાય છે. તો પણ રક્તાભિસરણના દબાણનું ઓછાપણું તથા હૃદયની અને બીજા પ્રકારની અશક્તિ વિગેરે લક્ષણો પણ આ રોગનું નિદાન કરવામાં સહાયભૂત થાય છે. આ નિદાનની વધુ ચોકસાઈ કરવા માટે ઉક્ત પિંડનું આંતરરસતત્ત્વ ઉદરમાં દાખલ કરવાથી રોગીના રક્તાભિસરણના દબાણમાં એકદમ સુધારો માલમ પડે છે. પરંતુ સાજા માણસના ઉદરમાં એ સત્વ દાખલ કરવાથી કંઈ ફેરફાર થતો નથી.

ઉપચાર—એકંદર રીતે પ્રકૃતિને સુધારે એવા સર્વ ઉપચાર કરવા. પૌષ્ટિક ખોરાક અને સોમલ તથા ઝેરકચોલું વિગેરેથી મિશ્રિત, પાચનશક્તિને પ્રદિપ્ત કરનારી દવાઓ આપવી. રોગીને ખુલ્લી તથા સ્વચ્છ હવામાં રાખવો અને ઉક્ત પિંડરસનાં વેચાતાં મળતાં વિવિધ સત્ત્વોનો ઉપયોગ કરવો. તેથી રોગીની પ્રકૃતિમાં સારો સુધારો થશે. આ રોગનું વર્ણન આપણા વૈદક શાસ્ત્રમાં દેખાતું નથી. પરંતુ આપણા દેશમાં એ રોગ છેક અપરિચિત નથી, માટે આપણા વૈદ્યવર્ગે તે તરફ ધ્યાન આપવાની જરૂર છે.

**અડુર**—મુંબઈ; ધારવાડ જીલ્લો; હનગલની પૂર્વે દશ માઇલ ઉપર આવેલું સુમારે દોઢેક હજાર માણસની વસ્તીનું ગામ. બારમા સૈકાના એક શિલાલેખમાં પાંદીપુરના નામથી આ ગામનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ઈ. સ. ૧૮૬૨ સુધી તે એક નાના સરખા ભાગનું મુખ્ય સ્થળ ગણાતું હતું. તેની પૂર્વમાં કાળેશ્વર મહાદેવનું એક દેવળ છે. અને તેમાં ( ફ્લીટસ કૅનેરીઝ ડીનૅસ્ટીઝ ૩૬, ૮૫, ૪૭ ) ઈ. સ. ૧૦૪૪ ની સાલનો એક શિલાલેખ છે. તે ગામમાં બીજા પણ બે શિલાલેખો છે. એક સને ૧૦૩૪ નો છે ને બીજા ઉપર તારીખ નથી; જે શિલાલેખમાં તારીખ નથી, તેની અંદરની હકીકત જોતાં તે પૂર્વ તરફના ચાલુકય રાજાઓમાંના છઠ્ઠા રાજા કૃત્તિવર્માના ( ઈ. ૫૬૭ ) ના વખતનો છે, તે સ્પષ્ટ જણાઈ આવે છે, અને બીજો શિલાલેખ પશ્ચિમ તરફના ચાલુકય વંશના રાજાઓમાંના છઠ્ઠા રાજા સોમેશ્વર પહેલાના ( ઈ. સ. ૧૦૪૪-૧૦૬૮ ) સમયનો છે. એના સમયના એકંદર ચાળીશ શિલાલેખ મળી આવ્યા છે. ( મું. ગૅ. )

**અડુસો**:—આ વનસ્પતિનાં છોડ આપણા દેશમાં સર્વ ઠેકાણે મળી આવે છે.

નામઃ—સંસ્કૃત- વાસક, વાસા, અટરુષ ઈ.; મ. અડુળસા; બં. બાકસ; હિં. અરૂષા; ઉરિયા-વાસ.; કા. આડુસા, આડસોગે; તે. અડસર; તા. અધડોદે; ગુ અડુસો; લૅ. ઍધટોડા; ઈ. એઢટોડા.

વસ્તુ ક્ષેત્રઃ—હિંદુસ્તાનના ઘણા ઉષ્ણ પ્રદેશોમાં ૪૦૦૦ ફીટની ઉંચાઈ સુધી આ વનસ્પતિ મળી આવે છે; હિમાલયના નીચેના ભાગમાં આ વનસ્પતિ મોટા જથામાં છે. પૂર્વ હિંદુસ્તાનમાં તેની સંખ્યા સાધારણ પ્રમાણમાં છે અને પશ્ચિમ તથા દક્ષિણ હિંદુસ્તાનમાં તે ક્વચિત્ ક્વચિત જોવામાં આવે છે. આ છોડ જ્યાં હોય છે, ત્યાં તેનાં વનનાં વન હોય છે. અને કોઈ કોઈ સ્થળે વાડ તરીકે પણ આ વનસ્પતિ રોપવામાં આવે છે.

ઉપયોગ—ઔષધ, રંગ અને ખાતર વિગેરેમાં તેનો ઉપયોગ કરવામાં આવે છે. તે ઉપરાંત આ વનસ્પતિ કૃમિનાશક પણ છે.

જૂનો કફવિકાર, દમ અને ક્ષય વિગેરે રોગો ઉપર આ વનસ્પતિનો ઉપયોગ કરવામાં આવે છે વળી જૅક વુડ નામક લાકડાના વહેર સાથે તેનાં પાનાંને ઉકાળવાથી પીળો રંગ તૈયાર થાય છે. તેમાં કૃમિનાશક ગુણ હોવાને લીધે અથવા તેની અંદર પોટાશ વધારે પ્રમાણમાં હોવાને લીધે ખાતર તરીકે તેનો ઉપયોગ કરવામાં આવે છે. મોતીની ભસ્મ બનાવવામાં અને બંદુકનો દારૂ બનાવવામાં પણ આ વનસ્પતિ વપરાય છે. તેમાંથી બંગાળામાં કીડીઓ કે મણકા બનાવવામાં આવે છે.

નાગટેકરા ઉપર આ વનસ્પતિના થડનો ઉપયોગ શુકન જોવાના કામમાં થાય છે. આ વનસ્પતિ કૃમિનાશક છે, કે કોથઘ્ન છે, તે સંબંધી ઘણો જ મતભેદ છે. આ વનસ્પતિમાં આલ્કલૉઈડ છે. એવી શોધ હૂપરે કરેલી છે અને તેને તેણે વૅસિસાઈન નામ આપ્યું છે. ટાર્ટ્રેટ જો કે બજારમાં મળે છે. પરંતુ તેના જેટલો જ ગુણકારી અને કૃમિનાશક બીજો પદાર્થ મળતો હોવાથી તેનો ઉપયોગ વધારે પ્રમાણમાં થતો નથી. ખાતર માટેના તથા કૃમિનાશક ગુણોના સંબંધમાં તેનાં પાનાં કેટલે અંશે ખરેખર હિતકારક છે, તે પરત્વે હજી વધારે શોધ કરવાની જરૂર છે.

અડુસાનાં પાન જામફળીનાં પાન જેવાં હોય છે. આ છોડનાં મૂળ, પાન, ફુલ અને ફળ એમ પાંચે અંગ ઔષધિ તરીકે વપરાય છે અને આર્ય વૈદકમાં તેના ઘણી રીતે ઉપયોગ કહ્યા છે.

અડુસાનાં પાન ઉપયોગમાં આવે છે. અને આર્યવૈદકમાં કેટલાક રોગ ઉપર તેનાં મૂળનું સેવન કરવાનું પણ લખવામાં આવ્યું છે. આ વનસ્પતિ હિંદુસ્તાનમાં સર્વ ઠેકાણે મળી આવે છે અને ઘણી ઉત્તમ અને ઉપયોગી હોવા છતાં જનતાનું જોઈએ તેટલું ધ્યાન તેના ઉપર ગયું નથી.

ઔષધિને માટે અડુસાનાં સૂકાં અથવા લીલાં કે જુનાં પાકેલાં પાનનો ઉપયોગ કરવો. કુમળાં પાન વપરાશમાં લેવાં નહિ. આ પાન સ્વાદમાં કંઈક કડવાશ પડતાં હોય છે અને તેમની વાસ ઉગ્ર તથા કંઈક અંશે ચાની વાસને મળતી આવે છે. પાન લાંબા અને કોરહાંટી નામક એક જાતની વનસ્પતિનાં પાન જેવાં હોય છે.

રાસાયનિક પૃથક્કરણઃ—અડુસામાં વૅસિસાઈન નામનો આલ્કલૉઈડ ( ક્ષાર ) અને " ઍટૅટોડિક ઍસિડ " નામક સેંદ્રિય અમ્લ [ ઑર્ગેનીક ઍસિડ ] હોય છે.

ગુણધર્મઃ—કફનાશક, કફને પાતળો કરનાર અને વાયુશામક છે. વળી રકતપિત્તને ક્ષતક્ષયમાં પડતા લોહીને અટકાવવાનો તેનામાં ખાસ ગુણ છે.

જુની ઉધરસ, શ્વાસ, વૈશેષિક કફ અથવા કફક્ષયની પ્રથમાવસ્થામાં [ આ અવસ્થામાં તાવનું જોર વધારે હોતું નથી અને બીજાં લક્ષણો પણ તીવ્ર સ્વરૂપમાં જણાતાં નથી. ] અને કફના બીજા વિકારોમાં અડુસો ઘણો ઉપયોગી છે. પરંતુ રોગી જ્યારે સખત તાવથી પીડાતો હોય, ત્યારે કેવળ અડુસાથી જ જોઇએ તેવું સારૂં પરિણામ આવતું નથી. જુના રોગમાં અડુસાની સાથે પીંપળ આપવાથી ઘણો ફાયદો થાય છે. [ ડૉ. યુ. સી દત્ત. હિંદુ મેટેરીઆ મેડિકા ] અડુસો કડવો અને ઠંડો હોવાથી તે કમળો, રકતપિત્ત, કફજ્વર, ક્ષય અને શ્વાસ વિગેરે રોગોનો નાશ કરનારો છે. [ રાજનિઘંટુ ] અડુસો ઉર્ધ્વગ અને અધોગ રકતપિત્તનો નાશ કરે છે. [ ગણુ ] હૃદ્રોગ, ઉલટી, કોઢ અને તૃષા વિગેરે રોગોમાં તે ઉપયોગી છે. જવર, મૂત્રરોગ ( મેહ ) અને અરુચિ વિગેરેમાં તે ગુણકારક છે અને ચરબી વધારનાર અને કફનાશક છે. નિઘંટુમાં તેના જુદા જુદા ગુણદોષનું વર્ણન કરેલું છે. ક્ષયરોગમાં તેને ઘણો ગુણકારી માનવામાં આવતો હતો; પરંતુ અનુભવ ઉપરથી માલમ પડયું, કે સર્વ પ્રકારના ક્ષયમાં તેનાથી જોઇએ તેટલો ફાયદો થતો નથી.

અતિસારમાં તથા સંગ્રહણીના વ્યાધિમાં અડુસાનાં પાનનો રસ આપવામાં આવે છે અને ખાસ કરીને રકતાતિસાર તથા પિત્તસંગ્રહણીમાં તેનાથી સારો ફાયદો થાય છે.

પાનને સુકવ્યા બાદ તેની બીડી કરીને ધૂમ્રપાન કરવાથી શ્વાસનો આવેગ ઓછો થાય છે. અડુસાનાં ફુલ તથા ફળ કડવાં, સુગંધવાળાં અને શામક હોય છે. ફુલને ઉકાળી અથવા બાફી તેમનો રસ કાઢીને ઉપયોગમાં લેવાય છે.તેનાં ફૂલ ઉપરનું હીમ પરવાળા

પ્રમેહમાં સારો ફાયદો કરે છે. ક્ષયરોગના તાવ માં થતી બેચેનીમાં અને અનુભવાતી સખ્ત ઉષ્ણતામાં અડુસાનાં ફુલોનું સરબત અથવા ઝાકળ ઘણું જ ગુણકારી છે. અડુસાનાં ફળની, લસણની કળીની માફક અથવા તો સિંતાબની વેલનાં પાંદડાંની માળાની માફક માળા કરીને છોકરાંના ગળામાં પહેરાવવામાં આવે છે; તેથી બાળકોને શરદી થવાની બીક રહેતી નથી. અડુસાનાં તાજાં પાનની ગરમ ગરમ ચા પીવાથી શરદી વિગેરેથી થએલી ઉધરસમાં સારો ફાયદો પડે છે.

અડુસાનો સુકો અર્ક, પ્રવાહી અર્ક, મદ્યયુકત અર્ક [ ટિંકચર ] અને સરબત બનાવવામાં આવે છે. અડુસાના રસ અથવા સત્ત્વને વરાળ ઉપર ઉકાળીને ઘાડું બનાવવામાં આવે છે અને તેને સૂકા અર્ક [ ડ્રાય એક્સ્ટ્રૅક્ટ ] ને નામે ઓળખવામાં આવે છે. તે જ અર્કને જરા પાતળો રાખી તેમાં મદ્યાર્ક મેળવીએ, તો પ્રવાહી અર્ક [ ફ્લુઇડ ઍક્સ્ટ્રૅક્ટ ] તૈયાર થાય છે. અડુસાના રસને ફિલ્ટર પેપરથી અથવા તો. ફલાલીનના કપડાથી ગાળી તેમાં સેંકડે ચાલીશ ટકા જેટલો મદ્યાર્ક મેળવીએ, તો મદ્યાર્કયુકત અર્ક કે રસ બને છે. સરબત તૈયાર કરી તેમાં અડુસાના રસનું સમપ્રમાણ મિશ્રણ કરી ઉકાળીને લોહ જેવું ઘટ બનાવીએ, એટલે અડુસાનું સરબત બને છે. આ સરબત લેવાનું પ્રમાણ પ્રકૃતિ અનુસાર જ રાખવું જોઇએ [ વૅટ. પદે. કલાવૈભવ, ભિષગ્વિલાસ. ૨૨. ]

**ઍડલેડ:**—આ દક્ષિણ ઑસ્ટ્રેલિયાની રાજધાનીનું શહેર છે. અને તે ટોરેન્સ નદીના મુખથી સાત માઈલ ઉપર તે જ નદીના કાંઠે વસેલું છે. એક વસવાને માટે તથા બીજો ઉદ્યોગધંધાને માટે એમ આ શહેરના બે ભાગ કરવામાં આવ્યા છે. આ બે ભાગની વચ્ચે એક ઉપવન છે. એને તેની વચ્ચે થઇને ટોરેન્સ નદી વહે છે. અહીંના રસ્તા ઘણા સુંદર છે. ઈમારતો તથા બાગ પણ ખાસ જોવા લાયક છે. અહીંની વસ્તિ ૨૨૫૩૧૭ મનુષ્યની [ ૧૯૧૭ ] છે.

ઍડીલેડ વિશ્વવિદ્યાલય ઈ. સ. ૧૮૭૯ માં સ્થાપવામાં આવ્યુ છે. તેને અંગે શિલ્પશાસ્ત્ર, ખાણ ખોદવાને લગતી વિદ્યા અને વેપાર વિગેરે વિષયોનું શિક્ષણ આપનારી શાળાઓ છે. શહેરમાં અનેક સુંદર પુતળાં ઉભાં કરવામાં આવ્યાં છે. કર આપનારાઓએ પસંદ કરેલા એક મેયાર અને છ અલ્ડરમેન શહેરની વ્યવસ્થા રાખે છે. અહીં લોખંડીકામ તથા માટીનું કામ, દારૂ અને સાબુ વિગેરે તૈયાર થાય છે.આ શહેરમાં ઑસ્ટ્રેલિયાનું મધ્યવર્તી શેઅર બજાર છે. અહીંથી મેલબોર્ન, સિડને અને બ્રિસ્બેન વિગેરે સ્થળે જવાને આગગાડી છે. ઉનાળામાં અહીંની હવા ઘણી ગરમ રહે છે; પરંતુ પર્વત અને સમુદ્ર પાસે હોવાથી ઘણો ત્રાસ પડતો નથી. બીજી ઋતુઓમાં હવા સારી હોય છે. વરસાદનું વાર્ષિક પ્રમાણ સરેરાશ ૨૦.૪ ઈંચ જેટલું હોય છે.

ઍડીલેડ શહેરની સ્થાપના ઇ. સ. ૧૮૩૬ માં થઈ હતી. અને રાણી ઍડીલેડના માનની ખાતર ચોથા વિલિયમની ઈચ્છાથી આ શહેરનું નામ ઍડીલેડ રાખવામાં આવ્યું છે.

**ઍડેલ્સબર્ગ:**—આ નાનું વેપારી ગામ આસ્ટ્રિયાના કૅર્નિઓલા પ્રાંતમાં આવેલું છે. આ ગામની ઉત્તરે એક ગુફા છે અને તે આખા યુરોપમાં ભવ્ય, સુંદર અને મોટી છે. આ ગુફામાં પાણીની અંદર ઓગાળેલી ખડીની કેટલાક ઘણી સુંદર આકૃતિઓ નજરે પડે છે.

**અડેસર:**—મુંબાઈ ઈલાકામાં કચ્છના વાગડ પ્રાંતમાં રણમાં આવેલું, આશરે ત્રણચાર હજાર માણસની વસ્તિવાળું ગામ. અહીં અનાજ તથા ગોળનો સાધારણ વેપાર ચાલે છે. અહીંની પડી ગએલી દિવાલો, ઈ. સ. ૧૮૧૬ માં રાવ ભારમલજીએ આ ગામને દારૂગોળાથી ઉડાવી દીધું હતું, તેનું સ્મરણ કરાવે છે.

**ઍડોનીસ:**—ગ્રીક દંતકથાઓમાં આ નામની વ્યકિતનો ઉલ્લેખ મળી આવે છે. તે અતિશય સુંદર હોવાથી "આફ્રોડીટી" નો ખાસ માનીતો હતો. તેના જન્મના સંબંધમાં વિવિધ દંતકથા પ્રચલિત છે. એમ કહેવામાં આવે છે, કે તે સિરિયાના રાજા થેઇસિને દીકરીથી, અફ્રોડીટીએ ઉત્પન્ન કરેલા અસ્વાભાવિક પ્રેમથી થએલો પુત્ર હતો.પરંતુ થેઈસિને એ અન્યાય્ય સંબંધની ખબર પડતાં જ તેને ઠાર કરવાનો તેણે હુકમ કર્યો.છતાં દેવની તેના ઉપર રહેમનજર હોવાથી તેણે તેને વૃક્ષ બનાવી દીધો. દશ માસ થતાં વૃક્ષમાંથી એક સુંદર બાળક બહાર આવ્યો. અને અફ્રોડીટીના કહેવાથી પર્સિફોનીએ તેને ઉછેર્યો. "ઝયુસે" એવું ઠરાવ્યું, કે વર્ષના એક તૃતીયાંશ ભાગમાં ઍડોનિસ પોતાને મનપસંદ સ્થળે વસે અને બાકીના બે તૃતીયાંશ ભાગમાંથી અર્ધો અર્ધો અફ્રોડીટી અને પર્સીફોનિની સાથે નિવાસ કરે. તેને એક જંગલી ડુક્કરે મારી નાખ્યો હતો.

પૂર્વે ઍથેન્સ અને ઍલેકઝેન્ડ્રિયા જેવાં મોટાં શહેરોમાં આ દેવના નિમિત્તે મેળો ભરાતો હતો.

૨. ઍડોનીસનો બીજો અર્થ 'વનસ્પતિનું ચૈતન્ય' થાય છે. અને તેનું જન્મમરણ શિયાળામાં અને વસંતઋતુમાં થતા ફેરફારનું રૂપક કહેવાય છે.

૩. શેક્સપિયરનું "વીનસ અને ઍડોનીસ" નામનું એક કાવ્ય છે. તે ઉપરાંત શેલી કવીએ પણ કીટ્સ કવિના મૃત્યુ પ્રસંગે ઍડોનીસ નામનું એક શોકકાવ્ય લખ્યું છે.

૪. છ મહિના ક્રાન્તિવૃત્તની ઉત્તરે અને છ મહિના દક્ષિણે રહેનારા સૂર્ય ઉપર ઍડોનીસ એ રૂપક છે.

૫ ચોથા જૉર્જને પચાશમો ઍડોનીસ (ધી ઍડોનીસ ઑફ ફીફ્ટી) કહેવામાં આવતો.

૬ તે નામની વનસ્પતિની એક જાત છે. અને તે "ફ્રેઝંટ" ( એક જાતનું પક્ષી )ની આંખ કહેવાય છે.

૭ એક પતંગીઆનું નામ છે.

**ઍડોવાઃ**—આબિસિનિયાના ટાયગ્રે પ્રાંતની રાજધાનીનું આ શહેર ગોંડારની ઇશાને ૧૪૫ માઈલ ઉપર આવેલું છે. અડોવા શહેર ધન-ધાન્યથી ભરપુર જીલ્લામાં વસેલું છે. ઉપરાંત મસાવાથી આબિસિનિયા જવાના મુખ્ય માર્ગ ઉપર આવેલું હોવાથી અરબસ્તાન અને સુદાનના વેપારીઓને એકત્ર થવાનું સ્થળ છે. ઈ. સ. ૧૮૮૭ થી ૧૮૯૬ દરમ્યાન ઈટાલી અને આબિસિનિયા વચ્ચે થએલી લડાઈઓમાં આ શહેરને ઘણું નુકસાન પહોંચ્યું હતું. છતાં અહીંનાં ધર્મસ્થળો યુદ્ધના અગ્નિથી બચી જવા પામ્યાં હતાં. ઈ. સ. ૧૮૯૬ માં આબિસિનિયનોએ ઈટાલિયન સૈન્યને અડોવાની લડાઈમાં પૂરેપૂરી હાર આપી હતી.

**ઍડ્મિરૅલ્ટી ટાપુઓઃ**—ન્યૂગિનીની ઉત્તરે ૧° થી ૩° દક્ષિણ અક્ષાંશ અને ૧૪૬° થી ૧૪૮° પૂર્વ રેખાંશ ઉપર આવેલા આશરે ચાલીશેક ટાપુઓના સમૂહને "ઍડમિરૅલ્ટી ટાપુઓ" નામ આપવામાં આવ્યું છે. તે ટાપુઓમાં મૅનસ સર્વથી મોટો અને આશરે સાઠેક માઈલ લાંબો છે. ત્યાંનું મોટામાં મોટું શિખર આશરે ત્રણેક હજાર ફીટની ઉંચાઈનું છે. ઈ. સ. ૧૬૧૬ માં ડચ લોકોએ આ ટાપુ શોધી કાઢયો હતો. ઈ. સ. ૧૭૬૭ માં ફિલિપ કાર્ટેરેટ અત્રે આવ્યો હતો, પરંતુ આ ટાપુઓની આસપાસ ખડકો હોવાને લીધે "ચૅલેંજર" વહાણના આવતા સુધી અહીં કોઈને ઉતરવા દેવામાં આવ્યા ન હતા. અહીંના રહીશો પાપ્યુઅન હોવાં છતાં મિશ્ર જાતિના હોય તેવા જણાય છે. આ લોકો નરમાંસભક્ષક છે અને તેમણે ઘણા ગોરાઓનાં ખૂન કરેલ છે.

**ઍડયાળઃ**—ભંડારા જીલ્લાનું ભંડારા તાલુકાનું આશરે ત્રણેક હજાર માણુસની વસ્તીનું ગામ. આ ગામ ભંડારાની દક્ષિણે ૫વની રસ્તા ઉપર ચૌદ માઈલ ઉપર આવેલું છે. તેનું ક્ષેત્રફળ ૧૩૦૦૦ એકરનું છે.

અહીં મહાવીર અથવા હનુમાનનું એક જુનું દેવળ છે. તેમાં મૂર્તિ ઘણી જ મોટી છે. તે મૂર્તિ સ્વયંભૂ છે એમ માનવામાં આવે છે. કેટલાંક વર્ષો ઉપર ખોદકામ કરતાં બહાર નીકળી આવેલી જૈનોની પારસનાથ નામક દેવની એક પત્થરની મૂર્તિ પણ અહીં છે. અહીં પાંચ છ મોટાં તળાવ છે અને ગાંડળી લોકોની વસ્તી ઘણી છે. અહીં રેશમી કિનારનાં ધોતીઆં વિગેરે કામ ઉપરાંત વાંસના ટોપલા તથા ચટાઈઓ બનાવવામાં આવે છે. અહીં પોલિસનું થાણું; પ્રાથમિક શિક્ષણ માટે એક નિશાળ, ટપાલ કચેરી અને તપાસણી અધિકારીઓ માટે બાંધેલું એક નાનું મકાન છે. આરોગ્યરક્ષણને માટે અહીં એક નાની સરખી રકમ ઉભી કરવામાં આવે છે.

**ઍડ્રાઃ**—આ બંદર સ્પેનની દક્ષિણે આવેલા અલમેરિયા પ્રાંતમાં "રાયો ગ્રૅંડે ડી અડ્રા" નદીના મુખ પાસે ભૂમધ્ય સમુદ્ર ઉપર આવેલું છે. આ બંદરેથી સીસું, દ્રાક્ષ વિગેરે ચીજો બહારગામ મોકલવામાં આવે છે. અહીં ૧૧, ૧૮૮ ( ૧૮૦૦ ) માણુસની વસ્તી છે. મુખ્યત્વે કરીને અહીં યુનાઈટેડ સ્ટેટ્સથી કોલસો આયાત થાય છે.

**ઍડ્રારઃ**—ઉત્તર આફ્રિકામાંની સહરા રણભૂમિમાં આવેલા જુદા જુદા પ્રાંતોનું નામ. રાયો ડિ ઓરો નામક સ્પેનિશ સંરક્ષિત સંસ્થાનના દક્ષિણ તરફના ડુંગરાળ ભાગને અડ્રાર સુટફ કહે છે. ટિંબકટુના ઇશાન કોણમાં આવેલો ઉંચો ભાગ પણ અડ્રાર નામથી ઓળખાય છે, પરંતુ હંમેશાં અડ્રાર નામે ઓળખાતો પ્રદેશ તો સૅનિગાલિની ઉત્તરે ૩૦૦ માઈલ ઉપર આવેલો પશ્ચિમસહરાની અંદરનો ભાગ જ છે. આ અડ્રારમાં ફ્રેન્ચ લોકોનું ઘણું મહત્ત્વ છે. આ પ્રદેશ ઘણો રૂક્ષ છે, છતાં વચ્ચે વચ્ચે કોઈ ભીની જગ્યા પણ મળી આવે છે. અહીંની એકંદર વસ્તી આશરે દશ હજાર માણુસની છે, પરંતુ શિંટી, વાદાન અને ઉજેફ્ટની વસ્તી તો તેથીએ વધારે ગાઢી છે શિંગેટી વેપારનું મથક છે. અહીંથી સુવર્ણરજ, શાહમૃગોનાં પીંછાં અને ખજુર સેંટ લુઈ મોકલવામાં આવે છે. અહીં મીઠાનો પણ વેપાર ચાલે છે.

**ઍડ્રિઅનઃ**—અમેરિકાના સંયુક્ત સંસ્થાનમાં મિચિગાનના લેનાવી પરગણામાં રાયસીન નદી ઉપર આ શહેર આવેલું છે. અહીં વસ્તી આશરે અગિયાર હજાર માણુસોની છે. અહીં ઍડ્રિઅન કૉલેજ ( ૧૮૫૯ ) છે; અને ઈ. સ. ૧૮૭૯ માં સ્થાપેલી

કન્યાઓ માટે એક ઔદ્યોગિક નિશાળ છે. તે ઉપરાંત એક સાર્વજનિક વાચનાલય છે; અહીં વેપાર પણ સારો ચાલે છે. અહીં ખાસ કરીને વાડ બનાવવા માટેના તાર તૈયાર કરવામાં આવે છે. તે ઉપરાંત કૃષિવિષયક ઓજારો, વાજિંત્રો, રમકડાં અને મોટર માટેનો સામાન બનાવવાને અહીં કારખાનાં તથા મીલો છે. ઈ. સ. ૧૮૨૮ ની સાલમાં આને શહેર તરીકે નોંધવામાં આવ્યું. હેડ્રિઅન નામક રોમન બાદશાહના નામ ઉપરથી આ શહેરનું નામ પડેલું કહેવાય છે.

**ઍડ્રિઆ**:—આ ગામ ઈટાલી દેશના રોવિગો પ્રાંતમાં ઍડીગે અને પો નદીના મુખ વચ્ચે અને સમુદ્રથી આશરે ૧૩ માઈલ ઉપર આવેલું છે. રોવિગો પ્રાંતમાં ધર્મખાતાના અધિકારીઓનું મુખ્ય સ્થાન છે. પૂર્વે જે સ્થળે એટ્રિઆ નામક શહેર વસ્યું હતું, તે જ સ્થળે આ ગામ હાલ વસેલું છે. આ ગામ ઉપરથી જ ઍડ્રિઆટિક સમુદ્રનું ઍડ્રિઆટિક એ નામ પડયું છે. ઍરિસ્ટોટલના સમયમાં આ ગામ પક્ષીઓની વિશેષ ઉત્પત્તિને માટે પ્રખ્યાત હતું. પૂર્વે આ ગામ દરિયાઈ વેપારનું સ્થળ હતું.

**ઍડ્રિઆટિક સમુદ્ર**:—આ સમુદ્ર ભૂમધ્ય સમુદ્રનો ભાગ છે અને તે ઑસ્ટ્રિયા હંગરીના કિનારાનો ભાગ, મૅાંટેનિગ્રો અને અલબિનિયાના કિનારાને લગતા પ્રદેશ વચ્ચે આવેલો છે. આ સમુદ્રનું નામ ઍડ્રિઆ નામના ગામ ઉપરથી પડયું છે. આ સમુદ્રની લંબાઈ ૫૦૦ માઈલ અને પહોળાઈ ૧૧૦ માઈલ છે. અને ૪૦° થી ૪૫° ૪૫' ઉત્તર અક્ષાંશ ઉપર આવેલો છે. વેનિસ નામનું પ્રસિદ્ધ શહેર આ સમુદ્રના કિનારા ઉપર આવેલું છે. ઈટાલી તરફનો કિનારો ઉંડો છે. અને બાકીના કિનારાનો ભાગ ખડકવાળો છે. આ સમુદ્રની ઉંડાઈ આશરે ૧૩૩ માઈલ છે.

**ઍડ્રિઆનોપલ**:—( પ્રાચીન હેડ્રિઆનોપોલિસ ) યુરોપીયન તુર્કસ્તાનના આડ્રિઆનોપલ પ્રાંતની આ રાજધાની છે. તેની વસ્તી આશરે ૮૦૦૦૦ માણસની છે. આ વસ્તીનો અર્ધ ભાગ તુર્ક લોકો છે અને બાકીની વસ્તીમાં યાહુદી, ગ્રીક, બલ્ગેર અને આર્મિનિયન વિગેરે લોકો છે. આકાર અને મહત્ત્વની દૃષ્ટિએ આ શહેર કૉન્સ્ટેન્ટીપલ અને સૅલોનિકાથી ઉતરતા દરજ્જાનું છે. અહીં ગ્રીક આર્ચબિશપ તથા એક આર્મિનિયન અને બે બલ્ગેર બિશપ છે. ઍડ્રિઆનોપલ બલ્ગેરિયાની સરહદ ઉપરનાં કિલ્લાવાળાં શહેરોમાં મુખ્ય શહેર છે. અને તેની આજુબાજુ આધુનિક પદ્ધતિથી બાંધેલા કિલ્લાની હાર છે. આ શહેર તુંજા નદીના બંન્ને કિનારા ઉપર આવેલું છે. અને ત્યાં આગળ જ મોરિટસા નદીનો અને તુંજાનો સંગમ થાય છે. બેલગ્રેડ અને સોફિયાથી કૉન્સ્ટૅંટિનોપલ અને સૅલોનિકા જનારા રેલ્વે માર્ગ ઉપર આ શહેર આવેલું છે. આ તદ્દન પૌરસ્ત્ય શહેર છે. અને તેમાં ઈદાદિએ નિશાળ, ઉદ્યોગની શાળા, યાહુદી લોકોની નિશાળ, ઝંપિઆન નામનું ગ્રીક વિદ્યાલય, ઈંપિરિયલ આટોમન બૅંક, ટૉબેકોરિજી, અગ્નિ બુરજ અને કામદારો માટે બાંધેલા બંગલા વિગેરે મુખ્ય ઈમારતો છે. પ્રાચીન ઈમારતોમાં એસ્કીસરાઈ નામનો સુલતાનનો જુનો અને કંઈક પડી ગયલો મહેલ, અલીપાદશાહનું બજાર અને તુર્કી શિલ્પસૌંદર્યના નમુનારૂપ, સોળમા શતકમાં થઈ ગયલા સલીમ બીજાની મસીદ વિગેરે મુખ્ય ઈમારતો છે.

ઍડ્રિઆનોપલમાં પાંચ ઉપનગર છે અને તેમાંનું કૅરેગેચ છેક પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે વસેલું છે. અહીં સર્વ વર્ગના લોકોને માટે નિશાળો છે; તેમાંની કેટલીક નવીન અને કેટલીક તદ્દન જૂની પદ્ધતિ પ્રમાણે ચાલે છે. હમિદિએ નામની સરકારી નિશાળમાં તુર્કી અને ફ્રેન્ચ ભાષાના પ્રોફેસરો ( અધ્યાપકો ) છે. અને ત્યાં એ બંને ભાષા શીખવવામાં આવે છે. અહીં ગ્રીક લોકોની એક સાહિત્યસંસ્થા છે.

ઈ. સ. ૧૮૭૭–૭૮ ના યુદ્ધના પરિણામે ઍડ્રિઆનોપલની આર્થિક સ્થિતિને ઘણું નુકસાન પહોંચ્યું હતું અને ઈ. સ. ૧૮૮૫ ની સાલમાં પૂર્વ સામેલિયાથી આ શહેરને જ્યારે જુદું પાડવામાં આવ્યું, ત્યારે તો તેની સ્થિતિ તેથી એ વધુ ખરાબ થઈ. આ શહેર પૂર્વે થ્રેસ, બાલ્કન્સ અને ડૅન્યુબ નદીની વચ્ચેના મોટા ભાગના એટલે હાલના બલ્ગેરિયાના વેપારનું કેન્દ્રસ્થાન હતું. પરંતુ ઈ. સ. ૧૮૮૫ પછી આ શહેરનો પરદેશી વેપાર ફિલિપ્પોપોલિસ શહેરે તેની પાસેથી લઈ લીધો. અહીં રેશમ, કમાવેલાં ચામડાં, અને ઊનનાં, શણનાં તથા સુતરાઉ કપડાં તૈયાર થાય છે. અને વેપાર સાધારણ રીતે ઠીક ચાલે છે. ફળ અને ખેતીનાં ઓજારો ઉપરાંત કાચું રેશમ, રૂ, અફીણ, ગુલાબજળ, ગુલાબનું અત્તર, મીણ અને “ તુર્કી લાલ રંગ” વિગેરે પદાર્થોની અહીંથી નિકાસ કરવામાં આવે છે.

ઍડ્રિઆનોપલનું મૂળ નામ ઉસ્કાદમ, ઉસ્કુદામ અથવા ઉસ્કોદામ હતું. પરંતુ હેડ્રિયન નામના રોમન બાદશાહે ( ૧૧૭–૧૩૮ ) આ શહેરની આબાદી કરીને તેને આ બીજું નામ આપ્યું. ઈ. સ. ૩૭૮ માં ગોથ લોકોએ રોમન લોકોને અહીં હરાવ્યા. ઈ. સ.

૧૩૬૧ માં મુરાદ પહેલાએ આ શહેર જીતી લીધું, ત્યારથી ઈ. સ. ૧૪૫૬ સુધી એટલે કૉન્સ્ટેન્ટિનોપલના પતન સુધી અહીં તુર્કી સુલતાન રહેતો હતો. ઈ. સ. ૧૮૨૯ થી ઈ. સ. ૧૮૭૮ સુધી આ શહેર રૂશિયાના તાબામાં હતું. પછીથી તે તુર્કસ્તાનના કબજામાં ગયું. તે પછી બાલ્કનના યુદ્ધને અંતે થએલા કરાર મુજબ તો તે શહેર ઉપરથી તુર્કસ્તાને પોતાનો હક્ક ઉઠાવી લેવો જોઇતો હતો, પરંતુ તુર્કોએ લડાઈ ચાલુ રાખી અને બળ વાપરીને તે શહેર તેમણે પોતાની સત્તા નીચે જ રાખ્યું. ત્યાર બાદ છેલ્લા મહાન યુદ્ધમાં તે શહેર છોડી દેવાનો પ્રસંગ તુર્કો ઉપર આવ્યો હતો, છતાં હાલમાં તે તુર્કોની સત્તા નીચે જ છે.

**અઢોઈ:**—મુંબઈ ઈલાકાના કચ્છ પ્રાંતના મોરબી તાલુકાના તાબાનું કિલ્લેબંધી શહેર. અહીં વસ્તી આશરે સાડાચાર હજાર માણસની છે. રૂનો વેપાર અહીં સારા પાયાપર ચાલે છે. આ શહેરની ઉતરે લગભગ બે માઈલ પર કાઠી લોકોને છુપાઇ રહેવાની માટે નાની નાની ગુફાઓ છે. ( મું. ગ. )

**અણિમાંડવ્ય:**—માંડવ્ય ઋષિનું બીજું નામ. પૂર્વે માંડવ્ય નામના એક દઢનિશ્ચયી અને ધર્મજ્ઞ ઋષિ હતા. તેમણે ઘણાં વર્ષ સુધી નિષ્કામ વૃત્તિથી તપ કર્યું હતું. એક વખતે કેટલાક ચોરો ક્યાંકથી ચોરી લાવેલું ધન લઈ તે છુપાવવાને માટે આ ઋષિના આશ્રમમાં આવ્યા. સિપાઈઓને શક પડવાથી તેમણે ઋષિના આશ્રમની ઝડતી લીધી. તો છુપાયલા ચોર સંતાડેલા ધન સાથે જડી આવ્યા. પછી ઋષિ ઉપર વહેમ જવાથી બીજા ચોરોની સાથે રાજાએ તેમને પણ શૂળીએ ચઢાવ્યા. પરંતુ તેમણે પ્રાણનું સંયમન કરીને વેદપઠણપૂર્વક ત્યાં તપશ્ચર્યા કરવાનો આરંભ કર્યો. બીજા ઋષિઓને અંતર્જ્ઞાનથી ઋષિની આ સ્થિતિની ખબર પડતાં તેમને ઘણું દુઃખ થયું અને તેઓ પક્ષીનું રૂપ લઈને ઋષિની પાસે આવ્યા તથા રાજાને વિનંતી કરીને તેમને કરવામાં આવેલી સજા રદ કરાવી. પછી તેઓએ તેમના ઉદરમાં પેઠેલા શૂળીના ભાગ કાઢવા પ્રયાસ કર્યો, પણ તેમ થઈ શક્યું નહીં. તેથી શૂળીને મૂળથી ઉખેડી નાખવામાં આવી અને પછીથી ઉદરમાં પેસી ગએલો ભાગ કાઢવા માંડયો; પરંતુ શૂળીનો અગ્ર ભાગ ઉદરમાંથી બહાર ન નીકળતાં ઉદરમાં જ રહ્યો તેથી તેમનું નામ અણિ માંડવ્ય પડ્યું. કહે છે, કે તેમણે બચપણમાં રમત કરતાં એક પતંગીઆની પાંખમાં શૂળ ખોસી હતી, તેથી યમરાજાએ તેમને આ સજા કરાવી હતી, પરંતુ સ્વલ્પ અપરાધને માટે પોતાને આવી ભારે સજા કરી તેથી તેમણે યમરાજાને 'તું શૂદ્ર જાતિમાં જન્મીશ 'એવો શાપ દીધો; તથા ચૌદ વર્ષ સુધીના બાળકે કરેલા અપરાધ માટે તેને શિક્ષા કરવી નહીં એવો નિયમ કરાવ્યો. ( મ. ભા. આદિપર્વ ૧૦૭-૮ )

**અણુ:**—પદાર્થના જે અત્યંત સૂક્ષ્મ ભાગને સ્વતંત્ર રીતે અસ્તિત્વ હોય છે, તેને પદાર્થવિજ્ઞાન શાસ્ત્રમાં તથા રસાયન શાસ્ત્રમાં "અણુ" સંજ્ઞા આપેલી છે " અણુ " શબ્દ આપણા તત્ત્વજ્ઞાનમાં મળી આવે છે; પરંતુ ભૌતિક શાસ્ત્રમાં તેને માટે કોઈ નિશ્ચિત સ્થાન નથી. યૂરોપમાં ઍટમ શબ્દની ઉત્પત્તિ ૧૭ મા સૈકામાં થઈ. પરંતુ તે વખતે અણુ અને પરમાણુ વચ્ચેનો ભેદ લોકો જાણતા નહિ. તેથી અણુ અને પરમાણુ શબ્દો એકબીજાના પર્યાય શબ્દ તરીકે જ વપરાતા હતા. પરંતુ ઓગણીશમા સૈકાના મધ્ય ભાગથી એ બંને શબ્દો વચ્ચેનો તફાવત લોકોના ધ્યાનમાં આવ્યો. તેથી ત્યાર પછીથી એ શબ્દોનો ઉપયોગ વિચારપૂર્વક અને યોગ્ય રીતે જ થવા માંડયો. પરમાણુ શબ્દ રાસાયનિક ક્રિયાને અનુલક્ષીને વપરાય છે. અણુ કરતાં સૂક્ષ્મ પદાર્થની કણોના યોગથી રાસાયનિક ક્રિયા થાય છે અને અણુ કરતાં નાના પદાર્થકણોને " પરમાણુ " સંજ્ઞાથી ઓળખવામાં આવે છે. બે કે વધારે પરમાણુ મળીને એક અણુ થાય છે.

પદાર્થના અણુમાં વિભાગ થઈ શકે છે અથવા તો પદાર્થકણના સમૂહના યોગે કરીને પદાર્થની ઘટના થએલી છે,એ માન્યતા ઘણા પ્રાચીન સમયથી અતીંદ્રિયશાસ્ત્રમાં અને સૃષ્ટિશાસ્ત્રમાં જોવામાં આવે છે. પરંતુ આધુનિક શાસ્ત્રજ્ઞોમાં અણુ અને પદાર્થરચના પરત્વેની કલ્પના કેવી રીતે બદલાતી ગઈ, તે સંબંધનો ઈતિહાસ જેમ્સ ક્લાર્ક મૅક્સવેલના શબ્દોમાં નીચે આપ્યો છે:—

અણુસિદ્ધાન્ત અને અનંતવિભાગસિદ્ધાન્ત:—અણુ પદાર્થનો એવો વિભાગ છે, કે તેના વિભાગ પડી શકતા નથી. અણુવાત્મક સિદ્ધાન્ત ( ઍટોમિક થિઅરી કે મોલેક્યુલર થિઅરી ) માં એમ માની લેવામાં આવ્યું છે, કે પદાર્થની ઘટના અણુઓના સમૂહના યોગથી થએલી છે, પરંતુ આ માન્યતાની વિરુદ્ધ જે સિદ્ધાન્ત છે, તેનું મંતવ્ય એવું છે, કે પદાર્થ સર્વત્રસમ ( હોમોજીનીયસ ) અને સરખી રીતે વ્યાપેલો ( કૉન્ટીન્યુઅસ ) એટલે અવિચ્છિન્ન છે. વળી તેઓ એમ માને છે. કે પાણી જેવા પદાર્થના ગમે તેટલા વિભાગ કરીએ, તો પણ તે પછી તેના વધારે વિભાગ થઈ શકે છે. પાણીના એક બિંદુના અનંત વિભાગ કરી પછી જે સૂક્ષ્મ ભાગ

રહે, તેના પણ જોઈએ તેટલા વિભાગ કરી શકાય છે. આ પ્રમાણે જોઈએ તેટલી વખત વિભાગ થઈ શકે, એ સિદ્ધાન્ત અણુવાત્મક સિદ્ધાન્તનો પ્રતિરોધી છે; અને આ પ્રતિરોધી સિદ્ધાન્તને "અનંત વિભાગ સિદ્ધાન્ત" ની સંજ્ઞા આપવામાં આવેલી છે.

અણુસિદ્ધાન્તવાદીઓ એવી માન્યતા ધરાવે છે, કે પદાર્થના વિભાગ અમુક મર્યાદા પર્યંત થાય છે અને તેથી આગળ તેના વિભાગ કરી શકાતા નથી. અત્યંત નાના વિભાગને અણુ નામ આપવામાં આવ્યું છે. અણુના વિભાગ થઈ શકતા નથી, એ મત અણુસિદ્ધાન્તવાદીઓનો છે. પરંતુ એથી વિરુદ્ધ મત ધરાવનારાઓ એમ માને છે, કે અણુ ગમે તેટલો નાનો હોય તો પણ તેના પૂર્વ—પશ્ચિમ અધઃ ઉર્ધ્વ વિગેરે દેશ ( પાર્ટ્સ્ ) હોય છે;અને આ રીતે દેશ ( પાર્ટ્સ્ ) વાળી વસ્તુના વિભાગ પડવા જ જોઇએ.પ્રાચીન સમયમાં ડિમૉક્રિટસે અણુવાદ સ્થાપ્યો હતો અને અનૅક્ઝૅગોરસ એની વિરુદ્ધ એવો સિદ્ધાન્ત સ્થાપ્યો હતો, કે પદાર્થ ( જડ ) પોતાના પ્રદેશમાં સરખી રીતે પ્રસરેલો છે; અને તેથી કરીને જડ વિભાગના જોઇએ તેટલા વિભાગ થઈ શકે છે, એવું અનુમાન એ માન્યતા ઉપરથી નીકળે છે. અનૅક્ઝૅગોરસનો આ મત તથા તેની વિરુદ્ધ બીજાનો મત તથા બીજાં અનેક પ્રકારનાં ખંડન-મંડન લુક્રેશિઅસ નામક ગ્રંથના કર્તાએ ઉત્તમ રીતે સંગ્રહી રાખ્યાં છે.

અણુસિદ્ધાન્તનો પ્રાચીન અને અર્વાચીન ઇતિહાસઃ—

આધુનિક સમયમાં સૃષ્ટિને લગતા એટલે સૃષ્ટ પદાર્થોનો અભ્યાસ જોશથી ચાલી રહ્યો છે અને તે ઉપરથી એવું સમજાવા માંડ્યું છે, કે પદાર્થના સૂક્ષ્મ કણના આકાર ઉપર અને તે કણોની ગતિ ઉપર અનેક ગુણધર્મો અવલંબી રહ્યાં છે, આ પ્રકારની શાસ્ત્રીય શોધને પરિણામે અણુસિદ્ધાન્તના પ્રશ્નપરત્વે પણ વિચારોની વેગભરી પ્રગતિ થઈ રહી છે, તેથી આ વિષયપરત્વેના મતોનું જરા વધારે વિસ્તૃત વિવેચન આવશ્યક છે; અને તેમ કરવા માટે બે વિરુદ્ધ પક્ષનાં કથનોનો આપણે વિચાર કરીશું. અત્યંત પ્રાચીન સમયના ( ગ્રીક ) તત્ત્વજ્ઞાનીઓ સંખ્યા, અવિચ્છિન્ન મહત્વમાન ( કૉન્ટીન્યુઅસ મૅગ્નીટ્યુડ ), દિક્ ( સ્થલ ), કાલ, જડ પદાર્થ ( મૂર્ત દ્રવ્ય ) અને ગતિ ( વેગ ) વિગેરે વિષયો ઉપર સ્વતંત્ર રીતે ઉત્તમ પ્રકારનો વિચાર કરી ગયા છે. અને એટલા જુસ્સાથી ઉકત વિષયો સંબંધી તેમની પછી થોડા જ વિચારકોએ વિચાર કર્યો હશે. તેમના પ્રત્યક્ષ જ્ઞાન અને શાસ્ત્રીય અનુભવ અત્યંત અલ્પ હતાં. સાધારણ રીતે એમ કહી શકાય, કે તેમના સમયથી મનુષ્ય માનવો એ ભવિષ્યની પ્રજાને ઉપયોગમાં આવે તેટલા માટે પોતાના અનુભવો લખી મૂકવાની શરૂઆત કરી હતી. મતલબ કે તે સમયે પરંપરાથી સંચિત કરેલા જ્ઞાનનો ભંડાર ઘણો જ થોડો હતો. જો તેમને સૌથી પ્રથમ કોઈ વિષયનું ચોક્કસ જ્ઞાન થયું હોય, તો તે સંખ્યા સંબંધીનું હતું. સંખ્યાની મદદથી જ આપણે વ્યવહારમાં જડ વસ્તુનાં માપ અને ગણત્રી કરી શકીએ છીએ. હવે આપણે ધ્યાનમાં રાખવું જોઇએ, કે સંખ્યા વિચ્છિન્ન છે. એક સંખ્યા ઉપરથી બીજી સંખ્યા ઉપર આપણે ત્વરાથી જઈ શકીએ છીએ. પરંતુ ભૂમિતિમાં જે મહત્ત્વમાન ( મૅગ્નિટ્યુડ ) આપણને મળી આવે છે, તે સર્વથા અવિચ્છિન્ન હોય છે. પાછળથી સંખ્યાને લગતી વિચારપદ્ધતિ ભૂમિતિના મહત્ત્વમાનને લાગુ કરવાના પ્રયત્નો થયા; અને તેના પરિણામે અપરિમેય સંખ્યાની અને અવકાશ (સ્પેસ)ના અનંત વિભાગ કરવાની શકયતાની કલ્પનાનો ઉદય થયો. પરંતુ આ કલ્પના કાલને લાગુ પાડવામાં આવી નહિ. પછી ઇલિઆના ઝેનોના સમયમાં એમ સમજવામાં આવતું, કે કાળની ક્ષણો ગણી શકાય તેટલી છે. પરંતુ અવકાશનાં બિંદુઓ અગણિત છે. તેથી ઝેનોએ કાચબાનો અને અચિલિસનો પોતાનો પ્રસિદ્ધ કુટ પ્રશ્ન જનતા સમક્ષ રજુ કર્યો. એ કુટ પ્રશ્ન આ પ્રમાણે છે. અચિલિસ એક ગ્રીક યોદ્ધો હતો અને ચાલવાની અત્યંત ત્વરાને માટે તે પ્રખ્યાત હતો. ધારો કે એક કાચબો ચાલી રહ્યો છે અને તેની પાછળ એક હજાર વાર દૂર અચિલિસ ઉભો છે. કાચબાનો વેગ અચિલિસના વેગનો એક દશાંશ છે.હવે અચિલિસ એક હજાર વાર જાય તેટલા સમયમાં કાચબો સો વાર જશે અને અચિલિસને સો વાર જતાં જેટલો સમય લાગશે; તેટલા સમયમાં કાચબો દશ વાર જઈ શકશે; અને છેવટે અચિલિસ દશ વાર જશે. ત્યારે કાચબો એક વાર જશે આ પ્રમાણે કાચબો હમેશાં પાછળ જ રહેશે.

આ પ્રમાણે અવકાશ અને કાલ વિગેરે વિષયોના સંબંધમાં પ્રાચીન સમયમાં લોકોની કલ્પના હતી; અને તેથી અચિલિસ અને કાચબાના કુટ પ્રશ્નનો સમાધાનકારક રીતે ઉકેલ થઈ શકતો નહીં. પરંતુ ઍરિસ્ટોટલે બતાવી આપ્યું, કે અવકાશની માફક કાલના પણ વિભાગ કરી શકાય છે અને તેની મદદથી ઉપર્યુકત કુટ પ્રશ્નનો સમાધાનકારક રીતે ખુલાસો થઈ શકયો. પરંતુ કાલના અનંત વિભાગ

થઈ શકે છે, એ કલ્પના તે સમયમાં જોઇએ તેટલો પ્રસાર પામી શકી નહીં.

આ પ્રમાણે પ્રાચીન સમયમાં અવકાશના અને કાલના અનંત વિભાગ વિષેની કલ્પના અસ્તિત્વમાં આવી હતી. પછી એ જ કલ્પના જડ પદાર્થોને લાગુ પાડવાના પ્રયત્નો શરૂ થયા; અને જેમ અવકાશના અનંત વિભાગ થઈ શકે છે, તેમ જડ પદાર્થોના પણ અનંત વિભાગ થઈ શકે એવી કલ્પના શોધકોના મનમાં ઉત્પન્ન થવા લાગી. આ દૃષ્ટિથી વિચાર કરતાં પ્રાચીન અણુવાદ તે સંખ્યાની કલ્પના જડ પદાર્થોને લાગુ પાડવાનો પ્રયત્ન હતો, એ વાત સહેલાઈથી સ્પષ્ટ થશે; અને આ વાદની વિરુદ્ધનો અનંતવિભાગસિદ્ધાન્તનો વાદ તે મહત્ત્વમાનની કલ્પના જડ પદાર્થોને લાગુ પાડવાનો યત્ન હતો, એ પણ સ્પષ્ટ થશે. અણુસિદ્ધાન્તવાદીઓ માનતા કે અવકાશ અને જડ પદાર્થ ગુણધર્મમાં ભિન્ન છે. તથા એક અણુ અને બીજા અણુ વચ્ચે થોડો ઘણો અવકાશ હોય છે; વળી કેવળ અણુઓના યોગથી જ પદાર્થ બનેલો હોતો નથી. પરંતુ અણુ અને વચ્ચેનો અવકાશ મળીને જ પદાર્થ થએલો હોય છે કારણકે એમ ન હોત, તો પદાર્થમાં ગતિ આવી શકત નહિ. આ મતની વિરુદ્ધ અનંતવિભાગવાદીઓનું મંતવ્ય એવું હતું, કે વિશ્વમાંનું સ્થળ દ્રવ્યથી ભરેલું છે; અને એ દ્રવ્ય એટલે જ આકાશ. વળી પ્રત્યેક વસ્તુની ગતિ માછલીની ગતિના જેવી છે. માછલી આગળ જાય છે એટલે પાછળનું પાણી એકત્ર થઈ જાય છે. તે માછલીને આગળની બાજુએ જગ્યા આપે છે. બીજા પદાર્થોનું પણ તે જ પ્રમાણે હોય છે.

આધુનિક સમયમાં ડેકાર્ટની એવી માન્યતા છે, કે. જડ પદાર્થોને લંબાઇ અને પહોળાઈ હોવી જ જોઇએ, તેમ જ અવકાશમાં પણ કંઈ જડ પદાર્થ હોવો જ જોઇએ; કારણ કે અવકાશનો અર્થ જ લંબાઈ, પહોળાઈ અને જાડાઇનો સમુચ્ચય. જડ પદાર્થ સિવાય લંબાઈ, પહોળાઈ અને જાડાઈની કલ્પના જ શકય નથી. કેવળ શૂન્યમાં જાડાઈ, લંબાઈ અને પહોળાઈ વિગેરેની કલ્પના સંભવતી નથી. આ પ્રમાણે ડેકાર્ટે પોતાના સર્વ ગ્રંથોમાં જડ પદાર્થની અને અવકાશની કલ્પના એકત્રિત કરી. એટલે તેણે અણુવાદ સ્વીકાર્યો. બધા જડ પદાર્થો અણુઓના સંયોગથી બનેલા છે, એમ તે માનતો હતો.

આ પ્રમાણે પ્રાચીન અને અર્વાચીન તત્ત્વવેત્તાઓમાં પણ બે જુદા પંથ પડે છે. એક અણુવાદીઓનો અને બીજો અનંતવિભાગવાદીઓનો અંકગણિતમાંની સંખ્યાની કલ્પના ને ભૂમિતિમાંના અવિચ્છિન્ન મહત્ત્વમાનની કલ્પના એ બે ભિન્ન ભિન્ન કલ્પનાઓમાંથી આ બે પંથ નિકળેલા છે. જડ પદાર્થોને ઠેકાણે દેખાઈ આવતાં બધાં ગુણધર્મોનો ખુલાસો અનંતવિભાગકલ્પના વડે કરી શકાય નહીં; એમ છતાં પણ કેટલીક વખતે શાસ્ત્રમાં આ કલ્પનાનો ઉપયોગ કરવામાં આવે છે. જલસ્થિતિશાસ્ત્રમાં ( હાયડ્રૉસ્ટટીકસ ) જલની ( અથવા પ્રવાહી પદાર્થની ) વ્યાખ્યા એના એક મહત્ત્વના ગુણધર્મપરથી કરવામાં આવી છે. ને તે પરથી અનુમાન વડે ઘણી બાબતો સાબીત કરેલી છે. તે વડે આખું જલસ્થિતિશાસ્ત્ર તૈયાર થયું છે. એ રીતે કેવળ અનુભવ પરથી જ જલસ્થિતિશાસ્ત્રની રચના કરવામાં આવી છે. એથી કરી જલના અનંતવિભાગ થઈ શકે, અથવા જલ એ અણુઓથી બનેલું છે કે કેમ, તેનો વિચાર કરવાની જરૂર પડતી નથી. એ જ પ્રમાણે ફ્રેન્ચ ગણિતશાસ્ત્રજ્ઞોએ સ્થિતિસ્થાપક ( એલસ્ટીક ) પદાર્થો માટે સિદ્ધાન્ત બેસાડયો. પદાર્થ અણુઓથી બનેલો હોઈ અણુઓનું એક બીજા પર જે આકર્ષણ થાય છે, તેથી દરેક અણુ પોતપોતાની મધ્યસ્થિતિમાં સ્થિર રહે છે. ત્યારપછી સ્ટોક વિગેરે બીજા આક્ષેપકોએ એવું બતાવી આપ્યું, કે સ્થિતિસ્થાપકપણા વિષે જેટલી પ્રયોગસિદ્ધ બાબતો છે, તે સંબંધી ખુલાસો બીજી રીતે કરી શકાય છે. સ્થિતિસ્થાપક પદાર્થનો ગમે તેટલો નાનો ખંડ લેવાથી તે ખંડ સમજાતીય છે, એવું સમજવાથી એ ખુલાસો કરી શકાય છે. ગમે તેટલો નાનો ખંડ અગર તો કણ સમજાતીય છે એમ સમજવું એટલે, એક રીતે અણુવાદનો ઈનકાર કરવા જેવું છે. આ સમજાતિયત્વની અથવા તો અવિચ્છિન્ન મહત્ત્વમાનની કલ્પના માંથી વહનસિદ્ધાન્ત ( થીઅરી ઑફ્ ફ્લક્ષન ) ની કલ્પના નીકળેલી છે; તે વહન સિદ્ધાન્તમાંથી આધુનિક* ગણિતશાસ્ત્ર નિર્માણ થયું છે. સમજાતીયત્વની ( અથવા અનંત વિભાગ. હોવા પણાની ) કલ્પના કરવાથી ઉપર કહેલા આધુનિક ગણિતશાસ્ત્રની મદદ વડે જડ પદાર્થો સંબધી અનેક બાબતો સિદ્ધ કરી શકાય છે.

**જડ પદાર્થોની અણુમય રચના:**—અવિચ્છિન્ન મહત્ત્વમાન પ્રમાણે સમજાતીય ગુણવિભાગના

* આધુનિક ગણિતશાસ્ત્રઃ—શૂન્યલબ્ધિ જેવા ગણિતશાસ્ત્રાન્તર્ગત મહત્વના ભાગની ઉત્પત્તિ વહનકલ્પનામાંથી થએલી છે. આ કલ્પના પ્રથમ ન્યૂટન અને લિબ્નિટઝ એમણે શોધી કાઢી.

( અર્થાત્ જેના અનંત વિભાગ થઈ શકે તેવા ) જડ-પદાર્થો હોતા નથી. જડ પદાર્થોની રચના કણો વડે થએલી હોવી જોઇએ. એ સંબંધી પ્રયોગસિદ્ધ એવો ઘણો મોટો પુરાવો ભેગો થયો છે. પદાર્થવિજ્ઞાન-શાસ્ત્રની દૃષ્ટિએ જોતાં પદાર્થના નાનામાં નાના કણને “ અણુ ” એવી સંજ્ઞા આપવામાં આવી છે. જ્યારે આપણે રાસાયનિક ક્રિયાઓનો વિચાર કરીએ છીએ, ત્યારે “ અણુ ” ઓનો વિભાગ “ પરમાણુ ” ઓમાં કરવો પડે છે; અને જ્યારે પરમાણુઓને વિદ્યુચ્ચમત્કારની દૃષ્ટિએ જોઇએ, ત્યારે પરમાણુઓનો વિભાગ “ અતિપરમાણુઓ”માં કરવામાં આવે છે. અલબત, અણુ સમુચ્ચયે કરી જડપદાર્થ થયા છે; ને અણુની કલ્પના વડે જ વિદ્યુત્ સિવાયના ને રાસાયણ સિવાયના કાર્યકારણભાવનો ખુલાસો થવો જોઇએ. એવી જ રીતે વાયુરૂપ પદાર્થો વિષે ઘણી સહેલાઈથી ખુલાસો થાય છે. વાયુનો એક ગતિવિષયક ( કીનેટીક થીઅરી ઓફ ગૅસીસ્ ) સિદ્ધાન્ત પ્રખ્યાત છે. જડપદાર્થ અણુસમુચ્ચય વડે થએલો છે. એમ સિદ્ધ કરવાનો આ સિદ્ધાન્તનો હેતુ છે. આ સિદ્ધાન્તથી જેઓ અનંતવિભાગકલ્પનાના મતના છે, તેઓની ધારણા ખોટી થઈ છે. વળી આ સિદ્ધાન્તની મદદ વગર વિદ્યુત્ અને પ્રકાશની સહાયથી ‘ અણુમય રચના ” સાબીત કરાય છે.

**અણુઓનો આકારઃ**—લૉર્ડ રૅલેએ કેટલાક પ્રયોગો કર્યા, તે પરથી અણુઓના આકાર વિષે અનુમાન બાંધી શકાય છે. પાણી પર તેલનો પાતળો થર કરી તે વડે તેણે તરતા થર પર થતાં પરિણામોના પ્રયોગો કર્યા.તે પરથી એવું જણાયું,કે તેલનું પડ૧૦-૬ભાગ્યા (૧૦)૮ સેંટિમીટર જાડું હોય, તો તે પર અમુક પ્રકારની અસર થાય છે. પણ જો તેલનું પડ ૮·૧ભાગ્યા(૧૦)૮ સેંટિમીટર જાડું હોય,તો તે પર તે પ્રકાશની અસર થતી નથી. એ પરથી સિદ્ધ થાય છે, કે તેલના બે પ્રકારના જાડાઈના થરો વડે ભિન્ન પરિણામ થાય છે.

એમ શાથી થાય છે, એનો જો આપણે વિચાર કરીએ, તો માલમ પડશે, કે જ્યારે તેલનું પડ બહુ જ પાતળું હોય, ત્યારે તેની “ અણુમયરચનાનો ” વિચાર કરવો પડે છે. એથી અણુઓનો આકાર એક દશાંશ ભાગ્યા ( દશ ) આઠવાર સેંટીમીટરના “દરજ્જા” નો હોવો જોઈએ એમ સાબીત થાય છે. બીજા જૂદી જૂદી જાતના પ્રયોગો પરથી આ અનુમાન વધારે ખરૂં છે એમ જણાય છે. થૉમસ યંગે સને ૧૮૦૫ માં અણુના આકાર સંબંધી ઉપર પ્રમાણે જ તેલનાં પડ પરના પ્રયોગો કર્યા હતા. લૉર્ડ રૅલેના મત પ્રમાણે યંગનો આ પ્રયોગ પ્રથમ જ હતો. યંગના સરાસરી માપના ગણિત પરથી અણુઓનું એક બીજા પર આકર્ષણ એક ઇંચના એક ભાગ્યા ૨૦ કરોડના માપ જેટલું છે, એવું એણે અનુમાન કાઢયું. એ અનુમાન એક ભાગ્યા ( ૧૦ ) આઠવાર સેંટિમીટર જેટલા માપનું છે, એ લક્ષમાં રાખવા જેવું છે. એ ઉપરથી સન ૧૮૦૫ માં જ આધુનિક શોધોનો પાયો રચાયો હતો. તેમ જ એણે ગણિત વડે એનું સિદ્ધ કર્યું, કે પાણીમાંના અણુઓનો વ્યાસ અથવા એ અણુઓમાંનું અંતર એક ભાગ્યા બે અબજ થી એક ભાગ્યા એક ખર્વ જેટલા ઇંચ જેટલું જોઇએ; એટલે કે એ અંતર એકસો પચીસ સહસ્રાંશ ભાગ્યા (૧૦) આઠવાર થી પચીશ સહસ્રાંશ ભાગ્યા(૧૦) આઠવાર સેંટિમીટર સુધી હોવું જોઇએ.

આધુનિક શાસ્ત્રજ્ઞોએ વાયુના અણુઓના વ્યાસની જે લંબાઈ શોધી કાઢેલી, તે નીચેના કોષ્ટકમાં આપી છે.

**અણુગતિસિદ્ધાંત પરથી કાઢેલો અણુનો વ્યાસ.**

| વાયુ | બોઈલના નિયમે વ્યાસ | સ્નિગ્ધતાના ગુણકાનુંરોધથી વ્યાસ | ઉષ્ણુતાવહનના ગુણક પરથી વ્યાસ | વાયુના વિસ્તાર પરથી વ્યાસ | એ બધાની સરાસરી |
|---|---|---|---|---|---|
| ઉજ્જ ( હ્રાયડ્રોજન ) | $૨.૦૫\times૧૦^{-૮}$ | $૨.૦૫\times૧૦^{-૮}$ | $૧.૯૯\times૧૦^{-૮}$ | $૨.૦૨\times૧૦^{-૮}$ | $૨.૦૩\times૧૦^{-૮}$ |
| કાર્બન મોનો આકસાઈડ કર્બ પ્રણિદ | ......... | $૨.૯૦\times૧૦^{-૮}$ | $૨.૭૪\times૧૦^{-૮}$ | $૨.૯૨\times૧૦^{-૭}$ | $૨.૮૫\times૧૦^{-૮}$ |
| નાઇટ્રોજન ( નત્ર ) | $૩.૧૨\times૧૦^{-૮}$ | $૨.૯૦\times૧૦^{-૮}$ | $૨.૭૪\times૧૦^{-૮}$ | ...... | $૨.૯૨\times૧૦^{-૮}$ |
| હવા | $૨.૯૦\times૧૦^{-૮}$ | $૨.૮૬\times૧૦^{-૮}$ | $૨\ ૭૨\times૧૦^{-૮}$ | ...... | $૨.૮૩\times૧૦^{-૮}$ |
| પ્રાણ ( ઑકિસજન ) | ...... | $૨.૮૧+૧૦^{-૮}$ | $૨.૫૮+૧૦^{-૮}$ | $૨.૭૦\times૧૦^{-૮}$ | $૨\ ૭૦\times૧૦^{-૮}$ |
| કાર્બન ડાય ઓકસાઈડ કર્બ દ્વિપ્રાણીદ | $૩.૦૦+૧૦^{-૮}$ | $૩.૪૭+૧૦^{-૮}$ | $૩.૫૮+૧૦^{-૮}$ | $૩.૨૮+૧૦^{-૮}$ | $૩.૩૩+૧૦^{-૮}$ |

ઉપરના કોઠા પરથી સ્પષ્ટ જણાશે, કે જુદી જુદી રીતો વડે અણુઓનો વ્યાસ કાઢીએ, તો પણ તે લગભગ સરખો જ આવે છે. અત્યંત સૂક્ષ્મ વસ્તુઓનું માપ કાઢવામાં થોડો ઘણો તફાવત આવે જ. એ સિવાય બીજું એક મોટું કારણ છે. ઉપરના કોષ્ટકમાંના અણુઓના વ્યાસની ગણત્રી દરેક અણુ ગોળ ( સ્ફીઅર ) છે એમ ધારીને કરવામાં આવી છે. પરંતુ દરેક જાતના વાયુના અણુઓ ગોળાકાર જ હોઈ શકે, એમ આપણે કહી ન શકીએ અને તે જ કારણસર જુદી જુદી રીતે અણુઓના વ્યાસમાં તફાવત પડે છે.

ઉષ્ણતા અને અણુઓની ગતિઃ–દરેક પદાર્થના અણુઓ ગતિમાન હોય છે, એવો હાલના શાસ્ત્રજ્ઞોનો સિદ્ધાન્ત છે. એ અણુઓ બહુ જ જોરથી ફરતા હોય, તો પણ પદાર્થ જાતે સ્થિર હોય છે. એ અણુઓની ગતિ પદાર્થની સાપેક્ષતાને લીધે હોય છે. " અણુગતિસિદ્ધાન્ત " ( એટલે અણુઓમાં ગતિ હોવાપણું. ) સપ્રયોગ સિદ્ધ થયો છે સાધારણ રીતે એમ કહેવાય, કે અણુઓમાં ત્રણ પ્રકારની ગતિ હોય છે. જેવી રીતે ઘન, પ્રવાહી ને વાયુરૂપ એ ત્રણ પ્રકારનાં પદાર્થનાં રૂપો છે, તે જ પ્રમાણે પદાર્થોના અણુઓમાં ત્રણ પ્રકારની ગતિ હોય છે. ઘન પદાર્થના અણુઓ અત્યંત સૂક્ષ્મ પ્રમાણમાં ગતિમાન હોય છે. આ વાત વ્યવહારમાંના અનેક અનુભવ વડે સાબીત કરી શકાય છે. દાખલા તરીકે કોઈ પણ ધાતુની ચીજ પર સોનાનો ઢોળ ચઢાવીએ, તો તે ઢોળ અથવા મુલામો વરસો સુધી બલકે કેટલાંક સૈકા સુધી તેવો ને તેવો જ રહે છે; પરંતુ તે ગીલીટમાંના અણુઓ સ્થલાન્તર કરી તે ધાતુની અંદર પેસી શકતાં નથી. તેવી જ રીતે કોઈ પણ હલકી ધાતુપર સોનાનો વરખ લગાડીએ, તો તે હલકા ધાતુમાંના કણો તે વરખમાં પેસી શકતાં નથી. એ ઉપરથી ઘન પદાર્થમાંનાં અણુઓ બહુ જ સૂક્ષ્મ પ્રમાણમાં ગતિમાન હોય છે એમ સાબીત થાય છે. પરંતુ પદાર્થ વાયુરૂપ સ્થિતિમાં હોય, તો તેમાંનાં અણુઓ ઘણી ગતિવાળા હોય છે. આપણે કોઈ પણ જાતનું અત્તર લઇએ, તો તેની સુવાસ આખા ઓરડામાં પ્રસરે છે; કારણ કે તે અત્તરના કેટલાક ભાગનું વાયુમાં રૂપાન્તર થાય છે અને તેથી તે વાયુમાંના અણુઓ આખા ઓરડામાં ફેલાઈ જાય છે.

હવે ઘનસ્થિતિમાંના અણુઓની કેવી સ્થિતિ હોય છે તે તપાસીએ. કેટલાકનું ધારવું હશે, કે ઘનસ્થિતિમાંનાં પદાર્થના અણુઓ બહુ જ સ્થિર હોય છે. પરંતુ એ ભૂલ છે. ઘન પદાર્થ સંકોચ ને વિસ્તાર પામી શકે છે; આથી ઘન પદાર્થના અણુઓ સૂક્ષ્મ પ્રમાણમાં ગતિમાન હોય છે એમ જણાશે. પ્રત્યેક અણુ હાલતો ( અસ્થિર ) હોય, તો પણ દરેક અણુ એક બીજા સાથે અથડાય તેને લીધે, તેઓમાંના આકર્ષણને લીધે તે અણુઓ થોડી વારમાં જ પોતાની પૂર્વસ્થિતિમાં પાછા આવે છે. ગરમીથી પદાર્થ વિસ્તાર પામે છે ને ગરમીના અભાવે એટલે ઠંડી પડે, ત્યારે સંકોચાય છે. આથી આપણે કહી શકીએ, કે જેમ જેમ પદાર્થ ઠંડો પડતો જાય, તેમ તેમ તે પદાર્થમાંના અણુઓની ગતિ સ્તબ્ધ થવી જોઇએ. એ રીતે અતિશીત પદાર્થમાંના અણુઓ સ્તબ્ધ હોય છે ને તે વખતે ઉષ્ણતામાન ૨૭૩ ( સેંટિગ્રેડ ) હોય છે, એવું શાસ્ત્રજ્ઞોએ સિદ્ધ કરેલું છે- આથી આપણે કહી શકીએ કે ૨૭૩° થી ઓછું ઉષ્ણતામાન આપણે તૈયાર કરી શકીએ નહિ. એ ઉષ્ણતામાનને " મૂલશૂન્યાંશ " ( ઍબ્સૉલ્યુટ ઝીરો ) એવી સંજ્ઞા છે.

ઘન પદાર્થ જ્યારે ગરમ હોય છે, ત્યારે તેનામાં જે વિશેષ ગુણધર્મો આપણા જોવામાં આવે છે, તે ગુણધર્મોનો અણુસિદ્ધાન્ત પ્રમાણે જે ખુલાસો કરી શકાય, તે આપણે જોઇએ. ધારો, કે બે પદાર્થો -૨૭૩° ઉષ્ણતામાન ધરાવનારા છે, એટલે કે તેઓમાંના અણુઓ અત્યંત સ્તબ્ધ છે. હવે એ બે પદાર્થો એક બીજા પર ઘસવાની શરૂઆત કરીએ, તો બે પૃષ્ઠભાગોનું એક બીજા પર ઘર્ષણ થઈ તે પદાર્થના પૃષ્ઠભાગ પરના અણુઓ ગતિમાન થવા લાગશે. એ રીતે ઘર્ષણને લીધે ગરમી ઉત્પન્ન થશે. અર્થાત્ એ ઉષ્ણતા પદાર્થના પૃષ્ઠભાગ પર પ્રથમ જણાશે. પરંતુ પૃષ્ઠભાગ પરના અણુઓ આંદોલાયમાન થવાથી એની પડોશના અણુઓને ગતિ પ્રાપ્ત થશે. એ જ પ્રમાણે એક બીજા જોડે અણુઓને ગતિ મળવાથી આખા પદાર્થમાં ધીમે ધીમે ઉષ્ણતા પ્રસરશે. આ રીતે ગરમીપ્રસારના પ્રકારને માટે " ઉષ્ણતાવહન " ( કંડક્ષન ) એવો શાસ્ત્રીય શબ્દ છે. ગરમ પદાર્થમાંના અણુઓ અસ્થિર હોય છે. તેથી તેઓને આંદોલાયમાન થવા માટે અમુક નિશ્ચિત જગ્યા નિશ્ચિત ઉષ્ણતામાન પર લાગવી જોઇએ. આ ઉષ્ણતામાન વધારીએ, તો અણુઓના આંદોલનને માટે વધારે અવકાશ જોઇએ. વ્યવહારમાં અથવા દરરોજના અનુભવમાં એ પ્રમાણે થતું આપણે જોઇએ છીએ; કારણ કે ઉષ્ણતા વડે પદાર્થ વિસ્તાર પામે છે ઉલટી રીતે જોતાં માલમ પડશે, કે દબાણ વડે સંકુચિત કરવાથી પદાર્થનું ઉષ્ણતામાન વધે છે.

જેટલા પ્રમાણમાં પદાર્થનું ઉષ્ણુતામાન વધારવામાં આવે, તેટલા પ્રમાણમાં અણુઓના આંદોલનને માટે સ્થલઅવકાશની જરૂર પડે છે. અમુક એક મુકરર માપ કરતાં વધુ ઉષ્ણુતામાન કોઈ પણ પદાર્થને પ્રાપ્ત થાય, તો તે પદાર્થમાંનાં અણુઓ એટલા જોસથી આંદોલાયમાન થશે, કે તે પોતાની પૂર્વસ્થિતિ પર આવી શકશે નહિ. એ પ્રમાણે અણુઓની સ્થિતિ વારંવાર બદલાય, ત્યારે તે સ્થિતિને " પ્રવાહી " અવસ્થા કહે છે. કોઈ અણુ જો વધારે પ્રમાણમાં આંદોલાયમાન થાય તો તે પોતાની મધ્યસ્થિતિ છોડી બીજે સ્થળે જશે, ને તે ઠેકાણે બીજા અણુઓના સંસર્ગમાં આવવાથી નવા આકર્ષણબંધથી તે બંધાઈ જશે. પરંતુ તે પદાર્થના પૃષ્ઠભાગ પાસેના એકાદ અણુને વધારે ગતિ મળે, ને તે ગતિ પદાર્થમાંથી બહાર પડનારી દિશાવાળી હોય, તો તે પદાર્થ પોતાની સામેના અણુબંધમાંથી છુટો થઈ તેમાંથી સીધો બહાર કુટી નીકળશે. એ પ્રમાણે ઘણા અણુઓ બહાર પડવા માંડે, તો તે પદાર્થમાંથી ઓછા થવા માંડશે. આ રીતે પદાર્થમાંના અણુઓની બહાર પડવાની ક્રિયાને માટે બાષ્પીભવન ( અવૅપૉરેશન ) એવો શાસ્ત્રીય શબ્દ છે.

જ્યારે પ્રમાણ ઉષ્ણુતામાન ને દબાણ હોય, ત્યારે કોઈ પણ પદાર્થના વાયુની ઘનતા ( ડેન્સીટી ) તે પદાર્થની ઘનસ્થિતિમાંની ઘનતાથી એક સહસ્ત્રાંશ જેટલી હોય છે. ઘનસ્થિતિમાં જડ પથાર્થ હોય, ત્યારે જે અંતર તેના અણુઓ વચ્ચે હોય છે, તેનાથી દસગણું અંતર તે પદાર્થ વાયુરૂપસ્થિતિમાં હોય, ત્યારે હોય છે. એમ ગણિતશાસ્ત્ર વડે સિદ્ધ કરી શકાય છે.

હવે વાયુના અણુઓ વિષે શાસ્ત્રવેત્તાઓએ આજ સુધી જે કાંઈ પ્રયોગસિદ્ધ અગર તો ગણિતસિદ્ધ માહિતી મેળવી છે તે જોઈએ. હવામાંનાં અણુઓના વ્યાસની સરાસરી આસરે ૨.૮ ભાગ્યા ( ૧૦ ) આઠવાર સેંટિમીટર હોય છે, એ અણુ હવામાં જો ચોરસનાં ચોકઠાં જેવા હોય, તો તે બે અણુઓ વચ્ચેનું અંતર આસરે ૨.૯ ભાગ્યા ( ૧૦ ) સાતવાર સેંટિમીટર હોય છે. પ્રમાણ ઉષ્ણુતામાન ને દબાણ હોય, ત્યારે એક પરિમાણના ઘનમાં ( એટલે ચૌરસ ચૌરસ એક સેંટિમીટર લંબાઇ ને પહોળાઈના ઘનમાં ) આસરે ૨.૭૫ ( ૧૦ ) ૧૯ વાર એટલે ૨૭૫ પર સત્તર મીંડા મૂકીએ તો એ સંખ્યા થાય. આ સંખ્યા પરાર્ધ કરતાં બે સ્થાનથી મોટી છે. આટલા બધા અણુઓ એક ઘન સેંટીમીટરમાં હોય છે. ગણિત અને પ્રયોગ વડે વાયુના અણુઓની ગતિ નીચે પ્રમાણે છે:—

| વાયુનું નામ | ઉષ્ણુતામાન | ગતિ દર સેકંડે |
|---|---|---|
| (હાયડ્રોજન) ઉજ્જ | ૦ શતાંશ | ૧૮૩૯૦૦ સેંટીમી. |
| હવા | ૧૫ ,, | ૪૯૮૦૦ ,, |
| પારાની વરાળ | ૦ ,, | ૧૮૫૦૦ ,, |

એવી જ રીતે ગણિત વડે એવું સાબીત કરવામાં આવ્યું છે, કે ૧ ભાગ્યા ( ૧૦ ) ૧૨ ગ્રામ વજનના અણુની અથવા અણુસમુચ્ચયની ગતિ શૂન્ય શતાંશ ઉષ્ણુતામાન પર દર સેકંડે ૨ મિલિમીટર પ્રમાણે હોવી જોઈએ. ૧૦ ગ્રામ વજનનો અણુ સૂક્ષ્મદર્શક યંત્ર વડે જોઇ શકાય છે. તેવી જ રીતે દર સેકંડે ૨ મીલીમીટરની ગતિવાળી વસ્તુ પણ આંખોથી જોઇ શકાય છે. પરંતુ એ વસ્તુનો વેગ થોડી વાર સુધી સતત એક જ દિશા ભણી હોવો જોઈએ. અણુઓ પાત્ર ( વાસણ ) સાથે અથવા તો એક બીજા સાથે વારે વારે અથડાવાથી તેમના વેગની દિશા પલટાય છે ને તે કારણસર દરેક અણુ વ્યક્તિશઃ દેખી શકાતો નથી. એમ છે, તો પણ અનેક લઘુગતિઓ ( શૉર્ટ મોશન )ના ( રીઝલ્ટંટ ) તરીકે એવી એક સરેરાશની ગતિ થવી જોઈએ. એ ગતિ દર સેકંડે ૨ મીલીમીટર કરતાં ઓછી હોવી જોઈએ. આર. વ્હાન. સ્મોલુચૌસ્કીએ એવું બતાવી આપ્યું, કે રૉબર્ટ બ્રૌન નામના વનસ્પતિશાસ્ત્રજ્ઞે ઈ. સ. ૧૮૨૭ માં અણુઓની જે હીલચાલનું અવલોકન કર્યું તેની આ સરેરાશની ગતિ છે. ઉપરની હીલચાલને બ્રૌનની હીલચાલ કહે છે. એ પ્રમાણે બ્રૌનની હીલચાલના અવલોકન વડે " અણુ-ગતિ " વિષે દૃઢ પ્રત્યય મળે છે.

ડાલ્ટનનો સિદ્ધાન્તઃ—નીચે આપેલો નિયમ ડાલ્ટને શોધી કાઢ્યો છેઃ—કોઈ પણ પાત્રમાં પ્રકારના જુદા જુદા વાયુનું મિશ્રણ હોય છે, ત્યારે દરેક વાયુના દબાણના સરવાળા જેટલું તે મિશ્રણનું દબાણ હોય છે. દાખલા તરીકે એક વાસણમાં નત્ર અને પ્રાણ એ બે પ્રકારના વાયુનું મિશ્રણ છે. તેમાં નત્રનું દબાણ ૧૫ સેંટીગ્રામ છે ને તે પ્રમાણનું દબાણ ૬૧ સેંટીગ્રામ છે. તો તે મિશ્રણનું દબાણ (૧૫+૬૧) =૭૬ સેંટીગ્રામ થશે

બૉઈલ અને ચાર્લ્સનો સિદ્ધાન્તઃ—કોઈ પણ વાયુનું ઉષ્ણુતામાન કાયમ રાખવાથી વાયુનું દબાણ તેના આકારમાનના ઘનફળના વ્યુત્ક્રમ પ્રમાણમાં ( ઈન્વર્સ પ્રોપોર્શન )અને તે વાયુનું ઘનફળ કાયમ રાખવાથી તેનો દાબ ઉષ્ણુતામાનના સમ પ્રમાણમાં બદલાય છે.

એવ્હાગડ્રોનો સિદ્ધાન્તઃ—એક સરખા આકારના ઘનફળવાળા પરંતુ જુદી જુદી જાતન

વાયુઓને સરખાં જ ઉષ્ણતામાન ને દબાણ પર રાખીએ, તો તે જુદી જુદી જાતના વાયુઓના અણુઓની સંખ્યા એક જ હોય છે.

ઉપર આપેલો બૉઇલ અને ચાર્લ્સનો સિદ્ધાન્ત પૂર્ણપણે બરાબર નથી; કારણ કે ઉષ્ણતામાન અથવા દબાણમાં વિસ્તૃત પ્રમાણમાં ફેરફાર કરવામાં આવે, તો આ નિયમ ચોકસ રીતે લાગુ પડતો નથી. વાયુનાં ઉષ્ણતામાન, દબાણ ને ક્ષેત્રફળ એમાંનું એક બીજા સાથે અમુક પ્રકારનું નિશ્ચિત પ્રમાણ હોવું જોઈએ. ઉપર આપેલાં ઉષ્ણતામાન, દબાણ અને ક્ષેત્રફળમાં ઘણા મોટા પ્રમાણમાં ફેરફાર કરવાથી એજ પ્રમાણ કાયમ રહી શકતું નથી. અલબત્ત આવા પ્રકારના ફેરફાર થવાનાં કેટલાંક કારણો હોવાં જોઇએ. તે વિષે વ્હાન ડર વૉલ નામના શાસ્ત્રવેત્તાએ વિચાર કરી, બે કારણો શોધી કાઢયાં છે. તેમાં અણુઓનું એક બીજા સાથે થતું આકર્ષણ એ એક કારણ છે. તે પ્રમાણે ફેરફાર કરી સમીકરણ કરવાથી, બદલેલા ક્ષેત્રફળ ઇત્યાદિને તે લાગુ પડે છે. ઉપરના ડાલ્ટન, ચાર્લ્સ-બૉઇલિ, ઍવ્હાગડ્રો તથા વૉન ડર વૉલ ઇત્યાદિના સિદ્ધાન્તો તથા મતો પરથી અણુસિદ્ધાન્તને ટેકો મળે છે.

**અણે**:—આ ગામડું પુના જીલ્લાના જુન્નર ગામની પૂર્વે ૨૫ માઈલ પર "અણે ખીંડી" ની પડોશમાં આ ગામડું છે. લોકવસ્તી આશરે બે હજાર. અહીં દર બુધવારે બજાર ભરાય છે. ( પુર્ગનાજ ).

**અણ્ણાજી દત્તો**:-શિવાજીના અષ્ટપ્રધાનમાંનો એક. સત્તરમાં સૈકાની શરૂઆતમાં હિંદુપદપાદશાહીની કલ્પના મૂર્ત સ્વરૂપમાં આવવા માંડી હતી, તે વખતે શહાજીના તથા તેણે મોકલેલા માણસો દિવસે દિવસે ઓછા થવા લાગ્યા. એ વખતે શિવાજીની પાસે કેટલાક જુસ્સાદાર તથા દાઝવાળા સ્વામીનિષ્ઠ નવા માણસો આવવા લાગ્યા. તેમાં અણ્ણાજીદત્તો પ્રભુણીકર એક હતો.તે જાતે દેશસ્થ બ્રાહ્મણ હતો. ઈ. સ. ૧૬૪૭ માં તે શિવાજીને આવી મળ્યો. ને નાનાં મોટા કામો કરી એની પાસે જ રહ્યો. એની પાસે સંગમેશ્વર તાલુકાનું કુલકર્ણીપદ હતું. એના પૂર્વવૃત્તાન્ત પ્રમાણે એના ખાનગી જીવન પર પ્રકાશ પાડનારી માહિતી કોઈને પણ ઉપલબ્ધ નથી-

બીજાપુરથી સોગન લઈ આવેલા અફઝુલખાન સામે ટક્કર ઝીલવા તા. ૧૦ નવેમ્બર ૧૬૫૯ ને રોજ પ્રતાપગઢ પરથી શિવાજી એકલો જ નીચે ઉતર્યો, તે વખતે તેણે અણ્ણાજીને પોતાની માતા જીજાબાઈ તથા પુત્ર સંભાજીના સંરક્ષણાર્થ પ્રતાપગઢ પર મૂકયો હતો.અફઝુલખાનને માર્યા પછી,અણ્ણાજી દક્ષિણ કોકણનો પુરેપુરો ભોમીઓ હોવાથી, શિવાજીએ તરત જ તેને પન્હાળગઢ કિલ્લો જીતવા આગળ મોકલ્યો. " અમે માલસાવંતના હજારીઓ છીએ " એમ કહી અણ્ણાજીએ પન્હાળાનો કિલ્લો સર કરવા પ્રયત્ન કર્યો. ત્યારપછી તા. ૨૮ નવેમ્બર ૧૬૫૯ ને રોજ શિવાજીએ જાતે જઈ પન્હાળાનો કીલ્લો જીત્યો. અણ્ણાજીએ પોતાની કાર્યકુશળતા શિવાજી પાસે રહી એવી રીતે બતાવી. હિસાબી તથા લેખનકુશળ જણાયાથી તા. ૨૯ ઓગસ્ટ ૧૬૬૧ને રોજ શિવાજીએ રાજ્યવાકનિશી તેને સોંપી તથા પાલખી આપી એનો સત્કાર કર્યો. ખાનગી કારભાર, કાગળ, પત્રવ્યવહાર, દફતર સાચવવાં, ઇત્યાદિ બાબતો વાકનિશીમાં હતી. ભોજનની તજવીજ, નિમંત્રણો કરવાં વિગેરે કામો પણ વાકનિસને જ કરવાં પડતાં. આ વાકનિશી અણ્ણાજીને આપતાં પહેલાં જમીન તથા સારામહેસુલની વ્યવસ્થા વિગેરે રાજ્યાન્તર્ગત વ્યવસ્થાનાં કામો દાદોજી કોંડદેવ કરતો. પરંતુ દાદોજીના મરણ પછી, અણ્ણાજી અનુભવી માણસ હોવાથી એ કામો એને જ સોંપવામાં આવ્યાં. અણ્ણાજીએ પણ દાદો કોંડદેવની સારા મહેસુલની પદ્ધતિ ચાલુ રાખી હતી ને તેણે પોતાનું કામ ઘણી જ હુશિયારીથી સંગીનપણે કર્યું. રાજ્યની બહુ સારી સેવા બજાવી માટે શિવાજીએ કૃપાળુ થઈ એને તા. એપ્રીલ ૧૬૧૬ ને રોજ " સુરનીશી " આપી તથા એનું યોગ્ય સમાધાન કીધું,સુરનીસને અથવા સચિવને રાજ્યના કાગળપત્રો થાય તેમાં ન્યૂનાધિક અક્ષરો લખવા, લખાણ બરાબર વાંચી લેવાં; પેટામહાલ, પરગણા વિગેરેના હિસાબ જોવાં, રાજપત્રો ઉપર સમંતિદર્શક ચિન્હો કરવાં, યુદ્ધાદિ પ્રસંગો ઉભા કરી, રાજહિત થાય તેવાં કામો કરવાનાં હતાં. અણ્ણાજીએ ગામના કારભારી લોકો પર બીલકુલ ભરોસો ન રાખતાં જાતે ગામેગામ ફરી સારાપટી ( જમીનધારો ) બેસાડવી વિગેરે દેખરેખનાં તથા અન્તર્વ્યવસ્થાનાં કામો ઉત્તમ રીતે કર્યાં હોય, તો પણ યુદ્ધાદિ પ્રસંગો ઉભા કરી પોતે સ્વતંત્રપણે એકાદ મુલક મેળવ્યો નથી. શિવાજીએ ઈ. સ. ૧૬૬૪ ના જાનેવારી માસમાં કોળવણથી ( થાણા જીલ્લામાંથી )નીકળી તા. ૬ એ સુરત લુટયું, તે વખતે તેણે અણ્ણાજીને સાથે લીધો હતો. પછીથી દક્ષિણ દેશ જીતવા માટે પ્રતાપરાવ ગુજર ઇત્યાદિ પ્રખ્યાત લોકોને મોકલવામાં આવ્યા હતા, તેઓમાં અણ્ણાજી પણ હતો. પરંતુ આ સ્વારીની વખતે પણ અણ્ણાજીએ કાંઈ વિશેષ બહાદુરી બતાવી નહિ. હુબળી શહેર અણ્ણાજીએ લુટયાનો

માત્ર ઉલ્લેખ મળે છે. ( ઈ. સ. ૧૬૭૩ ) હુબળી શહેર તે વખતે વેપારનું મુખ્ય મથક હતું. એ શહેરમાં સુરત કરતાં પણ વધારે લુંટ મળી હોવી જોઇએ, એવો અડસટો છે. પરંતુ અંગ્રેજ તથા બીજા યુરોપીયન વખારવાળા જોડે શિવાજીની જે વાટાઘાટો થઈ તે પરથી એવું જણાય છે, કે અણ્ણાજીએ ઠેઠ સુધી હુબળીની લૂટ સંબંધી પૂર્ણ હકીકત શિવાજીને જણાવેલી નહિ. કદાચ રાજાપુરની લૂટમાં થયેલા અવ્યવસ્થિતપણા માટે જવાબદાર માણસોને શિવાજીએ જે શિક્ષા કરી, તેથી ડરીને અણ્ણાજીએ આમ કર્યું હોય. ઈ. સ. ૧૬૬૬ માં સંભાજીને લઇને શિવાજી દિલ્લીશ્વરને મળવા માટે આગ્રા ગયો, તે વખતે તેણે ( શિવાજીએ ) પોતાનો રાજ્યકારભાર ત્રણ પુરુષોને હતો. તેઓમાં અણ્ણાજી પણ હતો. એ લોકોએ કાર્યદક્ષ રહીને તારીખ ૫ માર્ચથી તે ૨૦ નવેંબર ૧૬૬૬સુધી રાજ્યકારભાર સુવ્યવસ્થિત રીતે ચલાવ્યો. તે માટે શિવાજીએ હર્ષપૂર્ણ ચિત્તે તેઓનાં વખાણ "તમો રાજ્યના આધારસ્તંભ છે." વિગેરે વચનોથી કર્યાં હતાં. જમીનમહેસુલ ઠેરવવાં, ગામડાં વિગેરેનાં ટંટા બખેડાની પૂછપરછ કરીને નિર્ણય આપવો, એવા પ્રકારનાં ઘણાંખરાં કામમાં અણ્ણાજીનો સમય જતો. યુદ્ધાદિ પ્રસંગોમાં અણ્ણાજી ભાગ્યે જ સામેલ થતો. તો પણ તે દક્ષિણ કોકણનો પૂર્ણ ભોમીઓ હતો, તેથી જ્યારે જ્યારે દક્ષિણ ભાગમાં લડાઇનો પ્રસંગ ઉભો થતો, ત્યારે અણ્ણાજીને સાથે મોકલવામાં આવતો. ઈ. સ. ૧૬૫૯ માં જીતેલો પન્હાળાનો કિલ્લો બીજાપુરના રાજાએ ઈ. સ. ૧૬૬૨ માં પાછો લઈ લીધો હતો. પછી મરાઠાઓએ પોતાના અમલ નીચેના મુલકોમાં ખવાસખાન વધારે ને વધારે પગપેસરો કરવા લાગ્યો, તેથી ઈ. સ. ૧૬૭૩ માં દક્ષિણના બંદોબસ્તનું ઠેકાણું જે પન્હાળગઢનો કિલ્લો તે સર કરવાનો નિશ્ચય કર્યો. "અણ્ણાજીપંતને ભેદ કરી યુક્તિપ્રયુક્તિથી જીતી લેવા" શિવાજીએ આજ્ઞા કરી. "બાબાજી નાઈક મુંડે જે બીજાપુરમાં વકીલ હતો, તેને પાછો બોલાવવામાં આવ્યો. કોંડાજી ફરજંદનું પણ પાલખી વિગેરેથી સન્માન કરવામાં આવ્યું. ગુપ્ત રીતે મસલત કરી, શિવાજીએ અણ્ણાજી તથા મોત્યાજી રવેલકરને ઘણા માણસો આપી, એની સાથે મોકલી આપ્યા."

"અણ્ણાજી પણ રાજાપુર ગામેઉદિવસ અગાઉ એટલે તા. ૨ માર્ચ ૧૬૭૩ ને દિવસે ગયો: તે છુપા જાસુસ તરફથી ખબરો વિગેરે લાવવાની યોજનાઓ કરતો. એટલામાં જ તા. ૫ માર્ચ રોજે કોંડાજી વિગેરે માણસો જઈ પહોંચ્યા ને તેઓએ તે જ દિવસે રાત્રે ઘોર અંધકારમાં કિલ્લા પર હલ્લો કર્યો; ને બધે હાહાકાર મચાવી દીધો. અણ્ણાજી પંડિત લશ્કરના પાછલા ભાગનું રક્ષણ કરવા માટે પછાડી મોટાં જંગલમાં લશ્કર સાથે છુપાઈ રહ્યો હતો. તા. ૬ એ લડાઈ ખરા રંગમાં ચાલી, પરંતુ છેવટે કોંડાજીએ કિલ્લો હાથમાં લીધો. તરત જ જાસુસ સાથે ફત્તેહ થયાનો કાગળ શિવાજીને મોકલ્યો. અણ્ણાજી પણ હર્ષમાં આવી જઈ જલદી આવ્યો." પછીના આઠ દિવસ શિવાજી પન્હાળગઢ પર આવ્યો ત્યાં સુધી અણ્ણાજી ત્યાં જ રહ્યો. આ રીતે ફરી એક વાર પન્હાળા જીતાયો, તે સત્તરમાં સૈકાના અંત સુધી મરાઠાઓ પાસે જ રહ્યો. આ પછી શિવાજીએ રાજ્યાભિષેક થતાં પહેલાં અષ્ટપ્રધાનને જુદા જુદા રાજ્યકારભારના ભાગ વહેંચી આપ્યા. તે વખતે અણ્ણાજીને ચેઉલથી માંડી, દાભોળ, રાજાપુર કુડાળ, બાંદા ને ફોંદોડે અંકોલા સુધી એટલે લગભગ આખા દક્ષિણ કોંકણનો કારભાર સોંપેલો હતો. અને એ સિવાય જમીનની માપણી કરી, સારામહેસુલ કાયમ કરવાં વિગેરે જમીન મહેસુલના કામો પ્રથમની પેઠે એને જ સોંપેલાં હતાં. રત્નાગિરી તાલુકાનું દેશપાંડેપણું તથા કોલ્હાપુર ઇલાકાના ભૂધરગઢ પાસેના સામાનગઢની સબનીશીના કામો પણ અણ્ણાજીને કરવાં પડતાં. અણ્ણાજીએ સામાનગઢ બાંધ્યો એવું કહેવાય છે. અણ્ણાજી પાસે દક્ષિણ કોંકણનો કારભાર હતો, તેથી આખો સમુદ્રકિનારો એના જ અમલ તળે હતો. તેથી યુરોપીયન વસવાટ કરનારા સાથે એને હંમેશ કામ પડતું. તે લોકો એને અણ્ણાજી પંડિત કિનારાનો સુબેદાર ( વૉઈસરાય ) કહેતા. તારીખ ૫ જૂન ૧૬૭૪ ને રોજ શિવાજીને રાજ્યાભિષેક થયો, તે વખતે અણ્ણાજીને રાજ્યાન્તર્ગત વ્યવસ્થાનાં કામો કરવાનાં હતાં. તે કારણસર રાજછત્ર હાથમાં ધરવાનું મોટું માન એને મળ્યું. તે પ્રસંગે ઉત્તમ વસ્ત્રો, પોશાક, કંઠી, હારકલગી, શિરપેચ, કટાર, ઢાલ, તરવાર, થીહા, ઘોડા ઇત્યાદિ આપી તેનો સારી રીતે સત્કાર કરવામાં આવ્યો. અણ્ણાજીને પાલખી ખરચ મળી દર વરસે ૧૦,૦૦૦ હોન અથવ દર મહિને ૩૦૦૦ રૂ. જેટલો પગાર મળતો. અણ્ણાજી રાજ્યના કાગળપત્રો પર પોતાનો જે સિક્કો મારતો, તેમાંનો મુખ્ય શિકકો અષ્ટકોણી, મોટો તથા લાંબો હતો.

તેની ઉપર નીચે પ્રમાણે ચાર લીટીઓ હતી ( ૧ ) શ્રીશિવચરણે ( ૨ ) નિરંતર દત્ત ( ૩ ) સુતઅનાજીપં( ૪ )ત તત્પર. લેખનસીમા પર મારવાનો શિકકો વર્તુલાકારનો હોઈ તેમાંનું લખાણ નીચે પ્રમાણે છે.

(૧) લેખ (૨) નાવધિ રે (૩)ધતે. ઈ. સ. ૧૬૭૪ પછી શિવાજીએ ફરી બધી જમીનની માપણી કરવાનું ઠરાવ્યું, તેથી તે કામમાં જ અણ્ણાજીનાં ૪-૫ વરસો વહી ગયાં. એ અરસામાં અણ્ણાજીને માત્ર માળવાપર સ્વારી કરવા મોકલ્યો હતો. ઈ. સ. ૧૬૭૮ માં શિવાજી કર્નાટકની સ્વારીએ નીકળ્યો. તે વખતે પોતાની પાછળ રાજ્યસંરક્ષણ માટે, તેણે અણ્ણાજીને મૂક્યો હતો. ઘણુંકરી અણ્ણાજી રાયગઢપર જ રહેતો. જ્યારે જ્યારે તે ગામોની તપાસણી કરવા જતો, ત્યારે તેનો મુતાલિક સરનિશીનું સઘળું કામ કરતો.

ગામના કારભારી લોકો જમીનની માપણી કરવામાં ભૂલચૂક કરતા ને તેથી રાજ્યનું વધારે પ્રમાણમાં નુકસાન થતું. તે માટે અણ્ણાજીએ જાતે અનેક કષ્ટ વેઠી ગામેગામ ફરી જમીનની માપણી કરીને જમીનધારો બેસાડયો. આથી રાજ્યનું મહેસુલ ઘણું વધ્યું. રાજ્યની અન્તર્વ્યવસ્થા સારી થઇ ને અણ્ણાજીની ચઢતી દિનપ્રતિદિન અધિક થવા લાગી. પરંતુ એક કારણને લઇને તે વખતના રાજ્યના કેટલાક આગેવાન તથા કર્તવ્યશાલી પુરુષો તથા અણ્ણાજી વચ્ચે અણબનાવ થયો; ને હણમંતે વિગેરે લોકોએ જમીનમહેસુલ તથા ગામડાં વિગેરેના ટંટા બખેડાઓનો નિર્ણય "મહારાજે જાતે આપવો" એવી માગણી કરી. એનું પરિણામ એવું થયું કે "બધી જમીનની માપણી ફરી કરી જમીનધારો બેસાડવો" એવો હુકમ શિવાજીએ ફરમાવ્યો, ને તે પ્રમાણે રાજ્યાભિષેક થયા પછી જમીનમાપણીની શરૂઆત થઈ. એ માપણીની વખતે પણ દાદોજી કોંડદેવની જમીનના તક્ષીમા એટલે પ્રત નક્કી કરવાની ને માપવાની રીત કાયમ રાખવામાં આવી હતી. પરંતુ ઋતુમાન પ્રમાણે ઓછીવત્તી થનારી દોરીને બદલે રાજહસ્ત વડે પાંચ હાથ ને પાંચ મુઠી લાંબી લાકડીનું માપ ચાલુ કરવામાં આવ્યું. શિવાજી જન્મથી જ આજાનુબાહુ હતો, એટલે આ માપ વિષે કોઈથી તકરાર થઈ શકે એમ ન હતું. ઉપરના બે પંચમાંશ જેટલી સારાપટી લેવી, એ જ પ્રમાણ કાયમ રાખવામાં આવ્યું. પરંતુ ગલ્લીઓને બદલે નગદમાં જમીનધારો લેવાની પદ્ધતિ ચાલુ કીધી; અને વળી આ વખતે જે સારાપટી ઠેરવેલી હતી, તે કાયમને માટે સમજવામાં આવી. પડતર જમીનપર પણ મહેસુલ ઉઘરાવાતું, તેથી પડતર જમીનની પણ ઠીક વ્યવસ્થા થવા લાગી. જે ઠેકાણે જમીનો ખેડયા વગરની પડી રહી હતી, તે ઠેકાણે લોકોની વસ્તિ કરાવી, જમીનમાં વાવેતર કરવા માટે બી, ઢોરો તથા પૈસા પણ બે વરસની મુદત માટે આપવામાં આવ્યાં ને એ પ્રમાણે એ જમીનની વ્યવસ્થા કરવામાં આવી. દુકાળને વખતે પણ બિઆણું, ઢોરો વિગેરે આપવામાં આવતાં, તેથી કાયમ જમીનમહેસુલની પદ્ધતિ સંબંધી તકરારો ઉભી થતી ન હતી. નવું જમીનમહેસુલ નક્કી કરતી વખતે અણ્ણાજીએ વખતોવખત જે આજ્ઞાપત્રિકાઓ મોકલી, તે પરથી જણાય છે કે નવો જમીનધારો બેસાડતી વખતે, પ્રથમ કારકુનો તથા ગામના કારભારીઓ તે ગામમાંના કેટલાક પ્રતિષ્ઠિત તથા આગેવાન ગૃહસ્થોની સલાહ લેતા, તેમ જ ગામના આગેવાન લોકો પણ બનતી કોશીશે મદદ કરતા. આ રીતે જમીન મહેસુલ નક્કી થયા પછી, ગામો તરફથી લખાણ અણ્ણાજી તરફ જતું. તે પછી અણ્ણાજી જાતે જઈ રાજહિતને વાંધો ન આવે તે રીતે તથા ગામમાં એ બાબત તકરાર નથી, તેની ખાતરી કરી, જમીનમહેસુલ કાયમ કરતો. પરંતુ એમ કરતાં, દરેક માણસના હિત તરફ અણ્ણાજીને અવગણના કરવી પડતી ને તેથી કેટલાક લોકોનો એનાપર રોષ થયો. મોરોપંત પિંગળે પેશવા મુખ્યત્વે કરી રાજ્યનો જવાબદાર માણસ હતો તેથી અણ્ણાજીની વિરુદ્ધ ઘણીખરી વખત નિર્ણય થતો ને તે શિવાજી પણ કબુલ રાખતો. આથી અણ્ણાજી મોરોપંતનો તિરસ્કાર કરવા લાગ્યો. તેથી મોરોપંત ને અણ્ણાજી વચ્ચે અણબનાવ થયો.શિવાજીના રાજ્યાભિષેક પ્રસંગે મોરોપંતે અણ્ણાજી પ્રત્યે વિરોધ બતાવ્યો તેનો ફાયદો લઈ, અણ્ણાજીને મોરોપંતનો જાહેરરીને દ્વેષ કરવાની તક મળી હતી. અણ્ણાજીનો બધો સમય ઘણેભાગે રાજ્યાન્તર્ગત વ્યવસ્થાનાં કામો કરવામાં ગયો, તેથી તે કેટલાક મોટા લોકોના નુકસાનનું કારણ થઈ પડયો હતો. આનું પરિણામ એ આવ્યું કે જેટલા પ્રમાણમાં અણ્ણાજીનો દમામ બહારથી દેખાતો હતો, તેટલા જ પ્રમાણમાં તેની વિરુદ્ધ બાજુએ આખી પ્રજા તથા નાનામોટા અધિકારીઓ થયા હતા.

હિંદુ લોકોના વારસાના હકમાં જ સર્વનાશક ગૃહકંકાસનું બીજ સમાએલું છે. કેવળ ઉન્નતિની ભીનાશ વડે એ બીજનો જડમૂળથી નાશ થાય છે, એ વાત સાચી. પરંતુ થોડી ઉન્નતિની ભીનાશને કોઈ પણ મોટા પુરુષની હુંફ મળતાં જ એ બીજને ફણગો ફુટે છે. સકલગુણસંપન્ન તથા વિનયશીલ એવી સઈબાઈના મરણ પછી રાજારામનો જન્મ થતાં જ ઉત્પન્ન થએલું ગૃહકલહનું ભૂત, જે અત્યાર સુધી જીજાબાઈના કરડા અમલ તળે વટાઈ ગયું હતું, તે જ શિવાજીનો રાજ્યાભિષેકોત્સવ ને

સંભાજીનું યુવરાજપદ જોતાં જ ઉપર ઉછળી આવવા પ્રયત્ન કરવા લાગ્યું. જીજાબાઈના મરણ પછી તો એ નિર્બંધપણે શિવાજીનાં ગૃહમાં ઉચ્છૃંખલપણે ગમે તેમ રમવા લાગ્યું. અણ્ણાજી જાતે મહત્વાકાંક્ષી ને બુદ્ધિમાન પંડિત હતો. પરંતુ એનામાં બહાદુરી તથા યુદ્ધનૈપુણ્યનો અભાવ હોવાથી તે પ્રથમથી જ કપટ—કારસ્થાન રચવામાં કુશળ હતો. આ ગૃહકલહરૂપી ભૂતની ગંધ તે શિવાજી પાસે ઘણુંખરૂં રાયગઢ પર રહેતો હોવાથી તેને તરત જ આવી, ને તે સમયના બળવાન સોયરાબાઈના પક્ષમાં તે જોડાયો. અણ્ણાજીએ થોડા જ વખતમાં સોયરાબાઈપિર પોતાની છાપ પાડી અને તેને પોતાના હાથમાં રાખી. સંભાજી વિરુદ્ધ પ્રપંચ કરી તેને નાલાયક ઠેરવવામાં અણ્ણાજી એ એક જ સોયરાબાઈના પક્ષમાં સરકારકૂન હતો. તેથી સોયરાબાઈએ પણ બનતા પ્રયાસે મદદ આપી એનો પુરસ્કાર કર્યો. શિવાજી કર્નાટકની સ્વારીએ ગયો, ત્યારે સોયરાબાઈના ગુપ્ત કારસ્થાનને વધારે પુષ્ટિ મળી. એ કારસ્થાન વડે સંભાજીને તેની સ્ત્રી સાથે હાંકી મૂકવામાં આવ્યો. શિવાજી કર્નાટકથી પાછો આવ્યો, ત્યારે સંભાજીને ઉઠાડી મૂકવાના સમાચાર તેને મળ્યા, તેથી તેણે સંભાજીને પાછો લાવવાનો પ્રયત્ન કર્યો.

જ્યારે આ ઉભરાતા ગૃહકલહને મટાડવા શો ઉપાય યોજવો કે જેથી કરી હિંદુપદપાદશાહીનું રક્ષણ થઈ શકે, તે ચિંતામાં શિવાજી પડયો હતો, તેવામાં તે માંદો પડયો. એ માંદગીમાં, શિવાજીનો અંતકાળ પાસે આવ્યો જાણી, તરત જ સંભાજીના બંદોબસ્તનાં તથા બીજા કેટલાંક કારસ્થાનો ગુપ્ત રીતે ચાલવા માંડયાં.

એવે પ્રસંગે મોરોપંત વિગેરે રાજ્યના મોટા મોટા લોકોને શિવાજીએ ખાસ તેડાવ્યા હતા. તેમાં બાળાજી પેશવા પણ હતો. પરંતુ એ સમયે મોટા પુરુષોનાં મન હિંદુપદપાદશાહીનો પ્રતાપસૂર્ય જે શિવાજી તેનો અસ્ત થતો જોઈ અત્યંત વ્યાકુળ તથા ચિંતાપુર થયાં હતાં. તે કારણથી અને તેઓ રાજધાનીના તે રાજકુટુંબનાં કજીઆકંકાસથી ઘણા જ દૂર રહેતા હોવાથી તેઓ એટલા બધા ગભરાટમાં પડી ગયા હતા, કે ક્ષુદ્રબુદ્ધિ ને સાપત્ન ભાવથી ઉશ્કેરાએલાં સોયરાબાઈના છળકપટથી તથા મહત્ત્વાકાંક્ષાવાળા અણ્ણાજીની સ્વાર્થપરાયણતાથી તેઓ તદ્દન અજાણ હતા. સોયરાબાઈ તથા અણ્ણાજીવિરુદ્ધ તે સ્વામિનિષ્ઠ સરકારકુનો તથા પ્રધાન મંડળના માણસો એકાએક થઈ શકતા ન હતા. આ તરફ શિવાજીની વધતી જતી માંદગીની ખબર સંભાજીને ન મળે, તે માટે અણ્ણાજીએ પૂર્ણ સાવચેતી રાખી હતી. પછી શિવાજી મરણ પામ્યા બાદ, (તે વખતના લોકોના માનવા પ્રમાણે) નજરકેદમાં મૂકેલો સંભાજી પુરેપુરો બંદિવાન ન થાય ત્યાં સુધી શિવાજીના મરણના સમાચારની એને ખબર ન પડે તેવી વ્યવસ્થા કરવામાં આવી. શિવાજીના મરણને ૧૯ દિવસ થતાં જ, એટલે તા. ૨૧ એપ્રીલ ૧૫૮૦ ને રોજ અણ્ણાજીએ બધી સત્તા પોતાના હાથમાં લીધી. માત્ર નવ દસ વરસના રાજારામનું "મંચકારોહણ" કરાવ્યું તથા મોરોપંત સાથે સલાહ કરીને પોતે સંભાજીને કેદ કરવા માટે રાયગડ છોડી નીકળ્યો. આવા પ્રકારના અણ્ણાજીના વર્તનથી પોતાની જીંદગી માટે મોરોપંત સાશંક થયો. તેથી અણ્ણાજી પ્રત્યેનો તેનો વેરભાવ વધતો ગયો. આ તરફ બાળાજીએ ના કહેવા છતાં, તેના (બાળાજીના) પુત્ર મારફત જનાર્દનપંત તથા હંબીરરાવને અણ્ણાજીએ આજ્ઞાપત્રો મોકલાવ્યાં. ખરી રીતે જોતાં, હંબીરરાવનો રાજ્યમાં પડતો દમામ તથા તેના દરજ્જા તરફ ધ્યાન આપતાં અણ્ણાજીએ એની જ સંમતિથી સર્વ કારભાર કરવો જોઇતો હતો. પરંતુ સચ્ચા, સ્વામિનિષ્ઠ ને ઉમદા હૃદયનો હંબીરરાવ સોયરાબાઇનો પક્ષ કબુલ રાખશે નહિ, એવી અણ્ણાજીને પુરતી ખાત્રી હતી. એ કારણસર, અણ્ણાજીએ એની સંમતિની ભાંજગડમાં ન પડતાં સોયરાબાઈને હાથમાં રાખી, સ્વાર્થથી આંધળો બની તથા પોતાના સામર્થ્ય તથા દમામપર ખોટો વિશ્વાસ રાખી, રાજારામનું પુતળું આગળ મૂકી, સર્વ સત્તા તથા રાજ્યકારભાર હાથમાં લેવાની વ્યર્થ મહત્વાકાંક્ષા કરી. આથી આખા રાજ્યમાંના કારકુનો તથા મોટા આગેવાનો અણ્ણાજીની વર્તણુક સંબંધી સાશંક થવા લાગ્યા. મોરોપંત તથા જનાર્દનપંત તો એનો પહેલાંથી જ દ્વેષ કરતા હતા. હંબીરરાવને પણ અણ્ણાજીનું વર્તન અપમાનકારક જણાયાથી તે વધારે ચીઢાયો. વસ્તુસ્થિતિ એવી હતી, કે જે તરફ હંબીરરાવ તે તરફ સેના ને પ્રજા હતી. તરતજ જનાર્દનપંત અણ્ણાજીની વિરુદ્ધ થઈ સંભાજીને જઈ મળ્યો. આ તરફ હંબીરરાવે પણ સંભાજી તથા બીજા મોટા લોકો સાથે પત્રવ્યવહાર કરી યોજના પ્રમાણે કરાડથી નીકળી અણ્ણાજી, મોરોપંત તથા પ્રલ્હાદપંતને રસ્તામાં જ પકડયા. તેઓને સંભાજી પાસે લઈ જવામાં આવ્યા. એ પછી, હંબીરરાવે સર્વ ફોજ એકઠી કરી રાજ્ય સંભાજીને આપ્યું; ને સંભાજી જૂન માસમાં રાયગઢ આવી રાજ્ય કરવા લાગ્યો. તેણે સોયરાબાઈને ઠાર મારી રાજારામને કેદ કર્યો. આવી

રીતે અણ્ણાજીનું કપટકારસ્થાન ફોગટ ગયું. ૪-૫ મહિના વીત્યા બાદ એટલે સપ્ટેંબર મહિનામાં સંભાજીએ અણ્ણાજીને કેદમાંથી છુટો કર્યો ને તેને મજમૂ પણ આપી. પરંતુ અણ્ણાજી પોતાના કરેલા કૃત્યો માટે પસ્તાવો ન પામતા ઉલટો પોતાને થએલા અપમાનનું વેર વાળવા નિશ્ચય કરી બેઠો. આ સમયે ઔરંગઝેબનો દીકરો અકબર સંભાજી પાસે આશ્રય માટે નાસી આવ્યો હતો. તેની પાસેના શિરકે કુટુંબના માણસોને ઉશ્કેરી સંભાજી સામે અણ્ણાજીએ કારસ્થાન રચ્યું. પરંતુ એ વાત સંભાજીના ભયથી અકબરે પોતેજ સંભાજીને કહી દીધી.આથી સંભાજી ઘણો જ ગુસ્સે થયો, ને તેણે શિરકે લોકનું શિરકાણ કરાવ્યું; ને અણ્ણાજી તથા બીજા પણ કેટલાક લોકોને પરળીના કીલ્લા નીચે કેદ કર્યા.છેવટે તેઓને હાથીના પગ તળે ચગદાવી માર્યા. એવી રીતે આ પુરુષનો સન ૧૬૦૧ ના આગસ્ટ માસની આખરે અંત આવ્યો પરંતુ તેણે કરેલા અતિશય નીન્દ્ય કપટકારસ્થાનનું અનિષ્ટ પરિણામ મરાઠાઓ તથા મહારાષ્ટ્રને હંમેશ માટે ભોગવવું પડયું.

સારાંશ શિવાજીના વખતમાં સ્વધર્મ પ્રત્યે જેટલી જાગૃતિ થઈ, તેથી દશાંશ પણ સ્વરાજ્ય વિષે પ્રેમ અથવા તો રાષ્ટ્રીયત્વની ભાવના વિષે જાગૃતિ થઈ ન હતી. મુસલમાન અને હિંદુઓ વચ્ચેનો દ્વેષ ઔરંગઝેબની દક્ષિણની સ્વારીઓ પછી જેટલા તીવ્ર પ્રમાણમાં દેખાવા લાગ્યો, તેટલા પ્રમાણમાં શિવાજીના વખતમાં ન હતો અંગ્રેજ લોકના હાથ તળે નોકરી કરવામાં હજી પણ જેમ લોકો માન માને છે, તેજ પ્રમાણે મુસલમાન બાદશાહની નોકરી કરવામાં તે વખતના લોકો સમાધાન તથા મોટાઈ સમજતા. જે વખતે સેવ્યસેવકધર્મને મહત્તા આપવામાં આવે છે, તે વખતે સ્વરાજ્ય અથવા સ્વધર્મને માટે સ્વાર્થત્યાગ કરવો સુલભ નથી. પ્રધાનની કમાણી તથા તેઓનો મોટો પગાર જોતાં તો તે સમયના કર્તૃત્વવાન તથા કર્તવ્યનિષ્ઠ લેખાએલા પુરુષો પણ કેવળ વેચાણ લેવામાં આવતા, એમ કહેવું પડે છે. ઔરંગઝેબ જેવો દુશ્મન હિંદુપદપાદશાહીનું જડમૂળથી કાસળ કાઢવા તત્પર થયો હતો, એવે સમયે સવાઈશૂર સંભાજીને ખસેડી રાજારામ જેવા પુતળાને ગાદીપર બેસાડવાનું અણ્ણાજીનું સ્વાર્થપરાયણ વર્તન કોઇને પણ અચંબો પમાડે એવું લાગે એ સ્વાભાવિક છે. એટલુંજ નહિ, પણ શિવાજીના હાથ તળે અનુભવી ને કાર્યદક્ષ ગણાએલો અણ્ણાજી પોતે કરેલાં અધમ કૃત્યો માટે પસ્તાવો ન કરતાં જક્કીપણાને લીધે ફરીથી તેટલો જ ભયંકર ગુન્હો કરવા પ્રવૃત્ત થયો. આ રીતે હિંદુપદપાદશાહીની ધૂળધાણી કરવા તૈયાર થએલા અણ્ણાજીપર કોઇને તિરસ્કાર ઉપજ્યા વિના રહેશે નહિ. પરંતુ તે વખતની પરિસ્થિતિ જ એવી હતી. જે પુરુષો નેતા કહેવાતા, તેઓને પણ સ્વાર્થ ને સ્વામિનિષ્ઠા સિવાય અન્ય-સંસ્કૃતિનો સંસર્ગ થયો ન હતો. આ પ્રકારની ભયંકર ભૂલનું પરિણામ એ થયું, કે અણ્ણાજીએ રચેલા પહેલા કારસ્થાનમાં પકડાએલા માણસો પરનો સંભાજીનો વિશ્વાસ કાયમનો નષ્ટ થયો. કેટલાક મૃત્યુને મુખે પડયા અને જે બાકી રહ્યા, તેઓ નિરાશ થઈ નામશેષ થઈ ગયા. એ કારણસર મહારાષ્ટ્રની તાકાત અણીની વખતે નષ્ટ થઈ. સંભાજી જેવા નરવીરને આનુવંશિક મુત્સદીઓના અભાવે સ્વધર્મનો બચાવ કરવો પણ મુશ્કેલ થઈ પડ્યું. બધે અણબનાવ થયો અને શિવાજી તથા બીજા કેટલાક વીરોએ સતત ૫૦ વરસ સુધી પોતાનુ લોહી વહેવડાવી તથા રાતદિવસ અવિશ્રાંત પરિશ્રમ કરી મેળવેલી હિંદુપદપાદશાહીનો સર્વ પ્રયત્ન અણ્ણાજીની સ્વાર્થપરાયણતા તથા જક્કીપણાને લીધે નકામો ગયો. પરંતુ શિવાજીએ તૈયાર કરેલા મહારાષ્ટ્રમાં ઔરંગઝેબની ઈસ્લામી તરવાર વડે મરાઠાઓનું અવિચ્છિન્ન શોણિત રેડાવા માંડયું, કે તરત જ મહારાષ્ટ્રની નવી પેઢીમાં સ્વરાજ્યની ભાવનાનું બીજ રોપાયું; ને તેમનામાં સ્વાર્થત્યાગની જાગૃતિ તથા પરધર્મીઓ માટે દ્વેષ એ હંમેશને માટે ઉત્પન્ન થયાં. પોતાની જીંદગીની સહીસલામતી મેળવવા માટે પછીનાં ૨૫ વરસો સુધી પોતાનું સર્વસ્વ હોમી મરાઠાઓને લોહી રેડવું પડયું.

વા. સી. બેંદ્રે.

**અણ્ણિગેરિ**:—મુંબઈ ઈલાકાના ધારવાડ જીલ્લામાં. ધારવાડ ગદગ રસ્તાપર નવલગુંદની આગ્નેયી દિશામાં આસરે દસ માઈલ પર ઉત્તર અક્ષાંશ ૧૫° ૨૨' પૂર્વ રે. ૭૫° ૨૬'. સાત હજાર કરતાં વધારે વસ્તિવાળું ગામ છે. અહિંયાં અમૃતેશ્વરનું એક દેવળ છે. એ દેવળ જખનાચાર્યે બાંધ્યું, એમ કહેવાય છે. દેવળમાંની ભીંતોપર પૌરાણિક ચિત્રો કોતરેલાં છે દેવળમાં ઈ. સ. ૧૧૫૭ થી ૧૨૦૮ સુધીના છ શિલાલેખો જડી આવ્યા છે, બીજા કેટલાંક દેવળોમાંથી શિલાલેખ જડી આવે છે. ઈ. સ. ૧૧૬૧ માં કલચુરીના રાજા બિજ્જલે પશ્ચિમના ચાલુક્યોને હરાવી અણ્ણિગિરીને પોતાની રાજધાની બનાવી. ઈ. સ. ૧૧૭૫ સુધી આ રાજધાની હોવી જોઇએ, એમ બિજ્જલના પુત્ર સોમેશ્વર (૧૧૬૭-૭૫) ના વખતના શિલાલેખ જડી આવ્યા છે, તે

પરથી જણાય છે, ઈ. સ. ૧૧૮૪ માં પશ્ચિમ ચાલુક્યોના રાજા ચોથા સોમેશ્વર કલ્યાણના જૈન અને લિંગાયત વચ્ચે ચાલેલા ઝગડાનો ફાયદો લઈ ચાલુક્ય રાજ્ય ફરીથી સ્થાપવાનો પ્રયત્ન કર્યો હતો. ૧૧૮૯ માં દેવગિરિના ત્રીજા યાદવ ભિલ્લમ (૧૧૮૭–૧૧૯૧) ના માંડલિક મહામંડલેશ્વર બાચીરાજની અણિગિરી રાજધાની હતી, એવું એક શિલાલેખ પરથી જણાય છે. પછીથી થોડા જ દિવસમાં વીર બલ્લાળ નામના હોયસલ રાજા ( ૧૧૯૨–૧૨૧૧ ) ની પણ તે રાજધાની હતી, એવું એક શિલાલેખ પરથી જણાય છે, ( ફ્લીટનો "કાનડી રાજકુટુંબનો ગ્રંથ" )

ઈ. સ. ૧૮૦૦ માં નામીચો " ધોંડયા વાઘ " ડંબલથી નાસી ગયો ત્યારે તેણે અણિગિરીમાં મુકામ કર્યો હતો. અણિગિરી, ધારવાડ ને હુબળીમાં ૧૮૦૦ ના ઓકટોબરમાં વેલેસ્લીના તંબુઓ બનાવવામાં આવ્યા હતા. ( સપ્લીમેંટરી ડિસ્પેચ ભાગ ૨ ) બ્રિટિશ અમલ શરૂ થયો, ત્યારે નિપાણી સંસ્થાન તાબામાં અણિગિરી ગામ હતું. ૧૮૨૭ માં આ ઠેકાણે ૪૫૦ ઘરો, ૨૪ દુકાનો ને થોડાં વાવકુવાઓ હતાં. ઈ. સ. ૧૮૩૯ માં કોઈ કાયદેસર વારસ ન મળવાથી તે જાગીર બ્રિટીશ સરકારે ખાલસા કરી. હુબળી ધારવાડની માફક આ ગામ પૂર્વે કાપડ માટે વખણાતું. ( ધારવાડ ગ્યાઝેટીઅર; ઇંપીરીઅલ ગ્યા. ૫. )

**અત્તરસુંબા પેટા વિભાગઃ**—એની ઉત્તરે દેહગામ તાલુકો, પૂર્વ તથા દક્ષિણ દિશાએ ખેડા તાલુકાનો કેટલોક ભાગ ને પશ્ચિમમાં દેહગામ પેટા વિભાગ એ સિવાય આ વિભાગમાનાં ઘણાં ગામો બ્રિટીશ હદમાં છે.

આ પ્રદેશ ડુંગરાળ, અરણ્યમય પણ રમણીય છે. ઈ. સ. ૧૮૭૯–૮૦ માં વરસાદની સરાસરી ૨૫·૬૦ ઈંચ હતી. વાત્રક, માગમ, ધમ્મી, વારાણસી ને મોહોર આટલી નદીઓ આ તાલુકામાં વહે છે. પૃષ્ઠ ભાગની જમીન ઘણે ભાગે રેતાળ છે. તો પણ કેટલેક ઠેકાણે કાળી જમીન દેખાય છે. વસ્તી ઘણાં ગામોમાં કોળી લોકોની છે. ઈ. સ. ૧૯૧૧ માં લોક સંખ્યા ૨૦,૨૨૨ હતી.

**અતરસુંબા ગામઃ**–વડોદરા પ્રાન્તના અતરસુંબા પેટા ભાગમાં ( મું. ઈ. )આ ગામ છે. લોકસંખ્યા ત્રણ હજાર. અહિંઆં મહાલકરીની કચેરી, ટપાલઑફીસ, ગુજરાતી શાળા તથા એક પડી ગએલો કીલ્લો છે. અંહિના લોકો કેટલુંક લોખંડનું કામ કરે છે, ને તેઓ છરી સારી બનાવે છે.



**અતારીઃ**—આ ગામડું ( ૩૦° ૨૬' ઉ. અક્ષાંશ ૭૨° ૧, પૂ. રે. ) પંજાબમાં, મુલતાન જીલ્લાના કબીરવાલા તાલુકામાં આવેલું છે એલેકઝાંડરે હિંદુસ્થાનપર સ્વારી કરી, તે વખતે તેણે જીતેલું આ ત્રીજું ગામ હતું. એ જ બ્રાહ્મણાબાદ હોવું જોઇએ, એમ કનિંગહેમનો મત છે.આજે એનું કશું જ મહત્ત્વ નથી. અંહિઆં એક ખંડિયેર કીલ્લો છે. એ પૂર્વે ઘણો જ અભેદ્ય હોવો જોઇએ, એમ જણાય છે. આ કીલ્લો ૬૫૦ ચોરસ ફૂટ છે. ઉંચાઈ ૩૫ ફૂટ છે. એની બન્ને બાજુએ પ્રાચીન શહેરનાં ખંડિએરો દેખાય છે. આ ખંડીએરોનો ઇતિહાસ, તેમ જ જુના શહેરનું નામ કોઇને ખબર નથી. એની પડોશનું અતારી ગામ તદ્દન અર્વાચીન છે (ઇં. ગૅ.)

**અતિકાયઃ**—ધાન્યમાલિની નામક સ્ત્રીથી રાવણને થએલો પુત્ર. એનું શરીર બહુ જ સ્થૂલ હતું તેથી એનું એ નામ પડયું. એણે બ્રહ્મદેવની આરાધના કરી તેમને પ્રસન્ન કીધા પછી અસ્ત્ર, કવચો, દિવ્ય રથો, સુરાસુરોથી અવધ્યત્વ વિગેરે મેળવ્યું. તેથી તેણે ઇંદ્રનો પરાજય કર્યો ને વરુણને હરાવી તેનો પાશ પણ તે લઈ આવ્યો. રાવણને એની સારી મદદ હતી. કુંભકર્ણ મરી ગયા પછી એ રામની સામે લડાઈ માટે આવ્યો. તે વખતે લક્ષ્મણે એની સાથે મોટું યુદ્ધ કરી એનો વધ કર્યો. ( વા. રા, યુદ્ધ. સ. ૭૧ )

**અતિપરમાણુ વિદ્યુત્કણઃ**—(૧) નિરવયવ વિદ્યુતમૂલમાન અથવા વિદ્યુતપરમાણુની કલ્પનાઃ- વિદ્યુત વિશ્લેષણ(અલેકટોલાઈસીસ)ની મદદથી મૅકસવેલને એવું જણાયું, કે પદાર્થના પ્રત્યેક પરમાણુપર સરખો જ વિદ્યુત–ભાર હોય છે. પરંતુ ત્યાર પછી સને ૧૮૭૩ માં તે પોતે જ તેની વિરુદ્ધ લખવા લાગ્યો. પરંતુ પૂર્ણ શોધખોળને અન્તે તેની પછીના શાસ્ત્રજ્ઞોએ હવે ઉપરની બાબત સાબીત કરી છે.

એકાકી પરમાણુપરનો વિદ્યુત્ભાર એ વિદ્યુતનું સ્વાભાવિક મૂલમાન ( યુનીટ ) છે. એના પૂર્ણ આધાર અથવા પટીઓ હોઈ શકે છે; પણ અપૂર્ણ પટી હોઈ શકતી નથી. આ મૂલમાન હમણાં વ્યવહારમાં વપરાતાં સ્થિર વિદ્યુત્ મૂલમાન કરતાં બહુ જ નાનું છે.

ડૉ. જોનસન સ્ટોનીએ વિદ્યુત્ભારવાળા પરમાણુઓને " વિદ્યુત્કણવાહી પરમાણુ ", ને દ્રવ્યવિરહિત વિદ્યુતભારને "વિદ્યુત્કણુ" એવી સંજ્ઞા આપી. તે જ નામો અદ્યાપિ ચાલુ છે. આ વિદ્યુત્કણો પરમાણુઓને ઘણાં જ વળગી રહેલાં હોય છે, ને વિદ્યુતવિશ્લેષણની વખતે માત્ર ભિન્ન ભિન્ન

વિદ્યુન્માર્ગો સાથે સંઘાત થવાથી તેઓ અલોપ થઈ જાય છે. આ વિદ્યુતભાર પરમાણુ સાથે મળી જાય છે, એમ કહીએ, અગર તો વિદ્યુતભાર એ જ પરિમાણુઓને વિદ્યુન્માર્ગ તરફ લઈ જાય છે, એમ કહીએ, ગમે તે કહીએ, તો પણ વિદ્યુતવિશ્લેષણની વખતે વિદ્યુન્માર્ગને લીધે વિદ્યુતભાર જતો રહી ફક્ત દ્રવ્ય પરમાણુઓ માત્ર કાયમ રહે છે. આ વિદ્યુતભાર જો એકાકી પરમાણુઓપર એકગણો હોય, તો તે દ્વિ અણુકોપર બમણો હોય છે. આ પરથી એનો પરમાણુ સાથેનો સંબંધ કાંઈ પણ નિયમિત જ હોવો જોઈએ તથા આ પરમાણુઓ સાથે હોવાના પ્રમાણને વિદ્યુતમૂલમાન અગર તો વિદ્યુતપરમાણુ એમ કહેવાને કોઈ પ્રકારની હરકત નથી.

( ૨ ) અતિપરમાણુ વિદ્યુત્કણની કલ્પનાઃ—( અ ) નિર્વાત નળીમાંનું દશ્યઃ—વિદ્યુન્મંડળમાં એક સાધારણ નળી રાખીએ, ને બીજી બાજુએથી તેને થોડી ઉઘાડી મૂકીએ, તો વિદ્યુત્પ્રવાહ તે ઉઘાડી જગામાંથી જવાને બદલે પેલી નિર્વાત જગ્યામાંથી જવાનું વધારે પસંદ કરશે. આ રીતે નિર્વાત જગ્યામાંથી વિદ્યુત્પ્રવાહ જતો હોય, ત્યારે તે નળીમાં પ્રકાશતો ચળકાટ માલમ પડશે. એ પછી નિર્વાત પ્રદેશ જેમ જેમ વધતો જશે, તેમ તેમ આ પ્રકાશનારા અજવાળાનો રંગ બદલાઈ આખરે નળીના વ્યાસ ( આસ )ને ઠેકાણે એક આખી સળંગ પટી જણાશે. તે કરતાં પણ નિર્વાત પ્રદેશને વધારીએ, તો તે આખા પટાને બદલે તેના જુદા જુદા ભાગો જણાશે, ને ઋણધ્રુવની-પાસે એક કાળો ભાગ જણાવા લાગશે. પણ આ કાળો ભાગ આખી નળી વ્યાપ્ત કરે તે પહેલાં, ઋણધ્રુવમાંથી બીજો એક તેજોભાગ ફૂટી નીકળશે. આ બધું થતું હોય, ત્યારે તેજોભાગ જતો રહી આખી નળીમાં અદૃશ્ય એવો એક પ્રવાહ શરૂ થાય છે. પણ આ વખતે વિદ્યુન્મંડળમાં જે ઉઘાડી જગા મૂકેલી હોય છે, તેની લંબાઈ માત્ર વધારવી પડે છે.નહિ તો વિદ્યુત્ પેલી નિર્વાત જગ્યામાંથી માર્ગ કાઢવાને બદલે આ ઉઘાડી જગ્યામાંથી માર્ગ કાઢશે. આ રીતે જે અદૃશ્ય પ્રવાહ શરૂ થાય છે, તેને "ઋણધ્રુવ કિરણ" કહે છે.

( આ ) ઋણધ્રુવ કિરણઃ—નિર્વાત નળીમાં એક વાર અદૃશ્ય પ્રવાહ શરૂ થાય, એટલે અજવાળાનો અથવા દૃશ્ય ભાગનો જરા પણ સવાલ રહેતો નથી. પણ ઋણધ્રુવની પાસે અતિશય વેગથી કંઈક બહાર પડતું હોય છે. અને જ્યાં સુધી એ કશાથી પણ અટકાવાયું નથી, ત્યાં સુધી તે અદૃશ્ય હોય છે. પરંતુ તેની સીધી ( રેષામાંની ) ગતિમાં જો કાંઈ વિરોધ થાય, તો તે દૃશ્યમાન થવા લાગશે કુદરતી રીતે આ કૃષ્ણ કિરણો વડે વ્યાપેલો સઘળો પ્રદેશ કાળો જ હોય. પરંતુ તેની સીમાઓ માત્ર પ્રકાશિત હોય છે. કારણ તે ઠેકાણે આ કિરણકણોને પ્રતિબંધ થાય છે. બાકી સામાન્ય રીતે, એની ગતિ તદ્દન સીધી હોય છે ને તેઓ માંહોમાંહે અન્યોન્ય પર પણ અથડાતાં નથી. આ કૃષ્ણ કિરણોમાં કાંઈક શકિત હોય છે, એ વાત સિદ્ધ કરવી પણ કઠણ નથી. કારણ કે આ કૃષ્ણ કિરણોને જો એક જ કેંદ્રમાં લાવીએ, ને તે ઠેકાણે પ્લેટીનમ ધાતુનો કકડો મૂકીએ, તો તે અતિશય ગરમ થાય છે. આ પરથી કૃષ્ણ કિરણોમાં શકિત હોય છે એ સ્પષ્ટ જણાય છે. નિર્વાત પ્રદેશ જેમ જેમ વધારીએ, તેમ તેમ પ્લેટિનમનું પતરૂં ઓછું ગરમ થતું જાય છે ને પૂર્ણ નિર્વાત અવકાશની વખતે પણ દૃશ્ય પ્રકાશ તેમાંથી નીકળતો ન હોય, તો પણ બીજાં એક ઉચ્ચ પ્રકારનાં કિરણોનું વિસર્જન થતું જાય છે. આ કિરણોને જ આપણે ક્ષ કિરણો કહીએ છીએ. પ્રક્ષેપ થનારા પદાર્થને જો એકદમ અટકાવીએ, તો તે ક્ષ કિરણો તેમાંથી વિસર્જન થવા લાગે છે. આ ગુણધર્મ ચર વિદ્યુત્-ભારને ઠેકાણે હોય છે, ને તે પણ તેમની ગતિ જો પ્રકાશગતિના જેટલી હોય, તો જ તેમને ઠેકાણે આ ગુણધર્મ હોય છે.

આ ઋણધ્રુવ કિરણોની ભેદકશકિત બહુ જ વિલક્ષણ છે.એ કિરણો કોઈ પણ ધાતુના પતરાને ભેદી આરપાર નીકળી જાય છે. ને પછી બહાર હવામાં આવે, ત્યારે હવાના પ્રતિબંધને લીધે તેઓ તેજોમય થાય છે. આ વિદ્યુતભારયુકત પદાર્થપરમાણુઓ હોવા જોઈએ. પરંતુ પદાર્થ-પરમાણુઓથી આઘાત વગર એક સહસ્રાંશ ઇંચ પણ પ્રવાસ કરી શકાતો નથી.

કેટલાક વખત સુધી એવી કલ્પના હતી, કે આ ઋણધ્રુવ કિરણો દોડનારા પરમાણુઓ હોય છે. તેઓની ગતિ સાધારણ અણુઓની ગતિ જેવી જ હોય છે. પરંતુ તફાવત એટલો જ છે, કે તેમનો ઉઘાડો માર્ગ માત્ર સામાન્ય પદાર્થના પરમાણુઓને જેટલો મળે છે, તેના કરતાં પણ તેઓને વધારે મળે છે. તેવી જ રીતે, તેઓનું ફરવું સમાન્તર રેષામાં હોવાથી ને તેઓની ગતિ ઉષ્ણતાંશુવિક્ષેપણ જેવી અનિયમિત ન હોવાથી તેઓને ફરવાને માટે ઘણો જ મોકળો માર્ગ મળે છે. ક્રુક નામના શાસ્ત્રજ્ઞની એવી કલ્પના હતી, કે જે પ્રમાણે વાયુરૂપ, દ્રવરૂપ તથા ઘનરૂપ એવી પદાર્થોની ત્રણ સ્થિતિઓ હોય છે, તે જ પ્રમાણે આ એક ચોથી સ્થિતિ છે.

હવે કોઈને સ્વાભાવિક રીતે જ એવી શંકા થાય, કે ઋણધ્રુવ પાસેથી ઉત્પન્ન થએલા પરમાણુઓને ગતિ હોય છે, એ શા પરથી કહી શકાય? એ શંકાનું નિરાકરણ નિર્વાત નળીમાં કાંઈક ચક્રરચના કરીને પછી વિદ્યુત્પ્રવાહ છોડીએ, તો પેલાં ચક્રો ફરવા લાગશે, આ પ્રકારના પ્રયોગ પરથી થઈ શકશે. બીજું, આ કિરણોની પાસે ઘોડાની નાલના આકારનો લોહચુંબક રાખીએ, તો એ કિરણો પોતાનો સીધો માર્ગ છોડી બીજો માર્ગ લે છે. આથી આ કિરણોમાંના પરમાણુઓ વિદ્યુત્પૂર્ણ હોય છે, એમ સાબીત થાય છે, એટલું જ નહિ. પણ એ વિદ્યુત્પરમાણુઓ ઋણવિદ્યુત્પૂર્ણ હોય છે, એ પણ પ્રયોગ વડે સાબીત કરાય છે, ને તેઓમાં ધનવિદ્યુત્પૂર્ણ પરમાણુઓની સંખ્યા ઘણી હોય એમ સંભવતું નથી. આ પરથી જણાય છે, કે કોઈ પણ કારણને લઈને નિર્વાત નળીમાં ઋણવિદ્યુત્ કિરણો, ધનવિદ્યુત્ કિરણો કરતાં બહુ જ વેગવાળાં હોય છે, એટલું જ નહિ, પણ તેઓની ગતિ પણ અતિશય હોય છે. આ ગતિને લીધે તેઓ ગમે તેટલે દૂર જઈ શકે છે. તેમ જ વિરૂદ્ધ વિદ્યુતભારવાળાં કણો જોડે સંયોગ પામી તેઓ અલોપ થઈ જાય છે.

પ્રો. ટૌનસેંડના મત પ્રમાણે જો હવામાં ધૂળની રજકણો ન હોય, તો એમની વાહકતા બહુ પ્રમાણમાં ટકી શકે છે. કારણ કે હવામાં ધૂળની રજકણો હોય, ત્યારે તેઓ વિદ્યુત્-ભાર સાથે આપ લે કરતાં પોતાની પાસે પણ કાંઈક રાખે છે. હવામાં ધૂળની રજકણો જો બિલકુલ ન હોય, તો વાહકશકિત નષ્ટ થવા માટે વધારે વખત લાગે છે. આ પરથી એમ લાગે છે, કે આ હાલતા પરમાણુઓ બહુ જ નાના હોવા જોઇએ ને તેઓ એક બીજા પર જવલ્લે જ અથડાતા હોવા જોઈએ. પરમાણુઓ જેટલા પ્રમાણમાં આકારે નાના, તેટલા આઘાત તેઓ સહેલાઈથી ચુકવી શકે છે. વાયુના અણુઓની ચપલતા અથવા પ્રસરણશકિત તેના પરમાણુઓના આકાર પર તથા તેના સ્વતંત્ર મોકળા માર્ગ પર આધાર રાખે છે. વિદ્યુત્વિશ્લેષણમાં જે ચપલ પરમાણુઓ હોય છે, તેઓ દ્રવ્ય-પરમાણુ હોવા નથી; પણ તેઓમાંથી છુટો થએલો તેમનો વિદ્યુત્-ભાર હોય છે. અને જ્યારે દ્રવ્યપરમાણુઓનું વજન ઓછું થાય, ત્યારે તે સ્વાભાવિકપણે જ ગમે તેટલી ગતિથી ફરી શકે છે. ને વિદ્યુતની શકિતની પણ તે પર અસર થાય છે. આ પરથી એવું જણાય છે, કે વિદ્યુત્-ભાર એ દ્રવ્યપરમાણુઓ પાસેથી સ્વતંત્ર રીતે છુટો રહી શકે છે, અથવા તો તે એક પરમાણુઓ પાસેથી બીજા પરમાણુઓ તરફ જતો હોય, ત્યારે તે થોડો વખત સુધી પણ છુટો રહે છે, એમ માનવાને કાંઈ હરકત નથી. આ ક્ષણિક સ્વાતંત્ર્યમાં નિર્વાત અવકાશમાં કેટલોક વિદ્યુત-ભારનો પરજાતીય વિદ્યુત્-ભાર સાથે મળી જવાથી લોપ થાય એ બનવા જોગ છે. તે જ પ્રમાણે કાયમનો છુટો થઈ ગમે ત્યાં ફરે, એ પણ સંભવિત છે. આ પ્રકારની કલ્પના વડે વિદ્યુત્-ભારો સ્વતંત્ર હોય છે, એટલે એકાકી પરમાણુપર છુટા થએલા વિદ્યુત-ભારને " અતિપરમાણુ વિદ્યુત્કણુ " એ નામ આપવામાં આવ્યું.

ઋણધ્રુવ કિરણો જેનાથી બનેલાં છે, તે ચપલ કણો તરફ જો જોઈએ, તો તેઓ અતિપરમાણુ વિદ્યુત્કણો હોવા જોઈએ એમ ભાસે છે. કારણ તેઓમાં અસાધારણ ચપલતા, ઘણો જ વેગ અને પ્રસરણ માપવાની ઘણી શકિત ઇત્યાદિ ગુણો હોય છે. અને તેમને અમુક એક દ્રવ્ય એવું કહી શકાય, તો પણ દ્રવ્યના કેટલાક ગુણો તેમનામાં નથી, એવું કહી શકાય નહિ. દ્રવ્યપરમાણુ પ્રમાણે જ તેઓમાં જડપણું તથા ભ્રામકપણું એ ગુણો હોય છે અને તે માટે જ તેઓ નિર્વાત નળીમાં તૈયાર ચક્રયોજનાને ફેરવી શકે છે. તેમ જ તેઓમાં ગતિ-વિશિષ્ટશકિત હોય છે ને તેથી તેઓના માર્ગમાં આવેલો પ્લેટિનમનો કકડો ગરમ થાય છે; અને અતિશય વેગથી તેઓ ફરતાં છતાં તેઓને વચમાં જ જોરથી અટકાવીએ, તો એકદમ તેઓમાંથી પ્રકાશ પડવા માંડશે, અગર તો તે કરતાં પણ ઉચ્ચ દરજ્જાના કિરણવિસર્જનની એટલે ક્ષકિરણવિસર્જનની શરૂઆત થશે. વિદ્યુત્તત્ત્વની પેઠે ક્ષ કિરણોનાં આ ગુણધર્મપરથી કેટલીક નિશ્ચિત બાબતોનો ખુલાસો થવા જેવો છે. વિદ્યુત્પ્રવાહને માટે ધનવિદ્યુત્ પરમાણુઓની જરૂર હોય છે. ઋણવિદ્યુત્પરમાણુઓ ગમે તેટલા હોય, તો પણ તેઓનો કાંઈ પણ ઉપયોગ થતો નથી. છતાં પણ તેઓ બધા ખલાસ થઈ ન જાય તે માટે તેઓ વારંવાર ઉત્પન્ન થતા હોય છે. ઋણવિદ્યુત્કણોની ભીડ થવાથી નિર્વાત નળીમાં જે કાંઇ બાકી હવા રહેલી હોય છે, તેનું વિશ્લેષણ થવા માંડે છે, આ વિશ્લેષણમાં ધનવૈદ્યુદણુઓ (પૉઝીટીવ આયન્સ) ઉત્પન્ન થાય છે. આ ધન વૈદ્યુદણુઓ ઋણધ્રુવથી થતાં ઋણ વિદ્યુત્કણોના થતા અટકાવને ન ગણકારતાં ઋણધ્રુવની બાજુ તરફ જ જતા હોય છે; અને આખરે તે પર અફળાય છે, ને આ આઘાતને લીધે બીજા વધારે વિદ્યુત્કણો તેઓ પેદા કરે છે. ઋણધ્રુવ પર જે પ્રકાશિત ભાગ હોય છે, તે જ ઠેકાણે આ વિશ્લેષણ થતું હોય છે, એવી માન્યતા છે.

જે જોરથી તેઓ આગળ હડસેલાય છે, તે પરથી તેઓ પરનો વિદ્યુતભાર જબરો હોવો જોઇએ, એમ લાગે છે અને તેઓની ભેદકશકિત એટલી અજબ છે, કે તેઓ તે છિદ્ર વગરના દેખાતા ધાતુના પતરામાંથી પણ જઈ શકે છે. આ પરથી તેઓનો આકાર ઘણો જ નાનો હોવો જોઈએ એ સિદ્ધ થાય છે.

( ઈ ) ઋણધ્રુવ કિરણોની ગતિ ને વિદ્યુત્ રાસાયનિક સમમૂલ્યઃ-જે વખતે અતિપરમાણુ વિદ્યુત્કણોની ગતિ માપીએ, તે વખતે ઋણધ્રુવકિરણો પરમાણુઓથી બનેલાં છે, એ કલ્પના તદ્દન નાશ પામે છે. કારણ તેઓની ગતિ ઓછામાં ઓછી દર સેકંડે દશ હજાર માઈલ એટલે પ્રકાશની ગતિના એક દશાંશ જેટલી હોય છે. અને સેંટીમીટરગ્રામ પદ્ધતિથી માપીએ, તો નવ દશાંશ એટલી થાય છે ને વિદ્યુતરાસાયનિક સમમૂલ્ય ( ૧૦ ) ૭ જેટલું થાય છે. આનું પ્રમાણ માત્ર ઉજ્જ ( હાયડ્રોજન ) વાયુ ગણેલો છે. નિર્વાત નળીમાંનો વાયુ ગમે તે હોય, અથવા વિદ્યુન્માર્ગો ગમે તેના બનેલા હોય, તો પણ એમાં ફેર પડતો નથી' બે વિદ્યુત્ માર્ગોમાંના સંભાવ્ય શકિતનો તફાવત તથા નિર્વાતપણાનું પ્રમાણ એ પર ઋણધ્રુવ કિરણોની ગતિ આધાર રાખે છે.

ઋણધ્રુવ કિરણો જે કણોના બનેલા હોય છે, તેઓની ગતિ અજબ હોય, તો પણ તેઓની શકિત સાધારણ જ હોય છે અને તેઓનો પિંડ એકંદર બહુ જ થોડો થાય છે; પણ તેઓનો એકંદર વિદ્યુત્-ભાર માત્ર અસાધારણ રીતે મોટો હોય છે. કારણ કે તેઓ ૧૫ માયક્રોફેરડની ગ્રાહકતા દર સેકંડે ૫ વૉલ્ટથી વધારે છે, અગર જે ઉષ્ણતામાપકની ઉષ્ણતાગ્રહણશકિત ૪ મિ. ગ્રા. પાણી જેટલી હોય છે, તેઓની ઉષ્ણતા ૨ અંશથી વધારે છે; પણ તેઓનો પિંડ માત્ર એટલો નાનો હોય છે, કે એક ત્રીશાંશ મિ. ગ્રૅ. ભેગા કરનારને ઓછામાં ઓછા સો વરસ પણ જોઇશે. તેની ગતિ બંદુકમાંથી છુટેલી ગોળીની ગતિ કરતાં લાખો ગણી મોટી હોય છે. આ કિરણોને જો દ્રવ્ય કહીએ, તો દ્રવ્યમાં આની જ ગતિ સહુથી વધારે છે. હવે આ ઋણધ્રુવકિરણોમાંના કણો પરમાણુઓ છે, એમ કહીએ, તો પણ તેઓ પરનો વિદ્યુત્-ભાર તો અતિશય મોટો છ, એમ કહ્યા વિના છુટકો નથી. પણ આ ઉડનારાં કણોનો વિદ્યુત્-ભાર અને વિશ્લેષણમાં સપડાએલા પરમાણુઓનો વિદ્યુત્ભાર એક સરખો જ હોય છે, એમ નકકી જણાયા પછી જો આ પરમાણુઓ હોય, તો તેઓનો પિંડ પણ વિશ્લેષણમાં સપડાએલા પરમાણુઓના પિંડો કરતાં સહસ્રાંશથી નાનો હોવો જોઇએ; અને એવો એક વિચાર કાયમ થાય, એટલે આ ઋણધ્રુવમાંથી નીકળનારાં કણોથી કાંઈક જુદા એટલી જ અત્યાર સુધી જેમની અતિપરમાણુ વિદ્યુત્કણો તરીકે કલ્પના કરેલી છે, તે હોવા જોઇએ.

( ૩ ) ઉપનીલલોહિત કિરણોની સાહાય્યથી થનારો વિદ્યુતભારઃ—

ઋણવિદ્યુત્પૂર્ણ ભાગ પર જો ઉપનીલ લોહિત કિરણો-પછી તે ગમે તે પ્રકારના સ્થાનમાંથી આવેલાં હોય,—પાડીએ, તો તે ભાગમાંથી વિદ્યુતભાર ધીમે ધીમે નષ્ટ થતો જાય છે. હવે તે ભાગ પાસે લોહચુંબક લાવીએ, તો લોહચુંબકની શકિતરેષાઓ ( લાઈન્સ ઑફ ફોર્સ ) દિશામાંથી જતી હોય, તે પ્રમાણે તેઓમાં તફાવત પડે છે. આ કણો પોતે બહાર નીકળી જવાથી આ સ્રાવ થતો હોય છે. ઋણધ્રુવ કિરણોમાં જેવી રીતે વિદ્યુત્કણો જાતે જ ફરતાં હોય છે, તેવી જ રીતે ઉપનીલલોહિત પ્રકાશને લીધે તેઓ આ ભાગમાંથી પણ જાતે જ જવા માંડે છે. આ દશ્ય જોવા માટે નિર્વાત પ્રદેશની ખાસ જરૂર છે, એમ નથી. પણ નિર્વાત પ્રદેશમા આ દૃશ્ય સારૂં જણાય છે. ખરૂં જોતાં તો અણુઓમાં ચળવળ શરૂ થયા વિના આ સ્રાવ થઈ શકતો નથી. આ ચળવળ ઉપનીલલોહિત કિરણોના સમકાલિક આંદોલનને લીધે શરૂ થાય છે, અને અણુઓમાં ચળવળ શરૂ થાય, એટલે તેઓનો ઋણવિદ્યુતભાર તેમની પાસેથી ઢીલો થાય છે, ને તે ત્યાંથી સ્વાભાવિક રીતે દૂર જવા લાગે છે. આ શિવાય કિરણોની સહાયથી થોડી ઘણી ધનવિદ્યુત ઉત્પન્ન થાય છે. ને આ ધનવિદ્યુતની ઉત્પત્તિ લીધે જે પરિણામ થાય છે, તે માત્ર ધાતુના ઉષ્ણતામાન પર આધાર રાખે છે.

જે. જે. થૉમ્સન નામના શાસ્ત્રવેત્તાએ આ માપવા માટે કેટલાક પ્રયોગ કરી એવું શોધી કાઢ્યું, કે લોહચુંબક વડે ધાતુના પતરાને દૂર કીધા પછી આ કણોનો ફરવાનો જે માર્ગ છે તે ચક્રાભાસ ( સાયક્લૉઈડ) છે અને તે ચક્રાભાસનું પ્રમાણ પ ભાગ્યા વ (પ=પિંડ અને વ= વિદ્યુત-ભાર ) છે; એટલે તે કણોનો પિંડ અને તે પરના વિદ્યુત્-ભારના ભાગાકારના પ્રમાણમાં તે ચક્રાભાસનો આકાર હોય છે. આ ચક્રાભાસ અદૃશ્ય હોય છે અને તેને પ્રત્યક્ષ જોવો બહુ કઠણ છે. તેની કલ્પના માત્ર કરી શકાય છે. તે આવી રીતેઃ—ધારો કે કોઈ પણ ધાતુના પતરામાંથી એ કણો નીકળી જાય છે, હવે તે ધાતુના પતરા પાસે બીજું એક પતરૂં લાવીએ, તો તે પતરૂં જો ચક્રાભાસની ત્રિજ્યાની અંદર આવે, તો તે પર વિદ્યુત્-ભાર આવશે તે ત્રિજ્યાન્તની બહાર જાય, તો તેની

ઉપર વિદ્યુત્-ભાર બિલકુલ આવશે નહિ. આ પ્રમાણે પેલા બીજા પતરાને હલાવવાથી આ કણોનો માર્ગ ચક્રાભાસ છે એ શોધી કઢાય છે. પરંતુ એ જ પતરાને જો ત્રિજ્યાન્તરની બહાર લઈ જઈ વિદ્યુત્ક્ષેત્ર વધારે શક્તિમાન બનાવીએ, અથવા લોહચુંબકીય ક્ષેત્ર ઓછું કરીએ, તો પણ એ પર ઘણા જ વિદ્યુત્કણો આવી શકશે. બરાબર ત્રિજ્યાન્તર માપવાને બીજી-ધાતુના પતરાને આગળ પાછળ ફેરવી જોયા પછી જે જગ્યાએથી વિદ્યુત-ભાર આવતો ઓછો થવા લાગે, તેને ત્રિજ્યાન્તર ગણીએ, તો તે બરાબર થશે. આ અંતર અને પિંડ, વિદ્યુત્શક્તિ વિગેરેનો સંબધ ( ર પ. વિ. ભાગ્યા ) આ સારણીથી બતાવવામાં આવે છે. એમાં પ= પિંડ=વિ ( ક્ષેત્રમાંની વિદ્યુત્-શક્તિ[વ= પિંડપરનો વિદ્યુતભાર, લ=લોહચુંબકની શક્તિ ( પૃથ્વીની લોહચુંબકની શક્તિ )]. એ રીતે ક્ષેત્રની વિદ્યુત્શક્તિ ને પૃથ્વીની લોહચુંબક-શક્તિ જાણીતી હોવાથી પિંડ તથા વિદ્યુત-ભાર એમનું પ્રમાણ સહેલાઈથી કાઢી શકાય છે. આ ત્રિજ્યાન્તર ચોકસપણે બરાબર માપતા ન આવડે, તો પણ આ પ્રયોગ વડે આવેલા પિંડ તથા વિદ્યુત્-ભાર એઓનાં પ્રમાણની કિંમત થૉમસને કાઢેલી ( ૧૦ ) ૭ એ સંખ્યાની બરાબર લગભગ આવે છે.

આ પ્રયોગમાં જો કાંઈ વિશેષ હોય, તો તે એ છે, કે વિદ્યુતમાપકના વિક્ષેપ વિના એમાં બીજું કશું જણાતું નથી. લેનાર્ડની પદ્ધતિથી પ્રયોગ કરીએ, તો મહુત્તમ વિક્ષેપ કેટલો છે, એ જોવું જોઇએ અને થૉમસનની રીતે પ્રયોગ કરીએ, તો શૂન્યવિક્ષેપથી અમુક એક વિક્ષેપ સુધી કેવી રીતે જાય છે, તે જોવું જોઇએ.

( ૪ ) લેનાર્ડનો વૈ પ્રમાણની ગણના માટેનો પ્રયોગઃ—આ પ્રયોગમાં વિદ્યુત્સ્ફુલિંગનું તેજ વિદ્યુત-ભારિત " ક " એ તબકડી પર પડે છે અને પછી તેમાંથી વિદ્યુત્કણો બહાર પડી તે " બ " એ સરંધ્ર તબકડીમાંથી " ઈ " તબકડી પર પડે છે. આવે વખતે તેઓના માર્ગમાં યોગ્ય તે પ્રકારે લોહ-ચુંબકની શક્તિ છોડીએ, તો " ફ " તબકડી પર તેઓનું વિક્ષેપણ થઈ તેઓ પડવા માંડે છે. જે વખતે લોહચુંબકની શક્તિ વધારીએ, તે વખતે તેઓનું પૂર્ણ વિક્ષેપણ થઈ તેઓ બધા " ફ " એ તબકડી પર પડવા માંડે છે. " ઈ " અને " ફ " એ જુદાં જુદા વિદ્યુન્માર્ગોને જોડેલા હોય છે. જ્યારે " ક " એ તબકડી પર ઘણાંખરાં કણો આવવા માંડે છે. ત્યારે આ વિદ્યુત્કણોના ચક્રાભાસની સ્પર્શજ્યા પૃથ્વી જોડે સમાન્તર હોય છે; ને આ ચક્રાભાસ વિક્ષેપ " ક " તબકડીના મધ્યમાંથી જતો હોય છે. આટલી બાબતો આ વક્રગતિની ત્રિજ્યા કાઢવા માટે પૂરતી હોય છે. તે બાબતો લેનાર્ડે પ÷ગ × વ લ એ સારણી વડે બતાવી છે. એમાં ( પ=પિંડ,=ગ પિંડની ગતિ, વ= તેનો વિદ્યુતભાર લ= પૃથ્વીની લોહચુંબકીય શક્તિગતિનું માપ ). " બ " અને " ક " એ બે ભાગો પર જ ગતિ હોવાથી તેનું ( ગતિનું ) માપ તેમાંના " શક્તિ–અંતર " પર જ આધાર રાખે છે. અને તે એક દ્વિતિયાંશ પણ × ગ ર =વ ( શ–શ' )એમાં શ ને શ' એ બે વિદ્યુન્યમાર્ગોના શક્તિનિદર્શક જોટલે " ક " ને " બ " ના શક્તિ-નિદર્શક છે, ને ( શ- શ ' ) વડે " શક્તિ-અંતર " બતાવવામાં આવે છે. આ પ્રમાણે ગતિ; અને પિંડનો વિદ્યુત-ભાર એમનું પ્રમાણ એ બંને ગણવામાં આવે છે.

આ પિંડ ને વિદ્યુત–ભારના પ્રમાણની કિંમત, દબાણ જે વખતે ઓછું હોય, તે વખતે કાઢેલી છે. પણ દબાણ જો વધારે થાય, તો તેની કિંમત આ કરતાં પણ ઓછી આવી શકે છે. આથી જણાય છે, કે થોડા દબાણની વખતે વિદ્યુત્કણો પરમાણુઓ સાથે સંયોગ પામે છે. સાધારણ વાતાવરણનું દબાણ હોય, ત્યારે ધન અગર ઋણ પરમાણુઓના અવયવોની ગતિ વાયુરૂપ દ્રવ્યોમાં જુદી હોતી નથી. તે ક્ષેત્ર માત્ર વિદ્યુત્ક્ષેત્ર હોવું જોઇએ. રેડિયમના યોગે નીકળેલી વિદ્યુત્કણોની ગતિ એટલી હોય છે, કે તેમની બાબતમાં આ પરમાણુઓના સંયોગનો ભાગ દેખાઈ પણ આવતો નથી.

( ૫ ) અતિ પરમાણુ વિદ્યુત્કણોની ગતિઃ—ધનવાહકની ગતિ દર સેકંડે ૧૦)૮ સેંટિમિટર છે, ને ઋણ વાહકની ગતિ દર સેકંડે ૩+૧૦૭ સેંટિમિટર હોય છે. આ ગતિનું પ્રમાણ બરાબર ગણત્રી કરીને કાઢેલું છે. આ ગતિમાં જે તફાવત જણાય છે, તે પરથી ધન વિદ્યુતભારો જોડે દ્રવ્ય પરમાણુઓ હંમેશ હોય છે, એ કાલ્પનિક સિદ્ધાન્તને ટેકો મળે છે અને તેઓનો દ્રવ્ય પરમાણુઓ સાથે સંયોગ થવાથી તેને પરમાણુઓનો અવયવ વૈદ્યુદણુ (આયન)કહે છે. પણ ઋણ વિદ્યુત્ભારો ઘણી વખત સ્વતંત્ર જ માલમ પડે છે. કદાપિ કોઈ વખત તેઓની સાથે દ્રવ્ય પર-માણુઓનો બોજો પણ હશે; પણ એવે વખતે તેઓને રજ કહેવું પડશે. પણ દ્રવ્ય પરમાણુ વિરહિત એવો વિદ્યુતભાર આપણે સિદ્ધાન્તમાં જોઈ ગએલા અતિ-પરમાણુ વિદ્યુત્કણો જેવો જ હોવો જોઇએ.

( ૬ ) વૈદ્યુદણ્વીભવન ( આયનીસેશન ) અથવા પૃથક્કરણઃ—હવા અથવા વાયુરૂપ પદાર્થો એઓનું

ક્ષ કિરણોની સહાયથી ધન અને ઋણ વૈદ્યુદણુઓમાં વૈદ્યુદણ્વીભવન થાય છે, અગર કોઈ પણ પદાર્થના અતિપરમાણુ વિદ્યુત્કણોના વિસર્જન વડે પણ થાય છે. પાણીના પડવાના ધબકારાથી પણ હવાનું વૈદ્યુદણ્વીભવન થાય છે. ને એ જ કારણને લીધે કોઈ પણ મોટા ધોધના તળીઆની હવા વિશ્લેષિત હોય છે.

(૭) દૃઢીકરણ (કન્ડેન્સેશન):—ક્ષ કિરણોની સાહાય્યથી જો હવાનું પૃથક્કરણ થાય, ને એવી રીતે પૃથક્કરણ થએલી હવામાં જો વિદ્યુત્માર્ગો મૂકી તેઓના વિભાગો કરીએ, તો તે ઋણ વિભાગ એક વિદ્યુન્માર્ગ તરફ અને ધન વિભાગ બીજા વિદ્યુન્માર્ગ તરફ એવા થશે. તે વાસણમાંની હવાની વિરલતાનું પહેલી હવા સાથે ૧-૨૫ એવું પ્રમાણ આવે, તો અર્ધા વાસણમાં ધુમ્મસ જેવું જણાવા લાગે છે. પણ એ જ પ્રમાણ જો ૧-૩૧ કરીએ, તો તે દેખાતું નથી. આ પરથી દૃઢીકરણ માટે ધન વિભાગ કરતાં ઋણ વિભાગ જ વધારે ઉપયોગી છે, એ સાબીત થાય છે. હવે આ થઈ પદાર્થ પરમાણુઓનાં ઋણ અને ધન વિભાગની વાત; પણ તે પ્રમાણે ઋણ વિભાગો જો મધ્યવર્તી હોય, તો તેઓની આસપાસ દૃઢીકરણ થવા લાગે છે. તેમ જો "અતિપરમાણુ વિદ્યુત્કણ" હોય, તો થવા માંડશે કે કેમ, એવો સવાલ ઉભો થાય છે. આ સવાલને માટે સી. ટી. આર. વિલ્સન નામે શાસ્ત્રજ્ઞ એમ લખે છે કે, અતિપરમાણુ વિદ્યુત્કણ હોય, તો પણ તે હવાનું પ્રસરણ થતાં પહેલા જ પરમાણુ સાથે સંયોગ પામી ઋણ વિભાગ બનેલો હોય છે. પૂર્ણ સંપૃકતતાથી ચાર ગણી આર્દ્રતા જે હવામાં છે, તે હવામાં શુષ્ક હવાના વૈદ્યુદણુઓના આકારના અણુઓ વિદ્યુત્કણોની ચારેપાસ ભેગા થયા પછી શકિતસમતા(ઇકવીલીબ્રીઅમ)થાય છે પણ આ કરતાં, વધુ આર્દ્રતા જો હવામાં હોય, તો માત્ર પરિસ્થિતિની અંદર ફરી ફેરફાર થાય છે ને પછી આર્દ્રતાના અણુઓનું ટીપું બની તે દેખાવા લાગે છે. પણ આવી સ્થિતિમાં વિદ્યુત્કણો જો પ્રસરણ ક્ષેત્રમાં પ્રસરણ થયા પછી એકદમ એકાએક ધસે, અને ચાર ગણી સંપૃકતતા કરતાં પણ વધારે આર્દ્રતા જણાવા લાગે, તો પછી ટીપાનું દઢીકરણ થવા માટે તે વિદ્યુત્કણો વૈદ્યુદણુ બનવાને બદલે તેવાં ને તેવાં મૂલ બિંદુઓનું રહે છે. પણ ઉપનીલલોહિત કિરણોનાં પ્રકાશમાં જો પ્રયોગ કરીએ, તો આ વિદ્યુત્કણોનાં અતિશય જલદી એટલે પ્રસરણ થતાં પહેલાં જ, વૈદ્યુદણુઓ બનેલા હોય છે.

(૮) વિદ્યુત્કણો સંબંધી નિર્ણયઃ— અત્યાર સુધીના પ્રયોગો વડે વિદ્યુત્કણોનો વિદ્યુદ્ભાર અને પિંડ એઓનાં પ્રમાણુની કિંમત કાઢવામાં આવી છે; પણ વિદ્યુતભાર અને પિંડ એમની જુદી જુદી કિંમત કાઢેલી નથી. તે માટે મુખ્ય અડચણ એ છે, કે અત્યાર સુધી આપણે બહુસંખ્યાક વિદ્યુત્કણો લેતા હતા અને તે માટે તે બધાનો એકત્ર પિંડ આપણને મળતો. દાખલા તરીકે "સ" એ આ વિદ્યુત્કણોની સંખ્યા અને "પ" એ પિંડ હોય, તો આપણને "સપ" એ બધાં વિદ્યુત્કણોના પિંડની કિંમત મળતી હતી; પણ "સ" અને "પ" એમની જુદી જુદી કિંમત મળતી ન હતી. તે જ પ્રમાણે "ગ" એ તેઓની ગતિ છે એમ ધારીએ, તો તેઓની એકત્રિક ગતિની કિંમત (એક દ્વિતિયાંશ પ × ગ૨)એ સારણીથી મળતી; પણ "પ" અને "ગ" એમની જુદી જુદી કિંમત મળી નહિ. ત્યારે 'સ' અને "પ" ને તે જ પ્રમાણે "ગ" અને "પ" એમની જુદી-જુદી કિંમત કેવી રીતે કાઢવી એ પ્રશ્ન બાકી રહે છે.

વળી જો આ વિદ્યુત્કણો એકાદ ખાલી વાસણમાં છોડીએ અને તે વાસણને વિદ્યુન્માપકને જોડીએ, તો એકંદર વિદ્યુન્માન કેટલું છે,એ માપવું બહુ કઠણ નથી. એટલે (સ×વ) એની કિંમત આવશે; પણ "સ" અને "વ" એમની જુદીજુદી કિંમત કેવી રીતે કાઢવી ?

ત્યારે સ×પ, સ×વ.એક દ્વિતીયાંશ પગ×ગગ, વ ભાગ્યા પ ઈત્યાદિ જુદીજુદી સારણીઓની કિંમતો મળે છે. પણ પિંડની સ્વતંત્ર કિંમત જોઈએ તે, અથવા તે જ પ્રમાણે વિદ્યુતભારની સ્વતંત્ર કિંમત મળી શકતી નથી. તે મેળવવાને માટે "સ" એટલે સંખ્યા એની કિંમત શું છે, એ શોધવું જોઈએ, અને તેની કિંમત બરાબર રીતે નીકળે, એટલે ઘણુંખરૂં કામ થશે. આ સંખ્યા ગણવાને માટે જુદીજુદી રીતોથી વિલ્સન, ઍટકિન અને સર જ્યોર્જ સ્ટોકસ વિગેરે શાસ્ત્રજ્ઞોના સિદ્ધાન્તોની સહાયથી જે. જે. થૉમ્સને પ્રયત્ન કર્યો.

(અ) અટકિનનો પ્રયોગઃ—ઘનમધ્યબિંદુ હોયા વગર ધુમ્મસનું બિંદુ તૈયાર થતું નથી અને એ મધ્યબિંદુઓ જેટલા હોય તેટલા પ્રમાણમાં જ ધુમ્મસના બિંદુઓ તૈયાર થાય છે. જો વરાળને ગાળી લેવામાં આવે, અને તેનામાં એવા પ્રકારના ઘનમધ્યબિંદુઓ તદ્દન ઓછાં થાય, ત્યારે ધુમ્મસ વહેલું થઈ શકતું નથી, ને થાય, તો પાણીનાં મોટાં ટીપાં દેખાવા લાગે છે. એ પરથી દૃઢીકરણને માટે ઘનમધ્યબિંદુની જરૂર છે, એ સ્પષ્ટ થાય છે. આ ઘનમધ્યબિંદુની અથવા મૂલબિંદુની જરૂર શા માટે હોવી જોઈએ, એનું કેલ્વિહને બહુ સારૂં સ્પષ્ટીકરણ કર્યું છે. વરાળના જોરથી વક્ર પાતળીની

અસર થતી હોય છે, કારણ જેમ જેમ દ્રવ્ય પદાર્થની પાતળી વક્ર થવા માંડે છે, તેમ તેમ તેની વધારેને વધારે વરાળ થવા માંડે છે, અને જો પ્રદેશ અત્યંત બાહ્ય વક્ર થાય, તો દ્રવ પદાર્થની એકદમ વરાળ થશે; અને તે માટે જ દ્રવ પદાર્થનો અતિસૂક્ષ્મ પરમાણુ માલમ પડતો નથી. વરાળનું દૃઢીકરણ થવા માટે ધુળની રજકણ જેવો ઉત્તમ વક્ર ભાગવાળો પ્રદેશ અથવા પરમાણુઓ અગર કેટલાક એકઠા થએલા પરમાણુઓ જ યોગ્ય છે, બલકે એમની જ વિશેષ જરૂર છે.

( આ ) થૉમમનનો પ્રયોગઃ—ઈ. સ. ૧૮૮૮ માં થૉમસને એવું બતાવ્યું, કે પદાર્થમાં વિદ્યુત્ જાગૃતિ કરીએ, ત્યારે તેના વક્રપણાનો જે ગુણ હોય છે, તે નષ્ટ થાય છે; અને બાહ્ય વક્ર ભાગપર વરાળના દૃઢીકરણ માટે તેની ( વિદ્યુત્ જાગૃતિની ) મદદ થાય છે. વક્રતાને લીધે પૃષ્ઠતન્યતાનો ( સરફેસ ટેન્શન ) અંતઃકેંદ્રિક અવયવ તૈયાર થાય છે. એટલે વક્ર ભાગને લીધે બધું બળ ત્રિજ્યાની વાટે કેંદ્રપર આવે છે. પણ વિદ્યુતજાગૃતિને લીધે, તેની બરાબર ઉલટી દિશામાં વક્રતાને બહાર ધકેલનારૂં દબાણ ઉત્પન્ન થાય છે. " ટ " ને જો પૃષ્ઠતન્યતા ગણીએ, અને " ર " ને જો ત્રિજ્યા ગણીએ, તો તન્યતાતો કેંદ્રિક અવયવ ( ૨ટ÷ર ) એ સારણીથી બતાવવામાં આવશે. અને વિદ્યુત્બાહ્ય તન્યતા વ×વ ભાગ્યા ૮×૨૨÷૭×ક×ર×ર×ર×ર) એ સારણીથી જણાવાશે, (વ=વિદ્યુતભાર, ર=ત્રિજ્યા, ક=એક નિયમિત સંખ્યા) આ બે સારણીઓનું સમીકરણ માંડી "ર"ની કિંમત (૧૦)–૮એટલી આવે છે,ને એ પરમાણુઓના આકારમાન સાથે બરાબર મળતી આવે છે. આ પરથી સર્વસાધારણ દવના અવધીની વખતે વૈદ્યુદણુઓની સહાયથી દૃઢીકરણ થવામાં હરકત નથી; અને એટલો જ વિદ્યુતભાર ઉંચકનારૂં, પરંતુ આકારમાનથી માત્ર આના કરતાં મોટું એવું જો કાંઈ હોય, તો તે પર ઘણું જ જલદી દૃઢીકરણ થશે. આ પરથી વિદ્યુત્ભાર એ દૃઢીકરણને મદદ કરે છે અને જોઇતો વિદ્યુત્ભાર હોય, તો મધ્યબિન્દુ ( નકલસ ) નો આકાર નાનો હોય, છતાં પણ તે પર દઢીકરણ થઇ શકે છે; અથવા જોઇતો વિદ્યુતભાર નાના આકારના પિંડ પર પણ દૃઢીકરણ કરી શકશે એ સાબીત થાય છે અને એ પરથી થોડું આગળ જઇએ, તો વિદ્યુત્કણ જ જો મધ્યબિંદુ આવે, તો કોઈ પણ દ્રવ્યપિંડની જરૂર ન પડતાં વરાળ જ તે પર દ્રવરૂપ થવા લાગશે, એમ કહેવાને હરકત નથી. તે વિદ્યુત્કણોને ગાળી શકાય નહિ; ને તે ગાળીએ, તો પણ ધુળ વિનાની હવામાં તેઓને ઉત્પન્ન થતાં વાર લાગતી નથી. ઘણાં વૈદ્યુદણુઓ જો હવામાં હોય, તો ઘાડું ધુમ્મસ દેખાવા માંડશે. પણ આ ધુમ્મસનો રંગ હંમેશ ધુળની રજકણોની આસપાસ ભેગા થનારા ચોમાસાના ધુમ્મસ કરતાં તદ્દન જુદો જણાશે. આ જે વિદ્યુત્પૂર્ણ મધ્યબિંદુઓ હોય છે,તેઓ જે રીતે હવાનું પૃથક્કરણ થાય છે અથવા જે રીતે હવામાં વૈદ્યુદણુઓ પેદા થાય છે, એવી કોઈ પણ રીતે ઉત્પન્ન થાય છે.

ક્ષ–કિરણોની સહાયથી અથવા બીજી કોઈ પણ રીતે વિદ્યુન્મધ્યબિંદુઓ ઉત્પન્ન કરી, અમુક મર્યાદિત વરાળનું દશ્ય એવું દઢીકરણ કર્યું. વિદ્યુન્મધ્યબિંદુની સહાયથી એકદમ ધુમ્મસ તૈયાર થયું ને ધીમે ધીમે ટીપાં પડવા લાગ્યાં. તેણે તે ટીપાંના રંગપરથી તેઓના આકારની કલ્પના કરી; પણ તે દેખીતી રીતે જ અસમાધાનકારક હતી. પછી તે ટીપાંઓનો પડવાનો વેગ માપી તેઓના આકારની કલ્પના થૉમસને કરી. તે બિંદુઓ સરખ જ આકારના હોય છે અને તે એકદમ જ પડવા માંડે છે. આથી તે સહેલાઈથી ગણી શકાય છે.

વૈદ્યુદણુઓ ઉત્પન્ન કરનારાં ક્ષ- કિરણ સ્ફટ ( એલ્યુમિનિયમ ) ના સજ્જડ ઢાંકણામાંથી એકાદ વાસણમાં આવે છે. વિદ્યુત્સ્રાવ માપવા માટે સ્ફટનું ( એલ્બુમિનીઅમ ) ઢાંકણ અને પાણી એ બંન્નેનો વિદ્યુન્માપક સાથે સંબંધ જોડેલો હોય છે. વિદ્યુન્માપકના બંન્ને છેડાનું " શકિત- અંતર " સાધારણ રાખેલું હોય છે. આટલી ગોઠવણ થયા બાદ, પ્રસરણ માટે જે સગવડ કરેલી હોય છે, તેની મદદથી પ્રસરણ કરવામાં આવે છે. પ્રસરણ થતાં વાર જ ધુમ્મસ દેખાવા માંડે છે અને તેઓનો પડવાનો અથવા ધુમ્મસ થતું અટકાવવાનો વેગ પ્રકાશિત ( વાસણમાંના ) ભાગ ભણી જોઇને ગણવામાં આવે છે. સ્ટોકની સારણી પ્રમાણે દ્રવબિંદુઓનો આકાર કાઢવામાં આવે છે. ( ક= બે નવમાંશ ગુ×ઘ×ર ભાગ્યા હવાની ઘનતા એમાં ( ગુ=ગુરુત્વાકર્ષણની કિંમત, ઘ= ટીપાંની હવા કરતાં વધારે થનારી ઘનતા ),ર= ટીપાંની ત્રિજ્યા,ક= તેઓનો પડવાનો વેગ. ). આ સારણી પરથી ટીપાંનો પતનવેગ અને તેનો આકાર એ બેનો શો સંબંધ છે, તે કાઢી શકાય છે. પ્રસરણ કેટલું થયું, એની ખબર હોવાથી કેટલા પાણીના બિંદુઓ થયા, તે શોધી શકાય છે; અને તેથી આ ટીપાં કેટલાં છે, અને તે જ પ્રમાણે તેમાંના દૃઢીકરણ માટે જરૂરી મધ્યબિંદુઓ એટલે વૈદ્યુદણુઓ કેટલા છે, એ પણ કાઢી શકાય છે. એક પ્રયોગમાં એક ઘનસેંટીમીટરમાં આવી જાતનાં ટીપાં ૩૦૦૦૦ જેટલાં

ગણવામાં આવ્યાં, અને જેટલાં ટીપાં તેટલાં જ મધ્ય બિંદુઓ, એમ ધારી મધ્યબિંદુઓની સંખ્યા પણ ગણવામાં આવી.

આ પ્રયોગ વડે મધ્યબિંદુઓની સંખ્યા શોધવામાં આવવાથી એકલા પિંડની કિંમત અને તે જ રીતે તે પિંડના એકલા વિદ્યુતભારની કિંમત એ તેમની પ્રમાણુસારણી (વ ભાગ્યા પ) પરથી કાઢવામાં આવ્યાં.

સ્થિર વિદ્યુત્ મૂલમાનના પ્રમાણુથી ગણીએ, તો વિદ્યુત્ભાર ( ૩×(૧૦) ૧૦ વાર) એટલો આવે છે, અને વિદ્યુત-ચુંબકીય મૂલમાનના પ્રમાણુથી ગણવામાં આવે, તો ( ૧૦ )−૨૦ એટલો વિદ્યુત્ભાર આવે છે. આ પરથી પિંડની જે કિંમત નીકળશે, તે ખુલ્લી રીતે જ ધન વિદ્યુત-વાહકની અથવા વૈદ્યુદણુઓની થશે; અને પરમાણુઓનો ખરેખરો જે પિંડ છે, તેની કિંમત બતાવશે. અથવા કિંમત કરતાં જો વધારે કિંમત આવવા માંડે, તો એક કરતાં વધારે પરમાણુઓ એક જગ્યાએ એકઠા થતા હોવા જોઈએ એમ કહેવું જોઈએ. ઋણ વિદ્યુત્વાહક અથવા વિદ્યુત્કણ એમનાં ( વ ભાગ્યા પ ) વિદ્યુત્ભાર અને પિંડ એમના પ્રમાણુની કિંમત ( ૧૦ ) ૭ વાર એટલી છે અને તેમના પિંડની કિંમત નકકી ( ૧૦ ) ર૭ વાર ગ્રામ જેટલી આવે છે. આ કિંમત સૌથી હલકો જે ઉજ્જ ( હાયડ્રોજન ) વાયુનો પરમાણુ તેના એક સાતસોઅંશ જેટલી છે. આવી રીતે પરમાણુ કરતાં પણ નાનો પિંડ અસ્તિત્વમાં હોય છે, પ્રયોગ વડે સિદ્ધ થયું છે. આ સિદ્ધતાને લીધે આ શાસ્ત્રમાં એક નવો યુગ શરૂ થયો.

( ૯ )અતિપરમાણુ વિદ્યુત્કણો પરનો વિદ્યુત્ભારઃ— એચ. એ. વિલ્સન નામના શાસ્ત્રજ્ઞે " ત્રિશંકુ " ના પ્રયોગથી આ વિદ્યુત્-ભારની કિંમત શોધી કાઢી. તે પ્રયોગ આ હતોઃ—દ્રવ થએલો વરાળનો બિંદુ હવામાંથી નીચે પડતો હોય, ત્યારે તેને ત્રિશંકુની પેઠે વચ્ચે જ લટકાવી રાખવાને કેટલી વિદ્યુત્-શકિત જોઇશે તે ગણવી, ને પછી તે બિંદુઓનું વજન અને આ વિદ્યુત્શકિત એમનું સમીકરણ લખીને પછી પ્રમાણ કાઢવું. =ભજો તે બિંદુનું વજન હોય, અને ઈ= વિદ્યુત્ક્ષેત્રની શકિત અને વ જો તે બિંદુઓમાં રહેલા મધ્યબિંદુઓનો વિદ્યુત્-ભાર હોય, તો તેઓનું ભ= ઈ વ એવું સમીકરણ લખી શકાશે. આ સમીકરણમાં ઈ. એટલે વિદ્યુત્ક્ષેત્રની કિંમત, અને " ભ " એટલે તે ટીપાંઓનાં વજનની કિંમત એમ બંનેની ખબર હોવાથી " વ " એટલે વિદ્યુત્-ભારની કિંમત કાઢી શકાય છે. આ પ્રયોગ વડે નીકળેલી વિદ્યુત્-ભારની કિંમત ( ૩−૧×(૧૦)૧૦ ) એટલી હતી.

ગતિમાનની સહાયથી થૅામસને કાઢેલી કિંમત ૩.૪×(૧૦)−૧૦ એટલી હતી.

આકારઃ—આ આમ તેમ ફરનારાં કણો દ્રવ્યકણો છે, ને તેઓ પર કેટલોક વિદ્યુત્-ભાર છે, એવા કલ્પિત સિદ્ધાંતને વળગી ચાલીએ, તો આ કણોની વિદ્યુત્ અને દ્રવ્ય એવી બેવડી રચના થાય છે. અને ખુલ્લી રીતે જ, તેને આવતું જડત્વ એ પણ આ બે કારણોને લઇને હોવું જોઇએ. આવી બેવડી કલ્પનાને લીધે પ્રગતિ થવી કઠણ થઈ પડયું. પણ તેને બદલે આ ફરતાં કણો બીજું કાંઈ નથી; પણ વિદ્યુત્કણો છે, તેમને ઉપર વિદ્યુત્-ભાર હોય છે અને તેઓ જ પરમાણુઓના ઘટક છે, પરંતુ તેઓને કોઈ પણ દ્રવ્યના મધ્યબિંદુઓ ( મટેરીઅલ નકલસ )ની જરૂર નથી. એવી કલ્પના કરીએ, તો તે પ્રગતિના માર્ગમાં આડી આવશે નહિ. પરમાણુઓના જે ગુણધર્મો છે, તે બધા આ ધન અથવા ઋણ વિત્દ્યુકણોના સમુદાયને લીધે થએલા હોવા જોઇએ તેમાંથી એક કણ બીજા પાસેથી છુટો કરી શકાય છે અને તેથી તે સ્વતંત્ર હોય છે. આ કલ્પિત સિદ્ધાંતને લીધે આ કણનો પિંડ જો ગણી શકાય, તો તેઓનો આકાર પણ ગણાઈ શકાવો જોઇએ. કેટલાક વિદ્યુત્-ગુણ અને કેટલાક દ્રવ્યગુણ એમ બન્નેને હિસાબમાં લઇએ, તો કાંઈ પણ બની શકશે નહિ. અને માટે જ આ કણો ફકત વિદ્યુત્કણો જ છે, એમ સમજીને ચાલવું વધારે શ્રેયસ્કર થશે. બીજો કલ્પિત સિદ્ધાન્ત જો સ્વીકારીએ, તો પિંડ અને વિદ્યુતભાર એમનાં પ્રમાણપરથી આ કણોનો આકાર કાઢી શકાશે; કારણ કે તેઓનો પિંડ ઉજ્જ ( હાયડ્રોજન ) પરમાણુઓના પિંડના એક સહસ્રાંશ છે અને તેઓનો વિદ્યુતભાર સ્થિર વિદ્યુત મૂલતાન પ્રમાણે ગણીએ, તો, (૧૦)—૧૦ એટલો છે, એ આપણે પાછળ જોઈ ગયા છીએ. ત્યારે વિદ્યુત્કણોનું જેટલું જડત્વ હોય છે, તેટલું જ જડત્વ આ વિદ્યુતભારોનું થવા માંડે, તે વિદ્યતભારનો આકાર ( ૧૦ )−૧૩ સેંટિસીટર ત્રિજ્યાવાળા ગોળ ( વર્તુળ ) જેટલો જ હોવો જોઇએ. ત્યારે આપણો જે કલ્પિત વિદ્યુત્કણ છે, તેનો પણ આકાર આ જ હોવો જોઇએ અને આ આકાર તરફ જોઇએ, એટલે પછી ઋણ ધ્રુવ કિરણોની ભેદકશકિત યથાર્થ છે એમ લાગવા માંડે છે. કારણ દ્રવ્ય પરમાણુઓ જ આ વિદ્યુત્કણોના બનેલા છે. અને સ્વાભાવિક રીતે એક બે કણો વચ્ચે થોડી ઘણી ખુલ્લી જગા

રહેતી હોવી જોઇએ અને તે માટે જ આ કણોથી એકાદ ધાતુના પત્રામાંથી ધક્કો ન ખાતાં પાર નીકળી શકાય છે.

વિદ્યુત્કણોનો વ્યાસ (૧૦)-૧૩ સે. મી. છે. અને પરમાણુઓનો વ્યાસ (૧૦)-૮ સેંટીમીટર છે. સૂર્યમાળાની સાથે જો એની સરખામણી કરીએ, તો પૃથ્વીનો વ્યાસ તેની કક્ષાના એક ચોવિસસહસ્રાંશ છે. હવે પૃથ્વી એ જ વિદ્યુત્કણુ છે એવી કલ્પના કરીએ, તો પરમાણુઓનું વર્તુલ એટલું મોટું થશે, કે સૂર્યને જો મધ્ય કલ્પિએ, તો તે વર્તુલની ત્રિજ્યા, પૃથ્વીનું સૂર્યથી જેટલું અંતર છે, તેનાથી ચારગણી થશે. સાદા વાતાવરણમાં ચાર ઇંચની જગ્યામાં એક વિદ્યુત્કણુ લગભગ બીજાં દસ કરોડ કણોને વટાવી જાય છે. પણ જે પરમાણુઓ અતિશય ઘન ધાતુમાંથી પેલી તરફ જતાં હોય છે, તેઓને માત્ર એટલો ઉઘાડો માર્ગ મળતો નથી. સરાસરી મિલીમીટરના એક સહસ્રાંશ જેટલો ઉઘાડો માર્ગ મળે છે અને તે પણ સીધી રેષામાં મળતો નથી; અને તે માટે જ સ્ફટ (પ્લેટિનમ)ના પતરાંમાંથી આ કણો જતાં હોય, ત્યારે તેઓને પતરાના પૃષ્ઠ ભાગમાં બહુ નજીક અટકાવવામાં આવે છે અને પછી તે ગતિવિરોધ વડે ક્ષ કિરણો ઉત્પન્ન થાય છે.

એ ફરતાં હોય, ત્યારે એક બીજાના એક બીજાપર જે આઘાતો થાય છે, તેની સરખામણી આકાશમાંના તારાઓના આઘાત સાથે કરવા જેવી છે. આ એક બીજાપર અફળાતા પિંડો એક ને લાખ ને પ્રમાણમાં છે. આ ફરતાં વિદ્યુત્કણોની સ્થિતિ સૂર્યમાળાપર ધૂમકેતુની સ્થિતિ માફક થાય છે. જે પ્રમાણે ધૂમકેતુ ફરતાં ફરતાં એકાદા ગ્રહના ગુરુત્વાકર્ષણુના સપાટામાં આવે, એટલે તે ગ્રહ તેને પોતાના ગુરુત્વાકર્ષણુના સપાટામાં પકડી પોતાની ગ્રહમાળામાંનો એક કાયમનો ગ્રહ કરી નાખે છે; તે જ પ્રમાણે પરમાણુ રૂપી ગ્રહ આ વિદ્યુત્કણુરૂપી ધૂમકેતુને કાયમનો જ પોતાની માળામાંનો કરી નાખે છે. આ ઉપરથી વિદ્યુત્કણુ પરમાણુઓના પરિમાણુમાં જ અટકાવાતો હોવો જોઇએ, એટલે (૧૦)-૮ સેંટિમીટર એટલા અંતરમાં જ વિદ્યુત્કણુ અટકાવાતો હોવો જોઇએ, અને એક વિદ્યુત્કણુ અટકાવવાને માટે એક દશાંશ ડાઇન શકિત જોઇએ. (ડાઇન=સેંટિમીટર ગ્રામ પદ્ધતિથી એક ગ્રામ વજન એક સેકંડમાં એક સેંટિમીટર ઉપર ઉંચકવાને જોઇતી શકિત) અને માટે જ આત્યંતિક કિરણુવિસર્જનનાં દૃશ્યો દેખાય છે. પ્રકાશના વેગના એક ત્રીશાંશ વેગ હોવાવાળા વિદ્યુત્કણુની ગતિ અટકાવવાને કેટલી શકિત જોઇએ, એ નીચેની સારણી પરથી જણાશે.



શક્તિ ÷ વખત = એક દ્વિતીઆંશ ૫ × ગ વર્ગ × ગ ભાગ્યા બે × પરિમાણુ = (૧૦)-૨૭× (૧૦×૧૦નવ (વાર)×૧૦×૧૦આઠ વાર=(૧૦)૮ અર્ગ

અર્ગ. (૧૦)૮ અર્ગ એટલે લગભગ ૧૦ વૅટ (વૅટ = એક અમ્પીયર તીવ્રતાવાળા વિદ્યુતના ચાલકશકિતના એક વ્હોલ્ટે કરેલું કામ) પણ એમાંથી બહુ જ થોડો ભાગ કિરણુ રૂપે જાય છે. અને બાકીનો ઉષ્ણુતા રૂપે બહાર પડે છે. કિરણુ રૂપે કેટલો ભાગ બહાર પડે છે. એ "લારમુરની સારણી" વડે કાઢી શકાય છે.

વિદ્યુત્ભાર વર્ગ ભાગ્યા ગતિ × ગતિવર્ધન વર્ગ= (૧૦)-૪૦ ભાગ્યા (૧૦)૧૦ × (૧૦)૫૨ = ૧૦૦ અર્ગ.

એટલે (૧૦)૮ અર્ગમાંથી ફકત (૧૦)૨ અર્ગ જેટલો જ ભાગ કિરણુ રૂપે બહાર પડે છે, બાકીના અર્ગ ઉષ્ણુતા રૂપે બહાર પડે છે. એ શકિતમાંથી ઉષ્ણુતા કિરણુરૂપે અથવા કિરણો કરતાં ઉષ્ણુતા રૂપે કેવી અને કેટલી શકિત બહાર આવશે, એ વિચાર કરવા જેવું છે. કિરણુવિસર્જનશકિત જ જો વધારે જોઇએ, તો વિદ્યુત્કણુનો વેગ ઓછામાં ઓછો પ્રકાશ વેગની લગભગ બરાબર જોઇએ અને તેનો ગતિવિરોધ પોતાની જગ્યાપર જ થવો જોઇએ, વિદ્યુત્કણોનો વેગ પ્રકાશવેગના એક દશાંશ હોય, ને તેની ગતિ તેના વ્યાસ જેટલા અંતરમાં જ જો અટકાવવામાં આવે, તો સરાસરી સેંકડે ૧૦ ટકા શકિત કિરણુવિસર્જન રૂપે પ્રકટ થાય છે. પણ તે વિદ્યુત્કણુ અટકાવવાને માટે લગભગ બેથી ત્રણ હજાર કિલોવૅટ શકિત જોઇએ. પણ આમાંથી વિદ્યુત્કણુપરમાણુઓ પરિમાણુમાં જ અટકાવવા, એ જ વધારેમાં વધારે શક્ય છે. અને એટલા માટે ૫૦ વૅટ શકિત જોઇએ. પણ આમાં ક્ષ કિરણુ રૂપે ફકત એક દસલક્ષાંશ જ હિસ્સો મળે છે. પણ જેમ જેમ ગતિ ઓછી થાય છે, તેમ તેમ વધારે ને વધારે શકિત ઉષ્ણુતા રૂપે પ્રકટ થાય છે. વિદ્યુત્કણોની એકંદર શકિત અને કિરણુ રૂપે પ્રકટ થતી શકિત એમનું પ્રમાણુ તેના પરિમાણુ અને તેને અટકાવવાને માટે જોઇતા વખતમાં અજવાળું કેટલું આઘે જશે, તે અંતર, એઓનાં પ્રમાણુની બરાબર હોય છે.

(૧૧) વિદ્યુત્કણુસિદ્ધાન્ત, વહન અને કિરણુ વિક્ષેપણુ:—

(અ) વહન:—દ્રવ્ય પરમાણુઓને ઠેકાણે આ જે વિદ્યુતગુણધર્મો છે, તે બધા આ વિદ્યુત્કણોને લીધે જ હોવા જોઇએ, એવું બતાવવાનો પ્રયત્ન

લારેંટ્ઝ અને લારમૂર એ બંને શાસ્ત્રજ્ઞોએ કર્યો. તેઓની એવી કલ્પના હતી, કે જેને વિદ્યુત્પ્રવાહ કહેવામાં આવે છે, તે ખરેખરો પ્રવાહ હોતો નથી, પરંતુ તે ફક્ત આ વિદ્યુત્કણોની ગતિ હોય છે. તે કદાચ પરમાણુઓની સાથે ફરતા હોવા જોઇએ, અને તેમ તે વિદ્યુત્વિશ્લેષણ વખતે ફરે છે પણ ખરા; અથવા વિરલવાયુની અંદર જેમ હોય છે, તેમ તેઓ છુટા ફરતા હોવા જોઇએ, અગર ધન પદાર્થમાં ઉષ્ણતાવહનની વખતે જે ક્રિયા થાય છે, તે પ્રમાણે કદાચ આ વિદ્યુત્કણો એક પરમાણુ પાસેથી બીજા પરમાણુની હવાલે કરવામાં આવતાં હોવાં જોઇએ.

વિદ્યુત્ વહનના શક્ય એવા ત્રણ પ્રકારો છે. (૧) પક્ષી જે પ્રમાણે દાણો ચાંચમાં ઉંચકીને પોતાના માળામાં મૂકે છે, તે પ્રમાણે એક ઠેકાણેથી ઉંચકી બીજે ઠેકાણે મુકાય તે, (૨) વિરલ વાયુદ્રવ્યમાં ઋણધ્રુવ કિરણોમાંથી, બંદુકની ગોળી જેમ નીકળે છે તે પ્રમાણે, અથવા (૩) પરમાણુઓ જાતે બહુ આ સુધી ન હાલતાં એક બાજુએ વિદ્યુત લેવા માટે થોડા, અને બીજી બાજુએ આપવા માટે થોડા એ રીતે. એટલે ઘણાં માણસો હારબંધ ઉભા રાખી હાથોહાથ જે રીતે કેટલીક વસ્તુઓ એક ઠેકાણેથી બીજા ઠેકાણે લઈ જવામાં આવે છે તેમ. વિદ્યુદ્રોધક દ્રવ્યોમાંથી વિદ્યુત્વહન બેળે બેળે ચ લતું હોય છે અને ધાતુની અંદર તે સહેલાઈથી ચાલેલું હોય છે. જ્યાં સુધી વિદ્યુત્પ્રવાહ બહુ થયો નથી,ત્યાં સુધી તે ધાતુમાંથી અટકાવવાને માટે બાહ્ય શક્તિની જરૂર પડતી નથી. જ્યાં સુધી વિદ્યુત્કણોની શક્તિ ઉષ્ણતાપર આધાર રાખે છે, ત્યાં સુધી ધાતુમાં વિદ્યુત્કણ છુટાં હોય છે.

વાયુરૂપ દ્રવ્યોમાં ઋણ વિદ્યુત્કણ છુટાં થાય, એટલે તેઓ બહુ જ વેગથી દોડવા માંડે છે, પણ ધન વિદ્યુત્કણ અથવા વૈદ્યુદણુઓ એમનો વેગ એટલો હોતો નથી.

દ્રવરૂપ દ્રવ્યોમાં કોઈ પણ પ્રકારનાં વિદ્યુત્કણો છુટાં માલમ પડતાં નથી. તેઓનો પરમાણુ સાથે તરત જ સંયોગ થાય છે અને પછી તેઓ વૈદ્યુદણુ રૂપે હોય છે, પણ તેમનો વેગ ઓછો હોય છે.

ઘનરૂપ દ્રવ્યોમાં, કેટલાકમાં ઋણ. તો કેટલાકમાં ધન એમનો વેગ વધારે હોય છે,

( બ ) કિરણવિક્ષેપણઃ—કિરણવિક્ષેપણની શક્તિ પરમાણુઓમાં, ઉપર, અથવા ચારેપાસ જે પ્રમાણે વિદ્યુત્કણો ફરતાં હોય તે પદ્ધતિપર આધાર રાખે છે. કેવળ દ્રવ્ય ( મૅટર ) જો લઇએ, તો તેનો ઈથરની સાથે સંબંધ આવતો નથી. તેનો જો ઈથર જોડે સંબંધ આવતો જ હોય, તો તે વિદ્યુત્ભારને લીધે જ હોય છે. ઈથરમાં જો ચલન ઉત્પન્ન થતું હોય, તો તે આ વિદ્યુત્ગતિવર્ધનને લીધે જ વિચ્છિન્ન કિરણપટમાંની જુદી જુદી રેષાઓ ગતિની જુદી જુદી કંપનસંખ્યા ( ફ્રીકવન્સી )પર આધાર રાખે છે. પણ એ જ જો કિરણવિક્ષેપણનું કારણ હોય, તો તે પર લોહચુંબકની અસર થવી જોઇએ, કારણ કે ફરતો વિદ્યુત્ભાર એ વર્તુલગતિ વિદ્યુત્પ્રવાહ જ છે. વિદ્યુત્કણો ગમે તે દિશામાં ફરતાં હોય, ત્યારે તેઓની આસપાસ વધતી શક્તિનું લોહચુંબકીય ક્ષેત્ર ઉત્પન્ન કરીએ, તો કેટલાકની ગતિ વધશે, તો કેટલાકની ઓછી થશે. અને એ ક્રિયા તે ક્ષેત્ર નષ્ટ થતાં સુધી ચાલશે. આ ઉપરથી એમ જણાય છે, કે કિરણવિક્ષેપક પદાર્થને જો લોહચુંબકીય ક્ષેત્રમાં મૂકીએ, અને તેના વિચ્છિન્ન કિરણપટમાંની રેષાઓનું અવલોકન કરીએ, તો તેમાંની કેટલીક પહોળી જણાશે તો કેટલીકે જગા બદલ્યા જેવું દેખાશે અને કેટલીકમાં બીજો કાંઈ ફેર થયા જેવું માલમ પડશે. એવી લારમુરે કલ્પના કરી હતી. પણ તેનાથી પ્રયોગ વડે તે સાબીત કરી શકાયું નહિ. તેના પછી ૧૮૯૭ની સાલમાં ઝીમને એક સારૂં અપભવનજાલ ( ડીફ્રેક્ષન ગ્રેટીંગ ) અને લોહચુંબક લઇને, આ રેષાઓ પહોળી થાય છે, એનું હોંશિયારીથી અવલોકન કીધું. આવી રીતે સહેલાઈથી શરૂઆત થયા પછી આ વિષયને ઘણું જ મહત્ત્વ મળ્યું, અને પછી જુદા જુદા પદાર્થોમાંથી નીકળનારાં કિરણોનાં વિચ્છિન્નપટમાં રહેલી દરેક રેષામાં લોહચુંબકને લીધે જે ફેરફાર થાય છે, તેનું નિરીક્ષણ કરવામાં આવ્યું. લોહચુંબકને લીધે કેટલીક રેષાઓ બમણી, તો કેટલીક ચારગણી, છગણી એવી થઈ. આ ઉપરથી આ જે લોહચુંબકનું પરિણામ થાય છે, તે અલબત્ત જ બહુ નાનું હોતું નથી; પરંતુ તે અતિ તીવ્ર હોય છે. પણ તે જોવા વાસ્તે સામગ્રીઓ પણ અત્યુત્તમ જોઇએ છે. અને કિરણવિક્ષેપણ જો વિદ્યુત્કણોને લીધે જ હોય, તો તેઓની ગતિને વિરોધ કરનારો દ્રવ્યપિંડ તેની સાથે બહુ જ થોડો હોવો જોઇએ એ ખુલ્લું છે.

એટલું જ નહિ, પણ વિચ્છિન્ન કિરણપટમાંની રેષાઓ અનુમાનપરથી જુદા જુદા વિદ્યુત્કણો સાથે પ્રત્યક્ષ દ્રવ્યભાગ કેટલો છે. તે પણ કાઢી શકાય છે, અગર બીજી રીતે કહીએ, તો કિરણવિક્ષેપણોપયોગી એવો વિદ્યુદ્રાસાયનિક સમમૂલ્ય કેટલું છે, તે કાઢી શકાય છે. પ્રો. ઝીમને સિંધવ ( સોડિયમ ) ની રેષામાં થનારાં ફરક ઉપરથી વિદ્યુત્સમમૂલ્યની

કિંમત (૧૦)૭ ( સેં. ગ્રે. ૫ ) એટલી છે, એ શોધી કાઢયું. અને આ જ કિંમત વિદ્યુતભાર અને પિંડ એમના પ્રમાણની બરાબર છે; અને હાલના કેટલાક પ્રયોગોએ એ કાયમ કરેલું છે. ઋણધ્રુવ કિરણોમાં જે કણો પડતાં હોય છે, તેઓનું આંદોલન કિરણવિક્ષેપણના ઉગમસ્થાનમાં થાય. ઋણધ્રુવકિરણો જો ફરતાં વિદ્યુત્કણોનાં બનેલાં હોય તો કિરણવિક્ષેપણુ આ ફરતાં વિદ્યુત્કણોને લીધે જ થતું હોય છે, એમ કહેવાને વાંધો નથી. ઝીમનનો પ્રયોગ જો વધારે ઝીણવટથી કરીએ, તો ઝીમન, લારેન્ટ્ઝ, ફિટ્‌ઝીરલ્ડ ને લારમૂર વિગેરે શાસ્ત્રજ્ઞોએ કિરણવિક્ષેપણનાં કારણ વિદ્યુત્કણો જ છે, એ જે કહ્યું, તે જો કે અદ્યાપિ પૂર્ણપણે સિદ્ધ થયું નથી, તો પણ તે બહુ જ સમાધાનકારક રીતે સિદ્ધ થાય છે.

લારેન્ટ્ઝના સિદ્ધાંતાન્વયે ઝીમને કરેલી શોધને લીધે પરમાણુઓના ગુણધર્મ બતાવવાની બાબતમાં તથા કિરણવિક્ષેપણની પદ્ધતિપર પ્રકાશ પાડવા માટે વિચ્છિન્નકિરણ વર્ગીકરણપદ્ધતિને એવડું જોર મળ્યા જેવું થયું છે; અને તેની સહાયથી ગ્રહો અને ઉપગ્રહો, એને બદલે પરમાણુઓ અને વિદ્યુત્કણવાળું આ એક તદ્દન જુદું જ ભૌતિક જ્યોતિષશાસ્ત્ર ઉત્પન્ન થયું.

( ૧૨ ) શીઘ્ર ગતિ વડે જડત્વનો વધારેઃ— જડત્વ હંમેશ મુકરર થએલું હોય છે અને તેનો તથા ગતિનો કાંઈ જ સંબંધ નથી, એમ ઘણું ખરૂં સમજવામાં આવે છે. જે વખતે કોઈ પણુ પિંડ શીઘ્રગતિથી ફરતો હોય છે, તે વખતે જતી શકિતરેષાઓ તેના પૃષ્ઠ ભાગપર જે રીતે વહેંચાઈ ગઈ હોય છે, તે પદ્ધતિમાં જો ફેરફાર કરીએ, તો પછી માત્ર તે રેષાઓની લંબપાર્શ્વગતિને લીધે જડત્વમાં તફાવત થઈ શકે છે; અને તે માટે જ વિદ્યુજ્જડત્વ એ ગતિપર આધાર રાખી શકે એ સંભવિત છે. આ બાબતની યંત્રશાસ્ત્રમાં અત્યાર સુધી કોઇને ખબર ન હતી. જે વખતે કોઈ પણુ વિદ્યુત્‌ભાર ફરવા માંડે છે, તે વખતે તે પોતાની આસપાસ વર્તુલાકાર લોહચુંબકીય રેષા ઉત્પન્ન કરે છે, અને આ રેષાઓ પણુ તે પિંડની જ ગતિથી ફરતી હોવાથી તેઓની પાસેથી બીજી વધારે સ્થિર વિદ્યુત્‌રેષાઓ નીકળે છે. આ જે બીજી જાતની રેષાઓ નીકળે છે, તેઓનું પરિણામ સીધા વેગને વખતે જ નહિ, પણુ અતિશય મોટા વેગને વખતે પણુ બહુ જણાતું નથી; પણ જ્યારે આ વેગ જેમ જેમ પ્રકાશી વેગની લગભગ બરાબર આવે છે, તે વખતે માત્ર તેનુ પરિણામ થાય છે. પ્રકાશી વેગ જેટલો વેગ થયા પછી જડત્વ ઠેઠ અંતિમ સીમા સુધી જાય છે, પણ એ થવાને માટે માત્ર તે વિદ્યુતુભાર બહુ જ ઝીણા બિંદુ જેટલો હોવો જોઇએ, અત્યાર સુધી પ્રકાશના વેગવાળું એવું કાંઈ જ અસ્તિત્વમાં ન હતું, અને તે માટે જ આ જડત્વવર્ધનનો પ્રશ્ન ઓછા મહત્ત્વનો હતો. ઋણધ્રુવથી નીકળનારાં કણોનો વેગ દર સેકંડે ૨૦,૦૦૦ માઇલ છે, અને તેઓની બાબતમાં સેંકડે એકથી વધે છે. પણ આ કરતાં પણ્ કેટલેક ઠેકાણે હતો, તેવા પ્રકારનો વધારે વેગ જોવામાં આવે છે, તે એટલે વિદ્યુત્‌કિરણવિસર્જક ( રેડીઓ ઍક્ટીવ ) પદાર્થોમાંથી ફેંકાએલા વિદ્યુત્કણોનો અથા પરમાણુઓનો વેગ છે. ત્યારે આવા પ્રકારના આ કિરણોનું જડત્વ શું હોવું જોઇએ, એ પણ એક મહત્ત્વની બાબત થવા લાગી છે.

૧૩. જડત્વના વિદ્યુત્‌સિદ્ધાંતનું સમર્થનઃ— જે કણોપરથી આ જડતાનું માપ તથા ગણત્રી થાય, તે કણો જ મૂળમાં કેવળ વિદ્યુન્મય હોય છે, ને તેઓમાં મધ્ય બિંદુને પણ બીજું દ્રવ્ય નથી, એ બાબતનું પણ પ્રથમ શા વડે સમર્થન કરીએ ? આ બાબત સાબીત થયા સિવાય જડત્વ અથવા જડત્વવર્ધન એ વિદ્યુન્મૂલક છે, એ કેવી રીતે સિદ્ધ થાય ? ઉપરની બાબતો સાબીત કરવા માટે થૉમસને કિરણવિક્ષેપણનું ઉષ્ણતા ઉત્પાદન સાથે શું પ્રમાણ છે એનો વિચાર કર્યો, કારણ કિરણવિક્ષેપણ જે થાય છે, તે કણોમાંનાં વિદ્યુત્‌ભાગને લીધે થાય છે અને ઉષ્ણતા બીજાં દ્રવ્યોને લીધે ઉત્પન્ન થાય છે, એ ઉપર સાબીત કરેલું જ છે; તો પણ આ પ્રયોગને લીધે ઉપરની બાબત કાયમને માટે સિદ્ધ થઈ નહિ. એ પછી કૅાફમને બીજી એક રીતની મદદ લીધી. તેણે એક જ પ્રકારના કિરણ વિદ્યુત્ અને વિદ્યુત્‌ચુંબકીય શકિતના ક્ષેત્રમાં એક જ વખતે ઘાલી તથા તે શકિતરેખાઓ પણુ એક જ દિશામાં છોડી પ્રત્યેક શકિત વડે એ રેખાઓ કેવી રીતે વળે છે એ શોધી કાઢયું. તથા પ્રયોગ પરથી તેણે એવું નકકી કર્યું, કે આ કિરણોનો વેગ પ્રકાશવેગની નજીક આવે, એટલે વિદ્યુત્‌ભાર રાસાયનિક સમમૂલ્યની કિંમત જડત્વના વિદ્યુત્સિદ્ધાંતને લીધે જેટલી વધારવી જોઇએ તેટલી જ વધે છે; અને આ સિદ્ધાંત એમ જ બતાવી આપે છે, કે બધું જડત્વવર્ધન બીજા કશાથી નહિ, પણુ વિદ્યુત્‌થી જ થાય છે; તથા ઉપરના કૅાફમેનના પ્રયોગથી જે સમયે એ કણોનો વેગ પ્રકાશના વેગ જેટલો થાય છે, તે સમયે વિદ્યુત સિવાય બીજા કોઈ પણુ દ્રવ્યથી ઉત્પન્ન થતા જડત્વને સ્થાન જ હોતું નથી.

કૅાફમેને ગણેલા વિદ્યુત્કણનો વધારેમાં વધારે વેગ ૨.૩૬,૨.૪૮, ૨.૫૯, ૨.૭૨, ૨.૯૫× (૧૦) ૧૦

સેંટીમીટર જેટલો તથા પ્રકાશનો વેગ ૩.૧૦× (૧૦) ૧૦સેંટીમીટર જેટલો છે. તેથી આ બંને પ્રમાણે પ્રકાશના આવી રીતે સિદ્ધાંતના તથા પ્રયોગના ઉત્તરો બરાબર મળ્યા. વિદ્યુત્કણોનું જડત્વ વિદ્યુતભારને લીધે જ હોય છે, એ સિદ્ધાંત કાલ્પનિક મનાય, છતાં તેને વિષે શંકાને સ્થાન નથી. અને હવે પછી, વિદ્યુત્કણ દ્રવ્યમધ્ય છે, અને તે સર્વ વિદ્યુન્મય નથી એમ કોઈ કહે, તો તે સાબીત કરવાની જોખમદારી કહેનારને જ માથે છે; કારણ કે આજ સુધીના પ્રયોગથી તો ઉપરની જ હકિકત સિદ્ધ થતી ગઈ છે. પણ પરમાણુ વિષે પ્રશ્ન રહે છે. પરમાણુ સંપૂર્ણ રીતે આ વિદ્યુત્કણોનો જ બનેલો છે, એ માટે હાલ ખાત્રીથી કહી શકાતું નથી

૧૪—દ્રવ્ય સંબંધી વિદ્યુત્ દૃષ્ટિઃ—અત્યાર સુધી કહેવામાં આવેલા ભિન્ન ભિન્ન પ્રયોગો પરથી એવો સાર નીકળે છે, કે આ મહત્ત્વના ગણાતા જે ચપલ કણો છે, તે કેવળ વિદ્યુત-ભાર છે; એટલું જ નહિ, પણ તેમની અંદર પણ કંઈ દ્રવ્ય અથવા અવિદ્યુત્ પદાર્થ નથી. આ ઉપરથી ઋણવિદ્યુત, નાના નાના વિભિન્ન, અભેદ્ય તથા દ્રવ્યથી ભિન્ન ભાગોમાં રહી શકે છે, એવું મહત્ત્વનું અનુમાન કાઢી શકાય છે; અને આ ઉપરથી વિદ્યુત્પ્રવાહ, લોહચુંબક, તેજોત્પાદન જેવાં મૂળ દૃશ્યોનો અર્થ આપણને સમજાય છે, પણ રાસાયનિક ક્રિયા, કિરણવિસર્જનનું સવિસ્તર સ્પષ્ટીકરણ, વિદ્યુતવહન સંબંધી જુદા જુદા પદાર્થોમાં દેખાઈ આવતા ફેરનો, તથા તે જ પ્રમાણે લોહચુંબકીય દ્રવ્યો સંબંધી દેખાઈ આવતા ફરકનો અર્થ પૂર્ણપણે સમજવાને દ્રવ્ય એ શું છે, એ પણ સમજવું જોઇએ. વિદ્યુત્કણના શરીરમાં જો કે વિદ્યુજ્જડત્વ છે, એમ સિદ્ધ થયું હોય, છતાં પરમાણુ વિષે તે અદ્યાપિ સિદ્ધ થયું નથી. તે ઉપરાંત હજુ સુધી ફક્ત ઋણવિદ્યુત્કણ જ દૃષ્ટિગોચર થયા છે; ધનવિદ્યુત્કણ અદ્યાપિ જોવામાં આવ્યાં નથી. આ ઉપરથી એમ જણાય છે, કે દ્રવ્યપરમાણુ સિવાય તેને જુદું અસ્તિત્વ જ નહિ હોય, કિંવા દ્રવ્યપરમાણુ જાતે જ ધનવિદ્યુત્નો ગોળો હશે. ગમે તેમ હોય, પરંતુ આ અનુમાન કરતાં તે વિશેષ શું હશે, તેની નક્કી શોધ અદ્યાપિ થઈ નથી. લારમુરના મત પ્રમાણે ધનવિદ્યુત્કણ, ઋણવિદ્યુત્કણનું તકતામાં દેખાતું પ્રતિબિંબ છે તથા પ્રયોગની ઘટના પણ આ દૃષ્ટિબિંદુથી જ કરવી. ગમે તેમ કહો, પરંતુ ધનવિદ્યુત્કણ શું છે, એ પદાર્થવિજ્ઞાનશાસ્ત્રમાં હવે પ્રથમ પ્રશ્ન છે. તેમ જ તે નક્કી કર્યા સિવાય પરમાણુ વિષેનું જ્ઞાન અધુરૂં રહેશે. તથાપિ તેના વિષે અસ્તિત્વ બતાવતી કેટલીક કલ્પનાઓ નીચે પ્રમાણે છેઃ—

( ૧ ) પરમાણુનો મધ્યભાગ સર્વસાધારણ દ્રવ્યનો જ બનેલો હોવો જોઇએ; ફેર માત્ર એટલો જ, કે આ જે વિદ્યુત્કણ ( એટલે કે ઋણવિદ્યુત્કણ ) તેની આજુબાજુ હોય છે, તેમનો વિદ્યુત્ભાર શૂન્યવત્ કરવા માટે તેમાં કેટલોક ધનવિદ્યુતભાર હોવો જોઇએ.

( ૨ ) પરમાણુનો પિંડ ધન તથા ઋણવિદ્યુત્કણનો બનેલો હોવો જોઇએ. યોગ્ય રીતે તેઓ એક બીજામાં મળી જઈ તેમની કોઈ પણ જાતની એક મુકરર આંતર રચના હોવી જોઇએ.

( ૩ ) પરમાણુનો મધ્યભાગ ધનવિદ્યુત્ના એક જ અભેદ્ય ગોળાનો બનેલો હોવો જોઈએ; તેનો આકાર ઘણું કરીને ગોળ હોવો જોઇએ. અને તેમાં વિદ્યુતભારને પુરતા ધનવિદ્યુત્કણ મેળવેલા હોવા જોઇએ. આ ચક્રગતિ પ્રમાણે મધ્યબિંદુની આસપાસ ફરતા હોવા જોઈએ.

( ૪ )ધન તથા ઋણવિદ્યુત્ના એક બીજાના ઘટ સંગટ્ટનથી પરમાણુ બનેલા હોવા જોઇએ, તેમને એકમેકથી છુટા પાડવા કોઈ પણ શકિત સમર્થ હોઈ શકે નહિ; અને તે એક પિંડ તરીકે જ હોવા જોઇએ.

( ૫ ) પરમાણુ એ તીવ્રતાથી એકજીવ કરેલો ધનવિદ્યુતરૂપી સૂર્ય મધ્ય ભાગમાં હોઈ તેની આસપાસ તેની કક્ષામાં આકર્ષણશકિતની હદમાં પુષ્કળ ઋણવિદ્યુત્કણ ફરતા હોવા જોઈએ.

ઉપરમાંની સર્વ કલ્પનાઓમાં ત્રીજી કલ્પના સિવાય બાકીની અનિશ્ચિત છે. ત્રીજી કલ્પનામાં પણ પુષ્કળ અંધશ્રદ્ધા છે. અને જ્યાં સુધી ધનવિદ્યુત્કણ એટલે શું, એ આપણને પૂર્ણપણે સમજાયું નથી, ત્યાં સુધી એ રહેવાની જ; પરંતુ તે સિવાય બીજી પુષ્કળ વસ્તુઓ તેમાં નિશ્ચિત મળી આવે છે. એ કલ્પના ગમે તેવી હોય, પરંતુ અત્યાર સુધી તેની જ મદદથી પુષ્કળ કાર્ય થયું છે, અને હજી સુધી પણ જો કે તેને સંપૂર્ણત્વ પ્રાપ્ત થયું નથી, છતાં તેની સ્વાભાવિક યોગ્યતાને લીધે જ તેના ઉપર વિશેષ લક્ષ્ય આપવાની જરૂર છે. તેનું કાલ્પનિકપણું જો ઓછું થયું હોત, તો તેની પૂર્ણ માહિતી અત્રે આપવાની જરૂર જણાત; પણ એક વિદ્વાન શોધકે થોડા સમય ઉપર એક જ લેખમાં આ કલ્પના અનિશ્ચિત છે, એમ પ્રતિપાદન કર્યું; તેથી હવે આવી સ્થિતિમાં એ કલ્પના વિષે વધુ વિચાર કરતા નથી. જો વિદ્યુત્કણની રચનાનો પ્રશ્ન છોડી દઇએ, છતાં પણ દ્રવ્ય વિદ્યુન્મય છે, એ દૃષ્ટબિંદુથી કેટલાક ગુણધર્મોનું સ્પષ્ટિકરણ કરી શકાય તેમ છે.

સંસક્તિસ્વરૂપ ( નેચર ઑફ્ કૉહેઝન ) નં. ૩ ની કલ્પના ઉપરથી વિદ્યુત્કણ કોઈ પણ મુકરર આકારમાં જોડાએલા હોય છે, એવી કલ્પના થાય છે; આ મુકરર આકાર કેવો હોય છે, એ સ્ફટિક શાખાના અભ્યાસ પરથી સમજાશે.

રાસાયનિક આકર્ષણઃ—વાસ્તવિક રાસાયનિક આકર્ષણ બે પરમાણુમાં હોય છે. આ પરમાણુઓમાં કોઈ પણ જાતના એક અથવા અનેક અનિયમિત વિદ્યુત્કણ હોય છે. વધારે ઋણવિદ્યુત્કણવાળો પરમાણુ તથા અધિક ધનવિદ્યુત્કણવાળો પરમાણુ એક બેકની નજીક આવે, તો તેમનું ન્યૂનાધિકત્વ બરાબર થઈ એક તટસ્થ ( ન્યુટ્રલ ) અણુ તૈયાર થાય છે. પરંતુ આ મેળાપ કાયમનો હોતો નથી; કારણ જે સ્થળે આ બે જોડાય છે, ત્યાંથી જ વિખુટા પડે છે; ફક્ત સેન્દ્રિય રસાયનશાસ્ત્રમાં રસાયનો યથેચ્છ ભિન્ન ભિન્ન રીતે પૃથક્ કરવાની પદ્ધતિ પ્રચારમાં છે. ઘર્ષણને લીધે આ અણુનો વિદ્યુત્સંભાર વત્તો ઓછો થાય છે. જેમનું વજન અતિશય છે, એવા સ્થુલ પરમાણુ પોતાની મેળે જ અસ્થિર થાય છે; તથા આવી રીતે અસ્થિર થયા, એટલે પુનઃ સ્થિર થવા માટે તે પોતાની આંતરરચનામાં ફેર કરે છે. આ ફેર કરતી વખતે જરૂર હોય, તેમ વિદ્યુત્કણને બહાર ફેંકી દે છે. અને તેથી જ કિરણવિસર્જન ( રેડીઓ ઍકટીવીટી )નો દેખાવ દૃશ્ય બને છે.

અણુ-શક્તિ (મોલેક્યુલર ફોર્સ):—રાસાયનિક સંસક્તિ સિવાય અણુસંસક્તિનો પણ કેટલોક ભાગ હોય છે. એ અણુસંસક્તિનું જોર, જે પરમાણુ પર વિદ્યુત્ભાર અથવા વૈદ્યુદણુસંભાર નથી એવા ઉપર જ ચાલે છે. વિદ્યુત્કણ સુવ્યવસ્થિત રીતે રહેતાં હોય, ત્યારે પરમાણુ પર ખાંચા અથવા અણિઆં તૈયાર થાય છે, અને આવી રીતે એક બીજીમાં બેસી જાય તેવા બે ખાંચા અથવા અણિઆં તૈયાર થાય, એટલે બે પરમાણુ જોડાય છે. દેખીતું જ છે, કે આવું જોડાણ ટકાઉ હોઈ શકે નહિ, અને સાધારણ અંતરમાં આ આકર્ષણોનું જોર કંઈ હોતું નથી, પણ તે પરમાણુ જેમ જેમ નજીક આવે છે, તેમ તેમ આ જોર વધે છે, તથા આ ક્રિયા વિદ્યુત્શક્તિથી જ થતી હોવી જોઇએ એમ લાગે છે. પણ આવા પ્રકારની સંસક્તિ, રાસાયનિક દૃષ્ટિએ જે અણુ સંવૃત્ત હોય છે, તેમનામાં જ હોય છે તથા એ અણવંતરમાં આવેલી જોડ વિદ્યુત્કણોની એકમેકપર ક્રિયાપ્રતિક્રિયાને લીધે જ હોય છે, અથવા આ કાર્ય અવશિષ્ટ સ્નેહાકર્ષણને લીધે થાય છે, એમ પણ કહી શકાય. જો બે અણુ અણવંતરની બહાર હોય, તથા તેમના સામસામેના ભાગ જો વિરૂદ્ધ વિદ્યુત્ભારથી ભારિત કરવામાં આવે, તો પળમાં રાસાયનિક આકર્ષણ જેવા જ આકર્ષણ વડે સંસક્તિશક્તિ વધતી જશે, અને અણવંતર કરતાં પણ અધિક અંતર સુધી આ સંસક્તિશક્તિનું પરિણામ દેખાઈ આવશે. પરમાણુના દ્રવીભવનથી સાધારણ અણુશક્તિનું, ઔપક્રમિક પણ ખરાખરા રાસાયનિક સ્નેહાકર્ષણમાં રૂપાન્તર થાય છે. બે પ્રકારની આ શક્તિનું ઉપરની ૩ નંબરની કલ્પનાથી વિદ્યુત્ના જ આધારથી સ્પષ્ટીકરણ કરી શકાય છે.

૧૫. પરમાણુની રચનાસંબંધી વિશેષ વિચારઃ- નંબર ૩ ની કલ્પના પર એવો એક આક્ષેપ મુકી શકાય, કે તેના ભાગમાં અન્યોન્ય પ્રતિકાર હોવા છતાં ધનવિદ્યુત્કણ એક જ સ્થળે કેવી રીતે રહી શકે છે? આ આક્ષેપ ધનવિદ્યુત્કણ સંબંધી જ નથી, પણ ઋણ વિદ્યુત્કણ વિષે પણ હોઈ શકે. આ આક્ષેપમાં કાંઈ અર્થ છે એમ જો સ્વીકારીએ, તો વિદ્યુત્કણમાં બીજા વિશેષ ભાગ હોય છે, એમ કહેવું પડશે. આપણને અત્યાર સુધી એટલી જ ખબર છે, કે ભિન્નભિન્ન વિદ્યુત્કણ એકમેકનો પ્રતિકાર કરે છે, તથા તે ધન વિદ્યુત્ભારથી આકર્ષાય છે, પણ એક જ વિદ્યુત્કણના વિભાગ એકમેકની દૂર દૂર છે, એની માત્ર આપણને ખબર નથી. વિદ્યુત્કણની કાર્યશક્તિ બતાવનારી બધી રેખાઓ બહાર જ હોવી જોઈએ. તેમને અંદર કંઈ કામ નથી, અને સર્વ વિદ્યુત્કાર્યમાટે વિદ્યુત્કણ એક અવિભક્ત હોય તેમ સારૂ.

બીજો પણ એક એવો મત છે, કે આપણે જેને પરમાણુ કહીએ છીએ, તે ફક્ત ધનવિદ્યુત્કણનું જ નહિ, પણ ધન તથા ઋણવિદ્યુત્નું કોઈ પણ રીતે વિભિન્ન ન થનારૂં પૂર્ણ મિશ્રણ છે, અને તે સર્વ બાહ્ય પદાર્થો સાથે કોઈ પણ રીતે પોતાનો સંબંધ ન રાખતાં બંનેના મિશ્રણના ગુણધર્મ પ્રમાણે વર્તે છે. દાખલા તરીકે પ્રાણ તથા ઉજજ એ બે વાયુનું પાણી બનેલું છે; પણ પાણી પછીથી બાહ્યશક્તિ સાથે પ્રાણ કિંવા ઉજજ એવી ભિન્ન સ્થિતિમાં નહિ પરંતુ પાણીના રૂપમાં જ સંબંધ રાખે છે, તે જ પ્રમાણે ઉપરના પરમાણુપિંડોનું છે. હવે આ પાણીમાં પછીથી જેમ પ્રાણના પ્રમાણ કરતાં અધિક પરિમાણ નાખી શકાય, તેવી જ રીતે કેટલાક વિશેષ વિદ્યુત્કણ આ પરમાણુપિંડની આસપાસ ફરતાં હોય છે. આવી સ્થિતિમાં પરમાણુ એકત્ર બદ્ધ કરીને રાખવા માટે શક્તિરેખા અંદરની બાજુએ જાય છે તથા બાહ્ય બાજુએ જતી નથી, તથા તેથી કરીને નજીકના બીજા એકાદ પરમાણુપર તેનું પરિણામ થતું નથી. આવી સ્થિતિમાં

મધ્ય પરમાણુને ઉત્તમ રચના કરેલા દંડુકની જ ઉપમા લાગુ પડશે, એને ભારરહિત થવા માટે, તેમાં પ્રત્યક્ષ વિશ્લેષણ સિવાય તેનું પૃથક્કરણ થવા માટે જગા જ રહેલી નથી. પ્રત્યક્ષ વિશ્લેષણથી માત્ર કિરણવિસર્જન દૃષ્ટોત્પત્તિએ આવે છે.

૧૯. કિરણવિસર્જન— કોઈ પણ પદાર્થના પરમાણુની આસપાસ વિદ્યુત્કણ છે અને તે તેની કક્ષામાં પરિભ્રમણ કરે છે, એવું જ જો હોય, તો એવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે, કે તેઓ સતત કિરણવિક્ષેપણ કરતાં હોય છે કે કેમ? કારણ ફરતા વિદ્યુતભાર એક પ્રકારના વિસર્જક છે અને ઓછા વત્તા પ્રમાણમાં તેઓ કિરણવિસર્જન પણ કરે છે. અને તેથી તેમની ગતિશકિત નષ્ટ થાય છે, અને આવી રીતે છેવટે કાં તો શાંત બને છે, અથવા તેમનું રૂપાન્તર થાય છે. ઉપર પ્રમાણે જેમની ક્રિયા થાય છે, એવા કેટલાક પદાર્થો આધુનિક શોધકોને મળ્યા છે, અને વિસર્જન થાય છે, એટલું જ નહિ, પણ એ વિસર્જન પણ પુષ્કળ પ્રકારનું છે.

૧ લો પ્રકાર—રોંટજેન કિરણો પ્રમાણે જ મોજાંમાં સ્વરૂપમાં એમને 'ગ' કિરણ કહે છે.

૨ જો પ્રકાર—ઋણધ્રુવ કિરણો પ્રમાણે જ કિરણનાં પ્રત્યક્ષ વિદ્યુત્કણ હોય છે, તેમને 'બ' કિરણ કહેવામાં આવે છે.

૩ જો પ્રકાર—આમાં વિદ્યુતભારસહિત વૈદ્યુદણુ પરમાણુ કિંવા અર્ધપરમાણુ જે લગભગ સૌર (હેલિયમ) વાયુના સ્વરૂપમાં હોય છે, તે દૂર ફેંકાય છે. જેમને 'અ' કિરણ કહે છે.

૪ થો પ્રકાર—આટલા સર્વ વિસર્જન પછી વિદ્યુતભારરહિત અવશિષ્ટ ભાગોના ટુકડામાંથી ગંધ-સ્વરૂપમાં બહાર પડે છે.

જેમના પરમાણુનું વજન અતિશય હોય છે, એવા પદાર્થોમાંથી ઉપર પ્રમાણે વિસર્જન થાય છે. આનું કારણ તેમાંથી રાંટજેન કિરણ નિકળે છે એવો અતિશય વેગવાન અંતઃક્ષોભ છે.

આઘાતને લીધે થનારૂં કિરણવિસર્જન માન્ય કરવું પડશે, પણ જે કારણસર વિદ્યુત્કણ કક્ષાભ્રમણ કરે છે; તેથી જે પદાર્થોના પરમાણુનું વજન થોડું છે, એવા પદાર્થો તરફથી પણ વિક્ષેપણ કેમ ન થવું જોઇએ? આનો ઉત્તર એટલો જ છે, કે આ પદાર્થોમાં વિસર્જક જુદા જુદા થતા હોતા નથી, અને પૃષ્ઠ ભાગ પરનું વિસર્જન, અંદરની બાજુ જે પડદા જાય છે, તેમને લીધે થતું જાય છે, અને આ વિસર્જકોની સંખ્યા પણ ઘણી મોટી હોય છે અને એક કરતાં અધિક વિસર્જક હોય, એટલે તેમના વ્યકિતશઃ વિસર્જનને લીધે અન્યોન્ય વિસર્જનનો નાશ થાય છે, અને તેથી બાહ્ય પરિણામ બીલકુલ દેખાતું નથી.

ખરૂં જોવા જતાં, ઉષ્ણતામાન થોડું હોય, ત્યારે સર્વ પદાર્થોમાંથી કિરણવિસર્જન થતું હોય છે; અને શકિતક્ષય ન થતો હોય, તો તેનું કારણ આયાત અને નિર્યાત અથવા ગ્રહણ અને વિસર્જનનું સતત ચાલવું એ છે. વિસર્જન બંધ પડે છે, એ તેનું કારણ નથી. અને આવી રીતે વિસર્જન કેટલાં થાય છે એ જોવું હોય, તો જેનાં વિસર્જન ગણવાનાં હોય, તે પદાર્થ શૂન્યાંશ ઉષ્ણતાવાળી જગ્યામાં મૂકવો જોઇએ, કારણ તે ઠેકાણે તેનાથી કોઈ પણ પ્રકારની શકિત ગ્રહણ કરી શકાતી નથી. જે કંઈ થાય તે સર્વ વિસર્જન જ થાય છે.

અંતઃશકિત વપરાઈ જઈ જો કિરણવિસર્જન ચાલુ હશે, તો પરમાણુ સ્થિર ન રહેતાં ક્ષણિક તથા અસ્થિર થવા લાગશે; તથા તેવી જ રીતે તેમનામાં અંતઃસ્ફોટ પણ પણ સાહજીક થશે; અને સર્વ પરમાણુનું આ દૃષ્ટિએ સરખું વર્તન હોવું જોઇએ. કિરણવિસર્જનનો વિષય અતિશય મોટો હોવાથી તેનું વિસ્તૃત વિવેચન અત્રે કરવાનો વિચાર નથી.

જેમને લીધે વિદ્યુત્ ઉત્પન્ન થઈ છાયાચિત્ર કાઢવા માટે તૈયાર કરેલા કાચ ઉપર પરિણામ થાય છે, એવા પણ કેટલાક પદાર્થોનું કિરણવિસર્જન થાય છે. પુષ્કળ પદાર્થો વિદ્યુત્કણ જેવા કણ ફેંકે છે. અપેક્ષિત કણ જે વખતે ફોટોપ્લેટપર અથડાય છે, તે વખતે તે તેમના આઘાતને લીધે વિદ્યુલ્લહરી ઉત્પન્ન કરે છે, અને તેથી તે કાચના ટુકડાપર ચોપડેલા રાજતક્ષાર પર પરિણામ થાય છે. આ ગુણ જેના પરમાણુ વજનદાર છે, એવા વરુણ (યુરેનિયમ) રદ (રેડિયમ) વિગેરે ધાતુને જ લાગુ ન રહેતાં સર્વ પદાર્થોની હોય છે. ફેર માત્ર એટલો જ, કે આ પદાર્થમાં ( એટલે જેના વજનદાર પરમાણુ છે, ) એ વિશેષે કરીને જણાઈ આવે છે.

તીવ્ર કિરણવિસર્જનશકિતવાળા રદ ( રેડિયમ ), પોલ ( પોલોનિયમ ) વિગેરે સરખા પદાર્થોમાંથી જે 'અ' કિરણ નિકળે છે, તે 'અ' કિરણોનો જશદગંધકિદ ( ઝીંક સલ્ફાઈડ ) સાથે આઘાત થઈ પ્રકાશિત કિરણો નિકળવા માંડે છે. અને આ કિરણો થોડાં મોટાં કરવામાં આવે, તો જોઇ શકાય છે. અથવા આ ક્ષારસ્ફટિક ઉપર તેમની ક્રિયા થઈને પણ તેમનામાંથી કિરણ નિકળવા માંડે છે. ( ક્રુકસની શોધ ).

કેટલાકમાં ફેરફાર થાય છે, તે કિરણ રૂપે થતો નથી, અને તેથી કરીને પરમાણુનું વજન બદલાતું

નથી, પણ જ્યારે જ્યારે 'અ' કિરણવિક્ષેપણ થાય છે, ત્યારે ત્યારે સૌર (હેલિયમ) વાયુના પરમાણુના વજનના પ્રમાણમાં એમનું વજન ઓછું થવું જોઇએ. રૉંટજેન કિરણની સાથે હંમેશ વિદ્યુત્કણ હોય છે. આ સર્વ વિસ્તૃત દ્રવ્યો વાયુરૂપમાં અથવા તેવા જ કોઈ રૂપમાં હોય છે, અને બાકીનાં ઘનનિક્ષેપ (સૉલીડ ડીપૉઝીટ) રૂપમાં હોય છે. આ નિસૃતદ્રવ્યો તે ઉપર જ એકઠાં થઈ રહે છે. તથા જે પદાર્થ ઉપર એકઠા થઈ રહે છે, તેમની કિરણવિસર્જનક્રિયા પૂર્વ કરતાં વિશેષ ચાલે છે. કારણ આ નિસૃત દ્રવ્યો મૂળ દ્રવ્યો કરતાં તીવ્ર ક્રિયાકારક હોય છે. રેડિયમપરનાં નિસૃત દ્રવ્યો શૂન્યાંશની નીચે ૧૫૦ંશને વખતે દ્રવરૂપમાં આવે છે.

'અ' કિરણને જે વખતે લોહચુંબકીય ક્ષેત્રમાં મુકવામાં આવે છે, તે વખતે તે તેના માર્ગમાંથી થોડું વાંકું પલટાય છે. અને આ ઉપરથી આની ઉપર ઘનવિદ્યુત્‌ભાર છે, એમ જણાઈ આવે છે. રૂદરફોર્ડ તથા બેક્‌વેરેલ એ બંને શાસ્ત્રજ્ઞોનો આવો જ મત હતો, પરંતુ થોડા સમય ઉપર સાદી નામના શાસ્ત્રજ્ઞે આ ઘન વિદ્યુત્‌ભાર મૌલિક નથી,પણ હવાના વૈદ્યુદણ્વીભવનથી વચ્ચે આવ્યો હોવો જોઇએ,એવી શંકા કરી. કારણ નિર્વાતસ્થાન જો ઉત્તમ રીતે ઉત્પન્ન કરવામાં આવે, તો પછી કિરણોમાં વક્રતા આવતી નથી, અને આ ઉપરથી આરંભમાં તેમનામાં કોઈ પણ જાતનો વિદ્યુત્‌ભાર ન હોવો જોઇએ, એ તેણે બતાવી આપ્યું. તથા એણે આ વાત બે પ્રકારના પ્રયોગ વડે સિદ્ધ કરી. એ જ પ્રમાણે રેડિયમ ધાતુની કિરણવિસર્જનતા દરેક ઉષ્ણતામાનમાં એક જ હોય છે, એ પણ બતાવી આપ્યું.

૧૭. રેડિયમ ધાતુને લીધે દેખાતો વિચ્છિન્ન કિરણપટઃ—રેડિયમ વિચ્છિન્નકિરણપટના બે અર્થ થઈ શકે. (૧) જે અજવાળામાં રેડિયમ બળતું હોય, એ અજવાળાનો વિચ્છિન્ન કિરણપટ, (૨) અથવા રેડિયમમાંથી નિકળતા પ્રકાશનો વિચ્છિન્ન કિરણપટ. બીજા પ્રકારનો વિચ્છિન્ન કિરણપટ જોતાં તે નત્ર (નાયટ્રોજન) વાયુનો હોય, એમ જણાયું છે. આ ઉપરથી રેડિયમ હવામાં મૂકયું હોય, તે વખતે નત્ર વાયુને પુષ્કળ ધક્કો લાગે છે, એમ જણાય છે. રેડિયમનો જે સ્વયંપ્રકાશ છે, તેનું કારણ તેનું બીજી વસ્તુપર થતું પરિણામ છે. સાદો કાચ જો રેડિયમ કિરણપર ધરવામાં આવે, તો તે કાળો પડે છે.

વિદ્યુદ્દર્શકની મદદથી રદ (રેડિયમ) ધાતુનો પત્તો મેળવવો એ અતિ સૂક્ષ્મ ભેદગ્રાહી પદ્ધતિ છે. તેમાં રેડિયમની કિરણવિસર્જનક્રિયાની જોઇએ તે કરતાં વધારે જે વૈદ્યુદણ્વીભવનની શકિત છે, તેનો ઉપયોગ થાય છે. પ્રત્યેક 'અ' કિરણની ગતિ બંધ કરતાં પહેલાં તે હજારો વૈદ્યુદણુ ઉત્પન્ન કરે છે. યોગ્ય સૂક્ષ્મ ગ્રાહાકતાનો વિદ્યુત્‌ભારિત વિદ્યુદ્દર્શક પોતાના વિદ્યુન્નાશને લીધે વૈદણ્વીભવન કેટલું થયું, તે બતાવે છે, અને તે પરથી 'અ' કિરણકણ કેટલાં છે, એ પણ બતાવી આપે છે. પણ એક મિલિગ્રામ રેડિયમમાંથી આવા પ્રકારના કરોડો કણ દર સેકંડે નિકળતા હોય છે.

(૧૮) વિદ્યુદ્વિષયક ઉપપત્તિઃ—ડબલ્યૂ.વીન નામના શાસ્ત્રજ્ઞે કિરણમાંથી આ શકિત નિકળવા માંડે છે, એ જોયું. 'અ' ને 'બ' કિરણ પરમાણુની ભિન્ન ભિન્ન ભેદકશકિતનો ફાયદો લઈ એક પ્રકારના કિરણોને જવા દે છે, બીજા પ્રકારનાને અટકાવે છે, તથા આવી રીતે વિદ્યુત્ ઉત્પન્ન થાય છે એ બતાવનારૂં નવું યંત્રસાધન સ્ટ્રટે તૈયાર કર્યું. તેણે એક નાની કાચની નળી લીધી, તથા તેની બહારની બાજુ વિદ્યુત્‌પ્રવાહી બનાવી, તથા તેની પર સોનાનો વરખ ચોંટાડયો, પછી આ નળીમાં રેડિયમ ક્ષાર નાખ્યો; પછી તેનો વિદ્યુત્પ્રવાહી પદાર્થો સાથેનો સંબંધ તોડી નાખી તેની આસપાસ નિર્વાત પ્રદેશ તૈયાર કર્યો. રેડિયમમાંથી ઘન વિદ્યુત્કણ સરખા જ પ્રમાણમાં નિકળે છે; પણ વિદ્યુત્કણ નાનો અને વધારે ભેદક હોવાને લીધે જલદી નિકળી જાય છે, અને ઘન ત્યાં ને ત્યાં જ વધે છે. તેથી સુવર્ણપર્ણપર વિદ્યુત્-ભાર એકઠો થતો જાય છે. આ ઉપરથી કિરણવિસર્જનથી વિદ્યુત્પાદન થાય છે એ સિદ્ધ થાય છે. વિદ્યુત્‌ભારિત વિદ્યુદ્દર્શક રેડિયમના અભાવે સુદ્ધાં ધીમે ધીમે વિદ્યુત્ ગુમાવે છે એમ હંમેશાં જ દેખાય છે. આ વિદ્યુન્નાશનું કારણ બતાવતું વૈદ્યુદણ્વીભવન છે. આ અણ્વીભવન કેટલેક અંશે બહારથી આવતા કિરણવિક્ષેપણને લીધે થાય છે તથા કેટલેક અંશે જે ધાતુના પતરામાં પટા વિદ્યુદ્દર્શકમાં બેસાડેલા હોય છે, એ ધાતુના કિરણ-વિસર્જનને લીધે થાય છે. આ ઉપરથી સાધારણ પદાર્થમાં પણ કિરણવિસર્જન થતું હોય છે, એ સિદ્ધ થાય છે.

જે કારણસર સર્વ પદાર્થની નજીકની હવામાં વૈદ્યુદણ્વીભવન ચાલુ હોય છે, તે કારણથી પદાર્થમાં આ કિરણવિસર્જનધર્મ હોવો જોઇએ, એમ ઉપરના આધાર પરથી, નાર્મન કૅંબેલ નામના શાસ્ત્રજ્ઞનું કહેવું છે.

આ ઉપરાંત પ્રયોગપરથી એવું ય દેખાય છે, કે પ્રત્યેક પદાર્થની કોઇ એક વિશિષ્ટ કિરણવિસર્જનક્રિયા હોય છે, તથા તેથી કરીને પ્રત્યેક પદાર્થમાં થોડો ઘણો પણ રેડિયમનો અંશ હોય છે અને

તેને લીધે તે ક્રિયા થાય છે, એ જે કલ્પના છે, તેને હાનિ પહોંચે છે; તથા આ કિરણવિસર્જનક્રિયા આવી રીતે રેડિયમ અવશેષની નથી. પ્રત્યેક પદાર્થના અંગમાં રહેલી વિશિષ્ટ કિરણવિસર્જનક્રિયા જ છે, એ સિદ્ધ થાય છે.

કિરણવિસર્જન એ જો પૃથક્કરણનું ચિન્હ છે, તથા તેને લીધે જો પ્રત્યક્ષ પૃથક્કરણ તથા દ્રવ્યનાશ થાય છે, તો પછી આ કિરણવિસર્જન જે પદાર્થમાં તીવ્ર હોય તે પદાર્થ ઘણા જ થોડા પ્રમાણમાં અસ્તિત્વમાં હોવા જોઇએ. સર્વસાધારણ ચિરકાલીન એવાં જે દ્રવ્યો છે, તે કિરણવિસર્જનમાં અતિ તીવ્ર નથી. કોઈ પણ પદાર્થની વિપુલતા તેના ઉત્પાદનનું પ્રમાણ, તેનાં જીવન તથા નાશપ્રમાણ પર આધાર રાખે છે.

૧૯. વિદ્યુત્કણવલયાંકિત કિરણવિસર્જનઃ—સ્પંદન થતા અથવા ભ્રમણ કરતા કોઈ પણ વિદ્યુત્કણની કિરણવિક્ષેપણશકિત જો કે પુષ્કળ હોય, તો પણ તેના સમપ્રમાણમાં જો બીજો કોઈ એક વિદ્યુત્કણ આવે, તો એ બંનેની કિરણવિક્ષેપણશકિત પણ પુષ્કળ કમી થાય છે. કારણ વસ્તુતઃ કેટલેક અંતરે તે બંને કેવળ વિરૂદ્ધ અવસ્થામાં હોય છે. કિરણવિક્ષેપણ જો વધારવું હોય, તો વ્યાસના બીજા છેડા પર આવેલો વિદ્યુત્કણ ભિન્ન ચિન્હાંકિત હોવો જોઇએ. પ્રો. થૉમસને, વિદ્યુત્કણની સંખ્યામાં જેમ જેમ વધારો થાય છે, તેમ તેમ કિરણવિક્ષેપણ કેવી રીતે કમી થાય છે એ કાઢયું છે. સમબાજુ ત્રિકોણના ત્રણે ખૂણા પર જો એક જાતીય વિદ્યુત્કણ હોય, તો એ ત્રણેનું કિરણવિક્ષેપણ બે સ્વતંત્ર હોવાવાળાના કિરણવિક્ષેપણ કરતાં ઓછું થાય. વ્યાસના બંને છેડા પરમાણુ વિદ્યુત્કણનું કિરણવિક્ષેપણ એકલાના એક દશાંશ જેટલું ય થતું નથી. કાટખૂણા ત્રિકોણના ચાર ખૂણાપરના ચારે વિદ્યુત્કણનું કિરણવિક્ષેપણ, તેમની ગતિ પ્રકાશના એક દશાંશ જેટલી હોય, તો એકના એક છ સહસ્રાંશ જેટલું થાય છે. પણ ગમે તેને કારણ લીધે તે જો સમપ્રમાણમાંથી ખસે અને તેમની એકએકની ગતિનો વિચાર કરીએ, તો તેમનું અન્યોન્ય કિરણવિક્ષેપણ નષ્ટ ન થતાં તે એકાએક અતિશય વધે છે. તીવ્ર ઉષ્ણતામાનને યોગે થનારાં કિરણવિક્ષેપણ સુદ્ધાં આમ જ એકાએક તીવ્ર થાય છે.

૨૦ પરમાણુંનું અસ્થૈર્યઃ—જ્યાં સુધી કોણાત્મક વેગ અમુક મર્યાદા કરતાં વધારે છે, ત્યાં સુધી જ પરિભ્રમીત વિદ્યુત્કણવલય સ્થિર હોય છે. ત્રણ જ વિદ્યુત્કણ વિષે વિચારીએ, તો તે ભલે સ્વસ્થ હોય, છતાં સ્થિર હોય છે અને તો પણ જો તે ફરવા માંડે, તો તેમનું સ્થૈર્ય વધે છે. પરંતુ કાટખૂણ ચતુષ્કોણના જો ચાર ખૂણા પર ચાર વિદ્યુત્કણ લઈએ, તો તે જો ફરતા ન હોય, તો સ્થિર રહે જ નહિ. તેમની ગતિ જો ૫૭ ની નીચે જાય, તો તેમની કાટખૂણચતુષ્કોણની રચના બગડી જઈ તે એકદમ ચતુષ્કોણ રચનામાં આવે છે. જો પાંચ હોય, તો તેમને આ કરતાં પણ વિશેષ વેગની જરૂર છે. છ હોય, તો તે કોઈ પણ વેગથી સ્થિર રહી શકતાં નથી; પણ જો તેમાં જ સાતમો કણ ઉમેરાય, તો તે વલય સ્થિર રહી શકે છે. બાર વિદ્યુત્કણનું જો સ્થિર વલય બનાવવું હોય, તો સાત મધ્યભાગમાં મૂકી તેમની આસપાસ પાંચનું વલય રાખવું પડે છે. આવી રીતે પુષ્કળ કણો ભિન્ન ભિન્ન વલયમાં તથા વ્યવસ્થિત રીતે બેસાડી શકાશે; પણ એ વલયની ગતિ માત્ર નિયમિત ગતિ કરતાં વધારે હોવી જોઇએ. એ જો તેના કરતાં ઓછું થાય, તો ભલે તે એક વલયની હોય, તે છતાં સર્વ રચના બગડે છે અને પછીથી નવી ઘટના બને છે. નવીન ઘટનામાં સંભાવ્યશકિત ઓછી થઈ ગતિવિશિષ્ટ શકિત વધે છે, તથા કેટલાક પરમાણુ પણ નીકળી જવાનો સંભવ હોય છે, આવી રીતે એકને ઠેકાણે બીજો જ પદાર્થ બને છે; અથવા પૂર્વના જ પદાર્થનું રૂપાંતર જણાય છે; અને આ સર્વ ક્રિયા ચાલુ હોય, તે વખતે કિરણવિસર્જનક્રિયા ચાલુ હોય છે, વધારે શું, આ સર્વ કિરણવિસર્જનક્રિયાથી જ થાય છે

૨૧. પરમાણુના અસ્થૈર્ય વિષે લૉજનો મતઃ—

જે પરમાણુ બાહ્ય વિદ્યુત્કણ પરમાણુની આસપાસ ફરતો જાય છે, તેનો કિરણવિસર્જનક્રિયાને લીધે શકિતક્ષય થતો જઈ તે ધીમે ધીમે પેલા પરમાણુ તરફ ખેંચાતો જાય છેઃ અને પછીથી તેની ગતિ વધે છે. તેની ગતિ વધવા માંડી, એટલે તેનું કાર્યક્ષમ જડત્વ પણ વધવા માંડે છે, અને પછીથી મધ્યાભિગામી શકિતના યોગે તેને પોતાની કક્ષામાં રાખવું અઘરૂં થઈ પડે છે. આ શકિત જે કારણસર વિદ્યુદાકર્ષણપર આધાર રાખે છે અને ગતિપર અવલંબતી નથી, તેથી જેમ જેમ ગતિ વધે, તેમ તેમ તે કમી થાય છે; અને છેવટે એવો સમય આવે છે, કે આ કિરણના ગોળાને કબજામાં રાખવા માટે વિદ્યુદાકર્ષણ પુરું પડતું નથી અને પછી તે ચાલુ ગતિથી દૂર દૂર જવાનો પ્રયત્ન કરે છે, અને આવા ગમનથી તેને તાબામાં રાખનાર વિદ્યુદાકર્ષણશકિતનું જોર કમી થતું જાય છે તથા તેનો મધ્યોત્સારી વેગ માત્ર કાયમ થાય છે. આવી ખેંચતાણમાં સમતોલપણું નષ્ટ

થાય છે અને એ કણ પોતાના ગતિચક્રની સ્પર્શ-રેખાની દિશામાં પરમાણુ આગળથી દૂર જતો રહે છે. આ જ એક પ્રકારની નવી કિરણવિસર્જનક્રિયા, એટલે મનસ્વી વેગથી દોડતા વિદ્યુત્કિણોનું ઉત્સર્જન. આની શોધ બેકવેરલ નામના શાસ્ત્રજ્ઞે કરી હતી. કોઈ એક વિદ્યુત્કણના એકદમ ઉત્સર્જન કિંવા તેની ગતિના અણચિંતવ્યા વિરોધને લીધે ઈથરમાં એક પ્રકારનાં મોજાં ઉત્પન્ન થાય છે, તેમને રાંટજેન કિરણ કહે છે. આ શોધ રાંટજેન નામના શાસ્ત્રજ્ઞે કરી હતી.

૨૨ ઉપસંહારઃ—આ વિષય ઉપર જેટલું લખાય તેટલું થોડું છે, પરંતુ સ્થલસંકોચને લીધે વધારે લખી શકાય તેમ નથી. આમાં મુખ્ય મહત્ત્વનો મુદ્દો એ છે, કે વિદ્યુત્ એ મૂળ તત્ત્વ છે, અને આપણે જેને પરમાણુ કહીએ છીએ અને જેનો તેનાથી આગળ વિભાગ અશક્ય છે, તે પરમાણુ આ વિદ્યુત્કણોનો જ બનેલો હોય છે. સર્વ પદાર્થના પરમાણુઓ આ જ રીતે બનેલા છે. સર્વ પદાર્થોના એક મૂલત્વનો અથવા અદ્વૈતનો ( યુનીફીકેશન ઑફ મૅટર ) જે તત્વજ્ઞોનો સિદ્ધાંત છે, તેની સિદ્ધતા પદાર્થવિજ્ઞાનશાસ્ત્રજ્ઞોને શિર છે એમ કહેવામાં હરકત નથી. આ સિદ્ધતા જો કે બહુશઃ સાધ્ય છે, છતાં સંપૂર્ણ સાધ્ય નથી, એ ધ્યાનમાં લેવું જોઇએ; કારણ હાલમાં મુખ્ય ભાગે વિદ્યુત્ મૂલ બિન્દુનો બનેલો છે, એ સિદ્ધ થતાં પહેલાં પુષ્કળ કાર્ય બાકી છે. ત્યાર પછી પરમાણુમાંનો અવકાશ વિદ્યુત્કણ કરતાં પણ વધારે છે, એમ જણાઈ આવ્યા પછી તેની તુલના, જેમની આસપાસ, સરખા આકારના, જડત્વવાળા ( ઈનર્શિયા ) તથા એકમેકને આકર્ષણ તથા પ્રતિસારણ કરનારા ગોળા છે, એમાંનો એકાદ તેજોમેઘ સાથે કરી શકાય. કારણ આ તેજોમેઘનું કિરણવિસર્જન કેટલાક પરમાણુના ક્ષ કિરણજેવા જ આઘાત અથવા ધક્કા સિવાય બનતું નથી.

પરમાણુ તથા અતિપરમાણુ વિદ્યુત્કણના ( એલેકટ્રૉન ) આકારમાં અતિશય વિસાદૃશ્ય છે; કારણ એક પૂર્ણવિરામ જેટલું જો અતિપરમાણુ વિદ્યુત્કણ ધારીએ, ને તેવા એક પરમાણુમાં તે હજાર હોય છે એમ ગણીએ, તો તે પરમાણુનું માપ ખાલી જગ્યાસાથે લગભગ સો ઘનફુટ થાય છે. અને આવું હોવા છતાં એ જ અતિપરમાણુવિદ્યુત્કણોનો પરમાણુ બનેલો છે; તે જ એને જડત્વ આપે છે; તેમના જ યોગે તેની કક્ષામાં જે પરમાણુ આવે છે, તેમની સાથે આનો સંયોગ થાય છે, તથા એકાદ સંખ્યામાં વજ્રું-ઓછું હોવાને લીધે તેમની સાથે પરમાણુના ભિન્ન-ભિન્ન રાસાયનિક ગુણધર્મો જણાઈ આવે છે.

અતિપરમાણુ વિદ્યુત્કણના પ્રકૃતિધર્મનો વિચાર કરી તેના વિષે એકદમ મત બાંધવો બરોબર નથી. કારણ ધનવિદ્યુત્ ત્રણ મુખ્ય ભાગમાં અમુક જ બાંધેલી કેમ હોવી જોઇએ, તથા ઋણવિદ્યુત્કણ માત્ર બંધનરહિત સ્વતંત્રપણે કેમ ફરતા હોવા જોઇએ, એ સ્પષ્ટ થયું નથી. તે જ પ્રમાણે ગુરૂત્વાકર્ષણ શું છે, એની પણ સંપૂર્ણ માહિતી મળી નથી. જે વખતે વિદ્યુત્કણનો સિદ્ધાંત પૂર્ણપણે સિદ્ધ થશે, તે સમયે ગુરૂત્વાકર્ષણનો પણ ખરો અર્થ સ્પષ્ટ થશે. ઋણ વિદ્યુત્કણ સ્વતંત્ર સ્થિતિમાં મળી આવતા હોવાથી અત્યાર સુધી તેમનો જ વિચાર કરવામાં આવતો; પણ ધનવિદ્યુત્કણ શું છે, એ સમજ્યા સિવાય આ વિદ્યુત્કણ એટલે શું, તથા કેવી સ્થિતિમાં હોય છે એ સમજવું ઘણું કઠણ છે. લારમૂર નામના શાસ્ત્રજ્ઞના મત પ્રમાણે જોઇએ, તો એનું કહેવું એવું છે, કે ધનવિદ્યુત્કણ એ ઋણવિદ્યુત્કણનું દર્પણમાંનું પ્રતિબિંબ છે.

અત્યાર સુધી ધનવિદ્યુત્કણ સંબંધી શી માહિતી છે,તેનો વિચાર કર્યો તેમાં એમ દેખાઈ આવ્યું, કે તે ઋણવિદ્યુત્કણ માફક સ્વતંત્ર નથી; પણ એટલું કહી શકાય, કે ઋણવિદ્યુત્કણ કાઢી લઇએ, તો ધનવિદ્યુત્કણ રહે. આવી રીતે સિદ્ધાન્ત પ્રતિપાદન કરવો એટલે બેંજામીન ફ્રૅંકલિનના મતને પુષ્ટિ આપવા જેવું છે; અને આ ઉપરથી પૂર્વના શોધકોએ ભાખેલું ભવિષ્ય ખરૂં પડવાનો સંભવ ઉત્પન્ન થાય છે.

ધન તથા ઋણવિદ્યુત્કણના એકમેકના મિશ્રણથી પરમાણુ થયો છે, એ ફ્રૅંકલિનનો મત ન હતો. અત્યાર સુધી તો આ માત્ર અનુમાનો છે, તે અનુમાનો સિદ્ધાંતતરીકે સ્વીકારાય તે પહેલાં ધનવિદ્યુત્કણનું ખરૂં સ્વરૂપ શું છે, એ સ્પષ્ટ કરવું આવશ્યક છે.

**અતિરાત્ર યજ્વનઃ**—આ અપ્પયા દીક્ષિતનો પૌત્ર તથા નારાયણ દીક્ષિતનો પુત્ર હતો. એણે ‘ કુશકુમુદ્વતીય ’ નામનું પંચાંકી નાટક લખ્યું છે. એ ‘ નીલકંઠ વિજયચંપૂ ’ના કર્તા નીલકંઠ દીક્ષિતનો નાનો ભાઈ હતો.

**અતિવિષ** (સં. અતિવિષ; ઘુણપ્રિયા):—આ વનસ્પતિને અંગ્રેજીમાં ઍકોનાયટમ હેટરોફિલમ કહે છે. એની સફેદ, કાળી તથા પીળી એવી ત્રણ જાતો હોય છે. આ નામ પરથી અથવા મરાઠી કે સંસ્કૃત નામ પરથી આ એક વછનાગની જ જાત હોવી જોઇએ, એમ એકદમ લાગે છે. પરંતુ એ બિલકુલ ઝેરી નથી. માત્ર વનસ્પતિશાસ્ત્રના વર્ગીકરણાનુસાર તેની આકૃતિ, રૂપ વિગેરે પરથી એ તથા

વછનાગ એક જ વર્ગમાં આવે છે. આ વનસ્પતિ હિમાલયપર તથા બીજા ડુંગરોમાં પુષ્કળ જડી આવે છે.

વર્ણનઃ—બજારમાં જે અતિવિષ મળે છે, તે ગાંઠોવાળાં નાનાં નાનાં મૂળીઆં હોય છે. તેમના છેડા અણીદાર થતા ગએલા હોય છે, લંબાઈ એક ઇંચથી માંડીને દોઢ ઇંચ કે તેથી થોડી વિશેષ હોય છે, જાડાઈ ⅛ થી માંડીને ¼ ઇંચ સુધી હોય છે; તેમનો બાહ્ય રંગ કરડો હોઈ તેમાં કેટલીક ઉભી રેખાઓ હોય છે તથા તેમનીપર વચ્ચે વચ્ચે મુળીઆં ચોંટેલા હોય છે અને તે સહેલાઈથી ભાંગી શકાય છે. મૂળીઆંની અંદરનો રંગ સફેદ હોય છે; તેની વાસ બીલકુલ નથી હોતી. તે ભૂકી જેવાં હોઈ કેવળ કડવાં હોય છે, અને તેમનામાં ખાટાશ કે તુરાપણું બીલકુલ નથી હોતું. અતિવિષ લેતી વખતે પ્રત્યેક મૂળીયું તોડી ખાઈ જે અંદરથી સફેદ ભુકી જેવું, કેવળ કડવું ન હોય, તે ન લેવું. જો મુળીયુ ચાખ્યા પછી જીભપર રવરવ થાય તથા થોડોક ધમધમાટ થાય, તો તે મુળીયું કદી પણ ન ખાવું; એ ઝેરી છે, એમ સમજી નાખી દેવું.

ગુણઃ—અતિવિષમાં ખાસ કરીને જ્વરઘ્ન તથા શક્તિવર્ધક ધર્મ છે, તેમ જ પાચક તથા સ્તંભક છે. એટલે કે તેને લીધે તેનો ઉપયોગ તાવ-ખાસ કરીને ટાઢીઓ તાવ, તાવ પછીની અશક્તિ, અપચન તથા ઉલટી થવી, ઝાડો તથા ઉધરસમાં કરે છે. એની છાલ વસ્ત્રો રંગવામાં ઉપયોગી છે.

પ્રમાણઃ—તાવમાં ૨૦-૩૦ ગ્રેન ભૂકી ત્રણ અથવા ચાર કલાકે, તાવ હોય અથવા ન હોય, તે વખતે લેવામાં હરકત નથી. ટાઢીઆ તાવનો વારો ટાળવા કવીનાઈન માફક આ ઔષધ તાવના વારાના સમય પહેલાં બે ત્રણ વખત પહોંચે, તેવી રીતે અથવા પરસેવો થયા પછી ત્રણ ચાર કલાકે થોડા પાણી સાથે લેવું. શક્તિ વધારવા માટે અથવા અન્ય વિકારમાં, ૫-૧૦ ગ્રેન પર્યંતની ભૂકી લેવી. બાળકની ઉંમરના પ્રમાણમાં માપ રાખવું.

ઉકાળોઃ—તાવમાં ઝાડો થયો હોય, ત્યારે અતિવિષ, સૂંઠ, કુડાની છાલ, નાગરમોથું, તથા ગુળવેલનું મૂળ એ પ્રત્યેક છ માસા લઈ અચ્છેર પાણીમાં ઉકાળી ચોથો ભાગ રહે, તેમાંથી થોડું થોડું દિવસમાં ત્રણ ચાર વખત આપવું.

ચૂર્ણઃ—નાના બાળકના તાવમાં, ઝાડામાં, ઉધરસમાં કિંવા તેનો કોઠો બગડી ઉલટી વિગેરે થતી હોય, ત્યારે અતિવિષ ઘણું ગુણકારી છે. તે ઉપર તેની કેવળ ભૂકી આપે છે, કિંવા એને બીજા ઔષધ સાથે મિશ્રણ કરી આપે છે. અતિવિષ, નાગરમોથું, તથા કાકડશિંગ એ ત્રણે સમભાગ લઈ તેનું ચૂર્ણ તૈયાર કરવું. અને બાળકને ઉમરના પ્રમાણમાં મધ સાથે આપવું. ઘણી વાર સમભાગ પિંપળીની ભૂકીનું તેમાં મિશ્રણ કરવામાં આવે છે, ત્યારે આ ઔષધોના ચૂર્ણને બાલાચાતુર્ભદ્રિકા એવું નામ ચક્રદત્તે આપ્યું છે.

અતિવિષને સંસ્કૃતમાં ઘુણપ્રિયા કહે છે, તે તદ્દન અન્વર્થક છે. એટલે કે તેમાં કીડા જલદી પડે છે તેથી તે કીડાઓને પ્રિય છે, એમ મનાય છે.

**અતિસારઃ**—નિદાનઃ—વારંવાર પુષ્કળ અને પાતળા ઝાડા થાય, તેને અતિસાર કહે છે.

વાતજ, પિત્તજ, કફજ, સન્નિપાતજ, ભયજ, અને શોકજ એવા આ રોગના છ પ્રકાર છે.

અતિશય પાણી પીવું, શુષ્કમાંસભક્ષણ, ટેવ ન હોય તેવા પદાર્થ ખાવા, અતિશય દારૂ પીવો, અતિશય જમવું, અતિસ્નેહપાન, જંત, મૂળવ્યાધ, મલમૂત્ર વિગેરેને વિરોધ વિગેરે વાયુ વધનારાં કારણો વડે કોપિત થએલો વાયુ સર્વ શરીરમાંનો પાતળો પદાર્થ આંતરડાંમાં લાવે છે, તેથી અગ્નિ મંદ થાય છે. તથા મળ પાતળો થઈ નીચે પડે છે.

અતિસાર થતાં પહેલાં; હૃદય; ગુદદ્વાર; તથા આંતરડાંમાં વીંધાતું હોય, એવી વેદના થાય છે. શરીર ગળવા માંડે છે; ઝાડો થતો નથી; પેટ ફુલે છે અને અન્ન પચતું નથી. આ પ્રમાણે પ્રથમ થઈ પછી અતિસાર થાય છે.

અતિસારના છ પ્રકારો પૈકી વાતજ અતિસારમાં મરડો બહુ થાય છે. તથા ઝાડો થતી વખતે પટપટ અવાજ થાય છે. ઝાડો થોડો થોડો થાય છે. મળ રુક્ષ તથા ફીણવાળો તથા ગાંઠોવાળો પડે છે. ગુદાદ્વારમાં કતરાતું હોય, તેવી પીડા ( પરિકર્તન ) થાય છે. પચપચિત અને બાળેલા ગોળ જેવો કાળા રાતા રંગનો ઝાડો થાય છે. રોગીનું મોં કોરૂં હોય છે, રોમાંચ ઉભા રહે છે.

પિત્તજન્ય અતિસારમાં પીળો, લીલો, તથા કાળો મળ થાય છે. તથા તેની દુર્ગંધ પુષ્કળ આવે છે. મળ સાથે રક્ત પણ પડે છે. રોગીને તરસ પુષ્કળ લાગે છે. બેશુદ્ધી, પરસેવો, તથા શરીરમાં લાય બળે છે. મરડો થાય છે તથા ગુદદ્વારે પુષ્કળ અગન ઉઠે છે અને તે પાકે છે.

કફથી ઉદ્ભવતા અતિસારમાં ઝાડો લોચા પડતો, સફેદ અને કફયુક્ત હોઈ તેની દુર્ગંધ પુષ્કળ આવે છે. મરડો એક સરખો ચાલતો હોય છે, રોગીને ઉંઘ પુષ્કળ આવે છે. અન્ન પર તિરસ્કાર

આવે છે, ઝાડો ઉતરતી વખતે કરાંઝવું પડે છે, રોગી આળસુ થાય છે, મળમળે છે, પેટ, ગુદદ્વાર, અને પેઢું ભારે લાગે છે.ઝાડે ફરી આવ્યા છતાં શંકા રહે છે.

ત્રિદોષથી થતા અતિસારમાં સર્વ દોષનાં લક્ષણો થાય છે.

બીકથી ચિત્તક્ષોભ થાય,એટલે વાયુ પિત્તયુક્ત થઈ મળને પાતળો બનાવે છે. મળ અતિશય ઉનો હોઈ, પુષ્કળ પાતળો હોય છે. તેની સાથે રક્ત પણ પડે છે; તેથી મળ ચનોખડી સરખો લાલ હોય છે. ઉપર જણાવેલાં વાતપિત્તાત્મક લક્ષણો આમાં થાય છે.

શોકથી થતાં અતિસારમાં પણ આ જ લક્ષણો જણાય છે.

ભય અને શોકથી થતા આ અતિસાર કષ્ટસાધ્ય સમજવા.

સર્વ અતિસારના પાછા નીચે લખ્યા પ્રમાણે ચાર ભેદ છે.

સામ તથા નિરામ, રક્તયુક્ત, તથા રક્ત વિરહિત. તે પૈકી આમયુક્ત અતિસારમાં જડપણું હોવાથી મળ પાણીમાં ડુબે છે. મળદુર્ગંધી હોય છે. પેટ ફુલવું, પેટ દુખવું, મળમળવું, આ લક્ષણો જણાય છે.

આથી ઉલટાં લક્ષણો હોય,ત્યારે નિરામ અતિસાર સમજવો. કફજન્ય અતિસાર નિરામ હોય, છતાં પણ તેનો મળ પાણીમાં ડુબે છે. જે અતિસારમાં મળનો રંગ પાકા જાંબુ જેવો હોય છે, અથવા સ્વચ્છ હોય છે, અથવા ઘી, તેલ, ચરબી, મજ્જા, દૂધ, દહીંના જેવો અથવા કાળો, વાદળી, અરૂણુ વર્ણ હોઈ મળ પર મેઘધનુષ્યના રંગોનાં ચિન્હ છે, તે અતિસાર અસાધ્ય હોય છે. અતિશય કોહ્યલો મળ જે અતિસારમાં પડે છે, એ સાધ્ય હોય છે.

તરસ, શરીરમાં અગન, આંખો ઘેરી, દમ, બડબડાટ, વાધણી, પેઢામાં દુખાવો, બેશુદ્ધિ, ચિત્તની અસ્વસ્થતા, ગુદાદ્વાર પાકવું, ગુદદ્વારનું બંધ ન થવું, સોજો, પેટમાં દુખાવો, તાવ, તરસ, દમ, ઉધરસ, અરોચક, ઓકારી, બેશુદ્ધિ, વાધણી આ ઉપદ્રવ સહન કરતો, તથા જેનું શરીર ઠંડુ પડયું છે, એવો અતિસારથી પીડાતો રોગી સાજો થતો નથી.

દમ, પેટમાં દુખાવો, તરસ, અને તાવ આ લક્ષણોવાળો વૃદ્ધ મનુષ્ય અતિસારમાંથી સાજો થતો નથી.

અતિસાર થએલા રોગીને ઝાડા સિવાય એકલો પેસાબ થવા માંડે અને અપાનવાયુ છૂટ થાય, ભૂખ લાગવા માંડે, સ્ફૂર્તિ આવવા માંડે,એટલે અતિસાર મટવા માંડયો, એમ સમજવું.

ચિકિત્સા—અતિસાર ઘણું કરીને અગ્નિને મંદ કરીને આમાયશમાંથી ઉત્પન્ન થાય છે. તેથી કરીને એ વાતજન્ય હોય, છતાં પણ લંઘન જ તે ઉપર હિતાવહ છે.

અતિસારમાં, પેટમાં શૂળ,પેટ ફુલવું,તથા લાળ પડવી, એ વિકાર હોય, તો ઉલટી કરાવવી. જ્યારે પુષ્કળ એકઠા થએલા દોષ કેટલાક પકવ, કેટલાક અપકવ, આહાર સાથે મળી જઈ અતિસાર ઉત્પન્ન કરે છે,ત્યારે તે અતિશય ચળવિચળતાને લીધે પ્રવૃત્ત થઈ પોતાની મેળે જ બહાર નીકળી જાય છે. તેથી આ પ્રકાર ઉપર ઔષધ એટલે તેમને પોતાની મેળે નીકળી જવા દેવા. એટલે કે પાચક વિગેરે ઓસડ ન લેતાં માત્ર પથ્ય પાળવું એટલું પૂરતું છે

આમવાળા અતિસાર પર પ્રથમથી જ સ્તંભક ઔષધ આપવું નહિ. તેમ જ પેટ ફુલવું, જડપણું શુળ, તથા ભેજ, આ વિકાર હોઈ ઝાડો થોડો થોડો થતો હોય, તો સ્તંભક ઔષધ ન આપતાં રેચ કરનારાં હરડાં આપવાં.

જેના દોશ, મધ્યમ પ્રમાણમાં વધ્યા હોય, તેણે લંઘન કરી અજમો, પિંપળી, સુંઠ ધાણા, તથા હરડાંદળનો ઉકાળો પીવો.

જેના દોષ કમી હોય,એવા રોગી માટે અતિસારમાં ઉપવાસ જ પ્રશસ્ત છે. જમવાનો યોગ્ય સમય થાય, અને રોગી ભૂખથી થોડો આકુળવ્યાકુળ થાય, એટલે તેને હલકું અન્ન માપસર આપવું. આમ કરવાથી ટુંક સમયમાં જ તેને અન્ન પર રૂચિ થાય છે.જઠરાગ્નિ પ્રદિપ્ત થાય છે તથા શક્તિ આવે છે.

આ ભોજન પર પીવા માટે છાસ, કાંજી, કણેરી, દ્રાક્ષાસવ, એ ટેવ પ્રમાણે આપવાં.

પિત્તજન્ય આમ અતિસાર પર આરંભમાં તીક્ષ્ણ ને ઉષ્ણ વર્જ્ય કરી બાકી ઉપરની જ લંઘનચિકિત્સા કરવી.

લંઘન કરતી વખતે તરસ લાગે, તો કરીઆતું તથા ઉપળસરી સાથે તાવમાં આપવાનું પાણી આપવું. ભૂખ લાગી હોય, ત્યારે શતાવરી, ચિકણા, રાનમગ, તથા અડદ વડે સિદ્ધ કરેલું અગ્નિદીપક પેયાદિ અન્ન ખાવું હિતકર છે. આટલું કર્યા છતાં અતિસાર બંધ ન થાય, તો ઇન્દ્રજવ, કુડાની છાલ, તથા અતિવિષનો કલ્ક ચોખાના ઓસામણમાં મધ સાથે આપવો.

પિત્તાતિસારમાં પિત્તકર પદાર્થ ખાવાથી લોહી પડે છે તથા ગુદા પાકે છે. તે ઉપર મોચરસ,

ઉપળસરી, જેઠીમધ, તથા લોધ્ર, તૈયાર કરેલા બકરીના દૂધ સાથે તથા ખાંડ તથા મધ નાખી પીવું. તેની સાથે ભાત જમવો તથા એ દુધમાં રૂની ગડીઓ પલાળી ગુદા પર મૂકવી. શતાવરીના મૂળીઆંનો કલ્ક દુધમાં પીવો તથા અન્ન ન ખાતાં દુધ પી રહેવું- આથી રક્તાતિસાર જલદી મટે છે.

જેને મરડો થઈ વારંવાર થોડું થોડું રક્ત પડે છે, અને વાયુનો અવરોધ થવાથી એ ઘણા કષ્ટે બહાર નીકળે છે અથવા બિલકુલ બહાર નીકળતો નથી, તેનો પિછાબસ્તી આપવો. શિસ્વા તથા સફેદ કાંચનના પાલાને ખાંડી જવનો ઉકાળો કરવો. તથા તેમાં ઘી તથા દુધ રેડી, મરડો, ગુદાભ્રંશ, તથા કરાંઝવું પડતું હોય, તેની વેદના પર તેનો પિછાબસ્તી આપવો.

કફક્ષીણ થઈ પુષ્કળ દિવસ અતિસાર રહેવાથી ગુદા અશક્ત થાય, એટલે સ્વસ્થાનમાં રહેલો વાયુ એકદમ પ્રબળ થઈ રોગીને એકદમ મારી નાખે છે. તેથી તેને તાબડતોબ શમાવી દેવો. વાયુ પછી પિત્ત અને પિત્ત પછી કફને કબજામાં લેવો. અથવા ત્રણેમાં જેનું જોર હોય, તેને પ્રથમ શમાવી દેવો.

બીક તથા શોકથી વાયુ જલદી કોપાયમાન થાય છે, તેથી ભયાતિસાર તથા શોકાતિસારપર વાતનાશક ચિકિત્સા કરવી. અને રોગીને આનંદ થાય તેવા ઉપાય રચવા.

જેને મળ પડયા સિવાય પેસાબ થાય છે, વાછુટ થાય છે અને જેનો અગ્નિ પ્રદીપ્ત હોઈ કોઠો હલકો છે, તેને અતિસાર મટયો એમ સમજવું.

ઉપવાસ, ઉલટી, ઉંઘ, ખીર. જુની ડાંગરના ચોખા; સસલા અથવા હરણના માંસનો રસ; બકરીનું ઘી દુધ; દહીં; તથા છાસ; મધ; જાંબુ; દાડમ; અફીણ; જીરૂ ઈત્યાદિ અતિસારમાં હિતકર છે.

તાપવું, રક્તસ્રાવ; પાણી પીવું, સ્નાન; મૈથુન; કઠોળ; ટેવ વગરનું અન્ન; દ્રાક્ષ; લસણ; નારિએળ; પાલાભાજી, ખાટો તથા ખારો રસ; ઇત્યાદિ અતિસારમાં અપથ્ય છે.

નાભિની નીચે બે આંગળ અથવા વાનરાસ્થિ ઉપર અર્ધચંદ્રાકાર ડામ દેવાથી અતિસાર મટે છે. શંખોદરરસ, અગસ્તિ સુતરાજ; કુંકમવટી; ઈત્યાદિ યોગરત્નાકર કરમાં બતાવેલી દવાઓ અતિસારમાં ગુણકારી છે. [ વાગ્ભટ; ચરક; યોગરત્નાકર ઇ. ]

**અતીતઃ**–કચ્છમાં આ જાતિના લોકોનાં બીજાં પુષ્કળ નામો છે. (૧) ગીર (૨) પર્વત (૩) સાગર (૪) પુરી (૫) ભારતી (૬) વન (૭) અરન (૮) સરસ્વતી (૯) તીર્થ તથા (૧૦) આશ્રમ એવા પેટાવિભાગ આ જાતિમાં છે. આ લોકોમાં પોતપોતાની પેટા જાતિનું નામ પોતાના નામને છેડે લગાડવાનો રિવાજ છે. જેમ કે ચંચળભારતી વિગેરે. આ જાતિના લોકો બ્રહ્મચારી રહી શકે છે, તેમ તેઓથી ગૃહસ્થાશ્રમી પણ થઈ શકાય છે. પ્રથમ પ્રકારના લોકો મઠધારી અને બીજા પ્રકારના ઘરબારી કહેવાય છે. એ મદ્યમાંસ ખાય છે. પુષ્કળ લોકો ભીખ માગીને જીવન ચલાવે છે. પરંતુ બીજા ધંધા પણ એ લોકો કરી શકે છે. તેઓ ગોસાઈ કહેવાય છે. તેઓ જનોઈ રાખતા નથી; તેમનામાં પુનર્વિવાહ સંમત છે. તેમનાં મુખ્ય સ્થળો ભુજમાં કલ્યાણેશ્વર, અંજારમાં અજેપાલ અને પશ્ચિમ તરફ કોટેશ્વર છે. પુષ્કળ અતીતો શૈવ હોય છે. મરણ પછી તેમના શરીર પર સમાધિ બંધાવી લિંગ બેસાડવામાં આવે છે.આસામમાં પણ તેમની થોડી ઘણી વસ્તી છે.

[ મું. ગૅ. સેન્સસ રિપોર્ટ. ]

**અતીશઃ**—અતીશ અથવા દીપકર નામનો બૌદ્ધધર્મીય સાધુ હિંદુસ્તાનનો રહેવાસી હતો, છતાં તેણે તિબેટમાં જઈ ત્યાંના લામાધર્મમાં પુષ્કળ સુધારો કર્યો. ઈ. સ. ૧૦૩૮ માં જ્યારે તેણે તિબેટમાં પગ મૂકયો, તે સમયે ત્યાં આગળનો તત્કાલિન બૌદ્ધધર્મ અનીતિમાન ભિક્ષુકોની સત્તામાં હોઈ ત્યાંની પિશાચભક્તિને લીધે તેની અવનતિ થઈ હતી, એમ અતીશને લાગ્યું. શુદ્ધતમ બૌદ્ધધર્મનો નમુનો તેણે આગળ રાખી એક કાદમ નામનો નવો પંથ કાઢયો. આ પંથમાંથી જ આગળ ઉપર હાલનો તિબેટનો રાષ્ટ્રધર્મ ગેલુગ ( પીત–શિરસ્રાણ ) પંથ નીકળ્યો. બ્રહ્મચર્યપાલન તથા પિશાચભક્તિનું ખંડન એ અતીશે કરેલા કેટલાક સુધારા છે. તેણે જે અનેક તાત્વિક ગ્રંથો લખ્યા છે, તેમાં ' બોધિપંથપ્રદીપ ' પ્રખ્યાત છે. તેણે હિંદુસ્તાનમાંના બૌદ્ધ ભાષ્યોનું તિબેટી ગ્રંથમાં ભાષાંતર કર્યું. અતીશના ઉપદેશનું હિતકારી પરિણામ સસ્કય તથા કગ્યુ નામના સાધારણ સુધરેલા પંથો તેમાંથી નીકળ્યા છે તો; છે અને તેમાં વળી સસ્કય પંથનું વર્ચસ્વ પુષ્કળ દિવસ ટકયું હતું. ઈ. સ. ૧૦૫૨ માં અતીશ લ્હાસ નજીક ને–ટંગ. માં મરણ પામ્યો. ત્યાં તેની સમાધિ પર ઉભો કરેલો કીર્તિસ્તંભ હજુ પણ નજરે પડે છે.

**અતુરઃ**—આ ગામ મદ્રાસ ઈલાકામાં સાલેમ જીલ્લામાં આતુર તાલુકાનું મુખ્ય ઠેકાણું છે. લોકસંખ્યા સુમારે દશ હજાર છે. ગામની ઉત્તર બાજુએ એક જૂનો કિલ્લો છે. ત્યાં અઢારમા સૈકામાંનો પ્રસિદ્ધ સરદાર ઘેટી મુદલિયાર, રહેતો હતો. સાલેમથી ત્યાગદ્રુગ તરફ જનારા રસ્તા ઉપર આ

કિલ્લો હોવાથી હૈદરઅલ્લીની સાથે થએલા યુદ્ધોમાં તેને ઘણું મહત્ત્વ આવ્યું હતું. ૧૭૯૮ માં અને ફરીથી ટિપૂ સાથે થએલા યુદ્ધમાં અંગ્રેજોએ આ કિલ્લો હસ્તગત કર્યો. અહીં ગળીની ઉપજ સારી છે. બેલગાડીઓ અહીં સારી તૈયાર થાય છે.

**અત્તર અને સુગંધી પદાર્થ:**—અત્તર અથવા સુગંધી પદાર્થો બનાવવાની કળા. માણસને શબ્દ, સ્પર્શ, રૂપ, રસ વિગેરે જે પ્રમાણે પ્રિય છે, તે જ પ્રમાણે ઘ્રાણેન્દ્રિયને પ્રિય એવાં અત્તરો અથવા સુવાસિક પદાર્થોનો ઉપયોગ માણસજાતમાં ઘણા પ્રાચીનકાળથી પ્રચલિત છે. ફુલની મીઠી સુવાસ, તેમ જ કસ્તુરીમૃગ, જવાદી બિલાડી, વિગેરે પ્રાણીમાંથી નીકળનારા સુગંધી પદાર્થો અને વનસ્પતિજન્ય સત્વોમાંથી નીકળતાં જાતજાતનાં અત્તરો, સુગંધી તેલો અને અર્ક તૈયાર થાય છે. સુગંધી પદાર્થોથી માણસનું મન પ્રસન્ન અને ખુશ રહે છે. આ કારણથી પ્રાચીન કાળનાં સર્વ સુધરેલાં રાજ્યોમાં તેનો મોટા પ્રમાણમાં ઉપયોગ થતો હતો. ઈજીપ્ત (મિસર) અરબસ્તાન, ઍસિરિયા, ઈરાન આ દેશમાં-તેમ જ ઈટાલી અને ગ્રીસ દેશોમાં એનો ઘણો ઉપયોગ હતો. અને તે કારણને લીધે અત્તર અને સુગંધી પદાર્થ તૈયાર કરવાની કળા સંપૂર્ણતાએ પહોંચેલી હતી. આપણો હિદુસ્તાન દેશ આ કળામાં ઘણો પ્રધાન હતો. કારણ કે સુગંધી પદાર્થો આ દેશમાં પુષ્કળ હોઈ આ કળાને ઉત્તેજન પણ પુષ્કળ મળતું. અત્તર અને સુગંધી તેલોનો પ્રચાર શોખીન અને વિલાસી લોકોમાં જ હતો, એમ ન હોતું; પરન્તુ ધાર્મિક સંસ્કાર અને માંગલિક કાર્યો કરવાના પ્રસંગોએ અથવા દેવતાઓનાં પૂજન કરતી વેળાએ ફુલ અને બીજા સુગંધી પદાર્થોનો ઉપયોગ કરવાનો રિવાજ સર્વ દેશમાં પ્રચલિત છે. સુગંધી ફુલો દેવની અથવા સાધુસંતની મૂર્તિઓને ચઢાવવાં, તેમ જ સુગંધી તેલનું માલીસ કરી અભ્યંગ સ્નાન કરાવવાના રિવાજ ઘણા જૂના સમયથી ઘણાખરા સર્વ દેશોમાં પ્રચલિત છે. મિસર દેશમાં મરી ગએલાં માણસોનાં શબના સંસ્કાર કરતી વેળાએ સુગંધી તેલ વિગેરે સૌગંધીક પદાર્થોનો ઉપયોગ થતો. ગ્રીસ અને રોમમાં સુગંધી પદાર્થોનો પ્રચાર એક કાળે એટલો બધો થયો હતો, અને તેની કિંમત એટલી ભયંકર રીતે વધી ગઈ હતી, કે તે ઉપર અંકુશ મૂકવાને માટે સરકારને જાતજાતના કાયદા વખતોવખત કરવા પડતા. કેટલીક તદ્દન જંગલી જાતોમાં પણ અત્તરો અને સુગંધી તેલો વાપરવાનો પુષ્કળ શોખ છે. તે જ પ્રમાણે ઘરની હવાશુદ્ધિને માટે ચંદન, અબીર, અને ધૂપ વિગેરે સુગંધી પદાર્થો બાળવાનો કેટલીક જાતિઓમાં રિવાજ પ્રચલિત છે.

જે સુગંધી પદાર્થો ઉપર કહેલા પદાર્થોમાંથી રાસાયનિક મિશ્રણોથી તૈયાર થાય છે, તેમને રાસાયનિક સુગંધી કહેવામાં આવે છે.

અત્તરોનો અર્ક કાઢવાની જુદી જુદી રીતો છે. તે બધી આ લેખમાં વિસ્તારથી આપવી અશક્ય છે. રાસાયનિક અર્ક જર્મની વિગેરે પરદેશોમાંથી આપણા દેશમાં આવવા માંડયો, ત્યારથી આપણે ત્યાંનાં અત્તરોનાં ઘણાં ખરાં કારખાનાં પડી ભાંગ્યાં. કારણ પરદેશથી આવતો અર્ક સસ્તો હોય છે, અને તેના મિશ્રણથી સુગંધી તેલો વિગેરે કરવાનું કામ તદ્દન સહેલું થઈ ગયું છે. આ કારણથી હિંદુસ્તાનમાંથી પરદેશમાં કાચા સુગંધી પદાર્થોની નિકાસ કરવી, એટલો જ ધંધો બાકી રહ્યો છે. લાખો રૂપિયાની કિંમતનો કાચો માલ હિંદુસ્તાનની બહાર જઈ તેનું જ રૂપાંતર થઈને જાતજાતના અર્ક અને અત્તરો આપણા દેશમાં આવે છે. દાખલા તરિકે સન ૧૯૧૪-૧૫ માં ૬૭૨૫ ટન ૧૪ લાખ રૂપિયાની કિમ્મતનો માલ આપણા દેશમાંથી બહાર ગયો.

દિલ્લી, અમૃતસર અને લાહોરમાં અત્તરનો વેપાર હતો. કાચો માલ મુંબાઈ બંદરેથી બહાર જાય છે. નીચે દર્શાવેલા સુગંધી પદાર્થોમાંથી તેલ અથવા અત્તર તૈયાર થાય છે. વિલાયતી બાવળનાં ફુલ, બીલીનાં ફુલ, ધૂપ. શિલારસ કોષ્ઠ-કોળિંજન, એલચી, અગરુ, ભોંયશિંગ, દાલચીની, સંતરાંનાં ફુલ. અથવા સંતરાની છાલનું તેલ, ખાટા લીમડાનાં ફુલ, રોશેલ, મોતિયો, જુઈ, ચમેલીને જાઈનાં ફુલ, ચંપો અને સાદો કેવડો, કસ્તુરી, જટામાંસી, પાચ અથવા પાનડી, ગુલાબનાં ફુલ, ચંદન ગવલાકચોરા, તલ, વાળો, લોબાન, નાગરમોથ, દવણા, ડમરો વિગેરે.

આપણા દેશમાંથી જો પરદેશમાં ફક્ત સુગંધી પદાર્થો જ જતા હોત, તો આપણું વિશેષ નુકસાન થયું ન હોત. પરન્તુ તે જ કાચા માલનાં અત્તરો પાછાં દેશમાં આયાત થતાં હોવાથી આપણને પુષ્કળ નુકસાન થાય છે. પરદેશી અત્તરોને લીધે કનોજનાં કારખાનાં બંધ પડવા લાગ્યાં છે. કારણ કે અત્તરોના તીવ્ર અર્કો (કૉન્સેન્ટ્રેટેડ એસેન્સીઝ) સાદા તેલમાં મેળવી તેમાંથી સુગંધી તેલો અથવા અત્તરો બનાવવાનું કામ ઘણું સહેલું અને ઓછા ખર્ચવાળું થઈ ગયું છે. જયારે આ મિશ્રણો અસલ અત્તરની સરખામણીમાં કમી દરજ્જાનાં છે, એમ

ઠરે છે; ત્યારે અસલ અત્તરનો ખપ બહુ વધી જાય છે. થોડાક જ વખત અગાઉ જર્મનીની સાથે લડાઈ થઈ, ત્યારે તેની ધમાચકડીમાં પરદેશી અર્ક આવતા સમૂળગા બંધ થઈ ગયા, ત્યારે જ માત્ર કનોજનાં કારખાનાંને ફરીથી ઉત્તેજન મળ્યું હતું. કનોજ, જોનપુર અને ગાઝીપુર, એ ત્રણ શહેર અત્તરની બાબતમાં હિંદુસ્થાનમાં ઘણાં પ્રસિદ્ધ છે. આપણે ત્યાં તેલ અને અત્તર કાઢવાની રીત ઘણી સહેલી, પણ શાસ્ત્રીય હોવાથી તે પરદેશી માલ સાથે હવે ટકી શકતી નથી.

રીત પહેલી:—સફેદ તલ સારા સ્વચ્છ ધોઇને સુકવવા. પછી તે ઉપર થોડા પાણીનો હાથ મારીને જાઇનો અથવા જે ફુલનું તેલ કાઢવું હોય, તેમનો એક થર કરી તે ઉપર પાછો તલનો થર કરવો. એ મુજબ એક ફુલનો અને તે ઉપર એક તલનો એમ થર ઉપર થર કરતા જવા. તે પછી ૧૨ થી ૧૮ કલાક સુધી તેમ જ રહેવા દેવું. પછી તેલ પીલવાની ઘાણીમાં તેનું તેલ કાઢવું.

રીત બીજી:—અત્તર બનાવનારાઓ એક મોટા વાસણમાં પાણી ભરી તેમાં ફુલો નાખે છે. પછી તે વાસણની તળે તાપ કરી તેમાંથી વરાળ ઉર્ધ્વનલિકાયંત્ર વડે બીજા વાસણમાં ઉતારે છે. આ વાસણમાં પહેલેથી જ ચંદનનું તેલ અથવા રોશેલ નાખેલું હોય છે. આ પ્રમાણે વરાળનું પાણી બની જઈ તે ઉપર પેલું તેલ તરવા લાગે છે. એ તેલને યુક્તિપૂર્વક ઉપર ઉપરથી કાઢી લેવામાં આવે છે. એ તેલ એટલે જ ઉત્તમ અત્તર.

રીત ત્રીજી:—આપણે જે ફુલનું તેલ કાઢવાનું હોય, તેમને કાચની એક બાટલીમાં ભરવાં, અને તે ફુલ ડુબી જાય ત્યાં સુધી તે ઉપર તેલ રેડવું. પછી હવા બિલકુલ અંદર દાખલ ન થઈ જાય, એવી રીતે તે બાટલીને બુચ મારી દેવો; અને તે બાટલીને મહિના બે મહિના સુધી ગરમ જગામાં રાખી તે ફુલો કાઢી નાખીને અંદર નવાં ફુલો નાખવાં. આ પ્રમાણે ત્રણ ચાર વખત કરવું, એટલે ઉત્તમ પ્રકારનું અત્તર તૈયાર થશે.

ગુલાબપાણી બનાવવાની રીત:—ગુલાબનાં ફુલ અને પાણી એકઠાં કરી એક મોટા માટીના વાસણમાં નાખવાં. એ માટીના વાસણની ઉપર એક બીજું નાનું માટીનું વાસણ ઉંધું ઢાંકવું અને પછી બન્નેનાં મ્હોં સીની માટી વડે જડી દેવાં. પછી એક નળી લઇને નાના વાસણની બાજુમાં કાણું પાડી તેમાં તે નળી બરાબર બેસાડવી; અને ત્યાં પણ સીની માટી જડી દેવી. આમ કર્યાથી અંદરથી પાણી અથવા વરાળ બહાર નીકળી શકશે નહિ. પછી તે નળીનો મધ્ય ભાગ બીજા ઠંડા પાણીમાં ડુબે, એવી રચના કરવી, અને નળીના મ્હોં આગળ એક નાનું વાસણ ગોઠવી, મોટા વાસણની નીચે દેવતા સળગાવવો. અંદરનું પાણી ગરમ થશે, એટલે તેની વરાળ થઈ તે પેલી આડી નળી વાટે બહાર રાખેલા વાસણમાં પાણીના રૂપમાં ભેગી થશે. એ પાણી તે ગુલાબપાણી. આ ઉર્ધ્વનલિકાયંત્રની મદદથી કાઢેલું ગુલાબજળ બહુ સુવાસિક હોય છે.

રીત બીજી:—ઑટો-ડી-રોઝ (ગુલાબી અત્તરનો અર્ક) ૦॥ ડ્રામ, મૅગ્નેશિયા ૧ આઉંસ, ડિસ્ટિલ્ડ વૉટર (ઉર્ધ્વપાતિત જળ) ૦॥ ગૅલન, એ ત્રણ ચીજો લેવી. પહેલાં ઑટો-ડી-રોઝ અને મૅગ્નેશિયાને મેળવી દેવાં. પછી તેમાં ડિસ્ટિલ્ડ વૉટર નાખી દઈ તેને મેળવી તે મિશ્રણ બ્લૉટિંગ પેપર વડે ગાળી લઈ બાટલીઓમાં ભરવું.

ઑરેન્જ વૉટર:—નારંગીના તેલનાં ૩૦ ટીપાં અને ½ ડ્રામ મૅગ્નેશિયા એકત્ર કરી ૦॥। શેર ડિસ્ટિલ્ડ વૉટર તેમાં ભેળવી દેવું, એટલે ઉત્તમ સુવાસિક ઑરેન્જ વૉટર તૈયાર થઇ જશે.

કોલન વૉટર બનાવવાની રીત પહેલી:—નારંગીનું તેલ ૨૫ ટીપાં, એસેન્સ ઑફ સિદરેટ ૨૫ ટીપાં, ઓરેન્જ ૨૫ ટીપાં, એસેન્સ ઑફ લેમન, ૨૫ ટીપાં, એસેન્સ ઑફ બર્ગેમોર ૨૫ ટીપાં, એસેન્સ ઑફ રોઝબરી ૦॥ આઉંસ, એસેન્સ ઑફ પોર્ટુગાલ નિરોળી ૦। આઉંસ, આલ્કોહોલ ૧ ગૅલન. આ બધી ચીજો એકઠી કરી કાચના વાસણમાં બુચ મારીને ૮ દિવસ સુધી રાખી મૂકવી. પછી કાઢી લેવી. એ કોલન વૉટર.

લવંડર વૉટર તૈયાર કરવાની રીત—ઉત્તમ લવંડર તેલ ૨ ડ્રામ, લવિંગનું તેલ ૦। ડ્રામ, કસ્તુરી ૨॥ ગ્રેન, સ્પિરિટ ઑફ વાઈન ૨॥ આઉંસ, પાણી ૧ આઉંસ, એટલી ચીજો લેવી. પહેલાં થોડાક સ્પીરીટમાં લવંડર મસળવું. પછી બાકીની ચીજો અંદર નાખી બધાનું મિશ્રણ કરી એક સરખું હલાવીને ૮ દિવસ સુધી રહેવા દેવું. પછી તેનો ઉપયોગ કરવો.

અગરબત્તી તૈયાર કરવાની રીત:—નખલો ૪॥ ટાંક, ગટાના ૨॥ ટાંક, ગુલાબની કળી ૦। ટાંક, દગડફુલ ૨। ટાંક, લોબાનનાં ફુલ ૦। ટાંક, શિલારસ ૦। ટાંક, મધ ૦। ટાંક, વાળો ૦॥ ટાંક, બ્રાહ્મી ૨॥ ટાંક, ચોપચીની ૨॥ ટાંક, જટામાસી ૪॥ ટાંક, પત્રી ૨॥ ટાંક, એ મુજબ વસ્તુઓ લેવી. તેમનો બારીક ભૂકો કરી કપડામાંથી ચાળી લઈ મધમાં મેળવવી. પછી જો કાળો રંગ જોઇતો હોય, તો અંદર થોડીક કોલસાની

ભૂકી મેળવી પછી વાંસની પાતળી સળીની ઉપર એ મસાલો લગાડીને તેને સૂકવવો. આનું નામ અગરબત્તી.

રીત બીજીઃ—મલબારી ચંદન ૦। ટાંક, દેવદાર ૪॥ ટાંક, નાખલા ૫ તોલા, મધ ૭ તોલા, કડવો ધૂપ તોલા ૫, અંબર ૦॥। તોલા, ચોપચિની ૩ તોલા, ગહુલા ૧ તોલા, બ્રાહ્મી ૧ તોલો, સાકર ૨॥ તોલા, અગરૂ ૫॥ તોલા ને કસ્તુરી ૦। તોલા. બધી ચીજો વસ્ત્રગાળ કરી મધમાં મેળવવી, અને અંદર કોલસાની મેળવણી કરી વાંસની સળી ઉપર અગરબત્તી બનાવવી.

રીત ત્રીજીઃ—ગુંદરના પાણીમાં ઉપરનો ભૂકો કાલવીને લુગદી કરવી, પછી તે લુગદીમાં એક સળી બોળી કાઢી ભુકામાં રગદોળવી. પછી તેને પાટીયા ઉપર હલકા હાથે ફેરવી તેની સાફ અગરબત્તીઓ બનાવવી.

ઉત્તમ સુવાસિક અગરબત્તી કરવી હોય, તો તેનો મસાલો તૈયાર થાય, ત્યારે તેમાં અત્તર અથવા સુવાસિક તેલનો થોડોક પાસ દઈ અગરબત્તી સંભાળીને વાળવી.

રીત ચોથી—નાગરમોથ ૪ તોલા, કાળું અગરૂ ૪ તોલા, વાળો ૨ તોલા, દાલચિની ૪ તોલા, તગર ૨ તોલા, કચોરા ૨ તોલા, ચંદન ૧૮ તોલા, દગડફુલ ૨ તોલા, ગાહુલા ૬ તોલા, ગુલાબ કળી ૨ તોલા, મદાલકડી ૯ તોલા, ને કસ્તુરી ૦। તોલો, આ ચીજોને જુદી જુદી વાટવી.પછી કસ્તુરી અને શિલારસ સિવાયની તમામ ચીજોનો બારીક ભુકો વસ્ત્રગાળ કરી શિલારસમાં એ ભૂકો અને કસ્તુરી મેળવી દેવી. કાળો રંગ બનાવવો હોય, તો તેમાં થોડીક કોલસાની બારીક વસ્ત્રગાળ ભૂકી મેળવી દઈ તમામ મિશ્રણ કરી દેવું. અગરબત્તી કરવાને ગોળ આકારની સળી કરતાં ચાર ખુણાવાળી સળી વધારે સારી;કારણ કે, ખુણાવાળી સળી પર ગોળ આકારની સળી કરતાં મિશ્રણ બરાબર ચોંટે છે. સળી ઉપર મિશ્રણ લગાડતી વખતે તે હાથે ચોંટી ન જાય, માટે સુવાસ મેળવેલી બારીક કોલસાની ભૂકી પાસે રાખી તે થોડીક થોડીક વારંવાર હાથ ઉપર ભભરાવી લેવી.

સળી વગરની અગરબત્તી કરવાની રીતઃ—કસ્તુરી ૧ ગુંજ, અંબર ૨ ગુંજ, ચંદન ૧ તોલો, કેશર ૧ તોલો, તગર ૨ તોલા, કંકોલ ૦॥ તોલો, લવિંગનાં ફુલ ૦॥ તોલો, ગવલા ૧ તોલો, અગરૂ ૨ તોલા, ધૂપ ૦॥। તોલો, શિલારસ ૨ તોલા, નખલા ૧ તોલો, એલચી ૧ તોલો, જાયફળ ૦॥ તોલો, કોષ્ટકોળિંજન ૨ તોલા, ગોળ ૧ તોલો, કાળુ અગરૂ ૧ તોલો, નાગરમોથ ૦॥ તોલો. એ બધી ચીજો લેવી અને તેની અગરબત્તીઓ ઉપરની રીત પ્રમાણે બનાવવી.

કેશરની ગોળીઓ બનાવવાની રીતઃ—સારૂં ચોકખું કેશર લાવવું. તેને તડકે સુકવવું. પછી તેને ખલમાં બારીક વાટવું. વસ્ત્રગાળ ભૂકી તૈયાર થાય, એટલે તેમાં થોડુંક ગુલાબજળ નાખવું. પછી ખૂબ નરમ લોંદો તૈયાર કરવો. એ લોંદાની લાંબી લાકડી કરી તેમાંથી નાની નાની ગોળીઓ વાળવી.

અષ્ટગંધઃ—કેશર, કસ્તુરી, કપુર, ગોરોચન, દેવદાર, કાળુ આગરૂ, સફેદ ચંદન, અને નાગરમોથ, એ અષ્ટગંધમાં ગણાય છે.

બનાવટી કસ્તુરી તૈયાર કરવાની રીતઃ-૧ ડ્રામ અંબરનું તેલ લેવું. તેમાં તેનાથી ચારગણું નત્રામ્લ ( નાઇટ્રિક ઍસિડ ) થોડી થોડી વારે મેળવી લેવું. પછી કાચની સળી વતી તે મિશ્રણ પીળું થઈ જાય, ત્યાં સુધી હલાવ્યા કરવું. એમ કરવાથી તેમાં ખરી કસ્તુરીના જેવી વાસ આવશે, પછી તેમાં ૧૫ ગ્રેન અસલ કસ્તુરી મેળવવી.

અરગજો કરવાની રીતઃ—નાગરમોથ, ગવલા, નરકચોરૂં, જટામાંસી તજ અને વાળો, એ દરેક ચીજ બબ્બે ભાગ જેટલી લેવી. દગડફુલ, કાળુઅગરૂ, જાવંત્રી, લવિંગ. એલચી, ચંદન, જાયફળ, કપુરકાચલી, પાંચ અને કસ્તુરી, એ દરેક ચીજ એકેક ભાગ જેટલી લેવી. પછી કેશર ૦॥ ભાગ, મોતિયાનું અત્તર ૦। ભાગ, સુખડનું અત્તર ૦। ભાગ, ને ગુલાબનું અત્તર ૦। ભાગ લેવું. આ સર્વ ચીજો ભેગી થાય, એટલે તે પૈકી કસ્તુરી, કેશર અને અત્તરો જુદાં રાખીને બાકીની બધી ચીજોને વાટી બારીક વસ્ત્રગાળ ભૂકી કરવી. પછી તેમાં કેશર અને કસ્તુરી મેળવી તે મસાલાને અત્તરોનો પાસ આપવો. આટલું કર્યા પછી ઉત્તમ પ્રકારનો અરગજો તૈયાર થશે.

શરીરે મસળવાનો સુગંધી પદાર્થ.

રીત પહેલી—બારીક તેજ, એલચી દાણા, શેવગાનાં બીયાં, નાગરમોથ, જાવંત્રી, કચોરા, વાળો અને કપુર, એટલી ચીજોને સરખે ભાગે લઈ પાણીમાં વાટીને શરીરે ચોળવું. આ મસાલો બહુ સુગંધી છે.

દશાંગની ધૂપની ગોળીઓઃ—સુગંધી પદાર્થની ગોળીઓ કરી સુગંધી આવે એટલા માટે તેને બાળવામાં આવે છે.—તે તૈયાર કરવાની રીત—ઊંચું સુખડ તોલા ૮, ગુગળ તોલા ૮, બાળંતબોળ તોલા ૨, ધૂપ તોલા ૪, કાળુ આગરૂ તોલા ૮, દેવદાર તોલા ૨, જાયફળ તોલો ૦॥. કોષ્ટ કોળિંજન તોલા

૨, કપુર તોલો ૦ાા, અને વાળો તોલા ૩, આટલી ચીજોની બારીક વસ્ત્રગાળ ભૂકી કરીને તેને ઘીમાં મેળવી તેની ગોળીઓ વાળવી.

ઉપર બતાવેલી રીતો મુજબ શુદ્ધ અત્તરો અને તેલો નીકળે છે. પરંતુ હાલમાં રસાયણુશાસ્ત્રની પ્રગતિથી ઉપરની જુની રીતોની જરૂર રહી નથી. રાસાયણિક રીત વતી પહેલાં બધા સુગંધી પદાર્થોનું પૃથક્કરણ કરવામાં આવે છે. આ પૃથક્કરણ કરવાનાં સાધનોથી મૂળ દ્રવ્ય ( પદાર્થ ) કયાં છે, અને કેટલા પ્રમાણમાં તે જમીનમાંથી નીકળતા કાચા માલમાંથી મળી શકે એમ છે, તેની પહેલાં શોધ થાય છે. આ શોધને લીધે અત્તરોમાં ભેળસેળ કરી જુદા જુદા મિશ્રણો તૈયાર કરી ગાંધી લોકો તેને ચોકખાં ભેળસેળ વગરનાં અત્તરોને નામે વેચે છે. મૂળ ફુલો, અથવા બીજા અસલ પૃથ્વીમાંથી નીકળનારા સુગંધી પદાર્થોનો ઉપયોગ દિવસે દિવસે ઓછો થતો જાય છે. અને રાસાયણિક મિશ્રણવાળાં અત્તરો અને અર્કોનો જ ખપ અતિશય વધી ગયો છે. જર્મન હૈકી નામનો સુગંધી અર્ક સાદા તેલમાં ( એટલે કે તલના તેલમાં કે કોપરેલમાં ) અથવા તો વાસ અને રંગ વગરનું ઘાસલેટ જેવું એક સફેદ તેલ મળે છે તેમાં મેળવીને જાત જાતના અત્તરો અને માથામાં નાખવાના તેલો તૈયાર કરવામાં આવે છે. આ રીતથી થોડા ખર્ચમાં તેલો અને અત્તરો તૈયાર થતાં હોવાથી તેમ કરનારને ઓછી મહેનતે વધારે નફો મળે છે. બનાવટી ગળી અને વનસ્પતિમાંથી નીકળતી ખરી ગળીની વચ્ચેનો ફેર દેખાઈ આવે છે, તેટલો જ ફેર બનાવટી અત્તર અને ફુલોમાંથી અથવા કાચા પદાર્થોમાંથી કાઢેલા અત્તરમાં જણાય છે. એટલે કે અસલ અર્ક અથવા અત્તરમાંથી જે સૌમ્ય અને મગજને તર કરનારી કાયમી ખુશબો આવે છે, તે કૃત્રિમ અત્તર અથવા અર્કમાંથી નથી આવતી. આનું કારણ એ છે, કે ખરાં ફુલ અને સુગંધી પદાર્થોમાં કેટલાક એવા સૂક્ષ્મ પદાર્થો છે, કે તેની શોધ હજુ રસાયણશાસ્ત્રવેત્તાઓએ કરી નથી. અને આ જ કારણથી બનાવટી સુગંધી પદાર્થો કરવાની કળા હજુ પુરેપૂરી અવસ્થાએ પહોંચેલી નથી.

**અત્તાર ફરીદુદ્દીનઃ**—આ ઈરાની કવિ અને ગૂઢતત્ત્વવાદી નિશાપુરમાં સન ૧૧૧૯ માં જન્મ્યો અને ૧૨૨૯ માં તે મારીગયો. પરંતુ તેના જન્મ મરણની તારીખો સંબંધી મતભેદ છે. તેનું ખરૂં નામ અબુ તાલિબ ( અથવા અબૂ હમિદ ) મહમદ બિન ઈબ્રાહીમ હતું અને ફરીદુદ્દીન(ઈમાનનું મોતી) તેનો ખિતાબ હતો. તે તેના બાપનો સુગંધી સામાન વેચવાનો ધંધો કરતો હતો. આત્માના અસ્તિત્વ વિષેના ગૂઢ અને અજ્ઞેય વિષય તરફ નીચે દર્શાવેલી ચમત્કારીક રીતથી તેના મનમાં જાગૃતિ ઉત્પન્ન થઈ. એક દિવસે એક ફકીર તેની દુકાન આગળ આવ્યો અને તેને કહ્યું, કે આ સર્વ માલ અહીં જ મૂકીને તારે મોતને ભેટવું પડશે, એથી મને દિલગીરી થાય છે." આ સાંભળતાં જ તેણે પોતાની દુકાન વિગેરે છોડી દીધી અને પારમાર્થિક ચિંતનમાં મન પરોવ્યું. તેણે મક્કા, ઈજીપ્ત, દમાસ્કસ, અને હિંદુસ્તાન વિગેરે સ્થળોની મુસાફરી કરી. તે ઘણું ખરૂં શાદયખ મુકામે રહેતો હતો.

તેના મરણની હકીકત ઘણી ચમત્કારીક છે. જંગીસખાનના એક સૈનિકે તેને કેદ કરી ગુલામ બનાવ્યો. તેની ગુલામ તરીકે સારી કિંમત ઉપજત, પણ વધુ કિંમત આવે ત્યાં સુધી રાહ જોવાનું તેણે પોતાના માલિકને કહ્યું. પણ તેના માલિકને સોદો કરતાં ન આવડવાથી પાછળથી સારી કિંમત ન ઉપજી, તેથી તેણે ફરીદુદ્દીનને ઠાર માર્યો. પછી તેના ઉપર એક ભવ્ય સમાધિ ચણવામાં આવી, અને એ જગાને ધાર્મિક મહત્તા પ્રાપ્ત થઈ. તેણે ૧,૨,૦૦૦૦ કડીઓ કાવ્યની બનાવી હતી. છેવટે છેવટે તો તેણે એટલું કઠણ તપાચરણ કર્યું હતું, કે તે પછી તો તે કાવ્ય લખતો બંધ થઈ ગયો હતો. તેનું અત્યંત પ્રસિદ્ધ કાવ્ય 'મંતિક આતર' નામનું કહેવાય છે. બ્રહ્મપદમાં લીન થવા માટે જીવનો કેટલો તડફડાટ થાય છે અને અંતમાં તેને શું પ્રાપ્ત થાય છે, તે તેમાં સારી રીતે દર્શાવેલું છે.

**અત્રાફ-ઈ-બાલ્દાઃ**—હૈદ્રાબાદ ( દક્ષિણ ) સંસ્થાન એક જીલ્લો. આ જીલ્લાનો ઘણો ખરો ભાગ ડુંગરાળ છે. મુશી અને માંજરા નામની નદીઓ આ જીલ્લામાં વહે છે. ખાસ સાચવેલાં અને બીજા જંગલોમાં ચિત્તા, રીંછ તરસ, અને કોઈ કોઈ વેળા વાઘ વિગેરે રાની પશુઓ હોય છે. નીચાણનો પ્રદેશ અને પાણી ઘણું હોવાને લીધે આ જીલ્લામાં હવા ભીનાશવાળી છે અને વરસાદના દિવસોમાં મૅલેરિયા તાવનો ઉપદ્રવ વધારે હોય છે. ઓકટોબરથી માર્ચ સુધી હવા નિરોગી હોય છે. વાર્ષિક સરાસરી વરસાદ ૩૩ ઈંચ પડે છે.

ઇતિહાસઃ—આ જીલ્લો ઈ. સ. ૧૧૫૦ થી ૧૩૨૫ સુધી વારંગળના કાકતીય રાજાના તાબામાં હતો; પરંતુ મુસલમાનોએ દક્ષિણનો મુલક સર કર્યા પછી તે તેમના તાબામાં છે. સુલતાન મહમદશાહ

બ્રાહ્મણીના અમલ દરમ્યાન તેલંગણનો સુબેદાર સ્વતંત્ર થયો; અને તેણે ઈ. સ. ૧૫૧૨ માં સુલતાન કુલી કુતુબશાહનું નામ ધારણ કર્યું. ઔરંગઝેબ બાદશાહે આ જીલ્લો કુતુબશાહ બાદશાહની પાસેથી લઈને દિલ્લીના સામ્રાજ્યની સાથે જોડી દીધો. પછી અઢારમી સદીના પૂર્વાર્ધમાં હૈદ્રાબાદ ( દક્ષિણ ) સંસ્થાનની સ્થાપના થઈ અને તેમાં આ જીલ્લાનો સમાવેશ થયો.

હૈદ્રાબાદની પશ્ચિમે ગોવળકોંડાનો કિલ્લો. કુતબશાહી રાજ્યની રાજધાનીનું શહેર હતું.

હૈદ્રાબાદ શહેર સિવાય બાકીના પ્રદેશની લોકસંખ્યા આશરે સવાચાર લાખની છે. સેંકડે ૮૭ ટકા લોકો હિંદુ છે અને તેઓ તેલગૂ ભાષા બોલે છે.

ખેતી:—ઘણીખરી જમીનમાં રેતીનું પ્રમાણ વધારે છે. જુવાર. બાજરી અને ચોખા, એ ત્રણ ત્યાં ખાસ કરીને પાકે છે.

કાંકરી, બાલાસ્ટ અને ગ્રેનાઈટ એ ત્રણ ખનિજ પદાર્થો આ જીલ્લામાંથી મળી આવે છે. અંબરપેટ તાલુકામાં અશુદ્ધ સોડા અને પાટલૂર તાલુકામાં શહાબાદી ફરસીઓ મળી આવે છે.

વેપાર અને આયાત નિકાસઃ—ચાંદેરમાં સાડીઓ અને હાથ રૂમાલ, ( ચંદેરી સાડીઓ આજ પણ ગુજરાતમાં વખણાય છે ) અને અસરૂજંગમાં તાંબા પીત્તળનાં વાસણો સારાં બને છે. જવાર, ચોખા, અને બીજું અનાજ, કપાસ, ગોળ, તમાકુ ચામડાં, હાડકાં વિગેરે પદાર્થો આ જીલ્લામાંથી બહાર જાય છે. એ જ પ્રમાણે મીઠું, અફીણ, રેશમી અને સુતરાઉ કાપડ, ને ઘાસલેટ વિગેરે પદાર્થો બહારથી અત્રે આવે છે. હૈદ્રાબાદ વેપારનું કેદ્રસ્થાન છે. પણ બીજી ઘણી જગાએ દર અઠવાડીએ ગુજરી ભરાય છે.

નિજામ સ્ટેટ રેલ્વે આ સંસ્થાનમાં પૂર્વ-પશ્ચિમ જાય છે. હૈદ્રાબાદથી તે હૈદ્રાબાદ ગોદાવરી વૅલી સુધી આગગાડી છે. હૈદ્રાબાદથી પાંચ સડકો નીકળે છે. પહેલી શામસાબાદથી મહબુબનગર સુધી, બીજી તલગોંદલા સુધી, ત્રીજી બિબીનગરથી ભોંગીર સુધી, ચોથી મદેસાલલા સુધી અને પાંચમી લીંગપલીથી પંતએકલ સુધી જાય છે. બીજી એક સડક ધાકૂર થઈને કોહીર સુધી જાય છે.

રાજ્યવ્યવસ્થા વિગેરે:—આ જીલ્લાના છ તાલુકા છે. ભેદવર, નકધ, પતારર, અસફવતાર, અંબરપેટ ને શહાવાથી બે તાલુકાનો એક વિભાગ બનાવી તે ઉપર એક તાલુકદારની નિમણુક કરેલી છે. અને દરેક તાલુકા ઉપર એકેક તહસીલદાર છે. આ જીલ્લાઓમાં લોકલ બોર્ડો ( પંચાયતો ) હજુ સ્થપાઈ નથી. હૈદ્રાબાદ સંસ્થાનમાં બીજા જીલ્લાઓ કરતાં આ જીલ્લો શિક્ષણની બાબતમાં ઘણો જ આગળ વધેલો છે અને ૧૯૦૧ માં સેંકડે ૩.૫ ટકા જેટલા લોકોને લખતાં આવડતું હતું

**અત્રાવળીઃ**—આ ગામ સંયુકત પ્રાંતમાં અલીગઢ જીલ્લામાં અત્રાવળી તાલુકામાં આવેલું છે. સન ૧૯૦૧ માં તેની લોકસંખ્યા ૧૭૫૬૧ ની હતી. સન ૧૮૫૭ સાલના બળવાની વેળાએ આ ગામ જુનથી સપ્ટેંબર સુધી બંડખોરોના કબજામાં હતું. ટંટોફીસાદ કરવા માટે અહીંના મુસલમાનો જાણીતા છે.

**અત્રિઃ**—આ શબ્દનો મૂળ અર્થ ' ખાનારો ' થાય છે. આ મહર્ષિ અગ્નિ, ઇંદ્ર, અશ્વિન અને વિશ્વદેવતાના સૂત્રના કર્તા હોવાથી વેદમાં આવેલા છે. એમના સંબંધી પૌરાણિક માહિતી નીચે પ્રમાણે મળી આવે છે. સ્વાયંભુવ મન્વંતરમાં સંતતિની ઉત્પત્તિને માટે બ્રમ્હદેવે જે દશ માનસપુત્રોને નિર્માણ કર્યા હતા, તેમાંના એક અત્રિ હતા, તે બ્રહ્મદેવના નેત્રમાંથી ઉત્પન્ન થયા હતા. કર્દમ પ્રજાપતિની કન્યામાંની અનસૂયા નામની કન્યા તેમની પત્ની હતી. તેનાથી તેમને ત્રણ પુત્રો ઉત્પન્ન થયા હતા. તેમનાં નામો દત્ત, દુર્વાસ અને સોમ હતાં. પછી તે જ મન્વંતરમાં બધા માનસપુત્રો મહાદેવના શાપથી મરણ પામ્યા. તેમાં એ પણ મરણ પામ્યા.

( ૨ ) પહેલાંના બ્રહ્મપુત્રો મરણ પામેલા છતાં બ્રહ્મદેવે તેમને ચાલુ વૈવસ્વત મન્વંતરના આરંભમાં ફરીથી ઉત્પન્ન કર્યા; તેમાં બ્રહ્મદેવે જાતે યજ્ઞ કર્યો. તેમાં અગ્નિની જ્વાળામાંથી એ ઉત્પન્ન થયા હતા. આ મન્વંતરમાં પણ તેમને અનસૂયા જ સ્ત્રી હતી. દત્ત, દુર્વાસ, સોમ અને અર્યમા નામના ચાર પુત્રો અને અમલા નામક મહાબ્રહ્મનિષ્ઠ કન્યા એમ પાંચ સંતાનો તેમને હતાં. એ હાલમાં દરેક જેઠ મહિનામાં આવતા દ્વાદશાદિત્યમાંના એક આદિત્યની સાથે સંચાર કરે છે.

દશરથાત્મજ રામ દંડકારણ્યમાં ગયા, ત્યારે તેમના આશ્રમમાં ગયા હતા. તે વેળાએ તેમણે રામચંદ્રજીનું ઉત્તમ પ્રકારે આતિથ્ય કર્યું હતું. તે જ પ્રમાણે સીતાજીની સરભરા કરી તેમને પાતિવ્રત્ય વિષે ઉપદેશ દીધો હતો. પછી જ્યારે રામચંદ્રજી ત્યાંથી જવા નીકળ્યા, ને તેમની સાથે સીતાજી પણ નીકળ્યાં, ત્યારે માર્ગમાં તેમને થાક ન

લાગે અને રાક્ષસોની તેમને બીક ન લાગે, એટલા માટે અનસૂયાએ અંગરાગ વિગેરે ઉત્તમ વસ્તુઓ તેમને આપી હતી અને તે પછી અત્રિ ઋષિએ સીતા, લક્ષ્મણ અને રામને દંડકારણ્યનો રસ્તો બતાવી વિદાય કર્યાં હતા. ( વા. રા. અયો. સ. ૧૧૭-૧૧૯ ).

એમના કુળમાં એમની સાથે મંત્રદ્રષ્ટા ઋષિ છ હતા. તેમનાં નામોઃ—અદ્ધસ્વન, શ્યાવાશ્વ, ગવિષ્ઠિર, કર્ણક અને પૂર્વાતિથિ ( મત્સ્ય. અ. ૧૪૪ ).

એમના વંશની વૃદ્ધિ કરનારા નવ ઋષિઓનાં નામોઃ—અત્રિ, ગવિષ્ઠિર, વાદ્ભુતક, મુદ્ગલ, અતિથિ, વામરથ્ય, સુમંગલ, બીજવાપ અને ધનંજય. તેમાંથી અત્રિવંશના ઋષિ અને તેમની પ્રવર વ્યવસ્થા નીચે પ્રમાણેઃ—ઉદ્દાલકિ, શોણ, કર્ણિરથ, શૌક્રતુ, ગૌરગ્રીવ, ગૌરજિન, ચૈતાયણ, અદ્ધપણ્ય, વામરથ્ય, ગોપન, તકિબિંદુ, કર્ણજીહ્વ, હરપ્રીતિ, નૈદ્રાણિ, શાકલાયનિ, તૈલપ, વૈલેય, બીજો અત્રિ, ગોણિપતિ, જલદ, ભગપાદ, સૌપુષ્પિ અને છંદોગય, એ બધા, આત્રેય શ્યાવાશ્વ, આર્ચનાનસ એ ત્રણ પ્રવરોના હતા.

ગવિષ્ઠિરકુલોત્પન્ન, દાક્ષિ, બલિ, પર્ણવી, ઊર્ણનાભિ, શિલાર્દની, બીજવાપિ, શિરીષ, મૌંજકેશ, બીજા ગવિષ્ઠિર, અને ભલંદન એ બધા, આત્રેય, ગાવિષ્ઠિર, પૌર્વાતિથ, અને આત્રેય, ગાવિષ્ઠિર, આર્ચનાનસ એ બે ભેદવાળા ત્રિપ્રવરોના હતા. વાદભુતક કુલોત્પન્ન આત્રેય, આર્ચનાનસ, વાદ્ભુતક એ ત્રિપ્રવરોના મુદ્ગલોત્પન્ન આત્રેય, આર્ચનાનસ અને પૌર્વાતિથિ એ ત્રિપ્રવરોના. ધનંજય કુલોત્પન્ન આત્રેય, આર્ચનાનસ, ધાનંજ્ય એ ત્રિપ્રવરોના અને અતિથિ, વામરથ્ય, સુમંગલ, બીજવાપ, એ ચારે કુલોત્પન્નનો આત્રેય, આર્ચનાનસ, આતિથ, અને આત્રેય, આર્ચનાનસે આ, ગાવિષ્ઠિર, એ બે જાતના ત્રણ પ્રવરો છે. માત્ર તેમાં સુમંગલ કુળમાં આત્રેય, સુમંગલ, શ્યાવાશ્વ એ વિશેષ હતા.

કાલેય, વાલેય, વામરથ્ય, ધાત્રેય, મૈત્રેય, કૌંદ્રેય શૌભ્રેય ઇત્યાદિ ઋષિ અત્રિની કન્યાના વંશના હતા, તેથી આત્રેય, વામરથ્ય, પૌત્રી, એ ત્રણ પ્રવરો હતા. ( મત્સ્ય. અ. ૧૯૫ ). આ કન્યાકુળના વંશમાંથી વિશ્વામિત્ર અને વસિષ્ઠના કુલોત્પન્નોનો વિવાહ અરસપરસ થતો નથી.

( ૩ ) ચાલુ વૈવસ્વત મન્વંતરની ઓગણીસમી ચોકડીમાં થએલ વ્યાસ.

એ વ્યાસ, થઈ ગએલા અમુક જ અત્રિ છે, એવો નિશ્ચય થઈ શકતો નથી; એ ઉપરથી એમ લાગે છે, કે વસિષ્ઠ અને અંગિરા એ બન્નેના કુળમાં બે અત્રિ દેખાય છે, તેમાંના એક હશે.

( ૪ ) ચાલુ મન્વંતરના સપ્તર્ષિઓમાંના એક. એ ઉપર જણાવેલા બેમાંના એક હોવા જોઇએ.

( ૫ ) ગૌતમ ઋષિના મિત્ર. એક ઋષિ. એ બીજા અર્થમાં શુક્ર, જેમના ચાર પુત્રોમાંના બીજા પુત્ર અત્રિ છે, તે જ હશે, એમ લાગે છે. આ અત્રિ એક વખતે વેનકુલોત્પન્ન એક રાજાના યજ્ઞમાં દક્ષિણા લેવા ગયા હતા. ત્યાં તેમણે રાજાની તમે કેવળ ઈશ્વર છો, એવી સ્તુતિ કરેલી હતી. તેમનો તિરસ્કાર કરીને રાજાએ કહ્યું, કે રાજાની ઈશ્વર સાથે સરખામણી કરવી બ્યાજબી નથી. આ ઉપરથી તેમાંથી કોણ ખરૂં, એ સંબંધી સભામાં મતભેદ પડયો. તે યોગ્ય નિર્ણયને માટે કેટલાક સદસ્ય સનત્કુમારો પાસે ગયા. એમણે અત્રિનું કહેવું ખરૂં છે, એમ કહેવાથી તેમણે આવી રાજાને આ વાત કરી. રાજાએ આથી સંતોષ પામી ઋષિને તેમની અપેક્ષાથી વધુ ધન આપી તેમને સંતોષ્યા. પછી ઋષિ પોતાના આશ્રમમાં પાછા ગયા. ( ભાર૦ વન૦ અ૦ ૧૮૫ ).

**અથગડ:**—ઓરિસામાં આવેલું એક દેશી સંસ્થાન. તેની ઉત્તરે ઢેંનકાલાનનું સંસ્થાન, પૂર્વ અને દક્ષિણ બાજુએ કટક જીલ્લો, અને પશ્ચિમે ટિગ્રિયા અને દોનકાલાન સંસ્થાનો આવેલાં છે. આની જમીન સપાટ અને રસાળ છે અને ચોખાની ઉપજ વિશેષ છે.

આ સંસ્થાનના મૂળ પુરુષનું નામ શ્રી. કરણ નીલાદ્રી બર્વાત પાટનાઈક છે. તે પહેલાં પુરીનારાજાનો પ્રધાન હતો. રાજાએ ખુશ થઇને તેને આ સંસ્થાન આપ્યું એમ કેટલાકનો મત છે. કેટલાક એમ પણ કહે છે, કે રાજાએ પોતાની બેનનાં લગ્ન તેની સાથે કરીને પહેરામણીમાં તેને આ સંસ્થાન આપ્યું. સંસ્થાનની વસ્તિ આશરે ચુમાળીસ હજારની છે. ૧૯૦૧ માં એ જનસંખ્યામાંના માત્ર ૨૬૪૩ જ હિંદુ સિવાય ઇતર જાતિના હતા. ( ઇ. ગ. )

**અથણી તાલુકા:**—મુંબાઈ પ્રાંતમાં બેલગામ જીલ્લામાં ઈશાન કોણમાં આવેલો એક તાલુકો. ૧૯૨૧ માં વસ્તિ ૧૨૪૯૭૮ ની હતી. એ તાલુકામાં અથણી અને કુડચી નામનાં બે મુખ્ય ગામો છે. ઘણીખરી જમીન રસકસ વગરની અને ઝાડપાન સિવાયની છે. હવા સુકી ને નિરોગી છે. આ તાલુકાના દક્ષિણ ભાગમાં થઇને કૃષ્ણા નદી વહે છે.

**અથણી ગામ:**—મુંબઇ ઈલાકાના બેલગામ જીલ્લો. ઉ. અ. ૧૬°૪૦ અને પૂ. રે. ૧૫°૯ ઉપર

આવેલું ગામ. બેલગામના ખુણામાં સિત્તેર માઈલ દૂર આવેલા આ ગામની લોકસંખ્યા ૧૯૨૧ માં ૧૩૫૩૮ ની હતી. જુનું ગામ ખંડીએર છે. તેની ઉત્તર અને દક્ષિણ બાજુના દરવાજા હજી પણ જોઈ શકાય છે. અહીં દર રવિવારે અને સોમવારે ઢોરોનું બજાર ભરાય છે. સન ૧૮૫૩ માં અહીં સુધરાઈ (મ્યુનીસીપાલીટી) સ્થપાઈ છે. સન ૧૮૮૨-૮૩ માં તેનું ઉપજ રૂ. ૧૨૫૩૦ અને ખરચ રૂ. ૧૪૦૪૦ હતો. અહીં ૫-૬ જીન છે. મુખ્ય પાક કપાસ, જવાર વિગેરે અનાજ છે. ગામમાં એક હાયસ્કુલ, એક ઍંગ્લો વર્નાક્યુલર સ્કુલ. અને એક પ્રાથમિક શાળા છે અહીંથી વિજાપૂર મૅાટરમાં જવાય છે. અહીં માટીનો એક કિલ્લો છે. અને તેમાં ઘર છે. અહીં સિદ્ધેશ્વર અને અમૃતેશ્વરનાં બે પુરાતન મંદિર અને એક મસીદ છે.

**ઇતિહાસ:**—સન ૧૬૩૯ માં એક મંદેલસલો નામનાં ફ્રેંચ મુસાફરે અથણી શહેરનો ઉલ્લેખ કરી વિજાપૂર અને ગોવાની વચમાંના મોટા વેપારી સ્થાન તરીકે નિર્દેશ કર્યો છે. (હેરિસનું પ્રવાસવર્ણન ભાગ ૧૨૯). સન ૧૬૭૦ ની સાલમાં અંગ્રેજ ભુગોલવેત્તા આજીલ્વીએ આ ગામ વિજાપુરથી બે દિવસના રસ્તા ઉપર આવેલા વેપારના સ્થાન તરિકે ઉલ્લેખ્યું છે. સન ૧૬૭૫ ની સાલમાં ફ્રાયર નામના અંગ્રેજ પ્રવાસીએ હુટણી એ નામથી તેનો ઉલ્લેખ કર્યો છે. (ઈસ્ટ ઇંડિઆ અને પર્શિઆ ૧૭૫) સન ૧૬૩૭ ની સાલમાં મોગલ સેનાપતિ દિલાવરખાનના તાબામાં આ ગામ હતું. તેણે શિવાજીમહારાજની પાસેથી આ ગામ લૂટીને મેળવેલું હતું. પિતાપુત્રની વચ્ચે થયેલા બેબનાવને અંગે શિવાજીના પુત્ર સંભાજી મહારાજ થોડાક દિવસ દિલાવરખાનની પાસે, આવીને રહેતા હતા.

અહીંના લોકને ગુલામ તરીકે વેચવાની દિલાવરખાનની મરજી હતી પરંતુ સંભાજી તેની વિરૂદ્ધ હતો. છતાં દિલાવરખાને સંભાજીની પરવા ન કરી. આથી સંભાજી ક્રોધે ભરાયો અને પોતાના પિતાને પાછો જઇ મળ્યો. આ વખતે અંગ્રેજોની કારવારમાં કોઠી હતી. તેની સાથે આ ગામનો મોટો વેપાર ચાલતો હતો. ૧૭૨૦ ની સાલમાં નિઝામે આ ગામ તાબે કર્યું હતું. નિઝામે તે સમયે પોતાના મિત્ર કોલ્હાપૂરના રાજાને એ ગામ બક્ષિસ આપ્યું. તેણે ૧૭૩૦ માં તે ગામ સાતારાનાં શાહુ છત્રપતી મહારાજને આપી દીધું. સન ૧૭૮૨ માં કૅ. મૂરે આ ગામ વેપારી મહત્વનું છે, એવું વર્ણન કરેલું હતું. અહીં પશ્ચિમ અને દક્ષિણ દરવાજા રાસ્તાએ બાંધ્યા છે. સન ૧૮૩૯ની સાલમાં નિપાણીના સંસ્થાનિક અપુત્ર મરણ પામવાથી આ ગામ બ્રિટીશ સરકારે ખાલસા કર્યું. (ઍા. ગૅ)

**અથમલિક:**—બંગાલમાં ઓરિસાનું એક માંડલિક સંસ્થાન. એની ઉત્તરે રૈરાખોલ સંસ્થાન, દક્ષિણે મહાનદી અને પશ્ચિમે સોનપૂર અને રૈરાખોલ છે. પ્રતાપદેવ આ સંસ્થાનનો મુળ પુરુષ હશે એવી દંતકથા છે. પુરીના રાજાએ તેના સાત ભાઈઓમાંથી એને ઠાર મારવાને લીધે તેણે અથમલીકમાં આવીને ડોમ રાજાને ઠાર મારીને સંસ્થાન પોતાના કબજે લીધું. સન ૧૮૭૪ માં અંગ્રેજોએ અહીંના રાજાને ઓરીસાનાં બીજા સંસ્થાનોની માફક સનદ આપી. સંસ્થાનનું ઉપજ રૂ. ૭૧ હજાર છે. રાજા અંગ્રેજોને વાર્ષિક રૂ૦ ૪૮૦ ખંડણી ભરે છે. ઇમારતી લાકડાં ચોખા વિગેરે વેપાર જળમાર્ગે વહાણથી અને સ્થળમાર્ગે બળદગાડીઓથી થાય છે. અહીંથી વેપારધંધાને માટે કટક સુધી જવું પડે છે. બી. એન. રેલવે ઉપર એ સ્ટેશન છે. વરસાદ સરાસરી ૫૧. ૮૨ દર વર્ષે પડે છે. લોકસંખ્યા સન ૧૯૧૧ ની ગણત્રી-મુજબ ૫૩૭૬૬ ની હતી.

**અથર્વણ:**—પ્રાચીન અગ્નિઉપાસક પુરોહિતોને અથર્વણ કહે છે. પાછળથી એ નામ બધા ગોરોને માટે વપરાવા લાગ્યું. 'અથર્વણ' શબ્દ પર્શુભારતીય કાળનો છે. અવસ્તાના અથ્રવન સાથે તેનો સંબંધ જણાય છે. બ્રાહ્મણ જાતિનો ઉદય થઇ તેમને પુરોહિતપણું પ્રાપ્ત થયું, તે પહેલાં અથર્વણવર્ગની પાસે ભારતનિવાસીઓનું ગોરપદું હતું, એવી એક માન્યતા છે. અથર્વણોનો વેદ અથર્વવેદ હોઈ તેમની શાખાઓ કેવી રીતે પડી,તે નીચે આપેલું છે.

વ્યાસ મહર્ષિએ યજુર્વેદ મહાતરૂની અથર્વ નામની ચોથી શાખા પોતાના અત્યંત તેજસ્વી 'સુમંતુ' નામના શિષ્યને કહી અને તેણે તે શાખાવિભાગ પોતાના 'કબંધ' નામના શિષ્યને શિખવ્યો. કબંધે તે સંહિતાના બે શાખાભેદ કર્યા; અને તેનો એકેક ભાગ પોતાના દેવદર્શ અને પથ્ય નામના શિષ્યોને શિખવાડયો. મૌદગ, બ્રહ્મબલી, શૌલકાયનિ, પિપ્પલાદ અને બીજા કેટલાક દેવદર્શના શિષ્ય થયા. પથ્યને પણ જાજલિ, કુમુદાદિ અને શૌનક નામના ત્રણ શિષ્યો થયા, જેમણે સંહિતાનું અધ્યયન કર્યું. શૌનકે પોતાની સંહિતાના બે વિભાગ કરી એક બભ્રુને અને બીજી સૈંધવાયનને શીખવી. સૈંધવાયન અને મુંજકેશના શિષ્યોએ પણ પોતાની સંહિતાના બબ્બે ભાગ પાડયા. તેમાંની શ્રેષ્ઠ અથર્વણની સંહિતાના નક્ષત્રકલ્પ, વેદકલ્પ,

સંહિતાકલ્પ, આંગિરસકલ્પ, અને શાંતિકલ્પ, એવા પાંચ ભેદ છે. વાયુપુરાણમાં પણ આને મળતી જ હકીકત આપેલી છે. માત્ર સૈંધવાયને પોતાના શિષ્ય મુંજકેશને પોતાની સંહિતા બે વિભાગમાં વહેંચી આપી એટલો જ ફેર છે. પણ તેથી વિષ્ણુપુરાણની હકીકત સાથે વિરોધાભાસ ન થતાં ઉલટી એકવાકયતા થાય છે. સૈંધવાયન અને મુંજકેશની પછી થએલા શિષ્યોએ પોતપોતાની સંહિતાના બબ્બે વિભાગ કર્યા, એવો વિષ્ણુપુરાણના શ્લોકનો અર્થ લઈએ, તો પછી કાંઈ ભાંજગડ રહેતી નથી. વાયુપુરાણમાં આપેલાં નામમાં અને વિષ્ણુપુરાણનાં નામોમાં થોડોક ફરક છે. પરંતુ તે ફરક માત્ર નામનો જ છે. મૌદગલને મૌદ કહે છે. શૌલકાયનીને ચૌષ્કાયની કહ્યો છે; અને દેવદર્શને બદલે વેદસ્પર્શ એમ લખાયલું છે. પંચ કલ્પમાંનો બીજો કલ્પ જે 'વેદ' તેને બદલે વૈતાન નામનો નિર્દેશ કરેલો છે. અથર્વવેદરૂપી વૃક્ષની એકંદર ૯ શાખા વિસ્તાર પામી અને તેને પાંચ કલ્પરૂપી ફળો આવ્યાં. ચરણવ્યૂહમાં અથર્વસંહિતા ભેદના નામોની યાદી નીચે મુજબ છે.:—પીપ્પલ; દાન્તના, દામોદાન્ત; ઓતેપન; જાબાલી; શૌનક; બ્રહ્મપલાશ. અને દેવદર્શ અને ચારણવિદ્ય સિવાય કલ્પમાં વૈતાનને 'વિધાનકલ્પ' અને આંગિરસકલ્પને 'અભિચાર કલ્પ' કહેલા છે, એટલો નામોમાં ફેર છે. ( 'સ્વાધ્યાય', વર્ષ ૧, અંક ૧ ).

હાલમાં આ વર્ગનું અસ્તિત્વ ઘણું ખરું નષ્ટ થએલું છે. અને માત્ર કોઈક કોઈક જગાએ જ તે લોક દેખાય છે.

અથર્વવેદી બ્રાહ્મણો સંબંધી આધુનિક માહિતી:—આ પ્રાચીન વર્ગની હાલની મહારાષ્ટ્રમાંની સ્થિતિ ઘણી નિકૃષ્ટ છે. સાતારા જીલ્લામાં ચિંધવલીમાં અથર્વણોનાં ૩ ઘરો છે. કેટલાંક મલવડીમાં છે. એમના ધર્મવિધિ છેલ્લાં ૧૫-૨૦ વર્ષોથી એમની શાખા પ્રમાણે થતા નથી. આ શાખાના વિધિ કરાવનાર બ્રાહ્મણો હાલ તો સાંગલી અને ગ્વાલિયર સંસ્થાનોમાં મળી આવે છે. શાખાના બ્રાહ્મણોની વસ્તિ નીચેના ગામોમાં છે:—

૧ વાઈ તાલુકાઃ-ચિંધવલી. ૨ સતારા તાલુકાઃ-માહુલીસંગમ, ચિંચણેરે-મહાગાંવ. ૩ કોરેગાંવ તાલુકાઃ-જાયગાંવ, ૪ માણ તાલુકાઃ-મલવડી, ૫ દહીવડી; બિદાલ; મહિમાનગડ; ખટાવ તાલુકાઃ—મોળ, ડિસકળ, બુધ, પુસેગાંવ, કડગુણ, ખટાવ, ખાદગુણ, જાખણગાંવ, અંભેરી, જાયગાંવ, નિઢળ, ઉંબરમળે, કુરવલી ( સિદ્ધેશ્વરની ), કાતરખટાવ. ૬ સાંગલી સંસ્થાન. ૭ પુણ્યું જીલ્લો. કશી, પ્રયાગ, ગયા, લશ્કર, વિગેરે ઠેકાણે પણ એમની છુટક છુટક વસ્તિ છે.

મહારાષ્ટ્રમાં આ શાખાના લોકોનાં લગ્ન દેશસ્થ, અને કોઈક વખત કરાડા બ્રાહ્મણો, જેઓ ઋગ્વેદ, અથર્વણ, આપસ્તંબ શાખાના હોય છે, તેમની સાથે થાય છે. પોતાનો વેદ સર્વથી મોટો છે, એમ આ બ્રાહ્મણો માને છે. આ વેદનું આધિદૈવત ભાર્ગવરામને અર્પણ કરાય છે. અગાઉ શ્રી. છત્રપતિ સરકારે આ બ્રાહ્મણોની પરીક્ષા કરવાની યોજના કરી. તે વેળા નૈવેદ્યના ખાદ્ય પદાર્થોનાં ફુલ બની ગયાં, અને એ ચમત્કાર જોઈ સરકારે તેમને મોટાં ઇનામો આપ્યાં, એવી વાત પ્રચલિત છે. શ્રાદ્ધપક્ષના દિવસોમાં પિતૃઓનો નામોચ્ચાર કરતાં, પ્રથમ પ્રપિતામહ, પછી દાદા, અને પછી પિતા એમ આદિત્ય, રૂદ્ર, વસુરૂપ, એવી પરંપરા કહેવાય છે. સાંગલી સંસ્થાનમાં શાવાસ્ય ગોત્રમાં બાપુ અણા ગોરે નામના ગૃહસ્થ પણ વિદ્વાન ગણાય છે.

**અથર્વણાચાર્ય**:—આ તેલગુ બ્રાહ્મણ કવિ બહુ પુરાતન કાળના છે. આશરે ૩૫૦૦ વર્ષો અગાઉ તે થઈ ગયો, એમ ગણાય છે. સંસ્કૃત અને અને તેલગુ એ બન્ને ભાષામાં તે પારંગત હતા. મહાભારતના સારરૂપ જે ગ્રંથ તેમણે તેલગુ ભાષામાં રચ્યો છે, તેના છુટા છુટા ટુકડા આજે અહીં તહીંથી મળી આવે છે. તેમની પછી થઈ ગયેલા કવિઓના ગ્રંથોમાં આ કવિની કવિતાઓનો છુટથી ઉપયોગ થયેલો જણાય છે. ( પરશા-તેલગુ વાઙ્મય. જનાર્દન રામચંદ્ર-કવિચરિત્ર. )

**અથર્વવેદ**:—અથર્વવેદમાં અભિચારમંત્ર છે. આ અથર્વન સામાન્ય લોકોનો વેદ છે. પ્રાચીન સમયમાં અગ્નિઉપાસક પુરોહિતને અથર્વન કહેતા. અને પાછળથી બધા ઉપાધ્યાયોને એ નામ લાગુ પાડવામાં આવ્યું હશે; કારણ અથર્વન એ શબ્દ પર્શુભારતીય કાળનો છે. અવેસ્તામાંના અથ્રવન લોક અને હિન્દુ અથર્વન લોક એ બન્નેમાં ઘણું સામ્ય છે. અગ્નિપૂજક તરીકે પ્રખ્યાત થએલા પ્રાચીન ઈરાની લોકોમાં હતું, તેટલું જ ભારતીય દૈનિક કૃત્યોમાં અગ્નિપૂજાનું મહત્ત્વ હતું. આ પ્રાચીન અથર્વન અમેરીકન ઇન્ડીયનોના વૈદોની માફક અથવા ઉત્તર એશિયામાંના 'શામન' લોકોની માફક જાદુ ને મંત્ર જાણતા હતા. આ પુરાતન અગ્નિપૂજાના ઉપાસકો જારણમારણ વિદ્યાની ઉપાસના કરતા, એટલે એક જ વ્યકિત પાસે આચાર્યત્વ અને અભિચારકત્વ એ બન્ને ગુણ રહેતા. મિડિયા દેશના અથર્વન લોકોને "મગી" ( જાદુ જાણનાર

અગ્નિપૂજક ) કહેતા. આ ઉપરથી આચાર્યત્વ અને અભિચારત્વ એ બન્નેનું સાહચર્ય પુરોહિત પાસે સિદ્ધ થાય છે. એ પણ સ્પષ્ટ થાય છે, કે અથર્વન એ નામ અથર્વન લોકોના કે "આચાર્ય અભિચારક" ના મંત્રોને ( અભિચારોને ) પણ લગાડતા. ભારતીય વાઙ્મયમાં આ વેદનું અત્યન્ત જુનું નામ એટલે અથર્વાંગિરસ. ઈતિહાસ જણાયો છે, તે વખત પહેલાં અંગિરસ નામનો અગ્નિઉપાસકોનો એક વર્ગ હતો. તેથી તેમાં જારણમારણાદિ મંત્રોનો અર્થ આવ્યો. છતાં અથર્વન અને અંગિરસ એ બન્ને જુદા શબ્દો છે.

બ્રાહ્મણ જાતિની ઘટનાના ઈતિહાસનાં મુખ્ય પગથિયાં નીચે મુજબ છે.

ભારતીય રાષ્ટ્રો અને ઈરાનમાંનાં રાષ્ટ્રો જ્યારે એકત્ર હતાં, અને કદાચ યૂરોપીયન રાષ્ટ્રો અને પર્શુભારતીય રાષ્ટ્રો ભેગાં હતાં, ત્યારે તેમની અંદર ચાતુર્વર્ણ્યની કલ્પના સમાજમાં કર્મવિશિષ્ટ ચાર વર્ગો હોય છે, તે જ હતી. દરેક પ્રાચીન રાષ્ટ્રમાં ચાતુર્વર્ણ્યની આ કલ્પના અવશેષ રૂપે જોવામાં આવે છે. અવસ્તામાં* તો તેવો સ્પષ્ટ ઉલ્લેખ જ છે. ગ્રીસમાં સમાજમાં ચાર સમુચ્ચય હતા, એમ સ્ટ્રૅબો પ્લુટાર્ચ વિગેરે ગ્રન્થકારોએ ઉલ્લેખ કર્યો છે. આ ગ્રીક સમાજના ચાર સમુચ્ચય ચાર જુદા જુદા માનવવંશ છે, કે ચાર જુદા વર્ગ છે, એવો પ્રશ્ન કેટલાક સંશોધકોએ+ ઉપસ્થિત કર્યો છે. સમાજની ચાર વર્ણની કલ્પના ભલે જુની હોય, તો પણ નામ નવાં દેખાય છે. ઈરાનમાં બ્રાહ્મણને બદલે અથ્રવન નામ દેખાય છે.

અથર્વન મંત્ર સુખકારક અને પવિત્ર છે. એથી ઉલટું અંગિરસ મંત્ર ઘોર પીડાકારી છે. દાખલા તરીકે, અથર્વન મંત્રોમાં રોગનિવારક વિધિ કહેલા છે, ને અંગિરસ મંત્રમાં દુશ્મન, વેરી, દુષ્ટ, માયાવી લોકોને શાપ દેવાના વિધિ બતાવ્યા છે. અથર્વવેદમાં મુખ્યત્વે કરી અથર્વન અને અંગિરસ એ બે પ્રકારના જ મંત્રવિધિ છે. તેથી આ વેદનું જુનું નામ અથર્વાંગિરસ છે. અથર્વવેદ એ નામ પાછળથી મળેલું લાંબા નામનું ટૂંકું રૂપ છે.

અથર્વ સંહિતાની એક પ્રતમાં સાતસો એકત્રીસ સૂકતો અને લગભગ છ હજાર ઋચાઓ છે. આ વેદના વીશ કાંડો છે. તેમાંનું વીશમું તો છેક હમણાં જોડવામાં આવેલું છે ને ઓગણીશમું તો પહેલાં તેમાં ન હતું. વીશમા કાંડમાં બધાં સુકતો ઋગ્વેદ સંહિતામાંથી લીધેલો છે. આ સિવાય અથર્વસંહિતાનો $\frac{1}{7}$ ભાગ ઋગ્વેદમાંથી લીધેલાં છે. ઋગ્વેદ અને અથર્વવેદ એ બન્નેમાં મળી આવનારી ઋચાઓમાંની અર્ધાથી વિશેષ ઋચાઓ ઋગ્વેદના દશમા મંડળમાં મળી આવે છે. ને બાકીની ઘણીખરી ઋચાઓ તેના પહેલા અને આઠમા મંડળમાં મળી આવે છે.

અથર્વવેદના મૂળ અઢાર કાંડમાંનાં સુકતોની રચના પદ્ધતિસર અને કાળજીપૂર્વક કરવામાં આવી હોય એમ જણાય છે. પહેલાં સાત કાંડોમાં ઘણાં નાનાં નાનાં સુકતો છે. પહેલા કાંડમાંનાં સુકતો ચચ્ચાર ઋચાઓનાં બનેલાં છે. બીજા કાંડનાં પાંચ ઋચાઓનાં, ત્રીજાનાં છ ઋચાઓનાં, ચોથાનાં સાત ઋચાઓનાં બનાવ્યાં હોય, એવો ક્રમ દેખાય છે. પાંચમા કાંડની ઋચાઓ ઓછામાં ઓછી આઠ અને વધારેમાં વધારે અઢાર છે. છઠ્ઠા કાંડમાં ઘણાંખરાં ત્રણ ઋચાઓવાળાં હોય એવાં સુકતો ૧૪૨ છે, ને સાતમા કાંડમાં એક અથવા બે ઋચાનાં સુકતો ૧૧૮ છે. આઠથી ચૌદ એ કાંડ, અને સત્તરમું અને અઢારમું એ કાંડોમાં લાંબાં લાંબાં સુકતો છે. આ કાંડોમાં સૌથી નાનું સુકત એકવીસ ઋચાઓનું ( આઠમા કાંડમાં પહેલું ) ને સૌથી લાંબુ સુકત નવ્યાશી ઋચાઓનું ( અઢારમાં કાંડનું છેલ્લુ-ચોથું ) છે. આખું પંદરમું કાંડ અને સોળમું કાંડ ઘણું ખરૂં ગદ્યાત્મક છે. એમાંની ભાષા અને લખાણ બ્રાહ્મણ ગ્રન્થો જેવાં છે. આ બધી બાબતો જોયા પછી સંહિતાકારની બાહ્ય રચના ઉપર અને ઋચાઓની સંખ્યા ઉપર વિશેષ દૃષ્ટિ હતી, એમ દેખાય છે. અન્તરરચના વિષે પણ તેમણે બેદરકારી બતાવી નથી. બે, ત્રણ, ચાર અથવા એક જ વિષયનાં વધારે સુકતો તેણે ભેગાં જ આપ્યાં છે. કેટલીક વાર કાંડ પહેલાં સુકતને સ્થાન આપવાનું કારણ તેમાંનો વિષય હોય, એમ લાગે છે. દાખલા તરીકે બીજા, ચોથા, પાંચમા અને અને સાતમા કાંડની શરૂઆતમાં બ્રહ્મવિદ્યાવિષયક સુકતો આવેલાં છે, તે ખરેખર હેતુપૂર્વક જ છે. તેરથી અઢાર કાંડમાંના દરેક કાંડમાં સ્વતંત્ર વિષય છે. ચૌદમા કાંડમાં માત્ર વિવાહવચનો જ છે. અઢારમા કાંડમાં અન્ત્ય વિધિને લગતી ઋચાઓ છે; આ ઉપરથી ઉપરનું લખાણ કેમ ખરૂં છે, તે જણાશે. અથર્વ વેદમાંનાં સુકતોની ભાષા અને વૃત્ત ઘણાંખરાં ઋગ્વેદની માફક જ છે. તો પણ અથર્વવેદમાં કેટલાંક રૂપ નિઃસંશય ઋગ્વેદના સમયની પછીનાં જ છે.

* કાઈષ પિષ્ત્રાઈશિ? આથ્રવ, રથએષ્થાઓ, વાસ્ત્રોફ્રશ્યુઅસ હુઈતિષ્. પિષ્ત્રાઈષ કયો? આથ્રવ, રથાધિષ્ઠ, ખેડૂત, કારીગર ) યસ્ન ૧૯-૧૭.

\+ ગ્રીનીજઃ—એ હૅન્ડબુક ઓફ ગ્રીક કૉન્સ્ટીટ્યુશનલ હીસ્ટરી પૃ. ૧૨૭.

તેમ જ તેમાંની ભાષામાં લોકભાષામાંના શબ્દો અને રૂઢ પ્રયોગ ઋગ્વેદથી ય વિશેષ દેખાય છે. વળી આ વેદમાં ઋગ્વેદની જેમ વૃત્ત તરફ ખાસ ધ્યાન આપવામાં આવ્યું હોય, એમ જણાતું નથી. પંદરમું આખું કાંડ અને સોળમાનો ઘણોખરો ભાગ ગદ્યરૂપે જ છે, એ ઉપર કહ્યું જ છે. આ સિવાય બીજાં કાંડોમાં ય ગદ્યભાગ અવારનવાર આવે જ છે. કેટલેક ઠેકાણે તો અમુક ભાગ, સરસ નહિ એવું પદ્ય છે, કે સરસ ગદ્ય છે, તે જ જણાતું નથી. કેટલીક વાર એવું ય જણાયું છે, કે મૂળ વૃત્ત નિર્દોષ છે, પણ તેમાંનો પ્રક્ષેપ અથવા વિક્ષેપ તેનો ભંગ કરે છે.

કેટલેક ઠેકાણે જે ભાષા અને વૃત્ત છે, તે પરથી તે ભાગ અર્વાચીન છે, એમ માલમ પડી આવે છે. છતાં તે પરથી કાળને લગતો સિદ્ધાન્ત નિશ્ચયરૂપે બાંધી શકાય નહિ ને તેથી સંહિતાનો કાળનિર્ણય કરી શકાતો નથી. ઋગ્વેદ ને અથર્વવેદમંત્ર એ બન્નેમાં જે ફેર અથર્વવેદમાંના ભાષાવૈચિત્ર્ય કે વૃત્તસ્વાતંત્ર્યને લઈને દેખાય છે, તે કાળભેદને લઈને છે, કે યાજ્ઞિક અને સામાન્ય લોકોના પ્રબંધમાં સાહજિક રીતે દેખાઈ આવતા ફેરને લીધે છે, તે મહત્ત્વનો પ્રશ્ન છે.

અથર્વસંહિતાનો સમયઃ—હવે કેટલાક પુરાવા માત્ર એવા મળી આવે છે, જેમની ઉપરથી અથર્વવેદસંહિતા એ ઋગ્વેદસંહિતાની પછીની છે, એ વાત સ્પષ્ટ રીતે જણાઈ આવે છે. એનો પહેલો પુરાવો ઋગ્વેદકાલીન અને અથર્વવેદકાલીન ભૌગોલિક જ્ઞાન અને સંસ્કૃતિ એ છે. તે વખતે આર્ય લોકોએ આગ્નેય દિશા તરફ ખસતાં ખસતાં ગંગાનદી કીનારાનો પ્રદેશ વ્યાપ્યો હતો. બંગાલાના જંગલોમાં વસનારો વાઘ ઋગ્વેદમાં નજરે પડતો નથી; પણ તે અથર્વવેદમાં વર્ણનરૂપે મળી આવે છે. તે હિંસ્ર પશુઓમાં બલવાન અને ભયંકર છે, રાજ્યાભિષેક વખતે અતુલ રાજ્યબલદર્શક ચિન્હ તરીકે રાજાના પગ નીચે વ્યાઘ્રચર્મ પાથરે છે, ને રાજા તેનીપર પગ મૂકીને બેસે છે. અથર્વવેદના વખતમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, ને શૂદ્ર એ ચાર વર્ણ હતા, એટલું જ નહિ; પણ બ્રાહ્મણને ઉચ્ચ સ્થાને બેસાડ્યો છે, ને તેને ભૂદેવ પણ કહ્યો છે. અથર્વવેદની અભિચારઋચાઓ તરફ જોતાં તે ઘણી પ્રાચીન હતી ને સામાન્ય લોકોમાં પ્રચલિત હતી, એમ દેખાય છે. પણ અથર્વવેદસંહિતામાં તેમને બ્રાહ્મણી સ્વરૂપ આવેલું છે. બીજા દેશના લોકોને જેમ પોતાના અભિચારમંત્ર, મોહિની મંત્ર વિગેરેના ઉત્પાદક વિષે ખબર હોતી નથી; પણ તે મંત્ર સામાન્ય લોકોમાં પ્રચલિત હોય છે, તેમ જ અથર્વવેદના મંત્રો વિષે પણ હતું; પણ આ વેદોના સંહિતાકાળમાં જ તે ઘણાખરા સામાન્ય લોકોની કક્ષા બહાર ગયા હતા. આ સંગ્રહ બ્રાહ્મણોએ કરેલો હતો, ને ઘણાં ખરાં સુક્તો પણ બ્રાહ્મણોએ જ રચેલાં છે, એ વાત વાચક પગલે પગલે જોઈ શકે છે. વિશેષણ અને ઉપમા આપવામાં તો અથર્વવેદસુક્તોના સંગ્રહકર્તાઓની અને થોડે ઘણે અંશે લેખકોની આ બ્રાહ્મણીવૃત્તિ ઠીક ઠીક નજરે ચઢે છે. દાખલા તરીકે, ક્ષેત્રકૃમિ વિરુદ્ધ જે મંત્ર છે, તેમાં સંસ્કાર વડે શુદ્ધ ન થએલા અન્નને જેમ બ્રાહ્મણ અડતો નથી, તેમ ક્ષેત્રકૃમિએ ધાન્યને ન અડવું, એમ લખ્યું છે. બ્રાહ્મણો જમાડવા, તેમને દક્ષિણા દેવી, વિગેરે બ્રાહ્મણોના હિત વિષેનાં જે સુક્તો છે, તે બ્રાહ્મણોએ જ લખેલાં હોવાં જોઈએ એ નિઃશંક છે. હવે જેમ જુના અભિચારમંત્રોને બ્રાહ્મણી સ્વરૂપ પ્રાપ્ત થાય, એ પાછળના સમયનું દર્શક છે, તેમ અથર્વવેદમાં વૈદિક દેવતાની કૃતિઓનું જ વર્ણન છે, તે ઉપરથી આ સંહિતા ઋગ્વેદસંહિતા પછી તૈયાર થઈ એ સ્પષ્ટ થાય છે. અગ્નિ, ઇંદ્ર વિગેરે ઋગ્વેદમાંની દેવતાઓ આ વેદમાં પણ જોવામાં આવે છે; પણ તેમની વિશિષ્ટતા નષ્ટ થઈ છે, ને તેઓ આમાં બિલકુલ સામાન્ય હોય એમ લાગે છે. નિસર્ગની શકિત તરીકે તેમને જે મૂળ મહત્ત્વ હતું, તે ઘણે અંશે નષ્ટ થઈ, આ વેદમાં માત્ર મંત્રોનો ઉપયોગ રાક્ષસોના નિરસન ને નાશ પૂરતો જ હોવાથી તેમના આવાહન પુરતું જ હવે મહત્ત્વ રહ્યું છે. આમ હોવાથી અથર્વવેદમાંની દેવતાઓ કેવળ રાક્ષસસંહારક જ બની રહી છે. છેવટે અથર્વવેદમાંની દેવવિષયક અને જગદુત્પત્તિવિષયક કલ્પના ઉપરથી તેમાંના મંત્રો ઋગ્વેદ પછીના છે, એ સિદ્ધ થાય છે. આ વેદમાં તત્ત્વજ્ઞાન પરિભાષાનો ઠીક ઠીક વિકાસ થયો છે; ને ઈશ્વર સર્વવ્યાપી છે, એ કલ્પનાનું પરિણામસ્વરૂપ જે ઉપનિષદોમાં છે, તે જ અહીં પણ દેખાય છે.

તત્ત્વજ્ઞાનવિષયક સુક્તો પણ અભિચારમંત્ર તરીકે જ ઉપયોગમાં આણેલ છે. દાખલા તરીકે 'અસત્'ની મૂળ કલ્પના રાક્ષસ, શત્રુ ને અભિચારીનો નાશ કરવા માટે યોજેલી જોવામાં આવે છે, આ ઉપરથી આ વેદમાં જે અભિચાર, મંત્ર, તંત્ર ઈત્યાદિ દાખલ થયા છે, તે જુના જમાનામાં સામાન્ય લોકો વચ્ચે પ્રચલિત થએલા જાદુ મંતરની કલ્પનાઓ સાથે લઈને તૈયાર થએલી આવૃત્તિ છે, એ સ્પષ્ટ થાય છે.

અથર્વવેદનું સ્થાનઃ—ઘણા દિવસ લગી ભારતીય લોકો અથર્વવેદને પૂજ્ય તે પવિત્ર માનતા નહિ; અને હજી ય આ વિષે વિવાદ થાય છે, તેપરથી આ વેદ પાછળથી થયો છે, એમ નક્કી કહી શકાય નહિ. આનું કારણ એ છે, કે અથર્વવેદનો વિષય જ એવો છે. આ વેદનો હેતુ ( શાંતિ પૌષ્ટિકાભિચાર કર્મ ) અનિષ્ટશાંતિ, ઇષ્ટપૂર્તિ, ને શત્રુપીડા એ છે. અભિશાપ અને ભુતાપસારણ વિષેના મંત્રવિધિ અપવિત્ર મંત્રવિભાગમાં આવતા હોવાથી બ્રાહ્મણોએ તેમનો બ્રાહ્મણધર્મમાંથી બહિષ્કાર કરવા પ્રયત્ન કર્યો. એકંદર રીતે જોતાં પરમાર્થસાધન અને જાદુવિદ્યા એમાં તત્ત્વતઃ વિશેષ ફેર નથી. બન્ને અતીન્દ્રિય સૃષ્ટિ ઉપર અમલ ચલાવવા ઇચ્છે છે. વળી આચાર્ય અને જાદુગાર મૂલતઃ એક જ છે. પણ દરેક દેશના ઇતિહાસમાં એવો વખત આવે છે, કે જયારે પરમાર્થ સંપ્રદાય ને મંત્રવિદ્યા એક બીજાથી વિભકત થાય છે. આમ કરવામાં પુરી ફત્તેહ મળતી નથી, એ જુદી વાત છે. દેવો સાથે સખ્ય રાખનારો પુરોહિત પિશાચ્ચોની સાથે સંબંધ રાખનારા જાદુગારનો અનાદર કરે છે, ને તેને પોતાથી ઓછો ગણે છે. હિન્દુસ્થાનમાં પણ આ બન્નેની વચ્ચેનો તફાવત વધતો ગયો છે. અથર્વવેદમાંના અભિચારો કે મંત્રવિદ્યાથી દૂર રહેવાની બૌદ્ધ અને જૈન ભિક્ષુઓને સખત તાકીદ છે; એટલું જ નહિ, પણ બ્રાહ્મણ ધર્મશાસ્ત્રોમાં ય જાદુને નિષિદ્ધ ગણેલ છે. તે પાપ ગણાય છે, ને તે કરનારને દગલબાજ ને પાખંડી ગણી તેમને શિક્ષા કરવાની રાજાને આજ્ઞા આપી છે. આથી ઉલટું બ્રાહ્મણોનાં ધર્મશાસ્ત્રોમાં કેટલેક ઠેકાણે શત્રુઓની સામે અથર્વવેદમાંના અભિચારમંત્રોનો ઉપયોગ કરવાની પુરી છુટ આપી છે. અને મોટાંમોટાં યજ્ઞોનાં વર્ણન. વાળા સુત્રગ્રંથોમાં ઘણા ભુતાપસારણ અને શત્રુનો ( યોઽસ્માન્ દ્વેષ્ટિ યં વયં ચ દ્વિષ્મઃ,) નાશ કરી શકે એવા મંત્રોનાં વર્ણન દેખાય છે. તેમ છતાં આ અભિચારવેદ વિષે ત્રૈવિદ્ય પુરોહિતોમાં એક પ્રકારનો તિરસ્કાર ઉત્પન્ન થયો. આ લોકો અથર્વવેદને સત્ય અને પ્રાચીનતા એ દૃષ્ટિથી ઓછા મહત્ત્વનો ગણતા, તેથી પવિત્ર ગ્રન્થમાં તેની ગણના કરતાં અટકયા હોય એમ દેખાય છે. મૂલતઃ પવિત્ર ગણાતા ધાર્મિક વાઙ્‌મયમાં આ વેદનું સ્થાન અનિશ્ચિત છે, ને તેને વિષેના ખ્યાલો ચમત્કારિક છે. જયાં જયાં પવિત્ર ગ્રન્થોનો નિર્દેશ કરવામાં આવે છે, ત્યાં ત્યાં ઋગ્વેદ, યજુર્વેદ અને સામવેદ એ ત્રયી વિદ્યાનો ઉલ્લેખ શરૂઆતમાં એકદમ કરવામાં આવે છે. આ ત્રયી વિદ્યા પછી અથર્વવેદનો ઉલ્લેખ જો હોય, તો હોય; પણ તે ગૌણ રીતે જ હોય છે. કેટલીક વાર એવું ય બને છે, કે ઇતિહાસ ને પુરાણોનો પણ ધાર્મિક વાઙ્‌મયમાં સમાવેશ કરવામાં આવ્યો છે; પણ તેમાંથી અથર્વવેદને બાદ કર્યો છે. સાંખ્યાયનના ગૃહ્યસુત્રમાં (૧–૨–૪૮) એક સંસ્કારનું વર્ણન આવે છે. તે નવા જન્મેલા બાળકમાં વેદાધિક્ષેપણ કરે છે. આ અધિક્ષેપણ વિધિયુકત હોય છે, ને તે કરતી વખતે નીચેનો મંત્ર બોલવામાં આવે છે. "હું તારામાં ઋગ્વેદાધિક્ષેપણ કરૂં છું, હું તારામાં યજુર્વેદાધિક્ષેપણ કરૂં છું; હું તારામાં સામવેદાધિક્ષેપણ કરૂં છું; હું તારામાં ઇતિહાસપુરાણાધિક્ષેપણ કરૂં છું; હું તારામાં સર્વ વેદોનું અધિક્ષેપણ કરૂં છું" આમાં તો અથર્વવેદને ખાસ બાદ કર્યો છે. જુના બૌદ્ધ ગ્રન્થોમાં ય વિદ્વાન બ્રાહ્મણનો ઉલ્લેખ કરતાં, તે ત્રણ વેદમાં પારંગત છે, એમ કહ્યું છે. હવે આ બધામાં અથર્વવેદનો કયાં ય ઉલ્લેખ નથી, માટે તે સૌની પાછળથી ઉત્પન્ન થયો છે, એમ કહેવું ભૂલ ભરેલું થશે. કારણ કૃષ્ણયજુર્વેદમાં એક ઠેકાણે એક સંહિતામાં અને કયાંક કયાંક બ્રાહ્મણોમાં, ઉપનિષદોમાં અથર્વવેદનો બીજા ત્રણ વેદ સાથે ઉલ્લેખ કર્યો છે.

અથર્વવેદસંહિતાની મળી આવેલી પ્રત ઋગ્વેદ સંહિતાની પાછળથી થએલી છે, એ ખરૂં; પણ તે પરથી એવું સિદ્ધ થતું નથી, કે એમાંનાં બધા જ સુકતો ઋગ્વેદસુક્ત પછીનાં છે. ફક્ત એટલું જ સિદ્ધ થાય છે, કે અથર્વવેદમાંનાં સૌથી છેલ્લાં સુકતો ઋગ્વેદનાં સૌથી પહેલા આવેલાં સુકતો પછીનાં છે. જેમ અથર્વણમાંનાં ઘણાં ખરાં સુકતો ઘણાં ખરાં ઋગ્વેદસુકતો પછી છે, તેમ અથર્વવેદમાંની અભિચાર ઋચાઓ ઋગ્વેદમાંની આ યજ્ઞીય ઋચાઓ કરતાં વધારે જુની ન હોય, તો પણ તેટલી જુની તો છે જ, એ નક્કી છે અને અથર્વવેદમાંનાં અનેક સુકતો ઘણાં ખરાં ઋગ્વેદમાંનાં જુનાંમાં જુનાં એટલાં જ પ્રાચીન, અજ્ઞાત પ્રાગૈતિહાસિક સમયમાંનાં છે. 'અથર્વવેદ કાળ' એ નિશ્ચિત એવો મર્યાદિત સમય નથી. ઋગ્વેદસંહિતાની જેમ અથર્વવેદનાં કેટલાંક સુકતોના રચનાકાળમાં કેટલાક સૈકાનું અન્તર છે. અને તેથી અથર્વવેદનાં છેલ્લાં છેલ્લાં સુત્રો જ માત્ર ઋગ્વેદસુક્તની પદ્ધતિ પર રચાયાં છે, એમ કહી શકાય. "હિંદુસ્થાન દેશના અત્યંત જુનામાં જુના અભિચાર ગદ્યાત્મક હતા, ને પદ્યમય ઋચાઓ અને સુકતો એ બધાં ઋગ્વેદવિષયક સુકતોની માફક રચાએલાં છે." આ ઓલ્ડરનબર્ગનો અભિપ્રાય

ડૉ. વિંટરનિટ્ઝને ભૂલભરેલો લાગે છે. ઋગ્વેદમાંનો વિષય અને કલ્પના અથર્વવેદથી તદ્દન જુદી છે ઋગ્વેદની સૃષ્ટિ જુદી અને અથર્વવેદમાંની સૃષ્ટિ જુદી એકમાં પંચમહાભૂતાત્મક મોટા મોટા દેવ છે, ગાયક તેમનો જયજયકાર તેમ જ સ્તુતિ કરે છે, તેમને માટે યજ્ઞ કરે છે, તે ઘણા બલવાન, સંકટમાં સાહાય્ય કરનારા, કંઈક ઉદારતાવાળા, ઘણે અંશે આનંદ અને પ્રકાશ આપનારા છે; ત્યારે બીજી સૃષ્ટિમાં મનુષ્ય ઉપર આફતો નાંખનારા, તેમને પીડા આપનારા, દુષ્ટ અસુરો, તેમની શક્તિઓ, ભયાનક પિશાચ, તેમની ઉપર શાપ છોડી, અથવા તેમની મિથ્યા પ્રશંસા કરી તેમનું નિરાકરણ અથવા શમન કરનારા, માંત્રિક, જાદુગરો ઈત્યાદિ જોવામાં આવે છે.આ વેદમાંનાં ઘણાંખરાં સુક્તો ને તેમને લગતા તંત્રવિધિ એવી કામનાઓથી ભરપૂર છે, કે જેઓ પૃથ્વિ ઉપરની તદ્દન ભિન્ન સંસ્કૃતિના લોકોમાં દેખાઈ આવે. દાખલા તરીકે ઉત્તર અમેરીકાના ઇંડિયન, અફ્રિકાના નીગ્રો, મલાયી ને મોગલ, પુરાતન ગ્રીક અને રોમન, અને યૂરોપ ખંડના હાલના ખેડૂતો, આ બધાની જારણમારણને લગતી કલ્પનાઓ, મંત્રતંત્ર અને તેમના વિચારોનું વિચિત્ર મિશ્રણ, આ બધું પુરાણકાલીન હિંદુઓના અથર્વવેદમાં હોય એમ લાગે છે.એટલે અથર્વવેદમાંની ઘણી ખરી ઋચાઓના વિષયો અને તેમનું સ્વરૂપ, અમેરિકન ઇંડિયન ગામડીઆ વૈદો, તાર્તાર શામન્ના મંત્રો, અતિ પ્રાચીન જર્મન કાવ્યાવશેષમાં મળી આવતા મર્સેબર્ગ મંત્રોની સાથે ઘણું ખરૂં મળતું આવે છે. દાખલા તરીકે મર્સેબર્ગ મંત્રસંગ્રહમાં એક મંત્ર એવો છે, કે વોડન માંત્રિકે બાલ્ડરના ઘેટાનો મચડાએલો પગ નીચેના મંત્રનો ઉપયોગ કરીને ઠીક કરેલો. "હાડકા સાથે હાડકું, લોહી સાથે લોહી, અવયવ સાથે અવયવ, જાણે ચોંટી ગયા હોય તેમ એકજીવ થઈ જાઓ." બરાબર આના જેવો જ મંત્ર અથર્વવેદમાં ( ૪–૧૨ ) પગ ભાંગ્યા વિષેનો છે.

" તારા શરીરમાંની મજ્જાઓ સાથે આ તુટેલી મજ્જાઓને, તૂટેલા અવયવ સાથે તૂટેલો અવયવ જોડાઈ જાઓ; શરીરમાંથી જતું રહેલું માંસ અને ભાંગેલું હાડકુ ફરીથી વધો." ॥ ૩ ॥

"મજ્જામાં મજ્જા મળી જાઓ. ફાટેલી ચામડી ફરીથી સંધાઈ જાઓ, તારા શરીરમાંથી જતું રહેલું લોહી ને ભાંગેલુ હાડકું ફરીથી ઉત્પન્ન થાઓ અને માંસ વધો" ॥ ૪ ॥

" હે વનસ્પતે ! અદૃશ્ય થએલા વાળ તારે લીધે ફરીથી આવો, ચામડી ચામડીમાં મળી જાઓ. રક્ત અને હાડકું ફરીથી વધો; અને આ રીતે થએલો ઘા સાજો થઈ જાઓ " ॥ ૫ ॥

અથર્વવેદનું મહત્ત્વ છે, તે નીચેની બાબતોને લઈને છે, ભૂત, પિશાચ, રાક્ષસ, બ્રહ્મરાક્ષસ, વિગેરે અનેક યોનિઓ વિષે, યજ્ઞસંસ્થા, તેમ જ તત્ત્વજ્ઞાનવિષયક વિચારોથી ભિન્ન રીતે વર્તનારા લોકો વિષે લોકો શું ધારતા હતા, તે વિષે યથાર્થ જ્ઞાન થવા માટે આ અમૂલ્ય સાધન છે. આ જ્ઞાન માનવવંશશાસ્ત્ર અને દેવવિષયક કલ્પનાના અભ્યાસકો માટે ઘણું અગત્યનું છે, એ સ્પષ્ટ છે. જેને માનવજાતિનો બૌદ્ધિક ઇતિહાસ જાણવાની ઈચ્છા હોય, તે શાસ્ત્રજ્ઞને અથર્વવેદનું જ્ઞાન કેટલું આવશ્યક છે, એ તેમાંનાં જુદાં જુદાં સુક્તોનો વિચાર કર્યા પછી માલમ પડી આવે તેમ છે.

ભૈષજ્ય સુકતોઃ—અથર્વવેદમાંનો એક પ્રમુખ ભાગ એટલે રોગનિવારક મંત્રો છે. તેમને ભૈષજ્યસુકતો કહે છે. જાણે રોગ રાક્ષસ જેવી વ્યક્તિ હોય, તેમ માનીને તેમના નિવારણ માટે તેમને ઉદ્દેશીને મંત્રો બોલવામાં આવે છે. જાણે કોઈ રાક્ષસ રોગનો ઉત્પન્ન કરનાર હોય, તેમ માનીને તેને ઉદ્દેશીને ય મંત્ર બોલાય છે. બીજા લોકોની જેમ હિન્દુઓ પણ એવું માને છે, કે રાક્ષસ રોગીને બહારથી પજવે છે, તેની છાતીએ ચઢી બેસે છે, અથવા તેનામાં સંચાર કરે છે.

કેટલાક મંત્રોમાં રોગનિવારક ઔષધિઓનું આવાહન અને સ્તુતિ કરેલી છે. કેટલાકમાં રોગનિવારણ કરવાની વિશિષ્ટ શક્તિવાળા પાણીની સ્તુતિ કરેલી છે. વળી કેટલાકમાં લોકોની માન્યતા પ્રમાણે રાક્ષસોને નસાડનારા અગ્નિની પ્રાર્થના હોય છે. આ મંત્ર અને તંત્ર ( તેમના પ્રયોગ ) આયુર્વેદની શરૂઆત છે. આ વૈદ્યકનું વર્ણન કૌશિકસુત્રમાં આપેલું છે. આ મંત્રમાંથી ભિન્ન ભિન્ન રોગનાં વર્ણન વિસ્તૃત રીતે કરેલાં છે, તેથી વૈદ્યક ઇતિહાસમાં તેમનો ઠીક ઠીક ઉપયોગ થાય છે. તાવ, વારંવાર આવતો અને પીડાકારી રોગ હોવાને લીધે વેદો પછી અસ્તિત્વમાં આવેલા ગ્રંથોમાં પણ તેને "રોગોનો રાજા" કહ્યો છે. અથર્વવેદમાં તકમન્ નામના જ્વરને રાક્ષસ કલ્પીને તેને સંબોધન કરી ઘણા મંત્ર લખાયા છે. દાખલા તરીકે અથર્વવેદમાંનું પાંચમા કાંડનું ૨૨ મું સુક્ત જુઓ.

"અગ્નિ જેવા સખત તાપથી બાળીને વિશ્વલોકને તું પીળો બનાવી દે છે, ત્યારે હે તકમન્× ! તું

× જ્વર, તાવ

નિર્બળ અને નિસ્તેજ બની જા. અધરમાં જા, અથવા અહીંથી અદૃશ્ય થઈ જા "

"જે કડક પરુષ છે અને કડક પરુષમાંથી (સાંસર્ગિક) ઉત્પન્ન થએલો છે, અરુણવર્ણીય ધુળ × જેવો છે, એવા તકમાને, પોતાની અંદર વિશ્વવીર્ય ધારણ કરી રસાતળમાં લઈ જાઓ"

'હે તકમન્! મૂજવંત પાસે જા. અથવા તેમની ય આગળ બલ્હીક પાસે જા. એકાદ કામાંધ શૂદ્ર યુવતીને મળી તેને યથેચ્છ હલાવ.'

'તું કયારેક ઠંડો, તો કયારેક ગરમ હોય છે. ને કાસ (દમ) ને લીધે અમને ગભરાવી મુકે છે. હે તકમન, તારાં સાધનો મહાભયાનક છે. તેમનાથી અમને ઈજા કરવાનું મૂકી દે.'

'હે તકમન્! તારો ભાઈ બલાસ, બેન કાસિકા (કાસ) અને ભત્રીજો (પાપ્મન્) ફોલ્લા, આ બધાંને લઇ પરદેશમાં જા.'

રોગ બીજા દેશમાં જઈ પરદેશીઓને સતાવે, એવી ઈચ્છા અથર્વવેદમાં વારંવાર દર્શાવેલી છે.

રોગી પાસેથી ઉધરસને જે મંત્ર વડે હાંકી મુકે છે, તે મંત્ર આ રહ્યો.

'જેમ મન દૂરસ્થ વિષયો પાસે વેગથી જઈ શકે છે, તેમ હે કાસિકે! તું પણ મન જેવા વેગથી ભાગી જા.'

"જેમ સજજ કરાએલો તીક્ષ્ણ બાણ વેગથી જાય છે, તેમ હે કાસિકે! તું ય બાણ વડે વીંધાયલી જમીનમાં થઈ ઠેઠ પાતાળમાં જા.'

'જેમ સુર્યના કીરણ વેગથી જાય છે, તેમ હે કાસિકા! તું પણ સાગરના પ્રવાહ સાથે દૂર દૂર જા.'

કેટલાક મંત્ર તેમની ઉદાત્ત અને સૌંદર્યપૂર્ણ ભાષાને લીધે ભાવપૂર્ણ કાવ્યના સુંદર નમુના છે, એમ કહેવામાં વાંધો નથી. એટલે આ કાવ્યમાં ઉચ્ચ રસ મળશે જ એવી આશા રાખવી નહિ. એટલું ખરૂં, કે વચ્ચે વચ્ચે મળી આવતાં સુંદર કલ્પનાચિત્રોથી ચિત્તને આનંદ, ગંમત અને ઉત્સાહ મળે છે. કારણ આ વૈદિક કવિઓએ પોતાની ઉપમા આપવાની ઈચ્છા રકતવાહિની અને પેટમાંના જંત સુધી પહોંચાડી પૂર્ણ કરી છે. એક સુંદર કલ્પના અથર્વવેદ ૧-૧૧ માં છે. આ મંત્ર રકતસ્રાવસ્તંભક છે, તેમાં નસને રકતાંબરધારિકા કુમારીકાઓ કલ્પી છે.

"આ રકતવસ્ત્ર પરિધાન કરી જનારી યુવતીઓ (રકતવાહિનીઓ) ભાઈ વગરની બેનો હોય તેમ હતબલ ને નિસ્તેજ થઈ એક જગ્યાએ સ્થિર થઈ ગઈ છે," ॥૧॥

'નીમ્ન (નીચે વહેનારી) ધમનિ! તું ઉભી રહે, અરે ઊર્ધ્વ (ઉપર વહેનારી) ગામિનિ! તું ય ઉભી રહે. ને ઓ મધ્યવાહિનિ! તું ત્યાં જ અટક સૌથી ઉપરની તો અટકી છે, હવે તું ય અટકી જા! ॥૨॥

"સો ધમનીઓ અને હજાર નસોની વચ્ચેની નાડીઓ પણ અટકી; ને ખાલી રહેલી નિવૃત્તરુધિરસ્રાવા ધમનીઓ સાથે રમવા મંડી પડી. (તેમની માફક એમણે પણ પોતાનું કામ પડતું મૂકયું" ॥૩॥

"સિકતાપતી અને ધનુ જેવી વિશિષ્ટ નાડીઓએ તમને ઘેર્યા છે, જરા થોભો ને આ રોગીને સુખ આપો." ॥૪॥

હંમેશાં આ ઋચાઓ કાવ્યરસયુકત હોય છે, એમ નથી. ઘણી વાર તો તેઓ બિલકુલ સાદી હોય છે. કેટલી ય ઋચાઓમાં આ એકસરખાપણું, એટલે દરેક ઋચાઓમાં તેની તે જ કલ્પનાઓ ને તેના તે જ શબ્દોનું ઉચ્ચારણ, ઘણું છે. આ રીતે પ્રાથમિક અવસ્થામાં રહેનારા લોકોની કવિતાઓ સાથે આ ઋચાઓ બંધબેસ્તી થઈ પડે એમ છે. બીજા બધા લોકોના મંત્રો સાથે અથર્વવેદના આ મંત્રોનું બીજું એક સામ્ય છે. તે એ કે તેમનો અર્થ જાણી જોઇને અગમ્ય અને ન સમજાય એવો હોય છે. આવી એક ઋચાનો દાખલો અથર્વ ૬-૨૫ માં છે; જે ગંડમાળનો મંત્ર છે.

"ગળાના ઉપલા ભાગ પર બેઠેલી પાંચ અને પચાસ ગંડમાળા એકઠી થઈ છે. તે કટકટ કરનારા અપચિન કીડાની જેમ નાશ પામો." ॥ ૧ ॥

"ગ્રૈવ્ય નાડી પર એકઠી થએલી સાત અને સીત્તેર ગંડમાળા કટકટ કરતા અપચિત કીડાની જેમ નાશ પામો." ॥ ૨॥

"ખભાની આસપાસ એકઠી થએલી જે નવ અને નેવું છે, તે કટકટ કરનારા અપચિત્ કીડાની જેમ નાશ પામો." ॥ ૩ ॥

ઘણાખરા રોગ જંતમાંથી જન્મે છે, એ વિચાર પ્રાચીન છે; તેથી બધા જંતોનું અપસરણ કરવા માટે અથર્વવેદમાં એક મંત્રમાલિકા છે.

"આંતરડાંમાં, માથામાં, પાંષણીમાં રહેનારા કૃમી (અવસ્કવ), અનેક માર્ગે શરીરમાં જનારા કૃમી, (વ્યધ્વર) આ બધાને હું મંત્ર બોલીને મારી નાખું છું." ॥ ૫ ॥

આ જંતુઓ અસુર છે; તેમના રાજા, પ્રધાન વિગેરે અધિકારી હોય છે, તેમનામાં લિંગભેદ-સ્ત્રીપુરુષ

× આ વિશેષણ ઉપરથી આ તત્ત્વ "મધુરા" અથવા શિતળા હોય, એ બનવા જોગ છે.

હોય છે, તેમના રંગ અનેક છે, તે ભિન્નભિન્ન રૂપ ધારણ કરે છે, વિગેરે ખ્યાલો તેમને વિષે લોકોમાં હતા. આનો દાખલો અથર્વવેદના ૫ મા કાંડના ૨૩ મા સુકતમાં મળી આવે છે.

"બે એક વર્ણના, બે બે વર્ણના, બે કાળા, બે રાતા ભૂરા અને ભૂરા કાનવાળા, ગીધ અને શિઆળ આ બધાં ય મરાયાં." ॥ ૪ ॥

"જેમની બાજુઓ ધોળી છે, જે કૃષ્ણવર્ણીય છે, પણ તેમના હાથ ધોળા છે; જેમનાં રૂપ ને રંગ અનેક છે, એવા કૃમી મરાઈ ગયા." ॥ ૫ ॥

"કૃમીનો રાજા મરાયો, તેમનો સ્થપતિ મરાયો, તેમની મા, ભાઈ, બેન બધાં મરાયાં; ને તે પોતે મરાયો." ॥ ૧૧ ॥

"તેનું કુટુંબ મરાયું, તેની આસપાસના કૃમી મરાયા, ક્ષુદ્ર ભાસતા બીજા અનેક મરાયા." ॥ ૧૨ ॥

"આ નરમાદાં કૃમીમાંથી દરેકનું માથું હું પથરા વડે છૂંદી નાખું છું. અને દરેકનું મોઢું અગ્નિ વડે બાળી મૂકું છું." ॥ ૧૨ ॥

ભિન્નભિન્ન રોગના ઉત્પાદક ભૂત, પ્રેત, પિશાચ, રાક્ષસ વિગેરેને ઉદ્દેશીને અનેક મંત્રો છે. તેમનો ઉદ્દેશ તેમનું અપસારણ કરવું એ છે. એમાંની કેટલીક ઋચાઓ ચૂંટી કાઢીને નીચે આપી છે. અથર્વ–૪–૩૬

"ઢોરોના માલિકને જેમ વાઘથી ત્રાસ પહોંચે છે, તેમ આ રોગોત્પાદક ભૂતોને પણ મારા મંત્રસામર્થ્યથી દુઃખ થાય છે. સિંહને જોયા પછી જેમ કૂતરો ભાગી શકે નહિ, તેમ આ ભૂત પણ હવે નાસી શકશે નહિ." ॥ ૬ ॥

"પિશાચ, ચોર કે જંગલમાં ભટકનારા સાથે હું જરા ય સંબંધ રાખતો નથી. ઉલટું જ્યાં જ્યાં હું જાઉં છું, ત્યાંથી એ બધા નાસી જાય છે." ॥૭॥

"જે જે ગામમાં મારા મંત્રો જાય છે, ત્યાંનાં પિશાચો નાસી જાય છે. પણ રહેવાસીઓને જરા ય નુકસાન થતું નથી." ॥ ૮ ॥

આ ઉપરથી માંત્રિકોનો પોતાના મંત્રો વિષે કેટલો આત્મવિશ્વાસ હતો, તે જણાઇ આવે છે.

માનવજાતિ ઉપર રોગાધિક્ષેપણ કરવા સિવાય આ ભૂત ને રાક્ષસોનો બીજો ભય લોકોને હતો. એમ મનાતું, કે રાત્રીને વખતે માનવી સ્ત્રીપુરુષોને પકડીને તેમની ઉપર આ લોકો બલાત્કાર કરતા. આ બલાત્કાર કરનારાં સ્ત્રીપુરુષો, એટલે ગંધર્વ અને અપ્સરાઓ, જલદેવતા, વનદેવતા, નિસર્ગદેવતા. આ બધાં નદી કે ઝાડ પાસે નિવાસ રાખતાં. સ્ત્રી કે પુરુષને એકાન્તમાં પકડીને તેમની સાથે સૃષ્ટિવિરૂદ્ધ સંભોગ કરતાં; ને એટલા ખાતર પોતાનાં નિવાસસ્થાનો મૂકીને ગમે ત્યારે ગમે ત્યાં ભટકતાં. આ ભૂત પિશાચોનો ત્રાસ ચૂકવવા તે વખતના માંત્રિકો 'અજશૃંગી' નામની વનસ્પતિનો ઉપયોગ કરતા; અને આ વખતે અથર્વ ચોથા કાંડનું ૩૭ મું સુકત મોઢે બોલતા, તેમાં નીચેની ઋચા છે.

"તારી સહાયથી અમે ગંધર્વ તેમ જ રાક્ષસોને હાંકી મૂકીએ છીએ, હે અજશૃંગિ ! બધા રાક્ષસોને નસાડી મૂક. તારી વાસથી બધાનો નાશ કર." ॥ ૨ ॥

"આ અપ્સરાઓ નદીમાં પોતાને સ્થાને જાઓ. ગુલ્ગુલુ, મીલા, નારદી, અક્ષગંધી, પ્રમંદની, આ ઔષધીના હુવનથી તેઓ ડરી જાય છે. હવે તેઓના નાસી જવાને લીધે તમારૂં ચિત્ત ઠેકાણે આવ્યું છે." ॥ ૩ ॥

"જ્યાં અપ્સરાઓ ગઈ, ત્યાં અશ્વત્થ, ન્યગ્રોધ આદિ મોટાં મોટાં ઝાડ છે. તેઓના ગયા પછી તમારૂં મન સ્થિર થયું છે." ॥ ૪ ॥

"મોરની માફક નાચનારા આ અપ્સરાપતિ ગંધર્વનું વૃષણ દબાવી તેની ઇંદ્રિય હું છેદી નાખું છું." ॥ ૭ ॥

"કુતરાનો, વાનરનો, કે બાળકનો, અથવા આખે શરીરે કેશ વધારીને, એમ અનેક રીતે વેશ લઇને ગંધર્વ અપ્સરાઓ પાછળ પડયા છે. મંત્રસામર્થ્યથી હું તેમને નષ્ટ કરૂં છું." ॥ ૧૧ ॥

"હે ગંધર્વો, તમે અપ્સરાપતિ છે, તેઓ તમારી પત્નીઓ છે, તમે અમર છો, અમારા મર્ત્યલોકો પાસેથી ભાગી જાઓ. અમારી વચ્ચે જરા ય ન આવશો." ॥ ૧૨ ॥

આરોગ્યમંત્ર અને માદળીયાં:—અથર્વવેદનો એક ભાગ રોગનિવારક મંત્રપ્રયોગોનો, તો બીજો ભાગ આયુરારોગ્યપ્રાપ્તિ માટે બોલવાના પ્રાર્થનામંત્રોનો છે. આ બન્નેમાં વિશેષ ફેર નથી. આ મંત્રો વિશેષતઃ ચૌલ, ઉપનયન વિગેરે વખતે બોલવામાં આવે છે. આ દરેક મંત્રમાં સો ચોમાસાં, સો ઉનાળા કે શિઆળા જેટલું જીવન, એકસો એક પ્રકારના મૃત્યુથી નિર્ભયતા કે રોગમુકતતા આદિ એક જ પ્રકારની પ્રાર્થનાઓ કરેલી હોય છે.

અથર્વવેદના ૧૧ મા કાંડમાં ત્રીશ ઋચાઓનું એક સુકત છે. રોગોના મારકમંત્રો વનસ્પતિઓને ઉદ્દેશને માંત્રિક બોલે છે, તેમ રોગનિવારણ માટે ગળામાં પહેરેલાં માદળીયાંને ઉદ્દેશીને આ મંત્રો બોલવામાં આવે છે.

પૌષ્ટિક મંત્રઃ—ઉપર કહેલા પ્રાર્થનામંત્ર સાથે ઘણા પૌષ્ટિકમંત્ર પણ મળી આવે છે. ખેડુત, વેપારી કે ભરવાડ સુખ અથવા ધારેલા કામમાં ફતેહ મળે એટલા માટે આવા મંત્રોને જાણવા ઇચ્છે છે. ઘર બાંધતી વખતે પ્રાર્થના, ભોંય ખેડવી, બી પેરવું, અનાજ ઉગાડવું, ભોંયના ઉપદ્રવ દૂર થવા, આદિ માટે સ્તવનો; અગ્નિપીડાનિવારક મંત્રો, પર્જન્ય મંત્ર, ગોકુલવૃદ્ધિવિષયક આરાધના, ચોર ને હિંસક પશુઓનું નિરસન થાય તે માટે ગોવાળે બોલવાના મંત્ર, ધંધામાં જશ ને પ્રવાસમાં સુખ મળે, તેટલા માટે વેપારીએ કરવાની પ્રાર્થના, જુગટામાં દાવ સારો પડે માટે ઘૃતકારે કરવાની સ્તુતિ, સર્પવિષ ઉતરી બહાર નીકળે તે માટે મંત્ર, વિગેરે વિષયો પૌષ્ટિક મંત્રમાં આવે છે. આમાં જેને કાવ્ય કહી શકાય એવો ભાગ નથી. કયાંક કયાંક તૂટેલી સુંદર ઋચાઓ મળે છે. અથર્વવેદના ચોથા કાંડના ૧૫ મા સુકતમાં પર્જન્યસુકત ઘણું જ સુંદર છે. બે ઋચાઓ નીચે આપી છે.

"બધી દિશાઓમાંથી પવન સાથે પર્જન્યમેઘ ભેગા થાઓ. ઉન્મત્ત આખલાની જેમ બરાડા મારી બધા પૃથ્વી ઉપર ભરપૂર વૃષ્ટિ કરો." ॥૧॥

"હે પર્જન્ય! જોરથી ગર્જના કર. સાગરને વલોવી નાખ. ખુબ વૃષ્ટિ કરી જમીન ભીંજવી વરસાદ મુશળધાર પડે એમ કર. સુર્યને મેઘો વડે ઢાંકી દે." ॥૫॥

સુખ, શાંતિ કે સંકટનિવારણ માટે જે મંત્રો વેદમાં છે, તેમાં કાવ્ય નથી હોતું.

પ્રાયશ્ચિત્તમંત્રઃ—સંકટનિવારણ મંત્રોમાં 'મૃગારસુકત' નામનો શાન્તિપાઠ છે. અથર્વ. ૪–૨૩–૨૪ સાત ઋચાઓમાં સાત સુકતો છે. તે નીચેની દેવતાઓને ઉદ્દેશીને છે. (૧) અગ્નિ, (૨) ઇન્દ્ર, (૩) વાયુ અને સવિતર, (૪) અંતરિક્ષ અને ધરિત્રી (૫) મરુદ્દગણ (૬) ભવ અને શર્વ (૭) મિત્ર અને વરૂણ. દરેક ઋચાને અંતે અંહસા (સંકટ) માંથી મુકતતા મળે તે માટે ધ્રુવપદ છે.

અંહસાનો બીજો અર્થ પાપ એવો છે; એટલે ઉપર્યુકત શાન્તિપાઠ પ્રાયશ્ચિત્તસુકતવર્ગમાં જઈ શકે છે. આ પાપક્ષાલનમંત્ર રોગનિવારક મંત્રોથી એટલા બધા ભિન્ન નથી. કારણ પ્રાચીન લોકની દૃષ્ટિથી અનીતિ કે અધર્મયુકત આચરણ એ જ પ્રાયશ્ચિત્તાર્હ છે એમ નહિ. પણ યજ્ઞાદિકમાં થએલી ભૂલ, ઋણ પાછું ન આપવું, ઘુતઋણ માથે હોવું, મનમાં પાપી વિચાર, મોટા ભાઈ પહેલાં નાના ભાઇએ પરણવું, અશાસ્ત્ર વિવાહ, વિગેરે પાપો માટે પણ શાન્તિપાઠ કે પ્રાયશ્ચિત્ત કહ્યાં છે. તેમ જ સામાન્ય અપરાધ કે શારીરિક દુર્બલતા, દુષ્ટ ગ્રહો હોય ત્યારે બાળકનો જન્મ થવો, જોડકું અવતરવું, દુષ્ટ સ્વપ્નું આવવું, આદિ અશુભ મનાતી બાબતો માટે ય પ્રાયશ્ચિત્ત છે. અપરાધ, પાપ, કે દુર્દૈવ આ બધી વાતોનું જ્યાં ત્યાં મિશ્રણ છે. આધિ, વ્યાધિ, ગુન્હા અને પાપ આ બધી વસ્તુઓનાં ઉત્પાદક પિશાચો જ છે; એમ મનાતું અને ગાંડા માણસની જેમ પાપી પણ પિશાચગ્રસ્ત–હોવો જોઇએ, એવો ખ્યાલ લોકોમાં હતો. અકસ્માત્ અને અપશકુન કરનારાં પણ પિશાચો છે, કારણ કેટલાક પિશાચો મનુષ્યદ્વેષી હોય છે. દાખલા તરીકે અથર્વવેદનું ૧૦ મા કાંડનું ૨જું સૂકત એક માદળીયાની પ્રશંસાથી ભરપુર છે. તેમાં સંકટો, દુઃખો, ભુલો, પાપો, ભાઈ બેન, માબાપ અને પોતે બધાંએ કરેલી ભૂલોનું નિરાકરણ કરવાની તેમાં શકિત છે. સર્વ રોગોપર તે રામબાણ દવા છે, એવું તેનું સ્તુતિયુકત વર્ણન કરેલું છે.

શાંતિસુકતોઃ—દુષ્ટદૈત્ય અથવા ઈર્ષાળુ માંત્રિકને લીધે ઘરમાં અશાન્તિ કે કજીયા રહ્યા કરે, તેથી તેમના નિવારણ માટે બોલવાના મંત્રો અથર્વવેદમાં છે. આ મંત્રોને પ્રાયશ્ચિત્તમંત્ર ને પૌષ્ટિકમંત્ર વચ્ચેનું સ્થાન આપવું ઘટે છે. કારણ એમાં ઘરમાં શાન્તિ રહે, એટલો જ ભાવ નથી; પણ અધિકારીનો ગુસ્સો દૂર થાય, સમાજમાં પોતાનું મહત્ત્વ વધે, ન્યાયની અદાલતમાં પોતાનો પક્ષ જીતે, અને એવાં બધાં અગત્યનાં કામ સફળતાથી પાર ઉતરે એવો ય ભાવ છે. આમાંનું સુંદર સુકત અથર્વસંહિતાના ત્રીજા કાંડનું ૩૦ મું સુકત છે.

"હું તમને અવિદ્વેષ્ટા, સમાનચિત્તવૃત્તિવાળા, ને પ્રેમાળ બનાવું છું. જેમ ગાય પોતાના વાછરડાંપર સ્નેહ રાખે. તેમ તમે ય અરસપરસ પ્રેમથી રહેજો. ॥૧॥

"પિતાને અનુવ્રત (અનુકુલ) અને માતાને સમાનમનસ્ક પુત્ર બનો, પત્ની પતિ સાથે મીઠા ને સુખકારક શબ્દો વડે બોલો." ॥૨॥

"ભાઈભાઇઓ દ્વેષ ન કરો, બેન બેનની ઈર્ષા ન કરો. આ બધાં એક વિચારે રહી પ્રેમ અને આનંદથી શુભ અને સુંદર વાણી બોલો." ॥૩॥

પ્રણય મંત્રઃ—કુટુંબમાં ઐકય પ્રવર્તાવી પતિ-પત્નીમાં સંપ આણનારા આ મંત્રો ઉપયોગી છે, એ વાત સ્પષ્ટ છે. છતાં આ વેદમાં વિવાહ અને પ્રેમવિષયક મંત્રોનાં સ્વતંત્ર સુકતો જ છે. આ સુકતોનો સમૂહ મોટો છે. અથર્વવેદના કૈશિક સુત્રમાં સ્ત્રીકર્મ

નામના મંત્રપ્રયોગ ને જાતજાતના કામમંત્ર છે. આ મંત્ર બે પ્રકારના છે. એક વિવાહ અને પ્રજોત્પાદનને લગતા સાદા, સાત્વિક ને નિરુપદ્રવી મંત્રો છે. આ મંત્રો કુમારિકાઓને પતિની પ્રાપ્તિ કરી આપે છે, ને યુવાનોને ગૃહિણીનો લાભ કરાવી આપે છે. વધૂવર અને નૂતન પરિણીત વિવાહિતોને સુખ પ્રાપ્ત થાય, તે માટે આ મંત્રો છે. તેમનાથી ગર્ભધારણા જલદી થાય છે, પુત્રરત્ન પ્રાપ્ત થાય છે, સગર્ભા સ્ત્રી ક્ષેમ રહે છે. ગર્ભસ્થ બાળક કુશળ રહે છે, આવાં અનેક વૈવાહિક સુખોનો લાભ થાય છે. ચૌદમા કાંડમાં બધે આ જ વિષય છે. ઋગ્વેદમાંના વિવાહુવિષયક મંત્રોની આ સુધારેલી આવૃત્તિ જ હશે. હવે બીજી જાતના મંત્રોની સંખ્યા ઘણી છે. તેમાં વૈવાહિક સ્થિતિમાં હરકત આવી હોય ત્યારે, અથવા પ્રેમના પ્રપંચ રમવા હોય ત્યારે, બોલવાના અભિશાપ, કે અપસરણમંત્રો છે. આ ઉપદ્રવી હશે; પણ પતિનો ઈર્ષાળુ સ્વભાવ છોડાવવાના મંત્ર, દુરાચારિણી પતિ સાથે એકનિષ્ઠાથી રહે તે માટે મંત્ર, પ્રણયિનીને મળવા આવતો તેનો પ્રિય, પ્રણયિનીનાં માબાપ, ભાઈબેન, વધારે શું, કુતરાંબિલાડાં વિગેરે ઉંઘી જાય, તે માટે બોલી શકે ને પોતાનું કામ સાધી શકે એવા મંત્ર, ખરેખર વધારે ઉપદ્રવકારક તો નથી જ. અથર્વ—૪—૫ માં ઉપરનો છેલ્લો મંત્ર છે. આના સિવાય બીજા કેટલાક ઉપદ્રવી મંત્રો ય છે. તેમાં અમુક વ્યક્તિની ઇચ્છા સિવાય તે બીજાની ઉપર સ્નેહ કરે ને તેને વશ થાય, એવા જંગલી લોકોને કામ લાગે એવા મંત્રો છે. તે વખતે આ દેશમાં એવો ખ્યાલ હતો, કે જે વ્યક્તિની પ્રતિમા આપણી પાસે હોય, તે પ્રતિમા પાસે અમુક મંત્ર બોલીને કે તેની ઉપર અમુક પ્રયોગ ચલાવીને તેને પોતાને અનુકૂલ બનાવી તેની પાસે આપણી ઈચ્છેલી વાત કરાવી શકાય. કોઈ માણસ એકાદ સ્ત્રીને ચાહતો હોય, તો તેની માટીની પ્રતિમા બનાવી, ધનુષપર અંબાડીની પણછ ચઢાવી કાળા લાકડાના બાણને કાંટાનો અગ્ર ભાગ ચોંટાડી, બીજે છેડે ઘુવડનું પીછું જોડી તે પ્રતિમાના હૃદયની આરપાર જાય એવી રીતે તે બાણ છોડતો. હેતુ એ, કે કામદેવના બાણથી પોતાને માટે તે સ્ત્રીનું હૃદય પણ એવી જ રીતે વિંધાય, ને તે વશ થાય! આવા હૃદયવિદારણ વખતે તે નીચેનો મંત્ર બોલતો:—

"ઉત્તુદ (કામદેવ) તને વ્યથિત કરો! તું બિછાનાપર સ્વસ્થ રીતે સુઈ શકીશ નહિ. કામનું બાણ તીક્ષ્ણ છે. તેના વડે હું તારૂં હૃદય વ્યથિત કરૂં છું." ॥ ૧ ॥

"જેને આધિ (માનસિક પીડા) ની પાંખો છે, કામ જેનું શલ્ય (કાંટો) છે, સંકલ્પ જેનું કુલ્મલ* છે, એવો બાણ તૈયાર કરી, હે કામિનિ! કામ (દેવ) તારૂં હૃદય વિદીર્ણ કરો" ॥ ૨ ॥

"સુસજ્જ કરેલું કામનું બાણ પ્લીહાનું શોષણ કરે છે. જેની પાંખો સીધી બળતી બળતી ચાલી જાય છે, તે બાણ વડે હું તારૂં હૃદય વિદીર્ણ કરૂં છું" ॥ ૩ ॥

"દાહક અને દુઃખદાયક બાણ વડે વિદ્ધ ને વ્યાકુળ થઈને તું મારી પાસે આવ, ને મૃદુભાષિણી, મદેકવશા, મચ્છરણ પ્રિયવાદિની, અનુવ્રતા, ક્રોધરહિત, શાન્ત થઈ મને અનુકુળ થા" ॥ ૪ ॥

"તને, તારા માતાપિતાની સામેથી ચાબુકના ફટકારા વડે અહીં આવવાની ફરજ પાડું છું, જેથી તું મારી ઈચ્છા પ્રમાણે વર્તી મને ગમે તે કામ કરવા દે." ॥ ૫ ॥

"હે મિત્રાવરુણ! તે (પ્રિયા) નો ચિત્તવિક્ષેપ કરો, તેને કાર્યાકાર્યવિભાગનું ભાન ન રહે, એમ કરો, ને તેને મારે સ્વાધીન કરો." ॥ ૬ ॥

કોઈ સ્ત્રી જો પુરુષને તેને ચાહતી હોય, તો તે પણ આ જ પ્રમાણે વર્તે છે. તે પુરુષની પ્રતિમા સામે રાખે છે, ને તેની ઉપર તપ્ત બાણનો મારો ચલાવે છે. મોઢે અથર્વ છઠ્ઠા કાંડમાંથી ૧૩૦ ને ૧૩૧ મા સુક્તની ઋચાઓ બોલે છે. તેમાંનો થોડો ભાગ નીચે આપ્યો છે.

"હે મરુત્! એને ઉન્માદ થાય તેમ કરો. હે અન્તરિક્ષ! તું તેને ઉન્માદ આપ!. હે અગ્ને! તું એને એટલો ઉન્મત્ત કર, કે તેને મારૂં સ્મરણ થઈ તે મારી પાસે આવે" ॥ ૪ ॥

"માથેથી પગ લગી હું તારામાં કામ (પીડા) રેડું છું. હે દેવો, તમે તેનામાં એટલો કામ પ્રેરો, કે તે શોકાર્ત થઈ મારી પાસે આવે." ॥ ૫ ॥

"તું ત્રણ અથવા પાંચ યોજન ઘોડાની જેમ દોડી ગયો છે ખરો, પણ પાછો આવીશ અને આપણને થનારા પુત્રોનો પિતા થઈશ." ॥ ૩ ॥

સપત્નીમંત્રઃ—અતિશય દુષ્ટ અને દ્વેષભાવપ્રેરક મંત્રો બીજી સ્ત્રીઓ પોતાની શોકયો ન થાય તે માટે તેમને પોતાના માર્ગમાંથી દૂર કાઢવાને ઉપયોજાય છે. તેમાંનો એક દાખલો નીચેની ઋચામાંથી મળી આવશે.

"ખિલેલા છોડનાં ફુલ જેમ તોડી લેવામાં આવે છે, તેમ તે (સ્ત્રી) નું તેજ ને ભાગ્ય મેં લઈ લીધું

* જે વડે બાણનો અગ્રભાગ લાકડી સાથે જોડાય છે, તે ભાગ.

છે. જેનો પાયો ઘણો ઉંડો છે, એવા પર્વતની જેમ તે પોતાના પિતાને ઘેર રહો. " ॥ ૧ ॥

" હે યમરાજા ! આ ( સ્ત્રી ) તારી દાસી બની તારે ત્યાં હંમેશાં રહો. તે પોતાની માતાને,ભાઈને કે પિતાને ઘેર બદ્ધ થઈને ચિરકાલ નિવાસ કરો" ॥૨॥

" હે રાજા ! આ તારી કુલપાલયિત્રી છે, તે તને આપી દઉં છું. તેના વાળ ખરી પડે ત્યાં લગી ( ઘરડી થાય ત્યાં લગી ) તેને તેના બાપને ઘેર રહેવા દેજે ! " ॥ ૩ ॥

" અસિત, કશ્યપ અને ગયના મંત્રની સહાયતાથી બેનો જેમ અંતઃકોશ બાંધી રાખે છે,તેમ હું તારો ભાગ્યકોશ બાંધી રાખું છું ( હું તને અભાગિની બનાવું છું ) " ॥ ૪ ॥

અભિચાર મંત્રઃ—કોઈ સ્ત્રીને વંધ્યા* બનાવવા માટે અથવા કોઈ પુરુષને પૌરુષહીન બનાવવા માટે× જે મંત્રો છે, તે અત્યન્ત દુષ્ટતાથી ભરપૂર છે. તેમ જ તેમની ભાષા સ્પષ્ટ અને સમજાય તેવી છે. તેથી તેમાંની દુષ્ટતા બરાબર સમજાય છે

આ રીતે કામમંત્ર અંગિરસમંત્રમાં સમાય છે. પહેલાં કહેલું જ છે, કે અમિત્ર, અસુર અને અભિચારીની સામે યોજવાના અભિશાપ ને અપસારણમંત્ર અંગિરસવર્ગમાં મુકાયા છે. કેટલાક રોગ (રાક્ષસો)ઉપર છોડવાના મંત્રો પણ આ વર્ગમાં જ સમાય છે. સોળમા કાંડનો ઉત્તરાર્ધ પણ આ વર્ગમાં સમાશે.કારણ એમાં દુઃસ્વપ્નપર યોજવાના મંત્રો છે. એમાં કહ્યું છે, કે દુઃસ્વપ્ન દુશ્મનપર જઈ પડો.ઉપરના મંત્રોમાં રાક્ષસ, ભૂત, પિશાચ અને અભિચારી સ્ત્રીપુરુષમાં ભેદ માનેલો નથી. અગ્નિને અસુરસંહારક માનીને આ બધા સંહાર માટે તેની કુમક માગી છે. બીજે ઠેકાણે અજ્ઞાત રાક્ષસોને નામ આપેલાં છે. આ સુત્રમાં તે વખતે રૂઢ થએલી કલ્પનાઓ જેટલી છે, તેટલી બીજે કયાં ય નથી. લોકોમાં એક એવો ખ્યાલ પ્રવર્તતો હતો કે જેમ ભૂત અને પિશાચો રોગ ઉત્પન્ન કરે છે, તેમ અભિચારી લોક પણ કરે છે.

આ દુરાચારી લોક જે મંત્રોના ઉપયોગથી આ રોગ ઉત્પન્ન કરે છે, તે મંત્રોમાં વ્યક્તિત્વ કલ્પેલું છે. તેમની વિરુદ્ધ ઉપચારો ય બતાવેલા છે. તેમાં ઉપશામક વનસ્પતિ, માદળીયાં, રક્ષાકરંડક આદિ વસ્તુઓ છે. આ કૃત્યા ઉત્પન્ન કરનારા મંત્રો અને તેમનો પ્રતિકાર કરનારા મંત્ર તેમાંની ઉચ્છૃંખલ કલ્પના વડે લીધે તુરત ઓળખી શકાય છે. અને તેથી તેમનામાં અમુક વિશિષ્ટતા આવેલી છે. ઋગ્વેદમાંના મંત્રોમાંની યજ્ઞવિષયક પ્રાર્થનાઓ કરતાં અથર્વવેદમાંના અપસરણમંત્રો ને અભિશાપ ઉપરથી તે વખતના લોકોની વધારે ઓળખાણ થાય છે.

અથર્વવેદના પાંચમા કાંડના પંદરમા સુક્તની ઋચા અહીં આપી છે.

" ગરુડે તને શોધી કાઢી; ડુક્કરે નાક વડે તને બહાર કાઢી, હે ઔષધિ ! દુષ્ટોને તું ઈજા કર, મંત્રતંત્ર કરનારને મારી નાખ. " ॥ ૧ ॥

" યાતુધાનને, જાદુગારને ને અમને ઈજા કરનારને, હે ઔષધિ, તું મારી નાખ." ॥ ૨ ॥

"ધોળા હરણની ત્વચાના ટુકડાની જેમ,હે દેવો, આ જાદુગારનું તંત્ર તેની પર જ નાખો " ॥ ૩ ॥

"જાદુગારની જાદુ તેની સામે એવી રીતે ધરો, કે જેથી તે જોઈને જ મરણ પામે. " ॥ ૪ ॥

" જાદુગારનો મંત્ર તેની સામે જાઓ, તેનો શાપ તેને લાગો અને સીધા ચાલતા રથ પ્રમાણે તેનો પ્રયોગ તેને વળગો. " ॥ ૫ ॥

" ભલે સ્ત્રી હોય કે પુરુષ, જેણે આ પ્રયોગ કર્યો હશે, તેની ઉપર જતો થશે. જેમ ઘોડાને દોરી વડે પાછો આણે છે. તેમ તેનો પ્રયોગ કરીને તેને પાછો આણો." ॥ ૬ ॥

" બાપ પાસે પુત્ર જાય, કચરાએલો સાપ જેમ કરડે, કેદમાંથી જેમ કેદી નાસી જાય, તેમ હે કૃત્યે ! તું તારા મોકલનાર પાસે પાછી જા ! " ॥ ૭ ॥

છઠ્ઠા કાંડના ૩૭ મા સુક્તની એક ઋચામાં અભિશાપમંત્ર યોજક પર છોડયો છે. તેની ભાષા વધારે જુસ્સાવાળી છે.

" શાપક્રિયાનો કર્તા ( સહસ્રાક્ષ ) ઇન્દ્ર, રથ તૈયાર કરી, વરૂ ઘેટું ખાવા આવે તેમ, અહીં આવ્યો છે, ને શાપ આપનારને મારવાની ઈચ્છા કરી રહ્યો છે." ॥ ૧ ॥

" દાહક અગ્નિ સરોવરોને ઈજા ન કરે, તેમ હે શપથ! તું અમને ઈજા કર મા. આકાશમાંથી પડેલી વીજળી જેમ વૃક્ષોનો નાશ કરે, તેમ તું શાપ આપનારનો નાશ કર." ॥ ૨ ॥

" અમે શાપ ન આપ્યા છતાં જે અમને શાપ આપે છે,ને જેમને શાપ આપ્યા પછી જે અમને શાપ આપે છે, તેને કુતરા આગળ જેમ પિષ્ટમય ખાદ્ય નાખીએ તેમ, અમે મૃત્યુ આગળ ફેંકી દઇએ છીએ." ॥ ૩ ॥

વરુણસુકત પણ કાવ્ય અને અભિચારમંત્રોનું આવું જ મિશ્રણ છે. તેના પૂર્વાર્ધમાં તું શક્તિમાન્ છે, સર્વજ્ઞ છે, એવું ભક્તિયુક્ત વર્ણન છે. આવું વર્ણન જવલ્લે જ જોવામાં આવે છે. એનો

* અથર્વ ૭–૩૫; × અથર્વ ૬. ૧૩૮; ૭.૯૦.

ઉત્તરાર્ધ એવો છે, કે જેમાં અનૃતવાદીઓને પાશબદ્ધ કરવાની વિનંતિ જુસ્સાદાર શબ્દોમાં છે

"ત્રિલોકનો આ બલવાન રાજા દુષ્ટોનાં કૃત્યો સામે જુએ છે. બધું નશ્વર છે, એ વાત વરુણ અને દેવો જાણે છે." ॥ ૧ ॥ ( સાયણ )

"માણસ ઉભો રહે, બેસે, ચાલે, ગમે તે કરે, તો ય વરુણ ત્યાં હાજર રહેવાનો જ" ॥ ૨ ॥

"આ પૃથ્વી અને વિસ્તારમાં ફેલાએલું આકાશ વરુણના કબજામાં છે; બે સાગર તેનાં ઓશિકાં છે; નાનાં જળાશયો પણ વરુણમાં જ સમાય છે." ॥ ૩ ॥

"કોઈ વરુણશત્રુ આકાશની પેલી પાર જાય, તો પણ વરુણના હાથમાંથી તે છટકી શકશે નહિ. વરુણના હજારો નેત્રો ( જાસુસો ) બધી દિશાઓમાં જોયા જ કરે છે." ॥ ૪ ॥

"પૃથ્વી ને આકાશમાં અને તેમની ય પેલી-પાર, દરેક પ્રાણી ઉપર વરુણરાજની દૃષ્ટિ હોય છે. કોની પાંપણ કેટલી વાર ઉઘડી ને બંધ થઈ, તેનો નક્કી હીસાબ તેની પાસે છે" ॥ ૫ ॥

"હે વરુણરાજ, તમારી પાસે ત્રણ પ્રકારના (ઉત્તમ, મધ્યમ ને અધમ)એવા સાત સાત પાશ છે. તેઓ દુષ્ટોને પીડાકારી ને સાધુઓને કલ્યાણકારી બનો." ॥ ૬ ॥

"હે વરુણ ! તમારા સો પાશથી તેને બાંધો; તે અસત્યવાદીને છુટો મૂકશો નહિ. તેનું પેટ લટકે (તેને જલોદર થાય) એમ કરો ને તેના પેટની આસ-પાસ તમારા પાશ વિંટાળો" ॥ ૭ ॥

'વરુણ રોગ મોકલે છે ને પાછા ખેંચી લે છે. તે સંદેશ્ય ને વિદેશ્ય છે. તે "વીને માનુષી છે" ॥૮॥

"આ સર્વ પાશો વડે હું તે અમુક ગોત્રો-ત્પન્ન-અમુકના-પુત્રને સખત બાંધું છું; તને ઉદ્દેશીને આ પાશ હું તારી ઉપર ફેંકું છું." ॥ ૯ ॥

અથર્વવેદનો જર્મન અનુવાદક મિ. રોથ એમ કહે છે, કે આ વરુણસુક્તમાં ઇશ્વરની સર્વશક્તિત્વ વિષે જેવી સુંદર કલ્પનાઓ છે, તેવી આખા વેદ-વાઙ્મયમાં બીજે ક્યાંય નથી. પણ કવિકૃતિને અભિ-ચારમંત્રની પ્રસ્તાવના બનાવી છે. આ વેદમાં બીજે ઠેકાણે ય અમુક અભિચાર મંત્રોને પ્રસ્તાવના કરવા માટે સારા મંત્રોનો સમુહ જોડી દીધેલો છે, એવો વિચાર ખોટો છે, એમ ન કહી શકાય. રોથના આ કથનને ડૉ. વિંટરનીટઝનો પૂરો ટેકો છે. અભિચાર-મંત્ર તરીકે જ આ સુક્ત પહેલાં રચાયું હશે.× એ બ્લૂમફીલ્ડનો અભિપ્રાય નિરાધાર છે, એમ વિંટરનીટઝ માને છે.

× સેક્રેડ બુક્સ ઑફ ધી ઈસ્ટ ૧૩, ૨૮૯.

રાજકારણ અને મંત્રશાસ્ત્ર:—રાજાને ઉપયોગી થાય એવા મંત્રોનો મોટો સમુહ આમાં છે. આમાં શત્રુઓનો નાશ કરે એવા અભિચાર મંત્ર છે, અને પૌષ્ટિક મંત્રો પણ છે,

પ્રાચીન સમયથી દરેક રાજા પાસે "રાજકર્મ" (રાજાને કામ લાગે એવા બધા મંત્રતંત્ર ને પ્રયોગો) જાણનારો એક પુરોહિત રહેતો. આ ઉપરથી અથર્વ-વેદ ક્ષત્રિયો સાથે ઘણો સંબંધ રાખતો હોય એમ લાગે છે; તેથી રાજ્યાભિષેક વખતે રાજાને અભિષેક કરવાના અને તેને વ્યાઘ્રચર્મ ઉપર બેસાડવાના આમાં અનેક મંત્રો+ છે. બીજા રાજાઓ ઉપર તેનો અમલ રહે ને તેનાં બળ અને કીર્તિ વધે, એટલા માટે ય કેટલાક મંત્રો છે. કવચ પહેરતી વખતે બોલાય, રથ ઉપર આરોહણ કરતી વખતે બોલાય એવી કેટલીક પ્રાર્થનાઓ છે. રાજાને પસંદ કરતી વખતે બોલવાના મંત્રો ઘણા રમુજી છે. વરુણ શબ્દમાં (વૃ) પસંદ કરવું એ ધાતુ હોવાથી, રાજાને પસંદ કરતી વખતે તે અવશ્ય હાજર રહે છે એમ મનાય છે. હદપાર કરેલા રાજાને ફરી ગાદીએ બેસા-ડવાને લગતા મંત્ર ઘણા સુંદર છે. આમાં યુદ્ધ-ગીતો ને સંગ્રામ મંત્રો, જેમની અંદર યોદ્ધાઓ દુંદુભિની સ્તુતિ કરે છે ને તેમને બોલાવે છે, તે છે. દાખલા તરીકે પાંચમા કાંડમાંનું ૨૦ મું સુક્ત આવી ઋચાઓથી ભરપૂર છે.

"લાકડાનો બનાવેલો, વાઘ વડે વીંટળાએલો, વીરોની જેમ વર્તનારો દુંદુભિ મોટો અવાજ કરે છે. પોતાનો અવાજ ખૂબ ઉંચો કરી શત્રુઓને હરાવ-નારો તું, વિજયી સિંહ જેવી ગર્જના કર." ॥ ૧ ॥

'વિબદ્ધ દ્રુમ ( દુંદુભિ ) સિંહની માફક ગરજ્યો. તેણે કામાંધ આખલાની જેમ શબ્દ કાઢયો. હે દુંદુભે ! તું આખલો ( વૃષ ) છે, તારા શત્રુઓ નમાલા છે, શત્રુને જીતવાની તારી શક્તિ ઇંદ્ર જેવી છે."

"જનાવરના ટોળામાં આખલાની જેમ બળ વડે વિખ્યાત થએલો તું, લૂંટ કરતો ને ગાયો મેળવતો; ગર્જનાઓ કર્યા કર; શત્રુનાં હૈયાં દુઃખથી વિદીર્ણ થાઓ, ને તેમનો વિનાશ થઈ, તેઓ ઘરબાર મૂકીને નાસી જાઓ." ॥ ૩ ॥

"દુંદુભિનો અવાજ દૂરથી સાંભળી, જાગૃત ને દુઃખી થઈ શત્રુપત્ની પોતાના પુત્રનો હાથ પકડી શસ્ત્ર વડે ધમધમી રહેલી રણભૂમિપર ભયથી આમ તેમ નાસો." ॥ ૫ ॥

+ અથર્વ ૩-૩ = અથર્વ ૫-૨૦-૨૭

બ્રાહ્મણો હંમેશાં રાજાને કલ્યાણ માટે મંત્રો બોલે ને પોતાને માટે કશું જ ન કરે, એ અશકય હતું. રાજકર્મ મંત્રમાં કેટલાક રાજાને ઉપયોગી છે, જ્યારે બીજા કેટલાક પુરોહિતના કલ્યાણ માટે છે. બ્રાહ્મણી વાઙ્મયમાં ભલે અથર્વવેદની અભિચાર મંત્રવિદ્યા વિરૂદ્ધ ટીકા હોય, તો પણ મનુસ્મૃતિમાં (૧૧–૩૩) એમ સ્પષ્ટ કહ્યું છે, કે અમુક પ્રસંગે તેમણે અથર્વવેદનો બેધડક ઉપયોગ કરવો. બ્રાહ્મણની શક્તિ વાણીમાં છે, તેણે શત્રુના વિનાશ માટે તેમનો ઉપયોગ નિઃશંક થઈ કરવો.

આવાં બ્રાહ્મણ હિતસંરક્ષક સુકતોમાં બ્રાહ્મણોનાં જીવિત અને ઘરબારને કોઈએ જરા ય સ્પર્શ કરવો નહિ, એ વાત વારંવાર ભારપૂર્વક જણાવી છે. જેઓ બ્રહ્મસ્વ અને બ્રહ્મજીવિતનું જરા ય અનિષ્ટ ઇચ્છે, તેમની પર ભયાનક શાપ વરસાવ્યા છે. યજ્ઞમાં બ્રાહ્મણોની દક્ષિણાને ગૂઢ અર્થ આપ્યા છે, ને તે ગૂઢ અર્થ ઉપર લાંબી લાંબી ટીકાઓ કરી છે બ્રાહ્મણને પીડવા જેવું ભયાનક પાપ નથી, ને તેમને દક્ષિણા આપી સંતોષવા સમાન પુણ્ય નથી, આ બે વિચાર ભિન્ન ભિન્ન રીતે અનેક વાર ઠસાવવા યત્ન કર્યો છે. આધ્યાત્મિક ઉન્નતિની દૃષ્ટિથી આ સુકતો નકામાં છે. છતાં એમાંનાં જુજ સારાં છેઃ જેમાં પ્રજ્ઞા, અન્તર્જ્ઞાન, ભકિત ને પરમાર્થજ્ઞાન પ્રાપ્ત થાય, માટે પ્રાર્થનાઓ છે. આ બ્રાહ્મણસુકતો હમણાં જ અંદર ઘુસેડાયાં હોય, એ નિર્વિવાદ રીતે સિદ્ધ કરી શકાય છે.

યજ્ઞકર્મને લગતાં સુકતો ને મંત્ર પણ પાછળથી ઉમેરાયાં હોય, એમ લાગે છે. આ ભાગ ઉમેરાવાનું કારણ ત્રણ વેદની જેમ આમાંય યજ્ઞનો સંબંધ આવે, ને આ પણ એક "વેદ" ગણાય એ પણ હોય. આ વેદમાંનાં બે આપ્રીસુકતો અને બીજાં કેટલાંક સુકતો ઋગ્વેદનાં યજ્ઞીય સુક્તો જેવાં છે. યજ્ઞસંસ્થાના ઇતિહાસમાં અથર્વવેદનું સ્થાન નિશ્ચિત થયા વિના, આ વિષય ઉપર વધારે વિવેચન અયોગ્ય છે. યજુર્વેદમાં છે, તેવા ગદ્યમંત્ર પણ આમાં છે. સોળમા કાંડમાં ઉદકસ્તુતિ ને જુદા જુદા શાંતિવિધિને લગતાં સુકતો આવી જાતનાં છે, અઢારમું કાંડ પણ ગદ્યમય જ છે. તેમાં ઔર્ધ્વદેહિક ને શ્રાદ્ધ ને લગતા મંત્રો છે. ઋગ્વેદના ૧૦ મા મંડળમાંનાં ઉત્તરક્રિયાને લગતાં સુકતો આમાં શબ્દશઃ મળી આવે છે. ફેર એટલો જ છે, કે તેમાં કેટલાંક સુકતો ઉમેર્યાં છે. અથર્વવેદનું ૨૦ મું કાંડ પાછળથી ઉમેરાયું હોવાનું અને તેમાંનાં ઘણાંખરાં સુકતો ઋગ્વેદમાંથી જ લીધેલાં હોવાનું પાછળ કહ્યું છે જ. આ કાંડનો સોમયજ્ઞ સાથે સંબંધ આવે છે. એમાં નવીન ભાગ કુંતાપસુકતોવાળો છે. (અથર્વ ૨૦. ૧૨૭. ૧૩૬) આ સુકતોનો ઉપાસનામંત્ર તરીકે યજ્ઞકર્મમાં સમાવેશ કર્યો છે ને તેમાંનો વિષય ઋગ્વેદમાંની દાનસ્તુતિ જેવો છે. આ સુક્તોમાં દાનવીર રાજાઓની પ્રશંસા છે. એમાં કેટલાક કુટ પ્રશ્નો ને ઉત્તરો, તેમ જ ગ્રામ્ય વિનોદ જે અશ્લીલતાપૂર્ણ છે, તે છે. ઘણા દિવસ ચાલનારા કેટલાક યજ્ઞોમાં પુરોહિતો સંભાષણો કરતા, તેમનો સમાવેશ આ સુકતોમાં છે. તે સંભાષણ યજ્ઞકર્મમાં અવશ્ય ગણાતું. બ્લુમફીલ્ડના અભિપ્રાય પ્રમાણે આ સંભાષણ દારૂના પીઠામાંનો અશ્લીલ વિનોદ છે.

વ્રાત્યસ્તોમઃ–પંદરમું કાંડ ગદ્યાત્મક છે, ને તેની રચના પણ જુદાજુદા વિધિના ઉપયોગ માટે થયેલી હોવી જોઇએ. એમાં વ્રાત્ય એટલે ચાતુર્વર્ણ્યમાં આવેલા બહારના લોકોની રહસ્યપૂર્ણ સ્તુતિ છે. ત્રૈવર્ણિકોમાં કોઈને લેતી વખતે કરવાના સંસ્કારમાં આ રહસ્યપૂર્ણ, ગૂઢ, ન સમજાય એવી સ્તુતિ બોલાતી હોવી જોઇએ. વ્રાત્યસ્તોમ પહેલાં સાદો વિધિ હતો; પણ તે પાછળથી યજ્ઞસંસ્થામાં પેઠો તેનું સવિસ્તર વર્ણન આગળ આવશે.

અધ્યાત્મઃ—આ કાંડમાંનો વિષય ગહન અને તત્ત્વજ્ઞાન વિષયક હોવાને લીધે એ કાંડને અથર્વવેદ સુકતોના છેલ્લા વર્ગમાં મૂકવામાં વાંધો નથી. આ છેલ્લો વર્ગ તત્ત્વજ્ઞાન અને જગદુત્પત્તિવિષયક સુકતોને લગતો છે, ને તે અથર્વવેદમાંનો ઘણો આધુનિક ભાગ છે મંત્રવિદ્યા અને તત્ત્વજ્ઞાન એક બીજાથી ભિન્ન વિષયો છે, પણ નવાઈની વાત એ છે, કે એમાં અભિચાર, ભૈષજ્ય અને પુષ્ટિ એટલા જ વિષયો નથી;પણ તત્ત્વજ્ઞાનવિષયક કેટલાંક સુક્તો ય છે. તેમને જરા બારીકીથી તપાસીએ, તો માલમ પડી આવે છે, કે તે પણ અભિચાર મંત્રોની માફક વ્યવહારોપયોગી જ છે. એમાં સત્ય વિષેની ઉત્સુકતા કે તેનું અન્વેષણ, અથવા સૃષ્ટિનાં ગૂઢ પ્રશ્નોને લગતી ઉત્સુકતા જોવામાં આવતી નથી. એમાં તત્ત્વજ્ઞાનવિષયક જે ભાગ છે, તે તત્ત્વજ્ઞાનને લગતાં પ્રસિદ્ધ વચનોના મંત્રોના પ્રભાવ સાથે તે રહસ્યપૂર્ણ દેખાય, એટલા માટે માંત્રિકોએ ઘુસાડયાં હોય, એમ લાગે છે. માત્ર તેમ કરવામાં તેમની કુશલતા વખાણવા જેવી છે. જે ભાગ તત્ત્વજ્ઞાનવિષયક પહેલાં લાગે છે, તે શબ્દજાલપૂર્ણ અને બિલકુલ અર્થહીન છે, એમ પછીથી સમજાય છે. આવી રીતે પોતાની સાદી કૃતિને રહસ્યપૂર્ણ બતાવવાનો યત્ન, પોતાની મંત્રવિદ્યા વધારે સારી ગણાય એટલા માટે માંત્રિકો કરે, એ સાહજિક છે. પણ આ મંત્રો પરથી એ વાત સિદ્ધ થાય છે, કે તે વખતે તત્ત્વજ્ઞાનવિષયક વિદ્યા ખૂબ વિસ્તૃત હશે.

સૃષ્ટિનો ઉત્પાદક અને રક્ષક દેવાધિદેવ પ્રજાપતિ છે. એ ઉપનિષદ્ ગ્રંથોમાંની કલ્પના અને સૃષ્ટિનું આદિકારણ એક અવ્યકત તત્ત્વ છે, એ તે પછીની કલ્પના, એ બન્ને કલ્પનાઓ અને તેવી જ રીતે બ્રહ્મ, તપ, પ્રાણ, મન ઇત્યાદિ ફિલસુફીના પારિભાષિક શબ્દ ઉપર્યુક્ત સુક્ત તૈયાર થયાં તે વખતે અસ્તિત્વમાં હતી,તેમનો ઘણો પ્રચાર થએલો હોવો જોઇએ. પણ આટલા ઉપરથી જ અથર્વવેદમાંના આ જગદુત્પત્તિવિષયક અને તત્ત્વજ્ઞાનવિષયક સુકતો ભારતીય તત્ત્વજ્ઞાનના વિકાસની અમુક એક અવસ્થાદર્શક છે, એમ ખાત્રીપૂર્વક કહી શકાય નહિ. ઋગ્વેદમાં જે ખાસ તત્ત્વજ્ઞાનવિષયક સુકતો છે, તેમાં બીજ રૂપે રહેલા વિચારોનો ફક્ત ઉપનિષદ્ ગ્રંથોમાં જ વિકાસ થવા લાગ્યો. પણ અથર્વવેદમાંનાં તત્ત્વજ્ઞાનવિષયક સુકતોમાં ઋગ્વેદ અને ઉપનિષદોમાંના વિચારોની કોઈ વચ્ચેની અમુક એક વિકાસાવસ્થા મળી આવે છે, એમ તો ન જ કહી શકાય. ડાયસેન કહે છે, તે અથર્વવેદનાં સુકતો ઉપરના વિચારવિકાસના માર્ગમાં આવતાં નથી.

આ સુકતોમાં ફિલસુફીનાં ઘણાં ગહન તત્વો વખતોવખત નજરે આવે છે, પણ ઘણીવાર એમ કહેવું પડે છે, કે આ ગહન તત્વો અથર્વન્ કવિના ભેજામાંથી નીકળેલાં નથી. પણ તેણે તો બીજાની જ બુદ્ધિ એમાં કામે લગાડી છે. દાખલા તરીકે સર્વ સૃષ્ટિના અસ્તિત્વનું મૂલભૂત તત્વ કાળ છે. આ કલ્પના તત્વવેત્તાને ખરેખર છાજે તેવી છે. પણ જયારે આપણે અથર્વવેદના ૧૯ મા કાંડનું ૫૩ મું સુક્ત વાંચવા માંડીએ, ત્યારે તે સુક્તની ભાષા તત્વવેત્તાની નથી;પણ તે કોઈ અસ્પષ્ટ ગુઢવાદીની છે એમ લાગવા માંડે છે. તે સુક્તની કેટલીક ઋચાઓ નીચે આપી છેઃ—

“ભૂરિરેત, અજર, સહસ્રાક્ષ એવો સપ્તરશ્મિ અશ્વ જે કાળ અમને વહેવડાવે છે, ને નિષ્ણાત કવિ તેની ઉપર આરોહણ કરે છે.સર્વ ભુવનો તેના રથના ચક્રરૂપ છે.”

“આ કાલના સાત ચક્ર છે, સાત નાભિ છે. અમૃત એ તેનો અક્ષ× છે. તે કાલ જ સર્વ ભુવનોને પ્રેરે છે અને સર્વ દેવોમાં તે જ શ્રેષ્ઠ મનાય છે તેને જ પૂજવામાં આવે છે.”

“કામ પૂર્ણ કુંભના જેવો ( અવિચ્છિન્ન ) છે. તેને અમે ઘણી જગ્યાએ ( ઘણી રીતે ) જોઇએ છીએ. તે સર્વ ભુવનોને વ્યાપીને રહેલો છે. તેને ‘શ્રેષ્ઠ વ્યોમમાં રહેતો’ એમ સંબોધવામાં આવે છે.”

×પૈડાનો આરો.

આ જ સુકતની પાંચમી અને છઠ્ઠી ઋચામાં સર્વ ઉત્પત્તિ કાલમાંથી જ છે, એ વારંવાર કહેવામાં આવ્યું છે; તે ઋચાઓ નીચે પ્રમાણેઃ—

“આ આકાશ અને પૃથ્વીને નિર્માણ કરનાર કાલ છે; ભૂત, ભવિષ્ય અને ઇષ્ટ ( વર્તમાન ) તેમાં જ વાસ કરી રહ્યા છે.”

“કાળે ભૂતિ ( પૃથ્વી ) સરજી. કાળમાં સુર્ય તપે છે. કાલમાં જ સર્વ પ્રાણિમાત્રોનો ને ભૂતોનો વાસ છે; અને કાલમાં ચક્ષુનું નિરીક્ષણ રહેલું છે.”

પણ ફરીથી આ પછીની ઋચાઓમાં ને ૫૪ માં સુક્તમાં તે અનેક પ્રકારની વસ્તુઓ અને તે વખતે પ્રસિદ્ધ એવી દેવતાઓનો નામ્મોચ્ચારપૂર્વક ઉલ્લેખ કરી તે વસ્તુઓ ને દેવતાઓ કાલમાંથી જ ઉત્પન્ન થઈ, એમ કહેવામાં આવ્યું છે.

અથર્વવેદના ૧૩ મા કાંડમાંના રોહિત સુક્તમાં પણ તત્ત્વજ્ઞાન બહુ થોડું હોઈ ગુઢનો જ આડંબર છે. આ સુક્તમાં એક બીજા જોડે કોઈ જાતનો સંબંધ ન ધરાવનાર વિષયો બહુ જ અવ્યવસ્થિતપણે મુકવામાં આવ્યા છે. દાખલા તરીકે એની પહેલી ઋચામાં સુર્યે ઉત્પાદક તત્ત્વ તરીકે દ્યાવાપૃથિવી નિર્માણ કરી પોતાના બળથી તેણે તેનું રક્ષણ કર્યું, વિગેરે રોહિતની એટલે સુર્યની પ્રશંસા કરવામાં આવીછે; અને તે જ ઠેકાણે પૃથ્વીપરના રાજાનો વ્યવહાર અને અંતરિક્ષના રાજા રોહિતનો વ્યવહાર એ બન્નેની બહુ જ સંદિગ્ધ ભાષામાં જાણી જોઇને તુલના કરી છે. દરમ્યાન પ્રતિસ્પર્ધિઓને ને શત્રુને, ગાયને લાત મારનારને અને સુર્યાભિમુખ મુત્રોત્સર્ગ કરનારને શાપ આપવામાં આવ્યા છે. ફરી ૧૩ મા કાંડના ત્રીજા સુક્તમાં કેટલીક ઋચાઓમાં રોહિતની સર્વ દેવોમાં શ્રેષ્ઠ એમ પ્રશંસા કરી છે, આમાંનો કરુણ રસ વરૂણ સુક્તની યાદ કરાવે છે. પણ આ સુક્તની ઋચાઓને જે ધ્રુવપદ જોડવામાં આવ્યું છે તેમાં બ્રાહ્મણને પીડા કરનારનો સમૂલ નાશ થાઓ, એમ રોહિતની પ્રાર્થના કરી છે તે ઋચાઓઃ—

“જેણે આ દ્યાવાપૃથિવી ઉત્પન્ન કરી, જેણે સર્વ ભુવનોની પોતાને માટે પિછોડી બનાવી, જેની પાસે વિસ્તીર્ણ એવી છ ઉર્વી રહેલી છે, ને જે ઉર્વીમાંથી પતંગોનું અન્વીક્ષણ ચાલે છે, તે ક્રુદ્ધ દેવનો જે અપરાધી સર્વજ્ઞ બ્રામ્હણને સતાવે છે, તેનો હે રોહિત, તું પૂરેપૂરો નાશ કર. બ્રામ્હણના શત્રુને પાશબદ્ધ કર.”

“જેને લીધે અને જેનાંથી ષડ્ઋતુઓમાં નિયમિત રીતે વાયુ વાય છે, જેમાંથી સર્વે દિશાઓમાં સમુદ્ર વહ્યા કરે છે, તે ક્રુદ્ધ દેવનો ઇત્યાદિ.”

" જે જીવ લે છે, ને જીવદાન આપે છે, જેને લીધે સર્વ ભુવનો જીવે છે તે ક્રુદ્ધ દેવનો ઈ." ૩

"જે પ્રાણદ્વારા દ્યાવાપૃથિવીને ઉલ્લસિત કરે છે, જે અપાનદ્વારા સમુદ્રનું જઠર પૂરી નાખે છે, તે ક્રુદ્ધ દેવનો ઈ. ૪

આ સુંદર રોહિત પ્રશસ્તિની સાથે સાથે જ ગૂઢ કલ્પનાઓ પણ ઓતપ્રોત છે. દાખલા તરીકે, એક ઠેકાણે બૃહત્ અને રથંતર એ બે છંદોમાંથી રોહિતની ઉત્પત્તિ થઈ એમ કહ્યું છે. અને બીજે ઠેકાણે ગાયત્રી છંદને 'અમૃતગર્ભ' કહ્યો છે. આવી ઘણી ગૂઢ કલ્પનાઓ બતાવી શકાય.આવી ઋચાઓમાં ગૂઢ અર્થ શોધી કાઢવાના પ્રયત્ન તો નિષ્ફળ થાય; અને માટે જ વિંટરનીટસ કહે છે, કે અથર્વવેદના ૪ થા કાંડમાંના ૧૧ મા સુક્ત જેવા સુક્તોમાં કોઈ ભારે તાત્ત્વિક સત્ય જડશે, એવી આપણે આશા ન રાખીએ. ઉપરિનિર્દિષ્ટ સુક્તમાં વૃષની,વિશ્વોત્પાદક અને વિશ્વરક્ષક એમ કહી સ્તુતિ કરવામાં આવી છે.

" અનડુહે (વૃષભે) પૃથ્વી અને સ્વર્લોક ધારણ કર્યાં છે; અનડુહે વિસ્તીર્ણ અન્તરીક્ષ ધારણ કર્યું છે; વૃષભે પ્રાચ્યાદિ દિશા અને છ ઉર્વીઓ ધારણ કરેલી છે; તેણે આખું ભુવન વ્યાપ્યું છે."

ઉપરાંત ઇંદ્ર અને બીજા શ્રેષ્ઠ દેવોની પંક્તિએ વૃષભને મૂકયો છે. 'વૃષભ દૂધ આપે છે,"યજ્ઞની દક્ષિણા એટલે તેનું દોહન,તેનું દુધ એટલે યજ્ઞ,' એ અનડુહનાં સાત દોહન જે જાણે છે,તેને સંતતિ અને સ્વર્ગ મળે છે. આ માનવામાં તો કશો વાંધો નથી! આ વૃષભનું કરેલું વર્ણન અથર્વવેદના કાંડ ૯ સુક્ત ૪ માં કરેલાં વર્ણન કરતાં અધિક મહત્ત્વનું છે એમ તો નથી જ. ઉપરના સુક્તમાં વૃષભની અંદર બધા દેવોનું અસ્તિત્વ કલ્પેલું છે. શરૂઆતમાં તે જલરૂપ હતો, એવી તેની પ્રશંસા છે. આ વૃષભ એટલે યજ્ઞમાં આપવાના બલિદાનનો બળદ. આ મિથ્યા તત્ત્વજ્ઞાન અને ગૂઢનો પડદો એટલા માટે છે, કે તેનો તે વખતે વ્યવહારમાં સારો ઉપયોગ થતો. આ જ સુક્તમાં ગાયનું મહત્ત્વ વર્ણવ્યું છે.

" એ દ્યાવાપૃથિવી અને જગતનું રક્ષણ કરે છે. તેની પાછળ સો દૂધના ઘડા,સો દોહનારા, સો ગોવાળ હોય છે; જે દેવો એની અંદર નિવાસ કરે છે, તે એને પિછાણે છે. એ ક્ષત્રિયોની માતા છે. એ સ્વધાની માતા, છે. યજ્ઞ એનું હથિયાર છે, એમાંથી જ વિશ્વની ઉત્પત્તિ થાય છે."

આ પ્રશંસાની હદ તો નીચેની ઋચામાં આવે છે.

"વશા (ગાય) એ જ અમૃત. મૃત્યુ તરીકે તે જ પૂજાય છે."

"મનુષ્ય, અસુર, પિતરો અને ઋષિ, આ બધા વશા (ગાય) નાં જ રૂપ છે:—

પણ વ્યવહારમાં ગાયનો ઉપયોગ કેવી રીતે કરવો, તે આગળ જણાવ્યું છે."

"જે આમ સમજે, તે જ ગાયનો ઉપયોગ કરી જાણે."

"બ્રાહ્મણને ગાય આપનારને બધા લોકોની પ્રાપ્તિ થાય છે. કારણ ગાયમાં ઋત, બ્રહ્મ અને સત્ય એ ત્રણેનો નિવાસ છે " ને છેવટે,

" દેવોનું જીવન ગાય છે. તેમ માણસોનું જીવન પણ ગાય છે. સુર્યની દૃષ્ટિ પહોંચે, ત્યાં લગી-ગાયનું જ રૂપ છે."

ડાયસેન નામના જર્મન પંડિતે અથર્વવેદનાં સુક્તોનો અર્થ કરવાની ઘણી કોશીશ કરી તેમાં સંબદ્ધતા આણી છે. દાખલા તરીકે ૧૦ મા કાંડના બીજા સુક્તમાં બ્રહ્મસિદ્ધિનો વિચાર મિમાંસક દૃષ્ટિથી કરેલો છે; ૧૧ મા કાંડનાં સુક્તમાં તેનો વિચાર અધ્યાત્મ દૃષ્ટિથી કરેલો છે, એમ ડાયસેને બતાવ્યું છે. પણ આ સુક્તમાં આટલું તત્ત્વજ્ઞાન હશે, એ વિંટરનીટ્ઝ માનતો નથી. તે તો એમ જ માને છે, કે આનો લેખક મિથ્યા તત્ત્વજ્ઞાની છે. ને તેણે મનુષ્યમાં વિશ્વાત્મા (બ્રહ્મ) છે, એ તત્ત્વ નવું શોધ્યું નથી,પણ તેમના સમયમાં પરિણીત સ્થિતિમાં રહેલું આ તત્ત્વ ગૂઢ, અસંબદ્ધ અને અવ્યક્ત રીતે આગળ ધરવાનું કામ કર્યું. ઋગ્વેદના ૧૦ મા કાંડના ૧૨૧ મા સુક્તમાં એક ગહન તત્ત્વવેત્તા અને ઉત્તમ કવિ વિશ્વના ઐશ્વર્યનું વર્ણન સરસ રીતે કરીને પૂછે છે, કે " આ વિશ્વનો કર્તા કોણ ?" પણ અથર્વવેદમાં (૧૦ કાંડ ૨ સુક્ત) એક કવિ (સુક્તકાર) એક પછી એક બધાં અવયવોનું વર્ણન કરીને છેવટે પૂછે છે, કે " આ બધાં કોણે બનાવ્યાં?"

આ પ્રશ્નો પહેલી આઠ ઋચાઓમાં છે ને પછીની નવ ઋચામાં માનવી જીવિતની બધી બાબતો વિષે પ્રશ્ન કરવામાં આવેલા છે.

તે પછી એવો સવાલ કર્યો છે, કે પૃથ્વીપર મનુષ્યની સત્તા કેવી રીતે જામી? આ બધા સવાલોનો ઉકેલ એવી રીતે કરવામાં આવ્યો છે, કે માણસ બ્રહ્મસ્વરૂપ છે, માટે તે આટલું સામર્થ્ય મેળવી શકયો. અહીંસુધી આ સુક્ત જો કે બહુ સુંદર નથી, તો પણ તેની ભાષા સ્પષ્ટ ને શુદ્ધ છે. પણ આ સુક્તની ૨૯ થી ૩૩ ઋચાઓ બહુ જ ગૂઢ છે.

આ બધી ઋચાઓમાં ગૂઢ જ્ઞાનની આશા રાખી ખોળ કરવી તે ઋચાઓને નકામું મહત્ત્વ આપ્યા જેવું છે. અથર્વવેદના ૧૧ મા કાંડના ૮ મા સુકતમાં બ્રહ્મતત્ત્વ ઉપર સર્વ રીતે આધાર રાખતા એવા આધ્યાત્મિક અને જડ ઘટકોના સંયોગથી મનુષ્યની ઉત્પત્તિ થઈ એમ પ્રતિપાદન કરેલું છે, એમ ડાયસેન કહે છે. પણ એ સુકતમાં ગ્રાઝો અર્થ નથી એમ વિંટરનીટ્ઝ માને છે. જેમ ખોટું બોલનાર માણસ પોતાના બોલવા ઉપર લોકો વિશ્વાસ રાખે તે માટે કોઇક વખત સાચું બોલી દે છે, તેમ ગૂઢવાદીઓને પણ પોતાના નિરર્થક પ્રલાપને ફિલસુફીનું મહત્ત્વ મળવા ખાતર પોતાના સુકતોમાં બીજા કોઈ તત્ત્વવેત્તાના ભાડુતી વિચારો ઘુસેડી દેવા પડે છે. ૧૧ મા કાંડનું ૮ મું સુકત ઉપરના વિધાનની સત્યતા સિદ્ધ કરવા બસ છે. આ સુકતમાં અગ્નિ, વનસ્પતિ, ઓષધિ, ઇન્દ્ર, બૃહસ્પતિ, સુર્ય, વરૂણ, મિત્ર, વિષ્ણુ, ભગ, વિવસ્વાન્, સવિતા, ધાતા, પુષ્પન્, ત્વષ્ટા ઇત્યાદિ દેવોની ફકત યાદી આપીને અમે એ દેવોની સ્તુતિ કરીએ છીએ માટે તેઓ અમને અંહસ્થી એટલે પાપથી બચાવે એવી અમે પ્રાર્થના કરીએ છીએ; એવો ઉલ્લેખ છે.

આવી જાતની પદ્યરચના કાવ્ય શબ્દથી ઓળખાવવાને લાયક નથી, તેમ જ તેને તત્વજ્ઞાન પણ કહી શકાય નહિ. આ પદ્યો કરતાં બહુ જ સુંદર ને સરસ એવું એક સુકત અથર્વવેદમાં મળી આવે છે. આ સુકતમાં કેટલીક ઋચાઓ પૃથ્વીની ઉત્પત્તિ વિષે છે, તેથી તેની ગણના જગદુત્પત્તિવિષયક સુકતોમાં કરવામાં આવે છે; પણ એમાં કોઈ પણ જાતનું ગૂઢ અગર તાત્વિક જ્ઞાન નહિ હોવાથી તેમાં અસલ કાવ્ય ઘણું છે. આને જ પૃથ્વીસુકત (કાંડ ૧૨ સુકત ૧) કહે છે. આની ૬૩ ઋચાઓમાં "બધી ઐહિક વસ્તુઓને ધારણ કરી તેમનું રક્ષણ કરનાર તું છે, બધાં સંકટોમાંથી તું જ અમને બચાવ, ને અમારા ઉપર અમીદૃષ્ટિ રાખ." ઇત્યાદિ કહી પૃથ્વીમાતાની પ્રાર્થના કરેલી છે. પ્રાચીન ભારતના ધાર્મિક કાવ્યપ્રબંધોમાં કેવી જાતનું સુંદર કાવ્ય ઓતપ્રોત રહેલું છે. તે બતાવવા માટે કેટલીક ઋચાઓનું ભાષાંતર નીચે આપીએ છીએઃ—

"સત્ય, મોટું ને ઉગ્ર એવું ઋત, દીક્ષા, તપ, બ્રહ્મ, ને યજ્ઞ આ પૃથ્વીને ધારણ કરે છે. તે અમારા ભૂત તથા ભવિષ્યની પત્ની છે, તે અમારા માટે વિસ્તીર્ણ લોકોની યોજના કરો. "૧

"જે પહેલાં જલરૂપે સમુદ્રમાં હતી, મનસ્વી (ઋષિ)ઓ જેને અનેકવિધ માયાથી અનુસરતા, જેનું હૃદય ઉંચે આકાશમાં હોઈ સત્યથી આવૃત અને અમર એવું છે, તે પૃથ્વી અમને તેજ, ને રાષ્ટ્રબલ આપો. ૮"

"જેને આશ્વિનોએ માપી છે, જેના ઉપર વિષ્ણુએ પગ મૂકયો છે, જેને શચીપતિ ઇન્દ્રે પોતાને માટે અમિત્ર-રહિત નિઃશત્રુ કરી છે, તે ભૂમિ, માતા પુત્રને જેમ દૂધ આપે છે તેમ અમને દૂધ આપો." ૧૦

"હે પૃથ્વી, તારા ગિરિ, હિમયુકત પર્વતો, અરણ્યો ઇત્યાદિનું મંગળ હો. પિંગલ, કૃષ્ણવર્ણ, રોહિત, વિશ્વરૂપ અને ધ્રુવ એવી ઇન્દ્રરક્ષિત પૃથ્વી-ઉપર હું અજાત, અહત, ને અક્ષત એવો ઉભો છું."૧૧

"તારાથી ઉત્પન્ન થએલા મર્ત્યો તારી ઉપર હરે ફરે છે; તું દ્વિપાદ ને ચતુષ્પાદોનું પોષણ કરે છે, તારી આ પાંચ માનવી જાતિઓ છે; તે મર્ત્ય છે, તો પણ સુર્ય ઉદય પામીને પોતાનાં કિરણોદ્વારા તેમને માટે અમર જ્યોતિઓને પોષે છે." ૧૫.

"પૃથ્વી ઉપર યજ્ઞ ને સારી રીતે તૈયાર કરેલું હવિષાન્ન દેવોને આપવામાં આવે છે, ભૂમિ ઉપર જ માણસો પોતાની મરજી મુજબ અન્ન ગ્રહણ કરીને જીવે છે. તે ભૂમિ અમને પ્રાણ, આયુ ને મજબુત શરીર આપો."૨૨

'હે ભૂમિ, હું તને ખોદું છું, તેથી વનસ્પતિઓ જલદી ઉગી નિકળો. હે પાવક (ભૂમિ), મારા ખોદવાથી તારા મર્મ કે હૃદયને જખમ મા થાઓ.' ૩૫

"જે ઉપર મર્ત્યો મોટેથી શોરબકોર કરે છે, ગાય છે, નાચે છે, જેની ઉપર તેઓ યુદ્ધ કરે છે, યુદ્ધની ગર્જના કરે છે, દુંદુભિ ગર્જે છે, તે ભૂમિ અમારા શત્રુને હાંકી કાઢો ને મને શત્રુરહિત કરો."૪૧

"મૂર્ખ ને વજનદાર બન્નેને ધારણ કરનારી, ભદ્ર ને પાપી એ બન્નેના મૃત્યુની તિતિક્ષા કરનારી પૃથ્વી વરાહયુકત એવી મૃગ ને સુકર બન્ને માટે ફરે છે."૪૮

હે ભુમિ માતા ! મને સુસ્થાને સુખમાં રાખ.હે કવે, સ્વર્ગ જોડે સખ્ય, યશ ને ધન મને આપો."૬૩

આ સુકત ઋગ્વેદ સંહિતાને પણ શોભાવે તેવું છે; આ ઉપરથી એવું સિદ્ધ થાય છે, કે ઋગ્વેદ કરતાં અથર્વવેદ સંહિતામાં જો કે હેતુની એકરૂપતા વધારે છે, તો પણ ઠેકઠેકાણે તેમાં પ્રાચીન કાવ્યોનાં ખંડ મળી આવે છે. ઋગ્વેદની જેમ આ સંગ્રહ-(સંહિતા)માં પણ અધમ ને નિરર્થક કાવ્યની સાથે સાથે જ પ્રાચીન ભારતીય કાવ્યમાંનાં કેટલાંક બહુ કિંમતી રહસ્યો છે. અને હિંદુસ્થાનમાંના આર્યોના પ્રાચીન કાવ્યની સાચી કલ્પના આવવા માટે આ બન્ને ગ્રંથો ધ્યાનમાં લેવા ઘટે છે.

ઋગ્વેદ અને અથર્વવેદનું વિવેચન આરામ ખુરશી ઉપર બેઠા બેઠા આવી રીતે કરી શકાયું ખરું, પણ યજુર્વેદ ને સામવેદની માહિતી આપવી એટલે કેવળ વિચાર ને કલ્પના આપવાનું કામ નથી; પણ માથાકૂટ કરાવે એવાં શાસ્ત્રો જ આપવા પડે. એ બે શાસ્ત્રો તે એક યજ્ઞશાસ્ત્ર ને બીજું સંગીતશાસ્ત્ર. સામવેદને સુક્તસંગ્રહ કહેવા કરતાં રાગદારીનો સંગ્રહ કહેવું વધારે યોગ્ય છે. યજુર્વેદ તે યજ્ઞશાસ્ત્ર. આપણે જેને વૈદિક ધર્મ કે શ્રૌત ધર્મ કહીએ છીએ, તે ખરું જોતા યજુર્વેદાત્મક ધર્મ છે. યજુર્વેદનું વર્ણન કરવું એટલે યજ્ઞ ને તેની ઉપક્રિયાઓનું વર્ણન જેમાં આપ્યું છે, તે ગ્રંથોનું વર્ણન કરવું. અત્યાર સુધી ઋગ્વેદ ને અથર્વવેદનું વિવેચન થયું. આ બે સંહિતામાં સામ્ય એ છે, કે એમાંના મંત્રોનો ઉપયોગ કોઈ વિશિષ્ઠ કર્મ કે પ્રયોગો માટે કરવાનો નથી. ઋગ્વેદની વિષયવિવિધતા જ આ વિધાન સિદ્ધ કરે તેમ છે.

જો કે ઋગ્વેદમાંનાં ઘણાંખરાં સુક્તોનો યજ્ઞકર્મ માટે અને અથર્વવેદનાં સુક્તોનો-મંત્રોનો અભિચાર જારણ વિગેરે માટે ઉપયોગ કરવામાં આવે છે. તો પણ આ વિશિષ્ટ કર્મો માટે જ તે બન્નેનાં સુક્તો મૂળ લખાયાં એમ કહેવાય નહિ. આ બન્ને સંહિતાની ઋચાઓનો સંગ્રહ વાઙ્મયવિષયક હેતુથી જ કરવામાં આવેલો, ને કોઈ પ્રયોજન કાઢીને અમુક મંત્ર કે સુક્ત અમુક વખતે અમુક માણુસ ગાય,એવું નિયમન કરી આ સુક્તોનો વિનિયોગ કરવામાં આવ્યો છે, એમ આપણે કહી શકીએ.

ઋગ્વેદનાં સુક્તોની સંહિતા યજ્ઞના અનુક્રમની દૃષ્ટિથી રચાઈ નથી. અથર્વવેદનું હૌત્ર માત્ર યજ્ઞને અનુલક્ષીને રચાયું હોય એમ જણાય છે. શ્રૌતકર્મમાં અથર્વવેદનું એક વિશિષ્ટ સ્થાન હતું. પણ યજુર્વેદની માહિતી વગર તે સમજાય નહિ. માટે હવે આપણે યજુર્વેદ લગી થોભીએ.

યજ્ઞમાં મુખ્ય ચાર ઋત્વિજોમાંના બ્રહ્મા અથર્વવેદી હતા. એ કલ્પના ઉત્પન્ન થઈ, અથર્વોનું પૌરોહિત્ય ( ગોરપદું ) ત્રૈવિદ્યોએ છીનવી લીધું, વિગેરે હકીકતો નોંધવા જેવી છે. અથર્વવેદનું અંગભૂત જે સૂત્રવાઙ્મય છે. તે સંબંધી વિવેચન અત્રે રજુ કરવાની યોજના કરેલી છે.

### ૧ વૈતાન સૂત્ર

અથર્વ વાઙ્મયમાં સ્થાનઃ—અથર્વવેદના ધર્મવિધિ અથવા સંસ્કાર પાંચ ગ્રંથોમાં વર્ણવાયા છે. ને તે ગ્રંથોને શ્રુતિના જેટલા મહત્ત્વના ગણુવામાં આવે છે. તેમનાં નામ નીચે મુજબ છેઃ—કૌશિકસૂત્ર અથવા સંહિતાકલ્પ અથવા સંહિતાવિધિ. ( ૨ ) વૈતાનકલ્પ અથવા વૈતાન સુત્ર ( ૩ ) નક્ષત્રકલ્પ ( ૪ ) શાંતિકલ્પ ( ૫ ) અંગિરસકલ્પ અથવા અભિચારકલ્પ અથવા વિધાનકલ્પ.

અથર્વવેદની નવ શાખા અથવા ભાગ બહુ પ્રાચીન સમયથી કરવામાં આવેલા છે તેમાંની ચાર શાખા ઉપરના પાંચ ગ્રંથો છે. તે ચાર શાખાઓ નીચે પ્રમાણે છેઃ—૧ શૌનકીય. ૨ ઋક્ષલ. ૩ જલદ. ૪ " બ્રહ્મવદ. અથર્વવેદસ્ય નવ વેદા ભવન્તિ । તત્ર ચતસૃષુ શાખાસુ શૌનકાદિષુ કૌશિકોક્તં સંહિતા વિધિઃ ( અથર્વવેદ પદ્ધતિ-ઉપોદ્ઘાત ).

પૈપ્પલાદ નામનું અથર્વવેદની એક શાખાનું નામ બહુ જાણીતું છે. કૌશિક અને વૈતાન સુત્ર આ શાખાનાં નથી; કારણુ કે તે સૂત્રમાં પ્રતિકોનાં અવતરણુ ન લેતાં પૈપ્પલાદના મંત્ર આખા ને આખા લેવામાં આવેલા છે. શૌનક અને દેવદર્શીના માપન વિષેના અભિપ્રાયનો વિરોધ કરવામાં આવ્યો છે. અને કૌશિકસૂત્ર ૮૫-૬-૭ માં કૌશિકસૂત્ર શૌનકીય શાખાનું છે, એમ સ્પષ્ટપણે જાહેર કરવામાં આવેલું છે. શૌનકીઓનો મત છેવટના ભાગમાં આપેલો છે અને કૌશિકીની હંમેશ રીત પ્રમાણે તે ગ્રાહ્ય સમજવો જોઇએ.

ઉપર જે પાંચ શ્રૌતસૂત્રો ( અર્થાત ૫ કલ્પ ) આપેલાં છે, તેમાંના આંગિરસ અથવા અભિચારકલ્પ અથર્વવેદના પરિશિષ્ટ રૂપ છે. તેમાં અભિચાર અથવા જાદુપ્રયોગ સંબંધી વિગતો છે. કૌશિકસૂત્રના છઠ્ઠા અધ્યાયના સ્પષ્ટીકરણુમાં અભિચાર કલ્પનો થોડો ઘણો ઉપયોગ થયો હોવો જોઇએ.

નક્ષત્રકલ્પ અને શાંતિકલ્પ પણ અથર્વવેદનાં પરિશિષ્ટો જ છે, અને તે તેમનાં નામ ઉપરથી જ સમજાય છે."બ્રહ્મવેદપરિશિષ્ટ-નક્ષત્રકલ્પાભિધાનમ્" એક ઠેકાણે નક્ષત્રકલ્પને પહેલું પરિશિષ્ટ કહેલું છે, અને પરિશિષ્ટની યાદીમાં તેનું નામ પહેલું નાખેલું છે

કૌશિક અને વૈતાનસૂત્રનો પરસ્પરસંબંધઃ- કૌશિક અને વૈતાનસૂત્રમાં સંસ્કારનું વર્ણન છે. પરંતુ બીજા વેદોની શાખાઓમાં જે સૂત્રોમાં સંસ્કાર વર્ણવાયા છે, તે સૂત્રોના પરસ્પર સંબંધ ઉપરથી કૌશિક અને વૈતાનસૂત્રોનો પરસ્પર સંબંધ અને તેમનો અથર્વસંહિતાની સાથેનો સંબંધ અનેક બાબતોમાં જુદો છે. ત્રૈવિદ્યમ્, અથવા, ત્રયી વિદ્યા, એમ ( અથર્વ સિવાયના ) ત્રણુ વેદોને ગણુવામાં આવે છે અને તે અનુસાર અથર્વવેદમાંનાં સૂત્રો વેદ સંજ્ઞાને અનુસરીને છે કે કેમ, તે બાબત સંશય દર્શાવવામાં આવેલો છે. શ્રૌત સંસ્કારોમાં

અથર્વવેદમાંથી સૂક્તોનો ઉપયોગ કરવાથી તે અપાત્ર છે, એવી સમજ વ્યક્ત થયેલી છે. બ્રાહ્મણ ને ગોપથ બ્રાહ્મણ અને શ્રૌત સૂત્રો વૈતાનસૂત્ર એમાં અનુક્રમે બ્રાહ્મણ વાઙ્મય અને શ્રૌત વાઙ્મયના હમણાં જ રચાએલા ( મરાઠી ) ગ્રંથો છે. અથર્વવેદમાં ગોપથ બ્રાહ્મણ છે. બીજા વેદોનાં ચરણોમાં વાઙ્મય લખવાની જે પદ્ધતિ પ્રચારમાં હતી, તેનું અનુકરણ ગોપથ બ્રાહ્મણ અને વૈતાનસુત્રમાં કરવામાં આવ્યું છે. વૈતાનસૂત્રસંબંધી આ હકીકત થઈ. પણ માંત્રિકવિદ્યા, ભૂત કાઢવું, વિગેરે જે વેદમાં મળી આવે છે, તે વેદને વળગી રહેનારા મનુષ્યના જીવનક્રમના સંબંધમાં અને ભૂત કાઢવાની ક્રિયા સંબંધી તેના પ્રત્યક્ષ વ્યવહારના સંબંધમાં અનેક વાતો પ્રચલિત હતી. અને બીજા વેદોમાં નથી, એવું ઘણું આ વેદમાં છે, એવી જગતની માન્યતા થઈ હતી અથર્વણ ગ્રંથમાં અથર્વવેદમાં સર્વથી મોટા અને મહત્ત્વના કૌશિક સૂત્રને જે ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત થઈ, તે ઉપરનાં કારણોને લીધે જ હોવા જોઇએ.

ગૃહ્યસૂત્રો શ્રૌતસૂત્રો ઉપર અવલંબે છે, ગૃહ્યસુત્રોમાં શ્રૌતસુત્રોના ઉલ્લેખ અનેક ઠેકાણે સ્પષ્ટપણે કરેલા છે.

શ્રૌતસુત્રોમાં જે વિધિનું વર્ણન એક વાર આવેલું છે, તેનું ફરીથી વર્ણન ગૃહ્યસુત્રોમાં કરેલું નથી.

આપસ્તંબમાં ધર્મ વિષયનાં તમામ સુત્રો એક ઠેકાણે કરવામાં આવેલાં છે. આપસ્તંબના સુત્રગ્રંથમાં શ્રૌતસુત્ર ગૃહ્યસુત્રની આગળ આપવામાં આવેલું છે.

ગૃહ્યસુત્રો બરાબર રીતે કહેવામાં મુખ્ય અડચણ એ આવે છે, કે તે શ્રૌતસુત્રો ઉપર સર્વસ્વ અવલંબે છે, ને જાણે કે તેનાં પરિશિષ્ટ છે, એમ દેખાય છે અને શ્રૌતવિધિની માહિતી અમારામાં પુરેપુરી છે, એવું તે સુત્ર માન્ય કરે છે.

કૌશિક અને વૈતાન સુત્રનો પરસ્પર સંબંધઃ– ઉપર દર્શાવેલા ગૃહ્ય અને શ્રૌતસુત્રના સંબંધ જેવો નથી. કૌશિકસુત્ર વૈતાનસુત્રના ઉપર કોઈ પણ જગ્યાએ અવલંબીને રહેલું નથી; ઉલટું વૈતાનસુત્ર કૌશિકસુત્રને આધારે છે, એ વાત જે ઠેકાણે બન્ને સુત્રના વિષયોમાં ફરક છે, અને શ્રૌતવિધિ અને ગૃહ્ય વિધિમાં ફરક છે, ત્યાં નજરે પડે છે. એટલે કે વૈતાનસુત્ર સંબંધી ઘણું કરીને એમ કહેવાય, કે અમુક એક શાખામાં જેની ધીમેથી વૃદ્ધિ થઇ છે, એવા શ્રૌતસંસ્કારમાંના વિધિમાંથી વૈતાનસુત્ર સહજ બનેલું નથી; તે સુત્ર ખાસ તૈયાર કરવામાં આવેલું છે અને જ્યારે અથર્વવેદના અનુયાયીઓને બીજા વેદોના અનુયાયીઓના પુરોહિતો સમક્ષ વાદવિવાદ કરવાનો પ્રસંગ આવેલો, ત્યારે તે તૈયાર કરેલા હોવા જોઇએ. વૈતાન સુત્રમાં અથર્વ વેદમાંના સંસ્કારનો પાયો છે, એવું કહી શકાય નહિ; કારણ તેમાં બીજા ગ્રન્થોમાંથી ઉછીનો લીધેલો નહિ એવો, અથવા કૌશિક સુત્રમાં મળી આવતો નથી એવો, બહુ જ થોડો ભાગ છે. વૈતાન સુત્રમાં યજુઃ સંહિતાની અંદર અનેક ઋચા અને પાઠ મળી આવે છે અને સંસ્કારનું તેમાં જ્યાં વર્ણન કરેલું છે, ત્યાં કાત્યાયનના શ્રૌતસુત્રનું અનુકરણ કરેલું સ્પષ્ટ દેખાય છે. વૈતાનસુત્ર ૧. ૧. ૮.

'દેવતા હવિર્દક્ષિણા યજુર્વેદાત્' આ વાક્ય ઉપરથી એ વાત આપોઆપ જ ખુલ્લી સમજાય છે. આ ઉપરથી બીજી વાત એ જણાય છે, કે વૈતાન અને કાત્યાયન વચ્ચે પરસ્પર સંબંધ હોવો જોઇએ; કારણ કે કાત્યાયનપર લખેલા ભાષ્યમાં વૈતાનસુત્ર અથર્વણ અથવા અથર્વસુત્રના નામની નીચે વૈતાનસુત્રમાંથી અનેક અવતરણો લીધેલાં છે. વૈતાનસુત્ર અને કૌશિકસુત્રના પરસ્પર સંબંધમાં એવું કહી શકાય, કે કૌશિકસુત્ર એ એક બીજી સ્વતંત્ર સંહિતા છે, એ માન્યતાથી એવી માન્યતા રચેલી છે, કે કૌશિકમાંથી સંસ્કાર અને અથર્વવેદમાં મંત્રોથી જુદે ઠેકાણેથી લીધેલા મંત્રોની વાચકોને ખબર છે અને તેમને તેના અર્થની પણ સમજણ છે.

વૈતાનસુત્રની ઉત્તમ પ્રત અને તેનું ઉત્તમ ભાષાંતર ગાર્બે સાહેબના અધિપતિપણા નીચે પ્રકટ થયેલા વૈતાનસુત્ર નામના ગ્રંથમાંથી મળી શકશે.

આંતર રચનાઃ—વૈતાનસુત્રમાં કેટલોક ભાગ અથર્વ વેદમાંના કેટલાક ભાગની સાથે મળતો આવે છે. વૈતાનસુત્રનો કયો ભાગ અથર્વવેદના કયા ભાગ સાથે મળતો આવે છે તે નીચે આપેલું છે.

વૈતાનસુત્રમાં ૧.૧૯; ૧૦.૫; ૩૭.૨૩; ૩.૧૭; ૯.૪; ૨૮.૩૨–ઇત્યાદિ સુત્રો અનુક્રમે અથર્વવેદમાંનાં ૧૯.૬૯; ૧.૪; ૧૨.૧; ૨૩.૨૫; ૧૮.૩,૮;૯; ૨, ૪૮ ૧.૬૧; ૨,૫૩; ૪,૪૪; ૭ ૧૧૦, ૩; ૩;૧૦, ૭; ૩.૧૭, ૨; સુત્રો સાથે મળતાં આવે છે. અથર્વવેદમાં જ માત્ર મળી આવનારૂં વૈતાનસુત્રનું લખાણ કૌશિકસુત્રમાં આવતા લખાણની સાથે મળતું આવે એવું બહુ જ ઓછું હોય છે.

વૈતાનસુત્રમાં બ્રાહ્મણ બ્રહ્મવેદવિદ્ હોવો જોઇએ એવું કહેવામાં આવેલું છે. ( વૈ. સુ. ૧.૧ ) બ્રહ્મ-વેદ શબ્દ કૌશિકસુત્રમાં મળી આવતો નથી.પણ તેના બદલામાં કૌશિકસુત્ર અને વૈતાનસુત્રમાં એક ઠેકાણે 'ભૃગ્વંગિરોવિદ્ ' શબ્દ મળી આવે છે.(કૌશિક ૬૩.૩ ને ૯૪.૩ અને વૈતાન ૧-૫ ). ' અથર્વાઙ્ગિરોવિદં બ્રાહ્મણમ્ ', ગોપથ બ્રાહ્મણ અને પરિશિષ્ટોમાં પણ 'ભૃગ્વઙ્ગિરોવિદ્' શબ્દ મળી આવે છે. 'બ્રહ્મવેદવિદ્' શબ્દ હાલનો હોય એમ જણાય છે. અથર્વવેદ અને તેના પુરોહિતનું શ્રેષ્ઠત્વ કોઇ કોઈ સ્થળે વૈતાનસુત્ર-માં નિર્દિષ્ટ કરેલું છે. દાખલા તરીકે વૈ. સુ. ૧૧.૨ માં જણાવેલું છે, કે ઉદ્ગાતર, હોતર, અને અધ્વર્યુ-ને બદલે અથર્વાઙ્ગિરોવિદ્ બ્રાહ્મણ પસંદ કરવો. અથર્વણ વર્ગમાં પુરોહિત સર્વશ્રેષ્ઠ છે, એ દેખાડ-વાનો પ્રયત્ન વૈ. સુ. ૬૦૧ અને ૩૭.૨ માં સ્પષ્ટપણે કરેલો દેખાય છે. બ્રાહ્મણ પુરોહિત અને તેના વેદનું મહત્ત્વ દર્શાવિવાને અથર્વના પરિશિષ્ટમાં શક્ય તે પ્રયત્ન બીજાને માટે હલકા શબ્દોની યોજના કરીને પણ કરવામાં આવેલા છે.

આવા પ્રકારનો પ્રયત્ન માત્ર અથર્વ વાઙ્મયમાં જ કરવામાં આવ્યો છે એમ નથી. મહાભાષ્યમાં અથર્વવેદને વેદોમાં પ્રથમ સ્થાન આપવામાં આવેલું છે. અથર્વવેદનો પુરોહિત માહિતગાર હોવો જોઈએ એવું યાજ્ઞવલ્કયે ( ૧.૩૧૨ કહ્યું છે ઋગ્વેદના ગૃહ્યસુત્રમાં તર્પણ વખતે અથર્વ ઋષિ સુમંતુને ઋષિઓની યાદીમાં પ્રમુખ સ્થાન આપવામાં આવ્યું છે. ( શાખા ૪-૧૦-૩ )

અથર્વણ વાઙ્મયમાં વૈતાનસુત્ર સિવાય બીજે કોઈ પણ ઠેકાણે ન મળી આવનારૂં લખાણ વૈતાન-સુત્રમાં ઘણું કરીને છે જ નહિ. માત્ર વૈ. સુ. ૨-૧૦ અને ૪૩-૨૬માં અભિચારનો સ્વતંત્ર ઉલ્લેખ છે. શૌનકયજ્ઞ વિષેની હકીકત બીજે કોઈ પણ ઠેકાણે નથી. વૈતાન સૂત્રમાં જે શાંત્યુદકનું વર્ણન કરવામાં આવેલું છે, તેમાં જણાવેલા સંસ્કારથી અથર્વણસાહિત્યમાં એક સંસ્કારનો વધારો થયો છે.

કૌશિક સૂત્ર ત્યા ગોપથ બ્રાહ્મણમાં જે પ્રમાણે પૈપ્પલાદ શાખામાંનાં સુકતો લેવામાં આવ્યાં છે, તે જ-પ્રમાણે વૈતાનસૂત્રમાં પણ પૈપ્પલાદ શાખામાંથી ત્રણ અખંડ સૂકતો લીધેલાં છે. ( પૈપ્પલાદ શાખા ૧૦-૧૭, ૧૪-૧, ૨૪-૧ )

વૈતાન તથા કૌશિકસૂત્રનો અનેક પ્રકારનો પર-સ્પર સંબંધ છે. વૈતાનસૂત્રના મુખ્ય ૮ પાઠ (અધ્યાય) છે. પણ એની સાથે પ્રાયશ્ચિત્ત-સૂત્રો જોડવાથી વૈતાનસૂત્રના એકંદર ૧૪ પાઠ કરવામાં આવ્યા છે. અને આ બે સૂત્રમાં નીચે પ્રમાણે સામ્ય છે. દાખલા તરીકેઃ— (૧) બન્ને પાઠમાં સૂત્રની શરૂઆતમાં ઘણેખરે ઠેકાણે એક મોટો મંત્ર જણાઈ આવે છે. (૨) અયસુ-ના સ્વરૂપમાં જે શબ્દોનું પ્રથમા વિભકિતનું અનેક વચન હોય છે, એવા શબ્દો દ્વિતીયા વિભકિતમાં વાપરવામાં આવ્યા છે. વૈ૦ સુ૦ ૧૧ ૧૪ અને કૌ૦ સુ૦ ૮—૧૯ (૩) બન્ને સુત્રમાં પ્રસંગ પ્રમાણે 'બ્રાહ્મ' નો ઉલ્લેખ બ્રાહ્મણોક્તમ્ અગર 'ઇતિ બ્રાહ્મણમ્' એ પ્રમાણે કરવામાં આવ્યો-છે. વૈ૦ સૂ૦ ૭—૨૫, કૌ૦ સૂ૦ ૬—૨૨; ૮૦-૨ (૪) 'મંત્રોક્ત' શબ્દ બીજા સૂત્રમાં ઘણે ભાગે વપરાયા છે. વૈ૦ સૂ૦ ૧. ૧૪ કૌ૦ સુ૦, ૨૧—૧૧ (૫) 'સરૂપવત્સા' શબ્દ કૌશિક તથા વૈતાન બન્ને સુત્રમાં મળી આવે છે. (૬) શાન્ત્યુદક' શબ્દ વૈતાનસુત્રમાં તો એક જ ઠેકાણે મળી આવે છે. જયારે કૌશિક સુત્રમાં તે પુષ્કળ આવે છે વૈ૦ સુ૦ ૫—૧૦, કૌ૦ સુ૦ ૯.

વૈતાન સુત્રમાં વર્ણવેલા ઋષિ અથવા ગુરુ કૌશિકસુત્રમાં પણ છે. જયાં એક સરખાં સુત્રો ન હોય એવાં પણ કેટલાંક સ્થળો બન્ને સુત્રોમાં મળી આવે છે. વૈ૦ સુ૦ ૧—૧૫ કૌ૦ સુ૦ ૬૪ ૩; ૯૪—૩ વૈ. ૨—૨; કૌ. ૨-૬; વૈ. ૩-૨૦ કૌ. ૬-૨૩, વૈ૦ ૭-૨૦; કૌ૦ ૬—૨૦; વૈ. ૧૨ ૧. કૌ. ૫૧. ૫; વે. ૩૪. ૧૨; કૌ. ૧૫-૧ વૈ. ૪૩. ૧; કૌ. ૪.

બન્ને સુત્રમાં ઉપર જણાવેલું સામ્ય હોવાથી કૌશિક સુત્રમાંથી વૈતાનસુત્રમાં સામ્યતાદર્શક બધું લખાણ લીધું હશે એમ માનવું વ્યાજબી થશે નહિ. અથર્વણમાં મળી આવનારૂં અથર્વણનું ખાસ લખાણ હોય, તે કદાચ અથર્વવેદના અનુયાયી લોકો પુરતું જ કેટલીક મુદત સુધી મર્યાદિત હોઈ શકે. એટલે ધર્મસંબંધી ગ્રંથ લખનારાઓને તે સરખું જ ઉપયોગી થઈ પડે. અને તેથી વૈતાન સુત્રમાં કૌશિકમાંથી કેટલું લખાણ લીધું છે, તે ખાતરીથી કહી શકાય નહિ, વૈતાનસુત્ર તથા ગોપથ બ્રાહ્મણમાંનું કેટલુંક લખાણ શબ્દેશબ્દ સરખું જ છે. પણ તેથી ગોપથ બ્રાહ્મણ વૈતાનસુત્ર પહેલાં રચાયું એવું નિશ્ચિત થતું નથી. વૈ૦ સુ૦ ૩ ૧૫ ગો૦ બ્રા. ૧—૫—૨૧; વૈ. સુ. ૩૦—૧૦ ગો. બ્રા. ૨—૧—૨

તેમ છતાં વૈતાન અને કૌશિકસુત્રમાં આપેલુ કોઇ એક વિષયનું વર્ણન જોવાથી એમ જણાય છે, કે જે કૌશિસુત્રમાં તે વિષયનું સંપુર્ણ વિવેચન હોય છે, જ્યારે વૈતાનમાં તે ટુંકામાં આપેલું હોય છે.

કોઇ પણ વસ્તુના સમુદાયની હકીકત સંક્ષિપ્તમાં તેમજ તાંત્રિક હોય છે; એ વાત એટલે સુધી નજરમાં આવે છે, કે આમાંના વૈતાન સુત્રમાંના લખાણ ઉપરથી તે કારણનો ખ્યાલ થતો નથી. વૈતાનમાં ઠેકઠેકાણે ઋષિઓનાં નામ આપેલાં છે દાખલા તરીકે કૌશિક, યુવન કૌશિક, ભાગલી, માઠર, શૌનક વિગેરે. કૌશિક સૂત્રમાં આ નામો ઉપરાંત બીજાં વધારે નામો છે. ઉપરાંત કૌશિકસૂત્રમાં નીચેનાં નામો મળી આવે છેઃ–ગાર્ગ્ય, પાર્થશ્રવસ, કાંકાયન, પરિબભ્રવ જાતિકાયન કૌરૂપાર્થ ઇષુફાલી તથા દેવદર્શ કૌશિક સૂત્રમાં ૭ પાઠમાં પરિભાષા સૂત્રો છે. પહેલા પાઠમાં દર્શપૂર્ણમાસવિધિનું વર્ણન છે. પણ આ પાઠ પાછળથી ઉમેર્યાનું સાબિત કરી શકાય છે.

પરિભાષાસૂત્રો વૈતાન સુત્ર સાથે મળતાં નથી. તો પણ વૈતાન સુત્ર ૧૦–૨–૩ માં કૌશિક સુત્ર ૮–૧૨ અને ૮–૧૩ નો ઉપયોગ કર્યો છે.

વૈતાન સુત્ર કૌશિક સુત્ર ઉપર આધાર રાખે છે, એ બતાવવા સારૂ ઉપર દર્શાવ્યા કરતાં પણ સબળ પુરાવો આપી શકાય. કૌશિક સુત્રમાં સવિસ્તર રીતે વર્ણવેલાં કર્મ તથા સંસ્કારનો ઉલ્લેખ વૈતાનમાં છે. પણ તે સંપૂર્ણ ન છતાં તેમાં જે તે સંસ્કારની શરૂઆતના તેમ જ આખરનાં કર્મોનો જ ટુંકામાં નિર્દેશ હોય છે. દાખલા તરીકે, વૈ. સુ. ૧–૧૯ અને કૌ. સુ. ૩–૪; વૈ. સુ. ૧૧–૧૪ અને કૌ. ૨૪ ૨૯–૩૧; વૈ. સુ. ૨૪–૩. અને કૌ. સુ. ૭–૧૪; ૧૪૦–૧૭; વૈ. સુ. ૨૪–૭ અને કૌ. સુ. ૯–૧૧–૧૩.

જો કે ઉપર જણાવેલો સબળ પુરાવો મળી આવે છે,તો પણ આવી બાબતમાં વૈતાનમાં કૌશિકમાંથી ઉછીનો મજકુર લેવામાં આવ્યો છે, એ વાત કાયમને માટે સિદ્ધ થઈ. એમ યાકોબી સાહેબના જેવું જ અમને પણ લાગતું નથી. અથર્વવેદના અનુયાયીવર્ગમાં જે ધર્મક્રિયા તથા સંસ્કાર પ્રચલિત હતા,તે કૌશિક તથા વૈતાનસુત્રમાં સ્વતંત્ર રીતે આપેલા હોવાનું સંભવિત છે. લેખન પદ્ધતિના ફરકનાં કારણોને લીધે કૌશિકસુત્રમાં સંસ્કારનું સંપૂર્ણ વર્ણન આપ્યું છે. જ્યારે વૈતાનમાં ફક્ત તેની રૂપરેષા આપેલી છે. આ કરતાં વધારે કંઈ પણ કહી શકાય તેમ નથી. વૈતાનસુત્રમાં સંસ્કાર સંબંધે જે અધુરી માહિતી આપવામાં આવી છે, તે પૂર્ણ કરવા ઈચ્છીએ, તો તે કામ કૌશિકસુત્રની મદદથી થવા જેવું છે. એવી રીતનો ઉલ્લેખ વૈતાનસુત્રમાં કોઈપણ ઠેકાણે નથી એમ છતાં પણ આ પુરાવો તદ્દન નકામો છે. અને તેથી વૈતાનસુત્ર ૫–૧૦ નો પુરાવો આપણે ગ્રાહ્ય રાખીએ. ગાર્બેસાહેબને ૫–૧૦ નું ભાષાંતર કરતાં આવડયું નહિ, એમ તેમણે જાતે કબુલ કર્યું છે. અને તેનું કારણ એ જણાય છે, કે ચિત્યાદિભિરથર્વભિઃ આ શબ્દો સુત્રદર્શક છે એમ ગાર્બેસાહેબની સમજફેર થઈ છે. પરિભાષાસુત્ર ૮–૧૯ નાં આધારે વૈ. સુ. ૧–૧૦ નો ખુલાસો ઉત્તમ રીતે કરી શકાય તેમ છે. વૈ સુ. ૫–૧૦ માં શાંત્યુદક બનાવવા સારૂ જોઈતી પવિત્ર ચીજોની યાદી (ઘણે ભાગે આ ચીજો વનસ્પતી જ છે) આપેલી છે. વૈતાનસુત્રમાં એને અથર્વણ કહી તેના પછી જે બીજી યાદ આપેલી છે તેને આંગિરસ નામ આપ્યું છે. કૌશિક સુત્રમાં આ બીજી યાદ આપેલી નથી. કૌશિક સુત્રમાં પહેલી યાદી સંપૂર્ણ રીતે આપેલી હોવાથી વૈતાનસુત્રમાં તે ટુંકામાં આપવામાં આવેલી છે. જ્યારે કૌશિકમાં બીજી યાદ સમૂળગી આપેલી જ ન હોવાથી વૈતાનમાં તે સંપૂર્ણ આપેલાનું જણાય છે. અને આ જ એક વાત ઉપરથી એમ કહી શકાય છે, કે વૈતાનસુત્ર કૌશિકસુત્ર ઉપર સ્પષ્ટ રીતે આધાર રાખે છે. એ જ વાત ફરીથી બીજી રીતે પારિભાષિક શબ્દો સંબંધીના પુરાવા ઉપરથી સાબીત થાય છે. બન્ને સુત્રમાં જે તે સુત્રમાંના એકાદ સુત્રનું અવતરણ લેતી વખતે તેના પ્રતીકો આપેલાં જણાય છે. જે હંમેશની જ પદ્ધતિ છે.

કૌશિક સુત્રમાં ચાલુ પદ્ધતિ જ સ્વીકારવામાં આવેલી છે. આ પદ્ધતિ પ્રમાણે તે જ વેદમાંના બીજી શાખાનાં સુકતો અગર તો પાઠ આપતી વખતે અને ઈતર વેદની શાખાનાં સુકતો અગર પાઠ આપતી વખતે તે સંપૂર્ણ અપાય છે. વૈતાનમાં પણ એ જ પદ્ધતિ સ્વીકારી છે પણ તેમાં ધ્યાનમાં રાખવા જોગ કંઈ અપવાદ છે, તે નીચે પ્રમાણેઃ—

જે સુકત અગર પાઠ બન્ને સુત્રમાં આવ્યો હોય તે સુકત અગર પાઠનું અવતરણ આપતી વખતે વૈતાનમાં ફકત પ્રતીક જ આપેલાં છે. આ જ સુકત બીજા ઈતર સંહિતામાં મળી આવતું હોય, અગર તો વિદ્યમાન કોઈ પણ સંહિતામાં મળી ન આવતાં ફકત કૌશિક સુત્રમાં જ મળી આવતું હોય, તો પણ વૈતાનસુત્રમાં એ વાતને મ્હત્ત્વ આપેલું નથી. તેમાં ફકત પ્રતીકજ આપેલા છે. નીચેના એક કે બે દાખલા ઉપરથી એ સ્પષ્ટ રીતે સમજાય તેમ છે. (૧) ત્તિરીય સંહિતા ૩ ૨ ૪. ૪. માં જે પાઠ છે. તે શુકલ યજુર્વેદના શ્રૌત સુત્રના કાત્યા. ૨. ૧. ૨૨ અને કૌ. સુ. ૩. ૫. માં સંપૂર્ણ આપેલો છે. પણ— વૈતાનમાં સુત્ર ૧–૨૦ માં તે પાઠનું 'અહે દૈધિષવ્ય' એવું પ્રતીક જ આપેલું છે.

(૨) કૌ. સુ. ૯–૧૧ માં એક સુત્ર છે, જેને કારિલે કલ્પજા નામ આપ્યું છે. યાકોબી સાહેબને આ મંત્ર કોઈપણ સંહિતામાં મળી આવ્યો નહિ. વૈ. સુ. ૨૪–૭ માં આ મંત્રનું 'વિમુચ્યામિ' આવું પ્રતિક આપેલું છે.

હવે જે સુત્રનો વૈતાનસુત્રને આધાર છે, એમ જણાઈ આવ્યું છે, તે કૌશિકસુત્રનો વિચાર કરીએઃ–

કૌશિક સુત્ર

કૌશિક સુત્રની રચનાઃ—કર્મ વિસ્તારની દૃષ્ટિથી કૌશિક સુત્ર બીજા વિહિત સુત્ર કરતાં ભિન્ન છે. એ સુત્ર જે શાખાનું છે, તે શાખાના લોકોના ઉપયોગ સારૂ તે સુત્રમાં કર્મોનું સંપર્ણ વિવેચન છે. એ શ્રૌતસુત્ર નથી. અથર્વવેદની શૌનક શાખાનું શ્રૌતસુત્ર વૈતાનસુત્ર (વિતાન કલ્પ) છે એ વાત કૌશિક સુત્ર ૧–૬ અને વૈતાનસુત્ર ૧–૪ માંના દર્શ-પૂર્ણમાસીય યજ્ઞ વિષેના વિવેચનના સામ્ય ઉપરથી તુરત જ લક્ષમાં આવવા જેવી છે. શ્રૌતસુત્રને જોઈતી પરિભાષા આ સુત્રમાં નથી. હોતર, અધ્વર્યુ અને ઉદ્દગાતર આ શબ્દ પરિભાષિક અર્થમાં આખા કૌશિક સૂત્રમાં કોઈ પણ ઠેકાણે દેખાતા નથી. શ્રૌતાગ્નિનો ઉપયોગ બહુ જ થોડો અને તે પણ ગૌણત્વથી કર્યો છે. જેમ કેઃ—૨૨—૧૪; ૬૭—૬; ૭૦, ૯—૧૨; ૭૧, ૧—૬; ૭૭, ૨૩; ૮૦, ૧૮—૨૩ ૮૧, ૩૧—૩૨; ૮૮, ૨૦; ૮૯, ૧૫; અગ્નિહોત્રનો ઉલ્લેખ બે ઠેકાણે કર્યો છેઃ—૭૨, ૪૩; ૮૦, ૨૫.

આ ગ્રંથ ગૃહ્યસૂત્ર શબ્દના હંમેશના અર્થ પ્રમાણે ગૃહ્યસુત્ર નથી. આવા ગ્રંથમાં હંમેશ આવનારા સર્વ મહત્ત્વના વિધિ એટલે ગર્ભાધાનથી વિવાહ સાથે અંત્યેષ્ટી સુધીના સર્વ સંસ્કાર તેમ જ મધુપર્ક આજ્યતંગ વિગેરે આ ગ્રંથમાં છે. પણ તેમને આ ગ્રંથમાં પ્રાધાન્ય આપેલું નથી. ગ્રંથની રચના થયા પછી પાછળથી કોઈ પણ વખતે ગૃહ્ય વિષયોને ગૌણ સ્વરૂપ આપી તે મૂળ ગ્રંથ સાથે જોડી દીધા હોવા જોઇએ એમ બ્લુમફીલ્ડ સાહેબનો અભિપ્રાય છે. અથર્વમાંના સુકતો બોલતી વખતે તેની જોડે જે ક્રિયા કરવાની હોય છે, તેનું આ સુગ-મય વર્ણન છે. જુના વખતથી સુગનો પાઠ તથા કેટલાંક કર્મો એકી વખતે સાથે સાથે કરવાનો રિવાજ છે. આ જ કર્મોનું સુધરેલું સ્વરૂપ આ સુગમાં આપેલું છે. આ ગ્રંથમાંનું અડધાથી વધારે લખાણ ગૃહ્યસુગ સંબંધી જ છે. તો પણ આ ગ્રંથનું અથર્વ-સુગ બીજ છે અને બીજા ભાગ પાછળથી સંગ્રહિત કરવામાં આવ્યા, એમ માનવું શંકા ભરેલું થશે. ગમે તે હોય, તો પણ કૌશિકસુગ એ અથર્વસુગ અને ગૃહ્યસુગ આ બે સ્વતંગ સુત્રોનું મિશ્રણ છે એમ માનવાને બિલકુલ હરકત નથી. અને આ બે સ્વતંગ સુત્રોનું મિશ્રણ ધ્યાનમાં લઈ આગળનું વિવેચન કર્યું છે.

કૌશિક સુગની રચનાનો કાળ નિર્ણય—આ સુગની રચના, કાલ સ્થલ માટે સાંપ્રદાયિક માહિતી ઉપલબ્ધ નથી અથર્વના વાઙ્મયમાંના સાપેક્ષકાલાનુ-ક્રમ સંબંધે બે સમયોનો ઉલ્લેખ આવેલો છે. પ્રથમતઃ મંગનો અથવા સુકતોનો કાલ પૂરો થયો હતો. ગ્રંથ-કાર શૌનક શાખાની સંહિતા પ્રમાણ માને છે, એ વાત આગળ પૂર્ણપણે સિદ્ધ કરેલી છે. તે જ પ્રમાણે તેને કાશ્મીર શાખામાંથી આવેલા ઘણા અથર્વવેદના જ્ઞાનથી માહિતી હતી. આ સુત્રમાં શૌનક વિગેરે અથર્વવેદની ચારે શાખાના રૂઢ આચાર આપેલા છે, એ કેશવ અને અથર્વણીય પદ્ધતિનું કહેવું ખરૂં હોય, તો આ સુગમાં બતાવેલા આચારોને સુગમાં મુકવાની સ્થિતિ વખતે, બધી ન હોય તો પણ ઘણી ખરી શાખાની અથર્વ સંહિતા મુખ્યત્વે કરીને પુરી થએલી હશે, એમ આપણાથી કહી શકાશે. બીજી વાત એ છે કે આ સુત્ર વૈતાન સુગ વિગેરેની પહેલાનાં હોઈ તેમણે તેમાંની બાબત પ્રમાણ માનેલી છે. વૈતાન એ અથર્વવેદી લોકોના શ્રૌતનું નાનું પુસ્તક છે, અને તે એવે વખતે રચવામાં આવેલું, કે તે વખતે આ વેદના લોકોને પોતાનો સર્વમાન્ય પ્રવેશ. વેદના પ્રાંતમાં કરવાનો હતો, આ કારણથી તેમને વેદમાંના યજ્ઞનું વિવેચન કરનારા સ્વતંગ ગ્રંથની જરૂર હતી. કૌશિક સુત્રનું સંસ્કરણ અને વૈતાન સુત્રનું સંસ્કરણ એમાં કેટલો વખત ગયો એ કહેવું અશકય છે. અથર્વવેદના સાંપ્રદાયિક આચારોની વ્યવસ્થિત અને સુત્રરૂપમાં સામેલ કરવાની ખટપટ એટલે જે કૌશિક સુત્ર તે ઘણા વખત પછી થએલું હોવું જોઇએ, એવું બ્લૂમફીલ્ડનું કહેવું છે. આ ઉપરથી તેમાં બતાવેલા આચાર પણ અર્વાચીન છે, એવી ખોટી અટકળ કોઈએ કરવી નહિ. આ વેદના વિધિનું સ્વરૂપ એવું દેખાય છે, કે મંત્રોનું પઠણ અને કૃતિ એ એકદમ થાય. અથર્વ-વેદમાં એવાં કેટલાંક સુકતો છે, કે તેમાં દર્શાવેલી બાબતો આમ તેમ હલન ચલનની ક્રિયા કર્યા વિના તે બોલી શકાતી નથી.

કૌશિક સુત્રોનું ગ્રથન અથવા સંસ્કરણ એક જ વખત થએલું હોવું જોઇએ. એટલે જે ગ્રંથ આ-જે આપણી સમક્ષ છે, તેનો માલમસાલો એક જ વખત પ્રથમ એક જ ઠેકાણે એકત્ર કરેલો હોવો જોઈએ; અને ત્યાર બાદ તેનો સર્વત્રસિદ્ધ ગ્રંથ

બનાવેલો હોવો જોઇએ. એક સમયે એવી જાતના ધોરણનો બીજો ગ્રંથ હતો, એટલે ગ્રંથનું એક પ્રાચીન સ્વરૂપ હતું અને છેવટના સંસ્કરણમાંથી ગ્રંથ બહાર પડયા બાદ અમુક ભાગ માત્ર પાછળથી દાખલ કરવામાં આવ્યા હોય, એમ બ્લુમફીલ્ડ ધારતો નથી. પણ આ સુત્રમાં સંગ્રહીત કરેલો વિષય સ્વતંત્ર સ્વરૂપના ભિન્ન ભિન્ન મૂલસ્થાનમાંથી આવેલો હોવો જોઇએ, અને સંસ્કરણકારે કાંઈ એવો બેમાલૂમ સમાવેશ કર્યો નથી, કે તેમાં ભિન્ન ભિન્ન કાલસ્થલનું અને કર્મોનું પરિણામ દેખાઈ ન આવે; એ વાત સ્પષ્ટ દેખાય છે.

શુકન અપશુકન વિષેનો તેરમો અધ્યાય આ એકંદર સંહિતાના વિષય કરતાં છેક ભિન્ન વિષયનો હોવાથી, તે ભાગ સ્વતંત્ર છે, એ વાત તરત જ લક્ષમાં આવે છે. આ અધ્યાયને પોતાનાં સુકતો છે. અને આમાં આપેલી વ્યાખ્યાઓ અથર્વવેદના બીજા ભાગ સાથે વિપરીત દેખાય છે, પ્રત્યેક અપશુકનના પરિણામનો નાશ કરવા માટે તેના પ્રતીકો-એ દર્શાવેલા અથર્વવેદના મંત્ર સામાન્યતઃ અપ્રધાન તરીકે ગણવામાં આવ્યા હોય એમ જણાય છે. આ ગ્રંથની ભાષા એટલી લંબાણવાળી છે, કે તે સુત્રગ્રંથમાં બિલકુલ શોભે તેવી નથી. ગદ્યપરિશિષ્ટના લેખનની પદ્ધતિ જેવી જ લગભગ તે ભાષાની પદ્ધતિ છે.

ખુબ લંબાણથી લખાતી ભાષા તેરમાં અધ્યાયમાં વિશેષ જોવામાં આવે છે. ૯૩ મી કંડિકામાં વિષયની જુદી અનુક્રમણિકા આપેલી છે, અને આ અદભુત વિષયક અધ્યાયની શરૂઆત કરેલી છે, આ ઉપરથી સપ્રમાણ સિદ્ધ થાય છે, કે આ અધ્યાય સ્વતંત્રપણે તૈયાર થયેલો હોવો જોઇએ. જો આમ હોય, તો કૌશિક સુત્રના સંસ્કરણકારોએ આ અધ્યાય જેવો હતો તેવો જ પોતાના ગ્રંથમાં સમાવિષ્ટ કરેલો હોવો જોઇએ. પ્રો. વેબરનો મત પણ તેવો જ છે.

આ મતમાં ભૂલ હોવી જોઈએ, એમ ધારવાને કાંઇ કારણ હોય એમ બ્લૂમફીલ્ડને પણ લાગતું નથી. કૌશિકસુત્રના અંતર્ભાગમાં ભિન્ન ભિન્ન થર છે અને કૌશિક સુત્રના સંસ્કરણકારે બેમાલૂમ મેળાપ ન કરવાથી જુદા જુદા ગ્રંથકારના જુદા જુદા ભાગ દૃગ્ગોચર થાય છે,તો પણ જુદા જુદા મુલસ્થાનમાં આવેલા લખાણમાં અને માહિતીમાં ઘણી બાબતો સરખી છે અને સુત્રકારે પણ કોઇ કોઇ ઠેકાણે પોતાથી બની શકે તેટલી ઉત્તમ રીતે ગ્રંથમાં આપેલી માહિતીનું મિશ્રણ કરવાની ખટપટ કરેલી છે. અધ્યાય ૧૩ માં, ચાતનગણ (૧૬૬-૯) માતૃનામાનિ સુક્તાનિ (૯૪, ૧૫;૯૫૧, ૪;૯૬ ૩; ૧૦૧, ૩; ૧૧૪, ૩, ૧૩૫ ૯૩) અને વાસ્તોષ્પત્યાનિ સુક્તાનિ (૧૨૦; ૯) આવેલાં છે. તે ઉપરથી એવું સિદ્ધ થાય છે, કે તે કર્તાને, બાકીના ગ્રંથોની, નિદાન તે શાખાના પરિભાષિક શબ્દોની માહિતી હતી. ૧૧૮-૧ માં શૌનક સંહિતામાંથી આવેલો એક મંત્રસંગ્રહ તેના પ્રતીક સહ આવેલો છે. તેરમા અધ્યાયની પમાં એટલે સકલ પાઠ ૯૧-૧ માં એનું અવતરણ લીધેલું છે, માટે તે વિષે ખુલાસો કરી શકાશે. એવી જાતનો બીજો દાખલો એટલે ભ. ન્તમ્ નઃ સમનસો સમોકસૌ' એ ૧૩૩.૭ માં આવેલૂં પ્રતીક સકલપાઠ ૧૦૮, ૨ ના આધારે લીધેલા છે. અથવા ૯૮. ૩૫ માં. મા ઇદાવત્સરાય' એ પ્રતીક સકલ પાઠ ૪૨. ૧૦ ના આધારે છે. આ ગ્રંથમાં આ જ દાખલો દેખાય છે, કે જ્યાં સંસ્કરણકારે બધી માહિતીના અને જ્ઞાનના માલમસાલાનું ઉત્તમ મિશ્રણ તૈયાર કરેલું છે. છેવટના સંસ્કરણ વખતે સકલ પાઠ ૪૨; ૧૬ માં વ્રતાતિકતપતયે ' આ મંત્ર છોડી દઈ સુત્રપધ્ધતિનો ઉપયોગ કરવામાં સુત્રકારે ભુલ કરી છે. પણ પ્રતીક પૂર્વે ૬, ૧૯ માં આવી ગએલું છે. સુત્રગ્રંથમાં પૂર્વાપર સંબંધ બરાબર રહે માટે એવો વિરૂદ્ધ ક્રમ આપ્યો હશે. ૧૩૭; ૩૦ ની આગળ આવનારાં ત્રણ શ્લોકનાં પ્રતીકો આપેલાં છે, એ સફાઈદાર રીતે રચના થવાનો વળી એક દાખલો છે.૨૪૧ માં પહેલાંનું પ્રતીક. ઇતિ તિસૃભિઃ' એવું લખી છેક તે જ પદ્ધતિએ આપેલું છે.

અમુક સમયે ઘણું કરીને અદ્ભુત વિષયક (શુકન અપશુકન વિષયક) ગ્રંથ અથર્વવેદના વિષયના પ્રાંતમાં કોઇ પણ સ્થળે સ્વતંત્રપણે હોય એવો ભાગ સંગ્રહમાં ઉમેરવા તેમાંના વિષય યોગ્ય હોવાથી તે અંતર્ભૂત કરેલો હોવો જોઇએ. તે જ પ્રમાણે પારસ્કર ગૃહ્યસુત્રમાં અદ્ભુતસંબંધી ત્રણ અધ્યાયનો અંતર્ભાવ કર્યો હતો. પણ પ્રો. સ્ટેન્સ્લર એ સંપાદકે કારણ વગર તે અધ્યાય કાઢી નાખ્યા. એકંદર ગ્રંથમાં આ તેરમો અધ્યાય સમાવિષ્ટ કરવાનું કામ જો કે ઘણી ઉત્તમ રીતે કરવામાં આવેલું છે; તો પણ તે અધ્યાય જુદા ગ્રંથનો હોય, એ વિષેનાં ચિન્હો લુપ્ત થયાં નથી.

ઉપર ઉપર અવલોકન કરતાં જો કે સ્પષ્ટ જણાયુ. નથી, તો પણ એ વાત ઘણી સંભવનીય દેખાય છે, કે અધ્યાય ૧૪ મો પણ કૌશિકસુત્રમાંના પછીનું લખાણ હોવું જોઇએ, અથવા મુખ્ય ગ્રંથ પુરો થયા પછી આ ગ્રંથમાં મળી આવનારા,

આમાંના વિષયો સાથે વિજાતીય વિષયપરના પાંચ અધ્યાય પહેલા સંસ્કરણકારે પોતે દાખલ કરેલા હોવા જોઇએ. પ્રથમતઃ બારમા અને ચૌદમા અધ્યાયમાં તેરમો અધ્યાય દાખલ કરવાનું કાંઈ સંભવનીય કારણ જણાતું નથી. જો તેરમો અધ્યાય એક જાતના પરિશિષ્ટ જેવો હોય, તો ૧૪ મો અધ્યાય તેરમો દાખલ કર્યો તે વખતે, કે ઘણા વખત પછી પાછળથી દાખલ કરેલો હોવો જોઇએ. આ અધ્યાયના અંતઃસ્થ પુરાવાપરથી ઉપલી વાતને પુષ્ટિ મળે છે. કંડિકા ૧૪૧ માં વેદપઠનના નિયમ છેક અપભ્રષ્ટ સ્વરૂપમાં આવે છે, અને તેના વચલા ભાગમાં, ગદ્ય અને પદ્યનું મિશ્રણ જણાય છે. આ વાત તે પછીની સ્મૃતિ જેવા સ્વરૂપની છે, એ વાચકોના લક્ષમાં આવ્યા સિવાય રહેતું નથી. ગ્રંથમાં આ કંડિકા દાખલ કરવાની ઇચ્છા સંસ્કરણકારના મનમાં પાછળથી થએલી જણાય છે. કારણ ૧૩ મી કંડિકામાં વેદપઠણ માટે વિદ્યાર્થિએ કેવી રીતે શરૂઆત કરવી એ વિષે ઉત્તમ સૂત્રભાષામાં વિવેચન કરેલું છે, અને આ બે ભાગોની વચ્ચે ઈંદ્રમહોત્સવ નામનું રાજકર્મનું વિવેચન દાખલ કરવું છેક નિરુપયોગી છે. કંડિકાની ૧૩૮ ની ભાષા કે જે સામાન્ય સાધારણ છે, તો પણ બાકીના ગ્રંથની ગૃહ્યવિધિવર્ણનની ભાષા કરતાં જુદી નથી, તો પણ તેમાં આવેલા વિષયોનું વિવેચન પહેલાં ૫૬।૮ માં આવેલું હોવાથી આ કંડિકા વિષે શંકા આવે છે. ૫૬.૮ માં વિદ્યાર્થીઓને સાવિત્રીનું પઠન કરવા માટે કહેવામાં આવેલું છે, પણ ૩૧૯, ૧૦ માં સાવિત્રી અને તેની સાથે બીજા બે અથર્વણ મંત્ર ૪, ૧, ૧, ૧, અને ૧–૧ એમનું પઠન કરવાનું કહેવામાં આવેલું છે. બે મંત્રો વધારે કહેવાની કલ્પના પાછળથી સૂઝી આવેલી હોઈ તે છેક પરિશિષ્ટના સ્વરૂપમાં આવેલી છે, અને તેનું કારણ એવું જણાય છે, કે કોઈ પણ યુક્તિથી આ વેદને બાકીના વેદની પંક્તિમાં બેસાડી ધર્મગ્રંથમાં આનું સ્થાન મહત્વનું અને આભેદ્ય કરવાનું હતું. ૧૩૯, ૧૦ માં આવેલી ‘ત્રિસપ્તીય’ શબ્દો પરથી આ કંડિકા મુખ્ય ગ્રંથના અંતર્માગની નથી. એને માટે પારિભાષિક પુરાવો મળે છે. કૌશિક ૭૮ એ એક પરિભાષા સૂકત છે. તેમાં કહેલું છે, કે ગ્રંથના આગલા ભાગમાં ‘ પૂર્વમ્ ’ એટલે ( સૂક્તમ્ ) આ શબ્દ ત્રિશપ્તી સૂકત માટે યોગ્ય છે માટે વાપરેલો છે. જ્યાં જ્યાં આ સૂક્તનો ઊલ્લેખ છે. ત્યાં ત્યાં આખા ગ્રંથમાં આ પરિભાષા વાપરેલી છે જુઓ; ૧૦, ૧; ૧૧, ૧; ૧૨, ૧૦; ૧૪, ૧; ૧૬ ૫; ૧૮, ૧; ૧૯; ૩૨, ૨૮ આ અધિકાર અત્રે લાગુ પડતો નથી. આ ઉપરથી નિદાન આ કહી શકાશે કે બાકીના ગ્રંથ સાથે બાકીના અધ્યાયનું મિશ્રણ બરોબર થએલું નથી, આ ઉપરથી અને પાછળ આપેલા બાકીના પુરાવા ઉપરથી આ અધ્યાય પાછળથી દાખલ થયેલો છે, એ સબળ રીતે સિદ્ધ થાય છે.

કંડિકા ૧૩૮ ની પણ આ જ સ્થિતિ છે. યાંત્ર અષ્ટકા વિધિનું લંબાણથી વર્ણન કરેલું છે. પણ આ જ વિધિનું વર્ણન પહેલાં ૧૯,૨૮ માં ઉત્તમ સૂત્રભાષામાં આવેલું છે. કેશવના મનમાં, આ બંને વર્ણન તત્વતઃ એક જ વિધિનાં છે, એ વાત ઠસેલી છે, અને તેણે બંનેનાં વિવેચન એક જ ઠેકાણે કંડિકા ૧૭ માં કરેલાં છે. કંડિકા ૧૩૮ પાછળથી ઉમેરવામાં આવેલી છે, એ વિષે શંકા લેવાનું કાંઈ કારણ નથી. કંડિકા ૧૪૦ નો વિષય ઈંદ્રમહોત્સવ છે, અને તેની ભાષાપદ્ધતિનો વિચાર કરતાં ઉપલા સિદ્ધાંતને પુષ્ટિ મળે છે. આ એકંદરે પરિશિષ્ટ હોઈ, થોડા વિસ્તારથી અથર્વ પરિશિષ્ટમાં ૧૯ મા તરીકે આવેલું છે. આ ઉપરથી નિદાન એટલું સિદ્ધ થાય છે, કે આની ભાષા અને શબ્દરચનામાં આ સંગ્રહને ન શોભે એવું કાંઈ ન હોતું. ૧૩૭ કંડિકામાં આપેલા આજ્યતંત્ર એ દર્શપૂર્ણમાસવિધિના એક ભાગનું વિસ્તૃત વર્ણન છે; તેમાં વેદી કરવાના નિયમ અને લક્ષણ એ માત્ર વધારે દાખલ કર્યા છે. કેવળ સુત્રભાષાની દૃષ્ટિએ જોતાં કંડિકા ૧–૬ ના પછીના વખતની છે, એ વાત ૧૩૬,૨૦ ની ૨,૪૧ ની અગ્નિભ્રુભ્યામ્ ઇતિ તિસૃભિઃ ’ એની સાથે તુલના કરતાં લક્ષમાં આવશે. ૧૩૭,૩૦ માં ત્રણે ઋચાનાં પ્રતીકો અથથી તે ઇતિ· સુધી આપેલાં છે. દર્શપૂર્ણમાસી અને આજ્યતંત્ર એમનું વર્ણન લખતાં તેની પદ્ધતિમાં ( કેશવ દર્શકર્માણિ અથર્વણ પદ્ધતિ અને અન્ત્યેષ્ટિ ) જુદાં જુદાં સ્થળોના ઉતારાની એકમેકમાં ગુંથાઈ ગઈ છે. આ અહીંઆ જણાવવાની જરૂર છે.

આ ઉપરથી ૧૩ અને ૧૪ મો અધ્યાય એ ગ્રંથ પછીનો ઉમેરો દેખાય છે.

પહેલા અધ્યાયના પહેલી છ કંડિકાની વાત છેક જુદી છે. ૧–૮ સુધી કેટલાક છેક સામાન્ય પરિભાષા સૂત્રો આપ્યા પછી, આ પરિભાષામાં આ ગ્રંથના મુળ આધાર આપેલા છે, ૯–૨૧ સુધી વિશેષ પરિભાવા છે. આમાં દેવ અને પિતર એમની પૂજા માટે ભેદ બતાવેલો છે, અને આ સુત્રગ્રંથની પદ્ધતિ છે. પહેલી છ કંડિકામાં કેવળ દર્શપૂર્ણમાસવિધિનું વર્ણન છે. પણ ૯–૨૧ આ પરિભાષાનું ધોરણ પહેલી છ કંડિકા કરતાં વધારે વિસ્તૃત સ્વરૂપનું

હોવું જોઈએ; કારણ તેમાં પિતરોની પણ કોઈ જાતની પૂજાનો ઉલ્લેખ આવેલો નથી, આ પરિભાષાનો સંબંધ ગ્રંથ પછીના ભાગોને અનુસરીને હોવાનો સંભવ છે, અને વસ્તુસ્થિતિ પણ નિઃસંશય એવી જ છે. વિશેષમાં ૧૧ મો અધ્યાય જુઓ.

પરંતુ એમ ધારવામાં એક મોટી અડચણ છે. તે એવી કે, દશપૂર્ણમાસ પછી તરત જ વિશેષ વિસ્તૃત ધોરણની પરિભાષાવાળી ત્રણ કંડિકાઓ આવેલી છે. આ તે જ હેતુથી ત્યાં દાખલ કરેલી છે, અને પહેલી કંડિકામાં ૯–૨૧ ના આ અધિકારનો ઉપયોગ ઘણા અધ્યાય ગયા પછી જોવામાં આવે છે. પહેલી છ કંડિકાઓ આજ જે જગ્યાએ છે, તે પ્રથમ ત્યાં નહોતી, અને યજુઃસંહિતાના શ્રૌત સુત્રના ગ્રંથનો આરંભ દર્શપૂર્ણમાસ લખી પછી કરવાનો, આ હંમેશની રીતને માન આપી તે ત્યાં દાખલ કરેલી હોવી જોઈએ, એવો બ્લૂમફીલ્ડનો મત છે. આ મતની પુષ્ટિ માટે કેટલાક પારભાષિક પુરાવા છે. વ્રતાનિ વ્રત પતયે ' આ ઋચાનાં પ્રતીક ૬,૧૯ માં આપેલાં છે, અને તે ઋચા સકલપાઠ ૪૨, ૧૬ માં આવેલી છે. આ ઉપરથી એવું દેખાય છે, કે કૈશિક અને વૈતાન સુત્રની હંમેશની રીત પ્રમાણે ૫૨,૧૬ પછી ૬,૧૮ આવવા જોઈએ પરંતુ એ પણ કહેવું જોઈએ, કે એવી જાતનો એક બીજો દાખલો છે, પણ તેને એવી રીતનો અર્થ લગાડી શકાતો નથી. કૈશિ. ' અચ્યુતા દ્યૌરિતિ ' એનું પ્રતીક ૩૫, ૧૨ માં છે, અને સકલપાઠ ૯૯, ૨ માં છે. વસ્તુતઃ તેરમા અધ્યાયના મંત્રોના ઉપયોગ જાણે તે એક સ્વતંત્ર સંહિતા હોય એવી રીતનો કરવામાં આવેલો છે; નેમ ગણમાલા, અથર્વ પરિશિષ્ટ ૩૪,૨૯ માં, કૌશિક સૂત્ર ૧૦૪, ૨ પૃ. મંત્ર ' યા અસુરા ' ( ! ) આ તેનાં પ્રતિકો, બીજા અથર્વ ઋચાના પ્રતીક સાથે આપેલાં છે. ' પ્રયચ્ચ પરશું ઇતિ દર્ભાહારાય દાત્રમ્ પ્રયચ્છતિ ' (૫–૨૪) ની પછી ૮, ૧૧ માં બીજી જુદી ભાષામાં એવા જ અર્થનું પરિભાષાસુત્ર આવેલું છે. આ ઉપરથી નિદાન એટલું સિદ્ધ થાય છે, કે ૧–૬ અધ્યાય એ આગળ આવનારા અધ્યાયને ધોરણે અને તેમની સાથે મળતી ઋચામાં આવ્યા નથી. આ અધ્યાય બીજા કોઈ ગ્રંથમાંના હશે; અથવા આ જ ગ્રંથના જુદા પાઠ હોઈ ત્યાર પછીના વખતમાં કોઈ બીજા ગ્રંથકારે તે રચેલા હશે એ નક્કી કરવાનું ઘણું કઠણ છે. કંડિકા ૫૨ અને ૫૩ પછી તરત જ મુખ્ય અથર્વ-સુત્ર થયા પછી અને ગૃહ્યના અધ્યાય પહેલાં તેમનું યોગ્ય સ્થાન હતું. એકંદર રીતે આ ભાગની વિશેષ બાબતો બતાવી, કેટલાક સિદ્ધાંત ન કાઢવા એ ઠીક છે.

**કૌશિકસૂત્ર અથર્વસુત્ર અને ગૃહ્યસુત્રનો સંબંધ.**

ઉપર નામનિર્દેશ કર્યા પ્રમાણે મુખ્ય અથર્વ-સુત્રનો આરંભ ૭ મી કંડિકાથી શરૂ થાય છે, અને તે ૫૩ મી કંડિકા સુધી છે. માત્ર ૪૨. વચ્ચે પછી ૪૫ ના છેવટ સુધી બીજા વિષયો છે, અને આ સુત્રોની ભાષા ગૃહ્યસુત્રના જેવી છે. ગ્રંથના આ ભાગમાં એટલે અથર્વત્રમાં માત્ર અથર્વવેદના સમયની આયુષ્યક્રમની સ્પષ્ટ જણાતી વિશિષ્ટ બાબતો આવેલી છે. બારમા અધ્યાયની છેવટે બાકી રહેલી કાંડિકામાં અથર્વમંત્રના આધાર ઉપર, અથર્વણવેદની દૃષ્ટિએ હંમેશના ગૃહ્ય આચારનું વર્ણન આવેલું છે. અથર્વસુત્ર છેક અલ્પાક્ષર, સુત્રમય ભાષામાં લખેલું છે. તેમાં બતાવેલા આચાર છેક જુના અને સ્વતંત્ર છે. શબ્દસંગ્રહ અને શબ્દસમૃદ્ધિની દૃષ્ટિએ જોતાં આની ભાષા લક્ષમાં રાખવા જેવી છે, અને અથર્વસંહિતાના અર્થજ્ઞાન માટે, તેની યોગ્યતા ઘણા ઉંચા દરજ્જાની છે. બાકીના ગ્રંથ કરતાં એમાં એક વિશેષ વાત એ છે, કે અથર્વ સંહિતાની બહાર-ના મંત્રોનાં અવતરણ આમાં કવચિત્ આવેલાં છે. અથર્વસુત્રની ભાષા કરતાં ગૃહ્યસુત્રની ભાષા ઘણી લંબાણવાળી છે, અને આ બે ભાગના ભેદ બતાવનારાં પુષ્કળ પારિભાષિક સુત્ર પણ છે. એને વાંચ્યા પછી વાંચકોનો અભિપ્રાય એવો થાય છે, કે છેવટના સંસ્કરણ આજ આપણી સમક્ષ છે, તેમાં એક સામાન્ય ગૃહ્યસુત્રમાં અથર્વસુત્ર મિશ્રિત થયેલું હોવું જોઈએ.

આ ગૃહ્યસુત્રમાં એકદમ લક્ષમાં આવવા જેવી વિશેષ વાત એ છે, કે અથર્વવેદમાં ન આવેલા અને માટે સકલ પાઠમાં આપેલા મંત્ર ઘણી વખત આવેલા તેમાં છે. ઘણી વખતે એક જ મંત્રના પ્રતીક અને સકલપાઠ એકદમ આવે છે.૬-૧ માં પ્રતીક સકલપાઠ પછી આવેલું છે; ૪૨-૧૫, ૧૭; ૬૨. ૨૦, ૨૧; ૬૮ ૯, ૧૦; ૬૮. ૨૫, ૨૫; ૭૨, ૧૩, ૧૪; ૯૩. ૨૫;૯૧. ૧ વિગેરેમાં પ્રતીક સકલપાઠની પૂર્વે આવેલું છે. કોઈ કોઈ વખતે સકલપાઠના મંત્ર અને અથર્વ-વેદના પ્રતીક આવે છે; જેમ કં. ૬,૨; ૭૧, ૫; ૧૩, ૭૮, ૧૦, ૧૩૩, ૨. અથર્વ વેદમાંથી ન લીધેલા મંત્ર વિષય પણ પુષ્કળ છે.

ગૃહ્યસુત્રમાં જે પ્રતીક આપેલાં છે તે આપવાની રીત અને તેની લંબાણવાળી ભાષાપદ્ધતિ તરત-જ લક્ષમાં આવે છે. ૬૪, ૨૭ માં ' ઇતિ સુકતેન ' ૫૪, ૫ માં, ' ઇતિ એતેન સુકતેન, ' ૬૭, ૧૫ માં

'ઇતિ એતૈઃ ત્રિભિઃ સુક્તૈઃ; ૬૫, ૯ માં 'ઇતિ સુક્તેન' આથી એક સુક્તના ભાગનો જ ઉલ્લેખ કરેલો છે. ૮૧, ૨૦ માં બે પ્રતીકોની પૂર્વે 'ઉભયોઃ' આ શબ્દ ઉપયોગ વગરનો આવે છે. અથર્વસુત્રમાં એવી જાતના શબ્દો બીલકુલ આવેલા નથી. અપવાદ તરીકે ત્રણ દાખલા જોવામાં આવે છે. ૯, ૧; ૩૫, ૧૨ માં 'ઇતિ એક' ( ઋક્ ) નો અર્થ એવો છે, કે ત્યાંના પ્રકૃત સુક્તમાંની એક જ ઋચા બોલવાની છે; અને ૯, ૨૮ માં 'ઇતિ સર્વેણ સુક્તેન' એ શબ્દો વધારે છે એમ સમજાય છે. આ ઉપરથી ભાષાની જુદી પદ્ધતિ નજરે આવે છે. યદ્યપિ એવું કહી શકાશે, કે ગૃહ્યસુત્રમાં મોટા સુત્રોને ઉલ્લેખ આવવાથી તેમાંની વિશિષ્ટ ઋચાનો ઉલ્લેખ કરવા માટે વિસ્તારથી લખવાની જરૂર છે, તો પણ ઉપર બતાવેલા સ્થળોમાં ઘણે ઠેકાણે એવા મોટા સુક્તોનો ઉલ્લેખ નથી, એ વાત લક્ષમાં રાખવી જોઇએ.

અથર્વસુત્રમાં આ + ચમ્ ધાતુનું 'આચમયતિ' એવું રૂપ આપેલું છે, અને બીજે ઠેકાણે 'આચામયતિ' આવેલું છે. તેમ જ "હુ" ધાતુનું વર્તમાન કૃદંતની નરજાતિ-પ્રથ-એકવચનનું રૂપ અથર્વ સુત્રમાં 'જુહ્વત્' આવેલું છે. અને ગૃહસુત્રમાં જુહ્વત આવેલું છે. આ અને બીજા પુરાવા ઉપરથી લક્ષમાં આવે છે, કે અથર્વસુત્ર અને ગૃહ્યસુત્ર એમની ભાષામાં ફરક છે. ગૃહ્યસુત્રની ભાષા લંબાણવાળી સરળ છે, અથર્વસુત્રની ભાષા વધારે સંક્ષિપ્ત અને પારિભાષિક સ્વરૂપની અથર્વસુત્રની ભાષા અને આ તેરમા અધ્યાયની ભાષાના વચલા સ્વરૂપની ભાષા ગૃહ્યસુત્રની છે. તેરમા અધ્યાયની ભાષા લગભગ પરિશિષ્ટની ભાષા જેવી છે, એ પૂર્વે કહેવામાં આવેલું છે.

અથર્વસુત્રમાં અથર્વવેદના ૧૯ મા કાંડમાંથી બિલકુલ અવતરણ લીધાં નથી એ વાત ખાસ લક્ષમાં રાખવા જેવી છે, કારણ કૌશિક સુત્રનો અથર્વ વેદના ૧૯ માં કાંડ સાથે વિશિષ્ટ પ્રકારનો સંબંધ છે.

ઉપર કરેલા વિવેચનના બધા મુદ્દા અબાધિતપણે રહી શકે. તો પણ આગળ બતાવેલી બાબતોનો સ્પષ્ટ ખુલાસો થશે એમ બ્લૂમફીલ્ડનો અભિપ્રાય છે. કૌશિકને નામે પ્રસિદ્ધ થયેલું સુત્ર પછીના સુત્રકાળનું છે; તેમાં ભિન્ન ભિન્ન જાતિના થર હોઈ તેનું મિશ્રણ વિશેષ ચતુરાઈથી કરવામાં આવેલું નથી; તે પ્રત્યેક થરોનાં વિશિષ્ટ સ્વરૂપ જુદા જુદા લેખકોના જુદા જુદા ભાગના કારણથી થએલા હોય, અથવા જુદા જુદા સમયમાં જુદા જુદા ભાગ લખવામાં આવેલા હોય, તે કારણને લીધે હોય; પણ વિષય, ભાષાપદ્ધતિ અને પરિભાષા આ ત્રણે બાબતોમાં તફાવત દેખાવાથી અથર્વસુત્ર અને ગૃહ્યસુત્ર એમાં ભેદ છે, એ વાત સિદ્ધ થએલી છે. તેરમો અને ચૌદમો અધ્યાય એ બાકીના ગ્રંથ પછીના વખતમાં રચવામાં આવ્યા હશે. અને છેવટના સંસ્કરણની વખતે આ વાત ગુપ્ત રહી નથી; પહેલા અધ્યાયની પહેલી છ કંડિકાઓ પ્રથમતઃ આ ગ્રંથના પછીના થરની હોવી જોઇએ.

કૌશિકસુત્રનો તેની સંહિતા સાથે સંબંધઃ– અથર્વવેદની નવ શાખા, ચરણ અથવા ભેદ હતા. આ અટલ સાંપ્રદાયિક માન્યતા અથર્વવેદનો અભ્યાસ કરનારા વિદ્યાર્થિને પ્રથમ વિચાર કરવો પડે છે. આ સાંપ્રદાયિક માન્યતાના મુખ્ય મૂલભૂત આધાર ચાર છેઃ–

(૧) બે ચરણવ્યૂહઃ-પહેલો ચરણવ્યૂહ આ શુકલ યજુર્વેદનો પાંચમો પરિશિષ્ટ છે. તેના પહેલા અધ્યાયમાં અથર્વવેદની શાખાઓ આપેલી છે. બીજો ચરણવ્યૂહ આ અથર્વવેદનું ૪૯ મું પરિશિષ્ટ છે. તેમાં આ વિષયનો ટુંકામાં વિચાર કરેલો છે. (૨) પાણિનીની અષ્ટાધ્યાયીમાં, મહાભાષ્યમાં અને પાણિનીને જેની માહિતી હતી તે બીજા વાઙ્મયમાં આ શાખાનો પ્રસંગોપાત્ત આવેલો ઉલ્લેખ (૩) પુરાણમાંના અથર્વવેદની શાખા સંબંધી છેક પાછલા ભાગમાં પણ વ્યાજબી કરતાં વધુ વ્યવસ્થિત વર્ણન અને ત્યાર પછીના વાઙ્મયમાંના, દાખલા તરીકે રામકૃષ્ણનો સંસ્કારગણપતિ એ ગ્રંથ, એમાંનાં વર્ણનો અને (૪) અથર્વવેદના વાઙ્મયમાં પ્રસંગોપાત્ત ઠેકાણે ઠેકાણે આવેલા ઉલ્લેખ. અથર્વવેદની શાખાનો વિચાર ઘણી વખત કરવામાં આવેલો છે. ( જુઓઃ– વેબર ઇંડિશ સ્ટૂડિએન ૧,૧૫૨, ૨૯૬; ૩,૨૭૭–૨૭૮; ૧૩, ૪૩૪–૪૩૫; ઓમિના પોરટેંટા, પાનું ૪૧૨–૪૧૩; ઇંડિશ લિટરેટૂર ગે શિષ્ટે પાનું ૧૭૦. મૅકસમુલ્લર 'પ્રાચીન સંસ્કૃત વાઙ્મય.' પાનું ૩૭૧. ગોપથ બ્રાહ્મણની રાજેંદ્રલાલ મિત્રની પ્રસ્તાવના, પાનું-૬; શબ્દકલ્પદ્રુમ; વેદ; રોટ, કાશમીરનું અથર્વવેદનું પાનું ૨૪; અ ઓ. સો. નિ. કા. પુ. ૧૧ પાનું ૩૭૭–૩૭૮ સાયમન, બૈટ્રાગત્સુર કેન્ટનિસ ડેર વેડિશેન શૂલેન પાનું ૩૧)

ઉપર બતાવેલા રોટના ગ્રંથમાં તેણે શાખાવિષયક સાંપ્રદાયિક કલ્પનાનું ઘણી સશાસ્ત્ર અને ચિકિત્સક બુદ્ધિથી પરીક્ષણ કરેલું છે. તેણે એવો સિદ્ધાંત કર્યો છે, કે શાખાનાં આ નવ નામોમાંનાં પાંચ ખરાં અને વિશ્વસનીય સમજવાં અને બાકીનાં ચાર અવિશ્વસનીય હોવાથી છોડી દેવાં. બ્લૂમફીલ્ડના

મત પ્રમાણે અથર્વણવેદના વાઙ્મયમાં તેની શાખાઓ સંબંધી સ્થળે સ્થળે જે ઉલ્લેખ આવેલા છે, તેને જરા વધારે વળગી રહેવાથી આ વિષયની સાંપ્રદાયિક અટકળોમાં આવેલી ભૂલોની દુરુસ્તી થઈ. અથર્વવેદી લોક પોતે કઈ કઈ નવ જુદી શાખાઓ માનતા હતા એ લક્ષમાં આવશે. તે પ્રમાણે અથર્વવેદના પાંચ કલ્પો સંબંધી વાઙ્મયમાં આવેલી પરસ્પર વિરૂદ્ધ હકીકત એકલ કરી તેમાંથી એક કાયમનો સિદ્ધાંત નીકળે છે. (જુઓ. અ. ઓ. સો. કા. પુ. ૧૧ પાન ૩૭૯) તે પ્રમાણે અહીં પણ પરસ્પર વિરૂદ્ધ હકીકતમાંથી એક અગત્યની બાબત બહાર પાડવી શકય છે. આ વિષયની માહિતી માટે ઉપર બતાવેલા મૂલાધારમાંનો ચોથો એટલે પ્રત્યક્ષ અથર્વણવેદનું વાઙ્મય આ બધામાં મહત્ત્વનો છે એ વિષે સંશય રાખવો શકય નથી.

બ્લૂમફીલ્ડે નાના ચરણવ્યૂહની ચાર હસ્તલિખિત પ્રતો મેળવી.

તેના અભિપ્રાય પ્રમાણે આ જ અથર્વવેદની નવ શાખા છે. આને વિષે જે ઘણીખરી ભૂલો થએલી છે, તેનાં કારણ આ પ્રમાણે છે. હસ્તલિખિત પ્રતનું ભૂલભરેલું વાચન, ત્યાર પછીના લેખકોએ ખાસ મરજી મુજબ વિચિત્ર બનાવેલાં આ શાખાનાં નામ અને છેવટમાં પાછળથી દાખલ કરેલો ભાગ એ છે. એવો બ્લૂમફીલ્ડનો અભિપ્રાય છે.

(૧) પૈપ્પલાદ, અથવા પૈપ્પલાદક, પૈપ્પલાદી, પિપ્પલાદ, પૈપ્પલ, પિપ્પલ, પૈપ્પલાયન. આ બધી શાખાઓનાં નામનાં મૂળ પિપ્પલાદી એ આચાર્યના નામ ઉપરથી બનેલાં છે.

(૨) તૌદ, અથવા તૌદાયન આ નામનાં બદલવામાં આવેલાં રૂપ, તૌત,તૌત્તાયન, તૌત્તાનીય એવી ય જાતનાં અને ઈતર ઘણા ભિન્ન પ્રકારનાં છે.

(૪) શૌનકીય અથવા શૌનકિન્ વૈતાન સુત્ર ૪૩, ૨૫ માં જેને વશીકરણ ઘુતાદિ વિદ્યા જાણવાની ઈચ્છા હોય, તેણે શૌનક યજ્ઞ કરવો એમ કહ્યું છે. શૌનક ગણનીસાથે દેવદર્શનીયાઃ એવું પદ પાણિનીએ ઉમેર્યું છે.

(૫) જાજલ. મહાભાષ્યમાં જાજલી નામના આચાર્યના નામપરથી આ શાખા આપેલી છે. આને માટે 'જાબાલ' અથર્વ પરિશિષ્ટ ૪૯ માં આવેલું છે. રોટનો અભિપ્રાય એવો છે, કે આ શાખાનો સ્થાપક કૌશિ૦ ૯, ૧૦; ૧૭; ૨૭; વૈતાન સુ. ૧, ૩; ૨૨, ૧; ૨૮, ૧૨; માં આવેલો આચાર્ય ભાગલી હોવો જોઇએ. પણ બ્લૂમફીલ્ડનો અભિપ્રાય એવો છે, કે તેને આ મતને પુષ્ટિ આપે એવો પુરાવો બિલકુલ મળ્યો નથી.

(૬) જલદનું જલદાયન એવું પણ રૂપ થાય છે. રા. શંકર પાંડુરંગ પંડિતના કહેવા પ્રમાણે કૌશિકસુત્ર જે શાખાઓનું છે, તેમાંની જલદ એ એક છે.

(૭) બ્રહ્મવદ. ચરણવ્યૂહની બહાર કોઈ પણ અથર્વણ ગ્રંથમાં આ શાખાનું નામ જણાતું નથી. આ જ નામનો બ્રહ્મવલ, બ્રહ્મબલ, બ્રહ્મદાબલ, બ્રહ્મપલાશ અને આનાથી પણ વધારે અપભ્રષ્ટ રૂપ ગૌણ ગ્રંથમાં આવે છે.

(૮) દેવદર્શ અથવા દેવદર્શિન્ એ શબ્દના દિવદર્શ, દેવર્ષિ, વેદદર્શ વિગેરે બીજાં બદલાએલાં રૂપો આવે છે.

(૯) ચારણ વૈદ્ય (વિદ્યા) એ નામ કેશવના કૌશિક સુત્રમાં ૬, ૩૭ માં જોવામાં આવે છે.

બ્લૂમફીલ્ડના અભિપ્રાય પ્રમાણે અહીં સુધી આપેલું અથર્વણવેદની સાંપ્રદાયિક શાખાનું વર્ણન નિશ્ચિત સ્વરૂપનું છે એમ ધારવાને હરકત નથી. અનેક શાખાઓ પૈકી શાખાનાં આ જ નામો શા માટે પસંદ કરવામાં આવ્યાં, અને ભાર્ગવ જેવાં ચારણ, વૈદ્ય, મૌદ, જલદ એમની સાથે કહેવામાં આવેલાં શા માટે છોડી દીધાં એનો તર્ક કરવાનું કામ સહેલું નથી. તે જ પ્રમાણે શાંતિકલ્પ જેવાં યઃકશ્ચિત પરિશિષ્ટને, તેના કરતાં યોગ્યતામાં વીસ અથવા તેથી ય અધિક પરિશિષ્ટ વધારે સારાં હોવા છતાં, અથર્વણ સુત્રની પંકિતમાં પાંચ કલ્પો સાથે તેની ગણત્રી શા માટે કરવામાં આવી, તે વિષે કલ્પના કરવાનું કામ સહેલું નથી. આપણે એવું સ્વીકારીશું, કે જુદી જુદી રીતે મહત્વના અને પદ્ધતિના ગ્રંથોનાં નામ છેક ઉપલકીઆ કારણો માટે ઠેકાણે લાવવામાં આવ્યાં. કૌશિકસુત્ર ચાર શાખાનો સંહિતાવિધિ છે, એ ઉપર કહેવામાં આવ્યું છે. આ વાત ઉપરથી એટલું સિદ્ધ થાય છે, કે આ શાખાભેદ પ્રમાણે સંહિતામાં પણ ભેદ છે, નિદાન એક જ સંહિતાના સુત્રમાં પણ ભેદ હોવ એ વાત શકય નથી.

પ્રાચીન પ્રત અને કાશ્મીર પ્રતના શિવાય બીજી સંહિતા શાખા હોવાનું આજ સુધી સાંભળવામાં નથી. પ્રો. રોટે પોતાના અથર્વવેદના પુસ્તકમાં કાશ્મીર પ્રત પૈપ્પલાદ છે એવું લખેલું છે. પરંતુ બધા પંડિતો આ વાતને સંમત નથી. બ્લૂમફીલ્ડ કહે છે, કે આ સિદ્ધાંતને માટે શંકા કરવાનું કાંઈ કારણ નથી. પૈપ્પલાદ નામ કોઈ કોઈ વખતે અથર્વવેદીય ગ્રંથોને અમસ્તું આપેલું

હોય છે અને તે ગ્રંથોનો વાસ્તવિક રીતે આ શાખા સાથે બિલકુલ સંબંધ હોતો નથી. પણ આ સ્થિતિ બીજા વેદોના ગ્રંથોના સંબંધમાં તેવી જ હોવાથી તે વિષે વિશેષ સ્પષ્ટીકરણ કરવાનું કારણ નથી. પ્રાચીન પ્રત શૌનક શાખાની છે, એ કલ્પના વધારે નિશ્ચિત થએલી છે એમ કહેવાને હરકત નથી. બીજી અથર્વપદ્ધતિમાં વૈતાનસુત્રશૌનકની જગ્યાએ આપેલું છે, અને આ અથર્વ પદ્ધતિના વિધાન વિષે સંશય લેવાનું કારણ નથી. શૌનક સુત્ર અથર્વ-સુત્રપર અવલંબીને છે એ એટલું જ નિશ્ચિત છે. એટલે કૌશિક એ શૌનકોનું સુત્ર છે. કૌશિક એ "ચતસૃષુ શાખાસુ શૌનકાદિષુ સંહિતા વિધિઃ' છે, આ કેશવકૃત અથર્વણ પદ્ધતિ અને સાયણના વિધાનપરથી સ્વતંત્ર રીતે ઉપલી હકીકત સિદ્ધ થાય છે. કૌશિક ૮૫, ૭, ૮ માં દેવદર્શિન્ અને શૌનકિન્ એમની વચ્ચેનો મતભેદ બતાવેલો છે, તેમાં કૌશિકે શૌનકિનનો પક્ષ લીધો છે. આ ઉપરથી ઉપરનો મુદ્દો પણ સિદ્ધ થાય છે. ( અ. ઓ. સો. નિ. કા. પુ. ૧૧ પાન ૩૭૭ ). કૌશિક અને વૈતાન એ બન્ને સુત્રો શૌનકીય છે. એને માટે સંશય લેવાનું કારણ નથી. આ બંને સુત્રો પ્રાચીન પ્રતના આધારે રચેલાં છે, એટલે પ્રાચીન પ્રત પણ આની જ એટલે શૌનકીય શાખાની છે એને માટે સબળ પુરાવો છે.

અથર્વણ વેદના વાઙ્મયમાં હંમેશાં આવતી એક સાંપ્રદાયિક કલ્પના એવી છે, કે પ્રાચીન પ્રતમાં ૧, ૧, ૧, માં આપેલા'યે ત્રિષપ્તાઃ'ને બદલે અથર્વણ સંહિતાનો આરંભ 'શંનો દેવી રભિષ્ટયે' આ મંત્રથી થયેલો છે. 'શંનો દેવીર ભિષ્ટય ઇતિ એવમાદિ કૃત્વા અથર્વણવેદ અધીયેત' એવું ગોપથ બ્રા. ૧, ૨૯ માં કહેલું છે. બ્રહ્મયજ્ઞમાં વેદના આરંભના મંત્રો આપેલા છે, તેમાં અથર્વણ વેદનો આરંભ 'શંનો દેવી રભિષ્ટયે' આ મંત્રથી આપેલો છે. ડૉ. હૌગના કહેવા પ્રમાણે કેટલીક પ્રાચીન હસ્તલિખિત પ્રતોમાં અથર્વવેદનો આરંભ 'શંનો દેવી રભિષ્ટયે' એ મંત્રથી થએલો છે. ડૉ. હૌગ અને ભાંડારકરના કહેવા પ્રમાણે અથર્વવેદાનુયાયી પ્રત્યેક માણસે પોતાનું મોઢું ધોતી વખતે 'યે ત્રિષપ્તાઃ' અને 'શંનો દેવી રભિષ્ટયે' આ મંત્ર બોલલા જોઇએ. મહાભાષ્યની પ્રસ્તાવનામાં 'શંનો દેવી રભિષ્ટયે' આ મંત્ર અથર્વવેદના આરંભના મંત્રતરીકે આપેલો છે. પૈપ્પલાદ સંહિતામાં, જેની એક પ્રત યુરોપમાં ઉપલબ્ધ છે, ને જે પ્રો. રોટના તાબામાં છે તેનું પહેલું પાનું નષ્ટ થયેલું છે તો પણ આ પંડિતનો એવો અભિપ્રાય છે કે, સંહિતાનો પહેલો મંત્ર ઉપર બતાવેલો હોવો જોઇએ કારણ તે મંત્ર તે પ્રતમાં અન્ય ઠેકાણે આવેલો નથી. અને પ્રાચીન પ્રતના આરંભનો 'યે ત્રિષપ્તાઃ' આ મંત્ર બીજા અનુવાકની શરૂઆતમાં આપેલો છે, આ વાત હવે લગભગ નિશ્ચિત છે એમ માનવાને હરકત નથી. કારણ અથર્વ પરિશિષ્ટ ૩૪, ૨૦ માં પૈપ્પલાદિ શાન્તિગણનો આરંભ 'શંનો દેવી' આ પ્રતીકથી જ થયેલો છે.

શૌનક સંહિતાની શરૂઆત 'યે ત્રિષપ્તાઃ' આ મંત્રથી થાય છે. હૌગના અભિપ્રાય પ્રમાણે અથર્વવેદનો આરંભ 'શંનોદેવી' આ મંત્રથી થઈ તે મંત્ર પાછો તેની યોગ્ય જગ્યાએ ૧,૬,૧ માં આવેલો છે, અને તેથી તે હસ્તલિખિત પ્રતમાં આ મંત્ર ઉપર કહેલા સંપ્રદાયાનુસાર પાછળથી દાખલ કરેલો હોવો જોઇએ. અથર્વ પરિશિષ્ટ ૪૪,૬, 'વેદવ્રતસ્યાદેશેન' વિધિમાં એવું વિધાન કરેલું છે, કે 'યે ત્રિષપ્તાઃ' આ અથર્વણવેદના આરંભનો મંત્ર છે. વૈતાન સુત્રમાં 'યે ત્રિષપ્તાઃ' અને 'શંનો દેવી' માના એકપણ મંત્રનો ઉલ્લેખ નથી. પરંતુ કૌશિકમાં એવો સ્પષ્ટ પુરાવો છે, કે તે શાખાની સંહિતાના આધારપર આ સુત્ર રચેલું છે, તેનો આરંભ 'યે ત્રિષપ્તાઃ' આ મંત્રથી થયેલો છે. પરિભાષા સુત્ર ૭, ૮ એ 'પૂર્વમ્ ત્રિષપ્તીયમ્' એવું છે. તેનો અર્થ જ્યાં જ્યાં પૂર્વમ્ શબ્દ પ્રતીક તરીકે વાપર્યો હશે, ત્યાં ત્યાં તેથી ત્રિષપ્તીય સુક્ત અભિપ્રેત છે એમ સમજવું આ પરિભાષાનુસાર હંમેશાં આ સુક્તને ઉદ્દેશીને સુત્રમાં પૂર્વશબ્દ આવેલો છે. આ ઉપરથી એવું નક્કી થાય છે, કે કૌશિક એ અથર્વની તે પ્રાચીન પ્રતનું સુત્ર છે. અને તે પ્રત શૌનકીય છે, અને તે કૌશિક, વૈતાન, અને પ્રતિશાખ્ય આ ત્રણ સુત્રની સંહિતા છે એમ સ્પષ્ટપણે કહેવામાં આવેલું છે.

આ બંને સંહિતામાં સમાન વાત એ છે, કે સંબોધનને છેવટે આવનારો ઓ અને પછીનો સ્વર એની સંધિ કરવામાં આવી નથી.

કૌશિક સુત્રના અથર્વણ સંહિતાની પ્રાચીન પ્રત અસ્તિત્વમાં હતી એ સ્પષ્ટ છે, કારણ તેમાંના ઘણા સુક્તોનું અવતરણ પ્રતીકોએ કરેલું છે. આ ઉપરથી જેમને યજ્ઞયાગાદિ કરવાના હોય તેમને સંહિતા મોંઢે આવડવી જોઇએ એમ ગૃહીત ધરેલું હોય એમ દેખાય છે. ૧૯ મા કાંડનો વિચાર આગળ કરેલો છે. તે છોડી દઇએ તો બાકીના વેદના સુક્તમાં અથથી તે ઇતિ સુધી આપેલી ઋચાઓ ઘણી જ થોડી છે. કૌશિક ૬,૧૭ માં અથર્વ ૬,૮૫,૨; કૌ. ૧૦૬,૭; ૭૫, ૫ માં અથર્વ ૧૪.૧,૧૩ એ જ તે છે. વચ્ચે અથર્વ ૭,૪૮, ૨; કૌ. ૯૭,૬ માં અથર્વ ૮, ૨,

૯; કૌ. છેવટના ઉદાહરણ શિવાય પહેલા ત્રણ ઉદાહરણમાં મંત્ર, સંહિતામાંથી લીધો નથી એ સ્પષ્ટ છે. અથથી તે ઇતિ સુધી મંત્ર અથર્વવેદની ઋચાઓ સાથે થોડા ઘણા ભાગે મળતા આવે છે આ કેવળ આકસ્મિક વાત લાગે છે. એવી સ્થિતિ જુદી જુદી શાખાઓના મંત્રોની તુલના કરતાં હંમેશાં નજરે આવે છે. કૌશિક સુત્રમાં ૧૫ અને ૨૦ એ બે કાંડ તદ્દન છોડી દીધા છે. તેમાંનો ૧૫ મો અવ્યવહાર્ય અને રૂપકમય સ્વરૂપ માટે, તે વ્રાત્ય ગ્રંથ જાણી છોડી દીધો હશે, અને વીસમો, કાંતો આ સુત્રો રચાયા પછી સંહિતામાં નાંખ્યો હશે અથવા તેનો શ્રૌતની સાથે સ્પષ્ટપણે સંબંધ હતો માટે મૂકી દીધો હશે એ વધારે સંભવનીય લાગે છે. સોમયજ્ઞના શસ્રો માટે અને સ્તોત્રો માટે, કેટલાક અપવાદ શિવાય વૈતાન સુત્રમાં વીસમાં કાંડનો ઉપયોગ કરેલો છે.

૧૯ મા કાંડનો આ સુત્ર સાથેનો સંબંધ વિશેષ લક્ષમાં રાખવા જેવો છે. તેમાંથી ઘણા જ થોડા મંત્રોનું અવતરણ પ્રતીકોએ કરેલું છે. જેમ કૌશિક ૬,૩૭;૪૫, ૧૭; અને ૬૮,૨૯ માં ૧૯, ૫૨, ૧. કૌ. ૬,૩૭ માં ૧૯, ૫૯, ૧, કૌ. ૬૬ માં ૧૯. ૬૦, ૧; ૫૭, ૯૬ માં ૧૯, ૬૪, ૧; કૌ. ૧૩૯, ૧૦ માં ૧૯, ૬૮, ૧. બાકીના ઓગણીસમા કાંડમાનાં અવતરણો એ સકલપાઠમાંના સુત્રોમાં આપેલા મંત્ર છે. માટે આ શૌનકીય સંહિતામાંથી લીધેલો નથી. કૌ. ૬,૩૭ માં દારિલાએ એક ખુણામાંના પ્રતીક માટે ( ૧૯,૫૯ ) બધા સુકતોનો સકલ પાઠ આપેલો છે, એ વિચિત્ર વાત છે! ઉપર બતાવ્યું છે કે કૌશિકમાંના અથર્વસુત્ર એ નામે ઉલ્લેખાએલા ભાગમાં ૧૯ મા કાંડમાંનું એક પણ અવતરણ પ્રતીકે આપેલું નથી.આ શાખાની તૈયાર થએલી અને માન્ય થએલી સંહિતા અને સ્પષ્ટપણે બીજે ઠેકાણેથી આવેલો બીજો મંત્ર સમૂહ એમની વચ્ચેનું સ્થાન કૌશિક સુત્રમાં ૧૯ મા કાંડનું હોવું જોઇએ એવો રોટનો મત છે.

આપણને એમ માની લેવાને હરકત નથી, કે આ કાંડનો વિષય અથર્વવેદની સર્વ શાખાના સંપ્રદાયોને માલમ હતો, તે પહેલી આવૃત્તિ વખતે કાઢી નાખેલો હતો; પણ પછીથી તે સંગૃહીત કરવા જેવો લાગવાથી મૂળ વેદમાં તેને દાખલ કરી દેવામાં આવ્યો. વ્હિટનેના મત અનુસાર અથર્વ પરિશિષ્ટ ઓગણીસમા કાંડને બીલકુલ માનતું નથી. કૌશિક સૂત્રનું ધોરણ શંકા ભરેલા સ્વરૂપનું જણાય છે. કારણ કે કેટલાક મંત્રો તેની શાખાને એટલા મળતા આવે છે, કે તેનું નિદર્શન માત્ર પ્રતીકોથી કરાય તેમ છે; જ્યારે બીજા કેટલાક પહેલેથી છેડે સુધી આપવા પડે છે. પછીના અથર્વ વાઙ્મયમાં આ મંત્રોનો પરિચય એથી પણ વધુ દૃઢ થએલો નજરે પડે છે. પરિશિષ્ટમાં ૧૯ મો કાંડ બાકીના અથર્વવેદ પ્રમાણે જ માનેલો હોઇ તેમાં-નાં જ અવતરણો વારંવાર આવે છે; દાખલા તરિકે, ૧૯, ૭ એ નક્ષત્રકલ્પ ૧૦ માં લીધેલું છે; ૧૯, ૯ નક્ષત્ર ૨૬ અને અથર્વ પરિશિષ્ટ ૪, ૪; ૬; ૨ માં લીધેલ છે, અથર્વ પરિશિષ્ટ ૩૪ માંની ગણમાલામાં ૧૯ માં કાંડમાંના પુષ્કળ મંત્રોનાં અવતરણો લીધેલાં છે.

હિલેબ્રૅંટે એક એવો પ્રશ્ન ઉપસ્થિત કર્યો છે, કે એકાદ મંત્ર અથવા સૂક્ત જે સ્વરૂપમાં સંહિતામાં આવેલું છે, તેથી જુદા સ્વરૂપમાં તે છે એવું આ સુત્રો પરથી દેખાય છે? આ પ્રશ્નનો ય વિચાર કરવો જોઈએ. સાધારણ રીતે તો ઋચામાંનો શબ્દ, સુક્તમાંની ઋચાની સંખ્યા અને અનુક્રમ એ દૃષ્ટીએ તો સુત્રમાં આવેલા મંત્ર અને સુકતો સંહિતા પ્રમાણે જ છે. પરંતુ આ સંબંધમાં નીચે દર્શાવેલો મુદ્દો લક્ષમાં લેવા જેવો છે. જ્યારે એકાદ અથર્વસુક્ત સ્પષ્ટ રીતે અનેક વિભાગના સ્વરૂપનું હોય છે, એટલે સંહિતાના કર્તાએ જ્યારે સંહિતાની રચના કરી, તે વેળાએ ઘણાં સુકતો મેળવીને એક સુકત બનાવ્યું હોય છે ત્યારે સુકત રચનારે એવા સુકતનો પ્રત્યેક વિભાગ લક્ષમાં લઈ તેનો યોગ્ય સ્થળે ઉપયોગ કરેલો છે. અથર્વ ૪, ૩૮ એ સુકત ઘણાં નાનાં નાનાંસુકતો મળીને બનેલું છે. આ સુકતની ૫–૭ મી ઋચા ઉપર ગ્રિલે કરેલી ટીકાને કૌશિક સુક્તને પુષ્ટિ આપેલી છે અને આ સુકતના અન્તસ્થ પુરાવા ઉપરથી તે જ વાત સાબીત થાય છે. ઋચા ૧–૪ માં દ્યૂત ( જુગાર ) ના વિષય ઉપર અભિસાર મંત્ર છે અને કૌશિકસુત્રમાં ૪૧, ૧૩ માં અથર્વ ૭, ૫૦; અને ૭, ૧૦૯માંના આ જ જાતના બીજા મંત્રો સાથે ચર્ચા કરેલો છે. ઋચા ૫–૭ કૌશિક ૨૧, ૧૧ માં એક જનાવર વિષેનો અભિસાર મંત્ર લીધેલો છે. આ છેવટની ઋચા પહેલી ઋચાઓથી એટલી બધી જુદી પડતી માનવામાં આવી છે, કે તેને કર્કીપ્રવાદાઃ એવું જુદું પારિભાષિક નામ આપવામા આવેલું છે. તે જ મુજબ અથર્વ ૭, ૭૪ સુક્ત પણ ઘણાં જુદાં જુદાં સુકતોનું બનેલું છે, એ વાત સુકતકારના લક્ષમાં આવેલી છે. કૌ૦ ૩૨, ૮ માં પહેલી બે ઋચા અપચિત નામની જખમ દૂર કરવાના તંત્ર સંબંધી છે. ત્રીજી ઋચા કૌ૦ ૩૬, ૨૫ માં મ.

મત્સર કાઢી નાખવાનો મંત્ર છે માટે યોગ્ય સ્થળે લીધેલી છે અને ચોથી ઋચા કૌ૦ ૧, ૩૪ માં યોગ્ય સ્થળે લીધેલી છે. અથર્વવેદના સંસ્કરણકારોને, એવી જુદી જુદી ઋચાઓને એક ઠેકાણે મૂકવા માટે તેમાં રહેલી કોઈ ખામી એટલે અર્થની સંદિગ્ધતા કે બીજું કોઈ કારણ થયું એ દરેક વખતે ખાત્રી-પૂર્વક કહી શકાતું નથી. એ જ પ્રમાણે અથર્વ ૭,૭૬ સુકતના કૌશિક અને વૈતાન એ બન્ને સુત્રોએ ત્રણ ભાગ પાડયા છે. ઉપરનાં સર્વ ઉદાહરણોમાં સંહિતાની પરંપરા કરતાં વિધિની અથવા આચારની પરંપરા શ્રેષ્ઠ માનેલી છે એમાં શંકા નથી.

**અથવા કિલ્લો**:-ઇ. સ. ૧૮૩૦ માં કાંટાજી સોરઠથી પાછો ફર્યો, ને તેણે સાણંદ પાસે છાવણી નાખી. પાસે ફરતાં સુબાના ઉંટ તેના સરદારે પકડયાં. તેને અટકાવવા માટે સુબા તરફથી માણસો મોકલવામાં આવ્યા. પણ મરાઠા હાથમાં આવ્યા નહિ. આ જ અરસામાં સુરત પાસે મુલ્લા મહમદ અલ્લીએ અથવાનો કિલ્લો બાંધવાનું કામ ચાલુ કર્યું પણ બગલરબેગ ખાને જોયું, કે જો આ કિલ્લો પૂરો થાય, તો સુરત બંદરનો વેપાર ભાંગી પડે. તેથી તેણે તેને તે કામ બંધ હુકમ કરવા આપ્યો; પણ તેનું ન માનતાં મુલ્લાએ કિલ્લો પુરો કર્યો ને સોહરાબ ખાનને ત્યાંનો સુબો બનાવ્યો. આ કિલ્લો સુરતની પાસે હોવાથી સુરતની આવક ઘટી ગઇ.

( હિસ્ટરી ઑફ ગુજરાત. )

**અથેન્સ**—ગ્રીસની રાજધાનીનું નગર. એ શહેર ઍટિકાના મેદાનની દક્ષિણ બાજુએ વસેલું છે. અથેન્સની ભૌગોલિક રચનાએ ઇતિહાસની ઉપર પુષ્કળ અસર કરેલી છે. ઍટિકના મેદાનમાં ખોરાકની ઘણી ચીજો પેદા થતી હોવાને લીધે અથેન્સમાં આજીવિકાના સાધનોની કાંઈ ખોટ નથી. એકાદ શત્રુનું લશ્કર સ્થળ માર્ગે અથેન્સ ઉપર ઓચિંતો છાપો ઘાલે તે શકય નથી અને એ નગર સમુદ્રથી થોડું દૂર હોવાથી સમુદ્રમાંથી દરિયાઈ લડાયક જહાજો તેની ઉપર અસરકારક રીતે તોપોનો મારો ચલાવી શકે એની પણ ત્યાં બીક નથી. ત્યાંની હવા કયારે પલટો ખાય તેનો કાંઈ નિયમ નથી. ઉત્તર તરફની હવા અને સમુદ્રના તરંગોનો શીતળ પવન આવતા હોવાને લીધે અહીં ઉનાળો ઘણો ઠંડો હોય છે. સ્વચ્છ અને ઉત્તેજક હવા હોવાને લીધે જ અહીંના લોકો બુદ્ધિમાન અને ઉત્સાહી હોય છે. એમ કેટલાક જૂના ગ્રંથકારોનું માનવું છે.

અગોરા નામની અથેન્સમાં એક પ્રસિદ્ધ વેપારીની પેઢી હતી. આ ઠેકાણે પુષ્કળ વેપાર ચાલતો અને ત્યાં મોટાં અને ભવ્ય બાંધકામો હતાં.

અથેન્સમાં પ્રાચીન કાળમાં જ્યાં ઍરિસ્ટોટલ અને પ્લેટો આચાર્યપદેથી ઉપદેશ આપતા તે ઍકેડેમી (વિદ્યાપીઠ)મહત્વનું સ્થળ ગણાય છે. શોધકોના પ્રયત્નથી નિસર્ગદેવતા અને અપોલોનો વાસ જે બે ગુફાઓમાં હોવાનું અનુમાન હતું, તે બે ગુફાઓ પણ મળી આવી છે. ત્યાંનું બીજું મહત્વનું સ્થાન ઑલિમ્પિયન મંદિર છે.

અથેન્સની વસતિ ૧૮૩૪ની સાલમાં ૫૦૦૦ થી પણ ઓછી હતી. તે ૧૮૭૦ માં ૪૪૫૧૦, ૧૮૭૯ માં ૫૩૩૧૪,૧૮૮૯માં૧૦૭૨૫૧ અને૧૮૯૫માં૧૧૧૪૮૬ એ મુજબ વધતી જ ગઈ છે. હાલ અથેન્સ, પિરિઅસ, ફેલેરૉન મળીને લોકસંખ્યા આશરે૩,૦૦,૦૦૦ ની છે. સન ૧૯૧૨ ની સાલમાં અથેન્સમાં બે નવાં વિશ્વવિદ્યાલયની સ્થાપના કરવામાં આવેલી છે.

હાલમાં અથેન્સનો વેપારધંધો સારી રીતે વધેલો છે. પિરિઅસમાં કાપડની ૮ મીલો છે, ૧૫ વરાળ યંત્રથી ચાલતી ચકકીઓ છે અને સાબુનાં કારખાનાં છે. વહાણો બાંધવાનો ધંધો પણ મોટા પ્રમાણમાં ચાલે છે.

અથેન્સના પુરાતન ઇતિહાસબંસંધી ખાત્રીલાયક વિગતો જોઇતા પ્રમાણમાં મળી આવતી નથી. દંતકથા અને પરંપરાગત માહિતી ઉપરથી એમ અનુમાન થઈ શકે છે,કે અગાઉ આયોનિયન લોકો અથેન્સમાં આવ્યા અને તેમના પ્રયત્નોથી જ જુદી જુદી જાતો એકત્ર થઇ ત્યાં રાજસત્તાનો પાયો નંખાયો. પરંતુ આ રાજસત્તા જલદીથી નાશ પામી અને તેને બદલે મહાજનસત્તાક રાજ્ય સ્થપાયું, અને લોકોના રાજકીય હકો એક પછી એક છીનવી લેવામાં આવવા લાગ્યા. છેવટે પેસીટ્રેટસ નામના સરદારના અમલના વખતમાં એકહથ્થુ રાજતંત્રને માટે પ્રયત્નો થયા, પરંતુ કલીસ્થિનીઝ પક્ષના માણસોએ તે પ્રયત્નો મારી હઠાવ્યા અને છેવટે અથેન્સમાં પ્રજાસત્તાક રાજ્યના શ્રીગણેશ બેઠા.

સ્વતંત્રતા પ્રાપ્ત થતાં જ અથેન્સના લોકોનો ઉત્સાહ વધ્યો અને ઇ. સ. પૂર્વે ૪૫૦ ના અરસામાં તેમણે ઇરાણ ઉપર ચઢાઈ કરીને વિજય મેળવ્યો. આ વિજયમાં મુખ્ય હાથ થેમિસ્ટોકિલઝ નામના રાજનીતિજ્ઞનો હતો.ઇરાન ઉપર જય મેળવી આવ્યા પછી અથેન્સના નગરજનોએ આરિસ્ટિડીઝ અને સાયમન નામના બે પ્રસિદ્ધ મુત્સદ્દીઓને અથેન્સનો રાજકારભાર સોંપ્યો. તેમના પ્રયત્નોથી અથેન્સ ખૂબ આગળ વધ્યું અને છેવટે અથેન્સ સામ્રાજ્યની પદવીએ પહોંચ્યું. સાયમનની પછીનો અથેન્સમાં રાજકીય મહાપુરુષ પેરિકલીઝ હતો. તેનો વિચાર અથેન્સનો વિસ્તાર એથી પણ વધારવાનો હતો. ઇ. સ.

પૂર્વે ૪૪૩ થી ૪૨૯ નાં વર્ષો અથેન્સની પૂર્ણ જાહોજલાલીનાં હતાં. આ કાળમાં અથેન્સનો વેપાર મીસર અને કોલચિઝથી તે ઠેઠ ઇદુરિયા અને કાર્થેજ સુધી પ્રસરેલો હતો.સાહિત્ય અને સંસ્કૃતિની બાબતમાં પણ અથેન્સ સોળે કળાએ ખીલેલા ચંદ્રની માફક ખીલ્યું હતું. પણ આ વૈભવને કાંઇ પણ કલંક ન હતું એમ તો કહી ન શકાય. પેરીકલીઝની પછી અથેન્સમાં જે મંત્રિમંડળ નીમાયું તે નાલાયક અથવા સ્વાર્થી હોવાથી સામ્રાજ્યનો વિસ્તાર કરવાનું કાર્ય વ્યવસ્થિત સ્વરૂપમાં કરી શક્યું નહિં. અંતે અથેન્સની જાહોજલાલીનો પેલાપોનીશીઅનના યુધ્ધમાં અંત આવ્યો અને મેસીડોનના ફિલિપની સત્તા તેને માન્ય કરવી પડી. આ પરદેશી ધુંસરી અથેન્સે ઇ. સ. પૂર્વે ૨૨૯ માં ફેંકી દીધી અને અથેન્સે ફરીથી એક વાર સ્વતંતાની વરમાળ ધારણ કરી. આ વેળા લશ્કરી રાષ્ટ્ર તરીકે તેની ખ્યાતિ સમગ્ર યુરોપમાં ફેલાઈ હતી.

આ પછીનો અથેન્સનો ઇતિહાસ એટલે કેવળ પરતન્ત્ર રાષ્ટ્રનો ઇતિહાસ નથી પરંતુ રોમન સામાજ્યના તાબાના રાષ્ટ્ર તરીકેનો તેનો ઇતિહાસ છે. ઈ. સ. પૂર્વે ૨૨૮ માં અથેન્સે રોમ સાથે મિત્રતા સાધી. રોમન સમ્રાટનો અથેન્સ ઉપર લોભ હતો. આ વેળાનું અથેન્સ લડાયક રાષ્ટ્ર ન હોતું. "જ્ઞાનનું મુખ્ય મંદિર –સરસ્વતી સદન" એ નામથી તેની તે વેળા ખ્યાતિ પ્રસરેલી હતી. પરન્તુ ચડતી પડતીના જગત્‌ના અબાધિત નિયમનો ફટકો અથેન્સને પણ લાગ્યો. આ વૈભવ લાંબો વખત સુધી અથેન્સ ભોગવી શક્યું નહિ. જસ્ટીનીઅનના કાયદાથી તત્વજ્ઞાનનો અભ્યાસ બંધ થઈ ગયો. ને પ્રાચીન અથેન્સનો અવતાર પણ અહીં જ પુરો થયો.

આ પછીનો અથેન્સનો ઇતિહાસ એટલે બિઝાન્શીયમના અમલનો સમય, લૅટિન રાજસત્તાનો સમય અને તુર્કી અમલનો સમય. સન ૧૪૫૮ માં અથેન્સ તુર્કોના કબજામાં ગયું. ૧૮૨૧ માં અથેન્સે તુર્કોને મારી હઠાવવાનો પ્રયત્ન કર્યો, પણ ૧૮૨૫ માં તે ફરી પાછું તુર્કોના કબજામાં સપડાયું. ૧૮૩૩ ની સાલ સુધી તુર્કોનો આક્રાપોલીસના કિલ્લાઉપર અમલ ચાલતો હતો. ૧૮૩૩ માં અથેન્સ સ્વતંત્ર બન્યું અને નવીન ગ્રીસ રાજની રાજધાનીનું શહેર બન્યુ. છેલ્લા બાર પાંચ વર્ષ ઉપર અથેન્સમાં થયેલી ઉથલપાથલનો ઇતિહાસ 'ગ્રીસ' ઉપરના લેખમાં ગ્રીસના ઇતિહાસમાં આપેલો છે.

**અથોરઃ**—વડોદરા રાજ્યના કડી પ્રાંતના સિદ્ધપુર પેટા વિભાગમાંનું આશરે અઢી હજારની વસતિવાળું ગામ. ત્યાં એક પ્રસિદ્ધ ગણુપતીનું દેવળ અને એક ધર્મશાળા છે.

**અદવાની તાલુકોઃ**—મદ્રાસના બેલ્લારી જીલ્લામાંનો એક તાલુકો છે. અદવાની અગાઉ નિજામનું પેટા સંસ્થાન હતું. ઉ. અ. ૧૫°૩૦' અને ૧૪°૪૮' ની વચમાં અને પૂ. રે. ૭૬°૫૬' અને ૭૭°૩૮ ની દરમિયાન તે આવેલો હોઇ એ તાલુકાનું ક્ષેત્રફળ ૮૯૯ ચો. માઈલ છે. જનસંખ્યા આશરે ૮૦૦૦૦ ની છે. તેમાં ૩ શહેર અને ૧૯૧ ગામડાં છે.

શહેરોઃ—અદવાની, વસતિ ૩૦૦૦૦, એ મુખ્ય શહેર છે. યેમિગનુર (૧૪૦૦૦), કોસિગિ (૮૦૦૦). આ તાલુકાનો પ્રદેશ સપાટ હોઈ જમીન કાળી અને કપાસના વાવેતરના લાયકની છે. કોઈ કોઈ ઠેકાણે ટેકરાળ જમીન છે. મુખ્ય પાક કપાસ, ચોલમ અને કોરાનો થાય છે. જમિનનું મહેસુલ અહીં દર એકરે માત્ર ૧૪ આના છે. તમામ પાકનો આધાર વરસાદના પાણી ઉપર છે. ફક્ત સેંકડે ૧ એકર જમીન કોસ વિગેરેથી પાણી મેળવે છે. આ કારણથી અનાવૃષ્ટિના પ્રસંગોમાં અહીં બહુ ત્રાસ થાય છે. સન ૧૮૭૬–૭૮ ના ભયંકર દુષ્કાળના વખતે અહીં $\frac{1}{3}$ લોકો અનાજના અભાવે મૃત્યુમુખે પડયા.

**અદવાની શહેરઃ**—અદવાની તાલુકાનું મુખ્ય શહેર. ઉ. અ. ૧૫°૩૮' અને પૂ. રે. ૭૭°૧૭'. આ શહેર મદ્રાસથી ૩૦૭ માઈલ દૂર છે. આ જીલ્લાનું આ શહેર કેન્દ્રસ્થાન છે. વસતિ (૧૯૨૧ મુજબ) ૩૦૨૩૨. તેમાં ૬૦ ટકા હિન્દુ,૩૭ ટકા મુસલમાનો, અને ઈતર વસતિમાં ખ્રિસ્તી વગેરે છે. આ પ્રાંતમાં અદવાની કપાસના વેપારનું કેન્દ્રસ્થાન છે અને અહીં કપાસ પીલવાનાં, લોઢવાનાં અને ગાંસડીઓ બાંધવાનાં ઘણાં કારખાનાં છે. મોસમની વખતે આશરે ૭૦૦ લોકો અહીં કામ કરે છે. અહીં મુખ્ય ધંધો સુતર અને રેશમનાં હાથ વણાટનાં કપડાનો છે. એ જ મુજબ ટકાઉ સેત્રંજીઓનો પણ અત્રે મોટો વેપાર ચાલે છે.સન૧૮૬૭માં આ શહેરને પ્રથમ મ્યુનિસીપાલીટી મળી. સન ૧૯૦૩–૪ માં આવક ૫૬૫૦૦ અને ખર્ચ ૫૦૦૦૦ હતો. પાણીને માટે ૪૫૦૦૦૦ ઘનફૂટ પાણી રહી શકે એવું એક મોટું તળાવ બાંધવામાં આવેલું છે. તેમાંથી ગામને પાણી પુરૂં પાડવામાં આવે છે.

ઇતિહાસઃ—અદવાનીનો કિલ્લો બહુ જ ભવ્ય હોઈ સરળ અને ઉંચા પહાડના શિખર ઉપર તે બાંધેલો છે. કૃષ્ણા અને તુંદભદ્રા નદીઓ વચ્ચેના રસાળ પ્રદેશનું આ કેન્દ્ર હોવાથી દક્ષિણ હિંદની અગાઉની

લડાઈઓમાં અગત્યનો ભાગ ભજવતો.ઇસવી સનની ૧૪મી સદીમાં આ ગઢ વિજયનગરના હિંદુ રાજાના તાબામાં હતો અને તે કાળે તે અભેદ્ય મનાતો. ૧૫૬૮ ની સાલની તાલિકોટની લડાઈમાં તે કિલ્લો વિજાપુરના સત્તાધીશોના કબજામાં ગયો અને ઈ. સ. ૧૮૦૦ માં તે અંગ્રેજોના તાબામાં આવ્યો ત્યાં સુધી તે મુસલમાનોના કબજામાં હતો. સન ૧૬૦૪ થી ૧૬૩૧ સુધી અહીં વિજાપુરનો સરદાર મલિક રહિમખાન કિલ્લેદારની પદવી ઉપર હતો. પછી ૧૬૩૨ થી ૧૬૮૭ સુધી સિદ્દિ મસુદખાન કિલ્લેદાર હતો. સન ૧૬૮૩ માં ઔરંગજેબ દક્ષિણનો મુલક સર કરવાને આવેલો હતો, તેણે આ કિલ્લો કબજે કર્યો હતો. સન ૧૭૫૪ ના અરસામાં મુસાબુસીની મારફત ફ્રેન્ચોએ આ કિલ્લો કબજે કર્યો હોવો જોઈએ. કારણ શહાનવાજખાને મુસા બુસીને મનગમતી રીતે અદવાનીને લગતા ખ્વાજા ન્યાયદુલ્લાખાનની સાથે કોલકરાર કર્યા હતા. ( પત્ર તા. ૫-૧-૨૪ રા. ખં. ૧. ૨૨, ૫૯ ). ઈ. સ. ૧૭૫૬ માં નિજામે પોતાના કુટુંબી બસાલતજંગને આ કિલ્લો આપ્યો. ૧૭૬૦ ની સાલમાં જ્યારે સદાશિવરાવ ભાઉએ આ કિલ્લા ઉપર સ્વારી કરી, ત્યારે બસાલતજંગ નિજામની મદદે ગયો. ( બાબુરાવ બુંદેલેનો ગોવિંદપંતને પત્ર ૨૦ માર્ચ ૧૭૬૦. રા. ખ. ૨,૧૬૯-૨૭૨ ). સન ૧૭૭૪ માં પેશવા અને નિજામ વચ્ચે થયેલી લડાઈ વખતે બસાલતજંગનો છોકરો અદવાનીથી નવાબપાસે જતો હતો. તેની પેશવાને ખબર મળવાથી તે દોડ્યા. ( ચૈત્ર વ. ૯-શકે ૧૬૯૫ નો પત્ર રા. ખં. ૧૦,૧૧૮, ૭૫) આ પત્રમાં બસાલત જંગને નિજામઅલ્લીના જમાઈ તરીકે વર્ણવવામાં આવેલો છે. ઇ. ગૅ. ૧૯૦૮ માં તે ભાઈ છે એમ કહેવામાં આવ્યું છે.

બસાલતજંગના તાબામાં અદવાનીનો કિલ્લો હતો, ત્યારે હૈદરઅલ્લીએ બે વખત તેની ઉપર ચડાઈ કરેલી;.પણ તે ફાવ્યો નહિ એમ ઇ. ગૅ. માં નોંધ છે. તે ચઢાઈ કયા પ્રસંગે થઈ, વિગેરે હકીકત આગળ આવશે. ૧૭૭૯ ના અરસામાં મરાઠા, નિજામ ને હૈદરઅલીની અંગ્રેજો વિરૂદ્ધ સંધિ થઈ. એ સંધિમાં નિજામે ભાગ લેવાનું કારણ અદવાની સંબંધી ભાંજગડ હતી.

સન ૧૭૭૮ માં ફ્રેંચો સાથે લડાઈ થવાનો સંભવ ઉભો થયો, ત્યારે આર્કાટના મહમદઅલીની મારફત અદવાનીના નવાબ બસાલતજંગની સાથે અંગ્રેજોએ સંધી કરી, અને તેમાં નિજામને કાંઈ પૂછ્યું ગાછ્યું નહિં. આ સંધી અનુસાર નવાબે પોતાના મુલકનો અમુક ભાગ અંગ્રેજોને ભાડે આપ્યો, અને ફ્રેંચ ફોજ કાઢી નાખવાનું વચન આપ્યું હતું. એના બદલામાં અંગ્રેજોએ નવાબનું હૈદરઅલીથી રક્ષણ કરવાનું વચન આપેલું હતું. ( હૈદરઅલ્લી અને ટિપુ સુલતાનનું ચરિત્ર-એલ. બી. બાવરિંગ-ઑક્સફર્ડ-૧૮૯૩ ). એ સલાહ પ્રમાણે શકે ૧૭૦૦ ( ઇ. સ. ૧૭૭૯ ) માં બસાલતજંગની નોકરીમાં ફ્રેંચ સરદાર લાલી હતો. પણ તેની નોકરી છોડી પેશવાની નોકરીમાં જોડાવાની પોતાની ઇચ્છા તેણે પરશુરામ ભાઉની મારફત પેશવાને નિવેદન કરી. પરંતુ પરશુરામ ભાઉએ તેની દરકાર કરી નહિ. આથી તે નિજામઅલ્લી પાસે ગયો. ( ખરે. ઐ. લે. સં. પૃ. ૩૪૦૧ )

ઉપર નિર્દિષ્ટ કરેલા સલાહનામામાં નિજામને બાતલ રાખેલો હોવાથી નિજામ ચીડાયો અને તે કારસ્થાનમાં દાખલ થયો. અદવાનીના સંરક્ષણ માટે જતા અંગ્રેજ લશ્કરને હૈદરના મુલકમાં થઇને જવાનું હતું. તે વેળા બન્નેના લશ્કરની વચ્ચે ચકમક થઈ અને હૈદરે અદવાની સુધીનો મુલક પોતાને કબજે કર્યો. આ મુલક નિજામનો હતો. તેને હૈદરઅલ્લીએ કબજે કર્યો, એટલે હવે નિજામ અને હૈદરઅલ્લીની વચ્ચે ટંટો જામ્યો. પણ આ ટંટાનું સમાધાન નાના ફડનવીસે ખુબીથી કરી નાખ્યું એમ જણાય છે.

શકે ૧૭૦૧-૨ માં અદવાનીમાં પેશવાનો કૃષ્ણાજી નારાયણ જોશી નામનો વકીલ હતો. તે મરાઠાઓની વતી નિજામ, હૈદરઅલ્લી અને અદવાનીના નવાબની સાથે રાજકારણ લડાવતો હતો. નાના ફડનવીસનું કાર્ય નીચેના પત્રોના ઉતારા ઉપરથી સ્પષ્ટ થશે.

કૃષ્ણાજી નારાયણ જોશીને નાના ફડનવીસે માર્ગશીર્ષ શુ. ૭, ૧૭૦૧ માં લખેલા પત્રમાં લખ્યું છે, કે રા. ગોવિંદ નારાયણના પત્ર ઉપરથી અદવાનીનો ઘેરો નવાબ હૈદરઅલ્લીખાન ઉઠાવી લેશે તે જાણ્યું. તેની થાય તેમ વ્યવસ્થા જલદી કરો. ( રા. ખં. ૧૯, ૧૧, ૫, ૧૫૧૮; ૧૬૧૯ ).

અદવાની ઉપરથી ઘેરો ઉઠાવી અમિરુલ ઉમરાવની સાથે સલાહ કરૂં છું, એવો નવાબે વકીલને ઉત્તર લખ્યો; પરંતુ હજુ સુધી કાંઈ થયું નથી. અદવાનીનો ઘેરો ઉઠાવી લેવામાં આવશે એવું નિજામ અલીખાનને લખવામાં આવ્યું તે ઉપરથી અદવાની તાબામાં લેવા માટે તેણે લશ્કર મોકલ્યું. તેની સાથે બહાદુરની ફોજ ન લડે તે વિષેનું પત્ર ( રા. ખં ૧૯-૧૮-૧૦ ).

કૃષ્ણરાવ નારાયણ જોશી ઉપર નાના ફડનવીસનો પત્ર ( માઘ શુ. ૨ શકે ૧૭૦૧ ). અદવાનીની

ખટપટ બંધ થાય ત્યાં સુધી અમે સિકાકોલી તરફ જવાના નથી. એમ નિજામ અલ્લીખાન બહાદૂર કહે છે એટલે લખ્યું છે. ( રા. ખં ૧૯–૫૮–૩૯ ).

માઘ શુ. ૩ ના પત્રમાં નવાબ બસાલતજંગ બહાદૂરના વકીલ પટ્ટણમાં છે; તેની પાસેથી નવાબસાહેબ બહાદુર પચાસ હજાર હોન માગે છે તે જાણ્યું. માટે શ્રીમંતની મરજી છે, કે અદવાનીની ખટપટ દૂર કરી અમીર, ઉમરાવ સાથે સલાહ કરવી. પૈસા વિષે કંઈ પણ બોલશો મા, એમ નાના લખે છે ( રા. ખં. ૧૯–૧૯–૧૦).

હૈદરઅલીખાન બહાદુરને નાના ફડનવીસનો પત્ર ( માર્ગ. વા ૧૦ શકે ૧૭૦૧ ) અદવાની તાલુકામાં આમ્હૈરખાં તરફથી ગડબડ છે; એ વિષે તહનામામાં કલમ લખી છે અને તેમાં આપણને જ નુકસાન થયું છે. કશી જંજાળ વગર અદવાનીની ગડબડ જલદી ખતમ થાય એટલે નવાબ મનસુફની ખાતરી થશે અને બધાની એકદીલીનો દુશ્મનો ઉપર દાબ બેસશે. ( રા. ખં, ૧૯, ૨૫, ૧૬, )

( જયેષ્ઠ વ. ૭, ૧૭૦૨ ) ના કૃષ્ણરાવ નારાયણને લખેલા પત્રમાં અદવાની હવેલીના થાણાં છુટયા વિષે હકીકતનો ઉલ્લેખ છે. ( રા. ખં. ૧૯–૧૬૪–૧૦૮ ).

ભાદ્રપદ વ. ૨, શકે ૧૭૦૨. રામચંદ્ર કૃષ્ણ રિસબુડનો નાના ફડનવીસને પત્ર " મુકામ અદવાની નજીક નવાબ બસાલતજંગના હોવાના સમાચાર યથાસ્થિત છે. " ( રા. ખં. ૧૦ ૨૬ ૧૮૩.

અદવાનીનું રક્ષણ કરવાનું કાર્ય શકે ૧૭૦૧ માં તો મરાઠાઓએ કર્યું; તો પણ શકે ૧૭૦૮ ( ઈ. સ. ૧૭૮૫ ) માં તેમને તે કરતાં આવડયું નહિ. તે વખતે ટિપુએ તે કિલ્લો લીધો. તેની હકીકત નીચે પ્રમાણે વાસુદેવ શાસ્ત્રી ખરે આપે છે. ( ઐ. લે. સં. પૃ. ૪૦૧૩–૫ )

" બદામી કબજે થયા પછી હરિપંત તાત્યા મે મહિનાની આખરે ત્યાંથી કૂચ કરીને ગજેંદ્રગઢ તરફ ગયા. તે કિલ્લા નજીક પડાવ નાખ્યા પછી પાયદળની બે નાની ટુકડીઓ ટિપુ તરફથી કુમકે આવતી હતી, તે મરાઠા સ્વારોએ રસ્તામાં જ હાંકી કાઢી. એટલે કિલ્લેદાર ઘોરપડેની મારફત સલાહનું કહેણ મોકલ્યું. આઠ દિવસ વાટાઘાટ થયા પછી હવે કિલ્લો સ્વાધીન થશે એમ લાગ્યું. ત્યાં તો ટિપુએ અદવાનીના કિલ્લા નજીક મોરચો નાખ્યો છે એવી ખબર આવી. અદવાનીનું સંસ્થાન નિજામઅલીના ભાઈ બસાલતજંગનું હતું એ અગાઉ જણાવેલું વાચકોને યાદ હશે. બસાલતજંગ ગુજરી ગયો હતો અને તેનો પુત્ર મહોબતજંગ છોકરા છૈયાં સાથે અદવાનીમાં હતો. ટિપૂએ તે ધમાલમાં કિલ્લાને ઘેરો ઘાલીને ભારે હરકત ઉભી કરી. પણ મહોબતજંગે દુશ્મનની સાથે બહાદુરીથી સામનો કરી તેમના બે હુમલા તો પાછા વાળ્યા. ' જો મને મદદ નહિ મળે, તો આપ્ત જનોની આબરૂ જશે અને સ્ત્રી વર્ગ ટિપુના હાથમાં જશે, માટે મને તે ખાતર પણ મદદ મોકલો, એવી મહોબતજંગે નિજામને આગ્રહપુર્વક વિનંતિ કરી. નિજામે તત્કાળ પોતાના નાના ભાઈ મોગલઅલ્લીની સાથે પચીસ હજારનું લશ્કર રવાના કર્યું, અને હરિપંત તાત્યાને આગ્રહભર્યો પત્ર લખ્યો, કે તમે તમારી ફોજ લઈ મોગલઅલ્લીની સાથે મળીને તાબડતોબ અદવાની જઈ ટિપુને હાંકી કાઢો. તે પત્ર આવતાં જ તાત્યાએ ગજેંદ્રગઢ લેવાને માટે ત્રીજા ભાગની ફોજ પોતાની પાસે રાખીને આશરે બે તૃતીયાંશ લશ્કર નવમી જુને અદવાની રવાના કર્યું. તે ફોજમાં આપ્પા બળવંત મુખ્ય સરદાર હતો અને તેના હાથ નીચે બાજીપંત અણ્ણા, રઘુનાથ નીલકંઠ પટવર્ધન, અને મોગલ લશ્કર સાથે તહેવારજંગ સરદાર હતા. આપ્પા બળવંતે, ભાગાનગરથી મોગલઅલ્લી લશ્કર લઈને આવ્યો હતો. તેને સાથે લઈને ઝપાટાબંધ અદવાની તરફ કૂચ કરી. તેઓ ત્યાં જઈ પહોંચ્યા, કે તરત જ ટિપુ લશ્કર હઠાવીને ત્રણ કોસ પાછો હઠી ગયો. તારીખ ૨૨ મી જુનને રોજ આપ્પા બળવંત અને બાજીપંત અને રઘુનાથરાવ પટવર્ધન, એ ત્રણે સરદારો તૈયાર થઈને ટિપુ ઉપર તુટી પડયા. ટિપુએ પોતાને મોખરે હજાર બારસો સીપાઇઓની ચોકી મૂકેલી હતી, તે મરાઠાઓએ મારીને હાંકી કાઢી અને તેમના સો દોઢસો ઘોડા કબજે કર્યા. ટિપુ પાયદળ ને તોપખાનું લઇને ધસ્યો ને તેણે તોપનો મારો શરૂ કર્યો. સાંજ સુધી લડાઈ ચાલી અને છેવટે મરાઠાઓએ તેને હરાવી તેની મૂળ છાવણી સુધી હઠાવ્યો. આટલી બધી લડાઈ થઈ, પણ મોગલોની ૪૦–૫૦ હજારની સેનાએ કશી જ મદદ મરાઠાઓને ન કરી. માત્ર તેણે બેઠાં બેઠાં તમાસો જોયા કર્યો.

આપ્પા બળવંત નીકળી ગયા પછી બે દિવસમાં ગજેંદ્રગઢ હરિપંત તાત્યાના કબજામાં ગયો. પછી તે પણ અદવાની ગયેલા લશ્કરની કુમકે ચડવા ત્યાંથી નીકળી પડયો. તેણે રસ્તામાં તુંગભદ્રા નદીને ઉત્તર તીરે છાવણી કરી. તેની ઈચ્છા નદી ઓળંગી સામી બાજુના લશ્કરને જઈ મળી ટિપુ ઉપર એક સામટો ધસારો કરવાની હતી. તે વર્ષે ત્યાં મૃગ નક્ષત્રનો વરસાદ પડેલો નહોતો. બીજાં

એક બે નક્ષત્રોનો વરસાદ ન પડયો હોત, તો કદાચ તાત્યાની ધારણા સફળ થાત, અને ચાર મહિના સુધી મોગલ અને મરાઠી લશ્કરની છાવણી ત્યાં જ રહી જાત. પણ આર્દ્રા નક્ષત્રનો વરસાદ તડામાર પડવાથી તાત્યાની પેલી બાજુ જવાનો સંકલ્પ પડી ભાંગ્યો અને ઉલટી સામે તીરે એકઠા થયેલા લશ્કરની શી દશા થશે, તેની ચિંતાનો ભાર તેને માથે આવી પડયો.

આવી અડચણોના દિવસમાં અદવાની ઉપર હુમલો કરીને ટિપુએ હરિપંત તાત્યા સમક્ષ એક વિકટ સમસ્યા ઉત્પન્ન કરી હતી. અને તાત્યા તેનો તોડ શો રીતે કાઢે છે, તેની તે રાહ જોઈ રહ્યો હતો. એકલું લશ્કર લઇને નદીની પેલી પાર જાય, તો છાવણી આ બાજુ રહી જાય, માટે તે ન બને અને આ બાજુ રહે,તો નદીમાં પાણી આવે, તો તે પણ ન બને કારણ આગળ ગએલા લશ્કરને ધાન ને ચારો પહોંચી ન શકે. જો તે ન જાય,તો અદવાનીનો બચાવ શત્રુઓથી શી રીતે થઈ શકે ! તાત્યાને નરગુંદનો અનુભવ હતો જ.આ સર્વ અડચણનો વિચાર કરી તેણે આપ્પા બળવંતને લખી જણાવ્યું, કે તમે મહોબતજંગના માણસોને આપ્ત જનો સાથે અદવાનીમાંથી બહાર આણી નદીનાં પાણી ચડી જાય તે અગાઉ અહીં જલદીથી આવી રહો. આપ્પા બળવંતે એ પ્રમાણે કર્યું. પણ અદવાનીનો કિલ્લો તોડવો, તોપો, ફોડી નાખવી, અનાજનો નાશ કરવો એ બધું ટિપુ કિલ્લો લેશે એ જાણતાં છતાં તેનાથી ઉતાવળમાં બની શકયું નહિ. તે ઉતાવળો આવ્યો છતાં પણ તુંગભદ્રા નદીમાં છાતી સમાણાં પાણી તો થઈ જ ગયાં હતાં. અને તે નદી ઉતરે ન ઉતરે એટલામાં તો નદીમાં પૂર આવી બમણું પાણી આવી ગયું હતું.

આ પ્રમાણે બન્ને સૈન્યો એકત્ર થઇને કનકગિરિ સુધી ગયા. ત્યાં મોગલઅલ્લીને રાખીને માત્ર તહેવારજંગને સાથે લઇને હરિપંત તાત્યા બહાદુરબિંડે આવ્યો. એટલામાં જુલાઈ માસ પુરો થયો હતો. આમ કુમકે આવેલું લશ્કર નદીપાર ગયું એટલે ટિપુનો માર્ગ મોકળો થઈ ગયો, અને તેણે અદવાનીપર ધ્વજ ચઢાવ્યો.

અદવાની તજી દેવાની યોજના પરશુરામ ભાઉને પસંદ પડી નહિ. "અદવાની છોડી આવ્યા, એ ઠીક ન થયું. વિધિને ગમ્યું એ ખરૂં!" એવા તેના ઉદ્ગારો એક પત્રમાં છે. પરંતુ તાત્યાની સુશીખતો કેવા પ્રકારની હતી, એ અમે ઉપર દર્શાવેલું જ છે.'

આ પ્રસંગે ટિપુએ અદવાનીનો કિલ્લો કબજે કર્યો. તે પછી નિજામને ટિપુ પાસેથી જે મુલકો પાછા મળ્યા, તેમાં તે પાછો નિજામને મળ્યો. સન ૧૮૦૦ માં તે અંગ્રેજોને કબજે આવ્યો.

**અદાના:**—એશિયા માઈનરની આગ્નેય દિશામાં તુર્ક રાજ્યનો એક ભાગ છે. પ્રાચીન કાળના સિલીશિયાના મુલકનો સમાવેશ આમાં જ થાય છે. અહીં ખનિજ સંપત્તિ પુષ્કળ છે. આ ઇતિહાસપ્રસિદ્ધ અને લશ્કરથી દૃષ્ટીએ અતિ મહત્વનું ઠેકાણું છે. અત્રે ખલીફ હરૂન અલરશીદે બાંધેલી ઈમારતો હજી પણ નજરે પડે છે. આ સ્થળ રોમન લોકોનું મહત્વનું લશ્કરી થાણું હતું.

**અદાબજાર:**—એશિયા માઈનરમાં કોન્સ્ટાન્ટિનોપલમાં થઇને પૂર્વમાં જતા લશ્કરી માર્ગ ઉપર આ શહેર વસેલું છે. અહીં રેશમ, તંબાકૂ, અને અખરોટ વગેરે ચીજોનો વેપાર ચાલે છે.

**અદિકલ:**—અંબલવાસી લોકનો એક વર્ગએ અગાઉના બ્રાહ્મણો હતા એમ કહેવાય છે. પરંતુ ભદ્રકાળીના મંદિરમાં ઉપાધ્યાયનું કામ કરવાને લીધે અને તેને અંગે માંસ અને મદિરાનું નૈવેદ્ય ભક્ષણ કરવાથી તેઓ ભ્રષ્ટ થયા. તેઓ જનોઈ પહેરે છે, ક્ષુદ્ર લોકોના દેવળોમાં પણ ઉપાધ્યાયનું કામ કરે છે અને બીજાં મંદિરોમાં પણ કામ કરે છે. લગ્ન અને વારસાઈ હકકની બાબતમાં તે મકકતયમ નિયમોને અનુસરે છે. તેઓ વૃદ્ધિ અને સુતક દસ દિવસ પાળે છે. તેઓ દસ ગાયત્રી મંત્રોનો જપ કરે છે. તેમની જ જાતના લોકની પાસે તેઓ ભિક્ષા માગે છે. તેમની સ્રીઓને આદિયમ્મા કહેવામાં આવે છે. તેઓ નમ્બુદ્રિ સ્રીઓના જેવા દાગીના પહેરે છે, પણ બહાર જતી વખતે તેમના જેવી તાડની છત્રી ઓઢતી નથી; અને નાયર કુણબીણને તે તેમની સાથે પણ લેતાં નથી.

**આદચનલ્લુર:**—મદ્રાસ ઈલાકાના તિનીવેલ્લી જીલ્લાના શ્રી વેંકટમ્ તાલુકાનું એક ગામડું. તે ઉ. અ. ૮°૩૮' અને પૂ. રે. ૭૭°૫૦' ઉપર છે અને શ્રીવેંકટમ શહેરથી ૩ માઈલ દૂર તથા પાલમકોટ્ટાથી ૧૧ા માઈલને અંતરે છે. તે તામ્રપર્ણી નદીના જમણા કિનારા ઉપર વસેલું છે. સન ૧૮૯૯ અને તેની પછીનાં વર્ષોમાં પુરાણવસ્તુસંશોધન ખાતાના સુપરિન્ટેન્ડેન્ટ મિ. રી સાહેબની દેખરેખ નીચે થએલા ખોદકામમાં એવું જડી આવ્યું છે, કે દક્ષિણ હિંદની અત્યારની સર્વ સ્મશાનભૂમિઓ કરતાં આ મોટી અને ઇતિહાસપૂર્વકાલીન છે. તામ્રપર્ણી નદીના દક્ષિણ તીર ઉપરના એક ભાગમાં સેંકડો મડદાંને જે માટીનાં કામોમાં દાટેલાં, તે કામો મળી આવ્યાં છે.આ કારણથી આ જગ્યાની આસપાસની ૧૦૦ એકર જમીન સરકારે સંશોધનકાર્યને માટે

રાખી લીધેલી છે. આ વાસણો ૩ થી ૧૦ ફીટ પહોળા અને એક બીજાની વચ્ચે ૬ ફીટને અંતરે દાટેલાં છે. વાસણોમાંનાં શબના અવશેષો અને બીજી વસ્તુઓ હજી પણ સારી સ્થિતિમાં મળી આવે છે. શુદ્ધ સોનાના દાગિના, લોખંડ અને કાંસાનાં અપૂર્વ અને ઉત્તમ કારીગરીવાળાં વાસણો અને માટીનાં ઉત્તમ પ્રકારનાં વાસણો વિગેરે મળી લગભગ ૧૨૦૦ જુદી જુદી વસ્તુઓ અત્યાર સુધીમાં મળી આવેલી છે. લોખંડની વસ્તુઓમાં ટાંગવાના દીવા, તલવાર, ભાલા, ચપ્પુ, હથોડા, અંગુઠીઓ, બંગડીઓ, ત્રિશૂળ, તબેથા વિગેરે છે. કાંસાની વસ્તુઓમાં પ્યાલા, સુંદર નકશીકામવાળા લોટવા, સુંદર દીવાઓ વિગેરે છે. આ મળી આવેલી વસ્તુઓ મદ્રાસના પદાર્થસંગ્રહાલયમાં સંભાળથી રાખવામાં આવેલી છે. લોકોમાં એક એવી દંતકથા છે, કે પુરાતન કાળમાં આ જગ્યાએ એક મોટું નગર હતું. રી સાહેબનો અભિપ્રાય એવો છે, કે આ શહેર પાંડ્ય રાજાના વખતનું હોવું જોઇએ; અને શબને દાટવાની પદ્ધતિ ઉપરથી એ વાતને પુષ્ટિ મળે છે. સંશોધનનું કામ ચાલુ છે, અને તે ઉપરથી પૂર્વ ઇતિહાસ વિશેષ સ્પષ્ટ થશે. (ઈ. ગૅ. ૫)

**અદિતિઃ**—અદિતિ વિષે પુરાણમાંથી નીચેની વિગતો તારવેલી છે. કશ્યપઋષિની તેર સ્ત્રીઓમાં સૌથી મોટી અદિતિ હતી. તે પ્રચેતસ દક્ષની પુત્રી હતી અને તેને આદિત્ય સંજ્ઞાના બારદેવપુત્રો હતા. (મહા.આદિ. ૫૫) મૈનાક પર્વતના મધ્ય ભાગમાં વિનશન નામના તીર્થને ઠેકાણે અદિતિએ પૂર્વે ચરૂ રાંધ્યો હતો, એ જાણીતી વાત છે. (મહા. વન. ૧૩૫) પ્રાજ્યોતિષ નામે બીજાને અગમ્ય અને અત્યંત અભેદ્ય એવી અસુરોની એક નગરી હતી. ત્યાં મહાબળવાન પૃથ્વીપુત્ર નરકાસુર અદિતિનાં રત્નકુંડલો લઇને રહ્યો હતો. (મહા. ઉદ્યો. ૪૮). મરાઠીમાં કંદબ નામના કવિએ રચેલું 'અદિતિકુંડલાહરણ' નામનું નાટક ઉપરોક્ત પ્રસંગ ઉપર રચાએલું છે.

શ્રીકૃષ્ણે અગાઉ અદિતિના ગર્ભમાં સાત વખત નિવાસ કર્યો હતો. અદિતિનાં પૃશ્નિ પ્રભૃતિ રૂપાંતરોમાં તેના ગર્ભરૂપે નિર્માણ થએલો એવો તો એક શ્રીકૃષ્ણ જ છે. (મહા. શાંતિ. ૪૩). પૂર્વ કાળમાં દેવયુગમાં મોટા મોટા મહાત્માઓ ત્રણ લોકો ઉપર શાસન ચલાવતા હતા, તે કાળમાં અદિતિએ એક પગની ઉપર ઉભા રહીને દુર્ઘટ અને અતિ ઘોર તપશ્ચર્યા આદરી હતી અને તેને લીધે તેના ઉદરમાંથી વિષ્ણુ ભગવાન જન્મ પામ્યા હતા. (મહા. અનુ. ૮૩).

**અદિલાબાદ જિલ્લોઃ**—દક્ષિણ હૈદ્રાબાદ સંસ્થાનના વારંગળ જિલ્લાની ઉત્તરે આવેલો એક જીલ્લો. સન ૧૮૭૫ માં થએલી પુનર્ઘટનાની અગાઉ આ જીલ્લો સિરપુર અને તાંદુરનો એક પેટા ભાગ હતો. એની ઉત્તરે વરાડ અને મધ્યપ્રાંતનો ચાંદા જીલ્લો, અગ્નિ કોણમાં વરાડમાંનો નાંદેડ અને વાશિમ જીલ્લો, અને દક્ષિણમાં કરિમનગર અને નિજામાબાદ જીલ્લો છે. પૈનગંગા નદી આ જીલ્લાને વરાડથી જુદો પાડે છે. એ મુજબ જ વર્ધા અને પ્રાણહિતા નદીઓને લીધે આ જીલ્લો ચાંદા જીલ્લાથી જુદો પડેલો છે. તેનું ક્ષેત્રફળ ૧૪૦૩ ચોરસ માઈલ છે. તેમાં સહ્યાદ્રિ ઉર્ફે સાતમાળનો ડુંગર વાયવ્યથી અગ્નિ કોણમાં ૧૮૫ મૈલ લાંબો પથરાયલો છે. તેના દક્ષિણ જીલ્લામાં આવેલી ગોદાવરી નદી એ જીલ્લાને પાણીનો પુરવઠો કરી આપે છે. બીજી મહત્વની નદી તે પૈનગંગા. ત્યાં બહુ મોટાં જંગલો છે ને તેમાં, સાગ, અબનૂસ, બિલી, આંબા, જિટ્ટિગી, આમલી, બિજાસાલ વિગેરે ઝાડો મોટા પ્રમાણમાં છે.

ડુંગરાળ પ્રદેશમાં શિકારી વાઘ, ચિત્તા, તરસ, વરૂ, રાની કુતરા, વિગેરે જનાવરો મળી આવે છે. એ જ મુજબ સપાટ મુલકમાં નીલ ગાય, સાબર, અને કાળિયાર મૃગ વિગેરે હોય છે. મોટાં જંગલોને લીધે આ ભાગ અતિશય રોગજનક થઈ ગયો છે. મે મહિનામાં ગરમી ૧૦૫° લગોલગ હોય છે અને ડિસેંબરમાં તે ૫૪° સુધી હોય છે. સરાસરી વરસાદ ૪૧ ઇંચ પડે છે.

ઈ. સ. ૧૯૦૧ ની વસ્તીગણત્રી મુજબ અહીંની લોકસંખ્યા ૪, ૭૭, ૮૪૮ ની હતી. હાલ આ જીલ્લાના મુખ્ય આઠ તાલુકાઓ કરેલા છે. સિરપુર, રાજુર, નિરમલ, ચિન્નુર, એદલાબાદ, લક્ષેટિપેટ, કિનવટ અને જાનગાંવ, ૮૦ ટકા વસ્તિ હિંદુ લોકોની છે ૧૦ ટકા ગોંડ લોકો છે. મહેસુલી આવક ૬ા લાખની છે. રાજયવ્યવસ્થા ત્રણ તાલુકદારોના હાથમાં હોઇ પહેલા વર્ગનો તાલુકદાર દિવાની ને ફોજદારી કામ કરે છે. અને બીજો તાલુકદાર ૨ જા અને ૩ જા વર્ગના મૅજીસ્ટ્રેટના અધિકાર ભોગવે છે. આ ભાગમાં લોકલ બોર્ડની સ્થાપના થએલી છે. (ઇ ગૅ. ૫)

**અદિલાબાદ (એદલાબાદ) તાલુકોઃ**—હૈદ્રાબાદ (૯૦) સંસ્થાનના અદિલાબાદ જીલ્લાનો એક તાલુકો :તેનું ક્ષેત્રફળ આશરે ૨૨૨૦ ચોરસ માઈલ છે. સન ૧૯૦૧ માં લોકસંખ્યા ૧૧૨૩૧૪ ની હતી જયારે ૧૮૯૧ માં તે માત્ર ૮૯૩૩૨ ની

હતી. આ તાલુકામાં એક એદલાબાદ શહેર ( વસ્તી ૭૨૦૧ ) અને ૪૨૦ ગામડાં છે. એદલાબાદ જીલ્લાનું સદર સ્થળ છે. ૩૦ ગામો જાગીરનાં છે. સન ૧૯૦૧ માં આવક ૧૨૫ લાખની હતી. અહીં વસ્તી ઘણી થોડી છે અને જમીન ઘણી પડતર છે. ( ઈં. ગૅ. ૫ ).

**અદિલાબાદ શહેરઃ**—આ શહેરનું બીજું નામ એદલાબાદ છે. હૈદ્રાબાદ ( દ. ) સંસ્થનના અદિલાબાદ જીલ્લાના અદિલાબાદ તાલુકાનું સદર સ્થળ. ઉ. ૨૫° ૧૯'. ૪, અને પૂ. રે. ૭૮'૩૩'. સન ૧૭૨૧ માં લોકસંખ્યા ૮૨૭૧ હતી. અહીં પહેલા વર્ગનો તાલુકદાર, પોલિસ સુપરિન્ટેન્ડેટ, જકાત તપાસણી અધિકારી, અને જંગલ ખાતાના દરોગાની કચેરી છે અને એક દવાખાનું, ટપાલ કચેરી અને નિશાળ છે. અહીં એક હિંદુ મંદિર છે અને ત્યાં દર વર્ષે જાત્રા ભરાય છે. અહીં અનાજનો મોટો કોઠાર છે.

**અદ્દનકીઃ**—મદ્રાસ ઈલાકાના ગંતુર જીલ્લાના ઓંગાલે તાલુકાનું એક શહેર.ઓંગાલે રેલ્વે સ્ટેશનથી ૨૩ માઈલ દૂર ગડલકમ્મા નદીના તીર ઉપર આ શહેર વસેલું છે. ઉ. અ. ૧૫° ૫૭.' અને પૂ. રે.૧૯° ૫૯'. ૧૯૦૧ માં વસ્તી ૭૨૩૦ ની હતી. સન ૧૪૦૦ ના અરસામાં પ્રતાપરૂદ્રના પુત્ર હરિપાલકુએ અહીં માટીનો એક કિલ્લો બાંધેલો, તે હાલ પણ છે. અહીં અનાજ અને ગોળનો મોટો બજાર ભરાય છે. અહીં ડેપ્યુટી તહસીલદારની કચેરી છે. ( ઇં. ગૅ. ૫ ).

**અદ્રિકાઃ**—યમુના નદીમાં અદ્રિકા નામની અપ્સરા બ્રહ્માના શાપથી માછલી બનીને અવતરી વસુરાજાના વીર્યનું એક બિંદુ શ્યેનના પગ મારફત તેના મ્હોમાં પડ્યું. તે પછી ૧૦ માસે તે માછલી પકડાઈ અને માછીમારોએ તેનું પેટ ચીર્યું. ત્યારે તેના ગર્ભમાંથી એક છોકરો અને એક છોકરી મળી આવ્યાં ! તેણે તે બાળકો રાજાની સમક્ષ ભેટ ધર્યાં. છોકરાનું નામ મત્સ્ય પડ્યું અને છોકરીનું નામ સત્યવતી અથવા મત્સ્યગંધા પાડવામાં આવ્યું, અને છોકરીને એક હોડી હાંકનારને બક્ષિસ આપવામાં આવી. આ બાજુ અદ્રિકા માછલીને અભિશાપ એ હતો, કે એ માનવ સંતાનોને તું જન્મ આપીશ, એટલે તું તારા મૂળ સ્વરૂપને પ્રાપ્ત થઈશ. તદનુસાર અદ્રિકા માછલી મટીને પાછી અપ્સરા બની ગઈ અને સ્વર્ગમાં ગઈ.

**અદ્વૈતઃ**—જગત્ પ્રકટીકરણ કરનાર મતોમાંનો આ એક પંથ હોઈ શાસ્ત્રીય ભાષામાં તેને ' કેવલાદ્વૈત ' કહે છે. આ મતના અભિમાનીઓ તેને ભારતીય તત્વજ્ઞાનમાંનો અતિ શ્રેષ્ઠ અને પૂર્ણાંશ મત તરીકે માને છે. આ મતના અનુયાયીઓ પણ સૌથી વધારે છે. આને તોડી પાડવા માટે જ પાછળથી'વિશિષ્ટાતદ્વૈત,' 'શુદ્ધાદ્વૈત,' 'દ્વૈત'વિગેરે અનેક જાતના મત, સંપ્રદાયો પેદા થયા ને અમુક કાળ સુધી સારી રીતે જામી રહ્યા.પણ અદ્વૈત તત્વજ્ઞાનની છાપ કેવળ હિંદમાં જ નહિ પણ સમગ્ર જગતના સર્વ સામાન્ય વિચારોપર પણ પડી રહી છે. અત્યાર સુધી વેદાંત વિષે હિંદમાં જેટલા વિવિધ ગ્રંથો લખાયા છે, તેમાં શાંકર ગ્રંથ જ પ્રમુખ હોઇ તેનો બહોળો અભ્યાસ થઈ રહ્યો છે. ઋગ્વેદમાંનાં દસમા મંડલ જેવા ઉત્તર કાલના સુકતોમાંના તત્વજ્ઞાનવિષયક પ્રશ્નો ઉપનિષદ ગ્રંથોમાં વધુ વિકાસ પામ્યા, અને આ ગ્રંથોમાં પણ જે કેટલાક પ્રશ્નો વિખરાએલા ને છુટા છવાયા જેવા દેખાય છે, તેઓ આખરે ' અદ્વૈત ' આદિ મતોને શિખરે કેવી રીતે જઈ પહોંચ્યા એ વિષેનો સમગ્ર ઇતિહાસ ઘણો જ રમુજી છે.

સારાંશ રૂપે ભારતીય તત્વજ્ઞાનનો ઇતિહાસ તપાસીએ, તો એમ જ જણાઈ આવે છે, કે કેવળ આ વિષયનો વિચાર કરનાર ઉપનિષદ એ જ મૂળ ગ્રંથ છે. માત્ર તેમાંનું તત્વજ્ઞાન સરળ નથી અને તેથી જ સૃષ્ટિની ઉત્પત્તિ જેવા અતિ મહત્વના સવાલોપર કોઈ જાતના ચોક્કસ સિદ્ધાંત ઉપનિષદમાં મળી આવતા નથી. ઉપનિષદમાંનાં સૂત્રો વેદાંત ગ્રંથોમાં નિશ્ચિતરૂપે ઝળકયાં છે. તેમ કેટલાક દર્શનગ્રંથોમાં પ્રકટયાં છે.માત્ર એ પણ યાદ રાખવું જોઇએ, કે બધા જ દર્શનગ્રંથો ઉપનિષદમાંથી ઉપજેલા નથી. સૂત્ર સાહિત્ય રચનાના કાળમાં જ આ દર્શનગ્રંથો સમારી સુધારી ઠીક બનાવવામાં આવ્યા. આ અરસામાં જ સાંખ્ય, વૈશેષિક, મિમાંસક, નૈય્યાયિક વિગેરે અનેક સંપ્રદાયો કે પંથવાળાઓએ પોત પોતાના પંથનાં સૂત્ર રચ્યાં ને તે દ્વારા પોતાના પંથ સારા પાયાપર આણી મુક્યા. સૂત્રકારોમાંના એક પ્રમુખ આચાર્ય બાદરાયણે ' શારીર સૂત્રો ' અથવા ' વેદાંત સૂત્રો ' રચ્યાં. આજે મળી આવતાં બાદરાયણ સુત્રોમાં બાદરાયણ વિષે જ ઉલ્લેખો લખાએલા છે, તેપરથી આ સુત્રોનો લેખક તે જ હતો કે કેમ એવી શંકા પૉલ ડાયસેને ઉપસ્થિત કરી છે. આ સૂત્રોમાં અનેક વેદાંતવિરોધી મતોનું ખંડન આવી ગયું છે. છતાં તેમાં દર્શાવેલા મતો વિષે આજે એક મત થતો નથી. આ સુત્રો તથા ભગવદ્‌ગીતાપર અનેક વેદાંત આચાર્યોએ ભાષ્યો લખ્યાં અને અનેક ભિન્ન મતો ફરી પ્રસ્થાપિત થયા. કેવલાદ્વૈત શાંકરમત આમાંનો જ એક છે.

પાશ્ચાત્ય પંડિત એ. ગૌહે પોતાના 'ઉપનિષદોમાંનું તત્વજ્ઞાન' એ નામનાં ગ્રંથમાં એવો સિદ્ધાંત કાઢયો છે, કે વેદાંત સૂત્રોમાંથી બાદરાયણે જે 'અદ્વૈતમત' સિદ્ધ કર્યો છે, તે જ મતનો પુનરુચ્ચાર પ્રસ્થાનત્રયીપર ભાષ્યો લખી શંકરાચાર્યે કર્યો છે. આની સામે જર્મનીના પંડિત જોર્જ થીબોએ વેદાંત સુત્રપર લખાએલી શાંકરભાષ્યની પ્રસ્તાવના લખતાં પ્રતિપાદન કર્યું છે, કે શંકરાચાર્યે 'અદ્વૈત' મત સ્થાપન કર્યો, તે પહેલાંનાં એટલે સૂત્ર રચનાના કાળથી અદ્વૈત મત સ્થાપન થયો. તે કાળ સુધીના સમયમાં બૌધાયન. આત્રેય, આશ્મરથી, ઔડુલોમી, કાષ્ણાર્જિની, કાષકૃત્સ્ન, જૈમિનિ, બાદરી, વિગેરે અનેક વેદાંત માર્ગના આચાર્યોમાં 'અદ્વૈત' સિદ્ધાંતનો મૂળ પાયો કે જીવ અને બ્રહ્મની સંપૂર્ણ એકતા છે, તે વિષે તીવ્ર મતભેદ હતો, ( વેદાંત સૂત્રો, અ. ૧ પાદ ૪ સૂત્રો ૨૦-૨૨ ) અને બાદરાયણના સૂત્રોમાં દિગ્દર્શિત થતો ખરો મત, શંકરાચાર્યના 'અદ્વૈત' મત સાથે મળતો નથી થતો. તે તો રામાનુજાચાર્યે પાછળથી સ્થાપેલા 'વિશિષ્ટાદ્વૈત' મત સાથે જ મળતો લાગે છે.

'અદ્વૈત' મતમાંનો અત્યંત મહત્વનો 'માયાવાદ' તો મૂળમાં પ્રસ્થાનત્રયીમાંથી જ મળી આવે છે, કે શ્રી શંકરાચાર્યે પોતાના અલૌકિક બુદ્ધિબળથી તે નવેસર શોધી કાઢી પોતાનાં અદ્વૈત સિદ્ધાંતને તેની પુષ્ટિ આપી, એ વિષે પણ અર્વાચીન પંડિતોમાં પુષ્કળ મતવિરોધ જામતો દેખાય છે. કોલબ્રુક તથા તેના મતવાળા પંડિતોએ એમ પ્રતિપાદન કર્યું છે, કે 'માયાવાદ'-નો સિદ્ધાંત મૂળના ઉપનિષદોમાં તો નથી જ. તે તો શંકરાચાર્યે જ નવેસર શોધી કાઢયો. જ્યારે આની વિરૂદ્ધમાં પડી એ. ગૌહ જણાવે છે, કે માયાવાદનું પ્રાથમિક સ્વરૂપ ઉપનિષદોમાં ઠેરઠેર દેખાય છે. માત્ર તેની પદ્ધતિસર રચના પાછળથી કરવામાં આવી હતી. વેદોમાં જ માયાવાદના તત્વ પૂર્વ પીઠિકાને રૂપે સમાએલાં છે, એ વાત ઘણા પંડિતો ભૂલતા લાગે છે. અદ્વૈત કે દ્વૈત સિદ્ધાંતની રચના એટલે આજકાલના 'મોનિસ્ટ' અને 'ડયુઅલિસ્ટ' એ બેમાંના મતભેદ તો નહીં જ હોય. અદ્વૈત સિદ્ધાંત જગત કેવળ પ્રકટીકરણભૂત નથી. પણ તે એક વિશેષ આચાર અને ઉપાસના કે પૂજાનો બોધ દેનાર, મનુષ્યોને આકર્ષનાર, અને યજમાનકૃત્ય કરનારાના ધંધામાં સંગીન અસર ઉપજાવનાર એક સંપ્રદાય કે પંથ હતો. અને તેથી જ તેની સ્થાપના કરતાં બીજી પણ કેટલીક વસ્તુઓ કરવી પડી. જેથી યજ્ઞસંસ્થા નાબુદ થઈ એવા વિચારો ઉપનિષદમાં વિપુલ છે. યજ્ઞ જેમ જેમ ઓછા થતા ગયા, તેમ તેમ ઉપનિષદમાંના વિચારો વધુ ને વધુ ફેલાતા ગયા. એટલું જ નહિ, પણ બૌદ્ધ સંપ્રદાય, જૈન મત, ઈત્યાદિ વિચાર, સંપ્રદાયો, ને પંથો ઉત્પન્ન થવા લાગ્યા. ભાગવત પંથ પણ આ અરસામાં જ ઉભો થયો. યજ્ઞસંસ્થાને લીધે ફેલાએલી બ્રાહ્મણોની મહત્તા આ નવા વિચારોથી ઓછી ને ઓછી થવા લાગી; ઉપનિષદમાંથી જે વિવિધ દર્શનગ્રંથો નિર્માણ થયા, તેમના લેખકો પણ બ્રાહ્મણો જ હતા. બૌદ્ધ,જૈન વિગેરે પંથોના પ્રવર્તકો અબ્રાહ્મણો અગર તે સંપ્રદાયાનુયાયી બ્રાહ્મણો જ હતા. બ્રાહ્મણોને પોતાની મહત્તા જાળવી રાખવાની હતી ને તેથી જ બૌદ્ધ અને જૈન જેવા પંથોને લીધે જે દેવતાઓ ઉત્પન્ન થઈ, તથા જે ઉપાસનામાર્ગ શરૂ થયા, તેમનો વિરોધ કરવા કે તેમને દુર્બળ બનાવી દેવા ખાતર સામાન્ય પ્રજામાં જે દેવતાઓ પુજાતી હતી, તેમની મહત્તા વધારવાની બ્રાહ્મણો તથા સંસ્કૃત ગ્રંથકારોની ફરજ થઈ પડી. આથી યજ્ઞપ્રવર્તક અને યજ્ઞવિરોધી એવી જાતના પક્ષભેદને બદલે જુદા જ પક્ષ ઉપસ્થિત થયા. બૌદ્ધ, જૈન વિગેરે પંથોનો એક પક્ષ તથા વેદાંગ રચનારા દર્શનગ્રંથો ઉપજાવનારા અને સામાન્ય જનોની ઉપાસનાની તથા સુત્રકથામાંના વીરોની મહત્તા ગાનારા એવા વર્ગોનો બીજો પક્ષ, એવા બે ભેદ પડયા. આને લીધે વેદાંગો તથા દર્શનોનાં પ્રવર્તકોમાંથી જે તત્વવેત્તાઓ નિર્માણ થયા, તેઓ તે તે કાળના દેવોને તેમના ભકતોથી જુદા પાડી શકયા નહીં. કેમ કે આ કામ તો પોતાના પગપર ઘા કરવા જેવું હતું. વાસ્તવિક અદ્વૈતમત બ્રાહ્મણ જાતિની મહત્તા વધારવાની વિરૂદ્ધમાં જ હોય, પણ વિચારના પ્રચારકો જ બ્રાહ્મણ હોવાથી જાતિવિષયક મહત્તા ટકાવી રાખવાના લોભથી તો શંકરાચાર્ય પણ પરાવૃત્ત થઈ શકયા નહિ. આથી સિદ્ધાંતરૂપે અદ્વૈતમાં માનતા છતાં આચાર તો તેથી તદ્દન જ અવળો થવા લાગ્યો. આવી અસંગતીથી પેદા થતી મુશ્કેલી મનીષા-પંચક નામના ગ્રંથમાં દેખાયા છે.

શંકરાચાર્યે શરૂ કરેલી પંચાયતન પૂજા સાથે અદ્વૈતમતનો જરાએ સંબંધ નથી, અને જાતિભેદ સાથે તો સમુળગો નથી અમુક વ્યક્તિગત સ્થિતિને અંગે શંકરાચાર્યને અમુક પૂજામાર્ગનો વિરોધ કરવો પડયો અને માત્ર ચાતુર્વર્ણ્ય તત્વ જ નહિ પણ જાતીય ઉચનીચતાની વિષમતા પણ શંકરાચાર્યને સ્વીકારવી પડી. અને મ્હોડે

અદ્વૈતવેદાંતની વાતો કરવી નેવર્તન માં તો અબ્રાહ્મણ જાતિનો સ્પર્શ થતાં આભડ છે માનવો એવી વિચિત્ર સ્થિતિ પેદા થઇ.

કેવળ એક સિદ્ધાંત તરીકે પણ અદ્વૈત મતની મહત્તા તો હતી જ. પણ તે સિદ્ધાંત તરીકે ન રહેતાં અમુક ઉપાસનાં રૂપ થઈ પડયો. શંકર્યાચાર્ય સામે અનેક કામો કરવાના પડયાં હતાં. (૧) અદ્વૈત એટલે આખું વિશ્વ એક જ તત્ત્વમય છે એ સિદ્ધાંત સ્થાપવો હતો. (૨) તે સિદ્ધાંતને માટે વૈદિક આધાર સિદ્ધ કરી સાથે વળી વેદોનું સમર્થન કરવું હતું. (૩) તેમ જ ચાલુ ઉપાસના અને પૂજાની પદ્ધતિને જુદા સિદ્ધાંત પર રચવી હતી. આવાં ત્રિવિધ કામો તેમને કરવાનાં હતાં. વળી આ કામ કરતાં અનુકૂળ સંપ્રદાયો સાથે બાથ ભીડવી હતી. વળી તેમણે બૌદ્ધ પંથને હરાવ્યો નથી; પણ તેમનાં કર્મ તથા ઉપાસનામાર્ગની મહત્તા તોડી પાડવાની હતી.

બૌદ્ધધર્મનો અસ્ત થતો ગયો, તેમ તેમ બીજા અનેક સંપ્રદાયો વધતા ગયા. શૈવ, વૈષ્ણવ અને કાપાલિક એ સંપ્રદાયો આમાંના જ છે અને તે અસ્તિક સિદ્ધાંતનો પુરસ્કાર કરનારા જ હતા. પરંતુ આ સંપ્રદાયોમાં રહેલા અનાચાર, ભયંકર કૃત્યો, વિકટ કર્મકાંડ વિગેરે કર્મો સાત્વિક બુદ્ધિના લોકોને ખરેખર ચોંકાવે તેવાં જ હતા. કેમકે સાર્વજનિક હિતની દૃષ્ટિએ સંગીન વિચાર કરી વિખરાએલી સ્થિતિ સુધારવાની આવડત સમગ્ર સમાજમાં ઘણા જ થોડા લોકોમાં હોય છે. તેમ તે સમયની સામાજીક પરિસ્થિતિનો શાંકર દિગ્વિજયમાંના નીચેના શ્લોકોમાં પુરેપુરો ખ્યાલ છે, જો કે તેમાં અતિશયોક્તિનો કાંકઇ અંશ તો રહેલો જ છેઃ—

વર્ણાશ્રમસમાચારાન્દ્વિષંતિ બ્રહ્મવિદ્વિષઃ
બ્રુવન્ત્યામ્નાયવચસાં જીવિકામાત્રતાં પ્રભો ॥૩૨॥

× + ×

શિવવિષ્ણ્વાગમપરૈર્લિંગચક્રાદિ ચિન્હિતૈઃ
પાખણ્ડૈઃ કર્મ સંન્યસ્તં કારુણ્યમિવ દુર્જનૈઃ॥૩૫॥

× × ×

સદ્યઃકૃત્તદ્વિજશિરઃ પઙ્કજાર્ચિત ભૈરવૈઃ
ન ધ્વસ્તા લોકમર્યાદા કા વા કાપાલિકાધમૈઃ॥૩૭॥

× × ×

અન્યેપિ બહવો માર્ગા સન્તિ ભૂમૌ સકણ્ટકાઃ
જનૈર્યેષુ પદં દત્વા દુસ્તરં દુઃખમાપ્યતે ॥૩૯॥

આવી સ્થિતિમાં સમાજને અંતરનું ભાન કરાવનાર એકાદ સમાજનેતાની અતિ અગત્ય હતી, અને આવે કટોકટીને પ્રસંગે જ આદ્ય શંકરાચાર્યે "અદ્વૈત" સિદ્ધાંતની સ્થાપના કરી સમગ્ર જનતાને જ્ઞાનકાંડ તરફ દોરી.

અદ્વૈત સિદ્ધાંતનાં મૂળભૂત તત્ત્વોઃ—(૧) આત્મતત્વ તો એકનું એક જ કાયમ છે. તેમાં તાન્નેષ્ઠ, તત્સજાતીય, તદ્ભિન્નતીય એવું બીજું કાંઇ છે જ નહિ. (૨) આ આત્મતત્વ નિર્વિશેષ હોવાથી તેને વિષે 'આ આવું કે તેવું છે' એમ કોઇ પણ રીતે વર્ણન આપી શકાતું નથી. તેમ જ વળી તે નિર્ગુણ હોવાથી માંગલ્યાદિ શુભાશુભ ગુણ પણ તેમાં સમાવિષ્ટ થતા નથી. (૩) આ સિદ્ધાંત જાતે જ જ્ઞાનસ્વરૂપ છે. એટલે કે જ્ઞાનને તેના ગુણ તરીકે ગણાવી શકાય તેમ નથી અને તેથી કરીને જ જ્ઞાતૃત્વ, જ્ઞેયત્વ ઈત્યાદિ ગુણ આમાં સંભવતા જ નથી. (૪) પરમાત્મા સ્વરૂપે કૂટસ્થ એટલે અનંત, નિત્ય અને અદ્વિતીય છે. તેને જ 'બ્રહ્મદ્વૈત' પણ કહે છે.

જે પરબ્રહ્મ છે, તે જ 'માયા' રૂપ ઉપાધિને લીધે 'ઇશ્વર', અને 'અવિદ્યા' રૂપ ઉપાધિને લીધે 'જીવ' ગણાય છે. તથા જડસૃષ્ટિ આભાસરૂપ હોવાથી અસત્ય ઠરે છે. એટલે કે એક 'બ્રહ્મ' જ માત્ર સત્ય છે. (૬) સ્વરૂપે અભિન્ન છતાં બ્રહ્મ ત્રિગુણાત્મક 'માયા' શક્તિ વડે જગતની ઉત્પત્તિ કરે છે, એટલે કે પરબ્રહ્મમાં અજ્ઞાનરૂપ માયાને લીધે જગત વિષે ભ્રમણા થાય છે. જેમકે રજ્જુમાં સાપ વિષે. એ જ 'વિવર્ત' વાદ જગવે છે. (૭)પરબ્રહ્મમાં વિવર્તરૂપ આભાસમય જગત મિથ્યા છે. (૮) આ જગતમાં જ 'વેદાંત' શાસ્ત્રની ઉત્પત્તિ હોવાથી. તે પણ મિથ્યા જ છે.પરંતુ સ્વપ્નમાંની વસ્તુ પ્રમાણે શાસ્ત્રો તત્ત્વજ્ઞાનમાં સાધનરૂપ થઈ પડે છે. (૯) અર્થશાસ્ત્રમાં સાધનરૂપ થતાં પ્રમાણો છેઃ—પ્રત્યક્ષ, અનુમાન, ઉપમાન, શબ્દ, અર્થ, ઉત્પત્તિ અને અનુપલબ્ધિ. (૧૦) જીવ અને પરમાત્મા અભિન્ન હોવાથી તે વિભુ અને એક રૂપ જ છે. જીવોની અનેકતા ઉપાધિક છે. (૧૧) બ્રહ્મવિચારનો આરંભ કરતાં (અ) નિત્ય અનિત્ય વસ્તુવિચાર, (આ) ઈહાત્રાર્થ ફલભોગવિરાગ. (ઈ) શમાદિક સંપત્તિ મુમુક્ષત્વ એ ચાર સાધનો મેળવવની અગત્ય, (૧૨) 'અંહબ્રહ્માસ્મિ' 'તત્વમસિ' 'સત્યંજ્ઞાનમનંતં બ્રહ્મ' ઇત્યાદિ વેદાંતનાં મહાન સુત્રોના અખંડ અનુસંધાનને લીધે આત્મસાક્ષાત્કાર થયા પછી આ ભવમાં જ સદેહ મોક્ષ મળે છે. પ્રારબ્ધકર્મનો ક્ષય થયા પછી શરીરનો ત્યાગ થઈ જાય છે. અને ત્યારે અખંડ 'વિદેહમુક્તિ' ને મળી તે સુખદુઃખની ઉપાધિરહીત અવસ્થામાં જીવ બ્રહ્મ સાથે એકરૂપ થઈ જાય છે.

શાંકર સિદ્ધાંતનો એક મુખ્ય વિષય એવો છે, કે તેમાંનું દેવતાશાસ્ત્ર, સૃષ્ટિરચનાશાસ્ત્ર, માનસશાસ્ત્ર બીજા ભવ વિષેની માન્યતાઓ, એ વિષેનો વિચાર કરતાં તેનાં બે રૂપો દેખાઈ આવે છે. દાખલા તરીકે, પરમાર્થની દૃષ્ટિએ નિર્ગુણ, ક્રિયારહિત, શાંત, નિરંજન એ જાતનું જ્ઞાનરૂપ પરબ્રહ્મ વ્યવહારમાં પરમેશ્વરને નામે ઓળખાય છે. અને એ રીતે આ બન્ને રૂપોનો સંબંધ કેવળ આભાસરૂપ જ હોય છે પારમાર્થિક દૃષ્ટિએ સૃષ્ટિની ઉત્પત્તિ એટલે સત્સ્વરૂપનું પ્રકટીકરણ જ છે. પણ વ્યવહારમાં માત્ર તે અનંતકાળથી " ધાતા યથા પૂર્વમકલ્પયત્ " જેવી વિશ્વની ઉત્પત્તિ, સ્થિતિ અને લય, એક સરખાં ચાલી જ રહ્યાં હોય અને એ રીતે આ સંસારનું ચક્ર અખંડ ફર્યા જ કરે છે.વળી પારમાર્થિક દૃષ્ટિબિંદુથી નિહાળતાં જીવ પરબ્રહ્મરૂપ છતાં વ્યવહાર માટે તેણે અવિદ્યાનો સ્વીકાર કર્યો હોવાથી તેને ઉપાધિ પ્રાપ્ત થાય છે. અને તેથી જ ' હું અને તું ' એ ભેદ ઉભા થાય છે. બ્રહ્મસુત્રના ભાષ્ય ઉપોદ્ઘાતના આરંભમાં જ શ્રીશંકરાચાર્યે લખ્યું છે, કેઃ—'હું અને 'તૂ" એ બે કલ્પનાઓથી દર્શાવવામાં આવનારા વિષય અને વિષયો એ તો પ્રકાશ અને અંધારા જેવા પરસ્પર વિરુદ્ધ હોઈ તેમનું ઐક્ય કદી પણ થનાર જ નથી, એ આપણો રોજનો અનુભવ છે.તો પછી તેને દરેકના ધર્મ શી રીતે મળતા થવાના હતા?

બીજી બધી વાતો મુજબ જ મોક્ષ અને તેનાં સાધનો એ બેમાં પણ બે રૂપો દેખાઈ આવે છે. આ સાધનોમાં જે વડે નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે. તે પરાવિદ્યા-" પરા યથા તદક્ષરમધિગમ્યતે " કહેવાય; અને અપરાવિદ્યામાં વેદ, વેદાંગો તથા બીજાં અનેક શાસ્ત્રોનો સમાવેશ કરવામાં આવ્યો છે.અપરાવિદ્યાથી સગુણ બ્રહ્મની પ્રાપ્તિ થાય છે. તેમ પરાવિદ્યાને લીધે જ્ઞાનરૂપ પરબ્રહ્મ સાથે એકતા—તાદાત્મ્ય—સધાય છે, એવો શંકરાચાર્યે અભિપ્રાય આપ્યો છે. એ રીતે બ્રહ્મસાક્ષાત્કાર થાય, ત્યારે

ભિદ્યતે હૃદયગ્રંથિશ્છિદ્યન્તે સર્વસંશયાઃ ।
ક્ષીયન્તે ચાસ્ય કર્માણિ તસ્મિન્દૃષ્ટે પરાવરે ॥

અંતરની ગાંઠ છુટી તે સ્વતંત્ર થાય છે અને સર્વે શંકાઓનું નિરસન થઈ જાય છે. અને તેને માટે કર્મ કરવાનાં રહેતાં જ નથી.

અદ્વૈત સંપ્રદાયનું સાહિત્યઃ—શ્રીમત્ શંકરાચાર્યે અદ્વૈત મતની સ્થાપના કરી, તે જ વખતે ભરતખંડની ચારે દિશામાં ચાર મઠ પણ સ્થાપ્યા તથા પોતાના મુખ્ય શિષ્યો પદમપાદ,સુરેશ્વરાચાર્ય, તોટક, હસ્તામલક, ચિત્સુખાચાર્ય વિગેરે પાસેથી અદ્વૈતવિષયક પુષ્કળ સાહિત્ય લખાવ્યું. આગળ આપવામાં આવેલી યાદી ઉપરથી અદ્વૈત સંપ્રદાયના સાહિત્યનો વિસ્તાર જણાઈ આવશે. શ્રીમદ્ શંકરાચાર્યે જો કે મૂળમાં અદ્વૈત મતની જ સ્થાપના કરી હતી, છતાં તેમાં રહી ગએલા અનેક દોષ તે પછીના ભાષ્યકાર તથા સ્વતંત્ર ગ્રંથકારોએ કાઢી નાખી સમગ્ર અદ્વૈત મતની સુંદર અને વ્યવસ્થિત રચના કરી.

અદ્વૈત મતના વિપુલ સાહિત્યસાગરમાં ચિત્સુખાચાર્યની ચિત્સુખી, મધુસૂદન સરસ્વતીની અદ્વૈત સિદ્ધિ, તથા શ્રીહર્ષ પંડિતનું ખંડન ખાદ્ય એ ત્રણ ગ્રંથો અતિ મહત્ત્વભર્યા થઈ પડ્યા છે. તે સિવાય નૈષ્કર્મસિદ્ધિ, લેખ ઈત્યાદિ ગ્રંથો પણ સુવિખ્યાત છે.તે પ્રમાણે જ સદાનંદકૃત વેદાંતસાર ધર્મરાજકૃત વેદાંતપરિભાષા, આદ્ય શંકરાચાર્યકૃત ઉપદેશસાહસ્ત્રી, અપરોક્ષાનુભૂતિ ઈત્યાદિ સુલભ ગ્રંથો અદ્વૈત મતના અભ્યાસકને પ્રાથમિક અવસ્થામાં અતિ ઉપયોગી થઈ પડે તેવા છે. તે બધા ગ્રંથોમાં વિરોધી સંપ્રદાયોનું ખંડન કરવાને માટે પાછળથી જે ગ્રંથોનો ઉમેરો થયો, તેમાં વધારે ને વધારે ક્લિષ્ટતા તથા શબ્દોનો આડંબર પેઠેલો દેખાઇ આવે છે.

'અદ્વૈત' મત સાત્વિક વિચારની પરમાવધિ છેઃ—ભારતીય તત્વજ્ઞાન ઉપનિષદોમાં પ્રકટ થઈ સાંખ્યોના ચોવીસ કે પચીસ સિદ્ધાંતોદ્વારા તથા વૈશેષિકોના સપ્તપદાર્થદ્વારા તેની પરિણતિ થવા લાગી અને ક્રમે ક્રમે તે જ સિદ્ધાંતોમાંથી ત્રણ, બે એવા મુખ્ય સિદ્ધાંતો ઠરાવી આખરે એક જ અવિભાજ્ય અવર્ણનીય સિદ્ધાંતમાં શી રીતે સમાઈ ગયા તેનું વિવેચન અત્યાર સુધીમાં આગળ આવી ગયું છે. પરંતુ ઐતિહાસિક દૃષ્ટિબિંદુથી તપાસ કરતાં શંકરાચાર્યપછી રામાનુજાચાર્યે ' વિશિષ્ટાદ્વૈત ' મતની પ્રસ્થાપના કરી. તે પછી મધ્વાચાર્યે ' દ્વૈત ' અને વલ્લભાચાર્યે ' શુદ્ધાદ્વૈત'મતોનો પ્રસાર કર્યો. આ ચારે સિદ્ધાંતોમાં કેટલાક વખતમાં મતભેદ અને કેટલાક વખતમાં સંમતિ હતી.

શંકરાચાર્ય જ્ઞાનમાર્ગના પ્રચારક, માયાવાદના ઉપસ્થાપક અને ચિત્તશોધનાર્થ કર્મોપાસનાનું ગ્રહણ કરનારા હતા. રામાનુજાચાર્યને જ્ઞાન જેટલી જ કર્મની અગત્યતા જણાઈ; તેઓ માયાવિરોધી અને ભકિતનું પ્રતિપાદન કરનારા હતા. પર્ણદ્વૈતી મધ્વાચાર્ય તો સુસ્ત માયાવિરોધી હોઈ ભકિતની મહત્તા તેમણે ખૂબ વધારી તથા જીવે નિત્ય પરેશસેવા કરવી જોઇએ એમ ઠરાવ્યું. વલ્લભાચાર્ય અદ્વૈત માન્ય કરી માયાનો સંપૂર્ણ વિરોધ કર્યો છે. તેમણે

તો વળી ભકિતમાર્ગમાં અવધિ જ વાળી છે ને તેથી જ તેમના અને માધ્વના સંપ્રદાય જ્ઞાનમાર્ગ સંકુચિત થયો. જીવ અને જગતનું સ્પષ્ટીકરણ કરવાને અર્થે શંકરાચાર્યે 'વિવર્તવાદ' નો અંગિકાર કર્યો, અને દેખાય છે તેવું જ કેમ હોતું નથી તે સંબંધે એક સ્પષ્ટીકરણ જગત આગળ રજુ કર્યું. રામાનુજે 'પરિણામ' વાદનો સ્વીકાર કરી જીવ અને જગત્ એ બ્રહ્માનાં પરિણામ છે, (જેમ દહી દુધનું પરિણામ છે,) એમ સાબીત કરવાના પ્રયાસ કર્યા. મધ્વાચાર્યે 'આરંભવાદ' નો આશ્રય કરી વિષ્ણુસ્વરૂપ બ્રમ્હે જીવ અને જગત્ પેદા કર્યા એમ દર્શાવવાની ખટપટ કરી અને વલ્લભાચાર્યે પણ અવિકૃત પરિણામવાદનો પુરસ્કાર કર્યો.

આ તત્વજ્ઞોમાં આવા મતભેદ જોઇને સવાલ એ થાય છે, કે પારમાર્થિક વિચારની પરમાવધિ વાળનારો અદ્વૈતસિદ્ધાંત શ્રીશંકરાચાર્યે પ્રસ્થાપિત કર્યા પછી આ બીજા આચાર્યોએ તેનો વિરોધ કરવાની જે ખટપટો કરી, તે શાને માટે? પણ આ ચારે ય મતોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરતાં એમ જણાય છે, કે રામાનુજ આદિ સંપ્રદાય સ્થાપકોએ શંકરાચાર્યનો વિરોધ કર્યો, તેનું કારણ સમાજ ધારણા એ જ હતું. કેમકે કેવલાદ્વૈત સિદ્ધાન્ત જો કે સંપૂર્ણતઃ ખરો હોય તો પણ તેનો જ સર્વત્ર પ્રચાર થઈ જાય, તો સમાજ અનધિકારી, ઉન્મત્ત અને ઉન્માર્ગગામી થઈ જવાનો સંભવ રહે. અદ્વૈત સિદ્ધાંતમાંના સૂક્ષ્મ વિચારો સમજવાની સામાન્ય જનતામાં પાત્રતા ન હોવાથી 'અહં બ્રહ્માસ્મિ' જેવાં મહાવાકયોનો ચાર્વાકના 'ઋણં કૃત્વા ઘૃતં પિબેત્' જેવા દેહાત્મવાદમાં રૂપાંતર થવાનો ઘણો સંભવ રહે છે. અને આવા સાર્વત્રિક અજ્ઞાનમય પતનના ભયને લીધે જ પુરાતન આચાર્યોએ સમાજરક્ષણની દૃષ્ટિથી અદ્વૈતવિરોધી સિદ્ધાંતો પ્રસ્થાપિત કર્યા હશે. મધ્વાચાર્યે શંકરાચાર્ય સામે 'પ્રચ્છન્નબૌદ્ધત્વ'નો જે આક્ષેપ કર્યો, તેનું કારણ પણ એ જ હોવું જોઇએ. અદ્વૈતવાદ જરાક ફેરફાર સાથે જ બૌદ્ધના વિજ્ઞાનવાદને મળતો આવે છે, એમ પણ ઘણાની માન્યતા છે. વળી અદ્વૈતસિદ્ધાંતનો વિરોધ કરતાં છતા ઉત્તર કાળના આચાર્યોએ તેમાંના કેટલાંક તત્ત્વો તરફ આંખમિચામણી કરી હતી. કેમકે જગતને મિથ્યા ગણવું એ તો કેવળ પારમાર્થિક દૃષ્ટિબિંદુ જ કહેવાય. પણ વ્યવહારમાં તો શંકરાચાર્યે પણ જીવ, જગત ને પરમેશ્વરમાં ભેદ માન્યો છે. તેમના માયાવાદની મહત્તા આથી સ્પષ્ટ થાય છે. કેમકે, ઉપનિષદોમાં આવી ગએલા અદ્વૈતમય વાકયોનો સમન્વય કરનારો માયાવાદ એ એક જાણે બેધારી તલવાર જ છે એવી અદ્વૈતમતવાદીઓની દલીલ છે. વિવિધતામાં ઐકય નિહાળવામાં પણ માયાવાદ ઘણો ઉપયોગી થઈ પડે છે. કેમકે માયાની હસ્તી કેવળ વ્યાવહારિક હોવાથી વ્યવહારમાં દરેક જાતની વિવિધતા માટે અવકાશ રહે છે. જયારે પારમાર્થિક દૃષ્ટિએ માયા અસ્તિત્વમાં જ હોતી નથી; તેથી સંપૂર્ણ ઐકય જ સિદ્ધ થાય છે. એ રીતે અદ્વૈતમતનું સમર્થન કરવામાં આવે છે.

પાછળથી ફેલાએલા વૈદિક સિદ્ધાંતોનું સૂક્ષ્મ-નિરીક્ષણ કરતાં જણાઈ આવે છે, કે સાંખ્યના 'પરિણામવાદ' ના પાયાપર જ રામાનુજે પોતાનો 'વિશિષ્ટાદ્વૈત' નો સિદ્ધાંત રચ્યો હતો. મધ્વાચાર્યે પોતાના 'દ્વૈત' વાદની રચના કરવામાં નૈય્યાયિકોની પરમાણુકલ્પનાનો સ્વીકાર કર્યો હતો તથા 'આરંભવાદ' ની પણ સહાયતા મેળવી હતી. વલ્લભોનો પુષ્ટિમાર્ગપ્રધાન ભક્તિસંપ્રદાય દેખાવામાં જો કે અદ્વૈતવાદી જ છે છતાં તેની રચના તીવ્ર ભાવનાની એકતાપર થએલી છે. એ રીતે શંકરાચાર્યનો વિરોધ કરવા માટે તેમના પછીના કાળમાં જે સંપ્રદાય સ્થાપકો થઈ ગયા, તેમણે જે વિચાર-સ્વીકાર્યા હતા તે શંકરાચાર્યની પહેલાંના જ હતા. માત્ર તેમણે તેમાં પોતપોતાની બુદ્ધિઅનુસાર થોડા ઘણા ફેરફાર કર્યા હતા. પણ એ ઉપરથી જોતાં ય શ્રીશંકરાચાર્યે સ્થાપિત કરેલો નવો સિદ્ધાંત જ સૌથી વધુ મહત્તાભર્યો થઈ પડે છે અને તે જ વિચારના વિકાસની પરમાવધિ ગણાય છે, એવી અદ્વૈતવાદીઓની દલીલ છે.

અદ્વૈતસિદ્ધાંત અથવા ભારતીય તત્ત્વજ્ઞાનની જગતના વિચારો પર થએલી અસર:—હાલ જગતમાં મહંમદી ખ્રિસ્તી વિગેરે જે સંપ્રદાયો હસ્તી ધરાવે છે, તેમણે આરંભવાદ (નિર્માણવાદ)નો જ સ્વીકાર કર્યો છે. આ વાદ ઉચ્ચ તત્વજ્ઞાનની પ્રાથમિક અવસ્થાથી ઉતરી આવ્યો છે. મધ્વાચાર્યે તે સિદ્ધાંતપર રચેલો 'દ્વૈતવાદ' ઉપલા પારકા સંપ્રદાયો સાથે મળતો છે. પશ્ચિમના જગતમાં દેખાઈ આવતી આધ્યાત્મિક પ્રવૃત્તિ અને સંસ્કૃતિ એ બન્ને ગ્રીક સંસ્કૃતિમાંથી ઉત્પન્ન થએલી છે. પ્લેટો, સોક્રેટીસ, પાયથેગોરસ વિગેરે ગ્રીક તત્ત્વવેત્તાઓનાં અધ્યાત્મિક ગ્રંથોનો સરખામણીની નજરે વિચાર કરીએ, તો આત્માની અમરતા, પુનર્જન્મ વગેરે માન્યતાઓ તેમણે ભારતીય તત્વજ્ઞાનમાંથીજ ઉપાડી લીધી છે એવા આધુનિક શાસ્ત્રીય શોધો પરથી સાબીત થઈ ગયું છે. તુલનાત્મક ભાષાશાસ્ત્રના ઉત્પાદક સર વીલીયમ જોન્સે એક

ઠેકાણે લખ્યું છે કે:-" ભારતીય ઉચ્ચ, સ્પષ્ટ, વિરાટ અને વ્યાપક તત્વજ્ઞાનપદ્ધતિ સાથે ગ્રીક તત્વજ્ઞાન પદ્ધતિ સરખાવી જોતાં ભારતીય તત્વજ્ઞાનનોજ ગ્રીકોએ આશ્રય કર્યો હોવો જોઈએ એમ કહેવું પડે છે."

પણ ઉપર જણાવેલા નિર્માણવાદ કરતાં હાલના શાસ્ત્રો વિકાસવાદ ( પરિણામવાદ ) માંજ વધારે માનનારા છે. સર્વે આધિભૌતિક શાસ્ત્રો આ વિકાસવાદના સિદ્ધાંતપરજ રચાએલાં છે. પરંતુ શાસ્ત્રીયજ્ઞાનમાં એક એવી જાતની મહત્વાકાંક્ષા રહેલી છે, કે આખા વિશ્વના પ્રશ્નનો ઉકેલ થઈ જાય એવું એકાદ શાસ્ત્ર હાથ થઈ જવું જોઈએ. પાશ્ચાત્ય શાસ્ત્રો આવી જાતનું ઐક્ય શોધી કાઢવાની ખટપટમાં પડયા છે. પરંતુ ' અદ્વૈત સિદ્ધાંતે તો વિવર્તવાદ પેદા કરી તે પહેલાંજ આવો રસ્તો મોકળો કરી રાખ્યો છે, એમ તે સંપ્રદાયના અનુયાયીઓ કહે છે. જે કોઈએ તત્ત્વજ્ઞાન સંબંધે વિચાર કર્યો છે તેઓ ભલે પાશ્ચાત્ય હોય કે પૌર્વાત્ય હોય, વૈદિક હોય કે અવૈદિક હોય, તેઓ તો તત્વજ્ઞાનના ક્ષેત્રમાં એક અદ્વિતીય વસ્તુ શિવાય બાકીની સર્વે વસ્તુઓને ગૌણુજ ગણુશે. પ્લેટો, કેંટ, અજ્ઞેયવાદી સ્પેન્સર કે હકસ્લે જેવા પ્રાચીન અને અર્વાચીન ગમે તે તત્વજીજ્ઞાસુનો દાખલો લઈએ તોએ તે નિઃશબ્દ, નિષ્કલંક ઐકયનીજ શોધમાં પડયા હોય એમજ દેખાઈ આવશે. પણ પશ્ચિમની દુનિયા હજીએ પોતાનું ધ્યેય મેળવી શકી નથી. સુખની પાછળ શરતોના ઘોડા જેવા તેઓ જોસભેર દોડી રહ્યા છે, પણ આખરે તો તેમને અદ્વૈત સિદ્ધાંતમાંના વિવર્તવાદનોજ આશરો લેવો પડશે એવી ભારતીય અદ્વૈતી તત્વજ્ઞાનીઓની ખાત્રી થઇ ચુકી છે.

એ ઉપરાંત તત્વજ્ઞાન વિષયક સાહિત્ય વિષે લંબાણ વિવેચન આવે છે. જે સ્થળાભાવને લીધે અત્રે આપવામાં આવ્યું નથી.

**અધર્મસંતતિઃ**—પ્રત્યેક દેશમાં અનીતિમય આચરણના પરિણામે ઉત્પન્ન થયેલી અધર્મસંતતિ હોય છે જ. આવી પ્રજા અનેક પ્રકારના સામાજિક પ્રશ્નો ઉપસ્થિત કરે છે. વેશ્યાગમન અને શરીર વિક્રય એટલાથી જ અનીતિમય આચરણો થાય છે એમ નથી, પરંતુ બીજી અનેક રીતે તે થઈ શકે છે. અર્થાત્ અધર્મસંતતિની સંખ્યા વધવામાં વેશ્યાગમન ઉપરાંત બીજાં અનેક કારણો હોય છે. આ દેશના જે પ્રદેશોમાં દાસીઓ અગર દેવદાસીઓ (દક્ષિણ તરફ માતાના મંદિરમાં રખાતી મુરલીઓ ) રાખવાનો રીવાજ છે ત્યાં તેવી સ્રીઓને તેમના માલિકના સંસર્ગથી ઉત્પન્ન થયેલી સંતતિ તેમજ વિધવાઓને અનીતિને રસ્તે ઉત્પન્ન થયેલી સંતતિ એ સઘળી અધર્મસંતતિ ગણાય. આપણે ત્યાં કુમારિકાઓથી ઉત્પન્ન થયેલી પ્રજા વધારે પ્રમાણમાં નથી, તો પણ બિલકુલ નથી એમતો નજ કહેવાય. પંઢરપુરના અનાથબાલકાશ્રમના વાર્ષિક નિવેદનમાં કુમારિકાથી ઉત્પન્ન થએલી સંતતિના આંકડા બતાવવામાં આવેલા છે તે ઉપરથી ખાત્રી થશે. પાશ્ચાત્ય દેશોમાં ઘણી ખરી અધર્મસંતતિ કુમારિકાઓથી જ ઉત્પન્ન થએલી હોય છે.

અધર્મસંતતિના જુદાં જુદાં પ્રમાણો સરખા આચાર વિચારવાળા સમાજની નૈતિક સ્થિતિ કેટલેક અંશે દિગ્દર્શિત કરે છે. તો પણ જ્યારે આપણે જુદાં જુદાં રાષ્ટ્રોની સરખામણી કરવા બેસીએ ત્યારે અધર્મસંતતિના પ્રમાણ ઉપરથી તેવાં રાષ્ટ્રોની નીતિમત્તા આપણાથી નકકી થઈ શકે નહિ. કોઇ દેશમાં અધર્મસંતતિનું પ્રમાણ અતિશય મોટું હોય તેનું કારણ તે દેશની નીતિમત્તા બગડેલી છે એટલું જ ફક્ત ગણાય નહિ; પરંતુ તે દેશના આચાર. વિચાર કિંવા આર્થિક સ્થિતિ પુખ્ત ઉમરના લગ્નને અનુકૂળ ન હોવાથી અગર માબાપોએ છોકરીઓના લગ્ન મોટી ઉમરે છેક મોડાં કરવાના કારણથી ત્યાંના કાયદા પ્રમાણે તેમનાં સંતાનોને ઔરસ ગણાવામાં આવે. આમ હોવાથી અધર્મસંતતિ એ કાંઈ મોટો મહત્વનો પ્રશ્ન ગણી શકાય નહી. ગર્ભપાત અગર ગર્ભધારણસ્થિતિનો પ્રતિબંધ કરવો વિગેરે બીજી એવીજ ક્રિયાઓનો અતિશય પ્રચાર હોવાના કારણે જ્યાં અધર્મસંતતિનું પ્રમાણ ઘણું ઓછું હોય તેવા સ્થળોએ ત્યાંના લોકોનું અધર્મસંતતિનું પ્રમાણ જોઈ તેને આધારે ત્યાંની નીતિમત્તા ઉચ્ચ પ્રકારની હોવી જોઇએ એમ ઠોકી બેસાડવું એ ભૂલ ભરેલું ગણાય. આવા જ પ્રકારનો દોષ ન્યૂઆ હોમથી પોતાના ' વ્હાયટલ સ્ટૅટિસ્ટિક્સ ' નામના ગ્રંથમાં થયો છે. ખ્રિસ્તી દેશો કરતાં મુસલમાની દેશોમાં અધર્મસંતતિનું પ્રમાણ ઘણું કરીને કમી હોય છે. પરંતુ એટલા ઉપરથી મનોનિગ્રહની બાબતમાં મુસલમાનો વધારે બળવાન છે અગર ચઢી જાય છે એમ કહેવાય નહિ. તો પણ સમાન સંસ્કૃતિ તથા આચાર વિચાર વાળા બે જુદા જુદા સમાજના અધર્મસંતતિના પ્રમાણમાં જે ભેદ જણાય છે તે ત્યાંની નીતિભાવના અગર નીતિમત્તા ઠરાવવામાં કંઈક અંશે ખાસ ઉપયોગી થઈ પડે છે.

જે સ્રિઓથી અધર્મસંતતિ ઉત્પન્ન થાય છે તે સ્રીઓ છેક બગડેલી હોય છે એમ નથી. 'સ્રીઓ

સંબંધિ વિચાર, એ નામનાં ગ્રંથમાં, મિસ મુલાકે આવી સ્ત્રીઓની બાબતમાં એવો અભિપ્રાય દર્શાવ્યો છે, કે " આવી પતિત સ્ત્રીઓનો સામાજિક દરજ્જો છેક હલકો કદાપિ ગણી શકાય નહિ. એમાંની પણ કેટલીક ઘણી સારી એટલે કે સારા માર્ગ પર આવી ગયેલી, હોંશીઆર, સત્યવાદી અને કોમળ અંતઃકરણવાળી હોય છે; એમ મેં ઘણી સ્ત્રીઓ પાસેથી સાંભળ્યું છે." સ્કૉટ, ગોયટે હ્યૂગો, હૉર્થોર્ન, ટૉલ્સ્ટૉય અને જ્યૉર્જ ઇલિયટ સરખા અદભુતરમ્યકાવ્યકારોએ પણ પોતાની કૃતિઓમાં એજ પ્રમાણેનો અભિપ્રાય આપેલો છે.

અધર્મસંતતિનું પ્રમાણ કાઢવા માટે આંકડાશાસ્ત્રની મદદથી કોઈ નિયમ દેખાઈ આવે છે કે કેમ એવો પ્રશ્ન કરવામાં આવે તો તેનો જવાબ હકારમાં આપી શકાય તે દેશમાં પ્રતિવર્ષ વારંવાર એવા પ્રકારના આંકડા બહાર પડે છે. દાખલા તરીકે ઇંગ્લંડમાં છેલ્લા પંદર વર્ષમાં અધર્મસંતનિનું પ્રમાણ દર હજારે ૩૯ અને ૪૨ ની વચ્ચે કાંઈક એટલામાં ગણાયું હતું. આ પ્રમાણ એ દેશમાં દર વર્ષે લગભગ એક સરખું જ હોય છે, તેનો એક જ દાખલો બસ થશે. ૧૭૯૧ માં આલબર્ટ લેફિંગવેલે એવું ભવિષ્ય ભાખ્યું હતું, કે ૧૮૯૩ ની સાલમાં ઇન્ગ્લંડ અને વેલ્સમાં જન્મ પામનાર દર હજાર બાળકે નિદાન ૪૨ કે ૪૩ બાળક અનીતિથી ઉત્પન્ન થએલાં હશે, અને સંખ્યા આશરે ૩૮૦૦૦ જેટલી થશે. જ્યારે ૧૮૯૫ માં ૧૮૯૩ ના આંકડા પ્રસિદ્ધ થયા ત્યારે આલબર્ટ લેફિંગવેલે ભાખેલું ભવિષ્ય તદ્દન સાચું હતું એમ સાબીત થયું. મનુષ્યવર્તન ઉપર કાયદા અધિકાર ચલાવી શકે છે. કાયદાના અપ્રમાણ સાતત્ય ઉપર એટલો વિશ્વાસ રાખવામાં આવે છે કે વિકારવશતામાં અગર મૂર્ખતામાં બનનાર બનાવોનું ભવિષ્ય અગાઉથી જોવાઈ વર્ષો પહેલાંથી તે કહી શકાય છે.

અધર્મસતતિનું પ્રમાણ કાઢવાની રીતઃ—આંકડાશાસ્ત્રનો ઉપયોગ કરીને અધર્મસંતતિનું પ્રમાણ બીજા કયા આંકડા સાથે સરખામણી કરી કાઢી શકાય? આ પ્રમાણ જુદી જુદી અનેક રીતે કાઢી શકાય છે. દેશની એકંદર વસતિમાંથી જાર કર્મથી ઉત્પન્ન થયેલી પ્રજાનું જે પ્રમાણ આવે તે ઉપરથી, અગર એકંદર વસતિ સાથેના આવી પ્રજાના સંબંધ ઉપરથી, અગર સારામાં સારી રીત જોઈએ તો ૧૬ થી ૪૫ વર્ષની ઉંમરની અવિવાહિત સ્ત્રીઓની સંખ્યા ઉપરથી જારજ પ્રજાનો સંબંધ કાઢીને અધર્મસંતતિનું પ્રમાણ ઠરાવી શકાય. નીચેના કોષ્ટકમાં બે જુદા જુદા વખતનાં જુદા જુદા દેશની વસતિનાં અધર્મસંતતિનાં પ્રમાણો દર હજારે બતાવવામાં આવ્યાં છેઃ—

| દેશ | બે વર્ષમાં ૧૮૮૦=૮૧ | ચાર વર્ષમાં ૧૯૦૧ થી ૦૪ |
|---|---|---|
| ઑસ્ટ્રિયા | ૬૨ | ૫૭ |
| સૅકસની | ૬૪ | ૬૨ |
| બવેરિયા | ૫૯ | ૪૮ |
| સ્વીડન | ૨૯ | ૩૩ |
| ડેન્માર્ક | ૩૬ | ૩૨ |
| પ્રશિયા | ૩૩ | ૩૦ |
| ઇટલી | ૩૫ | ૨૫ |
| ફ્રાન્સ | ૨૩ | ૨૩ |
| નૉર્વે | ૨૫ | ૨૨ |
| બેલજીયમ | ૨૭ | ૨૨ |
| સ્કૉટલેંડ | ૨૮ | ૧૭ |
| ન્યૂઝીલેંડ અને વેલ્સ | ૧૯ | ૧૧ |
| આયર્લેંડ | ૬ | ૫ |

ઉપરના બન્ને આંકડાની સરખામણી કરતાં એમ જણાય છે, કે અધર્મસંતતિનો ફેલાવો ધીમે ધીમે ઓછો થવા લાગ્યો છે. પરંતુ આ ઉપરથી તે લોકોની નૈતિક ઉન્નતી વિશેષ થઈ છે, એમ કહી શકાય નહિ. કારણ કે ગર્ભધારણદશાનો પ્રતિબંધ કરવાની તથા ગર્ભનાશ કરવાની અનેક યુકિતઓ વધવા લાગી છે. આમ છતાં પણ જુદા જુદા દેશોમાં અધર્માચરણની બાબતમાં જે ફરક માલમ પડે છે, તેનું કારણ શું હોઈ શકે? (૧) ધાર્મિક શ્રદ્ધાથી એટલે કે કોઈ એક વિશિષ્ટ સંપ્રદાયને વળગી રહેવાથી આ પ્રકારનો ફરક પડશે નહિ. પ્રૉટેસ્ટંટ પંથમાં નૈતિક બળ વિશેષ છે, એમ કહી તેની પ્રશંસા કરી શકાય એવું કાંઈ નથી, કારણ કે આયર્લેંડ દેશ, જે પૂરેપૂરો કૅથૉલિક પંથનો છે, તેના કરતાં સ્વીડન, નૉર્વે, સ્કૉટલેંડ અને ડેન્માર્ક આ દેશોમાં પ્રૉટેસ્ટંટ પંથના હોવા છતાં અધર્મસંતતિનું પ્રમાણ અતિશય મોટું છે. એવી જ રીતે કૅથૉલિક પંથમાં નીતિમત્તા શ્રેષ્ઠ દેખાઈ આવશે, અગર તો ત્યાં વિકારદોષ અપવાદરૂપ થઈ પડશે, એવું ધોરણ બાંધવું બરાબર થશે નહિ. કારણ કે ઇંગ્લેંડ અને સ્કૉટલેંડ જેવા પ્રૉટેસ્ટંટ દેશો કરતાં આસ્ટ્રિયા, સેકસની અને બવ્હેરિયા આ ( કૅથૉલિક ) દેશોમાં જારજ સંતતિનું પ્રમાણ વધારે છે. બે તદ્દન જુદા જ ધર્મ પાળનારા દેશ જેવા કે એક ખ્રિસ્તી અને બીજો અખ્રિસ્તી એ બે દેશોની સરખામણી કરવામાં આવે, તો પણ ખ્રિસ્તી દેશ એ તુલનામાં કોઇ પણ રીતે લાભ લઈ શકશે નહિ. એટલે ઉપરની કોટીમાં આવી શકશે નહિ.

દાખલા તરીક બૌદ્ધધર્મી જાપાન લઇએ, તો ત્યાં ૧૯૦૨ માં એકંદર વસ્તીમાં અધર્મસંતતિનું પ્રમાણ ૩૦ હતું; એટલે યુરોપના પાંચ દેશો (ત્રણ કૅથૉલિક અને બે પ્રોટેસ્ટંટ) નું જારજોનું પ્રમાણ જાપાન કરતાં વધારે હતું. ખાસ ઇંગ્લેંડનાં નારફોક અને હિયરફોર્ડ પરગણામાં ૧૮૯૯ થી ૧૯૦૨ આ ચાર વર્ષમાં જારજ સંતતિની જે સંખ્યા હતી, તેટલી જ જાપાનના ઉત્તર અને મધ્યપ્રાંતમાં હતી; એ ધ્યાનમાં રાખવા જેવું છે.

(૨) શિક્ષણના ફરકને લીધે અધર્મસંતતિના પ્રમાણમાં ફરક પડે છે, એમ કહેવાય નહિ. કારણ જ્યાં કેવળ અજ્ઞાનનું સામ્રાજ્ય છે, તેવા દેશો કરતાં જ્યાં ઉચ્ચ કોટીનું પ્રાથમિક શિક્ષણ આપવામાં આવે છે, એવા દેશોમાં વધારે સારી સ્થિતિ હોતી નથી. પૅરિસની વાત બાજુએ મુકીએ, તો પણ ફ્રાન્સમાં નજરોનજર જોવામાં આવ્યું છે, કે જ્યાં નિરક્ષરતા સર્વસામાન્ય હોય છે, ત્યાં અધર્મસંતતિ ઘણી ઓછી હોય છે.

(૩)એકંદર વસ્તીમાં અધર્મસંતતિનું પ્રમાણ મોટાં શહેરો કરતાં તેના ભાગોમાં ઘણું કરીને વધારે હોય છે. દાખલા માટે નીચેના કોષ્ટકમાં ઇંગ્લેંડના ત્રણ મોટાં શહેરોનું તથા શહેર બહારનાં પરગણાંની અધર્મસંતતિનું પ્રમાણ દર દસ હજારે આપવામાં આવ્યું છેઃ—

| શહેર | ૧૯૦૧ | ૧૯૦૨ | ૧૯૦૩ | ૧૯૦૪--૫ | |
|---|---|---|---|---|---|
| લંડન | ૩૭ | ૩૬ | ૩૬ | ૩૮ | ૩૮ |
| બર્મિંગહામ | ૩૩ | ૪૦ | ૩૫ | ૩૯ | ૪૦ |
| મૅંચેસ્ટર | ૨૭ | ૩૨ | ૩૨ | ૩૫ | ૩૦ |
| | પરગણાં | | | | |
| કંબર્લેંડ | ૫૮ | ૫૭ | ૬૧ | ૫૯ | ૫૬ |
| નારફોક | ૬૪ | ૬૧ | ૬૪ | ૬૨ | ૬૫ |
| નૉર્થવેલ્સ | ૫૯ | ૬૦ | ૫૬ | ૫૮ | ૬૦ |

ઇંગ્લેંડની બહાર આ નિયમ ઉલટો દેખાય છે. પારિસ, વ્હિએના, બર્લિન અને બીજા રાજધાનીના શહેરોમાં, તેમને લગતાં નાનાં પરગણાં કરતાં અધર્મસંતતિનું પ્રમાણ વધારે આવે છે. પારિસમાં આનાં ઘણાં કારણો પૈકી એકાદ કારણ એવું પણ હોઇ શકે, કે ત્યાં મજુર અને કારીગર વર્ગ વધારે હોવાથી તેમનામાં અંદર અંદર ચાલતા સ્ત્રીપુરુષોનો સંબંધ સરકાર અગર ત્યાંના આચાર્યોએ (ધર્મપીઠોએ) માન્ય રાખ્યો ન હોય, એમ પણ હોઈ શકે.

(૪)ગરિબી અગર હંમેશની તંગીના પરિણામે અધર્મસંતતિનું પ્રમાણ વધે છે એવું કાંઇ નથી. ઉત્તર આયર્લેંડ અતિશય સમૃદ્ધ છે, તો પણ ત્યાંનું અધર્મસંતતિનું પ્રમાણ દક્ષિણ તથા પશ્ચિમ આયર્લેંડ કે જ્યાં સામાન્ય રીતે હંમેશાં દુષ્કાળ હોય છે, તેના કરતાં દરવર્ષે ઘણું મોટું હોય છે. લંડનના કેટલાક ભાગોના આંકડાની સરખામણી નિઃસંશય અત્યંત ઉપયોગી થઈ પડશે. એ શહેરમાં ઉચ્ચ વર્ગના લોક "વેસ્ટ એન્ડ" ભાગમાં અને ગરીબ લોક "ઇસ્ટ એન્ડ" ભાગમાં વસે છે. નીચેના કોષ્ટકમાં દર હજાર જન્મે અનૌરસની સંખ્યા કેટલી છે, તેનું પ્રમાણ દર્શાવવામાં આવ્યું છે.

નીચેના કોષ્ટક પરથી એટલું તો જણાઈ આવશે, કે લંડન જેવા મોટા શહેરમાં જે ભાગમાં શહેરના અતિશય ગરીબ લોક વસે છે, ત્યાં અનીતિ અત્યંત કમી પ્રમાણમાં છે. આ વાત દરવર્ષે દેખાઈ આવે છે.

| **લંડન** | ૧૯૦૧ | ૧૯૦૨ | ૧૯૦૩ | ૧૯૦૪ | ૧૯૦૫ |
|---|---|---|---|---|---|
| **ઇસ્ટ એન્ડ** | | | | | |
| સ્ટેપને | ૧૨ | ૧૧ | ૯ | ૧૦ | ૧૮ |
| બેન્થલ ગ્રીન | ૧૩ | ૧૨ | ૧૫ | ૧૪ | ૧૩ |
| માઇલ એન્ડ | ૧૫ | ૧૧ | ૧૩ | ૧૬ | ૧૬ |
| (જુનું શહેર) | | | | | |
| વ્હાઇટ ચૅપેલ | ૨૨ | ૨૦ | ૨૪ | ૨૪ | ૧૯ |
| **વેસ્ટ એન્ડ** | | | | | |
| સેંટ જયોર્જ, | | | | | |
| હનોવર સ્કવેર | ૪૦ | ૫૨ | ૪૫ | ૪૭ | ૪૫ |
| કેન્સિંગટન | ૪૮ | ૪૯ | ૪૪ | ૪૫ | ૪૯ |
| ફુલહૅમ | ૪૩ | ૪૩ | ૪૨ | ૪૫ | ૪૫ |
| સેંટ મેરીલેબોન | ૧૮૨ | ૧૮૧ | ૧૮૬ | ૧૮૫ | ૧૯૮ |

રાષ્ટ્રોમાં અગર અમુક ભાગોની અંદર આવા પ્રકારની અધર્મપ્રવૃત્તિઓમાં જે ફરક પડે છે તેનું ખરૂં કારણ તેના આનુવંશિક સંસ્કારો છે.એનો અર્થ એવો કરવાનો નથી કે કોઈ પ્રબળ શકિત પોતાના પ્રભાવે કરીને એક વર્ગના લોકોને બીજા વર્ગના લોકો કરતાં દુરાચાર અને અધર્મતરફ વધારે ઘસડી જાય છે. પરંતુ તેનો અર્થ એટલો જ કે જુદા જુદા રાષ્ટ્રો અને સમાજોમાં દુરાચાર તરફ સર્વની પ્રવૃત્તિ એક સરખી હોય છે એમ ધારીએ તો પણ આ બદી દૂર કરવાની શકિત સર્વમાં સમાન હોતી નથી. આવા દુષ્કૃત્યો અટકાવવામાં લોકાપવાદ એ એક સચોટ હથીઆર રૂપ છે. જે જે સમાજ અગર દેશમાં આવી અધર્મ પ્રવૃત્તિ સ્વાભાવિક રીતે ઇષ્ટ મંડળી અથવા આડોસીપડોસીને સંકટમાં લાવી મૂકે એવી હોય છતાં તેના તરફ આંખઆડા

કરવામાં આવે છે, ત્યાંના કરતાં જે ઠેકાણે આવી પ્રવૃત્તિ માને કલંક લગાડે છે, એવી જ્યાં માન્યતા હોય છે, તે ઠેકાણે અધર્મતરફ જતાં વધારે ડર રહે છે. લોકોની ભાવનાનું મનુષ્યવર્તન ઉપર ઈતર બાબતોમાં કેવું પરિણામ આવે છે, તે આપણે પ્રત્યક્ષ જોઈ શકીએ છીએ. કોર્સિકા અને સિસિલી એ દેશોની માફક જ્યાં અંગત વેરનું સમાધાન અંદર અંદર સમજીને કરી લેવામાં આવે છે, ત્યાં કાયદાની મદદ લેવાને બદલે ખૂન થવાના પ્રસંગો ઉપસ્થિત થાય છે. જ્યાં કેટલીક ગુપ્ત વાતો બહાર પડવાથી સમાજને નુકસાન થવાનો સંભવ હોય છે, ત્યાં આવા કારણને લઈને તેવી વાતો બહાર પડી આવે છે. પ્રજાબલનું માપ આમ સૂક્ષ્મ દૃષ્ટિથી કાઢવાથી તેનો એક સમાજ કરતાં બીજા સમાજ ઉપર કેટલી છાપ પડે છે,તે ઠરાવવું મનુષ્યવર્તન ઉપર તેના વંશપરંપરા થનારા પરિણામના અભ્યાસથી બની શકે છે.

ઘણું કરીને યુરોપના સર્વ દેશોમાં હવે અધર્મસંતતિનું પ્રમાણ ધીમે ધીમે કમી થવા માંડ્યું છે, એ આગળ કોષ્ટકો આપી સાબીત કર્યું છે. ઇંગ્લાંડ અને વેલ્સની ૧૫ થી ૪૫ વર્ષની અવિવાહિત સ્ત્રીઓની એકંદર સંખ્યા ઉપર અધર્મી પ્રજાનું કેટલું પ્રમાણ આવે તે કાઢીએ, તો ૩૫ વર્ષમાં (૧૮૭૦ થી ૧૯૦૫) એ પ્રમાણ સેંકડે ૫૦ ટક્કા ઘટી ગયું છે એમ માલમ પડે છે.

ઇંગ્લાન્ડ અને વેલ્સ.

| વર્ષ | દર દસ હજારે પ્રમાણ |
|---|---|
| ૧૮૭૦—૭૨ | ૧૭૦ |
| ૧૮૮૦—૮૨ | ૧૪૧ |
| ૧૮૯૦—૯૨ | ૧૦૫ |
| ૧૯૦૦—૦૨ | ૮૫ |
| ૧૯૦૩ | ૮૪ |
| ૧૯૦૪ | ૮૪ |
| ૧૯૦૪ | ૮૨ |

અધર્મ સંતતિ કમી કરવાના ઉપાયોના સંબંધમાં બહુ જ થોડું લખી શકાય. જે દેશમાં લગ્નસંબંધ વિષેની બધી અડચણો કાયદાને આધારે દૂર થઈ જાય છે ત્યાં આનું ઘણું સારૂં પરિણામ આવેલું છે જ. પણ ખાસ કરીને આવે ઠેકાણે દુઃખી દંપતિની સંખ્યા વધી પડે છે, અગર છુટાછેડાના ઘણા પ્રસંગો પ્રાપ્ત થાય છે. હાલમાં ઘણે ઠેકાણે લોકાપવાદનો ડર ઠંડો પડવા લાગ્યો છે; પરંતુ જ્યાં તે વધારે તીવ્ર છે, ત્યાં બાલહત્યાઓ પણ વધારે પ્રમાણમાં થાય છે. એટલું જ માત્ર ખાત્રીપૂર્વક કહી શકાય, કે વિવાહિત જીવનના તથા કૌટુંબિક સુખના જ્યાં ત્યાં ગુણ ગવાતા રહે, તો આટલી બધી અધર્મ પ્રવૃત્તિ કદાપિ ટકી શકે નહિ.

હિંદુસ્તાનનું અધર્મસંતતિનું પ્રમાણ બિલકુલ આપી શકાય તેમ નથી. કારણ જ્યાં લગ્નની નોંધ લેવામાં આવતી નથી તથા જ્યાં જન્મની નોંધ પણ ફરજીઆત રાખવામાં આવતી નથી, ત્યાં અધર્મસંતતિના આંકડા કેવી રીતે કાઢી શકાય!

અધર્મસંતતિનું સમાજમાં સ્થાનઃ—રોમન પ્રજામાં અધર્મસંતતિના બે વિભાગ પાડવામાં આવ્યા હતા. એક 'નોથી' એટલે રખાતની પ્રજા અને બીજો 'સ્પુરી' એટલે ધર્મપત્નિ અગર રખાત સિવાયની સ્ત્રીથી ઉત્પન્ન થએલાં બાળકો; આ બન્ને વર્ગની સંતતિ માતાની વારસ ગણાતી. નોથી સંતતિને બાપનો આશ્રય મેળવવાનો હક મળતો, પણ બાપની સંપત્તિની વારસ તે ગણાતી નહિ. તો પણ બીજી બાબતોમાં આ બન્ને વર્ગના નાગરિકોને ઘણા હક્ક મળેલા હતા. જર્મન કાયદો આથી તદ્દન જુદા પાયા પર ઘડાયો હતો. ત્યાં ફક્ત સરખા સામાજિક દરજ્જાવાળાં માતપિતાથી ઉત્પન્ન થએલી સંતતિ ઔરસ ગણવામાં આવતી. તે સિવાયની સંતતિ અધર્મથી ઉત્પન્ન થએલી અગર વર્ણસંકર ગણાતી. અથવા, મા કે બાપ જેનો દરજ્જો નીચો હોય તે દરજ્જાની તે સંતતિ ગણાતી. જર્મન કાયદાનો હેતુ બીજશુદ્ધિ કાયમ રાખવી એ હતો પરંતુ સમાજની નીતિમત્તા સુધારવાનો ત્યાં પ્રયત્ન કરવામાં આવ્યો નથી; કારણ નીચી કોટીના સ્ત્રી કે પુરૂષનો એક બીજા સાથેનો સંબંધ ત્યાં નિંદાસ્પદ ગણાતો નહિ. અસલના સરદારી જમાનામાં જારજ સંતતિને લગતા આ કાયદો કાયમ રાખવામાં આવ્યો. આવી સંતતિને વારસાઈ હક પ્રાપ્ત થતો નહિ. તેરમી સદીમાં એ દેશના કાયદા ઉપર રોમન કાયદાએ પોતાનું આધિપત્ય જમાવ્યાના પરિણામે ત્યાંની સખ્તાઈ છેક ઘટી ગઈ. જેનો બાપ રાજકુટુંબમાંનો હોય, તેને આ જર્મન કાયદો લાગુ કરવામાં આવતો નહિ. આવી સંતતિ કલંકરૂપ ગણવામાં પણ આવતી નહિ અને તેને વારસાઈનો હક્ક પ્રાપ્ત થતો. ફ્રેંચ પ્રજામાં ક્લોવિડ્સ નામનો એક ઉત્તમ કુળનો રાજકુટુંબી માણસ હતો તેને ૧ લો થિઓડેરિક એ નામનો એક દાસીપુત્ર હતો. આ બાળકની ઔરસ પુત્ર તરીકે ગણના કરવામાં આવી અને તેને વારસાઈનો સર્વ હક પ્રાપ્ત થયો. ઈ. સ. ૮૯૫ માં અનુંલ્ફ નામના એવા જ મોટા માણસે પોતાની રખાતના પુત્ર ઇચેંટિબોલ્ડને લોરેનનો રાજા બનાવ્યો. વિલ્યમ

ધી ફૅાકરરની ઢાલ ઉપરના ચિન્હમાં અનૌરસ-પણાનો પટ્ટો ( નિશાન ) હતો, કારણ કે તે નોર્મંડીના ડયુકની રખાતનો પુત્ર હતો.

અંગ્રેજી કાયદા અનુસાર અધર્મ સંતતિને હજુ પણ પુરેપુરા હક મળેલા નથી. જેટલા ભોગવે તેટલાજ તેમના હક્ક. દિવાની કાયદાની દૃષ્ટિએ તે કશાનાએ વારસ થઈ શકે નહિ; કારણ તેને કોઈનો પણ પુત્ર માનવામાં આવતો નથી. પરંતુ નૈતિક દૃષ્ટિએ તેને કુટુંબહીન અગર સંબંધ વગરનો માની શકાય એમ નથી. દાખલા તરીકે તે પોતાની મા અગર બહેન સાથે લગ્ન કરી શકતો નથી. જો તે વંશ પરંપરાથી ઉતરતો આવેલો ન હોય, તો તે ગમે તે એક અટક ( સંજ્ઞા ) ધારણ કરી શકે છે. તેમજ પાર્લામેન્ટ તેના લાભમાં એવો કોઈ ઠરાવ કરે, તો તે ઔરસ તેમજ વારસ પણ બની શકે છે.

ભિખારીઓના કાયદામાં ઔરસ સંતતિનું રહેવાનું સ્થાન તેમના બાપના ઠેકાણા ઉપરથી ઠરાવવામાં આવે છે. પરંતુ અનૌરસ સંતતિનું સ્થાન તેમની માતાનું જે ઠેકાણું હોય છે, તે જ ગણવામાં આવે છે. અનૌરસ બાળકોને તેમની માતાએ ઉછેરવાં જોઇએ, એવો કાયદો હોવાથી તેમના પોષણની સર્વ જવાબદારી તેની માતાની ઉપર આવી પડે છે. પણ આવા પ્રકારની જવાબદારીમાં બાપનો પણ કાંઈ હિસ્સો હોવો જોઈએ, એ તત્ત્વ અસલથી ઇંગ્લિશ કાયદાએ માન્ય રાખ્યું છે. આનું કારણ કાંઈ એવું નથી, કે માએ બાળકના પોષણને માટે કાંઈ રસ્તો શોધવો જોઇએ, અગર તો બાપે થોડી શિક્ષા સહન કરવી જોઇએ. પરંતુ સ્થાનિક ધર્માદાય ખાતા ઉપર તેમનો બોજો આવી ન પડે, એટલા માટે જ કાયદાએ આ તત્ત્વ માન્ય રાખ્યું છે. ઈ. સ. ૧૫૭૬ નો કાયદો જે ઇંગ્લિશ અધર્મ-સંતતિના કાયદાનો આધાર ગણવામાં આવતો હતો, તે પ્રમાણે ધર્માદાય ખાતાના લાભામાં રહેતાં જારકર્મથી ઉત્પન્ન થએલા બાળકોનાં માબાપને શિક્ષા કરવા માટે અથવા તેમની પાસેથી તેવા બાલકનો એક અઠવાડીઆનો ખર્ચ વસુલ કરવા માટે ન્યાયાધિશોને અધિકાર આપવામાં આવ્યો છે. ત્યાર બાદ સને ૧૬૦૯ તથા ૧૭૩૩ સાલમાં પસાર થએલા કાયદાથી એવું ઠરાવવામાં આવ્યું, કે ધર્માદાય ખાતામાં આશ્રય મેળવતા અગર પોષણની જવાબદારી ઉભી થવાનો સંભવ ઉત્પન્ન કરતા બાળકોની માતાએ તેવા બાળકના ખરા પિતાને પકડી લાવવો જોઇએ. એટલે ખરો પિતા કોણ છે, તેની ઓળખ આપવી જોઇએ. એવાં બાળકોનો ખર્ચ ધર્માદાય ખાતામાં ન ભરી દે, ત્યાં સુધી એ કાયદા પ્રમાણે તેમને ( બાપને, ) અટકમાં રાખી શકાતા. ઈ. સ. ૧૮૦૯ તથા ૧૮૧૦ સાલના કાયદાથી આ બંધનો વિશેષ દૃઢ કરવામાં આવ્યાં. સને ૧૮૩૨ માં આ ભિખારીઓને લગતા કાયદાની અમલબજાવણી બરાબર થાય છે કે કેમ, તે તપાસવા માટે એક કમીશન નીમવામાં આવ્યું. તેણે પોતાના રિપોર્ટમાં અધર્મસંતતિ ઉપર ખૂબ ભાર દઇને વિવેચન કર્યું. તથા ૧૫૭૬ થી માંડીને અત્યાર સુધીના કાયદાઓ ઉપર વિચાર ચલાવી એવું ઠરાવ્યું, કે અધર્મસંતતિને સંમતિ આપનાર કાયદો કાંઈ દૂરદર્શી ગણી શકાય નહિ; કારણ કે એ કાયદાના પરિણામે અનેકાનેક દુરાચરણો વધવા માંડયાં છે; બલ્કે તેમ થવામાં કાયદો મદદગાર બન્યો. દાખલા તરીકે, ધર્માદાય ખાતાએ વસુલ કરેલો અઠવાડિક ગુજરાન ખર્ચ ઘણું કરીને માતાને આપવામાં આવતો. ઘણી વાર તે મેળવવા માટે માતાને ભારે જોખમ વેઠવું પડતું. આથી કરીને કમીશનરોએ એવી સુચના કરી, કે બાલકના પોષણની જવાબદારી ફક્ત તેની માતાપર રહેવી જોઇએ; વિધવા સ્ત્રીઓપર આવી જ જવાબદારી હોય છે. વિધવા સ્ત્રીઓ સારે માર્ગે રહીને પણ બાળકનું પોષણ કરે, અને વ્યભિચારી સ્ત્રીઓ ખરાબ માર્ગ ગ્રહણ કરે, છતાં તેઓ પણ બાળકનું પોષણ કરે. એવો સામાન્ય કાયદો ઠરાવવાથી વિધવાઓને તેનો ફાયદો ન મળતાં દુરાચારને ઉત્તેજન મળે છે. ઈ. સ. ૧૮૩૪ માં ભિખારીઓ માટે કાયદામાં દુરસ્તી થઈ. એવો ઠરાવ અમલમાં મૂકવા પ્રયત્ન થયો, કે બાળકના મનાતા પિતા ઉપર તેના પોષણના ખર્ચની રકમ વસુલ કરવા વધારે દબાણ કરવાની જરૂર નથી. પરંતુ આ વાત સમાજને પસંદ ન પડવાથી સને ૧૮૪૪ માં અધર્મસંતતિના કાયદાની બરાબર ચોકસી કરવા એક કમીશન બેઠું અને તેમાં બાળકના મનાતા બાપ પાસેથી તેના પોષણનો ખર્ચ વસુલ કરવા યોગ્ય તજવીજ કરવી જોઇએ, એવો અભિપ્રાય આપવામાં આવ્યો. અને તે પ્રમાણે સને ૧૮૪૫ માં અધર્મસંતતિનો કાયદો પસાર થતાં તે કાયદાની રૂએ બાળકના બાપ ઉપર દીવાનીમાં દાવો દાખલ કરવાનો અધિકાર માતાને પ્રાપ્ત થયો. અને તેમાં ધર્માદાય ખાતાએ વચ્ચે પડવું નહિ, એમ પણ ઠર્યું. ત્યારબાદ બાળકના પોષણનો ખર્ચ વસુલ કરવાનો અખત્યાર કાયદાએ ધર્માદાય ખાતાને આપ્યો.

હાલમાં અધર્મ સંતતિને જે અધિકારો મળ્યા નથી તે પૈકી મુખ્ય એ છે કે તે કોઈની પણ વારસ

બની શકતી નથી. કારણ કે તેનું કોઈ સંબંધી હોતું નથી. કયા મૂળ વંશમાંથી તે ઉત્પન્ન થયો, તે પણ ઠરાવી શકાતું નથી; એટલા માટે આવા પ્રકારની અધર્મસંતતિ સિવાય જો કોઈ ઇસ્ટેટ ( જાગીર ) નો બીજો કોઈ વારસ ન હોય, તો તે તેવી જાગીર જેની હદમાં તે આવી હોય તેની પાસે જાય છે. જેમ આ માણસ કોઈનો વારસ ગણાતો નથી, તેમ તેનો પણ તેના પેટના દીકરા શિવાય બીજો કોઈ વારસ બની શકતો નથી. આમ હોવાથી આવા માણસે જો કાંઈ જમીન ખરીદી હોય અને પછી તે કદાચ મૃત્યુપત્ર કર્યા વગર મરણ પામે, તો તેની જમીન ઈનામદાર તરફ જતી. ( જેની હદમાં તે જમીન હોય તેના તરફ જતી ). અસલ આવી સંતતિને ગોરપણું અગર બીજું કાંઈ પણ ધાર્મિક કાર્ય કરવાનો અધિકાર મળતો નહિ. પરંતુ હાલમાં તો એવા માણસમાં અને સાધારણ માણસમાં ઝાઝો ફરક ગણવામાં આવતો નથી. સ્કૉટલેંડમાં અધર્મસંતતિ સંબંધે આવો જ કાયદો છે. પહેલાં તો આવા માણસને સંતતિ ન હોય તો મૃત્યુપત્ર પણ કરવા દેવામાં આવતું નહિ. પરંતુ સને ૧૮૩૫ ના કાયદાએ એ સવલત આપી છે. ઈંગ્લાંડમાં દેશાચાર ઉપરથી ઠરાવેલા કાયદાના આધારે પાર્લામેન્ટે પોતાનો અધિકાર વાપરી ઠરાવ કર્યા સિવાય અધર્મ સંતતિના સ્થાનમાંથી તેવી વ્યક્તિનો છુટકો થતો નથી. પણ જે દેશનો કાયદો રોમન કાયદાનુસાર ઘડવામાં આવ્યો છે, તે ઠેકાણે તેમનો આ દરજ્જો કાયમ ન રહેતાં તેમનાં માતાપિતાએ લગ્ન કર્યા બાદ તેમનું અનૌરસપણું નષ્ટ થાય છે.

અધર્મસંતતિનું હિંદુ સમાજમાં સ્થાનઃ— હિંદુ સમાજ જાતિબદ્ધ હોવાને કારણે અધર્મસંતતિને કોઈ પણ જાતિમાં સ્થાન મળી શકતું નથી. આવી પ્રજા તદ્દન અલગ રહે છે, અને તેની એક જુદી જાતિ બને છે. આવી પરિસ્થિતિ હોવાને કારણે કેટલીક નાની નાની અનિશ્ચિત જાતિઓ અધર્મસંતતિમાંથી ઉત્પન્ન થાય છે. તે જાતિઓ કઈ છે તે આજ કહી શકાય એમ નથી. કાયસ્થ જાતિની વિરૂદ્ધ આવા પ્રકારનું વિધાન યાજ્ઞવલ્ય, કલ્હણ વિગેરે ગ્રંથકારોએ કરેલું છે; પરંતુ તેનાપર વિશ્વાસ રાખી શકાય એમ નથી. કારણ કે ધર્મશાસ્ત્રગ્રંથોમાં જે અનેક જાતિઓને ‘ સંકરજાતિ ’ એવું નામ આપવામાં આવ્યું છે તેમાં માગધ, સૈરંધ્ર, ચાંડાલ આવા પ્રકારની રાષ્ટ્રસ્વરૂપી જાતિઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આપણી તરફ ગોવર્ધન બ્રાહ્મણોને ગોલક કહી મનુસ્મૃતિના વાકય પ્રમાણે તેમને બીજા બ્રાહ્મણો પંક્તિ બહાર રાખે છે. પણ ગોવર્ધન બ્રાહ્મણ એ પ્રાદેશિક ( દેશ ઉપરથી જાતનું નામ પડે તેવી ) જાતિ ગણાય છે તથા તેમની જોશીપણાની વૃત્તિ નિદાન રામદેવરાય જાધવના કાળ જેટલી પુરાણી હશે એમ જણાય છે. બ્રાહ્મણ પુરૂષ અને બ્રાહ્મણની સ્ત્રી એમની અધર્મસંતતિ ગફલતથી બ્રાહ્મણમાં ભેળાઈ ગયાના અનેક દાખલા આ લેખકે નજરોનજર દેખેલા છે. લગ્ન કર્યા વગર એકત્ર રહેનારા એક જ જાતિના સ્ત્રીપુરૂષથી ઉત્પન્ન થએલી સંતતિ જેમ તેમ ઉતાવળ કરીને અડચણમાં આવી ગએલાં વરકન્યાને શોધી કાઢી પોતાના મા બાપની જાતિમાં જ દાખલ થાય છે. જ્યારે ઉચ્ચ જાતિમાં વિધવા સ્ત્રીઓ પુરૂષોની સાથે એકત્ર રહેતી હોય અને તેવી સ્થિતિમાં તેમને સંતતિ પ્રાપ્ત થાય, ત્યારે તેવી સંતતિને કોઈપણ રીતે ઠેકાણે કરવી પડતી. તેવાં બાળકોને મારી નાખવામાં આવતાં, અગર, પંઢરપુર જેવે સ્થળે તેમને મુકવામાં આવતાં, અગર તો ખ્રિસ્તી મિશનરીઓને કે સાધુની જમાતને તેવાં બાળકો અર્પણ કરવામાં આવતાં. પૂર્વે જૈનોમાં ઘણા સાધુઓ આવી બ્રાહ્મણ વિધવાઓથી જ ઉત્પન્ન થએલા હતા, એમ ‘હેમચંદ્ર ચરિત્ર’ નો લેખક જણાવે છે. બ્રાહ્મણ, પ્રભુ તથા એવી બીજી ઉચ્ચ વર્ગની વિધવાઓ તથા કુમારિકાઓએ પોતાની અધર્મસંતતિને ખુલ્લી રીતે પાસે રાખી હોય, એવો એક પણ દાખલો અમારા જોવામાં નથી.

જ્યારે પુરૂષ તથા સ્ત્રી જુદી જુદી જાતિનાં હોઇ અધર્મ વ્યવહારથી એકત્ર રહેતાં હોય, ત્યારે તેમને જે બાળક ઉત્પન્ન થાય, તેમનું તેઓ રક્ષણ કરે છે. આવાં બાળકો વિદુર નામની એક જાતિમાં દાખલ થઇ તે જાતનો વધારો કરે છે. પણ તેમનામાં- હાલ ઠીક બંદોબસ્ત થયો છે. બ્રાહ્મણ પુરૂષ અને બ્રાહ્મણેતર સ્ત્રી એમનાથી જે સંતતિ ઉત્પન્ન થાય છે, તે બીજાઓથી તદ્દન વિયુક્ત ગણવામાં આવે છે, અથાત્ તેમની એક સ્વતંત્ર જાતિ બને છે. મરાઠાઓમાં પ્રથમ આવી અધર્મસંતતિને જુદી રાખવામાં આવતી તથા તેમનો સમાવેશ કુલીનોમાં થતો નહિ. પરંતુ વખત જતાં તેવાં કુટુંબો સુશિક્ષિત તથા ઐશ્વર્યસંપન્ન થવાથી તેમની સાથે ઉત્તમ કુળના લોકો પણ લગ્નવ્યવહાર કરવા લાગ્યા છે. અર્થાત્ મરાઠા જાતિમાં જ અધર્મસંતતિ તરફ થોડું ઘણું ઔદાર્ય બતાવવામાં આવે છે એમ કહી શકાય. મુંબઇમાં કેટલાક વર્ણસંકર મરાઠાઓની બીજા સામાન્ય લોકો કરતાં શૈક્ષણિક તથા સાંપત્તિક દષ્ટિથી જોતાં વધારે સારી સ્થિતિ હોય છે. તેઓ મરાઠાઓમાં

ભેગા થવા માગતા નથી, પણ તેઓ પોતાની એક જુદી જાત સ્થાપન કરે છે. આમાંના ઘણા પોતાને 'બ્રમ્હો' એ નામે ઓળખાવે છે. એમના લગ્નની વ્યવસ્થા અંદર અંદર તેઓ કરી લે છે. બ્રાહ્મણ વિગેરે ઉત્તમ જાતિમાં પણ એમનાં લગ્ન થયાના દાખલા મોજુદ છે. અધર્મસંતતિને જે અડચણો નડે છે, તે સર્વ સામાજીક પ્રકારની છે. એકાદ સ્ત્રી યૂરોપિયન સાથે લગ્ન કરે, તો તે સ્ત્રીની સંતતિને હિંદુ સમાજમાં લઇ શકાય નહિ. પણ જો સ્ત્રીને કોઈ યૂરોપિયન સાથેના અધર્મ—સંબંધથી ( લગ્ન કર્યા સિવાય ) સંતતિ ઉત્પન્ન થાય, તો તેને હિંદુ સમાજમાં કાયમ રાખવામાં આવે છે, એટલે કે તેવી સંતતિને હિંદુ ગણવામાં આવે છે. મુંબઈની વર્ણસંકર જાતિમાં આવો એક વર્ગ છે. તેવી જ રીતે થલયાળી લોકોમાં તિય્યા જાતિમાં આવો એક વર્ગ છે. આશ્ચર્યની વાત એ છે, કે થર્સ્ટન ઉપર વિશ્વાસ રાખીએ તો, તે વર્ગ તિય્યા જાતિથી જુદો ગણવામાં આવતો નથી.

**અધર્માસ્તિકાયઃ**—જૈન દર્શનમાં અધર્માસ્તિકાયનો અર્થ પાપ કે નીતિવિરૂદ્ધ કર્મ એવો નથી. એ એક સત્ અજીવ તત્ત્વ છે. વસ્તુઓની સ્થિતિશીલતાનું એ એક કારણ છે. એટલે તે જીવ અને અજીવને સ્થિતિસહાયક છે. આનો એવો અર્થ નથી કે તે સ્થિતિશીલ પદાર્થને અટકાવી દે છે. પણ અધર્માસ્તિકાય એ સ્થિતિનું કારક સહભાવી કારણ છે. તત્ત્વાર્થસૂત્રકારે આ પ્રમાણે તેને માટે લખ્યું છે,"ગતિસ્થિત્યુપગ્રહો ધર્માધર્મયોરુપકારઃ" ગતિસહાયરૂપ પ્રયોજન ધર્માસ્તિકાયનું અને સ્થિતિસહાયરૂપ પ્રયોજન ( ગુણ ) અધર્માસ્તિકાયનું છે. અર્થાત્ અધર્માસ્તિકાય સ્થિતિનું સહાયક છે, સ્થિતિશીલ પદાર્થને સ્થિતિસહાયક અધર્માસ્તિકાય છે. સ્થિતિશીલ પદાર્થની સ્થિતિને જે સહાય કરે તેને જીનેશ્વરોએ અધર્માસ્તિકાયથી પ્રરૂપ્યો છે. પશુઓની સ્થિતિનો જેમ પૃથ્વી સાધારણ આશ્રય છે, તેમ જીવ અને પુદ્દગલોનાં સ્થિતિ વ્યાપારનું અધર્માસ્તિકાય સાધારણ આશ્રય છે. ગમનશીલ પશુઓને પૃથ્વી ન હોય, તો તેઓની સ્થિાત પણ સંભવતી નથી; તે રીતે કોઈપણ ગતિશીલ વસ્તુને અધર્માસ્તિકાય અટકાવી દેતો નથી; તેમ છતાં અધર્માસ્તિકાય સિવાય ગતિશીલ પદાર્થની સ્થિતિ પણ સંભવતી નથી. આ પ્રસંગે જૈન લેખકોએ અધર્માસ્તિકાયને છાયા સાથે સરખાવી છે. " છાયા જેવી રીતે તાપથી બળતા પ્રાણિઓનું, અને પૃથ્વી જેવી રીતે અશ્વોનું સ્થિતિકારણ છે, તેવી રીતે અધર્માસ્તિકાય પણ પુદ્દગલાદિ દ્રવ્યોનું સ્થિતિકારણ છે."

અધર્માસ્તિકાય "અકર્તા" એટલે કે નિષ્ક્રિય તત્ત્વ છે. એ, વસ્તુઓની સ્થિતિનો હેતુ કે કારણ હોવા છતાં કદાપિ ક્રિયાકારી કારણ નથી. એટલા માટે અધર્માસ્તિકાય સ્થિતિનો " બહિરંગ હેતુ " અથવા " ઉદાસીન હેતુ " કહેવાય છે. અધર્માસ્તિકાય " નિત્ય અને અમૂર્ત છે ". સ્પર્શ, રસ, ગન્ધાદિ ગુણો એમાં નથી. અધર્માસ્તિકાયનું, ધર્માસ્તિકાય, કાલ અને આકાશની સાથે સરખાપણું છે; પણ એનો વિશિષ્ટ ગુણ એ છે કે એ વસ્તુના સ્થિતિ પર્યાયોનો આધાર છે. તેથી તે સદ્ દ્રવ્ય છે. અધર્માસ્તિકાય દ્રવ્યત્વ રૂપે અપશ્ય જીવ સમાન છે. જીવની માફક એ પણ અનાદિ, અનંત અને અપૌદ્ગલિક છે. પહેલાં કહેવામાં આવ્યું છે કે, અધર્માસ્તિકાય અજીવ અર્થાત્ અનાત્મ દ્રવ્ય છે.

અનંત આકાશમાં મધ્ય ભાગમાં રહેલું અનંત લોકાકાશમાં અધર્માસ્તિકાય વ્યાપ્ત છે. અધર્મતત્ત્વ અસ્તિ ( વર્તમાન ) કાય ( પ્રદેશ વિશિષ્ટ સમૂહરૂપ) હોવાથી પંચ અસ્તિકાયમાં એની ગણત્રી થાય છે. એક અવિભાજ્ય પુદ્દગલ પરમાણુ વડે જેટલું સ્થાન રોકાય છે તેનું નામ પ્રદેશ રો અધર્માસ્તિકાય લોકાકાશની સીમામાં રહેલું હોઇ એના પ્રદેશો અનંત નથી. એ નિર્દિષ્ટ સીમામાં રહેલો હોઇ એ એનો અંત છે. જૈનો ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય અને જીવાસ્તિકાયના પ્રદેશોને " અસંખ્ય " અર્થાત ગણત્રી ન કરવા યોગ્ય કહે છે. અધર્માસ્તિકાય " અસંખ્યેય પ્રદેશ " હોવા છતાં એ એક છે. માત્ર એક જ વ્યાપક પદાર્થ છે. એ વિશ્વવ્યાપી ("લોકાવગાઢ") અને વિસ્તૃત (" પૃથુલ ") છે.( જૈ.મા. સ.)

**અધિકમાસઃ**—એને ધોંડા ( પથરા જેવો નકામો ), મલમાસ અથવા પુરુષોત્તમમાસ એમ પણ કહેવામાં આવે છે. બાર વર્ષે ચૈત્ર, જેઠ તથા શ્રાવણ એ અધિક આવે છે. અઢાર વર્ષે અષાડ અધિક આવે છે. ચોવીસ વર્ષે અધિક ભાદરવો, ૧૪૧ વર્ષે અધિક આસો અને ૭૦૦ વર્ષે અધિક કારતક માસ આવે છે. આસો અને કારતક એ બે મહિના અધિક આવે, તો પણ તેને અધિક ગણવામાં આવતા નથી, પણ ફક્ત ભાદરવા સુધીના માસને અધિક માનવામાં આવે છે. જે વર્ષે અધિક આસો હોય, તે વર્ષે પૌષ માસનો ક્ષય હોય છે. તે પ્રસંગે બપોર સુધી માગસર માસ અને તે પછી પોષ માસ ગણાય છે. વળી એવી જ રીતે તે બન્ને માસનાં ધર્મકાર્યો પણ એક જ માસમાં થઈ શકે છે. આ જોડમાસનું નામ

'સંસર્પ' એવું રાખવામાં આવ્યું છે.કારતક પછીના ચાર માસ અધિક આવતા નથી; તેમ આસોના પહેલાં ક્ષયમાસ પણ હોતો નથી.

પૂર્વ ઇતિહાસઃ—ચાંદ્રવર્ષ તથા સૌરવર્ષ એ બેનો મેળ પાડવા સારૂ આપણે ત્યાં સરાસરી બત્રીસ તેત્રીસ ચાંદ્રમાસ દરમ્યાન ચાંદ્રવર્ષમાં જે એક માસ અધિક ગણવો પડે છે, તેને 'અધિમાસ' અથવા તો 'અધિકમાસ' એવી સંજ્ઞા આપવામાં આવી છે. ચાંદ્ર તથા સૌર વર્ષોનો પ્રચાર આપણે ત્યાં વૈદિક કાલથી ચાલ્યો આવ્યો છે, તથા બારમાસનું એક વર્ષ એ કાલગણના વૈદિકકાલ જેટલી જ પ્રાચીન છે. પરંતુ સૌરવર્ષના આશરે ૩૬૫ દિવસ હોઈ બાર ચાંદ્રમાસના ફકત ૩૫૪ દિવસ જ હોય છે. એમાં એક વર્ષના ફકત બાર ચાંદ્રમાસ માનીએ, તો જે માસ પહેલો ગણવામાં આવે, તે પ્રથમ ઉનાળામાં આવે, પછી શિઆળામાં અને પછી ચોમાસામાં એમ ઉત્તરોત્તર પાછળ આવતો જાય. હાલની મુસલમાનોની મોહરમ પ્રમાણે આશરે ૩૩ વર્ષમાં તે બધી ઋતુઓમાં ફરી રહે. આનું બીજું પરિણામ એ આવે, કે ૩૩ સૌરવર્ષમાં ચાંદ્રવર્ષની સંખ્યા આશરે એક વર્ષ જેટલી વધારે થાય. અર્થાત્ દરેક ચાંદ્રવર્ષમાં આશરે અગીઆર બાર દિવસ અગર બત્રીસ તેત્રીસ ચાંદ્રમાસમાં એક ચાંદ્રમાસ અધિક લીધા સિવાય ચાંદ્ર અને સૌર વર્ષનો મેળ બેસવો કઠણ પડે. બ્રાહ્મણોપનિષદ તથા સંહિતામાં 'યજ્ઞ તથા સંવત્સર' એ પર્યાયવાચક શબ્દ છે. એવું બતાવનારાં તેમાં અનેક વચનો ( ઐ. બ્રા. ૨. ૧૭; ૪. ૨૨. શત. બ્રા. ૧૧. ૧. ૧૧ તથા ૨. ૭. ૧. તૈ. સં. ૨. ૫. ૭ ૩; ૭. ૫ ૭. ૪; ૧. ૨. ૧૦. ૩. ) હોવાથી કૈ. લો. ટિળકના મત પ્રમાણે યજ્ઞ એ સંવત્સરની જ પ્રતિમા ગણાતી તથા તે એવી જ રીતે બાર ચાંદ્રમાસમાં સંપૂર્ણ પણ થાય છે. પરંતુ નવીન યજ્ઞની શરૂઆત સંવત્સરના આરંભમાં કરવી જોઈએ. એવું હોવાથી અથર્વવેદ ૪. ૧૧. ૧૧ માં યજ્ઞદેવતા પ્રજાપતિ હોઈ બાકીના ૧૨ દિવસ નવીન વર્ષના યજ્ઞની તૈયારી માટે રાખવામાં આવ્યા એમ કહ્યું છે. આખા વર્ષભર શ્રમ કરીને ઋભુ ( ઋતુ ) આ અરસામાં પોતાની ગતિ મંદ પાડીને સૂર્યનો મહેમાન બનીને બેસે છે, એવું જે ઋગ્વેદમાં ( ૪. ૩૩. ૭. ) વચન છે, તે આ અધિક દિવસોને અનુલક્ષીને જ કહેવામાં આવ્યું હશે. આ ઉપરથી ઋગ્વેદકાલમાં કયારે ય પણ ચાંદ્રવર્ષ અને સૌરવર્ષનો મેળ બેસાડવા માટે દરેક ચાંદ્રવર્ષમાં બાર દિવસ વધારે રાખવાનો રીવાજ હોવો જોઈએ, એવું અનુમાન થાય છે. આ અધિક દિવસો વિષે ઋગ્વેદ ૧. ૨૫. ૮ માં બીજો એક ઉલ્લેખ કરવામાં આવ્યો છે, ત્યાં પૂર્વાપાર સંબંધ ઉપરથી અધિકમાસ એવો અર્થ માનવામાં આવ્યો હશે. તૈત્તિરીય સંહિતામાં ૧. ૪. ૧૪ માં અધિક માસને 'સંસર્પ' એવું નામ આપવામાં આવ્યું છે, તથા આગળ ૫. ૬. ૭ માં તેર માસનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. વાજસનીય સંહિતામાં અધિકમાસ માટે અંહસસ્પતિ ( ૭. ૩૦ ) તથા મલિમ્લુચ એવાં નામો યોજવામાં આવ્યાં છે. આમાંના બીજા શબ્દ ઉપરથી જ હાલ અધિકમાસનું 'મલમાસ' એવું જે નામ કહેવામાં આવે છે, તે સિદ્ધ થાય છે. અધિકમાસના અપવિત્રપણાને લગતો ઉલ્લેખ ઐતરેય બ્રાહ્મણમાં મળી આવે છે. કારણ કે તેમાં ૩. ૧. માં તેરમા માસને નિંદ્ય ગણવામાં આવ્યો છે. સંસર્પ તથા અહંસસ્પતિ એ બે શબ્દ, ક્ષય માસવાળા વર્ષમાં જે બે અધિકમાસ આવે છે, તેને માટે યોજવામાં આવ્યા છે; એમ મુહૂર્તચિંતામણિકારે કહેલું છે. ( પ્રકરણ ૧, શ્લોક ૪૭ જુઓ ) આ બેમાંના ક્ષયમાસના પહેલાં આવનાર અધિકમાસને સંસર્પ તથા પછીથી આવનારને અંહસસ્પતિ કહેવામાં આવ્યા છે. વેદમાં જે અધિકમાસનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેનો કેટલોક ભાગ ખ્રિ. પૂ. ૧૫૦૦ પૂર્વે તૈયાર કરવામાં આવ્યો છે, એવું યૂરોપીય પંડિતોનું કહેવું છે. પરંતુ કૈ. શં. બા. દીક્ષિતના મત પ્રમાણે અધિકમાસ દાખલ કરવાની પદ્ધતિ શકપૂર્વ ૫૦૦૦ વર્ષથી જ આપણા દેશમાં ચાલુ થઈ હશે.

અધિક માસ ઠરાવવાની પ્રાચીન તથા અર્વાચીન રીતઃ—જે નક્ષત્રમાં ચંદ્ર પૂર્ણ થાય છે, તે નક્ષત્રનું નામ મહિનાને આપવાનો આપણા દેશમાં પ્રાચીન કાળથી વહિવટ હોવાથી કયા નક્ષત્ર ઉપર તે બિલકુલ પૂર્ણ થતો નથી, એ જોઇને શરૂઆતમાં અધિકમાસ અથવા તો ક્ષયમાસ એ નામ રાખવા એમ પ્રથમ દૃષ્ટિએ લાગતું.

શ્રાવણ, ભાદ્રપદ અને આશ્વિન માસને ત્રણ ત્રણ નક્ષત્રના ગણતાં, અધિકમાસ અને ક્ષયમાસ વારંવાર આવે છે. વળી, કૈ. શં. બા. દીક્ષિતના મત પ્રમાણે તો ચંદ્રની ગતિનું સૂક્ષ્મમાન, સમજતાં પહેલાં, કેટલાક સમય સુધી આ પદ્ધતિ સ્થૂલ માનથી એટલે અધિક માસ અને ક્ષયમાસ ન આવે એવી રીતે ગણવું જોઈએ. વળી, શ્રીયુત ચિં. વિ. વૈદ્ય એક સ્થળે જણાવે છે, કે મહાભારતના યુદ્ધ સમયે, પાંચ વર્ષનો એક યુગ કલ્પીને, બે માસનો એટલે એક આખી ઋતુ જેટલો સમય, તેમાં વધારે દાખલ કરવાનો સંપ્રદાય ચાલતો હોવો જોઈએ· વેદાંગજ્યોતિષમાં ચાંદ્રમાસ અત્યંત સૂક્ષ્મ છે અને

તે પદ્ધતિથી વખતની ગણત્રી કરતાં ત્રીસ મહિનામાં એક અધિકમાસ આવે છે. તે વખતે પણ પાંચ વર્ષનો એક યુગ ગણવામાં આવતો; અને તેમાં, ત્રીજા વર્ષે અશાડ અને શ્રાવણ માસની વચ્ચે એક, અને પાંચમા વર્ષમાં, પૌષની પછી બીજો અધિક માસ દાખલ કરવામાં આવતો. પરંતુ આ નિયમ સૂક્ષ્મ નહિ હોવાને લીધે પ્રચારમાંથી નીકળી ગયો હશે. પિતામહસિદ્ધાન્ત પ્રમાણે દર ૩૨ મહિને એક અધિકમાસ દાખલ કરવાની પદ્ધતિ છે. પંચસિદ્ધાંતિકોકત સૂર્યસિદ્ધાન્ત વિગેરે સૂક્ષ્મ સિદ્ધાન્ત થયા પછી, અધિક માસની ગણત્રી સૂક્ષ્મ ગણિતથી થવા માંડી છે; અને હાલમાં માસનાં નામ ને લગતો સામાન્ય નિયમ એવો છે, કે જે ચાંદ્ર-માસમાં મેષ સંક્રમણ થાય તેને ચૈત્ર ગણીને, તે પછીના માસોને વૃષભાદિ સંક્રાન્તિ ઉપરથી વૈશાખ વિગેરે નામ અનુક્રમે આપવાં; અને જેમાં સંક્રમણ બિલકુલ આવે જ નહિ, તેને અધિક માસ સમજવો. પરંતુ આ સંબંધમાં જે બે પારિભાષિક શબ્દો પ્રચલિત છે, તે પ્રમાણે તેને તેના પહેલાના કે પછીના માસમાંથી ગમે તે માસનું નામ આપી શકાય. એ વિષે માધવાચાર્ય ( વિદ્યારણ્ય ) કૃત કાલમાધવ નામના ગ્રંથમાં, બ્રહ્મસિદ્ધાંતના વચન તરીકે ગણાતું એક વચન ને કાલતત્વવિવેચન નામના ધર્મશાસ્ત્રના ગ્રંથમાં વ્યાસનું બીજું વચન છે. આ બે ગ્રંથોમાં પહેલો ગ્રંથ શકે ૧૩૦૦ ની લગભગનો અને બીજો ૧૫૪૨ નો છે; વળી આ બન્ને વચનો પ્રમાણે જોતાં બીજા માસોને માટે એક જ સંજ્ઞા છે; પરંતુ અધિક માસને માત્ર પહેલા વચન અનુસાર પૂર્વ માસની અને બીજા વચનાનુસાર છે બીજી પદ્ધતિનો જ બહોળો પ્રસ્તાર છે.પછીના માસની સંજ્ઞા મળે પણ ભાસ્કરાચાર્યના સમયમાં અને ખુદ કાલમાધવ ગ્રંથ રચાયો તે સમયમાં પણ, આ જ પદ્ધતિ હતી; છતાં પણ, પહેલી પરિભાષા કેટલાક સમય સુધી પ્રચારમાં હતી, તે દર્શાવનારો શક કાલના છઠ્ઠા શતકનો, ચોથા ધરસેન નામના રાજાનો એક તામ્રલેખ, ખેડામાંથી મળી આવ્યો છે.

મધ્ય સંક્રમણનો અને સ્પષ્ટ સંક્રમણનો અધિકમાસઃ—**હાલમાં** અધિક માસ કે ક્ષય માસ સ્પષ્ટ સંક્રમણ ઉપરથી જ ગણવામાં આવે છે. પરંતુ મધ્ય માનથી અધિકમાસ ગણવાની પદ્ધતિ, એક સમયે પ્રચલિત હતી એમ માલમ પડે છે. આ મધ્યમ ગતિ હંમેશાં સરખી જ હોય છે, અને તે ગતિથી ગણત્રી કરતાં ૩૨ ચાંદ્રમાસ, ૧૬ તિથી, ૩ ઘડી અને ૫૫ પળ જેટલા સમય પછી એટલે કોઇકવાર ૩૨ મહિને અને કેટલીક વખત ૩૩ મહિને અધિક માસ આવે છે. તેમ જ આ માનથી ગણતાં સૌરમાસનું માન ૩૦ દિવસ, ૨૬ ઘડી અને ૧૮ પળનું અને ચાંદ્રમાસનું માન ૨૯ દિવસ, ૩૧ ઘડી અને ૫૦ પળનું છે. તેથી એક ચાંદ્રમાસમાં બે સંક્રાન્તિ કદી થતી નથી અને ક્ષયમાસ પણ કદાપિ આવતો નથી. પરંતુ સૂર્યની ગતિ હંમેશાં એક સરખી હોતી નથી. સ્પષ્ટ સૌરમાસ ઓછાવત્તા સમયનો હોય છે; અને એક ચાંદ્રમાસમાં પ્રસંગે બે સંક્રમણ થતાં હોવાથી ક્ષયમાસ આવે છે, ત્યારે એક વર્ષમાં, બે અધિકમાસ આવે છે અને સ્પષ્ટ માનથી ગણત્રી કરતાં, બે અધિક માસ વચ્ચે ઓછામાં ઓછું ૨૮ કે ક્વચિત ૨૭ મહિનાનું અને વધારેમાં વધારે ૩૫ મહિનાનું અંતર હોય છે. ઉપર જે ચોથા ધરસેનના તામ્રપટ સંબંધે ઉલ્લેખ કર્યો છે, તે ઉપરથી એટલું માલમ પડે છે, કે શકે ૫૭૦ માં ગુજરાતમાં મધ્યમ માનથી અને 'મેષાદિસ્થે'વાળી પરિભાષાથી અધિક-માસની ગણત્રી થતી હશે. વળી જ્યોતિષદર્પણ નામના મુહૂર્તગ્રંથમાં શ્રીપતિના ( શકે ૭૩૧ ) સિધ્ધાંતશેખર નામક ગ્રંથમાંના એક અવતરણ ઉપરથી પણ, મધ્યમ માનથી અધિકમાસ ગણવાની પદ્ધતિ પૂર્વે પ્રચલિત હતી, એ વાત સ્પષ્ટ જણાઈ આવે છે. ભાસ્કરાચાર્યે ક્ષયમાસનો ઉલ્લેખ કરેલો છે, પરંતુ મધ્યમ માનથી ગણત્રી કરતાં ક્ષયમાસ બિલકુલ આવતો જ નથી, માટે તેના સમયમાં તે પધ્ધતિનો પ્રચાર બંધ થયેલો હોવો જોઈએ; અને કૈ. શં બા. દીક્ષિતના અભિપ્રાય મુજબ તો મધ્યમ માનથી ક્ષયમાસ ગણવાની પધ્ધતિ, શક વર્ષ ૧૦૦૦ ની લગભગમાં, પ્રચારમાંથી સંપૂર્ણ રીતે નિકળી ગએલી હોવી જોઈએ.

વળી, કૈ. શં. બા. દીક્ષિત અને રૉબર્ટ સેવેલ એ બન્નેએ મળીને ઇ. સ. ૧૮૯૬માં પ્રસિધ્ધ કરેલા ઇંડિયન કૅલેંડર નામના પુસ્તકમાં ઇ. સ. ૩૦૦ થી ૧૯૦૦ સુધી સ્પષ્ટ માનથી ગણતાં અને ઇ. સ. ૩૦૦ થી ૧૧૦૦ સુધી મધ્યમ માનથી ગણતાં, અધિકમાસ કયા કયા હતા, તે આપેલું છે,

હાલમાં નર્મદાના ઉત્તર ભાગમાં પૂર્ણિમાંત માસ ગણાય છે; અને વરાહમિહિરના સમયમાં જે પૂર્ણિમાંત માસમાં મેષ સંક્રમણ થાય. તે ચૈત્ર એવી પદ્ધતિ હતી. પંરતુ, હાલમાં તો પૂર્ણિમાંત માનથી ગણત્રી કરતાં પણ માસની સંજ્ઞા અને અધિક માસ તો અમાંત ( અમા=અમાવાસ્યા + અંત ) માનથી જ ગણવામાં આવે છે. આ પ્રમાણે નર્મદાની બન્ને બાજુના શુકલ પક્ષ હંમેશાં, એક જ સંજ્ઞાના માસ-

માં આવે છે; અને દક્ષિણ બાજુએ જે સંજ્ઞાના માસનો કૃષ્ણ પક્ષ હોય છે, તે જ તેના પછીની સંજ્ઞાના માસનો ઉત્તર તરફ કૃષ્ણપક્ષ હોય છે.

પૂર્ણિમાંત અને અમાંત માનપધ્ધતિઃ— અમાંત માનથી ગણતાં જ્યારે અધિક માસ આવે છે, તે વખતે જો ચોક્કસ રીતે પૂર્ણિમાંત માનથી ગણત્રી કરવામાં આવે, તો અધિક માસ બિલકુલ આવતો જ નથી; કારણ કે અમાંત માનથી ગણતાં જ્યારે અધિક માસ આવે છે, ત્યારે એક સંક્રાંતિ અધિક માસની પૂર્વેના કૃષ્ણપક્ષની આખરમાં થાય છે, અને બીજી સંક્રાંતિ અધિકમાસ પછીના શુક્લપક્ષની શરૂઆતમાં થાય છે. વળી પૂર્ણિમાંત માનથી ગણતાં અધિક માસનો શુક્લ પક્ષ તેના પહેલાના મહિનાના દ્વિતીય પક્ષ થાય છે;અને કૃષ્ણ તેના(અધિક માસનો) પછીના મહિનાનો પ્રથમ પક્ષ થાય છે. આ પ્રમાણે તે સમયે બન્નેપૂર્ણિમાંત માસમાં સંક્રમણ થતાં હોવાને લીધે, તે બેમાંથી એકે વસ્તુતઃ અધિક થઈ શકતો નહિ. વળી અમાંત માનથી ગણતાં માસ સંજ્ઞા અને અધિકમાસ પૂર્ણિમાંત માનથી ગણતાં માસને અને અધિક માસને આપવાથી, પૂર્ણિમાંત માનથી આવતા અધિકમાસને નામ આપવા સંબંધે પણ મોટી અવ્યવસ્થા થવાનો સંભવ છે. દાખલા તરીકે, ધારો કે અમાંત માસથી ગણતાં વૈશાખ મહિનો અધિક આવ્યો; આ સમયે પૂર્ણિમાંત માનના વૈશાખ મહિનાનો કૃષ્ણપક્ષ એટલે પ્રથમ પખવાડિયું પહેલાં જ આવી ગએલું હોય છે; અને અમાંત માનપદ્ધતિને અનુસરીને પૂર્ણિમાંત માનના અધિક માસને, વૈશાખ માસનો કૃષ્ણપક્ષ પ્રથમ, તે પછી અધિક વૈશાખ અને ત્યારબાદ શુધ્ધ વૈશાખનો શુક્લ પક્ષ એવો વિચિત્ર ક્રમ આવશે. માટે આવી અવ્યવસ્થા દૂર કરવાના હેતુથી આવા પ્રસંગે પ્રથમ અને દ્વિતીય પક્ષને મેળવી દઈને તેને પ્રથમ વૈશાખ, અને ત્રીજા તથા ચોથા પક્ષને મેળવી દઇને તેને દ્વિતીય વૈશાખ, એવાં નામ આપવામાં આવે છે.

અધિકમાસનું મહત્મ્યઃ—બૃહન્નારદીય પુરાણ અને પદ્મપુરાણમાં, પુરૂષોત્તમ માસ મહાત્મ્ય અને મલમાસ મહાત્મ્યનાં નામ નીચે અધિકમાસના મહાત્મ્યનું વર્ણન કરેલું છે. તેમાં પહેલાના એકત્રીસ અધ્યાય છે અને બીજાના ઓગણત્રીસ અધ્યાય છે. પરંતુ આ મહાત્મ્યવર્ણન મુખ્યત્વે કરીને દાનધર્મ વિષેનું હોવાને લીધે તેમાં, અધિકમાસમાં કયાં વ્રતો કરવાં, કયા પ્રકારનાં દાન આપવાં, વ્રતોનાં ઉદ્યાપન કેવી રીતે કરવાં અને તે વ્રતોથી કયા ફલની પ્રાપ્તિ થાય છે. વિગેરે નિશ્ચિત પદ્ધતિઓનું વર્ણન કરેલું છે. વળી અધિકમાસનું મહાત્મ્ય સાંભળવાથી જે ફલશ્રુતિ થાય છે. તેને પણ તેમાંથી બાતલ કરવામાં આવી નથી; અને તેમાં પણ ખાસ કરીને મલમાસમહાત્મ્યમાં તો, વ્રતોને અને દાનોને જ મુખ્ય સ્થાન આપવામાં આવ્યું છે. દૃષ્ટાંત તરીકે બૃહન્નારદીય પુરાણમાં આવેલું પુરૂષોત્તમ મહાત્મ્ય ટુંકામાં તપાસીશું. આ મહાત્મ્ય પ્રથમ કોણે કોની પાસેથી મેળવ્યું અને તે પરંપરાગત શી રીતે થયું તે બધું જણાવ્યા બાદ સૂતશૌનકાદિને એ મહાત્મ્ય કહે છે એવો ઉલ્લેખ ઉપોદ્‌ઘાતમાં કરવામાં આવેલો છે. પ્રથમ અધ્યાયને શુકાગમન નામ આપવામાં આવ્યું છે અને પુરૂષોત્તમ માસ સંબંધે, નારાયણ અને નારદની વચ્ચે થએલા સંવાદનું વર્ણન કરવામાં આવ્યું છે. (અ. ૨ ). અધિકમાસ વ્રત વિગેરેના માટે અપ્રશસ્ત ગણવામાં આવતો હોવાને લીધે તે પોતાની અપૂર્ણતા દૂર કરવાને માટે વિષ્ણુની પ્રાર્થના કરવાને વૈકુંઠમાં જાય છે. તેનું વર્ણન આપવામાં આવ્યું છે ( અ. ૩ ). પછી તેણે વિષ્ણુની જે પ્રાર્થના કરી હતી, તેનું વર્ણન આવે છે. (અ. ૪ ). ત્યાર બાદ વિષ્ણુ અધિકમાસની સાથે ગોલોકમાં જાય છે તેનું અને અધિકમાસને માટે વિષ્ણુએ શ્રીકૃષ્ણની જે પ્રાર્થના કરી હતી તેનું વર્ણન કરવામાં આવ્યું છે. ( અ. ૫ ). અને છઠ્ઠા અધ્યાયમાં પુરૂષોત્તમ માસને શ્રીકૃષ્ણ પાસેથી જે વરપ્રાપ્તિ અને ઐશ્વર્યપ્રાપ્તિ મળી, તેનું વર્ણન આપવામાં આવેલું છે ( અ. ૬ ). પછી આગળ જતાં, શ્રીકૃષ્ણ પાંડવોને તેમના દુઃખનું કારણ જણાવતાં કહે છે, કે દ્રૌપદી પૂર્વ જન્મમાં મેધાવી નામના બ્રાહ્મણની પુત્રી હતી અને તેનાં માબાપ મરી જતાં, જ્યારે તે અનાથ થઇ, ત્યારે તે ઘણો શોક કરવા લાગી. એટલામાં તેને દુર્વાસા ઋષિના દર્શન થયાં અને તેમણે તેની આગળ પુરૂષોત્તમ માસના મહત્ત્વનું વર્ણન કર્યું. પરંતુ તેણે જ્યારે પ્રશ્ન કર્યો કે બીજા મહિનાઓ કરતાં પુરૂષોત્તમ માસને જ અધિક શા માટે માનવો, ત્યારે તે સાંભળીને દુર્વાસા ઋષિને ક્રોધ ચઢયો, પરંતુ તેમણે તેને શાપ નહિ આપતાં કહ્યું, કે તું જ્યારે પુરુષોત્તમ માસનો અનાદર કરે છે, ત્યારે જા, ભવિષ્યમાં તારા ઉપર દુઃખ આવી પડશે. તે સાંભળીને તેણે શિવની આરાધના કરવાનો નિશ્ચય કર્યો; અને શિવે જ્યારે તેના ઉપર પ્રસન્ન થઈને તેને વર માગવાને કહ્યું, ત્યારે "મને પતિ આપો", "મને પતિ આપો " એમ પાંચ વખત તેણે વિનંતિ કરી; તેથી શંકરે તેને વર આપ્યો, કે " જા, આવતા જન્મમાં

તને પાંચ પતિ થશે.” પછી બીજા જન્મમાં તે યજ્ઞકુંડમાંથી દ્રૌપદી રૂપે જન્મ પામી અને પાંડવોની પત્ની થઇ. વળી તેણે પુરુષોત્તમ માસનો અનાદર કર્યો હતો તેથી તેને દુઃશાસન તરફથી પીડા અને વનવાસ પ્રાપ્ત થયાં. આ પ્રમાણે શ્રીકૃષ્ણે યુધિષ્ઠિર આગળ વર્ણન કરીને તેને તેમણે પુરૂષોત્તમ વ્રતનો ઉપદેશ કર્યો. ( અ. ૬ થી. ૨૨ ). ત્યાર બાદ દઢધન્વા નામના રાજાની કથાનો આરંભ થાય છે. તે એક વખતે શિકારે ગયો હતો; ત્યાં તેણે એક શુકના મુખમાંથી એક શ્લોક સાંભળ્યો. તેથી તેને ચિંતા થવા લાગી. પરંતુ એટલામાં ત્યાં વાલ્મીકિ મુનિ આવે છે અને તેને જે ચિંતા થતી હતી તેનું કારણ સમજાવવાને માટે તેની આગળ તેના પૂર્વજન્મની કથા કહેવા લાગે છેઃ–તે રાજા પૂર્વજન્મમાં દ્રવિડ દેશમાં સુદેવ નામનો બ્રાહ્મણ હતો. તેણે પુત્રપ્રાપ્તિને માટે તપ કર્યું. પરંતુ તેના નસીબમાં પુત્ર નહિ હોવાથી તેને પુત્ર મળી શકે તેમ નહતું; છતાં ગરૂડની વિંનતિ ઉપરથી વિષ્ણુએ તેને એક પુત્ર આપ્યો. પરંતુ તે આપતી વખતે દેવે સુદેવને કહી રાખ્યું, કે આ છોકરો બારમે વર્ષે પાણીમાં ડુબીને મરી જશે. તે પ્રમાણે બાર વર્ષનો થતાં તે મરણ પામ્યો; એટલે તેનાં માબાપ ઘણું કલ્પાંત કરવા લાગ્યાં. તેથી શ્રીહરિએ તે પુત્રને જીવતો કરીને તેને દીર્ઘાયુ કર્યો, અને તેને તેની પૂર્વકથા કહી સંભળાવીઃ–પૂર્વે તે ધનુ નામનો એક ઋષિ હતો; તેણે પોતાને અમર પુત્રની પ્રાપ્તિ થાય તેવા આશયથી તપ કર્યું; પરંતુ તેને અમર તો નહિ, પણ સામે આવેલો પર્વત તેની તે સ્થિતિમાં રહે ત્યાં સુધી જીવે તેવો પુત્ર મળ્યો. પછીથી આગળ જતાં, તે છોકરાએ મહિષ નામના ઋષિના શાલિગ્રામને કુવામાં ફેંકી દીધો; તેથી તેમણે તેને શાપ આપ્યો, કે “ તું આજે જ મરી જઈશ ”. પરંતુ તે દિવસે તે મૃત્યુ પામ્યો નહીં ત્યારે તેમને વિચાર કરતાં કરતાં તેનું મૃત્યુ શી રીતે થાય એવું છે તે વાત જડી આવી. તેથી તેમણે અનેક પાડા ઉત્પન્ન કરીને તેમની મારફત તે પર્વતનો નાશ કરાવ્યો; એટલે તે મુનિપુત્ર તત્કાળ પંચત્વ પામ્યો. પછી ધનુઋષિએ પણ પુત્રના કલેવરની સાથે ચિતામાં પ્રવેશ કર્યો; આ પ્રમાણે પૂર્વજન્મની કથા કહીને શ્રીહરિએ તેને કહ્યું, કે આવતા જન્મમાં તું દૃઢધન્વા નામનો રાજા થઇશ, અને જયારે તને વિષ્ણુનું સ્મરણ થશે, ત્યારે આ પુત્ર તને શુકના રૂપમાં પોતાનું સ્મરણ આપશે અને તને વૈરાગ્ય થશે. (અ. ૧૩ થી ૧૯ ). પછી પુરુષોત્તમ માસનું વર્ણન કરવાથી તેને પુત્રપ્રાપ્તિ થઈ એમ જણાવ્યું અને ત્યાર બાદ વ્રતનાં આન્હિક, પૂજનવિધિ અને વ્રતના નિયમોનું વર્ણન અનુક્રમે ૨૦, ૨૧, અને ૨૨ મા અધ્યાયમાં કરવામાં આવ્યું છે. વળી ૨૩ અને ૨૪ માં અધ્યાયમાં, પુરુષોત્તમ માસમાં દેવને દીપદાન કરવાથી શું ફળ મળે છે, તે બતાવવાને માટે અગસ્તિ ઋષિએ ચિત્રબાહુ રાજાને તેનો જે પૂર્વવૃત્તાન્ત કહ્યો હતો તેનું વર્ણન આવે છે, અને તેમાં એવી હકીકત આવે છે, કે તે રાજા પૂર્વજન્મમાં ચમત્કારપુરમાં મણિગ્રીવ નામનો નાસ્તિક, દુષ્ટ અને જીવહિંસાપરાયણ શૂદ્ર હતો. પરંતુ તેણે એક વખતે ઉગ્રદેવ નામના બ્રાહ્મણની સેવા કરી; તેથી ઉગ્રદેવે તેને પુરુષોત્તમ માસમાં દીપદાન કરવાનું કહ્યું અને તે પ્રમાણે તેણે કર્યું. તેથી પછીના જન્મમાં તે ચિત્રબાહુ નામનો રાજા થઈને જન્મ્યો. આ પ્રમાણે કથા છે. (અ. ૨૩–૨૪) પચ્ચીસમા અધ્યાયમાં વાલ્મીકિ મુનિએ દૃઢધન્વા રાજાને ઉદ્યાપનવિધિ કહેલો, તેનું વર્ણન છે; અને ૨૬ મા અધ્યાયમાં વ્રત છોડતી વખતે કરવાના વિધિનું વિવેચન કરેલું છે. આ પ્રમાણે વાલ્મીકિ પાસેથી કથા સાંભળ્યા બાદ, દૃઢધન્વા રાજા પુત્રને રાજ્ય ઉપર બેસાડીને તપ કરવાને ગયો અને આગળ જતાં પત્ની સાથે હરિસન્નિધિમાં પહોંચી ગયો. ૨૭ મા અધ્યાયના અવશિષ્ટ ભાગમાં ચિત્રશર્મા નામના એક કૃપણ બ્રાહ્મણની કથા આવે છે. પરંતુ તે બ્રાહ્મણે કંઈ પણ પુણ્યનું કામ ન કરતાં ચોરી વિગેરે પાપો જ કરેલાં હોવાને લીધે, મૃત્યુ પછી તેને પ્રેતયોનિ, અને તે પછી કપિયોનિ પ્રાપ્ત થઈ હતી. છતાં એ સ્થિતિમાં તે પુરુષોત્તમ માસની વદી દશમના દિવસે, એક કુંડમાં પડીને પાંચમે દિવસે મૃત્યુ પામ્યો, તેથી એમને એમ જ વ્રતનું પાલન થઈ ગયું; અને તેને પરિણામે તે દિવ્ય દેહ ધારણ કરીને એક વિમાનમાં બેસી શ્રીહરિની સન્નિધિમાં પહોંચી ગયો. ઓગણત્રીસમા અધ્યાયમાં વ્રતના બધા દિવસોના આન્હિકનું વર્ણન કરેલું છે; અને ત્રીસમા અધ્યાયમાં પતિવ્રતાના ધર્મનું નિરૂપણ કરેલું છે. પરંતુ અધિકમાસ સાથે તેને વસ્તુતઃ કશો સંબંધ નથી. પછી સૌથી છેવટે એકત્રીસમા અધ્યાયમાં પુરુષોત્તમ માસનું મહાત્મ્ય સાંભળવાની ફલશ્રુતિ કહેલી છે.

**અધિરથઃ**––તે ચંપાની પડોશમાં રહેનારો એક સારથિ અને ધૃતરાષ્ટ્રનો મિત્ર હતો.( મહાભારત ૩, ૩૦૯, ૧૭૧૫૩). તેને રાધા નામની સ્ત્રી હતી, અને તે દંપતીએ કર્ણનું લાલનપાલન કર્યું હતું. આ અધિરથ અંગદેશનો રાજા હતો એમ પણ કહેવાય છે; કારણ કે કર્ણને જે અંગદેશનું રાજ્ય

મળ્યું, તે અધિરથના વારસ તરીકે જ મળ્યું હતું. અધિરથે કર્ણનું વસુષેણ નામ પાડીને હસ્તિનાપુરમાં દ્રોણાચાર્ય પાસે તેને અસ્ત્રવિદ્યા શીખવાને મોકલ્યો હતો (મ. ભા. ૩,૩૦૮). આ મહાવિખ્યાત કર્ણનાં રાધેય, સૂતપુત્ર અને સૂત વિગેરે બીજાં નામો પણ છે.

**અધેવાડઃ**—આ ગામ ભાવનગરની દક્ષિણે આશરે ત્રણ માઇલ ઉપર માલેશ્વર નદીના (કાઠિયાવાડમાં) ઉત્તર કિનારા ઉપર આવેલું છે; અને વસ્તી આશરે પાંચસો માણસની છે. અહીંના બાજદિયા હનુમાનનું દેવળ તથા ગુરૂચેલાની પાદુકાને લીધે આ સ્થળ ઘણા મહત્ત્વનું ગણાય છે. વળી આ સ્થાન સોમનાથની યાત્રાનું એક ક્ષેત્ર છે. આ ગામ ઠાકોર રામદાસજીએ પોતાના પુત્ર સાધુલજીને આપેલું હતું અને હજી પણ તે તેના વંશજોના તાબામાં છે.

**અનઃ**—લોઅર બર્મા. આ કયાકપા જીલ્લાનું ટાઉનશિપ (પરગણું) છે. એ ઉ. અ. ૧૯° ૧૬' થી ૨૦° ૪૦' અને પૂ. રે. ૯૩° ૪૫' થી ૯૪° ૨૬' ઉપર આવેલું છે. તેનું ક્ષેત્રફળ ૧૮૬૧ ચો. માઇલ છે; ઇ. સ. ૧૯૦૧ માં તેના તાબામાં ૩૫૩ નાનાં ગામડાં હતાં. અહીંની વસ્તી આસરે ૩૦ હજાર માણસોની છે અને આ ભાગમાં ઘણાં જંગલો છે. ઈ. સ. ૧૯૦૩-૪ માં અહીં ૩૯૦ ચો. માઇલમાં ખેતી કરવામાં આવી હતી. અન નદી કિનારે વસેલું છે. (ઇં. ગૅ. ૫.)

**અનકાપલ્લીઃ**—મદ્રાસ ઈલાકાના વિજાગાપટ્ટમ જીલ્લાનું નૈઋત્ય તરફનું પરગણું. તે ઉ. અ. ૧૭° ૨૯' થી ૧૭° ૫૫' અને પૂ. રે. ૮૨° ૫૭' થી ૮૩° ૧૫' ઉપર આવેલું છે. તેનું ક્ષેત્રફળ ૨૯૭ ચોરસ માઇલનું છે અને વસ્તી આસરે એક લાખ પાંસઠ હજાર માણસની છે. આ પરગણામાં અનકાપલ્લી ગામનો અને બીજાં ૧૪૩ ગામડાંનો સમાવેશ થાય છે. ઇ. સ. ૧૯૦૩-૪ માં અહીંનું કુલ ઉત્પન્ન ૧,૨૨,૦૦૦ રૂપિયાનું થયું હતું. આ પરગણાની ઉત્તર તરફનો પ્રદેશ ઘણો ફળદ્રુપ છે અને ત્યાં ડાંગર તથા શેરડી વિગેરે ફાયદાકારક પાક તૈયાર કરવામાં આવે છે. આ પરગણામાં માત્ર જમીનદારોની જમીન આવેલી છે, અને ગોડે, કુટુંબ, કાસીમકોટ, વિજયા નગરમ તથા ચિપુંરપલ્લીની જમીનદારી મળીને આ પરગણું બનેલું છે. કાસીમકોટ જમીનદારીમાં પૂર્વે ચિકેકોલ સરકારની ફોજદારી હતી અને ઈ. સ. ૧૭૯૪ થી ૧૮૦૨ સુધી તે એક જીલ્લાનું મુખ્ય સ્થળ હતું. પરંતુ ઇ. સ. ૧૮૦૨ પછી તેનો વિજયનગર જીલ્લામાં સમાવેશ કરવામાં આવ્યો છે. (ઇં. ગે. ૫.)

**અનકાપલ્લી ગામઃ**—આ, અનકાપલ્લી પરગણાનું મુખ્ય સ્થળ છે અને તે ઉ. અ. ૧૭° ૪૨' તથા પૂ. રે. ૮૩° ૨' ઉપર આવેલું છે. એ મોટું ગામ શારદા નદીના કિનારા ઉપર વિજગાપટ્ટણ ગામની પશ્ચિમે, ૨૦ માઇલ ઉપર આવેલું છે. વળી આ ભાગ ફળદ્રુપ હોવાથી અહીંથી ધાન્ય અને ગોળ મોટા પ્રમાણમાં બહાર ગામ મોકલવામાં આવે છે. અહીં ઈ. સ. ૧૯૨૧ માં ૨૯,૩૬૦ માણસની વસ્તી હતી. ઇ. સ. ૧૮૭૯ માં અહીં મ્યુનિસિપાલિટીની સ્થાપના થઈ હતી. તથા ઈ. સ. ૧૯૦૩-૪ માં ઉત્પન્ન ૨૫,૦૯૦ રૂપિયાનું અને ખરચ ૨૧૦૦૦ રૂપિયાનો થયો હતો. આ મોટું ગામ સધર્ન મરાઠા રેલ્વેની મદ્રાસ વાલ્ટેર લાઇન ઉપર એક સ્ટેશન છે. અહીં સરેરાશ વરસાદ ૩૪·૯૮ ઇંચ પડે છે. (આર્નોલ્ડ-ઇંડિયન ગાઈડ, ઇં. ગૅ. ૫.)

**ઍનૅકઝૅગોરસઃ**—આ આયોનીઅન તત્ત્વજ્ઞાન પંથના તત્ત્વવેત્તાનો જન્મ એશિયા માઇનારના કૅલઝોમૅની ગામને ઠેકાણે ઈ. સ. પૂર્વે ૫૦૦ ની લગભગ થયો હતો.

કલૅઝોમૅનીથી ઍનૅકઝગોરસ ઈ. પૂ. ૪૬૪ ની સુમારે એથેન્સ ગયો અને ત્યાં તેના જ્યોતિષશાસ્ત્ર અને ગણિતશાસ્ત્રની નિપુણતાને લીધે તથા તેની ઉમદા સંન્યસ્તવૃત્તિને કારણે તેનું ઘણું વજન પડયું. વળી ત્યાં પેરિકલીસની સોબતમાં પણ તેણે ઘણો સમય વ્યતીત કર્યો. અહીં નાટકકાર યુરીપીડીઝ તેનો મુખ્ય શિષ્ય થયો હતો. વળી તેણે એથેન્સના લોકોમાં તત્ત્વજ્ઞાન તથા શાસ્ત્રીય સંશોધનનો શોખ ઉત્પન્ન કર્યો હતો. આગળ જતાં પેલોપોનેશીયન લડાઈના પહેલાં પેરીકલીઝ ઉપર હુમલો થયો હતો અને ઍનૅકઝગોરસ ઉપર પણ અધર્માચરણનો આરોપ મૂકવામાં આવ્યો હતો. પરંતુ પેરિકલીઝના ભાષણથી તે નિર્દોષ ઠર્યો હતો, છતાં તેને એથેન્સ છોડીને જતા રહેવું પડયું હતું; તેથી તે સ્વદેશ (આયોનિયા) જઈને લૅમસૅકસમાં રહ્યો અને ત્યાં મોટી કીર્તિ સંપાદન કરીને ઈ. સ. પૂર્વે ૪૨૮ માં મરણ પામ્યો.

ઍનૅકઝૅગોરસના જ્યોતિષ, પ્રાણિશાસ્ત્ર, ભૌતિક ઘટના અને પરમાણુવાદ વિગેરે ઉપરનાં મંતવ્યો જાણીતાં છે.

એટલું તો સ્પષ્ટ જણાય છે, કે ઍનૅકઝૅગોરસે તત્ત્વજ્ઞાનના ઇતિહાસમાં તત્ત્વજ્ઞાન

વિષેના વિચારોને જુદું જ વલણ આપ્યું છે. વળી એના સમયમાં ગ્રીક વસાહતોને બદલે એથેન્સ શહેર તત્ત્વજ્ઞાનવિષયક વિચારોનું કેન્દ્રસ્થાન બન્યું, એ પણ એક મહત્ત્વની વાત છે. તેમ જ તેના પરમાણુવિષયક વિચારોથી અને યંત્રશાસ્ત્રવિષયક તત્ત્વોને જગતની રચનાના સંબંધમાં લાગુ પાડવાની પદ્ધતિથી ભૌતિકશાસ્ત્રના સુપ્રસિદ્ધ પરમાણુવાદનો પાયો નંખાયો છે. વળી તેણે વિશ્વની અંદરના ચમત્કારોનો ઉકેલ કે કાર્યકારણભાવ બુદ્ધિપ્રામાણ્યવાદના તત્વથી કર્યો છે. તેનો એ બુદ્ધિવાદ, આગળ જતાં એરિસ્ટોટલે ઉપાડી લીધો હતો તથા તે પછી નાના મોટા અનેક ટીકાકારોએ પણ તેને આગળ ચાલુ રાખ્યો હતો.

**ઍનૅકઝીમેંડરઃ**–ગ્રીક તત્વવેત્તાઓમાં ઍનૅકિઝમૅંડર અક્રમમાં બીજો હતો;અને તે ઈ. સ. પૂર્વે ૬૧૦ ની સાલમાં જન્મ્યો હતો. તેના પંથનું નામ આપણે " આયોનિયન તત્વજ્ઞાન પંથ " રાખીશું. તેને કેટલાક વિદ્વાનો થેલીસ નામના પ્રખ્યાત તત્વવેત્તાનો શિષ્ય અને કેટલાક તેને તેનો મિત્ર માને છે; પરંતુ તેનાં મંતવ્યો ઉપરથી તો તે થેલીસનો શિષ્ય હોય તેમ જરાય જણાતું નથી.

થેલીસની માફક તેણે પણ "વિવિધ ચમત્કારોની પાછળ રહેલા અમર્યાદ એકતત્વ"(સબસ્ટંસ કે સબસ્ટ્રૅટમ) શોધી કાઢવાનો પ્રયત્ન કર્યો હતો; પરંતુ તે વિચારો, થેલીસના વિચારોથી અત્યંત ભિન્ન હતા. થેલીસ " જલ " ને એક મૂળ તત્વ માનતો હતો; પરંતુ ઍનૅકેઝમૅંડરે તો જલ, પૃથ્વી અને અગ્નિમાંથી એકે મુળ તત્વ નથી,પરંતુ માત્ર એક જ સર્વવ્યાપી " અનંત " તત્વ છે એમ નકકી કર્યું હતું અને એ તત્વને તેણે " અનંત કે અગણિત " નામ આપ્યું હતું. તે કહેતો,કે 'જલ અને અગ્નિ વિગેરે નાશવંત હોવાથી તેમાંનું એકે તત્ત્વ મૂળ તત્વ હોઈ શકે નહિ. વળી પોતાના "અનંત"નું તેણે નીચે પ્રમાણે વર્ણન કર્યું છે. તે લખે છે, કે " તે અવિનાશી, અગમ્ય અને સ્વયંભૂ છે; અને તેનામાં ચાલકશક્તિ છે. વળી જે પ્રમાણે સુકાનથી વહાણની ગતિ ફેરવી શકાય છે,તે પ્રમાણે તે સંપૂર્ણ વિશ્વનો કારભાર ચલાવી શકે છે."

વિંડેલ્બાણ્ડ કહે છે, કે યુરોપખંડમાં ઈશ્વરવિષયક કલ્પના અનેકિઝમેંડરના " અનંત " ઉપરથી આવેલી હોવી જોઈએ.

વળી તે માનતો હતો, કે પૃથ્વી ગોળ છે અને વિશ્વની રચના પરત્વે પ્રાણીમાત્રની ઉત્પત્તિ વિષે પણ તેણે નીચે પ્રમાણે અનુમાન કાઢયું છે. તેનું કહેવું એમ છે, કે પ્રથમ તારા, પછી પૃથ્વી, ત્યારબાદ સમુદ્ર અને તે પછી પ્રાણીઓ નિર્માણ થયા. વળી જીવંત પ્રાણીઓમાં પ્રથમ મત્સ્ય ત્યાર બાદ નક્ર (મગર) અને સૌથી છેવટે મનુષ્ય પ્રાણીની રચના કરવામાં આવી છે. આ પ્રમાણે ઍનૅકિઝમેંડરના મંતવ્ય પ્રમાણેની પ્રાણીમાત્રની ઉત્પત્તિ સાથે ભગવાન વિષ્ણુના મત્સ્ય અને કૂર્મ વિગેરે દશાવતારનું અત્યંત સામ્ય છે, એ વાત બરાબર વિચાર કરવા યોગ્ય છે.

**અનનસઃ**—અનનસનું ઝાડ કેવડાના ઝાડ જેવું હોય છે. તેનાં પાન ત્રણ કે સાડાત્રણ ફુટ લાંબાં ને બે ઇંચ પહોળાં હોય છે. રંગમાં ભુરાશ પડતા લીલા હોય છે. કદાચ રંગબેરંગી પણ હોય. ઝાડનું થડ ઠીંગણું હોય છે. ને તેના ફળની રચના ધ્યાન દેવા જેવી અને સારી હોય છે. ફળ આવવા જેવડું ઝાડ મોટું થાય, ત્યારે તેમાંથી એક ફણગો સીધો ઉગી નીકળે છે. ને તે પર પુષ્કળ ફુલો આવે છે. પણ બીજાં ઝાડોના ફુલ પ્રમાણે આ દરેક ફુલમાંથી એકેક જુદાં જ ફળ ન નીકળતાં ઘણાં ફૂલો એકઠાં મળીને તેમાંથી એક જ ફળ પેદા થાય છે.

ગરમ પ્રદેશોમાં જ આ ઝાડો ઉગે છે. મૂળ બ્રાઝીલ દેશમાં આ ઝાડો પેદા થયાં હતાં. અમેરિકાખંડની શોધ લાગી, કે તરત જ આ ઝાડોનો આખી દુનિયાપર ફેલાવો થઈ ગયો; જેમાંથી ઉષ્ણુ કટિબંધના પ્રદેશમાં જ તે સારી રીતે ઉગી શકયાં. પાઈનશંકુ ને અનનસમાં અતિશય સામ્ય હોવાથી સ્પેનમાં અનનસ પીનસ ને નામે ઓળખાય છે. બ્રાઝીલમાં તે ' નનસ 'ને નામે ઓળખાય છે. તેમ આજકાલનાં બધાં નામો આ નામ પરથી જ પડ્યાં છે. હિંદમાં તે અનનસ, અનારસ, અનાશાપાઆમ, નાનસ અને અનસ, એટલાં નામથી ઓળખવામાં આવે છે. ફ્રેરેનસ્કુપાઈન, યુરોપિયન જૅક ફ્રુટ વિગેરે તેનાં અર્વાચીન અંગ્રેજી નામો પડયાં છે. યૂરોપ, એશિયા, અરબસ્તાન તથા મિસરની મૂળ જુની ભાષાઓમાં તેને માટે કાંઈ પણ ચોકસ નામ મળતું નથી. આ ઝાડ અર્વાચીન જ હોવાથી તેને માટે સંસ્કૃત સાહિત્યમાં પણ એકે ય નામ નથી.

ઇતિહાસઃ—ઓવિયેડો જણાવે છે, કે આ ઝાડ વેસ્ટ ઇંડિઝ તથા અમેરિકામાં ઉગે છે. ખ્રીસ્તાફેર એકોસ્ટા એ સન ૧૬૦૫ માં પોતાની નોંધપોથીમાં એમ લખી રાખેલું મળી આવે છે, કે હિંદમાં અનનસનો પાક વિપુલ છે. માર્કગ્રાહ અને હેરફન ડેઝેના લેખોપરથી જણાય છે, કે આ ઝાડ બ્રાઝીલ,

હાયાર્ટ અને મેક્સિકોમાં પણ છે. ૧૬, ૧૭ તથા ૧૮ મી સદીમાંના લગભગ બધા વનસ્પતિશાસ્ત્રીઓએ તેનાં વર્ણન સાથે ચિત્રો પણ આપ્યા છે. વળી બોઈમે તો એમ પણ જણાવ્યું છે, કે હિંદમાંથી જ આ ઝાડ ચીનમાં લઈ જવામાં આવ્યું હતું. એકોસ્ટા એમ માને છે, કે પોર્તુગીજ લોકો જ પ્રથમ આ ઝાડ હિંદમાં લઈ આવ્યા અને એક સૈકાની અંદર આખા દેશમાં એવા મોટા પ્રમાણમાં ફેલાઈ ગયું, કે તેના ફેલાવા પરથી રંફિઅસે તેને મૂળ આ દેશના ઝાડ તરીકે જ માની લીધું. હ્રીડ્સ આ વિચાર સાથે સહમત થયો છે. લીન્સ હોટન, પીરાર્ડ, બરનિયર અને હરબર્ટ જેવા પ્રાચીન પ્રવાસીઓએ એનો પ્રમુખ રીતે ઉલ્લેખ કર્યો છે.

જહાંગીરે પોતાના આત્મવૃત્તાન્તમાં લખ્યું છે, કે અનનસનું ઝાડ પરદેશથી અહીં આણવામાં આવ્યું હતું. બાબરે પણ આ દેશમાં ફળોનું વર્ણન આપ્યું છે; તેમાં આનું નામ જડતું નથી.

ફળોની ઉત્પત્તિઃ–ઉષ્ણ કટિબંધમાંના અનનસ કરતાં ઈંગ્લંડમાંના ઉષ્ણતાગૃહ-હૉટ હાઉસમાં પાકેલાં અનનસ સ્વાદમાં વધારે સારાં હોય છે, એમ કહેવાય છે. યૂરોપમાં આ ફળ સૌથી પહેલાં લંડનમાં સન ૧૬૫૦ માં પહેલી જ વાર પાક્યાં હોય, એમ દેખાય છે. ઇંગ્લંડમાં પાકેલું જ અનનસ ત્યાંના રાજા બીજા ચાર્લ્સને સન ૧૫૭૨ માં ભેટ ધરવામાં આવ્યું હતું. હાલના સંજોગોમાં વેપારનાં સાધનો ઘણાં જ વધી પડવાથી વેસ્ટ ઈંડિઝ મદિરા અને કેનરી બેટમાંથી સંખ્યાબંધ અનનસ યૂરોપ તથા અમેરિકામાં છુટથી મોકલવામાં આવે છે. આથી ઉષ્ણતાગૃહમાં તે પકવવાનું કામ પાછળ પડયું, તેમ તેની કીંમત પણ ઓછી થઈ. યુરોપમાં તથા અમેરિકાની આજુબાજુના ઉષ્ણ કટિબંધમાંના કેટલાક ભાગોમાં આ ફળની જુદી જુદી જાતોના પાક ઉતારવાના જુદી જુદી રીતે પુષ્કળ પ્રયોગો કરવામાં આવે છે. તે ઉપરથી આ ફળ તરફ હાલમાં પુષ્કળ ધ્યાન અપાતું લાગે છે. હિંદમાં આ ઝાડ વિપુલ છતાં વેપાર માટે તેનો પાક ઉતારવાની અને તેમાં સુધારો કરવાની ઔદ્યોગિક દૃષ્ટિએ હજી કોઇએ પ્રયાસ કર્યા નથી. માત્ર આમાં ધ્યાન દઈ કોઈ વેપાર કરે, તો તેને સારો ફાયદો થવા જેવો છે.

હવા અને ઉત્પત્તિસ્થાનઃ—સૌથી પહેલાં અનનસ પશ્ચિમ કીનારાપર રોપવામાં આવ્યાં હતાં. પણ પાછળથી ટુંક મુદતમાં જ એ પૂર્વ કીનારાપર પણ લઈ જવામાં આવ્યાં. પૂર્વ તથા ઉત્તર બંગાલ, આસામ અને બ્રહ્મદેશ, એ ભાગમાંની હવા તથા જમીન આને માટે ફાવે તેવી જ છે. હિંદના બીજા ભાગોમાં પણ અનનસનો પાક કોઇ કોઈ ઠેકાણે થાય છે. પરંતુ પશ્ચિમ ઘાટ તથા વિશેષે કરીને તેના દક્ષિણ છેડાપર તેનો વિપુલ પાક થાય છે. આસામ અને મુખ્યત્વે ખાશિઆની ટેકરીઓમાં ઘણા જ સ્વાદવાળા અનનસની વિપુલ પેદાસ થાય છે. તેનાસરીમમાં તો વળી તેનો એટલો બધો પાક ઉતરે છે, કે જુન અને જુલાઈ મહિનામાં તો એક રૂપીયે એક હોડી ભરી અનનસ મળી શકે છે, એમ ડા. હેલ્ફરે લખ્યું છે.

જાતિ અને પ્રચારઃ–હિંદના લેખકોએ અનનસની એક કે બે જાતિ જ જણાવી છે. પણ ફીરમિંગર જણાવે છે, સિલહટ્ટી અથવા કુમલા અનનસ આકારમાં નાનાં હોય છે. પણ તેની આંખો થોડી છતાં ઘણી મોટી હોય છે. ઢાકાના અનનસની આંખો સફેદ હોય છે. સિલોન, પેનાંગ અને ઇંગ્લંડમાંથી આવતાં અનનસોનું પણ તેણે વર્ણન કર્યું છે. છતાં હિંદમાંનાં અનનસોની જુદી જુદી જાતિઓ વિષે કોઈ ઠેકાણે એવાં વર્ણન મળતાં નથી.

**અનંગપાલઃ**— ( ૧ ) મહંમદ ગિઝનીએ જેનો અનેક વાર પરાભવ કર્યો, તે લાહોરનો રાજા. મહંમદે હિંદ ઉપર જ્યારે પ્રથમ સ્વારી કરી, ( ૧૦૦૧ માં ) ત્યારે આ અનંગપાલનો પિતા જયપાળ જ પ્રથમ તેની સામો થયો હતો. પરંતુ તે લડાઈમાં જયપાળની હાર થવાથી, ભારે ખંડણી આપીને, તેને પોતાનો છુટકારો મેળવવો પડયો. પરંતુ પાછળથી તેને આ નામોશી માટે અત્યંત શરમ લાગવાથી, તે અગ્નિની ચિતામાં પ્રવેશ કરીને બળી મુઓ હતો. ત્યારબાદ, તેના પુત્ર અનંગપાલે કેટલાક વખત સુધી તો મહંમદની સાથે મિત્રતાનો સંબંધ ચાલુ રાખ્યો અને છાનામાના દરવર્ષે મહંમદને ખંડણી મોકલાવ્યા કરી; પરંતુ આગળ જતાં મહંમદના મુલતાનના સુબેદાર અબદુલ ફત્તે લોદીને, તેણે પોતાના પક્ષમાં લઈ લેવાથી, તે સરદાર મહંમદની અવગણના કરવા લાગ્યો. તેથી મહંમદે ઈ. સ. ૧૦૦૫ માં પંજાબ ઉપર સ્વારી કરી અને અનંગપાલને કાશ્મીર તરફ નાસી જવું પડયું. પરંતુ મહંમદના પાછા ગયા પછી અનંગપાલે ઉજ્જન, ગ્વાલિયર, કનોજ, દિલ્હી અને અજમેર વિગેરેના રાજાઓને પોતાની મદદે બોલાવીને મહંમદને હિંદમાંથી હંમેશને માટે હાંકી કાઢવાની ભારે તૈયારી કરી; અને પેશાવરના મેદાનમાં ૪૦ દિવસ સુધી, બન્ને તરફનાં સૈન્ય એક તરફ જોતાં તટસ્થ ઉભાં રહ્યાં; તો પણ પછીથી. હિંદુઓએ

મુસલમાનો ઉપર જબરો હલ્લો કરી તેમને જેર કર્યા; અને હિંદુઓનો જ વિજય થશે એ વાત નક્કી જેવી થઇ. છતાં એટલામાં હિંદુઓનું નશીબ ફરી ગયું અને વિજયશ્રી વિદાય થઈ ગઈ. કારણ કે, અનંગપાલના હાથીને તીર વાગવાથી તે ઘાયલ થયો અને રણક્ષેત્રમાંથી નાઠો; એટલે હિંદુ સિપાઇઓની ધીરજ ખુટી ગઈ અને તે પણ પાછા હઠવા લાગ્યા. પરિણામે હિંદુઓના કમનસીબથી તેમની સંપૂર્ણ હાર થઇ. પછી ઇ. સ. ૧૦૨૯ માં મહંમદે લાહોર પ્રાંત ખાલસા કર્યો. આ અનંગપાલ ક્યારે પંચત્વ પામ્યો, તેનો નિર્ણય હજી થયો નથીઃ કારણ કે એક સ્થળે તેના મૃત્યુનો ઉલ્લેખ ઈ. સ. ૧૦૧૩ ની લગભગનો છે, તો બીજા એક ઠેકાણે મહંમદે જ્યારે લાહોર પ્રાંત ખાલસા કર્યો, ત્યારે એટલે ઈ. સ. ૧૦૨૧ થી ૧૦૨૩ માં તે જીવંત હતો એમ જણાવેલું છે.

આ અનંગલપાલનો કેટલેક ઠેકાણે ‘ આનંદ-પાળ’ ના નામથી ઉલ્લેખ કરેલો પણ જોવામાં આવે છે; અને આ બીજું નામ યથાર્થ લાગે છે. વળી, લલ્લી-એ સ્થાપન કરેલા કાબુલના બ્રાહ્મણી રાજ્યના વંશ-માં ( ઇ. સ. ૮૮૦—૧૦૨૧ ના સમયમાં ) જયપાળ પછી અનંગપાલ અને ત્યારબાદ ત્રિલોચનપાળ એમ ત્રણ રાજા થઈ ગયા; અને ઈ. સ ૧૦૨૧ માં મહં-મદે તે વંશનો અંત આણ્યો, એવો ઉલ્લેખ જોવામાં આવે છે. તેમ જ આ રાજાઓનો સમય પણ ઉપ-ર્યુક્ત જયપાલ અને અનંગપાલના સમયને મળતો જ છે. ( મધ્યયુગ ભારત ભાગ બીજો પ્ર. ૧૧ મું ) માટે અનંગપાલ અથવા આનંદપાળ કાબુલના બ્રાહ્મણી વંશનો જ હોવો જોઇએ એ સ્પષ્ટ છે.

( ૨ ) દિલ્હીના તુંવાર વંશનો અનંગપાલ નામનો રાજા તુંવાર કે તૌમાર વંશનો સંસ્થા-પક હતો અને તેનો રાજ્યાભિષેક ઈ. સ. ૧૩૯ માં થયો હતો. તેણે પ્રથમ, દિલ્લીમાં ગાદી સ્થાપી હતી, પરંતુ પાછળથી તેના વંશજે રાજ્યગાદી દિલ્લીથી ખસેડીને કનોજ લઈ ગયા હતા. વળી રાઠોડોના મૂળપુરુષ ચંદ્રદેવે તેતને ત્યાંથી હાંકી મુકવાથી બીજા અનંગપાળે દિલ્લી આવીને ત્યાં પોતાની રાજધાની કરી હતી. અનંગપાળની દિલ્લીમાં રાજ્ય કર્યાની તારીખ ત્યાંના પ્રખ્યાત લોહસ્તંભ ઉપર “ સંવત દિહલી ૧૧૦૯ અનંગપાળ બહી ” એવા અક્ષરોમાં આપેલી છે. આ ઉપરથી ઈ. સ. ૧૦૫૨ માં, અનંગપાળ દિલ્હીમાં રાજ્ય કરતો હતો એ વાત સ્પષ્ટ થાય છે. વળી, ત્યાર પછીના સૈકામાં તુંવાર વંશના છેલ્લા રાજા, ત્રીજા અનંગપાળ પાસેથી અજમેરના વિશાળદેવ ચહુઆણે દિલ્હી જીતી લીધું; અને તેને બીજું નાનું રાજ્ય આપીને પોતાનો ખંડિયો રાજા બનાવ્યો. ત્યારબાદ ચહુ-આણ અને તુંવાર વચ્ચે શરીરસંબંધ થયો તેને પરિણામે પૃથ્વીરાજનો જન્મ થયો અને તે આગ-ળ જતાં દિલ્હીનો અધિપતિ થયો.

**અનંગભીમઃ**—તે કલિંગ દેશનો રાજા હતો અને તેનુ બીજું નામ લાડદેવ હતું. વળી શકે ૧૦૯૪ માં તેણે જગન્નાથનું દેવળ બંધાવ્યું હતું. તે વિષે એક લેખ તે દેવળના એક પત્થરના થાંભલા ઉપર કોતરેલો છે. અનંગરંગ નામક ગ્રંથના લેખક કલ્યાણમલ્લને, તેણે આશ્રય આપ્યો હતો.

**અનંગહર્ષ માત્રરાતઃ**—તે નરેંદ્રવર્ધનનો પુત્ર હતો અને તેણે ‘ તાપસવત્સરાજચરિત્ર ’ નામનું નાટક લખ્યું છે. આનંદવર્ધન અને તેના ટીકાકાર અભિનવગુપ્તના ગ્રંથમાં આ નાટકના નામનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે.

આનંદવર્ધનનો સમય નવમા સૈકાના ઉત્ત-રાર્ધનો હોવાથી અનંગહર્ષ તેના પહેલાં થઈ ગએલો હોવો જોઇએ. વળી તેણે “ રત્નાવલી ” નો આધાર લીધેલો હોવાથી તેનું નાટક ૭ મા અને ૯ મા શતકની વચ્ચે રચાએલું હોવું જોઈએ.

તાપસ વત્સરાજચરિત્રમાંનું કથાનક ભાસના સ્વપ્નવાસવદત્તાના જેવું જ છે. પરંતુ આમાં નીચે જણાવ્યા મુજબ, કેટલીક નવીન હકીકત દૃગ્ગોચર થાય છે.

વાસવદત્તાના મૃત્યુ પછી, ઉદયન તપસ્વી બને છે. તેમ જ યૌગંધરાયણ, પદ્માવતીના હાથમાં ઉદયનની છબી મુકે છે, એટલે તેના ઉપર આસક્ત થએલી પદ્માવતી પણ તપસ્વિની થાય છે. વળી આ નાટકમાં વાસવદત્તા અને ઉદયન વચ્ચેનું સંભાષણ જોવામાં આવતું નથી અને બન્ને મરણોત્સુક થઈ છેવટે પ્રયાગ આગળ તેઓ એક બીજાને મળે છે; તે પછી પરસ્પર નિવેદન થાય છે અને રૂમણ્વ-તના મૃત્યુની તેમને ખબર પડે છે.

**અનંતઃ**—(૧)પરમેશ્વરનું નામ. (૨) એક કદ્રુ પુત્ર એટલે સર્પ. (૩) કેટલીક વખત શેષને પણ આ નામથી ઓળખવામાં આવે છે (૪) અનંત ચતુ-ર્દશીના દિવસે પુજા કરીને, હાથે બાંધવાનો ચૌદ ગાંઠનો રેશમી દોરો. તેના જેવો જ બીજો અનંતી નામનો દોરો સ્ત્રીઓના ડાબા હાથની કોણી ઉપરના ભાગ ઉપર બાંધવામાં આવે છે.

**અનંત વ્રતઃ**—હિંદનાં મુખ્ય વ્રતોમાં, અનંત વ્રત પણ આવી જાય છે અને તેનું પાલન દર વર્ષે ભાદ્રપદ માસની સુદ ૧૪ ના દિવસે કરવાનું હોય છે.



( ૪૫ ) શાહજહાન



( ૪૬ ) મુમતાજ



( ૪૭ શાહજહાંએ કરેલું મયૂરાસન



( ૪૮ ) ઔરંગઝેબ



( ૪૯ ) નાદિરશાહ
ઇરાનના બાદશાહે ૧૭૩૯ માં દિલ્લી પર ચઢાઈ કરી



( ૫૦ ) શાહ અલમ



( ૫૧ ) સુલતાન સિકંદર આદિલશાહ



( ૫૨ ) ઇબ્રાહીમ જગદ્ગુરુ



( ૫૩ ) અલ્લી આદિલશાહ


( ૫૪ ) મોટા ઇબ્રાહીમ આદિલશાહ


( ૫૫ ) ઈસ્માયલ આદિલશાહ


( ૫૬ ) અફઝૂલખાન


( ૫૭ ) અ-સુલતાન મહુંમદ ગોંવલકોંડેકર

વળી દરેક કુટુંબમાં આ વ્રત કરવામાં આવતું નથી; તો પણ જો કોઈ માણસ તે કુટુંબના માણસને તે વ્રત કરવાને કહે, અથવા કોઈ સ્થળેથી સ્વાભાવિક રીતે જ અનંત દોરો મળી આવે, તો તેણે તે વ્રત વંશપરંપરાથી ચાલતા આવેલા વ્રતની માફક જ કરવું પડે છે. અનંત શેષશાઈ નારાયણનું અગમ્ય સ્વરૂપ છે અને તેની કલ્પના સર્પના રૂપમાં દર્શાવવામાં આવે છે.

આ અનંતવ્રતમાં પૂજાને માટે અનંતશેષની પ્રતિમા દર્ભની કરવી પડે છે; અને તેમાં ચૌદ પ્રકારનાં ફળ તથા પુષ્પોની જરૂર પડે છે. તેમ નૈવેદ્યમાં ચૌદ જાતનાં પકવાન્ન બનાવવાં પડે છે. ભાદ્રપદની સુદ ચૌદશના દિવસે યજમાને આખો દિવસ પવિત્ર રહીને અને ઉપવાસ કરીને સાંજે પોતાની પત્નીની સાથે અનંતની પૂજા કરવાની હોય છે અને તે વખતે પ્રસાદ તરીકે ભોજનને માટે પોતાની શક્તિ પ્રમાણે પોતાનાં સગાંવહાલાંને નિમંત્રવાની પ્રથા પણ પ્રચલિત છે.

ઉપર જણાવ્યા મુજબ અનંતની મૂર્તિની સાથે જ બજારમાંથી રેશમનો અને જરીનો, સર્પની આકૃતિનો અનંત દોરો ખરીદીને તેની પૂજા પણ કરવાની હોય છે; અને આ પૂજા થયા બાદ દોરો પછીનું આખું વર્ષ, અથવા તો નિયત કરેલા સમય સુધી હાથે બાંધી રાખવો પડે છે. વળી આ અનંતવ્રતનું પાલન કરવાથી નાશ પામેલાં ઐશ્વર્ય, સંપત્તિ કે રાજ્ય પુનઃ પ્રાપ્ત થાય છે, એમ માનવામાં આવે છે.

પાંડવો જ્યારે બાર વર્ષના વનવાસનું દુઃખ ભોગવી રહ્યા હતા, ત્યારે તેમણે એક વખતે પોતાનું નાશ પામેલું ઐશ્વર્ય પુનઃ શી રીતે પ્રાપ્ત થાય તે વિષે શ્રી કૃષ્ણને ઉપાય બતાવવાને વિનંતિ કરી; ત્યારે તેમણે પાંડવોને અનંત વ્રત કરવાનું કહ્યું અને એ વ્રતનો પ્રભાવ બતાવનારી એક કથા પણ તેમને કહી સંભળાવી.

કૃતયુગના સમયમાં, સુમંતુ નામના એક વસિષ્ઠ ગોત્રના બ્રાહ્મણે ભૃગુ ઋષિની દીક્ષા નામની કન્યા સાથે લગ્ન કર્યું. પછી દીક્ષાથી તેને સુશીલા નામની એક પવિત્ર અને ઉદાર સ્વભાવની પુત્રી થઈ. ત્યારબાદ સમય જતાં આ દીક્ષા મરણ પામવાથી સુમંતુએ કર્કશા નામની એક ઘણી દુષ્ટ અને કજીયાખોર સ્ત્રી સાથે લગ્ન કર્યાં. આગળ જતાં સુશીલા ઉપવર થવાથી તેનાં લગ્નને માટે તેના પિતાને ચિંતા થવા લાગી. એટલામાં કૌંડિન્ય નામના ઋષિ સુમંતુના ઘેર આવ્યા. પછી સુમંતુને લાગ્યું, કે સુશીલા માટે આ યોગ્ય વર છે, તેથી સુશીલાની સમ્મતિ લઇને તેની સાથે સુશીલાનાં લગ્ન કરવાનો નિશ્ચય કરવામાં આવ્યો. ત્યારબાદ લગ્ન સમારંભ સારી રીતે પાર પડયો. અને વધૂવરે સુમંતુના ઘેર બે માસ સુધી નિવાસ કર્યા પછી જ્યારે વરકન્યાની વિદાયનો સમય આવ્યો, ત્યારે તેમના વિયોગથી અને પોતાની સ્ત્રીના કજીયાખોર સ્વભાવથી સુમંતુને ઘણું દુઃખ થયું. પરંતુ કૌંડિન્યે બે તપસ્વીઓથી વધારે સમય સુધી એકત્ર ન રહેવાય, એમ કહી તેનું સાંત્વન કર્યું અને તેર દિવસ સુધી વધારે મુકામ રાખ્યો.

પછી ચૌદમે દિવસે, જમાઇને વિદાય દેવાની હોવાથી પોતાની કર્કશા સ્ત્રીને મિષ્ટાન્ન તૈયાર કરવા તેણે કહ્યું; પરંતુ તે દુષ્ટ સ્ત્રીએ ઘર બંધ કરી દીધું, એટલે કૌંડિન્ય અને સુશીલા સુમંતુની રજા લઈ રથમાં બેસીને પોતાના ગૃહ તરફ વિદાય થયાં. માર્ગમાં નદી કિનારે કેટલીક સધવા સ્ત્રીઓ સુંદર અલંકાર ધારણ કરીને અનંત ચતુર્દશીનું વ્રત કરતી હતી તે જોઇ સુશીલાએ પણ તે વ્રતમાં ભાગ લીધો. ત્યાર બાદ કૌંડિન્ય ઋષિએ પણ પોતાનું નિત્યકર્મ પૂરું કરી દીધું અને બન્નેએ રથમાં બેસીને આગળ પ્રયાણ શરૂ કર્યું. છેવટે તેઓ અમરાવતી પહોંચ્યાં. અને ત્યાંના નાગરિકોએ તેમનો સારી રીતે સત્કાર કરીને કૌંડિન્ય ઋષિને પોતાના રાજા બનાવ્યા. આ પ્રમાણે અનંતવ્રતનો પ્રભાવ તેમને સત્વર જ માલમ પડયો.

ત્યાર બાદ એક દિવસે સુશીલાને હાથે બાંધેલો દોરો જોઇને કૌંડિન્ય ઋષિને જિજ્ઞાસા ઉત્પન્ન થઈ, એટલે સુશીલાએ તેમને તે વિષે બધી હકીકત કહી. પરંતુ ઋષિએ તેનું કહેવું ખરૂં માન્યું નહિ તેમણે ધાર્યું, કે એ દોરો કંઈ જાદુનો કે જંતરમંતરનો હશે; તેથી તેમણે આવેશમાં આવી જઇને તે અનંતદોરો તોડી નાખ્યો. સુશીલાએ ઘણા કાલાવાલા કર્યાં, પરંતુ તે તરફ ધ્યાન ન આપતાં, તે તેમણે અગ્નિની અંદર નાખી દીધો; તેથી સુશીલાને ઘણું જ ખોટું લાગ્યું અને અગ્નિમાંથી દોરો એકદમ બહાર કાઢીને તેણે તેનું પૂજન કર્યું.

કૌંડિન્યના આવા પ્રકારના વર્તનથી, તેમના ઉપર દારિદ્ર્ય આવ્યું અને પોતાનું રાજ્ય અને સંપત્તિ વિગેરે સર્વસ્વ તે ગુમાવી બેઠા. તેથી ઋષિને પાછળથી પોતાની મુર્ખાઇને માટે પશ્ચાતાપ થવા

લાગ્યો અને પોતાને લક્ષ્મી નારાયણનાં દર્શન ન થાય ત્યાં સુધી અન્નજળ ન લેવાનો તેમણે નિશ્ચય કર્યો. પછી આખરે તે દંપતીએ અનંતની શોધ કરાવી તેમનું પૂજન કર્યું. એટલે તેમને પહેલાંનો સર્વ વૈભવ પુનઃ પ્રાપ્ત થયો. આ પ્રમાણે અનંત વ્રતની કથા છે.

**અનંતઃ**—(૧) તેણે કાત્યાયન શ્રૌત સુત્ર ઉપર ટીકા લખી છે. તદુપરાંત તેણે 'પ્રતિજ્ઞા પરિશિષ્ટ ભાષ્ય' નામનો ગ્રંથ પણ લખ્યો છે અને તેના ગ્રંથમાંથી દેવભદ્ર અને યાજ્ઞિકદેવે કેટલાંક અવતરણ લીધાં છે. અનંતે પણ વસુદેવ, કર્ક, પિતૃભૂતિ, યશોગામિન્ અને ભર્તૃયજ્ઞના ગ્રંથોમાંથી કેટલાંક અવતરણો લીધાં છે. (ઑફ્રેકટ–કૅટ કૅટ. પીટરસન-રિપોર્ટ ૪).

(૨) અનંતના પિતાનું નામ હરિ હતું અને તેણે શકે ૧૪૪૭ ને સુમારે અનંતસુધારસ નામનો પંચાંગ ગણિત ઉપર એક ગ્રંથ રચ્યો છે. તે ગ્રંથ સૂર્યસિદ્ધાન્તને અનુસરીને લખાએલો છે. વળી મુહૂર્તમાર્તંડકાર નારાયણના પિતા તે આ અનંત હોય, તો તે સંભવિત છે, પરંતુ તે માટે હજી સંશય છે. (શં. બા. દીક્ષિત–ભારતીય જ્યોતિઃ શાસ્ત્ર).

(૩) શકે ૧૨૭૯ માં મહાદેવે રચેલા કામધેનુ નામક ગ્રંથ ઉપર અનંતે ટીકા લખી છે. વળી તેણે જાતકપદ્ધતિ નામક એક જાતકગ્રંથ પણ લખ્યો છે. આ અનંત, ગાર્ગ્ય ગોત્રનો હતો અને તે મૂળ વિદર્ભ દેશમાં ધર્મપુરીનો રહીશ હતો. પરંતુ પાછળથી તે રહેવાને માટે કાશી આવ્યો હતો. આ અનંતનો પિતા ચિંતામણિ પ્રખર વિદ્વાન અને જ્યોતિષી પણ હતો. તેના પુત્રનું નામ નીલકંઠ હતું; અને તેણે તોડરાનંદ નામક એક ગ્રંથ લખ્યો છે, વળી તેણે તાજિક નામની, જ્યોતિષ શાસ્ત્રની એક શાખા ઉપર પણ એક ગ્રંથ રચ્યો છે અને તેના લેખકના નામ ઉપરથી તેનું નામ તાજિક નીલકંઠી પાડવામાં આવ્યું છે. આ નીલકંઠના પુત્રનું નામ ગોવિંદ હતું અને તેને જહાંગીર બાદશાહના દરબારમાં સારૂં માન હતું. તેનું મૂળ વતન વિદર્ભદેશમાં આવેલા ધર્મપુરમાં હતું. આ ધર્મપુરનો કેટલીક વાર માતૃપુર નામથી ઉલ્લેખ કરેલો પણ જોવામાં આવે છે. તેણે મુહૂર્તચિંતામણિ ઉપર પીયૂષધારા નામની ટીકા લખી હતી; અને તાજિક નીલકંઠી ઉપરને રખાલા નામની ટીકા ઉપર પણ ગોવિંદનું નામ છે.

અનંતની વંશાવળી.

ચિંતામણિ( ગાર્ગ્ય ગોત્રનો )
|
અનંત ( પત્ની પદ્મા )
|
નીલકંઠ (પત્ની ચંદ્રિકા) શકે ૧૫૦૯ — રામ શકે ૧૫૧૨–૨૨
|
ગોવિંદ ( પત્ની ગોમતી ) અ. શ. ૧૪૫૧
|
માધવ શ. ૧૫૫૫

(શં. બા દીક્ષિત–ભારતીય જ્યોતિઃશાસ્ત્ર )

(૪)–જયરામ સ્વામી વડગાવકરના બે શિષ્યો એક અનંત, અને બીજા ગોપાળ, જેમનું અવસાન શકે ૧૬૧૨ માં થયું. બન્નેના ભેગા પ્રયાસથી કેટલાંક કાવ્યો થયાં છે. બીજા એક અનંત ( ભટ ) સમર્થ-શિષ્ય સતારા પ્રાંતના મેથવડ ગામમાં હતા (૧૫૮૦–૧૬૪૫). ત્રીજો રંગનાથસ્વામીના શિષ્ય માંના પણ કોઈ હોય એમ લાગે છે. ગ્રંથ–બ્રહ્મસ્તુતિ, માધવગુણ, દ્રૌપદી–સ્વયંવર, રુકિમણી–સ્વયંવર, ગરૂડગર્વપરિહાર, રૂદ્રયામલ. ( સં. ક. કા. સૂ. )

( ૫ )–ગુરૂ સમર્થ. ગ્રંથ—રામચરિત્ર, બભ્રુવાહનખ્યાન, સુધન્વાખ્યાન, સુલોચનાખ્યાન, સીતા સ્વયંવર, ગોપી ગીત, રામદાસ સ્તુતિ, સુલોચનાગહિંવર લવકુશાખ્યાન, શ્રિયાળ ચરિત્ર, સિંહધ્વજાખ્યાન, ગરૂડગર્વપરિહાર, ગજગૌરીવ્રત, અહલ્યોદ્ધાર, અહિમહિઅખ્યાન ( સં. ક. કા. સૂ. )

(૬)–ગુરૂ રંગનાથ. ગ્રંથ–પદો (સં. ક. કા. સૂ)

(૭)–ગ્રંથ-ગરૂડાખ્યાન, નિવાર્ણષટક, પાળણાં, ભુપાળીઓ, લવકુશાખ્યાન, ચક્રવ્યૂહ (સં.ક.કા.સુ.)

૮–મંડનનાપુત્ર અનંતે "કામસમૂહ" નામનો ગ્રંથ લખ્યો.

( ૯ )–અંતુ સોની, ગ્રંથ-કોલ્હાટ ખેલ ( સં. ક કા. સુ. )

**અનંતત્વઃ—શબ્દાર્થ. આ સવાલ ઘણો કઠણ અને માથાકુટીઓ છે. અનંતત્વ શબ્દ બે અર્થે વપરાય છે. પ્રથમ અંતરહિત સ્થિતિ અને બીજો સંપૂર્ણતા અથવા અવ્યંગતા. પહેલા અર્થનો દાખલો મૂળ અંકની માલિકા. દાખલા તરીકે ૧, ૨, ૩,........આ પ્રમાણે એક પછી એક આંકડા**

લખે જઈએ તો તેનો અંતજ આવતો નથી. આમ ગમે તેટલી મોટી સંખ્યા લખીએ તો પણ તેમાં ફાવે તેટલા આંકડા ઉમેરી શકાય છે. માટે આ સંખ્યાક્રમ પ્રથમ અર્થમાં અનંત છે. એક વર્તુળનું પરિઘ એ આ શબ્દના બીજા અર્થ અનુસાર અનંત એટલે સંપૂર્ણ છે એમ કહેવાય. આમ અંનત શબ્દના બન્ને અર્થ એકજ જાતના નથી એટલું જ નહિ પણ કેટલેક અંશે એક બીજાથી વિરૂદ્ધ છે. આથી આ બન્નેમાં ઘોટાળો થવાનો સંભવ છે. એ વાત આગળ આવતા ગણિતના ઉદાહરણથી સિદ્ધ થશે. $1\frac{૧}{૨}$, $\frac{૨}{૩}$, $\frac{૩}{૪}$,... આ સંખ્યાક્રમ અનંત એટલે અંતરહિત છે. આ ઠેકાણે દરેક સંખ્યા $\frac{ન-}{ન}$ ના જેવી છે. 'ન'ની કીંમત દરેક વખત બમણી થાય છે. આ ઠેકાણે 'ન'ની કીંમત ગમે તેટલી મોટી હોય તો પણ તેની બમણી કરવી સદાએ શકય છે. આ જગ્યાએ 'ન'ની કિંમત જ્યારે ઘણી જ મોટી થાય ત્યારે $\frac{ન-}{ન}$ ની કિમંત ૨ ના કરતાં ઘણી જ થોડી ઓછી હોય છે. એટલે કે આ સંખ્યાક્રમની આખરની કિંમત ૨ ની વધારે ને વધારે પાસે આવતી જાય છે. બીજી રીતે કહીએ તો જ્યારે "ન" ની કિંમત અનંત થાય ત્યારે ઉપલી સંખ્યાની કિંમત ૨ થઈ જાય છે. આમ આ સંખ્યાક્રમ અનંતસુધી વધારતા જઈએ તો તે સંપૂર્ણ થાય છે. આ જ અર્થ ઝેનોએ સુચવેલા એક બીજા કોયડાથી સ્પષ્ટ થાય છે.એકાદ પદાર્થ (અ-ડ-ક-બ) અ થી બ તરફ જતો હોય એમ માનીએ તો પ્રથમ તે અ થી ક સુધીનું અર્ધું અંતર પતાવશે અને અક થી પણ અર્ધું અડ અંતર તેના પણ પહેલાં વટાવે એ નિર્વિવાદ છે. આવી કલ્પના અનંત વાર કરી શકાય; એટલે આ ઉદાહરણમાં અબ અંતરનો પ્રવાસ કરતાં અનંત સંખ્યાક્રમ પૂરો થાય છે એમ કહી શકાય. આવા દાખલાઓમાં અંતરહિતતા અને સંપૂર્ણતા એ બે પરસ્પર વિરોધી વાતો એક જ સ્થળે સંભવિત હોય એમ દેખાય છે.

પારમાર્થિક વિષયનો દાખલો લઇને પણ આજ અર્થ સમજાવી શકાય છે. કાળદૃષ્ટયા અસ્તિત્વ અને કાર્યકર્તૃત્વ આ બાબતોમાં ઇશ્વર અનંત છે, એટલે કે તેનું અસ્તિત્વ અને કાર્યકર્તૃત્વ મર્યાદારહિત છે. માટે જ ઇશ્વરને અનંત અને સર્વ શકિતમાન એ વિશેષણો લગાડવામાં આવે છે. વળી બીજા અર્થમાં આપણે ઇશ્વર શાણો અને સારો એટલે કે તેના શાણપણની કે સૌજન્યની મર્યાદા નથી, અર્થાત્ તે સંપૂર્ણ રીતે શાણો અને સારો છે, એમ કહીએ છીએ. ઈશ્વર અમાપ શાણો છે. એટલે અમુક બાબતોમાં તે જેટલો શાણો જણાય છે, તેના કરતાં પણ અધિક શાણો છે એવો તુલનાત્મક અર્થ દર્શાવવાનો બોલનારનો ઉદ્દેશ હોતો નથી. અર્થાત્ કાળદૃષ્ટયા ઈશ્વરનું અનંતત્વ અને જ્ઞાનદૃષ્ટયા સંપૂર્ણત્વ એકી સાથે સંભવે છે.

જેની સંખ્યા દઈ શકીએ,તેની જ અનંતત્વની કલ્પના આપી શકાય એ સહજ સમજાય છે. પરંતુ સૌજન્ય, શાણપણ, સૌંદર્ય જેવા કેવળ ગુણવાચક શબ્દોને આ વિશેષણ લગાડી શકાય નહિ. આવા પ્રસંગે અનંતત્વનો અર્થ સંપૂર્ણતા, અવ્યંગતા એવો જ કરવો જોઇએ. પરંતુ "અનંતકલ્યાણ" જેવા શબ્દોમાં "અનંત" શબ્દનો પૂર્ણતાદર્શક અર્થ કરવાની રૂઢિ છે. આમ "અનંત" શબ્દનો મૂળ અર્થ "અંતરહિત" હોઈ તે જ શબ્દ પૂર્ણતાદર્શક અર્થમાં વપરાય છે. માટે આ બન્નેનો વિચાર કરવો યોગ્ય ગણાય.

અનંત શબ્દની કલ્પનાનો ઇતિહાસઃ—અનંતત્વની કલ્પનાનું મૂળ પશ્ચિમના દેશોમાં સર્વ વિશ્વ એ એક અમર્યાદ દ્રવ્યનું બનેલું છે, એવી પ્રાચીન ગ્રીક લોકોની કલ્પનામાંથી આવેલું હોય એમ જણાય છે. વસ્તુતઃ આ કલ્પના "અનંતત્વ" ની નહિ પરંતુ "અમર્યાદત્વ" ની જ દ્યોતક છે; પરંતુ "અમર્યાદત્વ" ની કલ્પનામાંથી અનંતત્વની કલ્પના ઉદ્ભવે એ સહજ છે; વળી પાયથાગોરિયન ગ્રીક વિચાર શૈલીમાં પણ આવું સ્પષ્ટ દેખાય છે. ત્યાર બાદ "એલિઅટિક્" વિચાર પદ્ધતિમાં અનંતત્વની આ કલ્પનાનો પુષ્કળ વિકાસ થયેલો માલમ પડે છે. આ પંથ પરમાણુવાદી હોઇ તેમની કલ્પના એવી છે કે આ અંતરાલ અનંત છે, અને તેમાં અનંત સંખ્યામાં પરમાણુઓ સંચાર કરી રહ્યાં છે. પરંતુ ગ્રીક વિચાર શૈલીપર જ્યારે સાક્રેટીસ અને તેના પંથનું સંપૂર્ણ સામ્રાજ્ય પ્રસરી રહ્યું હતું ત્યારે આ અંતરહિતત્વની કલ્પનાનું જોર કમી થઈ પૂર્ણત્વની કલ્પનાનું જોર જામ્યું હોય એમ દેખાય છે.

ટુંકાણમાં, યુરેપીય વિચારમાં અંતર્હિતત્વ અને પૂર્ણત્વ આ બે કલ્પનાનો પ્રાદુર્ભાવ ઉપર પ્રમાણે થયો. પરંતુ આ બન્ને કલ્પનાનો મેળાપ કરવાનું કામ તો કાર્ટેજીનીઅન વિચાર શૈલીના લોકોએ કર્યું. આ પંથનો મૂળ સિદ્ધાંત એવો છે, કે કોઈ પણ અત્યંત પૂર્ણત્વ અસ્તિત્વમાં છે એમ માનવું જ જોઇએ. આ કાર્ટેજીનીઅન સિદ્ધાંત પ્રમાણે અંતરાલ એ એક અનંત પૂર્ણત્વ હોઈ એવાં બીજાં સત્સ્વરૂપ દ્રવ્યો પણ આવા જ પ્રકારનાં છે. સ્પિનોઝાએ પોતાના તત્વજ્ઞાનમાં ઉપલો જ

સિદ્ધાંત સાબીત કરી બતાવ્યો છે. ત્યારબાદ લિબ્નિટ્ઝે લ્પેટો ની સૌજન્યની કલ્પનાનો પુનરૂદ્ધાર કરી, ઝેનોના સમયથી જે સિદ્ધાંતનો ત્યાગ થયો હતો તેનું મહત્વ વધાર્યું.

અનંતગણું મોટું અને અનંતાંશ નાનું આ બે કલ્પનામાં આવતી અડચણો પ્રસિદ્ધ તત્ત્વજ્ઞ કેન્ટે ઉત્તમ રીતે દૂર કરી છે. આમાં અત્યંત મહત્વનો મુદ્દો એ છે, કે અનંતગણો વિસ્તાર અને અનંતાંશ વિભાગ આ બન્ને કલ્પના પરિપૂર્ણ અનંતત્વની પરસ્પર વિરૂદ્ધ કલ્પના માન્ય કરવાથી દૂષિત થાય છે. ખાસ આધુનિક સમયમાં તો અંનતત્વની કલ્પનાનો ગણિતશાસ્ત્રની નજરે વધારે વિચાર થતો જાય છે.

પરીક્ષણાત્મક સારાંશઃ—હવે અનંત શબ્દમાં રહેલી પરિપૂર્ણત્વ અને અમર્યાદત્વ આ બે કલ્પના બાજુએ રાખી, હાલમાં અનંત શબ્દમાં આપણને તદુપરાંત કંઈ ખાસ કલ્પના મળી આવે છે તે તપાસીએ. ગણિત શાસ્ત્રની દૃષ્ટિથી એમ સ્પષ્ટ દેખાય છે, કે કોઈ ખાસ પ્રકારની પરંપરા અનંત હોય છે. આ કલ્પનાનો વિચાર કરીએ તો આમાં ત્રણ પ્રકારની ખામીઓ જણાય છેઃ—

૧ આવો ગણિતશાસ્ત્રના આધારે કરેલો નિર્ણય હંમેશ ભાવવિષયક હોય છે; એટલે તેમાં વસ્તુ વિષયક મહત્વનો છાંટો પણ હોતો નથી.

૨ આ નિર્ણય અસ્તિત્વમાં રહેલી વાતનો કોઈ વિશેષ ગુણધર્મ બતાવે છે.

૩. આ નિર્ણય કોઈ વસ્તુ વિષયક મહત્વ વાળી માની લીધેલી વાતો હોઈ ખરેખરી અસ્તિત્વવાળી વસ્તુઓના ઉદાહરણમાં લાગુ પડશે નહિ.

ઉપરના ત્રણ મુદ્દાઓનો સાધારણ વિચાર કરીએ તો જણાશે કે આ મુદ્દાઓમાં કાંઈ પણ ભૂલ છે. પેહલો મુદ્દો બકર્લે, હ્યૂમ વિગેરેના આંતરસૃષ્ટિવિષયક કલ્પનાવાદને મળતો આવે છે, અને ગ્રીંગે વિગેરેએ તેનું ઉત્તમ રીતે ખંડન કર્યું છે. બીજા મુદ્દા વિષે એમ કહી શકાય, કે બનવા જોગ અને ખરી વસ્તુસ્થિતિ આ બન્નેમાં રહેલા તફાવત ઉપર આ મુદ્દામાં લક્ષ અપાયું નથી. ત્રીજા મુદ્દા વિષે માત્ર એટલું જ કહી શકાય, કે કોઈપણ માની લીધેલી વસ્તુ થોડા ઘણા પ્રમાણમાં બાહ્યસૃષ્ટિવિષયક હોય છે. દાખલા તરીકે કયાં પણ અસ્તિત્વમાં ન હોય એવા અશ્વદેહધારી અને માનવમુખી કિન્નરની કલ્પનાનું મૂળ અશ્વ અને મનુષ્યના કેટલાક ગુણધર્મના યોગ્ય મિશ્રણથી કરેલી કલ્પનામાં મળી આવે છે. એવી જ રીતે પ્રત્યેક કલ્પના બાહ્ય સૃષ્ટિમાં અસ્તિત્વ ધરાવનાર કોઈપણ વસ્તુ સાથે મળતી આવે જ નહી એવો નિયમ નથી. દાખલા તરીકે કોઈપણ સંખ્યાના ભાગ પાડી શકાય છે. એક ઘેટાના ટોળાના બરાબર બે સરખા ભાગ પાડી શકાય અને આ ભાગના પણ પુનઃ બે પેટા ભાગ પાડી શકાય; પરંતુ આ પ્રમાણે તેમના સરખા ભાગ કરવામાં કેટલાંક ઘેટાંનો નાશ કરવો પડે. પરંતુ આવા પેટા વિભાગની કલ્પનામાં પણ કાંઈક તથ્ય છે. કારણ, એ પેટા વિભાગની વાત ઘેટાંના સંબંધમાં જો કે અક્ષરશઃ ખરીખુરી નથી તો પણ ઘેટાની કીંમત વિગેરે કેટલીએ આડકતરી બાબતોમાં બંધ બેસતી આવે છે. આવી જ રીતે અનંત સંખ્યાની કલ્પનાનું ખરૂં મહત્વ ગણિતશાસ્ત્રની દૃષ્ટિએ છે. છતાં પણ પ્રત્યક્ષ સૃષ્ટિના કયા પદાર્થને તે કલ્પના લાગી શકે તે કહેવાય નહિ.

અનંત વિસ્તારઃ—અનંત વિસ્તારની કલ્પના આકાશમાંની વસ્તુઓને, કાળે કરી થતી ઉથલપાથલોને, અને અસ્તિત્વવાળી વસ્તુઓનું જેનાપર અવલંબન છે એવી પરિસ્થિતિ પરંપરાને લાગુ પડે છે, એવી સામાન્ય સમજ છે. ઔપચારિક રીતે કહીએ, તો આવી પરંપરા કોઈપણ અમુક સ્થાને અટકે જ એવું કાંઈ કારણ નથી; કેમ કે આ પરંપરાને આપણે ગમે તેટલી લાંબી વધારીએ તો પણ તેને તેથી પણ આગળ વધારી શકાય જ. પરંતુ આવી જાતની ઘણીએ વાતો અસ્તિત્વમાં છે એમ કહી શકાય નહિ. દાખલા તરીકે આપણી વર્ણમાળામાં "આ" વર્ણ "અ" અને " ઇ " ની વચ્ચે આવે છે. પરંતુ " અ " ના પહેલાં કોઈપણ અક્ષર નથી. આ સ્થળે રહેલી મર્યાદા મનુષ્યે પાડી દીધેલી રૂઢિને લઇને છે. એથી ઉલટું કરડો રંગ ધોળા રંગ કરતાં ઘેરો પરંતુ સાફ કાળા રંગ કરતાં ફિકકો હોય છે. આ રંગપરંપરા બન્ને છેડા ઉપર કરેલા વર્ણમાળાના છેડા પ્રમાણે રૂઢી નિર્મિત નહિ પરંતુ નૈસર્ગિક છે. ત્યારે આવી જ રીતે જેની પૂર્વે કોઈપણ બનાવ ન બન્યો હોય તેવી કોઈ વાત અથવા જેની પશ્ચિમે બીજો કોઈ તારો ગયો હોય નહી એવો કોઈ તારો અસ્તિત્વમાં હોય કે કેમ? આવા પ્રકારનું અંત બિંદુ કલ્પવામાં ઘણી જ અડચણ પડે છે. લ્યુક્રિશિઅસે આવા પ્રકારની ઘણી અડચણો સ્પષ્ટ રીતે દર્શાવી છે. તેનું કહેવું એમ છે, કે એકાદ મનુષ્ય બાહ્ય વિશ્વના છેવટના છેડાપર ઉભો રહી બાણ મારે તો તેને કોણ અટકાવે? જવાબ આનો એટલો જ કે આ વિસ્તૃત અતરાલમાં આવા પ્રકારની કોઈપણ પ્રતિબંધક વસ્તુ નથી, તોપણ વિશ્વના છેક છેડા સુધી જવું અને ત્યાંથી બાણ મારવું એ શારિરિક દૃષ્ટિએ અસંભવિત લાગે છે. વળી અંતરિક્ષના સ્વરૂપમાં

તેને અટકાવવાનું કાંઈ સાધન ન હોય, તો પણ વિશ્વની એકંદર ઘટનામાં જ આવી પ્રતિબંધક પરિસ્થિતિ હશે. પ્રસિદ્ધ તત્વવેત્તા કેંટે કાળની બાબતમાં આથી પણ વધારે વિચારણીય એવી અડચણ દેખાડી છે. કાળનું અસ્તિત્વ મર્યાદિત હોવાની કલ્પના જ મોટી ગુંચવણવાળી છે.

અનંત વિભાગઃ—અનંત વિસ્તારની કલ્પના કરતાં અનંતવિભાગની કલ્પનાની વિરૂદ્ધ વધારે સ્પષ્ટ આક્ષેપો આવે છે. અનંતવિભાગની કલ્પનામાં અતંરહિત પરંપરામાં રહેલી પૂર્ણત્વની અડચણ તો છે જ; પણ એ સિવાય બીજી અડચણ એ છે, કે તેમાં મર્યાદાકલ્પના પણ આવે છે. જ્યારે આપણે એકાદ વસ્તુના અનંત વિભાગ પાડવાની કલ્પના કરીએ છીએ, ત્યારે તે પ્રત્યેક ભાગ અનંત અંશે સૂક્ષ્મ હોય એમ માનવું પડે છે. એટલા માટે જ કૅંટ કહે છે, કે અનંત વિભાગની કલ્પના કરતાં એકાદ પરંપરા માત્ર અનિયમિત રીતે અંત રહિત માનવાને બદલે પૂર્ણપણે સર્વ બાબતમાં અનંત માનવી જોઇએ. પરંતુ કૅંટની ધારણામાં દોષ એ છે, કે વિભાજ્ય દ્રવ્ય એક જ રૂપનું હોય એમ તે માની લે છે. જો એકાદ પદાર્થ સર્વ રીતે સરખો હોય, તો સરખી રીતે તેના ભાગ પડી શકાય, એમ માનવામાં કશી હરકત નથી; પરંતુ તે પદાર્થ સર્વ બાબતમાં એક જ સરખો હોય છે કે નહિ, એ જ વાદગ્રસ્ત વાત છે. દાખલા તરીકે એકદમ કડક ઉષ્ણતા બીજી થોડી થોડી અનેક ઉષ્ણતાની બનેલી દેખાતી નથી; અથવા એકાદી તીવ્રતા અને તેનાથી સહેજ જ ઉતરતી એક બીજી તીવ્રતા વચ્ચેનો ભેદ આ બન્નેથી પર કોઇ ત્રીજી તીવ્રતા અને તેનાથી સહેજ ઉતરતી કોઇ ચોથી તીવ્રતા વચ્ચેના ભેદ જેટલો જ છે એમ કહેવું યોગ્ય ગણાય નહિ. આ જ પ્રમાણે વાદળી અને લીલા રંગ વચ્ચે, લીલા અને પીળા રંગ વચ્ચે જેટલો જ તફાવત છે એમ કહી શકાય નહિ. આ ઉદાહરણમાંનાં દ્રવ્યોમાં સમાનધર્મી અથવા સમાન મૂલમાનાધાર અંશની અનંત પરંપરા હોય, એમ માનવાને કોઇ પણ આધાર નથી. તેવી જ રીતે જેના ગુણધર્મ કળી શકાય એવી જુદી જુદી વસ્તુઓના દાખલા લઈએ, તો ખાતરી થાય કે તે નિઃસંશય મર્યાદિત દૃશ્ય પદાર્થના અનંત એવા સરખા ભાગ પાડી શકાય એ માન્યતા હાલના આધિભૌતિકશાસ્ત્રના વિકાસની નજરે ખોટી ઠરે એમ છે.

અનંત ગુણઃ— ઈશ્વરની કલ્પનાના વિષયમાં ગુણધર્મના અનંતત્વની . કલ્પનાનો ૨ કરવામાં આવે છે. અનંતત્વની આ કલ્પના મુખ્યત્વે જ્ઞાન, શક્તિ અને દયાળુત્વ આ ત્રણ બાબતમાં હંમેશાં લગાડવામાં આવે છે. આ ઠેકાણે અનંતત્વનો અર્થ અમર્યાદપણું એવો લઇએ, તો અનંત જ્ઞાનનો અર્થ અસંખ્ય વસ્તુઓનું જ્ઞાન એવો થાય. સંખ્યાની ઘટના એક જ તત્વ અનુસાર થવાથી કોઈ પણ પ્રવીણ ગણિતશાસ્ત્રીને અનંત સંખ્યાની કલ્પના કરવાનું અશક્ય લાગે નહિ. છતાં પણ આ સંખ્યાના ખરા ખોટા પરસ્પર સંબંધનું તેને જ્ઞાન થાય, એમ કહેવાય નહિ. આ દૃષ્ટિએ અનંતજ્ઞાનની કલ્પના કાંઇક સમજાય એવી છે.

અનંત શક્તિની કલ્પના પણ સમજવી કઠણ છે. અનંત શક્તિની કલ્પના સાધ્ય કરવાનો પ્રયત્ન કેટલાએ ગ્રંથકારોએ કર્યો. પણ આમ કરવા જતાં તેમનાં પોતાનાં અનુમાનો મૂર્ખામી ભરેલાં ઠર્યાં. જે. એમ. ઈ. મૅકટૅગર્ટના મત પ્રમાણે અનંત શક્તિનો અર્થ એક વસ્તુમાંથી તેનાથી વિરૂદ્ધ વસ્તુ સાધ્ય કરવાની શક્તિ એવો પણ છે. તેમના મતાનુસાર કાળા રંગમાંથી ધોળો રંગ કરવો, સારાનું ખોટું કરવું, અનંતને સાંત બનાવવું, ૨+૨=૫ અથવા ૧૦૦કરી બતાવવા અને આવી બીજી પરસ્પર વિરૂદ્ધ વાતો યોજવાની શક્તિને જ અનંત શક્તિ કહી શકાય. પરંતુ આવા પ્રકારની શક્તિ અનંત શક્તિવાળા ઈશ્વરમાં બિલકુલ ન હોય, એમ પણ સંભવે, પરંતુ અનંત શક્તિનો અર્થ કોઈ પણ ધારેલી વસ્તુ પ્રાપ્ત કરવાની શક્તિ એવો માત્ર થઈ શકે. કારણ આવી પસંદગી કરતાં અશક્ય અથવા ખરાબ વસ્તુઓ બાદ કરવી પડે છે. આવી પસંદગીની ચીજો અનંત હોવાથી, અનંત શક્તિનો અર્થ અંત રહિત શક્તિ કરવામાં કાંઈ હરકત નથી.

અનંત કલ્યાણનો અર્થ પણ અનંત શક્તિના અર્થને અનુસરતો કરી શકાય. આ દૃષ્ટિથી અનંતકલ્યાણનો સંપૂર્ણ હિત એવો ગુણવાચક અર્થ થાય. અનંતત્વની કલ્પનામાં ઉપર દર્શાવેલી અડચણો હોવાથી કેટલાક લોકોએ "મર્યાદિત ઈશ્વર" ની કલ્પના કાઢી.

અનંત વિશ્વઃ—એક રીતે વિશ્વમાં અનંતત્વનો સમાવેશ થાય છે, કારણ તેમાં સંખ્યાનો સમાવેશ થાય છે અને સંખ્યા અનંત છે. આ ઉપરથી એટલું જ માત્ર કહી શકાય નહિ, કે વિશ્વમાં અનંત અસ્તિત્વ હોય છે. હવે જો કલ્પના કરવા યોગ્ય દૃષ્ટિથી જ ખરી હોય તે, એવો જ અર્થ અસ્તિત્વનો કરીએ, તો આ વિશ્વ અનંતત્વથી ભરપૂર છે, એમ કહેવામાં કાંઇ હરકત નથી. પરંતુ સ્વતઃ વિશ્વ

જ અનંત છે એમ કહી શકાય નહિ. માત્ર સર્વ-વ્યાપિ અને પૂર્ણ આ બે દષ્ટિએ તે અનંત છે એમ કહી શકાય.

**અનંત દેવઃ**-(૧) તે ભાસ્કરાચાર્યના વંશના હોઇ તેમણે બ્રહ્મગુપ્તના સિદ્ધાંતના ૨૦ મા અધ્યાય પર અને બૃહજ્જાતક પર ટીકા કરી છે તેમનો કાલ શક ૧૧૪૪ છે. ( સં. બા. દીક્ષિત–ભારતીય જ્યોતિઃશાસ્ત્ર. )

(૨) કૃષ્ણભક્તિચંદ્રિકા નાટકના કર્તા. તેમના બાપનું નામ આપદેવ હતું. અનંતદેવ બાજબહાદુર ચંદ્રના આશ્રિત હતા. તેમના પિતા આપદેવ પોતે એક પૂર્વકાલીન અનન્તદેવના પુત્ર અને આપદેવના પૌત્ર હતા. ( ઑફ્રેક્ટકૅટ. કૅટ. ૪. પીટરસન–રિપોર્ટ ).

**અનંતનાથઃ**—જૈનોના ચૌદમા તીર્થંકર છે. તેમનુ જન્મસ્થળ અયોધ્યા. ત્યાંના મહાન રાજા સિંહ-સેન અને તેની પટરાણી સુયશાદેવીના એ પુત્ર હતા. યુવાવસ્થા પ્રાપ્ત થઈ ત્યારે માબાપના આગ્રહથી પોતે પરણ્યા અને રાજ્યભાર પણ ઉપાડયો. તેમણે અનેક વર્ષો પર્યંત ન્યાય અને નીતિથી રાજ્ય ચલાવી વિદેશની રાજ્યશ્રીથી અયોધ્યાને શોભાવી હતી. અન્તે તેમણે બધાને છોડી આત્મકલ્યાણની ભાવનાથી એક હજાર રાજાઓ સાથે સાધુપણું સ્વીકાર્યું. દીક્ષા લીધા પછી ત્રણ વર્ષ બ્રહ્મસ્થપણામાં વિચર્યા. ત્યારપછી સહસ્રામ્રવનમાં જઈ પ્રભુ ધ્યાન-મગ્ન રહ્યા, ત્યારે અનુપત્રજ્ઞાન–કેવલજ્ઞાન પ્રાપ્ત થયું.

સર્વજ્ઞ થયા પછી પોતાના ઉપદેશામૃતથી જગત્જીવોને શાંતિ અર્પી સાચા આત્મિક સુખ તરફ વાળ્યા. છાસઠ હજાર સાધુઓ તેમના શિષ્યો હતા. બાસઠ હજાર સાધ્વીઓ શિષ્યાઓ હતી. બે લાખ ને છ હજાર શ્રાવકો હતા. અને ચાર લાખ ને ચૌદ હજાર શ્રાવિકાઓ હતી

તેમના સમયમાં પુરૂષોત્તમ નામે વાસુદેવ, સુ-પ્રભ નામે બલભદ્ર, અને મધુ નામના પ્રતિવાસુદેવ થયા. અન્તે અનેક જીવોને મોક્ષમાર્ગ બતાવી સાત હજાર સાધુઓ સાથે સમેતશિખર પર્વત ઉપર એક માસનું અનશન કરી મોક્ષે સીધાવ્યા. તેમના શાસનમાં મગરના વાહનવાળો, શાતવર્ણવાળો પાતાળયક્ષ શાસનદેવ થયો. તેમ જ ગૌર વર્ણવાળી પદ્મના આસનવાળી અંકુશા નામે યક્ષિણી શાસન-દેવી થઈ. ( જૈ. સા. સં. )

**અનંતપદઃ**—કાન ખજુરો અથવા શતપદિ, અથવા કાનશિયાળ અને કાતરા જેવાં પ્રાણી અનંતપદ સંધ–સંધીપાદ વર્ગમાં આવે છે આ કીટક વર્ગને ઘણાં મળતાં છે. તેમનાં પુષ્કળ સાંધાવાળા શૃંગ, નેત્રયુગલ અને બે અથવા ત્રણ દાંતયુક્ત માથાં,તદ્દન સહેલાઇથી ઓળખાય તેવાં હોય છે. ધડનો ભાગ ઓળખી શકાતો નથી. છતાં પણ આ ભાગ પુષ્કળ ગોળ ભીંગડાવાળો છે; અને દરેક ભીંગડા આગળ એક અથવા બે પગની જોડી હોય છે.

કવચધારી અથવા કીટક વર્ગની સરખામણી-કરતાં વર્ગમાં ઘણાં ઓછાં પ્રાણી હોય છે એમ જણાય છે.આ વર્ગનાં પ્રાણીના બે ભાગ પડે છે. એક ભાગ શતપદીઓનો અને બીજો યુગલપદીઓનો છે. કેટલાક શાસ્ત્રજ્ઞ લોકોના મતાનુસાર " સીમ ફાયલા " અનુવિંશતિપદ અને પૅારોપોડા એવા બીજા બે ભાગ પણ છે. સ્કોલોપેન્ડ્રા અથવા કાનખજુરો નામનું વિષયુકત અનંતપદ પ્રાણી તે આનો એક દાખલો છે.

કાનખજુરોઃ—આ પ્રાણી ઘણું જાણીતું છે. તેનો રંગ કિરમજી હોઈ તે ઉનાળામાં ઘણું નજરે પડે છે. ભેજવાળી જમીનમાં પથ્થર નીચે તો તે ઘણું જ જોવામાં આવે છે. જમીન ખોતરતાં તે મળી આવે છે. શિયાળામાં તે જમીનમાં પેસી જાય છે. ઈંડા નરનું ભક્ષ હોવાથી માદા ઈંડા જમીનમાં સંતાડી રાખે છે.

એકાદ કાનખજૂરો લઇને આપણે તેને બરા-બર તપાસીએ, તો પ્રથમ તેનું માથું અને ત્યારબાદ તેના ધડનાં નાનાં નાનાં ભીંગડાં દેખાય છે. ત્યાર-બાદ ધડને પંદર અથવા બાવીસ કે વત્તાંઓછાં જુદાં જુદાં ભીંગડા દેખાય છે. પૂના, જેજુરી, વિગેરે પ્રાંતમાં કાનખજુરા મોટા મોટા હોય છે. ઘણી-વાર તો ભીંગડાંના પૃષ્ઠભાગપર કાળા પીળા એવા જુદા જુદા રંગના ચટાપટા હોય છે. માથા પર લાંબા લાંબા શિંગડા જેવા કડક વાળ હોય છે. તેની બાજુમાં જ નેત્ર હોય છે. કાનખજુરાને ઉંચો કરી જોઇએ, તો મોઢાના ભાગમાં મુખદ્વાર તરફ વળેલી બે મજબૂત દાંત જેવી એક અવયવોની જોડી દેખાય છે. આ વિષના દાંતની જોડી ખરી રીતે જોતાં પ્રથમ પગની જોડી છે. આ દાંતનું અણિયું ઘોચાય, તો તેમાંનું ઝેર શરીરમાં દાખલ થાય છે અને ભક્ષ્ય મરી જાય છે. ચિમટાથી જો આ દાઢને બાજુમાં ખસેડી જોઇએ તો પાર્શ્વોષ્ઠની જોડી દેખાય છે. આ જો કે સાધારણ રીતે પગ જેવા દેખાય છે, તો પણ તેમાં કાંઈક ફેરફાર છે. તેમની આગળ પહેલી બાજુના ઓઠની જોડી અને તેની આગળ ખરા દાઢની એક નાની જોડી હોય છે. ધડના

એક એક ભીંગડા દીઠ એક એક પગની જોડી હોય છે.

છેદનક્રિયા કરતાં તેમાં પુષ્કળ વાયુનળીઓ દેખાય છે,તે શરીરના દરેક ભાગને ખુલ્લી રીતે પ્રાણુવાયુ પુરો પાડે છે. આથી જ કાનખજુરો શ્વાસોચ્છ્વાસ કરી શકે છે.

હૃદય નલિકારૂપ હોઈ આ નલિકા પીઠના ભાગમાં ખુબ લાંબી હોય છે. મલમુત્ર બહાર કાઢવાને એક નળીઓનો સમુદાય હોય છે. તે સર્વે ગુદાની પડખામાં જ પડે છે. આ મલોત્સર્ગ નળીઓને "માલ્પીધિની" નળીઓ કહે છે. તે સંખ્યામાં ઓછી વત્તી હોય છે.

પંચનેંદ્રિય નળી સીધી હોય છે તે શરીરના પૂર્વ છેડાથી પશ્ચિમ છેડા સુધી પહોંચે છે. તેને બે લાલ પિંડ હોય છે. અને તે મુખદ્વાર આગળ ઉઘડે છે.

મસ્તકમાં મગજ જેવો (શીર્ષતાનંદ) ભાગ છે, જેમાંથી બે જ્ઞાનરજ્જુ અન્નનળીની બન્ને બાજુ થઈ શરીરમાં ઉદરતલપરના જ્ઞાનમૂળકંદ સાથે જોડાય છે. નર અને માદા જુદા જુદાં હોય છે. તેમનાં જનનેંદ્રિય દ્વાર છેવટના ભીંગડા ઉપર હોય છે.

ઉપર વર્ણવેલો કાનખજુરો શતપદી ગણમાંનો એક છે. આ ગણનાં પ્રાણી ચપટાં હોય છે. અને તેમનાં શરીરના પ્રત્યેક ભીંગડા પર પગની એક એક જોડી છે.

યુગલપાદઃ—આ વર્ગનાં પ્રાણીના બીજા ભાગને યુગલપાદ કહે છે. આ પ્રાણીઓ પ્રથમ વર્ગના પ્રાણી કરતાં ઘણાં ગોળ હોય છે. ધડના ચોથા ભીંગડા પછીના દરેક ભીંગડાને પગની બબ્બે જોડી હોય છે. આ પ્રાણીઓને ઝેરી દાંત હોતા નથી. જનનેંદ્રિયના દ્વાર ધડના ત્રીજા ભીંગડાની આગળ ખુલે છે. તેમના શૃંગ જેવા વાળ કડક પણ નાના હોય છે. એમની બાજુમાં ઓઠની એક જ જોડી હોય છે, અને ખરા દાંત હોય છે, ધડના પહેલા અને બીજા ભીંગડાને પગની એક એક જ જોડી હોય છે, અને ત્રીજા ભીંગડાને પગ હોતા નથી. આ ગણના એક પ્રાણીને હાથ લગાડવાથી તે પૈસા જેવું ગોળ વળી નીચે પડી જાય છે. માટે તેને મરાઠીમાં પૈસા અથવા પૈસાને સાચવનાર વાણીયાના નામપરથી વાણી એવું નામ આપવામાં આવ્યું છે. આપણે જેને કાતરો કહીએ છીએ, તે પણ આવું પ્રાણી છે. તે પણ આ વર્ગનું ઉત્તમ ઉદાહરણ છે. આ પ્રાણી વનસ્પતિભક્ષક હોય છે. ચોમાસામાં તે ઘણી સંખ્યામાં નજરે પડે છે, અને ઉગતા ઝાડપાનને ઘણું નુકસાન પહોંચાડે છે. તેનો સ્પર્શ કરીએ, તો તે પોતાના શરીરના પાછલા ભાગમાંથી કાંઈક ગંદો પ્રવાહી પદાર્થ કહાડે છે. ( વિ. ના. હાટે. )

**અનંતપુર જીલ્લો**:–મદ્રાસ ઈલાકાનો એક જીલ્લો ઉ. અ. ૧૩° ૪૧' થી ૧૫° ૧૪' અને પૂ. રે. ૭૬° ૪૯' થી ૭૮° ૬'. ક્ષેત્રફળ ૬૭૨૨ ચોરસ માઈલ છે. તેની ઉત્તરે બલ્લારી અને કર્નૂલ જીલ્લા, પશ્ચિમે બલ્લારી અને મ્હૈસૂરનાં સંસ્થાન, દક્ષિણે મ્હૈસૂરન સંસ્થાન; અને પૂર્વે કડાપ્પા જીલ્લો.

અનંતપુર જીલ્લો મ્હૈસૂરના ઘાટમાથાને ઉત્તરનો ભાગ છે. તેનો દક્ષિણ ભાગ ૨૨૦૦ ફુટ ઉંચો અને અને ઉત્તર ભાગ ગુત્તી તરફ ૧૦૦૦ ફૂટ ઉંચો છે પૂર્વ તરફનો પ્રદેશ ડુંગરાવાળો છે, પરંતુ ઈશાન ખુણા તરફનો ભાગ સપાટ છે. આ ભાગ અને ગુત્તી તાલુકાની પશ્ચિમ તરફનો ભાગ બાદ કરતા જીલ્લાનો બાકીનો ભાગ ઉજ્જડ અને ઝાડપાન વિનાનો છે. જમીન લાલાશ પડતી અને ખાડા ટેકરાં વાળી છે. દક્ષિણે આવેલા પેનકોંડા તાલુકાની જમીન ઘણીજ ડુંગરાળ હોવાથી ખેતીને માટે બિલકુલ નકામી છે. ઉપર કહેલા સપાટ પ્રદેશની જમીન કાળી અને કપાસને યોગ્ય છે. મદકશીર તાલુકામાં પાણીની સારી જોગવાઈ હોવાથી તે તાલુકો વધારે ફળદ્રુપ છે.

ભુસ્તરઃ—આ જીલ્લામાં થઈને પેન્નાર નદી વહે છે. આ જીલ્લાનો માત્ર ઉત્તર અને પૂર્વ તરફનો ભાગ જ ભુસ્તરસંશોધક ખાતાએ તપાસ્યો છે. આ તાલુકામાં વજ્રકરૂરની આસપાસની જમીનપર કોઇ કોઇ વાર હિરા મળી આવે છે. પરંતુ તે ઉપર જ કેમ મળતા હશે, તે સમજી શકાતું નથી. અહીંના ભુરા રંગના ખડકો કિંબર્લેની ( આફ્રિકા) ભુરી માટીના રંગ જેવા દેખાય છે, પરંતુ બન્નેની ઉત્પત્તિ જુદા જુદા પદાર્થોથી થએલી છે, એમ સ્પષ્ટ માલમ પડે છે. ઘણાં ગામડાઓમાં "કુરૂંદ" નામનો ખનિજ પદાર્થ મળી આવે છે. સુલમદરી અને નેરિજમુપલ્લીમાં સારા પ્રકારનો "સ્ટીયટાઈટ" મળી આવતો હોય એમ કહેવાય છે.

વનસ્પતિઃ—કેવળ ઉજ્જડ જમીનમાં થાય એવી વનસ્પતિ જ આ ભાગમાં નજરે પડે છે.બાવળ, ફાફડીઆ થોર અને તરવડનાં ઝાડ પુષ્કળ થાય છે.

જંગલી જનાવરોઃ—કડાપ્પા જીલ્લાની સરહદ પર ભુંડ, સાબર વિગેરે પ્રાણીઓ મળી આવે છે.

હવાઃ—અહિંની હવા કોરી અને નીરોગી છે. ઉનાળો માર્ચમાં શરૂ થઇ ચોમાસું જુન મહિનામાં બેસે છે. આ જીલ્લામાં આવતા બન્ને વરસાદમાંથી એકે સંતોષકારક નથી. ઈશાન દિશા તરફથી આવતો વરસાદ ઓકટોબરમાં સારો પડે છે. પણ ત્યારબાદ બિલકુલ પડતો નથી, એમ કહીએ તો પણ ચાલે. બધા જીલ્લામાં સરેરાશ ૧૨ ઇંચ વરસાદ પડે છે. ઇ. સ. ૧૮૧૧ અને ૧૮૮૯માં આ ભાગમાં ઘણાં વાદળાં થવાથી ઘણું નુકસાન થયું હતું.

ઇતિહાસઃ—આ ભાગ ચૌદમા સૈકામાં વિજયાનગરના રાજ્ય સાથે જોડાઈ ગયો, ત્યાર પહેલાંનો તેનો ઇતિહાસ મળી શકતો નથી. આ જીલ્લાના પેનુંકોડા અને ગુત્તી આ બે કિલ્લા વિજયનગરના રાજ્યમાં ઘણા જ અગત્યના ગણાતા. અને જ્યારે દક્ષિણના મુસલમાનો સાથેના સન ૧૫૬૫ તાલીકોટના યુદ્ધમાં રામરાજા પડયો, ત્યારે તેની પછીનો માત્ર નામનો જ રાજા સદાશિવ પોતાના અનુયાયીઓ સહિત પેનુકોંડામાં જ ભરાઈ ગયો હતો. આ જ ઠેકાણે વિજયનગરના રાજાઓ ઘણો વખત રહેતા હતા. એ કિલ્લાએ ઘણા ઘેરાને દાદ દિધી નહિ. આખરે મુસલમાનોએ તે સર કર્યો. પરંતુ [illegible] રાજવંશ ઉત્તર અર્કાટમાં આવેલા ચંદ્રગિરીમાં રહેવા ગયો હતો. મુસલમાનોએ ગુત્તી કિલ્લો પણ સર કર્યો. આ કિલ્લો મુસલમાનો પાસેથી મુરારરાવે પડાવી લીધો અને તે ત્યાં જ રહેવા લાગ્યા. તે વેળાના ધમાધમીના સમયમાં તે ભાગની સ્થાનિક સત્તા પાલીગરોના હાતમાં હતી. પરંતુ જે વરિષ્ઠ સત્તાનો જય થાય, તેની આગળ આ પાલીગરોને નમવું પડતું. પાલીગરોમાં અરસપરસને વૈમનસ્ય લીધે રામ હતો નહિ, તેમનામાં અનંતપુરના હંડે પાલીગર જરા વજનદાર હતા. હૈદરઅલ્લીના હાથમાં સત્તા આવતાં તેણે પોતાના રાજ્યની પાસેનો આ મુલક કબજે કીધો. ઈ. સ. ૧૭૭૫ ની સાલમાં માત્ર ગુત્તી કિલ્લો મોરારરાવે હૈદરની સામે ટકાવી રાખ્યો. પરંતુ આખરે કિલ્લામાં દાણાપાણીના અભાવથી તેને શરણે આવવું પડયું.

ઈ. સ. ૧૭૯૨ ની સાલમાં બ્રિટિશ, મરાઠા અને નિઝામે મળીને ટિપૂનો પરાભવ કર્યો. તે સમયે ટિપૂએ જે ભાગ આ લોકોને સ્વાધીન કર્યો, તેમાંથી અનંતપુરની ઈશાને આવેલા તાડપત્રી અને તાડીમરી તાલુકા નિઝામના ભાગે આવ્યા. ફરી પછી ઈ. સ. ૧૭૯૯ ની સાલમાં શ્રીરંગપટ્ટણના ઘેરામાં ટિપૂ પડયો, ત્યારે જે વહેંચણી થઈ, તેમાં આ જીલ્લાનો બાકીનો ભાગ નિઝામને મળ્યો. પરંતુ પોતાના રાજ્યમાં રાખવાના બ્રિટિશ લશ્કરના ખર્ચ માટે આ મુલક તેણે બ્રિટિશને સ્વાધીન કર્યો. આ પ્રદેશના બે જીલ્લા બનાવવામાં આવ્યા છે. હાલનો અનંતપુર જીલ્લો પૂર્વે બલ્લારી જીલ્લાનો ભાગ હતો. પરંતુ આ જીલ્લો ઘણો મોટો થઈ જવાથી એક કલેકટરથી કામ થયું નહિ. એટલા માટે ઈ. સ. ૧૮૮૨ માં આ એક જીલ્લાના બલ્લારી અને અનંતપૂર એ બે જીલ્લા કરમા આવ્યા.

આ જીલ્લાની પ્રાચીન જોવાલાયક વસ્તુઓમાં મુખ્ય પેનુકોંડા અને ગુત્તીના કિલ્લા છે. તાડપત્રીના દેવળમાં કોતરકામ જોવા જેવું છે. તેવી જ રીતે લેપાક્ષી અને હેમાવતીનાં દેવળો જોવાલાયક છે. આ જીલ્લાના શિલાલેખોમાં સૌથી પ્રાચીન લેખો હેમાવતીમાં મળી આવ્યા છે. તેમાં પલ્લવ રાજાઓની એક શાખાનો વંશવિસ્તાર મળી આવ્યો છે. પાષાણયુગના આરંભનાં વસ્તીનાં ચિન્હ કેટલીક ટેકરીઓપરથી મળી આવ્યાં છે. વળી પ્રાગૈતિહાસિક લોકોએ બાંધેલી કબરો પણ અહીંતહીં મળી આવે છે.

આ જીલ્લાની વસ્તી કેવી રીતે વધતી ગઈ, તે નીચેના આંકડાઓ પરથી સમજાશે.

| સન. | લોક સંખ્યા |
|---|---|
| ૧૮૭૧ | ૭૪૧૨[illegible] |
| ૧૮૮૧ | ૫૯૯૮૮૯ |
| ૧૮૯૧ | ૭૨૭૭૨૫ |
| ૧૯૦૧ | ૭૮૮૫૨૪ |
| ૧૯૧૧ | ૯૩૩૨૨૩ |
| ૧૯૨૧ | ૯૫૬૯૧૭ |

ઈ. સ. ૧૮૧૬ ની સાલના દુકાળથી આ જીલ્લામાં ઘણું જ નુકશાન થયું હતું.

નીચેના કોઠાપરથી જીલ્લાની એકંદર સ્થિતિ ટુંકાણમાં સમજાશે.

(૧૯૨૧ ના વસ્તીપત્રકના આંકડાને આધારે).

| તાલુકા | ક્ષેત્રફળ | સંખ્યા | | લોક સખંયા ૧૯૨૧ | દર ચોરસ માઈલ દીઠ લોકસંખ્યા |
|---|---|---|---|---|---|
| | | શહેર | ગામડાં | | |
| ગુત્તી | ૮૯૬ | ૪ | ૧૨૮ | ૧૩૪૩૫૫ | ૧૫૦ |
| તાડપત્રી | ૬૪૧ | ૨ | ૯૫ | ૧૧૧૫૫૦ | ૧૭૪ |
| અનંતપુર | ૯૨૫ | ૧ | ૧૦૯ | ૧૧૧૮૨૫ | ૧૨૧ |
| કલ્યાણદુર્ગ | ૮૧૭ | ૧ | ૭૩ | ૮૦૧૬૪ | ૯૮ |
| પેનુકોંડા | ૬૭૮ | ૨ | ૯૪ | ૯૨૯૧૮ | ૧૩૭ |
| ધર્મવરમ | ૭૩૨ | ૧ | ૬૨ | ૮૮૬૬૮ | ૧૨૧ |
| મદકશીર | ૪૪૩ | ૧ | ૫૭ | ૮૫૫૯૫ | ૧૯૩ |
| હિંદુપુર | ૪૨૮ | ૧ | ૭૮ | ૧૦૦૪૯૦ | ૨૩૫ |
| કાદિરી | ૧૧૬૨ | ૧ | ૧૩૭ | ૧૫૦૩૫૨ | ૧૨૯ |
| કુલ | ૬૭૨૨ | ૧૪ | ૮૩૬ | ૯૫૫૯૨૭ | ૧૪૨ |

આ જીલ્લામાં માત્ર અનંતપૂરમાં જ મ્યુનિસિપાલિટી છે. આ જીલ્લામાં જમીનદારી નથી, તો પણ સેંકડે ૧૬ એકર જમીન ઈનામી છે. જમીન ઘણા હલકા પ્રકારની છે. મુખ્ય પાક જવાર, કોદરા, બાવટો એરંડા વિગેરે. ઢોર હલકી જાતનાં હોય છે. આ ભાગમાં ઘેટાં ઘણાં છે. પ્રત્યેક ઘેટા દીઠ ચાર પૌંડ જેટલું ઉન નીકળે છે.

આ જીલ્લામાં ૫૧૬ ચોરસ માઈલ જંગલ છે. જંગલમાં નાના મોટા સાગ અને વાંસની ઝાડીઓ છે.

ખનિજ પદાર્થ:-ઈમારતી પત્થર સિવાય બીજા કોઈ ખનિજ પદાર્થ નથી એમ કહીએ,તો પણ ચાલે. વજાકરૂરની હીરાની ખાણો હાલ બંધ પડી છે. કોઈ કોઈ વાર દેશી પદ્ધતિથી કુરૂંદ નામનો પત્થર કઢવામાં આપે છે.

વ્યાપાર ઉદ્યોગ—મુખ્ય ધંધો સુતરાઉ અને રેશમી કાપડ વણવાનો છે. અત્રેથી રૂ, ગોળ અને તરવડ નામના ઝાડની છાલ બહાર ગામ મોકલવામાં આવે છે. મદ્રાસ અને સધર્ન મરાઠા રેલવે આ જીલ્લામાં થઈ જાય છે.

દુષ્કાળ—અનાવૃષ્ટિને લીધે આ જીલમાં ઘણી વાર દુષ્કાળ પડેલો છે. ઈ. સ. ૧૭૦૨-૩ સાલમાં આ જીલ્લામાં દુષ્કાળ પડયાના દફ્તરી પુરાવા મળી આવે છે. ઈ. સ. ૧૮૦૩, ૧૮૨૪ નાં વર્ષો પણ સાધારણ દુષ્કાળનાં જ હતા. ઈ. સ. ૧૮૩૨-૩૩ સાલનો દુકાળ સર્વથી ભયંકર હતો. ઈ. સ. ૧૮૩૮, ૧૮૪૩, ૧૮૪૪, ૧૮૪૫, ૧૮૫૪, ૧૮૬૬, ૧૮૭૬-૭૮, ૧૮૮૪, ૧૮૯૧, ૧૮૯૬ નાં વરસ પણ દુકાળનાં જ હતાં. ૧૮૭૬-૭૮ માં દુષ્કાળ-નિવારણાર્થ શરૂ કરેલા કામપર એકી વખતે ૧,૩૭, ૩૪૭ એટલે સેંકડે ૧૮ લોક કામ કરતા હતા.

વિજયાનગરના રાજયના સમયમાં જમીનમહેસુલની કેવી પદ્ધતિ હતી તે જણાતું નથી. અર્ધું ઉત્પન્ન રાજાને આપવામાં આવતું એવી, આખ્યાયિકા છે. વિજાપુરના બાદશાહોએ કામિલ ( વધારેમાં વધારે ) કર કેટલો લઇ શકાય તે ઠરવાવનો પ્રયત્ન કર્યો હતો. ખેડુત પાસેથી મહેસુલ લેવાનું કામ જમીનદાર, પાળેગાર અથવા પટેલ કરતો. ઔરંગઝેબ બાદશાહે વિજાપુર બાદશાહની પદ્ધતિ કાયમ રાખી હોય એમ દેખાય છે મરાઠાઓના અમલ દરમીઆન કેવી પદ્ધતિ હતી, તે સમજવાને સાધન નથી. હૈદરે કાયમવારો શરૂ કર્યો હતો ટિપુએ તે વધારવાનો પ્રયત્ન કર્યો, પણ કાંઈ ફાવ્યો નહિ. ઈ. સ. ૧૭૯૨ ની સાલમાં નિઝામ પાસે આ ભાગ આવ્યા પછી એક મોટો દુકાળ પડવાથી મહેસૂલ કમી થવા માંડયું

કંપની સરકાર પાસે આ ભાગ આવ્યા પછી મેજર ( સર થૉમસ ) મનરો સાહેબે રૈયતવારીની પદ્ધતિ શરૂ કરી. ઈ. સ. ૧૮૦૨ અને ૧૮૦૬ ની સાલમાં તપાસણી થયા પછી ધારાનો અમલ કરવામાં આવ્યો. ત્યાર બાદ ૧૮૨૦ ની સાલમાં મનરોનો ધારો કાંઈક પ્રમાણમાં ઘટાડવામાં આવ્યો. ઈ. સ. ૧૮૫૯ ની સાલમાં વળી તેમાં ઘટાડો કર્યો. ઈ. સ. ૧૮૯૦-૯૧ માં પુનઃ તપાસણી થઈ નવી આકારણી કરવામાં આવી.

નીચેના આંકડા હજારના છે.

| | ૧૮૯૦-૯૧ | ૧૯૦૦-૧ | ૧૯૦૩-૪ |
|---|---|---|---|
| જમીન મહેસૂલ | ૧૦૦૯ | ૧૩૩૯ | ૧૩૯૩ |
| એકંદર ઉત્પન્ન | ૧૬૨૪ | ૨૧૭૪ | ૨૧૫૦ |

**અનંતપુર વિભાગઃ**— મદ્રાસ ઇલાકામાં અનંતપુર જીલ્લાનો એક ભાગ. આમાં અનંતપુર અને કલ્યાનદુર્ગ તાલુકાઓનો સમાવેશ થાઇ છે.

**અનંતપુર તાલુકોઃ**—મદ્રાસ. અનંતપુર જીલ્લાનો એક તાલુકો. ઉ. અ. ૧૪° ૨૪' થી ૧૪° ૫૫' અને પૂ. રે. ૭૭° ૧૭' થી ૭૭° ૫૯'. ક્ષેત્રફળ ૯૨૫ ચો. માઈલ. લોક સંખ્યા આસરે એક લાખ. આમાં ૧૦૯ ગામડાં છે. ઇ. સ. ૧૯૦૩-૪ માં એકંદર ઉત્પન્ન ૧૯૦૦૦૦ હતું. આ તાલુકો ખાડાટેકરાવાળો હોઇ જમીન લાલ, પથ્થરીઆ હોઇ હલકી જાતની છે. આથી જંગલ અને ઝાડી ઓછી છે અને પ્રદેશ ઉજજડ દેખાય છે. ઉત્તરમાં પેન્નાર અને પૂર્વમાં ચિત્રાવતી નામની નદીઓ છે, પરંતુ તે ખેતીના કામમાં આવતી નથી.

**અનંતપુર ગામઃ**-જીલ્લાનું, વિભાગનું અને તાલુકાનું મુખ્ય સ્થળ. ઉ. અ. ૧૪° ૪૧' અને પૂ. રે. ૭૭° ૩૭'. સધર્ન મરાઠા રેલ્વેની ગુંટકલ-બેંગલોર શાખાપર આ સ્ટેશન છે. લોકસંખ્યા (૧૯૨૧) ૧૧૪૫૨.

વિજયનગરના પ્રધાન ચિક્કણ્ણા ઉડિયારે આ ગામ ઈ. સ. ૧૩૬૪ માં વસાવ્યું, અને પોતાની સ્ત્રી 'અનંતા'ના નામ પરથી તેનું આ નામ પાડયું. આ જ દિવાને તે અરસામાં અનંતપુરનું મોટું તળાવ બંધાવ્યું. આ તળાવમાં પંડામેરૂ નદી વાળેલી છે. વિજયનગરના રાજા પાસેથી હનુમપ્પા નાયડુ નામના કોઇ હંડે કુળમાંના એનેક

આ ગામની સનદ સોળમા સૈકામાં મળી. આ કુળમાં આ પ્રદેશ બે સૈકામાં સુધી રહ્યો. ઇ. સ. ૧૭૫૭ ની સાલમાં ગુત્તીના સંસ્થાનિક મુરારરાવે આસામને ઘેરો ઘાલ્યો. પરંતુ ૫૦,૦૦૦ રૂપિયા લઇને તેણે ઘેરો ઉઠાવ્યો. ઇ.સ. ૧૭૭૫ માં હૈદરે ગુત્તી અને બલ્લારી જીતીને આ ભાગમાંની ૯૯૦૦૦ રૂપિયા ભેગા કર્યા. ત્યાંના પાળેગારથી આ રકમની ભરપાઇ ન થવાથી હૈદરે તેને કેદમાં નાખ્યો અને તેનો પ્રદેશ પોતાના રાજ્યમાં જોડી દીધો. આ પછી આ કુળમાં કોઇએ માથું ઉંચું કર્યું નહિ. વયોવૃદ્ધ પોલીગાર ઇ.સ. ૧૭૮૮ ની સાલમાં મરણ પામ્યો. ફરીથી આ કુળમાંથી કોઇ પણ પોતાને ત્રાસ આપે નહિ, તે માટે ટિપુએ આ કુળના તમામ પુરૂષોને ફાંસી દેવાનો હુકમ કર્યો. તેમને ગામ બહાર ફાંસી દેવામાં આવ્યા. આ વૃદ્ધ પોલીગારનો ત્રીજો પુત્ર શ્રીરંગપટ્ટણમાં હતો. તે ત્યાંથી નાસી કાલહસ્તીના રાજાના આશ્રયમાં જઇ રહ્યો. ઇ. સ. ૧૭૯૯ માં ફરી તે અનંતપુર આવ્યો, પરંતુ થોડા જ સમયમાં તે નિઝામને શરણે ગયો. નિઝામે તેને સિદ્ધરામપુર ગામ ઈનામમાં આપ્યું. ઇ સ. ૧૮૦૧ માં તેના મરણ પછી મુખ્ય શાખાની નકલ થઇ.

ઇ. સ. ૧૮૬૯ ની સાલમાં આ જગ્યાએ મ્યુનિસિપાલિટી સ્થપાઇ. ઇ. સ. ૧૯૦૩-૪ માં ઉત્પન્ન ૧૭૫૦૦ અને ખર્ચ ૧૬૦૦૦ હતો. અનંતપુર ગામ બાગાયત હોવાથી ત્યાંની હવા રોગી છે. યુરોપીઅન લોકોની વસ્તી સારે સ્થળે છે. વરસાદ સરેરાશ ૨૦ થી ૨૯ ઇંચ છે. આ જગ્યાએ એક સારો ડાક બંગલો, એક કોલેજ, ત્રણ હાઇસ્કુલો, સરકારી ટ્રેનિંગ કોલેજ, અને બીજી કેટલીક નિશાળો છે. એક જીનિંગનું કારખાનું પણ છે. અત્રે અનાજ, લોખંડ અને પરચુરણ સામાનનો વેપાર ચાલે છે. અહીં મુખ્ય પોલિસ કચેરીઓ મૅજીસ્ટ્રેટ કોર્ટ તથા જેલ છે. [ ઇં. ગૅ. ૫ આર્નોલ્ડ ( ઇં. ગાઇડ; સેન્સ રિપોર્ટ ).

**અનંતપુરઃ**—મ્હૈસુર સંસ્થાન. શિમોગા જીલ્લાના સાગર તાલુકાનું એક ગામડું. ઉ.. અ. ૧૪. ૫' અને પૂ. રે. ૭૫° ૧૩. લોકસંખ્યા આસરે ચારસો. પહેલાં આનું નામ અંધાસુર હતું ને તે નામના રાજાએ વસાવ્યું હતું. પરંતુ આઠમા સૈકામાં હુંચારાજ્યના સંસ્થાપક જીનદત્તે અંધાસુરને હરાવ્યો. ચોથા સૈકામાં અંધાસુર ગામ ચાલુકયના રાજ્યમાં જોડાએલું હતું. ઇ. સ. ૧૪૦૨ ની સાલમાં ૧૨૦૦ બ્રાહ્મણોને આ ગામ દાનમાં આપી દેવામાં આવ્યું. ઇ. સ. ૧૦૭૯ માં આ રાજધાનીનું સ્થળ હતું. એમ જણાય છે. સત્તરમા સૈકામાં કેલદી રાજા વેંકટપ્પા નાઇકે શિવાચાર મઠ સ્થાપ્યો, ચંપકસરસ્ નામનું તળાવ બાંધ્યું. અને ગામનું નામ આનંદપુર પાડયું. એનું રૂપાંતર અત્યારે અનંતપુરમાં થઈ ગયું છે. હૈદર અને ટિપુના સમયમાં આ ગામ ઉપર પુષ્કળ સ્વારીઓ થઇ હતી. (ઇં. ગૅ. ૫)

**અનંત ફંદીઃ**—નગર પ્રાંતના સંગમનેર નામના મોટા ગામમાં તે રહેતા. જાતે કૌડિણ્ય ગોત્રનો વાજસની બ્રાહ્મણ હતા. તેમના બાપનું નામ કબાની બાવ અને માનું નામ રાજુબાઇ હતું. મહારાષ્ટ્ર કવિ ચરિત્ર પ્રમાણે તેમનું નામ રાઉબાઇ, સંત કવિ કાવ્ય સૂચિકાર ગઉબાઇ લખે છે, ( તે કદાચ મુદ્રણ દોષ પણ હોય. ) તેમની અટક ઘોલપ હતી. સંગમનેરમાં મલેકફંદી કરીને એક વિચિત્ર ફકીર હતો, તેની સાથે એમને ઘણો સ્નેહ હોવાથી તે ફકીરના નામ પરથી તેમના નામને પણ ફંદી લગાડવામાં આવ્યું. તેમનો જન્મ શકે ૧૬૬૬ માં રક્તાક્ષિ નામના સંવત્સરમાં થયો હતો. અને તે શાલિવાહન શક ૧૭૪૧ માં ૭૫ વર્ષની ઉમ્મરે મરણ પામ્યા.

અનંતફંદી પહેલાં તમાસા કરતા ફરતા અને પોતાની રચેલી લાવણીઓ ગાઈ તમાસામાં છોકરાંઓને નચાવતા. એકપ્રસંગે અહલ્યાબાઇ હોળકર જે સંગમનેર આવીને રહ્યાં હતાં તેમને આ વાતની ખબર પડી. આ ઉપરથી તેમણે તેમને બોલાવ્યા અને કહ્યું, કે તમે જે કામ કરો છો તે બ્રાહ્મણને છાજતું નથી. ત્યારથી તેમણે તમાસા કરવાનું છોડી દીધું અને કથા કરવા લાગ્યા. આ પહેલાં અનંતફંદી હોળકરના રાજ્યમાં ગયા હતા, ત્યારે બાઇએ તેમને તમાસાને બદલે કીર્તન કરવાનો ઉપદેશ કર્યો હતો. ત્યારબાદ લોકાગ્રહવશાત્ આજ વખતે એકજ વાર તમાસો કરવાની શરૂઆત ફંદીએ કરી હતી, તેવામાં ઓચિંતા સંગમનેરમાં અહલ્યાબાઈ પધાર્યા, અને તેમણે ફંદી તમાસો કરે છે એમ સાંભળીને ફંદીનું ડોકું ઉડાવી દેવાની આજ્ઞા કરી આ વાતની તમાસામાં ફંદીને જાણ થવાથી તમાસો કીર્તનના રૂપમાં તેમણે ફેરવી નાખ્યો. આથી અહલ્યાબાઇએ ખુશ થઈ તેમને ઈનામ આપ્યું અને આગળ ચાલ્યાં ગયા એવી એક બીજી દન્તકથા પણ છે. ( મ. કવિચરિત્ર ).

તેમની કવિતા કટાવ, ચાબખા, લાવણીઓ અને કોઈ કોઈ વાર શ્લોક, આર્યા, ઓવીઓ એવા પ્રકારની હોય છે. ને તે સર્વ મરાઠીમાં છે. માધવગ્રંથ નામનો તેમનો એક જ ગ્રંથ ઓવીબદ્ધ છે. અનંત ફંદીને શ્રીપતફંદી અથવા સવાઇ ફંદી અને બાપુફંદી એ નામના બે પુત્ર હતા. સવાઈ

ફંદી કવિ હતા. તેમના વંશજ હાલ સંગમનેરમાં છે. (નવનીત)

અનંત ફંદીની વાણી રામજોશી જેવી સંસ્કારી નથી તો પણ પ્રસાદયુક્ત અને ઓજસ્વિ છે. તેમનાં કીર્તન આખા મહારાષ્ટ્રમાં પ્રસિદ્ધ હતાં. તેના સમકાલીન લોકોનો મત ફંદી વિષે ઉત્તમ હતો, તે હોનાજી બાળે ફંદી વિષે લખેલી લાવણી પરથી સિદ્ધ થાય છે. તે નીચે પ્રમાણે.

"ફંદી અનંત કવનાચા સાગર અજીંકય જ્યાચા હાતખંડા ॥
ચમત્કાર ચહુંકડે ચાલતો સૃષ્ટિવર જ્યાચા ઝેંડા ॥ધ્રુ.॥
+ × × × ×
સરસ્વતી જીવ્હાગ્રિં અક્ષયી ભંગ નસે જ્યાચા હરપા।
કવન બહુંત ઉદરામધિ ભરલેં ફણુસ જસા મોઠા કાપા ॥

ફંદીના માધવગ્રંથમાં સવાઈ માધવરાવના મૃત્યુની કથાનું વર્ણન કરેલું છે. તેના ૩૬૦ ઓવીઓના ૬ અધ્યાય છે. વળી આ કવિની લાવણીઓ અને ફટકા અનેક છે. તેમને ઐતિહાસિક કવિ કહી શકાય. તેમનાં કાવ્યોથી તત્કાલીન ઈતિહાસ ઉપર ઘણો પ્રકાશ પડે છે. ખરડાની લડાઈનો ફંદીનો પોવાડો પ્રસિદ્ધ છે. સવાઈ માધવરાવ, બીજા બાજીરાવ, નાના ફડણવીસ, હોળકર, ફતેસિંગ ગાયકવાડ વિગેરે તે સમયની આગળ પડતી વ્યકિતઓ પર તેમણે પોતાના ચાબખા લગાવ્યા છે. તેમણે હિંદુસ્થાની લાવણીઓ પણ રચી છે.

અનંત ફંદીના મોટા પુત્ર શ્રીપત ઉર્ફે સવાઈ ફંદી પણ સારા કવિ હતા. તેમની કવિતાના છેડે "ફંદીમૂલ" એવા શબ્દો મળી આવે છે. તેમણે ગાયકવાડી રાજ્યમાં વર્ષાસન મેળવ્યું હતું. સવાઈ ફંદીનો રાવબાજીપરનો પોવાડો સૌને મોઢે હતો. તેમાં તે સમયની ખરાબ સ્થિતિનું અને પેશવાના દુર્ગુણોનું સારી રીતે વર્ણન કરેલું છે.

**અનંત બડવે**:—આ કવિ અઢારમા સૈકાની ઉત્તરાર્ધમાં થઇ ગયા. તે પ્રલ્હાદબુવાના પૌત્ર થતા હતા. તેમને પોતાના દાદાની કવિત્વશક્તિ પ્રાપ્ત થઇ હોય એમ દેખાય છે. એમણે પોતાના ગુરૂને ઉદ્દેશીને જે ગોપાળાષ્ટક નામનું કાવ્ય રચ્યું છે, તે ઘણું મધુર છે. તેમના ગ્રંથ-(૧)મલ્હારી મહાત્મ્ય(ઓવીઓ ૧૩૮); (૨)શ્રીમદ્ભાગવત્ પંચમ સ્કંધમાંનું ભરતાખ્યાન (ઓવીઓ ૧૦૨) બ્રહ્મોત્તર ખંડને આધારે લખાએલું (૩) શિવરાત્રીમહાત્મ્ય (ઓવીઓ ૭૩) અને (૧૪) પ્રદોષ મહાત્મ્ય (ઓવીઓ ૭૫). આ સિવાય કેટલાંક સ્ફુટ પદો પણ છે. [સં. ક. કા. સુ. મહારાષ્ટ્ર કવિ ચરિત્ર.]

**અનંતમૂળ**:—નામ—આ વનસ્પતિ અનંતમૂળ (અનંતવેલ), સુગંધિ પાલો, સારિવા (સંસ્કૃત), મગ્રબુ, ઉપળસરિ, નન્નરિ વિગેરે નામોથી ઓળખાય છે. ઉત્તર હિંદુસ્થાનમાં બંગાળા પ્રાંતમાં અને દક્ષિણમાં ત્રાવણકોરથી સિલોન સુધીના પ્રદેશોમાં અનંતવેલ મળી આવે છે.

વિલાયતી સાર્સાપરિલાની માફક રક્ત શુદ્ધ કરવાનો ગુણ આ વનસ્પતિમાં છે, તેથી દેશી ઔષધોમાં તેનો ઉપયોગ થાય છે. ઘણુખરૂં ઉકાળા કિંવા પાકમાં અનંતમૂળ આપવામાં આવે છે. સોજા ઉતારવામાં, પ્રકૃતિસ્વાસ્થ્ય માટે અને મૂત્રરેચક તરીકે તેનો ઉપયોગ થાય છે. અગ્નિમાંદ્ય, જ્વર, રક્તદોષ, ઉપદંશાદિ વિકારપર પણ અનંતમૂળ અપાય છે. કોઈ કોઈ વાર આખી વેલનું ચૂર્ણ કરી તેને ચોખાની કાંજીમાં નાખવામાં આવે છે, અથવા સુકાં પાનાંનો ઉકાળો કરવામાં આવે છે. બજારમાં અનંતમૂળની નાની નાની ઝુડીઓ મળે છે. તેમાં એક અથવા વધારે ઝાડનાં મુળીઆં બાંધેલાં હોય છે. એક શેર અનંતમૂળનો રૂપિઓ અથવા બાર આના બેસે છે. યુરોપમાં એક રતલ અનંતમૂળને દોઢ અથવા બે શિલીંગ પડે છે.

**અનંતરામ**:—તેમણે સ્વાનુભૂતિ નામનું અન્યોક્તિ પર નાટક રચ્યું છે.

**અનંતશયન**:—ત્રાવણકોરમાં વિષ્ણુનું સ્થાન છે. ત્યાં ૧૪ હાથ લાંબી શેષશાયિ વિષ્ણુની મૂર્તિ હોવાથી તેનું આ નામ પડયું છે. આનંદગિરીએ પોતાના શંકરવિજયમાં લખ્યું છે, કે ભગવત્પૂજ્યપાદ શ્રીમચ્છંકરાચાર્ય આ સ્થળે દિગ્વિજય કરતા કરતા આવ્યા, ત્યારે આ સ્થળે દેવદર્શન માટે એક માસ સુધી રહ્યા હતા અને, આ સ્થળે જ તેમને ઉપનયનાદિ સંસ્કારરહિત વિષ્ણુશર્માદિક છ પ્રકારના વૈષ્ણવો મળ્યા હતા. આચાર્યશ્રીએ તેમને બોધ કર્યો અને પુનઃ બ્રાહ્મણ બનાવ્યા. પેશવાઇના સમયમાં પણ આ દેવસ્થાન વિષે સંપૂર્ણ માહિતી હોઇ તે સમયના એક પત્રમાં તેનો ઉલ્લેખ પણ છે.

**અનંતસુત** (મુગ્દલ):—આ કૃષ્ણદાસ મુગ્દલ હોઈ શકે? નાથ પહેલાં એક વર્ષ પૂર્વે સમાધિસ્ત થયા હોવા જોઇએ, એમ મહિપતિબાબાનું કહેવું છે. માટે સમાધિ શક ૧૫૨૦. ગ્રંથ—રામાયણ, રુકિમણીસ્વયંવર, કાલિયામર્દન (સ. ક. કા. સુ.)

**અનમદેશ**:—રાજપીંપળાની દક્ષિણે (રેવાકાંઠા મું. ઇ.) આવેલા માનસેલ જીલ્લામાંનું સ્થળ. પ્રથમ સુલતાન અહમદના (૧૪૧૧–૧૪૪૩) મિત્ર અને સલાહકાર શેખ અહમદના જન્મદિવસ નિમિત્તે બાંધેલી મશીદ અહીંઆં છે.

**અનયમલય**:—ઉ. અ. ૧૦° ૧૫' થી ૧૦° ૩૧' અને પૂ. રે. ૭૬° ૫૧' થી ૭૭° ૨૦' ઉપર મદ્રાસ ઇલાકામાં આવેલો છે. અને કોઈમ્બતુર જીલ્લાની દક્ષિણે પ્રસરેલા સહ્યાદ્રિ પર્વતનો એક ભાગ છે. તે " હાથીના ડુંગર " નામથી પણ ઓળખાય છે. આ ડુંગરની હવા નીલગિરી પર્વત ઉપરની હવાના જેવી છે. આ પર્વતની બે હાર છે. એક ઉપરની અને બીજી નીચેની. નીચેની હારની સરેરાસ ઉંચાઈ ૩૦૦૦ થી ૪૫૦૦ ફીટની છે અને ઉપરની હારની ઉંચાઈ ૮૦૦૦ ફીટ સુધીની છે. નીચલી હારના ઢોળાવ ; ઉપરની ૧૮૫૦૦ એકર જમીન કૉફીના બગીચા માટે તૈયાર કરવામાં આવેલી છે. પર્વત ઉપરનું જંગલ અપ્રતિમ છે. અહીંનો સાગ ઘણો પ્રખ્યાત છે. પર્વતમાંથી સાગ બહાર કાઢવાનું કામ હાથી પાસે કરાવવામાં આવે છે, અને ત્યાંથી તેને નીચે ઉતારવાનો પ્રબંધ તાર બાંધીને કરવામાં આવ્યો છે. આ પર્વત ઉપરથી મળી આવતી જાતજાતની વનસ્પતિ, લાકડાં તથા તંતુઓના નમુના કોઈમ્બતુરના જંગલપદાર્થસંગ્રહાલયમાં રાખવામાં આવેલા છે. અહીંના જંગલમાં શિકાર કરવા યોગ્ય ઘણાં જાનવરો છે અને તેમાં જંગલી ભેંશ, સૂવર, વાઘ અને રીંછ પુષ્કળ પ્રમાણમાં મળી આવે છે.

જંગલમાં કાદન, મુદુવન પુલૈયન અને મલસર વિગેરે અનેક જાતિના જંગલી લોકો વસે છે.

**અનયમુડી** ( હાથીનું કપાળ ):— મદ્રાસ ઈલાકામાં ત્રાવણકોર સંસ્થાનના બરાબર ઈશાન કોણમાં આવેલું સહ્યાદ્રિ પર્વતનું શિખર. તે ઉત્તર અક્ષાંશ ૧૦° ૧૦' અને પૂર્વ રેખાંશ ૧૭° ૪' ઉપર આવેલું છે. આ શિખરની ઉંચાઈ ૮૮૩૭ ફીટની છે. દક્ષિણ હિંદમાં તેના જેટલો ઉંચો બીજો કોઈ પર્વત નથી. આ પર્વત ઉપરથી કોઈમ્બતુર, મદુરા, મલબાર જીલ્લો અને ત્રાવણકોર તથા કોચીન સંસ્થાન વિગેરે પ્રદેશનું અતિ સુંદર દૃશ્ય નજરે પડે છે. એટલું જ નહિ, પણ વાદળાં ન હોય, ત્યારે તો પશ્ચિમ તરફનો સમુદ્ર પણ દૃષ્ટિએ પડે છે. આ ભાગમાં કૉફીનો પાક કાઢવાની શરૂઆત થઈ, તે પહેલાં અહીં શિકાર પુષ્કળ પ્રમાણમાં મળી આવતો હતો. નૈઋત્ય દિશામાં ચોમાસું શરૂ થતાં જ હાથીઓનાં જૂથનાં જૂથ જંગલમાં જ્યાં ત્યાં દૃષ્ટિએ પડે છે.

**અનરણ્ય**:—(૧) સુર્યવંશી ઈક્ષ્વાકુના કુલમાં ઉત્પન્ન થએલા પુરૂકુત્સના કનિષ્ઠ પુત્ર ત્રસદસ્યુનો દ્વિતીય પુત્ર. તેને હર્યશ્વ અને બૃહદશ્વ નામના બે પુત્ર હતા. તે જ્યારે અયોધ્યામાં રાજ્ય કરતો હતો, ત્યારે રાવણે તેને જીત્યો હતો. અને રણ ઉપર મરતાં મરતાં તેણે રાવણને શાપ દીધો હતો, કે મારો વંશજ તારો અને તારા કુલનો નાશ કરશે. ( વા. રામાયણ. ઉત્તર. સ. ૧૯ ).

(૨) સૂર્યવંશી ઋતુપર્ણનો પૌત્ર. ઋતુપર્ણ–સર્વકર્મા, અનરણ્ય અને વિઘ્ન; આ પ્રમાણે તેમનો ક્રમ છે.

(૩) કાર્તિક માસમાં જે પ્રાચીન રાજાઓએ માંસાશનનો ત્યાગ કર્યો હતો, તેમાંનો એક રાજા. ( મહાભારત ૧૩, ૧૧૫,, ૫૫૬૧. )

(૪) સુર્યોદય અને સુર્યાસ્ત સમયે જેમનાં નામ સ્મરણ કરવા યોગ્ય છે, તેવા રાજાઓ માંનો એક રાજા. ( મહાભારત ૧૩, ૧૬૬, ૭૬૮૪. )

**અનલા**:—સુરભિકન્યા રોહિણીની બીજી કન્યા; આની કન્યાનું નામ શુકી. ( મહા. કર્ણ )

(૨) માલ્યવાન રાક્ષસને સુંદરી નામક સ્ત્રીથી ઉત્પન્ન થએલી કન્યા અને વિશ્વાવસુની પત્ની. આની કન્યા તે કુંભીનસી. ( વા. રા ઉત્તર. સર્ગ. ૬૧ )

**અનવળ** (અનંતહલ્લી):-વિજાપુર જીલ્લામાં કલાદગીની અગ્નિકોણમાં પાંચ માઈલ ઉપર આવેલું આશરે હજારેક માણસની વસ્તીનું એક નાનું ગામડું. આ ગામમાં અનંત, મારુતિ અને રામલિંગનાં દેવળો છે. તેમાંના અનંતના દેવળમાં શેષશાયી વિષ્ણુ ભગવાનની, પગ પાસે લક્ષ્મી તથા નાભિમાંથી ઉત્પન્ન થએલા કમલાસન બ્રહ્મા સાથેની, મૂર્તિ છે. તેની ઉપર દશાવતાર કોતરેલા છે. આ દેવળને બીજો માળ પણ છે. ગોવિંદરાવ ચિંચણીના મૃત્યુ પછી તેનો કોઈ વારસ નહિ હોવાને કારણે અનવળ ખાલસા કરવામાં આવ્યું. ( મું. ગૅ. )

**અનવરી**:—આહદુદ્દીન અલ્લી અનવરી ઇરાનનો કવિ હતો. તેનો જન્મ બારમા સૈકાના પ્રારંભમાં ખોરાસાનમાં થયો હતો. સુલતાન સંજીરનો તે ખાસ માનીતો હતો, અને પ્રત્યેક સ્વારીમાં તે તેની સાથે જતો. સુલતાને જ્યારે હૅઝારસ્પને ઘેરો ઘાલ્યો, ત્યારે અનવરી અને તેના પ્રતિપક્ષી રાશિદી વચ્ચે કવિતાની મોટી લડાઈ થઈ હતી. રાશિદી કિલ્લામાં હતો, અને એમ કહેવાય છે, કે તેમના કાવ્યો બાણ દ્વારા એક બીજા તરફ મોકલવામાં આવતાં હતાં. બારમા શતકની આખરે બલ્ખમાં તેનું મૃત્યુ થયું. તેના કાવ્યસંગ્રહમાં " દિવાન અનવરી " નામક ઘણું મોટું કાવ્ય છે; અને તેમાં કેટલાંક વીણાગીતો પણ છે. " ખોરાસાનનાં અશ્રુ "

નામક તેનો ગ્રંથ તેના સર્વ ગ્રંથોમાં મોટો છે. સાદીએ પોતાના ગુલિસ્તાનમાં તેની કેટલીક કવિતા લીધેલી છે. તે તેના સમયનો મોટામાં મોટો જ્યોતિષી ગણાતો હતો

**અનવલોભનઃ**—દ્વિજના સોળ સંસ્કાર છે, તેમાંનો આ એક. ગૃહ્યકર્મ ઉપરનાં સર્વ ગૃહ્યસુત્રોમાં આ સંસ્કારનું વર્ણન આવતું નથી. પરંતુ આશ્વલાયન ગૃહ્યસૂત્રમાં પુંસવન સંસ્કારની પછી આ સંસ્કારનું વર્ણન કરવામાં આવ્યું છે. ગર્ભિણી સ્ત્રીના ત્રીજા મહિનામાં અને ગર્ભિણીના ગર્ભનો નાશ ન થાય તેટલા માટે જ આ સંસ્કાર કરવાનો હોય છે. અને માટે જ તેનું નામ અનવલોભમ (જેથી ગર્ભનો નાશ થતો નથી ) એવું રાખવામાં આવ્યું છે. ઘણું કરીને આ સંસ્કાર પુંસવન સંસ્કારની સાથે જ કરવામાં આવે છે. તેનો મુખ્ય વિધિ તો ગર્ભિણીનો પતિ તેના જમણા નસકોરામાં અશ્વગંધા વનસ્પતિનો રસ પાડે છે, તે છે અને આ રસસિંચનના પ્રભાવથી ગર્ભનો નાશ થતો અટકે છે એવી ભાવના હોય છે. આ રસસિંચન કરતી વખતે જે મંત્ર ઉચ્ચારવામાં આવે છે તે પણ અર્થદૃષ્ટિએ બરાબર છે.

**અનસિંગઃ**—અકોલા જીલ્લાના વાશીમ તાલુકાનું બે હજાર માણસની વસ્તીનું નાનું ગામ. આ ગામ વાશીમથી આગ્નેય ખુણામાં ૧૫ માઇલ ઉપર આવેલું છે. પહેલાં તે એકાદ પરગણાનું મુખ્ય શહેર ગણાતું હતું. શૃંગઋષિના નામ ઉપરથી આ ગામનું નામ પડયું એમ કહેવામાં આવે છે. આ ઋષિનું દેવળ હાલમાં નિર્જન થઈ ગએલા ગામડામાં આવેલું છે. દેવળનો ઘાટ હેમાડપંતી છે. ગામના લોકોએ દેવળ માટે હાલમાં છ ખેતર ખરીદેલાં છે. પાસે જ એક વાવ છે અને તેમાં બારે મહિના પાણી રહે છે. વાવની એક બાજુએ સતીનો હાથ કોતરેલો છે; તેના સંબંધમાં ભિન્ન ભિન્ન દંતકથા ચાલે છે. હાથ બંગડીઓથી ઢંકાએલો હોવાથી માત્ર તે જ બળ્યા સિવાયનો રહ્યો. આ સતીની કથા આ પ્રમાણે છે. તેના પિતા દક્ષ અને તે પતિ શિવ વચ્ચે કલહ થવાથી તેણે આત્મહત્યા કરી. તેના પતિએ તેના શરીરના ટુકડે ટુકડા કરી નાખ્યા; અને તે ટુકડા એકાવન જગ્યાએ પડ્યા. હાથ આ જગ્યાએ પડયો અને તેટલા જ કારણથી તેને વાવ ઉપર કોતરવામાં આવ્યો, એમ મનાય છે. આ ગામની આજુબાજુની જમીન સામાન્ય પ્રતિની છે. ઈ. સ. ૧૮૯૯-૧૯૦૦ ના દુષ્કાળમાં અહીં ડંગ્રાળા નામનું તલાવ ખોદવામાં આવ્યું. તેમાં બારે માસ પાણી રહે છે. તે ઉપરાંત બીજા પણ ત્રણ તળાવ છે, પણ તેમાં પાણી હંમેશાં રહેતું નથી. એકંદરે પાણી જોઈતા પ્રમાણમાં મળતું નથી. આ ગામમાં પોલીસકચેરી અને અને એક નિશાળ છે અને અઠવાડિયામાં એક વખત મોટું બજાર ભરાય છે, (અકોલા ડિ. ગૅ.)

**અનસૂયાઃ**—( ૧ ) કર્દમ ઋષિને દેવદૂતીથી થએલી નવકન્યા પૈકીની એક કન્યા, અને સ્વાયંભુ મન્વંતરમાં થઈ ગએલા બ્રહ્માના માનસપુત્ર અત્રિ ઋષિની પત્ની.

( ૨ ) વૈવસ્વત મન્વંતરમાં અત્રિ ફરી ઉત્પન્ન થયા અને અનસૂયા તેમની પત્ની થઈ એમ કહેવામાં આવે છે.

અનસૂયા પરમ પતિવ્રતા અને મહાતપસ્વિની હતી. તેના સંબંધમાં ખાસ હકીકત એવી છે, કે એક વખતે એક સામટાં દશ વર્ષ સુધી અનાવૃષ્ટિ રહી, તે સમયે તેણે પોતાના તપના પ્રભાવે ફળ, મૂળ અને પાણી ઉત્પન્ન કરી ઘણાં પ્રાણીઓના જીવ બચાવ્યા હતા. બીજી વાત એ, કે માંડવ્ય ઋષિને જ્યારે શૂળી ઉપર ચઢાવવામાં આવ્યા, ત્યારે અંધારામાં તે શુળીને એક ઋષિપત્નીનો ધક્કો લાગતાં ઋષિએ તેને શાપ આપ્યો, કે સુર્યોદય થતાં તું વિધવા થઈશ. પરંતુ ઋષિપત્નીએ સૂર્યોદય થવા દીધો જ નહી. આથી પ્રાણિમાત્રનો વ્યવહાર અટકી પડયો અને હવે શું કરવું એમ બધા ઋષિઓ વિચાર કરવા લાગ્યા. આખરે તેમને માલમ પડ્યું, કે એ ઋષિપત્ની અનસૂયાની પરમ સખી છે; તેથી બધા ઋષિઓ દેવોને આગળ કરીને અનસુયાને શરણે ગયા ને બધીહકીકત તેની આગળ નિવેદન કરી અનસુયાએ ઋષિઓની વિનંતિ સ્વીકારી અને પોતાના તપના પ્રભાવથી પોતાની સખીને વૈધવ્ય આવવા ન દેતાં સુર્યોદય થવા દીધો.ચિત્રકૂટ પર્વતની દક્ષિણના અરણ્યમાં જ્યારે અત્રિ ઋષિનો આશ્રમ હતો, ત્યારે રામચન્દ્ર સીતા અને લક્ષ્મણ સાથે તે ઋષિના દર્શનાર્થે ગયા હતા. તે સમયે અનસૂયાએ સીતાની સાથે અત્યંત મમતાપૂર્વક વર્તીને અને તેને પતિવ્રતાના ધર્મસંબંધે શિખામણ આપીને એક દિવ્ય વસ્ત્ર અને એક પ્રકારનો પ્રલેપ આપ્યાં હતાં. તે વસ્ત્ર પહેરવાથી અને પ્રલેપ શરીરે ચોળવાથી શરીર સુશોભિત દેખાતું અને મુસાફરીનો થાક ઉતરી જતો.

( વા. રા. અયોધ્યા કાંડસર્ગ ૧૧૭. )

અત્રિપુત્ર દત્તાત્રેયની તે માતા થતી હતી. તેના પાતિવ્રત્યની પરીક્ષા કરવાને ભિક્ષા લેવાના નિમિત્તથી એક સમયે બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ તેની પાસે આવ્યા હતા. પરન્તુ તેણે પોતાના પાતિવ્રત્યના પ્રભાવથી તેમને નાના બાળકો બનાવી દીધા અને પાછળથી તેઓ જ દત્તાત્રેય રૂપેઅવતર્યા હતા એવી કથા છે.

**અનહિલવાડ**:—અનહિલવાડ નામની રાજધાનીના શહેરના નામપરથી આ નામ પડેલું એક પ્રાચીન રાજ્ય. વડોદરા રાજ્યમાંના પાટણ કે અનહિલપાટણની વાયવ્ય દિશામાં આ રાજ્ય વસેલું હતું. ઈ. સ. ૧૪૫-૪૬ ના અરસામાં વનરાજ ચાવડાએ તે વસાવેલું.

પ્રાચીન અનહિલવાડનું જે વર્ણન કુમારપાલચરિત્રમાં મળે છે, તેમાં તે શહેરનો બહોળો વિસ્તાર (૧૨ ગાઉનો ), ત્યાંનાં ૮૪ પ્રેક્ષણીય સ્થાનો, સોનારૂપાની ટાંકશાળો, રાજમહેલનો વૈભવ, અસંખ્ય છતાં વ્યવસ્થિત કચેરીઓ, રોજ થતો હજારોનો વસુલ, મંદિરો, પાઠશાળાઓ, વૃક્ષોની ઘન છાયામાં ઠેરઠેર થતો વેદવિષયક વિવાદ, વગેરે અનેક વિષયોનું સુક્ષ્મ અને રસભરીત વર્ણન જોવા મળે છે ( ફ્રોબ્સ ) અલ ઇદ્રીસી નામના એક પ્રાચીન (ઈ. સ. ૧૧૫૩) ગ્રંથકારે અનહિલવાડની પ્રજાનો ખ્યાલ આપતાં લખ્યું છે, કે નહમાલ ( અનહિલવાડનું મુસલમાની નામ ) માં બલહાર નામનો એક મહાન રાજા રાજ્ય કરે છે. તેની પાસે હાથીનું દલ હોઇ તે બુદ્ધનો ઉપાસક છે. તેનો મુગટ સોનાનો હોઈ તે મૂલ્યવાન વસ્ત્રો ધારણ કરે છે. અઠવાડીયામાં એક વાર તે ઉંચા વસ્ત્રો ને અલંકાર પહેરેલી સો સ્ત્રીઓને સાથે લઈ ઘોડાપર બેસી શિકારે જાય છે. કારભારી તથા સેનાપતિ તો લડાઈ પુરતાં જ તેની સાથે જાય. વેપારને લીધે અહીં ઘણા મુસલમાનો આવ્યા છે. રાજા તથા તેના અમલદારો એ મુસલમાનોને માનપૂર્વક આશ્રય આપે છે. હિંદુઓ સ્વાભાવિક રીતે જ ન્યાયને ચ્હાનારા છે. પ્રામાણિકતા, રાજનિષ્ઠા વિગેરે સદ્ગુણો માટે તેઓ પંકાએલા હોઈ તેમનો દેશ ઘણી જ આબાદી ભોગવે છે, એમ તેને વિષે દરેક જણ કહે છે. તેમની પ્રામાણિકતા વિષે એક જ દાખલો આપું છું. એકાદ લેણદારને જ્યારે દેણદાર પાસેથી પોતાનાં નાણાં વસુલ કરવા હોય છે, ત્યારે તે દેણદારની ચોગમ એક લીસોટો ખેંચે છે. એટલે દેણદાર કરજ પતાવ્યા વિના પોતાની જગાપરથી પણ ખસતો નથી ! અનાજ, શાકભાજી અને કુદરતી રીતે મરી ગએલાં પ્રાણીઓ અહીંની પ્રજાની ખોરાકીની વસ્તુઓ છે. હિંસા તો કોઈ કરે જ નહિ. વળી ગાય તથા બળદો વિષે તેમના દીલમાં પૂજ્ય ભાવ વસે છે. ”

પ્રાચીન અરબ ગ્રંથકારોએ અનહિલવાડ વિષે નીચે મુજબ લખ્યું છેઃ—

આમ્હલ, ફામ્હલ, કામ્હલ, કામુહુલ, મામ્હુલ, નહલવાર, નહરવાલ, એ બધાં અનહિલવાડનાં અરબી નામો છે. જુદા જુદા લેખકોએ તેને જુદાં જુદાં નામોથી સંબોધ્યું છે. અલઈસ્તખ્રી ( ઇ. સ. ૯૫૧ ) એ તેને ‘ આમ્હલ ’ ને નામે સંબોધી તેને ‘ હિંદ ’ ( ગુજરાત ) નાં એક પ્રમુખ શહેર તરીકે વર્ણવ્યું છે. ઇબ્નિ હૌકલે ( ઈ. સ. ૯૫૮-૯૭૬ ) જણાવ્યું છે, કે ‘ ફામ્હલ ’ શહેર વિશાળ અને મજબુત હોઈ તેમાં એક ‘ જામા ’ છે. અલબેરૂણીએ તેને ‘ નહલવાર ’ ને નામે તથા અલઇદ્રસીએ ‘ મામ્હલ ’ ને નામે ઓળખાવી તે ‘ હિંદ ’ તથા સીંધ એ બેની વચ્ચેના ૨ જી બાજુમાં વસેલું હોઈ ત્યાં ઘોડા ને ઉંટ રાખનારા મેરોની વસ્તી છે એમ લખ્યું છે. વનરાજે અણહિલવાડ ઈ. સ ૧૫૦ માં સ્થાપ્યું, છતાં દસમી સદીના અરબી પ્રવાસી અલ ઈસ્તખ્રી પહેલાં તે વિષે એકે પ્રવાસીએ કોઈ પણ જાતનો ઉલ્લેખ કર્યો નથી. એ ઉપરથી કદાચ એમ પણ હશે, કે પરદેશીઓની દૃષ્ટિ આકર્ષી શકે તેમ તે આજ અરસામાં વધી ગયું હશે. ૧૧ મી સદીમાં મહંમદના સમકાલીન મુસલમાનોએ અણહિલવાડ વિષે ઉપરાછાપરી લખ્યું છે. ફેરિસ્તાએ લખ્યું છે, કે સોમનાથનો વિધ્વંસ કર્યા પછી આ શહેરને જ પોતાની રાજધાનિ બનાવવી, એમ મહંમદને વારંવાર લાગતું હતું; કેમ કે ત્યાં સોનાની ખાણો હતી, તેમ સિંહલદ્વીપ ( લંકા ) જેવો રત્ન દેશ તેમને અંકિત હતો. પણ તેના આ મનોરથ તેના મંત્રીઓએ ઉથલાવી પાડયા. છતાં પાટણમ તેણે જે મસજીદો બંધાવી, તે ઉપરથી તે શહેર વિષે તેને લાગતો પ્રેમ સાબીત થઈ જાય છે.

એ પછી નુરઉદ્દીન મહંમદ ઉફીએ ( ઈ. સ. ૧૨૧૧ ) અનહિલવાડ વિષેનો ઉલ્લેખ કર્યો છે. તેણે પોતાની જામી-ઉલ-હિકાયાન નામની તવારીખમાં જણાવ્યું છે, કે અનહિલવાડના રાજાને વિષે એમ કહેવામાં આવે છે, કે હિંદુઓએ ખંભાતના એક ગરીબ મુસલમાનને ભોળવી તેની પાસેથી જયરાજ પાસે એવી તકરાર કરાવી, કે ત્યાંના અગ્નિપૂજકોએ તેની મસજીદ તોડી પાડી. આ વાત સાંભળતા જ રાજા જાતે ખંભાત ગયો, તથા તપાસ ચલાવી ગુન્હેગારોને તેણે સજા આપી. વળી તેમની પાસે તે મસજીદ ફરી બંધાવી આપી. વળી ઇ. સ. ૧૧૭૮ માં બીજા

મૂળરાજાએ મહુંમદને હરાવ્યાનો પુરાવો પણ આ તવારીખમાં જ છે. આનું વેર સન ૧૨૯૭ માં કુતબુદ્દીન ઐબકે શી રીતે વાળ્યું તેનું વર્ણન તાજુમ મઆસીરે આપ્યું છે. વળી તેની તવારીખપરથી સુલતાન નાસીરદ્દીન કબાએ ( સન ૧૨૪૬-૬૬ ) પોતાના સેનાપતિ ખાસખાંને દેબલથી નહરબાદ પર સ્વારી કરવા મોકલ્યો ને તે ત્યાંથી અગણિત સંપત્તિ તથા ઘણા કેદીઓ લઈ આવ્યો એમ પણ જણાય છે. ગુજરાત જીત્યા પછી અલાઉદ્દીન ખીલજીએ ઈ. સ. ૧૩૦૦ માં સોમનાથનો નાશ કરવા પોતાના વડા સરદાર ઉલુઘખાંને મોકલ્યો; ને તેણે તેમ કરી ત્યાંની સૌથી મોટી મૂર્તિ તોડી તે અલ્લાઉદ્દીન પર મોકલાવી આપી.

ચાવડાવંશઃ—પંચાસરનો રાજા જયશિખરી કલ્યાણના સોળંકી રાજા સાથે લડતાં મરણ પામ્યા પછી રૂપસુંદરી પોતાના ભાઈને લઈ જીવ બચાવવા ખાતર જંગલમાં જઈ વસી. તેને જે પુત્ર થયો, તેનું નામ વનરાજ હતું. તેણે આગળ ઉપર ઘણા શુરાતનનાં કામો કરી ચાંપાનેર અને અનહિલપુર નામનાં બે શહેર વસાવ્યાં. આ શહેરની જગ્યા અનહિલ નામના તેના નોકરે શોધી કાઢી, તેથી તેના નામપરથી વનરાજે ગામનું નામ પણ અનહિલપુર જ પાડયું. ચાવડાવંશનો મૂળ પુરુષ આ જ વનરાજ હતો. ઈ. સ. ૧૮૧૫ ની સાલના પુસ્તકમાં અનહિલપૂરના વસવાટ વિષે કંઈક જુદી જ દંતકથા આપવામાં આવી છે. વનરાજનો મૂળ પુરુષ જે વેણીરાજ, તેનો બાપ વચરાજ દીવગઢનો રાજા હતો. વેણીરાજે દરીયાના સોગન લઇ એક વેપારીને ફસાવ્યાથી દીવગઢના રાજા સાથે દીવગઢ દરીયામાં તણાઈ ગયું ને રાજાની ગર્ભવતી રાણીને નાસી જવું પડયું. તેને પેટે આગળ ઉપર વનરાજનો જન્મ થયો. પછી તેણે અણહીલ નામના ભરવાડે બતાવેલું છુપું ધન વાપરી અણહીલ પટ્ટણ શહેર વસાવ્યું. આ વંશના સાત રાજાઓનાં નામો ઐનેઅકબરીમાં આ પ્રમાણે આપ્યાં છે. રામરાજ, જોગરાજ, ખેમ અથવા ભીમરાજ, પિથુ, વિજયસિંહ રાવતસીંહ. આમાનાં છેલ્લા એટલે રાવતસિંહે પોતાનું રાજ્ય સોળંકી વંશના મૂળ રાજને આપી દીધું. ( ઈ. સ. ૯૪૨ ) વનરાજના ગુરુ તથા માના દબાણને લીધે પંચાસરમાં પારસનાથનું દેવળ બંધાયૂં. તેમાં જે મૂર્તિઓ સ્થાપવામાં આવી, તે ઉપરથી વનરાજે શ્રાવકોને આશ્રય આપ્યો હતો, એમ સાબીત થાય છે. એવી જૈનોની દલીલ છે. પણ પાટણમાં આજે પણ ઉમામહેશ્વર તથા ગણપતિની જે મૂર્તિઓ છે, તે પરથી બ્રાહ્મણો પણ આવી દલીલ કરી શકે તેમ છે. આ મૂર્તિઓ નીચે વનરાજનું નામ તથા આ શહેર વસાવ્યું તે સાલ ( સંવત ૮૦૨ ) કોતરવામાં આવ્યાં છે. ફોર્બ્સ લખે છે, કે ત્યાંના જુના રાજાઓ ઉદારમતવાદી હોઈ ત્યાં એક જ વખતે શૈવ અને જૈન એ બન્ને સંપ્રદાયો પ્રચલિત હતા એમાં તો શક જ નથી.

સોળંકીવંશઃ—મૂળરાજ તથા તેના વંશજો બલહરને નામે પ્રસિદ્ધ છે. આ વંશમાંના બીજા રાજા ચામુંડના વખતમાં ગઝનીના મહંમદે સોમનાથપર સ્વારી કરી હતી,ત્યારે રસ્તામાં અણહિલવાડપર પણ હુમલો કરી ચામુંડને નસાડી મુકયો હતો. પછી મહમદ સોમનાથ તરફ ધસ્યો. રાજપુત્ર વલ્લભસેન અને ભીમદેવ તેની સામે પડયા; તેનો કશો ય ઉપયોગ થયો નહિ. સોમનાથથી પાછા ફરતાં મહંમદે આખું ચોમાસું અણહિલવાડમાં રહીને જ પસાર કર્યું, ને પાછા પોતાને દેશ જતાં તેણે દુલ્લભને પોતાના માંડલિક તરીકે ત્યાં રાખ્યો. તેણે અણહિલવાડમાં જે તલાવ બંધાવ્યું, તે દુલ્લભસરોવરને નામે હજીએ મોજુદ છે. રાજપુત્ર વલ્લભસેન કેદ પકડાયો હતો. ભીમસેન માત્ર છુટો હતો ને તેણે મહંમદને ઘણો પજવ્યો.

પહેલો રાજા ભીમદેવ, તેનો પુત્ર કરણદેવ, તેનો પુત્ર સિદ્ધરાજ જયસિંહ એઓ રાજ્ય કરતા હતા, ત્યારે સોળંકી રાજ્યનો વિસ્તાર અતિ ફેલાયો હતો. તેમને અંકિત ૧૮ માંડલિક રાજાઓ હતા, અને તેઓનાં રાજ્ય દક્ષિણમાં કોલ્હાપુરથી ઉત્તરમાં માળવા સુધી ને ગંગા કિનારા સુધી પથરાએલાં હતાં.

સિદ્ધરાજના ગુણાનુવાદ ગાતી અનેક દંતકથાઓ પ્રસિદ્ધ છે. સિદ્ધરાજ પછી કુમારપાલ ગાદીએ બેઠો. તે જૈનમુનિ હેમચંદ્રનો અનુયાયી હતો. એમ કહેવાય છે, કે કુમારપાલે પારસનાથમાં કુમારવિહાર નામનું મંદિર બંધાવ્યું. પરંતુ મહાદેવે એક વખત તેના સ્વપ્નામાં આવી કહ્યું, કે હું અણહિલવાડમાં રહેવાને માટે આવું છું. આથી તેણે એક મહાદેવનું મંદિર બંધાવ્યું. તેનો પુત્ર લવણપ્રસાદ. તેના જે વંશજો અણહિલવાડમાં રાજ્ય કરવા લાગ્યા તેઓ વાઘેલા તરીકે ઓળખવામાં આવ્યા હતા.

બીજા ભીમદેવના વખતમાં જ સોળંકી વંશની જાહોજલાલી શિખરે પહોંચી. સન ૧૧૯૪ માં કુતુબુદ્દીન અને ભીમદેવ વચ્ચે લડાઈ થઈ અને તેમાં કુતુબુદ્દીનને હરાવી ભીમદેવે તેને અજમેરમાં કેદ કરી રાખ્યો. પણ આગળ ઉપર કુતુબુદ્દીને ભીમદેવના સેનાપતિ જીવનરાયને હરાવ્યો, ત્યારે

ભીમદેવ નાસી પસાર થયો. સન ૧૧૯૬ માં ભીમદેવે મેર લોકોનું લશ્કર ભેગું કરી ફરી એકવાર મુસલમાનો સાથે લડાઈ કરી, પણ ત્યારે તે ફાવ્યો નહિ. અને મુસલમાનોએ ગુજરાતમાં ખેદાનમેદાન કરી અણુહિલવાડ કબજે કર્યું. ત્યારબાદ મુસલમાનોએ એ શહેરનું નામ નહરવાલ પાડયું.

વાઘેલા વંશ—મુસલમાનોએ શહેર કબજે તો કર્યું, પણ તેમની પાસે તે લાંબી વાર સુધી ટકી શકયું નહિ. તેમને તે ટુંકમાં જતું કરવું પડયું. છતાં તે શહેર ઉતરતી કળાએ પહોંચ્યું. વાઘેલા રાજાઓએ લગભગ સો વરસ (૧૨૧૪–૧૩૦૩) સુધી પોતાની સ્વતંત્રતા ટકાવી રાખી હતી. તેમણે ૧૧૯૬ થી ૧૩૨૨ સુધી સ્વતંત્રતા ભોગવી હોય, એવા પણ કેટલેક ઠેકાણેથી પુરાવા મળી આવે છે. આ સૈકા દરમ્યાન વાઘેલા વંશના મૂળદેવ, વિસલદેવ, ભીમદેવ, અર્જુનદેવ, સારંગદેવ અને કરણઘેલા નામના છ રાજાઓ થયા. સન ૧૨૯૭ માં અલાઉદ્દીનના કારભારીના ભાઇ અલફખાંએ કરણઘેલાને હાંકી મુકયો. તેની રાણીને સુલતાને પોતાના જનાનખાનામાં રાખી લીધી. વળી તે રાણીના કહેવાથી તેની દીકરી દેવળદેવીને શાહજાદા સાથે પરણાવવા પકડી લઈ જવામાં આવી.

વાઘેલા વંશના અંત સાથે જ અણુહિલવાડ તથા ત્યાંનાં રાજ્યનો પણ અંત આવી ગયો. 'ગુજરાષ્ટ્ર' ગ્રંથમાં બ્રીગ્જે લખ્યું છે, કે ૧૩ મી સદીને આખરે અલાઉદ્દીને અણુહિલવાડ શહેરનો ફરતો કોટ તથા ત્યાંના મંદિરો તોડી પાડયાં. એટલું જ નહિ પણ તેણે શહેરમાં ગધેડા વડે હળ ફેરવ્યાં તે ત્યારે જ તેને નચિંત થયો! પછીનો આ શહેરનો ઇતિહાસ પાટણ લેખમાં આગળ આવશે.

( પ્રમાણ ગ્રંથો—બોમ્બે ગેઝેટ, વોલ્યુમ ૭; રાસમાળા; કુમારપાલચરિત; આઇને અકબરી તથા મુસલમાન લેખકોની બીજી તવારીખો. )

**અનળઃ**—( ૧ ) આગ્નેયી દિશાનો દિક્‌પાલ વસુ. તેને કુમાર, શાખ, વિશાખ અને નૈગમેય નામના ચાર પુત્રો હતા. ( મહા. આદિ. ૬૭ ).

( ૨ ) વિભીષણના ચાર રાક્ષસ અમાત્યોમાંનો એક.

( ૩ ) ગરૂડનો પુત્ર. ( મહા. ઉદ્યો. ૧૧ )

( ૪ ) મયસભાનો એક રાજા. (મહા.સભા.૮)

**અનાઃ**—આ શહેર યુફ્રેટિસ નદી ઉપર વસેલું છે. ઇ. સ. પૂર્વે આશરે ૨૨૦૦ વર્ષ ઉપરના એક બાબિલોનિયન પત્રમાં આ શહેરનો ઉલ્લેખ "હનાટ" નામથી કરવામાં આવ્યો છે. ઇ. સ. પૂર્વે ૮૭૯ ની સાલમાં લખાયલા અસુર નઝિરપાલનો લેખક તેને અનાટ નામથી ઓળખાવે છે. ગ્રીક અને લૅટીન લેખકો આ શહેરને "અનાથા" અને આરબ લેખકો "અના" નામથી સંબોધે છે. આ શહેર એક બેટ ઉપર હતું, તે સંબંધે ઘણા લેખકોનો મત મળતો આવે છે.

બાબિલોનિયન પ્રાંતમાં અનાની સ્થિતિ કેવી હતી, તે વિષે કશી માહિતી ઉપલબ્ધ નથી. તો પણ ઇ.સ. પૂર્વે આસરે ત્રણચાર હજાર વર્ષ પહેલાંના એક કાગળમાં સુહીના અધિકાર નીચેના પ્રદેશમાં થએલા ઝગડા વિષેની હકીકતમાં અનાના છ મનુષ્યોનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ઇરાન ઉપરની સ્વારીના સમયે જ્યુલિયન બાદશાહનો પ્રથમ પ્રતિરોધ આના આગળ કરવામાં આવ્યો હતો. ખલીફ ફ્રેમ પણ હદપાર થયા પછી અહીં આવીને રહ્યો હતો.

ઘણા પ્રવાસીઓએ તથા લેખકોએ અના સંબંધી હકીકત લખી રાખી છે. હાલનું અના શહેર યુફ્રેટિસના જમણા કાંઠા ઉપર આવેલું છે. અરબી કવિઓએ અહીંની દારૂનાં વર્ણન અને તારીફ કરેલાં છે. અહીં ફક્ત ખડબચડું કાપડ જ તૈયાર થાય છે.

**અનાગત વંશઃ**—( ભવિષ્યકાળની નોંધ ) મેત્તેય અથવા ભાવિ બુદ્ધ સંબંધી ૧૪૨ કડીનું આ કાવ્ય પાલી ભાષામાં કસ્સપે લખેલું છે, એવી હકીકત ગંધર્વવંશમાંથી ઉપલબ્ધ થાય છે. અને તે ચોલ સામ્રાજ્યમાં રહેતો હતો, એવું વર્ણન સાસન વંશદીપમાં કરવામાં આવેલું છે. વળી તે કાંચીપુરમાં રહેતો ન હતો, એવું અનુમાન આપણે સ્વાભાવિક રીતે કરી શકીએ. કારણ, કે ચોલ રમ્ય નામને બદલે કર્તાએ કાંચીપુર નામનો ઉપયોગ કર્યો હોત. બુદ્ધવંશનો કર્તા આ જ હતો, એ માન્યતા ભૂલભરેલી જણાય છે. કારણ કે કસ્સપના સમય સંબંધી અથવા તેણે લખેલા બીજા ગ્રંથો વિષે કશી માહિતી મળી આવતી નથી. ઉપતિસ્સે અનાગત વંશ ઉપર ટીકા લખેલી છે; અને આ ઉપતિસ્સ ઈ. સ. ૯૭૦ માં સિંહલદ્વિપમાં લખાયલા મહાબોધીવંશનો કર્તા હોવો જોઇએ, એમ કેટલાકનું કહેવું છે. મેત્તેય અથવા ભાવિ બુદ્ધના સંબંધમાં પાછળના લોકોની શ્રદ્ધા જેમ જેમ વધતી ગઇ, તેમ તેમ અનાગત વંશનું મહત્વ ઘણું વધી પડયું. તેથી આવી પરિસ્થિતિમાં તેના સમયની માહિતી ન મળે, એ ખરેખર શોચનીય વાત છે. નિકાયમાં, ભાવિ બુદ્ધ ઉત્પન્ન થયો એવું વિધાન છે. પરંતુ

એક સિવાયના બાકીના કોઈ નિકાય કે પિટકમાં મૈત્તેયનો ઉલ્લેખ કરેલો જણાતો નથી. બુદ્ધવંશના અંતિમ ભાગમાં તે નામ મળી આવે છે ખરૂં; પરંતુ તે ભાગ મૂળ ગ્રંથમાંનો નહિ, પણ પાછળથી ઉમેરેલો જણાય છે. નેતિ પ્રકરણમાં પણ મૈત્તેયનું નામ નથી, ઉપર જે અપવાદાત્મક ગ્રંથનો ઉલ્લેખ કરવામાં આવ્યો, તેનું નામ દીર્ઘનિકાય છે. તેના છવ્વીસમા સંવાદમાં બુદ્ધના મુખમાં એવું ભવિષ્યવચન મુકવામાં આવ્યું છે, કે મૈત્તેયના હજારો અનુયાયીઓ થશે, પરંતુ મારે તો ફક્ત સેંકડો જ છે. મહાવસ્તુમાં આ હકીકત અત્યંત પ્રચલિત છે. તેમાં તો અગિયાર વખત મૈત્તેયનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે, એટલુંજ નહિ, પણ એ ત્રણ ઉતારામાં તો તેના સંબંધી સવિસ્તર માહિતી આપવામાં આવી છે. છતાં તેમાં કેતુમતિ શહેરના વિસ્તાર સંબંધી જે માહિતી આપવામાં આવેલી છે, તે અનાગત વંશની માહિતી સાથે મળતી આવે છે. ( મહાવસ્તુ ૩, ૨૪૦=અનાગત વંશ ૮ ) પરંતુ બીજી બાબતો મળતી આવતી નથી.

આ ગ્રંથ ઉપરથી ત્રણ મહત્વના મુદ્દા નીકળે છે. (૧) આ ગ્રંથની કથામાં નવીન એવો ભાગ બીલકુલ નથી. પ્રથમની બુદ્ધકથાઓ ઉપરથી જ બરાબર તેની યોજના કરવામાં આવી છે અને જે તફાવત છે, તે ફકત કેટલાંક નામ અને સંખ્યામાં છે.

(૨) મૈત્તેય અને પશ્ચિમના મેસાયા એ બન્નેની કલ્પનાનું સામ્ય બતાવનારી ઘણી હકીકતો મળી આવે છે અને તે બન્ને વિષેના બધા વિચારો જો કે સરખા નથી, તો પણ તેમના ઘણા મુદ્દા એક જ પ્રકારના છે. મૈત્તેયનો સમય સુવર્ણયુગનો હોવાથી તેના વખતમાં રાજા, મંત્રી, રાજ્ય અને જનતા સદ્ગુણી રાખવા માટે અને સત્યનો જય થાય એવા પ્રયાસો કરવાને એક બીજા સાથે સ્પર્ધા કરશે, એવું વર્ણન કરવામાં આવ્યું છે.

(૩) મૈત્તેય નામને વિષે કેટલોક ગોટાળો, છે, તે પ્રથમ દૂર કરવો જોઇએ. મૈત્તેય એટલે "પ્રેમનો બુદ્ધ" નહિ, પણ તે તો એક ગોત્રનામ છે. કદાચ ગૌતમ નામ પ્રમાણે તે પૈતૃક નામ હશે અને તેનો અર્થ મૈત્તેયનો વંશજ થતો હશે. સુત્તનિપાતમાં એક બીજા મૈત્તેય નામક ઐતિહાસિક પુરુષનો ઉલ્લેખ મળી આવે છે. પરંતુ તે મૈત્તેય અને આ મૈત્તેય વચ્ચે કશો સંબંધ નથી. મૈત્તાનો અર્થ પ્રેમ થતો હોવાથી ભાવિ બુદ્ધને મૈત્તેય નામ આપવામાં આ શબ્દની સાથે તેનો સંબંધ જોડવાનો હેતુ રાખવામાં આવ્યો હશે. પરંતુ આવા શાબ્દિક ખેલ અથવા તો શબ્દ-શ્લેષો હિંદનાં સાહિત્યોમાં વિરલ નથી. ભાવિ બુદ્ધનું પોતાનું નામ પણ "અજિત" રાખવામાં આવ્યું છે.

આ ગ્રંથની એક હસ્તલિખિત પ્રતમાં "અનાગત બુદ્ધસ્સ વણ્ણન" એવું સળંગ લખેલું નામ મળી આવે છે. વળી આ જ નામનો એક બીજો ગદ્યપદ્યાત્મક ગ્રંથ પણ છે. અને તેમાં ભાવિ દસ બુદ્ધોનું વર્ણન કરવામાં આવ્યું છે.તેમાં મૈત્તેયનું વર્ણન પણ આવી જાય છે. પરંતુ આ ગ્રંથ હજી અમુદ્રિત અવસ્થામાં જ છે.

**અનાગોંદી**:—આ શહેર તુંગભદ્રા નદીના ઉત્તરકાંઠા ઉપર, દક્ષિણ કાંઠા ઉપરના વિજયનગર શહેરની પડોશમાં વસેલું હતું; આજે પણ ત્યાં પુરાતન સમયનાં અનેક દેવળો છે. વાલીની કિષ્કંધા નગરી અહીં જ હતી એમ કહેવાય છે. અનાગોંદી આ નાનું શહેર પહેલાં કિલ્લાવાળું હતું. ઘણાં વર્ષ મહેનત કરીને ત્યાંના રાજાએ શહેરના કિલ્લાને મજબુત કર્યો હતો. અનાગોંદીના રાજવંશની ઉત્પત્તિ કયાંથી થઈ, તેનો હજી પત્તો નથી. ઘણાં વર્ષ સુધી ત્યાંનો રાજા દ્વારસમુદ્રના હોયસળ બલ્લાળનો માંડલિક હતો. ફેરિસ્તા લખે છે, કે ઇ. સ. ૧૩૫૦ પૂર્વે સાતસો વરસ સુધી આ રાજવંશનો અમલ અનાગોંદિમાં હતો. હરિહર અને બુક્ક નામક બે ભાઇઓ વારંગળના રાજાના આશ્રય નીચે હતા. તે ભાઇઓમાંથી એકને અનાગોંદીની દિવાનગીરી અને બીજાને ખજાનચીની જગ્યા મળી; અને તેના પરિણામે થોડા જ સમયમાં અનાગોંદીના રાજ્યની મહત્ત્વનાં રાજ્યોમાં ગણત્રી થવા લાગી, ઈ. સ. ૧૩૩૪ માં દિલ્હીના સુલતાન મહંમદ તઘલખનો ભત્રીજો બાહુદ્દીન બંડ કરીને દક્ષિણમાં આવ્યો અને તેને અનાગોંદીના રાજાએ આશ્રય આપ્યો. તેથી સુલતાન મહંમદ અનગોંદી ઉપર ચઢી આવ્યો અને તે શહેર જીતી લઈ ત્યાં મલીક નામના પોતાના એક કારભારીને મૂકયો. આ પ્રમાણે અનાગોંદીની પડતી થયા પછી હરિહરે તથા બુકકે તુંગભદ્રાના દક્ષિણ કિનારા ઉપર વિજયનગર શહેરની સ્થાપના કરી. એટલે અનાગોંદીમાંથી સરદારો તથા લોકો એ નવા શહેરમાં જઇને વસ્યા. આ રીતે અનાગોંદી શહેરનું મહત્ત્વ નષ્ટ થયું.

અહીં રંગનાથસ્વામી અને લક્ષ્મીદેવીનાં દેવાલયો છે. લક્ષ્મીના દેવળમાં મારુતિની તથા ગરુડની લાકડાની બનાવેલી ઘણી મોટી અને સુંદર મૂર્તિઓ છે. આ મૂર્તિઓને ઉત્સવના પ્રસંગે

ધામધૂમ સાથે ગામમાં ફેરવવામાં આવે છે. અનાગોંદીથી બે માઈલ ઉપર પંપા સરોવર આવેલું છે.

અનાગોંદીના એક રાજાએ વિઠોબાની મુર્તિને પંઢરપુરથી અનાગોંદી આણી હતી. તે મુર્તિ ભાનુદાસ પાછી પંઢરપુર લઈ ગયો હતા, એવી એક આખ્યાયિકા પ્રચલિત છે.

વળી એક એની વાત પણ કહેવાય છે. કે અહીંનો એક રાજા પોતાને સાર્વભૌમ રાજા કહેવડાવતો અને આખી પૃથ્વી ઉપરના રાજાઓની ખંડણી પોતાના ચોપડાઓમાં જમે કરતો અને પછીથી તે જુદા જુદા દેશોના હિસાબમાં લખી વાળતો. આ પ્રમાણે કરવામાં રાજાને ઘણો આનંદ પડતો. આ ઉપરથી અનાગોંદીનો જમાખરચ ખોટા હિસાબના પર્યાય રૂપે વપરાવા લાગ્યો અને તે જ પ્રમાણે અનાગોંદીનો કારભાર પણ અંધાધુંધી શબ્દનો પર્યાય બની રહ્યો.

**અનાઝરબસઃ**—આ પ્રાચીન સિલિશિયન શહેર પિરેમસ (જિહુન) નદીના મુખ્ય પ્રવાહની પશ્ચિમે દશ માઈલ ઉપર અલૈન મેદાનમાં આવેલું છે. રોમન સામ્રાજ્યના વખતમાં તે સેસેરિયા કહેવાતું હતું. પછી ધરણીકંપથી આ શહેરનો નાશ થવાથી જાસ્ટિનિયન બાદશાહે તે શહેર ફરીથી બંધાવ્યું, તેથી તેનું નામ જસ્ટિનોપૉલિસ પાડવામાં આવ્યું (ઇ. સ. ૫૨૫). બારમા સૈકામાં લેસર આર્મિનિયાના રાજા પહેલા થોરોસે આ શહેરમાં પોતાની રાજધાની કરી. તે સમયે તેનું નામ અનાઝર્બા હતું. અનાઝરબસ કુદરતી રીતે મજબુત હોવાને લીધે બાયઝંટાઈન સામ્રાજય અને તેના ઉપર હુમલો કરનારા મુસલમાનો વચ્ચે થએલી લડાઇઓમાં આ શહેરે ઘણો જ આગળ પડતો ભાગ લીધો હતો. હરૂન અલરશીદે આ શહેર ઈ. સ. ૭૯૬ માં ફરીથી બાંધ્યું. તે પછી સૈફ ઉદ્દોલા એને હમદાનીદે (૧૦ મા સૈકામાં) આ શહેરનો પુનરુદ્ધાર કર્યો હતો; અને ધર્મયોદ્ધાઓએ, તેનો નાશ કર્યો હતો. શહેરના નીચલા ભાગની દિવાલ આધુનિક છે અને મલ્લભૂમિ, વિજયની કમાન તથા રંગભૂમિ વિગેરે અવશેષો હજી પણ દૃષ્ટિએ પડે છે.

**અનાથઃ**—આ એક વિદ્વાન સાધુ થઈ ગયો; તેણે હિંદુસ્થાની ભાષામાં દોહરામાં વિચારમાળાને સર્વસારઉપદેશ નામક બે ગ્રંથો લખેલા છે.

**અનાર્કલીઃ**—(દાડમની કળી) એક સ્ત્રીનું નામ. તેનું બીજુ નામ નાદિરા બેગમ હતું. તે જહાંગીર બાદશાહનાં સમયમાં થઈ ગઈ. તેની કબર લાહોરમાં અનાર્કલી નામની જગ્યાએ છે. અનાર્કલી નામના સંબંધમાં અનેક વિવિધ વાતો કહેવામાં આવે છે. કેટલાક કહે છે, કે તે જહાંગીરના સમયની એક રાજકન્યાનું નામ હતું. બીજા કેટલાક કહે છે, કે અનાર્કલી નામની એક દાસી હતી અને તેને જહાંગીર ચાહતો હતો, તેથી અકબર બાદશાહે તેને જીવતી પુરાવી દીધી હતી. આ વાતમાં કદાચ સત્ય નહિ હોય, તો પણ એટલું તો ખરૂં, જ કે ઉપર્યુક્ત કબર જે નામથી પ્રસિદ્ધ છે, તે નામની સ્ત્રી અકબરની કે જહાંગીરની કારકીર્દિમાં થઈ ગઈ હતી; અને તેના ઉપર કોઈ રાજપુત્ર આશક થયો હતો. વળી તેનું મૃત્યુ પણ એવા સંજોગોમાં થયું હતું, કે જેને પરિણામે તે પ્રેમી મનુષ્યનું હૃદય ભેદાઈ ગયું. તેની કબર ઉપર નીચેના અર્થની પંક્તિઓ તેણે લખેલી છેઃ—"અરેરે, જો મારી પ્રિયાનું મુખ જોવાનો પ્રસંગ મને પુનઃ પ્રાપ્ત થાય, તો આખર નિકાલના દિવસ સુધી હું ખુદાનો પાડ માન્યા કરૂં." [બીલ, ઓરિએંટલ બાયોગ્રાફિકલ ડિક્ષનરી]

"અર્લી ટ્રાવેલ્સ ઈન ઈંડિયા-૧૫૮૩-૧૬૧૯" નામક ગ્રંથમાં વિલિયમ ફિન્ચે (૧૬૮-૧૧) આ કબર પ્રત્યક્ષ જોયા પછી કહેલું વર્ણન નીચે પ્રમાણે છેઃ-- "અનાર્કલી" (ફીંચ તેને ઇમ્માક કેલ્લે ઉર્ફે દાડમનો મગજના નામથી ઉલ્લેખ કરે છે) અકબરની એક પત્ની અને શાહજાદા દાનિયલની મા થતી હતી, અને રાજપુત્ર સલીમ સાથે તેનો ગેરવાજબી સંબંધ જણાઈ આવવાથી અકબરે તેને ભીંતમાં ચણાવી દીધી હતી. પછીથી જહાંગીર જયારે બાદશાહ થયો, ત્યારે તેણે તેના સ્મરણાર્થ આ સુંદર કબર બાંધી હતી" ઉપર્યુક્ત ગ્રંથમાં જ એડવર્ડ ટેરી નામક બીજો પ્રવાસી લખી ગયો છે, કે અનાર્કલી અકબરની માનીતી સ્ત્રી હતી; અને તેની સાથે આડો સંબંધ રાખવાના અપરાધ માટે બાદશાહે સલીમને નાવારસ ઠરાવવાના હતો, એવી અફવા ઉડી હતી.

**અનાવલઃ**—(અનાવિલ)ગુજરાતી ખેડાવાળ બ્રાહ્મણનો એક વર્ગ. આ વર્ગનાં ભાઠેલા (ભ્રષ્ટેલા), દેસાઈ અને મસ્તાન (મહાસ્થાન)એવાં નામ પણ છે. વડોદરા રાજ્યના નવસારી પ્રાંતના મહુવા તાલુકામાં આવેલા અનાવલ ગામ ઉપરથી આ નામ પડયું છે. દક્ષિણ ગુજરાતમાં પ્રથમ વસવાટ કરનાર અનાવલા જ હતા.

વડોદરા રાજ્યના વ્યારા તાલુકામાં ઉના પાણીના ઝરા છે; તે ઝરા સાથે આ જાતિનો સંબંધ જોડવામાં આવે છે. સ્કંદ પુરાણમાં કથા છે, કે

રાવણનો વધ કર્યા પછી રામચંદ્ર સીતા સાથે પુષ્પક વિમાનમાં બેસીને અયોધ્યા જતા હતા, તેટલામાં વિંધ્યાચળના દક્ષિણ ઢોળાવ ઉપર તેમણે અગસ્ત્ય મુનિનો આશ્રમ જોયો, તે સમયે મુનિનાં દર્શન કરવાને નીચે ઉતરી તેમની આજ્ઞા પ્રમાણે તેમણે રાવણનો વધ કર્યો, તેથી તે જગ્યાએ પ્રાયશ્ચિતનો વિધિ કર્યો. તે સ્થળનું નામ અનાવલ. પરંતુ આ જગ્યાએ ભીલ સિવાય બીજી કોઈ જાતની વસ્તી નહિ હોવાથી હિમાલયના ગંગાકુલગિરીથી બ્રાહ્મણોને બોલાવી મંગાવવામાં આવ્યા. અને તેમની સવડ માટે રામે ગંગાજલના ઉના પાણીના ઝરા નિર્માણ કર્યા. આ બ્રાહ્મણો એકંદર બાર હજાર અને બાર ગોત્રના હતા; અને તેમણે શેષની બાર હજાર કન્યાઓ સાથે લગ્ન કર્યાં હતાં. પરંતુ તેમણે રામે આપેલી દક્ષિણાનો અસ્વીકાર કર્યો, તેથી રામે તેમને શાપ આપ્યો કે " તમને વેદ શીખવાનો, યજ્ઞની ક્રિયા કરવાનો અથવા દક્ષિણા લેવાનો અધિકાર નહિ રહે અને તમે વૈશ્યધર્મનો સ્વીકાર કરશો. અનાવિલ કે ભાઠેલાઓની જન્મકથા આવી જાતની છે. બીજી પણ એક કથા એવી છે, કે રામચંદ્રજીને આ ઠેકાણે બ્રાહ્મણ ન મળવાથી તેમણે ભીલોને બ્રાહ્મણ બનાવ્યા ને તેમની પાસેથી યજ્ઞ કરાવ્યો. આ ઉપરથી આ જાતિ શુદ્ધ નથી તથા ધર્માંતરનો પણ તેમાં કંઈક અંશ હોય એમ મનાય છે.

નવસારી પ્રાંતમાં અનાવિલની વસ્તી પુષ્કળ છે. સન ૧૯૧૭ માં વડોદરા રાજ્યમાં અનાવલાઓની કુલ વસ્તી ૯૫૧૭ હતી. તેઓ ખેડુતો ને જમીનદારો તરીકે નોંધાએલ જણાયા છે. આ પહેલાની વસ્તીગણત્રીના આંકડા તપાસતાં અનાવિલોની સંખ્યા ઘટતી જણાય છે. તેમનામાંના શ્રેષ્ઠ વર્ગને દેસાઈ તથા કનિષ્ઠ વર્ગને ભાઠેલા કહેવામાં આવે છે. દેસાઈઓ ભાઠેલા સાથે બેટીવ્યવહાર એટલે લગ્ન સંબંધ રાખતા નથી. માત્ર પોતાની દીકરીઓ દેસાઈને આપવા ભાઠેલા ઘણા પ્રયાસ કરે છે. આથી કેટલાક વિચિત્ર પ્રકાર દેખાઈ આવે છે. બહુપત્નીત્વ માટે મનાઈ નથી. એકાદ દેસાઈ નાણાંની અડચણમાં આવી પડે, તો બીજી વાર પરણે ને છોકરીના બાપ પાસેથી મોટી રકમ પણ પડાવે. પૈસા આપવાની પ્રથાને લીધે જેને ત્યાં ઘણી દીકરીઓ હોય, તેવાં અનેક દેસાઈ કુટુંબો દેવાદાર થઇ ગયાં છે, છતાં છેલ્લાં ૨૫-૩૦ વર્ષમાં આ વિષયમાં કંઈક સુધારો થઈ રહ્યો છે. (મું. ગે. સેન્સસ રીપોર્ટ)

**અનાહગઢઃ**—પંજાબ પ્રાંતના પતિઆળા નામક દેશી રાજ્યમાં આવેલી એક નિઝામત અથવા મોટી જાગીર. ઉ. અ. ૨૯ ૩૩' થી ૩૦° ૩૪' અને પૂ. રે ૭૪° ૪૧' થી ૭૫° ૫૦'. તેનું ક્ષેત્રફળ આશરે ૧૮૩૬ ચોરસ માઇલનું છે અને વસ્તી સુમારે ચાર લાખ માણસની છે. આમાં ચાર ગામ અને ૫૪ નાનાં ગામડાં છે. આ નિઝામતમાં વચ્ચે બ્રિટિશ મુલક છે. ઈ. સ. ૧૯૦૩-૪ માં એકંદર ઉત્પન્ન ૭.૨ લાખ રુપિયાનું હતું (ઇં. ગૅ.)

**અનાહગઢઃ**—પંજાબ પ્રાંતના પતિયાળાના દેશી રાજ્યની અનાહગઢ નિઝામતનું એક પરગણું. ઉ. અ. ૩૦° ૯' થી ૩૦° ૪' અને પૂ. રે. ૧૫° ૧૪' થી ૧૫° ૪૪° તેનું ક્ષેત્રફળ ૩૪૩ ચોરસ માઇલ છે અને વસ્તી આસરે એક લાખ કરતાં પણ વધારે માણસની છે. ઈ. સ. ૧૯૦૩-૪ માં આ નિઝામતનું કુલ ઉત્પન્ન ૧.૮ લાખ રૂપિયાનું હતું.

**અનાહિતઃ**—મઝદ સંપ્રદાયમાં અનાહિત નામની એક મુખ્ય દેવી છે, યશ્તમાં (૫) અને અવેસ્તામાં તથા બીજા કેટલાક પારસી ધર્મગ્રંથોમાં આ સંબંધી ઘણી માહિતી મળી આવે છે. " આર્દ્વીસુરા અનાહિત " એટલે આ શ્રેષ્ઠ, બલિષ્ઠ અને પવિત્ર દેવી પર્જન્ય (વરસાદ) અને વસંતની અધિષ્ઠાત્રી છે, અને તે નક્ષત્રમંડળમાં વાસ કરે છે; દુનિયાની બધી નદીઓ ત્યાંથી નીકળે છે. દૈવી જલથી ફકત નિસર્ગમાં જ પ્રસવશક્તિ ઉત્પન્ન થાય છે, એમ નથી પરંતુ પ્રાણીક્ષેત્રમાં પણ તેનો પ્રભાવ ચાલે છે, એવો મઝદાનુયાયીઓને વિશ્વાસ છે. અવેસ્તા પ્રમાણે જોઇએ, તો અનાહિત, પુરુષના બીજની શુદ્ધિ કરે છે; તે જ પ્રમાણે સ્ત્રીઓના ગર્ભને તથા દૂધને પણ તે પવિત્ર રાખે છે. (વેંદિદાદ ૧, ૧૬, યશ્ત ૫, ૫ ); પરણવા યોગ્ય કન્યા તથા સુવાવડી સ્ત્રી તેની આરાધના કરે છે. ( યશ્ત ૫. ) પવન, વરસાદ, વાદળાં, અને કરારૂપી ચાર ઘોળા અશ્વો જોડેલા રથમાં બેસી તે સંગ્રામમાં જાય છે. ( યશ્ત, ૫. ૨૨, ૧૩ અને ૫. ૧૨૦ ) તે યોદ્ધાઓને જય અપાવે છે, અને તેમને યુદ્ધસામગ્રી પૂરી પાડે છે. અવેસ્તા સૂકતોમાં અનાહિતને માટે યજ્ઞ કરનાર ઝોરો આસ્તરનું તથા બીજા બધા પ્રાચીન વીરોનાં નામ આપ્યા પછી છેવટે અનાહિતદેવીના રૂપનું અને પહેરવેશનું વર્ણન આપવામાં આવ્યું છે. (યશ્ત ૫, ૧૨૫ અને આગળ) તે ઉંચી, સુંદર અને શક્તિમતી કુમારિકા છે. તેણે કટિપ્રદેશ ઉપર ઉંચે એક કમરપટો બાંધેલો છે, પગ સુધીનો કસબી ઝભ્ભો પહેરેલો છે અને કર્ણભૂષણો, કંઠી તથા સોનાનો મુગટ ધારણ કરેલાં છે.

અનાહિત, અનત અથવા સેમેટિક દેવી જેવી છે. હિરોડોટસ કહે છે કે અસુર લોક દેવો પાસેથી ઈરાણી લોક દેવો માટે યજ્ઞ કરતાં શિખ્યા.

ઍરોસસ કહે છે. કે અટાંક્ષક્ષિજ નેમોને ઇ. સ. પૂર્વે ત્રીજા ચોથા શતકમાં ઇરાની લોકોને પહેલવહેલી સગુણ મૂર્તિની ઉપાસના કરતાં શીખવ્યું. અનાહિત પૂજા સમસ્ત ઇરાની સામ્રાજ્યમાં પ્રસરેલી જણાય છે. ઇરાનની બહાર આર્મોનિયામાં પણ આ દેવી જોવામાં આવે છે. ઇરેઝ ક્ષેત્રમાં અનાહિતની એક સુવર્ણ પ્રતિમા હતી અને સંપત્તિની દૃષ્ટિથી તેના મંદિરની એક વખતે ઘણી ખ્યાતિ હતી. આર્મેનિયાની કુલીન ઘરની કન્યાઓ લગ્ન પહેલાં તે સ્થળે જઇ કોઈ અજાણ્યા સાથે સંગ કરતી. ધર્મના નામે ચાલતી આ અનીતિનું મૂળ સેમેટિક છે અને તે પ્રાચીન અગોત્ર વિવાહપદ્ધતિનું એક સ્વરૂપ હોવું જોઇએ. રોમન લોકોના અમલ નીચે ઇરેઝમાં જુની પરંપરાને આશ્રય મળવા લાગ્યો.અનાહિતનો પવિત્ર આખલો અકિલિસ અહીં. સ્વેચ્છાપૂર્વક ભટકવા લાગ્યો અને શિકાર કરીને યજ્ઞીય બલિ મેળવવાની શરૂઆત થઈ.

આ ઇરાની દેવીની આરાધના પૉંટસ અને કૅપૅડોશિયામાં પણ થાય છે. મા ( ળવ ) નામક શ્રેષ્ઠ દેવીથી અભિન્ન ગણાતી હોવાને કારણે તેના દેવળમાં આશ્રયને વાસ્તે ગુલામ સ્ત્રીપુરુષોની ઘણી ભીડ થવા માંડી.ગ્રીક લોકો, તેમા લડવાના સ્વભાવને લીધે એક બાજુથી તેને અથીના દેવી સાથે અને બીજી બાજુથી તેના સમૃદ્ધિ દાયક ગુણને લીધે ઍફ્રોડીટી સાથે તેને એકરૂપ વાતાળી ગણે છે,ઇરાનમાં બાલ્કીયન નક્ષત્રની ઉપાસનાને પરિણામે તે શુક્રની તારિકા બની ગઈ. પરંતુ પશ્ચિમ તરફ તેને “પર્શિયન અર્ટેમિસ અથવા પર્શિયન ડાયેના” નામ આપવામાં આવ્યું છે. તેને બળદ પસંદ છે, તેથી આર્મેનિયા, કૅપૅડોશિયા અને લિડિયા પ્રાંતમાં તેને ભુલથી “અર્ટેમિસ ટાઉરો પોલિસ” માનવામાં આવે છે; અને લૅટિન પ્રદેશના ફ્રિજીયાની” મૅગ્ના મટર મહામાતા- અને મિથ્ર દેવતા સાથે આ દેવીનો સંબંધ જોડવામાં આવે છે.

**અનિરુદ્ધ:**–શ્રીકૃષ્ણનો પૌત્ર અને પ્રદ્યુમ્નનો પુત્ર. રૂકિમ રાજાની રોચના નામની નાની પુત્રી તેની સ્ત્રી થાય. તેમનાં લગ્નપ્રસંગે ઘણો જ કલહ થયો હતો. રોચનાથી તેને વજ્ર નામક પુત્ર થયો હતો.

બાણાસુરની કન્યા ઉષા તેની બીજી પત્ની હતી. આ લગ્નપ્રસંગે યાદવો અને બાણાસુર વચ્ચે ભારે યુદ્ધ થયું હતું. ઉષાહરણની કથા મનોરંજક અને સુપ્રસિદ્ધ છે; અને તે નાટકસિનેમામાં પણ બતાવવામાં આવે છે. રાજા રવિવર્માનું ઉષાસ્વપ્ન નામક ચિત્ર પણ ઘણું ચિત્તાકર્ષક છે. કથાનો નાયક જો કે અનિરુદ્ધ છે, તો પણ તેનું પરાક્રમ અથવા તેનો બીજો કોઈ ગુણ શ્રોતાના મનમાં નથી આવતો, તે આ કથાનું ખાસ લક્ષણ છે. (ભાગ દશ ૬૧; મહા. આદિ. ૨૦૧ મહા. સભા. ૬૦ )

( ૨ ) વિ. સં. ૧૫૨૦ ( શકે ૧૪૧૬ ) ની સાલમાં લખાયલા શતાનંદના “ ભાસ્વતી કારણ ” ગ્રંથ ઉપરની ટીકાને કર્ત્તા અને ભાવશર્મનનો પુત્ર તેના જન્મ ઇ. સ. ૧૪૫૪ માં થયો હતો. તેના સંબંધમાં આટલી જ માહિતી મળી આવે છે.

**અનુ:**—સોમવંશી યયાતિની સ્ત્રી શર્મિષ્ઠાથી થએલો પુત્ર. તેણે યયાતિની વૃદ્ધાવસ્થા ગ્રહણ કરી નહિ, તેથી તેને મુખ્ય રાજ્યાધિકાર ન મળતાં મ્લેચ્છો ઉપર આધિપત્ય મળ્યું. તેને સભાનર, ચક્ષુ અને પરોક્ષ નામના ત્રણ પુત્રો હતા.

( ૨ ) ( સોમવંશી ) યદુપુત્ર ક્રોષ્ટાના જ્યામઘ વંશમાં જન્મેલા ક્રથકુલમાંના કુરુવંશ રાજાનો પુત્ર- તેને પુરુહોત્ર નામનો પુત્ર હતો.

( ૩ ) ક્રથ વંશમાં જન્મેલા સાત્વતપુત્રના અંધ કુળમાં જન્મેલા કપોતરામ રાજાનો પુત્ર તેને અંધક નામનો પુત્ર હતો.

( ૪ ) ઋગ્વેદમાં અનુનું અને આનવનું રાજ્ય એવો ઉલ્લેખ છે. યદુ, પુરૂ, તુર્વશ અને દૃહ્યુ વિગેરેની સાથે આ રાજાઓ પણ ઉત્તર હિંદુસ્થાનમાં પરૂષ્ણીને કાંઠે રાજ્ય કરતા હતા.

**અનુનય:**–આ શબ્દ પુરુષ કે સ્ત્રી પ્રેમની યાચના કરે છે, તે સંબંધમાં વાપરવામાં આવ્યો છે. આ વિષયનું સોપપત્તિક એટલે દાખલા દલીલો સાથેનું વિવેચન કરવાને માટે તેના ત્રણ ભાગ કરવા જોઈએ.

(૧) લગ્ન પહેલાંનો અનુનય ( ૨ ) લગ્ન પછીનો દંપતી વચ્ચેનો અનુનય અને ( ૩ ) લગ્નની અપેક્ષા રાખ્યા સિવાયનો અથવા તો લગ્નના નિયમનું ઉલ્લંઘન કરીને કરેલો અનુનય. લગ્ન પહેલાંના અનુનયનો રિવાજ બધા દેશોમાં જોવામાં આવતો નથી. લગ્ન પછીનો અનુનય સર્વત્ર દૃષ્ટિએ પડે છે અને તે જ પ્રમાણે લગ્નના નિયમનું ઉલ્લંઘન કરીને કરવામાં આવતો અનુનય પણ ચારે બાજુએ દૃષ્ટિએ પડે છે. સંભોગની ઈચ્છાથી કરવામાં આવતો અનુનય તે પશુપક્ષીઓમાં પણ દૃષ્ટિએ પડે છે, તો પછી મનુષ્ય જાતિમાં તે જોવામાં આવે એમાં કાંઈ નવાઈ નથી. અનુનય છેવટે લગ્નમાં પરિણમે, એ પ્રકાર છેક આધુનિક છે; કારણ કે, વૈદિક કે પૌરાણિક કાળમાં અનુનયપદ્ધતિનો વિકાસ થએલો જણાતો નથી. કોઈ દેશમાં મોટી ઉમ્મરનાં સ્ત્રીપુરુષોનાં લગ્ન થાય, એટલે તેમાં અનુનયપદ્ધતિ આવી જ જાય છે,

એમ માનવાને જરાય કારણુ નથી. પહેલાં વિભાગમાં સીલોનમાં પ્રૌઢ લગ્ન ઘણાં જ પ્રચલિત છે. છતાં ત્યાં અનુનયપદ્ધતિ જરા પણુ નથી એવું વર્ણન કરેલું છે. વેદમાં સ્ત્રીઓને માટે પુરુષો સાથે અનુનય કરવાનો ધંધો કરનારા માણસોની હકીકત અથર્વ વેદના કેટલાંક સૂક્તોમાં આવે છે. ગાંધર્વ લગ્નને બાદ કરીએ, તો અન્ય પ્રકારનાં લગ્નોમાં અનુનયની કલ્પના સરખી પણુ નથી. સીતા, દ્રૌપદી અને સાવિત્રીની કથા જોઈએ, તો તેમાં લગ્ન પહેલાંનો અનુનય જોવામાં આવતો નથી. પરંતુ લગ્ન પછીનો માત્ર પત્નીધર્મ જોઈ શકાય છે. મતલબ કે ઘણા જુના વખતમાં પણુ હિંદમાં અનુનયનું અસ્તિત્વ ન હતું. દમયંતી અથવા બીજી કેટલીક રાજકન્યાનો વિચાર કરિએ, તો પણુ દૂરસ્થ પુરુષ અને સ્ત્રી એક બીજાની માહિતી મેળવીને અથવા અન્યોન્યનું રૂપવર્ણન સાંભળીને ઝુરતાં અથવા "તું મારૂં હરણુ કરી જા" એમ કહેતાં જોવામાં આવે છે; પરંતુ તેથી આગળ કંઈ જોઈ શકાતું નથી.

હાલની અનુનયપદ્ધતિનું સવિસ્તર વર્ણન કરવા માટે તેના છેલ્લામાં છેલ્લા સ્વરૂપ સુધીનું વર્ણન કરવું આવશ્યક છે. અનુનયનું આ છેલ્લામાં છેલ્લું સ્વરૂપ ઇંગ્લંડમાં અને યુનાઈટેડ સ્ટેટ્સના ઉત્તર ભાગમાં મળી આવે છે. આ સ્વરૂપ ગામડાં કરતાં શહેરોમાં વધારે પ્રમાણુમાં વિકાસ પામેલું જણાય છે; કારણુ કે જેટલે અંશે પૈતૃક અધિકારની અથવા મદદની ન્યુનતા તેટલા પ્રમાણુમાં સ્ત્રીપુરુષના સ્વતંત્ર વ્યવહારને માટે ક્ષેત્ર વધારે વિશાળ હોય, તે કુદરતી છે.

અનુનયપદ્ધતિનું પ્રથમ પગલું અંગત પરિચય છે. ઘણાં એવાં લગ્નો થાય છે, કે તેમાં વિવાહ્ય તરુણુતરુણીનો પરિચય ઘણા સમયનો અથવા છેક બચપણુનો હોય છે. પરંતુ અનેક લગ્નો એવાં પણુ થાય છે, કે જેમાં લગ્ન પહેલાંનો પરિચય છેક થોડો હોય છે. મોજ માણવાને વાસ્તે ઉનાળામાં હવા ખાવાનાં સ્થળોમાં અથવા ફરવાનાં બીજાં સ્થળોમાં ગએલાં જુવાન સ્ત્રીપુરુષો વચ્ચે તાત્કાલિક પરિચય થાય અને તે પરિચય અન્તે લગ્નમાં પરિણુમે, એવું ઘણાં દૃષ્ટાંતોમાં મળી આવે છે. વસ્તુસ્થિતિ આ પ્રકારની હોવાને લીધે પ્રેમ સંપાદન કરવાની ઇચ્છાથી અનેક તરુણુ તરુણીઓ આવાં હવા ખાવાનાં સ્થળોમાં જાય છે; અને ઘણાં યુગલોનો લગ્ન પહેલાંનો સંબંધ એક બે વખતના નૌકાવિહાર અથવા એક બે વખત સાથે નાટક જોવા જવા ઉપરાંત વધારે હોતો નથી. છેલ્લા મહાયુદ્ધના સમયમાં રજા ઉપર ગએલો સિપાઈ થોડા દિવસ માટે મળેલી રજામાં કુદરતી રીતે મળી આવતી કોઈ પણુ કન્યા સાથે લગ્ન કરી શકતો. પરિસ્થિતિ આવી હોવાને લીધે અનુનયમાં લગ્ન પૂર્વે પરિચયની કાલમર્યાદા કેટલી હોવી જોઇએ, તે વિષે કોઇ નિયમ બાંધી શકાય તેમ નથી. પ્રથમ પરિચય થાય, તો તે બેમાંથી કોઇ પણુ કુટુંબના મિત્રદ્વારા થાય અથવા તો કન્યાના હિતચિંતકો તેનો તથા યુવાનનો મેળાપ કરાવી આપે, એ જ શિષ્ટ મત છે. ગમે તે રીતે ઓળખાણુ થયું હોય, તો પણુ તે છુપાવીને અમારો પરિચય યોગ્ય પ્રસંગે જ થયો છે, એમ બતાવવાનો પ્રયાસ ઘણાં જુવાન સ્ત્રીપુરુષો કરે છે. ઘરગથ્થુ રીતે અથવા સ્નેહીદ્વારા થતા પરિચય કરતાં પોતાની મેળે જ અથવા આત્મનિર્ણયથી પરિચય કરી લેવાના પ્રસંગ ઘણાં યુગલોને વધારે પસંદ છે. રસ્તામાં સંધ્યાકાળે શહેરના મધ્ય ભાગમાં, જ્યાં નાટકશાળા, સિનેમા અને ઉપહારગૃહો અને મોટી મોટી દુકાનો હોય એવો ભાગ યુવાનોથી અથવા યુવતીઓથી ભરાઇ જાય છે અને ત્યાં યુવતી કોઈ પણુ રીતે યુવાનના મનનું આકર્ષણુ કરે છે.

અનુનયનું માનસશાસ્ત્રઃ—અનુનયપદ્ધતિમાં એક બાબત માટે યુવયુવતીઓને પ્રયાસ કરવો પડે છે. તે એ કે પોતે બીજાને વાસ્તે ઘણી જ કાળજી રાખે છે, તે વાત બેમાંના એકે પણુ બહાર પડવા દેવી નહિ; અને પોતાનો પ્રેમ પ્રેમપાત્રથી ગુપ્ત રાખવાની હકીકત પણુ ઘણા પ્રસંગોમાં માલમ પડે છે.

અનુનયપદ્ધતિના વિકાસને માટે યૂરોપમાં અને અમેરિકામાં જે અનુકૂળ પરિસ્થિતિ છે, તેનાં અંગો આ છે. પ્રથમ તો ઔદ્યોગિક વૃદ્ધિને લીધે ત્યાં સ્ત્રીઓને ઘણી જ સ્વતંત્રતા મળે છે; અને તેને પરિણામે હંમેશના વ્યવહારમાં સ્ત્રીઓને અનેક પુરુષો સાથે અને પુરુષોને અનેક સ્ત્રીઓ સાથે ઓળખાણુ થાય છે, એક ઠેકાણે ભણુવાનું, એક ઑફિસમાં કામ કરવાનું, એક દેવળના સભ્ય હોવાનું, એક દુકાનમાં સાથે કામ કરવાનું અને રસ્તા ઉપર જ અનેક સ્ત્રીપુરુષો સાથે પરિચય કરવાનો. આ પ્રકારનાં અનેક અંગોના કારણે ત્યાં સ્ત્રીપુરુષોનો પરિચય સ્વાભાવિક રીતે જ થઇ જાય છે. પરંતુ યુવતી કે યુવાન ગમે તે સ્ત્રી સાથે કે ગમે તે પુરુષ સાથે પરિચય કરે, તે તેમનાં માબાપોને પસંદ નથી. પરંતુ તે પરિસ્થિતિ અટકાવવાને માટે તેમનાથી ખાસ કંઈ થઇ શકે તેમ હોતું નથી. હાલમાં ત્યાં કન્યાના લગ્નની ભાંજગડમાં પોતે પડવાની જરૂર નથી, એમ ઘણા લોકોના સમજવામાં આવ્યું છે. યુરોપમાં અને અમેરિકામાં પણુ માબાપે વર શોધી

કાઢવો અને કન્યાએ તેને પસંદ કરવો–એ જુની ભાવનાના અંશ હજી ઘણાં માબાપોના વર્તનમાં જોવામાં આવે છે; અને તેને પરિણામે માબાપ પોતાને ગમે તેવા પુરુષ સાથે પરણાવી લાકડે માકડું વળગાડી દે છે, એવી કલ્પના કન્યાના મનમાં થાય છે અને તેની સાથે જ તે પુરુષને માટે તેને તિરસ્કાર, અપમાન અને દ્વેષની લાગણી ઉત્પન્ન થાય છે. તેથી વરની પસંદગી કન્યાની વૃત્તિ જોઈને જ થાય તેની, તથા લાકડે માકડું વળગાડી દે છે એવો સંશય કન્યાના મનમાં થવા પામે નહિ તેની કન્યાનાં હિતચિંતકોને ઘણી કાળજી રાખવી પડે છે. ત્યાં લગ્ન મેળવી આપવાનું મુત્સદ્દીગીરી ભરેલું કામ કરવાને માટે મા બાપો બીલકુલ હોતાં નથી, એમ નથી; તો પણ તેમની ખટપટ ઘણી જ નિયંત્રિત હોય છે. ઇચ્છિત યુવાન સાથે કન્યાનો સંબંધ જો સ્વાભાવિક રીતે જ જોડાઈ જતો હોય, તો તે જોડાવા દેવો અને ઇચ્છિત યુવાનને પોતાને ત્યાં પરોણા તરીકે નિમંત્રણો વિગેરેની ખટપટ તો ત્યાં પણ હજી ચાલ્યા જ કરે છે. પરંતુ આવી ખટપટ ખાસ કરીને ઉંચા દરજ્જાના ગૃહસ્થવર્ગમાં જોવામાં આવે છે. કારણ કે સંપત્તિમાં સમોવડીઓ હોય એવો વર્ગ તો પ્રત્યેક ગામમાં પરિમિત જ હોય છે; તેથી કરીને તેવા પ્રસંગોએ ગામમાંથી યોગ્ય વર ન મળે, તો બહારગામથી યોગ્ય વર મેળવવો પડે છે.

ઔદ્યોગિક પરિસ્થિતિને લીધે સ્ત્રીઓના પરિચયનું ક્ષેત્ર વિશાળ થાય છે, એટલું જ નહિ, પણ કન્યા ઉપર કે વર ઉપર માબાપથી સખ્તાઇ કરી શકાતી નથી; કારણ કે ત્યાં છોકરી કમાતી હોય છે અને તે જે કમાય તેમાંથી બજારભાવ પ્રમાણે ઘરખરચમાં તે પોતાનો હિસ્સો આપી દે છે તથા બાકીના પૈસા બેંકમાં જમે કરાવે છે. છોકરો પણ તે જ પ્રમાણે કરે છે; અને તેને પરિણામે છોકરાંને જે સ્વતંત્રતા પ્રાપ્ત થાય છે, તેથી પૈતૃક અધિકાર નિયંત્રિત છે.

ઔદ્યોગિક સ્વાતંત્ર્ય ઉપરાંત અનુનયપદ્ધતિને અનુકૂળ નીવડનારી બીજી સંસ્થા, મોજ માણવાની સંસ્થા છે. સાર્વજનિક ઉપવનો, નાટકો તથા સિનેમા જેવી આનંદ ભોગવવાની જગ્યાએ જુવાન કન્યાને પોતાની સાથે લઈ જાય છે, અને જે મોજ પોતે એકલાએ માણવાની હોય, તેમાં ભાગ પડાવનારી કોઈ સહચરી મળવાથી તે આનંદ ઓર વધે છે. વળી ઘણે ઠેકાણે એવું હોય છે, કે સ્ત્રીપુરુષોને એકેકને અડીને બેસવાની જરૂર પડે છે. દાખલા તરીકે સાથે તરવું અથવા સમુદ્રસ્નાને જવું તથા કૃત્રિમ રીતે ઉંચે નીચે લઇ જનારી રેલ્વેમાં બેસવું. વળી આવા પ્રકારની રેલ્વેને વધુ લોકપ્રિય કરવાના હેતુથી તેને ખાસ કરીને અંધારામાં થઈને જ પસાર કરવાની સવડ કરેલી હોય છે.

**અનુભવજન્યજ્ઞાનવાદઃ**—સર્વ જ્ઞાન ઇંદ્રિયોની પ્રેરણાથી જ ઉત્પન્ન થાય છે એવો મત. આ મત પ્રમાણે જોતાં, શરૂઆતમાં મન તદ્દન કોરૂં હોય છે અને પછીથી તેના ઉપર યાંત્રિક પદ્ધતિથી ઇંદ્રિયદત્ત સંવેદના શરૂ થાય છે; અને મનના માનસિક કાર્યનો ભાગ આમાં મુદ્દલે હોતો નથી. પણ મનને જ્ઞાનપૂર્ણ કરવાની આ ક્રિયામાં અસંખ્ય વૈયક્તિક સંવેદના હોય છે. એક સમાન બાબતના વારંવારના અને ફેરફાર સિવાયના પુનરાગમનથી નિયમ ઉત્પન્ન થાય છે અને આ નિયમ એટલે સાહચર્યથી મળેલા અનુભવનું લેખી વિધાન. આ વિધાનમાં "જોઈએ જ" એવો શબ્દ આવી શકતો નથી. અમુક ક્રિયા હંમેશાં માલમ પડે છે, એવું વિધાન તેમાં હોય છે. પરિણામે કાર્યકારણ ભાવનો બહિષ્કાર થાય છે. આ વિષેની "આવશ્યકતા"ની કલ્પના સર્વથા અનુભવ ઉપર જ અવલંબે છે. આથી અનુભવજન્ય જ્ઞાનવાદને પરિણામે નૈતિક નિયમોની નિરપેક્ષ સત્તા નષ્ટ થાય છે. આવા અનુભવનો ખુલાસો થતો નથી, એવો આક્ષેપ આ વાદ ઉપર મૂકવામાં આવે છે વળી વૈયક્તિક સંવેદના ક્ષણિક હોવાને લીધે જ્ઞાનપ્રાપ્તિને માટે ગ્રહણક્રિયાથી ભિન્ન માનસિક ક્રિયાની જરૂર પડે છે. પ્રાચીન ગ્રીસમાં આ મતનો ઘણો પ્રચાર હતો. ત્યાર પછી બેકન આ મત ફરીથી જનતા સમક્ષ મૂકયો અને લૉક, હ્યુમ, મિલ્લ, બેન્થૅમ અને બીજા સાહચર્યવાદીઓએ આ મતને વ્યવસ્થિત કર્યો.

**અનુમતિઃ**—(૧) કર્દમની કન્યા શ્રદ્ધાને અંગિરા ઋષિથી થએલી ચાર કન્યાઓમાંની એક.

(૨) બાર આદિત્યોમાંના ધાતા નામના આદિત્યની સ્ત્રી.

(૩) શાલ્મલી દ્વીપમાંથી એક મહાનદી.

(૪) એક બ્રહ્મર્ષિ.

(૫) સ્કંદને અભિષેક કરાવવાને આવેલી એક દેવપત્ની. (મહાભારત શલ્યપર્વ અધ્યાય ૪૫).

(૬) પૂર્ણિમા પહેલાંની કોઈ એક તિથિ. (તૈ. સં. ૧, ૮, ૮, ૧; ૩, ૪, ૯, ૧, કાઠક સંહિતા.

૧૨, ૮ વાજસનેયી સંહિતા ૨૯, ૬૦, ૩૪, ૮૫, ષડ્‌વિંશ બ્રાહ્મણ ૫, ૬.) આ દિવસે દેવોને તથા પિતરોને પિંડ આપવામાં આવે છે. રાજસૂય યજ્ઞમાં આ તિથિની દેવી તરીકે પૂજા કરવામાં આવે છે.

**અનુરાધપુરઃ**—આ શહેર આસરે ૧૫૦૦ વર્ષ સુધી સિલોનની રાજધાની હતું. કદંબા નદીના કાંઠા ઉપર ઈ. સ. પૂર્વે છઠ્ઠા સૈકામાં અનુરાધ નામના ( અનુરાધા નક્ષત્ર ઉપરથી આ નામ પડયું છે. ) રાજાએ આ શહેર વસાવ્યું. હતું. તે પછી સો વર્ષે પંડુકામય નામના રાજાએ પોતાની રાજધાની ઉપતિસ્સા છોડી દઈને આ શહેરને રાજધાનીનું શહેર બનાવ્યું; અને ઈ. સ. ના આઠમાં સૈકામાં થઇ ગએલા અગબોધી રાજાની કારકીર્દિ સુધી તે શહેર રાજધાની તરીકે કાયમ રહ્યું. ત્યારપછી અગિયારમા સૈકાનાં કેટલાંક વર્ષો સુધી ત્યાં રાજગાદી રહ્યા બાદ ત્યાંથી રાજધાની કાયમને માટે ખસેડવામાં આવી. સિંહલી ખેડુતો તેને અનુરાજપુર નામથી ઓળખે છે. આ શહેરની પાસે એક સુંદર તલાવ છે, તે પંડુકામય રાજાએ બંધાવ્યું છે. તેનાં વિકટોરિયા લેક, જયવાપી અને અભયવાપી એવાં ત્રણ નામ છે. તે તળાવનો એકંદર ઘેરાવો બે માઇલનો છે. તેના દક્ષિણ કિનારા ઉપર આસરે એક માઈલ ઉપર બોધિવૃક્ષ છે. તળાવની આસપાસ જૈન, આજીવિક, અને બીજા કેટલાક સંપ્રદાયના સંન્યાસીઓને રહેવાને માટે જગ્યા બંધાવેલી હતી. આ તળાવની ઉત્તરે ગામિની ઉર્ફે વિલાન નામનું એક બીજું તળાવ છે. આ બન્ને તળાવો સારી સ્થિતિમાં છે, પરંતુ આસપાસનું શહેર તથા કિનારા ઉપરની ઈમારતો નાશ પામ્યાં છે.

આ શહેરનું સૌંદર્ય તથા કીર્તિ વધારવામાં ઈ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં થઈ ગયલો તિસ્સ નામનો રાજા નિમિત્તરૂપ બન્યો હતો. આ રાજા બૌદ્ધધર્મી સમ્રાટ અશોકનો સમકાલીન હતો અને તે આ બન્ને પરમ મિત્ર હતા. પછીથી તિસ્સ રાજાએ, તેના સરદારોએ અને પ્રજાએ બૌદ્ધધર્મનો સ્વીકાર કર્યો અને બૌદ્ધધર્મની અનેક સુંદર ઇમારતો બંધાવી. તે સૌમાં થૂપારામ નામની ઇમારત છે, કે જેનો થોડોક ભાગ હજી બાકી રહ્યો છે, તે ઉપરથી તે ઈમારત આખી હશે, ત્યારે ઘણી જ સુંદર હશે, એવું અનુમાન કરી શકાય છે. આ ઈમારત સ્તૂપના આકારની અને ૭૦ ફીટ ઉંચી છે. તેમાં બુદ્ધની અસ્થિના અવશેષ છે, એવી માન્યતા એક વખત પ્રચલિત હતી. આ ઈમારતની પડોશમાં તિસ્સ રાજાએ બંધાવેલી ઈસ્સારા મુનિ વિહાર નામની એક બીજી ઈમારત છે. તેનું માત્ર પત્થરનું કામ જ બાકી રહ્યું છે, અને બાકીનો ભાગ પડી ગયો છે. તેની પડોશમાં એક નાનું સુંદર તળાવ છે. દશ ઈમારતો પૈકી બાકીની બધી નાશ પામી છે.

આ જગ્યાનું બોધિવૃક્ષ ૨૨૦૦ વર્ષનું જુનું હોઈ હજી પણ જીવંત છે. ગયાના મૂળ બોધિવૃક્ષની એક ડાળી સમ્રાટ અશોકે તિસ્સ રાજાને ભેટ મોકલી; તે તેણે અહીં રોપી અને તેનું આ વૃક્ષ થયું, એમ કહેવાય છે.

તિસ્સ રાજાના મૃત્યુ પછી આ રાજધાની તામીલ લોકોએ કબજે કરી અને તેમની પાસેથી એક સૈકા પછી દુત્થયામિની અભય નામના રાજાએ તે પાછી ફરીથી જીતી લીધી. સિલોનની આખ્યાયિકામાં આ રાજાને માટે ઘણું માન જાળવવામાં આવ્યું છે. આ રાજાએ પણ ઘણી ઈમારતો બંધાવી છે. તેમાં કાંસાનો મહેલ સૌથી વધારે શોભાયમાન હતો. એની ઉંચાઇ દોઢસો ફીટની હતી અને તેનો ખરચ ત્રીશ કરોડ રૂપિયા એટલે આશરે ત્રણ લાખ પાઉંડ થયો હતો, એમ એક ઇતિહાસના પુસ્તકમાં લખેલું છે. આ રાજાએ બંધાવેલી બીજી ઈમારત સોનેરી રેતીની દાગબા નામક છે. તે બંધાવવામાં એક હજાર કરોડ રૂ. એટલે દશ લાખ પાઉંડનું ખરચ થયું હતું, એમ ઇતિહાસનાં પુસ્તકોમાં વર્ણવેલું છે. બૌદ્ધ લોકો આ ઈમારતને હજી પણ ઘણી પૂજ્ય ગણે છે. તેની ઉંચાઈ ૧૮૯ ફીટ છે અને પાલી ભાષામાં તે મહાથૂપ નામે ઓળખાવ છે. મહાવંશ નામે ગ્રંથમાં આ ઈમારતનું વિસ્તૃત વર્ણન આપવા માટે પાંચ પ્રકરણો રોકવામાં આવ્યાં છે.

અનુરાધપુરના ઇતિહાસમાં ઉપર જણાવેલી મોટી મોટી બાબતો બન્યા પછી કેટલીક પેઢીઓ સુધી ત્યાં શાંતતા રહી; પરંતુ ઈ. પૂ. ૧૮૯ માં તામિલ લોકોએ મોટાં સૈન્ય સાથે હલ્લો કરી પાછું એ શહેર લીધું. આ હુમલાને કારણે સિંહલી લોકો દૂર જંગલી પર્વતોમાં નાસી ગયા, પણ ઈ. સ. પૂ. ૮૯ ની સાલમાં પાછા આવી તેમણે તામિલ લોકોને પાછા હાકી કાઢયા. આ વિજય મેળવનારા સિંહલી લોકોનો અગ્રેસર વટ્ટ ગામિની હતો. તેના સ્મારક તરીકે ‘ અભયગિરિ દાગબા ’ નામે મોટો સ્તૂપ બાંધવમાં આવ્યો, જેની ઉંચાઈ ૪૦૦ ફૂટ હતી. આ સ્તૂપ હાલમાં પડી ગએલો હોઈ તેનો કંઇક અવશેષ માત્ર બાકી રહ્યો છે. આ સ્તૂપની નજીકમાં જૈન મુનિઓને રહેવા માટે પંડુકામય રાજાએ બંધાવેલો એક વિહાર હતો. આવી જાતની અનેક ઇમારતોથી સુશોભિત થયેલા અનુરાધપુરનું ગૌરવ

ઘણાં વર્ષો સુધી ટકી રહ્યું. તે પછીના સમયમાં બીજાં કેટલાંક મકાનો બાંધવામાં આવ્યાં, તેમાંનાં ઈ. સ. ના ચોથા સૈકામાં બાંધેલું 'જેતવન આરામ' નામનું મકાન અદ્યાપિ અસ્તિત્વમાં છે.

આ અનુરાધપુર શહેરનો ઉલ્લેખ ચીનમાંથી ઈ. સ. ૪૧૧-૪૧૨ માં આવેલા ફાહિઆન નામે બૌદ્ધ પ્રવાસીએ પોતાના ગ્રંથમાં કરેલો છે. આ શહેરની ભવ્ય અને સુંદર ઈમારતોનું તથા ત્યાંના ભિક્ષુઓની વિદ્વત્તાનું તેમજ રાજા અને પ્રજાના પવિત્ર આચરણનું ઘણું સુંદર વર્ણન તેણે કર્યું છે. તે વખતે અનુરાધપુરમાં એક મોટું વિદ્યાપીઠ હતું. તેની ખ્યાતિ ગંગા કિનારે આવેલા 'નાલંદા'-વિદ્યાપીઠ જેટલા ભારે હતી. આ વિદ્યાપીઠમાં વૈદક, જ્યોતિષ, કાવ્ય, સાહિત્ય વિગેરે વિષયોનું અધ્યયન થતું હતું. અભ્યાસના વિષયમાં વ્યાકરણ ગ્રંથ અને શબ્દકોશ પણ આવતા. નીતિશાસ્ત્ર, માનસશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર અને ધાર્મિક તત્વજ્ઞાન એ વિષયોનો શિક્ષણક્રમમાં સમાવેશ થતો હતો. આ વિદ્યાપીઠમાં સીલોનના સર્વ ભાગોના, એટલુંજ નહિ, પણ દક્ષિણ અને ઉત્તર હિંદુસ્થાનના દૂર દૂરના વિદ્યાર્થીઓ પણ અધ્યયન કરવાને આવતા. આવા વિદ્યાર્થીઓમાં બહાર પ્રાંતના ગયા શહેરમાંથી સુપ્રસિદ્ધ ભાષ્યકાર 'બુદ્ધઘોષ' આવેલો હતો. બુદ્ધઘોષ સીલોનમાં હતો તે વખતે અનુરાધ શહેરના પાણીનો પુરવઠો વધારવા માટે ૫૦ માઇલને અંતરે 'કાલવાળી' નામનું બીજું એક સુંદર તળાવ 'ધાતુસેન' નામે રાજાએ ઇ. સ. ૪૫૯ માં બંધાવ્યું. આ તળાવનો પરીઘ ૫૦ માઇલ હોઈ તેની એક બાજુનો બાંધ ૧૪ માઇલનો છે; તળાવમાંથી 'નહેર' ખોદી શહેર સુધી પાણી આણેલું છે. આમાંનું ઘણુંખરૂં કામ અદ્યાપિ જેવું ને તેવું જ કાયમ છે. એનો ખેતીના કામમાં ઘણો ઉપયોગ થતો હોવો જોઇએ. અનુરાધપૂર શહેરનું છેવટનું મોટું બાંધકામ આ જ છે.

ત્યારપછી રાજકુટુંબમાં માંહોમાંહે ઘણી લડાઇઓ થઈ. તે વખતે તેઓ તામિલ લોકોને મદદે બોલાવતા હતા. આ તામિલ લોકોના લુટારૂ લશ્કરે અનુરાધપૂર શહેર અનેક વાર લુટ્યું. આખરે ઈ. સ. ૭૫૦ માં અહીંથી રાજધાની ખસેડી દક્ષિણ તરફ 'પુલસ્તીપુર' માં લાવવામાં આવી. ત્યારપછીનાં બસો ત્રણસો વર્ષ સુધી અનુરાધપુર વારાફરતી જુદા જુદા પક્ષોના હાથમાં ગયું. અગીઆરમા સૈકામાં એક સિંહલી લુચ્ચાએ તે પુનઃ હસ્તગત કર્યું. પરંતુ તે લુચ્ચાને જલદીથી હાંકી મૂકવામાં આવ્યો અને રાજધાની પુલસ્તીપુરમાં જ કાયમ રહી. ઈ. સ. ૧૩૦૦ પછી અનુરાધપુરની ઘણી વસ્તી ઘટી જતાં તેની ચોમેર જંગલ વધ્યું. બોધિવૃક્ષ નજીક નાની નાની ઝુંપડીઓમાં થોડાક ભિક્ષુઓ રહેતા. જો કે અત્યારે બ્રિટિશ સરકારે બાકી રહેલા અવશેષ. ને સારી સ્થિતિમાં કાયમ રાખવાનું ઠરાવ્યું છે.

ઈ. સ. ૧૯૦૫ માં મટલેથી અનુરાધપૂર સુધી આગગાડીનો ફાંટો વધારવામાં આવ્યો છે. શહેરની વસ્તી ૩૬૭૨; અને પ્રાંતની ૭૯૧૧ છે.

**અનાવિંદઃ**—(૧) દુર્યોધન તરફનો એક યોદ્ધા. એને અર્જુને માર્યો. વસુદેવની બેન રાજાધિદેવી અને તેના પતિ અવંત્યરાજા જયસેનનો નાનો પુત્ર. મોટા પુત્રનું નામ વિંદ (મહા. દ્રોણ ૯૯)

(૨) કેકેય રાજાના બે પુત્ર, વિંદ અને અનુવિંદ. આ અનુવિંદ મહાભારત યુદ્ધમાં પાંડવોના પક્ષમાં હતો તેને સાત્યકીએ માર્યો. (મહા. કર્ણ ૧૩)

(૩) ધૃતરાષ્ટ્રના સો પુત્રોમાંનો એક. (મહા. આદિ. ૫૬)

**અનુશાલ્વઃ**—સૌભપતિ શાલ્વરાજાનો ભાઈ. શાલ્વને કૃષ્ણે માર્યો, તેથી કૃષ્ણનો દ્વેષ કરી પાંડવોના અશ્વમેધ સમયે તે ગુપ્ત રીતે સૈન્ય સાથે હસ્તિનાપુર આવ્યો અને સમય સાધી અશ્વનું હરણ કર્યું. ભીમ સૈન્ય લઈને તેની પુંઠે પડ્યો. તેને પકડી લાવવાનું બીડું પ્રદ્યુમ્ન અને વૃષકેતુએ ઉંચક્યું. પ્રદ્યુમ્નનો પરાજય થયો, પણ વૃષકેતુએ તેને પકડી આણ્યો. મૃત્યુના ભયથી તેણે અશ્વ પાછો આપ્યો, મિત્રતા કરી અને અશ્વમેધમાં સહાયતા કરવાનું વચન પણ આપ્યું. (જૈ. અશ્વમેધ અ. ૧૨-૧૪) આનો મહાભારતમાં ઉલ્લેખ નથી.

**અનૂપગઢઃ**—રજપુતાનાના બિકાનેર સંસ્થાનના સુરતગઢ ભાગ અનૂપગઢ વિભાગનું મુખ્ય સ્થળ હોઈ બિકાનેરની ઉત્તરે ૮૨ માઇલપર છે. વસ્તી લગભગ એક હજાર. ઉ. અ. ૨૯°૧૨' અને પૂ. રે. ૧૭°૧૨. ઈ. સ. ૧૬૭૮ ની સાલમાં અહીં કિલ્લો બાંધવામાં આવ્યો; અને બિકાનેરના સંસ્થાનિક ઠાકોર અનૂપસિંગ ઉપરથી તેનું નામ અનૂપગઢ પડ્યું. આ વિભાગમાં ૭૫ ગામ હોઈ એકંદર વસ્તી આસરે આઠ હજાર છે. તેમાંની સેંકડે ૫૧ ટકા જંગલી છે. આ ભાગમાં પાણીની તંગી રહે છે. ખેતી જેવી તેવી; પણ ઘાસચારો માત્ર ઠીક હોય છે. સજ્જી અને લાણા નામનાં ઝાડો આ ભાગમાં ઘણાં ઉગે છે. એમાંથી સોડા તૈયાર કરવામાં આવે છે. (ઇ. ગે.)

**અનૂપશહેર તહશીલઃ**—સંયુક્તપ્રાંત બુલંદ શહેર જીલ્લાની પૂર્વ બાજુએ આ તહશીલ હોઈ તેમાં અનૂપશહેર, 'અહાર' અને 'દિવઈ' પરગણાં છે. ઉ. અ.૨૮°૫' થી ૨૮°૩૭'; અને પૂ. રે. ૭૭°૨૮' થી ૭૮°૨૮' છે. ક્ષેત્રફળ ૪૪૪ ચો. માઇલ અને વસ્તી આસરે બે લાખ એંશી હજાર છે.

આ તહશીલમાં ચાર ગામ અને ૩૭૮ ગામડાં છે. ઈ. સ. ૧૯૦૩–૪ માં જમીનમહેસુલ રૂ. ૪૯૯૦૦૦, અને બીજા કરવેરા રૂ. ૮૦૦૦૦ જેટલા હતા. ઉપલી ગંગાની નહેરના અનૂપશહેર ફાંટાથી આ તાલુકાની જમીન ભીંજાય છે. ઈ. સ. ૧૯૦૩–૪ ની સાલમાં ખેતી માટે રાખેલી ૩૩૯ ચોરસ માઈલ જમીનમાંથી ૧૫૮ ચો. મા. બાગાયત હતી. (ઇં. ગે. ૫)

**અનૂપ શહેરઃ**—સંયુકત પ્રાંત–બુલંદશહેર જીલ્લાનું અનૂપશહેર તહશીલનું મુખ્ય સ્થળ. ઉ. અ. ૨૮°૨૧', અને પૂ. રે. ૧૮°૧૯'; વસ્તી આસરે આઠ હજાર. જહાંગીર બાદશાહની કારકીર્દીમાં 'બરગુજર' રાજા અનૂપરાયે આ શહેર વસાવ્યું. દિલ્લીથી રોહિલખંડના રસ્તાપર ગંગાનદીને કિનારે આ ગામ હોવાથી અઢારમા સૈકામાં એનું મહત્ત્વ ઘણું હતું. ઈ. સ. ૧૭૨૭ થી ૧૭૫૯ સુધી અહમદશાહ અબદલ્લી આ ભાગમાં હતો; અને ઈ. સ. ૧૭૬૧ ની સાલમાં પાણીપત આગળ જે સૈન્યે મરાઠાઓને હરાવ્યા હતા, તે સૈન્યને અહીં જ વ્યવસ્થિત સ્વરૂપ આપવામાં આવ્યું હતું. ઈ. સ. ૧૭૭૩ ની સાલમાં અયોધ્યાના વજીર અને બ્રિટિશ લોકોએ રોહિલખંડ પર મરાઠાઓએ કરેલી સ્વારી સામે જે વખતે બચાવ કર્યો, તે વખતે તે સૈન્યની છાવણી અહીં જ પડી હતી. આ સમયથી બ્રિટિશની છાવણી ઈ. સ. ૧૮૦૬ સુધી અહીં હતી. ત્યાર પછી તે મીરતમાં લઈ જવામાં આવી. અહીં ઈ. સ. ૧૮૬૬ થી મ્યુનિસિપાલિટિ હોઈ. ઈ. સ. ૧૯૦૩–૪ ની સાલમાં તેનું ઉત્પન્ન ૧૧૦૦૦ રૂપીઆ હતું; અને ૧૫૦૦૦ રૂપીયા ખરચ હતો. નજીકનું રેલ્વે સ્ટેશન ઔધ રોહિલખંડ રેલ્વેનું ડીબઈ છે. અહીંથી ડીબઈ ૧૪ માઇલ દૂર છે. એક તહશીલશાળા અને મિશનરિ એંગ્લો વર્નાક્યુલર સ્કૂલ છે. શહેર પૂરતું કાપડ, બ્લેંકેટ અને જોડા અહીં તૈયાર થાય છે. અહીં એક ગળીનું કારખાનું છે. વરસાદ સરાસરી ૨૮°૮૫' છે.

( ઇ. ગે. આર્નોલ્ડ—ઈ. ગાઇડ. )

**અનૂપદેશઃ**—એની રાજધાની માહિષ્મતી નામે હતી. તેમાં પૂર્વે સહસ્રાર્જુન રાજ્ય કરતો હતો. મહાભારત યુદ્ધના સમયે અહીં 'નીલ' નામે રાજા હતો અને તે પાંડવોના પક્ષમાં રહ્યો હતો. ( મહા. ભીષ્મ. ૯ )

**અનૂપવાયુઃ**—અનૂપવાયુનાં ( માર્શગૅસ–મિથેન) દલદલવાયુ, મથુન, મથિલ ઉદિદ એવાં નામો છે. એનું પ્રમાણ (સારણી) ક ઉ ૪ અથવા ક ઉ ૩ ઉ છે. ભેજવાળી જગ્યામાં ઠરી ગએલા પાણીમાંથી અને અન્ય પદાર્થોમાંથી આ વાયુ નીકળે છે. લાકડાં અને બીજા સેંદ્રિય પદાર્થ નાખીને ભેજ સુકવવાથી આ વાયુ હમેશાં તૈયાર થાય છે. કવચિત્ ખનિજ તેલની ખાણ નજીક જમીનમાંથી પણ એ નીકળે છે. મનુષ્યના કોઠામાંથી જે વાયુ નીકળે છે, તેમાં પણ આ વાયુ હોય છે. ખનિજ કોલસામાંથી પ્રકાશને માટે તૈયાર કરેલા ધુમાડામાં એ સેંકડે ૩૦ થી ૪૦ ના પ્રમાણમાં હોય છે.

બનાવટઃ—કૃત્રિમ રીતે અનૂપ તૈયાર કરવો હોય, તો કર્બદ્વિગંધકિદ, અને ઉજ્જગંધકિદની વરાળનું મિશ્રણ લાલ ચોળ તપાવેલા તાંબા ઉપર લગાડવું; એટલે અનૂપ તૈયાર થાય છે. જેમ કેઃ—

કર્બદ્વિગંધકિદ ઉજ્જગંધકિદ તામ્ર
કગ ૨ + ૨ ઉ ૨ ગ + ૪ તા ૨
તામ્રગંધકિદ અનૂપ.
= ૪ તા ૨ ગ + ક ઉ ૪.

(૨)બે ભાગ સિંધુદાર્વિત,(સોડિયમ ઍસિટેટ), બે ભાગ દાહક પાલાશ કે સિંધુ અને ૩ ભાગ તાજા પકાવેલા કળીચુનાનું મિશ્રણ ત્રાંબાના કે લોખંડના બકનળી અથવા સરપોસમાં ગરમ કરીએ, તો શુદ્ધ અનૂપ તૈયાર થાય છે જેમ કેઃ—

સિંધુ દાર્વિત, દાહક સિંધુ, અનૂપ, સિંધુકર્બિત
કઉ ૩, કપ્ર ૨ ધુ + ધુ પ્રઉ=કઉ૪ + ધુ૨ કપ્ર૩

ચુનો મેળવવાનો હેતુ એટલો જ, કે મિશ્રણ જલદી પીગળી ન જાય. આ પ્રમાણે તૈયાર કરેલો અનૂપ વાયુમાં થોડોક ઉજ્જ, અને દારિન તથા ઇથિલિનની વરાળ વિગેરે તત્વો મળેલાં હોય છે.

( ૩ ) શુદ્ધ અનુપ તૈયાર કરવા માટે મથિલ અદિદ ( મેથિલ આયોડાઈડ ) ઉપર જસત અને પાણીનું કાર્ય કરવું. એકલા જસતના જોરથી કાર્ય બને નહિ, તેથી તાંબુ ચઢાવેલા જસતનો ઉપયોગ કરવો. આને 'જશદતામ્રયુગ્મ' કહે છે.જસતની નાની ગોળીઓને તદ્દન સૌમ્ય ગંધકામ્લ (ગંધકનો તેજાબ) વડે ધોઈ શુદ્ધ કરી તેને મોરથુથુના દ્રવમાં નાખવી. તેપર તાંબુ ચઢે, એટલે શુદ્ધ પાણી વડે ધોઈ છેવટે અલ્કોલ ( મદ્યાર્ક ) વડે ધોઈ નાખવું.

આ જશદતામ્રયુગ્મ તાપક બાટલી (બૉઈલીંગ ફ્લાસ્ક)માં નાખી તેમાં મથિલ અદિદ અને તેટલું જ અલ્કોહોલનું મિશ્રણ રેડવું મોઢે વાયુવાહક નળી (ભુંગળી)રાખી જલતાપથી બાટલીને ગરમી આપવી, એટલે અદિદ પર જસતનું કાર્ય થતાં અનુપવાયુ ધીમે ધીમે એક સરખો નીકળે છે.આને પાણીપર કેટલીક વાર રહેવા દઈએ, તો અદિદ અને અલ્કોહોલની વરાળ પાણીમાં મળી જઈ શુદ્ધ અનુપ બાટલીમાં રહે છે. રાસાયનિક કાર્ય નીચે લખ્યા પ્રમાણે થાય છે.

મથિલ અદિદ જશદ પાણી
ક ઉ૩દ + જ + ઉર૨પ્ર
અનુપ જશદ અદઉજ્જિત
=કઉ ૪ + જ. દ.ઉ પ્ર.

ધર્મ:—અનુપ કઉ૪ (દલદલ વાયુ = માર્શગૅસ) એ રંગહીન અને ગંધહીન વાયુ છે. એનું વિ. ગુ. ૦. ૫૫૯ છે. અનુપમાં જ્વલનક્રિયા ચાલતી નથી. પરંતુ તે જાતે હવામાં બળે છે. એની જ્યોત ફિકી હોય છે. અનુપ પાણીમાં ઓગળી શકતો નથી; પરંતુ બેવડા પ્રમાણના અલ્કોહોલમાં ઓગળે છે. હવાના ૧૪૦ ગણા દબાણથી ૦° અંશ ઉષ્ણુતાપર અથવા ૧૫૫° થી ૧૬૦° ઉષ્ણુતામાનપર હવાના એક ગણા દબાણ પર આ રસરૂપ થાય છે. આ રસરૂપ વાયુ ૧૬૦° પર ઉકળે છે. અને ૧૮૬° પર ઘન થઈ થીજી જાય છે. અનુપમાં સ્થિત્યન્તર (દર્શક) ઉષ્ણુતામાન ૯૯ ૫૦ છે. અનુપમાં હવા મિશ્ર થાય, તેનો તે મિશ્રણ દીવો લાગતાં જ ઉડે છે. આવું મિશ્રણ કોલસાની ખાણોમાં વારંવાર તૈયાર થાય છે; અને તેથી કરીને ઘણું નુકશાન થાય છે. તેમાં પુષ્કળ હવા મળેલી હોય, તો તેનાથી જીવનક્રિયાને નુકસાન થતું નથી. એમાં વિદ્યુત્ના તણુખા એક પછી એક છોડીએ કિંવા શુભ્રરોપ્ય નળીદ્વારા તેને પસાર કરીએ, તો તેનું પૃથગ્ભવન થાય છે; કર્બ (કાર્બન) વાસણની બાજુમાં એકઠો થાય છે અને તેના બેવડા આકારનો એટલે બે માપ અનુપ હોય, તો ૪ માપ ઉજ્જ વાયુ જુદો થાય છે. આ ક્રિયામાં ઈથ્રિન (ઈથેન) ઇથિલીન (એથયાલિન), દારિલીન (ઍસિટાયલિન) ઉદિન (બેન્ઝીન) વિગેરે ઉત્કર્બના અલ્પ અંશ પણ તૈયાર થાય છે.

એને સંપૂર્ણ રીતે સળગાવવાને બેવડા આકાર (માપ)ના પ્રાણવાયુ જોઈએ. બે માપ અનુપવાયુ અને ૪ માપ પ્રાણવાયુનું ૬ માપ મિશ્રણ વિદ્યુત્ના તણુખાથી ઉડાવીએ તો બે માપ કર્બદ્વિપ્રાણિદ (કાર્બન ડાયોકસાઈડ) અને ૪ માપ પાણીની વરાળ બને છે. કર્બદ્વિપ્રાણિદમાં (ક. પ્ર. ૨) તેના આકાર જેટલા પ્રમાણનો પ્રાણવાયુ હોય છે; એટલે બે માપ પ્રાણવાયુ હોય છે. આ ઉપરથી મુળનાં ૪ માપ પ્રાણમાંનાં ૨ માપ કર્બ સાથે સંયોગ પામતાં બાકીના બે માપ ચાર માપ સાથે સંયોગ પામી તેનું પાણી થયું. આ પરથી અનુપમાં ૪ માપ ઉજ્જ કિંવા ૪ ભાર ઉજ્જ ૧૨ ભાર કર્બ સાથે સંયોગ પામેલો હોય છે, એમ સિદ્ધ થાય છે.

અનુપવાયુ અતિશય સ્થિર પદાર્થ છે. તેનાપર કુમામ્લ (ફૉર્મિક ઍસિડ), નત્રામ્લ (નાઈટ્રીક એસીડ) કે નત્રામ્લ અને ગંધકામ્લના મિશ્રણથી કાંઈ રાસાયનિક કાર્ય થતું નથી; પરંતુ હર (કલોરિન) અને સ્તંભ (બ્રોમીન) નું કાર્ય તેનાપર જનાં ધારેલો પદાર્થ બને છે. અંધારામાં હરનું કાર્ય અનુપપર થતું નથી. પણ એક માપ અનુપ અને બે માપ હરવાયુનું મિશ્રણ સુર્યપ્રકાશમાં લઈ જતાં જ ઉડે છે અને કર્બ જૂદો પડતાં ઉદ્ધરામ્લ (હાઇડ્રોક્લોરિક એસિડ) તૈયાર થાય છે. ઓછા પ્રકાશમાં (ડીફ્યુઝડ લાઈટ) હર, ઉજ્જના સ્થળે જઈ કઉ. ૩હ, કઉરહર, કઉહ૩, અને કહ ૪ એવા આદિષ્ટ પદાર્થો બને છે; પરંતુ પાણી નજીક હોય, તો ઉદ્ધરામ્લ અને કર્બદ્વિપ્રાણિદ તૈયાર થાય છે.

**અનુબાઈ ઘોરપડે:**–બાલ્યાવસ્થા અને ગૃહ સંસાર:—બાલાજી વિશ્વનાથ પેશવાની એ સૌથી મોટી દીકરી હતી. ઈ. સ. ૧૭૧૩ માં ઇચિલકરંજી કુટુંબના વ્યંકટરાવ નારાયણ ઘોરપડે સાથે છઠ્ઠો કે સાતમે વર્ષે સાતારા મુકામે એના લગ્ન થયાં. વ્યંકટરાવ અને અનુબાઈનાં લગ્ન વિષે એવી એક દંતકથા પ્રસિદ્ધ છે, કે આ લગ્નમાં વરપક્ષ તરફના સેનાપતિના ઘરની સ્ત્રીઓએ "કન્યાપક્ષની સ્ત્રીઓથી બુરખા ઓઢયા વિના અમારા માંડવામાં પગ પણ મુકાય નહિ" એવી હઠ કરી; ને કન્યાપક્ષની સ્ત્રીઓની ઈચ્છા વિરૂદ્ધ તે આખરે પૂરી કરાવી. અનુબાઈ અને વ્યંકટરાવ બંને વરસનો ઘણો ભાગ પૂનામાં પોતાની પાસે રહી શકે, તેટલા માટે પેશવાએ ઈ. સ. ૧૭૨૨ ની સાલમાં વ્યંકટરાવને રહેવાને પુનામાં હવેલી બંધાવી આપી અને ત્યાં ગૃહસંસારની સગવડ માટે મોજે વડગામ તર્ફે ચાકણ ગામ, પર્વતી નજીકનો બાગ અને 'હડપસર' નો બાગ તેને ઈનામમાં આપ્યાં.

અનુબાઈને તેની પુર્વાવસ્થામાં જ વેણુતાઈ, અને નારાયણરાવ (જન્મ. ઈ. સ. ૧૭૨૩–૨૪) એ બે બાળક જન્મ્યાં. એ વેણુતાઇને આગળ જતાં પેશવાઈના પ્રસિદ્ધ સરદાર ત્રિંબકરાવ મામા પેઠે સાથે પરણાવી હતી.

રાજકાર્યમાં પ્રવેશઃ—ઈ. સ. ૧૭૪૫ માં અનુબાઈના પતિ ક્ષયરોગથી મરણ પામતાં તેને વૈધવ્યદશા પ્રાપ્ત થઈ. તો પણ અનુબાઈની રાજકાર્ય સંબંધી મહત્વની કામગિરી તે પછીના સમયની જ છે. નારાયણરાવ વ્યંકટેશની કારકીર્દિમાં ઇચલકરંજી સંસ્થાન વૈભવના શિખરે પહોંચ્યું, તે અનુબાઈના કાર્યને લઈને જ. નાનાસાહેબ પેશવા અને તેનો ભાઈ અનુબાઈના ભત્રીજા હતા અને તેમની આગળ તેના વજનને લીધે સંસ્થાનનું ઘણું હિત થયું. પેશવાએ નારાયણરાવ પાસે વ્યંકટરાવની સરદારી પૂર્વવત્ ચાલુ રાખી. દરેક સ્વારીમાં તેને કાંઇ ને કાંઈ કામગીરી સોંપી, એટલું જ નહિ, પણ ઈનામો, બક્ષીસો તેમ જ મોટીમોટી મામલતો (વહિવટદારી) આપી; અને મુલકગિરીના સંસ્થાનિકો સાથે ખંડણીને લગતા કરાર કરવાની બાબતોમાં વાટાઘાટ કરવાનું કામ તેનાપર જ નાખી લાખ રૂપિયા તેને અપાવ્યા.

જાગીર અને મામલતની પ્રાપ્તિઃ—અનુબાઈ બાળાજી વિશ્વનાથની કન્યા હોવાથી શાહુમહારાજની પણ તેનાપર સારી કૃપા હતી. વ્યંકટરાવ મરણ પામતાં શાહુએ અનુબાઇનો એ સંબંધ લક્ષમાં લઈ આખો આરોઈ તેને ઈનામ આપી દીધો પછી ૧૭૫૩ ની સાલમાં પેશવા કરવીરકર સંભાજીની મરજી સંપાદન કરવાને કર્ણાટકની સ્વારીમાંથી કરવીર ગયા, ત્યારે અનુબાઇએ લાગ સાધી તેની સાથે રહી, 'આજરા' મહાલનાં એક તરફી ૩૧ ગામડાં કાપશીકરને સંભાજી મહારાજ તરફથી ઈનામી તરીકે મળતાં હતાં, તેટલા માટે તેની રીતસર નવીન સણંદ શંભુ છત્રપતિ પાસેથી કરાવી લીધી. આ વખતે પેશવાને ઝીમગઢ, પારગઢ, અને વલ્લભગઢ એ ત્રણ કિલ્લા કરવીરકર તરફથી જાગીરમાં મળ્યા. તેની વહિવટદારી પેશવાએ અનુબાઇને જ સોંપી. આ જ વર્ષે રાણોજી ઘોરપડેએ કરવીર દરબાર સાથે ચાલેલી તકરારમાં પોતાને અનુબાઈ તરફથી પૈસા અને લશ્કરની મદદ મળે છે, એ ધ્યાનમાં લઈ નારાયણરાવને 'ગવસા' ગામ ઈનામ આપ્યું. ઈ. સ. ૧૭૫૬ ની સાલમાં પેશવાએ સાવનુર પર સ્વારી કરી, તે વખતે અનુબાઈ રાજ્ય કરતી હતી. આ સ્વારીમાં પેશવાને 'સોંધે' સંસ્થાનિક તરફથી પૂર્વે ઇચલકરંજીકર પાસે ગએલો મર્દનગઢનો કિલ્લો મળ્યો; અને તે તેણે ઇચલકરંજીકરને સ્વાધીન કરી ત્યાં પોતાના માણસ મૂકયા. આ પ્રસંગે નવીન મળેલા મુલક અને અગાઉના મુલક મળી ધારવાડના સુબાની મોટી વહિવટદારી ધારવાડના કિલ્લા સાથે અનુંબાઇને પેશવા તરફથી મળી.

માદીકરા વચ્ચે કલહની શરૂઆતઃ—અનુબાઇનો પુત્ર નારાયણરાવ હવે વયમાં આવતાં તેને પોતાની માતાને હાથે પાણી પીતાં કંટાળો આવ્યો અને માદીકરા વચ્ચે અણબનાવ થયો. નારાયણરાવ તેની માના કહેવા પ્રમાણે ૧૭૫૭ માં પેશવા સાથે શ્રીરંગપટ્ટણની સ્વારીમાં ન જતાં બીજી તરફ ગયો, ત્યારે એ અણબનાવ ખુલ્લો થયો. તે વખતે અનુબાઇએ પોતાના પુત્રને જેમ તેમ સમજાવ્યો; અને ૧૭૫૯ માં તેને ઈચલકરંજીમાં પાછો આણ્યો.

અનુબાઈ અને જિજાબાઈનો સંબંધઃ—૧૭૫૯ ની આખરે મરાઠા અને મોગલો વચ્ચે લડાઈ જાગી, તે વખતે અનુબાઈ નગર આવી પેશવા પાસે રહી. ૧૭૬૧ ની સાલમાં માત્ર અનુબાઈ પેશવા સાથે ન જતાં ઇચલકરંજીમાં જ રહી. એનું કારણ એ હતું, કે નજીકમાં કરવીરના રાજ્યમાં રાજ્યક્રાંતિનો સમય નજીક આવી પહોંચ્યો હતો. તે સઃલના જાનેવારી માસમાં સંભાજી મહારાજનું અવસાન થયું; ત્યારે અનુબાઇએ તે સમાચાર તુર્તાતુર્ત પેશવાને લખી જણાવ્યા. આ પ્રમાણે સંભાજીના મરણ પછી કરવીર સંસ્થાન ખાલસા કરવાની મસલત પેશવાએ યોજી, તેમાં અનુબાઈનો પ્રથમથી જ હાથ હોવાનું માલમ પડે છે. પેશવાએ કરવીરના રાજ્યને ખાલસા કરવાને ઇચલકરંજીકરના માણસો મોકલવાથી જિજાબાઈની પક્કી ખાત્રી થઇ, કે આ સર્વ કારસ્થાનનું મૂળ અનુબાઈ જ છે. પછી જિજાબાઈએ પોતાની શોકય ગર્ભવતી હોવાની બૂમ ઉરાડી, ત્યારે તે વાતની પરીક્ષા કરી જન્મ થતી વખતે પ્રત્યક્ષ હાજર રહેવા માટે પેશવાના કહેવાપરથી અનુંબાઈ કરવીર જવાની હતી; પણ પાણીપતની હાર અને નાનાસાહેબના મૃત્યુને લીધે તે વાત ત્યાં જ અટકી.

પુત્રનું અવ્યવસ્થિતપણું અને મરણઃ—૧૭૬૧ ના ચોમાસામાં અનુબાઈ પોતાની વહિવાટદારીને સ્થળે ધારવાડમાં હતી. ૧૭૬૨ ની લગભગમાં અનુબાઇને પોતાના પુત્ર સાથે પાછો અણબનાવ થયો. નારાયણરાવ હવે દુર્વ્યસની બની જઈ કારભારમાં તેમ જ ખાનગી વર્તણુકમાં અવ્યવસ્થિત બનવા લાગ્યો. તેને અને તેની સ્ત્રીને ત્યાર પછી અનુબાઈએ નજરકેદમાં રાખ્યા જેવી સ્થિતિ હતી. ૧૭૬૪ ની સાલમાં અનુબાઈની શારીરિક સ્થિતિ સારી નહિ હોવાથી તે માધવરાવ સાથે, હૈદરપર કરેલી સ્વારીમાં જઈ શકી નહિ. પાણીપતના યુદ્ધ પછી હૈદરે તુંગભદ્રાની ઉત્તર

તરફ સ્વારીઓ કરી ધારવાડ કબજે કર્યું હતું. તે આ સ્વારીમાં પેશવાએ પાછું મેળવી ધારવાડના સુબાને છૂટો કર્યો; અને તેની વહિવટદારી પાછી ઇચલકરંજીકરને સોંપી. અનુબાઈ ઈચલકરંજીમાં માંદી પડી હતી. તે લાગ સાધી નારાયણરાવે દગો કરવા માંડયો; પણ અનુબાઈ જલદીથી જ સાજી થવાથી તેનો ઘાટ બગડી ગયો અને તેને પાછું બંધનમાં રહેવું પડયું. નારાયણરાવનું હવે સરકારી કામકાજમાં લક્ષ ન હોવાથી પેશવાના મનમાં તેનો કાંટો કાઢી નાખી તેની સરદારી લઈ લેવાની ઇચ્છા થઈ. પણ ૧૭૬૬ના જૂન માસમાં અનુબાઈએ પૂને જઈ પોતાના બનતા પ્રયાસે વ્યંકટરાવના નામે સરદારી કરાવી લીધી. ઈ. સ. ૧૭૬૯ માં વહિવટદારી દરમ્યાન ઘણી બાકી રહી ગયાને કારણે પેશવાએ ધારવાડના સુબા ઈચલકરંજીકર પાસેથી તે બાકી વસુલ કરવા માટે કારકુન અને છડીદારને ઈચલકરંજી મોકલ્યા.

આ તગાદો હઠાવવાને, દીકરો માંદો હતો, તો પણ પેશવાને તેવો જ રહેવા દઈ, અનુબાઈ પૂના ગઈ; અને તેને સમજાવી પેશવા પાસેથી ઘણી છૂટ મેળવી, રહેલી બાકી ચાર મહિનામાં વાળીદેવાનો તેણે કારાર કર્યો. આ છૂટ સંબંધી કેટલીક રકમો પર પેશવાનો "વડીલ મનુષ્ય સબબ રયાત" એવો શેરો હતો. ઈ. સ. ૧૭૭૭ માં પેશવાની સ્વારી કર્નાટક જવા નીકળી, ત્યારે અનુબાઈ પોતાના પૌત્ર સહ જેઉર મુકામે તેના લશ્કરમાં જઈ પહોંચી. પણ એટલામાં પુત્ર મરણ પામ્યાની ખબર આવતાં તે પુનઃ ઈચલકરંજી આવી. અનુબાઈની હવે વૃદ્ધાવસ્થા થવાથી તે રાજ્યકારભારનો બોજો સહન કરી શકતી ન હતી. તેમાં પાછો પુત્રમરણનો શોક થયો. છતાં ધૈર્ય ધરી પોતાના પૌત્ર વ્યંકટરાવના હિતને ખાતર તેણે પ્રથમની માફક કારભાર આગળ ચલાવ્યો.

બીજી આપત્તિઃ—ઈ. સ. ૧૭૭૩ ની સાલમાં ત્રિંબકરાવ મામા પંઢરપુર આગળ રાઘોબાદાદાના પક્ષ સાથે થયેલી લડાઈમાં માર્યા જતાં અનુબાઈની પુત્રીપર વૈધવ્યનો દુઃખદ પ્રસંગ આવી પડયો. તેથી અનુબાઈ પોતાના પૌત્ર સાથે પુત્રીનું સાંત્વન કરવાને પૂને ગઈ.તે વખત રાજ્યક્રાંતિનો હોવાથી અનુબાઇએ દુરદર્શીપણું વાપરી પોતાની પાસેનું જામદારખાનું અને જડજવાહીર પોતાની સાથે પૂને લઈ જઈ પુરંદરમાં પેશવાના જામદારખાનામાં રાખ્યું. ઈ. સ. ૧૭૭૪ ની આખરે કરવીરકરે રઘુનાથરાવદાદાની શીખવણીથી પેશવાના મુલકને ઉપદ્રવ કરવા માંડયો અને ઈચલકરંજીપર સ્વારી કરવાની શરૂઆત કરી. અનુબાઈએ તેની સાથે સલાહ કરાવવા ઘણો પ્રયત્ન કર્યો, પણ તેનો કાંઈ ઉપયોગ થયો નહિ. અનુબાઈએ અડગ રહી કોલ્હાપુરકરની બે સ્વારીઓ પાછી વાળી. પરંતુ એવું હંમેશાં કાંઈ ચાલે નહિ, એમ જાણી ફરીથી એવી સ્વારીઓ ન થાય, એટલા માટે પૂનાના દરબારમાં ખટપટ કરી. પણ પૂનાદરબાર હૈદર અને અંગ્રેજ સાથે લડવામાં રોકાએલા હોવાથી ત્યાંથી અનુબાઈને વિશેષ મદદ મળી શકી નહિ.

ધુતારા વેષધારીની ભાંજગડઃ—પોતાના આયુષ્યના છેવટના ભાગમાં અનુબાઈએ એક અવિચારી રાજકાર્ય કરી પોતાનું ઘણું જ નુકસાન કરી લીધું. ઈ. સ. ૧૭૬૬ માં પેશવાએ ભાઉસાહેબના વેષધારી ધુતારાની તપાસ કરી, ત્યારે અનુબાઈ પૂના હતી. તે વેષધારી નહિ, પણ ખરેખરો ભાઉસાહેબ જ હતો, એવું અનુબાઈનું માનવું હતું. તેની એ ભ્રાંતિ દૂર કરવાને પેશવાએ તે વેષધારીને કેટલાક દિવસ સુધી અનુબાઈના મકાનમાં રાખ્યો; તો પણ તેનો તે મત કાયમ રહ્યો. આથી ઈ. સ. ૧૭૭૬ માં રત્નાગિરીના મામલતદારે એ વેષધારીને કેદમાંથી મુક્ત કરી તેને વિષે સાચું જુઠું સમજાવ્યું, ત્યારે અનુબાઈએ વેષધારીની મદદે વ્યંકટરાવને રવાના કર્યો. આથી પૂના દરબાર તરફથી વેષધારીને શિક્ષા થઈ. ને ઈચલકરંજીકરની દેશમુખી, સરદેશમુખી, તહેનાતી ગામ અને ઈનામી ગામ એ બધાંપર જપ્તી આવી. પણ પટવર્ધને રદબદલી કરી, તેથી નાના ફડનવીસ અને સખારામ બાપુએ અનુબાઈની વૃદ્ધાવસ્થા સામું જોઈ ઈચલકરંજીકર પાસે સવાલાખ રૂપિઆ ગુન્હેગારીના દંડ પેટે લઈ તે જપ્તી ઉઠાવી.

રાજકાર્યનો ત્યાગ અને મૃત્યુઃ—વેષધારીની બાબતનું આવું પરિણામ આવ્યા પછી અનુબાઈએ સંસ્થાનના કારભારમાંથી પોતાનો હાથ કાઢી લીધો. પછીથી તે કાશીયાત્રાએ ગઈ હતી, એટલી માહિતી મળે છે પણ ક્યારે ગઈ, તે સાલ માલમ પડતી નથી. ઈ. સ. ૧૭૮૩ માં તે તુળાપુરમાં મરણ પામી.

સ્વભાવવર્ણનઃ—પતિના મરણ પછી ૩૮ વર્ષ સુધી સંસ્થાનનો સર્વ કારભાર અનુબાઈ જાતે જ જોતી હતી. નાનાસાહેબ પેશવાની છેવટ સુધીની ઘણી સ્વારીઓમાં તે હાજર હતી. તેનો પુત્ર કે તેના મરણ પછી તેનો પૌત્ર અને તેના કારભારી સ્વારીમાં જતા, એટલું જ; બાકી તેમની ફોજ તૈયાર કરવાની તથા તેમને પૈસાટકા પૂરા પાડવાના કામની જવાબદારી અનુબાઈના માથાપર જ હતી.

કારભારનાં બધાં કામો પણ તે જ કરી લેતી. તેની હિંમત, વ્યવસ્થા અને મહત્વાકાંક્ષા જબરદસ્ત હતાં. તેના ભત્રીજા નાનાસાહેબ, ભાઉસાહેબ અને દાદાસાહેબપર તેની સારી છાપ પડી હતી. તેમના લશ્કર સાથે દરેક સ્વારીમાં હાજર રહી અનુંબાઈએ પોતાનો હેતુ સિદ્ધ કરવાનો લાગ કદી ગુમાવ્યો નથી. તે કામમાં તેણે કદી આળસ કરી નથી. વળી તેના પુત્ર નારાયણરાવને તેણે કદી સ્વતંત્રપણે વર્તવા દીધો નથી. " એ તો નાનું છોકરૂં, એ શું સમજે ?" એવી જ ભાવનાથી તેણે તેની સાથે મૃત્યુ પર્યંત એટલે તેની૪૬ વર્ષની વય સુધી વર્તન રાખ્યું હતું. નારાયણરાવ પછી સંસ્થાનનો અધિકાર તેના પૌત્રને મળ્યો. તે તો એની દૃષ્ટિએ તદ્દન નાનું બચ્ચું જ, એટલે તેને તો તે સ્વતંત્રપણે શી રીતે વર્તવા દે ? મોટી મોટી સર્વ મસલતો તેણે પોતાના જ માથાપર લઈને પાર પાડી. પુત્ર અને પૌત્ર એ માત્ર નામના જ માલીક હતા. તેનો વ્યવસાય જબરો હતો, તેથી તેને કરજ પણ થયું હતું, એક વખત તો તે કરજનો સુમાર બાર લાખ રૂપિયા જેટલો નીકળ્યો હતો. બાઈને કરજ હતું, તે પ્રમાણે તેણે સંસ્થાનની જમાબંદી પણ ઠીક વધારી હતી. તેનું વર્તન નિયમિત અને વિશુદ્ધ હતું અને ખરચની બારીકમાં બારીક બાબતમાં પણ તેનું લક્ષ રહેતું.

**અનેકુલ તાલુકો:**—મ્હૈસુર સંસ્થાન; બેંગલોર જિલ્લાના અગ્નિ કોણ તરફનો તાલુકો. ઉ અ. ૧૨° ૪૦' થી ૧૨° ૫૫' અને પૂ. રે. ૭૭° ૩૨' થી ૭૭° ૪૯'. ક્ષેત્રફળ ૧૯૦ ચો, મા. વસ્તી સુમારે સાઠ હજાર. આ તાલુકામાં ત્રણ ગામ અને ૨૦૨ ગામડાં છે. ઈ. સ. ૧૯૦૩-૪ માં જમીન મહેસુલ ૧૨૬૦૦૦ હજાર હતું. ( ઈ. ગે. ૫. )

**અનેકુલ ગામ:**—મ્હૈસુર સંસ્થાન બેંગલોર જિલ્લાના અનેકુલ તાલુકાનું મુખ્ય સ્થળ હોઈ બેંગલોરના અગ્નિકોણમાં ૨૨ માઈલ પર છે. ઉ. અ. ૧૨° ૪૩' અને પૂ. રે. ૭૭° ૪૨'. વસ્તી સુમારે પાંચ હજાર. હાલનો કિલ્લો અને તળાવ સુગતુરના સંસ્થાનિકે સત્તરમા સૈકામાં બાંધેલાં. તે પછી સો વર્ષે અનેકુલ મ્હૈસૂર સંસ્થાનનું માંડલિક થયું; અને ઈ. સ. ૧૭૬૦ ની સાલમાં તેને હૈદરે પોતાના રાજ્ય સાથે જોડી દીધું. ઈ. સ. ૧૪૦૦ ની સાલમાં ડોમિનિકન લોકોએ અહીં એક પ્રાર્થનામંદિર બાંધ્યું હતું. ઈ. સ. ૧૮૭૦ ની સાલથી અહીં મ્યુનિસિપાલિટિ છે. ઈ. સ. ૧૯૦૩-૪ માં તેનું ઉત્પન્ન રૂ. ૩૧૦૦, અને ખરચ રૂ. ૪૫૦૦ હતો. ( ઇં. ગૅ. ૫. )

**અનેવાડી:**—સતારા જીલ્લાનું એક ગામ. મરાઠાશાહીના પત્રોમાં આ ગામનો ઉલ્લેખ અનેક વાર આવે છે.

નિંબના ગોસાંઇને સનદ કરી આપી, તેમાં ' અનેવાડી ' નો એક ઉલ્લેખ આવેલો છે. ( રા. ખં. ૧૫; ૧૫૪. ૧૮૯; ૬. ૧૫, ૧૫૫, ૧૯૨. ) અહીંથી દરવર્ષે અન્નદાન માટે તુવેર અને ઘંઉ આવતા. એમ કેટલાક પત્રોપરથી જણાય છે ( રા. ખં. ૧૫. ૬૨. ૧૨૩ ૬૪, ૧૨૯; ૯૧. ૧૪૮-૬; ૧૫૨-૧૮૫ )

**અન્ન.** ( ખોરાક ):—કેવળ વૈદ્યક દૃષ્ટિએ જ નહિ તો સામાજીક દૃષ્ટિએ પણ ખોરાક, ખોરાકની શોધનક્રિયા અને ખોરાકની સમૃદ્ધિ એ બાબતો માનવકાર્યના ભાગમાં કાયમનો નિવાસ કરે છે. ખોરાકને જેમ કામનો કાચો માલ કહી શકાય, તેમ તેને સામાજીક અંગનો પણ કાચો માલ ચોકકસ કહી શકાય. સંસ્કૃતિની ઘણી ઉત્કૃષ્ટ સ્થિતિમાં પણ સર્વ સંપત્તિનું ખોરાકની પ્રાથમિક અવસ્થામાં જ આખરે રૂપાંતર કરી શકાશે. ખોરાકનો પુરવઠો એટલે શ્રમની પ્રાથમિક અવસ્થા; તેનો સંચય એટલે સંપત્તિની પ્રાથમિક અવસ્થા.

ધર્મનીતિમાં આ સંબંધ પરોક્ષ રહેલો જણાઈ આવે છે. પણ આ ક્ષેત્રમાં બીજા કોઈ પણ જીવંત પ્રાણી કરતાં મનુષ્યનો ખોરાક ઘણે અંશે ઉપર્યુક્ત બાબતો સાથે પ્રત્યક્ષ સંબંધ ધરાવતો હોવાને કારણે વિશેષ સમજવામાં આવે છે. નૈતિક કાયદાનો આરંભ જ વિશિષ્ટ ખોરાકના નિષેધમાંથી થાય છે. પવિત્ર ભોજન એ ખ્રિસ્તી સંપ્રદાયનું અંતિમ ધ્યેય છે.

સુધારેલા અને જંગલી સમાજમાં ફેર એટલો જ છે, કે જંગલી સમાજે નૈસર્ગિક ખોરાકને બદલે કૃત્રિમ ખોરાકની યોજના કરેલી છે. મોસમમાં ઉતરનારા પાકમાંથી થોડોક, તેવો પાક ન આવતો હોય, તેવી ઋતુ માટે રાખી મૂકી ખોરાકનો સંચય કરવાને બદલે બીજા કોઇ કામમાં મનુષ્ય પોતાનો અને પારકાનો શ્રમ ખરચી નાખે છે. આને પરિણામે ખોરાક સિવાયની બીજી ચીજો પેદા કરવાના કામમાં મદદ થતી નથી. નૈસર્ગિક બાબતમાંથી ખોરાક મેળવવાની પદ્ધતિ ત્રાસદાયક અને કાંઇક અનિશ્ચિત હોય છે. હવે કૃત્રિમ રીતે ખોરાકનો સંચય કરવો, એટલે વધારે ખોરાક કેવળ ભેગો કરી ન રાખતાં તે વધારવાના કામમાં ખરચવો એ છે. ઝાડ, બી વિગેરે તેવાં જ વધવા દેવાથી અને પાળેલાં જનાવરોને મોટાં થયા બાદ પ્રજોત્પાદન કરવા દેવાથી ખોરાકની સમૃદ્ધિ સારી થાય છે.

ખોરાકની સામગ્રી:—કૃત્રિમ રીતે જેનો વધારો કરી શકાય છે, એવો પ્રાણિજ ખોરાક જુદે જુદે

ઠેકાણે જુદા જુદા પ્રકારનો મળી આવશે. બળદ, ઘોડા, ગધેડાં, ઉંટ, બકરાં અને ડુક્કર એ મુખ્ય જાનવરો ખોરાકમાં ઉપયોગી લાગે છે. તે ઉપરાંત માછલાં, પક્ષી વિગેરે પણ હોય છે જ.

સઘળા વનસ્પતિજન્ય ખોરાકની કૃત્રિમ રીતે વૃદ્ધિ કરી શકાય છે. ફળ, કંદ અને અનાજ એવા તેના ત્રણ વર્ગ પડે છે. ઉપયોગ, શ્રમ અને કિંમતની દૃષ્ટિએ જોઇએ, તો અનાજનો પહેલો, કંદનો વચલો અને ફળનો છેવટનો દરજ્જો આવે છે. એમ સુવ્યવસ્થા વડે ઉન્નતિ ને મદદ કેવી રીતે થઈ શકે છે તે જોઈએ, તો ઉપર પ્રમાણે જ દરજ્જો આવી શકે છે. દાખલા તરીકે ફલાહારી જંગલી મનુષ્ય ફળની મોસમમાં અજીર્ણ થતાં સુધી ફળનો આહાર કરે છે; ત્યારે બીજી વખતે ઘણું ખરૂં ભૂખે મરે છે; એમ આપણા જોવામાં આવે છે.

મનુષ્ય આજીવિકા માટે બીજા પદાર્થ કરતાં સ્વાભાવિક રીતે માંસ, તેના ઉત્તેજક ગુણના કારણે, વધારે પસંદ કરે છે ( સર્વથી ઉત્તમ ખોરાક હોય તો તે માંસ જ છે, એમ શતપથ બ્રાહ્મણમાં કહ્યું છે.).ઉષ્ણ પ્રદેશમાં તેનોજે ઓછો ઉપયોગ કરવામાં આવે છે, તેનું કારણ પહેલેથી તેની ટેવ નહિ હોવાથી નહિ; પણ આબોહવાને અનુકૂળ જીવનક્રમ રાખવાના અનેક વર્ષના પ્રયત્નોનું આ ફળ છે.ઉષ્ણ પ્રદેશના મદ્યપાનનિષેધની વાત પણ એ જ પ્રમાણે સમજાવી શકાય. તથાપિ મનુષ્યની વિશેષ પ્રગતિ માટે મિશ્ર ખોરાક જ કારણભૂત થએલો છે. સંસ્કૃતિ એ નામને શોભાવે એવી કોઇપિણ બાબત અનાજ સિવાય ખેતીવાડીના બીજા પદાર્થ પર રહેલી નથી; એનું કારણ એ છે, કે અનાજનાં બીની કંદ અને ફળ સાથે તુલના કરતાં તે સ્નાયુ અને જ્ઞાનતંતુનું પોષણ કરવામાં અતિ ઉત્તમ છે.

રાંધણકળાઃ—મનુષ્યનો ખોરાક ઉત્પન્ન કરવા કરતાં તેને રાંધવાનાં કે પકવવાનાં વિશેષ પ્રકાર સ્વાભાવિક રીતે નજરે પડે છે. પરંતુ સર્વ જાતની રાંધણકળામાં શેકવું, અને શીજવવું એ બે બાબતોનો જ સમાવેશ કરેલો છે. પદાર્થને તાપ ઉપર મૂકવાનો રિવાજ સર્વત્ર છે. પાછળથી ધીમે ધીમે ભઠ્ઠીની યોજના થઈ હશે. પણ ઘણા બિનસુધારેલા લોક જમીનમાં ખાડા કરી તેની અંદર પથરા કે ઈંટો ગોઠવે છે, અને સાદી ભઠ્ઠી તૈયાર કરે છે. ખોરાક વધુ વખત ટકી રહે છે, માટે તેને વઘાર દેવાનો રિવાજ જંગલી લોકોમાં છે. વાસણમાં ખોરાક રાંધવાની રીત પથરા પર ખોરાક રાંધવાની પદ્ધતિ પછીની જ છે, એમ કેટલાકનું કહેવું છે. તપીને લાલ થએલા પત્થર પાણીના વાસણમાં નાખી તે પાણી ખોરાક પકવવા જેટલું ગરમ કરતા. પણ કિટલીની શોધ લાગ્યા પછી એ પદ્ધતિ બંધ પડી.

ખોરાક રાંધવાની પદ્ધતિના વિકાસનાં ત્રણ સ્વરૂપો આ પ્રમાણે છેઃ—( ૧ ) જંગલી ( ૨ ) હિંદુ અને ( ૩ ) અર્વાચીન ફ્રેંચ. તેમાં એકસરખી નિયમિતતા હશે જ એમ કાંઇ નથી. ત્રીજા સ્વરૂપમાં સૌંદર્યતત્વ છે; ત્યારે બીજામાં ધાર્મિકતા જ છે. પણ જે પ્રમાણે પ્રત્યેક સ્વરૂપ સામાજીક જાગૃતિનું મુખ હોય છે, તે પ્રમાણે તેનું સમાજ પર ઉલટું પરિણામ પણ થાય છે.

હિંદુ રસોડાં અને ભોજનવિધિ તરફ જોઇશું, તો કોઈ ખાસ પવિત્ર ગણાતા દિવસનો ક્રમ બાજુએ મૂકતાં રોજના ખોરાકની બાબતમાં વિશેષ તીવ્ર ભાવના જણાઈ આવે છે. જેમ કે મદ્રાસ તરફના બ્રાહ્મણની રસોઈ થતી હોય, તે વખતે તેને જો શૂદ્ર જુએ, તો પણ રસોઈ અભડાઇ જાય એમ મનાય છે.

અનાજમાંથી તૈયાર કરવામાં આવતા ખોરાકના એક સ્થળે સાત પ્રકાર કહ્યા છે. (ઈ. જે. પેન. હીસ્ટ. ઓફ ધી ન્યુ વર્લ્ડ કૉલ્ડ અમેરિકા) આ પ્રમાણેછેઃ— શેકેલું અગર ભૂંજેલું ખાણું ( ઓળો ); તે લોટ કરીને પકાવેલું અનાજ; ચોખાની માફક પલાળીને શીજાવેલું અનાજ, ખીર; પાતળી ચકલીઓ કરી જાળીવાળા વાસણ કે ચાળણીમાં પકાવેલો લોટનો પદાર્થ ( જેવાં કે બાફેલાં ભજીયાં, ઢોકળાં વિગેરે ); પાતળી શેકેલા લોટની ભાખરી અને ફુલકા રોટલી. આ સાત સ્થિતિ મનુષ્યની સુધારણાની વસ્તુસ્થિતિ બતાવી આપે છે, એમાં સંશય નથી.

રસોઈ અને ધર્મની ભાવના એ બંને બાબતો પરસ્પર સંબંધ ધરાવે છે, એમ ઘણા લોકોનો ભ્રમ છે. ઝોરોએસ્ટ્રીઅન લોકોમાં રાત્રે ઉત્તર દિશામાં ખાવાનું ફેંકાય નહિ. યૂરોપના ખેડુતોને હજી પણ દેવતામાં રોટલી નાખવાની કલ્પનાથી કમકમી ઉપજે છે. વધેલો કે અવશિષ્ટ રહેલો ખોરાક અશુદ્ધ માનવા સંબંધી હિંદુઓની કલ્પના પરાપૂર્વથી જ ચાલી આવે છે.

ખોરાકનો વિધિનિષેધઃ—આરોગ્યની દૃષ્ટિએ જીવનનો આધાર ખોરાક પર રહેલો છે, એ તત્વ સર્વ મનુષ્યોને સંપૂર્ણ રીતે માન્ય છે. મનુષ્યસંપત્તિની પહેલી બાબત ખોરાક જ છે. સમાજમાં અશક્ત લોકોને અને નાનાં છોકરાંને ખાવાપીવાની બાબતમાં જે પ્રતિબંધ કરવામાં આવે છે, તે મનુષ્યકૃત નિયમો પૈકી પ્રથમ નિયમ છે, એમ કહ્યા વિના ચાલશે નહિ.

ઓસ્ટ્રેલીઅનોમાં નાનાં છોકરાંઓને જુદા જુદા ખોરાક સંબંધી પ્રતિબંધ હોય છે.પણ તે ધીમે ધીમે વયપરત્વે કમી થતા જાય છે. આ પ્રતિબંધનો હેતુ કંઇક અંશે માણસોએ ઉત્તમ ખોરાક સંઘરી રાખવાનો અને કંઈક અંશે ખોરાકની તાણ ન પડે એવો હશે. ઓસ્ટ્રેલીઆવાસીઓમાં આર્થિક સહકારનો એક પ્રાચીન નમુનો દૃષ્ટિએ પડે છે. લગ્ન સંબંધથી જોડાનારા ચાર પ્રકારના લોકો પૈકી પ્રત્યેક વર્ગની પ્રત્યેક વ્યક્તિએ મોટી ઉમર થયા સુધી અમુક ઠરાવેલાં પ્રાણી ખાઈ શકાય નહિ;પરંતુ તેને મારવાને હરકત નથી. દાખલા તરીકે સ્ત્રીએ ખાવાના પદાર્થ પતિ ખાતો નથી. સ્ત્રીપુરુષ બંને પોતાનાં બાળકો માટે જે પદાર્થ વર્જ્ય હોય છે, તે જ ખાય છે. આમ કરવાથી પ્રાપ્ત થતા ખોરાકની યોગ્ય વહેંચણી થાય છે; અને બીજા દેશમાં વધારે છોકરાં થાય એટલે માબાપના ભાગે ઓછો ખોરાક આવે છે, તેવી સ્થિતિ આ સ્થળે ગમે તેટલાં છોકરાં થાય, તો પણ આવતી નથી.ઉપરાંત અહીં જુદા જુદા પ્રાણી કે વનસ્પતિને દેવસ્વરૂપ (ટોટેમ)માનનારા લોકો કોઇ ખાસ વ્રત પાળે છે. તેનો હેતુ એવો હોય છે, કે તે પ્રાણી કે વનસ્પતિ વધારે મેળવી વધારવાં. પણ ખુબી એવી છે, કે પોતાના દેવસ્વરૂપને પોતાના ખોરાકના ઉપયોગમાં લેવાય નહિ. તેથી આવું વ્રત એકમેકને ભરપૂર ખોરાક મળે, તેટલા માટે જ પાળવામાં આવે છે.

સર્વ પ્રકારની સંપત્તિ જો આખરે ખોરાક વિષયક જ બનાવી શકાય, તો આધુનિક સુધારેલા બંધુપ્રેમથી માલમત્તાને લગતા કેટલાક ગુન્હાનું પ્રમાણ ઘણું ઘટી જાય; અથવા કેટલાક તો બીલકુલ નાબુદ થઈ જાય. અગર જો તેવા ગુન્હા થાય, તો તેની માફી પણ મળી શકે. ભૂખ લાગતાં કોઈ માણસ જો ખોરાકની ચોરી કરે તો કોઇ પણ મૅજીસ્ટ્રેટ તેને શિક્ષા કરતો નથી. હિંદુ, ખ્રિસ્તી, ઇસ્લામી અને હિબ્રુ ધર્મ એવા જ મતના છે. કેટલાક ઓછા સુધરેલા લોકમાં પણ આવો જ રિવાજ દૃષ્ટિએ પડે છે. તથાપિ ડેજર નામના બેટમાં જો કોઈ ખોરાકની ચોરી કરતાં માલમ પડે, તો તેને દેહાંત દંડની શિક્ષા મળે છે.

ખોરાકનો નિષેધઃ—ખાસ ખોરાકની બાબતમાં નિષેધ વ્યક્તિગત કે સામુદાયિક હોય છે. અંદામાન બેટમાં દરેક જણથી અમુક જાતનું માછલું પ્રાણી ખવાતું નથી. સામુદાયિક નિષેધને દાખલો લઇએ, તો નવહો લોકો માછલીને કદી અડતા પણ નથી. હિન્દુ અને મુસલમાન લોકો ડુક્કરનું માંસ નિષિદ્ધ માને છે. હિંદુ લોક ગાયના માંસને નિષિદ્ધ ગણે છે. બ્રાહ્મણો યજ્ઞ સિવાયના પ્રસંગે માંસનો નિષેધ કરે છે. તે વખતે તેના હૃદયમાં આદર કિંવા ધિક્કારની ભાવના થયાનું જણાય છે.

મનુષ્યપર કેટલીક જાતના માંસથી થતી વિશિષ્ટ અસર આવા નિષેધના ગર્ભમાં રહેલી હોય છે, એમ કેટલાકનું કહેવું છે. જુદા જુદા રોગ કે નુકસાન બાદ કરીએ, તો એવા માંસાહારથી કેટલાક ખાસ ગુણ પણ ખાનારમાં આવે છે. અમેરિકન ઇંડિઅન સ્થૂળ શરીરનાં અને ખરાબ ગુણવાળા શરીરનાં પ્રાણી ઘણું ખરૂં ખાતા નથી. કારણ કે તેમને એવો ભય લાગે છે, કે એ માંસથી જડતા આવતાં આપણા ધાર્મિક, યુદ્ધવિષયક તેમજ રાજનિતિવિષયક કાર્યોમાં મળતો ઉત્સાહ નાબુદ થઇ જશે. નામાકવા અને કાફિર લોકો બીકણુપણું આવશે, એવા ભયથી સસલાં ખાતાં નથી.

પોતાની સાથે જે પ્રાણીનો નિકટ સંબંધ હોય, તે ન ખાવા તરફ મનુષ્યની વૃત્તિ જણાઇ આવે છે. બ્રાઝિલના 'યુરૂના' લોકો પોતાનાં પાળેલાં પ્રાણીનો આહાર કરતા નથી. હિંદુઓમાં ગાયનું માંસ ન ખાવા વિષે પ્રવૃત્તિનો મેળ ઉપયુક્તિ ભાવના સાથે જ મેળવી શકાશે.

આ ખોરાકનિષેધના એક બે પ્રકાર તેના ધાર્મિક કિંવા જાતિવિષયક સ્વરૂપને કારણે વિશેષ મહત્ત્વના છે. હિંદુઓ જે માંસાહાર વર્જ્ય ગણે, તે તેમના ધર્મતત્વને અનુસરીને કરે છે. પણ તેના મૂળમાં આબોહવાને અનુકૂળ પડે એવી યોજના ધીમે ધીમે અમલમાં લાવવાનો વિચાર રહેલો હોય છે, એમાં સંશય નથી. ગરમ પ્રદેશમાં માંસાહાર ઓછે વધતે અંશે નુકસાનકારક છે. અર્વાચીન હિંદુઓ ગાયનું માંસ બીલકુલ ખાતા નથી. કારણ કે તે દેવી ભગવતીના ગાયરૂપી પાર્થિવ પ્રતિનિધિનું માંસ છે, એમ તેઓ સમજે છે. હાલમાં સર્વ ઉચ્ચ જાતિના ભારતવાસીઓ પ્રાણિજ ખોરાક બીલકુલ ખાતા નથી. તેઓ કેવળ શાકહારી છે; જો કે શૂદ્ર અને અન્ય હલકી જાતના લોકો ફાવે તે ખાય છે. પ્રાચીન કાળમાં પવિત્ર તહેવારને દિવસે અથવા આડે દહાડે પણ લોકો ગાયનું માંસ કિંવા ગમે તે માંસ ખાતા. જો કે દ્વિજોએ માંસ અને મત્સ્ય શ્રાદ્ધના દિવસ વિના કદી ખાવાં નહિ, એમ મનુ ભગવાન્ કહે છે.

અતિથિના આદરસત્કાર માટે વાછરડું કિંવા બળદને હણવાનું વેદમાં કહેલું છે. ચરક સંહિતામાં (તેનો સમય ઇ. સ. નો પહેલો સૈકો હશે)

ગર્ભિણી સ્ત્રીએ ગર્ભની વૃદ્ધિ માટે ગાયનું માંસ ખાવાને હરકત નથી એવી છૂટ રાખી છે. પ્રાચીન યજ્ઞકર્મમાં ઋષિઓ માંસ ખાતા અને રક્ત રાક્ષસો માટે ફેંકી દેતા. પાછળના તાંત્રિક ધર્મમાં હિંદુ ધર્મની સાધારણ પ્રવૃત્તિની વિરુદ્ધના વિધિ અને સિદ્ધાંત આપ્યા છે. શાક્તોપાસનામાંનાં પાંચ કર્મોમાંનું એક માંસાહાર હોય છે; બીજું મત્સ્યાહાર હોય છે. દારૂ પીવાને અને માંસ ખાવાને તેમને સબળ કારણો છે, એવી તેમની માન્યતા છે. તેઓ કહે છે, કે એમ કરવાથી અમે અમારા પૂર્વજોની પ્રણાલિકા જાળવીએ છીએ.

માંસાહાર સંબંધી હિંદુઓના વિચાર યૂરોપીય મનુષ્યાહાર સંબંધીના વિચારો સાથે સરખાવવા જેવા છે. સાધારણ રીતે જીવ માત્ર પ્રત્યે આદર અને સર્વ સચેત પ્રાણી પર દયા રાખવાનું સમજાવનારી જે પ્રવૃત્તિ છે, તેમાંથી હિંદુઓના વનસ્પત્યાહારની ઉત્પત્તિ છે, એમ વેસ્ટર માર્કને જે લાગે છે, તેમાં ઘણું સત્ય છે. જેમ મનુસ્મૃતિમાં શાક્તપંથનું બીજ છે, તેમ આ ઘટનાનું પણ છે

જીવહિંસાનિષેધ અને માંસાહારનિષેધ એ ઉભયનો પરસ્પર સંબંધ છે, એમ માનવાને કશી હરકત નથી. બૌદ્ધ અને જૈન ધર્મમાં હિંસાનિષેધ અત્યંત તીવ્ર છે. 'તાઓ' સંપ્રદાયમાં તેનું એવું જ મહત્વ છે. જો શુદ્ધ માંસ ખાવા માટે જ મેળવેલું ન હોય, કે ખાનારાને તેવું લાગે નહિ, તો તે ખાવાને કશી હરકત નથી. એમ બૌદ્ધ ધર્મ કહે છે. કારણ હિંસાનું પાપ હિંસા કરનારને લાગે છે. પ્રાચીન ઈજિપ્ત અને ગ્રીસ દેશમાં શાકાહારિત્વનું ધાર્મિક સ્વરૂપ જણાએલું હતું, એમ જણાય છે. મરેલું પ્રાણી, ડુક્કરનું માંસ અને લોહી તથા ઈશ્વરને અણગમતી કોઈ પણ ચીજ ન ખાવાની કુરાનની આજ્ઞા છે. જ્યુ (યહુદી) અને જુના ખ્રિસ્તી લોકો રક્ત બિલકુલ પીતા નથી. તે ઉપરાંત જ્યુ લોક આંતરડાંની ચરબી અને જાંઘના સ્નાયુઓ વર્જ્ય ગણે છે.

કલ્પના અને આચારઃ–પ્રાચીન કાળમાં ખોરાક અને તેના ગુણ સંબંધી અનેક કલ્પનાઓ નીકળી; અને તેને પરિણામે સામાજિક રિવાજો ઘડાયા, તેથી તેની થોડી માહિતી આપવી યોગ્ય લાગે છે. ક્વીન્સલૅંડના લોકો પોતાનું એઠું જાદુગારોને મળતાં તેઓ તેમના નાશ માટે તેનો ઉપયોગ કરી જાય, તેથી બાળી નાખતા. વિક્ટોરીઅન જાતિમાં એવી માન્યતા છે, કે તેમણે ખાધેલા પ્રાણીનાં હાડકાં જો તેમના શત્રુને મળે, તો તેઓ તેમને માંદા પાડવામાં તેમનો ઉપયોગ કરે છે. ન્યૂ હેબ્રીડીઝના તન્ના લોકોમાં એવા રોગ પેદા કરનારા જાદુગારો ખાવાની ચીજોના અવશેષને બાળીને બીજાને પીડા કરે છે; એટલે બધા તન્ના લોક પોતાની સાથે એક કંડીઓ રાખે છે અને તેમાં કેળાંનાં છોડાં, નાળિએરનાં છોડાં, નાળિએરનાં છોતરાં વિગેરે ખાવાનાં અવશેષ પોતાના શત્રુને ન જડે એમ મૂકી રાખે છે. અને તે બધાં પછી ખાડામાં કે કુવામાં ફેંકી દે છે; કારણ કે તેમની માન્યતા એવી હોય છે, કે વહેતું પાણી સર્વ આપત્ત દૂર કરે છે.

નવીન ખોરાક ખાતાં અગાઉ ક્રીક અને સેમિનોલ લોકો પવિત્ર ખોરાક મૂળના ખાધેલા ખોરાક સાથે મળતાં દૂષિત થાય, એમ માની રેચ લઇ કાઢી નાખે છે. જુદા જુદા પ્રકારના ખોરાક ભેગા થાય નહિ, એટલા માટે આ પ્રવૃત્તિ રાખેલી જણાય છે. અનેક જાતિમાં હજી આ ચાલ છે.

ખોરાકમાં લાભકારક કે હાનિકારક ગુણધર્મ હોય છે, કે પાછળથી આવે છે, એવી સામાન્ય માન્યતા હોય છે. આમાંથી સુંદર પાકશાસ્ત્રનો અને શાસ્ત્રીય પથ્યાપથ્યની કલ્પનાનો ઉદ્ભવ થએલો છે. સર્વકાળમાં શુદ્ધ ખોરાકની જરૂર જણાતી આવી છે. આ શુદ્ધ શબ્દનો અર્થ સુધરેલા અને જંગલી લોકોમાં સમાજસ્થિતિના પ્રમાણમાં જુદો જુદો લેવામાં આવે છે. ધાર્મિક દૃષ્ટિએ શુદ્ધ એટલે ચોકખો, વટાળ વિનાનો, મિશ્રણ વિનાનો ખોરાક. પ્રાચીન હિંદુસ્થાનમાં શુદ્ધ ખોરાકની સર્વ શુદ્ધ વસ્તુઓમાં ઘણી મહત્તા હતી. ખોરાકને વટાળ લાગે છે, એટલું જ નહિ, પણ ખુદ ખોરાકથી પણ વટાળ ઉત્પન્ન થાય છે. મઓરી રાજા પોતાના માથાને ખોરાકનો બિલકુલ સ્પર્શ થવા દેતો ન હતો. તે રસોડામાં અથવા જ્યાં ખાવાનું ઢાંકયું હોય, તે ભાગમાં બિલકુલ પગ જ મુકતો નહિ;કારણ કદાચ તેના માથાને ખોરાકનો સ્પર્શ થાય, એવી તેને ધાસ્તી રહેતી. મઓરી સિદ્ધાંત એવો છે, કે ખોરાકને જો પવિત્ર વસ્તુનો સ્પર્શ થાય, તો તે પવિત્ર થઇ જઇ ખાવાને માટે નકામો થઇ પડે છે; પછી જે પવિત્ર હોય, તેને જ તે ખાવાનો અધિકાર પહોંચે છ. હિંદુઓમાં રીવાજ છે, કે ખોરાકની ચીજને પગનો સ્પર્શ કરવાથી પાપ લાગે છે.

પ્રભાવશાળી અને જાદૂઇ અસર કરે એવા ખોરાકમાં મનુષ્યનું માંસ ઘણું બળવાન મનાય છે. આ, અને ધર્મવિધિમાંના મનુષ્ય ભક્ષણ–તત્વના મૂળમાં મનુષ્યમાંસ ખાવાથી મનુષ્યના ગુણ શરીરમાં આવે છે, એ ભાવના દેખાય છે. મુએલાંની આભડછેટ ખોરાકને પણ અડે છે, એમ

માનવાનો કેટલાક લોકોમાં રિવાજ છે. અમેરિકન ઈંડિઅન લોકોમાં ખુની મનુષ્યને પોતાને માટે કે બીજાને માટે રસોઇ કરવા દેવામાં આવતી નહિ. પોતાના વાસણ શિવાય બીજા કશાથી પણ તેનાથી પાણી પીવાતું નહિ. સમોઆમાં મુડદાની સાથે આવેલા માણસોને ખોરાકને અડવા દેતા નહિ. તેમને કેટલાક દિવસ સુધી બીજાએ રાંધી આપવું પડે છે. આપણા હિંદુઓમાં પણ સૂતકના પ્રસંગે એવી જ જાતનો વટાળ માનવાની પ્રથા છે.

સાથે ભોજન કરવાનો રીવાજ સર્વત્ર હોય છે; અને તેથી ખોરાકમાં માનેલી સામાજિક આભડછેટ કમી થતી જાય છે. સાથે જમવું એ બે વ્યકિતમાં જ નહિ, પણ બે વર્ગમાં પણ સ્નેહભાવ ઉત્પન્ન કરે છે. સ્ત્રીપુરૂષોને ખાસ કરીને કેટલાક વિવાહ થએલા લોકોમાં જે એક સાથે જમવાની મનાઈ હોય છે, તે લગ્નસંબંધ થતાં નાબુદ થઇ જઈ તેઓ એક હાડમાંસનાં બને છે. એના પુરાવા તરીકે તેમનું એકત્ર જમણ થાય છે આપણે ત્યાં પરણેલી છોકરીને પુત્ર થતા સુધી તેને ઘેર જમવાનો તેનાં માતાપિતાને નિષેધ છે. પુત્ર થયા પછી પૌત્ર ભોજનનો સમારંભ કરવામાં આવે છે.

દેવોનું-અન્નઃ-આપણા સમાજમાં દેવ શ્રેષ્ઠ છે, એવી ભાવના જ્યારે ઉદ્ભવી, ત્યારે ખોરાકવિષયક કલ્પનાપરથી વિકાસ પામેલી યજ્ઞની કલ્પના થઈ, એમ કહેવાને હરકત નથી. પછી દાન અને વરની કલ્પના અસ્તિત્વમાં આવી. જુદા જુદા મહત્ત્વના પ્રસંગોદ્વારા ખોરાક પવિત્ર બને છે. અધિપતિ અને પવિત્ર મનુષ્યોના ખોરાકમાં પણ પવિત્રતા આવે છે. આ ઉપરથી યજ્ઞીય માંસને કેટલું મહત્ત્વ મળે છે, તે સમજાશે. દેવને ખોરાકનું નૈવેદ્ય ધરવાથી મનુષ્યની શક્તિમાં વધારો થાય છે, એવી સર્વસાધારણ માન્યતા છે. ખાદ્યપેય એ યજ્ઞનાં સાધનો છે. દેવોમાં રહેલી વિશેષતા,એટલે આયુષ્ય ને શારીરિક આરોગ્ય તે અગણિત અને સતત યજ્ઞ કરવાથી મળે છે, તે છે પેરૂમાં દેવો માટે જુદાં જુદાં લામાના ટોળાં હોય છે; તેમનું માંસ દેવોને ધરાવીને ખાવામાં આવે છે; અને તેને દેવની મૂર્તિના મોમાં સુદ્ધાં ઘાલે છે. એ જ માન્યતા ઉપર મૃત સંબંધીઓને ખોરાક અર્પણ કરવાનો શ્રાદ્ધવિધિ હિંદુઓમાં પ્રચલિત છે.

કેટલેક ઠેકાણે યજ્ઞ કરતાં પહેલાં ઉપોષણ કરવાનો જે રિવાજ છે, તે યજમાને દેવની પહેલાં ખાવું અયોગ્ય કિંવા પાપરૂપ છે, એ કલ્પના પરથી પડેલો હોવો જોઇએ. યજમાનને ઠેકાણે પવિત્રતા આવવાને માટે પણ કદાચ એમ કરવું પડતું હશે.



ખોરાકનો સંકેત અને રૂપકઃ—પ્રભુને અર્પણ કરેલો ખોરાક એ ખ્રિસ્તમાંસરૂપ છે કે એ કેવળ એક સંકેત છે, એ સંબંધમાં રોમન કેથૉલિક અને પ્રોટેસ્ટંટ લોકોના પરસ્પર વિરોધી મત જોતાં તે ખોરાકની ગૂઢ કિંમત ઠરાવનારા અતિ મનોરંજક નથી એમ કોણ કહેશે ?

દેહદમનથી પ્રભુને પ્રસન્ન કરવાને માટે અમેરિકાના લોકો માટી કે ઘાસ પણ ખાય છે. ઉલટું (હિંદુ) દ્વિજોએ ખોરાકનો અણગમો નહિ માનતાં તેની પૂજા કરવી, એવું શિક્ષણ તેમને મળેલું હોય છે.( મનુસ્મૃતિ. ૨, ૫૪-૫ ).

મેકિસકન લોકોને જે ઉપદેશ દેવામાં આવે છે, તે આ પ્રમાણે છેઃ—" ખાય નહિ એવો જગત્માં કોઈ પણ મનુષ્ય નથી; કારણ કે દરેકને પેટ અને આંતરડાં હોય છે જ—શરીરના પોષણથી જીવનું રક્ષણ થાય છે; અને તેથી કરીને જગત પ્રજાવાન્ બને છે. "

તૈત્તિરીયોપનિષદમાં અન્નસ્તુતિપર નીચેના અર્થનાં વાકયો છે.

પૃથ્વીપર રહેનારાં સર્વ પ્રાણીઓ અન્નથી ઉત્પન્ન થાય છે, અન્નથી જ જીવે છે અને છેવટે (મૃત્યુ બાદ ) અન્નમાં મળે છે.

શતપથ બ્રાહ્મણમાં એમ કહ્યું છે, કે શરીરમાં અન્ન જતાં તે શરીરરૂપ જ બને છે. પ્રાણને યોગે અન્ન શરીર સાથે જોડેલું હોય છે. અન્નનો સાર કે તત્ત્વ અદૃશ્ય રહે છે. ગળવાના સર્વ પદાર્થોમાં અન્ન સર્વશ્રેષ્ઠ છે. શતપથ બ્રાહ્મણમાં અન્ન અને પ્રાણ એક કલ્પેલાં છે. તે બન્ને દેવ છે. પ્રતિહાર સૂક્તની દેવતા અન્ન જ છે.

આવા જ પ્રકારના વિચાર બૃહદારણ્યકોપનિષદ્માં માલમ પડે છે.

સ્વર્ગીય અન્નમાં દ્રવ્યાંતરની કલ્પના અને રૂપક જણાઈ આવે છે. તે ઠેકાણે જડ અન્ન અજડ બને છે.

વૈદ્યકીયઃ—આપણે જે ખોરાક ખાઇએ છીએ, તેમાં નીચે જણાવેલા પ્રકારોનો સમાવેશ થાય છે, અને તેમાં રાસાયનિક ઘટક દ્રવ્યો કયાં છે તે પણ તેનાં નામ પરથી વ્યકત થાય છે.

| | |
|---|---|
| ( ૧ ) નત્ર (નાઈટ્રોજન ) યુકત સાત્વિક ખોરાક. ( માંસવર્ધક ) | આ ખોરાકના પ્રકાર ઉદ્ભિજ્જ અને પ્રાણિજ કોટિમાંથી મળે છે, અને તે જલદીથી બગડી જાય એવા છે. |
| ( ૨ ) લોટવાળો ( પેજવાળો ) ખોરાક. | |
| ( ૩ ) સ્નિગ્ધ કે વસામય અન્ન | |

( ૪ ) જલયુક્ત.
( ૫ ) ક્ષારયુક્ત.
} એ બહુધા સ્વાભાવિક રીતે મળે છે અને વધારે બગડી જતા નથી.

મનુષ્યપ્રાણીને બાલ્યાવસ્થામાં દૂધ અને પક્ષીઓનાં બચ્ચાંને ગર્ભાવસ્થામાં ઈંડાં—એ પદાર્થોમાંથી ઉપર્યુક્ત પાંચે પ્રકારવાળો સ્વાભાવિક ખોરાક મળે છે; અને તે પણ બાલ્યાવસ્થાને અનુકૂલ પડે એટલા પ્રમાણમાં હોવાથી તે વખતે એ પદાર્થો સિવાય બીજા પ્રકારના ખોરાકની તેમને જરૂર પડતી નથી. આથી કેટલાક તેને ઉત્તમ ખોરાક પણ કહે છે. ઈંડાંમાં ઉછરવાની અવસ્થામાં પક્ષિઓનાં બચ્ચાંને તે ઉત્તમ ખોરાકની ગરજ સારતાં હશે; પરંતુ દૂધપર ઉછરતાં ( ધાવતાં ) પ્રાણીઓને તેમાં લોટવાળા પદાર્થની ઉણપ લાગતી હશે. ઉદ્‌ભિજ્જ કોટિમાંથી મળતા ખોરાકમાં પેજવાળો પદાર્થ કંઇક વિશેષ હોય છે; પરંતુ માંસ વિગેરે પ્રાણિકોટિના ખોરાકમાં નત્રયુક્ત પદાર્થ ઘણા પ્રમાણમાં હોય છે. આથી કરીને પ્રાણી શાકાહારી હો, કે માંસાહારી હો, પરંતુ તેનો આહાર એવો મિશ્ર તરેહનો હોવો જોઇએ, કે તેના ખાવામાં સર્વ જાતનો ખોરાક યોગ્ય પ્રમાણમાં આવી શકે. શાકાહારી પ્રાણીઓએ નત્રયુક્ત પદાર્થ મેળવવા માટે માંસ જ ખાવું જોઇએ એવું કાંઈ નથી. કારણ કે નત્રયુક્ત સાત્વિકતા ઘઉં, અડદ, ઇત્યાદિ ઉદ્‌ભિજ્જાન્નમાં પણ હોય છે. આહાર કેવો હોવો જોઇએ, એ સંબંધમાં વિશેષ માહિતી નીચે પ્રમાણે છે.—

( ૧ ) આહારમાં ઉપર્યુક્ત પાંચ પ્રકારના અન્નનો સમાવેશ યોગ્ય પ્રમાણમાં હોવો જોઇએ; અને ખોરાક પૂરતા પ્રમાણમાં પેટમાં જવો જોઇએ.

( ૨ ) જે દેશમાં મનુષ્ય રહેતો હોય, ત્યાંની આબોહવા, વયનું પ્રમાણ અને ઉદ્યોગધંધાના કારણે તેને જેટલો ઓછો વધતો શ્રમ પડતો હોય, તેના પ્રમાણમાં તેનો આહાર ઓછો વધતો હોવો જોઇએ.

( ૩ ) આહારમાં ઉપર્યુક્ત પાંચ પ્રકારનાં અન્ન યોગ્ય પ્રમાણમાં મળવાં જોઇએ, એટલું જ નહિ, પણ તે ખોરાક સહજ પચે એવા સ્વરૂપમાં દળાઇને પેટમાં જવો જોઇએ. દાખલા તરીકે વટાણા, દાળ અને દ્વિદળ ધાન્યમાં માંસ કરતા નત્રયુક્ત સત્વવાળો ખોરાક વધારે પ્રમાણમાં હોય છે; પરંતુ તે સત્વ પચવાની સ્થિતિનું ખરેખર ન હોવાને કારણે મળ વાટે તેનો ઘણો અંશ નિકળી જાય છે. આથી વ્યવહારમાં આ પદાર્થોને પૌષ્ટિક માનવામાં આવતા નથી.

જે પ્રમાણમાં આહારની અંદર નત્રયુક્ત અગર કર્બ ( કાર્બન ) યુક્ત ખોરાક ઓછો અથવા વધારે હોય, તે પ્રમાણમાં તે આહાર ઓછો કે વધારે પૌષ્ટિક માનવામાં આવે છે. દરરોજ સાધારણ કામધંધો કરનારા માણસ ૨૫૦ થી ૨૮૦ ગ્રામ કાર્બન શરીરની બહાર શ્વાસોચ્છવાસ વખતે ખાસ કરીને કર્બદ્વિપ્રાણિદ ( કાર્બન ડાયકસાઇડ ) ના સ્વરૂપમાં બહાર કાઢે છે, એવો અંદાજ નીકળે છે. પિશાબમાં યુરીઆ નામે ક્ષાર હોય છે, તે દ્વારા ૧૫ થી ૧૮ ગ્રામ નત્ર શરીરની બહાર મળદ્રવ્ય તરીકે મનુષ્ય કાઢે છે. શરીરને પોષક દ્રવ્ય અને મળમૂત્ર ( કચરો ) એ બેની અવરજવર હંમેશાં ચાલુ રહે છે. તેમાં આ નિરુપયોગી પદાર્થ તરીકે શરીરની બહાર નીકળે છે અને કામ, ઉષ્ણતા અને શકિત વિવિધ પ્રકારે પ્રકટ થાય છે. મનુષ્ય પોતાના સ્નાયુની શકિતથી મહેનત કરવા માંડે, એટલે કાર્બન મોટા પ્રમાણમાં નીકળે છે. નાઇટ્રોજન પણ નીકળે છે; પણ તે બહુ ઓછા પ્રમાણમાં નીકળે છે. મનુષ્ય સાધારણ અને માફક મહેનત કરતો હોય તો તેના શરીરમાંનો જે કચરો બહાર નીકળે છે, તેની ખોટ પુરી પાડવાને માટે ખોરાક રૂપે નવીન પોષક દ્રવ્ય તેના શરીરમાં દાખલ કરવું જોઇએ. મળ તરીકે નીકળતા પદાર્થમાં કાર્બન અને નત્ર જે પ્રમાણમાં શરીરની બહાર નીકળ્યા હશે, તેટલા જ પ્રમાણમાં ખોરાકનું પણ પ્રમાણ રાખવું પડે છે. એટલે તે ૨૫૦: ૧૫ અથવા ૧૬.૬: ૧ જેટલું પ્રમાણ થાય.

આહારમાંના નત્રયુક્ત સાત્ત્વિક પદાર્થમાં કાર્બન અને નત્રનું પ્રમાણ ૫૩: ૧૫ અથવા ૩. ૫:૧ છે, તેથી ઉપર્યુક્ત યોગ્ય પ્રમાણ સાધવા માટે વધારે કાર્બનનો પુરવઠો પિષ્ટાન્ન લોટવાળો ખોરાક, સ્નિગ્ધાન્ન–ચરબીવાળો ખોરાક જેવા અન્ય પ્રકારના પદાર્થોમાંથી કરી લેવો પડે છે. બે ઇંદ્રિયવિજ્ઞાનશાસ્ત્રીઓએ રોજના આહારનાં પ્રમાણ નીચે આપ્યાં છે, તે તેમણે પૃથક્‌પણે પ્રયોગ કરીને કાઢયાં છે, અને તે એક બીજાની સાથે ઘણાં મળતાં આવે છે.

| | | |
|---|---|---|
| ( ૧ ) | નત્રયુક્ત પદાર્થ | ૧૨૦ |
| | સ્નિગ્ધ ( ચરબીયુક્ત ) | ૯૦ |
| | લોટવાળો પદાર્થ | ૩૩૩ |
| ( ૨ ) | નત્રયુક્ત પદાર્થ | ૧૦૦ |
| | સ્નિગ્ધ પદાર્થ | ૧૦૦ |
| | લોટવાળો | ૨૫૦ |

આહારના જુદા જુદા પદાર્થોના ગુણધર્મોનો વિચાર કરવો આવશ્યક છે. તેમાં દૂધને ઉત્તમ ખોરાક કહ્યાનું પૂર્વે જણાવેલું છે જ.

દૂધ—બચ્ચાંને આ ખોરાક જેવો જોઇએ તેવો સર્વગુણવાળો હોય, તો તેણે ઘણા મોટા પ્રમાણમાં દૂધ લેવું પડે; અને તેથી કદાચ એવો આહાર ત્રાસદાયક લાગે; કારણ કે જરૂર પડે એટલું દૂધ રાતદિવસ લીધા વિના શરીરને જોઇતો કર્બ અને નત્રનો પુરવઠો થઈ શકે નહિ. દૂધમાં લોટવાળા પદાર્થનો અંશ ઘણો કમી હોવાથી ઘણા દિવસ સુધી માનું ધાવણ ધાવી ઉછરતાં બાળકો ફિકકાં જણાય છે.

દૂધનું ટીપું સૂક્ષ્મદર્શક યંત્ર વડે તપાસીએ, તો તેમાં બે પ્રકારના પદાર્થ હોવાનું માલમ પડે છે. એક રંગહીન પાતળું દ્રવ્ય હોઇ તેમાં બીજા બિંદુરૂપે સેંકડો પદાર્થ તરતા જણાય છે; અને તે સૂક્ષ્મતેલના બિંદૂના બનેલા હોય છે. માતાના સ્તનમાં દૂધની ઉત્પત્તિ થાય, ત્યાર પછીના થોડા દિવસના દૂધને કોલેસ્ટ્રમ ( સુવાવડનું દૂધ ) નામ અપાય છે. સુવાવડના દૂધમાં 'દૂગ્ધસત્વ' નામનો નત્રયુકત પદાર્થ વધારે હોતો નથી. પણ તેજ જાતનો 'ગ્લોબ્યૂલીન' નામે પદાર્થ તેમાં હોય છે. સૂક્ષ્મદર્શક યંત્રની મદદથી આ પદાર્થ તપાસી જોતાં તેમાં સ્તનના દૂધની ગ્રંથિમાંના એકાદ બે કણ તેમના બિંદુઓથી ભરેલા જેવા જણાય છે અને તેને પ્રસવદુગ્ધપેશી કહે છે. મનુષ્યના કે ગાયના દૂધમાં કિંચિત અલ્ક (અલ્કલી)નો કિંવા કવચિત સમભાવધર્મીય પ્રતિક્રિયાનો ગુણ જણાય છે. પરંતુ માંસાહારી પ્રાણીના દૂધમાં ખટાશનો ભાગ હોય છે. કારણ કે તેમાં જે દુગ્ધ–સાકર હોય છે, તેનો તેને લીધે દુગ્ધાજલ ( લેકટીક એસિડ ) બને છે. જલગુરુત્વમાપક યંત્રથી દુધનું ગુરુત્વ સમજાય છે. ગાયના દૂધનુ ગુરુત્વ ૧૦૨૮ થી ૧૦૩૪ હોય છે. પાણીનું ગુરુત્વ ૧૦૦૦ કલ્પેલું હોઇ તે હિસાબે આ ગુરુત્વ માલમ પડે છે. દુધમાં ચીકાશવાળો માખણ જેવો તદ્દન હલકો પદાર્થ છે, અને દૂધને વલોવતાં જ આ પદાર્થ ઉપર આવે છે એટલે દૂધનું ગુરુત્વ ૧૦૩૩થી -૩૭ જેટલું વધે છે.

જુદાં જુદાં પ્રાણીના દૂધમાંના ઘટક દ્રવ્યનું તુલનાત્મક કોષ્ટકઃ—

| ઘટક દ્રવ્યો | સ્રી | ગધેડી | ગાય |
|---|---|---|---|
| દુગ્ધ સત્વ | ૨·૭ | ૧·૭ | ૪·૨ |
| સ્નિગ્ધ (ચીકાશાવાળો) પદાર્થ(માખણ) | ૩·૫ | ૧·૩ | ૩·૮ |
| દુગ્ધ–સાકર | ૫·૦ | ૪·૫ | ૩·૮ |
| ક્ષાર | ૦·૨ | ૦·૫ | ૦·૭ |

આ કોષ્ટક ઉપરથી ધ્યાનમાં આવશે, કે નાનાં બાળકોને માતાના દૂધને બદલે ગાયના દુધપર ઉછેરવાં હોય, તો તેમાં વધારે પાણી અને સાકર નાખવાથી તે માતાના દૂધને ઠેકાણે ચાલી શકશે. દૂધમાં જે નત્રયુકત પદાર્થ છે, તેમાં દૂગ્ધસત્વ નામનો પદાર્થ મુખ્ય છે. તેના કેટલાક ધર્મો પ્રસવદૂધના જેવા હોય છે. તેમાં રેનેટ નામે પદાર્થ નાખીએ, તો દૂધ જામી જાય છે. દુધની મલાઈ નામનો પદાર્થ દૂધની જમાવટ અને દૂધમાં રહેલા માખણનો બનેલો હોય છે. દુધમાં નત્રયુકત બીજો પદાર્થ આલબ્યુમીન અથવા ઔજસદ્રવ્ય છે; પણ તે થોડા પ્રમાણમાં હોય છે. એને દુગ્ધઆલબ્યુમીન કહે છે. દુધ લાવીને જેવું ને તેવું જ ઘણો વખત રાખી મુકવાથી તેમાંનું દુગ્ધ શર્કરાતત્વ બગડી જઈ તેનું દુગ્ધામ્લ ( લેકટીક એસીડ ) બને છે, અને તે ખાટું લાગે છે. આ એસિડમાં દુગ્ધસત્વ જુદું કરવાનો ધર્મ હોવાને કારણે તે દૂધમાંથી કંઈક ઘટ્ટ થએલા દુધનો લોચો અને કંઈક પાતળું ખાટુ દૂધ એવું મિશ્રણ તૈયાર થાય છે. પણ આ બગડેલું દૂધ ઘટ્ટ થઈ જવું અને તેમાંથી નહિ બગડેલા દૂધની જમાવટ ( મસ્કો ) થવી, એ બંને ક્રિયાઓ ભિન્ન છે. કેટલાક આખરણની માફક ખટાશ ઉત્પન્ન કરવાની ક્રિયા કરનારા ઉદ્‌ભિજ્જ જંતુ પણ આ કામ કરે છે. રેનેટ એટલે ધાવનારાં પ્રાણીના જઠરમાંના દુધની જમાવટ કરનારો પદાર્થ છે. તે બહુધા વાછરડાના જઠરમાંથી તૈયાર થાય છે, અને યૂરોપીઅન લોકો તેથી દુધ જમાવી ખાવાના કામમાં પણ વાપરે છે. દહીં એટલે દુગ્ધમંડજ, માખણ અને જામી ગએલું ખાટું દુધ. દહીંનું સફેદ પાણી થાય છે તેમાં દુગ્ધક્ષાર, દુગ્ધશર્કરા અને દુગ્ધઆલબ્યુમીન પદાર્થો હોય છે. તેમ જ દહીં વલોવીને છાશ કરે છે તેમાં પણ તે હોય છે. તેની અંદર દુગ્ધક્ષારસત્વ નામે નત્રયુકત પદાર્થ પણ હોય છે. ગાય–ભેંસના દુધમાંથી જે દહીં બને છે, તેમાં મોટી મોટી કોડીઓ થાય છે અને તે પચવામાં જડ હોય છે. પણ સ્તનના દુધનું દહીં જે બાલકના પેટમાં બને છે, તેના ફોદા તદન બારીક આકારના હોવાને કારણે પચવામાં હલકા હોય છે;અને તેટલા જ કારણથી છોકરાને કે માંદા માણસને ગાયના દૂધપર કેટલાક વખત સુધી રાખવાનું હોય, તો આ દૂધનું પચનક્રિયામાં પડતું જડપણું કાઢી નાખવા માટે તેમાં ચુનાનું નીતરૂં, પાણી કે જવનું પાણી ભેળવે છે.

દૂધ માંહેલા ક્ષારમાં ચુનાનો ક્ષાર હોય છે, તેથી જ રેનેટના યોગે દૂધ થીજી જઈ મસ્કો તૈયાર થાય છે. તે ક્ષાર કૃત્રિમ ઉપાય વડે કાઢી નાખતાં રેનેટની મદદથી પણ દૂધ થીજતું નથી. દુગ્ધસત્ત્વ નત્રયુકત

છે; ઉપરાંત સ્ફુર ( ફૉસ્ફરસ ) યુકત હોવાને કારણે અતિ પૌષ્ટિક અને આરોગ્યકારક તેમ જ શક્તિવર્ધક છે. મગ્ન–સ્ફુરિત ( મેગનેશિયમ ફૉસ્ફેટ ) ક્ષાર રૂપે પણ થોડા પ્રમાણમાં ફૉસ્ફરસ થાય છે. દૂધમાંના પદાર્થની પરીક્ષા કરીએ, તો શરીરમાં અન્ય ઠેકાણે રહેનારી મેદોમય રચના પ્રમાણે જ તેની રચના માલમ પડે છે; અને તે મુજબ તેમાં પણ ઓલિન, પામિટીન, સ્ટીયરીન વિગેરે સ્નિગ્ધ પદાર્થ હોય છે; અને બ્યૂટીરિન તેમ જ કૅપ્રોઇન નામના સ્નિગ્ધ પદાર્થ તેનાથી પણ ઘણા ઓછા પ્રમાણમાં હોય છે.આ ઉપરાંત લિસીથીન નામે ફૉસ્ફરસયુકત સ્નિગ્ધ પદાર્થ દૂધમાં હોય છે અને તે બુદ્ધિ તેમ જ જ્ઞાનતંતુ માટે પોષક હોય છે. આ પદાર્થ મગજમાં પણ મળે છે. દેખાવે સ્નિગ્ધ એવો કોલેસ્ટીન નામે પીળો પદાર્થ બધાં દુધમાં હોય છે, અને તેથી ગાય અને બીજા એવા કોઈ પ્રાણીનું દુધ વિશેષ પીળાશપર હોય છે.

દૂધમાં દુગ્ધશર્કરા હોય છે. તેનું દૂધ જામીજતાં લેકટીક ઍસીડ બને છે, એ ઉપર કહેલું જ છે; અને આ ક્રિયા કરનારા જંતુઓ હવામાં હોય છે, તેથી તે ક્રિયા આપોઆપ થાય છે, એમ આપણને લાગે છે. આ જંતુ સિવાય ખટાશ ઉત્પન્ન કરનારા યીસ્ટ વિગેરે બીજા પદાર્થ પણ છે. દૂધમાં 'યીસ્ટ' નાખતાં તે ખટાઈને દારૂની માફક ફદફદે છે; અને તેમાંથી કૈમિસ નામે ખાવાનો પદાર્થ બને છે. પણ તે આપણે અહીં પ્રચારમાં નથી.

ઉપર જણાવેલા દુધમાં ચુનાના અને મગ્ન-સ્ફુરિત (મૅગનેશિઅમ ફૉસ્ફેટ) ક્ષાર સિવાય કિંચિત લવણુ ક્ષાર અને પાલાશ હરિદ ( પોટેશિયમ કલોરાઈડ ) ક્ષાર પણ હોય છે.

ઇંડાંઃ—આહારમાં મરઘીનાં ઇંડા ખાવાનો પ્રચાર વિશેષ છે. તથાપિ બતક વિગેરે કેટલાંક પક્ષીનાં ઇંડાંનો પણ આ કામમાં ઉપયોગ થાય છે. ઈંડાંપર કાચલું હોય છે, અને તે ખડી માફક ખટકર્બિત ( કૅલશિયમ કાર્બોનેટ ) નું બનેલું હોય છે. તે ફોડીએ, તો ઇંડાના પીળો અને સફેદ પદાર્થ એવા બે ભાગ પડે છે. સફેદ પદાર્થની નીચે તંતુમય જાળીદાર ઢાંકણુ હોય છે અને તેમાં ઔજસદ્રવ્ય આલબ્યુમીન નામે અતિ પૌષ્ટિક પદાર્થ ઘણો હોય છે. એમાંનો ઘન પદાર્થ સેંકડે ૧૩.૩ હોય છે. અને તેમાં ૧૨.૨ નાયટ્રોજનયુકત પદાર્થ હોઈ બાકીના ભાગમાં સાકર,સ્નિગ્ધ પદાર્થ, લીસિથીન, અને કોલેસ્ટ્રીન નામના દુધમાંના સ્નિગ્ધ પદાર્થ અને કેટલાક ક્ષાર હોય છે. પીળા ભાગની અંદર ગર્ભાવસ્થામાં રહેલા બચ્ચાનું પોષણ થાય એવા પ્રકારનો ખોરાક હોય છે. આ ભાગમાં પણ એક નાનો સરખો પારદર્શક થોડોક ભાગ હોઈ બીજો મોટો ભાગ પીળા રંગનો હોય છે. એ બંનેમાં વ્હાઈટેલીન નામનું પૌષ્ટિક નાયટ્રોજનયુકત સત્વ હોય છે, અને સાકર, લીસિથિન, કૉલેસ્ટ્રીન, અને ક્ષાર થોડા પ્રમાણમાં હોય છે. ઇંડાં પચવામાં હલકાં અને ઘણાં પૌષ્ટિક છે. પણ તે વધારે વખત ઉકળવાથી તેમાંનો ન્યૂકલીન નામનો નાઈટ્રોજનયુકત પદાર્થ પચવામાં જડ પડે છે. તેથી ખાવામાં અને ઔષધ-ઉપચારમાં કાચાં ઈંડાં વાપરવાનો રિવાજ જણાય છે.

માંસઃ—ખાવાલાયક ગણાતાં કેટલાંક પશુ-પક્ષી વિગેરેના સ્નાયુ અને તેના અંગભૂત આજુબાજુનો ભાગ તેમ જ ચરબીવાળા ભાગને માંસ કહે છે. કેટલાંક પ્રાણીનું માંસ ખવાતું નથી અને કેટલાંકનું માંસ ખાવા જેવું હોવા છતાં તે ખાવાનો રિવાજ નથી, એટલું જ એ સંબંધમાં કહી શકાશે. હિંસક પ્રાણીઓનું અને બીજાં કેટલાંક પ્રાણીનું માંસ ખાવામાં તદ્દન ખરાબ લાગે છે માટે ખવાતું નથી, એ વાસ્તવિક છે. ઘોડાનું માંસ પણ ખાવાલાયક છે પરંતુ તે પ્રાણી વાહન વિગેરેના કામમાં યોજવાનું વ્યવહારિક દૃષ્ટિએ વધારે ઈષ્ટ હોવાને લીધે તેનું માંસ લડાઈમાં ભૂખમરા જેવી મોટી આપત્તિ સિવાય કદી ખાવામાં આવતું નથી. તેવી જ રીતે યૂરોપમાં ગાય દૂધને માટે ઘણી ઉપયોગી મનાવાને કારણે માંસ માટે ત્યાં માત્ર બળદને જ મારવામાં આવે છે. ગાયો અને ભેંસો વિગેરેને કત્તલખાનામાં કાપવાની બાબતમાં આ દેશની અંદર પણ તેવી જ નજર ન રાખવાને લીધે લાખો દુધ આપનારી અને સારી ગાયો ભેંસો વિગેરે પ્રાણીઓની કત્તલ કરવામાં આવે છે, એ ખરેખર શોચનીય સ્થિતિ છે!

માંસમાં પચવાને સુગમ પડે એવું નત્ર-યુક્ત સત્ત્વ સાથે મળેલું હોય છે. તેનું 'માયોસીન' એવું શાસ્ત્રીય નામ છે. તે ઉપરાંત તેમાં બીજો માંસ-રસક્ષાર હોઈ માંસપરની ચરબી ગમે એટલી કાઢી નાખવામાં આવે, તો પણ અંદર થોડી તો રહી જ જાય છે. સ્નાયુના એકમાં એક એવા તંતુમય સમૂહ હોય છે, અને તેના ગર્ભમાં આ ચરબી હોઈ તે જે પ્રમાણે ઓછી વધતી હોય, તે પ્રમાણે તે માંસ-પચવાને હલકું કે જડ પડે છે. ડુક્કરના માંસમાં એવી ચરબી ઘણી હોવાને કારણે તેમાંથી અજીર્ણ થવાનો સંભવ ઘણો છે; કારણ કે તે ચરબી માંસ-તંતુપર લપેટાએલી હોવાથી જઠરરસ તેમાં ન

મિશ્રિત થવાથી અપકવ સ્થિતિમાં તે માંસ આંતરડામાં આગળ ધકેલાય છે.

જુદા જુદા માંસમાં રાસાયનિક ઘટક દ્રવ્યનું કોષ્ટક.

| ઘટક દ્રવ્ય | બળદ | વાછરડું | ડુક્કર | ઘોડો | બતક |
|---|---|---|---|---|---|
| પાણી | ૭૬.૭ | ૭૫.૬ | ૭૨.૬ | ૭૪.૩ | ૭૦.૮ |
| ઘનપદાર્થ | ૨૩.૩ | ૨૪.૪ | ૨૭.૪ | ૨૫.૭ | ૨૯.૨ |
| નાઇટ્રોજનયુકત પદાર્થ અને સરસ | ૨૦.૦ | ૧૯.૪ | ૧૯.૯ | ૨૧.૬ | ૨૨.૭ |
| ચરબી | ૧.૫ | ૨.૯ | ૬.૨ | ૨.૫ | ૪.૧ |
| લોટવાળો પદાર્થ | ૦.૬ | ૦.૮ | ૦.૬ | ૦.૬ | ૧.૩ |
| ક્ષાર | ૧.૨ | ૧.૩ | ૧.૧ | ૧.૦ | ૧.૧ |

કણીક ને લોટઃ–ઘઉંના દાણાના ગર્ભમાં ઉત્કૃષ્ટ પિષ્ટાન્ન અને નાઇટ્રોજનયુકત સત્વ મળેલું હોય છે; તેથી જ તેની કણેકમાં તે દ્રવ્યો એકદમ મોટા પ્રમાણમાં હોય છે. ઘઉંના દાણાંપરનું ભુસુ કાઢી નાંખી ઘઉં ઘેર કે મીલમાં દળાવીએ એટલે, તેમાં ઉપર્યુકત પૌષ્ટિક અંશ હોય છે. ઉપરાંત પીળા રંગના ઘઉંની છાલવાળા લોટમાં નાયટ્રોજનયુકત સત્વ એના કરતાં વધારે હોય છે. પણ એ લોટ પચવામાં ઘણો જડ હોય છે, એ એક મોટો દોષ છે. તેમાંનો કડંગર નામનો પદાર્થ પચવામાં જડ હોય છે; પરંતુ તેમાં સારક ગુણ હોવાથી એવી કણીકની રોટલી બદ્ધકોષ્ઠ વાળા માણસને ઘણી માફક આવે છે. તેમાંનો ન પચે એવો (સેલ્યુલોઝ) નામે ઉદ્‌ભિજ્જ પદાર્થ આંતરડાંને પોતાના ઘસારાથી ઉત્તેજન આપે છે અને તેથી કરીને મળ બહાર નીકળવાના કામમાં ઘણી મદદ થાય છે.

કણીક ઉત્તમ હોય, તો તેમાં ગળપણનો ભાગ બિલકુલ હોતો નથી; અને જો હોય, તો એમ સમજવું, કે ભીનાશને લઇને અગર વાસી થવાથી તેમાં જીવની ઉત્પત્તિ થવા લાગી છે. બારલી અથવા જવમાંથી માલ્ટ નામે સારો પૌષ્ટિક અને પાચક પદાર્થ બનાવવામાં આવે છે. તે વખતે આવી જીવોત્પત્તિ ખાસ થવા દે છે. કણીક પાણીમાં મેળવીએ, એટલે તેનો ચીકણો અને ઘટ્ટ લોંદો કે ગોળો બને છે; કારણ કે ગ્લુટેન નામે ચીકણો પદાર્થ તેની અંદર ગુપ્ત રીતે રહેલો હોય છે, તે પ્રકટ થાય છે. ચોખા વિગેરે અનાજના લોટમાં તે બીલકુલ ન હોવાને કારણે ચીકાશ આવતી નથી. પાણી નાખ્યા પછી ઘઉંની અંદરના ગ્લોબ્યુલીનમાંથી આ ચીકણો પદાર્થ નીકળે છે.

નીચે આપેલા કોષ્ટકમાં પ્રચલિત મુખ્ય અનાજ અને બીજા ઉદ્‌ભિજ્જ પદાર્થોનાં ઘટક દ્રવ્યોની તુલના દર્શક નોંધ કરેલી છે.

| ઘટક દ્રવ્ય | ઘઉં | જવ ( બાલી ) | ઓટ | ચોખા. | દાળ દ્વિદલ ધાન્ય | વટાણા | બટાટા |
|---|---|---|---|---|---|---|---|
| પાણી | ૧૩.૬ | ૧૩.૮ | ૧૨.૪ | ૧૩.૧ | ૧૨.૫ | ૧૪.૮ | ૭૬.૦ |
| નાઇટ્રોજન યુકત સત્વ | ૧૨.૪ | ૧૧.૧ | ૧૦.૧ | ૭.૯ | ૨૪.૮ | ૨૩.૭ | ૨.૦ |
| સ્નિગ્ધ પદાર્થ | ૧.૪ | ૨.૨ | ૫.૨ | ૦.૯ | ૧.૯ | ૧.૬ | ૦.૨ |
| પેજવાળો ( મંડાન્ન ) | ૬૭.૯ | ૬૪.૨ | ૫૭.૮ | ૭૬.૫ | ૫૪.૮ | ૪૯.૩ | ૨૦.૬ |
| ખોરાક ( ન પચનારા ) | ૨.૫ | ૫.૩ | ૧૧.૨ | ૦.૬ | ૩.૬ | ૭.૫ | ૦.૭ |
| સેલ્યૂલોજ ક્ષાર | ૧.૮ | ૨.૭ | ૩.૦ | ૧.૦ | ૨ ૪ | ૩.૧ | ૧.૦ |

આ ઉપરથી તરત ધ્યાનમાં આવે એવા નીચેનાં અનુમાન નીકળી શકે.

(૧) મંડાન્ન અગર પેજવાળા અન્નનું પ્રમાણુ લોટમાં ઘણું હોય છે.

(૨) સ્નિગ્ધ પદાર્થ તદ્દન જુજ પ્રમાણુમાં જણાય છે. આથી જ રોટલો, પાઉં અથવા રોટલીની સાથે ઘી ખાવાની ઇચ્છા સ્વાભાવિક રીતે થાય છે.

(૩) નાઇટ્રોજનયુકત સત્વાન્ન ( પૌષ્ટિક તત્વ ) બટાટા કરતાં બીજા પદાર્થોમાં વધારે છે અને વટાણા, દાળ ઇત્યાદિ પદાર્થોમાં તેથી પણ વધારે હોય છે. માત્ર એ સત્વ ગ્લોબ્યુલીન વર્ગનું ચીકણું ગ્લુટેન નથી, પરંતુ તે જ વર્ગનો 'વ્હાયટેલિન' નામનો પદાર્થ હોય છે.

(૪) ક્ષારમાંના પોટેશીઅમ અને મૅગનેશીયમના ક્ષાર વધારે હોય છે અને સોડીયમ તથા કૅલશીઅમ ( ચુના ) ના ક્ષાર ઓછા હોય છે.

પાઉં, રોટલો, રોટલીઃ—કણેકના લોચામાં મીઠું, યીસ્ટ ( તાડી ) અને સ્વાદિષ્ટ મસાલા વિગેરે ચીજો મેળવીને રોટલો શેકવામાં આવે છે. શેકવાની શરૂઆતમાં ભઠ્ઠીની ગરમી વધી જાય તે પૂર્વે લોટમાંના ખટાશ ઉત્પન્ન કરનારા યીસ્ટને લીધે કણીકમાં થોડી સાકર તૈયાર થઈ પછી ફદફદવાની ક્રિયા શરૂ થાય છે. આ ક્રિયામાં કૅર્બોનિક એસિડ વાયુ ઉત્પન્ન થઈ તેના પરપોટા રોટલામાં સર્વ ઠેકાણે દાખલ થાય છે; અને તેથી રોટલો ફાટી જઈ હલકો અને વાદળી જેવો પોચો બને છે; વળી તેમાં અસંખ્ય છિદ્રો પેદા થવાથી પાચક રસમાં મળી જવાને લાયક બને છે. કારણ કે રોટલો ભાંગ્યા પછી તેમાંનો વાયુ અને અલ્કોહોલ ઉડી જાય છે, અને ખટાશ તેમજ ફદફદવાની ક્રિયા કરનાર યીસ્ટ ઘણી ગરમીને લીધે નિઃસત્વ બને છે; આખરે રોટલાનું ઉપલું અને નીચલું પડ શેકાઇને લાલ રંગનું થાય, એટલે પાઉં તૈયાર થયો કહેવાય. ભાખરી, પુરીમાં ફદફદવાની ક્રિયા બાદ કરતાં આવી જ ક્રિયા ઓછા પ્રમાણમાં થાય છે, અને તેથી કરીને આ પદાર્થો પાઉના જેવા હલકા, પોચા અને અશકત રોગી માણુસને પચવાને સારા હોતા નથી. આટલો ફેર એ બેમાં છે.

૧૦૦ ભાગ પાઉ હોય તો તેમાં નાઇટ્રોજનયુકત સત્વ ૭ થી ૧૦ ભાગ, પિષ્ટાન્ન ૫૫ ભાગ, સ્નિગ્ધ-પદાર્થ ૧ ભાગ, ક્ષારવાળો પદાર્થ ૨ ભાગ અને બાકીના ૨૯ થી ૩૨ ભાગ પાણી હોય છે, એમ પૃથક્કરણ કરવાથી માલમ પડયું છે.

ખોરાક પકવવાની ક્રિયાઃ—રસોઈ કે પાકશાસ્ત્ર-એ મનુષ્ય જાતિની રીતભાતમાં સુધારણા થતી જવાનું એક ફળ છે, અને તે અનેક દૃષ્ટિએ હિત કરે છેઃ—

(૧) ખોરાકમાં દાખલ થએલા રોગબીજનો અને કૃમિનો બાફવાની ક્રિયાથી નાશ થાય છે. આથી સાંસર્ગિક રોગનો પ્રતિબંધ થાય છે, એટલું જ નહિ, પણ ખાસ માંસાહારથી થનારા દીર્ઘપટકાર કૃમિરોગોથી તેમ જ સ્નાયુમાં રહેતા કૃમિરોગોથી માણસનો બચાવ થાય છે.

(૨) ઉદ્‌ભિજ્જ ખોરાકની અંદરનો લોટવાળો ભાગ બફાવાથી તેમાંનો પચવાને કઠણ જે સેલ્યુલોજ પદાર્થ તે ઉત્સર્જન ( શુદ્ધિ ) માટે જુદો પડે છે અને જઠરરસ પેજવાળા પિષ્ટાન્નમાં મળી જતાં તે ખોરાક સારો પચે છે.

(૩) માંસાહારમાં પચવાને જડ પડતો જે ભાગ હોય છે, તેનું ગુંદર જેવા જેલાટિન નામે પદાર્થમાં રૂપાંતર થવાને કારણે તે પચવાને સુલભ બને છે. સ્નાયુના તંતુઓમાં બાફ દાખલ થવાથી તે છૂટાં બને છે અને સ્નાયુ બાંધનારા સર્વ ભાગો બફાવાથી નરમ થઈ જતાં પૌષ્ટિક માંસલ ભાગનું પચન થવાને જઠર અને બીજી પચનક્રિયાનાં અંગોને સુલભતા થાય છે. માત્ર માંસની અંદરની મરણ પછીની કઠણતા ઓછી અથવા તદ્દન નાબુદ થતાં સુધી થોભી પછી તેને પકવવું. તે તૈયાર કરવાના બે પ્રકાર છે. શેકવું અને બાફવું. તે માંની પહેલી પદ્ધતિ વિશેષ ફાયદાકારક છે. કારણ કે માંસ શેકવાથી તેમાંનો પૌષ્ટિક પદાર્થ ઘન બની તેનું તે માંસપર આચ્છાદન થાય છે. અને અંદરની ચરબી ઓગળીને નીકળી જાય છે. એટલે માંસમાંનો પૌષ્ટિક રસ તે આચ્છાદનની હેઠળ રહી શકે છે. પણ તે જ માંસ બાફવામાં આવે, અને તેમાંના માંસનું સત્વ અથવા કઢી રાખી મુકવામાં ન આવે, તો તે માંસમાંનો પૌષ્ટિક પદાર્થ ઘણે ભાગે નીકળી જાય છે. ઉપરાંત તેમાંનો નાઇટ્રોજનયુક્ત પૌષ્ટિક પદાર્થ પચવા માટે વધારે જડ પડે છે. આ પ્રમાણે વસ્તુસ્થિતિ હોવા છતાં એકંદર રીતે માંસ બાફવાથી અથવા શેકીને ખાવાથી જેટલા ફાયદા છે, તેટલા ગેરફાયદા નથી. કાચા માંસમાંનો માંસરસ પચવાને તદ્દન સુલભ હોય છે.

માંસનો કાઢો કે અર્ક તૈયાર કરવાને માટે પ્રથમ માંસ ઠંડા પાણીમાં મૂકે છે અને લક્ષપૂર્વક ધીમે ધીમે તે ગરમ કરે છે. આ માંસ જો સાદા પ્રકારનું હોય, તો ઠંડા પાણીમાં ન મુકતાં તે એકદમ આધણના પાણીમાં મુકવું; એટલે તેનો બહારનો ભાગ ઘટ્ટ બને છે; અને અંદરનો પૌષ્ટિક માંસરસ

તેમાંથી ઓગળી જઈ વધારે નીકળી જતો નથી. આ કાઢામાં અથવા અર્કમાં ખોરાકના ગુણધર્મ બિલકુલ હોતા નથી, એ ધ્યાનમાં રાખવું જોઈએ. તેમાં પૌષ્ટિક ગુણ નથી, પરંતુ તેમાંના ક્ષાર અને ક્રિઆટિન, ક્રિયાટીનીન, લેકટીક એસિડ, ઈત્યાદિ માંસાર્ક-દ્રવ્યને લીધે તેમાં સ્વાદ ઘણો હોય છે, અને તેથી જ માંદગીમાંથી ઉઠેલા અશક્ત માણસને આ પદાર્થ ગમે છે; અને તેથી તેમને ઉત્તમ ફાયદો તેમ જ આનંદ પણ થાય છે.

માંસનો સાર કિંવા રસ્સોઃ—એમાં માંસના અર્ક ઉપરાંત નાઈટ્રોજનયુક્ત પૌષ્ટિક પદાર્થ થોડો હોય છે; અને ગુંદરના જેવો કેટલોક ભાગ હોય છે. આ રસ્સામાં ગુંદર જેવો પદાર્થ વધારે હોય, તો રસ્સાને બાફતાં તેમાં હાડકાં કિંવા તંતુમય માંસ વધારે નાખવું; રસ્સો ઠંડો થાય, એટલે જાડો થાય છે. તેનું કારણ એ છે, કે એમાં ગુંદર જેવો જેલાટિન નામે પદાર્થ છે.

અથાણાં, મદ્યપાન, ચહા, કૉફી, શાકભાજી, ફળફળાદિઃ—મદ્યમાં રહેલા અલ્કોહોલ એ પદાર્થથી હંમેશની સ્થિતિમાં ખોરાકનું કાર્ય કરી શકાતું નથી. તે માત્ર ખોરાક પચવવામાં મદદ કરે છે. મરચાં, મીઠું હળદર, લીંબુ, ચટણીઓ, કોથમીર, અથાણાં, પાપડ, મેતકુટ ( ચણાના લોટ સાથે મસાલા મેળવી બનાવેલો પાતળો પદાર્થ) ઈત્યાદિ પદાર્થો જઠરને ઉત્તેજિત કરવાને ઉપયોગી હોય છે. પણ તેનું બેહદ પ્રમાણમાં સેવન કરવાથી અગ્નિમાંદ્ય ( જઠરાગ્નિનું મંદ પડવું ) નો વ્યાધિ થાય છે. ચહા, કોફી, કોકો વિગેરે પદાર્થો મેદ અને જ્ઞાનતંતુને મુખ્યત્વે કરીને ઉત્તેજિત કરે છે. આ બધામાં થીઈન અને કૅફીન નામનાં સત્વો હોય છે અને તેમાં આ ગુણ હોય છે. કોકોમાં થિઓબ્રોમિન નામનો સ્નિગ્ધ પદાર્થ હોય છે, તેમ કોકેન નામે સત્વ પણ છે. એ ઝેરી સત્વો છે અને ચહા, કોફી,જેવા પદાર્થોનું વધારે સેવન કરવાથી મસ્તકનું ભમવું, પચનક્રિયામાં મંદતા, ઉંઘનો અભાવ વિગેરે ફરીઆદો શરૂ થાય છે, જે વૈદ્ય ડાકટરોના જોવામાં હંમેશા આવે છે. કોફીમાં કંઈક સુવાસિક પદાર્થ હોય છે. ચહામાં ટેનિન નામે કડવાશવાળું અને નુકસાનકારક સત્વ છે; પરંતુ ચહા વધારે વખત ઉકળવા દેવામાં ન આવે, તો આ સત્વ નુકસાન કરતું નથી. તેથી કડવાશ મારતી ચહા કદી પીવી નહિ. કોકો એ ઉત્તેજક અને પૌષ્ટિક પીણું છે; અને તેમાં સ્નિગ્ધ અને પૌષ્ટિક સત્વ ઘણા મોટા પ્રમાણમાં જોવામાં આવે છે.

શાકભાજીમાં પૌષ્ટિક ગુણ નથી હોતો; પણ પોટેશિયમના ક્ષાર પુષ્કળ હોય છે. કોબી, મુળા, એમાં સેંકડે ૮૦ થી ૯૨ ટકા પાણી હોય છે. ૧ થી ૨ ભાગ નાઇટ્રોજનયુકત પદાર્થ, ૨ થી ૪ ભાગ પિષ્ટ પદાર્થ, અને ૧થી ૧.૫ ભાગ સેલ્યુલોઝ નામનો નકામો પદાર્થ હોય છે. આવા ખોરાકમાં પોષણ-શક્તિ કમી હોવાને લીધે ગાય વિગેરે ઢોરનાં પેટ અને આંતરડાં પુષ્કળ ઘાસચારો ખાઈ શકાય તેથી મોટાં કરેલાં હોય છે. શાક, અને ભાજીપાલામાં વિવિધ જાતના ક્ષાર હોવાથી મનુષ્યના શરીરપર ફાયદાકારક પરિણામ થાય છે. તે ખાવામાં રૂચિકર અને સ્વાદિષ્ટ હોય છે. લીંબુનો રસ આહારમાં અત્યંત આવશ્યક છે. ફળફળાદિ, શાકભાજી વિગેરે ખાવાનો કેટલાકને કંટાળો પણ હોય અથવા આગબોટના દૂરના પ્રવાસમાં તે મળતાં પણ નથી. પરંતુ તેને લીધે રકતપિત્ત નામનો રોગ થાય છે

**અન્નંભટ્ટઃ**—એ જાતે તેલંગ બ્રાહ્મણ મોટો નૈય્યાયિક હતો. ' ગરિકપાદ ' એ તેલંગણનું ગામડું હોઈ પૂર્વે નિઝામઅલ્લીની સત્તા નીચે હતું. ત્યાં એનો જન્મ થયો. શાલિવાહનના પંદરમા સૈકામાં ચાલુકય રાજાની કારકીર્દીમા એનો ઉદય થયો. કૌંડિન્યપુર જેને કોંડવીડુ કહે છે, ત્યાંની સંસ્કૃત શાળામાં તે બાર વર્ષ રહી ન્યાયશાસ્ત્ર શીખ્યો અને તે શાસ્ત્રનું જ્ઞાન તેણે ઉત્તમ પ્રકારે સંપાદન કર્યું.

પછી તેણે નવીન અભ્યાસ કરનારાઓને ન્યાયશાસ્ત્રના પદાર્થ અને સિદ્ધાંત ટુંકાણમાં સમજાય, એ હેતુંથી એક નાનો સરખો તર્કસંગ્રહ નામે ગ્રંથ રચ્યો. તે અત્યારે સર્વત્ર પ્રખ્યાત હોઈ ન્યાયશાસ્ત્રના અભ્યાસીઓ પ્રથમ તેનાથી જ અધ્યયનની શરૂઆત કરે છે.

તેણે તર્કસંગ્રહ ગ્રંથ લખ્યા પછી ન્યાયશાસ્ત્ર શીખવવા માટે એક પોતાનું સ્વતંત્ર વિદ્યાલય સ્થાપ્યું; અને ત્યાં તે પોતાના શિષ્યોને તર્કસંગ્રહ, તર્કદીપિકા, મુકતાવલિ, અને ગાદાધરી એવા ક્રમથી તે ગ્રંથોનું શિક્ષણ આપતો. તેથી વિદ્યાર્થી આ શાસ્ત્રમાં ઉત્કૃષ્ટ રીતે પ્રવીણ થયા.

અન્નંભટ પોતાના જીવનના પંચાવનમે વર્ષે શ્રીક્ષેત્ર મલ્લિકાર્જુનનાં દર્શન કરવાને ગયો. તે ઉપરાંત તેણે કદી કોઈ પણ પ્રવાસ કર્યો નથી. વિશેષ તો શું, પણ દ્રવ્યની આશાથી તે કોઈ પણ રાજાને કદી મળવા ગયો નથી. કારણ કે તે હંમેશાં સંતોષવૃત્તિનો હોવાથી જે કાંઈ દ્રવ્ય તેના પિતાના વખતનું તેની પાસે હતું, તેટલામાં જ તે આનંદ માનતો હતો. દેવદર્શન તીર્થયાત્રા કરી

પોતાને ગામે આવ્યા પછી તેણે સવારે અને સાંજે બે કલાક સ્નાનસંધ્યા પૂજામાં ગાળી બાકીના વખતમાં વિદ્યાર્થીઓને શિખવવાનો નિયમ રાખ્યો. તેને સંતાન ઘણાં થયાં, પરંતુ એના અંતકાળ વખતે એક પણ બાલક જીવતું ન હતું, એમ કહેવામાં આવે છે.

**અન્નચ્યાચારીઃ**—એ તેલંગ જાતિનો બ્રાહ્મણ હતો કે કોણ હતો, તે કાંઈ સમજાતું નથી; અને તે કયારે થઈ ગયો, તે પણ નક્કી થતું નથી. માત્ર તૈલંગી ભાષામાં બે ભાગમાં એણે રચેલું પિતામહ–ચરિત્ર પ્રસિદ્ધ છે, તેમાં સૃષ્ટિકર્તા બ્રહ્મદેવનું એણે વર્ણન કર્યું છે.

**અન્નવસ્ત્રઃ**—જ્યારે એકાદ માણસ ગમે તે કારણસર સ્વાશ્રયથી પોતાનું પોષણ કરવા અસમર્થ થઇ પડે છે. ત્યારે તેને તેના ભરણપોષણની જોગવાઇ બીજા કોઇ માણસ પાસેથી અથવા અમુક મીલકતમાંથી માગવાનો કાયદેસર હક હોય છે, તેને ભરણપોષણનો હક કહેવામાં આવે છે.

હિંદુ કાયદો.

અન્ય કોઈ પણ દેશ કરતાં હિંદુ કાયદાએ ભરણપોષણનો સવાલ વધુ વ્યાપક અને મહત્વનો ગણ્યો છે. બીજા દેશોનાં કાયદા મુજબ આ હક વહુ તથા છોકરાં પુરતો જ મર્યાદિત છે. પણ હિંદુ કાયદામાં ગણાએલી એકત્ર કુટુંબપદ્ધતિ તથા વારસાને લગતા વિશેષ નિયમોને અંગે ભરણપોષણનો હક અનેક માણસો મેળવી શકે છે. એકત્ર કુટુંબપદ્ધતિનો મુખ્ય નિયમ જ એ છે, કે એક સામટી મિલકતમાં સ્ત્રી, પુરુષ, બાલ, યુવાન, વૃદ્ધ એ સર્વેને ભરણપોષણનો હક રહેલો છે.

એકત્ર કુટુંબમાંના વડિલ પુરુષપર તેના આખા કુટુંબના સર્વે પુરુષો તથા તેમના ફરજંદોનું પોષણ કરી તેમનાં લગ્ન વિગેરે ધાર્મિક સંસ્કાર કરવાની જવાબદારી હોય છે. જેમને આવી સમાઇક (સામાન્ય)મિલકતમાંનો ભાગ મેળવવાનો હક હોય છે, તેમને સર્વેને એકત્ર પદ્ધતિમાં ભરણપોષણ માગવાનો હક હોય છે,એટલું જ નહિ, પણ આવા કુટુંબમાંના અમુક માણસને તેની વ્યક્તિગત નાલાયકાતને લીધે વારસાનો હક રહેતો નહી હોય તેવા માણસો, તેમનાં ફરજંદો તથા તેમની અવ્યભિચારી સ્ત્રીઓને માટે પણ ભરણપોષણનો હક તો છે જ. અમુક મનુષ્ય તેની શારીરિક કે માનસિક ખોડને લીધે, અથવા તે અનૌરસ હોવાથી, અથવા તેનું દત્તવિધાન નાશાબિત થયું હોય, તો તે વારસાઈ માટે અપાત્ર ગણાય છે. વારસા હક માટે અપાત્ર છતાં ભરણપોષણ માટે પાત્ર કોણ કોણ હોઇ શકે, તે વિષે યાજ્ઞવલ્કયસ્મૃતિમાં નીચેના અર્થનું વચન જડે છેઃ—

કલીબ, પતિત, પંગુ, ઉન્મત્ત, જડ, અંધ, સાજો થવો અશકય હોય તેવો રોગી તથા તેની સંતતિ એમને દાયભાગ એટલે વારસો ન આપતાં તેમનું ભરણપોષણ કરવું.

હિંદુધર્મશાસ્ત્રોમાં ભરણપોષણના હકની બેવડી જવાબદારી ગણાએલી છેઃ (૧) વ્યક્તિગત તથા (૨) માલમિલકત વિષેની. વ્યક્તિગત જવાબદારીમાં મિલકત ન હોય, છતાં અમુક કુટુંબીઓનું પોષણ કરવાની ફરજ આવી જાય છે. એ વિષે મનુસ્મૃતિમાં નીચેના અર્થનું વચન છેઃ—

"ઘરડાં માબાપ, સાધ્વી સ્ત્રી, તથા સગીર ફરજંદ એમને તો સો ખરાબ કામો કરીને પણ પોષે જ છૂટકો." આ સગા સિવાય બીજાં કેટલાક સગાં હોય છે કે જેમના ભરણપોષણની જવાબદારી માણસપર આવી પડે છે. તે જવાબદારી માત્ર વારસામાં મળેલી મિલકતમાંથી પોષણ કરવા પુરતી હોય છે. દાખલા તરીકે, બ્હેન, સાવકી મા, વહુ, ભોજાઇ, વિગેરેને પોષવાની જવાબદારી વ્યક્તિગત હોતી નથી. મિલકત પર તેનો આધાર રહે છે.

પુત્રનો હકઃ—પુત્ર પુખ્ત ઉમરે પહોંચે, ત્યાં-સુધી તેનું પોષણ કરવાની જવાબદારી તેના પિતા પર રહેલી છે. હિંદુ કાયદા મુજબ અન્ય દેશોના કાયદાએ પણ આ જવાબદારીને બહાલી આપી છે. માત્ર પુત્ર પુખ્ત ઉમરે પહોંચે,ત્યારે પિતા આ જવાબદારીમાંથી છુટો થાય છે, પરંતુ બાપ અને દીકરો એકઠા જ રહેતા હોય અને તેમની પાસે સમાઇક મિલકત હોય, તો પુખ્ત ઉમરે પહોંચ્યો છતાં દીકરો ભરણપોષણનો હક તે મિલકતમાંથી બાપ પાસે માગી શકે છે. કેમ કે મિતાક્ષરા હિંદુ કાયદા મુજબ (બંગાળ સિવાયના આખા હિંદને લાગુ પડતા) સમાઇક મિલકતમાં પુત્રનો જન્મથી જ હક રહે છે. જેથી તે પુખ્ત ઉમરે પહોંચે, છતાં કુટુંબ સાથે એકઠો જ રહે છે ત્યાં સુધી, તે મિલકતમાંથી ભરણપોષણ માગી શકે છે. વળી રાજ્ય અને તેવી જ કેટલીક મિલકતો કે જેમનાં ભાગ પાડવાની કાયદાથી મનાઈ હોય છે અને જેનો વારસાહક જ્યેષ્ઠ પુત્રને જ મળે છે, તેવી મિલકતમાંથી નાનાં છોકરાં પુખ્ત ઉંમરે પહોંચ્યા પછી પણ ભરણપોષણ મેળવી શકે છે.

પુત્રીનો હકઃ—દીકરી પરણે ત્યાં સુધી બાપે તેનું પોષણ કરવું જ જોઇએ. બાપના અવસાન પછી માત્ર તેના પોષણની જવાબદારી કોઈ પણ અમુક વ્યક્તિને માથે ન રહેતાં બાપની મિલકત હોય, તો તેમાંથી જ

માત્ર તે ભરણપોષણ માગી શકે છે. વળી લગ્ન થતાં જ તે બાપના કુટુંબના ઘટક તરીકે મટી જઈ ધણીના કુટુંબની વ્યક્તિ કાયદાથી ગણાય છે. એટલે લગ્ન પછી તેના પોષણની જવાબદારી વ્યક્તિગત રીતે ધણીને માથે આવી પડે છે. અને ધણી પાસે કોઇ જાતનીએ મિલકત નહિ હોય, તો તે સ્ત્રીના પોષણની જવાબદારી કાયદાની રૂએ કોઈને જ માથે હોતી નથી, છતાં નૈતિક જવાબદારી સસરાને માથે પડે છે. તેમ જ તેના અવસાન પછી તેની મિલકતમાં તે ભરણપોષણનો દાવો કરી શકે છે. માત્ર ધણી, કે તેના અવસાન પછી તેનો એકે કુટુંબી, તેનું પોષણ કરી શકે તેમ ન હોય, તો તેના બાપ કે માની સ્વતંત્ર મિલકતમાંથી તેનું પોષણ કાયદાથી નહિ, પણ નૈતિક જવાબદારીને અંગે કરવું જોઇએ. બાપના અવસાન પછી તેની મિલકતમાંથી તેની વિવાહિત કે વિધવા પુત્રી પોષણ માગી શકે કે કેમ તે વિષે ભિન્ન ભિન્ન હાઈકોર્ટોમાં મતભેદ છે. મુંબઇની હાઇકોર્ટ આ હક કાયદાસર માનતી નથી, જ્યારે કલકત્તાની હાઇકોર્ટ તેમ માને છે.

પૌત્રોઃ-પૌત્ર એટલે છોકરાના છોકરાનું પોષણ કરવાની જવાબદારી દાદાને માથે હોતી નથી. માત્ર સમાઇક મિલકત હોય, તો તેમાંથી તેણે પૌત્રોનું ભરણપોષણ કરવું જોઇએ. કેમ કે આવી મિલકતોમાં પૌત્રને જન્મથી જ હક મળી જાય છે.

અનૌરસ છોકરાંઃ—આવાં છોકરાંનું પોષણ કરવાની વ્યક્તિગત જવાબદારી હિંદુ મનુષ્ય પર રહેલી છે. તેમ જ તેના અવસાન પછી તેની સ્વતંત્ર મિલકતમાંથી તથા જે સમાઈક મિલકતમાં તેને જન્મસિદ્ધ હક હોય, તેમાંથી ભરણપોષણ માંગવાનો હક અનૌરસ છોકરાને પ્રાપ્ત થાય છે. માત્ર તે અનૌરસ પુત્ર જ માગી શકે છે, તેનો ફરજંદ નહી. વળી પુખ્ત ઉમરમાં પણ અનૌરસ પુત્ર આ હક મિતાક્ષરા કાયદા મુજબ ભોગવી શકે છે. પણ બંગાળના કાયદા મુજબ સગીર સંતતિ જ આ હક ભોગવી શકે છે. વળી હિંદુ કાયદા મુજબ જો આ છોકરો હિંદુ સ્ત્રીથી જ થએલો હોય તો જ તે આ હક મેળવી શકે છે. અન્ય ધર્મની સ્ત્રીનાં ફરજંદને હોતો નથી. છતાંએ આ છોકરો ક્રિ. પ્રો. કોડની ૪૮૮ મી કલમ મુજબ ભરણપોષણનો દાવો કરી શકે છે. માત્ર એ કલમ મુજબ બાપના અવસાન પછી તેની મિલકત સામે તે દાવો કરી શકતો નથી. અનૌરસ છોકરીને ભરણપોષણ મળી શકે એવી જોગવાઈ હિંદુ કાયદામાં નથી. છતાં તે ક્રિ. પ્રો. કોડની ૪૮૮ મી કલમ મુજબ અન્નવસ્ત્ર મેળવી શકે છે.

મા બાપઃ—ઘરડાં માબાપનું પોષણ કરવાની જવાબદારી દરેક માણસને માથે વ્યક્તિગત રીતે રહેલી છે. એટલે વારસામાં બાપની મિલકત મળી નહીં હોય, તો પણ સ્વાશ્રયથી મેળવેલાં ધનમાંથી પણ માબાપનું પોષણ કરવાની કાયદાસર ફરજ રહે છે. દીકરો મરી જાય તો તેની મિલકતમાંથી માબાપ પોષણ મેળવી શકે છે. દીકરા સિવાય બીજા કોઇ પર આવી જવાબદારી વ્યક્તિગત રીતે હોતી નથી.

ધણીઆણીઃ-પત્નીનાં પોષણની જવાબદારી તેના ધણીપર વ્યક્તિગત રીતે રહે છે. મિલકતપર નહીં. તેનો આ હક લગ્નસંબંધને લીધે પેદા થએલો હોય છે. ધણીએ છોડી દીધેલી ધણીઆણીનું પોષણ કરવાની જવાબદારી ધણીના સગાંવ્હાલાંપર રહે છે. માત્ર તેની મિલકત તેમના કબજામાં હોવી જોઇએ.

ધણીપાસે રહીને તેની આજ્ઞાનુસાર ચાલવું, એ ધણીઆણીની મુખ્ય ફરજ છે, ને તેથી જ ધણીથી જુદી રહી તે પોષણ માગી શકે નહિ. માત્ર આ સામાન્ય નિયમને માટે કેટલાક અપવાદ રહે છે. ધણીની ચાલચલગત સારી ન હોય, અથવા તે પોતે જ સ્ત્રીને પાસે રાખતો ન હોય, અથવા આવાં જ અન્ય યોગ્ય કારણસર સ્ત્રી જુદી રહે તો પોષણ માગી શકે છે. પણ ધણીને તેને વિષે અનુરાગ ન હોય કે તે બીજી સ્ત્રીને પરણ્યો હોય, કે રોજીંદા જીવનમાં કંઇક તકરાર થઈ હોય તો તેને અંગે સ્ત્રીને જુદાં થવાનો હક મળતો નથી. આથી ઉલટું, જો ધણી એકાદ રખાત ઘરમાં જ રાખે, અથવા પોતાની સ્ત્રીની જાન જોખમમાં ઉતરે તેવી ક્રૂરતાથી તેની સાથે વર્તન કરતો હોય, તો જુદી રહી તેની સ્ત્રી ભરણ-પોષણ માગી શકે છે.

છતાંએ આવાં યોગ્ય કારણસર સ્વતંત્ર થયા પછી પણ જો તે સ્ત્રી વ્યભિચાર કરે તો તેનો પોષણ માગવાનો હક નષ્ટ થાય છે. માત્ર તે સદંતર માટે નહિ. આવી બાબતમાં ન્યા. ચંદાવરકરે જે નિર્ણય આપ્યો છે તે અતિ મહત્વનો છેઃ " હિંદુ માણસ પોતાની સ્ત્રીનો હંમેશને માટે ત્યાગ કરી શકે નહિ. જો તેની ચાલચલગત ખરાબ હોય તો તેને પોતાનાં જ ઘરમાં પોતાનાં અંકુશ નીચે રાખી જીવવા જેટલું પોષણ આપવું જ જોઈએ. વળી તેને પશ્ચાત્તાપ થવાથી પ્રાયશ્ચિત કરી જો તે શુદ્ધ વર્તન આદરે તો તેને પત્નીનાં સંપૂર્ણ હક મળી જાય છે. માત્ર જો તેણે હલકી કોમ સાથે વ્યભિચાર કર્યો હોય તો તે શુદ્ધ થઈ શકે નહી. છતાં પોષણ મેળવી શકે છે."

મિલકત વિષે ફરજઃ—માબાપ, સ્ત્રી અને છોકરાં, એમનું પોષણ કરવાની વ્યક્તિગત જવાબદારી હિંદુને માથે રહે છે. જ્યારે બીજા સગાઓનાં પોષણની જોખમ મિલકતપર રહેલી છે. એ વિષે સામાન્ય કાયદો એવો છે, કે અમુક માણસની મિલકત જેને મળે તેણે તે માણસપર અવલંબી રહેનારાંઓનું પોષણ કરવું જ જોઇએ. વળી એકત્ર કુટુંબમાંના સર્વે માણસોને તે કુટુંબમાંના મુખ્ય પુરૂષે સમાઇક મિલકતમાંથી ભરણપોષણ આપવું જ જોઈએ.

વિધવાઃ—જે વિધવા પોતાનાં ધણીની મિલકત વારસામાં મેળવી શકતી નથી તેના પોષણની જવાબદારી (૧) તેનાં ધણીની સ્વતંત્ર મિલકત પર રહેલી છે; તેમજ(૨) ધણીના અવસાન સમયે તેને જે એકત્ર એટલે સમાઇક મિલકતપર હક હોય, તે મિલકતપર પણ તેનાં પોષણની જોખમ રહેલી છે. ધણીની મિલકતમાંથી ભરણ પોષણ માંગવાનો તેનો હક, ધણીના અવસાનને વખતે તે તેનાંથી જુદી રહેલી હોય તોએ જારી રહે છે. વળી ધણી જીવતો હોય ત્યાં સુધી સામાન્ય રીતે સ્વતંત્ર રહીને પોષણ માગવાનો હક તેની સ્ત્રીને મળતો નથી, છતાં આ નિયમ વિધવાને લાગુ પડતો નથી. એટલે અમુક વિધવાએ ધણીનાં કુટુંબમાં જ રહેવું જોઇએ એવી કાયદાની ફરજ નથી. સાસર છોડી તે પિયર કે બીજે રહે તોએ પોષણ માંગવાનો તેનો હક કાયમ રહે છે. માત્ર જુદી રહી તે વ્યભિચાર કરે કે બીજું અણઘટતું વર્તન કરે તો તેનો પોષણ મેળવવાનો હક નષ્ટ થાય છે. વળી મૈયત ધણીની મિલકત છેક જ નજીવી હોય તો કોર્ટ વિધવાને સ્થતંત્ર રીતે પોષણ અપાવી શકે નહિ. તેમજ જો તે પુનર્લગ્ન કરે તો પણ પહેલા ધનીને ત્યાંથી પોષણ મેળવવાનો હક તે ગમાવી બેસે છે ( હિંદુ વિધવાનો પુનર્લગ્ન વિષેનો કાયદો ૧૮૫૬ કલમ ૨ ).

ભરણપોષણની રકમઃ—વિધવાનું ભરણપોષણ ઠરાવતાં (૧) તેના ધણીની મિલકતની કીંમત (૨) મૈયત ધણીનો દરજ્જો (૨) વિધવાની ગરજો તથા તેણે આદરેલાં ધાર્મિક વ્રતો એ સર્વે મુદ્દા ધ્યાનમાં લેવા જોઇએ. વળી કપડાં અને ઘરેણાંગાઠાં બાદ કરતાં જેમાંથી ધનોત્પાદન થઈ શકે તેવું ઉત્પાદક સાધન કે નિર્વાહ ચલાવવા જોગ બીજાં કોઇ સ્વતંત્ર સાધનો જેની પાસે હોય, તેવી વિધવાને ભરણ પોષણ માગવાનો હક રહેતો નથી.

ઇસ્લામી કાયદો.

અન્નવસ્ત્ર—મુસલમાની કાયદામાં પુરુષો પ્રમાણે સ્ત્રીઓ પણ મૈયતની ઇસ્ટેટમાં વારસો મેળવી શકતી હોવાથી અને હિંદુ કાયદામાંનું એક કુટુંબનું તત્વ આમાં નહિ હોવાથી ભરણપોષણનો હક ઘણો જ મર્યાદિત થઈ જાય છે. જે પુરુષ કે સ્ત્રી પોતાની માલેકીની મિલકત પર પેટગુજારો કરી શકે છે, તેને ભરણપોષણનો બોજો કોઇને ય માથે મુકવાનો હક રહેતો નથી. ખુદ ધણીઆણી પણ ધણી પાસે આવો હક હંમેશ માગી શકતી નથી.

ધણીઆણીઃ—સામાન્ય કાયદો એવો છે, કે ધણીઆણીનું પોષણ ધણીએ જ કરવું જોઇએ. માત્ર ધણીઆણી તેને કામ લાગતી હોય ત્યાં સુધી જ આ ફરજ ચાલુ રહે છે. દાખલા તરીકે, ધણીઆણી વૈવાહિક સંબંધ માટે અયોગ્ય ગણાય તેવી નાની ઉંમરની હોય, અથવા તે ધણીનું કહ્યું માનતી ન હોય, કે ગેરકાયદાસર ધણીની અવગણના કરતી હોય, અથવા તેના કબજામાં રહેતી ન હોય, તો તેનો ભરણપોષણનો હક નષ્ટ થઈ જાય છે. માત્ર આમાંનું એકે કારણ ન હોય અને પત્ની ગરીબ, તવંગર, ઈસ્લામ કે અન્ય ધર્મવાળી, ભોગ્ય કે અભોગ્ય ગમે તેવી હોય તોએ તેનું પોષણ કરવાની ફરજ ધણીને માથે રહે છે. જો ધણી આ ફરજ અદા કરતો ન હોય તો ધણીઆણી કોર્ટમાં દાવો કરી પોષણ મેળવી શકે છે. માત્ર ગત કાલનો પોષણખર્ચ તે માગી શકે નહિ. કોર્ટમાં આ હક લગ્નસંબંધ જારી રહે ત્યાં સુધી જ હોય છે. એટલે છુટાછેડા ( ડાયવોર્સ ) માગવામાં આવે, કે ધણી મૈયત થાય, તો આ હક નષ્ટ થાય છે. પણ વળી છુટાછેડા કર્યા પછી જે અમુક કાળ (ઈદ્દત) પસાર થવો જોઈએ, તે દરમ્યાન સ્ત્રી ધણી પાસે પોષણ માગી શકે છે. ઇસ્લામી કાયદા મુજબ વધારેમાં વધારે ચાર સ્ત્રીઓને પરણવાની છૂટ છે. પણ જો કોઇ પાંચમી કે તેથી વધુ સ્ત્રીને પરણે, તો આવી વધારાની સ્ત્રીને પોષણ માગવાનો કે વારસો મેળવવાનો હક રહેતો નથી.

છોકરાંઃ—જે છોકરાં તથા છોકરીઓ સગીર હોય (ઇંડિયન મેજૉરિટી એક્ટ અન્વયે) તેમનાં પોષણની ફરજ બાપ પર રહે છે. પણ દીકરો પુખ્ત ઉંમરે પહોંચતાં જ આ ફરજ પૂરી થઇ જાય છે. માત્ર જો તે દીકરો વ્યંગ ( ઇનફર્મ ) હોય ને બાપ તવંગર હોય, તો તેણે દીકરાનું પોષણ કરવું જોઇએ. જ્યારે બીજી બાજુએ સગીર છોકરા પાસેથી પણ તેની લાયકાત મુજબ પૈસા મેળવવાનું કામ કરાવી બાપ પોતાની ઉપજ વધારી શકે છે. દીકરીઓને પરણાવતાં સુધી, છુટા છેડા કર્યા પછી, કે તે

વિધવા થાય, તો બાપે કાયદેસરરીતે તેનું પોષણ કરવું જોઇએ. પરંતુ બાપ ગરીબાઇને લીધે પોષણ કરવા અસમર્થ હોય તો તે છોકરાંઓનો દાદો કે મા, સારી સ્થિતિમાં જીવન ગાળતાં હોય તો તે છોકરાંનું પોષણ કરવા બંધાએલા છે. ને આગળ ઉપર જો તેમના બાપની સ્થિતિ સુધરે, તો આ ખરચ તેની પાસેથી તેઓ વસુલ કરી શકે છે. જો કોઈ મુસલમાન, સ્ત્રીનું, ઔરસ તથા અનૌરસ ફરજંદોનું પોષણ કરવામાં આનાકાની કરતો હોય, તો ક્રી. પ્રો. કોડની ૪૮૮–૪૯૦ કલમ મુજબ તેની સામે પોષણનો ખર્ચ મેળવવાનો દાવો કરી શકાય છે.

મા બા પઃ–ગરીબ માબાપનું જો કે તેઓ અંગબળથી દ્રવ્યાર્જન કરી શકે તેવી સ્થિતિમાં હોય, તોએ તેમનું પોષણ કરવાની ફરજ સારી સ્થિતિમાંના ફરજંદો (છોકરાં ને છોકરી) પર રહે છે. ને તે છોકરાં તેમજ છોકરીપર સરખી રહે છે. દાખલા તરીકે એક મુસલમાનને એક દીકરો ને એક દીકરી છે. છોકરો ૩૦ હજારની મિલકતનો ધણી છે જ્યારે દીકરી પાસે ૧૫ હજારની જીંદગી છે. તેમના બાપનો માસિક પોષણ ખર્ચ ૫૦ રૂ. નો છે. તો આ દીકરો તથા દીકરી દરેકે તેને ૨૫ રૂ. આપવા જોઇએ, એવી કાયદાની ફરજ છે.

બી જાં સ ગાં વ્હા લાંઃ–સારી સ્થિતિ ભોગવતા દરેક મુસલમાને પોતાનાં દરેક સગાનું ( કે જે લગ્ન સંબંધ માટે અપાત્ર=પ્રોહિબીટિડ ડિગ્રીજ હોય ) પોષણ કરવું જોઇએ. પણ આ સગાંમાંના પુરુષો સગીર અથવા શારીરિક ખામીવાળા હોય, અને સ્ત્રી પતિવિનાની હોય અથવા તેમનાં પતિ ગરીબ હોય, તો જ આ ફરજ કાયમ રહે છે. તવંગર માણસે તેનાં ગરીબ સગાંને પણ પોષણ આપવાનું હોય છે. માત્ર તેની મિલકતમાં તેના આવા સગાઓનો જે પ્રમાણમાં વારસાહક હોય, તે જ પ્રમાણમાં પોષણ માગી શકાય છે. ને તે દાવો માંડીને પણ વસૂલ કરી શકાય છે.

ભરણપોષણની આ ફરજ આમાંના એકાદ જણે ધર્માંતર કર્યું હોય તોએ નષ્ટ થતી નથી.

પાશ્ચાત્ય કાયદો.

ભ ર ણ પો ષ ણઃ–(ઍલિમની ) ધણીધણીઆણીના છુટાછેડા થયા પછી, અથવા તેમના ધણીધણીઆણી તરીકેના સંબંધ બંધ પડી વેગળા થવા વિષે કોર્ટે હુકમ (જ્યુડિશિયલ સેપરેશનઃ દાંપત્યસંબંધ તુટયો છતાં તેમને જીંદગીમાં ફરી લગ્ન ન કરવા બાબતનો ) આપ્યા બાદ, ધણીની જીંદગીમાંથી ધણીઆણીને પોષણ માટે જે રકમ આપવામાં આવે છે, તે પાશ્ચાત્ય કાયદામાં ઍલિમની કહેવાય છે. આ રકમ સામાન્યરીતે ધણીએ ધણીઆણીને આપવાની હોય છે. પણ અમુક સંજોગોમાં ધણી જ તે ધણીઆણી પાસેથી મેળવી શકે છે. તેના બે પ્રકાર પડે છે (૧) કાચી (ટેંપરરી); અને (૨) કાયમ અથવા પાકી (પર્મનંટ). કાચી એટલે દાવાનો નિકાલ લાગે તે દરમીઆન જે રકમ મળે તે; અને દાવાનો નિકાલ મળે ત્યાં સુધી પેટગુજારાની જોગવાઈ તરીકે તે ધણીઆણીને આપવામાં આવે છે. ભલે ધણીએ આવો દાવો કર્યો હોય. ત્યાં ધણીઆણીને ધણીની માસિક ઉપજના પાંચમા ભાગ જેટલી કાચી રકમ આપવાનો રિવાજ છે; પરંતુ જો ધણી પાસે ઉપજનું એકે સાધન ન હોય, અને નાદારી જાહેર કરવા જેવા સંજોગો ઉભા થયા હોય, તો તેવા સંજોગોમાં કોર્ટ કાચી રકમ એટલે કાચું પોષણ આપવાની ના પાડે છે. વળી ધણીઆણી જો પોતે કમાતી હોય, તો તે મુદ્દાપર પણ કોર્ટને ધ્યાન આપવું પડે છે. વળી ભરણપોષણ માટે દાવો કરતાં પહેલાં જો તે દાંપત્ય લાંબા કાળ સુધી વિભકત રહ્યું હોય અને ધણીઆણી સ્વતંત્ર રીતે પેટગુજારો ચલાવતી હોય તો, અથવા ધણીપર આધાર ન રાખતાં જીંદગી માટે તેની પાસે નિર્વાહ પૂરતાં સ્વતંત્ર સાધનો હોય, તો કોર્ટ કાચું પોષણ મંજુર કરતી નથી. (૨) દાવાનો નિકાલ આપ્યા પછી કોર્ટ અપાવે, તે કાયમ કે પાકું પોષણ કહેવાય છે. સન ૧૯૦૭ ના મૅટ્રિમોનિયલ કૉઝેસ એકટ મુજબ છુટા છેડા (નલિટી) કે લગ્ન સંબંધ રદ્દ કરવા વિષેના કેસમાં નિકાલ આપતાં કોર્ટ યોગ્ય ધારે, તો સ્ત્રીને એક સામટી અમુક રકમ, કે વાર્ષિક અમુક રકમ આપવાનો હુકમ કરી શકે છે. આ રકમ મુકરર કરતાં સ્ત્રી પાસે જો સ્વતંત્ર મિલકત હોય, તો તે તથા ધણીનું તેની સાથેનું વર્તન બન્ને પાસાં વિચારમાં લેવાનાં હોય છે. વળી ભરણપોષણના નિકાલ વિષે જરૂરી દસ્તાવેજ ન કરવામાં આવે, ત્યાં સુધી કોર્ટ ધારે, તો હુકમનામું મુલતવી રાખી શકે. ઉપરાંત ભવિષ્યમાં ધણીની ઉપજમાં જે ફેરફાર થાય, તે મુજબ પોષણની રકમમાં પણ કોર્ટ ફેરફાર કરે અને છોકરાંઓનાં પોષણ માટે તે સ્વતંત્ર રકમ પણ અપાવી શકે છે. આ રકમ સ્ત્રીને તથા તેના ટ્રસ્ટીઓને આપવી. તેમ જ તે વિષે જરૂરી કરાર પણ કોર્ટ કરાવી શકે છે.

વળી ઇંગ્લંડમાં સન ૧૯૦૫ ના તુરત નિકાલ( સમરી જ્યુરિસડિકશન 'મૅરિડ વીમેન' ) ના ઍકટ મુજબ જો ધણી પોતાની સ્ત્રીને છોડી દે, અથવા પોતાની ક્રૂરતાને લીધે સ્ત્રીને જુદા રહેવાની ફરજ

પાડે તો ધણી પાસેથી કોર્ટ અઠવાડીયાના બે શીલીંગ સુધી રકમ પોષણ માટે અપાવી શકે છે.

યુનાઇટેડ સ્ટેટસઃ—આ દેશમાંના ઘણા ખરાં રાજ્યોમાં ઇંગ્લંડના કાયદા જેવો જ કાયદો ચાલે છે. તે ઉપરાંત છુટાછેડા કે લગ્નસંબંધ રદ કરવા વિષે દાવો ન કરતાંએ ધણીના અમુક ગુન્હાસર જો તેની સ્ત્રી વેગળી રહેતી હોય તો તેને ઈક્વીટી કોર્ટ પોષણ અપાવે છે. વળી ત્યાંના કેટલાંક રાજ્યોમાં સ્ત્રીની મિલકતમાંથી ધણીને અમુક સંજોગોમાં અમુક રકમ અપાવવામાં આવે છે. વળી ધણી તે પછી બીજું લગ્ન કરે. તો માત્ર તેટલા જ કારણસર આ રકમ આપવી બંધ કરી શકાતી નથી. પરંતુ સ્ત્રી ફરીં પરણે, તો તેને મળતી રકમ કમી કરવામાં આવે છે.

**અન્હોનીઃ**—અન્હોની નામનું ગામડું હુશંગાબાદ જીલ્લામાં છે, અને તે ગામમાં ઉન્હા પાણીનો એક ઝરો છે. એ ઝરો મહાદેવ નામના પહાડની છેક ઉત્તર દિશામાં આવેલો છે. એ પહાડથી ધેનવા અને નર્મદા એ બન્ને નદીઓ જુદી પડીને વેહેતી ચાલી ગઇ છે. ઉપર બતાવેલા ઉન્હા પાણીના ઝરાનો ગુણ એવો છે, કે તેના પાણીથી ન્હાવામાં આવે તો ચામડી ઉપર થનારા રોગો ગડગુમડાં તથા ફોલ્લાં વિગેરે મટે છે. એટલા માટે લોકો ત્યાં ભેગા થાય છે. એ ગામની અગ્નિ ખુણામાં ૭૬ માઈલ ઉપર બીજો એક ઉન્હા પાણીનો ઝરો છે તેનું નામ ' મહાલઝોર ' છે. તે ઝરાનું પાણી એટલું તો ગરમ છે, કે તેમાં કોઈનાથી હાથ પણ ઘાલી શકાતો નથી. ( મ. પ્રૅ. ગ્યા. ૧૮૭૦ પૃ. ૪ )

**અપકૃત્યઃ**—' અપકૃત્ય ' ને અંગ્રેજીમાં ' ટૉર્ટ ' કહે છે. એ અંગ્રેજી કાયદામાંનો એક પારિભાષિક શબ્દ છે. અને ' અપકૃત્ય ' એ ' ટૉર્ટ ' શબ્દનું ભાષાંતર છે. કાયદાથી ઘડાએલા કોઈપણ નિયમનું ઉલ્લંઘન થાય તો તે બદલ નુકસાની ભરી લેવા માટે કોઈપણ શખ્સ તેની રૂએ કોરટમાં દાવો લાવી શકે છે. આવા ખાસ ગુન્હા માટે " ટૉર્ટ " આ શબ્દ યોજવામાં આવે છે. આ કાયદો બ્રિટિશ અમલ ચાલે છે ત્યાં, અને જ્યાં બ્રિટિશનો પ્રચલિત કાયદો ( કૉમન લૉ ) વ્યવહારમાં હોય એવા દેશમાં, તથા યુનાઈટેડ સ્ટેટ્સમાંના ઘણા સંસ્થાનોમાં ચાલે છે.યુનાઈટેડ સ્ટેટ્ટમાં એટલે મધ્યવર્તી ન્યાયસભામાં ' કૉમન લૉ ' એ કંઈ આધાર તરીકે ગણાતો નથી. કોઇ કામ ' અપકૃત્ય ' ની કલમમાં આવવા સારૂં તે એક કાયદાએ ઘડાએલા નિયમનું ઉલ્લંઘન હોવું જોઈએ અગર તો કોઇ એક વ્યકિતને દાવો લાવવાનો ખાનગી રીતે હક તેથી મળવો જોઇએ. એટલે કે, જો કે બન્ને પક્ષકારોમાં થએલા કાયદેસર કરાર પળાય નહી, તોપણ તેથી કંઈ ' અપકૃત્ય ' કર્યાનો ગુન્હો થતો નથી; તેવી જ રીતે એકાદ ગુન્હો શિક્ષાપાત્ર હોય છતાં જો તે બાબત કોઈનાથી પણ દિવાની દાવો લાવી શકાય એમ ન હોય, તો તે ' અપકૃત્ય ' થઈ શકતું નથી. એકજ કૃત્ય ' અપકૃત્ય ' અને ' કરાર ભંગ નો ગુન્હો ' અગર ' અપકૃત્ય ' અને ' ફોજકારી ગુન્હો ' થઇ શકે. ' અપકૃત્ય ' ની ભરપાઈ હુંમેશાં ફક્ત પૈસાથી જ એકલાથી થાય છે એમ નથી, પણ " ઇક્વિટિ અગર ચાલુ વ્યવહારમાં સમતાનો ન્યાય " " મૅટ્રિમોનિઅલ એટલે વિવાહને લગતી ", અગર ' ઍડમિરૅલિટી ' એટલે, દરીઆ ઉપરની બાબતો વિષે, જે કોરટો ઇંગ્લંડમાં છે. તેનાથી જુદી જ એવી એક " કૉમન લૉ " કોરટમાં ગમેત્યારે " અપકૃત્ય " બાબત, અને તેને લગતાં નુકસાન ભરપાઈ બાબત દાવો કરવાનો હક્ક પહોંચે છે.

આજકાલના સુધરેલા દેશમાંની હરકોઇ વ્યક્તિને પોતાના શરીર, સંપત્તિ, અને આબરૂનો બીજાઓથી સંરક્ષણ કરવાનો સાધારણ સામાન્ય હક હોય છે. આથી પોતાની સાથેના પડોશીઓને હરકત પોહોંચે એવું કોઇ કામ કરતાં તે બહુજ કાળજીપૂર્વક અને સંભાળીને પાર પાડવાની જવાબદારી દરેક માણસ ઉપર હોય છે. એકાદ જણ જાણી જોઇને અગર બેપરવાઈથી બીજાનું નુકસાન કરે તો તેને તે કૃત્ય કાયદાની કોઈ કલમમાં આવે છે કે કેમ તે સવાલ ઉભો ન થતાં, ઉલટું તેને પોતાના કૃત્યનું સમર્થન કરતાં આવડે છે કે નહિ તે સવાલ ઉભો થાય છે. બેપરવાઈ અગર નિષ્કાળજીપણાને લીધે આવેલું સંકટ નિવારણ કરવાને માટે જો " અપકૃત્ય " કાયદો કંઇ વધારે કાર્યક્ષમ થયો હોય ( એટલે અમલમાં આવ્યો હોય ) તો તે ફક્ત માલેક અને નોકર એ બન્નેની એક બીજા પ્રત્યેની જવાબદારીના સંબંધમાં જ છે. દરેક જણ નોકરીમાંના એવા પોતાના નોકરોનાં કૃત્ય અને અપકૃત્ય માટે જવાબદાર છે. એટલે જે ખરો ગુન્હેગાર છે તેની જવાબદારી કંઈ ઓછી થાય છે એમ સમજવાનું નથી. પણ ઘણી વખતે એમ બને છે, કે અપકૃત્ય કરનારો ગુન્હેગાર છે એમ સમજી તેના ઉપર દાવો માંડવાથી કશુંએ હાથ લાગતું નથી. જો આવો કાયદો ન હોત તો સંસ્થાઓના ( પેઢી, દુકાન, કારખાનું ) નોકર લોકોની બેપરવાઇને લીધે નિરપરાધી

લોકોનું ગમે તેટલું ત્રાસદાયક અને અનર્થકારક નુકસાન થાય, તો પણ તે માટે તે સંસ્થાઓ જવાબદાર ગણાત નહિ. આ કાયદામાં પણ એક ખામી હતી. જો નોકરી ઉપર હોય એવા કોઈ નોકરના નિષ્કાળજીપણાથી કોઈ પારકા માણસનું નુકસાન થયું હોય, તો તે નુકસાન માટે માલીક જ જવાબદાર રહેતો; પણ જો કોઈ એક નોકરને તેના માલીકની નોકરીમાં હોય એવા બીજા નોકરના અપકૃત્યથી કંઈ નુકસાની થાય, તો તે બાબત માલીકને જવાબદાર ગણવામાં આવતો નહિ; અને નોકરને નુકસાન ભરપાઈ પણ મળતી નહિ આથી-કરીને ઘણી જ અડચણ ઉભી થઈ અને અનર્થ થવા લાગ્યા. તેના ઈલાજ તરીકે સને ૧૮૮૦ માં "માલિક ઉપરની જવાબદારીનો કાયદો" પસાર કરવામાં આવ્યો. અને પછીથી ઇ. સ. ૧૯૦૬ માં કામગારોને મળનારી નુકસાનીનો કાયદો થયો. આ કાયદા હેઠળ કોઇની કંઈપણ ભૂલથી થએલા ન હોય એવા અપઘાતના પણ કેસ આવી શકે છે. અને એટલા જ માટે 'અપકૃત્ય કાયદા'ની નીચે આવનારી જવાબદારીનાં કારણોથીએ આ કાયદો આગળ ગયો છે એ ચોકખું છે. આથી એક તરેહની ફરજીઆત વિમાની પદ્ધતિ અમલમાં મુકાઈ છે એમ કહીએ તો કંઈ ખોટું નથી.

આપણા પોતાની અને આપણા નોકરોની બાબતમાં જવાબદારીના કામ સિવાય બીજું મહત્ત્વનું કામ તે સુરક્ષિતતા રાખવાનું કામ. ઘર, ઈમારતો કે બીજા કોઈપણ બાંધકામો, એવી સુસ્થિતિમાં રાખવાં જોઇએ કે જેથી કરીને કાયદેસર રીતે તેમાં રહેનારને, તે વાપરનારને, એટલું જ નહિ પણ તે પાસેથી જનારને પણ જો બરાબર કાળજી રાખી હોય, તો સહેજે ટાળી શકાય એનું નુકસાન થવું જોઇએ નહિ. કોઈ બહુજ સાહસ ભર્યાં કામમાં તો બની શકે તેટલી કાળજી રાખી હતી એવો પુરાવો પણ કંઈ કામ લાગતો નથી. સ્થાનિક સાર્વજનિક કામો કરનાર અધિકારી વર્ગ ઉપર પણ હાલમાં તો આવી જવાબદારી લાદવામાં આવે છે.

અપકૃત્યોનું વર્ગીકરણ કરતાં બહુ મુશ્કેલી પડે છે;એનું કારણ વર્ગીકરણ કરવા માટે જરૂર જેવી મહત્વની સામાન્ય બાબતો તેમાં મળી આવતી નથી એમ નહિ, પણ કયા ખાસ તત્વથી આ વર્ગીકરણ કરવું એ બાબત જરા ગોટાળો ઉપજાવે તેવી છે. આપણે પ્રતિવાદીનું કૃત્ય કે અકૃત્ય કરવાનો હેતુ, તે બાબત તેને શું જ્ઞાન છે તે, વિગેરે બાબતો લક્ષમાં લઇને વર્ગીકરણ કરી શકીએ; અગર તો વાદીને વેઠવી પડેલી નુકસાનીનું સ્વરૂપ ધ્યાનમાં લઇને પણ વર્ગીકરણ કરી શકીએ. આમાંની ગમે તે એક પ્રથમ લેવામાં આવે, તો પણ નિકાલ આપવાની વખતે બીજીનો વિચાર અવશ્ય કરવો પડે. પ્રથમ પ્રતિવાદીની બાજુથી જોતાં, કોરટને માન્ય થએલા એવા કેટલાક છુટકારાના જુદા જુદા મુદ્દા બાદ કરીએ, તો સર્વ સાધારણ નિયમન કરનારૂં તત્વ તો એ છે, કે મનુષ્ય પોતાનાં કૃત્યોનાં એની મેળે થનારાં અને સંભવનીય પરિણામો માટે જવાબદાર છે; તે પરિણામ એવાં, કે જો એવી જગ્યાએ બીજો કોઇ સમજુ માણુસ હોત, તો તેને પણ તે પરિણામ આવી શકે એમ લાગ્યું હોત. ત્યારે તો જે પરિણામ થવાની તેને પ્રથમથી જ ખબર હતી, અગર થવા જોઇએ એમ તેણે યોજ્યું હતું તે માટે તો તે વધારે જ જવાબદાર છે. કોઇ ખાસ રીતની વર્તણુક ગેરવ્યાજવી ઠરાવવા માટે કોઈ ખાસ બાબતોના જ્ઞાનની જરૂર છે. છેતરમંડી અગર ઠગાઈ અને બીજા એવા ગુન્હાની બાબતમાં ઉપરની કલમ લાગુ કરવામાં આવે છે. જ્યાં મનુષ્યનાં શરીર, આબરૂ, અગર માલમત્તા વિગેરે બાબત નિશ્ચિંત રહેવાના અબાધિત હકને બાધ આવે છે, ત્યાં ફકત જ્ઞાન અગર ખાસ હેતું સાબીત કરવાની જરૂર પડતી નથી. કારણ કે આ અબાધિત હકોનું અતિક્રમણ કરવું એ છેક અક્ષમ્ય ગુન્હો છે.તેથી આ ગુન્હેગાર કાયદામાં સપડાયા વગર રહેતો નથી. એમાં એના સદ્‌હેતુ કે અસદ્‌હેતુ તરફ કોઈ જોતું નથી. હવે આનાથી ઉલટું એમ સિદ્ધ કરવામાં આવ્યું છે, કે જે વાત મૂળમાં જ ગેરકાયદેસર નથી તે વાત ગમે તો ખરાબ હેતુથી કરી હોય છતાં તે ગેરકાયદેસર ઠરતી નથી. આ નિયમનો ઉપયોગ હાલમાં સર્વસામાન્ય હક બજાવવાના કામમાં કરવામાં આવે છે. તો પણ એટલી વાત તો ધ્યાનમાં રાખવી જ જોઇએ, કે જ્યારે જવાબદારી સિદ્ધ થાય છે, અગર તો કબુલ કરાય છે ત્યારે નુકસાનભરપાઇની રકમ ઓછી અગર વધારે કરવા બાબત તે વ્યકિતના મનમાં સારા નરસા હેતુનો અભાવ કે અસ્તિત્વ, અને સાધારપણે પક્ષકારોની એક બીજા પ્રત્યેની વર્તણુક, વહેવારની રીતભાત, વિગેરે બાબતો ઘણી કામ લાગે છે. ફોજદારી કાયદામાંના કેટલાંક તત્વોની દૃષ્ટીએ તે માટે આના કરતાં વધારે ઉંડા વિચારની જરૂર છે.

કેટલાંક કૃત્યોને 'અપકૃત્ય' એ કલમમાંથી છુટવાને રસ્તા રાખેલા છે. કાયદાની અમલબજાવણી માટે, યોગ્ય ન્યાય મળે તે માટે, અને

જીંદગીમાં એવા કેટલાક વહેવાર છે, કે જે સ્વતંત્રપણે જ ચાલવા જોઈએ તે માટે, આવા કેટલાક માર્ગ તો ખુલ્લા રહેવા જ જોઇએ. સાધારણ રીતે જોતાં, આવી બાબતોમાં નીચેની સ્થિતિમાંથી એકાદ તો હોય છે જ: પ્રતિવાદી કાયદેસર હક બજાવે છે; અગર તો કંઇ અસાધારણ અડચણોને લીધે તેનું કૃત્ય ન્યાયભરેલું હોય છે; અગર તો તે એવું કોઈ કૃત્ય કરતો હોય છે, કે જે ઘણી જ ઉપયોગિતાને લીધે તેનાથી બીજાઓને કંઈ નુકશાન થાય તો પણ અને નુકસાન ભરપાઈ બાબત કંઇ વ્યવસ્થા કરેલી હોય અગર ન કરેલી હોય છતાં પણ કાયદાથી તેને એ કામ કરવા પરવાનગી હોય છે; અગર જેમાં મફત વહિવાટ છે, અને જેમાં હરીફાઈ કરવાની સવડ રાખવામાં આવેલી છે, એવી બાબતોમાંથી કોઈ સાર્વજનિક હકની બજાવણી તે કરતો હોય છે; અગર તો વાદીએ સ્વખુશીથી અગર કોઈ બીજી રીતે વિરુદ્ધમાં તકરાર કરવાનો પોતાનો હક ગુમાવેલો હોય છે. કેવળ અકસ્માત થવાથી નુકસાનભરપાઈની જવાબદારી ક્યારે છે અને ક્યારે નથી તે તો કેવળ વકીલ લોકોજ જાણે; તેમના સિવાય બીજાને તેની ખબર પડે નહિ. સાર્વજનિક હકની અમલબજાવણી વખતે આવી ઘણીજ અડચણો ઉભી રહે છે. આવે વખતે ખરૂં જોતાં માણસનું સ્વાતંત્ર્ય કયે ઠેકાણે તેના પાડોશીઓના સ્વાતંત્ર્યથી મર્યાદિત થાય છે, એ બહુજ ચોક્કસ વિચાર કરીને નક્કી કરવું પડે છે; તે શી રીતે થાય છે તે ફક્ત કહેવાથી સમજાય નહિ.

યુનાઈટેડ સ્ટેટ્સના સુપ્રીમ કોરટના જસ્ટિસ હોમ્સના કહેવા પ્રમાણે, હાલમાં અમર્યાદિત વેપારી હરીફાઈને એકદમ છૂટ આપેલી હોવાથી ઘણા વેપારીઓ વેપારમાં ડુબી જાય છે; અને કેટલાક તો બિચારા છેક તળીએ જઈ પાયમાલ થઈ જાય છે. પણ આ અનિયંત્રિત હરીફાઈને લીધે જનતાનો નુકસાની કરતાં ફાયદો જ વધારે છે.જુદી જુદી સાંપત્તિક સ્થિતિનાં દેશોમાં આ સંબંધમાં બીજી કેટલીક બાબતો પ્રમાણે જુદા કાયદા હશે. આ સ્વતંત્રતા ફક્ત વેપાર ચલાવવાનાં જ કામમાં નહિ, પણ તે કોની સાથે કયા સંજોગોમાં કરવો એ પોતે મુકરર કરવાની બાબતમાં પણ છે. તેજ પ્રમાણે કયા હેતુથી કોઈ એકાદ સાર્વજનિક હકની અમલબજાવણી થઈ, એ કંઈ કાયદો જોતો નથી. જો કોઈ એક માણસ પોતાની માલમત્તાનો ઉપભોગ લેવાનો સર્વસાધારણ હક બજાવે અથવા દરેક વ્યક્તિ પોતાનો વ્યવસાય ચાલુ રાખવાનો હક અમલમાં મૂકે તો આ જ વાત તેમને પણ લાગુ પડે છે. સ્થાવર મિલકતના માલિકોએ અને વહિવાટ કરનારાઓએ એક બીજાની સગવડ અગવડ માટે કંઇ ખાસ ચોકસ મર્યાદા સુધી લક્ષ આપવું જોઈએ.

વાદીના તરફથી જોતાં તેને થએલી નુકસાની બાબત કામ ચલાવવા આધારભૂત એવા અપકૃત્યના વર્ગ પાડવા હોય,તો તે વર્ગ ચાર પડે. કેટલાંક અપકૃત્ય ફક્ત વ્યકિતવિષયક જ હોય છે. એટલે એવાં, કે જેથી કરીને માણસના શરીર અગર આબરૂને નુકસાન પહોંચે છે. તેના શરીર ઉપર હુમલો કરવો, ફોસલાવી લઈ જવું, અગર કુટુંબના કોઈ માણસને લાલચ આપી નસાડવું, વિગેરે કેટલાંક ' અપકૃત્યો ' એવા છે કે જેથી કરીને માલકીપણાના અગર એવા બીજા હકને બાધ આવે છે; આમાં જમીનજુમલામાં વગર પરવાનગીએ જવું, તેમની અફરાતફર કરવી, વહિવટનાં હકોને વિરોધ કરવો, અને માલકીહક સિવાય મિલકતપરના બીજા વૈયક્તિક હકોને દખલ કરવી વિગેરે બાબતો આવે છે. કેટલાંક અપકૃત્યો માણસથી મિલકતની વિરૂદ્ધનાં પણ થાય છે. આ વર્ગમાં આબરૂની નુકસાની, કપટ, વેરના ઉદ્દેશથી કરેલો કેસ, ઉપદ્રવ, વિગેરે ગુન્હા આવે છે. અહીં ઈસ્ટેટનો જીવિતનું સ્વાસ્થ્ય, સુખ અને ફાયદો વિગેરે, એવો વ્યાપક અર્થ છે. અને છેલ્લાં અપકૃત્યો કે જે પરિસ્થિતયનુરૂપ શરીર, મિલકત અગર ઈસ્ટેટ, ( જેમાં સ્વાસ્થ્ય, સુખ, આબરૂ વિગેરે બધુંએ આવી જાય છે ) એ બધાની અગર તો એમાંના એકની નુકસાનીને કારણ થાય છે;નિષ્કાળજીપણાથી,અગર તો આપણા અડોશી પડોશી, આપણે ત્યાં આવનાર જનાર લોકો, અગર બીજા લોકોના સ્વાસ્થ્ય બાબત જે નિયમ કરેલા હોય છે તેમનું ઉલ્લંઘન થવાથી શરીર, માલમત્તા અગર ઈસ્ટેટને ધોકો પહોંચે છે.

જે કાયદાપદ્ધતિનો ઐતિહાસિક પરિસ્થિતિ સાથે ઓછો સંબંધ આવે છે, તેમાં આ અપકૃત્ય કાયદાથી જે કામ થાય છે, તે કરતાં તો માલમત્તાના કાયદાથી વધારે કામ થયું હોત. આપણી જંગમ માલમત્તા, આપણા માલકી હકને બાધ આવ્યો અગર આપણા તાબામાંથી જતી રહી, આવી તકરાર કરી, નવી અગર ગએલી, પાછી મેળવી શકાય છે. અહીં 'રોમન વ્હિંડિકેશિઓ' પ્રમાણે ખુલ્લી રીતે માલકી હક સ્થાપન કરી શકાતો નથી. નિષ્કાળજીપણાનો અને ઉપદ્રવનો કાયદો એ બન્ને નવા છે. છેક નવો કાયદો એટલે ' ગેરવ્યાજબી હરીફાઈનો'. આજ કાલ આનેજ વધારે મહત્ત્વ અપાય છે. રોમન

કાયદો ' એકસ્ ડેલિકટો ' અને ' ક્વાસિ એકસ્ ડેલિકટો, અને અંગ્રેજી ' અપકૃત્ય ' કાયદામાં ઘણી જ એકતા છે. એપરથી આ ' અપકૃત્યનો કાયદો ' રોમન કાયદાપરથી લીધો છે એમ નથી, પણ તેમાંના કેટલાક તત્ત્વો લઇ તે ઉપર સ્વતંત્ર કાયદો રચેલો છે.

અપકૃત્યો બાબત ( ટૉર્ટ ) હિંદુસ્તાનમાં નો કાયદોઃ–ગુન્હા વિષેના કાયદા કરતાં અપકૃત્ય સંબંધિના કાયદામાં મુખ્ય ફરક એવો છે,કે અપકૃત્ય બદલ શારીરિક શિક્ષા ન કરતાં, ફક્ત દ્રવ્ય દંડજ કરવામાં આવે છે, અને તે દંડ પણ સરકાર તિજોરીમાં ન ભરાતાં નુકસાન ભરપાઈ તરીકે વાદીને મળે છે. શારીરિક શિક્ષા ન કરવી એવી દૃષ્ટિથી જોતાં હિંદુધર્મશાસ્ત્રમાં એટલે સ્મૃતિગ્રંથોમાં ફક્ત બ્રાહ્મણ એ વિશિષ્ટ જાતનાં જ સર્વે અપરાધ ' અપકૃત્ય ' ની કલમમાં આવતાં; કારણ જૂના હિંદુ કાયદાગ્રંથોમાં એવો નિયમ દેખાય છે, કે બ્રાહ્મણને શારીરિક શિક્ષા કરવી નહીં. એટલે બ્રાહ્મણને કોઈપણ ગુન્હામાટે દ્રવ્યદંડજ કરતા. પણ તે દ્રવ્ય કંઈ વાદીને મળતું નહી. ફક્ત નુકસાન ભરપાઈ કરવાના હેતુથી જ સ્મૃતિગ્રંથમાં " અપકૃત્ય " ની કલમની નીચે કોઈપણ અપરાધ મૂકવામાં આવેલો નથી. નજીવા વાકપારૂષ્યથી થતા આબરૂનુકસાનીના અપરાધ માટે કરવામાં આવેલો દંડ પણ સરકારમાં જમા થતો. હાલમાં ' અપકૃત્ય ' સંબંધના દાવાઓ દિવાણી કોરટમાં ચલાવવામાં આવે છે. ફોજદારી કોરટ સાથે એમનો કોઇપણ સંબંધ હોતો નથી. આ દૃષ્ટીએ જોતાં પણ જૂના ગ્રંથોમાં ' અપકૃત્ય ' અને ' ગુન્હો ' એવો ફરક કરેલો મળી આવતો નથી. કારણ પૂર્વે સર્વ પ્રકારના દાવા એકજ પ્રકારના ન્યાયમંદિરમાં ચલાવવામાં આવતા હતા. ફોજદારી કોરટો અને દિવાણી કોરટો એવો હાલના જેવો ફરક તે વખતે ન હતો.

બ્રિટિશ અમલમાંનો ' અપકૃત્ય ' નો કાયદોઃ– ઉપર બતાવ્યા પ્રમાણે ' અપકૃત્ય ' સંબંધે કાયદો જુના હિંદુગ્રંથોમાં ન હોવાથી તે આખો અંગ્રેજી કાયદા ઉપરથી લેવામાં આવ્યો છે. અને તેથી તેનું સામાન્ય સ્વરૂપ ઉપર આપેલા અંગ્રેજી કાયદા જેવું જ છે. બ્રિટિશ સરકારે પીનલકોડ પ્રમાણે અપકૃત્યનો કાયદો સ્વતંત્ર પાસ કરેલો નથી. હિંદુસ્તાનમાંની દિવાની કોરટોએ વખતોવખત આપેલા ફેંસલા ઉપરથી તેનું સ્વરૂપ નિશ્ચિત થયું છે. તેથી ઠેકઠેકાણે કેટલેક અંશે અંગ્રેજી કાયદાથી જુદું સ્વરૂપ તેને પ્રાપ્ત થયું છે. માટે તેટલા ફરક અહીં બતાવીશું.

અપકૃત્ય એ મથાળા નીચે આવનારી ક્રિયા ફોજદારી ગુન્હો પણ હોઈ શકે; તેથી તે કૃત્ય સંબંધી ન્યાય બન્ને કોર્ટની અંદર જુદો જુદો મેળવી લેવો જોઇએ, અથવા એક અદાલતના ઈન્સાફથી બીજી અદાલતના ઈન્સાફને ' પ્રાઙ્‌નિર્ણય ' ( રેસ જ્યૂડિકેટા )ના અથવા ' અન્તર્ભવ ' ( મર્જર ) ના તત્વ અનુસાર મનાઈ હોવી જોઇએ, એવો પ્રશ્ન ઉત્પન્ન થએલો છે. આ બાબતની અંદર પ્રાંઙ્‌નિર્ણયના તત્વો લાગુ કરી શકાતાં નથી. એટલે એક કૃત્યને માટે દિવાની તથા ફોજદારી અદાલત એ બન્નેમાં કામ ચલાવી શકાતું નથી. એવા નિયમની સર્વને ખબર છે, તો પણ અંગ્રેજી અને હિંદુસ્થાનના કાયદાઓમાં હજુ એક જાતનો તફાવત છે. અંગ્રેજી અદાલતે હાલ એવો ચોકખો નિકાલ આપ્યો છે, કે ગુન્હેગાર વિરુદ્ધ તેના મોટા ગુન્હાને માટે ફોજદારી અદાલતમાં પ્રથમ કામ ચલાવ્યા સિવાય દિવાની કોર્ટમાં ફક્ત નુકસાન ભરપાઈ માટે વાદીને ફરીઆદ કરવા દેવામાં આવશે નહિ. પણ હિંદુસ્થાનની અંદર મદ્રાસ હાઈકોર્ટે એવો સ્પષ્ટ નિકાલ આપ્યો છે, કે વાદી પ્રથમ ફોજદારી અદાલતમાં ફરીયાદ ન કરે તો ચાલશે. જીલ્લા તથા તાલુકાની બધી અદાલતોમાં હાલ આ જ નિયમ ચાલુ છે. ફક્ત કલકત્તાની હાઈકોર્ટે પોતાનો નિકાલ કાંઇક અંગ્રેજી નિયમાનુસાર આપેલો છે.

બીજો મહત્વનો તફાવત એ છે, કે હિંદુસ્થાનની કેટલીક વ્યકિતઓનાં અપકૃત્યોના કેસ ચલાવવાનો અધિકાર અહીંની સ્થાનિક અદાલતોને નથી. હિંદુસ્થાનમાં ઘણાં સંસ્થાનિકો છે. તેઓએ પરસ્પરવિરુદ્ધ કરેલા કૃત્યોનો ન્યાય કરવાનો અધિકાર અહીંની દિવાની અદાલતને નથી, તેવી જ રીતે બ્રીટીશ સરકારે લીધેલા બીજાના મુલક ( દેશ ) માટે અથવા ગવર્નર જનરલ-ઈન કૌન્સીલે એકાદ સંસ્થાનિક રાજાને પદભ્રષ્ટ કર્યો હોય, તો તે કૃત્યો બદલ અહીંની અદાલતોમાં કામ ચલાવી શકાતું નથી. અહીંના ગવર્નર જનરલ, ગવર્નર, અથવા તેના કૌન્સિલના સભાસદ વિગેરે કોઈએ પણ પોતાના અધિકારમાં કરેલાં કૃત્યોનાં કામ ચલાવવાનો અધિકાર પણ અહીંની અદાલતોને નથી.

આબરૂનુકસાની, હવા તથા પ્રકાશ, ગ્રંથ કર્તૃત્વ ( કૉપી રાઈટ ) વિષેનાં અપકૃત્યો સંબંધી માહીતિ તે તે લેખ નીચે જોવી.

**અપચોઃ**—જરૂર કરતાં વધારે ખોરાક પેટમાં જવાથી અથવા તે ખોરાક મસાલાદાર તથા

દાહોત્પાદક હોવાથી જઠરની અન્ન પચાવવાની શક્તિ કમી થાય છે અથવા અન્નનું પચન થઇને પોતાની મેળે આમાશયમાં જતી વખતે કાંઈ હરકત ઉત્પન્ન થાય છે. કોઈ પ્રસંગે માણસને પોતાની પચનશક્તિની ઉપરાંત ખાવાનો મોહ થાય છે, અથવા ખોરાકનું પ્રમાણ રોજના જેટલું જ હોય, તો પણ તેની સાથે લેવામાં આવતાં, બરફ, અતિ ઠંડુ પાણી, ચા, કૉફી અથવા દારૂ જેવા પદાર્થોના ઉપયોગથી પચનશક્તિ મંદ પડે છે. અને આનું પરિણામ એવું આવે છે, કે જમ્યા પછી ચાર પાંચ કલાક સુધી પેટ ખાલી ન થતાં તેની અંદર ખોરાક વધારે વખત પડયો રહે છે, અને તેથી અપચો થાય છે. મંદાગ્નિ થવાનું બીજું એવું કારણ છે, કે જેમ અતિશ્રમથી મનુષ્યના શરીરને થાક લાગે છે, તેમ જઠરને પણ લાગે છે. પહેલાં ખાઈ પીને તાજા થયા સિવાય કેટલાક કલાક ચાલવાથી અથવા ડુંગર ચઢવા જેવો શ્રમ કરવાથી જઠરની આવી સ્થિતિ થાય છે, અને આવે વખતે યોગ્ય ને પૂરતો ખોરાક ખાવાથી પણ અજીર્ણ થાય છે.

લક્ષણોઃ—આવે વખતે તરત જ અથવા થોડા વખત પછી પેટ ફૂલીને માણસને ચેન પડતું નથી. અથવા પેટમાં ચૂંકો પણ આવવા માંડે છે. રાત્રિને વખતે રોગીને કેટલાક વખત સુધી ઉંઘ પણ આવતી નથી, પણ થોડા વખત પછી ઉંઘ આવે છે. પરંતુ પેટમાં આવતી ચૂંકોને લીધે તે જાગી ઉઠે છે અને તેની જીભ સૂકી થએલી તથા તેની ઉપર છારી વળેલી જણાય છે અને આવે વખતે ઘણું કરીને તેનું કપાળ પણ દૂખવા લાગે છે. હૃદયની પાસેનો ભાગ થોડી થોડી વારે ધ્રુજતો લાગે છે અને તેથી હૃદય અનિયમિત ચાલે છે, એવો રોગીને ભાસ થાય છે. સવારે ઉઠયા બાદ તેને ઘણી જ અરુચિ ઉત્પન્ન થએલી તથા જીભ ઉપર ધોળી છારી ચઢેલી જણાય છે. તેને અન્નની સામે જોવાનું પણ મન થતું નથી. તેના શરીરપર ચીકણો પરસેવો આવે છે. કેટલોક વખત વીત્યા બાદ આવાં બધાં લક્ષણો નાશ પામે છે. અથવા અપચાને લીધે તેના પેટમાં જડત્વ ઉત્પન્ન થઈ ઉલટી થાય છે અને ઉલટીમાં અધું પચેલું તથા જઠરરસ સાથે મળેલું અન્ન પડે છે. ઉલટી થવાથી દરદીને જરા આરામ થાય છે. કોઈ કોઈ વખતે તો આમાશયમાં દાખલ થએલું તથા પિત્તની સાથે મિશ્ર થએલું અન્ન જઠર અથવા હોજરીમાં આવે છે અને તેથી તેને અનેક વખત ઉલટી થઈ બધું ખાંધેલું બહાર પડી જાય છે, અને તેથી દરદીને આરામ થાય છે. આ ન પચેલો ખોરાક આંતરડામાં રહેવાથી, અને તેની અંદર દાહોત્પાદક ગુણ હોવાથી દરદીને કોઈ કોઈ વખત જુલાબ પણ થાય છે.

ઉપચારઃ—દરદીને પહેલાં અપચા સિવાય બીજો કોઈ રોગ થયો નથી, એ વિષેની ખાતરી કરી લેવી જોઇએ, તથા દરદીએ શું ખાધું પીધું છે તે, તથા કેવી સ્થિતિમાં ખાધુ વિગેરે વિષે પૂછપરછ કરી લેવી જોઈએ. જો સાધારણ અજીર્ણ હોય, તો પોતાની મેળે જ થોડા વખતમાં મટી જાય છે, પરંતુ અપચન ભારે પ્રકારનું હોય, તથા દરદીના પેટમાં ચૂંકો આવતી હોય, અથવા વેદના થતી હોય, તથા હૃદયની અનિયમિત ગતિને લીધે જીવ મૂંઝાતો હોય, તો દરદીને જેથી જલદી ઉલટી થાય એવાં ઉપાયોની યોજના કરવી. ગળાંમાં આંગળીઓ ઘાલવાથી, અથવા એકાદ પીછું લઈ તે ગળામાં ફેરવવાથી ઉલટી થાય છે. ઉના પાણીમાં મીઠું નાંખી તે મિશ્રણ વારંવાર પીવા આપવું. ઍપોમૉરફીનનો શરીરમાં પ્રવેશ (ઇંજેકશન) કરાવવાથી પણ ઉલટી થાય છે. દરદીને તરસ લાગતી હોય અથવા ગળું સુકાતું હોય તો બરફ આપવું. દરદીને ઉપર લખેલાં લક્ષણો બંધ થતાં સુધી કાંઈ પણ ખાવા આપવું નહીં.

ઉપર જણાવેલાં લક્ષણો હંમેશ થાય તો તેને અગ્નિમાંદ્ય એ નામ આપી શકાય. હાલનું દૂષિત શહેરી જીવન, આહારવિહાર, તથા હાલના જીવનક્રમની ચિંતાઓ વડે આ રોગ ઘણું કરીને બધે ઠેકાણે જોવામાં આવે છે. આ રોગ વિષેનું વર્ણન અગ્નિમાંદ્ય એ નામ નીચે જોવું.

આયુર્વેદિક માહિતિઃ—બૉવર હસ્તલિખિત ગ્રંથમાં (૧·૫૦) ચાર પ્રકારના જઠરાગ્નિ કહેલા છે; ૧ મંદ, ૨. તીક્ષ્ણ, ૩ વિષમ, અને ૪ સમ. સુશ્રુત ૧, ૩૫, ૩ માં આ પ્રમાણે જ લખેલું હોઈ પછીથી તેનાથી કયા કયા વિકારો થાય છે તેની પણ માહિતી આપેલી છે. વિષમાગ્નિ હોય તો અન્નનું પચન કોઈ કોઈ વખત બરોબર થાય છે, પરંતુ કેટલીક વખત તેનાથી ચરબીની વૃદ્ધિ, શૈત્ય, મલાવરોધ, અતિસાર એટલે ઘણા ઝાડા થવા, પેટમાં જડત્વ થવું, આંતરડામાં અવાજ થવો, આમાંશ વિગેરે વિકારો થાય છે, તથા બીજા વાત રોગ થાય છે. તીક્ષ્ણાગ્નિ હોય તો ગમે તેટલો ખોરાક ગમે ત્યારે પચે છે, પણ તેથી ગળું, દાઢી, તથા હોઠ વિગેરેની અંદર દાહ, બળતરાં, શુષ્કતા ઉત્પન્ન થાય છે, અને તે ઉપરાંત પિત્તરોગ થાય છે. મંદાગ્નિ હોય તો થોડોક ખોરાક ઘણાજ

વખત પછી પચે છે; પેટ ફૂલે છે, ઉધરસ. લાળ નીકળવી, ઉલટી, શરીર દુખવું વિગેરે જાતના વ્યાધિઓ થાય છે. અગ્નિમાંદ્ય એ વૈદ્યકશાસ્ત્રમાંનો એક રોગ છે. તેને માટે વૃન્દસિદ્ધિયોગ(૯–૧૧૦) નામના પુસ્તકમાં ત્રિફળાચૂર્ણમાં હિંગ મિશ્ર કરીને ગોળી લેવાને કહેલું છે. બૉવર હસ્તલિખિત ગ્રંથમાં(૨·૪૩-૫૫) એક પ્રકારનું ચૂર્ણ કહેલું છે,જેનાથી ૧૦૦ વર્ષ આયુષ્યની પ્રાપ્તિ થાય છે એમ લખેલું છે.

અગ્નિમાંદ્ય જેવો બીજો વિકાર અજીર્ણ એ છે. અજીર્ણ એ રોગ, ઘણું પાણી પીવાથી, ગમે તે વખતે પાણી પીવાથી, ભૂખ તથા કુદરતી હાજતોને દાબી દેવાથી, ગમે ત્યારે ઉંઘવાથી, તથા હલકું અન્ન પણ ન પચવાથી, થાય છે (માધવ. ૯૩). આળસ, જડત્વ, પેટનું ફુલવું, મલાવરોધ અથવા અતિસાર એ આ રોગના સામાન્ય લક્ષણો છે. આમ, વિષ્ટબ્ધ અને વિદગ્ધ એ વિકારો કફ, વાત, તથા પિત્તના બગડવાથી ઉદ્ભવે છે. કફને લીધે આમદોષ થાય છે, અને તેને લીધે, જડત્વ, ફેર ચઢવા, ગાલ તથા પાંપણી સુઝવી, અને જમ્યા કે તુર્તજ અન્તઃકરણનો ક્ષોભ થવો વિગેરે લક્ષણો થાય છે. વિષ્ટબ્ધ એટલે જ મલાવરોધ. વાતને લીધે જ મલાવરોધ થાય છે, અને તેને લીધે મેદની વૃદ્ધિ, જુદી જુદી જાતના વાતરોગ, કબજીયત, ગ્લાનિ તથા અવયવોનું દુખવું વિગેરે ચિન્હો થાય છે. વિદગ્ધ, પિત્ત વિકારથી થાય છે. ચક્કર આવવાં, તૃષા લાગવી, મૂર્ચ્છા, અન્તઃક્ષોભ, પ્રસ્વેદ, તથા દાહ. વિગેરે બાબતો વિદગ્ધ દોષને લીધે જ થાય છે,

અજીર્ણને લીધે મૂર્ચ્છા, ઉન્માદવાયુ, ઉલટી, ચક્કર, આળસ, તથા મરણ પણ આવે છે. અજીર્ણના સાથીદાર રોગ તે વિષુચિકા અને અલસક છે. અને તેને લીધે પેટમાં દાહ આંતરડામાં અવાજ, કબજીયત, તૃષા, અન્તઃક્ષોભ, ટાઢિયો તાવ, ચક્કર, તથા વિલંબિકા એટલે મલાવરોધ વિગેરે રોગો થાય છે;,તથા ખાધેલું અન્ન પચન થઈને નીચે પણ જતું નથી; તેમ ઉલટી થઇને બહાર પણ આવતું નથી, અને તેને લીધે જોકે પેટમાં દુખતું નથી,તો પણ તે મટતાં બહુજ ત્રાસ પડે છે. (જુઓ અગ્નિમાંદ્ય) (સુ. ૬. ૫૬, મા. ૯૪. ૬, વા. ૧૮૫. ૧૯૬.ભા. ૨. ૨, ૨૪.)

**અપદાન:**—પાલી ભાષાનો એક ગ્રંથ. બુદ્ધના વખતના બૌદ્ધસંપ્રદાયમાંના ૫૫૦ પુરુષ સદસ્યોના તથા ૫૦ સ્ત્રી સદસ્યોનાં ચરિત્રો આ પુસ્તકમાં છે. આ પુસ્તક પ્રસિદ્ધ થએલું નથી, તો પણ તેમાંનાં જોઇએ તેટલા ઉતારા થેરીગાથાની ટીકામાં આપેલા છે. તેમાંના એક ઉતારામાં 'કથાવત્થુ' (જેનો કર્તા ઇ. સ. પૂર્વે ત્રીજા સૈકામાં થયેલો તિસ્સ નામનો માણસ હતો) નો ઉલ્લેખ કરેલો જણાય છે. અને આ જો ખરૂં હોય તો અપદાન એ ગ્રંથ અર્વાચીન બૌદ્ધ ગ્રંથોમાંનો એક છે, એમ કહેવું જોઇએ. બીજી બાબત ઉપરથી પણ એ જ સાબીત થાય છે. દાખલા તરીકે—દીઘનિકાયમાં ઐતિહાસિક બુદ્ધની પહેલાંના બુદ્ધની સંખ્યા છ જ આપેલી છે. આ પછીના બુદ્ધવંશા જેવા ગ્રંથમાં તેની સંખ્યા ચોવીસની આપેલી છે,પણ અપદાનની અંદર બુદ્ધની આ સંખ્યા ૩૫ આપેલી છે. એટલે, બુદ્ધવંશા કરતાં ૧૧ વધારે છે. આમાંની જુદી જુદી કથાઓ જુદા જુદા સમયની હોય એ સંભવિત છે, તો પણ ઉપરજણાવેલા પુરાવા ઉપરથી એમ સાબીત થાય છે, કે બુદ્ધ ધર્મના બીજા ઘણાખરા ગ્રંથો રચાયા પછી આ કથાઓનો તેની અંદર સમાવેશ કરેલો છે.

'વિસુદ્ધ જન વિલાસિની' નામની અપદાન ઉપર કરેલી એક, ટીકા હાલ મળે છે. ગંધવંશમાંના એ ઉતારામાં આ ટીકાનો કર્તા બુદ્ધઘોષ છે, એમ જણાય છે. સુમંગલ વિલાસિની નામના ગ્રંથ ઉપરથી એમ જણાય છે, કે દીઘના પાઠક અપદાન એ ગ્રંથ અભિધમ્મ પિટકમાં છે એમ માનતા અને મઝ્ઝીમના પાઠક તે સુત્તન્ત પિટકામાં છે, એમ પ્રતિપાદન કરતા હતા. સંપ્રદાયની અંદર આ ગ્રંથના સ્થાન વિષેની શંકા એ જ તેની અર્વાચીનપણા વિષેની સાબીતી છે. અપદાન એટલે શુદ્ધાચરણ અને શૂર કર્મ. દરેક અપદાનની અંદર તેના નાયક અથવા નાયિકાના પૂર્વ જન્મોનો ઇતિહાસ લખેલો હોય છે. જાતકની માફક અપદાન એ વર્તમાન તથા ભૂતકાળનું પુરાણ છે, એમ કહેવામાં કાંઈ હરકત નથી. તફાવત એટલો જ, કે જાતકની અંદર બુદ્ધનો અને અપદાનમાં અર્હંતનો ઇતિહાસ લખેલો હોય છે.

ઇસવી સનના પહેલા સૈકામાં જ્યારે બૌદ્ધ લોકોના ગ્રંથો સંસ્કૃતમાં રચાવા લાગ્યા, તે વખતે આ કથાઓ લોકપ્રિય હતી જ. ફકત અપદાનનું અવદાન એવું સંસ્કૃત નામ પડ્યું. હાલમાં ઘણાં અવદાનોનાં સંસ્કૃત અથવા તિબેટી કે ચીની ભાષામાં રૂપાંતર થએલાં નજરે પડે છે. તેમાંના અવદાનશતક અને દિવ્યાવદાન નામના રૂપાંતર પ્રસિદ્ધ છે. આ અવદાનોની અંદર અપદાનની કથાઓ જેમની તેમ લખી દેવામાં આવી છે, એમ કાંઈ કહી શકાય નહિ; પરંતુ પ્રચાલત તત્વો અને વિચારસરણીઓનો જેની અંદર સમાવેશ થાય છે, એવી નવી કથાઓ અવદાનની અંદર લખેલી હોય છે.

ઘણાંખરાં અવદાનોની અંદર અર્હતોનાં ચરિત્રો હોય છે, પરંતુ સૌથી 'મહા-વસ્તુ-અવદાન' નામના અવદાનમાં મુખ્ય વિષય બુદ્ધના પૂર્વ જન્મોની માલિકા વિષે છે. [સંદર્ભગ્રંથ-થેરીગાથા; મુલ્લર-ધી પ્રોસીડિંગ્સ ઑફ ધી ઓરિએંટલ કૉંગરેસ ઍટ જીનીવા; ગંધવંશ, અવદાનશતક (સ્પેઅર મુદ્રિત). દિવ્યાવદાન ( કૉવેલ અને નીલ ). ઓલ્ડનબર્ગ-કૅટલૉગ ઑફ પાલી મૅન્યુસ્ક્રિપ્ટસ ( ઇંડિઆ ઑફીસ લાયબ્રેરી ). સુમંગલવિલાસિની ( હ્રીસ ડેવિડ્સ અને કાર્પેન્ટર ) મહાવસ્તુ (સેનાર્ટ). ફ્રાસબોલઃ-મંડાલે મૅન્યુસ્ક્રિપ્ટ).]

**અપરાજિતાઃ**—આ વનસ્પતિનું સંસ્કૃતમાં વિષ્ણુકાંતા એવું પણ નામ છે. આ વનસ્પતિનો છોડ તદ્દન નાનો હોઈ જમીન ઉપર વેલાની માફક ફેલાય છે. તેનો વિસ્તાર બહુ થતો નથી. આ ઝાડનાં પાંદડાં ઝીણાં, લાંબા અને ધોળાશ પડતાં હોય છે. ફૂલો અસ્માની રંગનાં લાલાશ પડતાં હોઈ ઝીણાં હોય છે. અને તેનાં ફળ બહુ ઝીણાં હોય છે. દવાના કામ માટે આ વનસ્પતિનો બહોળો ઉપયોગ થાય છે. કમળાના રોગીને વિષ્ણુકાંતાનું મૂળ છાશમાં પીવા માટે અપાય છે, અને મૂળવ્યાધિમાં તેના બીઆંનો રસ ઘી સાથે અપાય છે.

**અપરાદિત્ય** (૧ લો ):—કોકણના શિલાહારવંશી રાજાનો, ઇ. સ. ૧૧૩૮ (શા. શક ૧૦૬૦) ના ઉરણ નજીક મળેલા શિલાલેખમાં નીચે પ્રમાણે ઉલ્લેખ કરેલો મળી આવે છે. ડૉ. બુહ્લરને કાશ્મીરની અંદર મળેલા મંખાના શ્રીકંઠચરિત્રમાં જે અપરાદિત્ય નામના કોંકણના રાજાનો ઉલ્લેખ કરેલો છે, તે જ આ રાજા. આ પુસ્તકનો સમય ઉપર્યુક્ત ડૉકટરે ૧૧૩૫-૧૧૪૫ એવો ઠરાવેલો છે. સદરહુ શ્રીકંઠચરિત્રમાં લખેલા અપરાદિત્યે શુર્પારકા ( સોપારા ) થી તેજકંઠ નામના પંડિતને કાશ્મીરમાં ભરાએલી પંડિતોની સભામાં પોતાના દેશના પ્રતિનિધિ તરીકે મોકલેલો હતો. આ બનાવ કાશ્મીરના જયસિંહ રાજાના ( ૧૧૨૦—૧૧૫૦ ) વખતમાં બન્યો હતો. (સંદર્ભ ગ્રંથઃ—જ્રૉ. રૉ. એ. સો. ખાસ અંક ૧૨, ૧૮૭૭. ઍ. ગૅ. વૉ.૧, પા. ૨.)

**અપરાદિત્ય**( ૨ જો ):—કોકણનો શિલાહારવંશી રાજા. એણે દાન કરેલી જમીનની અંદર પાંચ શિલાલેખ મળેલા છે, તેમાં ઇ. સ. ૧૧૮૪ ( શક ૧૧૦૫ ) ના ભિવંડી તાલુકામાં, ઇ. સ. ૧૧-૮૭ ( શક ૧૧૦૪ ) એક પરેલ એ ઠેકાણે અને બે વસઈ તાલુકામાં ( એકનો સમય ન મળેલો એવો અને બીજાનો કદાચ ઇ. સ. ૧૧૮૫ નો)મળેલા છે. ઇ. સ. ૧૨૦૩ ના માંડવી પાસે મળેલા કેશીદેવના શિલાલેખની અંદર જેનો અપરાર્ક નામથી ઉલ્લેખ કરેલો છે, તે જ આ હોવો જોઇએ. કેશીદેવ એ આ જ અપરાર્કપુત્ર હતો. યાજ્ઞવલ્કયસ્મૃતિની મિતાક્ષરીપરની અપરાર્કટીકાનો કર્તા અપરાદિત્ય તે આ જ હોવો જોઇએ. આ ટીકાની છેવટે સદરહુ અપરાદિત્ય શિલાહાર વંશનો રાજા છે, એવું લખેલું હોઈ ૧૩ મી સદીની શરૂઆતના લેખકે આ અપરાર્કમાંનું એક અવતરણ આપેલું છે. ઇ.સ. ૧૧૮૭ માંના પરેલના શિલાલેખમાં અપરાદિત્યેને પોતાને વિષે મહારાજાધિરાજ અને કોકણ ચક્રવર્તી એવો ઉલ્લેખ કરેલો છે, તે ઉપરથી પશ્ચિમ ચાલુકય વંશના નાશ પછી જે અંધાધુંધી ચાલતી હતી, તેનો ઉપયોગ કરીને બીજા સામંત રાજાઓની જેમ આ અપરાદિત્ય રાજા પણ સ્વતંત્ર થયો હોય એમ જણાય છે. ( સંદર્ભ ગ્રંથ-બૉ. ગૅ. વૉ. ૧. પા. ૨; બૉ. બ્રૅ. રા.એ. સો. જ. પુ. ૯; ૧૨ અને જાદા અંક ઇં ઍ. ૯ )

**અપરાંતક**—અપરાંતક ( ભિન્ન પાઠ અપરંતિક ) " પશ્ચિમ બાજુની સરહદની એક જાત, (બૃ ૧૪, ૨૦.), આને અપરાંત્ય એ બીજું નામ છે. નાશિકના શિલાલેખોમાંના એકની અંદર અપરાંત લોક અથવા દેશ વિષેનો ઉલ્લેખ કરેલો છે. અને રુદ્રદામનના શિલાલેખમાં પણ ઉલ્લેખ છે.

અશોકના એક શાસનની અંદર, યવન,કંબોજ અને ગંધાર એ લોકોનો અપરાંત એવો વર્ગ કરેલો છે. પંડિત ભગવાનલાલ ઇન્દ્રજી લખે છે, કે થાણા જીલ્લાની અંદરનું સોપારા એ અપરાંતનું મુખ્ય શહેર હતું. ( બૃહત્સંહિતા ૧૪. ૨૦. )

**અપસ્માર**—આયુર્વેદીય વિવેચનઃ—જે રોગમાં સ્મૃતિનો નાશ થાય છે તેને અપસ્માર કહે છે. બીજી વ્યાધિને લીધે ક્ષીણ થવાથી, મલિન આહાર વિહાર કરવાથી, અને ચિંતા, ભય,શોક વિગેરે કારણોથી, મન અને શરીર એ બન્ને દોષોથી વ્યાપ્ત થાય છે, અને તે દોષ મનનું અને બુદ્ધિનું સ્થાન જે હૃદય તેને દુષ્ટ કરીને, સંજ્ઞાવાહક સ્ત્રોતસોને પણ દુષ્ટ બનાવે છે. આવે વખતે તે મનુષ્ય મૂઢ બનીને અકકલ વિનાના માણસની માફક જુદી જુદી જાતના ખરાબ કામો કરે છે. દાંત પીસે છે, મોઢામાં ફીણ આવે છે અથવા ફીણની ઉલટી કરે છે, હાથ પગ જમીન ઉપર અફાળે છે, જે નથી હોતું તે દેખે છે, અડખળતો તે જમીન પર પડે છે, આંખ અને ભમર વક્ર કરે છે, આપ્રમાણે કેટલાક વખત સુધી થવાથી દોષનું જોર ઓછું થાય છે,

દોષનું જોર ઓછું થતાંજ મનુષ્ય શુદ્ધિમાં આવે છે, અને થોડા વખત પછી, ફરીથી ઉપરિનિર્દિષ્ટ ચેષ્ટાઓ કરે છે. આવી રીતે વારંવાર થાય છે. આની અંદર મુખ્ય બાબત એવી છે, કે રોગીને, પોતે કયાં છે, શું કરે છે, વિગેરે બાબતનું ભાન બિલકુલ હોતું નથી. જે રોગનું મુખ્ય લક્ષણ 'બેશુદ્ધિ' એ જ હોય છે, તેને મૂર્છા કહે છે. પરંતુ તેની અંદર રોગી કોઈ પણ પ્રકારની હાલચાલ કરતો નથી, તથા મોઢામાંથી લાળ વિગેરે પણ બહાર આવતી નથી આટલો મૂર્છા અને અપસ્મારમાં ભેદ જાણવો.

વાતથી, પિત્તથી, કફથી, અને સન્નિપાતથી થતા એવા ચાર પ્રકારના અપસ્માર હોય છે.

અપસ્માર ઉત્પન્ન થતા પહેલાં હૃદયમાં કંપ થવો, શરીરનું જડ થવું, ભ્રમ, આંખો આગળ અંધારી આવવી, ચિંતાતુર થવું, ભમર ચઢવી, આંખોમાં વિકાર થવો, અવાજ ન થાય છતાં સંભળાય, પરસેવો, લાળ તથા લીંટનું નીકળવું, અપચો, અરુચિ, મૂર્છા, પેટમાં ગડગડ અવાજ થવો, શક્તિક્ષય, ઉંઘ ન આવવી, બેચેની, તૃષા, સ્વપ્નમાં ગાવું, નાચવું, દારૂ અને તેલ પીવું, અને તેનો પેશાબ કરવો વિગેરે લક્ષણો અપસ્મારનાં છે.

વાતથી થતા અપસ્મારમાં રોગી જાંઘો ધ્રુજાવતો ધ્રુજાવતો વારંવાર મૂર્છિત થાય છે, અને બેસુર અવાજે રડતો રડતો શુદ્ધિમાં આવે છે. તેની આંખો સુજેલાની માફક ઉપસી આવે છે, શ્વાસ લાગે છે, મોઢામાંથી ફીણ નીકળે છે, કંપ પામે છે, માથાને ચૂંટીઓ ખણે છે, દાંત પીસે છે,ગરદન ફુલાવે છે, આંખ, ચામડી, નખ, અને મોઢું કાળાશ પડતું લાલ રંગનું દેખાય છે.

પિત્તથી થતાં અપસ્મારમાં વારંવાર ઝટકા દઈ રોગી બેશુદ્ધ બને છે અને વારંવાર સાવધ થાય છે. વાળ, આંખ, ચામડી, અને મોઢું, પીળાશ પડતું થાય છે; જમીન ઉપર રોગી હાથ અફાળે છે. આંખો સામે ભયંકર, આગ લાગેલાની માફક, તથા લીંપેલાની માફક દેખાય છે, તથા તરસ લાગે છે.

કફથી થતા અપસ્મારમાં ઘણાં વખત પછી અપસ્મારનો ઝટકો આવે છે. અને ઝટકો આવ્યા પછી ફરી સાવધ:થતાં પણ વાર લાગે છે. ચેષ્ટા થોડી કરે છે, લાળ બહુ નિકળે છે, આંખો,નખ, તથા મોઢું સફેદ થઇ જાય છે અને બધું તેને સફેદ દેખાય છે.

સન્નિપાતના અપસ્મારમાં ઉપર જણાવેલાં બધાં લક્ષણો થાય છે અને તે અસાધ્ય છે.

**અપસ્મારઃ**—( એપીલેપ્સીના અર્થમાં )— આ રોગની અંદર રોગી આંચકા સાથે અથવા કોઇક વખતે આંચકા વગર બેશુદ્ધ થાય છે. રોગીને મગજ, ઇંદ્રિઓ વિગેરેની બાબતમાં કાંઇપણ રોગ ન હોવા છતાં પણ આવી ટેવ પડે છે. રોગીને જે આંચકા આવે છે તે તરફ આપણું લક્ષ ખેંચાય છે એ વાત ખરી, પરંતુ તે સાથે તેને ચઢતું એક પ્રકારનું ઘેન પણ વિચિત્રજ હોય છે. આ ઉપરાંત મગજ ઉપર ગાંઠ અથવા ગુમડું વધીને, અગર મૂત્રપિંડદાહ રોગમાં અથવા પંડુરોગમાં પણ આંચકા આવી રીતે આવે છે. પણ તે રોગોનો આ રોગમાં સમાવેશ થઈ શકતો નથી. પરંતુ તેવા આંચકાઓને અપસ્મારસદૃશ આંચકા કહે છે. આ રોગની અંદર આંચકા આવવાવું કારણ એવું છે, કે શરીરની કોઈ પણ રચના અથવા ઇંદ્રિય ન બગડતાં તે શરૂ થાય છે. રચના વિકૃત ન થતાં ફકત શરીરના વ્યાપાર અથવા ક્રિયા જેમાં વિકૃત થાય છે એવા જે કોઇ બીજા રોગ છે—ઉદાહરણાર્થ ઉન્માદવાયુરોગ, તેમાંનો આ એક છે. આ રોગને ફકત રોગ એમ નહી કહેતાં 'વ્યાપાર-વિકૃતિ-રોગ' એવું નામ આપીએ તો કોઈ પણ જાતની હરકત નથી.

**કારણોઃ**—પુરુષો કરતાં સ્ત્રીઓની અંદર આ રોગ જરા વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. સોમાંના પોણોસો ટકા રોગીની અંદર, રોગનો આરંભ બાલપણ અથવા યુવાવસ્થાના આરંભમાં થાય છે. વયાતીત માણસોમાં પણ આ રોગ જોવામાં આવે છે. તેનું કારણ એવું છે, કે આ રોગ જડમૂળથી ઉખેડવો બહુ મુશ્કેલ છે. રોગી જીવે ત્યાંસુધી આ રોગથી પીડાય છે અને છેવટે બીજા કોઇ રોગથી ત્રાસ પામી રોગી મૃત્યુ પામે છે. રોગ થવાના અનુકૂલ કારણોમાં વંશપરંપરા આ એક મોટું અને મહત્ત્વનું કારણ છે. રોગીમાંના અર્ધા રોગીઓને પોતાના માબાપ તરફથી રોગ મળેલો હોય છે. આ રોગ ન હોય, તો, ગાંડપણ, ઔદાસીન્ય, ઉન્માદરોગ અથવા મદ્યપવાત એમાંનો કોઈ પણ એક રોગ હોય છે. આ રોગ સ્વાર્જીત હોય તો તે સુરાસેવન, અતિમૈથુન, મુષ્ટિમૈથુન, વિગેરેમાંના કોઈપણ એક કારણથી થએલો હોય છે. આ રોગ થવાને પહેલાં બે કારણ સંભવતાં નથી, પણ છેવટના કારણથી અપસ્મારસદૃશોન્માદરોગ ઘણું કરીને થાય છે. નીચે લખેલાં કારણોમાંનું એકાદ કારણ આંચકા આવવાને બસ છે, અને તે વખતથી આ રોગ રોગીને મૃત્યુ સુધી હેરાન કરે છેઃ—અતિશય ભીતિ, માનસિક ચિંતા અથવા ચંચલતા, માથાને ઈજા થવી, મોટા તાવ આવી જવા, નાસાપુટપાર્શ્વગ્રંથિ, આંખોની દૃષ્ટિ ખરાબ થવી, દાંત સડવા, પેટમાં કૃમિ થવા, વિગેરે. પહેલો આંચકો, ઘણાખરાને રાત્રે એક બે

કલાક ઉંઘ લીધા પછી આવે છે. આના બે પ્રકાર છે, તેઃ—

મ હા પ સ્મા રઃ—આ રોગની અંદર આંચકા અને બેશુદ્ધિ બન્ને હોય છે. અને ( ૧ )સૂચનાવસ્થા, ( ૨ ) બેશુદ્ધિ અને શરીર ખેંચાઇને અકડાવું, ( ૩ ) આંચકા આવવા ( ૪ ) અને ભાનમાં આવવું એવું આ રોગનું ટુંકામાં વર્ણન કરી શકાય.

(૧) સૂ ચ ના વ સ્થાઃ—સૂચનાવસ્થાના અનેક પ્રકાર છે. જેમ, હાથ, પગ, મોઢું, જીભ વિગેરે ઠેકાણે ખાલી ચઢવી; ઓછું દેખાવું, દૃષ્ટિભ્રમ, રંગ દેખાવા, પદાર્થ અતિશય મોટો દેખાવો, ઉલટી, ચક્કર, ગુંગળાવવું, પેટમાં દુખવું, વિગેરેમાંનું કંઈપણ થવું; એકદમ શરીરનો દાહ થવો અથવા ટાઢ વાવી, પરસેવો ઉત્પન્ન થવો, છાતીમાં ધડધડવું, ન કળી શકાય એવી બીક લાગવી, સ્વપ્નમાં હોય એમ ભાસ થવો, જે થાય છે તે બધું સ્વપ્નમાં થઈ ગયાનો ભાસ થવો, વિગેરે. આ સિવાય જુદી જુદી ઇંદ્રિયોને લગતાં સૂચનાલક્ષણો થાય છે.

( ૨ ) બે શુ દ્ધિઃ—રોગી,ઉભો હોય કે બેઠેલો હોય અથવા ગમે તે સ્થિતિમાં હોય, તો પણ ત્યાંથી તે એકદમ ચીસ પાડીને અથવા એમને એમ જમીનપર બેશુદ્ધ થઈ પડે છે. વારંવાર હાથપગ લાંબાટુંકા કરે છે. મોઢું વારંવાર ઉઘાડે છે અથવા બંધ કરે છે, આંખની કીકીઓ ગમે તેમ ફેરવે છે, અને જીભ બહાર કાઢે છે, જીભ બહાર હોવાને લીધે, ચવાવાનો ઘણો જ સંભવ હોય છે. જીભ ચવાઈ જવાથી લોહીવાળું ફીણુ મોઢાં બહાર આવે છે, તેનો ચેહેરો કાળો થઈ જાય છે. મોઢું અને હોઠ સુઝેલા હોય એમ દેખાય છે. ઝાડો, પિસાબ અને પુરુષોને ધાતુસ્ખલન વિગેરે અજાણતાં થાય છે. આંચકા સાથે હાત પણ ખભાથી જુદો થઇ જાય છે. આંખની કીકીમાં આંગળી ઘાલીએ તો પણ પાંપણ મીંચાતી નથી; તથા કનીનિકા મોટી થાય છે.

( ૩ ) આં ચ કાઃ—આ સ્થિતિમાં રોગી થોડો વખત એટલે પાંચ છ મિનિટ સુધી જ હોય છે. ત્યાર પછી આંચકા કમી થવા લાગે છે. શ્વાસ લાગવો અને મોઢામાંથી ફીણુ વિગેરે નિકળવું બંધ થાય છે. અને પછી તેને થોડું ઘેન ચઢીને પછીથી સારી પેઠે ઉંઘ આવે છે, અને થોડા વખત પછી ઓચિંતો સાવધ થાય છે. પણ કેટલીક વખત રોગી આ વખતે બડબડવા લાગે છે ને ગાંડાની માફક ચાળા કરે છે.

આંચકા આવે ત્યારે રોગી, પોતાનાં શરીરને ગમે તેવી ઈજા અજાણતાં કરે છે અને તેથી વૈદ્યે ઝટકા ન જોયા હોય તો પણ રોગનું નિદાન કરવાને તે એક સાધન થઈ પડે છે.

લ ઘુ અ પ સ્મા રઃ—આ રોગની અંદર રોગી એકદમ બેશુદ્ધ થાય છે. બોલતાં બોલતાં રોગીની નજર સ્થિર થઈ, કનીનિકા વિસ્તાર પામે છે, અને રોગી ગમે તેમ બકવા કરે છે. રોગીને પોતાના બોલવા વિષેની બિલકુલ ખબર હોતી નથી, તથા આજુબાજુ શું બને છે, તેની પણ તેને ખબર પડતી નથી. રોગી જો જમતો હોય, તો તે સ્થિતિમાં બેશુદ્ધ થાય છે અને જરા વખત પછી ફરી ભાનમાં આવી રોજના અનુભવથી વચ્ચેની વિસ્મૃતિ તેની ધ્યાનમાં આવે છે, અને મને જરા ફેર ચઢે છે, મારૂં માથું દુખે છે, તેથી હું જરા ઉંઘ લઉં છું, એમ કહી એ બીજે ઠેકાણે જાય છે, અથવા પહેલાનુંજ કામ કર્યા કરે છે. ચક્કર આવવાં, અથવા એકાદ આંચકા સાથે હાથ પગ હલાવવા અને બેશુદ્ધિ આવવી, એ જરા ત્રાસદાયક છે. આમાંનાં કેટલાક લક્ષણો મહાપસ્મારનાં સૂચનાચિન્હો જેવાં જ છે.

અ ન્વા પ સ્મા ર સ્થિ તિઃ—આગળ આપેલા વર્ણન પ્રમાણે ઝટકો આવી જાય, તે પછી આવી સ્થિતિ થાય છે અને તેનાથી માનસિક સ્થિતિમાં વિલક્ષણ ફેર પડે છે. કેટલાક દિવસ સુધી તો રોગીને ઘેન ચઢયા જેવું અથવા ગાંડપણ આવ્યા જેવું થાય છે. કોઈ વખત તે એવાં કૃત્યો કરે છે, કે જે પાછળથી તેને સાંભરતાં પણ નથી. અહીં તહીં દોડાદોડ કરી જે કોઈ મળે તેની સાથે મારામારી કરે છે. સ્ત્રી પોતાના છોકરાને પણ મારી નાંખે છે. રોગી ચોરી કરે છે. એક ન્યાયાધીશે આવી સ્થિતિમાં કોરટની અંદર ખુણામાં મૂત્રવિસર્જન કર્યું. આવી સ્થિતિનું જ્ઞાન, વૈદ્ય, ડાકટર અને વકીલોને જરૂર હોવું જોઈએ. રોગીની આ સ્થિતિનું લોકોને જ્ઞાન ન હોવાથી, અમુકે, જાણી જોઇને મારામારી અથવા ખૂન કર્યું, એવો આરોપ તેની ઉપર સાબીત થવાનો ઘણો સંભવ છે. કોઈ કોઈ વખતે આ રોગની સાથે ભ્રમ, ગાંડપણ તથા અતિરાગ પણ થાય છે. કેટલીક વખતે છોકરા, છોકરીઓ, તથા સ્ત્રીઓને પહેલાં આ પ્રકારનો અપસ્માર થઈ પછી તેનું રૂપાંતર ઉન્માદવાયુમાં થાય છે. કોઈ કોઈ વખત આ બન્ને રોગ એક સાથે પણ થાય છે; એટલે પહેલાં લઘુઅપસ્માર થઈ પછી મોટપણુમાં મહાપસ્માર થાય છે. કોઈ વખતે રોગીને ફક્ત સૂચનાવસ્થા જ થાય છે; પણ એવું જવલ્લેજ થાય છે.

રો ગ ના ભે દ ક્ર મઃ—દરેક રોગીની અંદર રોગનું સ્વરૂપ જુદું જુદું હોય છે. બે ઝટકા રોગના આવતાં લગભગ એક મહીનાથી વધારે સમય લાગે

છે. પણ રોગનું જોર જેમ જેમ વધતું જાય છે, તેમ તેમ ઉપર જણાવેલું અંતર ઓછું થતું જાય છે. કોઈ વખત રોજ એકએ, અથવા ત્રણ ત્રણ ઝટકા આવે છે, અને આવી રીતે થાય છે, ત્યારપછી ઘણા દિવસ સુધી ઝટકા આવતા નથી. મોટો અને જરા કડક ઝટકો એક વખત આવી જાય, તો ઘણા દિવસ સુધી તેવો ઝટકો ફરીથી આવતો નથી. તેમ નાના ઝટકા પણ આવતા નથી. વારંવાર આંચકા અથવા ઝટકા આવવાનાં મુખ્ય કારણો, મદ્યસેવન અતિ-મૈથુન, મુષ્ટિમૈથુન, અલ્પાહાર અને માનસિક અથવા શારીરિક શ્રમ એ જ કહી શકાય. કેટલાંક બૈરાંઓને દરમહિને અડચણને વખતે આંચકા આવ્યા કરે છે.

ઉગ્રાપસ્મારઃ—કેટલાક રોગીઓને વારંવાર આંચકા આવીને પછીથી બંધ પડી જાય છે અને છેવટે તાવનું પ્રમાણ વધી તેમાં જ તે મૃત્યુને વશ થાય છે. બીજો ઝટકો આવે તે પહેલાંના સમયમાં ઝટકા ન આવતા હોય, તો રોગીની તબીયત સારી હોય છે, તથા રોગી સારો અને શકિતવાળો હોય છે. પણ ઝટકા વારંવાર આવતા હોય અથવા રોગ જૂનો હોય, તો રોગી ચીડીઓ તથા ઉદાસ બને છે અને તેથી બુદ્ધિ તથા સ્મરણશકિત કમી થઈ તે માનસિક દુર્બલતાને પામે છે. નાનાં છોકરાં તો પૂરાં દિવાનાં થાય છે. ઉગ્રાપસ્માર સિવાય આ રોગથી રોગી મૃત્યુ પામતો નથી, પણ તેનું મૃત્યુ આપઘાતથી થાય છે. ઉપરથી નીચે પડીને, અથવા પાણીમાં પડીને તે ડૂબી મરે છે, અથવા પથારીમાં આંચકા આવીને ઓઢેલી ચાદરમાં ગુંગળાઈને તે મૃત્યુ પામે છે; અથવા અગ્નિથી દાઝીને, અથવા તેમાં પડીને અથવા ગાડી, ઘોડા ઉપરથી પડીને રામશરણ થાય છે. આંચકા આવવાનું મુખ્ય કારણ મગજના બહારના ભાગમાં જ હોવું જોઈએ; કારણ ત્યાં ગાંઠ અથવા ગુમડું થયું હોય, તો આવનારા ઝટકા ઉપર જણાવ્યા પ્રમાણે જ હોય છે. સિવાય તે ઠેકાણે જ હાથપગ, મોઢું વિગેરે અવયવો હલાવવા માટે હુકમ છોડનાર મજ્જાતંતુ હોવાને લીધે એ જ વિશેષ સંભવનીય દેખાય છે તથા આંચકા સાથે બેભાન થવું એ લક્ષણ પણ ઉપર લખેલા અનુમાનને ટેકો આપે છે.

રોગનિદાનઃ—આંચકાના પ્રકાર ઉપરથી રોગની પરીક્ષા થઈ શકે છે. આંચકા કેવા પ્રકારના આવે છે, તે ન જોયું હોય, તો ઉન્માદરોગની બેશુદ્ધિ તથા ઝટકા આવે છે, કે કેમ એ વિષે મનમાં શંકા ઉત્પન્ન થાય છે. લઘુ અપસ્મારનો, હૃદયની દુર્બલતાને લીધે ઉત્પન્ન થયેલી મૂર્છાની સાથે ગોટાળો થવાનો ઘણો સંભવ છે.

(૧) ઉન્માદ રોગની અંદર આવતા ઝટકાને લીધે રોગી માથું પછાડે છે, અથવા તેના જેવી બીજી કોઈ નિશ્ચિત ક્રિયા કરે છે, અને માથું દાબી રાખીએ, તો પણ તોફાન મચાવે છે. જીભ ચવાતી નથી, તથા ચહેરો કાળો થતો નથી. આંચકા ઘણા વખત સુધી ટકે છે. કાન, નાક, અથવા આંખો, એ ઠેકાણે જો ઉન્માદવાયુના રોગીને ત્રાસ થયો હોય તો તેની તેને ખબર પડે છે. પણ અપસ્મારમાં રોગી બેશુદ્ધ હોવાથી તેને કશાની પણ ખબર પડતી નથી.

(૨) મગજ ઉપર ગાંઠ કે ગુમડું હોય તો ઝટકા એક જ બાજુ ઉપર આવે છે.

(૩) કેટલાક લોકો પૈસા મેળવવા માટે રોગી હોવાનો ઢોંગ મચાવે છે. પડતી વખતે સાવચેતીથી પડે છે, કે જેથી તેમને ઈજા થતી નથી. પડવાના શ્રમને લીધે તેમનો ચહેરો લાલ થાય છે, પણ કાળો થતો નથી. શ્રમને લીધે તેમને પરસેવો પણ આવે છે. રોગીની કનીનિકા વિસ્તૃત થાય છે; પણ આવા લોકોની થતી નથી. પરંતુ વધારે તેજમાં નાની તથા અંધારામાં મોટી થાય છે. આંખોને સ્પર્શ કરવાથી આંખ મીંચાય છે. પાંપણ ઉઘાડવાનો પ્રયત્ન કરવામાં આવે, તો તે અધિક મીંચાતી જાય છે. છીંકણી સુંઘાડવાથી તેને છીંકો પણ આવે છે. આ બધાં ઢોંગી લોકોનાં લક્ષણો જાણવાં.

(૪) મગજના રોગને લીધે જો આંચકા આવતા હોય, તો માથામાં દુખાવો, ઉલટી, અંધત્વ તથા અર્ધાંગવાયુ વિગેરે થાય છે.

(૫) ઝટકા જો મૂત્રપિંડદાહજન્ય હોય, તો પેશાબમાં આલ્બ્યુમિન, નાડી કઠણ, સોજો તથા હૃદય વધેલું, એવાં ચિન્હો દેખાય છે.

(૬) સડેલ દાંત, પેટમાં કૃમિ, દાંતનું ઉગવું, બદ્ધકોષ્ટ, જનનેંદ્રિયની ચામડી છેડેથી અતિશય કઠણ થવી, તથા નાનાં છોકરાંને ટાંચણીનું ખુંચવું, વિગેરે કારણોને લીધે આંચકા આવે છે. તે બધાં કારણોની પૂછપરછ તથા તપાસ કરવાની જરૂર છે. ઉંઘમાં પણ આંચકા આવે છે, તો જે મોટી ઉમરનાં છોકરાં કે છોકરીઓ પથારીમાં પેશાબ કરે છે. તેમને અપસ્માર છે કે કેમ તે વિષે તપાસ કરવી.

સાધ્યાસાધ્યવિચારઃ—છોકરાના મોટપણમાં રોગ મટશે એ આશા વ્યર્થ છે. મોટાપણમાં જો રોગ થાય, તો રોગ સુસાધ્ય એટલે ઉપાયથી મટે

એવો હોય છે, તથા જે આંચકા ફક્ત દિવસે અથવા રાત્રે જ આવતા હોય, તે પણ ઔષધોપચારથી સુસાધ્ય છે. મિશ્ર પ્રકારના આંચકા મટવા દુઃસાધ્ય છે. જો લઘુ અથવા મહા અપસ્મારમાંનો કોઈ અપસ્માર હોય, તો મટી શકે; પણ મિશ્ર પ્રકારનો હોય, તો મટવો મુશ્કેલ છે. ગાંડપણથી માનસિક સ્થિતિ જો બગડી હોય, તો ઉપાય કરવાથી પણ રોગી સારો થતો નથી. સૂચનાવસ્થા થએલાં રોગી સારાં થઇ શકે છે. સેંકડે ૧૦ થી ૧૨ ટકા રોગી ઔષધોપચારથી સારા થએલા છે તથા ૪૭ ટકા રોગીઓને ઘણો ફાયદો થઇને તેમનો રોગ પણ ઘણા કાબુમાં રહે છે.

ઔ ષ ધો પ ચા રઃ—પ્રથમ આંચકા આવતા ઓછા કરવા અને પછીથી તે તદ્દન બંધ કરવા માટે દવાનો ઉપયોગ કરવામાં આવે છે. રોગીને એક ઝટકો આવી ગયા પછી અને બીજા ઝટકાની દરમ્યાન, હલકો તથા પૈષ્ટિક ખોરાક આપી તેને ખુલ્લી હવા તથા ઉજાસવાળી જગ્યાએ રાખવો. તેનાં દાંત તથા આંખો તપાસી તેમાં કાંઈ ખામી જણાય, તો તે ઉપર ઉપાય કરવા. માંસાહાર વર્જ્ય કરવો, તેને ખુબ જમાડવો નહિ, તથા જમ્યા પછી તરતજ સુવા દેવો નહિ. ચા, કોફી તથા બીજાં ઉત્તેજક પીણાં તેને આપવાં નહિ. પેટ સાફ રાખવું, એટલે મલાવરોધ થવા ન દેવો. શ્વાસ લાગે નહિ એવો નિયમિત વ્યાયામ કરાવવો, અને જેની અંદર ભય અથવા શરીરને નુકસાન ન થાય એવો ધંધો કરવા દેવાને હરકત નથી. કોઇ કોઈ ઠેકાણે આવા રોગોને માટે રહેવાનાં ઠેકાણાં નક્કી કરેલાં છે. આવે ઠેકાણે કામ-ધંધો કરતા રોગીને આંચકા આવે, તો તેની સારવાર કરવાની વ્યવસ્થા પણ ત્યાં જ કરેલી હોય છે. રોગીના ખાવાપીવા સંબંધી, વ્યાયામ સંબંધી તથા તેના મનોરંજનને માટે તેને યોગ્ય એવી સગવડો કરેલી હોવાથી આવાં વસતિસ્થાનથી ઘણો ફાયદો થાય છે. આ રોગવાળાં છોકરાંને તેમને લાયક શિક્ષણ આપવું જોઇએ; પરંતુ પરીક્ષા તથા અભ્યાસ કરવાની બાબત પર જોરજુલમ કરવો જોઇએ નહિ.

દ વાઃ—સોડીઅમ, પોટૅશીઅમ, સ્ટ્રૅન્શીઅમ, ઍમોનીઅમ વિગેરેના બ્રોમાઇડ ક્ષાર આ રોગની ઉપર અમલ હોવાથી ઘણાખરા દરદીઓની ઉપર તેનો ઉપયોગ ચાલે છે. પોટૅશિઅમ બ્રોમાઇડ ૨૦-૩૯ ગ્રેન પાણીમાં ઓગળાવી રોજ ત્રણ વખત અપાય છે. જુવાન રોગીઓને અને રોગ આંકરો ન હોય, તો ૨૦ ગ્રેન જેટલું પોટૅશિઅમ અપાય છે. પણ જો રોગ કડક હોય, તો ૩૦ ગ્રેન અથવા વધારે પણ દેવાય છે. પોટૅશિયમ, સોડિયમ, તથા અમોનિયમનું મિશ્ર બ્રોમાઇડ ૩૦ ગ્રેન આપવાથી વધારે ફાયદો થાય છે, એમ કહે છે. દવા કેટલાક મહીના અથવા વર્ષો સુધી આપવી પડે છે. તેથી આંચકાનું જોર તથા અંતર ઓછું થતું જાય છે, એટલે જો આંચકા દર અઠવાડીએ આવતા હોય, તો તે મહીને કે સવા મહીને આવે છે. દવા બંધ કરવાથી આંચકાનું જોર વધે છે, તેથી દવા, આંચકા આવતા બંધ થાય, તો પણ છોડવી નહિ. એક વરસ સુધી દવા લેતાં આંચકા ન આવે, તો પણ એક અથવા બે વરસ સુધી દવા ચાલુ રાખવી.

બ્રોમાઇડ વધારે પ્રમાણમાં આપવાથી રોગીને સુસ્તી ચઢે છે, તથા તેના હાથપગ ઢીલા પડી ઠંડા લાગે છે. જો આમ થાય, તો દવાનું પ્રમાણ ૩૦ ગ્રેન કરવું. ૩૦ ગ્રેનથી વધારે દવા આપવાથી ઉપર પ્રમાણે પરિણામ આવે છે, અને તેને બ્રોમાઇડનો નીશો કહે છે. નીશો વધારે ચઢે, તો થોડા દિવસ દવા બંધ રાખવી. બ્રોમાઇડથી ત્રાસ ન થાય, તેટલા માટે તેની સાથે સોડીયમ ગ્લિસરોફૉસ્ફેટ ૨૦-૩૦ ગ્રેન મિશ્ર કરવું. અથવા તેની સાથે ઝેરકાચોલાનો અર્ક (૨૦-૩૦ ટીપાં) નાખવો. ઉપર જણાવેલા મિશ્રણમાં ઘણું પાણી નાખવું, અને તેનાથી શરીર ઉપર ઝીણી ઝીણી ફોલ્લીઓ ન આવે, તેટલા માટે તેની અંદર લાયકર આર્સેનિક (સોમલ) નામનાં ઝેરી દવાના બે કે ત્રણ ટીપાં નાખવા. ખોરાકમાંનું મીઠું તદ્દન ઓછું કરવાથી બ્રોમાઇડ દવાનો ગુણ સારો આવે છે, એમ કહ્યું છે. બ્રોમાઇડની સાથે કેટલીક બીજી દવાઓ મિશ્ર કરીને અપાય છે, તે નીચે પ્રમાણે છેઃ—

બેલાડોના, ઝિંક સલ્ફેટ અથવા ઑકસાઇડ, લોહબોરૅકસ, કૅલશીયમ લૅકટેટ, ઍન્ટીપાયરીન, ડિજીટાલીસ, ભાંગ વિગેરે.

આં ચ કા આ વે ત્યા રે શું ક ર વું?ઃ—સૂચનાવસ્થામાં હાથને ખાલી ચઢે, તો હાથ જોરથી ચોળવાથી અથવા બાંધવાથી આંચકા આવતા બંધ થાય છે, આવી રીતે આવતા ઝટકા બંધ કરી શકાય એવી ખાત્રી થતાં દોરીનો ફાંસો કરીને હાથને બાંધી દોરીનો એક છેડો હાથના પોંચા સાથે બાંધવો, એટલે જ્યારે જરૂર જણાય, ત્યારે દોરી તંગ કરીને આવતો ઝટકો બંધ કરી શકાય. કેટલાક દરદી જેવી રીતની સૂચનાવસ્થા હોય તેવી રીતની ક્રિયા કરીને પોતાને આવતા ઝટકા બંધ કરી શકે છે. દાખલા તરીકે કોઈ જરાક વખત શાંત પડી રહેવાથી, અથવા મરડાંની સૂચનાં થતાં જંગલ જવાથી આવતા ઝટકા બંધ કરી શકે છે. આ ક્રિયા કરવામાં જે ધ્યાન આપવું પડે છે તથા સ્નાયુની ક્રિયા કરવી પડે છે, તેનાથી આવતા ઝટકા બંધ થાય છે, અને તેથી

માનસિક શકિતના પ્રયત્નથી પણુ તે બંધ થતા હોવા જોઈએ, અને તેથી રોગીએ પોતાના રોગ તરફ ન જોતાં આજુ બાજુ લક્ષ આપવું એમ કેટલાકનું માનવું છે. નાઈટ્રાઈટ ઑફ આમીલ એ દવા સુંઘવાથી પણુ કેટલાકના ઝટકા બંધ થાય છે.

ઝ ટ કો આ વી ગ યા પ છી શું ક ર વું:-દરદી જ્યાં પડયો હોય ત્યાંજ(દેવતા અથવા પાણી ન હોય તો)તેને પડવા દેવો. તેનું માથું અફળાય અને તેથી તેને ઇજા થાય એમ ન કરવું. કપડાં તથા પહેરેલું ધોતિયું ઢીલું કરવું. એક બુચ અથવા લાકડાનો કકડો દાંતના જડબા વચ્ચે રાખવો કે જેથી તેની જીભ ચવાય નહિ. આવી જાતના દરદીએ ઉંઘતી વખતે તેની બનાવટી દાંતની બત્રીસી કાઢીને સૂવું, નહિ તો ઝટકો આવે ત્યારે તે નીકળીને ગળાંમાં અટકી બેસે. મહાપસ્મારમાં બ્રોમાઇડ ક્ષારનું પ્રમાણુ બમણું કરવું, તથા તેની અંદર કલોરલ ૧૫ ગ્રેન મિશ્ર કરીને ચાર ચાર કલાકે આપવું. આમીલ નાઈટ્રેટ સુંઘાડવો, અથવા કલોરોફોર્મ અથવા મૉર્ફીયાનું ઈંજેકશન આપવું.

**અપામિયાઃ**—એ પશ્ચિમ એશીઆમાંનાં ઘણાં શહેરોનું નામ છે.

(૧) ઓરોન્ટેસ નદીની ખીણમાં સિલ્યુકિડી રાજાનું ખજાનાનું શહેર હતું. તે શહેરનું આ નામ સેલ્યુકસ નિકેટર નામના રાજાની સ્ત્રી અપામા ઉપરથી પડયું છે. સાતમી સદીમાં ખુસ્રુએ આ શહેરનો નાશ કર્યો, તથા અરબી લોકોએ ફરીથી બાંધી તેને ફામિયા નામ આપ્યું. આ શહેર ખ્રિસ્તી ધર્મયુદ્ધ સુધી મહત્વનું ગણાતું હતું.

(૨) ફ્રિજીયામાંહેનું એક શહેર, અંટાયોકસ સોટરે સ્થાપ્યું. તેની માતાનું નામ અપામા હતું અને તે ઉપરથી આ શહેરનું અપામિયા નામ પડયું. આ શહેર ઉપર સિલ્યુકિડી રાજાની સત્તા હોઈ, ગ્રીકો-રોમન તથા ગ્રીકોહિબ્રુ સંસ્કૃતિનું તથા વેપારનું તે મથક થયું. અન્ટાયોકસના ગયા પછી આ શહેરને પરગામેનિયન રાજ્યમાં જોડી દેવામાં આવ્યું. તે પછી તેની ઉપર રોમ તથા મિથ્રીડાટીઝની સત્તા ચાલવા લાગી. ત્રીજા સૈકાથી આ શહેરની પડતી થવા લાગી. ૧૦૭૦ માં એ શહેર તુર્ક લોકોએ કબજામાં લીધું અને તેરમાં સૈકાથી મુસલમાનોની સત્તા ત્યાં ચાલવા લાગી. આ શહેર ઘણા દિવસ સુધી એશિઆ-માયનરનું મુખ્ય શહેર હતું. આ શહેરમાં ઘણાં ખંડેરો તથા ગ્રીકોરોમન શિલાલેખો જોવામાં આવે છે.

(૩) યુફ્રેટિસ નદીના પશ્ચિમ કિનારા ઉપરનું એક શહેર. અસુરિયન લેખમાં તેનું નામ તિલબાર-સિપ હોઈ હાલમાં તેનું બિરેજીક એવું નામ છે.

(૪) બિથિનિયામાંહેનું જૂનું મિરલિયા નામનું શહેર. પહેલા પ્રુસિયસે આ શહેરને વસાવીને આ નામ આપેલું છે.

(૫) સ્ટિફાનસ તથા પ્લિનીએ જે શહેરનો ઉલ્લેખ કર્યો છે તે આ શહેર.

(૬) રાઘી પાસેનું પાર્થિયામાં આવેલું એક ગ્રીક શહેર.

**અપીનસ** (અંગ્રે. ઓઝીના):-વ્યા ખ્યાઃ—નાકમાંથી, અથવા નાકની ઉપર આવેલા ખાડામાંથી બહુજ ગંદો સ્રાવ ઘણા દિવસ સુધી થયા કરે છે તેને અપીનસ કહે છે. નાકમાંથી જે ગંદો સ્રાવ થાય છે તેને સ્વતંત્ર રોગ કહેવા કરતાં તે નાકના વિકારનું-નાકની અંદરની શ્લેષ્મલત્વચાને પડેલા ઘાનું-એક લક્ષણુ છે એમ કહેવું જોઈએ. તો પણ વ્યવહારમાં તેને એક સ્વતંત્ર રોગજ ગણવામાં આવે છે અને તેને પીનસ કહે છે. ખરી રીતે પીનસ એટલે સળેખમ. પરંતુ આપણા વૈદ્યશાસ્ત્રમાંનું અપીનસ નામ જ આ રોગને બંધ બેસતું છે તેથી તે જ નામ અહિં રાખ્યું છે.

કા ર ણો:—અપીનસ થવાનાં ઘણાં કારણો છે. તેમાંના મુખ્ય કારણો નીચે પ્રમાણે છેઃ-ઉપદંશ, ગંડમાળ, દુષ્ટક્ષત, નાકમાંનું હાડકું સડવું, તથા નાકમાં કોઇ પદાર્થ અટકી રહેવાથી ઉપર જણાવેલો રોગ થાય છે. ઉપર જણાવેલાં કારણો શિવાય પણુ કોઈ વખતે આ રોગ પોતાની મેળે જ થાય છે. ત્યારે તો તેનું કારણ પ્રકૃતિવૈચિત્ર્ય જ કહી શકાય. પારો હદ ઉપરાંત પેટમાં જવાથી પણુ આ રોગ થાય છે એમ કેટલાક લોકોનું કહેવું છે.

લ ક્ષ ણો:—આ રોગની અંદર નાકના ઉપલા ભાગમાં જ ઘણું કરીને ક્ષત થાય છે. ગંડમાળા થનારા માણસને આ ક્ષત ઘણું કરીને તેના એક જ નસકોરામાં પડે છે, અને તેમાંથી દુર્ગંધિયુક્ત સ્રાવ થયા કરે છે. પરંતુ ઉપદંશ થએલા માણસને બન્ને નસકોરાંમાં ક્ષત પડે છે, એવું જોવામાં આવ્યું છે, તથા આવા રોગીની શરીરપ્રકૃતિ પણુ ઘણી બગડેલી જણાય છે. ઉપર જણાવેલા બન્ને પ્રકાર એક જ વખતે નાનાં છોકરાઓમાં જોવામાં આવે છે તેથી તેઓમાં કયાં કારણથી આ રોગનો ઉદ્ભવ થયો એ જાણવું મુશ્કેલ છે.

દરેકની પ્રકૃતિ પ્રમાણે તથા રોગના ક્રમ પ્રમાણે સ્રાવની સ્થિતિ હોય છે. રોગ ઉત્પન્ન થવાનું કારણુ ગમે તે હોઇ શકે. શરદી, ઘણી જ મેહનત, સ્ત્રીઓને અડચણુ (રજસ્વલા થવું) આવવી, વિગેરે કારણોને લીધે સ્રાવની સ્થિતિમાં ફેરફાર થાય છે.

નાકમાંથી થનારો સ્રાવ થોડો અથવા વધારે, ઘાડો અથવા પાતળો, પરૂ જેવો અથવા લીંટ જેવો, રંગવિનાનો અથવા લીલાશ પડતો પીળા રંગનો હોય છે. અને કોઈ કોઈ વખત તેની સાથે લોહી પણ મિશ્ર થએલું હોય છે. ઘણી વખત નાકની અંદર તે ઘાડો થઈ તેની ગોળીઓ બને છે અથવા શ્લેષ્મલત્વચાથી ઉત્પન્ન થતા પદાર્થ તેમાં મળી નાની ગોળીઓ અથવા ગાંગડા બને છે. આ ગાંગડા રોજ બહાર આવે છે, અથવા નાકના પાછલા છિદ્રની પાસે એકઠા થઈ બે ત્રણ દિવસ પછી એકદમ બહાર આવે છે, અને તે વખતે બહુ જ કંટાળો આવે એવી દુર્ગંધિ ઉત્પન્ન કરે છે. આ ગાંગડા બહાર નીકળે કે તરતજ તેની જગ્યાએ નવા ગાંગડા બાઝવા લાગે છે.

સંકરઃ—આ વિકારની અંદર નાકની અંદરના હાડકાં સડે છે. ઉપદંશ જેને થએલો હોય એવા રોગીના નાકનો પડદો ગળી જાય છે અને તેનું નાક બેસી જઈ તેને કુરૂપતા પ્રાપ્ત થાય છે.

પરીક્ષાઃ—ખરાબ દાંતને લીધે, મોઢામાંના અથવા ગળામાંના ક્ષતને લીધે, નાકની અંદર કાંઈ અટકી રહી લીંટની રુકાવટ થવાથી અથવા રોગીની તબીયતમાં જ કાંઈ બગાડ થવાથી શ્વાસ દુર્ગંધિયુકત આવે છે. અપીનસ રોગમાં પણ શ્વાસને બદબો આવે છે. તેથી શા માટે શ્વાસમાં દુર્ગંધિ આવે છે, તેની તપાસ કરીને અપીનસ રોગની પરીક્ષા કરવી. નાક તથા મોઢાની બારીકાઈથી તપાસ કરી એક વખત નાક બંધ કરી તથા બીજી વખત મોઢું બંધ કરી શ્વાસમાં દુર્ગંધિ કયારે આવે છે તે જોવું, એટલે આ રોગની પરીક્ષા કરતાં બહુ અડચણ નહિ પડે.

ચિકિત્સાઃ—આ રોગમાં દવા પેટમાં આપવી તથા બહાર (શરીર ઉપર) ઉપચાર કરવા. એવી રીતે બેવડા ઉપચાર કરવા પડે છે. બાહ્યોપચાર કરતી વખતે મુખ્ય વાત ધ્યાનમાં એ રાખવી, કે રોગીનું નાક અત્યંત સ્વચ્છ રાખવું. આ ઉપચાર કરતાં કાળજી રાખવામાં આવે, તથા રોગ બહુ દિવસ લંબાય, તો પણ કંટાળો ઉત્પન્નથઈ ઉપચાર બંધ કરવામાં ન આવે, તો અપીનસનો ગમે તેવો ગંભીર રોગી પણ સારો થાય છે. નાક સ્વચ્છ રાખવું એટલે નાકમાં પડેલા ક્ષતમાંથી વહેતા દુર્ગંધયુકત પદાર્થને વારંવાર દૂર કરવો તથા તેના ઘટ થવાથી થતી ગોળીઓ અથવા થતા પોપડા નાકમાં સખત ચોંટી ન રહે, તે વિષે કાળજી રાખવી. આવી રીતે સહેલાઈથી નાક સ્વચ્છ રાખી શકાય છે. નાક સ્વચ્છ કરતી વખતે યોગ્ય સાધનથી અને કાળજીથી નાક સ્વચ્છ કરવું તથા તેની અંદર એકઠા થએલા બધા પોપડાને અથવા ગોળીને દૂર કરવી; તથા તેની જગ્યાએ ફરીથી ગોળી અથવા પોપડા ઉત્પન્ન ન થાય, એવી સાવચેતી રાખી નાક ધોવું. આ સ્રાવને નાકની અંદર એકઠા થવાને અવધિ મળે તો તે એકઠો થઈને બગડે છે અને પછી તે બંધ થતાં બહુ ત્રાસ પડે છે. તેથી નાક સ્વચ્છ રાખવાની જરૂર છે. નાક ધોવું તે પાણી નાકમાં ખેંચીને અથવા પિચકારી મારીને ન ધોતાં નાક ધોવાના યંત્ર (નેઝલ ડૂશ) વડે ધોવું. આ યંત્ર એટલે એક બે ફુટ લાંબી રબરની નળી હોઈ તેની એક બાજુની ટોટી નસકોરામાં બેસવા જેવી હોઇ બીજી બાજુએ ધાતુની ટોટી પાણી ખેંચવા માટે બેસાડેલી હોય છે. આ યંત્રની નળી ટચલી આંગળી જેટલી જાડી હોઇ મૃદુ રબરની બનેલી હોય છે. આ નળી, જે વાસણમાં અર્ધો શેર પાણી રહી શકે એવા વાસણમાં મૂકવી અને પછી તે વાસણમાં ચોકખું, ઉનું પાણી અથવા ક્ષારયુક્ત દવા (મીઠું, સોડા, અથવા બોરિક ઍસિડ)વાળું પાણી રેડવું, ત્યારબાદ નસકોરામાં મૂકવાની ટોટી નસકોરામાં મૂકી, પાણીવાળાં વાસણની સપાટી નાકથી ઉંચી ચઢાવી, વાસણનું પાણી નળીમાં જતું કરવું. પ્રવાહ ચાલુ થાય, એટલે વાતાવરણના દબાણથી તે ચાલુ જ રહેશે. નાક તદ્દન ઉઘાડું રાખવું, એટલે તાળવું (સૉફ્ટ પૅલેટ) ઉપર જવાથી નાકનાં છિદ્રોનાં મોઢા અથવા ગળાં સાથેનો સંબંધ બંધ રહેવાથી પાણી મોઢા મારફત નીકળતું નથી. આવી રીતે અંદર જતું પાણી એક નસકોરાથી અંદર જઈ બીજા નસકોરાંથી બહાર નીકળી જાય છે. આ પ્રયોગથી નાકને કાંઈ પણ પીડા ન થતાં બન્ને નસકોરાંની ઉપરનું પોલાણ સારી રીતે ધોવાઈ જાય છે તથા તેની અંદર જામેલા પોપડા સાફ થઈ જાય છે. આવી રીતે ધોવાથી જો અંદર બાઝેલા પોપડા પાણીથી ભીંજાઇને પણ બહાર નીકળી ન જાય, તો એક સળીને રૂ વીંટીને તેનો કાકડો તૈયાર કરી તે કાકડાવડે ધીરે ધીરે સાવચેતીથી અંદરનો ભાગ સાફ કરી નાખવો. બેદરકારીને લીધે ઘણા દિવસ સુધી નાક ન ધોવાથી અંદર પોપડા બાઝીને બહુ જ કઠણ થઇ બેસે છે. તે કાઢતાં પહેલાં ગરમ પાણીથી નાક સારી રીતે શેકવું, અથવા નાકમાં પાણીની વરાળ છોડવી, એટલે પોપડા છુટા થઇ જાય છે, અને પાણીના પ્રવાહ સાથે બહાર નીકળી જાય છે. સાદી પિચકારીથી નાક ધોઈ શકાય છે. ચુનાના પાણી (લાઇમ વૉટર) થી અથવા સામાન્ય ગરમ પાણી અને દુધના મિશ્રણથી જો નાક ધોવામાં આવે, તો પણ કંઇ હરકત નથી. આ પ્રમાણે દિવસમાં ત્રણ ચાર વખત નાક ધોવાથી, તેની અંદર પરૂ અથવા બીજી દુર્ગંધી ઘટ થતી નથી અને તેથી તે

સાફ કરવાને પણ બહુ ત્રાસ થતો નથી, તેમ વખત પણ બહુ લાગતો નથી. નાક ધોતી વખતે નળીની ટોટી વારાફરતી બન્ને નસકોરામાં મુકવી, કે જેથી બન્ને નસકોરાંનાં પોલાણ સારી પેઠે ધોવાઇ જાય.

નાકમાંથી પોપડા દૂર થયા પછી ક્ષારયુકત દવાને બદલે દુર્ગંધિનાશક દવાનો ઉપયોગ કરવો. નીચે જણાવેલી દવા ૧૦ ઔંસ પાણીમાં નાખી તે મિશ્રણનો ઉપયોગ નાક ધોવાના કામમાં કરવોઃ—

પરમેંગનેટ ઑફ પોટૅશિયમ ૨ ગ્રેન; કલોરાઇડ ઑફ ઝિંક ગ્રેન ૨. સલ્ફેટ ઑફ ઝિંક, ગ્રેન ૩૦. કૅરબોલિક ઍસિડ ૧ ડ્રામ, નાઇટ્રેટ ઑફ સિલ્વર ( કાડીખાર ) ૪ ગ્રેન; ફટકડી ૪૦ ગ્રેન; સવાગીખાર ૪૦ ગ્રેન; કલોરેટ ઑફ પૉટૅશિયમ ૩૦ ગ્રેન; ટિંકચર ઑફ આયોડીન ૧૦ ટીપાં; રસકપૂર ૧–૨ ગ્રેન. ઉપર જણાવેલી દવામાંની કોઇ પણ દવાનો સતત ઘણા દિવસ સુધી ઉપયોગ કરવો. જ્યારે સ્રાવ ઘણો હોય, ત્યારે ફટકડી, ત્રિફળાનો કાઢો ( ઉકાળો ) અથવા બાવળની છાલનો ઉકાળો, વિગેરે સ્તંભક દવાનો ઉપયોગ કરવો, પણ સ્રાવને જ્યારે બહુ ખરાબ વાસ આવતી હોય, ત્યારે તો ખાસ કરીને દુર્ગંધિનાશક દવાનો ( કારબોલીક ઍસીડ, કાંડીઝ ફ્લુઇડ ) ઉપયોગ કરવો. નાક ધોવાઇ રહ્યા પછી, ગાયનું ઘી, ગ્લીસરીન, હેઝેલીન, બાલસમ ઑફ પેરૂ, વિગેરે દવા, કે જે લગાડવાથી બળતરા થતી નથી તે દવામાં અથવા તેલમાં રૂ બોળીને તેને નાકની અંદર સળીથી ઘાની જગ્યાએ બેસાડવું. ઉપરની દવાઓને બદલે કેટલાક લોકો તપકીર અથવા કેટલીક દુર્ગંધીનો નાશ કરનારી દવાઓનો ઉપયોગ સુંઘવા તરીકે કરે છે. બોરિક ઍસિડ, બિસમથ, સૅાલલ, કપૂર, માયાંનો ભુકો, કેલોમેલ, કંકોળ, આયડોફાર્મ વિગેરે દવા ચાક, ખાંડ અથવા લોટમાં યોગ્ય પ્રમાણમાં મેળવીને તેનો તપકીર સુંઘાય તેમ સુંઘવામાં કેટલાક ઉપયોગ કરે છે. સુંઘવા કરતા, ઉપર જણાવ્યા પ્રમાણે પ્રવાહી અથવા ઘી તેલ જેવા પદાર્થોનો ઉપયોગ કરવો, એ સારૂં છે.

નાક હરહંમેશ ધોવાથી તથા દુર્ગંધિનાશક દવાના ઉપયોગથી અંદર પડેલાં ક્ષતો જલદી સારાં થઈ તેમાંથી થતો ખરાબ સ્રાવ પણ બંધ પડે છે. પણ જો અંદરનું હાડકું જ સડયું હોય, તો તેને કાઢી નાખવા સિવાય બીજો કોઈ પણ ઉપાય નથી. ઉપદંશને લીધે જો આ રોગ થયો હોય, તો ઉપર જણાવ્યા પ્રમાણે જ ઉપચાર કરવા. એક ભાગ રસકપૂર ( પરકલોરાઇડ ઑફ મરકયુરી ) ૫૦૦૦–૧૦૦૦૦ ભાગ પાણીમાં ઓગળાવી તેનાથી નાક ધોઈ, જે ઠેકાણે ક્ષત પડયું હોય, તે ઠેકાણે કાડીખાર લગાડવો.

અપીનસની અંદર પેટમાં પણ દવા જવાની જરૂર છે. જો રોગીને ગંડમાળા અથવા ઉપદંશ થએલા હોય, અને તેને અપીનસ થએલો હોય, તો ગંડમાળા અથવા ઉપદંશ મટયા વિના આ રોગ પણ મટતો નથી.

રોગીની શરીરપ્રકૃતિ સુધારવા માટે તેને પૌષ્ટિક ખોરાક આપવો જોઇએ. આ સિવાય બની શકે તો એને હવાફેર કરવાની પણ જરૂર છે. શરૂઆતથી બાહ્યોપચાર સાથે જ તેણે કોડલિવર ઑઈલ, લોહ, સોમલ, કવીનાઇન વિગેરે શક્તિવર્ધક દવાઓનો ઉપયોગ કરવો જોઈએ. આવી રીતે ઘણા મહીના સુધી ઉપચાર ચાલુ રાખવાથી અપીનસ જેવા ત્રાસદાયક તથા ગંદા રોગને નસાડી શકાય છે. આવી રીતના ઉપચાર ઘણા થોડા રોગી કરે છે તેથી લોકોની માન્યતા એવી થઈ ગઈ છે, કે અપીનસ એ રોગ ઘણા ઉપાય કરવાથી પણ મટતો નથી. ( ભિષગ્વિલાસ પુ. ૧૪. પા. ૫૮–૬૩).

**અપુષ્પ વનસ્પતિઃ**—વનસ્પતિશાસ્ત્રના મુખ્ય બે વિભાગોમાંનો અપુષ્પ વનસ્પતિ આ એક છે. આ વિભાગની અંદર આવતી વનસ્પતિની અંદર એકપેશીમય વનસ્પતિથી માંડીને પાન, થડ, અને મૂળ પૂર્ણાવસ્થામાં પહોંચેલી એવી દરેક જાતની વનસ્પતિનો સમાવેશ થાય છે. અપુષ્પ વનસ્પતિ જનનપેશીથી ઉત્પન્ન થાય છે અને સપુષ્પ વનસ્પતિ બીઆંમાંથી ઉત્પન્ન થાય છે. એટલો જ તફાવત આ બન્ને જાતની વનસ્પતિઓની અંદર છે. સપુષ્પ વનસ્પતિની અંદર પણ જનનપેશી ઉત્પન્ન થાય છે, પરંતુ તેનાથી નવું ઝાડ ઉત્પન્ન થઈ શકતું નથી. આ જનનપેશી બીઆંની માફક જો વાવવામાં આવે, તો તેનાથી ઝાડ ઉત્પન્ન થઈ શકતું નથી, પણ બીઆંથી જ ઉત્પન્ન થાય છે, બી અથવા બીજ એ ઉપર જણાવેલા અનેક તંતુ (પેશી) ઓથી તૈયાર થએલું હોય છે, અને તેની અંદર ઘણાં તંતુઓથી ઉત્પન્ન થતો ગર્ભ તૈયાર થએલ્રા હોય છે. જનનપેશી એ એક જ પેશી(તંતુ)ની બનેલી હોય છે, અને તે અપુષ્પ વનસ્પતિથી છુટી થઇ જઇ તેનાથી જુદી વનસ્પતિ નિર્માણ થાય છે. આવાં કારણોને લીધે અપુષ્પ વનસ્પતિને જનનપેશીથી ઉત્પન્ન થતી અને સપુષ્પ એટલે ફુલવાળી વનસ્પતિને બીઆંથી ઉત્પન્ન થતી વનસ્પતિ કહેવામાં આવે છે.

વર્ગીકરણઃ—અપુષ્પ વનસ્પતિના વિભાગો જુદી જુદી રીતે કરેલા છે. નીચે જણાવેલું વર્ગીકરણ

બ્રાઉનની પદ્ધતિનું હોઈ, ઐશ્લર, એંગ્લર, વેટ્સ્ટાઈન વિગેરે લેખકોના ફેરફારો તેમાં સ્વીકારવામાં આવ્યા છે. આ પદ્ધતિપ્રમાણે અપુષ્પવનસ્પતિ એ વનસ્પતિશાસ્ત્રમાંની નીચેની પાયરી હોઈ સપુષ્પ વનસ્પતિ એ તેના કરતાં ઉપરની પાયરી છે. અપુષ્પ વનસ્પતિના નીચે પ્રમાણે મુખ્ય વિભાગો કરવામાં આવે છે.

૧ સ્થાણુ વર્ગ (થૅલોફીટા):—આ ભાગમાં ઘણી જાતની વનસ્પતિઓ આવે છે. પરંતુ તેઓનો વાનસ્પતિક ભાગ એક અથવા અનેક પેશીઓનો, પણ ઘણું કરીને પ્રસરેલો તથા ડાળીઓ ફુટેલો એવો હોય છે, એને 'સ્થાણુ' કહેવામાં આવે છે. ઉત્પાદનક્રિયા, યોગસંભવ (સેકસુઅલ) અથવા અયોગસંભવ (એસેકસુઅલ) એવી બન્ને જાતની હોઈ શકે, પરંતુ એક પછી તરત જ બીજી એમ બન્ને ક્રિયાઓ નિયમિત થતી નથી.

૨ લિંગકરંડધારી (આર્કીગોનીએટી):—આ ભાગની વનસ્પતિના જીવનમાં આ બન્ને પ્રકારો હોઈ, તેની બે પેઢી સ્પષ્ટ જોઈ શકાય છે. અયોગસંભવ અલિંગપીઢી (સ્પૅરૉફાઈટ) થી જનનપેશી થાય છે. આ જનનપેશીમાંથી યોગસંભવ લિંગપીઢી ઉત્પન્ન થાય છે. આ પીઢીમાં ઉત્પાદક ઇંદ્રિયો આવે છે. તથા તેમાંનાં નર તથા સ્ત્રી, એ ભાગોના સંયોગ વડે તૈયાર થએલી જનનપેશીમાંથી પહેલાંની માફક જનન પેશી ઉત્પન્ન કરનાર ઝાડ તૈયાર થાય છે. લિંગકરંડકધારીમાં બે વિભાગો છે. (૧) શૈવાલ વર્ગ (બ્રાયોફીટા) આ ભાગમાંની કેટલીક વનસ્પતિ પાંદડાની માફક પહોળી હોય છે તથા કેટલીકમાં પાન તથા થડ સ્પષ્ટ જુદાં દેખાય છે. આ વનસ્પતિઓને ખરાં મુળીઆં હોતાં નથી, અને ડાળીઓ હોય છે, તો તે તદ્દન સાદી હોય છે. અલિંગપિઢી, એ નાના ફળના જેવી છાલના ભાગની હોય છે, અને લગભગ તે મૂળ વનસ્પતિ ઉપર જ અવલંબી રહે છે. પણ લિંગપિઢી સારી પેઠે મોટી હોઈ મુખ્ય વનસ્પતિ પણ તે જ હોય છે. (૨) વાહિનીમય અપુષ્પ વર્ગ (ટેરીડોફીટા)—આ ભાગની વનસ્પતિની લિંગપિઢી નાની હોઈ સ્થાણુરૂપ (થૅલીર) હોય છે. અલિંગપેઢીમાં થડ, પાંદડા, તથા મુળીયાં સારી પેઠે તૈયાર થએલાં હોય છે, તથા તેને ખરી વાહિનીઓ (ડાળીઓ) પણ હોય છે. આ દૃષ્ટિથી આ વનસ્પતિ સપુષ્પ વનસ્પતિ જેવી છે.

(૧) સ્થાણુવર્ગ (થૅલોફીટા)—આના મુખ્ય, પાણુકેશ (એલ્ગે) અલિંબ (ફંગસ) અને શિલાવલ્ક (લીચેન્સ) એવા ત્રણ ભાગ થાય છે. પાણુકેશમાંની વનસ્પતિમાં કેટલાક રંગનાં દ્રવ્યો, ખાસ કરીને હરિદ્રવ્ય હોય છે. આ દ્રવ્યો વડે વનસ્પતિઓને પોતાનો ખોરાક તૈયાર કરી લેતાં આવડે છે, અને તે માટે તેને બીજા ઉપર અવલંબી રહેવું પડતું નથી. અલિંબમાંની વનસ્પતિઓને રંગ હોતો નથી. તેમને પોતાનો ખોરાક તૈયાર કરતાં આવડતો નથી. આ ભેદ તેના જીવનક્રમ ઉપરથી કરવામાં આવે છે. તો પણ તેની ઉત્પત્તિ વિષે આથી કાંઇ પણ બોધ થતો નથી. શિલાવલ્ક વનસ્પતિ એ આ બંને જાતની વનસ્પતિઓ મળીને થએલી હોય છે. તેની અંદરના પાણુકેશ એ પાણુકેશની સાથે તથા બુરશી (વરસાદના દિવસમાં ઉગતા બિલાડીના ટોપ જેવી વનસ્પતિ) એ બુરશીની સાથે જોઈ શકાય છે. પરંતુ જુદી જુદી જાતના શિલાવલ્કમાં ઘણું સામ્ય હોવાથી તેનો એક જુદો જ ત્રીજો ભાગ કરવામાં આવે છે. સ્થાણુવર્ગમાંના સુક્ષ્મજંતુ (બૅકટેરીઆ) તથા નીલ પાણુકેશમાંની વનસ્પતિ એ સર્વ વનસ્પતિઓમાં સાદી હોય છે. આ બન્ને સ્થાણુવર્ગમાંની બીજી વનસ્પતિઓથી તદન જુદી હોય છે. પુચ્છવિશિષ્ટ (ફ્લેગેલીટા) ભાગમાંની વનસ્પતિઓને ઘણી વખત તદ્દન સાદાં તથા હલકાં પ્રાણીઓ સમાન ગણવામાં આવે છે. આ વનસ્પતિઓની રહેણી કરણી વિગેરે પ્રાણીઓની માફક જ છે; તથા વનસ્પતીઓની માફક પણ છે. 'કનિષ્ઠ દરજ્જાના પ્રાણીઓનો ઉગમ' એમ પણ તેમને કહી શકાય. બુરશીમાંની કનિષ્ઠ વનસ્પતિઓ(મિટોમાયસેટોસ)એ તેમાંથી રંગ વગરની થએલી વનસ્પતીઓ હોવી જોઇએ. શૈવાલ તંતુની જાત પણ આમાંથી જ ઉત્પન્ન થઈ હોવી જોઇએ. કાંડશરીરિકા (ચૅરેસીએ) ફકત ઈતર સ્થાણુવર્ગથી ઘણી આગળ ગએલી હોઈ તેની ગણના, સ્થાણુવર્ગમાંની વનસ્પતિઓમાં સૌથી ઉચ્ચ અવસ્થામાં પહોંચેલી વનસ્પતિઓમાં કરવામાં આવે છે.

સ્થાણુવર્ગમાં ઉત્પાદન ઘણું કરીને અસંયોગિક જનનપેશી(અસેકસુઅલ સ્પોર્સ)થી થાય છે. આ જાતની જનનપેશીઓ માત્ર જુદી જુદી રીતે તૈયાર થાય છે. કેટલિક વનસ્પતિઓમાં,કોઈ વિશિષ્ટ પ્રકારની પેશીના ઘણા ભાગો થઈ તેમાંથી જનનપેશી તૈયાર થાય છે, આ પેશીઓને જનનપેશીગુચ્છ કહેવામાં આવે છે. કેટલીક વનસ્પતિઓમાં સ્થાણુના અગર બીજી પેશીઓના ટુકડા થાય છે, અથવા તેમને એક પ્રકારની કળીઓ ફુટે છે. આગળ ઉપર આ કળીઓ જનનપેશીમાં રૂપાંતર પામે છે. જ્યારે જનનપેશી ઉપર વાળના જેવા નાના નાના તંતુઓ હોય છે; ત્યારે તે ખરીને પાણીમાં પડે છે. તથા જેને તંતુ

હોતા નથી, તેમાંની જે પાણીમાં હોય છે, તે તેમજ ખુલ્લી હોય છે, પણ જે હવામાં હોય છે, તેમને એક-પેશીનું કવચ (ઢાકણું) આવે છે, યોગસંભવ ઉત્પાદન પણ ઘણે ઠેકાણે જોવામાં આવે છે. તેની અંદરનો તદ્દન સાદો પ્રકાર એટલે બે સંયોગી પેશીઓ એકઠી થઇને તેમાંથી એક પેશી તૈયાર થાય છે, અને આ પેશીમાંથી નવીન વનસ્પતિ ઉત્પન્ન થાય છે. આવી પેશીઓ કેટલીક વખત તદ્દન સરખી હોય છે. કોઈ કોઈ ઠેકાણે એક પેશીને ઝીણા ઝીણા તંતુઓ હોય છે. કોઈ ઠેકાણે એક પેશી ઘણી જ નાની હોઈ તેને જ તંતુઓ હોય છે. આ પેશીને નરપેશી રેત કહે છે. રેત, રેતકાંડમાં ઉત્પન્ન થાય છે. બીજી એટલે રજપેશી ઘણી મોટી હોય છે તથા તે રજકરંડક સ્ત્રી તત્વોત્પાદક પેશી-ઓમાંથી ઉત્પન્ન થાય છે. સ્થાણુવર્ગમાં કેટલીક વનસ્પતિઓનું ઉત્પાદન ફક્ત અયોગસંભવ (એ સેક્સુઅલ) હોય છે, કેટલીકમાં યોગસંભવ (સેક્સુ-અલ) હોય છે તથા કેટલીકમાં બન્ને તરેહનું હોય છે.

સુક્ષ્મ જંતુઃ—સુક્ષ્મજંતુ (બૅક્ટેરિયા) એ તેના રૂઢ નામ ઉપરથી પ્રાણીવર્ગમાંના દેખાય છે, તો પણ તે એકપેશીમય તંતુઓ, જેની અતિસુક્ષ્મ એવી સાદી વનસ્પતિઓ જ હોય છે, તેની અંદર હરિદ્રવ્ય ન હોવાને લીધે આ વનસ્પતિઓ પરોપજીવી હોય છે. આખી પૃથ્વી ઉપર, પાણીમાં, જમીન ઉપર, હવામાં, મરેલાં તથા જીવતાં પ્રાણી-ઓનાં શરીરમાં વિગેરે બધે ઠેકાણે આ સુક્ષ્મ જંતુ જોવામાં આવે છે. આ વનસ્પતિની પેશી ઉપર ઘણી જ પાતળી છાલ હોઈ, તેની અંદર, તેનું જીવદ્રવ્ય હોય છે. કોઈ કોઈ વખત આ જીવ-દ્રવ્યોમાં એક અથવા બે જડસ્થાનો (વૅક્યુઓલ્સ) હોય છે. તેની અંદર એવા કણો હોય છે, કે જે કણો રંગ વિનાના હોય, તો પણ તેઓને રંગમાં નાખ-વાથી તે ઉપર રંગ ચઢે છે. આને કેટલાક લોકો કેંદ્ર સમજે છે. સુક્ષ્મ જંતુઓ એ ઘણું કરીને સર્વ જીવતી સૃષ્ટિમાં, સૌથી નાનામાં નાના છે. ગોળ આકારના સુક્ષ્મ જંતુઓમાં સૌથી નાની પેશીનો વ્યાસ ફક્ત ૦.૦૦૦૮ મિલીમીટર એટલે ૦.૦૦૦૦૩ ઇંચ હોય છે ક્ષયરોગના સુક્ષ્મ જતુઓ એ લંબ-ગોળ આકારના હોય છે. તેમની સાધારણ રીતે લંબાઈ ૦.૦૦૧૫ થી ૦.૦૦૪ મિલીમીટર તથા પહોળાઈ ૦.૦૦૧ મિલીમીટર હોય છે. આ ઉપરથી આ સુક્ષ્મ જંતુઓ કેટલા સુક્ષ્મ છે, તેનો થોડાઘણો ખ્યાલ આવશે.

સર્વથી સાદા પ્રકારના સુક્ષ્મ જંતુઓ, એ ગોળ પેશીઓ હોય છે. તેમને ગોલ જંતુ (કોસ) કહેવામાં આવે છે લાંબી સળીઓ જેવા આકારના જંતુઓને હ્રસ્વ જંતુ અથવા યષ્ટિજંતુ અથવા એવાં નામો આપેલાં છે. હ્રસ્વ જંતુઓ જેવા જ, પણ સહેજ રતાશ પડતા, કેટલાક વળેલા તાર જેવા આકારના, તથા કેટલાક દોરા જેવા લાંબા, એવી તેની વળી અનેક જાતો હોય છે. સુક્ષ્મ જંતુઓમાં ડાળીઓ ફુટતી નથી. કેટલીકને ડાળીઓ ફૂટેલી હોય એમ દેખાય છે. પણ ખરી રીતે તે ડાળીઓ હોતી નથી. એક પેશીના બે વિભાગો થયા પછી પણ તે બન્ને પેશીઓ એક બીજા સાથે ચોંટેલી રહી શકે છે. આવી રીતે તેની એક માલિકા બને છે.ઘણી વખત આવી અનેક માલિકાઓ એકઠી થઈ તેના પેશીકવચમાંથી એક તેલ જેવો ચીકણો પદાર્થ ઉત્પન્ન થાય છે. આ પદાર્થમાં આ બધી વનસ્પતિઓ એકઠી રહે છે.

ઘણા સુક્ષ્મ જંતુઓ સચેતન હોય છે. તેઓ ઝીણાં ઝીણાં જીવદ્રવ્યોના તંતુઓ હોય છે. તેને લીધે તેઓ પાણીમાં તરી શકે છે. જીવદ્રવ્યોના આ તંતુઓ કેટલાક સુક્ષ્મ જંતુઓના સર્વ ભાગોમાં હોય છે, કેટલાકને ફક્ત એક ટોંચ પર હોય છે, અને કેટલાકને ફક્ત એક જ તંતુ હોય છે. તંતુનાં ઝુમખાં એટલાં પાસે હોય છે, કે એ બધાં મળીને એક જાડો તંતુ બને છે. એ તંતુને સુક્ષ્મ જંતુઓ અંદર ખેંચીને લઈ જઈ શકતાં નથી. પણ જે વખતે તેમની જરૂર નથી હોતી ત્યારે, અગર જે વખતે જનનપેશી તૈયાર થાય છે, તે વખતે એ બધા ખરી જાય છે.

વનસ્પતિની ઉત્પત્તિ એક પેશીની બે બનીને પછી તે સ્વતંત્રપણે મોટી થાય છે. તે પેશી પછીથી બીજી પેશીઓ ઉત્પન્ન કરે છે. અયોગ-સંભવ ઉત્પાદન જનનપેશીથી થાય છે. પ્રથમની પેશીના છેક અંદરનો જીવદ્રવ્યનો ભાગ બીજા ભાગોથી છુટો પડી તેનો એક ગોળો બને છે, અને તે ગોળા ઉપર એક જાડી ચામડી (પડ) આવે છે. પછીથી પેશીની બહારની ત્વચા ફુલે છે અને અંદ-રની પેશી તૈયાર થયા પછી તે ફુટી નીકળે છે. બધી જાતોમાં જનનપેશી હોતી નથી.

જો કે સર્વ સૂક્ષ્મ જંતુની જીવન કથામાં ખાસ કાંઈ નવીનતા નથી, તો પણ તેમાંની જુદી જુદી જાતોની રહેણીમાં મોટો ફરક પડે છે. અન્ન ગ્રહણ કરીને તેમાંથી તેઓ જે પદાર્થ તૈયાર કરે છે,તેમાં જ મોટો ફરક આવે છે. ઘણા ખરા સૂક્ષ્મ જંતુઓને

શ્વાસોછ્વાસ માટે પ્રાણવાયુની જરૂર પડે છે, પણ તેમાં એ એવી કેટલીક જાત હોય છે, કે જે પ્રાણવાયુ સિવાયના સ્થળોમાં પણ પુષ્કળ સંખ્યામાં વધે છે. કેટલાક સૂક્ષ્મ જંતુના શ્વાસોચ્છવાસથી ઉષ્ણતા પ્રગટ થાય છે. ભીનાશવાળું ઘાસ, છાણ અને ભીનાશવાળો કપાસ થોડો ગરમ લાગે છે, તેનું એ જ કારણ છે.

દરેક સૂક્ષ્મ જંતુ કાંઇ ને કાંઈ વિશિષ્ટ કાર્ય કરે છે જ. ગંધકમિશ્રિત પાણીના ઝરામાં કેટલાક સૂક્ષ્મ જંતુઓ હોય છે, તેમને ગંધકના સૂક્ષ્મજંતુ એ નામથી ઓળખવામાં આવે છે. એ જંતુઓ તેવા પાણીમાંથી ફક્ત ગંધક લઇને પોતાનામાં સાચવી રાખે છે, અને છેવટે તેમાંથી ગંધકામ્લ તૈયાર કરે છે. કેટલાક લોહ સૂક્ષ્મજંતુ હોય છે; તે પાણીમાંથી લોખંડ ગ્રહણ કરીને તેમાંથી એક રાસાયનિક પદાર્થ તૈયાર કરી તે પોતાના શરીરમાં દાખલ કરે છે. દહીંમાં એક પ્રકારના સૂક્ષ્મ જંતુઓ હોય છે; એમનું કાર્ય દુગ્ધામ્લ (લૅક્ટિક) નામનો એસીડ બનાવવાનું હોય છે. બીજા એક પ્રકારના જંતુ હોય છે, તે નવનીતામ્લ (બ્યુટીરીક) નામનો એસીડ બનાવે છે. વળી એક જુદી જાતના તંતુ શિરકા (એસેટીક) નામનો એસીડ તૈયાર કરે છે. નવનીતામ્લ બનાવનાર સૂક્ષ્મજંતુઓ માટે પ્રાણવાયુ ન હોય, ત્યાં જ તેમનું કામ થઈ શકે. પ્રાણવાયુની અપેક્ષા ન રાખનાર બીજા એક પ્રકારના જંતુઓ કાગળ, કપાસ, વિગેરે કાષ્ઠક ( સેલ્યૂલોજ ) પદાર્થોમાંથી ઉજ્જ તથા અનૂપ નામના વાયુ તૈયાર કરે છે. ઉપર બતાવેલા પ્રકારના જંતુઓ અડધા પરોપજીવી હોય છે. તેમને કાચું પાકું અન્ન જોઈએ છે. અન્ન બરાબર પચવાને યોગ્ય કરવાનું કામ તેઓ કરે છે. પરંતુ આ ઉપરાંત બીજી એવી જાતના જંતુઓ પણ હોય છે, કે જે એટલું ય કામ કરતા નથી. તેમને તો અન્ન બરાબર પરિપકવ કરીને જ આપવું પડે છે. વનસ્પતિ ઉપર પડનારા તથા પ્રાણીમાં રોગ ઉત્પન્ન કરનારા સૂક્ષ્મજંતુઓ આ બીજી જાતના જંતુઓમાં મુખ્ય છે. આ સૂક્ષ્મ જંતુઓ પ્રાણીઓના રકતમાંથી ઉત્પન્ન થાય છે, તેમની ઉપર જ પોતાનું ગુજરાન ચલાવે છે, બીજા અનેક જંતુઓ ઉત્પન્ન કરે છે તથા એક પ્રકારનું દ્રવ્ય પણ ઉત્પન્ન કરે છે. આ દ્રવ્ય જ પ્રાણીઓને નુકસાનકર્તા છે. આ દ્રવ્ય ઘણીવાર અત્યંત ઝેરી હોય છે, તથા તેમાંથી જ પ્રાણીઓના અનેક પ્રકારના રોગ ઉત્પન્ન થાય છે. સંસર્ગજન્ય ( ચેપી ) તથા મરકી જેવા ઘણાખરા રોગ આવા સૂક્ષ્મજંતુઓમાંથી જ થાય છે. ક્ષય, વિષમજ્વર, કૉલેરા, મુદતના જ્વર, પ્લેગ વિગેરે રોગ એવા પ્રકારના સૂક્ષ્મજંતુઓમાંથી જ ફાટી નીકળે છે.

જેમ કેટલાક જંતુઓ નુકશાસ કરનારા છે, તેમ પ્રાણીઓ ઉપર ઉપકાર કરનારા પણ બીજા અનેક જંતુઓ હોય છે. કેટલાક સૂક્ષ્મજંતુ દુર્ગંધનો નાશ કરે છે. આવા જંતુઓની મદદથી ગામની ગટરનું પાણી સ્વચ્છ બને છે, તથા દુર્ગંધ નાશ પામે છે. વટાણા, વાલ, તથા એવાં જ પ્રકારનાં બીજાં કેટલાંક ઝાડનાં મૂળમાં કેટલીકવાર ચાંદાં જોવામાં આવે છે. આ ગાંઠોમાં સુક્ષ્મજંતુઓ હોય છે. તે હવામાંથી નત્ર જે વાયુરૂપે સંચાર કરે છે, તથા જે વૃક્ષોને નિરુપયોગી છે, તેમાંથી અમુક એક ક્રિયા વડે રાસાયનિક પદાર્થ તૈયાર કરે છે. આ રાસાયનિક પદાર્થ વૃક્ષોને ઉત્તમ ખાતર તરીકે ખાસ ઉપયોગી થઈ પડે છે. તથા આવી રીતે જમીનમાંના પોષક દ્રવ્યનો ઘટાડો ન થતાં ઉલટો વધારો થાય છે. બીજા અનેક પ્રકારના સુક્ષ્મજંતુઓના ગુણો ઉપરથી તેમના સંબંધમાં અધ્યયન થઇ અનેક શોધો કરવામાં આવી છે, તથા તેમનો હાલમાં વ્યાપારધંધામાં મોટા પ્રમાણમાં ઉપયોગ થાય છે.

(૨)ની લ પા ણ કે શ (સાયનોફ્રેસી):–આ વનસ્પતિ એકપેશીવાળી અથવા તંતુના જેવી પણ તદ્દન સાદી તથા સહેજ વાદળી રંગની હોય છે. તેના પેશીદ્રવ્યમાંથી એક જાતનો સરેસના જેવો ચીકણો પદાર્થ નીકળે છે અને તેનાં કોઈ કોઈ વાર આ વનસ્પતિમાં ઝુમખાં દેખાય છે. આ વનસ્પતિ પાણીમાં, ભેજવાળી જમીન ઉપર, પત્થર ઉપર અથવા વૃક્ષોની છાલ ઉપર મળી આવે છે. દરેક પેશીમાં નીલ હરિદ્રવ્ય હોય છે, અને તેટલા ઉપરથી જ તે " નીલ પાણકેશ " કહેવાય છે. તેમની ઉત્પાદનક્રિયા બરાબર વનસ્પતિની ઉત્પત્તિની જેમ એક પેશીના બે ભાગ થઈને જ થાય છે. કેટલીક જાતોમાં જનનપેશી પણ મળી આવે છે.

આમાંની સૌથી સાદા પ્રકારની વનસ્પતિ એક પેશીવાળી હોય છે અને તે ભીની જમીન ઉપર, ખડક ઉપર કે ભીંત ઉપર નજરે પડે છે. ઘણીવાર બે બે અગર ચાર ચાર પેશીનાં ઝુમખાં પણ મળી આવે છે. તંતુજાતિની સાદી વનસ્પતિ ઘણું કરીને પાણીમાં દરેક ઠેકાણે તથા આ ભીની જમીનમાં મળી આવે છે. તેમાં ઘણી પેશીઓ હોય છે, પણ તે બધી એક સરખી હોય છે. તંતુ ( રેષા ) તૂટી જાય, તો તેના બે જુદા જુદા ભાગ થઈ બે વનસ્પતિ બને છે. કેટલીક જાત લાંબી તથા ગોળ ગોળીઓની બનેલી હોય છે. તેને નૉસ્ટૉક કહે છે. તેમાંની

એક અગર વધારે પેશીઓમાં રંજિત દ્રવ્ય હોતું નથી; બાકીનામાં વાદળી તથા હરિદ્રવ્યહોય છે. આ વનસ્પતિ મોતીની સેરો જેવી દેખાય છે. તે પાણીમાં, ભીની જમીન ઉપર, પાણીમાં તરનારી કેટલીક વનસ્પતિનાં પાનાં ઉપર તથા તેના પોલાણમાં તે હોય છે.

( ૩ ) પુચ્છ વિશિષ્ટ (ફ્લૅગેલેટ)–:આ વનસ્પતિ ખાસ કરીને પાણીમાં હોય છે. તે એકપેશીવાળી તથા જુદા જુદા આકારની હોય છે. તેમની રહેણી વનસ્પતિ જેવી અને પ્રાણીઓ જેવી હોય છે. તેમને સ્થાણુવર્ગમાંનો એકપેશીમય તથા આદિપ્રાણીનો ઉગમ એમ પણ કહી શકાય.

તેને સ્પષ્ટ એવું પેશીકવચ હોતું નથી તથા તેના આકાર ગમે તેમ બદલાતા જાય છે. પ્રત્યેક પેશીને એક અથવા એકથી વધારે તંતુઓ હોય છે. એ તંતુઓ વડે તેને ગતિ મળે છે. પેશીમાં એક કેંદ્ર, એક જડસ્થાન, તથા અમુક એક પ્રકારનું લીલું અગર પીળું રંજિતદ્રવ્ય હોય છે. પેશીમાં ઘણું કરીને એક રાતું બિંદુ મળી આવે છે, તેને નેત્રબિંદુ કહે છે. કેટલીક જાતોમાં રંજિતદ્રવ્ય બિલકુલ હોતું નથી; તેમ જ કેટલીકને સંગીન ખોરાક લેવાની જરૂર પડે છે. તેમનું ઉત્પાદન પેશીના ભાગ પડીને થાય છે.

(૪) કા મિં કઃ–આ વનસ્પતિની ગણના સ્થાણુવર્ગના કનિષ્ઠ દરજ્જાવાળા ભાગમાં થાય છે. એનું જીવન પણ ઘણાં ખરાં પ્રાણીઓનાં જેવું હોવાથી કેટલાક પ્રાણીશાસ્ત્રવેત્તાઓ તેને પ્રાણીવર્ગમાં દાખલ કરે છે; તેની અનેક જાતો છે અને પૃથ્વીમાં દરેક સ્થળે તે મળી આવે છે.

જીવદ્રવ્યનો એક જુદો ગોળો તથા ઘણાં કેન્દ્ર એ સર્વ એકત્ર થઈને આ વનસ્પતિનું શરીર બને છે. તેમાં હરિદ્રવ્ય બિલકુલ હોતું નથી. લાકડામાં, કહોવારાથી પુષ્કળ દુર્ગંધ મારતી જમીનમાં, ખરી પડેલાં પાનાં ઉપર તથા સડેલાં લાકડાં ઉપર આ વનસ્પતિ નજરે પડે છે. તેને એક પ્રકારની ગતિ હોવાથી તે પ્રસરતાં પ્રસરતાં આગળ વધે છે. શરીરનો એક ભાગ લંબાવીને તે આગળ જાય છે, તથા પાછળનો ભાગ સંકેલીને તે આગળ ફેલાઇ જાય છે. કેટલેક દિવસે આ શરીરમાંથી જનનપેશી ઉત્પન્ન થાય છે. પ્રથમ આખા શરીરના એક અથવા વધારે જનનપેશીનાં ઝુમખાં થાય છે. અંદરના જીવદ્રવ્યના પછી ઘણા ભાગ પડીને તેમાંથી જનનપેશી થાય છે. દરેક જનનપેશીને એક એક કેંદ્ર હોય છે. જનનપેશી પરિપકવ થયા બાદ જનનપેશીનો ઝુમખો ફાટે છે અને અંદરની જનનપેશી પવન સાથે ઉડી જાય છે. આ ગએલી પેશી કોઈ યોગ્ય સ્થાન પ્રાપ્ત કરે છે અને ત્યાં ફરીથી પાછી પહેલાંના જેવી વનસ્પતિ ઉગાડે છે.

આમાંની કેટલીક જાતો વૃક્ષોમાં રોગ થાય તેમાંની હોય છે. એક જાત વૃક્ષનાં મૂળમાં પેસીને ત્યાંનું સર્વ અન્ન ખાઈને ખલાસ કરે છે અને ત્યાર બાદ જનનપેશી તૈયાર કરીને ત્યાં રાખે છે. બીજી એક જાતિનું ભક્ષ્ય અમુક પ્રકારના સૂક્ષ્મ જંતુઓ હોય છે. તેવા પ્રકારના જંતુઓ આવી જાતની વનસ્પતિ પાસે હંમેશાં જોવામાં આવે છે.

(૫) પીત–પાણકેશ(પેરિડિનીઆ):—આ એકપેશીવાળી વનસ્પતિ પુચ્છવિશિષ્ટના જેવી હોય છે. તે મીઠા પાણીમાં મળી આવે છે, તો પણ ખાસ કરીને સમુદ્રમાં અતિશય હોય છે. તેને બે તંતુઓ હોય છે. દરેક પેશીમાં જીવદ્રવ્ય, જડસ્થાન તથા કેંદ્ર પણ હોય છે. ઘણી જાતોમાં રતાશ પડતા વર્ણનાં તથા પીળાં રંજીત દ્રવ્યો હોય છે. કેટલીકને પહોળી પાંખોની માફક ફેલાયલાં અવયવો હોય છે. આથી કરીને તે પાણીમાં તરી શકે છે. કેટલીક જાતોમાં રંજીત દ્રવ્યને બદલે રંગ વગરનાં દ્રવ્ય હોય છે. જાત પરાન્નભક્ષક હોવાથી તેમનો આયુષ્યક્રમ બરાબર પ્રાણીઓના જેવા જ હોય છે. કેટલીક સમુદ્રમાં વસતી જાતો સ્વયંપ્રકાશ વાળી હોય છે, તેથી કરીને રાત્રીના સમયે સમુદ્રનું પાણી ચળકાટ મારે છે. આનું ઉત્પાદન પણ પેશીના ભાગ બનીને થાય છે. કેટલીક જાતોમાં જનનપેશી પણ ઉત્પન્ન થાય છે.

( ૬ ) સંયોગી પાણકેશ:—આ જાતની વનસ્પતિ લીલા રંગની હોય છે અને તે મીઠા પાણીમાં થાય છે. તે એકપેશીવાળી અથવા તો તંતુના જેવી હોય છે. તેનું ઉત્પાદન વનસ્પતિની માફક અગર યોગસંભવની રીતે થાય છે. વનસ્પતિની માફક પેશીના ભાગ પડી એકપેશીની બે થઈને થાય છે અને તે સ્વતંત્રપણે રહે છે. યોગસંભવ ઉત્પાદનમાં લિંગસંયોગ થઈને બે પેશીમાંથી એક જનનપેશી ઉત્પન્ન થાય છે અને તેમાંથી નવીન વનસ્પતિ તૈયાર થાય છે.

એકપેશીમય જાતમાંની 'ડેસ્મિડ' નામની વનસ્પતિ મીઠા પાણીમાં સર્વત્ર હોય છે. તે અનેક જાતની હોય છે તથા અત્યંત સુંદર દેખાય છે. કોઈ ઠેકાણે ગોળ, કોઇ સ્થળે બે અર્ધ વર્તુલ એકઠા જોડાયા હોય એ પ્રમાણે, કોઈ ઠેકાણે તારાની માફક તો કોઈ ઠેકાણે ચંદ્રકોર (બીજના ચંદ્રના જેવા આકાર) ના જેવા એના અનેક આકારો જોવામાં

આવે છે. આ પેશી સ્વતંત્રપણે છુટી છુટી રહી શકે છે. અગર કેટલીક પેશીઓ એક બીજીને ચોંટીને જાણે એક હાર બની હોય એમ લાગે છે.

દરેક પેશી બે તદ્દન સરખા ભાગની બનેલી હોય છે અને તે ભાગ મધ્યમાં ચોંટાડેલા હોય એવા દેખાય છે. દરેક અર્ધમાં (અડધા ભાગમાં) એક અથવા વધારે હરિદ્રવ્યના પટા હોય છે. તેમાં કોઈ ઠેકાણે પિરનૉઇડના કણ પણ હોય છે. બન્ને અર્ધના જોડકાંની મધ્યમાં કેંદ્ર હોય છે. કેટલાકની પેશીત્વચા ઉપર કાંટા કે શૂળો હોય છે. કેટલીક પેશીમાં બે અર્ધભાગનાં જોડકાં દેખાતાં નથી (દાખલા તરીકે ચંદ્રકાર જેવી પેશી).

ઉત્પાદનક્રિયામાં પ્રથમ કેંદ્રના બે ભાગ થાય છે, પછી પેશીના બરાબર મધ્યમાંથી બે ભાગ પડે છે. દરેક ભાગ બીજો એક ભાગ ઉત્પન્ન કરે છે અને બે સ્વતંત્રપેશીઓ તૈયાર થાય છે. યોગસંભવ પદ્ધતિથી બે ભાગ પાસે પાસે આવે છે, તેમાંથી એક ચીકણો પદાર્થ બહાર આવે છે, તેમાં તે ચોંટે છે. પછી બન્ને પેશી મધ્યમાંથી ફાટે છે અને તેમાંનાં સર્વ જીવદ્રવ્યો બહાર નીકળે છે. એ સર્વ જીવદ્રવ્યોનો એક સ્થળે ગોળો બાઝે છે અને તેમાંથી એક જનનપેશી તૈયાર થાય છે. આ જનનપેશી ઘણીવાર અમુક એક ખાસ આકારવાળી જણાય છે. કારણ કે તેના પર ઘણી વાર કાંટા કાંટા હોય છે. જનનપેશી પાસે જ ખાસ કરીને ખાલી થએલી પેશીના ચાર ભાગ નજરે આવે છે. પ્રથમની બે પેશીનાં કેન્દ્ર તેમાંથી ઉત્પન્ન થએલી જનનપેશી ભરાતાં સુધી એકત્ર થતાં નથી. તેમાંથી બનેલાં કેંદ્રના ફરીથી ભાગ પડે છે, અને તેમાંથી બે મોટાં અને બે ન્હાનાં મળી ચાર કેંદ્ર તૈયાર થાય છે. જનનપેશીમાંથી બે પેશીઓ બને છે. તથા તે દરેકમાંથી એક નાનું તથા એક મોટું એમ બે કેંદ્ર ઉત્પન્ન થાય છે. કેટલીક વાર નાનું કેંદ્ર નાશ પામે છે.

તંતુમય જાતો અનેક પ્રકારની હોય છે. શેવાળતંતુ તથા તેની અનેક જાતો મીઠા પાણીમાં જડી આવે છે. નદી અગર તળાવમાં પાણી ઉપર લીલી શેવાળ દેખાય છે. એ શેવાળ હાથને ચીકાશવાળી લાગે છે તથા ધારીને જોઈએ, તો તેના તંતુઓ સ્પષ્ટ પણે નજરે પડે છે. સૂક્ષ્મદર્શકયંત્ર દ્વારા આવો દરેક તંતુ સાંકળીના જેવો અનેક પેશીનો બનેલો દેખાય છે. આ તંતુનો છેડો તથા મૂળ એવા બે જુદા ભાગ સ્પષ્ટ જણાતા નથી; બન્ને છેડા સરખા દેખાય છે. દરેક પેશીમાં એક મોટું કેંદ્ર તથા ઘણાં રંજીતદ્રવ્યશરીરો હોય છે. ચકરીના દાંડા ઉપર જેમ દોરા એક એકની અંદર વીંટાળેલા હોય છે, તેમ રંજીતદ્રવ્યના પટા આમાં વીંટાએલા હોય છે. આ પટાઓમાં વચ્ચે વચ્ચે કેટલાક ગોળ દાણા દેખાય છે. તેને પિરનૉઇડ કણ કહે છે. વાનસ્પતિક ઉત્પાદન પેશીના ભાગ પડીને થાય છે; અગર એક તંતુ તોડવામાં આવે, તો બન્ને ભાગની જુદી જુદી વનસ્પતિ બને છે તથા સ્વતંત્રપણે રહી શકે છે. યોગસંભવ ઉત્પાદનમાં બે તંતુઓ એક એકની નજીકમાં સામસામા આવે છે. તેની પેશીના મધ્યભાગમાંથી નળીના જેવા રસ્તા ઉત્પન્ન થઇને તે સામી પેશીમાં જઇને મળે છે. આ પ્રકારે નળીને ચોંટેલા બે તંતુઓ નીસરણીનું રૂપ ધારણ કરે છે. એક પેશીનાં સર્વ પેશીતત્ત્વો પછીથી આ નળી વાટે બીજી પેશીમાં દાખલ થાય છે, અને એ બધાંનો એક ગોળો બને છે. તેમાંથી એક જનનપેશી તૈયાર થાય છે અને તેમાંથી પાછો શેવાળ તંતુ બને છે. કેટલીક જાતોમાં બે તંતુઓ સામા સામા ન આવતાં એક તંતુમાંની જ નજીકની બે પેશીઓમાં સંયોગ થાય છે અને જનનપેશી બને છે. જનનપેશી ભરાયા પછી તેમાંથી એક લાંબી પેશી બહાર પડીને આવે છે. આ પેશીમાંથી પછી તેના ભાગ પડીને શેવાળ તંતુ થાય છે.

શેવાળ તંતુમાં સંયોગ થઈને એક પેશીમાંનું પેશીતત્ત્વ બીજી પેશીમાં જાય છે. ત્યાં તેનો બીજા પેશીતત્ત્વ સાથે સંયોગ થવાથી જનનપેશી તૈયાર થાય છે, અને પછી નવીન શેવાળ તંતુ થાય છે. આ સંયોગ થાય એટલે લિંગસંયોગ–સ્રીપુરુષસંયોગ–છે, પરંતુ તેમાં સ્રીતત્ત્વ કયું અને પુરુષતત્ત્વ કયું તે ઓળખી શકાતું નથી. આવા તત્વોને "સમાનતત્વો" કહેવામાં આવે છે. સમાનતત્વોનો, સંયોગ એ ઉચ્ચ પ્રકારના સ્પષ્ટ રીતે જણાય તેવા સ્રીપુરુષતત્વોના સંયોગના પ્રારંભરૂપ છે.

(૭) દ્વયણવી :—આ વનસ્પતિ એકપેશીવાળી હોય છે. એનાં થરનાં થર સમુદ્ર તથા પાણીમાં હુંમેશાં માલમ પડે છે. ભીની જમીન ઉપર પણ એ રહી શકે છે.

આ પેશી એક એક કરીને સ્વતંત્ર રીતે મળી આવે છે અગર તો તે બધી મળીને સમૂહમાં પણ જડી આવે છે. તે પાણીમાં ખુલાસાથી હરીફરી શકે છે. અગર તે સરેસના જેવા ડીટાં ઉત્પન્ન કરીને તેના ઉપર લાગેલી હોય છે. કોઈ કોઈ વાર આ પેશી એકબીજીને ચોંટીને તેનો એક પટો બને છે. સમુદ્રમાં આમાંની એક જાતની વનસ્પતિ સરેસના જેવા એક થડમાં ચોંટીને બેસે છે.

પેશીના આકાર જુદા જુદા પ્રકારના હોય છે. તે ઘણું કરીને લંબ ચોરસ હોય છે. તો પણ ગોળ,

લાંબા, કડીના જેવા, ફાચર જેવા, સીધા અગર વાંકા આકાર પણ હોય છે. પેશીત્વચાની રચના વિશેષ ચમત્કારિક હોય છે. પેશીત્વચા સાબુના ખોખાની માફક બે ભાગની હોય છે. એક ભાગ અંદર હોય છે, અને બીજો તેના ઉપર ઢાંકણાની માફક મૂકેલો હોય છે. આમ હોવાથી પેશી બે પ્રકારની હોય એમ દેખાય છે. એક બાજુએ ફક્ત ઢાંકણોનું કડું દેખાય છે. અને ઉપરની બાજુએ જોઈએ, તો ઢાંકણું આખું દેખાય છે. પેશીત્વચામાં વધારે ભાગ ચકમક જેવા પથ્થરમાંના દ્રવ્યનો હોય છે. આમ હોવાથી તેને ગમે તેટલી ગરમી દઈએ, તો પણ પેશીનો આકાર અને તેના પરની રેષા જતી રહેતી નથી. પેશીત્વચા ઉપર પુષ્કળ આડી રેષાઓ અને છિદ્ર હોય છે. પેશીની બરાબર મધ્યમાં એક કેંદ્ર તથા એકથી માંડી ચાર સુધી મોટા અગર ઘણા નાના રંજીતદ્રવ્યના કણ જીવદ્રવ્યમાં ફેલાએલા હોય છે. એ રંજીત કણો ઘણું કરીને ચપટા હોઈ રતાશ પડતા પીળા અગર નારંગી રંગના હોય છે. પિરનૉઈડના કણો પણ તેમાં ઘણી વાર હોય છે.

વનસ્પતિનું ઉત્પાદન પેશીના ભાગ પડીને થાય છે. પેશીના ભાગ હંમેશાં તેની લાંબી બાજુ તરફ થાય છે. પ્રથમ પેશીમાંનું જીવદ્રવ્ય વધવા લાગે છે, અને જેમ જેમ વધતું જાય છે, તેમ તેમ તે બન્ને ઢાંકણાને ધીમે ધીમે બાજુએ કરીને ફુલે છે. છેવટે અંદરનો ભાગ એટલો મોટો બને છે. કે અનાયાસે પેશીના બન્ને ઢાંકણાં જુદા પડી જાય છે. ત્યાર પછી દરેક અર્ધ બીજો અર્ધ તેમાં સમાઈ રહે તેવી રીતે તૈયાર થાય છે અને આવી રીતે બે વનસ્પતિઓ ઉત્પન્ન થાય છે. એટલે કે દરેક વનસ્પતિનાં બન્ને અડધીયાં એક સરખાં હોતાં નથી. દરેક વખત આવી રીતે ભાગ પડીને, તથા દરેક વખત નવીન ભાગ અંદરની બાજુએ જવાથી તે પેશી વખતો વખત આકારમાં નાની થતી જાય છે અને તેની ત્વચા (પડ) ઘણેઅંશે ચકમકથી બનેલી હોવાથી તે ફુલાતી પણ નથી. તેથી કરીને બધી વનસ્પતિ દિવસે દિવસે નાની બનતી જાય છે. આવી રીતે નાની થતાં થતાં અમુક વખત પસાર થયા પછી બન્ને પેશીઓ પાસે આવે છે; તેમાંના જીવદ્રવ્ય તથા કેંદ્રના બબ્બે ભાગ પડે છે. તે બબ્બે ભાગના સંયોગથી જનનપેશી તૈયાર થાય છે. આ જનનપેશી પ્રથમની પેશી કરતાં બમણી અગર ત્રણગણી મોટી હોય છે. તથા તેમાંથી ફરીપાછા વ્યધણવી વનસ્પતિ ઉત્પન્ન થાય છે.

દ્વિતંતુકી (હિટેરૉકૉન્ટેસી):—આ વનસ્પતિ એકપેશીવાળી અથવા તંતુવાળી હોય છે.એકપેશીમય વનસ્પતિમાં તે પેશીને બે બારીક વાળ જેવા તંતુઓ હોય છે તે એમાંનો એક લાંબો તથા બીજો ટુંકો હોય છે. વળી એક કેંદ્ર, ૨ થી ૬ પોપટી લીલા રંગનાં રંજીત દ્રવ્યો તથા એક જડસ્થાન તેને હોય છે.તંતુમય વનસ્પતિનું શરીર તંતુનું બનેલું હોય છે. તેમાં પણ કેંદ્ર તથા લીલાં રંજીતદ્રવ્યો હોય છે. આ તંતુઓની વિશિષ્ટતા એ થાય છે, કે તેની પેશીત્વચા બેવડી હોઇ તે બન્ને ભાગમાં એક બંગડીના આકાર જેવડી ખુલ્લી જગ્યા હોય છે. જનનપેશીને બે તંતુઓ—એક લાંબો તથા એક ટુંકો હોય છે. કેટલીક જાતોમાં બે સમાન લિંગતત્વો પેશીમાંથી બહાર પડી તેમનો સંયોગ થાય છે અને તેમાંથી ઉત્પાદન થાય છે આ ઉત્પાદન પેશીના ભાગ પડીને થાય છે.

(૯) હરિત્ પાણુકેશ (ક્લૉરોફીસી):—આ જાતની વનસ્પતિનો રંગ શુદ્ધ લીલો હોય છે. આમાંની પુષ્કળ જાતો મીઠા પાણીમાં તથા ભીની જગ્યામાં જડી આવે છે. સમુદ્રમાં પણ ઘણી જાતો હોય છે. એમાં ઘણી વાર પિરનૉઇડ કણ મળી આવે છે. એમાં હંમેશાં પિષ્ટસત્ત્વ હોય છે. કોઈ વનસ્પતિ એકપેશીમય, તો કોઈ તંતુમય હોય છે. તંતુમય જાતિમાં કેટલીકને ડાળીઓ ફુટે છે અને કેટલીકને નથી પણ ફુટતી.

એકપેશીમય જાતમાં દરેક પેશીને ઝીણા ઝીણા વાળના જેવા તંતુ હોય છે. આ તંતુની મદદથી તે આમતેમ ફરી શકે છે. દરેક પેશીમાં એક કેંદ્ર, જીવદ્રવ્ય તથા હરિદ્રવ્ય શરીરો હોય છે. આમાં કેટલીક જાતોની પેશીઓ સ્વતંત્ર રીતે સંચાર કરે છે, તથા કેટલીક બબ્બે ચાર ચાર ભેગી થઇને ટોળું બનીને રહે છે. વૉલવૉકસ નામની જાતમાં ઘણી પેશીઓનો એક પોલો ગોળો બને છે અને તે સમુદાય વનસ્પતિ પ્રમાણે વર્તન કરે છે. બધી પેશીઓમાંથી તંતુ બહાર નીકળેલા હોય છે. તેમની સહાયથી એ ટોળું પાણીમાં ફરે છે. જ્યાં પાણી સહેજ લીલા રંગનું દેખાય છે, ત્યાં આ વનસ્પતિ જડી આવે છે. મહત્કારીકાચ (દુર્બિન) માંથી જોતાં આ ટોળું ટાંકણીના માથા જેવડા ગોળ ગોળા જેવું દેખાય છે. સૂક્ષ્મદર્શકયંત્ર દ્વારા જોતાં તેમાં પુષ્કળ પેશીઓ હોય એમ દેખાય છે. તેમાં જુદી જુદી પેશીનાં જીવદ્રવ્યો ઝીણા ઝીણા દોરાથી એકબીજાને જોડેલાં હોય એમ જણાય છે, તથા તેમાં હરિદ્રવ્ય ઘણું હોય છે. પેશીના ભાગ પડીને અથવા તે ટોળાના ટુકડા થઇને વનસ્પતિની પદ્ધતિથી બીજી અનેક વનસ્પતિ ઉત્પન્ન થાય છે. યોગસંભવ ઉત્પાદનમાં બે તત્વોનો—રજ તથા રેતનો—સંયોગ થઇને

નવીન વનસ્પતિ ઉત્પન્ન થાય છે. એ ટોળામાં અમુક એક ખાસ પેશી આ કામ માટે જ રહેલી હોય છે. કેટલીક રેત ઉત્પન્ન કરે છે. આ તત્વ તદ્દન સૂક્ષ્મ તથા સહેજ લાંબા આકારનું હોઈ તેને વાળવા જેવા બે દોરા હોય છે. કેટલીક રજ નિર્માણ કરનારી પેશીઓ પણ હોય છે. તેમાંથી વર્તુલાકારની રજ પેશી બને છે. આ બન્નેનો સંયોગ ટોળાના મધ્યમાં આવેલા પોલા ભાગમાં થઈને તેમાંથી એક પ્રકારની જનનપેશી ઉત્પન્ન થાય છે. બહારનું ટોળું નાશ પામે છે, અંદરની પેશી બહાર આવે છે તથા તેમાંથી નવી વનસ્પતિ ઉત્પન્ન થાય છે.

એકપેશીમય જાતોમાંની બીજી કેટલીક જાતોમાં ઉત્પાદક ક્રિયા ઉપર પ્રમાણે હોય છે. પરંતુ કેટલીક જાતોમાં પેશીનો સમુદાય ગોળ નહિ, પણ આડો અવળો હોય છે, અગર તો બિલકુલ સમુદાય હોતો જ નથી. કેટલીક જાતોમાં યોગસંભવ ઉત્પાદનનાં બન્ને તત્ત્વો સરખાં જ સમાનતત્વો–હોઈ તેમાં સ્ત્રી તથા પુરુષતત્વ જુદું ઓળખી શકાતું નથી.

તંતુમય વનસ્પતિમાં ત્રણ મુખ્ય જાતો છે. પહેલી જાતમાંની ઉર્ણિકા (યુલોથ્રિકસ) નામની વનસ્પતિ તંતુની બનેલી હોય છે. બીજી એંટેરોમૉર્ફા નામની વનસ્પતિ ફીત અગર પટ્ટીના જેવી પહોળી તથા પાતળી હોય છે. તેને ડાંખળીઓ ફુટતી નથી. ઉર્ણિકાના તંતુમાં ઘણી પેશીઓ હોય છે. દરેકમાં એક એક હરિદ્રવ્યનો પટો હોય છે. એક પેશીમાંથી એક અથવા વધારે જનનપેશી ઉત્પન્ન થઈને તેનાથી અયોગસંભવ પદ્ધતિથી ઉત્પાદન થાય છે. આ જનનપેશીને ચાર ચાર વાળના જેવા તંતુ હોય છે, તેની મદદથી તેનાથી તરી શકાય છે. યોગસંભવ પદ્ધતિમાં "સમાનત્ત્વો" નો સંયોગ થાય છે. આ સમાનતત્ત્વો જનનપેશીની માફક એક પેશીમાંથી ઉત્પન્ન થાય છે, પરંતુ તે જનનપેશી કરતાં વધારે હોય છે. દરેક તત્ત્વને વાળના જેવા બબ્બે તંતુઓ હોય છે. એક વનસ્પતિનાં જ બે તત્ત્વોનો સંયોગ થતો નથી. બે જુદા જુદા તંતુના તત્ત્વોનો સંયોગ થાય છે તથા એક જનનપેશી તૈયાર થાય છે. આ પેશીમાંથી એક એકપેશીમય વનસ્પતિ થાય છે તથા તે જનનપેશી ઉત્પન્ન કરે છે. આ જનનપેશીમાંથી પહેલાંની માફક તંતુઓનો વધારો થવા માંડે છે. જેવી રીતે ચાર નાના તંતુઓની જનનપેશી ઉત્પન્ન થાય છે, તેવી જ રીતે ચાર અથવા બે તંતુઓની પણ છે; હાની સમાનતત્વ જેવડી જનનપેશી ઉત્પન્ન થાય છે તથા કેટલીક વાર તેમાંથી મુળના જેવી વનસ્પતિ તૈયાર થાય છે. ઉત્પાદક ઇંદ્રિયોની અથવા તત્ત્વોની આવા પ્રકારની અપૂર્ણાવસ્થા આ વનસ્પતિમાં વિશેષ પ્રમાણમાં છે.

એલાડોફોરા નામની તંતુમય વનસ્પતિ અગાઉ દર્શાવેલી વનસ્પતિઓ કરતાં સહેજ જુદા પ્રકારની છે. તેને ડાળીઓ ફુટે છે. તેની દરેક પેશીમાં ઘણાં કેંદ્રો હોય છે, તથા તેનાં હરિદ્રવ્યશરીરો ગોળ ડાઘા ડબકા જેવાં દેખાય છે. તેના તંતુ કોઈ કોઈ વાર એક ફુટ જેટલા લાંબા હોય છે. બીજી જાતો કરતાં આમાં એક એવી ખૂબી હોય છે, કે તેન છેડાની પેશામાં ફુણગો (અગ્ર) ઉપર આવેલો દેખાય છે. આ ફુણગાના અગ્રભાગ પાસે એક ઢેકો વધે છે અને તે એની મેળે વધવા માંડે છે તથા તેમાંથી ડાળી તૈયાર થાય છે. અસંયોગિક ઉત્પાદનમાં છેડાની પાસેની પેશીઓમાં ઘણી જનનપેશીઓ ઉત્પન્ન થાય છે તથા તેને વાળના જેવા બબ્બે તંતુઓ હોય છે. આ જનનપેશી બહાર નીકળીને તેમાંથી નવીન વનસ્પતિ તૈયાર થાય છે. યોગસંભવ ઉત્પાદન ઉર્ણિકાની માફક સમાન તત્વોનો સંયોગ થઈને જ થાય છે.

સમુદ્રમાં દેખાતી કેટલીક જાતોમાં પેશી ઉપર ચુનાનાં પડ જામેલાં હોય છે અને તેથી કરીને તે ઘણી વાર પરવાળાંના જેવી દેખાય છે. આમાંની કેટલીક જાતોમાં યોગસંભન ઉત્પાદન સમાનતત્ત્વોથી ન થતાં બે સ્પષ્ટ રીતે ઓળખી શકાય એવાં સ્ત્રી તથા પુરુષતત્વોનો સંયોય થઈને થાય છે. સાયફોનેલ નામની એક પ્રકારની વનસ્પતિની વૉચેરિયા નામની જાત મીઠા પાણીમાં તથા ભીની જમીન ઉપર મળી આવે છે. તેમાંથી જે જનનપેશી તૈયાર થાય છે તે બીજી જાતોની માફક બધી પેશીઓમાંથી તૈયાર ન થતાં ફકત છેડાની પેશીમાંથી જ થાય છે. પ્રથમ છેડાની પેશી ફુલે છે અને પછી તેમાંથી એક જ જનનપેશી તૈયાર થાય છે તે પેશી એટલી મોટી હોય છે, કે નરી આંખે તે જોઈ શકાય છે. આ જાતમાં યોગમંભવ ઉત્પાદન પણ જુદી રીતે થાય હોય છે. પ્રથમ પેશીને બે ઢેકા થાય છે તથા તેની બરાબર મધ્યમાં પેશીકવચ આવીને મૂળ પેશીથી તે જુદાં પડે છે. તે ઢેકા પછીથી વધી તેની બે પેશીઓ થાય છે. એમાંની એકમાં ઘણાં પુસ્તત્વો હોય છે તથા બીજીમાં એક જ સ્રીતત્વ હોય છે. અંદર રહેલી પેશીની મોઢા તરફની ત્વચા ફૂટીને તે પેશીને સ્રીતત્વની બરાબર સામે બારી જેવડી એક ખુલ્લી

જગા થઈ રહે છે. પછી પુંસ્તત્વની પેશી ફાટીને તેમાંથી પુંસ્તત્વો બહાર નીકળે છે. તેમાંના એક પુંસ્તત્વનો બારી વાટે અંદર પ્રવેશ થઈ સ્ત્રીતત્વ સાથે સંયોગ થાય છે. આ સંયોગને પરિણામે એક જનનપેશી તૈયાર થાય છે અને તેની પર એક કવચ ( પડ ) આવે છે. આ પેશીમાંથી પછી બીજી નવી વનસ્પતિ ઉત્પન્ન થાય છે.

( ૧૦ ) પિંગી ( ફીઓફીસી ) તપખીરિયા રંગની વનસ્પતિઃ—આ જાત હરિત પાણુકેશની માફક એકપેશીમય પુચ્છવિશિષ્ટમાંથી ઉત્પન્ન થએલી હોવી જોઈએ. આ વનસ્પતિના શરીરની રચના લીલી વનસ્પતિ કરતાં જરા ઉંચા પ્રકારની છે. અપવાદ તરીકે થોડીક જાતો બાદ કરતાં, આ વનસ્પતિ ખારા પાણીમાં મળી આવે છે, એમ કહેવામાં કોઇ વાંધો નથી. સમુદ્રની અંદર વધારે ઠંડા પાણીમાં આ વનસ્પતિને પૂર્ણાવસ્થા પ્રાપ્ત થઇ હોય એમ દેખાય છે. આમાંની જુદી જુદી વનસ્પતિનાં શરીરોમાં અતિશય વિચિત્રતા ભાસે છે. સૌથી સાદા પ્રકારની વનસ્પતિનાં શરીરો પેશીની આગળ એક પછી એક આવેલા તંતુઓનાં બનેલાં છે. કેટલીકને ડાળીઓ ફૂટે છે; કેટલીકને નથી ફુટતી. કેટલીકનાં થડ અનેક પેશીનાં બનેલાં હોય છે, અગર નળીનાં જેવાં પોલાં ગોળ હોય છે; તેમ તેને ડાળીઓ પણ ઘણી ફૂટેલી હોય છે. કેટલીકનાં થડ અનેકપેશીમય, ચપટાં તથા પહોળાં હોય છે. એક અગ્રસ્થિત વર્ધમાન પેશીદ્વારા આ બન્ને જાતોમાં વૃદ્ધિ થાય છે. કેટલીક વનસ્પતિ ગોળ પણ હોય છે. પેશીમાં ઘણું કરીને એક કેંદ્ર હોય છે. રંજિતદ્રવ્યશરીરો ઘણું કરીને ગોળ અથવા વાંકાંચૂંકાં હોય છે. તેમાં તપકિરી રંગનું દ્રવ્ય હોવાથી વનસ્પતિને કાળાશ પડતો તપકીરિયો રંગ બેસે છે. બરાબર પૂર્ણાવસ્થાને પહોંચેલી વનસ્પતિની શરીરરચનામાં ઘણો સુધારો થએલો નજરે પડે છે. બહારની પેશીનો થર બાહ્ય દ્રવ્યનું સાત્મીકરણ હંમેશાં કર્યા કરે છે. અંદરનો થર કોઠારની માફક એકઠું કરી રાખનારા થર જેવો હોય છે.. બે જાતમાં ચાલણી જેવી નળીની માફક એક પેશીજાલ મળી આવે છે. આ પેશીજાલ ઘણું કરીને ઑજસ દ્રવ્યનુ ( ઍલ્બ્યુમેન ) મિશ્રિત રસ લઈ જવાનું કામ કરે છે.

સમુદ્રમાં રહેનારી જાતો આકારમાં ઘણી મોટી હોય છે. ઉત્તર સમુદ્રમાં લામિનેરિયા નામની વનસ્પતિ હોય છે. તેનો આકાર ચપટા અને પહોળા પાના જેવો છે તથા તેને એક ડીંટું પણ હોય છે. આ પાનું ઘણીવાર ૧૦ ફીટ લાંબુ તથા તેનું ડીંટું અડધો ઇંચ જાડું હોય છે! દક્ષિણધ્રુવમહાસાગરમાં અસલથી ઉગનારી આવી જ એક વનસ્પતિ છે. તે છેક તળિયાના ભાગમાં ઉગે છે. ત્યાં તે એક જાળું તૈયાર કરે છે અને તેમાંથી ડાળીઓ ઉપર આવી પાણીની સપાટી ઉપર ફેલાઈ જાય છે. આ ડાળી ૨૦૦–૨૨૫ ફીટ લાંબા હોય છે! દક્ષિણધ્રુવમહાસાગરમાંની કેટલીક જાતો વૃક્ષની માફક વધે છે. તેનું મૂળ માણુસના ભુજદંડ જેટલું જાડું હોય છે અને તે ખૂબ ઉંચે વધે છે. બીજી જાતો આનાથીએ મોટી થાય છે. જે પ્રમાણે પૃથ્વી ઉપર વૃક્ષોના ઉગવાથી અરણ્ય બને છે તેવાજ પ્રકારનું અરણ્ય સમુદ્રની નીચેના ભાગમાં બની રહે છે-

ફ્યૂકસ નામની જાત બધા સમુદ્રોમાં મળે છે. મુંબઈ અને કોંકણ પટ્ટામાં ભરતીને વખતે સમુદ્રકિનારા ઉપર આવી પડેલી અનેક વનસ્પતિઓમાં તે હંમેશાં મળી આવે છે. આ વનસ્પતિ તપકીરિયા લાલ રંગની સ્હેજ જાડી, પાસે પાસે રહેનારી અને એક ઇંચ પહોળી અને ચપટી હોય છે. તેના ઉપર ગુમડાં થયાં હોય તેવા કેટલાક ઉપસેલા ભાગ હોય છે. આ ફોલ્લાઓની નીચે ચંબુ ( પાણીનો ચંબુ ) ના જેવી પોલાણવાળી જગ્યા હોવાથી તેમાં ઉત્પાદક ઇંદ્રિયો હોય છે. કેટલીક જાતોમાં એકજ પોલાણની અંદર પુરુષ અને સ્ત્રી એમ બન્ને પ્રકારની ઇંદ્રિયો અસ્તિત્વ ધરાવે છે. આ પોલાણમાં ઇંદ્રિયોત્પાદક પેશીની આજુબાજુએ કેટલાક લાંબા વાળ જેવા પેશીતંતુઓ હોય છે. આમાંના કેટલાક તે પોકળ ભાગના મોંઢામાંથી ઝુંમખાની માફક બહાર આવે છે.

રેતકરંડક (ઍંથેરિડિયમ ) લાંબી હોય છે. એક નાના ડીંટા ઉપર તે ઝુંમખાની માફક લાગે છે. તે ફાટીને તેમાંથી ઘણી રેતપેશીઓ બહાર નીકળે છે. આ પેશીઓ તે સમયે મૂળપેશીના અંદરના આવરણમાં ( ઢાંકણમાં ) લપેટાએલી હોય છે. પછીથી એ આવરણ ફાટે છે અને પેશીઓ છુટી થઇને બહાર નીકળે છે. દરેક પેશી લાંબી હોવા સાથે તેને બે વાળના જેવા તંતુ હોય છે. આ તંતુઓ એક સરખી લંબાઇના હોય છે. દરેક પેશીમાં એક રાતું બિંદુ હોય છે. રજકરંડક ( આર્કિગોનિયમ ) ગોળ હોય છે. દરેક કરંડક ( કરંડીયા ) માં આઠ રજપેશી હોય છે. તેની આજુબાજુ એક છેક પાતળું વેષ્ટન આવે છે. પેશા ફાટયા પછી તે પાતળું વેષ્ટન પણ ફાટે છે અને રજપેશી બહાર આવે છે. તેની આજુબાજુ રેતપેશીઓનો એક મોટો સમુદાય જામે છે. તેમાંની એક સાથે તેનો ( રજપેશીનો ) સંયોગ થાય છે. પછીથી તેનાપર

એક ત્વચા ( ૫૩ ) આવીને તે તળિયે જાય છે. પછી યથાસમયે તેમાંથી નવીન વનસ્પતિ બને છે. ફ્યૂકસની કોઈ કોઈ જાતમાં રજપેશી આઠને બદલે ચાર, બે અગર એક જ હોય છે. આવા પ્રસંગે તેમાં શરૂઆતમાં આઠ પેશીઓ હોય છે તો ખરી, પણ તેમાંની ચાર, છ, અગર સાતનો નાશ થઈ બાકીની સારી રહે છે.

આ જાતમાંની ઘણી વનસ્પતિઓ બહુ ઉપયોગી હોય છે. લામિનેરિયા તથા ફ્યૂકસ આમાંથી કેટલીકની રાખોડીમાંથી અદ ( આયોડીન ) નામનો એક પદાર્થ નીકળે છે. દવા તથા રસાયન પ્રયોગોમાં તેની ઘણી જરૂર પડે છે. બીજી પણ એક જાત ઔષધ તરિકે કામ આવે છે. કેટલીક જાતોનો ચિની તથા જાપાની લોક ખાવામાં ઉપયોગ કરે છે.

( ૧૧ ) તા મ્ર વ ન સ્પ તિ (રહોડોફીસી):— આ વનસ્પતિ પણ સમુદ્રમાં મળી આવે છે. તેના આકાર ઘણી જાતના હોય છે. એક વનસ્પતિ તદ્દન સાદી અર્થાત્ તંતુની માફક પેશીઓની હાર હોય છે. તે ઘણું કરીને કિનારીની માફક પહોળી અને ચપટી હોઇ તેની ઉપર ઘણી ડાળીઓ ફૂટેલી જણાય છે. કેટલીક તદ્દન પાનાં જેવી હોય છે. તેને ડીટું, મધ્ય રેષાઓ વિગેરે સઘળું હોય છે. આ સર્વ જાતોમાં. મૂળીયાના જેવા કેટલાક તંતુઓ જમીનમાં પેસીને ઉપરના ભાગને મજબુત બનાવી રાખે છે. કેટલીક વનસ્પતિ ઉપર ચુનાના થર ચઢીને તે પરવાળાં જેવી દેખાય છે. એમાં રંજિતદ્રવ્ય રાતું હોવાથી એનો રંગ લાલ અગર રતાશપડતો તપકીરિયો થાય છે. પેશીમાં એક અથવા વધારે કેંદ્ર હોઈ શકે છે.

બીજી જાતોની માફક તેનું અયોગસંભવ ઉત્પાદન જનનપેશીમાંથી થાય છે. યોગસંભવ ઉત્પાદન માત્ર બીજી જાતો કરતાં આમાં તદ્દન જુદા જ પ્રકારનું હોય છે. રેતકરંડકને ફકત એકજ રેતપેશી ઉત્પન્ન થાય છે. તે ગોળાકાર હોઈ તેને તંતુ હોતા નથી. આ કારણથી તેનું હલનચલન અશકય બને છે. જલપ્રવાહ અનુસાર તે રજપેશી તરફ તણાય છે. રજકરંડક લંબાકાર હોઈ તેનો નીચેનો ભાગ ચંબુના જેવો ફૂલેલો હોય છે. તેમાં રજપેશી રહે છે. ઉપરનો ભાગ રેતને પકડવાનું કામ કરે છે. રેત પાસે આવતાં જ ઉપરના ભાગનું મુખ ફાટે છે અને રેત અંદર પ્રવેશ કરે છે. પછી તેમાંનું દ્રવ્ય રજપેશીસાથે સંયોગ પામે છે. તેનાથી કાંઈ નવીન વનસ્પતિ એકદમ ઉત્પન્ન થતી નથી. પ્રથમ તેમાંથી કેટલાક તંતુઓ ઉત્પન્ન થાય છે. આ તંતુઓ ઉપર ઘણી જનનપેશીઓ રહે છે. આ જનનપેશીમાંથી બીજા તંતુઓ બને છે અને તેમાંથી નવીન વનસ્પતિ ઉત્પન્ન થાય છે. આવી રીતે એક વનસ્પતિમાંથી બીજી ઉત્પન્ન થતાં સુધીમાં બે પેઢીઓ થાય છે.

આ જાતની વનસ્પતિમાંથી એક ઘાડો પણ ભીનાશવાળો ગુંદરના જેવો પદાર્થ તૈયાર થાય છે અને તે દવામાં કામ આવે છે. આ ઉપરાંત તેમાંથી 'અૅગર' નામનો એક પદાર્થ બને છે; તે ખાવાના તથા બીજા અનેક કામમાં ઉપયોગી થઈ પડે છે.

( ૧૨ ) અ વિ ભા જિ તા લિં બ (ફાયકોમાયકેટીસ ):—અલિંબ ( ફંગી ) વર્ગમાં આ એક પ્રકાર છે. આ વનસ્પતિ ઘણી નાની તથા પરોપજીવી છે. પ્રાણિજન્ય અગર વનસ્પતિજન્ય દુર્ગંધયુકત પદાર્થોપર અથવા મોટાં પ્રાણિઓનાં અગર વનસ્પતિનાં શરીર ઉપર એ ઉગે છે. એનું થડ અનેક ગુંચવાએલા તંતુઓનું બનેલું હોય છે. આમાં પેશીત્વચા વચમાં આવવાથી તેના જુદા જુદા ભાગો બનતા નથી. ફકત ઉત્પાદક ઇંદ્રિયો આવવાને સમયે તેના ભાગ થાય છે; અને તેની ઇંદ્રિયો તૈયાર થાય છે. બધા તંતુઓમાં જીવદ્રવ્યો હોય છે. તેને અતિશય નાનાં નાનાં ઘણાં કેંદ્રો હોય છે, પણ રંજિતદ્રવ્યશરીરો બિલકુલ દેખાતાં નથી. એટલે આ વનસ્પતિ રંગહીન હોય છે.

જનનપેશીમાંથી અયોગસંભવ ઉત્પાદન થાય છે. પ્રથમ એક પેશીમાંના સર્વ જીવદ્રવ્યો જુદાં પડી જાય છે અને તેમાંથી અનેક જનનપેશીઓ ઉત્પન્ન થાય છે. જે જાત પાણીમાં થાય છે, તેની જનનપેશીને એક કે બે વાળના જેવા તંતુ હોય છે. તેની મદદથી તે તરી શકે છે. જે જાત જમીન ઉપર ખુલ્લી હવામાં હોય છે, ત્યાં તેને એકપેશીકવચ આવે છે. પવનના ઝપાટા સાથે તે ઉડીને કોઈ એક યોગ્ય સ્થળે જઈ પડતાં જ તેમાંથી નવીન વનસ્પતિ તૈયાર થાય છે. યોગસંભવ ઉત્પાદન બે રીતે થાય છે. કેટલીક જાતોમાં રેતકરંડકમાંથી એક નળી બહાર આવે છે, ને તે રજકરંડકને જઇને મળે છે. આ નળીદ્વારા રેતદ્રવ્યો રજદ્રવ્યોને મળે છે અને તેમાંથી એક જનનપેશી બને છે. ફકત એક જ વનસ્પતિમાં રેત જુદું પડી બહાર આવે છે. બીજી રીત એટલે બે સમાન તત્ત્વોનો સંયોગ અને તેમાંથી જનનપેશીની ઉત્પત્તિ.

કોબી, નવલકોલ, બટાટા વિગેરેમાં જે રોગ ઉત્પન્ન થાય છે, તે આ જાતના વનસ્પતિ દ્વાર

થાય છે. એના સ્થાણુ ( થૅલસ ) માંના તંતુઓ પાનાંના ત્વચારંધ્ર ( સ્ટોમા ) માંથી અંદર પ્રવેશ કરી પોતાની જાળ બિછાવે છે. બહાર નીકળેલા તંતુઓ ઉપર જતાં તેનાપર જનનપેશી ઉગે છે. આ જનનપેશી બહુજ જલદીથી વધી જાય છે અને તે ઘણી સંખ્યામાં હોય છે. પવનના ઝપાટા સાથે ઉડી જઇને તે આ રોગ ફેલાવે છે.

છાણ ઉપર, કુળી ભીની ભાખરી ઉપર તથા બીજા ખુલ્લા પડેલા ભીના ખાદ્ય પદાર્થો ઉપર જે ફુગ ચઢે છે. તે આ પ્રકારની હોય છે. ઉપર દર્શાવેલી વનસ્પતિઓ કરતાં આ જાત ઘણી મોટી હોય છે. કેટલેક દિવસે તે કાળી પડતી જાય છે. દુર્બીન દ્વારા જોતાં તેની રચના સ્પષ્ટ રીતે દેખાય છે. કેટલાક તંતુઓ આડાઅવળા ફેલાયલા હોય છે. વળી કેટલાક તે પદાર્થની અંદર પેઠેલા હોય છે. તેમ કેટલાક ઉપર ઉગેલા પણ હોય છે. ઉપરના તંતુઓમાંના ઘણાના છેડા ઉપર એકેક ગોળ ગોળી નજરે પડે છે. એ જ જનનપેશી ઉત્પાદન કરનારી પેશી. તેમાંનાં જીવદ્રવ્યોના ભાગ પડી પડીને તેમાંની અંદરની જનનપેશી બરાબર તૈયાર થયા બાદ ઉપરની પેશીનું કવચ નષ્ટ થાય છે અને જનનપેશી બહાર નીકળે છે. જે પેશીમાં જનનપેશી હોય છે, તે હાથને નાનાસરખા કણ ( દાણા ) જેવી લાગે છે નરી આંખે તે જણાય છે. કેટલીક વાર આ અયોગસંભવ પદ્ધતિને બદલે યોગસંભવ ઉત્પાદન થાય છે. આવા પ્રસંગે મૂળ તંતુની બાજુમાં બે ડાળીઓ ફુટે છે. આ બે તંતુના આકાર કંઇક મલ્લોની જોડીને મળતા આવે છે. તે પાસે પાસે આવીને તેના છેડા એક બીજાને ચોંટી જાય છે. પછી તે ચોંટેલા ભાગમાંથી નજીકમાં જ બન્ને તંતુઓને બે ત્વચા ( પડ ) આવે છે. આને પરિણામે આખા તંતુમાંથી બે નાના નાના ભાગો જુદા પડે છે. ચોંટેલા ભાગની ત્વચા ફુટી જઇને બન્ને ભાગમાંના દ્રવ્યોનો સંયોગ થાય છે. પછી તેનાપર એક ખરબચડી કાંટાવાળી ત્વચા આવે છે અને તેની એક જનનપેશી બને છે. આ નવી જનનપેશીમાંથી નવીન વનસ્પતી ઉત્પન્ન થાય છે. તથા તેમાંથી ફરી અસંયોગિક પદ્ધતિથી જનનપેશી ઉત્પન્ન થાય છે. આ જાતો મોટી વનસ્પતિપરના રોગના સ્વરૂપની છે, માટે તે વિષેની માહિતી ' પાકના રોગ ' નામના પ્રકરણમાં વિગતવાર આપેલી છે. ત્યાંથી વાંચી લેવું.

[ ૧૩ ] વિભાજિતા લિંબ [ યુમીસેટીસ ]:— અલિંબ વર્ગના આ બીજો પ્રકાર છે. આમાં અવિભાજિતા લિંબની માફક વનસ્પતિનાં શરીરો તંતુનાં બનેલાં હોય છે. પણ એમાંના તંતુમાં પેશીત્વચા બરાબર વધવાથી તેના ભાગ બનેલા હોય છે. પેશીત્વચા પાતળી હોય છે. તેમાં પણ રંજિત દ્રવ્યો હોતાં નથી. તંતુઓ એકએકને વીંટાળેલા હોવા છતાં તેમનો એક જીવ થતો નથી. ઉચ્ચ પ્રકારના અલિંબમાં ઘણી ડાળીઓ ફુટેલા તંતુઓ એકત્ર થઈ તેનો એક ગોળો બને છે તથા એક થોડી સરખી સમપરિમાણ પેશીજાલ [ પેરેંચીમેટંસટીશ્યુ ] તૈયાર થાય છે. અયોગસંભવ પદ્ધતિ અનુસાર ઉત્પાદનમાં તેના બે પેટા વિભાગો નજરે પડે છે. પહેલામાં એક મુદ્‌ગલાકાર પેશી હોય છે, જેમાં જનનપેશીની એક નક્કી થએલી સંખ્યા ઘણુ કરીને આઠની હોય છે. બીજા પેટા વિભાગમાં જુદા જુદા આકારની ચાર પેશીના એક ભાગ ઉપર અથવા એકપેશીમય એક ભાગ ઉપર જનનપેશીની એક નિશ્ચિત સંખ્યા, ઘણું કરીને ચારની હોય છે. આ બીજી જનનપેશી તે ભાગ ઉપર કળીની માફક ઉગે છે.

પેટા વિભાગ પહેલો:—એમાં સંયોગક ઇંદ્રિયો હોય છે. રજનો રેત સાથે સંયોગ થયા પછી તેમાંથી ઉત્પન્ન થનારી જનનપેશી મૂળ વનસ્પતિથી છુટી ન પડતાં ત્યાં જ રહે છે. તથા તેમાંથી તંતુઓ ઉત્પન્ન થાય છે અને તેમને અયોગસંભવ જનનપેશી ઉત્પન્ન થાય છે. આ તંતુઓ તથા પ્રથમના તંતુઓ એકઠા થઈ કોઈ કોઈ વાર એક ફળના જેવો પદાર્થ તૈયાર થાય છે. પ્રથમના તંતુઓમાંથી સંયોગિક ઇંદ્રિયોનું ઉત્પન્ન થવું એ લિંગપિઢી, [ ગેમેટોફાઈટ ] તથા પછીના તંતુઓના સંયોગથી બનેલી જનનપેશીમાંથી તંતુ ઉત્પન્ન થઇને તેને અયોગસંભવ પદ્ધતિ અનુસાર જનનપેશી આવે, તે અલિંગપિઢી [ સ્પૉરોફાઈટ ]. આ પ્રકારની બે પિઢીઓ આ વનસ્પતિમાં હોય છે. આ વાતમાં તથા એના સંયોગની વાતમાં આ જાત લાલ વનસ્પતિ [ રોડોફાઈસી ] જેવી છે.

અયોગસંભવ ઉત્પાદનમાં એક પેશીની અંદરના કેંદ્રના ભાગ પડી તેમાંથી આઠ જુદા જુદા ભાગ બને છે અને એમાંથી જનનપેશી તૈયાર થાય છે. ઘણું કરીને આ પેશીઓ એકની આગળ એક એવી રીતે બનેલી એક લાંબી પેશીમાં હોય છે આ પેશીના છેડા ફાડીને તે બહાર આવે છે અને પવનની સાથે ઉડી જાય છે. ચોમાસામાં બુટ ઉપર, જોડા ઉપર તથા લાકડા ઉપર ભુખરા, લીલા અગર પીળાશ પડતા રંગની જે ફુગ ચઢેલી દેખાય છે, તે

આ પ્રકારની વનસ્પતિની જ હોય છે. એ ઘણી નાની હોય છે. આવી જ એક પ્રકારની ફુગ ધાન્યને ચઢે છે. એ મોટી ઔષધિક ગણાય છે. એમાંથી અરગોર [ અર્ગેટ ] નામનું શીઘ્રપ્રસૂતિકર ઝેરી ઔષધ તૈયાર કરવામાં આવે છે.

આજ જાતિમાં કિણ્વ ( યીસ્ટ ) નામની વનસ્પતિનો સમાવેશ થાય છે. આ વનસ્પતિ એક પેશીમય હોય છે. આનો આકાર ગોળ અગર લંબ ગોળ હોય છે. દરેક પેશીને એક કેંદ્ર હોય છે. તેનું ઉત્પાદન ઘણું કરીને વાનસ્પતિક રીતે જ થાય છે. પેશીને શરૂઆતમાં એક કળીના જેવો ફુગારો ઉત્પન્ન થાય છે; તે વધીને એક સ્વતંત્ર પેશી બને છે. આવી અનેક પેશીઓ એકમેકને ચોંટીને રહે છે. અને તેની એક સાંકળો તયાર થાય છે જે ઠેકાણે એ રહે છે. ત્યાંનું પોષક દ્રવ્ય ખલાસ થતાં જ તેમાંથી જનનપેશી ઉત્પન્ન થાય છે. આ વનસ્પતિ ખાંડ ઉપર રહે છે. અને તેમાંથી મદ્ય તથા કર્બદ્વિપ્રાણિદ નામનો વાયુ તૈયાર કરવામાં આવે છે. દ્રાક્ષની ઉપર એવી જનનપેશી હોય છે તેથી જ દ્રાક્ષનો રસ કાઢી રાખ્યો હોય, તો તે અંબાય છે અને તેમાંથી મદ્ય તૈયાર થાય છે. તાડીનો રસ પહેલાં તો તદ્દન મીઠો હોય છે અને તેમાંથી ગોળ અને સરબત પણ બનાવવામાં આવે છે. પણ તે જ રસ કોઈ વાર ખટાય છે અને તેમાંથી તાડી નામનો દારૂ બને છે. આ દારૂ બનવામાં કિણ્વ વનસ્પતિ જ કારણરૂપ છે. સર્વ પ્રકારના પીવાના દારૂ કિણ્વમાંથી તૈયાર થાય છે. આથી હાલના ધંધારોજગારમાં તેનો મોટા પ્રમાણમાં ઉપયોગ કરવામાં આવે છે.

પેટા વિભાગ બીજો:—આમાં યોગસંભવ ઉત્પાદન બીલકુલ હોતું નથી. ફક્ત એક જ વનસ્પતિમાં આ ઇંદ્રિયો અથવા ઇંદ્રિયોના અવશેષ માલમ પડે છે. પરંતુ એ ઇંદ્રિયોની સંયોગશક્તિ આ વનસ્પતિમાં પણ નષ્ટ થયેલી હોય છે. એને પણ તંતુઓ હોય છે અને તેમને ઘણું કરીને ચાર ચાર જનનપેશી આવે છે. એ જનનપેશીમાંથી ફરીથી તંતુઓ ઉત્પન્ન થાય છે. ઘઉં, મકાઇ વિગેરે ધાન્ય ઉપર જે રાતો રોગ આવે છે, તે આમાંનો હોય છે. એના સંબંધથી પાકને ઘણું નુકસાન થાય છે. છત્રી અથવા ભૂછત્ર ( કુતરાનો ટોપ ) નામની વનસ્પતિ આ જ પ્રકારની હોય છે. એના અનેક પ્રકાર હોય છે અને તે સર્વ સડતા પદાર્થો ઉપર તથા લાકડા ઉપર ઉગે છે. તેને એક ડીંટું હોય છે અને તેના પર છત્રીના જેવો પહોળો અથવા ગોળ ગોળીના જેવો એક ભાગ હોય છે. આ ડીંટું લાંબા લાંબા દોરા જેવી પેશીનું બનેલું હોય છે. ઉપરના મોટા ભાગમાં જનનપેશી આવેલી હોય છે. તેની નીચેના ભાગ ઉપર ઝાલરના જેવાં ઘણાં પડ હોય છે. આ પડ ઉપર ઘણા જ સૂક્ષ્મતંતુઓ આવે છે; તેમ કેટલાક ઉપર જનનપેશી આવેલી હોય છે. કેટલીક તો અત્યંત ઝેરી હોય છે, જ્યારે કેટલીકની ગણત્રી સારા સ્વાદિષ્ટ શાકમાં થાય છે! ઘણાં લોકો એનું શાક કરીને ખાય છે. આ જાતના સંબંધમાં ' પાકના રોગો ' એ લેખ વાંચવો.

(૧૪) શિલાવલ્ક આ વનસ્પતિ બે વનસ્પતિઓ સાથે સાથે રહીને એકમેકની મદદથી બનેલી સંયુક્ત વનસ્પતિ હોય છે. ઉંચા પ્રકારનાં અલિંબ (ખાસ કરીને પહેલા વિભાગની વિભાજિતાલિંબ) તથા નીલ પાણુકેશ અથવા હરિત પાણુકેશ એમના તદ્દન નિકટ સહવાસથી બન્નેનું મળીને એક થડ બને છે અને એને જ શિલાવલ્ક એમ કહે છે. ખરૂં જોતાં અલિંબ તથા લીલા અથવા ભૂરા પાણુકેશ એ બન્નેના તે તે ભાગમાં જ વિચાર કરવા ઘટે છે. પણ જુદા જુદા શિલાવલ્કોમાં એકબીજા સાથે એટલું સામ્ય હોય છે, કે તેમની એક જુદી જ જાત ઠરવી ઠીક પડે.

પ્રથમ કેટલાક પાણુકેશની પેશીની આજુ બાજુ ઘણા બુરશિના એટલે અલિંબના તંતુઓ એકઠા થાય છે અને તેને પુરેપુરૂં વીંટી લે છે. આ પાણુકેશની પેશીમાંથી બુરશીને સેંદ્રિયદ્રવ્યો મળે છે. તેનાપર એનું ગુજરાન ચાલે છે. કેટલીક વાર આ તંતુ પાણુકેશની પેશીમાં પ્રવેશ કરીને તેમાંનું દ્રવ્ય ખાઈ જાય છે. બીજી રીતે વિચાર કરતાં આ અલિંબો તરફથી પાણુકેશની પેશીઓને પાણી, નિરિંદ્રિય પદાર્થ તથા કેટલાક સેંદ્રિય પદાર્થ પણ પ્રાપ્ત થાય છે. આવી રીતે આ જોડી એકબીજાની મદદથી પોતપોતાનો આયુષ્યક્રમ ચલાવે છે.

એમા સ્થાણુના ઘણા પ્રકાર છે. તદ્દન સાદા એટલે બે પ્રકારના તંતુઓ એકઠા થઇને એક સંયુક્ત બનનારો તંતુ સહેજ ભેજવાળી જમીન ઉપર કાળાશ પડતા રંગનો જ સાધારણ થર જણાય છે. તેમાં મળી આવે છે. કેટલાંક પાનાં જેવાં હોય છે. એની પેશી ઉપર સરેસના જેવો એક ચીકણો અને નરમ પદાર્થ હોય છે. ઉપરની બન્ને જાતોમાં બન્ને વનસ્પતિનો મેળાપ અચ્છી રીતે થયેલો હોય છે. બીજી કોઈ જાતમાં આવો સારો મેળ હોતો નથી; તેને મિશ્રસ્થાણુ કહે છે. તેની બરાબર મધ્યમાં પાણુકેશની પેશી હોય છે. તેની આજુબાજુ બુરશીતંતુ છુટા છુટા હોય છે. એની ઉપર અને નીચે બુરશીનો જાડો થર હોય છે. એ બન્ને બહારનાં થ

ઘણું જાડાં હોવાથી ઝાડની ખાલ જેવાં દેખાય છે. આવા મિશ્ર સ્થાણુ (થડ) વાળા શિલાવલ્કના ત્રણ ભાગ પાડવામાં આવ્યા છે. પહેલો પોપડાના જેવો. એના થર પથ્થર ઉપર મળી આવે છે. બીજો પાનાં જેવો. એનો આકાર ચપટા પાનાં જેવો હોવાથી તે ઘણી જ સહેલાઈથી પથ્થરને ચોંટી જાય છે. તેની નીચેની બાજુમાં બારીક તંતુઓ આવે છે. તેની મદદથી તે પથ્થર અથવા ઝાડની છાલને ચોંટી જાય છે. ત્રીજો ભાગ ફળના જેવો હોય છે. તે તંતુવાળો અથવા કિનાર (ફીત)ના જેવો હોય છે. તેના થડનું એક નાનું ઝાડવું બને છે; તેની જડ પથ્થરને અગર ઝાડને ચોંટી રહે છે તથા બાકીનો ભાગ હવામાં ખુલ્લો રહે છે, અથવા જમીન પર પ્રસરેલો હોય છે.

એમાંની બુરશીને જનનપેશી પ્રાપ્ત થાય છે પણ તે ઘણું કરીને એકલી ઉગતી નથી. તેની સાથે જો એના કામની પાણુકેશની પેશી ન હોય, તો તે ઉગતી નથી. કોઈક જ એકલી ઉગે છે. શિલાવલ્કનું ઉત્પાદન વાનસ્પતિક પદ્ધતિથી થાય છે. જડના ભાગ પડી જુદા થાય છે અને દરેક ભાગ વધીને પોતાને માટે તંતુઓ ઉત્પન્ન કરી પથ્થરને ચોંટે છે.મિશ્રસ્થાણુમાં ઘણું કરીને પાણુકેશનીપેશીની આજુબાજુએ તંતુઓનું એક મજબુત વેષ્ટન ( ઢાંકણુ ) બની એક ગોળો તૈયાર થાય છે. પછી જડ ફાટે છે અને આ ગોળો બહાર નીકળી પવનની સાથે ઉડી જાય છે અને નવીન શિલાવલ્ક ઉત્પન્ન થાય છે. ફળના જેવો ભાગ માત્ર બુરશી (ફંગસ્) હોય છે. પાણુકેશ ફક્ત વાનસ્પતિક રીતથી જ ઉગી શકે છે.કોઈ કોઈ વરસૂળી ઉપર ફળના જેવા પદાર્થ આવી જઈને તેના ઉપર હંમેશની માફક તંતુઓ આવે છે. વિભાજિતાલિંબના પહેલા પેટાવિભાગમાં જે તંતુઓ શિલાવલ્કમાં જોવામાં આવે છે, તેમનું ઉત્પાદન યોગસંભવની રીતે પણ થાય છે.બીજા પેટાવિભાગમાં પણ કેટલાંક શિલાવલ્કો હોય છે. ગરમ મસાલામાં જે દગડફૂલ આવે છે તે પણ એક શિલાવલ્ક જ છે. લિટમસ નામનો રસાયન શાસ્ત્રમાં કામમાં આવતો રંગ તે એક શિલાવલ્કમાંથી જ કાઢવામાં આવે છે.

(૧૫)કાંડશરીરિકાઃ—સ્થાણુવર્ગ(થડવાળા)માં આ છેવટની જાત છે. આ વર્ગમાંની એ અતિશય ઉંચા પ્રકારની વનસ્પતિ હોવાથી તદ્દન હલકી તથા ઉંચી એ બે જાતની વનસ્પતિઓ કરતાં તદ્દન જુદા પ્રકારની છે એ મીઠા પાણીમાં મળી આવે છે. તેનો રંગ લીલો હોય છે અને તે સાંઠાના જેવી દેખાય છે. મધ્યભાગમાં એક થડ હોઇ તેને પાસે પાસે સરખે અંતરે ઘાસના જેવા સાંઠા અને ગઠ્ઠા હોય છે દરેક સાંઠાના અગ્ર ભાગ ઉપર વર્તુલાકાર બધી બાજુથી મૂળ થડ પ્રમાણે પરંતુ બારીક બારીક સાંઠાના જેવી ડાળીઓ ફુટે છે. આ આડી ડાળીઓને પણ બીજી ડાળીઓ ફુટે છે. ડાળી અને થડની વચ્ચે પડતા ખાંચામાંથી પણ પાછી એક ડાળી ફુટે છે. આ ડાળી થડના જેટલી લાંબી થાય છે. જડની પાસેના સાંઠાઓના અગ્રભાગમાંથી નીકળેલા તંતુઓથી આ વનસ્પતિ જમીનમાં સખત ચોંટી જાય છે. આ વનસ્પતિ કોઈ કોઈ વાર એક ફુટ કરતાં પણ વધારે લાંબી વધે છે. એની લંબાઈ એક આગળની ફુલેલી પેશીને લીધે વધવા માંડે છે. એ પેશાના વિભાગ પડે છે. નીચેના વિભાગના વળી બીજા ભાગ પડી પડીને ડાળી વધવા માંડે છે. તથા ઉપરનો વિભાગ અગાઉના જેવો મોટો થઈને પછી તેના બે ભાગ પડે છે. એનો સાંઠો વાંસના જેવો પોલો હોય છે. પોલાણના બહારના ભાગમાં અંદરની પેશીમાં એકેક કેંદ્ર થાય છે તથા અનેક ગોળ હરિદ્રવ્યશરીરો હોય છે.

કાંડશરીરિકામાં જનનપેશીમાંથી અયોગસંભવ ઉત્પાદન બિલકુલ થતું નથી. યોગસંભવ ઉત્પાદન રેત અને રજના સંયોગથી થાય છે. તેમાં રેતકરંડક રાતા રંગનાં અને ગોળ હોઇ નરી આંખે દેખી શકાય છે. રજકરંડક લાંબા હોય છે. આ બન્ને પ્રકારના કરંડકો મુખ્ય થડ અથવા તેની ડાળીઓને ફુટેલી બીજી ઝીણી ઝીણી ડાળીઓના છેડાઓના અગ્રભાગ ઉપર આવેલા હોય છે. કેટલીક વનસ્પતિમાં કેવળ રેતપેશી અને બીજી કેટલીકમાં કેવળ રજપેશી જ મળી આવે છે. ઘણે ભાગે તો રેત અને રજપેશી એક જ વનસ્પતિમાં મળી આવે છે.

રેતકરંડક પ્રથમ એક પેશીમાંથી થાય છે. તે એક પેશીના આઠ ભાગ પડે છે. દરેક ભાગના ફરી ત્રણ ત્રણ ભાગ થાય છે. પછી બહારની આઠ પેશીઓનો એક પોલો ગોળો તૈયાર થાય છે. અને બાકીની પેશીઓમાંથી ગોળાના આઠે ભાગની અંદરના દાંડા તૈયાર થાય છે. દરેક દાંડાને ફરી બીજી દાંડીઓ ફુટે છે. અને તે દાંડીઓને લાંબી લાંબી ફીત (કીનારી) ની માફક કોથળીઓ આવેલી હોય છે. આ કોથળીઓમાં રેતપેશી હોય છે. આ રેતપેશી બુચ કાઢવાના સ્કૂના જેવી આમળાવાળી હોઈ તેને બે વાળના જેવા તંતુઓ હોય છે.

રજપેશી પ્રથમ તો છુટી હોય છે; પણ તરત જ તેના ઉપર પાંચ પેશીનું એક વેષ્ટન (ઢાંકણુ) આવે છે. આ પેશી તેની આજુબાજુ વીંટાઈને તેના છેડા છેવટે કલગીની માફક ઉપર આવે છે. આ બધા છેડાના મધ્યના છિદ્રમાંથી રેત અંદર દાખલ થઇ

રજ સાથે સંયોગ પામે છે. રજપેશીમાં ઘણાંક તેલનાં ટીપાં તથા પિષ્ટસત્વ હોય છે. રજનો સંયોગ થયા બાદ તેની ઉપર એક જાડી ત્વચા (પડ) આવે છે અને તે મૂળ વનસ્પતિમાંથી નીચે સરી પડે છે. તેમાંથી કેટલાક તંતુઓ ઉત્પન્ન થાય છે. પછી તે તંતુઓમાંથી નીચે મૂળના જેવા તંતુ અને ઉપર મુખ્ય ડાળી તૈયાર થઈને તેને કાંડશરીરિકાનું પૂર્ણ રૂપ પ્રાપ્ત થાય છે.

યુરોપમાં એક વનસ્પતિ છે, તે ફક્ત રજપેશીજ ઉત્પન્ન કરે છે. એમાં સંયોગ નહિ થતાં આપોઆપ રજની ગર્ભ ધારણા થઈ અને તેમાંથી નવીન વનસ્પતિ તૈયાર થાય છે. કેટલીક વનસ્પતિમાં નીચેના ભાગમાંની ડુંગળી જેવા પદાર્થ તૈયાર થાય છે. તેમાંથી વાનસ્પતિક પદ્ધતિથી નવીન વનસ્પતિ ઉત્પન્ન થાય છે. આ કાંદા (ડુંગળી) ટેટાઓનાજ એક વિશિષ્ટ પ્રયોગથી બનેલા હોય છે. તેને નાની નાની ડાળીઓ પણ આવેલી હોય છે.

૨. લિંગકરંડકધારી—(૧) શૈવાલ વર્ગ. આ વર્ગમાં બે જાત છે. એક શૈવાલ–શૈવાલતંતુ નહિ–અને બીજી શૈવાલના જેવી જ પથ્થર તથા ઈંટો ઉપર ઉગનારી યકૃતક (હિપેટિસી) નામની વનસ્પતિ. સ્થાણુવર્ગની વનસ્પતિ અને આમાં ભેદ ફક્ત તેમની સંયોગેંદ્રિયના સંબંધમાં જ હોય છે. આ વર્ગમાં જનનપેશીમાંથી અયોગસંભવ ઉત્પાદન થાય છે. જનનપેશીમાંથી તૈયાર થયેલી વનસ્પતિને સંયોગિક ઈંદ્રિયો પેદા થાય છે અને ઈંદ્રિયોના સંયોગથી ઉત્પન્ન થતી વનસ્પતિને જનનપેશી પણ આવે છે. આ પ્રમાણે આ વર્ગમાં અલિંગ અને લિંગ એવી બે પેઢીઓ ઉત્તમ પ્રકારે દેખાદ આવે છે. જનનપેશી ભરાઈ જતાં જ યકૃતકમાં એકદમ વનસ્પતિ તૈયાર થાય છે અને તેની પર કળીઓ બેસે છે. આ કળિઓમાંથી શૈવાલ ઉગે છે. યકૃતકમાંની ઘણી વનસ્પતિને દ્વિપાદ ( ડાયકોટોમસ ) ડાળીઓ ફુટે છે. એ બધી ડાળીઓ નીચેની બાજુએ જમીનમાં તંતુ વડે ચોંટી જાય છે. ઉચ્ચ યકૃતક તથા સર્વ શૈવાલ જાત એમાં ફક્ત થડ અને પાનામાં ચોખ્ખો ભેદ હોય છે તથા થડની નીચેની બાજુએ મૂળીઆં જેવા તંતુઓ હોય છે. આ તંતુઓ મૂળીઆંનું બધું કામ કરે છે. આ વર્ગમાં ખરાં મૂળ હોતા નથી. શૈવાલની અંતરરચના પણ તદ્દન સાદા પ્રકારની છે. જ્યારે થડમાં વાહિની હોય છે. ત્યારે તે તદ્દન સાદી–અર્થાત્ લાંબી પેશીઓના એક સમુદાય જેવી–હોય છે. લિંગપિઢી ઉપર જે સંયોગિક ઇંદ્રિયો આવે છે તે શૈવાલમાં પૂર્ણ વૃદ્ધિ પામ્યા પછીજ આવે છે. જે વનસ્પતિ સ્થાણુરૂપ હોય છે, તેના ઉપરના ભાગમાં અને જે વનસ્પતિ ડાળીઓ જેવી હોય છે તેના છેડા ઉપર આ ઇંદ્રિયો આવે છે.

રેતકરંડક લંબગોળ અગર મુદ્ગલાકાર (મગદળીઆ જેવા આકારના) હોય છે. તેને એક ડીંટુ હોય છે. એમાં ઘણી પેશીઓ હોય છે. અને તે દરેકમાંથી બબ્બે રેતપેશી ઉત્પન્ન થાય છે. કરંડકનું ઉપરનું મોઢું ફાડીને રેતપેશી બહાર આવે છે. તે સતેજ આમળાવાળી હોઈ તેને વાળના જેવા બે તંતુઓ હોય છે. રજકરંડક ચંબુ કે સુરાઈ જેવા હોઇ તેને ઘણું કરીને ડીટું હોતું નથી. હોય, તો તદ્દન નાનું હોય છે. કેટલીક વાર આજુબાજુની પેશીમાં તે થોડા ઘણા દટાએલા થાય છે. એના ચંબુ જેવા ભાગમાં એક પેશી હોય છે. તે રજપેશી બને છે. તથા ઉપરની પેશી લાંબી ડોક બને છે. રજ પૂર્ણાવસ્થાએ પહોંચ્યા પછી ઉપરની પેશીનું મુખ ઉઘડે છે અને તેમાંથી એક પ્રકારનો રસ વહેવા લાગે છે. આ રસ તરફ રેતનું આકર્ષણ થાય છે અને પછી બન્નેનો સંયોગ થાય છે. એમાંથી પાછી એક અલિંગપિઢી ઉત્પન્ન થાય છે. શૈવાલ વર્ગમાં આ પિઢી એક ફળના જેવી હોય છે. અને તે હંમેશાં મૂળ વનસ્પતિને જ ચોંટી રહે છે. વળી કેટલેક અંશે તે પરોપજીવી પણ છે.

આ વર્ગની બે જાતોમાંની યકૃતકમાં જનનપેશીમાંથી તંતુમય જાળ સારી રીતે ન થતાં એકદમ લિંગપિઢી બને છે. જનનપેશીને ઉડવા માટે ઉપયોગી થઈ પડે તેટલા માટે પંખાની માફક પુછડાં જેવાં અવયવો હોય છે. બીજી જાતમાં શૈવાલમાં, તંતુમય ભાગ સારી રીતે દેખાય છે. આ વનસ્પતિ થડ તથા પાનાંથી પરિપૂર્ણ હોય છે. તેની જનનપેશીને પાંખો હોતા નથી.

(૧) યકૃતકઃ—એના ચાર ભાગ પાડવામાં આવ્યા છે. પહેલી જાતની વનસ્પતિ પાંદડાં જેવી હોઈ જમીન ઉપર ફેલાય છે. કોઈ વનસ્પતિ પાણીની ઉપર તો કોઇ પાણીની નીચે પણ ઉગે છે, એની ડાળીઓ દ્વિપાદ પદ્ધતિથી ફુટે છે. તેની નીચેના ભાગમાં તંતુ અને વલ્કપર્ણો (સ્કેલ્સ)હોય છે. આનાથી તેમના મૂળીઆંનું કામ સરે છે. રેત અને રજકરંડક ઉપરની બાજુ હોય છે. તે આજુબાજુની પેશીમાં થોડાઘણા દટાયેલા હોય છે. સંયોગ થયા બાદ ઉત્પન્ન થનારી પેશીમાંથી ફળના જેવું એક અવયવ તૈયાર થાય છે. તેમાં જનનપેશી તૈયાર થાય છે. આ જ ભાગ અલિંગપિઢી ગણાય છે.

બીજા પ્રકારની ( માર્કેન્ટિઆસી ) વનસ્પતિ અતિશય વિકાસ પામેલી હોય એમ જણાય છે. આ

વનસ્પતિ લગભગ પોણો ઇંચ પહોળી હોય છે. એનો આકાર પાનાંના જેવો પહોળો હોઈ તેને દ્વિપાદ ડાળીઓ ફુટે છે. નીચેની બાજુમાં તંતુઓ અને વલ્કપર્ણો હોય છે. ઉપરની બાજુએ કેટલાંક છિદ્રો થાય છે, તેમાં થઇને હવા અંદર પ્રવેશ કરે છે. એના થડ ઉપર પાંદડાના જેવી રેષાઓ હોય છે. આ રેષાઓની ઉપર મધ્ય ભાગમાં એક પહોળા પ્યાલા જેવો અવયવ પેદા થાય છે. આ પ્યાલાની ધાર કરવતના દાંતાજેવી ખાંચાવાળી હોય છે. પ્યાલામાં ઘણા નાના નાના વર્તુલાકાર પદાર્થ હોય છે. તેને એકેક ડીંટુ હોય છે. એમાંની કેટલીક પેશીઓ તદ્દન રંગહીન હોય છે. તેમાંથી મૂળીઆનું કામ કરનાર તંતુઓ ઉત્પન્ન થાય છે. પૂર્ણપણે વૃદ્ધિ પામ્યા પછી તે પ્યાલામાંથી છુટીને બહાર આવે છે અને તેમાંથી નવીન વનસ્પતિ તૈયાર થાય છે. આ પ્રમાણે કેવળ વાનસ્પતિક રીતે આ જાતની વનસ્પતિ અતિ. શય મોટા પ્રમાણમાં વૃદ્ધિ પામે છે.

એની અમુક મુખ્ય ડાળીઓ ઉપર સંયોગિક-ઇંદ્રિયો આવેલી હોય છે. આ ડાળાં થડની ઉપર ઉંચાં તથા ઉભાં આવે છે. કેટલાકમાં પુરુષ અને સ્ત્રી ઇંદ્રિયો જુદી જુદી વનસ્પતિ ઉપર આવે છે. પુરુષ ઇંદ્રિયોની ડાળ ઉંચે ડીંટા ઉપર હોય છે. ભૂછત્રની માફક આના આકાર ચપટા અને પહોળો હોય છે. તેની ધાર માત્ર ભૂછત્રના જેવી સીધી નહિ હોતા વાંકીચૂકી હોય છે. તેને ચંબુની માફક ખાડા હોય છે, અને તેમાં રેતકરંડક હોય છે. દરેક પેશીમાં રેતપેશીઓ ઘણી હોય છે. સ્ત્રીઇંદ્રિયોની ડાળ પણ એક ઉંચા ડીંટા ઉપર આવે છે. તેના આકાર ઘણો ખરો પુરુષ ઇંદ્રિયોને મળતા આવે છે. તેના મધ્યમાંથી વર્તુલના વ્યાસ તરફ લાંબા લાંબા સાંઠા જેવા નવ અવયવો ગએલા હોય છે. દર બે સાંઠાની નીચેની બાજુએ અકેક લાંબી કોથળી હોય છે; તેમા રજકરંડક હોય છે. સંયોગના પરિણામે ફળના જેવો એક ભાગ પેદા થાય છે. રજકરંડકમાં આ ભાગ પેદા થઈઅંદરની પેશીની જનનપેશી બને છે. પછી તે ભાગનું ડીંટું લાંબુ થાય છે. અને તે ભાગ રજકરંડકને ફોડીને બહાર આવે છે. તેનું બહારનું કવચ પણ ફુટીને જનનપેશી બહાર નીકળે છે. જનનપેશીને ઉડવા માટે પંખાની માફક પૂછડાં હોય છે. અંદરની પેશી લાંબી વધીને તેના એ બનેલા હોય છે. જનન-પેશીમાંથી નવીન વનસ્પતિ ઉત્પન્ન થાય છે.

ત્રીજા ( ઍંથોસેરોટેસી ) ભાગમાં થડ જમીનને સખત ચોંટેલું હોય છે. તેના ઉપર રેત અને રજ-કરંડક આવે છે. તેને ડીંટાં હોતાં નથી, અને તે આજુબાજુની પેશીમાં લગભગ પુરેપુરા દટાયેલા હોય છે. સંયોગ થયા પછી રજપેશી પુરેપુરી અંદર જાય છે અને તેના પર બાજુની પેશીનું પડ ચઢે છે. અંદર પૂર્ણપણે વૃદ્ધિ થયા પછી અંદરથી શીંગના જેવો એક અવયવ ઉપર આવે છે. એમાંથી જનનપેશી તૈયાર થાય છે. પછી તેના ફાડિયાં થઇને બે ઉભા ભાગ બને છે અને જનનપેશી બહાર પડે છે. શીંગની મધ્યમાં એક ઉભો તંતુ હોય છે. થડના નીચેના ભાગ ઉપર કેટલાંક છિદ્રો હોય છે. તેમાં નૉસ્ટૉક નામના નીલવનસ્પતિમાંના તંતુઓ એકઠા થઇને રહે છે.

ચોથા ( ટંજરમન વીએસી ) ભાગમાં કેટલીક વનસ્પતિની અંદર પાનાં તથા થડ તદ્દન જુદાં દેખાય છે. કેટલીકનો મુખ્ય ભાગ સ્થાણુરૂપ હોય છે. એમાં સ્ત્રી અને પુરુષ અવયવો જુદે જુદે ઠેકાણે આવેલા હોય છે. કેટલેક ઠેકાણે તે ( અવયવો ) બે પાનાંની વચ્ચે આવે છે. જ્યારે કેટલાક ઉપર પાનાંના છેડા ઉપર તે આવે છે. આ રીતે તેમના ઉગવાની જગ્યા ઉપરથી તેમના ભેદ પાડવામાં આવ્યા છે. સંયોગને પરિણામે ફળ જેવો એક ભાગ બને છે, અને તેમાંથી પાંખોવાળી જનનપેશી તૈયાર થાય છે

( ૨ ) શૈવાલ ( મૉસસ )—આ વનસ્પતિ હંમેશાં પાણીના ઢોળાવાથી ભીની રહેતી જગ્યા ઉપર તથા ચોમાસામાં ખુલ્લી જગ્યા ઉપર અથવા ઝાડ વિગેરે ઉપર ઉગે છે. એની ઉંચાઈ સાધારણ રીતે એક કે દોઢ ઇંચ જેટલી હોય છે. એને ઉથલાવીને જોતાં તેને એક થડ, તેની ઉપર પાનાં તથા નીચે મુળીઆંના જેવા તંતુઓ દેખાય છે. પાનાં થડની બધી બાજુએ વર્તુલાકાર પાસેપાસે આવેલાં હોય છે. કયારેક થડ જમીન ઉપર આડું ફેલાય છે, ત્યારે બધી બાજુએ પાનાં આવે, તો પણ તે વળીને ઉપર આવે છે અને તેથી કરીને તેનો તેટલો ભાગ જુદો દેખાય છે.

થડની અંતરરચના તદ્દન સાદા પ્રકારની છે. કેટલીક વનસ્પતિઓનાં મધ્ય ભાગમાં થાંભલા ( સ્ટીલ ) ના જેવી એક પેશીજાલ હોય છે. આ લાંબી પેશીઓનો એક સમુદાય હોય છે. આના કરતાં તેમાં વધારે મહત્વનો વિકાસ થતો નથી. એમાંથી પોષકદ્રવ્ય વહે છે. કેટલાંક થડને છિદ્રો હોય છે, તેમાંથી હવા આવજા કરે છે. પાનાંની રચના પણ તદ્દન સાદા પ્રકારની હોય છે. તેમાં ઘણું કરીને પેશી-નો એક થર હોય છે. તેમાંના મધ્યભાગમાં કેટલીકના રેષા (નસ) જેવો એક ભાગ હોય છે. તેમાં પણ લાંબી પેશી હોય છે. એમાંથી પાનને પાણી મળે છે. તેને

મૂળીઆંના જેવા તંતુઓ હોય છે. તે પણ સાદી પેશીના હોય છે. તેને ડાળીઓ ફુટે છે.

સંયોગિક ઇંદ્રિયો ઘણું કરીને છેડા ઉપરના પાંદડાંના ગુચ્છમાં રહે છે. બન્ને પ્રકારની ઇંદ્રિયો એક જ વનસ્પતિ ઉપર રહે છે. કેટલેક ઠેકાણે તે જુદી જુદી વનસ્પતિ ઉપર આવે છે. ફુલના જેવો ભાગ તે જ અલિંગપિઢી આમાંની જુદી જુદી વનસ્પતિઓમાં ઘણા ભેદ જણાઈ આવે છે. તેમના આ ભેદ ઉપરથી તેમની જાત નક્કી કરવામાં આવી છે. સાધારણ રીતે જોતાં તે ભાગ જાડા કવચ ( ઢાંકણ ) જેવી ત્વચા ( પડ ) થી આચ્છાદિત કરેલો હોઈ આકારે લાંબો હોય છે. તેમાં વચ્ચોવચ એક બહુ-પેશીમય ઉભો ભાગ હોય છે. એમાં પોષક દ્રવ્યો હોવાથી વૃદ્ધિ પામનારી જનનપેશીને તેમની દ્વારા પોષણ મળે છે. એની બહાર આજુબાજુએ જનન-પેશીની કોથળી હોય છે. તેમાંથી જનનપેશી બને છે. જનનપેશીને પૂંછડા જેવા અવયવ હોતાં નથી. અપરિપકવ દશામાં જનનપેશીની કોથળીની બહાર એક પેશીજાલ હોય છે. તે આવશ્યક દ્રવ્યોનું સાત્મીકરણ ( ઍસીમિલેશન ) કરે છે તથા નજીકમાં જ એક પાણીનો સંગ્રહ કરનાર પેશીજાલ હોય છે. ઘણીક જાતોમાં આ ભાગને એક લાંબુ ડીંટું હોય છે; તેની ઉપર આ પેશીજાલ ઉંચે ધારણ કરેલી હોય છે. પરિપકવ થયા બાદ તેવી ઉપરનો ભાગ ઢાંકણાની જેમ ફૂટીને અંદરથી જનનપેશી બહાર પડે છે. કેટલાકમાં તે ભાગ ઢાંકણાની માફક નહિ ફાટતાં આખોને આખો ઉભી ફાચરની માફક ફાટે છે; જ્યારે કેટલાકમાં બિલકુલ નહિ ફાટતાં સડી જાય છે. જનનપેશીમાંથી પ્રથમ તંતુ ઉત્પન્ન થાય છે. પછી આ તંતુઓ ઉપર કલિકા આવે છે. અને તેમાંથી શેવાળ ઉગે છે.

( ૩ ) વાહિનીમય અપુષ્પ વર્ગ ( ટેરિ-ડોફીટા વૅસ્કુલર ક્રીપ્ટોગૅમ્સ )—આ વર્ગમાં સ્થળને ચા ( સ્થળ નલિકા. ફર્ન્સ ) પાણનેચા (જળ નલિકા વૉટર ફર્ન્સ ), અશ્વપુચ્છ ( હૉર્સ ટેલ્સ ) તથા મુદ્‌ગલક ( કલબ મૉસેસ ) આવી ચાર જાતની વનસ્પતિ વધારે વિકાસ પામેલી હોય છે. શૈવાલ વર્ગ પ્રમાણે આ વર્ગમાં પણ બે પેઢીઓ સ્પષ્ટ રીતે માલમ પડે છે, પ્રથમ લિંગપેઢી ઉપર સ્ત્રી અને પુરુષ એ બન્ને ઇંદ્રિયો આવે છે; તેમના સંયોગથી અલિંગપેઢી ઉત્પન્ન થાય છે. આ પેઢી ઉપર જનનપેશી થાય છે ને તેમાંથી ફરી પહેલાંની જેમ લિંગપિઢી બને છે.

લિંગ પિઢીને પુરસ્થાણુ ( પ્રૉથેલસ ) કહે-વામાં આવે છે. તે તદ્દન નાનું,પાથી અડધા ઇંચ જેટલું હોય છે. કેટલીક જાતોમાં આ યકૃતક ( હેપેસી ) વનસ્પતિના જેવું દેખાય છે. એ પાંદડાં જેવું પહોળું અને લીલા રંગનું હોય છે. એનો આકાર લગભગ શડીઆના પાના જેવો હોઈ તેની નીચેના ભાગમાં તંતુઓ આવે છે. અને તે જમીનમાં પ્રવેશ કરે છે. કેટલેક ઠેકાણે એને ડાળીઓ ફુટે છે, તથા કોઇ ઠેકાણે તે તંતુરૂપ પણ હોય છે. ઘણું ખરૂં એ જમીન ઉપર હોય છે; પરંતુ કેટલેક ઠેકાણે તે અડધું અગર આખુંયે માટીમાં દટાએલું હોય છે. અથવા કોઈ સ્થળે તે જનનપેશીમાંથી જ ઉગે છે. પુરસ્થાણુ ઉપર સંયોગિક ઇંદ્રિયો હોય છે. રેતકરંડકને આમળાવાળા તથા વાળના જેવા તંતુવાળી અનેક રેતપેશીઓ હોય છે. રજકરંડકમાં માત્ર એક જ રજપેશી હોય છે. રજપેશીમાંથી શૈવાલની જેવો થોડોક રસ વહે છે. તેથી રેત તેની તરફ આકર્ષાઈને જાય છે. આ સંયોગથી શૈવાલની માફક અલિંગપેઢી ઉત્પન્ન થાય છે. નલિકા, જળ-નલિકા વિગેરે વનસ્પતિ તે આ જ છે.

આ વર્ગની અલિંગ પેઢીનો ઘણી સારી રીતે વિકાવ થયેલો માલમ પડે છે. તેની અંતર રચનાની અતિશય વૃદ્ધિ થયેલી હોવાથી તેનાં પાંનાં થડ, તથા મૂળીઓ વિગેરે સ્પષ્ટ રીતે દેખી શકાય છે. ઘણામાં રજનો સંયોગ થયા પછી રજકરંડકમાં જ રહ્યાં રહ્યાં સંયોગ પ્રાપ્ત થયેલી પેશીના ભાગ પડવા માંડે છે. પ્રથમ તેના બે ભાગ હોય છે, પછી આઠ બને છે, અને તેના પણ ભાગ પડી પેશી-ઓનો એક નાનો સમુદાય તૈયાર થાય છે. આ સમુદાયમાંથી થડનો છેડો, પહેલું પાનું, પ્રથમ મૂળ તથા આ વર્ગ માટે ખાસ એવો એક અવયવ "પાદ" ઉત્પન્ન થાય છે. આ પાદ તે પેશી-ઓનો એક સમુદાય છે એની મદદથી આ નાનો ગર્ભ પુરસ્થાણુ ઉપર ચોંટીને રહે છે તથા તેમાંનાં પોષકદ્રવ્યોનું શોષણ કરે છે. જ્યારે ગર્ભને પોતાના અંગનાં મૂળીઆં ફુટે છે તથા તે પોષક દ્રવ્ય શોષવા લાગે છે, ત્યારે આ પાદ નકામો બને છે અને પછી પુરસ્થાણુ પણ નાશ પામે છે.

ગર્ભમાંથી ઉત્પન્ન થયેલું થડ તદ્દન સાદું અથવા ડાળીઓવાળું પણ હોય છે. તે ઉભું અગર જમીનપર ફેલાયેલું હોય છે. તેને ડાળીઓ ફુટે છે. તેનો પાંદડાં સાથે સંબંધ હોતો નથી. બધી બાજુએ પાંદડાં હોય છે, અગર ફક્ત બે બાજુએ પણ હોય છે તે પાંદડાં આકારે ગોળ અગર સ્કૂના જેવાં હોય

છે. શૈવાલની માફક તેમને તંતુઓ હોતા નથી પણ સપુષ્પ (ફુલવાળા) વનસ્પતિની માફક ખરાં મૂળીઆં હોય છે. પાંદડાં પણ સપુષ્પના જેવાં જ હોય છે. પાંદડાં, થડ તથા મૂળ એમાંથી સ્પષ્ટ રીતે દેખી શકાય એવો વાહિની (નાડીઓ) નો સમુદાય ગએલો હોય છે. આ કારણથી જ તેને વાહિનીમય અપુષ્પવર્ગ કહેવામાં આવે છે. તેની જાડાઇમાં જે વૃદ્ધિ થાય છે તે એક ખાસ સંવર્ધક પડદા (કેંમ્બિયમ) માંથી જ થાય છે, પરંતુ અસ્તિત્વમાં આવેલી થોડીક વનસ્પતિમાં જ તે દેખાય છે. નાશ પામેલી પ્રથમની આ વર્ગની વનસ્પતિમાં તેની વૃદ્ધિ થતી.

જનનપેશી વાનસ્પતિક રીતે તૈયાર થાય છે. ઘણું કરીને તે પાનાં ઉપર અથવા કોઈકવાર થડ ઉપર પાનાના ખુણામાં આવે છે. જનનપેશીગુચ્છ (સ્પોરંજીયમ) માં જનનપેશી આવે છે. તેની આજુબાજુ એક જાડી ત્વચા હોય છે. તેની અંદરની પેશીમાંથી જનનપેશી થાય છે. દરેક પરિપકવ જનનપેશીને કેટલાક પાનાનું એક કવચ હોય છે. જનનપેશીની આજુબાજુ એક જીવતત્ત્વનો ચીકણો ભાગ હોય છે. એમાંથી તેને પોષક દ્રવ્યો મળે છે. ઘણુંકરીને બધી જનનપેશીમાંથી પુરસ્થાણુ (પ્રોથૅલસ) તૈયાર થાય છે. અને તેનાપર સ્ત્રી તથા પુરુષ એ બન્ને ઇંદ્રિઓ હોય છે. કેટલીક જનનપેશીમાંથી એવી જાતનો પુરસ્થાણુ તૈયાર થાય છે, કે તેની ઉપર ફક્ત એકજ જાતની ઈંદ્રિય હોય છે. એથી પણ આગળ વધીને કેટલીક જનનપેશીમાં જ એક સ્ત્રી જનનપેશી અને બીજી પુરૂષ જનનપેશી એમ બે જુદી જાતો પડે છે તથા તેમાંથી અનુક્રમે રજ તથા રેત ઉત્પન્ન કરનાર પુરસ્થાણુ ઉત્પન્ન થાય છે.

આ વર્ગમાંની હાલ અસ્તિત્વ ધરાવતી વનસ્પતિનું વર્ગીકરણ નીચે પ્રમાણે કરી શકાયઃ—

(૧) નલિકા (ફીલીસીની). એનું થડ સાદું અથવા ડાળીઓવાળું હોય છે. પાંદડાં બરાબર પૂર્ણાવસ્થાએ પહોંચેલાં હોય છે. જનનપેશીગુચ્છ પાનાંની પાછળ અગર પાનાંના ખુણામાં હોય છે. (૨) અશ્વપુચ્છ (એકવીસેટીની) એનું થડ પણ સાદું અગર ડાળીઓવાળું હોય છે. પાંદડાં વર્તુલાકાર અથવા એકમેકને મળી જઈ દરેક સાંઠાના અગ્રભાગની આજુબાજુ અખંડ આચ્છાદન કરીને રહેલાં હોય છે. વિશિષ્ટ પાનાંની નીચેની બાજુએ જનનપેશી ગુચ્છ હોવાથી તે ગધાની એક કલગી અગ્રભાગે આવે છે. (૩) મુગ્દલક (લાયકોપોડીનીઆ) એનું થડ લાંબું તથા દ્વિપાદ ડાળીઓનું હોય છે. પાંદડાંના ખાંચામાં અથવા તેમના ડીંટામાંથી કઠણ કવચવાળા જનનપેશીગુચ્છ નીકળી આવે છે.

૧ નલિકા અથવા નેચા—(૧) સ્થલ નલિકા. આને ફક્ત નેચા પણ કહેવામાં આવે છે. વાહિનીમય અપુષ્પ વર્ગમાં સહુથી વધારે વનસ્પતિ આ જાતની હોય છે. એના બે વિભાગ પાડવામાં આવ્યા છે. જેના જનનપેશીગુચ્છની ત્વચા પેશીના અનેક થરની બનેલી હોય તે પહેલો, તથા જેની એક જ થરની બનેલી હોય છે તે બીજો. પહેલા વિભાગની વનસ્પતિ હાલમાં ઘણી થોડી મળે છે, પણ અસલના વખતમાં તે પુષ્કળ હતી. તેમાં નાની તથા મોટી બન્ને આકારની વનસ્પતિ હોય છે. એમાં કેટલીકના પુરસ્થાણુ જમીનમાં પૂરેપુરા દટાએલા હોય છે, તથા કેટલાકના બહાર હોય છે. બીજા વિભાગમાં બાકીની અસ્તિત્વ ધરાવતી બધા પ્રકારની નલિકાવનસ્પતિનો સમાવેશ થાય છે. એમાંની સહુથી મોટી જાત ઉષ્ણ કટિબંધમાં થાય છે. ઘણી જાતો નાના નાના છોડવા જેવી હોય છે. પરંતુ કેટલીક નલિકા વૃક્ષના જેવી પણ હોય છે. આવી વનસ્પતિ સિંહલદ્વીપમાં ઘણી હોય છે. નિલગિરી પર્વત ઉપર ઉટકમંડના પ્રખ્યાત વનસ્પતિ—બાગમાં વૃક્ષોના જેવી ઘણી જાતો છે. સહ્યાદ્રિમાં કૅસલરૉકના જંગલમાં આવી ઘણી વનસ્પતિ મળી આવે છે. એ વનસ્પતિ દસ બાર ફુટ ઉંચી હોય છે. તેને ડાળીઓ ફુટતી નથી. એના માથા ઉપર લાંબા લાંબા સંયુકતપર્ણોનું એક ઝુંમખુ હોય છે. આ પાનાં અંતિમકલિકા(ટર્મિનલ બડ)માંથી એકની આગળ એક એમ ઉત્પન્ન થાય છે. પાનાં વળીને નીચે પડી જાય છે અને તેનો એક મોટો વ્રણ થડ ઉપર રહે છે. જે નાનાં પુંછડી જેવાં હોય છે, તેનું મુખ્ય થડ જમીન ઉપર ફેલાય છે, અગર કેટલીકવાર જમીનની અંદર આડું ફાલે છે. એને છેડે એક સંયુકતપર્ણોનું ઝુમખું હોય છે. પાનાં નાના હોય તે વખતે છેડાથી ડીંટા સુધી ઘડીઆળની કમાનની માફક ગુંછવાળેલાં હોય છે. બધી નલિકા તથા જળનલિકામાં આ એક વિશેષ છે. કેટલાકને પાનાં સાદાં ભાગ પાડેલાં નહિ પણ આખાં હોય છે. ઉષ્ણ પ્રદેશમાં કેટલીક જાતો બીજા વૃક્ષો ઉપર અડધી પરોપજીવી વૃત્તિથી રહે છે. દાખલા તરીકે વાંદરાનો ખંપ એ નામની એક નલિકા મોટાં વૃક્ષો ઉપર મળી આવે છે. કેટલાંક પાંદડાં ઉપર, થડ ઉપર, અગર પાંદડાંના ડીંટા ઉપર એક ખાસ પ્રકારના તપખીરિયા રંગનાં વલ્કાં હોય છે.

જનનપેશીગુચ્છ ઘણાં હોઈ તે પાંદડાં પાછળની બાજુપર ઉગે છે. જેના પર જનનપેશીગુચ્છ આવે છે તે પાંદડાં બીજા કરતાં જુદાં હોતાં નથી. બહુજ થોડી અપવાદાત્મક વનસ્પતિમાં આ બે પ્રકારનાં પાંદડામાં થોડો ફેર હોય છે. જુદી જુદી જાતોમાં તેમની રહેણીમાં, આકારમાં, રચનામાં તથા જીવનમાં ઘણો ફરક માલમ પડે છે. અનેક જનનપેશીગુચ્છનો સંઘ એક પાંદડાની પાછલી બાજુએ નાની ગાદી ઉપર આવે છે. તેની ઉપર પછીથી પેશીનું એક અસ્તર ( પડ ) આવે છે. દરેક જનનપેશીગુચ્છ પાંદડાંની ત્વચાની એક પેશીમાંથી તૈયાર થાય છે, તથા તેમાં ઘણી જનનપેશીઓ હોય છે.

જનનપેશીગુચ્છનો આકાર સાધારણ રીતે ગોળ હોય છે. તેને બહુપેશી પરંતુ તદ્દન બારીક એવું એક લાંબુ ડીંટું હોય છે. તેની ઉપર જનનપેશીગુચ્છ આવે છે. તે એક ફુલેલી કોથળી હોય છે. તેના ડીંટાથી ઉંચે ટોંચ સુધી તથા ત્યાંથી બીજી બાજુએ લગભગ અડધા ભાગ સુધી વિશિષ્ટ પેશીની કોથળીઓની હાર હોય છે. આ પેશીની ત્વચા ઘણી જાડી હોય છે. કેટલેક સ્થળે આ જાડી ત્વચાવાળી પેશીની હાર બીજી બાજુએ મધ્ય ભાગે ન અટકતાં ઠેઠ નીચે આવીને ડીંટાને મળે છે, તથા આ હારનું એક આખું કડું બને છે. કેટલાકને આ પેશી નીચેના ડીંટાથી ઉપરના ડીંટા સુધી આવેલી ન હોતાં ફક્ત ઉંચે ટોંચ ઉપર હોય છે. વળી કેટલાકમાં આ હારને બદલે મધ્યભાગ ઉપર બન્ને બાજુએ જાડી ત્વચાવાળી પેશીના બે સમુદાય હોય છે. આ જાડી ત્વચાની પેશીનો ઉપયોગ જનનપેશીગુચ્છનું સ્ફોટન કરવાના ( ખુલ્લા કરવાના ) કામમા આવે છે. પેશીમાંનું પાણી ઓછું થઈ તેની ત્વચાનું આકર્ષણ થાય છે, અને તેથી જનનપેશીગુચ્છના મધ્યભાગમાં એક ફાટ પડે છે. આ ફાટમાંથી જનનપેશી બહાર આવે છે.

જનનપેશીગુચ્છના સંઘનો આકાર, તેની ઢબ તથા તેની ઉપરનું અસ્તર એ બધા ઉપરથી જુદી જુદી નલિકા પારખી શકાય છે. વચલી રેષાની બન્ને બાજુએ આડી રેષા ઉપર એ સમુદાય ઘણું કરીને આવે છે. કેટલાકમાં આ સમૂહ સીધી લીટીઓના જેવો હોય છે; કેટલાંકમાં બીજના ચંદ્રના આકારનો હોય છે; કેટલાંકમાં આખા વર્તુલ જેવો હોય છે. તથા કેટલાંકમાં અર્ધવર્તુલ જેવો હોય છે; કેટલાંકમાં પાનાંની બાજુએ ઉભા લાંબા ડીંટાથી છેડા સુધી બન્ને બાજુએ બે આખી ઉભીચાર હાર હોય છે; તથા પાનાંની કોરો સહેજ વળી જવાથી તે ઢંકાઈ જાય છે. ઉપરનું અસ્તર કેટલાકને હોય છે ને કેટલાકને નથી પણ હોતું. અસ્તર પણ કેટલાકને બન્ને બાજુએ ચોંટેલું હોય છે, કેટલાકને એક જ બાજુએ ચોંટેલું હોય છે, જ્યારે કેટલાકને ફક્ત વચ્ચે જ ચોંટેલું હોય છે. આ પ્રમાણે એના અનેક ઝીણાં ઝીણાં ભેદ હોય છે.

પુરસ્થાણુનો આકાર ખાસ હૃદયના જેવો અથવા પત્તામાના લાલ બદામના જેવો હોય છે. તેની નીચેની બાજુએ સ્ત્રી અને પુરુષ ઇંદ્રિયો હોય છે. કેટલાકમાં આ ઇંદ્રિયો તંતુમય હોય છે, તેથી શૈવાલની અંદરની જનનપેશીમાંથી નીકળનારા તંતુઓ જેવી દેખાય છે; તથા તેની આડી ડાળીઓ ઉપર બન્ને ઇંદ્રિયો આવે છે. તંતુના મધ્યભાગમાં રેતકરંકડ હોય છે અને તેના ઉપર તથા ખાંચાની પાસે રજકરંડક હોય છે. રેતકરંડક ગોળ હોઇ તે પુરસ્થાણુની ત્વચાની એક પેશીમાંથી તૈયાર થાય છે આ ત્વચા ઉપર ઉંચે ઉપસી આવેલા ફોલ્લા જેવી દેખાય છે. પૂર્ણપણે વૃદ્ધિ પામ્યા પછી તેમાં એક મુખ્ય પેશી તૈયાર થાય છે અને તેમાં પુરુષ તત્વની જનક પેશી હોઇ તેની બહાર પેશીના બે કડાં બને છે. વચ્ચેની પેશીના વિભાગ પડીને તેમાંથી રેતની જનકપેશી બને છે તથા તેમાંથી પછી રેત તૈયાર થાય છે. રેત આમળાવાળું હોઈ તેને વાળના જેવા ઘણા તંતુઓ હોય છે. સહેજ જુના થએલા પુરસ્થાણુ ઉપર રજકરંડક આવે છે. એ પણ એક પેશીમાંથી જ થાય છે. એનો ચંબુ જેવો ભાગ પુરસ્થાણુમાં દટાએલો હોય છે, તથા ડોક બહાર આવે છે. પૂર્ણાવસ્થાએ પહોંચ્યા પછી ડોકની પેશીમાંનું દ્રવ્ય ઉપસી આવે છે. ઉપરનું મોં ખુલી જાય છે, તથા અંદરનું દ્રવ્ય બહાર નીકળે છે. આમ થવાથી રેતનું આકર્ષણ થઇ સંયોગ થાય છે.

કેટલીક વનસ્પતિમાં પુરસ્થાણુમાંથી સંયોગ વગર અલિંગ પેઢીની ડાળી ઉત્પન્ન થાય છે; અને આવી ડાળીઓમાંથી જનનપેશી વગર પણ પુરસ્થાણુ ઉગે છે. કેટલીક નલિકાના થડનો, તથા કેટલીક વૃક્ષના જેવી નલિકાના પાંદડાંના ડીંટા ઉપર આવેલા વાળના જેવા તંતુઓનો ઔષધમાં ઉપયોગ કરવામાં આવે છે.

( ૨ ) જ ળ ન લિ કા—આ વનસ્પતિ પાણીમાં તથા ભેજવાળી જમીનમાં ઉગે છે. આમાં ફક્ત પાંચ જ જુદી જુદી જાતની વનસ્પતિ હોય છે.

સર્વની જનનપેશી બે પ્રકારની હોય છે. બીજી નલિકાની માફક એની જનનપેશી પાંદડાની પાછલી બાજુએ ન હોતાં તેનો જનનપેશીગુચ્છ એક ફળના જેવી કોથળીમાં આવેલો હોય છે. એના જનનપેશી-ગુચ્છોને નલિકા એટલે સ્થલનલિકામાંની જનન-પેશીગુચ્છની માફક જાડી ત્વચાની પેશીનું કડું હોતું નથી. એના બે પ્રકાર છે. એક સ્થલવતી અને બીજો જલવતી.

સ્થલવતીમાં પર્ણગુચ્છ તથા તૃણપર્ણક એવી બે વનસ્પતિઓ આવે છે. બન્નેનાં મૂળ થડ જમીન ઉપર ફેલાઇને આડાં વધ્યે જાય છે, તથા તેની ઉપર ઉભાં પાંદડાં આવે છે. દરેક પાનને લાંબુ ડીંટું હોય છે. પર્ણગુચ્છકનાં પાનાં સંયુક્ત (જોડાએલાં) હોઇ તેમાં ચાર પર્ણક હોય છે. બધાં એક જ ઠેકાણેથી નીકળતાં હોવાથી એક પાનનો આકાર ચાર પાંખડી વાળા ફૂલના જેવો દેખાય છે. જનનપેશીગુચ્છના ફળના જેવા આકારનો સમૂહ પાંદડાંના ડીંટા ઉપર થડની જડ પાસે જ હોય છે. કેટલાકમાં આવા ઘણા સમુદાયો આવેલા હોય છે. તૃણપર્ણકમાં પાનાં લાંબા સાંઠા જેવાં હોય છે. એના પાનાંને પહોળા થર હોતા નથી. જનનપેશીગુચ્છનો સમુદાય આમાં પણ ડીંટાની પાસે જ હોય છે. બન્નેનાં પાનાં નલિકાપ્રમાણે છેડેથી ડીંટા ઉપર વીંટાએલા હોય છે. પર્ણગુચ્છકમાં જનનપેશી-ગુચ્છના સમુદાયના બે ઉભા વિભાગ હોય છે. દરેકમાં ચૌદથી અઢાર આડી હાર હોય છે. દરેક હારમાં ઘણા જનનપેશીગુચ્છ આવે છે. સ્ત્રી અને પુરુષ એ બન્ને પ્રકારનાં જનનપેશીગુચ્છ એક જ હારમાં મળી આવે છે. તૃણપર્ણકમાં સમુદાયના ચાર ભાગ પડેલા હોય છે. અને તેમાં જનનપેશી-ગુચ્છ આવેલા છે. પુરુષ જનનપેશી નાની હોય છે. એની વૃદ્ધિ થઇને પુરુષ પુરસ્થાણુની ઉત્પત્તિ થાય છે. એમાં એક રેતકરંડક આવે છે, અને તેમાં રેત પેશી ઉત્પન્ન થાય છે. સ્ત્રી જનનપેશીમાં પણ આવી જ રીતે પુરસ્થાણુ ઉત્પન્ન થઇને એક રજકરં-ડક તૈયાર થાય છે. બન્ને તત્વોનો સંયોગ થઇને ત્યાં જ અલિંગ પેઢી ઉત્પન્ન થાય છે.

જલવતીમાં અમૂલક (સૅલ્વીનીઆ) તથા સમૂલક (ઍઝોલા) એવી બે વનસ્પતિ છે. એ પાણીમાં તર્યા કરે છે. અમૂલકમાં દરેક સાંઠાના અગ્ર-ભાગમાં ત્રણ ત્રણ પાનાં આવે છે. તેમાંનાં બે ઉપર ખુલ્લી હવામાં રહે છે અને એક નીચે પાણીમાં જાય છે. ઉપરનાં પાનાંનો આકાર અને રૂપ સાધારણ પાના જેવાં હોય છે; પરંતુ પાણીમાંનું પાનું ફક્ત તંતુ-ઓના જેવું હોઈ તેને ઝીણા ઝીણા વાળ હોય છે. અમૂલકમાં મૂળીઆં હોતાં નથી. પાણીમાંનાં પાનાં તેના મૂળીઆનું કામ કરે છે. પાનના ડીંટાને જનન-પેશીગુચ્છના સમૂહનું ઝુમખું હોય છે. દરેક સમૂહમાં એક જ પ્રકારના જનનપેશીગુચ્છ હોય છે. સમુદાય ગોળ હોય છે. સમૂલકમાં પાનાં ઘણાં હોય છે પણ તે ઘણાં નાનાં હોય છે. આમાં પાંદડાંના બે ભાગ પડી એક ઉપર ખુલ્લી હવામાં રહે છે તથા બીજો પાણીમાં ડુબેલો રહે છે. અંદર ડૂબેલો ભાગ પાણીનું શોષણ કરવાના કામમાં મદદરૂપ થાય છે. ઉપરના ભાગમાં કઇંક પોલાણ હોય છે. તેમાં નૉસ્ટૉક નામના નીલપાણુકેશ (સાયનોફીસિયા) માંના તંતુઓ એકઠા થઇને રહે છે. સમૂલકને ખરાં મૂળીઆં હોય છે. એમાં પણ જનનપેશીગુચ્છના સમુહનું ઝુમખું પાનાના ડીંટા પાસે આવે છે. એમાંના બન્ને જાતનાં જનનપેશીગુચ્છ જુદી જુદી ફણા ( મૂળ ) માં રહે છે. અમૂલકમાં પુરુષજનનપેશીગુચ્છની અંદર જ પુરુષ જનનપેશી ફૂટે છે અને તેમાંથી પુરસ્થાણુ બહાર આવે છે. તેમાંના રેતકરંડકમાંથી એક એક લાંબી નળી બહાર આવી જનનપેશીગુચ્છની ત્વચાને ફોડીને તેમાંથી બહાર નીકળે છે. અંદર ચાર રેત-પેશીઓ તૈયાર થાય છે. અને તે આ નળીદ્વારા બહાર આવે છે. સમૂલકમાં જનનપેશીગુચ્છ ફાટીને તેમાંના એક ચીકણા પદાર્થમાં જનનપેશીનો એક ગોળો બનીને બહાર પડે છે. તેમાંના રેતકરંડ-કમાંથી આઠ રેતપેશા બહાર આવે છે. સ્ત્રીજનન-પેશી ઘણી મોટી હોય છે. તે જનનપેશીગુચ્છમાંથી બહાર ન નીકળતાં ત્યાંજ તેમાં ફણુગો ફુટે છે અને તેની ઉપર પુરસ્થાણુ આવે છે. તેની પર ત્રણ રજ-કરંડક આવે છે પણ તેમાંથી છેવટે એક જ બાકી રહે છે. તેનો રેતની સાથે સંયોગ થઈ એક ગર્ભ ઉત્પન્ન થાય છે. તેને નલિકાની માફક "પગ" હોય છે. ગર્ભમાંથી નવીન અલિંગ પેઢી ઉત્પન્ન થાય છે.

( ૨ ) અશ્વપુચ્છ ( ઇકિવસેટીનીઆ ). આ જાતમાં અશ્વપુચ્છ નામની ફક્ત એક જ વનસ્પતિ છે. તેના સાધારણ રીતે ૨૦ પ્રકાર છે. આખી પૃથ્વી ઉપર ભેજવાળી જમીનમાં તે ઉગે છે. તેનું થડ આડું, અને જમીનની અંદરથી વધ્યે જાય છે અને ઉપરની બાજુએ ઉભી ડાળીઓ આવે છે. એ દરવર્ષે મરી જાય છે ને પાછી ઉગે છે. ઘણીવાર ડાળીઓ પાંચ છ ફૂટ ઉંચી હોય છે. આ વનસ્પતિની એક જાત દક્ષિણ અમેરીકામાં થાય છે, તે સૌથી ઉંચે વધે છે. તેની ઉંચાઈ ૪૦ ફૂટ હોઈ તેનું થડ એક ઇંચ જાડું હોય છે. તેના થડ ઉપર લાંબે લાંબે અંતરે સાંઠાઓનાં

અગ્રો હોય છે, અને તેમની આજુબાજુ વર્તુલાકાર પાનાં ઉગે છે. બધાં પાનાં એકબીજાને જોડાઈને સાંઠાઓના અગ્રની આજુબાજુ તેમનું એક વેષ્ટન બને છે. પાનાંની અક્ષખુણામાં ઉગતી ડાળીઓને ઉપર આવવાને જગ્યા ન મળવાથી તે સાંઠાઓની આજુબાજુનું પાનાનું વેષ્ટન ચીરીને બહાર આવે છે. જમીનની નીચેના થડને ગાંઠો હોય છે અને તેમાં પોષક દ્રવ્યનો સંગ્રહ કરેલો હોય છે.

ડાળીઓના થડનો ભાગ કાપીને તપાસીએ તો અંદરના ગરની જગ્યાએ એક મોટું પોલાણ હોય છે. તેની આજુબાજુ આવેલા પેશીના ભાગમાં ગોળ છિદ્રોની એક હાર દેખાઈ આવે છે. તેની બહારની બાજુએ પિધાનકત્વચા ( કાર્ટેક્સ ) હોય છે. તેમાં હરિદ્રવ્યો હોય છે. તેની બહારના ભાગમાં કઠન પેશીજાલ ( સ્કિલેરેંચિમા ) હોય છે. પાનાં તદ્દન નાનાં હોવાથી તેનું સાત્મીકરણ (ઍસિમિલેશન) થડને કરવું પડે છે, અને તેટલા માટે તેની અંદર હરિદ્રવ્યો હોય છે.

ડાળીઓનાં છેડે કલગીના જેવો એક ભાગ હોય છે.આ ભાગ જનનપેશી ઉત્પન્ન કરનાર પર્ણોનો બનેલો હોય છે. તે પાનાં અમુક રીતે વધીને તેનો ચપટો તથા ( દેવની સામે ઘીના દીવા માટે ) દીવીમાં રાખવાના દીવડાના જેવો આકાર બને છે. તેને ડીંટાં હોય છે અને ચપટો ભાગ આગળ બહારની બાજુએ આવે છે. આ પાનાં થડની ઉપર વર્તુલાકારમાં આવે છે અને તેની કલગી બને છે. દરેક પાનાની નીચેના ભાગમાં પાંચથી દસ કોથળીઓ હોય છે, તથા તેમાં જનનપેશી હોય છે. દરેક જનનપેશી ગોળાકાર હોઈ તેને બે લાંબી પૂંછડી જેવા પટા હોય છે. પ્રથમ તો તે તેની આજુબાજુ વીંટાએલા હોય છે. સુકાઇ જતાં તે છુટા થાય છે અને તેથી કરીને જનનપેશી ઉડી શકે છે. સહેજ પાણી લાગતાં જનનપેશી આજુબાજુએ વીંટાઈ જાય છે. આનાથી બે કામ થાય છે. એક તો તે ભીની જગ્યામાં પહોંચતાં જ જમીન ઉપર પરે છે, તથા તેને અંકુર આવે છે. બીજું એ, કે એમાંથી બે જુદા પ્રકારનાં પુરસ્થાણુ ઉત્પન્ન થાય છે; તેથી કરીને સંયોગના માટે બે પ્રકારનાં પુરસ્થાણુ જે પાસે પાસે હોવાં જોઇએ તે આમાં હોય છે એની પૂંછડીઓને જનનપેશી અડકતાં તેનો એક ગોળો બને છે તથા તે એકદમ એક જગ્યાએ જઇને પડે છે. આવી રીતે બે પ્રકારનાં પુરસ્થાણુ પાસે પાસે ઉત્પન્ન થાય છે. કેટલીકમાં બધી ડાળીઓ ઉપર જનનપેશી આવતી નથી; ફક્ત અમુક જ ડાળીઓ પર આવે છે. આ ડાળીઓમાં હરિદ્રવ્ય હોતું નથી. જનનપેશીમાંથી બે જુદાં પરસ્થાણુઓ બને છે. એક સ્ત્રી તથા બીજો પુરુષ સ્ત્રી પુરસ્થાણુ બીજાના કરતાં મોટો હોય છે. નલિકાની માફક જ રેત તથા રજ કરંડકો આ પુરસ્થાણુ ઉપર આવે છે.

ડાળીઓની બહારની પેશીમાં રેતીના ઝીણા કણ હોય છે. કેટલાકમાં તે એટલા બધા હોય છે, કે તેનો ઉપયોગ વાસણ માંજવામાં અગર લાકડાને લીસું કરવામાં થાય છે. કોઈ કોઈ જાતના ઝેરી પદાર્થો પણ તેમાંથી તૈયાર થાય છે.

( ૩ ) મુદ્ગલક ( લાયકોપોડીના ):—આ જાતિમાં ત્રણ વિભાગ છે. લઘુપર્ણક ( લાયકોપોડીયમ, ) વલ્કપર્ણક ( સેલૅજીનેલા ) અને દીર્ઘપર્ણક (ઇસિઓટીસ). વાહિનીમય અપુષ્પવર્ગોમાંથી તેમની રહેણી ઉપરથી તથા તેમના જનનપેશીગુચ્છની વૃદ્ધિ ઉપરથી તે જલદી ઓળખી શકાય છે.થડ તથા મૂળને દ્વિપાદ ડાળીઓનું ફૂટવું, તથા તદ્દન સાદા પ્રકારનાં પાનાં હોવાં, એ એની અલિંગ પેઢીની વિશિષ્ટતા હોય છે. પહેલી બે વનસ્પતિઓમાં થડ લાંબું તથા પાનાં નાનાં હોય છે. પણ દીર્ઘપર્ણકમાં થડ નાની ગાંઠના જેવું તથા પાનાં લાંબાં ને સોયાજેવાં હોય છે. નલિકાની અથવા અશ્વપુચ્છની માફક એને ઘણાં જનનપેશીગુચ્છ નથી હોતાં;પણ દરેક પાનના ખાંચામાં અગર તેના જડની પાસે ફક્ત એકેક જનનપેશીગુચ્છ આવે છે. કોઇ પણ વનસ્પતિમાં જે પાનાને જનનપેશીગુચ્છ આવે છે તેમાં તથા બીજાં પાનાંમાં ઝાઝો તફાવત હોતો નથી, તો પણ ઘણીખરી વનસ્પતિમાં તે પાનાંનો એક જુદો જ આકાર હોય છે. અશ્વપુચ્છની જેમ તેની ડાળીઓને છેડે તેમનું (પાનાંનું ) એક ઝુમખું બને છે.

પાનાંસાથે સરખામણી કરીએ તો માલમ પડશે, કે એનાં જનનપેશીગુચ્છ બીજી વનસ્પતિ કરતાં ઘણાં મોટાં હોય છે અને તેની ઉપર પેશીનાં અનેક થરનાં કવચ હોય છે. તેના ઉપર જાડી ત્વચાવાળી પેશીનાં કડાં હોતાં નથી. દીર્ઘપર્ણકમાં જનનપેશીગુચ્છની ત્વચા સડી જાય છે અને જનનપેશી બહાર નીકળે છે. પરંતુ બીજી જાતોમાં તેમાં એક ફાટ પડે છે તથા જનનપેશીગુચ્છના બે ભાગ થાય છે. લઘુપર્ણકની જનનપેશી એક જ પ્રકારની હોય છે. વલ્કપર્ણક અને દીર્ઘપર્ણકની જનનપેશી બે જુદા જુદા પ્રકારની હોય છે.

( ૧ )લઘુપર્ણક જાતમાંની ઘણીખરી સર્વ વનસ્પતિ જમીન ઉપર ઉગનારી હોય છે. તેમાંની થોડીક જ બીજાં ઝાડ ઉપર ઉગે છે. આ વનસ્પતિ સહ્યાદ્રિ પર્વતો ઉપર કૅસલરૉકના જંગલમાં મોટા

પ્રમાણમાં મળી આવે છે. તેનું થડ ઘણું કરીને જમીનને લાગેલું હોય છે, અને તેના ઉપર ડાળીઓ ફુટે છે. ડાળીઓ અને મૂળ દ્વિપાદ હોય છે. થડ ઉપર ઘાડાં પાનાં આવેલાં હોઈ તે નાનાં હોય છે. છેડે કલગીની માફક જનનપેશીગુચ્છનાં પાનાં હોઈ તે વધારે પહોળાં તથા તેમના છેડા વધારે લાંબા હોય છે. બીજા ભાગો કરતાં કલગીમાં પાનાં વધારે ઘાડાં હોય છે. દરેક પાનાના ખાંચામાં ઉપરની બાજુએ એકેક જનનપેશીગુચ્છ આવેલો હોય છે. તેનો આકાર મરચાંનાં અગર રીંગણાનાં બીયાં જેવો હોય છે. મધ્યમાં એક ફાટ પડી તેના બે ભાગ થાય છે; તથા જનનપેશી બહાર આવે છે. જનનપેશી એક જ જાતની હોય છે. પુરસ્થાણુ ઘણું કરીને જમીનની નીચે હોય છે. કોઈક વાર તેનો કોઈ ભાગ ઉપર આવે છે. વળી કેટલાકમાં તે આખો ઉપર જ હોય છે. ઉપરના ભાગમાં હરિદ્રવ્ય હોય છે; બાકીનામાં હોતું નથી. નીચેના ભાગમાં મૂળીઆના જેવા તંતુઓ હોય છે. અને ઉપરની બાજુએ સંયોગિક ઇંદ્રિયો આવે છે. પુરસ્થાણુનો આકાર કોઈ વાર પ્યાલાના જેવો, તો કોઈ વાર મૂળના જેવો, અગર ગાજરના જેવો અણીદાર ને લાંબો હોય છે. રેતકરંડક લગભગ પુરેપુરો બાજુની પેશીમાં દટાએલો હોય છે. રજકરંડક ઉપર હોય છે. સંયોગ થવાથી ઉત્પન્ન થએલો ગર્ભ કેટલીક વાર સુધી પુરસ્થાણુ ઉપર જ વૃદ્ધિ પામે છે. અને પૂર્ણપણે વૃદ્ધિ પામ્યા પછી છેવટે સ્વતંત્ર બને છે. તેને નલિકાની માફક એક 'પગ' હોય છે. અને બીજો પણ 'પગ' ના જેવો જ પ્રલંબક (સસ્પેંસર) નામનો એક ભાગ હોય છે.

(૨) વલ્કપર્ણકમાં ઘણી જાતની વનસ્પતિ હોય છે. તે ખાસ કરીને બધી જમીન પર ફેલાઈ રહે એવા પ્રકારની હોય છે. તેમ છતાં કોઈક ઠેકાણે ઉભી પણ વધે જાય છે. કેટલીક જાત કાંઈક આધાર લઈને વેલાની માફક ઉપર ચઢે છે. તેના થડને દ્વિપાદ ડાળીઓ ફુટે છે. લગભગ લઘુપર્ણકના જેવી જ તેમની રહેણી હોય છે. તેને વલ્કની માફક ઝીણાં ઝીણાં પાનાં હોય છે. આ પાનાંની સામે જ બીજાં મોટાં પહોળાં પાનાં આવે છે. દરેક પાનના જડ પાસે એક તદ્દન નાનું પાતળું આચ્છાદન હોય છે. આ જાતમાં આ એક વિશિષ્ટતા હોય છે. થડના જ્યાં બે ભાગ પડે છે, તે ઠેકાણેથી એક લાંબી વડવાઈના તંતુ જેવી ડાળી નીકળે છે અને તે જમીનમાં પ્રવેશ કરે છે. આ ડાળી થડનો જ એક પ્રકાર છે. તેને પાનાં આવતાં નથી. જમીનમાં ગયા પછી તેને મુળીઆં ફુટે છે. મૂળ ડાળી તોડી નાખતાં જ તેને પાન આવે છે.

ડાળીને છેડે કલગી આવે છે. એમાં દરેક પાનાના ખાંચામાં એકેક જનનપેશીગુચ્છ હોય છે. જનનપેશી બે પ્રકારની હોય છે. સ્ત્રીજનનપેશી ચાર ચાર મળીને એક જનનપેશીગુચ્છમાં રહે છે. પુરુષ જનનપેશીઓ ઘણી હોય છે. જનનપેશીગુચ્છમાં ચીરી પડી તે ફાટે છે. પછી જનનપેશી બહાર આવે છે. પુરુષજનનપેશીગુચ્છ ફુટતાં પહેલાં જ અંદર વૃદ્ધિ પામે છે. તેમાં પેશીના વિભાગ પડીને એક અતિસૂક્ષ્મ એવો પુરસ્થાણુ આવે છે તથા તેના ઉપર રેતકરંડક તૈયાર થાય છે. તેમાં રેતપેશી ઘણી હોય છે. તેને વાળના જેવા તંતુઓ હોય છે. સ્ત્રીજનનપેશી કોઈ કોઈ વાર જનનપેશીગુચ્છમાં જ વધવા માંડે છે. જનનપેશી ફાટીને તેમાંથી પુરસ્થાણુ જરા બહાર આવે છે. તેના પર ત્રણ રજકરંડક આવે છે. સંયોગ થયા પછી ગર્ભ વૃદ્ધિ પામે છે. તેને "પગ" હોય છે. તથા લઘુપર્ણકની માફક પ્રલંબક નામનો એક ભાગ પણ હોય છે. આ વનસ્પતિ જંગલમાં ઘણી મળી આવે છે.

(૩) દીર્ઘપર્ણક વનસ્પતિ અસલના વખતમાં ઘણા મોટા પ્રમાણમાં અસ્તિત્વમાં હતી તેમાંની હાલ તો એક જ જાત છે. તેનું થડ નાની ગાંઠના જેવું હોઈ તેને દ્વિપાદ ડાળીઓ ફુટે છે. ડાળીઓ અને થડ જમીન ઉપર ફેલાએલું હોય છે. પાનાનું એક ઝુમખું ઉપર આવે છે. પાનાં લાંબાં, સોયા જેવાં અને કડક હોય છે. તેની જડની અંદરની બાજુ એક લાંબો ખાંચો હોય છે. તેમાં જનનપેશીગુચ્છ હોય છે. બહારના પાનામાં સ્ત્રીજનનપેશી અને અંદરનામાં પુરુષજનનપેશી મળી આવે છે. થડને સંવર્ધક પદર (કેબીયમ) હોય છે. અને તેનાથી તે વધે છે. વલ્કપર્ણકની માફક જ આનાં પાનાંને એક નાનું પાતળું આચ્છાદન હોય છે. પુરુષજનનપેશી પણ વલ્કપર્ણકની માફક જ અગાઉથી વધવા માંડે છે તથા તેમાં સૂક્ષ્મ પુરસ્થાણુ ઉત્પન્ન થઈને રેતકરંડક આવે છે. રજકરંડક પણ તે જ પ્રમાણે વધીને ગર્ભ તૈયાર થાય છે. તેને પણ 'પગ' હોય છે, પરંતુ લઘુપર્ણક તથા વલ્કપર્ણકની માફક એને બીજો પ્રલંબક નામનો ભાગ હોતો નથી. આટલી બાબતમાં આ વનસ્પતિ મુદ્‌ગલક જાતિમાં બીજી જાતો કરતાં જુદી પડે છે.

પ્રસ્તરીભૂત અપુષ્પ વનસ્પતિઃ—અસલના વખતમાં કોઈ વનસ્પતિ તથા પ્રાણી વિગેરે ભૂકંપ અથવા બીજા કારણથી પૃથ્વીના પેટમાં

સમાઈ ગએલું હોય છે. તેની ઉપર જમીનની ઉપરના થરોનું દબાણ થઈને પથ્થર ઉપર, કોલસા ઉપર તથા બીજી વસ્તુઓ ઉપર તેની છાપ પડી જાય છે. આથી કરીને તેના ભાગ પથ્થર જેવા બની જાય છે. આ સર્વને પ્રસ્તરીભૂત (પથ્થરના જેવો નક્કર) પદાર્થ એવી સંજ્ઞા આપવામાં આવે છે. આવી નક્કર વનસ્પતિ ઘણી વાર મળી આવે છે. તેના ઉપરથી પૂર્વે કઈ વનસ્પતિ કયા પ્રકારની હતી અને હાલ તે અસ્તિત્વ ધરાવે છે કે નહિ, હોય તો પ્રથમના જેવી જ છે, કે તેમાં ફેરફાર થયો છે, વિગેરે માહિતી મળી આવે છે. આવી નક્કર વનસ્પતિ પૃથ્વીના પડના કયા થરમાં મળી શકશે, તથા તે ઉપરથી તે આશરે કયારે જીવંત હતી, એનું અનુમાન ભૂસ્તરવિદ્યાના જ્ઞાનથી થઈ શકે. એ ઉપરથી શરૂઆતમાં કઈ વનસ્પતિ હતી, પછીથી કઈ આવી, તથા તેમાં ફેરફાર શો અને કેવો થયો, વિગેરેનું જ્ઞાન આપણને મળે છે.

અપુષ્પ વર્ગોમાં આવી પ્રસ્તરીભૂત (નક્કર) વનસ્પતિ ઘણી મળી આવે છે. પરંતુ સ્થાણુવર્ગ અને વાહિનીમય અપુષ્પ વર્ગમાં ઘણી નવીન વનસ્પતિ મોટા પ્રમાણમાં છે, તથા તેના ઉપરથી હાલની વનસ્પતિનું વર્ગીકરણ બરાબર થઈ શકે છે. નલિકા તથા અનાવૃત્ત બીજવર્ગ (જીમ્નોસ્પ્રેર્મિયા) નામનો અપુષ્પ વર્ગના એક ભાગ છે, તે એની વચ્ચેની કોઈ વનસ્પતિ મળી આવવાથી અપુષ્પથી માંડી સપુષ્પ સુધીના સંબંધની કડી પ્રાપ્ત થઈ, એમ કહેવામાં વાંધો નથી.

સ્થા ણુ વ ર્ગઃ—આ વર્ગમાં વનસ્પતિ અતિશય નાજુક હોવાથી તે પથ્થરમય (નક્કર) સ્થિતિ પ્રાપ્ત કરી શકે તેમ નથી. આથી કરીને આમાંની કોઈ પણ જાતનો અવશેષ મળી શકતો નથી. આ ઉપરથી એવી વનસ્પતિ તે વખતે ન હતી, એવું અનુમાન કાઢી શકાય નહિ. તદ્દન નીચેના સિલુરિયન થરમાં કેટલાક પાણુકેશ મળી આવે છે; પણ તે કયા પ્રકારના છે તથા બીજાની સાથે તેને કેવો સંબંધ છે, વિગેરે બાબત સમજી શકાતી નથી. સાયફોનેલ નામની લીલા પાણુકેશમાં એક જાત છે, તેમાંની કોઈક વનસ્પતિ છેક મૂળના વખતથી ચાલી આવે છે. ત્યાર બાદ કેટલાક કાળ પછી લાલ પાણુકેશમાં તે મળી આવતી. એક પેશીમય વનસ્પતિમાં દ્રુણવી નામની વનસ્પતિ ઉપર રેતીના કણવાળી ત્વચા હોવાને કારણે તે સારી રીતે રહી શકે છે. તેમાંની કોઈ કોઈ વનસ્પતિનો સમાવેશ અત્યારે અસ્તિત્વમાં હોનારી વનસ્પતિમાં થઈ શકે છે. એના થરના થર "કિસેલગુર" નામની માટી એ સંજ્ઞાથી પ્રસિદ્ધ છે. આ પછી કાંડશરીરિકા નામની વનસ્પતિ મોટા પ્રમાણમાં મળી આવેલી. આ વનસ્પતિમાં ઘણું કરીને છેક અસલના વખતથી સૂક્ષ્મ જંતુઓ સડી જતા સેંદ્રિય પદાર્થોપર રહેતા કર્બજનક કાળથી આરંભી તે પદાર્થો બીજા વનસ્પતિના અવશેષમાં રહેલા માલમ પડે છે. અવિભાજિતા લિંબ તથા વિભાજિતાલિંબ વનસ્પતિમાંની પણ કોઈ કોઈ વનસ્પતિ તે વખતે અસ્તિત્વમાં હતી. તેમ શિલાવલ્કના અવશેષ પણ તે જ સમયે મળી આવતા.

શૈ વા લ વ ર્ગઃ—આ વર્ગમાં અવશેષ ભાગ્યે જ મળી આવે છે. જે કાંઈ મળી આવે છે, તે સર્વ કર્બજનક કાળ પછીના જ છે.

વા હિ ની મ ય અ પુ ષ્પ વ ર્ગઃ—એના અવશેષો છેક જુના કાળથી મળી આવે છે. પણ કર્બજનક કાળમાં આખી પૃથ્વી ઉપર જાણે કે એનું જ સામ્રાજ્ય હોય એમ લાગે છે. તે વખતે જમીન ઉપર જેટલી વનસ્પતિ હતી, તેમાંની આની સંખ્યા વિશેષ હતી, અને એનો વિકાસ પણ તે જ સમયે થયો હતો. જેમ જેમ અનાવૃત્ત તથા પ્રચ્છન્ન બીજ વર્ગ (ગાયમોસ્પર્મ્સ ને ઍંગીઓસ્પર્મ્સ) અસ્તિત્વમાં આવવા લાગ્યા, તેમ તેમ એનું મહત્વ ઓછું ઓછું થવા લાગ્યું.

(૧) અ શ્વ પુ ચ્છઃ—હાલ એની એક જ જાત છે. પણ તે સમયે તેની અનેક જાતો હતી. પ્રાણિપૂર્વકાળથી એ ચાલી આવે છે. એની રચના સાધારણતઃ હાલના જેવી જ હતી. પણ તેનો આકાર ઘણો મોટો હતો. કેટલીક જાતો ૧૦૦ ફુટ સુધી ઉંચે વધે છે. સાંઠાના અગ્રભાગ ઉપર લાંબી લાંબી ડાળીઓ વર્તુલાકારે આવતી અને થડના ઉપર એક ત્વચા આવીને તેમાં વૃદ્ધિ થતી. પાન ચાકુના પાના જેવાં હોઈ થડની જડમાં એકમેકની સાથે ચોંટીને થડ ઉપર તેનું આચ્છાદન બને છે. છેક જુના કાળમાં તેના દ્વિપાદ ભાગ પડેલા હતા. કલગીની રચના કેટલાકમાં હાલના જેવી જ હતી. પણ ઘણામાં તે વધારે ભાંજગડવાળી હોઈ દરેક બે પાનની વચ્ચે એક વલ્કપર્ણ (સ્કેલ) હતું. નિદાન કેટલાકમાં જનનપેશી બે પ્રકારની હતી.

(૨) મુદ્ગલકઃ—પ્રાણીપૂર્વ કાળથી માંડી એના ઘણા પ્રકાર અસ્તિત્વમાં આવ્યા છે. એને ડાળીઓ ફુટતી નથી, પણ એનું થડ થાંભલાની માફક ઉંચું અને જાડું વધે છે. કર્બજનક કાળમાં

આ વનસ્પતિ અસ્તિત્વમાં હતી. એને લાંબાં પાનાં હોય છે. તે ખરી ગયા બાદ થડની ઉપર એના કાળા ડાઘ પડી રહે છે. બીજા એક પ્રકારમાં એને દ્વિપાદ ડાળીઓ ફુટે છે તથા ઉંચાઈ ૧૦૦ ફુટ સુધી વધે છે. એને બે પ્રકારની જનનપેશી હોય છે. આ ઉપરાંત મુદ્ગલક અને અશ્વપુચ્છ એ બેની વચ્ચેની એક જાત મળી આવે છે. કેટલાકમાં બીના જેવો એક અવયવ મળી આવે છે.

( ૩ ) નેચાઃ—કોલસાના કાળમાં એનો પૂર્ણ વિકાસ થતો હતો. પાણુનેચા ( જલનલિકા)- માંના અમૂલક જલવતી તથા પર્ણગુચ્છક સ્થલવતી જાત ખડી ( ચાક ) ના કાળથી નજરે પડે છે

મુદ્ગલક તથા અશ્વપુચ્છ એ વાહિનીમય અપુષ્પના ભાગ ખરા; પરંતુ એમાં એમનો વધુ વિકાસ થતો નહિ. નલિકામાં ફક્ત તે વિકાસ થયો. એમાંથી બીજ ઉત્પન્ન કરનાર વનસ્પતિ તૈયાર થઈ. છેક પ્રાચીન સમયમાં અનાવૃત્ત બીજવર્ગ અને નલિકા એ બેની વચ્ચેની એક જાત હતી. કર્બજનક કાળમાં એનું મહત્વ વિશેષ હતું. તેની સાધારણ રહેણી તથા રચના નલિકાના જેવી હતી, પણ તેને બે પ્રકારની જનનપેશી આવતી. સ્ત્રી–જનનપેશી અનાવૃત્ત બીજની સાયડાસી જાતનાં બીઆં જેવી હતી. પરંતુ તે સાયડાસીની માફક વિશિષ્ટ પ્રકારના ફુલમાં આવતી ન હતી. આ રીતે અપુષ્પ અને સપુષ્પ વર્ગોમાં પૂર્વ કાળથી સંબંધ ચાલતો આવ્યો છે. (રં. રા. દેવ)

**અપેનાઈન્સઃ**—આ પર્વતની હાર ઈટલીના મધ્યભાગમાં આવેલી છે. પૂર્વે અપેનાઈન્સ એ નામ ફક્ત ઉત્તર બાજુની હારને જ આપવામાં આવતું હતું, પરંતુ હાલમાં એ નામથી આખીએ હાર ઓળખાય છે. અર્વાચીન ભૂગોલવેત્તાઓ આ પર્વતના ઉત્તર, મધ્ય અને દક્ષિણ અપેનાઈન્સ એવા ત્રણ ભાગ પાડે છે.

ઉત્તર અપેનાઈન્સના ફરી પાછા લિગ્યુરિયન, ટસ્કન અને અંબ્રિયન એવા ત્રણ ભાગ છે. લિગ્યુરિયન લાસિસાઘાટ સુધી, ટસ્કન તેનાથી આગળ ટાઈબિરના મૂળ સુધી અને અંબ્રિયન કાગ્લી ઘાટ સુધી પહોંચેલા છે. આ ઉત્તર તરફની હાર પ્રથમ જીનોઆના અખાતને સમાંતર વળણ લઈને પછી પુર્વ અને અગ્નિકોણ વચ્ચેની દિશાનું અવલંબન કરી કિનારાની સમાંતર લાગેલી છે. આ પ્રકારે એ પર્વતની હાર ઈટાલીમાં આડી પડેલી છે. ઉત્તર બાજુની લિગ્યુરિયન હારમાંથી ઘણી નદીઓ પો નદીને મળે છે. પરંતુ દક્ષિણ તરફની નદીઓ બીલકુલ મહત્વની નથી. ટાઈબિર નદીનું મૂળ અંબ્રિયન હારમાં છે. લિગ્યુરિયનનું મૉન્ટબ્યૂ નામનું શિખર ૫૯૧૫ ફૂટ ઉંચુ છે. ટસ્કનનું મૉન્ટ સિમોન ૭૧૦૩ ફૂટ અને આંબ્રિયનનુ મૉન્ટ નીરોન ૫૦૧૦ ફૂટ ઉંચું છે. આ હારમાં આગગાડીના અનેક ફાંટાઓ ગએલા છે. જિનોઆથી હૉન્કોના ફાંટા ઉપર પાંચ મૈલનો એક કોરી કાઢેલો રસ્તો છે. ટસ્કનની હારમાં પશ્ચિમ તરફ ખનિજ અને રાસાયનિક પદાર્થ મળી આવે છે. તેના બીજા કોઈ પણ ભાગમાં તે દેખાઈ આવતા નથી.

મધ્ય અપેનાઈન્સ એ મુખ્ય હાર હોઈ તે ઘણી લાંબી છે. શિખરોઃ—મૉ. વેટોર ૮૧૨૮ ફુટ, મૉ. વેલિનો ૮૧૫૦ ફુટ અને મૉ. ઍમૅરો ૯૧૭૦ ફુટ ઉંચાઈનાં છે. પશ્ચિમવાહિની નદીઓમાં નીરા મુખ્ય ગણાય છે. રોમ પાસેનો જ્વાળામુખી પર્વત ટાયબર નદીને લીધે વચ્ચેની હારમાંથી તુટી ગયો છે.

દક્ષિણ અપેનાઈન્સમાં નાના પર્વતોનો સમુહ મળીને ત્રણ સમાંતર હારો બને છે. પૂર્વ તરફના મૉ. ગૅર્ગાનો ભૂશિર તથા નેયડસની આસપાસનો જ્વાળામુખીપર્વત એ મુખ્ય હારમાંથી તદ્દન જુદા પડે છે. સિવારીના મેદાનની નજીકમાં જ ચુના વાળો ભાગ પુરો થઈ ગ્રાનાઈટનો ભાગ શરૂ થાય છે. એનું નામ કૅલેબ્રિયાનો પર્વત રાખવામાં આવ્યું છે.

અપેનાઈન્સ પર્વત ઉપર જંગલ આવેલું છે. પ્રાચીન સમયમાં એ જંગલ અતિશય ગાઢ હતું અને તે પાઈન, ઓક, બોચવુડ વિગેરે વૃક્ષોની સમૃદ્ધિથી ભરપુર હતું. વરૂઓ ઘણાં જોવામાં આવે છે, પણ ભુંડ બીલકુલ નજરે પડતાં નથી. છેક ઉંચુ શિખર આખુંય વર્ષ હિમમય રહે છે. જો કે ખનિજ પદાર્થ અહીં ઉત્પન્ન થતા નથી; તો પણ દ્રવરૂપ ખનિજ પદાર્થ અને ગરમ પાણીના ઝરા અહીં મોટી સંખ્યામાં મળી આવે છે.

અપેનાઈન્સ અને આલ્પ્સ એ બે પર્વતોની હારો સંલગ્ન છે. પરંતુ આલ્પ્સની કીનારનો અપેનાઈન્સ સાથે બિલકુલ સંબંધ જણાતો નથી. બ્રેનકૉનેની કીનાર ( ત્યાંના ખડકના થર ) જીનોઆના અખાત સુધી આવેલી દેખાય છે.

આલ્પ્સમાં, જેમાંથી ચીપો કાઢી શકાય એવા પાસાદાર ખડકો છે. તેવા ખડકો ઍપેનાઈન્સના દક્ષિણ છેડા સિવાયના બીજા કોઈ પણ ભાગમાં

જોવામાં આવતા નથી. ઍપેનાઈન્સમાં મધ્યયુગીન કે દ્વિતીયાવસ્થાક ( મેસોઝોઇક ) અને તૃતીયાવસ્થાક ( ટર્શઅરી ) થર જ વધારે છે. ઍપ્યુઅન આલ્પ્સમાંના, પ્રાચીન થરના અવશેષ ટસ્કન કિનારા ઉપરના બેટોમાં, સિસેરો, બ્રૂશિરમાં વિગેરે સ્થળે મળી આવે છે. પરંતુ ઍપેનાઈન્સમાં તો તે મુદ્દલે જોવામાં આવતાં નથી. દક્ષિણ ઍપેનાઈન્સમાંના નવપ્રભાત (એઓસીન) થરો ઉપરથી એટલું તો સ્પષ્ટ માલમ પડે છે, કે તૃતીયાવસ્થાક થરોના સમયમાં પાસાદાર ખડકના થરો મોટા પ્રમાણુમાં મળી આવતા હોવા જોઇએ; ટિહ્રેનિયન સમુદ્રની જગ્યાએ તૃતીવસ્થાક સમયમાં એવા ખડકોનો થરવાળો ડુંગરાળ પ્રદેશ હોવો જોઈએ, એવું અનુમાન નીકળે છે.

કૅલેબ્રિયાને બાદ કરતાં, ઍપેનાઈન્સમાં નીચે જણાવેલાં, ત્રિસ્તર (ટ્રિઆસિક), જ્યુરીન ( જ્યુરાસિક), સિતોપલ (ક્રેટેસિયસ), નવપ્રભાત ( એઓસીન ) અને નવપૂર્વ ( મિઓસિન) નામના થરો આવી જાય છે. એઓસીન થરોના સમયમાં થર ઉપર થર બાઝી જઈને પર્વતની હાર તૈયાર થઈ, સમુદ્ર છાછરો થઈ ગયો; આ થર કૅંગ્લોમેરેટિક પડના બનેલા છે. આવી રીતે થર ઉપર થર બાઝી જતાં તેમની ઉંચાઇ ઘણી જ વધી ગઈ અને અનેક તળાવો ઉત્પન્ન થયાં. દ્વિતીયાવસ્થાક અને તૃતીયાવસ્થાક થર સમુદ્રમાં ગુમ થયા. આ પર્વતપર બરફના ડુંગર નથી.

**ઍપોલોનિઆ:**—આ નામનાં ત્રીસ કરતાં પણ વધારે શહેર છે. ઈલીરિયામાં આવેલું ઍપોલોનિયા તેમાંનું સર્વશ્રેષ્ઠ છે; અને તે ઍાસના દક્ષિણ કિનારા ઉપર હોઈ કૉરિન્થિઅનોએ બંધાવ્યું હતું. વળી, મૅસિડૉનના ફિલિપ સાથે જ્યારે લડાઈ થઈ, ત્યારે આ શહેર મહત્ત્વનું લશ્કરી થાણું હતું. તે ઉપરાંત સાહિત્ય અને તત્ત્વજ્ઞાનના વિષયો માટે પણ આ શહેર ઘણું પ્રખ્યાત હતું. રોમના ઑગસ્ટસને અહીં જ શિક્ષણ આપવામાં આવ્યું હતું. વળી, આ જ નામનું એક બીજું શહેર કાળા સમુદ્રના કિનારા ઉપરના થ્રેશિઆ પ્રાંતમાં આવેલું છે. ત્યાં અપોલોનું એક ભવ્ય પુતળું ઉભું કરવામાં આવેલું છે.

**અપ્પયાદીક્ષિત:**—તે જાતે દ્રવિડ બ્રાહ્મણ હતો અને કાંચી નગરની આગ્નેયી દિશામાં આવેલા, આદિમાલ્ય નામના અગ્રહારમાં રહેતો હતો. કવિચરિત્રકારના લખવા મુજબ, તેના પિતાનું નામ નારાયણ દીક્ષિત હતું. (ઑફ્રેક્ટ-કૅટલૉગસ કૅટલૉગોરમમાં રંગરાજ નામ આપ્યું છે ) તે શાલિવાહનના પંદરમા સૈકામાં વિજયનગરના રાજા કૃષ્ણદેવની કારકીર્દિમાં થઈ ગયો. તેનો ઇતિહાસ એવો છે, કે તેણે બારમે વર્ષે તો વેદાધ્યયન સંપૂર્ણ કરીને શાસ્ત્રાભ્યાસનો આરંભ કર્યો હતો; અને તે અભ્યાસ પૂરો કર્યા પછી તેણે, શાંકર વેદાંતનું પણ મનન કર્યું હતું. તે ખરેખરો વેદશાસ્ત્રસંપન્ન, સદાચારશીલ અને નિર્મત્સર બુદ્ધિનો હોવાથી શૈવ ભક્તો અને વૈષ્ણવો તેના તરફ અત્યંત માનની નજરથી જોતા આવ્યા છે

તેને ત્રણ સ્ત્રીઓ હતી અને એ ત્રણેના મળી, તેને અગિયાર છોકરા હતા. તેણે પોતાની ભર જુવાનીમાં, કેટલીક સભાઓમાં જઈને ન્યાય વિગેરે વિષયોમાં અને ખાસ કરીને શિવ અને વિષ્ણુના સામ્ય દર્શનમાં, મોટા મોટા પંડિતો સાથે વાદ કરીને તેમના મતનું ખંડન કરેલું હોવાથી, ચંદ્રગિરિના રાજા વ્યંકટપતિ રાયલ્લુનો તેના ઉપર અત્યંત ભક્તિભાવ હતો; અને તેણે, તેના કુટુંબ તથા વિદ્યાર્થીઓના નિર્વાહને માટે ભારે ઉપજની જમીન તેને ઇનામમાં આપી હતી. તે આવક ઉપર તે શાન્તિપૂર્વક નિર્વાહ કરીને, પોતાની પાસે આવતા વિદ્યાર્થીઓને ભણાવ્યા કરતો હતો.

ત્યાર પછી, આગળ જતાં, તેણે નીચે જણાવ્યા મુજબ કેટલાક ગ્રંથો લખ્યા:—ત્રીસ અધ્યાયની શિવસ્કંદચંદ્રિકા; વીસ અધ્યાયનું શિવતત્ત્વ વિવેક; આ વિશ્વમાં પરમ કારણરૂપ એકલા શિવ જ છે, એ મતલબની શિવમણીદીપિકા; શિવકર્ણામૃત; પંચરાત્રાગમમતખંડન; સત્તાવીશ પ્રકરણનો વીરશૈવ નામક ગ્રંથ; શતશ્લોકી આત્માર્પણ ગ્રંથ; રામાયણ સારસ્વત; અને નામસંગ્રહમાલા તથા શબ્દપ્રકાશ નામના બે કોશ. આમાં શરૂઆતના ત્રણ ગ્રંથો કેટલાક યજ્ઞ કર્યા પછી લખ્યા હતા અને બાકીના બધા પાછળથી રચ્યા હતા.

આત્માર્પણ ગ્રંથના સંબંધમાં એમ કહેવાય છે, કે તે ગ્રંથ લખવાની શક્તિ આવે તેટલા માટે તેણે પહેલાંથી ધંતુરાનાં બીઆં ખાવાનો ક્રમ રાખ્યો હતો; કારણ કે ધર્મસંબંધે વિચાર કરવાને માટે અંતઃકરણ અત્યંત નિર્મલ હોવું જોઇએ અને આ વનસ્પતિમાં અંતઃકરણને નિર્મલ રાખવાની શક્તિ હોવાથી, તેના સેવનથી તેને જે જે વિચારો સ્ફૂર્યા, તે તેણે એકદમ ચાર લેખકો પાસે લખાવી લીધા હતા! આ ગ્રંથ એટલો બધો ઉત્કૃષ્ટ થયો છે, કે દક્ષિણ હિંદના બધા વિદ્વાનો તે વાંચીને અત્યંત વિસ્મય પામ્યા છે.

આ અપ્પય્યા દીક્ષિત ત્રિચિનોપલ્લી, તંજાવર અને મદુરા વિગેરે સ્થળોના રાજાની મુલાકાતે ગયા હતા અને તેમની વિદ્વત્તા તથા બુદ્ધિમત્તાથી પ્રસન્ન થઈને તે રાજાઓએ તેમને અનેક બક્ષિસોથી નવાજ્યા હતા. આથી પ્રોત્સાહિત થઈને તેમણે વેદાંત, ન્યાય અને અલંકાર વિગેરે વિષયો ઉપર ૮૪ ગ્રંથ લખ્યા હતા. પરંતુ તેમાંથી માત્ર કુવલયાનંદ અને ચિત્રમીમાંસા નામના બે અલંકાર ઉપરના ગ્રંથો ઉપલબ્ધ છે. વળી, ઑફ્રેકટ જેવા આધુનિક પંડિતોના મત પ્રમાણે જોતાં "પ્રબોધ ચંદ્રોદય" નામક ગ્રંથ દીક્ષિતનો રચેલો નથી. આ દીક્ષિતના પૌત્ર નીલકંઠે "નીલકંઠવિજય" નામનું ચંપૂકાવ્ય રચ્યું છે. (ડૉ. હુલ્ટઝેસ્ રિપોર્ટ ઑન્ સંસ્કૃત મૅન્યુસ્ક્રિપ્ટ્સ નં. ૨ પા. ૮) તેમના વૃત્તિવાર્તિક, રત્નપરીક્ષા અને સિદ્ધાંતલેશ નામના વેદાંત વિષયક ગ્રંથો જાણીતા છે. તે ઉપરાંત, તેમણે મધ્વમુખકપોલચપેટિકા, મધ્વમતકુઠાર, રામાનુજમતવિધ્વંસ અને દશકુમારચરિતસંક્ષેપ વિગેરે અનેક ગ્રંથો લખ્યા છે. તેમજ, "વસુમતિચિત્રસેનવિલાસ" નામનું તેમણે જે નાટક રચ્યું છે તે અને "વસુમતિચિત્રસેનીય" એક જ હોવાં જોઈએ એમ વિદ્વાનોનું માનવું છે. (સ્ટેન કોનો–ઈંડિયન ડ્રામા).

આ દીક્ષિત ઘણા શ્રદ્ધાળુ અને સ્વધર્મપરાયણ હોવાથી, કાવેરીના કિનારા ઉપર તેમણે અનેક યજ્ઞ કર્યા હતા અને વિદ્યાર્થીઓને ભણાવીને શાન્ત અને સ્વસ્થ જીવન ગાળતા હતા. તેમની પાસે જે કોઈ જતું તેની આગળ તે શિવની સ્તુતિ કરતા અને તદ્વિષયક સિદ્ધાંતોનું ઘણા ઉત્સાહથી વિવેચન કરી નીચેના અર્થનો શ્લોક બોલતા :—

વાસ્તવિક દૃષ્ટિથી જોતાં વિષ્ણુમાં અને શિવમાં કોઈ તફાવત નથી; પરંતુ મારી ભક્તિ ચંદ્રશેખર મહાદેવ ઉપર જ ચોંટે છે.

આ સંબંધમાં એક એવી આખ્યાયિકા પ્રચલિત છે, કે એક વખતે તેઓ વિષ્ણુના મંદિરમાં દર્શન કરવાને ગયા ત્યાં. "શાંતાકારં......" ઈત્યાદિ વિષ્ણુના ધ્યાનનો શ્લોક બોલવાને બદલે ભૂલથી શિવસ્તુતિનો "જ્ઞાતં પદ્માસનસ્થં......" એ શ્લોક બોલ્યા. તેથી દેવળમાંની વિષ્ણુમૂર્તિ અદૃશ્ય થઈ ગઈ અને તેની જગ્યાએ શિવની પ્રતિમા પ્રકટ થઈ. પરંતુ લોકોએ જ્યારે તે જોયું ત્યારે તે વાત તેમણે દીક્ષિતને કહી. તે દીક્ષિતે ફરીથી વિષ્ણુની સ્તુતિ કરીને પૂર્વવત્ વિષ્ણુમૂર્તિને પ્રગટ કરી. વળી બીજી આખ્યાયિકા એવી છે, કે એક વખતે, તાતાચાર્ય નામનો એક દ્વૈત વેદાંતી અને વૈષ્ણવ પંથનો મોટો ગુરુ વ્યંકટપતિરાયના દરબારમાં વાદ કરતો હતો તેને દીક્ષિતે હરાવ્યો તેથી તે આચાર્ય તેમનો ઘણો દ્વેષ કરવા લાગ્યો; અને જ્યારે, દીક્ષિત દરબારમાંથી નીકળી પોતાને ગામ જતા હતા ત્યારે, તેમને રસ્તામાં મારી નાખવાને તેણે મારાઓ મોકલ્યા; પરંતુ તે મારા તેમને મારી નાખવા જતા હતા એટલામાં કોઈ વીર પુરુષે પ્રકટ થઈને, તેમને નસાડી મૂકયા; અને દીક્ષિત સહીસલામત પોતાને ઘેર પહોંચી ગયા. આ વાતની પાછળથી જ્યારે રાજાને ખબર પડી, ત્યારે તેણે દીક્ષિતને અમૂલ્ય વસ્ત્રો અને આભરણો આપીને તેમનો સત્કાર કર્યો; અને તાતાચાર્યનો ઘણો ધિક્કાર કર્યો.

ત્યાર પછી કેટલેક દિવસે, દીક્ષિત મહાયાત્રા એ નીકળ્યા અને ત્યાં તેમની જગન્નાથરાય પંડિત સાથે મૈત્રી થઈ. ત્યાર બાદ ત્રિસ્થળીની યાત્રા કરીને તેઓ ઘેર પાછા આવ્યા અને પારમાર્થિક વિષય ઉપર સંસ્કૃતમાં કેટલાંક પદો તેમણે રચ્યાં.

આ પદ્યો ઉપરથી ભગવત્પૂજ્યપાદ શંકરાચાર્યના સિદ્ધાંતોમાં તેમને કેટલી બધી શ્રદ્ધા હતી તે સ્પષ્ટ જણાઈ આવે છે.

ત્યાર બાદ દીક્ષિત અક્ષય્ય કાશીવાસ કરવાના હેતુથી તૈયારી કરવા લાગ્યા, પરંતુ ગામના લોકોએ તેમને સ્વદેશ છોડી નહિ જવાને આગ્રહ ભરી વિનંતિ કરી તેથી તેઓ મૂળ આચાર્યની જન્મભુમિ ચિદંબરપુર જઈને રહ્યા; અને પોતાનો સર્વ સમય સ્વધર્મના આચરણમાં જ ગાળવા લાગ્યા. આ દીક્ષિતની પાસે સ્ફટિકનાં પાંચ શિવલિંગ હતાં; તેમાંથી તેમણે બે શિવલિંગ બ્રાહ્મણોને, એક ભત્રીજાને અને એક પોતાના પુત્રને આપી દઈને બાકી રહેલા એક શિવલિંગની ચિદંબરમાં સ્થાપના કરી. ત્યાર બાદ થોડા જ સમયમાં તેઓ ચિદંબરમાં, ૭૦ વર્ષની પાકી ઉમ્મરે, પંચત્વ પામ્યા. [ આધારભૂત ગ્રંથોઃ—કવિ ચરિત્ર, અર્વાચીન કોશ અને ઑફ્રેકટના કૅટલૉગ વિગેરેમાં આવેલા લેખો. ]

**અપ્પરઃ**—આ પ્રખ્યાત ગૂઢવાદી તામિલ કવિ સાતમા શતકમાં થઈ ગયો. તેનું બચપણનું નામ મરૂલનીકિયર હતું; અને તેનો જન્મ કુડલોર જીલ્લાના થિરુઅમુર નામના ગામમાં વેલ્લાળ જાતિમાં થયો હતો. તેને થિલથવઢિયર નામની એક મોટી બેન હતી, તેનો વિવાહ એક સુબેદાર સાથે નક્કી થયો હતો પરંતુ લગ્ન થયા પહેલાં જ તે લઢાઈમાં

મરાયો; અને એ જ અરસામાં તેના ( થિલથવઢિયરના ) માબાપ પણ દેવલોક પામ્યાં. તેથી તેણે અત્યંત દુઃખને લીધે અગ્નિમાં પ્રવેશ કરવાનો નિશ્ચય કર્યો, પરંતુ પોતાના ભાઈ મરૂલનીકિયરનો વિચાર આવતાં, માત્ર તેની સંભાળ રાખવાને માટે જ, તે જીવતી રહી.

આ સમયે જૈનસંપ્રદાયની કળા ચઢતી હતી. અને મરૂલનીકિયર મોટો થતાં, તેના મગજમાં અધ્યાત્મ વિષય સંબંધના વિચારો ઘોળાવા લાગ્યા. તેથી તેણે, પોતાની મેળે કે કોઈ જૈનભિક્ષુએ તેને ભોળવ્યો હોય તેથી, જૈનધર્મનો અંગીકાર કરી તેનો ઉંડો અભ્યાસ કર્યો; તે એટલો ઉંડો, કે પાટલીપુત્રના જૈનોએ તેને પોતાનો ગુરુ બનાવ્યો.

આથી, જેને માટે પોતે મૃત્યુને જતો કરી પુનઃ સંસારમાં પડી તે પોતાના ભાઇને ધર્મભ્રષ્ટ થઈને દૂર દેશમાં ગએલો જોઈને થિલથવઢિયરના કોમલ અંતઃકરણને ઘણો આઘાત લાગ્યો; અને તે પોતાનું ગામ છોડીને કુડલોર જીલ્લાના થિરૂઅધિકૈ નામના ક્ષેત્રમાં જઈને રહી. આ બાજુ, મરૂલનીકિયર પાટલીપુત્રમાં ઘણા આનંદમાં રહેતો હતો અને તેને તો ઘરનું કે બેનનું સ્મરણ પણ હતું નહિ; પરંતુ એક દિવસ તેના ઉદરમાં શૂળનું ભારે દરદ થવાથી તેની પ્રાણાંતિક અવસ્થા થઈ. સિવાય તેના જૈન મિત્રોએ તેને આરામ થાય તે માટે ઘણા ઉપાય કર્યા પણ તે બધા વ્યર્થ ગયા. છેવટે તેને પોતાની બેન યાદ આવી અને તેની સાથે છેલ્લી મુલાકાત થઈ શકે તે હેતુથી તેને બોલાવવાને માણસ મોકલ્યા. પરંતુ તે સ્વાભિમાની વેલ્લાળ કુમારીએ તે માણસ સાથે કહેવડાવ્યું, કે હું કોઈ જૈન મંદિરમાં પ્રવેશ કરવાની નથી તેમજ કોઈ જૈનનું મુખ પણ જોવાની નથી. તે સાંભળીને મરૂલનીકિયરે પોતાનાં જૈન પરિવાર, વસ્ત્રો અને ચિન્હોનો એકદમ ત્યાગ કર્યો, અને બનતી ત્વરાએ થિરૂઅધિકૈ જઇને પોતાની બેનને પગે પડયો; આ પ્રમાણે પુનઃ પોતાના મૂળ ધર્મમાં પાછા આવ્યા પછી તેનું દરદ દૂર થઈ ગયું, અને તે ચુસ્ત શિવભક્ત બન્યો. આ પ્રમાણે અપ્પરે, જૈનધર્મનો ત્યાગ કર્યો.

તે જોઇને, તે સમયના જૈન પલ્લવરાજાએ તેની ઉપર અત્યંત જુલમ ગુજાર્યો. પરંતુ અપ્પરે જરા પણ નમતું આપ્યું નહિ; અને હંમેશાં શિવમહિમા ગાવમાં જ મગ્ન રહેવા લાગ્યો. પછી રાજાએ કંટાળીને પોતે જ શિવધર્મની દીક્ષા લીધી. ત્યાર બાદ અપ્પર યાત્રા કરવાને નીકળી પડયો. રસ્તામાં તેને અપ્પુધી, સંબંદર વિગેરે સમકાલીન બ્રાહ્મણ સાધુઓનો મેળાપ થયો; તેમણે આ વેલ્લાળ સંતને બરાબરિયો ગણી તેની સાથે વર્તન કર્યું. મદુરાના પાંડય રાજાને જૈનધર્મમાંથી શૈવધર્મમાં પાછો લાવનાર, તે સમયનો પ્રખ્યાત સાધુ સંબંદર, મરૂનીકિયરને “ અપ્પર ” ( તામિલી અર્થ પિતા ) નામથી ઘણા આદરપૂર્વક સંબોધતો તેથી તેનું નામ અપ્પર પડયું. ત્યારબાદ, અપ્પર ઘણાં સ્થળોએ રખડયો અને તે તે સ્થળોના દેવોને ઉદ્દેશીને અનેક સ્તોત્રો લખી છેવટે તે પુંપુકલુર જઇને ત્યાં કાયમને માટે રહ્યો. મૃત્યુ સમયે અપ્પર ઘણો જ વૃદ્ધ હતો.

અપ્પરવિષે ઘણી વાતો પ્રચલિત છે. તે દેવળમાંનું ઘાસ કાઢવાને માટે પોતાની પાસે પાવડો રાખતો એમ કહેવામાં આવે છે; અને તેથી જ સિલોન અને દક્ષિણ હિંદમાં મળી આવતી અપ્પરની અનેક મૂર્તિઓમાં પાવડા જેવું કંઈક ચિન્હ કોતરેલું જોવામાં આવે છે. તે જાતે એક તામિલ ખેડુત હોવાથી, તેનાં કાવ્યોમાં ગૂઢ વાદની સાથે સાથે, સામાન્ય મજૂરનું ચિત્ર પણ દૃષ્ટિએ પડે છે તેણે એકંદર ત્રણસો કવિતા રચી છે; અને બીજા તામિલ કવિઓની કૃતિઓની માફક તેનાં કાવ્યોમાં પણ શિવના નૃત્યનું વર્ણન અનેક સ્થળે જોવામાં આવે છે. વળી તે સમયે, દક્ષિણ હિંદમાં જે નવીન આસ્તિકયવાદનો પંથ અસ્તિત્વમાં આવતો હતો તેને અપ્પરની આ કવિતાઓથી અત્યંત પુષ્ટિ મળી હતી, તે જ પ્રમાણે રહસ્યમય ધાર્મિક બોલ પણ પોતાની કવિતાના વાહન દ્વારા લોકોને તેણે સંભળાવ્યા અને તેનાં ગાઢ અને વ્યાપક તત્ત્વો જનતાની આગળ રજુ કર્યાં.

**અપ્પા શાસ્ત્રીઃ**—તેણે ‘લવલીપરિણય’ અને ‘સારસ્વતાદર્શ’ નામનાં નાટકો લખ્યાં છે. તે ઉપરાંત “ અપ્પાશાસ્ત્રીવાદાર્થ ” અને “ ચિલ્લરવાદાઃ ” નામના ગ્રંથો તેણે લખ્યાનો ઉલ્લેખ મળી આવે છે ( રાઈસ પા. ૨૬૪, ૨૬૮; ઑફ્રેટ ૨, ૩૪૯૨; બર્નેલ, ૧૨૦૯ )

**અપ્સરાઃ**—આ કાલ્પનિક ભોગ્ય સ્ત્રી છે, અને દેવ તથા પુણ્યશાળી પુરુષોની સેવા કરે છે એવી સર્વ ધર્મોની અનંતકાળથી માન્યતા છે. મનુષ્યને માટે આદર્શભૂત ગણાતા દેવોને પણ સ્વર્ગમાં, કે જે મનુષ્ય મહાભાગ્યથી પ્રાપ્ત કરી શકે છે ત્યાં, પણ આવી ભોગ્ય સ્ત્રીઓ જોઇએ, એ કલ્પના તો સુખેચ્છુ મનુષ્યોનાં મગજમાંથી જ નીકળી હશે. ગમે તે હોય, તેની કારણમીમાંસા તપાસવાની ભાંજગડમાં નહિ પડતાં ભારતમાં અને

અન્ય દેશોમાં અપ્સરા વિષે કેવી કલ્પનાઓ રહેલી છે, તે તપાસીએ.

ભા ર તી ય:—વૈદિક સાહિત્યમાં 'અપ્સરા' એ શબ્દ અનેક વાર આવી ગયો છે. હંમેશાં તે ગંધર્વના નામ સાથે જ ગુંથાએલો હોય છે. અપ્સરા એ સ્ત્રી છે ને તે દેવોના ઉપભોગ માટે હોય છે. તેનો એક કાયમનો પતિ હોતો નથી. ઋગ્વેદમાં (૧૦, ૧૨૩, ૫) 'પોતાના યાર પાસે હસતે મોઢે જનારી, એવું તેનું વર્ણન કરવામાં આવ્યું છે. યજુર્વેદમાં પણ આવી જાતનું વર્ણન આપવામાં આવ્યુ છે. સાયણે ઋગ્વેદમાં આ શબ્દની વ્યુત્પત્તિ આપતાં તેને 'જલક્રીડા કરનારી' એવા શબ્દોથી વર્ણવી છે. કામ વિકારથી અપ્સરા સામા માણસને મોહ પમાડે છે. (અ. ક. ૧૩. ૧) અપ્સરા નૃત્ય કરે છે. ( અ. ૪. ૩૭. ૭ ) તેઓ નદીમાં ક્રીડા કરે છે. ( ૪. ૩૭. ૩ ) એવી જાતનાં વર્ણનો અથર્વવેદમાં આવી ગયાં છે. વળી જ્યાં પ્રેંખ ( હીંચકા) છે, ત્યાં અપ્સરા જાએ, ( અ. ૪. ૩૭, ૪ ) કુતરા પાળતી અપ્સરાઓ ( અ. ૧૧, ૧૧, ૧૬ ) એવા પણ ઉલ્લેખ મળી આવે છે. સંભવપર્વમાં જણાવવામાં આવ્યું છે, કે દેવર્ષિ-કશ્યપથી પ્રાધાએ રંભાદિ અપ્સરાને જન્મ આપ્યો. (મ. ભા. ૧. ૬૫ ) દેવોની સભાઓમાં નાચ-ગાયન કરી એકાદ ઉગ્ર તપોનિષ્ઠ મહાત્માને કામ-ચેષ્ટાથી મોહિત કરી તેને તેના તપથી ભ્રષ્ટ કરવો એ જ તેમનું કામ હતું, એવી જાતનું વર્ણન તેમને વિષે મહાભારત તથા બીજા પુરાણો આપે છે. અપ્સરાઓના અનેક ગણ ( સંઘ ) છે. તેમાં દૈવિક અને લૌકિક એવા બે ભેદ છે. દૈવિક વિભાગમાં દશ અને લૌકિકમાં ચોવીશ અપ્સરા છે, એવો એક ઉલ્લેખ ઉપલબ્ધ છે. ઉર્વશી, ઘૃતાચી, રંભા તિલોત્તમા અને મેનકા એ મુખ્ય અપ્સરા હતી. તેમની માહિતી ટુંકમાં નીચે મુજબ છેઃ--

ઋગ્વેદમાં એકલી ઉર્વશીનું જ નામ મળી આવે છે. પુરૂરવા અને ઉર્વશીનો પ્રેમસંવાદ દશમા મંડલમાં આવી ગયો છે. ( ૧૦, ૯૫. ૧૦—૧૧ ). ભારતમાં તેને વિષે એમ જણાવવામાં આવ્યું છે, કે એક વખત નારદે ઇંદ્રની સભામાં પુરૂરવાના સૌંદર્ય તથા શૌર્યનાં જે વખાણ કર્યાં, તે સાંભળી ઉર્વશીને તેને વિષે મોહ થયો ને તેણે પુરૂરવા સાથે સંભોગ કર્યો. પણ ઉર્વશી ચાલી ગઈ, તેથી ઇંદ્રને બેચેની થવા લાગી. તેથી તેણે ગંધર્વને મોકલી પુરૂરવા સાથે ઉર્વશીએ જે કરાર કર્યાં હતા, તે તોડવી તેને પાછી બોલાવી લીધી. ઉર્વશીએ મિત્રાવરુણ સાથે સંભોગ કર્યો, ને તેમાંથી વસિષ્ઠ મુનિનો જન્મ થયો.

ઘૃ તા ચીઃ—એક વાર ભરદ્વાજ મુનિ નદીએ નહાવા ગયા હતા. ત્યાં ઘૃતાચી નામની અપ્સરા પણ નહાતી હતી. તેનું વસ્ત્ર પવનથી ઉડી રહ્યું હતું તે જોઈ મુનિ સંભોગે ઇચ્છાથી અકળાવા લાગ્યા. ને આથી જ્યારે તેમનું વીર્ય સરી પડવા લાગ્યું, ત્યારે તેમણે તે પડિયામાં (દ્રોણમાં) મુકયું. આ વીર્યમાંથી પાછળથી દ્રોણાચાર્ય નિર્માણ થયા.

રંભાઃ—દેવોએ સમુદ્રનું મંથન કર્યું, ત્યારે જે ચૌદ રત્નો મળી આવ્યાં, તેમાં આ અપ્સરા મળી આવી છે. સૌંદર્યના આદર્શ તરીકે તેનું નામ લેવાય છે. વિશ્વામિત્રના તપાચરણનો ભંગ કરવા ઇંદ્રે રંભાને મોકલી હતી, ત્યારે વિશ્વામિત્રે તેને શાપ આપ્યો, કે તું એક હજાર વર્ષ સુધી શિલા (પથરો) બની રહેશે. રામાયણમાં રંભા વિષે એવો ઉલ્લેખ જડે છે, કે એકવાર રાવણ કૈલાસમાં ગયો હતો, ત્યારે તે રંભાનું સૌંદર્ય નિહાળી મોહિત થયો. અને રંભાએ તેને કહ્યું હતું, કે હું તારા ભાઈ ( કુબેર ) ના દીકરા ( નલકૂબર)ની પત્ની છું. છતાં રાવણે તેને ભ્રષ્ટ કરી હતી.

તિલોત્તમાઃ—શુંભનિશુંભ નામના રાક્ષસોએ અતિશય ત્રાસ આપ્યાથી દેવો બ્રહ્મા પાસે કંઈક ઉપાયની માગણી કરવા જતાં બ્રહ્માએ વિશ્વકર્માને એક સુંદર સ્ત્રી નિર્માણ કરવાની આજ્ઞા આપી. તે મુજબ તેણે અનેક વિધ રત્નોમાંથી થોડાં થોડાં કણ એકઠાં કરી તેમાંથી એક અત્યંત લાવણ્યવતી સ્ત્રી પેદા કરી. બ્રહ્માએ તેનું નામ તિલોત્તમા રાખ્યું ને તેને સુંદોપસુંદ અથવા શુંભનિશુંભ રાક્ષસોને ત્યાં જવાને કહ્યું. તિલોત્તમા ત્યાં ગઈ, ત્યારે તેને જોતાં તે બેમાંના દરેકે તે પોતાની સ્ત્રી હોવાનો દાવો કર્યો. છેવટે તેમની વચ્ચે લડાઈ થઈ, ને તેમાં તે બન્ને ય માર્યા ગયા. મહાભારતમાં આ વર્ણન મળે છે. ( આદિપર્વ ૧૩૨ ).

મેનકાઃ—પાંચાળ દેશનો રાજા સંતતિ મેળવવા ખાતર ઉગ્ર તપ કરતો હતો. ત્યારે ત્યાં મેનકા નામની એક રૂપ અને યૌવનવતી સ્ત્રી આવી ચઢી. રાજા પાંચાળ જીતેંદ્રિય હોવા છતાં તેને જોતાં મોહિત થયો અને તત્કાળ તેનું વીર્યસ્ખલન થયું. આની રાજાને ઘણી જ શરમ લાગી ને તેણે તે વીર્ય પગ નીચે દબાવી દીધું. તેમાંથી એક પુત્ર પેદા થયો, જે દ્રૌપદીનો પિતા રાજા દ્રુપદ હતો. ( મ. ભા આદિ. ૧૫૦, ૧૦ ).

એકવાર વિશ્વામિત્રે દારુણ તપ આદર્યું. તેથી ઇંદ્રને ભય થયો, કે હવે મારૂં પદ નષ્ટ જ થવાનું. તેથી તેના તપમાં ખલેલ કરવા તેણે મેનકાને મોકલી. પણ પોતાના તપોબળથી વિશ્વામિત્ર મને બાળી નાખશે, માટે સ્મર ( મદન ) ને પણ મારી સાથે મોકલો એવી મેનકાએ માગણી કરી ને ઈંદ્રે તેની સાથે સ્મરને મોકલ્યો. ત્યાર પછી મેનકા વિશ્વામિત્રના આશ્રમમાં આવી તથા મદનની મદદથી તેણે વિશ્વામિત્રને મોહિત કરી તેના તપમાં ભંગાણ પાડયું. આગળ જતાં, મેનકાને વિશ્વામિત્રથી શકુંતલા નામની કન્યા થઈ. ( મ. ભા. આદિ. ૯૩, ૧૫ ).

સ્કંદપુરાણમાં એક અપ્સરાકુંડવિષે ઉલ્લેખ મળી આવે છે. સર્વ દેવોનાં અંશમાંથી બ્રહ્માએ એક અપ્સરા ઉપજાવી, જેને જોતાં શંકર પણ મોહિત થયા. છતાં પાસે જ બેઠેલાં પાર્વતીને ક્રોધ થશે એવા ભયસર તેમણે તે સ્ત્રી સામે જોવાની હિંમત કરી નહી.પણ અપ્સરા જ્યારે તેમને પ્રદક્ષિણા કરવા લાગી ત્યારે તેનું સુંદર વદન જોવાની ખાતર તેમણે પોતાને ચાર દિશાએ ચાર મોઢાં પેદા કર્યાં. આ વાત નારદે પાર્વતીને કહી ત્યારે તેણે શંકરની આંખો મીચી. એટલે દુનિયામાં પ્રલય શરૂ થયો. આથી નારદે પાર્વતીને શંકરની આંખો ઉઘાડવા કહ્યું, પણ તેણે માન્યું નહિ. એટલે શંકરે પોતાનાં કપાળપર ત્રીજી આંખ ઉપજાવી, જેથી પાર્વતીએ તે સ્ત્રીને શાપ આપ્યો, કે 'તૂં કુરૂપ થા.' પણ બ્રહ્માના ઉપદેશ મુજબ તેણે આ અપ્સરાકુંડમાં સ્નાન કરતાં તે પાછી સુંદર બની ( પદ્મ પુરાણ ).

નર નારાયણ ઋષિઓ બદરિકાશ્રમમાં તપ કરતા હતા તેમના તપમાં ખલેલ પહોંચાડવા ઇંદ્રે અપ્સરાઓને મોકલી.આ ભેદની તે ઋષિઓને ખબર પડતાં જ તેમણે આંબાનાં મ્હોરમાંથી તે અપ્સરા કરતાય વધારે સુંદર સ્ત્રી પેદા કરી. તેને જોઈ આવેલી અપ્સરાને શરમ થઈ ને તેમણે આ હકીકત ઇંદ્રને જણાવી. ત્યારે ઇંદ્ર તેને પોતાને ત્યાં લઈ આવ્યો ને તેનું નામ તેણે ઉર્વશી રાખ્યું, એવી પદ્મ પુરાણમાં કથા છે ( અવંતિ ખંડ, અધ્યાય ૮ ).

મરાઠી ગામડીઆઓની ભાષામાં જલદેવતાઓને આસરા કહે છે. આ શબ્દ અપ્સરાનો જ અપભ્રંશ હોવો જોઇએ. ખોવાઈ ગએલી ઉર્વશી પુરૂરવાને જ્યારે ફરીથી જડી ત્યારે તે પાણીમાં ક્રીડા કરતી હતી.એ ઉપરથી જળ એ જાણે કે અપ્સરાઓનું એક આશ્રયસ્થાન જ હોય એવી ઘણા પુરાતન કાળથી માન્યતા થઈ પડી છે. સાયણે પણ પોતાનાં ભાષ્યમાં અપ્સરા એ શબ્દની વ્યુત્પત્તિ 'પાણીમાંથી પેદા થએલી, એમ આપી છે. આ આસરાઓ સાત હોય છે એવી માન્યતા છે. અને ગામડિયાઓ નદીમાંના એકાદ પથરાને સિંદૂર, બંગડી, ફૂલ વિગેરે ચઢાવી આ અપ્સરાઓની પૂજા કરે છે. પુરાણોમાંની નાગકન્યાઓની જેમ તે સુંદર યુવકોને અને વિશેષે કરીને રાજપુત્રોને પાણીમાં તાણી ગયાની કથાઓ આવે છે.તેવી જ અનેક કથાઓ લોકસાહિત્યમાં પણ ઘણી આવી જાય છે.

[ પ્રમાણ ગ્રંથોઃ-વેદ સંહિતા, બ્રાહ્મણો, પુરાણો મૅકડૉનેલ-વેદિક માઇથૉલૉજી, ડાઉસન-હિંદુ કલાસીકલ ડિકશનરી, ગોલ્ડસ્ટકરનો કોશ ( અપ્સરા )].

મુસલમાનોમાં અપ્સરાને હોરી કહે છે. આ હોરીઓ સુંદર કુમારીઓ હોઇ તે નંદનવનમાં પુણ્યવાન મુસલમાનોની સેવા કરે છે. ફારસી 'હૂરી" અને અરબી 'હવરા' ( કૃષ્ણનેત્રી કુમારી)એ શબ્દોપરથી હોરી શબ્દની વ્યુત્પત્તિ છે.

યુરોપીયન માન્યતાઃ—ગ્રીક સાહિત્યમાં સામાન્ય રીતે અપ્સરાઓ નિંફસને નામે વર્ણવી છે. નિંફ શબ્દ 'આચ્છાદિત' એ અર્થના એક શબ્દના ધાતુપરથી બનેલો હોઈ પ્રાચીન કાળમાં વહુને વરને ઘેર ઢાંકીને લઈ જવાની જે ચાલ હતી તે પરથી આ નામ પડયું હશે એમ લાગે છે. પણ તે પરથી નિંફસનો શબ્દશઃ અર્થ તો પરણેલી સ્ત્રી એવો જ થવો જોઇએ. અપ્સરાઓના સામાન્ય રીતે બે વર્ગ પાડયા છે; પાણીમાંની અને જમીન પરની. બીજા વર્ગમાંની કેટલીક અરણ્યોની, કેટલીક ડુંગર પર્વતની, ને બીજી કેટલીક દરીની સ્વામિનીઓ હોય છે. પાણીમાંની અપ્સરાઓ નદીઓ, નાલા, સરોવર ઈત્યાદિ જલાશયોની સ્વામિની હોય છે. કેટલાક પુરાણલેખકોએ તેમને અમર જણાવી છે જ્યારે બીજાઓએ તેમને મર્ત્ય છતાં ઘણી જ લાંબી આવરદાવાળી જણાવી છે. તેમની ચોક્કસ સંખ્યા આપી શકાતી નથી. છતાં એસિહેડના અભિપ્રાય મુજબ તેઓ ૩ હજારથી વધારે હોવી જોઇએ. પ્રાચીન લોક તેને પૂજતા છતાં તેમનો દરજ્જો શ્રેષ્ઠ દેવોથી નીચો ગણતા. તેમને નામે એકેય દેવળ બંધાયું નથી. તેમને દૂધ, મધ, તેલ ને જવલ્લેજ એકાદ બકરૂં ચઢાવવામાં આવતું. અપ્સરાઓ તરુણ, સુંદર, અવિવાહિત, અડધું શરીર કપડાથી ઢાંકેલું છે એવી, અને કયારેક હાથમાંના વાસણમાંથી જમીનપર પાણી રેડતી હોય, એવી જાતનું તેમનું વર્ણન આપવામાં આવ્યું છે. વળી કયારેક

વાસણને બદલે તેઓ ઘાંસ, પાંદડા અગર છીંપો ધારણ કરતી જણાય છે. તેમને નગ્ન સ્થિતિમાં જોવી અનિષ્ટ ગણાતું. કેમકે તેથી જોનારને ઉન્માદવાયુ થાય છે ને તે ગાંડો બની જાય છે. અપ્સરાઓને તેમના સ્થલનામોપરથી સંબોધતા. આથી કઈ અપ્સરા કયાંની એ સહેજે ઓળખી શકાતું. દાખલા તરીકે સિસિલીની અપ્સરાને સિસિલાઈડ્સ્ કહેતા.

[ પ્રમાણ ગ્રંથઃ—બેલેંટાઈન-સમ ફ્રેઝેસ્ ઑફ્ ધિ કલ્ટ ઑફ્ ધિ નિંફ્સ. લેંપ્રિએરે-કલાસિકલ ડિકશનરી ( નિંફ્ ) એ. બી. ( નિંફ્ ) એ. રિલીજીયન એન્ડ એથિકસ ( નેચર વરશીપ–ગ્રીક ). ]

**અફગાન-તુર્કસ્તાન**—એ ઑક્સસ નદીની ખીણમાંના અફગાન લોકોના કબજામાંના પ્રદેશનું હાલનું નામ છે. ત્યાંના રહીશો અથના અફગાન લોકો આ પ્રદેશને તુર્કસ્તાન એ નામથી જ ઓળખે છે. હૈબક, મઝાર–ઈ–શરીફ, અકચા, શિબરઘાન, સાર–ઈ–પુલ, મહમન, અંડકુઈ, ડારાયુસફ, કામરડ, વાલ્ખઆબ, અને સાનજચરક એટલા જીલ્લા મળીને આ પ્રાંત થએલો છે.

સીમાઃ—ઉત્તરની બાજુએ બુખારા, પૂર્વ બાજુએ બદકશાન પર્વત, દક્ષિણ બાજુએ આ જ પર્વત આવવાથી કાબુલ અને આ પ્રાંત જુદા પડે છે. નૈઋત્ય ખુણામાં કાબુલમાંનો બાર્મિઆન અને હિરાતનો કેટલોક પ્રદેશ આવેલો છે.

શહેરોઃ—અકચા, મૈમન, મઝાન–ઈ–શરિફ, હૈબક, શિબરઘન, સાર–ઈ–પુલ, અંડકુઈ, અને ખાનાબાદ વિગેરે શહેરો છે; આ બધાં શહેરો બહુ મોટાં હોઈ તેની આજુબાજુએ બાગબગીચા તથા ફળ ઝાડનાં ઝાડો પુષ્કળ છે.

કુદરતી રીતે આ દેશના બે ભાગ થએલા છે. એક ડુંગરાવાળો પ્રદેશ તથા બીજો પર્વતની તળેટીથી તે આક્સસ નદી સુધીનો સપાટ પ્રદેશ. દક્ષિણ દિશાનો પ્રદેશ બધો ડુંગરાળ છે. પૂર્વ દિશામાં હિંદુકુશ પર્વત ઘણા ઉંચા ગએલા છે. આ પર્વતનો, જ એક ભાગ ચંગુર કોહ નામનો ડુંગર, બદકશાન અને ખરા અફગાનિસ્તાનને જુદા પાડે છે. આં ફાંટા પાસેથી ૧૪૦ માઇલ લાંબો, ૮૦ પહોળો તથા ૭૦૦૦ થી૧૦૦૦૦ ફૂટ સુધી ઉંચાઇનો એક પઠાર (પર્વત ઉપરનો સપાટ પ્રદેશ ) આવેલો છે. બલ્ખની દક્ષિણ દિશાએ હિંદુકુશ આવેલો છે. યાકવલંગ પાસે આ પર્વતના ત્રણ ફાંટા પડે છે. ઉત્તર દિશાએ જે ફાંટો આવેલો છે તે વાયવ્ય દિશાની બાજુએ જાય છે. આ ફાંટાનું, પશ્ચિમ ભાગમાં વન્ડ-ઇ-તુર્કસ્તન એવું નામ છે. તેની ઉંચાઇ આશરે ૧૧૦૦૦ ફુટ છે. પૂર્વ ફાંટાની ઉંચાઈ૧૦૦૦૦ થી ૧૨૦૦૦ ફુટ સુધી છે. આકસસ નદીનાં વહેણ પ્રમાણે સપાટ પ્રદેશની પહોળાઈ ઓછી વધતી છે. કોકચ, સાર-ઈ-પલ અથવા સરખાબ આબે નદીઓ ઑકસસ નદીને મળનારી નદીઓમાં મુખ્ય છે.

આબોહવાઃ—જુદે જુદે સ્થળે જુદી જુદી જાતની હવા આ પ્રદેશમાં છે. શિયાળામાં સપાટ પ્રદેશમાં પણ ઘણી જ ઠંડી હોય છે. વસંત ઋતુમાં અતિશય તથા ઘણા જોસથી વરસાદ વરસે છે. ઉનાળામાં હિંદુસ્થાન જેવી ગરમી સપાટ પ્રદેશમાં પડે છે. ડુંગરવાળા પ્રદેશમાં સમશીતોષ્ણ તથા ઠંડી હવા હોય છે. ઉનાળામાં આ દેશમાં એક પ્રકારની માખો ઉત્પન્ન થાય છે. આ માંખોથી લોકોને ઘણો જ ત્રાસ થાય છે. આ માંખના કરડવાથી ઉંટોને તથા ઘોડાએને ઘણો ત્રાસ થાય છે, અને કોઇ કોઈ વખતે તો ઘોડાઓ તેથી મૃત્યુ પણ પામે છે. આ માખો સિસ્તાન પ્રાંતના માંખો જેવી હોય છે.

ઈતિહાસઃ—જુનું બલ્ખ અથવા બૅક્ટ્રિઆ એ મધ્ય એશિયાનું જુના વખતનું રાજધાનીનું શહેર હોવું જોઇએ. ઈરાનના લોકો, ઝરથુષ્ટ્રે અહીં ધર્મોપદેશ કર્યો હતો, એમ માને છે. બૅક્ટ્રિઆ એ ઍકીમેનીઅન રાજ્યનો એક ભાગ હોઇ ત્યાં ઈરાની લોકોની વસતિ હોવી જોઇએ. ઈ. સ. ની પૂર્વે ૨૪૬ માં સેલ્યુકિડ વંશનો સુબો થિઓડોટસ સ્વતંત્ર થયો અને તેણે ગ્રીકો–બૅક્ટ્રીઅન વંશની સ્થાપના કરી એક વખત એવો હતો, કે ગ્રીકો-બેક્ટ્રીયન વંશના રાજ્યનો વિસ્તાર જકસાર્ટીઝથી કચ્છના અખાત સુધી હતો. ઈ. સ. પૂર્વે ૧૩૦ ને આશરે ગ્રીક રાજ્યનો નાશ થઇ ઑકસસ નદીના પ્રદેશમાં ઘણાં રાજ્યો સ્થાપન થયાં. આ સમયમાં, બુદ્ધધર્મનો પ્રસાર આ પ્રદેશમાં ઘણો જ થયો. બુદ્ધધર્મનો એક મોટો મઠ નવવિહાર નામનો બલ્ખ નામના શહેરમાં હતો. હાલ નવવિહાર નામનું નાનું ગામડું તેજ ઠેકાણે હોઈ પહેલાનાં બુદ્ધધર્મનું તે સ્મૃતિચિન્હ છે.

મુસલમાન લોકોને, આ દેશ તુખારિસ્તાન નામથી જાણીતો હતો. ખોરાસાનની માફક રાજકીય પરિસ્થિતિમાં અહીં ફેરફાર થતા ગયા. ચંગીઝખાન તથા તેની પછીના રાજાઓએ શહેરોને લગાડેલી આગ તથા કરેલી કત્તલોમાંથી આ દેશ કાંઈ બચી જવા પામ્યો ન હતો. કેટલાક વખત સુધી આ રાજ્ય દિલ્લીના મોગલ લોકોના તાબામાં હતું. ઈસવી સનના અઢારમાં સૈકામાં આ દેશ અહમદશાહ

દુરાનીના તાબામાં આવ્યો, પરંતુ તેના છોકરા તૈમુરના વખતમાં આ પ્રદેશ ઉઝબેગ નામના સરદારના તાબામાં ગયો. ઈ. સ ૧૮૫૦ થી ૧૮૮૪ સુધીમાં આ બધા પ્રાંત અફ્ગાન લોકોના તાબામાં ગયા.

લોકોની વસતિ વિસ્તારના પ્રમાણમાં ઘણી જ થોડી છે. આ દેશની વસતિનો અરધો ભાગ ઉઝબેગ તથા તુર્કોમન જાતનો છે, તથા બાકીના અર્ધ ભાગમાં હઝારા, તાજીક, અરબ વિગેરે લોકોનો સમાવેશ થાય છે.

ધંધાની દૃષ્ટિએ જોતાં આ દેશ એટલો બધો મહત્વનો નથી. મૈમન, મઝાર-ઇ-શરિફ, તશકુરઘાન, અને ફૈઝાબાદ એ શહેરો વેપારનાં મુખ્ય ઠેકાણાં છે. ઉનનું તથા સુતરાઉ જાડું કાપડ આ દેશમાં બને છે. બદકશાન સિવાય બીજે કોઈ ઠેકાણે ખનિજ દ્રવ્યો મળતાં નથી. શિશ અલંગની પાસે તથા કારકોહની ઉત્તરે કોલસાની થોડીક ખાણો છે.

**અફ્ગાનીસ્તાનઃ**—અફ્ગાનીસ્તાન મધ્યએશિઆમાંનો એક દેશ છે. બદકશાન ને કાફરિસ્તાન મળી તેનું ક્ષેત્રફળ આશરે ૨૪૫૦૦૦ ચો માઈલ છે. લોકસંખ્યા આશરે ૫૦,૦૦,૦૦૦ છે. તેની ઉત્તરે રશિયન તુર્કસ્તાન, પશ્ચિમે ઈરાન, પૂર્વ તથા દક્ષિણમાં કાશ્મીર, હિંદુસ્તાનની વાયવ્ય સરહદનો પ્રદેશ તથા બલુચિસ્તાન છે. અર્વાચીન કાળમાં એશિયાટિક રશિયા અને બ્રિટિશ હિંદુસ્તાન એ બે વિરોધી રાજ્યવચ્ચેના એક પ્રદેશ ( બફર સ્ટેટ ) તરીકે અફ્ગાનિસ્તાનને મહત્વ પ્રાપ્ત થયું છે. ઓગણીસમા સૈકાના છેલ્લા પચીસ વર્ષ દરમીઆન આપણી આ દેશવિષેની માહિતી ઘણી વધી છે, તેમજ આ દેશની ઉત્તર, પૂર્વ અને દક્ષિણ સરહદો બારીકાઈથી કાયમ કરવામાં આવી છે. બીજા અફ્ગાણ વિગ્રહને કારણે આ દેશની શાસ્ત્રીય રીતે ભૂગોલવિષયક તપાસ કરવામાં આવી. ૧૮૮૪-૮૫ ના રુસો-અફ્ગાન કમીશને આની ઉત્તર સરહદ નિશ્ચિત કરી નકશો કાઢયો. ૧૮૯૩ ના ડુરૅંડ કરારની રૂએ દક્ષિણ તથા પૂર્વ સરહદ ઉપરની ટોળીઓ અલગ કરવામાં આવી. પામીર કમીશને ૧૮૯૫ માં આની ઇશાન્ય સરહદ કાયમ કરી. છેવટે ૧૯૦૪-૧૯૦૫ ના ઇરાન-બલુચી કમિશને આની પશ્ચિમ તરફની સરહદ ચોક્કસ કરી.

પ્રાં તઃ—આ દેશના ચાર પ્રાંત છે. (૧) ઉત્તર અફ્ગાનિસ્તાન અગર કાબુલ, (૨) દક્ષિણ અફ્ગાનિસ્તાન અથવા કંદાહાર, (૩) હિરાત, (૪) અફ્ગાની તુર્કસ્તાન ( ઘિલજાઈ, હઝરા, ગિઝની, જલાલાબાદ, કાફરિસ્તાન વિગેરે સાથે). દેશમાં ચાર મુખ્ય નદીઓ છે. (૧) કાબૂલ, (૨) હેલ્મંડ, (૩) હરિરુડ, અને (૪) ઑકસસ. ઘણે ભાગે આ દેશ પહાડી ડુંગરાળ છે, પણ બંધારા, નહેરના પાણીવાળો સારી ખેતીવાળો પણ કેટલોક પ્રદેશ છે. આ ભાગમાં ફળ એટલા વિપુલ થાય છે, કે તે દેશાવર મોકળવામાં આવે છે. અફ્ગાણો ઘણા કુશલ ખેડુત છે અને ખેતીમાટે પાણીની જેટલી નૈસર્ગિક સગવડો હોઈ શકે તે બધાને તે સારી રીતે ઉપયોગમાં આણે છે. નહેર તથા બંધારાના વ્યવહારૂ શાસ્ત્રમાં ચીના જ ફકત તેમની ઉપર પહેલ કરી શકે તેમ છે.

પ ર્વ તઃ—આ દેશમાંના મુખ્ય પર્વતો હિંદુકુશ, કોહિબાબા, અને ફિરોઝનો ઉચ્ચપ્રદેશ એ છે. સફેત કોહનું ઉંચામાં ઉંચું શિખર શિકરામ (૧૫૬૦૦ ફીટ) છે.

ભુ સ્ત રઃ—સિતોપલ ( ક્રેટેશિયસ ) કાળમાં જ્યારે હિંદુસ્તાનનો દ્વીપકલ્પ, માડાગાસ્કર અને દક્ષિણ આફ્રિકા જોડે જમીનના એક પટાથી જોડાએલો હતો ત્યારે બલુચિસ્તાન, અફ્ગાનિસ્તાન ને ઈરાન એ દેશ એક સરખા સમુદ્રની ઉપર ન હતા. પણ કેટલેક ઠેકાણે જમીન ને કેટલેક ઠેકાણે પાણી એવા હતા. આ સિતોપલ કાળની આખરે ઘણી સૃષ્ટિવિષયક ઉથલપાથલ થઇ. તેને કારણે હિમાલય પર્વત ઉંચે ઉપર આવ્યો. તૃતીયાવસ્થાક કાળનો ઘણો સમય વીત્યા બાદ અફ્ગાનિસ્તાનનો ભૂપ્રદેશ સમુદ્રની સપાટીથી ઉપર આવ્યો.તે પછી સમુદ્રનું પાણી ધીમેધીમે મધ્યએશિઆના ખાઈ ખાડામાં ગયું.

ર સ્તા અ ને ઘા ટઃ—ખૈબર, કુરમ ને ટોચી એ ત્રણ મુખ્ય ઘાટ છે. કાબુલ ને જલાલાબાદ વચ્ચે બે રસ્તા છે. પહેલો લાટાબંદ ઘાટ ને બીજો કાબુલ ઘાટ. પેશાવર ને કાબુલ દરમીઆન ખૈબર ઘાટ છે. ગોમલ ઘાટ એ હિંદુસ્તાન ને અફ્ગાનિસ્તાન વચ્ચેનો વેપારનો મુખ્ય માર્ગ છે. હિરાત, કાબુલ ને કંદહાર વચ્ચેના રસ્તા દેશાન્તર્ગત વ્યાપારના આવજાના માર્ગ છે.

વૃ ક્ષ અ ને વ ન સ્પ તિઃ—અફ્ગાનિસ્તાનમાં ઓક, ફર, યૂ અને સીડરનાં ઝાડ ઘણાં મળી આવે છે. તેમજ જે ભાગમાં ઓક વિગેરે ઝાડો છે ત્યાં જ બદામ, અખરોટનાં પણ ઝાડ છે.

સફેદ કોહ પર્વત ઉપર પણ મોટાં અરણ્યો છે. ૬૦૦૦ થી ૧૦૦૦૦ ફૂટ ઉંચાઈ પર નેચા ( ફ્રન્સ ) ને શેવાળની જાતો મળે છે. ૩૦૦૦ થી ૫૦૦૦ ફૂટ

ઉંચાઈ પર ઑલિહ વિગેરેનાં ઝાડ થાય છે. હિરાત ના પ્રદેશમાં હિવર (પૉલર.) વિલો, સેંતુર, અખ રોટ, અપ્રિકટ, સફરચંદ. પીઅર તથા પીચની ઘણી વાડીઓ છે. દ્રાક્ષની પણ ઘણી વેલ છે. એ શિવાય બીજી ઘણી જાતનાં ઝાડ આ પ્રદેશમાં મળે છે.

ઉજ્જડ મેદાનોમાં ઝાડ બહુ જ વિરલ છે. લાંબે લાંબે અંતરે નાનાં ઝાડવાં નજરે પડે છે. વસંત ઋતુમાં માત્ર આ દેખાવ તદ્દન બદલાઇ જાય છે. તે વખતે પહેલાંના રુક્ષ પ્રદેશ ઉપર લાલ, પીળા, ધોળા ટયુલિપ, લિલી વિગેરે ફૂલોના ગાલીચા ધરણી ઉપર પથરાય છે.

પ્રા ણીઃ—હરિરૂદ ને મુધબિના જંગલોમાં વાઘ ને ચિત્તાની વસતિ છે. વરૂ, તરસ ને શિયાળ બધે ઠેકાણે મળી આવે છે. ઘણીખરી નદીઓમાં ઓટર હોય છે. કંદહાર ને પશ્ચિમ અફગાનિસ્તાનમાં જંગલી ગધેડાં ને ગૅઝલ જાતનાં હરણું મળી આવે છે. પિંગલ રીંછ, ને જંગલી કુતરા હિંદુકૂશ પર્વત ઉપર ઘણા છે.

અફગાનિસ્તાનમાં સર્પ સર્વત્ર વિપુલ છે. ણા ખરા સર્પ લીલા રંગના, દોઢ ફૂટ લાંબ જાડા હોય છે. તે નિરુપદ્રવી હોઇ ઉધઇનો સંહા કરે છે. રેજીસ્તાનમાં મળી આવતો એક જાતનો સર્પ બહુ જ ઝેરી હોય છે. દેશના ઉષ્ણ પ્રદેશમાં હિંદુસ્તાનમાં મળી આવતા નાગ ઘણા છે.

આ બો હ વાઃ—અફગાનીસ્તાની આબોહવા ઉંચાઈના પ્રમાણમાં જુદા જુદા પ્રકારની છે. પાંચ હજાર ફુટની ઉંચાઈએ શિઆળામાં ટાઢ ઘણી જ હોય છે. ગીઝનીમાં ત્રણ માસ તે બરફ પડે છે અને ઉષ્ણતામાન ૧૦ થી ૧૫ અંશ હોય છે. હજાર પ્રાંતમાં પણ શિયાળો એટલો જ સખત હોય છે. કાબુલમાં જ કેટલે અંશે ઓછો હોય છે. ઉનાળામાં તાપ પણ સખત હોય છે. કાબુલ જો કે ૫૭૮૦ ફીટ ઉંચાઇએ છે, તો પણ ત્યાંનું ઉષ્ણતામાન ૯૦થી ૧૦૦ અંશ હોય છે. હીરાતમાં ઉનળો ઓછો હોય છે. ઉનાળામાં વરસાદ જવલે જ પડે છે. વરસાદનું પ્રમાણ આશરે ૧૧ ઇંચ છે. ઘણો ખરો વરસાદ માર્ચ એપ્રિલમાં પડે છે. ઉષ્ણતામાન જાનેવારીમાં ૩૧-૪ થી જુલાઇમાં ૭૨-૨ અંશ સુધી હોય છે.

લો ક સં ખ્યાઃ—હાલનું અફગાનીસ્તાન એ-રિયા બૅક્ટ્રિયા, ડાંગીઆના, આરાકોશિયા, પરો-મીસસ, વિગેરે પ્રાચીન પર્શિયન સામ્રાજ્યોના પ્રાન્તોનું બનેલું છે. આ પ્રાંતો પર તે વખતે ઇરાની સુબેદાર હતા. અફગાગીસ્તાનના રહેવાશી ભિન્ન રાષ્ટ્રોના અને ભિન્ન જાતિના લોકો હોઈ તેમના હિતસંબંધ ને મહત્વકાંક્ષા પરપસ્પર વિરુદ્ધ છે. માત્ર તેમનો ધર્મ એક જ એટલે મુસલમાની છે. શિયા સુનીના ભેદ તો છે જ. અહીં લોકસંખ્યા ૪૦ થી ૫૦ લાખની હોવી જોઇએ. એમના પૂર્વજો તુર્ક-ઇરાની જાતના હોઈ તેમાં સેમેટિક રક્તનું મિશ્રણ હોવું જોઇએ. દુરાની લોકો રાજકર્તા છે. તે ને ગિલચા મળી ૧૫ લાખ હશે. ગિલચાની વસતિ કંદાહારની ઉત્તરમાં ઉંચા પ્રદેશમાં છે. તાજીક લોકોની સંખ્યા લાખેક છે. તેમનાથી ઉતરતા હજારા લોકો છે. તેમની વસ્તી અડધા લાખની છે. ઉસબેગ લોક ૩ લાખ છે.

કીઝીબાસીસ લોક ૫૦ હજાર છે. પહેલાં એ તુર્ક હતા; પણ પાછળથી પર્શિયન બન્યા. એ લોકો ઈ. સ. ૧૭૩૭ માં નાદીરશાહ સાથે અફગાનીસ્તાનમાં આવ્યા હિંદુઓ આશર ૩૫ હજાર છે. તેમજ અડી, સારી, કાશ્મીરી, સિંધી, અરબ વિગેરેની બહુજ વસ્છી છે.

ભા ષાઃ—આ પ્રાંતમાં ભાષા પકતુ કે પસ્તુ છે. આર્યન ઇંડો-ઇરાની ભાષામાંથી એ થઇ હશે આથી અફગાની પઠાણ કહેવાય છે. બહારથી આવેલા લોકો પર્શિયન બોલે છે. પણ હાલમાં તે જ ભાષા બધાની થવા માંડી છે. રાજભાષા પણ તે જ છે. જલાલાબાદ જીલ્લામાં લઘમાની ભાષા બોલાય છે. અફગાણ ને બલુચીસ્તાનની સરહદના ભાગોમાં બલુચી ભાષા ચાલે છે. પરંતુ ભાષામાંનો સૌથી જુનો ગ્રન્થ યુસુફઝઇ લોકોના નાયક શેક મલીએ લખેલો પોતાના વિજયનો ઇતિહાસ છે. અકબરના અમલમાં બયાઝીદ અનસારી ને અફગાન અખુંદ દરવેઝાએ પણ પસ્તુ ભાષામાં ગ્રંથો લખ્યા છે. અબદુર રહમાન પ્રખ્યા કવિ હતો. બીજો કવિ ખુશાલખા અહમદશાહ રાજાયે પણ કવિતા કરી છે. પોવાડા અસંખ્ય છે.

રૂ પ ને સ્વ ભા વ વ ર્ણ નઃ—અફગાન લોકો બળવાન સુંદર અને ગોરા હોય છે. મરણથી તેઓ કરતાં નથી. હુમલો કરવામાં તેઓ હોશિયાર છે. પણ અપજશથી તેમની ધીરજ જતી રહે છે, તેઓ ઘાતકી ને વેરવૃત્તિવાળા હોય છે. તેમની સ્ત્રીઓ યાહુદીઓની સ્ત્રીઓની માફક સુંદર હોય છે. ને તેમના અવયવો પણ તેવા જ હોય છે. પરોણાગત તેઓ સારી કરે છે તેઓમાં એક નિયમ એવો છે, કે જે શરણે આવે, તે શત્રૂ હોય તો પણ તેને જીવનસાટે પણ બચાવવો જોઇએ. આ નિયમ તેમના ઘરની અંદર જ પળાય છે. બહાર ગયા પછી તે જ ઘર-ધણી તેને મારી શકે.

ધ ર્મ :—આ લોકોને ધર્મજ્ઞાન ઓછું હોતું નથી. તેઓ મુલ્લાંઓને ખુબ માને છે. જાદુ, ચમત્કાર શુકન, જ્યોતિષ વિગેરેમાં તેમને ઠીકઠીક શ્રદ્ધા હોય છે. પીરોને તેઓ દેવ માને છે. પીરો સંકટ નિવારણ કરી શકે છે. એવી તેમને દૃઢ શ્રદ્ધા હોય છે. આ લોકોમાં દફન વિધિ મુસલમાનોના જ જેવો છે.

લ ગ્ન :—અફગાનોમાં સ્ત્રીઓ ખરીદવાની ચાલ છે. તેમની કિંમત ઘરની સાંપત્તિક સ્થિતિ અનુસાર હોય છે. આ રિવાજનું એવું પરિણામ આવ્યું છે, કે અફગાની સ્ત્રીઓને તેમના પતિ જોકે સારી રીતે રાખે છે, તો પણ તેઓ પુરુષોની જંગમ મિલકત જેવી જ ગણાય છે. પુરુષ સ્ત્રીનો ગમે ત્યારે કારણ વિના પણ ત્યાગ કરી શકે છે. પણ સ્ત્રી તેમ કરી શકતી નથી. તેને કાજી પાસે જઈ દાદ માગવી પડે છે. છતાં આ રિવાજ પણ વધારે પ્રચારમાં નથી. પતિ સ્ત્રી પહેલાં મરી જાય, ને સ્ત્રી ફરીથી પરણવા માગે, તો પહેલા લગ્ન વખતે થએલો ખરચ તેને ધણીના વારસને આપવો પડે છે. તે આપ્યા પછી તે ફરીથી પરણી શકે છે. ઇસ્રાયલ લોકોની જેમ વિધવાના તેના જેઠની સાથે લગ્ન કરવાં પડે છે. તેને જો ત્રાહીત શખસ તેના દીએર કે જેઠની સંમતિ વિના પરણવા માગે તો તે તેનો ગુન્હો ગણાય છે. તો પણ કોઈ વિધવાને તેની મરજી વિરુદ્ધ તેને ન ગમતા પુરુષ સાથે પરણવાની ફરજ પાડવામાં આવતી નથી. એથી ઉલટું તે પુત્ર વાળી હોય, ને તે વિધવા જ રહેવા ઈચ્છતી હોય, તો તેમ કરી શકે છે. ને તે સન્માનનીય ગણાય છે.

વિ વા હ કા ળ :—આખા અફગાનીસ્થાનમાં વીસ ને પંદર સોળ એ વરસ છોકરા છોકરીના વિવાહ માટે યોગ્ય ગણાય છે. પણ જે પુરુષ સ્ત્રી ખરીદી શકતો નથી, તે ચાળીશ વરસનો થાય, ત્યાં લાગી અવિવાહિત રહે છે. તેમ જ વર ન મળવાથી સ્ત્રી પણ પચીશમા વરસ લગી એગમ રહે છે. શ્રીમાન લોકો, તેમની પાસે ખૂબ પૈસો હોવાથી પોતાના છોકરાઓને સગીર અવસ્થામાં જ પરણાવી મારે છે. શહેરીઓમાં છોકરો પંદર ને છોકરી બાર વરસની થયાં પછી અથવા પૈસો હોય તો તેની ય પહેલાં તેમનાં લગ્ન કરવામાં આવે છે. અફગાનીસ્થાનના પશ્ચિમ ભાગમાં છોકરો ઉમ્મર લાયક થયા પછી, તેને જો દાઢી આવી ન હોય, તો તેને પરણાવતા નથી. ગિલચા લોકોમાં આથી મોડા પરણવાનો રિવાજ છે. તો પણ સામાન્ય રીતે પુરુષ કુટુંબપોષણ કરી શકે, ત્યારે જ પરણી શકે છે.

શ રી ર સં બં ધ :—ઘણું ખરું આ લોકો પોતપોતાની જાતમાં જ વિવાહ કરે છે. તેમ જો ન બને, તો પુરુષો ઇરાન વિગેરે દેશોમાંથી કન્યા આણી શકે છે; પણ અફગાનીસ્થાનની કન્યા પારકા દેશમાં જાય, તો ખોટું થયું ગણાય છે.

વિ વા હ કે વી રી તે થા ય છે :— શહેરોમાં સ્ત્રીઓ પડદામાં હોય છે, તેથી નાગરીકો પોતાનાં લગ્ન દૂતીની મારફતે યુક્તિઓ યોજીને કરે છે. કોઈને ઘેર ઉપવર કન્યા છે, એવી જાણ થતાં અવિવાહિત પુરુષ પોતાનાં સગાંમાંની કોઈ સ્ત્રીને અથવા ઓળખાણવાળી સ્ત્રીને તેને ત્યાં મોકલે છે. ને તેની મારફત તે એગમની બધી માહિતી મેળવે છે. જો આ થયા પછી તે કન્યા તેને ગમે, તો તેને જ આ વિવાહ કરાવી આપવાનું તે જણાવે છે. પછી તે બાઈ કન્યાની માને મળે છે. કન્યાના માતપિતા પોતાની કન્યા આપવા તૈયાર છે કે કેમ તે વિષેની માહિતી આ સ્ત્રી કાઢે છે. કન્યાના પિતાને એ વાત પસંદ પડશે, એમ માલમ પડે, તો મધ્યસ્થ ત્યાર બાદ કન્યાનું માગું કરે છે, ને લગ્નનો દિવસ નક્કી કરી પાછી આવે છે. નક્કી કરેલે દિવસે વરપિતા કન્યાપિતાને ત્યાં મિત્રો સાથે જાય છે. તેમ જ વરમાતા કેટલીક સ્ત્રીઓ સાથે કન્યાના માતાને ત્યાં જાય છે. વરપક્ષ કન્યાનું ઔપચારિક માગું કરે છે, જે તેઓ સ્વીકારે છે. પછી વર તરફથી વીંટી, શાલ વિગેરે ભેટો અપાય છે. વરપિતા કન્યાપિતાને વિનયથી કહે છે, કે " મારો પુત્ર આપની સેવામાં હું હાજર કરું છું, તેનો સ્વીકાર કરશો. " જવાબમાં કન્યાપિતા ' મુબારિક ઔષદ ' એટલે ' આ સંબંધ હિતકારક થાઓ ' એમ કહી પોતાની સંમતિ આપે છે.

તે પછી કુરાનમાંના કલમા ભણાય છે, ને આ જોડું સુખી થાય, તે માટે ઈશ્વરની પ્રાર્થના કરવામાં આવે છે. મિઠાઈ વહેંચાયા પછી કન્યાનો પિતા જમાઇને કેટલીક વસ્તુઓ ભેટ આપે છે આ વિધિથી વિવાહ નક્કી થયો, એમ મનાય છે ને તે પછી ઘણે દિવસે લગ્નસમારંભ થાય છે.

૫ હે રા મ ણી ની વ સ્તુ ઓ ને ૫ હે રા મ ણી :—સગાઈ અને શાદીની વચ્ચે જે વખત જાય છે, તેમાં કન્યાનો બાપ કન્યાને જરૂરી વસ્તુઓ તૈયાર કરે છે. એ વસ્તુઓ શેતરંજી, થાળીઓ, વાસણ વિગેરે હોય છે. તેમ વર કન્યાને આપવાના પૈસા તૈયાર રાખે છે. આ પૈસા એ કન્યાની કિંમત જ છે. કન્યા તરફથી આવનારી વસ્તુઓ કરતાં આ કિંમતની રકમ ઘણી મોટી હોય છે. આ ઉપરાંત રહેવાનું ઘર અને બીજી ગૃહોપયોગી વસ્તુઓ બિચારો ભેગી કરે છે. જો ગરીબ હોય તો તૈયારીમાં બિચારાનાં

બે ચાર વર્ષ વીતી જાય છે. પૈસાવાળાને તો થોડાજ વખતમાં આ બધી તૈયારી કરીને વિવાહસમારંભ કરવાનું શક્ય હોય છે. મુસલમાની કાયદો એકથી વધારે સ્ત્રીઓ કરવાની વિરુદ્ધ નથી. પૈસાદાર લોકો ચાર ચાર સ્ત્રીઓ, દાસીઓ અને રખાતો પણ રાખે છે. સ્ત્રીને માત્ર એકજ પતિ હોય છે. ગુલામગિરી બિલકુલ નથી.

રહેણી ને પહેરવેશઃ—અફ્ગાન લોકોને સાદાઈમાં જ રહેવું પડે છે. છ મહિના તેઓ ફળ પર રહે છે. પૈસાવાળા ઘઉં ને ચોખા ખાય છે. અફ્ગાન લોકો અંદર ખમીસ, ઉપર ચોગો ને માથે લાલ કે ભૂરી પાઘડી પહેરે છે. પૈસાવાળા લોકો રેશમી કે ઉનનાં કપડાં પહેરે છે. હાલમાં સરદારો ને અમલદારો યુરોપીયન પહેરવેશ કરે છે.

મોજશોખઃ—આ લોકોને શિકાર બહુ ગમે છે. કુતરાને સાથે લઇ તે શિકાર પછવાડે દોડે છે. બંદુકની ગોળી મારીને કે બાજ પક્ષીની મદદથી તેઓ શિકાર કરે છે. શરતો ખુબ રમાય છે. કુસ્તી ને કસરતના ખેલ લોકોને ગમે છે. ઘેટાંની ને ઉંટોની ટક્કરો થાય છે. શેતરંજ બધે રમાય છે. છોકરા તેમજ બુઢ્ઢા લખોટા રમે છે.

જાતોઃ—બૅક્ટ્રિયન અથવા પઠાણ. પુકતાન શબ્દ ઉપરથી પઠાણ શબ્દ થયો છે. ઋગ્વેદમાંના પક્થ તે જ આ પઠાણ. આર્મીનિયા પ્રાંતમાં આ જ નામનો દેશ છે, એવો હિરોડોટસનો મત છે, ને દક્ષિણ યુરોપમાં પણ આ નામ મળી આવે છે. હિરોડોટસે કહેલો પૅક્ટ્રિયા પ્રાંત સિન્ધના સીમાડા પર હતો. તેનું ક્ષેત્રફળ પુકતુનખ્વા જેટલું જ છે. એ જ રોહ કહેવાય છે. રોહ અને કોહ એટલે પર્વત હોવાથી ત્યાંના રહેવાસીઓ રોહિલા કહેવાય છે. પૅક્ટ્રિયામાં ગન્દારી વિગેરે ચાર રાષ્ટ્રો હતાં. બૅક્ટ્રિયાને હિંદુઓ બાહ્લીક કહેતા.

પૅક્ટ્રિઆને હાલમાં પુકતુનખ્વા કહે છે. ને પઠાણોનું રહેઠાણ આ જ. અફ્ગાન, ઘીલઝી, વઝીરી, કાકર, વિગેરે લોક પઠાણોમાંના ગણાય છે.

ગન્ધારીઃ—કાબુલ ને સિન્ધુ વચ્ચે રહેનારા લોકો ગન્દારીયન કે ગન્ધારી કહેવાતા. આ પ્રદેશમાં પેશાવરની ખીણ ને તેની આસપાસના ટેકરા ગણાય છે.

પાંચમા કે છટ્ટા સૈકામાં ઉત્તર તરફથી સીથીયન કે શક લોકો આવવાથી અહીંના લોકોએ દેશત્યાગ કર્યો ને તેઓ હેલમન્દ નદીને કિનારે વસ્યા. અહીં એક શહેર સ્થાપી તેને ગન્ધાર નામ આપ્યું. આ લોકો બૌદ્ધ હતા. પોતાના ધર્મની સ્મૃતિ માટે તેઓ બુદ્ધનું જલપાત્ર સાથે લઈ ગયા. બસો વરસ લગી પોતાની સ્વતંત્રતા ને ધર્મ તેમણે સાચવ્યાં. ગંધારમાં હિંદુઓ હતા, તે બધા મુસલમાન થઈ ગયા. ને તેમની રાષ્ટ્રીયતા નષ્ટ થઈ.

અફ્ગાનીસ્થાનના મૂળ રહેવાસી દલાઝક કાફર કહેવાતા. તેઓ સિથિયન જાતના હોવા જોઇએ. આ લોકોએ જાઠ લોકોની સહાયથી ગન્ધારીયન હરી લીધી. આ લોકોને યુસુફઝી લોકોએ હરાવી નસાડયા. પણ દલાઝકોના વારંવાર હુમલાથી તેમને નિરાંત મળી નહિ. તેમણે સ્વાત દેશ જીત્યો, ને ત્યાંના રહેવાસીઓને ઈસ્લામી બનાવ્યા. વીશ વરસમાં આ લોકોએ આખો દેશ સર કર્યો. ધીમે ધીમે તેમની સંખ્યા વધી ને તેમણે દેશને આબાદ કરવાના યત્નો કર્યા.

આફ્રીદી નામની અહીં એક જાત છે. આ લોકો તુર્કસ્થાનના ગણાયા છે. ને તેઓ સુલેમાનની ઉત્તરે રહે છે. હાલમાં તેમની પાસે બહુ જ થોડો મુલક છે. સુફેદ કોહનો દક્ષિણ ભાગ શિનવારી ઘીલજી લોકો પાસે છે. શિનવારી બહાદૂર લોકો છે. આ સિવાય અફ્ગાનીસ્થાનમાં તોરી, ખોસ્તવામ તેમજ ખત્તક ને ઝીમુખ્ત નામની જાતો છે. સામલ ને ગાર એ ભાગોમાં આફ્રીડી, ઓરાકસી, બંગશ વિગેરે લોકો રહે છે. વટલાવેલા બૌદ્ધોના આ વંશજ હોય એવું મનાય છે. આ લોકો મુસલમાન હોવા છતાં તે ધર્મનાં તત્ત્વો બરાબર જાણતા નથી. તેઓ પહેલાં અગ્નિપૂજક હોય, અથવા બૌદ્ધો હોય; તે છતાં હાલમાં તદ્દન જંગલી હાલતમાં જઇ પહોંચ્યા છે. તેઓ લૂંટફાટ કરે છે, ખુન, તેમજ લૂંટ કરી ગુજરાન ચલાવે છે. મુસલમાન ધર્મોપદેશકોને તેઓ માનતા નથી. આ લોકોમાં આઠ વર્ગ છે. ને ઘણા ખરા લોકો ખાયબર ઘાટ પાસે રહે છે આ લોકોનો દેખાવ સુંદર ને ભવ્ય છે. હિન્દી લશ્કરમાં તેમની સારી ખ્યાતિ છે. પણ તેઓ અવિશ્વાસુ હોય એમ મનાય છે પોતાનો પુત્ર કાબેલ ચોર થાય, એવું દરેક આફ્રીડી માતા ઇચ્છે છે. આ લોકો પરોણાગત સારી કરે છે. લગભગ ૨૭૦૦૦ લડવૈયા આ લોકોમાં છે, એમ મનાય છે. ખાયબર ને કોહટ માર્ગ આ લોકોના હાથમાં હોવાથી બ્રિટીશોનેજ તેમની સાથે સંબંધ આવે છે. આફ્રીડી લોકોએ બ્રિટીશોને ખૂબ પજવ્યા છે. બ્રિટીશ લોકો સાથે ખુબ સહવાસ થયા છતાં તેઓ સુધર્યા નથી.

ખત્તકઃ—સુલેમાન, કોહ, સાનવાલ ને સિન્ધુ નદી પાસેનો પ્રદેશ આ લોકોની જન્મભૂમિ

ગણાય છે. પાસેના ઇરાની ( ચામકની ) લોકોએ તેમની પર સવારી કરી તેમને નસાડયા. ચામકની એ જાત ઈરાની ઇસ્માલાઇટ લોકોમાંની છે. સરકારના જુલમથી દેશ છોડી તેઓ નાસી આવેલા. એમાંના કેટલાક હિન્દમાં આવી રહ્યા. આ જાત શાંત, ઉદ્યોગી ને સુલેહને ઇચ્છનારી છે. ખત્તક લોકોના રીત રીવાજ પઠાણોના રીવાજોથી ભિન્ન છે. આ લોકો પુશ્તુ ભાષા બોલે છે. તેઓ સાદા હોઈ ધર્મ ઉપર શ્રદ્ધા રાખનારા છે. વઝીરી લોકો બળવાન ને સ્વતંત્રતાપ્રિય છે. તે લોકો ઢોરોનાં ટોળાં લઈ ભટકે છે.

અફ્ગાનીસ્થાનમાં કાકર નામની એક જાત છે. એમના રીતરીવાજ જુદા છે. આ લોકોના દાર્ઝી ને કૅપચાક નામે બે ભાગ છે. આ લોકો અફ્ગાન કહેવાય છે. હિંગનો વેપાર મુખ્યત્વે કરીને તેઓ કરે છે. છતાં ખેતી કરનારા ને ઢોર પાળનારા લોકો પણ એમનામાં છે. આ જાત અજ્ઞાની, જંગલી, લૂંટફાટ કરનારી છે.

ઘિલજીઃ—જલાલાબાદથી કલાલી ઘિલજી લગી ઘિલજી લોકોની ઘણી વસ્તી છે. આમનોજ લોદી નામનો એક ભાગ છે. આ લોદી વંશજોએ દિલ્હીપર રાજ્ય કર્યું છે. મહમદ ગઝની જોડે આ ઘિલજી અથવા ખિલજી લોકો હિન્દમાં આવ્યા. ત્યારથી તેઓ પ્રખ્યાતી પામ્યા. આ લોકોના રીતરીવાજ અફ્ગાન લોકોથી તદ્દન જુદા છે. તેઓ ઢોર સાથે જંગલમાં ભટકે છે ને શેતરંજીઓ બનાવે છે. તેઓ લૂટફાટ કરનારા કજીયાખોર છે. હિંમત ને શારીરિક બળ એમાં આમની કોઈ બરાબરી કરી શકે એમ નથી. નાસર ખરોતી નામનો આ લોકોનો એક ભાગ ઉંટના કાફ્લા પર વેપાર કરે છે. એ લોકો ગંદા ને અવ્યવસ્થિત છે. છતાં તેમાંના કેટલાક સારા હોય છે. આ લોકોનો પોવિંદ નામે એક વર્ગ છે. અઢારમા સૈકાની શરૂઆતમાં આ લોકોએ ઈરાની શાહ સામે બંડ કર્યું હતું. તેમાં શરૂઆતમાં હાર પામ્યા છતાં છેવટે તેમણે શાહને ઠેકાણે આણ્યો ને તેણે તેમના આગેવાન મહંમદને પોતાનું સર્વસ્વ સોંપ્યું; જેનો છેવટે, તે ગાંડો ને ક્રૂર થવાથી તેનાજ લોકોએ ઘાત કર્યો. થોડે દિવસે નાદીરશાહે આ લોકોને કબજે કર્યા. તેની પછી અહમદશાહ અબદલીનો અમલ પણ આ લોકોએ માન્ય કર્યો. તેના મરણ પછી વળી કજીયા શરૂ થયા. ને તેમાં તેમની સત્તા ઘટી ગઈ. હાલમાં એ લોકો બ્રિટીશ લોકો સાથે દુષ્ટ રીતે વર્તવા યત્ન કરે છે. પણ તેઓ બહુ છૂટા ન હોવાથી તેમનું વિશેષ ચાલતું નથી. ઈ. સ. ૧૮૩૯–૪૨ ની લડાઈમાં તેમણે બ્રિટીશ વ્યવહારને તોડવા ખુબ યત્ન કરેલો. બ્રિટીશ સૈન્ય સાથે ૧૮૪૨ માં આ લોકો ખૂબ નિર્દયતાથી વર્તેલા.

તાજિકઃ—તાજિક અથવા પાર્સીવાન એ અફ્ગાનીસ્થાનમાંની જ એક જાત છે. છતાં આ લોકોની ભાષા અને રીવાજ અહીંના રહેવાસીઓ કરતાં જુદાં છે. આ લોકો પ્રાચીન ઈરાની લોકોના વંશજ છે. અરબ લોક ઇરાની લોકોમાં મળી જઈ આ મિશ્ર જાતિને તેમણે પહેલાંનું જ નામ આપ્યું. ઇરાનમાં અરબો તાજ નામથી ઓળખાતા. તેમને લગતી દરેક વાત તાજિક કહેવાતી. જે અરબોએ ઈરાનમાં વિવાહ કરી પોતાની રાષ્ટ્રીયતા ગુમાવી, તેમને તે લોકો તાજિક કહેવા લાગ્યા. આ લોકો હિરાતથી ખાયબરના ભાગમાં, કંદહારથી ઑકસસના ભાગમાં, ને કાશ્મીરના ભાગમાં રહે છે. બદકશાનના પ્રાચીન નિવાસી લોકો પણ તાજિક કહેવાય છે. કેટલાંક સૈકાં લગી આ લોકો સ્વતંત્ર હતા. પણ હાલમાં કાબુલના રાજાના તાબામાં છે.તેઓ શિયા કે સુન્ની છે.આ લોકો કદાવર, સુંદર ને શક્તિવાળા છે. સ્વભાવે શાંત, કરકસરીઆ ને મળતાવડા છે. તેમના દેશના રાજ્યકારભારમાં તેમને કોઇ પુછતું નથી. તેઓ ખેતી કરી ગુજારો કરે છે. શહેરમાં રહેનારા વેપાર કરે છે. આ લોકો બુદ્ધિમાન, રાજનિષ્ઠ અને ઉદ્યોગી છે. આ લોકોમાંથી જુજ લોકો લશ્કરમાં જાય છે. બ્રિટીશ લોકોમાટે એમનો સારો અભિપ્રાય છે. આ લોકોનો બીજી જાતો ખૂબ દ્વેષ કરે છે.

હઝારાઃ—અફ્ગાનીસ્તાનની બધી જાતોથી આ હઝારા લોકો જુદા પડે છે. દેશનો મોટો ભાગ આ લોકોએ વ્યાપી લીધો છે. જેને પહેલાં પૅરોપૅમિસસ્ કહેતા, તે ભાગ આ લોકોના તાબામાં છે. આ પ્રદેશ પહાડી છે ને તે ઘણી ખીણોવાળો હોઈ નદીઓથી ભરપૂર છે. આ દેશ જીતતાં ચંગીઝખાનને ખૂબ શ્રમ પડેલો. તે વખતે અહીં દુરાણી લોકો વસ્યા ને તેમના તાબામાં ઘણા કીલ્લા હતા. બુદ્ધકાળની ઈમારતો ને જુના સીક્કો અહીં ઘણાં મળી આવે છે. હઝારા ને મોગલ તાતાર લોકો એકજ હશે, એમ આ લોકોની આકૃતિ ઉપરથી લાગે છે. ચંગીસખાને હજારહજારની એક એવી દશ લશ્કરી ટુકડીઓ બનાવી હોવાને લીધે તેમને હજારા એ નામ મળ્યું હોય એ બનવા જોગ છે. તેમણે ઈરાની ભાષા ને શિયા

પંથનો સ્વીકાર કર્યો છે. કેટલાક સુનીપંથ પાળનારા પણ છે.

તાતારઃ—આ લોકો સાદા ને ભલા હોઈ ધર્મોપદેશકોની ને આગેવાનોની આજ્ઞા પ્રમાણે વર્તે છે. તેઓ અશિક્ષિત છે. શિયાળામાં ઉદ્યોગધંધો ખોળવા આ લોકો પંજાબમાં આવે છે. આ લોકો શુરવીર, ને સહનશીલ છે. અફગાન લોકોમાં આ લોકો વિશ્વાસુ, બુદ્ધિમાન ને ઉદ્યોગી હોવા વિષે ખ્યાતિ છે. આ લોકો પાખંડી હોવાથી સુની પંથ પાળનારા અફગાન લોકો તેમને પોતાના ગુલામ ગણે છે.

હજારા અફગાનોના કટ્ટા દુશ્મન છે. તેમણે અફગાન યુદ્ધોમાં બ્રિટીશોને ઘણી મદદ કરેલી. આ જાતમાંના સ્વતંત્ર લોકોએ કાબુલની સરકારને ગણેલીજ નહિ. ગુરખા લોકોની માફક આ લોક શુરા છે, એટલે તેમને પશ્ચિમ તરફના ગુરખા કહેવામાં કશો વાંધો નથી. આ લોકો બ્રિટીશોને ઘણા ઉપયોગી હોઈ તેમના પક્ષમાં સહેલથી આવી શકે એમ છે. બ્રિટીશોના પ્રજાજન થઈ રહેવાની તેમની ઇચ્છા હોય, એવું જણાય છે.

ખેતીઃ—અફગાનીસ્તાનમાં ઘણુંખરૂં બે પાક લેવામાં આવે છે. પહેલો પાક ઘઉં, બાજરી વિગેરેનો ને બીજો ભાત ( ધાન ) મકાઇ ને દાળનો હોય છે. જમીનના બે ભાગ હોય છે. બાગાઈત ને જીરાઈત. ઘણી ખરી યૂરોપિયન શાકભાજી અહીં તૈયાર થાય છે. અફીણ જલાલાબાદ, કાબુલ, કંદહાર ને હિરાતમાં થાય છે. હિરાતમાં કપાસ ખુબ થાય છે. તેમજ બદામ ને એરંડાના છોડ પુષ્કળ હોય છે. જેમાંથી તેલ કાઢવામાં આવે છે. અહીં ફળો વિવિધ જાતનાં ( સફરચંદ, બદામ, દરાખ, દાડમ ) પુષ્કળ થાય છે. ખેતીના દરેક મજુરની મજુરી સાડાચારથી સાત આના સુધીની હોવા ઉપરાંત તેને ખાવાનું જુદું આપવું પડે છે.

પ્રાણીઓઃ—ઘોડા, ઉંટ, ગાયો, ઘેટાં ને બકરાં એ લોકોની સંપત્તિ છે. પહેલાં ઘોડા બહાર દેશ ખુબ જતાં, પણ અમીરે એ વાતની બંધી કર્યાથી, એ વેપાર હાલ બંધ છે. ઘોડાની સરસ ઓલાદ બનાવવા માટે ઇંગ્લીશ ને અરબ ઘોડા અત્રે આણવામાં આવ્યા છે. બળદનો ઉપયોગ ખેતીના ને બોજો ઉંચકવામાં કરવામાં આવે છે. ઉંટ બહાર દેશમાં ખુબ જાય છે. અહીંના ઉંટ કદાવર ને સહનશીલ હોય છે.

ખનીજ પદાર્થઃ—અફગાનીસ્તાનમાં ઘણી વસ્તુઓ મળી શકે એમ છે; પણ તજજ્ઞ ન હોવાથી કશું નિશ્ચિતપણે કહેવાય એમ નથી. પથરી કોલસો મળે એવું ઘણું ક્ષેત્ર છે. ટોબા પ્રદેશમાં “ અન્ટીમની ” મળે છે. કંદહારની ઉત્તરે સોનાની ખાણો હોવાનો સંભવ છે, હિંદુકુશની પાસે રૂપાની ખાણે છે. શાહ મકશુદના ડુંગરમાં તાંબાની ખાણો હતી. કંદહારની ઉત્તરે ૧૦ માઇલ પર તાંબાની અશુદ્ધ ધાતુ મળી આવે છે. ઘોરબંદનાં સીસું મળે છે. કંદહારની પાસે જે સોનાની ખાણો છે, તેમાં અશુદ્ધ નીકલ હોય છે. હિંદુકુશ પર્વતની અંદર લોખંડ ઘણું છે. ફટકડી ઘણી તૈયાર થાય છે.

કોટી અશ્રુ પાસે ધોળો આરસપહાણુ મળી આવે છે. ખાનાબાદની ખાણોમાં સોર મીઠું ઘણું મળી આવે છે.

વેપારઃ—ઓકસરમાં સારી જાતનું રેશમ તૈયાર થાય છે ને તેનું બુખારા અને મહોદમાં સુંદર રેશમી કાપડ તૈયાર થાય છે. હિરાત તેમ જ કંદહારમાંનું રેશમ સારૂં હોતું નથી. અફગાનીસ્તાનના ગાલીચા એટલા બધા સારા હોતા નથી. બધે ઘેટાંનાં ચામડાંના ડગલા સારા થાય છે.

છેલ્લાં કેટલાંક વરસથી હથિયારોનાં કારખાનાં યૂરોપિયનોની દેખરેખ નીચે શરૂ થયાં છે.

આખા અફગાનીસ્તાનના વેપારના આંકડા નક્કી આપી શકાય તેમ નથી. હિરાતમાંથી રશિયામાં જનારો માલ કીંમતી હોય છે. ખોરાસાન ને સિસ્તનમાં જતો માલ ઈ. સ. ૧૮૦૨ માં સાડા દશ લાખની કીંમતનો હતો. તેમાં સેંકડે ૪૦ ટકા ઊન હતું. તે ફ્રાન્સ, રશિઆ ને અમેરિકામાં જાય છે.

૧૯૦૪ માં ૧૫૦ લાખનો વેપાર હિંદે અફગાનો સાથે કર્યો. પણ તેની પર જકાત વધારે હોવાથી તે ઘટવા માંડયો છે. હિંદમાંથી દોરો, ચાહ, ખાંડ, ચામડાં ને ગળી ત્યાં જાય છે. હમણાં જ કાપડ પણ જવા માંડયું છે. અહીંથી બહારગામ ફળો, ઘી, રેશમ, ઊન “ પોસ્ટીન્સ ” ચામડાં, શેતરંજી જાય છે. આ બધો વેપાર ઉંટ પર થાય છે.

વેપારના માર્ગઃ—હિંદથી કાબુલ; ખૈબરઘાટથી જલાલાબાદ, કંદહાર તેમ જ ગીઝની માટે ગોમલ ઘાટ, અથવા કવેટા, બદકશાનથી બાજવાર તે જલાલાબાદ ચિત્રાળ રસ્તે અથવા બીજે રસ્તે પણ જવાય છે. અહીં દુકાળ ઓછો હોય છે. દુકાળમાં પર્શિયા વિગેરે દેશોમાંથી અનાજ લાવી લોકોને જીવાડવા અમીર પ્રયત્ન કરે છે.

રાજ્યપદ્ધતિ અને કાયદાઃ—અહીંની રાજ્યપદ્ધતિમાં અમીરને અનિયન્ત્રિત રાજસત્તા હોય છે. આ દેશના કાબુલ, તુર્કસ્તાન, હીરાત,

કંદહાર, બદકશાન એવા પાંચ રાજકીય વિભાગો કરેલા છે. દરેક વિભાગ પર ગવર્નર હોય છે. એમની સત્તા નીચે કાજી લોકો અને સરદાર લોકો હોય છે. રાજાના દરબારમાં કે કૌન્સીલમાં બેસનાર ત્રણ વર્ગો છે. (૧) સરદાર, (૨) ખાન, (૩) મુલ્લા. સરદાર વંશપરંપરાથી હોય છે, ખાન લોકો પ્રતિનિધિ હોય છે ને મુલ્લા ધર્મના પ્રતિનિધિ હોય છે. આ પ્રતિનિધિઓની બે સભાઓ છે. એક બાદશાહી ને બીજી સાધારણ લોકોની. અમીરની કાર્યકારી ખાસ કમિટી હોય છે. એમાંના મંત્રીઓ અમીરના પૂછ્યા વિના અમીરને સલાહ આપી શકતા નથી. અમીર મુખ્ય અધિકારી હોઈ તે જ મુખ્ય ન્યાયાધિશ છે. દરેક જણ અમીર પાસે અપીલ કરી શકે છે. એનાથી હલકી કોર્ટ કાઝીની ને તેથી નીચી કોર્ટ કોતવાલની હોય છે. મોટાં શહેરોમાં પંચ મારફતે ટંટા મીટાવવાને પંચાયતો પણ છે. મુલકી, જકાત પોસ્ટ, લશ્કરી કામકાજ માટે જુદાં જુદાં ખાતાં છે. ન્યાય કચેરીમાં ઇસ્લામનો કાયદો ચાલે છે.

પરદેશી રાજકારણ પર અંગ્રેજોનો દાબ રહેતો, પણ હાલમાં નથી. બધા વ્યવહારમાં અમીર સ્વતંત્ર છે. પહેલાં અમીર કાબુલ અને આસપાસના મુલક પર જ અધિકાર ચલાવતો. બીજા પ્રાંતો પર તેના સંબંધીઓ હુકમત ચલાવતા. પણ અબ્દુલ રહીમાનખાને એ રીવાજ નાબુદ કરી અમીરને સાર્વભૌમત્વ પ્રાપ્ત કરાવી આપ્યું છે. બધી મુખ્ય કચેરીઓ કાબુલમાં હોઈ તેમની ઉપર અમીરના સંબંધીઓ મુખ્ય અધિકાર પર છે. અમીર સિવાય કોઈથી મરણની શિક્ષા કરી શકાતી નથી. રાજદ્રોહ, બંડ, લાંચ ખાવી વિગેરે ગુન્હા માટે અમીર જ સજા કરે છે. હાલમાં દીવાની દાવા પર સ્ટૅંપ લગાડવા પડે છે.

**સૈન્ય ને સંરક્ષણઃ**—અમીર પાસે લશ્કર પુષ્કળ હોઈ યુરોપિયન પદ્ધતિ પ્રમાણે તેમના ઓદ્ધા ઠરાવવામાં આવ્યા છે. ત્રણ લાખ લોકોને પહોંચે એટલો દારૂગોળો ને હથિયાર અમીર પાસે છે. હિંદમાં પણ અફગાનો લશ્કરમાં જોડાય છે. લશ્કર લગભગ ૫૦૦૦૦ હોય એમ લાગે છે. તે હિરાત, કંદહાર, કાબુલ, જલાલાબાદ અસ્માર ને હિંદુસ્થાનની સરહદે ગોઠવાએલું છે. આઠ દિવસમાં એક લાખ માણસો ઉભાં કરી શકાય; પણ પૈસો ને તેમને લઈ આવવાનાં સાધનોની મોટી તાણ છે. અહીં બંદુકો અને કારતુસોનાં કારખાનાં છે. તોપોનાં કારખાનાં પણ છે; હીરાત ને દેહાડી બે કીલ્લા મજબુત છે.

**શિક્ષણઃ**—શિક્ષણ કેવળ પ્રાથમિક જ મળે છે. અને તે ઘણું ખરૂં અજ્ઞાન મુલ્લાંઓના હાથમાં હતું. માસ્તર છોકરાને કહે છે, ને તે તેઓ એક સાથે બોલે છે. શિક્ષણ કેવળ લેખન, વાચન ને જુજ ગણિતમાં જ સમાય છે. કુરાન પઢાવવામાં આવે છે. ઉચ્ચ શિક્ષણ માટે સંસ્થાઓ જુજ છે. માજી અમીર અમાનુલ્લાએ શિક્ષણ ફરજીયાત કરીને એક કૉલેજ ઉચ્ચ શિક્ષણ માટે કાઢી છે. અફગાનીસ્તાનમાં અંગ્રેજોનો પ્રવેશ હાલમાં જ થયો છે. અહીંના હકીમોને શારીરશાસ્ત્ર ને રોગનિદાનની માહિતી જુજ હતી. શસ્ત્રક્રિયા તો તેઓ બિલકુલ જાણતા નથી.

**ઇતિહાસઃ**—ઇ. સ. પૂર્વે ૩૧૦ માં હિંદુસ્થાનમાં ચંદ્રગુપ્તને સેલ્યુકસે વિવાહવિષયક ઠરાવને લઈને સિંધુ નદીની પશ્ચિમ બાજુનો હિંદુલોકોની વસ્તીવાળો ભાગ આપ્યો હતો. તેમાં કાબુલ નદીનો કેટલોક ભાગ આવતો. આ પછી સાઠ વર્ષે બૅકટ્રીયામાં એક સ્વતંત્ર ગ્રીક વંશ સ્થપાયો. તેની સત્તા કાબુલ પર અને કોઈ કોઈ વાર આખા અફગાનીસ્થાન પર ગઈ હતી. પંજાબમાંના કેટલાક સ્તૂપો ને પેશાવરની ખીણોમાં મળી આવેલા અવશેષો ઉપરથી ગ્રીકોની સત્તાના પૂરાવા મળે છે. કાબુલની આસપાસ જલાલાબાદ, પેશાવરની નજીક બૌદ્ધ ધર્મનાં ચિન્હો ઘણાં મળી આવે છે. કનિષ્કના રાજ્યનાં ચિન્હો અહીં મળી આવે છે.

**તુર્કોમન વંશઃ**—હ્યુએનત્સંગના વખતમાં હિંદુ અને તુર્ક રાજાઓ અહીં રાજ્ય કરતા હતા. દશમા સૈકાની આખરે કાબુલના હિંદુ રાજાનું સ્વામિત્વ જતું રહી સબકતગીન નામે તુર્કના તાબામાં પ્રદેશ ગયો. સબકતગીનના વંશજોએ બારમા સૈકાના મધ્ય લગી રાજ્ય કર્યું. તેમણે કાબુલને મધ્ય એશિયામાં ભવ્ય શહેર બનાવ્યું. તે પછી અફગાન વંશ સ્થપાયો. તેનો સ્થાપક અલ્લાઉદ્દીન ઘોરી હતો. તેણે કાબુલ ઉધ્વસ્ત કર્યું, તેના ભત્રીજા પાસે બનારસ લગીનો મુલક હતો. તેમાં બંધમુક્ત ગુલામોએ ૧૮૫૭ લગી ટકી રહેનારૂં હિંદનું મુસલમાની રાજ્ય સ્થાપેલું.

**મોગલ વંશઃ**—તૈમુરે આ સર્વ પ્રદેશ કબજે કર્યા હતા. ને તે તેના વંશજોના તાબામાં ૧૫૦૧ લગી હતા. પછી તે બાબરના હાથમાં આવ્યા. બાબરે ૧૫૨૨ માં કંદહાર લીધું ને તેને પોતાના રાજ્યનો એક પ્રાંત બનાવ્યો. કંદહાર મોગલો પાસે કોકવાર જતું ને કોકવાર ઈરાની સુફી લોકો પાસે જતું.

**દુરાણી વંશઃ**—૧૭૩૭–૩૮ માં નાદીરશાહે કાબુલકંદહાર લીધાં. તેના લશ્કરમાં અહમદશાહ

નામનો સીપાઇ હતો. તેને લોકોએ આગેવાન બનાવ્યો. તેણે મરાઠાઓને ૧૭૬૧ માં પાણીપતમાં હરાવ્યા. તેણે પોતાના મૃત્યુ પછી પંજાબ, કાશ્મીર, ઑકસસ લગીનું તુર્કસ્તાન, સિંધ, બલુચીસ્તાન, ખોરાસાન વિગેરે પ્રાંતોનું બનેલું અફ્ગાનીસ્તાનનું સામ્રાજ્ય પોતાના પુત્ર તૈમુરને સોંપી દીધું. તૈમુર પછી તેના પુત્રો ગાદી માટે માંહેમાંહે ખુબ લડયા. તેને પરિણામે છેવટે દોસ્ત મહંમદના કબજામાં કાબુલ ને તેની આસપાસનો કેટલોક ભાગ આવ્યો.

પહેલી અફગાન લડાઇ:—(૧૮૩૮–૪૨.) ૧૮૦૯ માં નેપોલીઅને ઈરાન સાથે કારસ્થાન શરૂ કરવાથી માઉંટ એલફીન્સ્ટનને અમીર શાહશુજા પાસે વકીલ તરીકે મોકલવામાં આવ્યો. ૧૮૨૭ માં ઈરાની લોકોએ હિરાત લેવા યત્ન કર્યો ને શાહશુજાને અંગ્રેજોએ ગાદી અપાવી દોસ્ત મહંમદને હિન્દમાં મોકલ્યો. પણ સ્વતંત્રતાપ્રિય અફગાનોને પરતંત્ર શાહશુજા ગમ્યો નહિ, એટલે બંડ થયું, તેથી અંગ્રેજોને અફગાનીસ્થાન છોડી પાછા આવવું પડયું.

બ્રિટીશ ને રશિયન સંબંધ:—અફગાનીસ્તાનને સ્વતંત્ર રાખવાનો બ્રિટીશોએ વિચાર કર્યો. કારણ તેથી બ્રિટીશ ને રશીયન સીમા વચ્ચે પ્રતિબંધક સરહદ થઇ રહે છે. આ વિચારથી નવા અમીર શેરઅલ્લી સાથે સ્નેહસંબંધ વધારે દઢ કરવામાં આવ્યા. પણ રશિયનોએ જ્યારે ખીબા લીધું. ત્યારે બ્રિટીશોએ મદદ ન આપી. તેથી તેણે રશિયનો સાથે મિત્રતા જોડી. રશીયનો વધારે પ્રબળ થતા ગયા, તેથી બ્રિટીશોએ અમીરને મિત્ર કરવા હવે યત્ન કર્યો, પણ તેણે તે વાત કબુલ કરી નહિ.

બીજી અફગાન લડાઈ:—(૧૮૭૮–૮૦) કાબુલના અમીર સાથે સંધિ કરી રશિયનોને દૂર કરવા વૉઇસરાયે એક મિશન અફગાનીસ્તાનમાં મોકલ્યું. પણ તેને અંદર ન આવવા દેતાં અમીરે પાછું કાઢયું, તેથી આ યુદ્ધ શરૂ થયું. અંગ્રેજોએ કંદહાર, જલાલાબાદ વિગેરે સ્થાનો લીધાં ને અમીરને હરાવી નસાડયો. હવે ગાદીએ કોણ બેસે, એ સવાલનો નીવડો કરવાનો હતો. એટલામાં યાકુબખાને પોતે અમીર થવાનું જાહેર કર્યું. તેની સાથે ૧૮૭૯ માં તહનામું કર્યું ને તે અંગ્રેજોનો દોસ્ત બન્યો ને પરરાષ્ટ્રીય કારભાર તેણે અંગ્રેજોને સોંપ્યો. પણ એટલામાં કેટલાક અંગ્રેજોનાં ખુન થવાથી વળી લડાઈ થઇ, તે યાકુબખાનને હિન્દમાં આણવામાં આવ્યો. પણ સ્થિતિ કાંઈ સુધરી નહિ.

અબદુલ રહીમાનને, જો તે બીજા કોઈ રાષ્ટ્રો સાથે સંબંધ ન રાખે, તો તેને અમીર કબુલ કરવાનું ઠરાવી તેને અમીર બનાવ્યો. કાબુલથી કંદહારને અલગ કરી એક સરદારને ત્યાંનો રાજા નીમ્યો પણ આમ કરવાથી આ ઝગડો શમ્યો નહિ. શેરઅલીના પુત્ર અયુબખાને અંગ્રેજોને ૧૮૮૦ માં મૈવંડ આગળ હરાવ્યા. પણ વળી અમીર (અબદુલ રહિમાને) તેને નસાડયો ને સત્તા સ્થાપી.

૧૮૮૪ માં બ્રિટીશ ને રશિયન અધિકારીઓનું સંયુકત કમિશન નીમી અફગાનીસ્થાનની ઉત્તર સરહદ કાયમ કરવામાં આવી. આ કામ ઘણી ચતુરાઇથી કરવામાં આવ્યું.

૧૮૮૦ થી ૧૮૯૦ લગીનાં આ અમીરનાં વર્ષો પોતાની સત્તા સ્થિર કરવામાં ગયા તેને ઉઠાડી મૂકવાના પ્રયત્નો તેણે ઘણી ક્રૂરતાથી નિષ્ફળ કર્યા. ૧૮૯૧ માં તેની સત્તા આખા દેશપર પ્રસ્થાપિત થઈ. આ અમીરને બ્રિટીશોએ સરહદ ઠરાવી નકશા બનાવવાને માટે વાર્ષિક ખંડણી આપવાનું ઠરાવ્યું. તેને હિન્દુસ્તાનમાંથી હથિયારો લેવાની રજા મળી ને ઘણી યુદ્ધસામગ્રી પણ આપવામાં આવી. આથી તેણે પોતાના દુશ્મનોને કબજે કર્યા ને શસ્ત્રસજ્જિત સૈન્ય પણ રાખ્યું. જબર કર નાખવામાં આવ્યા ને અનિયંત્રિત સત્તા સ્થાપન કરવામાં આવી. પહેલાંની જેમ સેનાનાયકોને જમીનને બદલે પગાર આપવામાં આવ્યો ને આ રીતે સૈન્યભરતી થવા માંડી. બધા દુશ્મનોને દેશપાર કર્યા અથવા મારી નાખ્યા. આ અમીરની શિક્ષા કડક હશે, પણ તેણે જ દેશમાં શાન્તિ સ્થાપી. અફગાનોના ત્યાર લગીના ઇતિહાસમાં આ જ અમીર ખરો શાન્તિ ને વ્યવસ્થાસ્થાપક થયો. તેણે આંતરરાષ્ટ્રીય વ્યવહારમાં કોઈ પણ પરરાષ્ટ્રને હાથ નાખવા દીધો નહિ. તે યુદ્ધસામગ્રી ને ખંડણી બ્રિટીશો પાસેથી લેતો ખરો; પણ વેપારને માટે કે રક્ષણને માટે તેણે બ્રિટીશોને રેલ્વે અથવા તારાયંત્ર એમાંથી કશું પણ દેશમાં આણવા દીધું નહિ.

હબીબુલ્લા ખાન:—અમીરનું ૧૯૦૧ માં મૃત્યુ થઈ તેનો પુત્ર હબીબુલ્લા ગાદીએ બેઠો. બધાએ તેને કાયદેસર વારસ કબુલ રાખ્યો. તેને માથે લોકપ્રિય થવાનું અને આંતરરાષ્ટ્રીય કારભાર સુધારવાનું એમ બે કામ હતાં. તેણે કૌંસિલ સ્થાપી દરેક ટોળીના નાયકને તેમાં પ્રતિનિધી તરીકે સ્થાન આપ્યું. પરરાષ્ટ્રીય કારભારમાં આ અમીરે પોતાના બાપને જ અનુસરવાનું ઠરાવ્યું. ૧૮૮૦ માંનાં વચનો બદલવાં કે વધારે સ્નેહભર્યાં કરવાં,

તે વિચારવા એક કમિશન નીમાયું. પણ તેણે પહેલાંના ઠરાવ સિવાય કશું કરવાની જરૂર નથી, એમ ઠરાવ્યું. (૧૮-૦૫) ૧૯૦૭ માં હિન્દુસ્થાનમાં વૉઈસરાય અને અમીરની મુલાકાત થઈ. ૩૧ ઑગસ્ટ ૧૯૦૭ ને દિવસે ઍંગ્લો રશિયન તહનામું થયું. તેમાં એમ ઠર્યું, કે અફગાનીસ્તાનની રાજકીય સ્થિતિ બદલવાનો, તેના કારભારમાં હાથ નાખવાનો અથવા તેમનો મુલક લેવાનો ઈરાદો બ્રિટીશોએ છોડી દેવો અને અફગાનીસ્થાન પોતાની વર્ચસ્વકક્ષાની બહાર છે, એમ જાહેર કરવું.

૧૯૦૭ માં અમીર હિંદમાં આવી ગયા પછી તેમની બ્રિટીશો સાથેની દોસ્તી ઘાડી થઈ. ને તેમણે રશિયનોના વેપારની આબાદી કરનારૂં તહનામું નાકાર્યું. ૧૯-૦૯-૧૯૧૪ દરમ્યાનનાં વરસોમાં દેશમાં પૂર્ણ શાંતિ રહી ને મુલકી, આર્થિક ને લશ્કરી સુધારા દાખલ થયા. શાળાઓ, દવાખાનાં; કારખાનાં, તારાયંત્રો ને ટેલીફોન વધારવામાં આવ્યાં. લશ્કર સુધારવા તુર્કી અધિકારી નીમવામાં આવ્યા. મોટારની હિલચાલ માટે પાકી સડકો તૈયાર થઈ ખેતી માટે નદીઓમાંથી નહેરો ખોદવામાં આવી.

૧૯૧૧ ના ઈટાલી ને તુર્કસ્તાનના યુદ્ધમાં તુર્કોને અફગાનીસ્થાને ફંડદ્વારા આર્થિક મદદ કરી. ૧૯૧૪ ના મહાયુદ્ધમાં અફગાનીસ્તાને, જ્યાં લગી તેની સ્વતંત્રતાને બાધ ન આવે, ત્યાં લગી તટસ્થ રહેવાનું નિશ્ચિત કરી તે વચન પાળ્યું. તુર્કસ્તાન આ યુદ્ધમાં પડયા પછી અફગાનોમાં જરા ચલબિચલ થઈ. જર્મનીએ હિંદી રાજદ્રોહી ગણાતા મુસલમાનોનું, હિંદુઓનું ને તુર્કોનું એક કમિશન મોકલી અમીરના વિચાર ફેરવવા યત્ન કર્યો. પણ તેમનો વિચાર ફર્યો નહિ. અમીરની આ તટસ્થતાથી હિન્દી સરકારને પુષ્કળ લાભ થયો, ને તે હિન્દમાંથી યુદ્ધભૂમિપર લશ્કર જોઇએ તેટલું મોકલી શકી. ૧૯૧૮ માં મહાયુદ્ધ બંધ રહ્યું. પણ તે વખતે અફગાનીસ્થાન શાન્તિમાં રહી શક્યું નહિ. છ જ મહિનામાં અમીરનું ખુન થયું. તેમના ભાઇ નસરુલ્લાખાન ને ત્રીજા પુત્ર અમાનુલ્લાખાન એ બન્નેએ પોતે અમીર હોવાની વાત જાહેર કરી. લોકોએ અમાનુલ્લાખાનને ટેકો આપ્યો, ને તે જ ગાદીનશીન થયા.

અ મા નુ લ્લા ખા ન:—ગાદીએ આવ્યા પછી પિતાની રાજનીત તેમણે કાયમ રાખી નહિ. પણ અફગાનોના પૂર્ણ સ્વાતંત્ર્યનું જાહેરનામું પ્રગટ કર્યું ને સ્નેહસંબંધ જોડવા માટે મોસ્કો એક શિષ્ટમંડળ મોકલી આપ્યું. હિંદમાં ને અફગાનીસ્તાનમાં બ્રિટીશોના જુલ્મોને લીધે બંડ થયાં છે, એવી વાતો ફેલાવી હિંદપર સ્વારી કરવાની તૈયારી કરી. ૧૯૧૯ માં લશ્કર મોકલવામાં આવ્યું; પણ બ્રિટીશ સૈન્યે તેને પાછું વાળ્યું. ચાર મહિના પછી એટલે ઑગસ્ટમાં યુદ્ધતહકુબીના તહનામા પર સહી કરવામાં આવી ને કાયમનું તહનામું પાછળથી કરવાનું નક્કી થયું. આ ચાર મહિનામાં અફગાનોની ટોળીઓ હિન્દની સરહદપર છાપા મારી, હલ્લા કરી લૂંટ કરતી હતી.

આ તહનામામાં મુખ્ય વાત એ હતી, કે પરરાષ્ટ્રીય રાજકારણ પર પરકીય સત્તા બિલકુલ ન ચાલતાં અફગાનીસ્તાન પૂર્ણ સ્વતંત્ર રહે. બ્રિટીશોની સલાહ લેવા વિષે જે નિયંત્રણ હતું, તે આથી દૂર થયું. ને આંતર ને બાહ્ય બન્ને રાજકારણમાં અફગાનીસ્તાન પૂર્ણ સ્વતંત્ર થયું. પણ તે સાથેજ અમીરને મળતી વાર્ષિક ખંડણી આપવાનું પણ બ્રિટીશ સરકારે બંધ કર્યું. ને હિંદમાંથી દારૂગોળો વિગેરે યુદ્ધસામગ્રી લેવાની પરવાનગી પણ રદ થઈ.

૧૯૨૦ ની જાનેવારીમાં અમીર પાસે સોવીએટ મિશન આવ્યું ને ચર્ચાઓ થઈ. ૧૯૨૦ ના ઓકટોબરમાં સોવીએટ સરકારે સહી કરી, અમીરની સહી કરવા માટે તે તહનામું તેની પાસે મોકલવામાં આવ્યું. અમીરને ખંડણી આપવાનું ને જરૂર પડે તેવા તજજ્ઞ પૂરા પાડવાનું સોવીએટ સરકારે કબુલ્યું હોય એમ જણાય છે. છતાં ૧૯૨૧ ના નવેંબર લગી એની શરતો પ્રસિદ્ધ થઈ નથી. પહેલાંની તાત્પુરતી સંધિ પછી કાયમના કોલકરાર કરવા માટે હિંદુસ્તાન સરકાર ને અમીર વચ્ચે લાંબો પત્રવ્યવહાર ચાલ્યો. ૧૯૨૧માં બ્રિટીશ વકીલ મંડળ સર હેન્રી ડૉબ્સની આગેવાની નીચે કાબુલમાં મોકલવામાં આવેલું. ૧૯૨૦ નવેંબરમાં તુર્કી જનરલ જેમલપાશા પણ કાબુલમાં આવી ગયો.

૧૯૨૦-૨૧-૨૨ એ વરસોમાં સોવિએટ સરકાર ને હિન્દી સરકાર માટે અફગાનીસ્તાન વિવિધ ચળવળોનું ક્ષેત્ર બની રહ્યું હતું. બંને સરકાર અફગાનીસ્તાનને પોતાની બાજુમાં લેવાને માટે ખુબ મુત્સદ્દીપણું લડાવી રહી હતી. ડૉબ્સ મિશને ત્યાં બે વરસ રહી તે દેશને લાભકારક થાય એવા કોલકરાર કર્યા. તેથી અફગાનીસ્તાનને વધારે સ્વતંત્રતા મળી. બૉલ્શેવીકોની બ્હીકથી અફગાનીસ્તાને વધારે સગવડો બ્રિટીશોને આપી.

અ ફ ગા ની સ્તા ન ને ર શી યા વ ચ્ચે ત હ ના મું:—આ માટે રશિયાના બે, ને અફગાનીસ્તાનના ત્રણ પ્રતિનિધિઓ બેઠા હતા. રશિયા સાથે મિત્રત્વનો સંબંધ દૃઢ કરવા માટે નીચેના કરાર

થયા. ( ૨૮ ફેબ્રુ. ૧૯૨૧ તેમાં ૯ અને ૧૦ એ બે કલમો મહત્વની છે. બન્નેએ પરસ્પરની સ્વતંત્રતા માન્ય રાખી. એક રાજ્યે બીજા રાજ્યને નુકસાનકારક થાય એવો રાજકીય કે લશ્કરી કરાર ત્રીજા રાજ્ય સાથે ન કરવો, આન્તર રાષ્ટ્રીય કાયદા પ્રમાણે વકીલાતને જે હકો કે અધિકાર મળતા હોય, તે અરસપરસ વકીલાતોને આપવા, વકીલાતના સભાસદોને પત્રવ્યવહારની મળતી સવડો આપવી, તાર ને ટેલીફોનના માર્ગ ખુલ્લા રાખવા, વકીલાતની ઈમારતોને દેશના કોર્ટના અધિકારમાંથી મુકત રાખવી, વિગેરે હકો પરસ્પરને આપવા, લશ્કરી એજન્ટનો તે દેશની વકીલાતમાં સમાવેશ કરવો, રશિઆએ અફગાનીસ્તાનમાં ૫ ને રશિયામાં અફગાનીસ્તાને ૭ ઠેકાણે વકીલાતો ઉઘાડવી આ ઉપરાંત વધારે વકીલાતો બન્નેની સંમતિથી ઉઘાડી શકાય, અફગાનીસ્તાનને માલ રશિયામાં ને રશિયામાંથી અફગાનીસ્તાનમાં વગર જકાતે જાય; પૂર્વ તરફના દેશોની સ્વતંત્રતા રશિઆએ માન્ય રાખવી, બુખારા ને ખીબા પ્રાંતને સ્વતંત્ર બનાવવા, ગયા સૈકામાં રશિયા પાસે રહેલા મુલકો અફગાનીસ્તાનને પાછા આપવા, રશિયાએ અફગાનીસ્તાનને આર્થિક ને બીજી મદદ જરૂર પડે ત્યારે આપવી. આ કલમ પ્રમાણે અફગાનીસ્તાનમાં ૧૦ લાખ રૂબલની કીંમતનું સોનુંચાંદી દરસાલ આવે છે. ટેલીગ્રાફ લાઈન બાંધી લેવી, તજજ્ઞ લોકો પુરા પાડવા વિગેરે મદદ તહનામું થયા પછી બે માસમાં જ આપવા રશિયા તૈયાર રહે. આ તહનામાની શરતો પર્શિયન ને રશિયન ભાષામાં લખાઇ હોઇ, તે અસલ છે, એવું નમુદ કરવામાં આવ્યું છે. બન્ને રાષ્ટ્રોની સરકાર આ શરતો મંજુર કરે, એટલે આ તહનામું પાકું થયું, એમ સમજવું એવા આશયની છેલ્લી કલમ છે.

પરરાષ્ટ્રીય નીતિઃ—અફગાનીસ્તાનની પરરાષ્ટ્રીય નીતિ નીચેના ત્રણ સંબંધો સાથેની નીતિ ઉપર આધાર રાખે છે. ( ૧ ) ઈરાન સાથેનો સંબંધ ( ૨ ) બુખારા સાથેનો સંબંધ ( ૩ ) બ્રિટિશ અને સોવીએટ સરકાર સાથે સંબંધ.

બુખારાઃ—બુખારા લોકસત્તાત્મક રાજ્યવ્યવસ્થા સ્થાપવામાં અફગાનીસ્તાનનો હાથ હતો, બુખારાના માજી અમીરને અફગાન અમીરે આશ્રય આપ્યો ને તેની ગએલી ગાદી તેને પાછી અપાવી, એવી લોકવાયકા છે. જો કે અફગાન છાપાં આ વાતનો ચોકખો ઈનકાર કરે છે.

ઈરાનઃ—સાથે ૧૯૨૧ ઑકટોબરમાં એવું તહનામું થયું, કે એક રાષ્ટ્ર ત્રીજા રાષ્ટ્ર સાથે લડવામાં ગુંથાયું હોય, ત્યારે બીજા રાષ્ટ્રે આ ત્રીજા રાષ્ટ્રનો વિજય ન થાય એવા પ્રયત્નો કરવા.

બ્રિટનઃ—સાથેના ૧૯૧૯ સાલના સંધિપત્રથી અફગાનોને પૂર્ણ સ્વતંત્ર ગણવા, સોવીએટ વકીલાત પાછી મોકલવી. કંદહાર, જલાલાબાદમાં બ્રિટિશોના વકીલ નીમવા, સરહદ પરની ટોળીઓનું સ્વાતંત્ર્ય કોઇએ ઝૂટાવી લેવું નહિ, કારણ તેથી હિંદને ધોકો પહોંચી જાય, એવા કરાર થયા.

સોવિએટઃ—આ તહનામાથી રશિયન સરકારના પ્રયત્નો હેઠા ન પડયા. રશિયન સરકારના વકીલે અફગાનીસ્તાનને પૌરસ્ત્ય રાષ્ટ્રસંઘના સભ્ય થવાને વિનંતિ કરવી, એવી તેને સલાહ મળી. આ સંઘમાં રશિયા, તુર્કસ્તાન, કોકેશીયન લોકસત્તાક રાજ્ય, બુખારા, મોંગોલીઆ અને ઈરાન એ દેશો હાલમાં છે.

આધુનિક સુધારણાઃ—કાબુલથી હિંદુસ્તાન લગી તારાયંત્ર ચાલુ છે. લોકહિતને કારણે માજી અમીર અમાનુલ્લાએ પોતાનો ખરચ બહુ ઓછો કરેલો. ઘણા ફ્રેંચ પંડિતો અને જર્મન વિદ્વાનોની દેખરેખ નીચે શિક્ષણ અને સંશોધન એ કાર્યો સોંપાયાં છે. તજજ્ઞ ઈટાલીયન ઇંજીનીયરો પાસે ભૂગર્ભસંશોધન ચાલુ છે. કોલસા, તાંબુ, લોઢું, રૂપું ને ગંદકીત દ્રવ્યો નીકળશે એવો અંદાજ છે. માલ લઈ જવા લાવવાની અડચણ છે. અફગાન સરકારે પોસ્ટ ખાતું શરૂ કર્યું છે, ને તેને આંતર રાષ્ટ્રીય ટપાલ સંઘમાં દાખલ કર્યું છે. કાબુલનું ' આમન ઈ અફગાન ' અને જલાલાબાદનું ' ઇતિહદ- ઈ-મશગી એ રાષ્ટ્રીય છાપાં દેશની સુધરેલી ભાવનાઓ પ્રગટ કરે છે. ટપાલ ઘણે ભાગે મોટર દ્વારા દેશમાં વહેંચાય છે. ઉપર કહ્યાં તે સિવાય બીજાં છાપાં પણ છે. કાબુલમાં હર્બીઆ- લશ્કરી કૉલેજ અને હબ્બીઆ-આર્ટસ કૉલેજ છે. તે સિવાય બીજી અનેક કૉલેજો છે, જેમાં સનદી નોકરોને કેળવણી આપવાની, તેમ જ બીજું કળાવિષયક શિક્ષણ આપવાની વ્યવસ્થા પણ છે. માજી અમીરે પ્રાથમિક કેળવણી માફી અને ફરજીયાત કરી છે આખા દેશમાં માધ્યમિક શાળાઓ પણ સ્થાપી છે. તેમણે યુરોપના પ્રવાસ પછી દેશનો સુધારો કરવાને માટે ઘણો યત્ન કર્યો. કન્યાકેળવણી માટે નવી શાળાઓ ખોલી. દેશના સારા વિદ્યાર્થીઓને વિશેષ શિક્ષણ મેળવવા માટે પરદેશ-યૂરોપ મોકલ્યા. કન્યાઓને પણ ઉચ્ચ શિક્ષણ માટે પરદેશ મોકલી. પડદાનો અને બુરખાનો રીવાજ કાઢી સ્રીઓને સ્વાતંત્ર્ય આપવાના યત્નો પોતે કર્યા. લશ્કરી

અને બીજી કેળવણી આપવા માટે તેમણે વિદ્યાર્થીઓને પરદેશ મોકલવાની સવડ સરકારી ખરચે કરી આપી. પોતાની નોકરીમાં રહેતા દરેક નોકરને માટે યૂરોપિયન પહેરાવ ફરજીયાત કર્યો, અને દરેક નોકરે પોતાની ઘરમાંની સ્ત્રીને પડદા ને બુરખાના અંધારીઆમાંથી મુકત કરવી એવો હુકમ કર્યો. પરદેશના પ્રવાસથી અમીરની આંખ એકદમ ઉઘડી, ને દુનિયા કેટલી આગળ વધે છે, તે તેમણે પ્રત્યક્ષ જોયું, ને તે સાથે પોતાના દેશને લઈ જવા માટે તેમણે કમર કસી. દેશના મુલ્લાઓ તેમના પ્રયત્નના વિરુદ્ધ હોવા છતાં તેમણે પોતાના પ્રયાસ ચાલુ રાખ્યા.

અમીર અમાનુલ્લા ઘણા સાદા છે. તે પોતે રાજ્યકારભાર તપાસતા. તેમનો વ્યવહાર ને વ્યવસ્થા બીજા કોઈ અમીરની પાસે ન હતા. રાજ્યની અને પ્રજાની સુધારણા કેવી રીતે થાય તે તરફ તેમનું અહર્નિશ ધ્યાન રહેતું. લોકોનું ભલું કરવા પાછળ પોતાનું સર્વસ્વ ત્યાગ કરવા તેઓ તૈયાર છે.

તેઓ બાળકોના શિક્ષણ જેટલુંજ મહત્વ બાલિકાઓના શિક્ષણને આપે છે. તેઓ જબરા સમાજસુધારક છે. ને કન્યા કેળવણી માટે ખુબ પ્રયાસ કરે છે. તેઓ યૂરોપીય સુધારાના સંસર્ગમાં ઘણા આવ્યા હતા. રાજ્યમાંના શિક્ષણવિષયક બધાં કામો હિન્દીઓના હાથમાં હતાં. પેશાવરથી કાબુલ લગી મોટર રસ્તો કરવા તરફ તેમની વૃત્તિ હતી. હિન્દી લોકોને પ્રસન્ન રાખવાની અમીર સાહેબને ઘણી ઈચ્છા છે, એમ ડૉ. સ્કાર્પા નામનો ઇટાલીયન વેપારી સંઘનો પ્રમુખ કહે છે. અમીરની હિંદુઓ પ્રત્યેની વૃત્તિ ઘણી વખાણવા જેવી છે.

એશિયા ખંડમાંના રશિયા અને બ્રિટનના સંબંધ એક બીજાથી જુદા છે. તેથી તેઓ એક બીજાને દેશમાંથી હાંકી કાઢવા ખુબ યત્ન કરે છે. ને તેમાં અમીરને સંડોવવા પ્રયત્ન કરે છે.

૧૯૨૩ ના નવેંબરમાં સરહદ પર થએલા અંગ્રેજ અધિકારીઓનાં ખુનની તપાસ કરવા બ્રિટીશ સરકારે અમીરને કડક રીતે લખેલું. અમીરના કહેવા પ્રમાણે બ્રિટીશ હદમાં થએલા ખુનની જવાબદારી સ્વીકારવા પોતે તૈયાર નથી એમ માલમ પડયું. આ બાબત લાંબો ઝઘડો ઉભો થવા પામેલો; ને જ્યાં લગી આ સવાલનો નિકાલ સંતોષકારક રીતે ન આવે ત્યાં લગી હિંદમાંથી દારૂગોળો ને હથિઆર પૂરાં પાડવાની રજા રદ કરવાની બ્રિટીશ સરકારે ધમકી આપી. પણ છેવટે આ ઝગડો કોઈ પણ રીતે શમ્યો ને સર્વત્ર શાંતિ થઇ.

વળી રશિયા તરફથી પણ અમીરને ભય હતો. કારણ બુખારામાં બંડખોરોને દબાવવા જે લશ્કર રશિયા રાખતું, તેનો ખરો અર્થ અફગાનીસ્તાન પર પોતાની ધાક હંમેશને માટે કાયમ રાખવા માટે જ છે, એ સ્પષ્ટ હતું.

ઈ. સ. ૧૯૨૭ માં અમીર અમાનુલ્લા યુરોપના પ્રવાસે જતાં હિન્દમાં આવ્યા હતા. ત્યારે બ્રિટીશ સરકારે તેમજ જનતાએ તેમને ઘણું માન આપ્યું હતું. યૂરોપમાંથી તે ઘણી વાતો જોઈ આવ્યા, ને તે પ્રમાણે અનુસરવા પોતાના દેશમાં આવ્યા પછી તેમણે શરૂઆત કરી. તેમણે યૂરોપમાં શિક્ષણ માટે કન્યાઓને તે યુવાનોને મોકલી આપ્યા. તે પડદાનો ને બુરખાનો રીવાજ બંધ કરવા સરદારો પર ફરજ પાડી. પોશાકની બાબતમાં પણ તુર્કસ્તાનની જેમ ફેરફારો અમલમાં આણવા યત્નો કર્યા. પણ મુલ્લાંઓની ઉશ્કેરણીથી તેમની પ્રજા તેમની સામે થઇ. ને તેમને પોતાના ભાઈને માટે તખ્ત છોડવું પડયું, કેટલાકના મત પ્રમાણે આ બધા પ્રપંચમાં બ્રિટીશોનો હાથ હોવાનો સંભવ દેખાય છે પણ તેની ખુદ અમીરે ના પાડી છે. તેઓ કંદહાર જઇ રહ્યા. બચ્ચા ઈ. સાકુ નામે એક લુંટારાએ કાબુલ કબજે કર્યું. આ તરફ સરદાર નાદીરખાન ફ્રાંસમાંથી આવી અફગાનીસ્તાનના મામલામાં ભાગ લેવા ચઢયા. અમાનુલ્લા પણ કંદહારથી લશ્કર લઈ બચાની સામે ગયા. પોતાના લશ્કરની ટોળીઓ જ સામે થવાથી માંહોમાંહેની લડાઇમાં પ્રજાનો રક્તપાત થતો અટકાવવા માજી અમીર અમાનુલ્લાએ ખુશીથી રાજપરનો અધિકાર છોડયો, ને પોતાના નાના પરિવાર સાથે અચાનક હિન્દમાં આવી મુંબઈમાં રહ્યા છે. ત્યાંથી તે ઈટાલીમાં જઇ શાંતિથી દિવસ ગાળવાનું ધારે છે. મોસ્કોથી ગુલામ નબી નામનો સરદાર અમાનુલ્લા તરફથી લડવા બચા સામે જાય છે. નાદીરખાન સામે છેજ. નાદીરખાન પાસે પૈસાની તુટ હોવાથી તેને જય મળવાનો સંભવ ઓછો છે, એમ મનાય છે. હાલમાં જીરગા ભરીને બચાને કાબુલ છોડવા પ્રજાએ જણાવ્યું છે. પણ તે છોડે કે કેમ એ સવાલ છે. બચાના બધા દુશ્મનો નાદીરખાન, અમાનુલ્લાનને અલીમહંમદખાન ભેગા થઈ લડયા હોત, તો બચાને ભારે પડત. પણ હાલમાં તો બચાનો સીતારો ઉંચો જણાય છે.

માજી અમીર અમાનુલ્લાએ રાજ ત્યાગ કરીને પોતાના દેશપ્રેમ અને પ્રજાકલ્યાણના સિદ્ધાન્ત માટે સર્વસ્વનો ત્યાગ કરવાનો જગતના રાજાઓને એક આદર્શ પાઠ આપ્યો છે.

અફગાનીસ્તાનનો મામલો હજી શમ્યો નથી.



( ૬૨ ) શિવાજી મહારાજ, હિંદુપદપાદશાહી
મરાઠી સામ્રાજ્યના સંસ્થાપક.



( ૬૩ ) સંભાજી મહારાજ, શિવાજીનો
મોટો દીકરો. એનો ઔરંગઝેબે ક્રૂરપણાથી વધ કર્યો.



(૬૪) શાહુ, મરાઠી સામ્રાજ્યમાં રાજસત્તાનો અધિકાર ભોગવનારો છેલ્લો પુરુષ.



( ૬૫ ) શાહુના મૃત્યુ સમયે જે પેશવા પર હતો અને જેને ખરેખરૂં સામ્રાજ્ય સ્થાપન કર્યું, તે બાળાજી બાજીરાવ ઉર્ફે નાનાસાહેબ



( ૬૬ ) બીજો પેશવા, બાજીરાવ



એમની ઉપસ્ત્રી મસ્તાનીના વંશ પાછળથી બાંદાના નવાબ થયા.

ને સર્વત્ર શાંતિ થઇ.

અફગાનીસ્તાનના મામલા હજી રાખ્યા નવા.



( ૬૭ ) તંજાવર મરાઠી રાજ્યના આદિપુરુષ શિવાજીનો બંધુ વ્યંકોજી.



( ૬૮ ) તંજાવરના એક રાજા વ્યંકોજીના વંશમાંનો શહાજી રાજા.



( ૬૯ ) દક્ષિણ તરફનું હિંદુ રાજ્ય પડાવી લેનારો વિશ્વાસઘાતકી સેનાપતિ અને પછી સુલતાન બનેલો હૈદરઅલ્લી.



( ૭૦ ) હૈદરઅલ્લીનો પુત્ર ટિપુ સુલતાન.



( ૭૧ ) માધવરાવ પેશવા.



( ૭૨ ) નારાયણરાવ પેશવા.
છેલ્લા બાજીરાવ.



( ૭૩ ) બાજીરાવની કન્યા બયાબાઈ આપટે.



( ૭૪ ) પેશવાઈના આખરના દિવસોમાં મુત્સદ્દી બ્રાહ્મણ સેનાપતિ ને હરીપંત ફડકેએ વડગામની લડાઇમાં અંગ્રેજોનો પરાભવ કર્યો.



( ૭૫ ) બાપુ ગોખલે એ અંગ્રેજો સાથે લડતા લડતા રણમાં પડયા.



( ૭૬ ) નાના ફડનવીસ એમણે અંગ્રેજોની મરાઠી રાજ્ય લેવાની યોજના પોતાના મૃત્યુ સુધી સફળ થવા દીધી નહિ.



( ૭૭ ) મલ્હારરાવ હોલકર.



( ૭૮ ) તુકોજીરાવ હોલકર.



( ૭૯ ) યશવંતરાવ હોલકર.



( ૮૦ ) શિંદે વંશના સંસ્થાપક મહાદજી શિંદે.



( ૮૧ ) શ્રી. સયાજીરાવ ગાયકવાડ
મહારાજ વડોદરા.



( ૮૨ ) શ્રી. મહારાણી ચિમણાબાઈ ગાયકવાડ સયાજીરાવનાં પત્ની.



( ૮૩ ) ગંગાધરશાસ્ત્રી પટવર્ધન. ગાયકવાડનો વકીલ તેમના ખુનને લીધે મરાઠી રાજ્ય પર ચઢાઈ કરવાને અંગ્રેજોને કારણ મળ્યું.

**અફ્ઝૂલખાનઃ**—અબદુલ્લા ભટારી અફઝુલખાન, એ આદિલશાહનો રખેલીથી થએલો છોકરો હોવો જોઇએ, એવું અનુમાન સાતારા જીલ્લામાં આવેલા વાઈમાં મળેલા હુકમનામાની અંદર તેને મહમદશાહી એવું વિશેષણ લગાડેલું છે તે ઉપરથી, રિયાસતકાર કાઢે છે. પરંતુ કિંકેડ અને પારસનીસના ઇતિહાસમાં એ મહંમદ આદીલશાહના સાળાનો છોકરો હતો એમ લખેલું છે. અફઝુલખાનનો બાપ આદિલશાહના રસોડા ઉપર દેખરેખ રાખનારો હોવાથી જ તેને અફઝુલ ભઠીઆરો ( ભટારી ) એવું નામ પડેલું હોવું જોઇએ. તે શરીરે ધષ્ટપુષ્ટ હોઈ આદીલશાહના વખતમાં જ તેનો ભાગ્યોદય થયો. આદીલશાહના રાજ્યના છેવટના દિવસોમાં તેની ગણના મોટા સરદારોમાં થતી હતી. ઈ. સ. ૧૬૬૪ માં વાઇનો સુબેદાર રણદુલ્લાખાન મરણ પામ્યો ત્યારે અફઝુલખાન ત્યાંનો સુબેદાર થયો, અને તેનો વધ થતા સુધી તે વાઇનો સુબેદાર હતો. નિંબ નામના ગામના મઠની જાગીર પહેલાંની માફક ચાલુ રાખવા બદલ તેનો સખ્ત હુકુમ હતો, તે ઉપરથી તે ભાગમાંના મુસલમાન અમલદારોની માફક તે પણ હિંદુદેવસ્થાનોની જાગીર ખંતથી ચાલુ રાખતો હતો એમ જણાય છે. ઈ. સ. ૧૬૪૯ થી અફઝુલખાન તથા શિવાજી તે પ્રાંતના દેશમુખ તથા દેશપાંડેને પોતાના પક્ષમાં લેવાના પ્રયત્નો કરતા હતા, એવું તેમના હાલમાં મળતા કાગળ પત્રોથી સાબીત થાય છે. શહાજીને વિજાપુરના રાજા તરફથી મળેલો કર્નાટકમાંનો કનકગિરિ નામનો કિલ્લો અફઝુલખાનની પ્રેરણાથી જ મુસ્તાફાખાને લઈ લીધો. આ કામની અંદર મુસ્તાફાખાનને અફઝુલખાન તરફથી પ્રત્યક્ષ મદદ થએલી હોય એ સંભવે છે. ઈ. સ. ૧૬૫૩ માં આદીલશાહના કેદખાનામાંથી શહાજીની મુક્તતા થઈ ત્યારે તેણે પોતાના મોટા છોકરા સંભાજીને મુસ્તાફાખાન પાસેથી કનકગિરી કબજે કરવા મોકલ્યો. પણ મુસ્તાફાખાને તેનું કપટથી ખૂન કર્યું. અને આ કારણને લીધે શિવાજી તથા અફઝુલખાન વચ્ચેનું વેર ખૂબ વધ્યું. અફઝુલખાન વિજાપુર દરબારમાં એક શૂર બાહોશ મુત્સદ્દી ગણાતો તથા તે બહલોલખાન તથા રણદુલ્લાખાન જેટલોજ શૂરવીર સરદાર મનાતો. ઈ. સ. ૧૬૫૭ માં ઔરંગઝેબે વિજાપુર ઉપર સ્વારી કરી ત્યારે તેની સામે જે બે સરદારો લઢવા માટે મોકલાયા, તેમાંનો અફઝુલખાન એક હતો. આ લડાઈમાં તે બહુ શૌર્યથી તથા ચતુરાઈથી લડયો, પણ લઢાઇનો કાંઈ અંત આવતાં પહેલાં જ ઔરંગજેબને પોતાના પિતાના મંદવાડની ખબર મળવાથી તે ઉત્તર તરફ જવાને નિકળ્યો.

ઇ. સ. ૧૬૫૯માં તેને વિજાપુરના રાજાએ લશ્કર આપી શિવાજીની સાથે લડવા મોકલ્યો. આ બન્ને વચ્ચે જે લડાઈ થઈ તેને લીધે મહારાષ્ટ્રના ઇતિહાસમાં અફઝૂલખાનનું નામ સુપ્રસિદ્ધ થયું. આ બન્ને લડાઇનું વર્ણન શિવદિગ્વિજય, શેડગાંવકર, સભાસદ, તથા ચિટણીસે લખેલી બખરો ઉપરથી તથા અફઝુલખાનના પોવાડા ( કવિતા ) ઉપરથી લીધેલું નીચે પ્રમાણે છે. ઇ. સ. ૧૬૫૮ ના નવેંબર મહીનામાં અફઝુલખાન વિજાપુરના દરબારને વાઈમાં શિવાજીએ કરેલા કૃત્યોથી વાકેફગાર કરી તેના બંદોબસ્તનો વિચાર કરવા માટે વિજાપુર ગયો. દરબારમાં, શિવાજી જેવા ડુંગરના ઉંદરને જીવતો અથવા મુએલો પકડી લાવવાની પ્રતિજ્ઞા કરીને તે પોતાની સાથે આશરે ૧૨૦૦૦ માણસોનું ચુંટેલું લશ્કર ( આંટડક-૫૦૦૦ ઘોડેસ્વાર તથા ૭૦૦૦ પાયદળ ) તથા તોપો લઈ ઇ. સ. ૧૬૫૯ના સપ્ટેંબર મહિનામાં શિવાજી ઉપર ચઢાઈ કરવા નીકળી પડયો. શિવાજી સામે ખુલ્લા મેદાનમાં લડવાથી આપણે જીતશું એવી અફઝુલખાનને શરૂઆતથી જ ખાતરી ન હતી, એમ જણાય છે. શિવાજીની પાસે મોટું લશ્કર છે, એમ વિજાપુર દરબારની માન્યતા હતી. પરંતુ તેમને વધારે લશ્કર અફઝુલખાનની સાથે મોકલવાને સવડ ન હતી. રાજાપુરના અંગ્રેજ કોઠીવાળાઓએ ઇ. સ. ૧૬૫૯ના અંકટોબરમાં સુરતની કૌન્સિલને લખેલા કાગળ ઉપરથી એમ જણાય છે, કે અફઝુલખાનની ફોઇએ તેને શિવાજી સાથે ઉપર ઉપરથી સ્નેહભાવ દાખવીને શિવાજીને પોતાની જાળમાં પકડવાનો ઉપદેશ કર્યો હતો. અફઝુલખાન વિજાપુરથી નિકળીને સીધો ઉત્તર તરફ તૂળજાપુરની પાસે ગયો. અફઝુલખાનની બાબતમાં કરેલા પોવાડા(વીરરસની કવિતા) ઉપરથી એમ જણાય છે, કે તેની ઇચ્છા ત્યાંની ભવાની દેવીની મૂર્તીની વિડંબના કરવાની હતી, પણ તેના આવવાના સમાચાર મળતા જ પૂજારીઓએ તે મૂર્તિને બીજે ઠેકાણે સંતાડી રાખવાથી તેણે ત્યાં એક ગાયનો વધ કરી તેનું લોહી ભવાનીના મંદિરમાં છાંટી પોતાની ઇચ્છા તૃપ્ત કરી લીધી. ત્યાર બાદ તેણે નૈઋત્ય દિશામાં કૂચ કરી પંઢરપુર પાસેની ભિમા નદી ઓળંગી પંઢરપુરમાં પ્રવેશ કર્યો. અહીં પણ તુળજાપુરની માફક પંઢરીનાથની મુર્તિને નદીમાં ફેંકી દેઈ પંઢરીનાથનું મંદિર ભ્રષ્ટ કર્યું. ત્યાર બાદ તે માણકેશ્વર, કરકમલોસે, શંભૂમહાદેવ

મલવડી, રહિમતપુર વિગેરે શહેરો ઉપર થઈને વાઈ આવ્યો. શિવાજીને યુકિતથી કેદ કરીને હું વિજાપુર લઈ જઈશ, એવી તે હંમેશ બડાઈ મારતો હતો તથા વાંઈ નામના શહેરમાં આવ્યા પછી તો શિવાજીને પૂરવા માટે એક પાંજરૂં (કેદખાનું) પણ તેણે તૈયાર કરાવ્યું હતું. આ વખતે શિવાજી રાજગઢ ઉપર હતો. અફઝુલખાન પોતાની ઉપર ચઢી આવે છે, એવી ખબર મળતાં જ તે, પોતાની બાજુનો બંદોબસ્ત કરીને, પુરંદરના કિલ્લાને રસ્તે થઇ પ્રતાપગઢ પર આવી પહોંચ્યો.

રાજવાડે ખં. ૧૫. લેખ ૩૦૨ માંના લખાણ ઉપરથી એમ જણાય છે, કે શિવાજી જો દગાબાજીથી પકડાય, તો પણ તેમ તેને પકડી કેદ કરવાની ખટપટ અફઝુલખાને ચલાવી હતી. ઉપરનો લેખ મરાઠી ભાષામાં હોવાથી તેનું ભાષાંતર નીચેપ્રમાણે કરેલું:—" અફઝુલખાને છત્રપતિ ઉપર જ્યારે ચઢાઇ કરી, ત્યારે રોહી ખોરાંનો દેશમુખ ખંડોજી ખોપડે અફઝુલખાનને મળ્યો ને તેણે શિવાજીને પકડી આપવાનું વચન આપ્યું." જ્યારે અફઝુલખાનની આવી ખટપટ ચાલુ હતી, ત્યારે શિવાજીનો સરદાર વિશ્વાસરાવ નાનાજી મુસેખોરેકર એક ફકીરના વેશમાં ખાનની છાવણીમાં વારંવાર જઇ શિવાજીને ત્યાં થતાં કાવત્રાંની ખબર દેતો હતો. આ બાજુ અફઝુલખાને વાઇ આવ્યા પછી ત્યાંના તલાટી કૃષ્ણાજી ભાસ્કરને શિવાજીની તરફ મોકલી શિવાજીને મળવા માટે બોલાવ્યો.

કૃષ્ણાજી, શિવાજીને મળ્યો તથા તેણે ખાનનો સંદેશો જણાવ્યો, કે ખાન તમને વિજાપુર દરબારમાં માફી આપવા માટે શિફારસ કરશે, એટલું જ નહિ પણ હાલ તમારી પાસેનો તમારો બધો પ્રદેશ પણ તમને પાછો અપાવશે. શિવાજીએ કહ્યું, કે જેમ ખાન મને મળવાને ચાહે છે તેમ હું પણ ખાનને મળવાને આતુર છું, પરંતુ વાઈ સુધી આવતાં મને ડર લાગે છે, તેથી ખાને જ જાવળી આવીને મળવું.

તે રાત્રે કૃષ્ણાજીનો મુકામ પ્રતાપગઢ ઉપર હોવાની તક જોઈને શિવાજી ખાનગી રીતે તેને મળ્યો તે વખતે શિવાજીએ શપથપૂર્વક તેને પૂછ્યું, કે ખાનનો મને મળવામાં મને કેદ કરવાનો ઉદ્દેશ છે કે કાંઈ સારો ઉદ્દેશ છે. ત્યારે કૃષ્ણાજીએ કબુલ કર્યું કે ખાન તમને કેદ કરવા સિવાય બીજું કાંઈ પણ માગતો નથી. આપ્રમાણે કૃષ્ણાજી તરફથી ખાનના હેતુ વિષે ખાત્રીલાયક બાતમી મળતાં જ, શિવાજીએ જો ખાન કાંઈ દગો કરતો જણાય તો, તેની જ જાળમાં તેને પકડી તેનું કાસળ કાઢવાનો વિચાર કર્યો. તેણે પોતાના કારકુન પંતોજી ગોપીનાથ મારફત ખાનને એક પખવાડીઆ પછી પ્રતાપગડ ઉપર આવીને મળવાનું રીતસર નિમંત્રણ કર્યું. વચ્ચેના દિવસોમાં તેણે ખાનના લશ્કરને આવવા માટે, સારો અને પહોળો રસ્તો, વચ્ચેનું જંગલ તોડાવીને કરાવ્યો; તથા રસ્તામાં ઠેકઠેકાણે લશ્કરને માટે ઘાસ દાણાની વ્યવસ્થા કરી. આ ઉપરાંત ખાનની હીલચાલ ઉપર દેખરેખ રાખવા માટે જંગલમાં બધે ઠેકાણે, પણ; રસ્તાથી દૂર એવી રીતે, પોતાના માણસો ગોઠવી દીધા. આ બાજુ કૃષ્ણાજી, પંતોજી ગોપીનાથને સાથે લઈ વાંઇમાં ચાલ્યો, અને તેણે ખાનને શિવાજીનો સંદેશો જણાવ્યો તથા વધારામાં એમ પણ કહ્યું, કે શિવાજી આવતાં બીએ છે, તેથી જો તમે તેને પ્રતાપગઢ ઉપર જઈને મળો તો તેને તમે સારી રીતે સમજાવી શકો તથા પોતાની સાથે વિજાપુર પણ લઈ જઇ શકો. ખાનને કૃષ્ણાજીએ આપેલી સલાહ પસંદ પડી તથા તેને પોતાના જોરનું અભિમાન હોવાથી પોતે પ્રતાપગઢ ઉપર મળવાને ખુશી છે એમ શિવાજીને જણાવ્યું.

ઠરાવ પ્રમાણે અફઝુલખાને પોતાની છાવણી વાંઈથી ઉઠાવી શિવાજીએ તયાર કરેલે રસ્તે થઈ રડતોંડીનો ઘાટ ઉતરી, કોયનાની ખોરાની અંદર પ્રતાપગઢની નીચે આવેલા પાર નામના ગામ પાસે પોતાની છાવણી કરી. મેળાપની જગ્યા કિલ્લાની ભીંતથી પા માઈલ દૂર હોઈ ત્યાં બીજે દિવસે સાંજના બન્નેએ મળવું એવું નક્કી થયું હતું. જે ઠેકાણે મેળાપ થવાનો હતો, તે જગ્યાએ બહુ જ ઉંચી કિંમતનો તંબુ ઠોકવામાં આવ્યો હતો, તથા તેને શણગારવામાં તો હદ કરી હતી. બીજે દિવસે સવારે શિવાજીએ ભોજન વિગેરે કરી બપોરે થોડો આરામ પણ લીધો. ત્યાર બાદ તેણે ભવાનીના મંદિરમાં જઈ સંકટ સમયે વહારે આવવા માટે દેવીની પ્રાર્થના કરી. તે પછી તેણે પોતાના વિશ્વાસુ સરદાર તાનાજી માલુસરે, મોરોપંત પિંગળે તથા નેતાજી પાલકર એમને બોલાવી, જો ખાનના મનમાં દગો કરવાનો વિચાર આવે, તો તે પાછો જઈ શકે નહિ એટલા માટે તેના લશ્કરની પાછળ તથા આજુબાજુએ લશ્કર ગોઠવી દેવાનો તેમને હુકમ કર્યો. કિલ્લા ઉપર રણશિંગડું વાગતાં જ આ લોકોએ વિજાપુરના લશ્કર ઉપર હુમલો કરવો એવું નક્કી થયું હતું. ત્યાર બાદ પોતાના લોકોને એકઠા કરીને તેણે કહ્યું, કે

'જો હું આ મુલાકાતમાં માર્યો જાઉં, તો મારા પુત્ર સંભાજીને ગાદી ઉપર બેસાડી નેતાજી પાલકરની સલાહ પ્રમાણે ચાલજો' છેવટે તેણે પોતાની માતાની મુલાકાત લીધી અને ત્યાર પછી તે ખાનની મુલાકાતે જવાની તૈયારી કરવા લાગ્યો. શરીરમાં બખ્તર પહેરી તે ઉપર તેણે અંગરખું ચઢાવ્યું, તથા માથા ઉપર ટોપ મુકી તે ઉપર ફેંટો બાંધ્યો. ડાબા હાથમાં વાઘનખો પહેરી જમણા હાથમાં બિચવો સંતાડયો. આ પ્રમાણે આત્મરક્ષણની બધી તૈયારીઓ થયા પછી જીવબા મહાલ, સંભાજી કાવજી તથા એક ત્રીજો માણસ સાથે લઈ, તે કિલ્લા ઉપરથી નીચે ઉતરવા લાગ્યો. આ વખતે ખાન પણ પાલખીમાં બેસીને કિલ્લા ઉપર ચઢતો હતો. પાલખીની સાથે કૃષ્ણાજી ભાસ્કર તથા પાછળ કેટલાક હથીઆરબંધ લોક ચાલતા હતા. કૃષ્ણાજી ભાસ્કરે ખાનને કહ્યું, કે જો તમારે શિવાજીને પકડવો જ હોય, તો તમારી સાથેના આ હથીઆરબંધ લોકો પાછળ રહે એ સારૂં. ખાનને તેનું કહેવું યોગ્ય લાગવાથી, શિવાજીની સાથે જેટલા માણસો હતા, તેટલા જ લઈને તે મળવાની જગ્યા પર હાજર થયો. ખાનની સાથે સૈયદ બાંડો નામનો એક કદાવર તથા શૂરવીર પુરુષ હતો. આ માણસને જોઈ શિવાજીએ ખાનને જણાવ્યું, કે તે માણસની મને બહુ બીક લાગે છે. તેથી તે માણસને તમે પોતાની સાથે લાવતા નહિ. અને આ વાત જો તમને કબુલ હોય, તો હું પણ મારા માણસોમાંથી એક માણસને કમતી કરૂં છું. આ વાતને ખાનની કબુલી મળતાં જ શિવાજી પોતાની સાથેના ત્રણ માણસોમાંથી એકને પાછળ મુકીને તંબુમાં દાખલ થઇ ખાનની સામે આવ્યો. શિવાજી બહારથી નિઃશસ્ત્ર દેખાતો હતો. પણ ખાનની કમરે તરવાર લટકતી હોવાથી તેણે શિવાજીને ઉદ્ધતાઈથી પ્રશ્ન કર્યો, કે 'આ તંબુમાં દેખાતી જાહોજલાલી તારા જેવા ભીખારી પાસે કયાંથી આવી?, આ ઉપરથી શિવાજીએ ચીડાઇને જવાબ આપ્યો કે, 'આવી જાહોજલાલી અમારા જેવા પાસે ન હોય, તો શું તારા જેવા ભઠિયારાની પાસે હોય કે શું!' આથી ખાન ખુબ ચીડાયો, અને તેણે શિવાજીનું માથું ડાબે હાથે પકડી પોતાની બગલમાં ઘાલ્યું, તથા જમણે હાથેથી તરવાર બહાર કાઢી શિવાજીના પેટમાં ખોસવાનો પ્રયત્ન કર્યો, પણ શિવાજીએ શરીર ઉપર બખ્તર પહેરેલું હોવાથી ખાનની તરવાર કાંઈ પણ કરી શકી નહિ. ખાન બીજો ઘા કરવા જાય છે, એટલામાં શિવાજીએ સમયસૂચકતા વાપરીને ડાબે હાથે ખાનની કંમર પકડીને તે હાથમાંના વાઘનખો ખાનના પેટમાં ખોસી દીધા. વાઘનખ પેટમાં જવાથી, તેની વેદનાથી ખાને શિવાજીને પોતાની બગલમાંથી જવા દીધો. છૂટા થઈને શિવાજીએ પોતાના જમણા હાથમાંના બિચવા વડે ખાનના વાંસામાં જખમ કર્યો. આથી અફ્ઝુલખાને પોતાની તરવાર શિવાજીના માથામાં જોસથી મારી. ખાનની તરવારના ઘાથી શિવાજીનો ટોપ કપાઈ માથામાં નાનો જખમ થયો, એટલામાં શિવાજીએ જીવબાની કમરે લટકતી બે તરવારોમાંની એક લઈ તે વડે ખાનના ખભા ઉપર ઘા કર્યો. તરતજ ખાન જમીન ઉપર પડયો અને દોડો દોડો એમ બુમો પાડવા લાગ્યો. ખાનની બુમો સાંભળીને સૈયદ બાંડો તથા તેના બીજા નોકરો દોડી આવ્યા અને તેમણે તેને પાલખીમાં નાંખીને લઈ જવાનો પ્રયત્ન કર્યો, પણ શિવાજી તથા જીવબા મહાલે સૈયદ બાંડાને તેમ કરતાં રોકયો. તે દરમીઆન સંભાજી કાવજીએ પાલખીની પાછળ જઈ ખાનનુ માથું કાપી નાખ્યું. તરતજ સંભાજી કાવજીએ રણશિંગડું ફૂકયું. રણશિંગડું વાગતાં જ આજુબાજુની ઝાડીમાંથી મરાઠા લોકોએ બહાર નીકળી ખાનના લોકોને, ઘોડે ચઢવા લાગ ન દેતાં કાપી કાઢયા. ખાનનો છોકરો ફાજલ મંહમદ ખંડોજી ખોપડેની મદદથી જેમતેમ નાસી છૂટયો, તથા જ્યારે પન્હાળગઢના ઘેરામાંથી શિવાજી નાસી છૂટયો, ત્યારે તેની પુંઠ પકડી પોતાના બાપના ખુનનું વેર લેવાનો તેણે યત્ન કર્યો. ( જુઓ શિવાજી. ) અફ્ઝુલખાનનું માથું શિવાજીએ કિલ્લા ઉપર દાટીને તેની ઉપર એક બુરજ બંધાવ્યો તથા તેનું નામ અફ્ઝૂલ બુરજ એવું રાખ્યું. ખાનની તરવાર હજી સુધી શિવાજીના વંશજોએ સાચવી રાખી છે, તથા તેના તંબુનો સોનાથી મઢેલો થાંભલો કે જે શિવાજીએ મહાબળેશ્વરના મંદિરને અર્પણ કરેલો તે પણ હાલ ત્યાં જોવામાં આવે છે. ખાનના શરીરને શિવાજીએ આદરપૂર્વક દફન કરાવ્યું. તેની ઉપર બંધાવેલી કબર પણ હાલ મોજુદ હોઈ, આ પ્રસંગનું તે સ્મારક છે. આ કબર ગઢથી નીચે ઉતરતા રસ્તામાં હજુ સુધી જોવામાં આવે છે.

અફ્ઝુલખાન વિજાપુર દરબારમાંનો એક પ્રસિદ્ધ સરદાર હોવાથી તથા તેની ઉપર મળેલી જીત મરાઠાઓને મહત્વની લાગવાથી, તેના વધના સંબંધમાં ઘણી દંતકથાઓ ઉદ્ભૂત થઈ છે. દાખલા તરીકે, વિજાપુરની પાસે અફ્ઝુલપુર નામના ગામડામાં એવી દંતકથા ચાલે છે, કે શિવાજી ઉપર થતી

ચઢાઈમાં પોતાનું મરણ થશે એમ અફઝૂલ-ખાનને પહેલાંથી જ લાગતું હતું. તેથી પોતાની પાછળ પોતાની સ્ત્રીઓ પાતિવ્રત્યથી ભ્રષ્ટ ન થાય તેટલા માટે તેમને મારીને તેણે પોતાને હાથે તેમનું દફન કર્યું હતું. તેની ૬૩ સ્ત્રીઓને જે પર્વતની ટેકડી ઉપરથી પાણીમાં ધકેલી દેવામાં આવી હતી તે ટેકરી, પાણીનો ધરો તથા તે ડોહ-માંથી તેમનાં મૃત શરીરો કાઢીને દફન કરવામાં આવ્યાં. તે દફનની ભૂમિ તથા આ ૬૩ સ્ત્રીઓની એક સરખી બાંધેલી કબરો પણ હજુ સુધી તે ગામ-ડાના લોકો બતાવે છે. મરાઠી બખરોમાં પણ નીચે પ્રમાણે હકીકત લખેલી છે:—(૧) અફઝૂલખાનના લડાઈ ઉપર જવાની વખતે વિજાપુર દરબારનો ફત્તે લશ્કર નામનો નામીચો હાથી મરણ પામ્યો; (૨) ખાન જ્યારે પોતાના કાજીની રજા લેવા ગયો ત્યારે કાજીને પોતાની સામે એક માથા વિનાનું ધડ ઉભું છે એવો ભાસ થયો. અને તે ભડકયો ( શેડગામકરની બખર);(૩) અફઝૂલખાન જ્યારે શિવાજીની મુલાકાત માટે રડતોંડીના ઘાટમાંથી પસાર થતો હતો ત્યારે ધજાવાળો તેનો હાથી રસ્તામાં અટકી પડયો અને કેટલાએ ઉપાય કર્યા તો પણ તે આગળ ચાલ્યો જ નહિ; આવા ભાવિ સંકટોના સૂચક અપશુકન તેને થતા હતા એવાં વર્ણન મળે છે. ઐતિહાસિક દૃષ્ટિથી આવી દંતકથાઓને વિશેષ મહત્વ આપી શકાય તેમ નથી; તો પણ બધી જાતના લોકોની કલ્પનાશકિત એ બનાવે ઉત્તેજીત કરી તે પ્રસંગને ચિરસ્મરણીય બનાવ્યો, તે ઉપરથી તે સમયના લોકો અફઝૂલખાનના વધને કેટલું મહત્વ આપતા હતા તે વ્યકત થાય છે. ડૅ. મોડકે " પ્રતાપગડનું યુદ્ધ " એ નામનું સુંદર પુસ્તક મરાઠીમાં થોડા દિવસ ઉપર લખ્યું છે. તે અફઝૂલખાનના વધ ઉપર નવોજ પ્રકાશ પાડે છે.

[ સંદર્ભ ગ્રંથ:—શેડગાંવ બખર; સભાસદ બખર; ચિટણીસ બખર; અફઝૂલખાનનો પોવાડો; શિવદિગ્વિજય; ભાવે-અફઝૂલખાનનો વધ. ]

**અફ્ઝુલગઢ:**—એ સંયુકત પ્રાંતમાં આવેલા બિજનોર જીલ્લામાંના નજીના તાલુકાનું એક ગામડું છે. આ ગામ બિજનોર શહેરની પૂર્વ દિશામાં ૩૪ માઈલ દૂર હોઈ, ઉત્તર અક્ષાંશ ૨૯° ૨૪' ઉપર તથા પૂર્વ રેખાંશ ૭૮° ૪૧' ઉપર આવેલું છે. ગામની વસ્તી આશરે સાત હજારની છે. આ ગામ અફ્-ઝુલખાન નામના કોઇ માણસે અઢારમી સદીમાં વસાવ્યું. આ ગામ નીચાણમાં હોઈ તેની હવા બહુજ રોગી છે. આ ગામની રાજકીય વ્યવસ્થા ઇ. સ. ૧૮૫૬ ના ૨૦ મા કાયદાની રૂએ ચાલે છે. ગામની ઉપજ આશરે ૧૧૦૦ રૂપીઆની છે. ગામ-ને અંગે એક શાળા અહીં જોવામાં આવે છે. અહીંના મુસલમાન વણકર ( જુલાહા ) લોકો ઉંચા પ્રકારનું સુતરાઉ કાપડ તૈયાર કરે છે. ( ઇં. ગૅ. ૫. )

**અફ્સર:**—આનું બીજું નામ જફુરપુર છે. બંગાલના ગયા જીલ્લામાં આવેલા નવડાસુઓ નામના ભાગનું એક ગામડું, ઉત્તર અક્ષાંશ ૨૫°, ૪' તથા પૂર્વ રેખાંશ ૮૫ ૪૦, ઉપર આવેલું છે. આ ગામમાં હજારેક લોકોની વસ્તી છે. ગુપ્ત રાજાના વખતની વરાહ અવતારની ઉંચી કારીગ-રીની એક વિષ્ણુની મૂર્તિ અહીં મળી છે. આ જ ઠેકાણે ગુપ્ત રાજાની વંશાવળી સંબંધીનો એક શિલાલેખ પણ જડયો છે, તથા ગુપ્ત રાજાઓના વખતનું જમીનમાં દટાઈ ગએલું એક મંદિર પણ શોધી કઢાયું છે. પુરાણવસ્તુસંશોધનની દૃષ્ટિથી આ મંદિર મહત્ત્વનું છે તથા તેની અંદર કરેલી કારીગરી ફકત બુદ્ધ ગયાના મંદિરથી જ ઉતરતા દરજ્જાની છે. ( ઇં. ગૅ. ૫ )

**અફીણ:**—અફીણના ઝાડનાં લૅટિન ભાષામાં પૅપિવ્હર સેમી ફેરમ,અંગ્રેજીમાં ઓપીઅમ, સંસ્કૃ-તમાં અહિફેન, ગુજરાતીમાં અફીણ, મરાઠીમાં અફુ કાનડીમાં અફિમ, હિંદીમાં અફીમ વિગેરે નામો છે. તેનું ઝાડ ૩ થી ૫ ફુટ સુધી ઉંચુ થાય છે. તેના પાંદડાં બાજુથી કાતરેલાં હોય તેવાં દેખાય છે. તેનાં ફળોને ડિંડવાં કહે છે. ડિંડવાની અંદરનાં બીઆંને ખસખસ તથા તેની છાલની અંદરના રસને અફીણ કહે છે. આનું વાવેતર આફ્રિકા, ચીન, ઈરાન વિગેરે ઠેકાણે મોટા પ્રમાણમાં થાય છે. હિંદુસ્થાનની અંદર, બંગાલ, અયોધ્યા, સંયુકતપ્રાંત, પંજાબ, રજપુતાના,બિહાર, પટણા, ગુજરાત, તથા માળવાના પ્રાંતમાં થાય છે. માળવા, બિહાર, તથા પટ-ણાનું અફીણ પરદેશ ચઢે છે. ચિની લોકો અફીણ ખાય છે, તથા પીએ પણ છે. દર વર્ષે હિદુસ્થાનથી આઠ નવ કરોડ રૂપીઆનું અફીણ, તથા ૬૦ થી ૬૫ લાખ રૂપિયાની ખસખસ પરદેશ ખાતે ચઢે છે. સર-કારી કરની ઉપજ આશરે છ કરોડ રૂપીઆની છે. અફીણનું વાવેતર કરવા માટે સરકારની પરવાનગીની જરૂર હોય છે. અફીણની બે જાત છે. એક લાલ ફુલની, તથા બીજી ધોળાં ફૂલની. સફેદ ફૂલની જાતમાંથી, અફીણ, તથા લાલ ફૂલની જાતમાંથી બી એટલે ખસખસ વધારે ઉપજે છે ગોરાડુ જાતની જમીનમાં આનું વાવેતર સારૂં થઈ શકે છે. અફી-ણના પાક માટે પ્રમાણમાં વધારે મહેનત લાગતી હોવાથી તેનું વાવેતર ઘણું કરીને ગામની

પાસેની જમીનમાં જ કરવામાં આવે છે. આનું વાવેતર ઘણું કરીને સરસવના વાવેતર પછી કરવામાં આવે છે. આના પાકને માટે ગુજરાતમાં જમીન ૮–૧૦ વખત ખેડી તથા કચરો વિગેરે સાફ કરીને તેની માટી પોચી તથા ભગરી બનાવવામાં આવે છે. દર એકરે આ જમીનને માટે છાણનું ખાતર ૧૦ થી ૧૫ ગાલ્લાં સુધી આપવામાં આવે છે.

અફીણનું વાવેતર ઑક્ટોબર, નવેંબર મહિનામાં કરવામાં આવે છે. વાવેતર માટે દર એકરે ૩–૪ પૌંડ બિયાંની જરૂર પડે છે. વાવેતર થયું, કે તરતજ જમીનને પાણી પાવામાં આવે છે.વાવેતર પછી બીજે દિવસે ફરી બીજી વખત પાણી પાવામાં આવે છે. આશરે આઠ દિવસ પછી અફીણના રોપાનું અંતર વધારીને રોપાં વચ્ચે એક એક વેંત જેટલું અંતર રાખવામાં આવે છે. આવી રીતે રોપાં રોપાયાં પછી ત્રીજી વખત પાણી પાવામાં આવે છે. એક મહીના પછી ફરીથી તેમની વચ્ચેનું અંતર એક એક વેંતનું કરવામાં આવે છે. ત્યાર પછી ડિંડવાં ચીરીને રસ કાઢવાને લાયક થતાં સુધી, અઠવાડીએ અડવાડીએ રોપાંને પાણી પાવામાં આવે છે. બે મહીના પછી ફૂલો આવે છે અને ત્રણ મહીના પછી ડિંડવા રસ કાઢવાને લાયક થાય છે. માર્ચ અથવા એપ્રીલ મહીનામાં ડિંડવાને સાંજને વખતે, નાનાં હથીયાર વડે નીચેથી ઉપર એવી રીતે ત્રણ ઉભા ચીરા કરવામાં આવે છે. આ હથીઆર વડે ફૂલની ફક્ત ઉપલી છાલ જ ચીરાઈ જઇ, તેમાંથી રસ ઝરીને તે રસ સવાર સુધીમાં ઘાડો થાય છે. બપોરે જો તડકો સખત પડે તથા સવારના પહોરમાં સારી પેઠે ઝાંકળ પડે, તો આ રસ વધારે પ્રમાણમાં નીકળે છે. આવી રીતે પાડવામાં આવતા ચીરા દરેક ફળને ચાર ચાર દિવસને અંતરે ચાર વખત પાડવામાં આવે છે. છીંપના જેવા આકારના લોઢાના વાસણને તેલ લગાડીને તે વતી ઉપર જણાવ્યા પ્રમાણે ઘાડો થએલો રસ ખરડી લેવામાં આવે છે.આ રસ માટલામાં અથવા ચિનાઈ માટીના વાસણમાં, તે વાસણને તેલ લગાવી તેમાં એકઠો કરવામાં આવે છે.પછી તેની અંદર ઘાડો થએલો રસ ડુબી જાય એટલું તેલ રેડવામાં આવે છે. જો આવી રીતે ઘાડા થએલા રસમાં તેલ રેડવામાં ન આવે, તો રસ માટીના ઢેફા જેવો સખત થઈ જાય છે. આવી રીતે પુષ્કળ રસ એકઠો થાય, એટલે તેને ઘઉંના લોટની જેમ તેલમાં મસળી તેના ગોળા તૈયાર કરવામાં આવે છે. આવી રીતે તૈયાર થએલા ગોળા વેચવાને લાયક બને છે.

પ્રથમ બે વખત પાડેલા ચીરામાંથી રસ વધારે નીકળે છે, પણ પછીથી તે ઓછો ઓછો થતો જાય છે. ઝાડ દીઠ આશરે ⅓ તોલા જેટલો રસ નીકળે છે.

ડિંડવાં અથવા ફળો સુકાય એટલે તેને ખળામાં નાંખીને પગ વડે છૂંદવામાં આવે છે, અને તેથી તેમાંથી બીઆં બહાર નીકળે છે. આ બીઆં તે જ ખસખસ.

દર એકરે અફીણ આસરે ૨૦–૨૫ પૌંડ રૂ.૧૦૦ કિંમત ની, તથા ખસખસ ૪૦૦–૫૦૦ પૌંડ રૂ. ૪૦ કિંમત ની ઉપજે છે. અફીણનાં કુમળાં પાંદડાંનું શાક કરવામાં આવે છે, તથા ફુલ તથા ફળના ઉકાળાનો ઘણા રોગમાં, શેક કરવામાં ઉપયોગ થાય છે. ખસખસ પૌષ્ટિક છે, તથા તેનો મિષ્ટાન્નની અંદર ઉપયોગ કરવામાં આવે છે. બીઆંના તેલનો સાબુ તથા મીણબત્તી બનાવવામાં ઉપયોગ થાય છે. બીઆંમાંથી તેલ કાઢતાં બાકી રહેલા પદાર્થનો ઉપયોગ ઢોરોના ખાવામાં કરવામાં આવે છે. અફીણ ઔષધિ છે. ઉત્તર હિંદુસ્થાનના લોકો તે હંમેશ ખાય છે. અફીણથી કેફ ચઢે છે, તેથી બહુ રડરડ કરનારાં છોકરાઓને આ દેશમાં અફીણ ખવડાવવાનો રિવાજ છે.

ઇતિહાસઃ—બાગની અંદર શોભા માટે ઉગાડેલાં તથા જંગલમાં પોતાની મેળે ઉગેલાં, સુંદર દેખાતાં ખસખસનાં ઝાડોની જુદી જુદી જાતોનો હોમર વિગેરે ગ્રીક લેખકોએ ઉલ્લેખ કરેલો છે. આ ઝાડ વિષેની ગ્રીક લોકોની માહિતી તથા જ્ઞાન ક્રમશઃ નીચે પ્રમાણે છેઃ—(૧) આ ઝાડના બીને ખાવા માટે વાપરવું તથા તેનું તેલ કાઢવું. (૨) તેના કાલામાંનો કેફ તથા (૩) તેમાંથી નીકળતો દૂધ જેવો રસ. (૪) ફળ, પાન, તથા તેની ડાળીઓમાંથી 'મેકોનિયમ' નામનો અર્ક કાઢવો. આ અર્કનો ઉંઘ આણવાની દવા તરીકે ઉપયોગ કરવો. પંજાબની અંદર 'પોસ્ત' નામનો તથા અકબરના વખતમાં 'કુંકનાર' નામનો મદ્યાર્ક (દારૂનો અર્ક) કાઢવા માટે આનો ઉપયોગ થતો હતો. (૫) છેવટે વધારે ગુણવાળા તથા ઘાડા રસની શોધ થઈ. આ રસને ગ્રીક લોકો 'ઓપીઓન' કહેતા હતા. એશિઆ માઇનરની અંદર ડિંડવા મેળવવા માટે જ ફક્ત ખસખસના ઝાડનું વાવેતર થતું હતું. આ ફળમાંના ઉત્તેજક તથા માદક ગુણોનો ગ્રીક લોકોએ શોધ કરી તે પહેલાં પૂર્વગોલાર્ધમાંના ચીન દેશના લોકોને અરબી લોકોએ આ ફળ વિષેની માહિતી કરી આપી હતી. અફીણની શોધ તરફ ગ્રીક લોકોનું ઇ. સ.ના ત્રીજા સૈકામાં ધ્યાન ખેંચાયું થિઓફ્રેસ્ટસ,વર્જીલ, પ્લિનિ,ડિઓસ્કોરાઇડસ વિગેરે લેખકોએ અફીણ, તેના ગુણધર્મો તથા તેની

કૃતિ વગેરે વિષે નિબંધો લખ્યા છે. રોમન સામ્રાજ્યના સમયમાં ફક્ત એશિયા માઈનરના જ લોકોને અફીણ સંબંધી માહિતી હતી.

ગ્રીક લોકોએ અફીણ શોધી કાઢયું, તોપણ ખસખસનું ઝાડ તથા તેનો ઉપયોગ એ વિષયની માહિતીનો ફેલાવ તો અરબ લોકોએ જ કર્યો. ઇસ્લામી પંથના લોકો ને, ચીન તથા હિંદુસ્તાનના લોકોએ જ અફીણ સંબંધી માહીતી આપી એ વિષે તો બિલકુલ શંકા નથી.સંસ્કૃત તથા અહીંની બીજી હિંદી ભાષાઓમાં અફીણનાં જે નામો છે તે નામો 'ઓપોસ' અથવા 'ઓપીઓન' એ શબ્દોના અપભ્રંશ શબ્દ અફ્યૂન ઉપરથી થએલા છે. સંસ્કૃતમાં અહિફેન (સાપનું ઝેર) એ શબ્દ અર્વાચીન હોવો જોઇએ એવું યુરોપીઅન લોકોનું કહેવું છે. ચીની ભાષાનાં અફીણનાં નામો પણ અરબી ભાષામાંથી થએલાં હોય એમ જણાય છે.

૮૦૦ વર્ષ પહેલાં લખેલા ભાવપ્રકાશ નામના ગ્રંથમાં અફીણ વિશે ઉલ્લેખ છે પણ ઈ. સ. ના ૧૬ મા સૈકાની પહેલાંની અફીણ સંબંધી વધારે સ્પષ્ટ એવી માહીતી મળી શકતી નથી.

બિહાર પ્રાંતમાં ખસખસનાં ઝાડના વાવેતરની શરૂઆત ૨૦૦–૨૫૦ વર્ષ પહેલાં થઇ હોય એમ જણાય છે. પરંતુ 'પોસ્ત' અને 'પુસ્ત' એ અફીણનાં નામોનો તથા ગ્રીક ભાષામાંનાં નામોનો બિલકુલ સંબંધ દેખાતો નથી. આ ઉપરથી એમ જણાય છે, કે અફીણ સંબંધી ન હોય તો પણ ખસખસના ઝાડ સંબંધી માહીતી, અહીંના લોકોને વધારે જુના વખતથી એટલે બે સૈકા પહેલાંથી હોવી જોઇએ. સંસ્કૃતમાં આ ઝાડનાં ફળોને ખાસખસ તથા બિયાંને ખરિતલ એવાં નામો છે. (દત્ત–મટેરિયા મેડિકા). પણ અફીણને કોઈ પણ નામ આપેલું જણાતું નથી. ચીનમાં આવા ઝાડને જે નામો છે, તે ઉપરથી એમ કલ્પી શકાય છે, કે તે દેશના લોકોને તેની માહીતી સાતમા સૈકાથી હોવી જોઈએ. હિંદુસ્થાનમાંથી ત્યાં અફીણ જતાં પહેલાં ત્યાં તેનું વાવેતર થતું હોવું જોઈએ. એને વિષે બિલકુલ સંદેહ નથી. કારણ વંગશિહ નામના લેખકે તેરમા સૈકામાં, મરડામાં અફીણથી બનતી રામબાણ દવાનું સારી પેઠે વર્ણન કરેલુ છે. "અલ્બુકર્કે આઠ 'ગુઝ્આરેત' (ગુજરાતી) વહાણો લૂટયાં. એ વહાણોમાં અફીણ તથા બીજો માલ હતો" એમ જીઓવ્હાન્નિ ડા એમ્પોલીએ ઈ. સ. ૧૫૧૧ માં લખેલું છે. આ ઉપરથી અફીણનો વેપાર કેટલા જુના કાળથી ચાલ્યો આવે છે તે વિષે ખાતરીથશે.

સોળમા સૈકાની શરૂઆતમાં હિંદુસ્તાનમાંથી ચીનમાં અફીણની નિકાસ થતી હતી,એટલું જ નહિ પણ તે વખતે માળવામાં અફીણનું વાવેતર ઘણું થતું તથા તે બનાવવાના ત્યાં મોટાં મોટાં કારખાનાં પણ હતાં. અફીણ બનાવવાનો ધંધો ત્યાં મુખ્ય ગણાતો હતો. અંગ્રેજ લોકોના આવતાં પહેલાં હિંદુસ્તાનમાંથી ચીનમાં થતો અફીણનો વેપાર પોર્ટુગીઝ લોકોના હાથમાં હતો બિહાર દેશમાં થતાં અફીણનાં વાવેતરનો, તથા તે વેચવાનો ઇજારો મોગલ રાજાએ પોતાના હાથમાં રાખ્યો હતો.પ્લાસીની લડાઇ (૧૭૫૭) પછી આ ઇજારો પોર્ટુગીઝ તથા મોગલ પાસેથી લેઈ લેવામાં આવ્યો ને તે અંગ્રેજ લોકોને સ્વાધીન કરવામાં આવ્યો હતો. અહીંના લોકોની પહેલાં જ ચીનના લોકોને તેનું વાવેતર કેમ કરવું તેની માહીતી હતી. તે લોકો ૧૫ મા સૈકાના મધ્યકાળથી જ તેનું વાવેતર, તથા તેને કેમ તૈયાર કરવી તે વિષે જાણતા હતા.

ચીનમાં અફીણનો ઉપયોગ પહેલાં તો દવાના કામમાં જ થતો પરંતુ મિંગ વંશના છેવટમાં એટલે ઈ. સ. ૧૬૫૦ માં તે લોકો તેનો પીવામાં ઉપયોગ કરવા લાગ્યા. આ વખતથી અફીણ પીવાનું તે લોકોનું વ્યસન દિવસે દિવસે વધતું ગયું. અફીણની આયાતની પોતાના દેશમાં બંધી ન કરવાને લીધે આ લોકોનું તે વ્યસન વધતું ગયું.

ખુલ્લા વેપારની પદ્ધતિઃ—અઢારમા સૈકાની અંદર બિહાર પ્રાંતમાં ઉંચા પ્રકારનું તથા સૌથી વધારે અફીણ થતું હતું. રામચંદ્ર પંડિતે, તે વખતના અફીણના વેપારનું નીચે પ્રમાણે વર્ણન કરેલું છે.'તે સમયમાં પટણા શહેરમાં અફીણનો વેપાર કરનારાઓનો એક જુદો જ વર્ગ હતો.અફીણના વાવેતર કરનારા લોકોને, આ વેપારીઓ અગાઉથી પૈસા આપી રાખતા તથા તેની મોસમમાં તેમની પાસેથી તેટલી કિંમતનું અફીણ લઈ, પોતાને ઘેર તેનો સંગ્રહ કરતા. બહાર ગામ મોકલનાર વેપારીઓની માગણી પ્રમાણે તેઓને આ વેપારીઓ અફીણ તૈયાર કરી આપતા. પટણાના વેપારીઓને આપ્યા પછી બાકીનું અફીણ ખેડુત લોકો ત્યાં વેંચતા. અને સ્વાભાવિક રીતે તે અફીણ ત્યાં વધારે કિંમતે વેચાતું. પટણાના વેપારી ઑકટોબર મહીનામાં તૈયાર કરેલું અફીણ પહેલેથી નક્કી કરેલે ભાવે ડચ વેપારીઓને વેચાતું આપતા. લગભગ ૫૦૦ મણ અફીણ હોય,તો તેમાનું ૨૦૦ મણ અફીણ તેઓ ડચ લોકોને આપતા. બાકીનાં અફીણમાંથી કેટલાક મણ

અફીણ અંગ્રેજ લોકોને ડચ લોકો કરતાં વધારે ભાવ લઈને આપતા તથા બાકીનું અફીણ અંગ્રેજ કરતાં વધારે ભાવ લઈને ફ્રેંચ લોકોને આપતા. ત્યાર બાદ ફરી નવેંબર મહીનામાં ડચ વેપારી અફીણ લેવા આવતા, ત્યારે તેઓ વધારે ભાવ આપવાનો કરાર કરી જતા. તે વખતમાં અફીણની કિંમત દર મણે ૧૦૦–૧૫૦ રૂપીયા હતી તથા કોઈ કોઈ વખત તેનો ભાવ તેથી પણ વધારે થતો. "

ઉપર જણાવ્યા પ્રમાણે અફીણના વેપારની સ્થિતિ હતી. આથી દિવસે દિવસે વેપારી લોકો વધારેને વધારે લુચ્ચાઇ કરવા લાગ્યા. તેથી આવી રીતના વેપાર ઉપર દબાણ મૂકવાની જરૂર જણાવા લાગી. ૧૭૭૩ માં વૉરન હેસ્ટીંગ્સે ઇસ્ટ ઇંડીયા કંપનીનો કારભાર પોતાને હસ્તગત કર્યો, ત્યારે તેણે ડેન્સ, ડચ તથા ફ્રેંચ વેપારીઓને દર વર્ષે કેટલું અફીણ પુરૂં પાડવું એ વિષે ઠરાવ કર્યો. ઇ. સ. ૧૭૭૩ થી ૧૭૮૧ સુધી દર વર્ષે તથા ૧૭૮૧ થી ૧૭૯૭ સુધી દર ચાર વર્ષે કંપનીને અફીણ પુરૂં પાડવાનો ઇજારો ખાનગી લોકોને અપાવા લાગ્યો. ઇ. સ. ૧૭૮૫ થી આ ઇજારાનો જાહેર લીલામ થવા લાગ્યો. ખેડુતોના બચાવ માટે ઇજારદારોને કેટલીક શરતો ઉપર ઇજારો આપવામાં આવતો. ખેડુતો જો પાકેલા અફીણમાનું કેટલુંક પોતાની પાસે રાખે અથવા વેચે, તો તેમને સજા કરવામાં આવતી. સરકારી કાયદાથી વિરૂદ્ધ ઇજારાની બાબતમાં કોઈ ચાલે, તો તેને ગુન્હેગાર સમજવામાં આવતો. આટલા કાયદા ઘડવામાં આવ્યા, તો પણ ઇજારાની પદ્ધતિ ત્રાસદાયક જ થઇ પડી. ઇજારદારો ખેડુતોને, વધારે અફીણ ઉપજાવવા માટે હેરાન કરવા લાગ્યા. આથી બૉર્ડ ઓફ ડાયરેકટર્સને ઇજારાની પદ્ધતિ છોડીને બીજી કોઇ પદ્ધતિ કાઢવાની ફરજ પડી. આવી રીતે ખુલ્લા વેપારની તથા કંત્રાટ આપવાની પદ્ધતિ દોષિત જણાવાથી સરકારી ઇજારાની પદ્ધતિ ચાલુ થઈ. આ પદ્ધતિથી અફીણના વેપારમાં થતો નફો વેપાર ખાતામાં ન જતાં મુલ્કી ખાતામાં જવા લાગ્યો અને તેથી આ જ પદ્ધતિ સર્વથી સારી ઠરી.

**ચીનમાંનું અફીણઃ**—ચીનમાં વપરાતા અફીણમાંનું ઘણું ખરૂં અફીણ ત્યાં જ બને છે. ચીનની સાડા ચાર લાખની વસતિમાં ત્રણ લાખ લોકો અફીણ પીએ છે. ચીનની અંદર બહારના અફીણની આયાત ઓછી થતી જાય છે. ચીનના બીજા ભાગોને યુનાન પ્રાંત અફીણ પુરું પાડે છે હિંદુસ્થાનમાંથી અફીણ ચીનમાં જતું બંધ થયું હોય તો પણ ત્યાંના લોકોનું વ્યસન બંધ થવાનો કોઇ પણ સંભવ નથી.

**વાવેતરઃ**—ખસખસના ઝાડની અનેક જાતમાંનાં કઇ જાતનાં ઝાડને વાવવાથી ફાયદો થાય છે, એ વિષે હજુ કાંઈ પણ નક્કી થઇ શક્યું નથી. જુદા જુદા દેશોમાં તેનું વાવેતર નીચે પ્રમાણે કરવામાં આવે છેઃ-

**બંગાલઃ**—સફેદ ફુલનાં જાતમાંની કોઈ પણ એક જાતના ઝાડનું વાવેતર કરવામાં આવે છે. પરંતુ જે જાતના ઝાડોને ફીકા રંગનાં ફળો આવે છે તે જાતનું વાવેતર ઘણું કરીને કરવામાં આવે છે.

**માળવાઃ**—ઘણું કરીને જાંબુડાં રંગના અહીં ફુલોનાં ઝાડ વધારે જોવામાં આવે છે.

**હિમાલયઃ**—રંગબેરંગી ફુલોનાં ઝાડો અહીં થોડાં જોવામાં આવે છે.

યુરોપમાં એશિયા માઈનરનું અફીણ દવાના કામમાં પહેલાં વપરાતું તથા હાલ પણ વપરાય છે. પરંતુ હિંદુસ્થાનમાં દવા માટે તૈયાર કરવામાં આવતું અફીણ હિંદુસ્થાનમાં જ 'અલ્બા ' નામના ઝાડમાંથી તૈયાર કરવામાં આવે છે. આ ઝાડનું વાવેતર પણ અહીં જ કરવામાં આવે છે. આ બન્ને અફીણમાંના રસાયનિક ગુણધર્મો, કોઇ કોઈ બાબતમાં એક બીજાથી તદ્દન જુદા હોય છે.પણ હિંદુસ્તાનના વૈદ્યોનું એમ કહેવું છે, કે હિદુસ્તાનનું અફીણ, દવામાં સરખા પ્રમાણમાં નાંખવામાં આવે, તો પણ યુરોપના અફીણ કરતાં કોઇ પણ રીતે તે ઓછા દરજ્જાનું નથી.

**વાવેતરનું ક્ષેત્રફળ અને ઉપજઃ**— 'બંગાલી અફીણ ' પટણા તથા ગાઝીપુરના કારખાનાંમાં તૈયાર થાય છે અને તેનું વાવેતર બંગાળા, આગ્રા તથા અયોધ્યા એ પ્રાંતોમાં થાય છે. 'માળવી અફીણ ' મધ્ય હિંદુસ્તાન, રજપુતાના તથા કેટલાંક દેશી રાજ્યોમાં થાય છે. બંગાળી અફીણની નિકાસ કલકત્તાથી તથા માળવી અફીણની નિકાસ મુંબઇથી થાય છે. બંગાળી અફીણનું વાવેતર સરકારના તાબામાં હોવાથી, તેના વાવેતરનો કેટલો વિસ્તાર છે તે જાણી શકાય છે. માળવાના અફીણના વાવેતરનો વિસ્તાર કેટલો છે તેનો તો ફક્ત અંદાજ કાઢી શકાય તેમ છે.

ઈ. સ. ૧૮૭૨ થી ૧૮૯૨ સુધી અંગ્રેજી રાજ્યમાં બંગાળી અફીણનું વાવેતર આશરે ૫,૧૫૦૦૦ એકર જમીનમાં કરવામાં આવતું હતું, ગંગા નદીના પ્રદેશમાં ઇ. સ. ૧૯૦૨–૩ સાલમાં ૫,૮૨,૮૦૭ એકર જમીનમાં તથા ઇ. સ. ૧૯૦૫–૬ સાલમાં ૬,૫૪,૯૨૮ એકર જમીનમાં તેનું વાવેતર થયું હતું. ઇ. સ. ૧૯૦૬–૭ માં સરકારે વાવેતર

કરવાની જમીનનો વિસ્તાર ઘટાડી, આશરે ૫,૬૨,-૫૦૦ એકર જમીનમાં જ વાવેતર કરવાનું ઠરાવ્યું હતું. દેશી રાજ્યોમાં આશરે ૭૦,૦૦૦ એકર; બંગાળામાંના અંગ્રેજી રાજ્યના પ્રદેશમાં આશરે ૨,૦૦,૦૦૦ એકર જમીન; આગ્રામાં પણ તેટલા જ એકર જમીન; તથા તેનાથી થોડી ઓછી જમીન અયોધ્યામાં અફીણના વાવેતર માટે કામમાં લેવામાં આવે છે. આ સિવાય બીજા ઠેકનાં વાવેતર મહત્વનાં નથી. દાખલા તરીકે, પંજાબ, અજમેર-મેવાડ, તથા ઉપરલો બ્રહ્મદેશ, આ બધે ઠેકાણે મળી ૬૦૦૦ થી ૭૦૦૦એકર જમીન અફીણના વાવેતર માટે રોકવામાં આવે છે.માળવાના અફીણ માટે ગ્વાલિયરના રાજ્યમાં ૩૬,૩૭૮ એકર, ટોંક સંસ્થાનમાં ૯,૭૩૩ એકર, કોટામાં ૩૧,૧૬૬ એકર, તથા જયપુરમાં ૩૦૭૭ એકર જમીનમાં ઇ. સ. ૧૯૦૪-૫ અફીણનું વાવેતર થતું હતું. વડોદરા, ઇંદોર વિગેરે ઠેકાણેથી આ વિષે કાંઈ પણ માહિતી મળી શકતી નથી.

અહીંનાં દેશી રાજ્યો, અફીણના વાવેતરની બાબતમાં બ્રિટિશ સરકારના ધોરણનું જ અનુકરણ કરે છે તથા બેકાયદાસર વેપારનો અટકાવ કરવાનો પ્રયત્ન કરે છે, તો પણ ત્યાં તેનો છુપો વેપાર ચાલે છે જ. હાલની રાજ્યવ્યવસ્થા પ્રમાણે ચીન દેશમાં જનારા અફીણની ઉપર દેશી રાજ્યો ઘણી જકાત વસુલ કરે છે. તેમજ અંગ્રેજ સરકાર પણ તેની ઉપર જકાત લે છે. ચીન દેશમાં અફીણ થવા લાગ્યું ત્યારથી માળવાના હલકાં અફીણનો ખપ ઓછો થયો. બંગાલમાંનુ ચોખ્ખું તથા ઉંચું અફીણ ત્યાંના લોકો લે છે. આ પ્રમાણે અફીણના વાવેતર તથા તેના વેપાર ઉપર સરકાર દેખરેખ રાખે છે. સરકારે જો આ બાબતમાં વધારે સખત કાયદા ન કર્યા હોત, તો લોકોએ તેના ઉપર વધારે પૈસા ઉપજાવ્યા હોત. એક એકરમાં ૬ થી ૮ શેર સુધી અફીણ થતું હોવું જોઇએ. સરકારી અફીણનો સ્થાનિક ખપ બીજા ઠેકાણાંના ખપ કરતાં ઓછો હોય છે, તેનું કારણ એમ કહેવામાં આવે છે કે ખેડુતો પોતાને માટે તથા પોતાના સંગાંવહાલાં માટે તેમાંનું અફીણ કાઢી રાખતા હોવા જોઇએ. આ ઉપરથી એક એકરમાં નવ શેર અફીણ થતું હોવું જોઇએ એવું અનુમાન કાઢી શકાય. આ સંબંધના ડબ્લ્યૂ. બી. જૉનસનના લેખમાં તેણે એમ લખેલું છે કે એક એકરમાં પંદર શેર અફીણ ઉપજે છે.

**બંગાળ તથા સંયુક્ત પ્રાંતમાંનું વાંવેતરઃ**—અહીં તેનું વાવેતર સપ્ટેંબર મહીનાથી કરવામાં આવે છે. ખરીપનો પાક કાઢયા પછી આના પાક માટે જમીન તૈયાર કરવાની શરૂઆત કરવામાં આવે છે. ઑકટોબર મહીનાના પહેલા પખવાડીઆ સુધી દસ દસ દિવસને અંતરે જમીન ખેડીને બી વાવવાની શરૂઆત કરવામાં આવે છે. નવેંબરના મધ્ય સુધી વાવણી ચાલે છે. આના પાકને માટે રેતીવાળી, ચીકણી, કાળી માટીની અને કસવાળી જમીનની જરૂર હોય છે. તેથી ગામની પાસેની જ જમીન તૈયાર કરવામાં આવે છે. ખેતરમાં ઘેટાં વિગેરેને બેસાડીને તેના મળમૂત્રનું ખાતર લેવાની રીત સારી છે. પાલાશનત્રિત (નાઇટ્રેટ આફ પોટાશ)નો ખાતરમાં ઉપયોગ કરવામાં આવે તો સારો ફાયદો થાય છે. ખાતર વિગેરે નાંખી રહ્યા પછી ખેતરમાં ૬ અથવા ૮ ફુટ લાંબા તથા ૪ ફુટ પહોળા એવા કયારા બનાવવામાં આવે છે. આ કયારાઓમાં પાકને જરૂરી પુરતું પાણી આપવાની સારી રીતે સવડ કરેલી હોય છે.

જે દિવસે વાવણી કરવામાં આવે છે તે દિવસેજ જમીનને સારી પેઠે પાણી પાઈ તેની અંદરનાં ઢેફાં ફોડી નાખવામાં આવે છે. વિઘાં દીઠ છ શેર બી બસ થાય છે. બીની વાવણી કરવાની આગલી રાત્રે બીઆંને પલાળી રાખવામાં આવે છે,તથા કેટલાક ખેડૂતો તેમાં થોડું ખાતર પણ નાંખે છે.એક અઠવાડિયા પછી બીઆં ઉગી નિકળે છે. રોપા ૬ ઇંચ ઉંચાઈના થાય, એટલે જો તેઓ બહુ પાસે પાસે હોય તો, છુટા કરવામાં આવે છે. ખેતરમાં સારા સારા રોપા જ રાખવામાં આવે છે અને તે જોઇએ તેટલા ઉંચા થાય, એટલે તેમની વચ્ચેનું અંતર ૭-૮ ઇંચથી ઓછું રાખતા નથી.

બીને ફણગો ફૂટતાંની સાથે જ તેને પાણી પાવાનું શરૂ કરે છે. તે બગડવાનાં કાંઈ ચિન્હો જણાય, તો ફરીથી વાવણી કરવામાં આવે છે. ફળો પાકતાં સુધી છોડવાને નિયમિત દિવસે પાણી પાવું પડે છે. છોડવા પાણીની અંદર ડૂબી ન જાય, તથા તેની આજુબાજુમાં પાણી એકઠું થઈ ન રહે, એટલા માટે સાવચેતી રાખવાની જરૂર છે. જે જમીનમાં ભેજ હોય છે ત્યાં ડિસેંબર મહીના સુધી પાણી આપવામાં આવતું નથી. તેમ કેટલેક ઠેકાણે તો ઝાડોને પાણી પાવાની બિલકુલ જરૂર હોતી નથી.

ફુલો આવતાં ૭૫-૮૦ દિવસ થાય છે. ફૂલોને ચાર પાંખડીઓ હોય છે. ફૂલો આવ્યા પછી ત્રીજે દિવસે આ પાંખડીઓને તોડી સાચવી રાખવામાં આવે છે, કારણ કે અફીણની પેટીઓ બંધ કરતી વખતે તેમાંની ખાલી જગ્યા પૂરી કરવા તેની જરૂર પડે છે. પાંખડીઓ કાઢયા પછી ૮-૧૦ દિવસે ડીંડવાં તૈયાર થાય છે. અફીણ ભેગું કરવાની

શરૂઆત બંગાળામાં જાનેવારી મહીનાની આખરે થાય છે, તથા આ કામ માર્ચ મહિના સુધી ચાલે છે. સંયુક્ત પ્રાંતોમાં આની શરૂઆત મોડેથી થાય છે. અહીં આ માર્ચ મહિનામાં ફૂલો આવવા માંડે છે તથા ઘણું કરીને એપ્રીલ મહીનામાં, તથા ડુંગરાવાળા પ્રદેશમાં જુન મહિનામાં અફીણ એકઠું કરવાની શરૂઆત થાય છે. અફીણના પાક પછી, ખરીપના વાવેતરની મોસમ આવતાં સુધી જમીન પડતર રહેવા દેવામાં આવે છે તથા ત્યાર પછી તેમાં બીજા પાકનું વાવેતર અથવા કોઈ કોઈ વખતે જમીનમાં સારી પેઠે ખાતર નાખીને ફરી અફીણનું વાવેતર કરવામાં આવે છે.

માળવા પંજાબ વિગેરે સ્થળોનું વાવેતરઃ—માળવી અફીણને માટે, સૌમ્ય હવા, નહેરનું ભરપુર પાણી, સારી કસવાળી જમીન તથા સખત મહેનત, એટલાની જરૂર હોય છે. કપાસની કાળી જમીન સારી પેઠે ખાતર નાખ્યા સિવાય આના વાવેતર માટે કામમાં આવતી નથી. વડોદરામાં બાજરી લણાઈ રહ્યા પછી ખસખસની વાવણી કરવામાં આવે છે. માળવી અફીણ નીચે લખેલે ઠેકાણે પાકે છેઃ—

મધ્ય હિંદુસ્તાનમાં—ઇંદોર, ગ્વાલિયર, ભોપાળ, બુંદેલખંડ, વાઘેલખંડ, માળવા, અને ભોપાવર.

રજપુતાનામાં—મેવાડ, જયપૂર, હરૌતિ અને ટોંક, પૂર્વ તથા પશ્ચિમ રજપુતાનાની અંદરનાં સંસ્થાનો, કોટા, અલવર, અને બિકાનેર.

પંજાબમાંઃ—શાહપુર. અહીંથી લાહોર તથા અમૃતસર વિગેરે ઠેકાણે અફીણ પુરૂં પાડવામાં આવે છે.

ખસખસના છોડમાંથી તૈયાર થતો માલઃ—આ ઝાડમાંથી જુદા જુદા ઉપયોગી પદાર્થો થાય છે.

અશુદ્ધ બંગાલી અફીણઃ—આ અફીણ તૈયાર કરવા માટે કાચાં ડીંડવાંને ચીરા પાડવા પડે છે. આ ચીરા પાડવાનું કામ જરા ચતુરાઈ ભરેલું હોય છે અને તે 'નસ્તર' નામના હથિયાર વડે કરવામાં આવે છે. આ હથિયારને ચાર પાનાં હોઈ આ પાનાંની વચ્ચે રૂ ઘાલીને તેઓને આશરે એકત્રીશાંસ ઇંચ જેટલે અંતરે એકઠા બાંધેલા હોય છે. ફળોની છાલોને જ ફક્ત ચીરા પાડવા જોઇએ અને તે પણ ફક્ત ઉપર ઉપરથી જ પાડેલા ન હોવા જોઇએ, ચીરા ફળોની નીચેથી ઉપર એવી રીતે પાડવામાં આવે છે. આ કામ સાંજને વખતે કરવામાં આવે છે. જૉનસન સાહેબનું એમ કહેવું છે, કે આ ચીરા પાડવાનું કામ સખત તડકામાં કરવું તથા ચીરા જરા ત્રાંસા પાડવા. બે ત્રણ દિવસને અંતરે એવી રીતે આ ફળોને ત્રણ કે ચાર વખત ચીરા પાડવામાં આવે છે. કોઈ કોઇ વખત એક જ વખત ચીરા પાડીને પણ ચલાવે છે. ફળો સારાં હોય, તો તેમાંથી ૮-૧૦ વખત પણ રસ નીકળે છે. પહેલા વાવેતરનો રસ પાતળો હોય છે. પણ બીજા વાવેતરનો થોડો હોઈ ઘાડો હોય છે. કામ નિયમિત તથા સાવચેતીથી થવા માટે ખેતરના કેટલાક ભાગ કરી, દરેક ભાગના ફળોને વારા ફરતી ચીરા પાડવામાં આવે છે.

ચીરા પાડ્યા પછી બીજે દિવસે જ આ રસ 'સેતવા' નામના ( ચુનાની થાપી જેવા ) ચમચાથી ખરડી કાઢવામાં આવે છે. આ રસ માટીના છીછરા વાસણમાં એકઠો કરવામાં આવે છે. આ વાસણ જરા વાંકું રાખવાથી ઘાડો રસ રહી, પાતળો રસ વહી જાય છે. આ પાતળા રસનું 'પસેવા' એવું નામ છે. બનારસના સારી જાતના અફીણમાં ૭૦ ટકા પાતળું, ઘાડું ને ૩૦ ટકા અફીણ હોય છે. બધો પસેવો નીકળી જતાં સુધી રસ એક વાસણમાંથી બીજા વાસણમાં રેડવામાં આવે છે. બંગાળામાં રસમાંના અફીણનું, પ્રમાણ ૭૫ ટકા જેટલું હોય છે. માટલાના મોઢા ઉપર લુગડું બાંધીને તે ઉપર રસ રેડવામાં આવે છે. ત્યારબાદ આ લુગડા ઉપરનો રસ સુકવવામાં આવે છે. આ રીતે અફીણ બંગાળામાં તૈયાર કરવામાં આવે છે, આ લુગડાના કકડાઓને અફીણ ચોંટતું હોવાથી તે પણ વેચાય છે. આ લુગડાને ' કફા ' કહે છે. ચીરા પાડ્યા પછી ઝાડ દીઠ દર વખતે ૧૦ ગ્રેન અફીણ નીકળે છે.

પસેવાઃ—અશુદ્ધ અફીણ સુકવતી વખતે તેમાંથી જે પાતળો પદાર્થ નીકળે છે, તેને પસેવા કહેવામાં આવે છે, એ ઉપર કહેલું જ છે. આ પદાર્થનો રંગ કાફીના જેવા કાળો હોય છે. આ અફીણમાં રહેવાથી અફીણ કાળું તથા પાતળું થાય છે. આની વાસ વિચિત્ર છે તથા તેનો સ્વાદ ઘણો ખાટો હોય છે. આ પદાર્થની અંદર, મૅકૉનિક ઍસિડ, રેઝિન, મૉરફીયા, તથા નારકોટિન વિગેરે દ્રવ્યો હોય છે.

પાંદડાં તથા પાંખડીઓઃ—ફુલોની મોસમ જાન્યુઆરીથી માર્ચ સુધી હોય છે. ફુલો પૂર્ણાવસ્થાએ પહોંચ્યા સિવાય જો તોડવામાં આવે, તો તે ફળોમાંથી ઓછો રસ નીકળે છે, એટલા માટે ફુલો તોડતી વખત બહુ સાવચેતી રાખવી પડે છે. ફુલો તેમનાં મૂળથી હાથમાં પકડી ઉપરથી હાથની મુઠી

વાળવી એટલે મુઠી ઉપર ઉંચકવાથી ફુલોની પાંખડીઓ પોતાની મેળે હાથમાં ખરી પડે છે. ફુલો સારી પેઠે સુકાયાં હોય, તો જ ઉપર પ્રમાણે બને છે. પાંખડીઓ તોડવા માટે સુકી હવા સારી ગણાય છે. હવા જો સુકી ન હોય, તો પાંખડીઓનો રંગ બગડી જાય છે. પાંખડીઓનાં પત્રાળાં બનાવવામાં આવે છે; અને તેમનો ઉપયોગ અફીણની પેટીઓ બંધ કરતી વખતે તેની ઉપર ઢાંકવા માટે કરવામાં આવે છે. મંદાગ્નિ ઉપર લોટી રાખીને તે ઉપર પાંખડીઓ પ્રસરી તે ઉપર ઝીણું લુગડું ઢાંકવામાં આવે છે. લુગડાની અંદર પાણીની વરાળને લીધે પાંખડીઓ એક બીજા સાથે ચોંટી જાય છે. આમ કરવાથી જે પદાર્થ બને છે, તેને પોળો ( રોટલી ) અથવા પત્રાવલિ ( પત્રાળાં ) કહેવામાં આવે છે, એક બાજુથી પાંદડાં ચોંટી જાય, એટલે તેની બીજી બાજુ પણ ઉપર જણાવ્યા પ્રમાણે લોટી ઉપર ઉથલાવી તે ઉપર ભીનું કપડું નાખી ચોંટાડવી. આ પત્રાળાંને વાસ સારી આવે છે તથા તેનો ઉપયોગ અફીણની પેટીઓ બંધ કરતી વખતે તેની ઉપર ઢાંકવામાં કરવામાં આવે છે. આ પત્રાળાંની દર મણે ૫—૧૦ રૂપીયા કીંમત ઉપજે છે.

આ ઝાડની ડાળીયો, પાન, ફુલો વિગેરેનો ભૂકો પણ પેટીઓ બંધ કરવાના કામમાં આવે છે,

લેવાઃ—આ પદાર્થ હલકું અફીણ તથા પસેવામાંથી તૈયાર કરવામાં આવે છે તથા તેનો ઉપયોગ પણ પેટીઓ બંધ કરતી વખતે કરવામાં આવે છે.

બી અને તેલઃ—સારી જાતની ખસખસ, જે ફ્ળોને ચીરા પાડવામાં આવતા નથી, તેમાંથી નીકળે છે. ખસખસનું તેલ મીઠું હોઈ તેનો ખાવામાં ઉપયોગ થાય છે. આ તેલમાં અફીણના માદકપણાનો જરા પણ અંશ હોતો નથી. આબકારી અફીણ તૈયાર કરતી વખતે તેને આ તેલ લગાડવામાં આવે છે, તેથી તેને વીંટેલો કાગળ તેને ચોંટતો નથી.

માળવી અફીણ તૈયાર કરવાની રીતઃ—માળવા તથા હિંદુસ્થાનના બીજા ભાગોમાં, નસ્તરના પાતાંની સંખ્ય ફ્ળોને ચીરા પાડવા, અફીણ એકઠું કરવું તથા તેને સુકવવું વિગેરે ક્રિયાઓની જુદી જુદી રીતો હોય છે. કેટલાક લુચ્ચા ખેડુતો અફીણનો રસ કાઢતી વખતે રસ સાથે છાલ પણ ખરડી કાઢે છે, એટલે સ્વાભાવિક રીતે જ વધારે અફીણ નીકળે છે, એક ભાગ રસ તથા બે ભાગ તેલ એ પ્રમાણે એકઠું કરેલુ અફીણ, અળસીના તેલના વાસણમાં એકઠું કરવામાં આવે છે. રસની વરાળ થઇને ઉડી ન જાય એટલા માટે આવી રીતે કરવું પડે એ ઠીક છે; પણ ખરી રીતે જોતાં આ વધારે અફીણ ઉત્પન્ન કરવાની લુચ્ચા ખેડુતોની એક રીત છે. એક એકરમાં ૩૫—૫૦ શેર રસ નીકળે છે તથા તેના ૨૦૦—૬૦૦ રૂપીઆ કીંમત ઉપજે છે.

તેલની અંદર નાખેલો રસ બમણા પડવાળી કોથળીમાં નાખવામાં આવી તે કોથળીઓ બંધ કરી અંધારી ઓરડીમાં ટાંગી રાખવામાં આવે છે. આવી રીતે કરવાથી એક મહિનામાં બધું તેલ ટપકીને નીકળી જાય છે. ત્યાર પછી જુન અથવા જુલાઈ મહિનામાં કોથળીમાંનું અફીણ એક લાંબા પીપમાં નાખવામાં આવે છે, તથા તે અફીણને એક સરખો રંગ આવતાં સુધી તથા ઘાડું થતાં સુધી તેમાં જ રહેવા દેવામાં આવે છે. ત્યાર પછી તેના ૮—૧૦ ઔંસના ગોળા બનાવીને, ફ્ળોની છાલમાંથી બનાવેલા, તથા ટોપલામાંના ભુસાની અંદર નાખવામાં આવે છે, ત્યાર બાદ પાનનો ભુકો જમીન ઉપર પાથરી તે ઉપર આ ગોળા સુકાવા માટે નાખવામાં આવે છે. સુકાયા પછી ૧૫૦ ગોળાઓની એક પેટી એ પ્રમાણે પેટીઓ ભરી ઑકટોબર અથવા નવેંબર મહિનામાં બહાર ગામ મોકલવામાં આવે છે.

બંગાલી અફીણ બનાવવાની રીતઃ—

ખેડુતો પાસેથી લીધેલું અફીણ કેટલું શુદ્ધ તથા કંઈ જાતનું છે, તે સમજવા માટે તેની પરીક્ષા કરવામાં આવે છે, અને ત્યાર બાદ દસ હંડ્રવેટ અફીણ સમાય એવડી પેટીની અંદર તેને એકઠું કરી રાખવામાં આવે છે. આ પ્રમાણે વારંવાર હવા તથા ઉજાસમાં રાખવાથી તેનો રંગ વધારે વધારે ઘેરો થતો જાય છે, પેટીમાંથી હંમેશ જેટલું અફીણ તૈયાર કરવાનું હોય, તેટલું કાઢી લઈ તેના તે પ્રમાણે વર્ગો પાડવામાં આવે છે, અને ત્યાર પછી તેને મસળીને ફરીથી પેટીઓમાં ભરવામાં આવે છે. આ પેટીમાંના કેટલાક અફીણની ફરીથી ઉપર જણાવ્યાપ્રમાણે પરીક્ષા કરવામાં આવે છે. પેટીઓમાં ભર્યા પછી બીજે દિવસે તેના ગોળા તૈયાર કરવામાં આવે છે. ગોળા કરવાની રીત નીચે પ્રમાણે છેઃ—

ગોળા કરનારા માણસ પોતાના હાથમાં એક પિત્તળનો પ્યાલો લઈ તેમાં પાંખડીઓનાં પત્રાળાં તથા લેવા ( ચીકણો પદાર્થ ) નાખી અરધો ઇંચ જાડાઈનો ' શુલ ' તૈયાર કરે છે, આ શુલની અંદર અફીણનો ગોળો નાખી તે ઉપર તથા બાજુમાં પત્રાળાં તથા લેવા નાખીને તેને બંધ કરે છે, ત્યાર બાદ આ ગોળાને પ્યાલા માંથી કાઢીને તૈયાર કરેલી લુકીમાં નાખે છે, અને ત્યાર પછી માટીના પ્યાલામાં

નાખી તેને તડકામા ત્રણ દિવસ સુધી સુકવે છે. આ દરેક ગોળાનું વજન ૪ પૌંડ, ૩ા ઔાંસ હોય છે, પણ તેમાંનું અર્ધું વજન ઉપર જણાવેલા શુલનું જ હોય છે.

ઉપર જણાવેલું પ્રમાણ ૯૦ ટકા થતાં સુધી તથા મીણ જેટલું ઘાડું થતાં સુધી આબકારી અફીણ સુકવવામાં આવે છે. ત્યા પછીતેનાં બે પૌંડ વજનમાં ચોરસ ચોસલાં તૈયાર કરવામાં આવે છે. પછી આ ચોસલાં તેલમાં બોળેલા નેપાળી કાગળોમાં લપેટીને પેટીઓમાં ભરવામાં આવે છે.

અ ફી ણ નો વે પા રઃ—હિંદુસ્થાનમાં બનતું અફીણ બે પ્રકારનું હોય છે. બંગાલી અફીણ બંગાલ બહાર, તથા સંયુક્ત પ્રાંતોમાં ખસખસના ઝાડમાંથી તૈયાર કરવામા આવે છે. માળવી અફીણ રજપુતાના તથા મધ્ય હિંદુસ્થાનમાંના કેટલાંક દેશી રાજ્યોમાં તૈયાર કરવામાં આવે છે

બં ગા લી અ ફી ણઃ—ખસખસનું વાવેતર કરવામાં સરકારની રજા લેવી પડે છે. તેનું વાવેતર કરનારાઓને સરકાર પહેલાં વિના વ્યાજે પૈસા આપે છે, અને તેઓને ગાઝીપુરની ઓપીઅમ ફેક્ટરીને સરકારે ઠરાવેલી કિંમતે તૈયાર કરેલું અફીણ વેચવું પડે છે. ૭૦° અફીણનો, શેરનો ભાવ હાલ ૭—૮ રૂપીયા છે. હાલ હિંદુસ્થાનના તથા ચીનના સરકારો વચ્ચે કરારો થઈ અફીણના વાવેતરનું ક્ષેત્ર ઘણું જ ઓછું કરવામાં આવેલું છે. અને ફક્ત સંયુક્ત પ્રાંતમાં જ તેનું વાવેતર કરવામાં આવે છે. વાવેતરના ક્ષેત્રનું ક્ષેત્રફળ (૧૯-૧૭-૧૮ ની સાલમાં) તથા થએલા પાકના આંકડા નીચે પ્રમાણે છે.

અફીણના વાવેતરનું ક્ષેત્રફળ ૩,૩૧,૨૧૯ વિઘાં; એકંદર થએલું અફીણ, ૩૨, ૩૨૧ મણ, તથા તૈયાર કરેલી પેટીઓ ૨૫૧૪૬. કારખાનામાં અફીણના બે ભાગ કરવામાં આવે છેઃ—

( ૧ ) ‘ પ્રોવિઝન ’ અથવા નિકાસનું અફીણ પરદેશ મોકલવા માટે હોય છે. આ અફીણના ગોળા અથવા ચોસલાં કરવામાં આવે છે. દરેક ગોળો અથવા ચોસલું ૩-૫ પોંડ વજનનું હોય છે, તથા આવાં ૭૦ ચોસલાં, ૧૪૦ ÷ પૌંડ વજનનાં એક પેટીમાં હોય છે.

( ૨ ) ‘ એકસાઈઝ ’ અથવા સ્થાનિક ઉપયોગનું અફીણ હિંદુસ્થાનમાંના બ્રીટીશ મુલકના લોકોના ખપને માટે હોય છે. આનાં એક એક શેર વજનનાં ચોરસ ચોસલાં કરવામાં આવે છે. તથા આ ચોસલાં એક પેટીમાં ૫૦ હોય છે. આ અફીણ ‘ પ્રોવિઝન ’ અફીણ કરતાં ઉંચા પ્રકારનું હોય છે.

‘ પ્રોવિઝન ’ અફીણ કલકત્તામાં જાહેર લીલામથી વેચવામાં આવે છે. પણ તેના વેચવાનું પરિમાણ અથવા માપ સરકાર ઠરાવે છે. ચીનની સાથે થએલા કરારને લીધે હાલમાં અફીણનું વેચાણ ઘણું જ ઓછું થઈ ગયું છે. ૧૯૧૧ માં ૧૫૪૪૦ પેટીઓ વેચાઈ હતી. પણ ૧૯૧૨ માં ફક્ત ૯૭૦૦ પેટીઓનું જ વેચાણ થયું હતું. ૧૯૧૩ સાલથી ચીનમાં અફીણ જતું બંધ થયું છે.

માળવી અફીણઃ—જે જાતના ખસખસના ઝાડોમાંથી આ અફીણ તૈયાર કરવામાં આવે છે, તે ઝાડોનું વાવેતર, ઇંદોર, ગ્વાલિયર, ભોપાળ, જાવરા, ધાર, રતલામ, મેવાડ કોટા વિગેરે દેશી રાજ્યોમાં ખાસ કરીને કરવામાં આવે છે. ખસખસના ઝાડના વાવેતર અથવા અફીણની નીપજ સાથે સરકારનો બિલકુલ સંબંધ હોતો નથી, પરંતુ ચીનમાં અફીણ જવાનું બંધ થતાં પહેલાં માળવી અફીણ બ્રીટીશ હદમાંથી જતી વખતે તથા આવતી વખતે તે ઉપર સરકાર જકાત લેતી. માળવી અફીણ ચીન દેશમાં બ્રીટીશ હદ-મુંબઈ બંદર-માંથી મોકલાતું હોવાથી મુંબઈ બંદરે તેના ઉપર કર વસુલ કરવામાં આવતો.

દેશી રાજ્યોમાં થતાં વાવેતર તથા તેની નીપજને લગતો કાંઈ પણ હિસાબ મળી શકતો નથી. ખસખસની વાવણી નવેંબર મહિનામાં કરવામાં આવે છે. આ ઝાડોને ફેબ્રુઆરી મહિનામાં ફુલો આવે છે અને માર્ચ મહિનામાં બધો પાક એકઠો કરીને કાચું અથવા પાકું અફીણ તે ગામના શાહુકારોને વેચે છે. જથાબંધ લેનારા વેપારીઓ તેઓની પાસેથી આ અફીણ કિચાતું લઈ તેના આસરે બાર બાર ઔાંસના ગોળાઓ બનાવી રાખી સપ્ટેંબર, ઑક્ટોબર મહિનામાં તેમને પરદેશ મોકલી આપે છે. ૯૦° થી ૯૫° નું આ અફીણ હોઈ તેને પેટીમાં દાબી દાબીને ભરવામાં આવે છે. મુંબઈ પહોંચતાં સુધી આ અફીણ ઘણું સુકાઈ જાય છે.

ઈ. સ. ૧૯૧૩ ના જાન્યુઆરી મહિનાથી ચીનમાં મોકલવામાં આવતું માળવી અફીણ બંધ થયું, તથા ડિસેંબર મહિનાની ૧૭ મી તારીખે જે અફીણનાં વહાણો ચીનમાં મોકલવામાં આવ્યાં, તે છેલ્લાં જ હતાં. આ વખતથી જ ચીનમાં હિંદુસ્થાનમાંથી માળવી અફીણ જતું તદ્દન બંધ થઇ ગયું. સ્ટેટ્સ સેટલમેંટમાં આ અફીણનો બીલકુલ

ઉપયોગ થતો નથી. ઝાંઝીબારમાં આ અફીણની કેટલીક પેટીઓ મોકલવામાં આવે છે.

સરકારી ઉપજઃ—હિંદુસ્થાન સરકારની અફીણની ઉપજના આંકડા નીચે જણાવ્યા પ્રમાણે છેઃ—

| સન. | પૌંડ. |
|---|---|
| ૧૯૧૫–૧૬ | ૧,૯૧૩,૫૧૪ |
| ૧૯૧૬–૧૭ | ૩,૧૬૦,૦૦૫ |
| ૧૯૧૭–૧૮ | ૩,૦૭૮,૯૦૩ |
| ૧૯૧૮–૧૯ | ૩,૨૨૯,૦૦૦ |
| ૧૯૧૯–૨૦ (બજેટમાંનો અંદાજ) | ૩,૦૫૬,૨૦૦ |

૧૯૧૯–૨૦ સાલનો ખરચ અંદાજે ૧૦, ૪૬, ૧૦૦ પૌંડ છે.

ઈ. સ. ૧૮૨૯ ની અંદર ચીનની સરકારે અફીણની આયાત બંધ કરી, તો પણ તેનો વેપાર મોટા પ્રમાણમાં ગુપ્ત રીતે તો ચીનમાં ચાલતો જ હતો. આ વેપાર બંધ થવામાં ગોરા વેપારીઓનું નુકસાન થવાથી તેમણે બળાત્કારથી ત્યાં અફીણ વેચવાનું શરૂ કર્યું. આનું પરિણામ એવું આવ્યું, કે ચીન અને ઇંગ્લંડ વચ્ચે લડાઈ થઈ. આ લડાઈમાં ફ્રાન્સે ઇંગ્લંડને મદદ કરી. આ યુદ્ધનો ઈ. સ. ૧૮૪૨ માં અંત આવ્યો. પણ ઇ. સ. ૧૮૫૮ ની ટીલાંન્ટનની સંધીની રૂએ ઇંગ્લંડે આ દેશને પહેલાંની માફક અફીણનો વેપાર ચાલુ રાખવાની ફરજ પાડી. ૧૮૭૫ માં આ બાબતમાં કેટલાક નવા કાયદાઓ ઘડવામાં આવ્યા ઈ. સ. ૧૮૫૦ થી ઇંગ્લંડ તથા યુનાઇટેડ સ્ટેટ્સમાં અફીણનું સેવન થવા લાગ્યું. હાલમાં પણ આ દેશમાંના ઘણાં ખરાં મોટાં શહેરોમાં થોડા ઘણા અફીણીયા જોવામાં આવે છે. હાલમાં ઇંગ્લંડમાં અફીણ સામે પોકાર થવાની શરૂઆત થઈ છે. ચીનની સરકારે પણ પરદેશથી અફીણ પોતાના દેશમાં ન આવવા દેવા માટે, તથા પોતાના દેશમાં પણ તેની નીપજ ન થવા દેવા માટે ઉપાયોની યોજના કરી છે. ( નવેંબર ૧૯૦૬ ) અફીણની નીપજમાંનો મોટો ભાગ ચીનમાં જ પીવામાં તથા ખાવામાં ખપી જાય છે. નિયમિત રીતે અફીણ પીનારા તથા ખાનારા ૬ કરોડ લોકો ચીનમાં છે. ચીનની વસ્તીનો અર્ધો ભાગ ઓછા વધતા પ્રમાણમાં અફીણનું સેવન કરનારાઓનો છે.

અફીણના આંકડાઃ—ચીનમાં અફીણ ૨૦ થી ૩૦ હજાર પેટી જેટલું તૈયાર થાય છે, તથા પૂર્વ હિંદુસ્થાન એટલે બંગાળ તથા બિહાર પ્રાંતોમાં ૬૩, ૫૮, ૪૯૫ કિલોગ્રામ અફીણ થાય છે, તેમાનું ૬૧, ૪૪, ૬૩૨ કિલોગ્રામ ચીનમાં મોકલવામાં આવે છે. (૧૮૭૩–૭૪). એશિયા માઈનરમાં દરસાલ ત્રણ લાખ કિલોગ્રામ અફીણ પાકે છે. ઈ. સ. ૧૯૦૦–૧ માં, ચીનમાં મોકલવામાં આવતા દેશી અફીણના ૧૫૦૫૭૮૦ ડૉલર ઉપજ્યા; ૧૯૦૫–૬ માં ૫, ૭૦,૦૦ ડૉલર તથા પરદેશી અફીણની ઉપજ ૩૬ લાખ ડૉલરની થઈ. ૧૮૮૦ માં હિંદુસ્થાન સરકારની એકંદર ઉપજમાં ૧૮ ટકા અફીણના ઉપજ્યા તથા ઈ. સ. ૧૯૦૬ માં ૭ ટકા ઉપજ્યા.

ઉપરના આંકડા જોતાં અંગ્રેજ સરકારને હાથે અફીણના વેપારની બાબતમાં બહુ નીચ વર્તન થાય છે એમ સિદ્ધ થાય છે. અફીણના વ્યસનના દુષ્પરિણામોનુ ચીનની સરકારને સારી પેઠે જ્ઞાન હોવાથી, તેણે અફીણની આયાત પોતાના દેશમાં ન થાય તે માટે ઘણી તકરાર કરી. તુર્ક લોકો અફીણ ખાનારાઓનો તથા પીનારાઓને ઘણો તિરસ્કાર કરે છે. અફીણના વ્યસનથી શરીર ઉપર, મન ઉપર તથા મનુષ્યના આચરણ ઉપર કેટલું ખરાબ પરિણામ થાય છે, તેની માહિતી પૌર્વાત્ય લોકોને સારી પેઠે છે, એ આ ઉપરથી સાબીત થાય છે, ઇંગ્લંડમાં પણ હિંદુસ્થાનમાં ચાલતા અફીણના વેપારની સામે વાંધો ઉઠાવનારો એક પક્ષ હોઈ, હિંદુસ્તાન સરકારે ચલાવેલો અફીણનો વેપાર તદ્દન બંધ કરવાનો પ્રયત્ન કરી રહ્યો છે. અને તેના પ્રયત્નો સફળ થવા લાગ્યા છે. એ હાલની અફીણની ઓછી થતી નીપજ ઉપરથી જણાય છે,

ચીન સાથેનો કરારઃ—અફીણની ઉપજમાં જે વધઘટ થએલી જોવામાં આવે છે, તે તેની નિકાસ ઉપર મુકેલા દાબને લીધે થએલી છે. ચીની લોકોનું અફીણનું વ્યસન તદ્દન નાબુદ કરવાની બાબતમાં ચીનની સરકારે કરેલા પ્રયત્નોના પ્રામાણિકપણાની હિંદુસ્થાનની સરકારને ઈ. સ. ૧૯૦૭ માં ખાત્રી થવાથી હિંદુસ્તાનમાંથી ચીનમાં થતી અફીણની નિકાસ ધીરે ધીરે ઘટાડી ચીનની સરકાર સાથે સહકાર્ય કરવાનો અંગ્રેજ સરકારે નિશ્ચય કર્યો. આ બાબતમાં ૧૯૦૮ માં એવો ઠરાવ થયો, કેઃ—દરવર્ષ ૬૭૦૦૦ પેટીઓ ચીનમાં મોકલવામાં આવતી, તેમાંની દરવર્ષે ૫૧૦૦ પેટી ઓછી મોકલવી. ત્યાર બાદ ચીનમાં થતા દેશી અફીણની નીપજ બંધ થવાની બાબતમાં ચીનની સરકાર પાસેથી ખાત્રીલાયક પુરાવો મળ્યા પછી ૧૯૧૮ માં એક નવો ઠરાવ કરવામાં આવ્યો. આ ઠરાવની રૂએ અંગ્રેજ સરકારે માળવી અફીણની નીપજ વધારે પ્રમાણમાં ઘટાડવાનો નિશ્ચય કર્યો. આવી રીતે અફીણની નીપજ ઓછી થવાથી ને ચીનમાં એની

કિંમત વધારે થવાથી હિંદુસ્થાનમાં પણ અફીણના લીલામના ભાવ વધ્યા. પરંતુ આવે વખતે ચીનની સરકારની સૂચનાઓ તરફ દુર્લક્ષ કરી ત્યાંના પ્રાંતોના ગવર્નરોએ હિંદમાંથી થતી અફીણની આયાત તથા વેચાણની બંધી કરવાથી ઈ. સ. ૧૯૧૨ માં ચીનમાં અફીણનો વેપાર તદ્દન બંધ થયો. શાંગહાઈ તથા હોંગકોંગ બંદરમાં આથી ઘણું અફીણ એકઠું થયું. તેથી ઈ. સ. ૧૯૧૨ ના ડિસેંબર મહીનામાં એવો વખત આવ્યો, કે અફીણનું વેચાણ બંધ કરવાને માટે હિંદુસ્થાન સરકારને આગ્રહપૂર્વક કહેવામાં આવ્યું. તે પ્રમાણે બંગાલી તથા માળવી અફીણનું વેચાણ મુલતવી રાખવામાં આવ્યું. એટલું જ નહિ પણ માળવી અફીણના વેપારીઓને નુકસાન ન થાય એટલા માટે ૧૯૧૩ માં ચીનમાં મોકલવાની માળવી અફીણની ૧૧૨૫૩ પેટીઓ અંગ્રેજ સરકારે પોતે ખરીદ કરી. ત્યારથી હાલમાં ૧૯૧૩ સાલથી ચીન સાથેનો અફીણનો વેપાર તદ્દન બંધ થયો છે. ૧૯૧૭–૧૮ માં અફીણની ખાનગી નિકાસ ૧૨૦૦૦ હંડ્રવેટ થઈ, અને તેની ૨૪૦ લાખ રૂપીયા કિંમત ઉપજી. હિંદી ચીન, સિયામ, જાપાન, હોંગકોંગ, તથા સ્ટ્રેટ્સ સેટલ મેંટ એટલા દેશોમાં અહીંનું અફીણ જતું.

[ વાઙ્મય–વૉટ ધી કમર્શિયલ પ્રોડક્ટ ઑફ ઇંડીયા. રિપોર્ટ—રૉયલ કમી. ઑન. ઑપીઅમ ૧૮૯૪. એ. બ્રિ. મૉરલ એન્ડ મટીરીયલ પ્રોગ્રેસ ઑફ ઇંડીયા ૧૯૦૫–૬. પેપર્સ રિલેટિંગ ટુ કન્ઝમ્શન ઑફ ઓપીઅમ ઈન બ્રિ. બર્મા ૧૮૮૧. ઇંડીયન ઈઅર બુક ફાર્માસ્યુટિકલ જર્નલ. રિપોર્ટ ઑન માળવા ઓપીઅમ ( મુંબઈ ૧૮૪૮). ધી ફ્રેંડ ઑફ ચાયના. (૧૮૮૩) કમર્શીઅલ ઑર્ગેનિક ઍનૅલિસિસ પુ. ૩. ફ્રૅંક બ્રાઉન રિપોર્ટ ઑન ઓપીઅમ ( હોંગકોંગ ૧૯૦૮). ચીનનો ઇતિહાસ ( એ. બ્રિ. ) ઇંપીરીઅલ ગૅઝેટીઅર ઑફ ઇંડિયા પુ. ૪ ].

**અબકારી** ( આબકારી ) **ખાતું**:—હિંદુસ્થાનમાંના અંગ્રેજ સરકારનાં અનેક ખાતાઓમાંના ખેતીવાડી ખાતાથી ઉપજમાં નીચલે નંબરે આવનારૂં આ આબકારી ખાતું છે. આ કારણથી તે વધારે મહત્વનું ગણાય છે. આ ખાતાની વસૂલની બાબતો નીચે જણાવ્યા પ્રમાણે છેઃ—

( ૧ ) દારૂ તૈયાર કરવો ( તાડી તથા બીજા દેશી દારૂ )ને વેચવો.

( ૨ ) અફીણ તૈયાર કરવું, તથા તે વેચવું.

( ૩ ) ગાંજો, ભાંગ, ચડસ, માજુમ વિગેરે કેફી પદાર્થોનું વેચાણ કરવું.

કેફી પદાર્થોનું સેવન કરવાનો રીવાજ બધા દેશોમાં ઓછા વધતા પ્રમાણમાં ઘણા પુરાતન કાળથી ચાલ્યો આવે છે. હિંદુસ્થાનમાં દારૂ ઘણા જુના વખતથી પીવામાં આવે છે. દારૂ સંબંધી સવિસ્તર હકીકત દારૂ એ મથાળા નીચે જોવી. દારૂની માફક જ ભાંગ, ગાંજો, અફીણ વિગેરેનું સેવન પણ બ્રિટિશ અમલની પહેલાંથી જ લોકો કરે છે. પુરાતન કાળમાં પણ માદક પદાર્થ ઉપર કર વસુલ કરવામાં આવતો. આ કર લેવાની પદ્ધતિ કોઈ તે સંબંધમાં તકરાર ન કરે, એવી રીતે ઠરાવી શકાતી નથી. કારણ કે તે બાબતમાં ઘણી ભાંજગડ થાય છે. દેશવૈચિત્ર્ય, જે પદાર્થોમાંથી કેફી પદાર્થો બનાવવામાં આવે છે તેવા પદાર્થોની વિપુલતા અથવા કમીપણું, લોકોની આર્થિક કે સામાજિક સ્થિતિ વિગેરે બાબતો ધ્યાનમાં લઈ તે ઉપર લેવાતો કર નક્કી કરવામાં આવે છે, તથા પરવાનગી વગર આવા પદાર્થો તૈયાર કરવા અથવા દાણચોરી કરવી, વિગેરે બાબતોમાં કેટલેક ઠેકાણે બંદોબસ્ત ઘણી સાવચેતીથી કરવો પડે છે. બ્રિટિશ સરકારે આ બાબતમાં નીચે જણાવ્યા પ્રમાણે નિયમો કરેલા છેઃ—

( ૧ ) કેફી પદાર્થો તથા પીણા ઉપર ઘણો મોટો કર રાખવો.

( ૨ ) આવા પદાર્થોનો વેપાર સરકારી દેખરેખ નીચે કરવા દેવો.

( ૩ ) આવા પદાર્થો વેચવાની દુકાનો ખપના પ્રમાણમાં જ રાખવી.

( ૪ ) આવા કેફી પદાર્થોના વેચાણના સંબંધમાં લોકોનો શો મત છે, તેની તપાસ કરી તે પ્રમાણે વ્યવસ્થા કરવાનો પ્રયત્ન બને તેટલો કરવો.

આ પદાર્થો ઉપરના જબરદસ્ત કરને લીધે તેનું સેવન અટકાવવાનો જ જો કે સરકારનો ઉદ્દેશ છે, તો પણ કર વધવાથી, વ્યસનોનો અટકાવ ન થતાં, વ્યસની લોકો આવા પદાર્થો ગમે તે રીતે મેળવે છે. આમ થવા જેટલો કરનો બોજો ન હોવો જોઇએ. ઓછો માલ ખપીને જેટલું વધારે ઉત્પન્ન મેળવી શકાય તેટલું મેળવવું, એવો આની અંદર સરકારનો હેતુ જણાય છે. બધા કેફી પદાર્થો વેચવાના તથા તે તૈયાર કરવાના પરવાના કેટલીક ફી લઇને આપવામાં આવે છે.

દરેક દુકાનના વેચાણના પ્રમાણમાં પરદેશી દારૂ વેચાણના પરવાના દરસાલ કેટલીક રકમ લઈ આપવામાં આવે છે. દેશી દારૂ વેચવાની બાબતમાં બે વર્ગ કરવામાં આવે છેઃ—

( ૧ ) મધ્ય ઠેકાણે દારૂ તૈયાર કરી ત્યાંથી તે બીજે ઠેકાણે વેચવા લઈ જતી વખતે તે ઉપર નિયમ પ્રમાણે કર લેવામાં આવે છે.

( ૨ ) તૈયાર કરવાના તથા વેચવાના હક્કનું લીલામ કરવામાં આવે છે. આવી રીતે લીલામમાં આવેલા પૈસા તે આગળ ઉપર તૈયાર કરવામાં આવતા દારૂ ઉપરના કરના સમજવામાં આવે છે.

પહેલા પ્રકારની પદ્ધતિને ' સેંટ્રલ ડિસ્ટિલરી સિસ્ટીમ ', ( મધ્ય ઠેકાણે ભઠ્ઠી રાખવાની પદ્ધતિ ) એમ કહેવામાં આવે છે. તથા બીજા પ્રકારની પદ્ધતિને 'આઉટ સ્ટિલ સિસ્ટીમ'(બહાર ભઠ્ઠી રાખવાની પદ્ધતિ ) કહેવામાં આવે છે. આ પદ્ધતિઓ પ્રાંતમાંના ઠેકાણાના પ્રમાણમાં જુદી જુદી રીતે અમલમાં મૂકવામાં આવે છે. પહેલા પ્રકારની પદ્ધતિ સરકારને વિશેષ પસંદ હોઈ ઘણા ખરા પ્રાંતોમાં તથા ઘાડી વસ્તિવાળાં શહેરોમાં તથા મોટાંમોટાં ગામોમાં પ્રચલિત છે. પરંતુ નાનાં ગામડાંમાં, તથા ધોરી રસ્તાથી દૂર આવેલાં ગામોમાં મધ્યવર્તી ભઠ્ઠીમાંથી દારૂ પુરો પાડતાં ઘણો ખરચ થાય છે, તેથી આવે ઠેકાણે, ઠેકઠેકાણે દારૂ તૈયાર કરી તે વેચવાનો પરવાનો આપવામાં આવે છે. હવે જુદા જુદા પ્રાંતોમાંની પદ્ધતિઓ જોઈશું:—

( ૧ ) સેંટ્રલ ડિસ્ટિલરી પદ્ધતિ પ્રમાણે સરકાર એક મધ્યવર્તી દારૂ તૈયાર કરવાનું કારખાનું કાઢે છે. આ ઠેકાણે સરકારે પસંદ કરેલા તથા લાયક માણસને સરકારી અમલદારોની દેખરેખ નીચે દારૂ તૈયાર કરવાનો પરવાનો આપવામાં આવે છે. દારૂ તૈયાર થયા પછી ભઠ્ઠીમાંથી જેટલો દારૂ બહાર વેચવા માટે કાઢવામાં આવે છે, તે ઉપર નિયમ મુજબ કર વસુલ કરવામાં આવે છે. આવી રીતની ભઠ્ઠીમાં દારૂ તૈયાર કરવાનો હક્ક ઈજારે આપતા નથી તેવી જ રીતે તે વેચવાનો તથા તૈયાર કરવાનો હક્ક પણ જુદો જ રાખે છે. આ પદ્ધતિ બંગાળા વાયવ્ય તથા અયોધ્યા પ્રાંત તથા પંજાબમાં ચાલુ છે. બ્રહ્મદેશમાં યૂરોપીઅન પદ્ધતિ પ્રમાણે જે દારૂ તૈયાર કરવામાં આવે છે, તે ઉપર પણ આ નિયમ પ્રમાણે જ કર લેવામાં આવે છે, મધ્ય પ્રાંતમાં પણ આ જ રીત છે. પરંતુ આ પ્રાંતમાં તૈયાર થએલી દારૂ ઉપર કર ન લેતાં, તે તૈયાર કરવામાં લાગતા મસાલા ઉપર કર લેવાય છે. એટલો જ આમાં તફાવત છે.

દુકાનો કેટલી તથા કયે ઠેકાણે હોવી જોઈએ, તે જીલ્લાના અધિકારીઓ નક્કી કરે છે, તથા તેઓ એ દુકાનદારોને દારૂ વેચવાના પરવાના આપે છે. પરવાનાના બદલામાં ફી લેવામાં આવે છે. આ ફી કેટલેક ઠેકાણે મહિને મહિને અને કેટલેક ઠેકાણે વર્ષે વર્ષે લેવામાં આવે છે. તથા તેની રકમ કોઈ ઠેકાણે ટેંડરો ( માગણીની અરજીઓ ) મંગાવીને વસૂલ કરવામાં આવે છે.

ઈ. સ. ૧૯૦૫-૬ માં આબકારી કમીટી ભરવામાં આવી હતી. તેની શિફારસને લીધે હાલમાં કેટલાક સુધારા કરવામાં આવ્યા છે. તેમાંનો પહેલો સુધારો પહેલાંની પદ્ધતિને ઠેકાણે ઈજારાની પદ્ધતિ દાખલ કરવી એ છે. આ પદ્ધતિ પ્રમાણે જુદે જુદે અમુક એક ઠેકાણે દારૂ ગાળવાનો હક ઈજારાથી કોઈ માણસને આપવામાં આવે છે, તથા તે વેચવાનો ઈજારો બીજાને આપવામાં આવે છે.

૧૯૧૫-૧૬ ની સાલમાં સો માણસોમાં ૫·૪૦ ગૅલન દારૂનો સરેરાશ ખપ હતો. પંજાબમાં સૌ પ્રાંતો કરતાં વધારે એટલે ૧૯·૯૬ ગૅલનનો તથા બ્રહ્મદેશમાં ફક્ત ૭·૬ ગૅલનનો ખપ હતો.

મદ્રાસ અથવા મુંબઈ ઈલાકામાં તાડી અથવા મહુડાના રસમાંથી દારૂ તૈયાર કરવામાં આવતો હોઈ તેને તાડીનો અથવા મહુડાનો દારૂ કહેવામાં આવે છે. આ ઝાડો ઉપર કર લેવામાં આવે છે, એટલુંજ નહિ, પણ તેનાથી થતા દારૂ ઉપર પણ કર લેવાય છે.

૧૯૧૪ની સાલમાં જર્મની સાથે લડાઈ શરૂ થઈ ત્યારથી બ્રાંડી, વ્હિસ્કી, રમ, બીઅર વિગેરે યુરોપીયન પદ્ધતિનો દારૂ હિંદુસ્થાનમાં તૈયાર થવા લાગ્યો છે. તેમાંનાં કેટલાંક કારખાનાં પંજાબમાં છે, તથા એક વડોદરામાં પણ છે.

કે ફી પ દા થેં. અ ફી ણુ:—હિંદુસ્તાનમાં થતું અફીણ ઘણું ખરું ચીન દેશમાં મોકલવામાં આવતું, તથા થોડુંક સ્ટેટસ સેટલમેંટમાં જતું. આ વિષેની વધારે માહિતી ' અફીણ ' એ મથાળા નીચે જોવી. હિંદુસ્તાનની સરકારે અફીણના વેપારમાં પડવું એ નીતિથી વિરુદ્ધ તથા માદક પદાર્થોના પ્રસારને ઉત્તેજન આપવા જેવું છે, એવા વાંધાઓ લેવામાં આવે છે. અફીણથી થતી ઉપજ બે પ્રકારની છે.

( ૧ ) હિંદુસ્થાનના ખપ માટે જે અફીણ વેચવામાં આવે છે, તે ઉપર લેવાતો કર. આ કરની રકમ બહુ હોતી નથી.

( ૨ ) પરદેશમાં મોકલવામાં આવતા અફીણ ઉપર લેવામાં આવતા જબરા કરથી થતી ઉપજ માત્ર ઘણી મોટી હોય છે.

ગાંજો, ભાંગ, ચરસ વિગેરે કેફી પદાર્થો પણ હિંદુસ્થાનમાં ઘણા જ ખપે છે. આ સંબંધના સરકારી નિયમો નીચે પ્રમાણે છેઃ—

(૧) સરકારી દેખરેખની નીચે આ ઝાડોનું વાવેતર. (૨) કેટલા એકરમાં આનું વાવેતર કરવું તે ઠરાવવાનો સરકારને જ હક. (૩) માલ તૈયાર થયા પછી સરકારી ગુદામમાં જ તેનો સંગ્રહ કરવો. (૪) માલના વજન પ્રમાણે જકાત. (૫) છૂટક માલ વેચવાને પરવાનાની જરૂર. (૬) ખાનગી માણસોના ઘરમાં કેટલા વજન સુધી આવા પદાર્થો તેમના પોતાના ઉપયોગ માટે રાખવા દેવા તેની મર્યાદા.

લો ક મ ત:—આ વિષયમાં લોકોનો મત કેવો છે, તે વિષે વિચાર કરવાની પણ જરૂર છે. લોકોની તકરાર એવી છે, કે ઇજારાની પદ્ધતિથી વ્યસનો વધે છે તથા લોકો નિર્ધન થાય છે. તેથી સરકારે આવાં વ્યસનો, ખાસ કરીને મદ્યપાન તદ્દન બંધ કરવાં જોઇએ. આમ થાય તેટલા માટે લોકોના નેતાઓ ખંતથી પ્રયત્નો કરે છે. આવા કામને માટે તેઓએ સ્વયંસેવકો પણ નીમેલા છે. તથા આ સ્વયંસેવકોમાં સ્ત્રીઓ પણ કામ કરે છે.

પૂના સરકારી આબકારી કમીટીએ ૧૯૨૨ માં કેટલીક ભલામણો કરી છે, તે ઉપરથી લોકોનો આ બાબતમાં કેવો મત છે, તે જણાશે.—

(૧) ગૅઝેટમાં પ્રસિદ્ધ થતા બધા સાર્વજનિક તહેવારોને દિવસે બધાં પીઠાં બંધ રાખવાં.

(૨) બધાં દેશી પીઠાંઓમાં ૬૦° અંડરપ્રુફનો જ દારૂ વેચવો જોઇએ.

(૩) કોઈ પણ પીઠામાંથી દારૂ વેચાતો લઇ બહાર લઈ જવાની પરવાનગી આપવી ન જોઇએ.

(૪) આબકારી કમીટીના બધા સભાસદોને પીઠાંની તપાસ કરવાનો અધિકાર હોવો જોઇએ.

(૫) દારૂ પીવા આવનારા માણસોને બોધ કરવા માટે સરકારે પીઠામાં ઉપદેશકો રાખવા જોઇએ.

(૬) પીઠાં ઉઘાડવાનો વખત હાલમાં સવારમાં ૬॥ નો છે તે ફેરવી સાંજના ૪ નો કરવામાં આવવો જોઇએ તથા બંધ કરવાનો વખત પહેલાં ૬ મહિનામાં હાલ ૭॥ નો છે તે ૭ નોકરી બીજા છ મહિનામાં જે ૮ વાગતાનો છે તે ૭॥ વાગતાનો કરવામાં આવવો જોઇએ. આ વખત દેશી તથા વિદેશી બન્ને પીઠાઓને સરખી રીતે જ લાગૂ પાડવો જોઇએ.

ઈ. સ. ૧૯૧૯–૨૦ માં સરકારને અફીણના, ૩,૦૫૬,૨૦૦ પૌંડ અથવા ૪॥ કરોડ રૂપીયા ઉપજ્યા હતા, તથા દારૂ, ગાંજો, વિગેરે કેફી પદાર્થોની ઉપજ ૧૯૨૦–૨૧ માં ૧,૨૯,૪૮,૦૦૦ પૌંડ અથવા આશરે ૧૯ કરોડ રૂપીયાની થઇ હતી.

કે ફી પ દા ર્થો ઉ પ ર ક રઃ—અબકારી એને અંગ્રેજીમાં ' એકસાઇઝ ' કહેવામાં આવે છે; પણ તેનો અર્થ ફક્ત ' કેફી પદાર્થો ઉપરનો કર એટલો ' નથી, પણ દેશમાં થતા બધા પદાર્થો ઉપરનો કર એવો થાય છે. આથી ' એકસાઇઝ ' ખાતાની માહિતી આ લેખની અંદર આપી શકાય નહિ. કેફી પદાર્થોના થતા પ્રસારને પ્રતિરોધ થવા માટે, તથા સરકારને પણ કાંઈ ઉપજનું સાધન થાય તેટલા માટે આવા પદાર્થો ઉપર કર લેવામાં આવે છે તથા તેની વ્યવસ્થા કરવા માટે એક સ્વતંત્ર સરકારી ખાતું હોય છે. આ ખાતાને અબકારી ખાતું કહેવામાં આવે છે, પ્રાચીન કાળમાં એટલે મહાભારતના વખતમાં આ ખાતું સરકારી ઉપજનું સાધન હોય એમ જણાતું નથી. પહેલાં અફીણ જ ઉત્પન્ન થતું કે નહિ, એ વિષે શંકા છે. અફીણની બહાર નીકાસ થતી, એવું વર્ણન કયાં ય જોવામાં આવતું નથી. અબકારી ઉપર સરકારી કર હોવાનું પણ કોઈ ઠેકાણે લખ્યું નથી. દારૂ ઉપરના કરનો પણ કોઇ ઠેકાણે ઉલ્લેખ કરેલો જણાતો નથી, દારૂની દુકાનો રાજાઓએ બંધ કરવી, એવું શાંતિપર્વમાં લખેલું છે. ( શાં. અ. ૮૮ ) પહેલાં ક્ષત્રિય લોકો સિવાય બીજી કોઈ પણ જાત દારૂ પીતી ન હતી. ક્ષત્રિયો તથા રાજાઓ માટે જોઇતો દારૂ તેઓના ઘરમાં જ તૈયાર કરવામાં આવતો. આ કારણને લીધે દારૂ ઉપર પુરાતન કાળમાં, કર નહિ હોય. અનાર્ય લોકોની દારૂની દુકાનો હતી, પણ તે ઉપર સરકાર સખત દેખરેખ રાખતી તથા બનતા સુધી આ દુકાનો બંધ કરાવવામાં આવતી, એમ શ્રી. ચિંતામણરાવ વૈદ્ય લખે છે. ( મહાભારતનો ઉપસંહાર પૃ. ૩૦૫ ) કૌટિલીય અર્થશાસ્ત્ર ઉપરથી જોતાં તે વખતમાં, મૌર્ય રાજ્યમાં બીજાં ખાતાઓ ઉપર જેમ અધિકારીઓ નીમવામાં આવતા હતા, તેમ કેફી પદાર્થોના વેપાર ઉપર દેખરેખ કરનાર તથા તેનું નિયંત્રણ કરનારો એક અધિકારી નીમવામાં આવતો હતો. દારૂની દુકાનો કયાં હોવી જોઇએ, તે કઈ જાતના લોકોને વેચવો, તે કઈ જાતનો હોવો જોઇએ તથા તેની ઉપર કેટલો કર હોવો જોઇએ વિગેરે બાબતો આ નીમેલો અધિકારી ઠરાવતો. મુસલમાની અમલમાં આબકારી ઉપજ કેટલી હતી તથા તેની વ્યવસ્થા કેવા પ્રકારની હતી, એ વિષે કાંઇ પણ માહિતી મળી શકતી નથી, તો પણ દારૂનો ખપ ઘટાડવાનો પ્રયત્ન કરનાર એક ઔરંગજેબ બાદશાહ જ જોવામાં આવે છે. તેને

મુસલમાન લોકો દારૂ પીએ એ બીલકુલ ગમતું નહિ; પણ તે વખતની મુસલમાનોની ચૈન તથા ઇશ્કબાજી તરફની પ્રવૃત્તિ જોતાં દારૂ ઉપર વિશેષ દબાણ હોય એમ જણાતું નથી.

મરાઠાના વખતની આબકારી:—મરાઠી રાજ્યમાં દારૂથી સરકારી ઉપજમાં વિશેષ વધારો થતો હતો એમ ન હતું. આ રાજ્યમાં પ્રજાની દારૂબાજી તદ્દન બંધ થવા માટે સરકાર પ્રયત્ન કરતી હતી. પેશવાઈમાં ઠરાવેલી જગ્યામાં દારૂ તૈયાર કરવાનો ઈજારો લીધો હોય, તે પોતાની હદમાં દારૂની ભઠ્ઠી તૈયાર કરી સરકાર તરફની કાંઈ પણ હરકત વગર દારૂ વેચતો. કલાલોને તે માટે જરૂરના પદાર્થો પુરા પાડવા માટે પણ ઈજારો આપવામાં આવતો. દાખલા તરીકે ઈ. સ. ૧૭૪૯–૫૦ માં પુના કસબામાં તથા પેટા કસબામાં કલાલને ગોળ તથા મહુંડા વેચવાનો ઈજારો ત્રણ વરસને માટે મહાદેવ શેઠ વીરકરને ૬૦૧ રૂપીઆમાં અપાયો હતો. આની પહેલાંને વરસે આ ઈજારો પાંચસો રૂપીઆમાં અપાયો હતો. ત્યારબાદ ઈ. સ. ૧૭૫૨–૫૩ માં મહાદેવ શેઠના ત્રણ વરસ પુરાં થતાં ફરીથી તેને જ ઈજારો આપવામાં આવ્યો. આ વખતે માત્ર તેનો ભાવ વધારવામાં આવ્યો હતો. દર વરસે ૧૫૦૧ રૂપીયા તથા ત્રણ વરસના મળીને ૫૦૦ નજરાણાના આપવા, એવો તેની સાથે કરાર કરવામાં આવ્યો (વાડ સંપાદિત બાળાજી બાજીરાવ પેશવાની રોજનિશી પુ. ૧) આ ઉપરથી એમ જણાય છે, કે ઉપર જણાવેલી સાલમાં દારૂનો ઉપયોગ વધ્યો. પરંતુ પીવાના કામ સિવાય પણ દારૂનો બીજા કામમાં લોકો ઉપયોગ કરતા હોવા જોઈએ. તે વખતે મરાઠી રાજ્યનો વિસ્તાર ઘણો થયો હોઈ તેની સત્તા પણ ઘણી હતી, તેથી તેની પાસે અગણિત સૈન્ય તથા સામગ્રી પણ ઘણી હોવી જોઇએ. યુદ્ધસામગ્રીમાં દારૂને ઉપયોગ થતો, અને તેથી સિપાઇઓને દારૂ પીવાની ખાસ મનાઈ ન હતી. સ્વાભાવિક રીતે દારૂનો ખપ આથી વધ્યો. આ સિવાય દારૂનો ઉપયોગ ઢોરોની દવામાં પણ કરવામાં આવતો.

સવાઈ માધવરાવના વખતમાં (૧૭૭૫–૯૫) દારૂની વધારે મનાઈ કરવામાં આવી, અને તેના હુકમો પણ રાજ્યમાં સર્વ ઠેકાણે મોકલવામાં આવ્યા. (સવાઈ માધવરાવ પેશવાની રોજનિશી પુ. ૨ પાન. ૩૦૦), તો પણ બાળાજી બાજીરાવની કારકીર્દીથી ફિરંગી લોકોને દારૂ મળે એવી તજવીજ કરવામાં આવી હતી. તેમની રોજનીશીમાંથી લીધેલા નીચેના ઉતારા ઉપરથી તેનું કારણ જાણી શકાશે.

"પ્રાંત ફિર્ગાનમાં દારૂ કરવામાં આવતો હતો, તે બંધ કરવા માટે સરકારમનાઈ કરી હતી. ફિર્ગાન પ્રાંતની રૈયત ભંડારી, કોળી તથા ખાટકી લોકો વિગેરે લોકોનું ગુજરાન દારૂ ઉપર થતું હતું. દારૂના વેચાણની મનાઇને લીધે આ લોકોનું ગુજરાન થતું બંધ થયું. આથી લોકો દેશ છોડીને ચાલ્યા જાય છે તથા તેથી જમાબંદીને ઘણુ નુકસાન થાય છે, એવું સરકારને વિદિત કર્યું છે. આ બધાં કારણોનો વિચાર કરીને સરકારે ભંડારી, કોળી તથા ખલક વગેરે લોકોને દારૂ તૈયાર કરી વેચવાની પરવાનગી આપવાનું ઠરાવ્યું. અને તે પ્રમાણે ગામે ગામ હુકમો છોડવામાં આવ્યા, કે ભંડારી વિગેરે લોકોને દારૂના વેપારનો અધિકાર આપવો. નોકરચાકર લોકોને અથવા પ્રભુ, શેણવાઇ, બ્રાહ્મણ વિગેરે લોકોને તેનો હક વેચાતો આપવો નહિ, તેમ મફત પણ ન આપવો. આ હુકમનું જેનાથી પાલન નહિ થાય, તેને શિક્ષા કરવામાં આવશે એવા આશયના પત્રો (બેલાપુર, વસઇ, સાષ્ટી તથા જંજીરા રેવદંડા એ ઠેકાણાંના પ્રાંતના અધિકારીઓને) મોકલવામાં આવ્યા.

આ પ્રમાણેઇ. સ. ૧૭૮૫-૮૬ માં રાઘો વિશ્વનાથના હાથ નીચે સૈયદ અહમદખાન નામનો જે ગાર્દી હતો, તેની નોકરીમાં ફિરંગી, તથા ખ્રિશ્ચીઅન લોકોને રાખવામાં આવ્યા હતા. તેમને દારૂ તૈયાર કરવાની પરવાનગી આપી હતી. એ વિષે રોજનીશીમાં લખેલું મળે છે, પણ જ્યારે વિજયદુર્ગના અધિકારીએ દારૂની બંધીને લીધે વસુલ ઓછો આવે છે, તેથી કરેલી બંધી રદ કરવા, માટે ફરીયાદ કરી, ત્યારે તેને બંધી કાયમ રાખવા માટે ચોકખો જવાબ મળ્યો. આ ઉપરથી તે વખતની સરકાર ઉપજ તરફ લક્ષ ન દેતાં પ્રજાની સુધારણા કરવાનો કેવો પ્રયત્ન કરતી, તે જણાય છે.

પેશવાઈના અંતમાં જો કે અંધાધુંધી તથા અનીતિનું સામ્રાજ્ય હતું, તોપણ દારૂનો ખપ વધ્યો ન હતો. એલ્ફીન્સ્ટને જ્યારે પેશવાનો પ્રદેશ પોતાના તાબામાં લીધો, ત્યારે પુનામાં તથા બીજે ઠેકાણે હલકી કોમમાં પણ ઉચ્ચ નૈતિક આચરણ જોઈને તે આશ્ચર્ય પામ્યો હતો. અંગ્રેજી રાજ્યની શરુઆતમાં પણ આબકારી ખાતું એ ઘણી ઉપજનું ખાતું ગણાતું હતું. પરંતુ આખી પેશવાઈમાં આ ખાતાનું વસુલ ૧૦૦૦૦ રૂપીયાથી વધારે ન હતું, એ વિચાર કરવા જેવું છે. દારૂની બંધીનું ધોરણ મહારાષ્ટ્રમાં તો હોવું જોઈએ એવું એલફીન્સ્ટન જેવા મુત્સદ્દીએ તે વખતે જણાવ્યું હતું.

મરાઠી રાજ્યના કેંદ્રસ્થાનમાં એટલે પુના જીલ્લામાં દારૂના વેપાર ઉપર ગુજરાન ચલાવનારી એક પણ જુની જાત જોવામાં આવતી નથી. ૧૮૮૧ની સાલમાં પણ આ જીલ્લામાં ભંડારી અને કલાલ એ દારૂ ગાળનારી જાતોમાં માત્ર ૧૩૨ તે ૭૨ જ લોકો હતા. બૉ. ગૅ. કહે છે, કે આ જાતો પણ અંગ્રેજી અમલ પછી આ પ્રાંતમાં પરપ્રાંતમાંથી આવી છે. ભંડારી તથા કલાલ સિવાય દારૂ ઉપર ગુજરાન ચલાવનારી ત્રીજી જાત પારસી લોકોની છે. પેશવાઈમાં આબકારીનો ઈજારો ઘણું કરીને આ લોકોને જ દેવામાં આવતો. પરંતુ મહારાષ્ટ્રની દૃષ્ટિથી જોતાં પારસી એ પુનાની બહારની જ પ્રજા ગણાય.

સંદર્ભ ગ્રંથ. પેશવ્યાંચ્યા રોજાનશી. ડેકકન વર્નાક્યૂલર ટ્રાન્સલેશન સોસાયટીએ પ્રસિદ્ધ કરેલી. કેળકર—મરાઠે વ ઈંગ્રજ. અભ્યંકર આબકાર્સ અંડર ધી મરાઠાજ ( મૉડર્ન રિવ્યુ પુ. ૩૪ અંક ૨ ).

**ઍબટ:**—યૂરોપમાં મઠાધ્યક્ષને એબટ કહેવાનો રીવાજ છે. આ રીવાજ પહેલાં સિરિઆમાં હતો. આ ઠેકાણેથી તેનો આખા યૂરોપમાં પ્રસાર થયો. મઠાધ્યક્ષ નીમવાનો અધિકાર રાજાઓને તથા ધર્મગુરુઓ ( પોપ )ને હોય છે. અધિકારદાનનો સમારંભ ઘણા ઠાઠમાઠથી થાય છે. તે વખતે મઠાધ્યક્ષને અધિકારદંડ આપવામાં આવે છે. પહેલાં મઠવાસીઓ ઉપર અધ્યક્ષોની સત્તા ઘણી હતી. તે ધીરે ધીરે ઓછી થઈ છે. આ જગ્યા ઘણા માનની ગણાય છે. મઠાધ્યક્ષો પહેલાંની પોતાની સાદાઈ છોડી દઈ આગળ જતાં એશઆરામી બન્યા. પહેલાં શિક્ષણનો પ્રસાર કરવામાં આ લોકોની ઘણી મદદ હતી.

**ઍબટ લીમન:**—એ નામનો અમેરિકન ધર્મોપદેશક તથા લેખક રોકસબરોમાં જન્મ્યો હતો. ( ૧૮૩૫ ) ઉચ્ચ શિક્ષણ પુરૂં થયા પછી તેણે કાયદાનો અભ્યાસ કર્યો. તે "હાર્પર્સ મૅગેઝીન" "ઈલસ્ટ્રેટેડ ખ્રિશ્ચીયન વીકલી" વિગેરે માસિકોનો સહસંપાદક તથા "ધી ખ્રિશ્ચીઅન યૂનીયન" "ધી આઉટ લુક" વિગેરેનો મુખ્ય સંપાદક હતો. એના લેખો ઉપરથી, સમાજસુધારણા, ધર્મશાસ્ત્ર, ઉદારમતવાદ, ખ્રિસ્તનું મનુષ્યત્વ તથા એકાત્મકેશ્વરવાદ વિગેરે વિષયોને લગતા તેના વિચારો જણાઈ આવે છે. "ખ્રિશ્ચનિટી ઍન્ડ સોશલ પ્રૉબ્લેમ્સ (૧૮૯૭) ધી રાઇટસ ઑફ મૅન ( ૧૯૦૫ ) આ ગ્રંથો તેણે લખેલા ગ્રંથોમાં મુખ્ય ગ્રંથો છે.

**અબટ્ટાબાદ:**—આ નામનો તાલુકો વાયવ્ય સરહદ ઉપર છે. હજારા જીલ્લામાંનો તાલુકો ઉત્તર અક્ષાંશ ૩૩°-૪૯' થી ૩૪°-૨૨' તથા પૂર્વ રેખાંશ ૭૨°-૫૫' થી ૭૩°-૩૧' સુધી પ્રસરેલો હોઈ તેનું કુલ ક્ષેત્રફળ ૭૧૫ ચોરસ માઈલ છે. આ પ્રાંતની ઉત્તરે ઝેલમ નદી આવેલી છે. આ પ્રાંતમાં ડોર તથા હરોહ એ નદીઓનો ઘણો પ્રદેશ આવતો હોઈ પૂર્વ તરફના ડુંગરાળ પ્રદેશોનો આની અંદર સમાવેશ થાય છે. ઉત્તર તથા ઇશાન ખુણાની ટેકરીઓ ઉપર ઇમારતી લાકડું ઘણું થાય છે. લોકવસ્તી આસરે બે લાખ છે. આ પ્રદેશની અંદર અબટ્ટાબાદ શહેર, મુખ્ય શહેર નૌશહર તથા બીજાં ૩૫૯ ગામો આવે છે. ઈ સ. ૧૯૦૩-૪ માં અહીંનું ઉત્પન્ન ૯૭૦૦૦ રૂપીઆ હતું ( મું. ગૅ. ૫ ).

**અબટ્ટાબાદ**-શહેર:—હજારા જીલ્લો તથા અબટ્ટાબાદ તાલુકાનું મુખ્ય શહેર. ઉત્તર અક્ષાંશ ૩૯°-૯' તથા પૂર્વ રેખાંશ ૭૩°-૧૩' ઉપર આવેલ હોઈ, તેની વસ્તી આસરે આઠ હજારની છે. ઈ. સ. ૧૮૫૩ માં આ શહેરને મુખ્ય શહેર કરવામાં આવ્યું. ઈ. સ. ૧૮૪૦-૫૩ સુધીના હજારાના ડેપ્યુટી કમીશ્નર મેજર જોન્સ અબટના નામ ઉપરથી આ શહેરનું ઉપલું નામ પાડવામાં આવ્યું. આ શહેર સમુદ્રની સપાટીથી ૪૧૨૦ ફુટની ઉંચાઇએ આવેલું છે. અહીં ગુરખા લોકોની ચાર પલટણ તથા ચાર દેશી તોપખાનાં એટલું લશ્કર રાખવામાં આવ્યું છે. ૧૮૬૭ માં અહીં મ્યુનિસીપાલીટી સ્થાપન કરવામાં આવી. ઇ. સ. ૧૯૦૨-૦૩ માં અહીંની ઉપજનો આંકડો ૧૪૯૦૦ નો હતો, પણ ઈ. સ. ૧૯૦૩-૪ માં આબકારી ઉપજનો તેમાં વધારો થવાથી, તેમાં ૪૦૦૦નો વધારો થયો. અહીં એક સરકારી દવાખાનું છે. નૉર્થ વેસ્ટર્ન રેલ્વેના હૅવેલીયન સ્ટેશને ઉતરીને ઘોડાગાડીને રસ્તે આ શહેરમાં જવાય છે. આ શહેરમાં બે અંગ્રેજી હાઇસ્કુલો છે. એક અલબર્ટ વિક્ટોરીયા હાઇસ્કુલ તથા બીજી અબટ્ટાબાદ ગવર્નમેંટ હાઈસ્કુલ. અહીં કોઈ જાતનો માલ તૈયાર થતો નથી. ફક્ત ગામમાં સાગના લાકડાના મોટા મોટા કેટલાક વેપારીઓ છે. ( અનૉલ્ડ ઇંડિયન ગાઇડ ૧૯૨૦ ઈં. ગૅ. )

**અબદલ** ( પંજાબ ):—આ જાતના લોકો કાંગ્રા તથા હોશિયારપુર જીલ્લામાં તથા બિલાસપુર, ચંબા, મંડી, અને સુકેત એ સંસ્થાનોમાં જોવામાં આવે છે. આ લોકો ભીખ માગતા તથા ગાયનો ગાતા ગાતા ગામેગામ ભટકે છે. આ લોકો રજપુત લોકોના વિવાહસંમારંભમાં તથા તેઓના અંત્ય

વિધિમાં ગાવાનું કામ કરે છે. આ નામની બીજી એક મુસલમાન ફકીરોમાં જાત છે, પરંતુ તેઓનો આની સાથે કોઈ પણ જાતનો સંબંધ નથી. આ જાતના મુસલમાનોની હિંદુસ્થાનમાંની એકંદર સંખ્યા ૫૪૯૭ ( સન ૧૯૧૧ ) ની છે. તેમાંના ૪૯૬૦ લોકો ફક્ત બંગાલામાં જ છે.

**અબદલ લતિફ઼:**—આ નામનો એક પ્રખ્યાત વૈદ્ય, પ્રવાસી તથા લેખક આસરે ઈ. સ. ના ૧૨ માં સૈકામાં બગદાદ શહેરમાં થઈ ગયો. તેનો જન્મ ઈ. સ. ૧૨૬૧ માં બગદાદ શહેરમાં થયો હતો. વૈદ્યકનું જ્ઞાન મેળવવા માટે તેણે ૨૮ મે વર્ષે બગદાદ છોડયું. મૌશિલ અને દમાસ્કસ એ શહેરોમાં કેટલાક દિવસ રહ્યા પછી તે ઇજીપ્તમાં ગયો. ત્યાં મોટા મોટા માણસો તેની સાથે મિત્રતા કરવા માટે પ્રયત્નો કરતા હતા. ત્યારબાદ તે અલેપ્પો એ ઠેકાણે ગયો. ગ્રીસમાં તે ઘણાં વર્ષો સુધી રહ્યો હતો. તેણે કુલ ૧૫૦ ગ્રંથો લખ્યા હતા, એમ કહેવાય છે. તેમાંનો "હિસ્ટોરી ઇજીપ્તી કૉમ્પેન્ડીઅમ" નામનો એક જ ગ્રંથ હાલ મળે છે. ૬૫ વર્ષની ઉંમરે તે બગદાદ શહેરમાં મરણ પામ્યો.

**અબદાગિરી** ( છત્ર ):—પૌરસ્ત્ય દેશોમાં ઘણા જુના વખતથી વૈભવ તથા સત્તાની નિશાની તરીકે છત્ર વાપરવામાં આવતું. પ્રાચીન નિન્હેવા તથા ઇજીપ્ત વિગેરેના શિલ્પના અવશેષોમાં સ્વારીમાં રાજા તથા દરબારી લોકોની ઉપર આવાં છત્રો ધરેલાં જોવામાં આવે છે. સિયામ, બ્રહ્મદેશ વિગેરે દેશોમાં આ રીવાજ હાલમાં પણ દેખાય છે.

હિંદુસ્થાન દેશમાં પણ ઘણા જુના કાળથી આ છત્રો પ્રસિદ્ધ છે. દેવની મૂર્તિ ઉપર અથવા પાલખી ઉપર, રાજા, જાગીરદાર તથા સંસ્થાનિકો વિગેરેનાં માથાં ઉપર અને લગ્નસમારંભમાં વર, વધૂ તથા વેવાઇ વિગેરે ઉપર વરઘોડાને પ્રસંગે છત્ર ધરવાનો રીવાજ હોય છે.

છત્ર તૈયાર કરવા માટે એક સીધી લાકડી લેવામાં આવે છે. આ લાકડી, બાંબુ, સાગ અથવા કોઇ પણ મજબુત લાકડાની બનાવવામાં આવે છે. લાકડી સારી રીતે છોલી તથા લીસી બનાવી તે ઉપર લાખનો રંગ દઇ તેની ઉપર નકશીકામ કરવામાં આવે છે. આવી રીતે લાકડી તૈયાર થાય, એટલે તેને એક છેડે નેતરનું અથવા લોઢાનું ૨ થી ૨॥ હાથ વ્યાસનું એક ગોળ કડું બેસાડવામાં આવે છે. ત્યાંરબાદ આ કડાની બન્ને બાજુએ એક અથવા બેરંગી સુતરાઉ અથવા રેશમી કાપડ લગાડી તેને સીવી લેવામાં આવે છે. તે ઉપર જરીનું નકશી કામ પણ કરેલું જોવામાં આવે છે. ત્યાર પછી આ કડાની ચારે બાજુએ લુગડાની ઝાલર લગાડવામાં આવે છે, અને તેની દાંડીને ચાંદીનો કલશ બેસાડવામાં આવે છે, એટલે છત્ર તૈયાર થાય છે.

પેશવાઇમાં છત્રીઓ ન હતી, પણ તાપથી રક્ષણ કરવા માટે છત્રો અથવા અબદાગિરીઓ હતી. પરંતુ છત્ર વાપરવાની સૌને છુટ ન હતી. પરાક્રમી પુરુષોને તેમના કરેલાં પરાક્રમોના બદલામાં સરકાર તરફથી છત્રચામરનું માન મળતું. આવા લોકો જ છત્રો વાપરી શકતા. સરકાર તરફથી જેઓને છત્રચામરની ભેટ મળતી, તેમને છત્ર ધરનાર માણસનો પગાર તથા દર ત્રણ વરસે નવા છત્રના સામાનનો ખરચ સરકારમાંથી આપવામાં આવતો. આવા લોકો સિવાય બાકીના બીજા બધા લોકોને તડકામાં છત્રી સિવાય ચાલવું પડતું. લગ્નસમારંભમાં છત્રની જરૂર પડે, ત્યારે જેની પાસે છત્ર હોય, તેની પાસેથી માગી લાવી કામ ચલાવવામાં આવતું. રાજ્યમાંના લોકોમાં પરાક્રમોનાં કામો કરનારા લોકોને ઉત્તેજન મળે તેટલા માટે નિશાન, નૌબત, અર્ધું આસન, પાસે બેસવાનું માન, પાલખી, હાથી, અબદાગિરી, મશાલ વિગેરે બહુમાનની વસ્તુઓ આપવાની તે વખતના રાજાઓની યુક્તિઓ હતી, ( હરિવંશની બખર ).

**અબદુલ અઝીઝ(૧):**—એણે "તારિખ-ઈ-હુસૈની" નામનું પુસ્તક લખીને, તે બીજા અહમદશાહ બહામનીને અર્પણ કર્યું.

આ પુસ્તકમાં ગલબુર્ગા નામના શહેરમાં દફન કરેલા શદુદ્દીન મુહમ્મદ હુસૈની ગેસુ દરાઝ નામના પ્રખ્યાત માણસનું ચરિત્ર લખવામાં આવ્યું છે.

( ૨ ) દિલ્હીનો મુસલમાન પંડિત. "તફસીર ફથુલ અઝીઝ" નામની કુરાન ઉપર લખેલી ફારસી ટીકા તથા બીજાં અનેક પુસ્તકો એણે લખેલાં છે. તે ઇ. સ. ૧૮૨૪ માં મરણ પામ્યો.

( ૩ ) અકબરના વખતનો એક વિદ્વાન માણસ. બદાઉને તેની ઘણી પ્રશંસા કરેલી છે.

( ૪ ) ઔરંગઝેબના વખતમાં આ નામનો માણસ ૭૦૦૦ ઘોડેસ્વારનો મનસબદાર હતો. આ કવિનું ઉપનામ "ઈજ્ઝત," એવું હતું. "સાકીનામ" એક નામની તેની કવિતાની ચોપડી હતી. તે ઈ. સ. ૧૬૮૦ માં મરણ પામ્યો.

( ૫ ) ( ૧૮૩૦–૭૬ ) એ બીજા સુલતાન મહમદનો છોકરો ૧૮૬૧ માં તુર્કસ્તાનનો સુલતાન થયો. તેણે રાજ્યનો અર્ધો પૈસો નિરુપયોગી ઈમારતે

બાંધવામાં તથા બીજી કેટલીક બાબતોમાં ખરચ કરી રાજ્યમાં ઘણું કરજ કર્યું. ઈજીપ્તના ખેદીવ રાજાને પોતાના રાજ્યગાદી તથા બીજા હકો વેચી તેની પાસેથી ઘણાં પૈસા મેળવ્યા. ઇ. સ. ૧૮૯૭ માં તે યુરોપ ગયો, ત્યાં જનારો પહેલો સુલતાન એ જ હોવાથી તેનું સારી રીતે સ્વાગત કરવામાં આવ્યું. તેના રાજ્યમાં પણ યૂરોપના ઘણા રાજાઓ આવી ગયા હતા. તેના વખતમાં, સાતમા એડવર્ડ બાદશાહ બે વખત કોન્સ્ટાંટીનોપલ આવ્યા હતા. ખરાબ ચાલથી, ખરાબ કારભારથી તથા આર્થિક પરિસ્થિતિને લીધે મુસલમાનોમાં ઘણો જ અસંતોષ ફેલાયો. તે લોકોએ બંડ કરી તેને ગાદીએથી ઉઠાડી મૂકયો. (૧૯૭૫) થોડા જ દિવસમાં કેદખાનામાં તે મરણ પામ્યો.

(૬) (૧૮૮૦-૧૯૦૮) મોરોકકોનો ચોથો સુલતાન. તેને નાનપણમાં જ ગાદી મળી હતી. (૧૮૯૪) પોતાના દેશની રાજ્યવ્યવસ્થા યુરોપીયન પદ્ધતિ પ્રમાણે રાખવાની તેની ઘણી ઈચ્છા હતી, પરંતુ યોગ્ય સલાહ ન મળવાથી તેના પૈસાનો માત્ર વ્યય થયો. યુરોપીયન લોકોનું અનુકરણ કરવાનું પ્રજાને પસંદ ન હોવાથી તેઓએ તેને પદભ્રષ્ટ કર્યો અને તેના ભાઈને ગાદી ઉપર બેસાડયો (૧૯૦૭). તેણે ગાદી મેળવવાને ઘણાં ફાંફાં માર્યાં, પણ તે ફોગટ ગયાં. આખરે મરતાં સુધી તે ટેંજીયરમાં નવા સુલતાનના પેન્શનર તરીકે રહ્યો. એ ઘણો હોશીયાર તથા સુધારક હતો. પરંતુ તેની ધર્મચુસ્ત પ્રજાને તેના સદ્‌હેતુનો બોધ ન થવાથી, એ બીચારાને ગાદી છોડવી પડી.

**અબ્દુલ કરીમઃ**—(૧) ૧૪૪૧ માં તેનો ભાગ્યોદય થયો. તે મહમૂદ ગવાનની પાસે દક્ષિણમાં નોકર તરીકે રહ્યો હતો. તેણે "તારીખ-ઇ-મહમૂદશાહી" નામનો મહમદશાહ બાહામણીનો ઇતિહાસ લખેલો છે.

(૨) તે દિલ્હીનો રહીશ હોઈ નાદીરશાહ સાથે ઈરાનમાં ગયો હતો. તેણે "બયાન-ઈ-બાકી" નામનો નાદીરશાહનો ઈતિહાસ લખ્યો.

(૩) બુખારાનો રહીશ. તેણે અફગાનિસ્તાન તથા તુર્કસ્થાનનો ઇતિહાસ લખ્યો. (૧૭૪૭). ઇ. સ. ૧૮૭૬ માં સી. શ્ચેફરે પૅરિસમાં આ ઇતિહાસનું ભાષાંતર કર્યું. આ માણસ ઈ. સ. ૧૮૩૦ માં કોન્સ્ટાંટીનોપલમાં મરણ પામ્યો.

(૪) મુનશી "તારીખ-ઈ-મહંમદ" (અહમદશાહ દુરાનીનો ઇતિહાસ) "મુહારબ-ઈ-કાબુલ-ઓ-કંદાહાર," (આમાં દોસ્તમહંમદના છોકરા અકબરખાનનાં શૂરાતનનાં કામો વર્ણવેલાં છે.) તથા "તારીખ-ઈ-પંજાબ તુહફતન બિલ અહબાબ" (શીખયુદ્ધ વિષેનું પુસ્તક) નામના તેણે પ્રસિદ્ધ ગ્રંથો લખ્યા છે. ગયા સૈકાના મધ્યમાં તેનું મરણ થયું. (બીલનો કોશ).

**અબ્દુલ કાદિરઃ**—(૧) (૧૮૦૭-૧૮૮૩) એ નામનો અમીર ૧૮૩૨ માં ગાદીએ બેઠો. આ લ્જીરીયામાંથી ફ્રેંચ લોકોને હાંકી કાઢવા તેણે તેમની સાથે ૧૫ વર્ષ સુધી લડાઈ ચાલુ રાખી, પરંતુ છેવટે તેને ફ્રેંચોને તાબે થવું પડ્યું. (૧૮૪૭). ફ્રેંચો સાથેની લડાઇ, તેનાં શૌર્ય, બુદ્ધિમત્તા, તથા રાષ્ટ્રનેતૃત્વ વિગેરે ગુણોને બતાવી આપતી હતી, એમ કહેવાને કાંઈ પણ હરકત નથી. એ ઇસ્લામ ધર્મનો ચુસ્ત અનુયાયી હોવાથી તેણે ફ્રેંચો સાથેની લડાઈમાં અરબોની મદદ સ્વીકારી નહિ. આ જ તેના અપયશનું કારણ હતું. લડાઈ પછી ફ્રેંચો સાથે તેણે મિત્રતા કરી. ફ્રેંચ વિરુદ્ધ મુસલમાન લોકોએ ત્યારપછી હુલ્લડ કર્યું, તેમાં તે સામીલ તો થયો નહિ, પરંતુ હુલ્લડમાં કેટલાક ક્રિશ્ચિઅન લોકોના જીવ બચાવ્યા. આથી તેને ફ્રેંચ દરબારમાં ઘણું માન મળતું. ઇ. સ. ૧૮૭૯ અલ્જીરીયન લોકોએ ફ્રેંચ વિદ્ધરુ સ્વતંત્રતા માટે બંડ કર્યું. ત્યારે તેણે તેમને તેમ ન કરવા સમજાવ્યું. ફ્રેંચોને શરણ આવ્યા પછી તે પોતાનો બધો સમય ઈશ્વરની ભકિત તથા તત્વજ્ઞાનમાં ગાળવા માંડયો. એના તત્વજ્ઞાન વિષે લખેલા એક ગ્રંથનું ફ્રેંચમાં ભાષાંતર ઇ. સ. ૧૮૫૮ માં પ્રસિદ્ધ થયું. આરબી ઘોડા વિષે પણ તેણે એક પુસ્તક લખેલું છે. ઇ. સ. ૧૮૮૩ ના મે મહિનાની ૨૬ મીં તારીખે તે દમાસ્કસમાં મરણ પામ્યો.

(૨) લખનૌ પ્રાંતનો દેવી ગામનો રહીશ. ઈ. સ. ૧૮૨૩ ના મે મહિનામાં મેજર હર્બર્ટના કહેવાથી રશીદઉદ્દીનના "જામી-ઉત-તવારીખ" નામના ગ્રંથમાંથી જેને પતંજલી ગ્રંથ કહેવામાં આવે છે, તે ભાગનું તદ્દન સહેલી પર્શીઅન ભાષામાં તેણે ભાષાંતર કર્યું. બધાં શાસ્ત્રોનો આની અંદર સમાવેશ થતો હોઈ હિંદુસ્તાનમાંના અમૂલ્ય ગ્રંથોમાંનો આ એક ગ્રંથ છે. જુદા જુદા પંથોની માહિતી, જુના રાજાઓના ઇતિહાસ તથા શાકય મુનિનું ચરિત્ર એટલું આ ગ્રંથમાં લખેલું છે.

**અબ્દુલ કાદિર જીલાની** અથવા **જીલી** (શેખ):—આનાં બીજાં નામો પીર-ઈ-દસ્તગીર, અને ઘઉસ-ઉલ-અદ્રમ મુહીય-ઉદ-દીન, એવાં છે. એ ફકીર હતો અને તેણે ઘણા ચમત્કારો કરેલા એમ

કહેવાય છે. તે ઈરાનમાં ગીલાન અથવા જીલાનમાં ૧૦૭૮ માં જન્મ્યો હતો. એની વિદ્વત્તા ધર્મનિષ્ઠા અને સદ્વર્તનને લીધે તેને બધે ઠેકાણે માન મળતું. ૨૨ ફેબ્રુઆરી ૧૧૬૯ ને દિવસે તે બગદાદમાં મરણ પામ્યો. બગદાદમાં તે અબુ હતીફની કબર ઉપર દેખરેખ રાખતો. કાદિરીપંથના દરવેશીઓ તેને પોતાના પંથનો સંસ્થાપક માને છે. મુસલમાન લોકો એની કબરને ઘણું માન આપે છે. ગૂઢ ઈશ્વરજ્ઞાન વિષે તેણે ઘણાં પુસ્તકો લખેલાં છે. તેમાંના "કુત્રુહ–ઉલ–ઘૈબ," "મલફ્ઝાટ–ઇ–કાદિરી" એ બે ગ્રંથો અરબી ભાષામાં છે, "ઘુન્યત–ઉત–તાલિબિન" નામનો વ્યવહારશાસ્ત્રનો ગ્રંથ છે તથા "દિવાન–ઈ–ઘૌસ–ઉલઆઝમ" નામનો સ્તોત્રગ્રંથ છે.

કોઈ એમ કહે છે, કે એ બગદાદ પાસેના જીલ નામનાં ગામમાં જન્મ્યો હતો. તેથી તેને જીલી કહેવામાં આવે છે.

અબ્દુલ કાદિરના પંથનું કાદિરિય એવું નામ હોઈ તેની શાખાઓ ડચ ઈસ્ટ ઈંડીઝ અને ચિનાઇ ચુન્તાજ સુધી પ્રસરેલી છે, હિંદુસ્થાનમાં અનેક પ્રકારના કાદિરિય લોકો છે. તેમાંના કાદિરીય અકબરીય એ એક વિશિષ્ટ પંથ છે. અરબસ્તાનમાં કાદિરિય પંથનું જોર વધારે છે. કોન્સ્ટાંટીનોપલમાં આ પંથની ૪૦ ગાદીઓ છે. ઇજીપ્તમાં નાઇલ નદીના પ્રદેશની આજુબાજુએ આ પંથનો ઘણો પ્રસાર થએલો છે. ત્રિપોલી, અલ્જીરીયા અને મોરોકકોમાં આ પંથના ઘણા અનુયાયીઓ છે. ફક્ત અલ્જીરીઆમાં આ પંથના લોકોની સંખ્યા ૨૪૦૦૦ ની ઉપર છે. ઘણા ખરા પંથો આ કાદિરીય પંથમાંથી ફુટી નીકળ્યા છે. જેવી રીતઃ—અકબરીય, રિફાઇય, વિગેરે. (બીલનો કોશ. એનસાઇકલો રિલિજીયન).

**અબ્દુલ ગફુરઃ**—અબ્દુરહમાન જામીનો શિષ્ય. લાહોરનો રહેવાસી. આ ફારસી ગ્રંથકર્તા ૧૫૦૬ માં મરણ પામ્યો.

(૨) શહા અબ્દુલ ગફુરને "બાબા કપુર" એ નામથી બોલાવવામાં આવતો. એ કાલીનો રહીશ શહા મદારનો શિષ્ય હતો. ૧૫૭૧ માં તે મરણ પામ્યો. આ ફકીરની કબર ગ્વાલીઅરમાં છે. (બીલનો કોશ.)

**અબ્દુલ જલિલઃ**—(૧) (મીર અથવા સૈયદ) એ અયોધ્યામાંના બિલીગ્રામનો રહીશ હતો. એ મોટો પંડિત તથા પ્રખ્યાત કવિ હતો. તેની કવિતા "વાસિટી" એવા ઉપનામથી લખેલી છે. ઈ. સ. ૧૬૯૯ માં ઔરંગઝેબની છાવણી વિજાપુર મુક્કામે હતી, ત્યારે મિર્ઝા અલી બેગ નામના બાદશાહના બાતમીદારે તેને બાદશાહની મુલાકાત કરી આપી, બાદશાહે તેને મનસબ, તથા જાગીર આપી બક્ષી (પગાર દેનાર) તથા ગુજરાતના વૃત્તલેખકની જગ્યાએ નીમ્યો. ત્યાંથી તેની સિંધ દેશમાં બદલી કરવામાં આવી. દરબારી કારસ્થાનને લીધે તેને સિંધમાંથી ફરૂખશીયરના વખતમાં બોલાવી લેવામાં આવ્યો, પણ કારસ્થાનનો નિકાલ લાગતાં તેનો ગૌરવ કરવામાં આવી પ્રતિનિધી મારફત તેને કામ કરવાનું કહેવામાં આવ્યું. ૧૭૨૧ સુધી દિલ્હીમાં રહ્યા પછી તેણે પોતાનો અધિકાર પોતાના પુત્ર મીર સય્યદ મહમદને આપ્યો.

(૨) બિલિગ્રામના સય્યદ અહમદનો છોકરો. એનો જન્મ ૨ જુન ૧૬૬૧ તથા મરણ ૨૮ ડિસેંબર ૧૭૨૪ ને દિવસે થયું હતું. બિલિગ્રામમાં તેની કબર તેના બાપની કબરની પાસે જ છે. તેણે ઘણાં પુસ્તકો લખેલાં છે. તેમાં પર્શિયન ભાષામાં લખેલાં પત્રો છે. તેના ગ્રંથનું નામ "આદબ–ઉલ–મુર્સિલીન" છે. (બીલનો કોશ).

**અબ્દુલ મજિદઃ**—(૧) (૧૮૨૩—૧૮૬૧) તુર્કસ્તાનનો સુલતાન. ઇજીપ્તના મુખ્ય સરદાર મહમદઅલીએ અબદુલ મજીદના બાપના મરણ સમયે તુર્ક લોકોને નેઝબની પાસે હરાવી તેનું નૌકાસૈન્ય પોતાને કબજે કર્યું. આ વખતે યુરોપીઅન રાજ્યોની મધ્યસ્થીને લીધે અબદૂલ મજીદ સુલતાન થયો. ૧૮૩૯ માં ઇટ–ઇ–શેરિફ નામનું આજ્ઞાપત્ર તેણે પ્રસિદ્ધ કર્યું. આ પત્રે સુલતાનની સર્વ પ્રજાને જાનમાલના સુરક્ષિતપણાના સરખા અધિકારો આપ્યા. સર્વ ઉપર સમાન કરો લાદવામાં આવ્યા તથા ન્યાય પણ સર્વને યોગ્ય મળવા લાગ્યો. તેણે લશ્કરી તથા કેળવણીખાતાની ફરીથી સારી રીતે રચના કરી ગુલામોનો વેપાર બંધ કર્યો, તથા વેપારમાં સુધારા કર્યા. તે ઈ. સ. ૧૮૬૧ માં મરણ પામ્યો. બીજાં રાજ્યો પાસેથી કરજાઉ રકમ લેવાનો રીવાજ તેણે જ પ્રથમ ચાલુ કર્યો. આના વખતમાં ક્રિમીઆનું યુદ્ધ થયું હતું.

(૨) આ નામનો ફારસી પંડિત શહાજહાન રાજાના વખતમાં થયો હતો. તેણે "શહાજહાનનામા" નામનો શહાજહાનનો એક ઇતિહાસ લખેલો છે. (બીલનો કોશ).

**અબ્દુલ મલિકઃ**—એ પ્રખ્યાત અરબી વૈદ ઝુરનો દીકરો હતો. અંગ્રેજ લોકો તેને અવેંઝૂર (ઈબ્નઝૂરનો અપભ્રંશ) કહે છે. તેનું પુરેપુરૂં નામ

અબુ આખાત અબ્દુલ મલિક ઈબ્ન ઝૂર, એવું હતું. અગીયારમાં સૈકાની આખરમાં તથા બારમા સૈકાની શરૂઆતમાં તેનો ભાગ્યોદય થયો. તેનો જન્મ ઉંચા કુળમાં થયો હતો. તેનો જન્મ અંડલુ. શિયાની રાજધાનીના સેવિલ નામનાં શહેરમાં થયો. ત્યાં તેણે પોતાનો ધંધો ઘણી ચતુરાઇથી ચલાવ્યો. તેનો બાપ તથા દાદો એ બન્ને જણા સારા પ્રકારના હકીમો હતા. તેણે વીસમે વર્ષે હકીમનો ધંધો શરૂ કર્યો, એવું કહેવામાં આવે છે. તેની શરીરપ્રકૃતિ સારી હોવાથી તેણે સર્વ વૈદ્યોથી વધારે વરસ વૈદનો ધંધો કર્યો. તેના મરણસમયે તેનું વય ૧૩૫ વર્ષનું હતું, એમ કહેવાય છે. તેના છોકરા ઈબ્નસુરે પણ તે જ ધંધો ચાલુ રાખ્યો. તે મોરોકકોના બાદશાહ અલમનસુરનો ખુબ માનીતો હતો. તેણે વૈદ્યશાસ્ત્ર વિષે ઘણાં પુસ્તકો લખેલાં છે. અવેંઝૂરે, 'તયસ્સુર ફિલ મુદાવાત વત તદ્વીર' નામનો એક અતિપ્રસિદ્ધ ગ્રંથ લખ્યો છે. તેનું ૧૮૮૦ માં હિબ્રુ ભાષામાં ભાષાંતર થયું. અને તેનું ભાષાંતર લેટીનમાં પર્વિંશિયસે કર્યું. આ ભાષાંતરની ઘણી આવૃત્તિઓ કાઢવામાં આવી હતી. આ પુસ્તકને અબ્દુલ મલિકે 'જામિ અથવા સંગ્રહ' નામની એક પુરવણી જોડી. આ સિવાય તેણે "ફિલ અદ્વિયત વલ અઘજીયત" નામનો ઔષધિશાસ્ત્ર તથા ખોરાક વિષે એક ગ્રંથ લખ્યો. આ ગ્રંથમાં ઔષધ તથા અન્નના ગુણધર્મોનું તેણે વર્ણન કરેલુ છે. ઇબ્નઝૂર, અને ઇબ્ન રશીદ (અવ્હરોજ) એ બન્ને સમકાલીન હતા. અવ્હરોજે એક ઠેકાણે તો ઇબ્નઝૂરની ઘણી જ પ્રશંસા કરેલી છે. તેણે તેને ગેલેનથી તે પોતાના વખત સુધીનો પ્રખ્યાત વૈદ તથા જ્ઞાનસાગર એવું નામ આપેલું છે. (બીલનો કોશ.)

**અબ્દુલ રહમાનઃ**—(૧) પહેલો (૭૫૬–૭૮૮) સ્પેન દેશમાં કારડોવ્હામાં, અબ્દુલ રહમાન નામના ઉમઈદ વંશમાં પાંચ રાજાઓ થઈ ગયા. તેમાંના બે રાજાઓ તો બહુ વિખ્યાત હતા.

આ વંશનો મૂળ પુરુષ અબ્દુલ રહમાન નામનો હતો. તેણે જ કારડોવ્હામાં રાજ્યની સ્થાપના કરી પોતે ખલીફ એ પદવી ધારણ કરી. ઉમઇદોનો અબાશિ વંશના પુરુષોએ જ્યારે પરાજય કર્યો, ત્યારે તેને પોતાનો જીવ બચાવવા માટે બેદ્વઈન આરબોનો આશ્રય લેવો પડયો. રસ્તામાં તેનો ભાઈ માર્યો ગયો. તે પહેલાં પોતાના અનુયાયીઓની સાથે સિરિયા દેશમાં ગયો. અને પછી ઈજીપ્તમાં ગયો, પણ જ્યારે તેને પોતાની જીંદગી ત્યાં જોખમમાં હોવાનું જણાયું, ત્યારે છેવટે તે સ્પેનમાં ગયો. તે વખતે એલગ્હીરા એટલે હાલના ગ્રેનેડામાં યૂસફ નામનો એક કમકુવત અને નાલાયક રાજા રાજ્ય કરતો હતો. રાજા આવો હોવાથી તેના રાજ્યમાં બિલકુલ સંપ હતો નહિ. યૂસફે ઉમઈદ સરદારનું અપમાન કરવાથી બન્નેમાં લડાઇ જાગી. તેમાં યૂસફ હાર્યો અને તેનું રાજ્ય અબ્દુલ રહમાનને મળ્યું. આ લડાઇને વખતે અબ્દુલના લશ્કરની એવી ખરાબ સ્થિતિ હતી, કે ધજાને માટે તેને પોતાની પાઘડી ફાડી તેને ભાલા ઉપર બાંધી તેની ધજા કરવી પડી. આ કારણને લીધે સ્પેનમાં ભાલો તથા પાઘડી એ મુસલમાનોનાં ધ્વજચિન્હો થયાં. આનું બધું આયુષ્ય બંડખોર બર્બર તથા અરબી સરદારોને તાબે કરવામાં ગયું. વૃદ્ધાવસ્થામાં તેને માથે ઘણું દુઃખ પડયું. તે જાતે ઘણો ક્રૂર હતો. તેણે સ્થાપેલું રાજ્ય આસરે ૩૦૦ વર્ષો સુધી ચાલ્યું.

(૨) આ નામનો લોકપ્રિય કવિ પેશાવરનો રહીશ હતો. તેની કવિતા ઘણી જુસ્સાવાળી હતી, તેથી વીરવૃત્તિવાળા લોકોને તે બહુ ગમે તેવી છે. આ કવિતાઓ સમજવામાં પણ સહેલી હોવાથી કવિતાના શોખીનોને પણ બહુ ગમે છે. પેશાવરની પાસે જ હજારખાન નામના તેના જન્મસ્થાનના રસ્તા ઉપર તેની કબર બાંધેલી છે.

**અબ્દુલ રહમાનખાનઃ**—(૧) (૧૮૪૪–૧૯૦૧) અફગાનિસ્તાનનો એક અમીર. દોસ્ત મહંમદે બરકઝઇ વંશની સત્તા અફગાનિસ્તાનમાં સ્થાપી. તે વંશમાં અબ્દુલ રહમાનખાન એ ત્રીજો પુરુષ હતો, દોસ્તમહંમદે પોતાના ત્રણ છોકરા, અજીમખાન, અફઝુલખાન તથા શેરઅલ્લીમાંથી શેરઅલ્લીને અફગાનિસ્તાનનો અમીર બનાવ્યો. ત્યારે શેરઅલ્લી તથા અબ્દુલ રહમાનના બાપ અફઝુલખાન એ બન્ને વચ્ચે ટંટો થયો. આ લડાઇ પાંચ વર્ષ સુધી ચાલી. આ લડાઇમાં અબ્દુલ રહમાને પોતાનું શૌર્ય સારી રીતે બતાવ્યું. આખરે બન્ને ભાઇઓમાં સંધિ થઇ, પણ અબ્દુલના વર્તનની શેરઅલીને શંકા આવવાથી તેના બાપને તેણે કેદ કર્યો. પોતાના બાપને છોડાવવા માટે અબ્દુલ રહમાને પોતાના કાકા અજીમખાનની મદદથી બંડ કરી. કાબુલ શહેર કબજામાં લીધું. ત્યાં શેરઅલી તથા તેની વચ્ચે મોટી લડાઇ થઇ, તેમાં શેરઅલી હાર્યો. ત્યારબાદ અબ્દુલ રહમાને પોતાના બાપને કેદમાંથી મુકત કરી તેને ત્યાંની ગાદી ઉપર બેસાડયો. પરંતુ ઇ. સ. ૧૮૬૯ માં શેરઅલીએ બાપદીકરાને તીનહાખાણ પાસે હરાવ્યા. આથી તેઓને ઇરાનના શહાનો આશ્રય લેવો પડયો.

ત્યાંથી તે સમરકંદમાં રશિયન સરકારને આશ્રયે રહ્યો. અજીમખાન ઇરાનમાં ૧૮૬૯ માં અકટોબર મહિનામાં મરણ પામ્યો.

અબદુલ રહમાને ૧૧ વર્ષો છુપાઈ કાઢયાં. જ્યારે ૧૮૭૯ માં શેરઅલી મરણ પામ્યો, ત્યારે તાશકંદના રશિયન સેનાપતિએ અબદુલ રહમાનને આ વિષે ખબર આપીને ફરીથી એક વખત અફગાનિસ્તાનની ગાદી લેવાનો પ્રયત્ન કરવા સુચવ્યું. કારણ શેરઅલીના મરણ પહેલાં જ અંગ્રેજોનું લશ્કર કાબુલમાં આવ્યું હતું અને તેના આવવાના સમાચાર જાણી શેરઅલી કાબુલ છોડી નાસી ગયો હતો. ઇ. સ. ૧૮૮૦ માં માર્ચ મહિનામાં તે ફરીથી કાબુલમાં આવ્યો. હિંદુસ્થાનના વૉઇસરૉયને આ વાતની ખબર મળતાં જ તેની સાથે તેણે સંધી કરી ઠરાવ કર્યો કે હિંદુસ્થાન સરકારે તેને ગાદી મેળવી આપવા પૈસાની તથા લશ્કરની મદદ કરવી. કંદહાર તથા તેની આજુબાજુનો કેટલોક પ્રદેશ બાદ કરતાં અબદુલ રહમાનને અફગાનિસ્થાનના અમીર તરીકે સ્વીકારવો તથા શેરઅલ્લી સાથે લડવા માટે કાબુલમાં મોકલેલું લશ્કર પાછું બોલાવી લેવું. એના બદલામાં અબદુલ રહમાને પરરાષ્ટ્રીય રાજકારણોમાં અંગ્રેજોની સલાહ પ્રમાણે ચાલવું. આ બધી શરતો અબદુલે કબુલ કરી, ત્યારે અંગ્રેજોનું લશ્કર અફગાનિસ્તાન છોડી ચાલ્યું ગયું. તરત જ શેરઅલીના છોકરા અયુબખાને આ સંધીનો લાભ લઈ હિરાત ઉપર થઈ કંદહાર ઉપર ચઢાઈ કરી અબદુલ રહમાનને હરાવ્યો. આથી ન ડગમગતાં તેણે કાબુલથી અયુબ ઉપર ચઢાઈ કરી પોતે ફરીથી ત્યાંનો અમીર થયો ( સન ૧૮૮૧ ). પછીનાં પાંચ છ વરસો તેણે સ્થાનિક હુલ્લડો શમાવી પોતાની સત્તા દૃઢ કરવામાં ગાળ્યાં. ૧૮૮૫ માં મહારાણી વિક્ટોરિઆએ તેને વિલાયતમાં પોતાની મુલાકાતે બોલાવ્યો પરંતુ તેની તબીયત બગડવાથી તેનાથી જઈ શકાયું નહિ. તેને " સ્ટાર ઑફ ઇંડીયા " નામનો ઘણો માનનો ઇલકાબ આપવામાં આવ્યો હતો. તે ઇ. સ. ૧૯૦૧માં મરણ પામ્યો. તેની કારકીર્દીનાં પહેલાં ૨૦ વરસ તો લડવામાં ગયાં. તેમાં તેનું સંકટના સમયમાં ઉપાય શોધી કાઢવાની ચતુરાઈ તથા તેનો પ્રતિકાર કરવાની હિંમત, પ્રતિસ્પર્ધીઓનાં કારસ્થાનો નિષ્ફળ કરવા માટે જોઇતી ચતુરાઇ વિગેરે ગુણો સારી રીતે જણાઈ આવ્યા. બંડ શમાવતી વખત તેને કવચિત અતિ કઠોર ઉપાયોની યોજના કરવી પડતી. રશીઆની સરહદ ઠરાવતી વખતે તેની સાથે કજીયો ન કરતાં હદ ઠરાવી, એમાં તો તેના ચાતુર્યની હદ થઈ. તેણે અફગાનિસ્તાનના કારભારમાં હાથ ઘાલવામાં રશીયા અથવા બ્રીટીશ લોકોને બિલકુલ ફાવવા ન દીધા. અફગાનિસ્તાનનાં બંડો તેણે જ શમાવી સર્વત્ર શાંતતા કરી.

તેની ઉંચાઈ મધ્યમ હતી. તેનો ચહેરો જ તેની હોંશીઆરી વિષે સાક્ષી પુરતો હતો. તેની ચાલચલગત સારી હોઈ તેના દૂરદર્શીપણા માટે તથા આકલનશકિત માટે સર લેપેલ તથા સર હેન્રી ડયૂરાંડે ઘણા પ્રશંસાના ઉદ્દગારો કાઢેલા છે.

( ૨ ) ઝજ્જરનો નવાબ, ૧૮૫૭ના બંડમાં ગુન્હેગાર ઠરી, તેને દિલ્હીમાં ૨૩ ડિસેંબરને દિવસે ફાંસીએ ચઢાવવામાં આવ્યો હતો. તે નજાબત અલીખાનનો વંશજ હોઈ ઇ. સ. ૧૮૦૬ માં સર જ્યૉર્જ બાર્લોએ તેને ઝજ્જર, બદલી, કરૌંદ વિગેરે ૧૨॥ લાખ ઉપજની જાગીર આપી હતી. તે સિવાય ૪૦૦૦ ઘોડેસ્વાર રાખવા માટે વઢવાણ અને દદ્રિએ બન્ને ગામો તેને આપવામાં આવ્યાં હતાં, પણ બળવો શરૂ થતાં અંગ્રેજો સાથેની મિત્રતા તોડી તે બળવામાં શામીલ થયો.

**અબદુલ રહીમાન ખાનઃ**—જહાંગીરની સામે બંડ કરવામાં ખુશરૂને સહાય કરનારા સરદારોમાં તે એક સરદાર હતો. ખુશરૂની સાથે જ તેને પકડવામાં આવી તેને લાહોરમાં બાદશાહની સામે ઉભો કરવામાં આવ્યો. તેને ગધેડાના લોહી, માંસવાળા ભીના ચામડાના વીંટીને તે સીવી લેવાની શિક્ષા કરવામાં આવી. ચોવીસ કલાક પછી તેને છુટો કરવામાં આવ્યો.

**અબદૂલ રહીમખાનઃ**—અકબર બાદશાહના પહેલા પ્રધાનનો તે છોકરો હતો. તે ખાન મિર્ઝા એ નામે પ્રસિદ્ધ હતો. તેનો જન્મ ૧૦ ડિસેંબર ૧૫૫૬માં થયો. તે ચાર વર્ષનો થયો, ત્યારે તેના બાપનું ખુન કરવામાં આવ્યું. તેની યોગ્ય ઉંમર થતા તેને બાદશાહના લશ્કરમાં નોકરી આપવામાં આવી. ૧૫૮૪માં ગુજરાત ઉપર સ્વારી કરવા ગએલા લશ્કરના એક ભાગનો તે સરદાર હતો. સ્વારીથી પાછા ફર્યા પછી તેને બાદશાહના લશ્કરનો મુખ્ય સેનાપતિ બનાવવામાં આવ્યો અને ૧૫૮૯માં ટોડરમલના મરણ પછી તે મુખ્ય પ્રધાન થયો. રાજપુત્ર દાનિઅલનો તે સસરો હતો. બાબરે તુર્કી ભાષામાં લખેલી નોંધપોથીનું તેણે પર્શીઅન ભાષામાં ભાષાંતર કર્યું. અકબરના મૃત્યુ પછી તેણે ૨૧ વરસ સુધી જહાંગીરની નોકરી કરી. મહોબતખાનના બંડ પછી ઇ. સ. ૧૬૨૭ માં તે

૭૨ વર્ષની વયે મરણ પામ્યો. તેની કબર દિલ્હી પાસેના દર્ગામાં છે. ( બીલનો કોશ )

**અબ્દૂલ હક્કઃ**—તે દિલ્હીનો રહીશ હતો. તે સાદુલ્લા તુર્કનો છોકરો અને સેફ્ઉદ્દીન અબ્દુલનો બાપ હતો. તૈમુરલંગનો એ એક સાથીદાર હતો. અબ્દુલ તેના જ વંશનો હતો. ઈ. સ. ૧૫૯૬માં તેણે "તારીખ-ઈ-હક્કી" અથવા "તારીખ-ઈ-અબ્દુલ હક્ક" નામની ચોપડી લખી. યાત્રા કરવા તે મક્કા તથા મદીના ગયો હતો, ત્યાં જ તે ઘણા દિવસો સુધી રહ્યો. અહીં તેણે પ્રવાસ, ધર્મ ઈતિહાસ વિગેરે જુદા જુદા વિષયો ઉપર ૧૦૦ થી વધારે પુસ્તકો લખ્યાં. તેમાંનાં ઘણાં પ્રખ્યાત એવાં "મદીના સકીના," "મલ્લ-ઉલ-અનવાર," "અખબાર ઉલ અખ્યાર" વિગેરે પુસ્તકો છે. આ ગ્રંથકાર ૧૫૫૧ ના જાનેવારી મહિનામાં જન્મ્યો હતો. ૯૦ વર્ષની ઉંમરે પણ તેનું શરીર તેજવાન દેખાતું. ઈ. સ. ૧૬૪૨માં તે મરણ પામ્યો. દિલ્હીમાં હાજશમ્સીના તીર ઉપર તેની કબર છે. હિંદુસ્થાનના સાધુ પુરુષોમાં તેની ગણના થાય છે. તેના શેખ નુર-ઉત-હક્ક નામના છોકરાએ ઝુબ્દુત-ઉત-તવારીખ નામનો ગ્રંથ લખેલ છે. ( બીલનો કોશ ).

**અબ્દુલ હામદઃ**—(૧) (૧૭૨૫-૮૯) ઈ. સ. ૧૭૭૩ માં તુર્કસ્તાનના તે સુલતાન થયો. તે સ્વભાવે ઘણો જ શાંત તથા આસ્તિક હતો. ૧૭૭૪ માં તેને રશીઆ સાથે લડાઈ કરવી પડી, તેમાં તેનો પરાજય થઇ તેને સંધી કરવી પડી. આ સંધીના કરાર તુર્ક લોકોને ફાયદાના ન હતા. તેના વખતમાં તુર્કસ્તાનની આર્થિક સ્થિતિ બહુ જ ખરાબ હતી. ૧૭૮૭ માં ફરી તેની સાથે રશીઆએ લડાઈ કરી, ત્યારે રશીયાને આસ્ટ્રિઆએ મદદ કરી. આ લડાઈમાં રશીયા વિજયી થવાનાં ચિન્હો જણાવ્યા લાગ્યાં, પણ તેટલામાં સુલતાનનો વૃદ્ધાવસ્થાને લીધે અંત થયો.

(૨) સુલતાન અબ્દુલ મજીદનો પુત્ર ઇ. સ. ૧૮૪૨ માં જન્મ્યો. તે ૧૮૭૬ માં તુર્કસ્તાનનો સુલતાન થયો. પાર્લામેંટ પ્રમાણે રાજ્ય વ્યવસ્થા ચલાવવાનું વચન પ્રજાને તેણે ગાદી ઉપર બેસતી વખતે આપ્યું. તે સુલતાન થયો, ત્યારે તુર્કસ્તાનની ઘણી જ અધોગતિ થઇ હતી. ખજાનો ખાલી હતો તથા ઠેકઠેકાણે બંડો ઉઠતાં હતાં. યૂરોપીઅન રાજ્યો સાથે તુર્ક લોકોનું બનતું નહિ. કારણ કે તેઓએ કરેલા સુધારા પોતાના દેશમાં કરવાની તુર્કોએ ચોકખી ના પાડી. રશીયાની સાથેના યુદ્ધમાં તેને સંધી કરવાની ફરજ પડી, તથા અંગ્રેજોએ ઇજીપ્ત દેશમાં પોતાની સત્તા દૃઢ કરી, તેથી અંગ્રેજ સરકારને છોડી તેણે જર્મની સાથે દોસ્તી કરી, પોતાના લશ્કરમાં કેટલાક સુધારા કર્યા. જર્મનીને બગદાદ રેલ્વે કરવા માટે સવલતો મેળવવાની હતી. તેણે બધી સત્તા પ્રધાનના હાથમાંથી પોતાના હાથમાં લઇ લીધી. બંડો શમાવવા સારૂ તેણે ઘણા લોકોની કતલ કરી. મેસીડોનિયા પ્રકરણમાં થએલું તુર્કસ્તાનનું અપમાન તથા લશ્કરમાંનો અસંતોષ વિગેરે બાબતોનો ફાયદો લઈ "યુવાન તુર્ક મંડળ" ના નેતા નિઓઝી બે તથા એનવર બે એ બન્નેએ (૧૯૦૮) સુલતાનને પદભ્રષ્ટ કરી તેના ભાઇ રશીદ એફેંડી (પાંચમો મહમદ) ને ગાદી ઉપર બેસાડયો. (૧૯૦૯).

**અબ્દુલ્લાઃ**—(૧) મુસલમાનોના ધર્મગુરુ મહંમદ પેગંબરના પિતાનું નામ અબ્દુલ્લા હતું. તે હાશીમના છોકરા અબ્દુલ મુતાલીબનો નાનામાં નાનો છોકરો હતો. તે ઘણો જ રૂપવાન હતો. તેના ગુણો ઉપર મોહિત થઇને તેની જાતમાંની અતિશય સુંદર તથા સદ્ગુણી એવી કેટલીક સ્ત્રીઓએ તેની સાથે વિવાહ કરવાની પોતાની ઇચ્છા પ્રદર્શિત કરી હતી. તેને બધા લોકો ચાહતા. જે દિવસે તેનું અમીના સાથે લગ્ન થયું, તે દિવસે રાત્રે લગભગ સો યુવતીઓએ નિરાશાથી આપઘાત કર્યા, એવું કહેવામાં આવે છે. લગ્ન થયા પછી ઘણે વરસે મહમંદ પૈગંબરનો જન્મ થયો. મહંમદના જન્મ પછી આઠ દહાડા પછી (કોઇ આઠ વરસ પછી એમ પણ કહે છે.) અબ્દુલ્લા મરણ પામ્યો. (ઇ. સ. ૫૭૧) અબ્દુલ્લાના મરણ પછી તેની સ્ત્રી તથા છોકરાની ઘણી જ ખરાબ હાલત થઇ. અબ્દુલ્લ મુત્તાલીબે પોતાની વધૂ તથા પૌત્રનું, પોતાના પુત્રના મરણ પછી સારી રીતે પાલનપોષણ કર્યું. મરતી વખતે તેણે તેમને પોતાના મોટા છોકરા અબૂ તાલીબને સોંપ્યા. ( બીલનો કોશ )

(૨) મહમદના છોકરા અબ્બાસનો એ છોકરો હતો. તે કુરાન બહુ સારી રીતે શીખવતો. દસ વરસની ઉમરનો થતાં પહેલાં જ એક ગેબ્રિએલ નામના દેવદૂત પાસેથી તેને કુરાન વિષે અંતઃસ્ફૂર્તિ થઈ એમ કહેવાય છે. તેનો જન્મ ઈ. સ, ૬૧૯ માં થયો. ખલીફ અલીએ તેને બસરાનો અધિકારી નીમ્યો. કેટલાક સમય સુધી તે જગ્યા તેણે સંભાળી, અને ત્યાર પછી તે હૈજાજ પાછો ફર્યો. મક્કાથી પૂર્વમાં ૬૦ માઇલ દૂર આવેલા તાઈફ નામના શહેરમાં તે ૬૮૭ માં મરણ પામ્યો. તેની મા અમ્મા અલ્ફજલ, એ મહંમદની મેમુના નામની સ્ત્રીની બેન હતી. ( બીલનો કોશ )

(૩) એ મહંમદ પછીના બીજા ખલીફા ઉમરનો છોકરો હતો. તે મહંમદના સમકાલીન પંડિતોમાંનો એક હતો તેનું મરણ ઈ. સ. ૬૯૨ માં થયું. તેની ઉદારતા વિષે બહુ ખ્યાતિ છે.

**અબદુલ્લા કુતુબશાહઃ**— (૧૬૧૧-૧૬૫૮) તે દક્ષિણ હૈદરાબાદમાંના ગોવળકોંડાના પ્રાચીન કુતુબશાહી વંશનો છઠ્ઠો સુલતાન હતો. તેના બાપનું નામ મહંમદ કુતુબશાહ હોઈ તેની પછી તે ગાદીએ બેઠો. શહાજહાને અહમદનગરનું રાજ્ય ખાલસા કરી વિજાપુરના રાજા પાસેથી ખંડણી લેવાનો ઠરાવ કર્યો. વિજાપુરના રાજાએ તેને ખંડણી આપવાનું કબુલ કરતાં તેણે તેની સાથેની મિત્રતા કાયમ રાખી. (૧૬૩૬) પણ ઇ. સ. ૧૬૫૬ માં તેણે શહાજહાન બાદશાહને ત્રાસ આપવાથી તેની ઉપર આપત્તિ આવી. તેનો મુખ્ય વજીર મીર જુમ્લા નામે હતો. જ્યારે મીર જુમ્લા તૈલંગણમાં હતો, ત્યારે તેના દુર્વર્તની છોકરા મહંમદ અમીને કુતુબશાહને ક્રોધ ચઢવા જેવું વર્તન કરવાથી તેને કુતુબશાહે કેદમાં નાખ્યો. મીર જુમ્લાએ પોતાના પુત્રને છોડવવાના ઘણા પ્રયત્નો કર્યા, પણ તે બધા વ્યર્થ ગયા, ત્યારે તે ઔરંગજેબને જઇ મળ્યો. ઔરંગજેબને તેની ઉપર ચઢાઈ કરવાને કાંઇ કારણ જોઈતું જ હતું. તેણે પોતાના બાપ પાસેથી મહંમદ અમીનને કેદમુકત કરવાનો હુકમ લખાવી લઈ કુતુબશાહની તરફ મોકલ્યો. આથી કુતુબશાહે ઘણું ચીડાઈને મહંમદ અમીનને વધારે જાપતામાં રાખ્યો અને મીરજુમલાની બધી જાગીરો જપ્ત કરી. આથી શહાજહાને પોતાનો દીકરો ઔરંગજેબ કે જે દક્ષિણમાં જ હતો, તેને બીજાપુર ઉપર ચઢાઈ કરી અબદુલ્લાને શિક્ષા કરવાનું ફરમાવ્યું. બાદશાહનું ફરમાન મળતાં જ ઔરંગજેબે પોતાનો ભાઈ સુજા, કે જે બંગાલનો સુબેદાર હતો, તેની છોકરી સાથે પોતાના છોકરા મહંમદનો વિવાહ કરવાનું બ્હાનું કરીને મહંમદને બધા સરંજામ સાથે તે તરફ રવાના કર્યો. સુલતાન મહંમદે હૈદ્રાબાદ પાસે પોતાની છાવણી ઠોકી. અબદુલ્લાને આવકાર આપવાની ધાંધલમાં જોઇ મહંમદે તેની ઉપર હલ્લો કર્યો. સાવધાન ન હોવાથી અબદુલ્લા પોતાનો બચાવ કરી ન શક્યો. તે જેમતેમ કરીને ગોવળકોંડાના કીલ્લામાં ભરાઈ બેઠો. આ બાજુ હૈદરાબાદ મોગલોને તાબે થતાં સુધી મોગલોએ લડાઇ ચાલુ રાખી. પાછળથી ઔરંગજેબ પોતાનાં દીકરાની મદદે આવ્યો. અબદુલ્લાએ ગોવળકોંડા જતાં પહેલાં મહમદ અમીનને છૂટો કરી તેને મીરજુમલાની જપ્ત કરેલી જાગીર પાછી આપી હતી. પરંતુ ઔરંગજેબ તેથી થોડો જ સંતોષ પામવાનો હતો? અબદુલ્લાએ બીજાપુરના રાજાની મદદ માગી, પણ તેની તરફથી મદદ ન મળવાથી તેણે ઔરંગજેબની બધી શરતો કબૂલ કરી તેણે મોગલોની બાકી રહેલી ખંડણી ચૂકતી કરી. દર વરસે એક કરોડ રૂપીયા ખંડણી આપવાનું કબૂલ કર્યું. એટલું જ નહિ, પણ તેણે પોતાની છોકરી મહમદની સાથે પરણાવી કેટલોક પ્રદેશ તથા દ્રવ્ય પણ વધારામાં તેને આપ્યું. આગળ જતાં ખંડણીના સંબંધમાં તેને ઘણી સવલતો આપવામાં આવી. તે ઈ. સ. ૧૬૫૮ માં મરણ પામ્યો. આના પછી તેના જમાઈ અબુ હસન કુતુબશાહને તેની રાજગાદી મળી.

(સંદર્ભ ગ્રંથઃ—મોડકકૃત-દક્ષિણનો મુસમાની રાજ્યનો ઈતિહાસ. બીલનો કોશ. મુસલમાની રિયાસત, કાફીખાન વિગેરે).

**અબદુલ્લા સૈયદઃ**—બારહ એ ઠેકાણે આવી રહેલા પૈગંબરનો એક વંશજ હોઈ તેનો બાપ સૈયદ અબદુલ્લાખાન અથવા સૈયદ મિયા ઔરંગજેબના વખતમાં કેટલાક દિવસો સુધી બીજાપુરનો તથા ત્યાર પછી અજમીર પ્રાંતનો સુબેદાર હતો. અબદુલ્લાખાનને ઘણા પુત્રો હતા, પણ હુસનઅલી તથા હુસેનઅલી નામના બે જણા સૈયદ બંધુ તરીકે પ્રસિદ્ધ છે. તેમાંનો પહેલો, હસનઅલી એ અબદુલ્લાખાન-કુતુબ-ઉલમુલ્ક એ નામે પ્રખ્યાત છે. ૧૭૧૨ માં તેની ઉમર ૪૫ વરસની હતી. તે ૧૬૯૭-૯૮ ની સાલમાં ખાનદેશ, બાગલાણ, ઔરંગાબાદ વિગેરે ઠેકાણે ફોજદાર હતો.

ઈ.સ.૧૭૨૧ માં બહાદૂરશાહે તેને અલ્હાબાદનો સુબેદાર બનાવ્યો. આ સૈયદ ભાઇઓની મદદથી જ ફરૂખશીઅર ઈ. સ. ૧૭૧૩ માં દિલ્હીની ગાદીએ બેઠો. રાજ્યારોહણ સમારંભને વખતે તેણે અબદુલ્લાખાનને પોતાનો પ્રધાન નીમી તેને કુતુબઉલમુલ્ક એ પદવી અર્પણ કરી. આ પછીનાં સાત વરસ સુધી દિલ્હીના રાજાઓને નામના જ રાજા બનાવી સૈયદ ભાઇઓએ સ્વચ્છંદે રાજ્યકારભાર ચલાવ્યો. છેવટે ૧૭૨૦ માં મહંમદશાહની પ્રેરણાથી તેના ભાઇ હુસેનઅલ્લીનું ખૂન થયું. આથી તેની અને બાદશાહ વચ્ચે બરાબર વેર થયું. ૧૭૨૦ ના નવેંબર મહિનાની ૧૪મી તારીખે યમુનાતીરે આવેલા હસનપુરની પાસે બાદશાહ તથા તેની વચ્ચે લડાઇ થઇ તેમાં તે કેદ પકડાયો. બે વરસ પછી ૧૭૨૨ ના આકટોબર મહિનાની ૧૧ મી તારીખે (૩૦ જીલ્હેજ ૧૧૩૫ બીલ) અબદુલ્લાનું ખૂન થયું. સૈયદ બંધુના દિલ્હીના કારભારની સવિસ્તર હકીકત સૈયદ બંધુ

એ મથાળા નીચે આપેલી છે. ( સંદર્ભ ગ્રંથઃ— મરાઠી રિયાસત મધ્ય વિભાગ, બીલનો કોશ, ડૌસન ).

**અબદુલ્લા બિન અલ્લીઃ**—તેણે ફારસી ભાષાના ગ્રંથોનું ઉર્દુમાં ભાષાંતર કરીને " સિરક અલ હિંદ " નામનો ગ્રંથ લખ્યો. આ ગ્રંથ સંસ્કૃતમાંથી ફારસીમાં ભાષાંતર કરી લખવામાં આવ્યો હતો. ( બીલનો કોશ )

**અબદુલ્લા બિન અલી બિન અબ્રશુવ અલહલબીઃ**–તેણે હદસી તથા ઈમામિયા પંથના પ્રમાણગ્રંથો વિષે એક પુસ્તક લખ્યું છે. તેના બાપના બાપ અબુશુબાએ ઈમામ હસન તથા હુસેનના વખતની બધી દંતકથાઓ એકઠી કરેલી, એમ કહેવાય છે. તેણે આ બધી કથાઓ લખી કાઢી તે ગ્રંથ ઈમામ જાફર સાદિકને અર્પણ કર્યો. ઈમામ જાફરે આ બધું તપાસી તેમાં શુદ્ધિ કરી એમ કહેવાય છે. ( બીલનો કોશ )

**અબરડીનઃ**—આ સણુંદી ગામ (રૉયલબરો) અબરડીનશાયરનું મુખ્ય શહેર હોઈ સ્કૉટલૅન્ડના ઉત્તર ભાગનું બંદર છે. વસ્તી, ઉદ્યોગધંધો તથા સંપત્તિની બાબતમાં તેનો આખા સ્કૉટલેંડમાં ચોથો નંબર છે. આ શહેર ડૉન અને ડી એ નદીઓના મુખમાં ઉત્તર સમુદ્રના એક ઉપસાગર ઉપર વસેલું છે. જુના અબરડીન શહેરનો ઇતિહાસ તદ્દન જુદો છે. હાલ નવા તથા જુના અબરડીન શહેરમાં જરા પણ તફાવત જોવામાં આવતો નથી. આ શહેરમાં ગ્રૅનાઈટ નામના પત્થરની ઘણી ઇમારતો હોવાથી તેને ' ગ્રેનાઈટ સિટી કહેવામાં આવતું. આ શહેરને પાર્લામેંટના બે સભાસદો ચુંટવાનો હક છે. આ શહેર સ્કૉટલેંડના નિરોગી શહેરોમાંનું એક છે.

અહીંનો " યૂનિયન " સ્ટ્રીટ નામનો રસ્તો આખા બ્રિટીશ ટાપુમાં સારામાં સારો છે. આ રસ્તા ઉપરની મુખ્ય ઈમારતોઃ—શહેર તથા કાઉંટી પેઢી, ગાયનનું દિવાનખાનું, ટ્રીનીટી દિવાનખાનું, અબરડીંન ફ્રી પ્રેસ નામના વર્તમાનપત્રની કચેરી, તથા સ્કૉટલૅન્ડની રાષ્ટ્રીય પેઢી વિગેરે છે. તે સિવાય અહીં મ્યુનિસિપાલિટી તથા કાઉંટીની ઇમારતો, નગરભવન, મુક્તિફોજની ઇમારત, યંત્ર તથા શિલ્પશાળા, ચિત્રસંગ્રહાલય, પદાર્થસંગ્રહાલય, મૅકડોનેલ્ડ હૉલ ( ચિત્રોનું મકાન) તથા ગ્રંથસંગ્રહાલય વિગેરે ઈમારતો છે. પ્રાર્થનામંદિરો તો અહીં ઘણાં છે.

અબર્ડીન વિશ્વવિદ્યાલયને કીંગ ( ૧૪૯૪ ) નેમેરી સ્કુલ નામનાં બે વિદ્યાલયો જોડવામાં આવ્યાં છે. વિશ્વવિદ્યાલયમાં ૮૦૦ થી વધારે વિદ્યાર્થીઓ હોય છે. આ વિદ્યાલયનાં મકાનો ઘણાં ભવ્ય હોઈ તેની અંદર ગ્રંથસંગ્રહ ૧,૦૦,૦૦૦ થી વધારે છે. અહીં બીજી ઘણી શિક્ષણની સંસ્થાઓ છે. પાર્લામેંટ માટે એક સભાસદ ચુંટવાનો અધિકાર આપવામાં આવ્યો છે.

આ શહેરમાં અનાથ, નિરાશ્રિત, આંધળા, મુંગા વિગેરેને માટે ઘણી સંસ્થાઓ તથા દવાખાનાં છે ' ડુથી' નામનો અહીં એક મોટો બગીચો છે. " યૂનિયન ટેરેસ " નામના બાગમાં સર વિલિયમ વાલેસનું ઘણું ભવ્ય પુતળું હોઈ ગાર્ડન વિદ્યાલયની સામે સેનાપતિ ગાર્ડનનું પુતળું છે. શહેરનો કારભાર નગરસભા ચલાવે છે. આ સભામાં ૩૪ સભાસદો હોઇ તેમાંના બે જણની ચુંટણી પાર્લામેંટ માટે કરવામાં આવે છે.

અહીંનું બંદર છાછરૂં હોઈ ત્યાં રેતી વધારે છે. હાલમાં ઘણા સુધારા કરવામાં આવેલા હોવાથી તેનો વેપારરોજગાર વધ્યો છે. કાનડાથી ઢોરઢાંકરથી ભરેલાં વહાણો ઠેઠ બંદરમાં આવી શકે તેટલા માટે નહેર વધારે ઉંડી કરવાની યોજના હાલ અમલમાં મુકવામાં આવે છે. આથી ગોદીમાં સુધારો થતો હોઈ તેમાં લગભગ ૧॥ કરોડ રૂપિઆનો ખરચ થશે બંદરના મુખમાં ત્રણ તોપખાનાં હોઈ તે ઉપર ૧૯ તોપો ગોઠવવામાં આવી છે.

અબર્ડીન શહેરમાં ઘણા મહત્વના ઉદ્યોગ ચાલતા હોવાથી તે શહેર ઘણું આબાદ થયું છે. અહીં આઠ બૅન્કો છે. લગભગ ૩૦૦ વરસ થયાં અહીં ગ્રૅનાઇટની ખાણો ચાલુ છે. આ જાતના પત્થરનો નકશીકામ કરેલો ઘણો સામાન દુનીયાના બધા ભાગોમાં મોકલવામાં આવે છે. હાલનામાં ત્યાં માછલાં પકડવાનો ધંધો ધમધોકાર ચાલે છે. માછલાંથી ભરેલી ગાડીઓ ત્યાંથી રોજ લંડન મોકલવામાં આવે છે. અહીં ઉન, તાગ, તથા સુતરનાં ઘણાં કારખાનાં છે. અહીંનાં કાગળ બનાવવાનાં કારખાનાં ઘણાં જુનાં તથા પ્રસિદ્ધ છે. આ સિવાય અહીં કાંસકી, જુદી જુદી જાતના તારો વાળેલું કામ, દારૂ, રાસાયનિક દ્રવ્યો તથા વહાણો બનાવવામાં આવે છે.

અબરડીંન એ ૧૨ મા સૈકામાં ઘણું પ્રખ્યાત શહેર હતું. આ શહેરને ઇ. સ. ૧૩૩૬ માં ત્રીજા એડવર્ડે બાળી નાખ્યું. અહીંના બરોનું દફતર સ્કૉટલંડમાં સૌથી જુનામાં જુનું છે. કેટલાક સૈકા સુધી પાડોશી સરદારોના આ શહેર ઉપર હલ્લા થતા, તેથી આ શહેરને કીલ્લો બાંધવામાં આવ્યો.

ઇ. સ ૧૭૧૫ માં 'વૃદ્ધ ઢોંગી' ( ઑલ્ડ પ્રીટેંડર ) ની આણ ફેરવામાં આવી. ઇ. સ. ૧૩૯૬ માં આ શહેરમાં આસરે ૩૦૦૦ લોકોની વસ્તી હતી ઇ.સ. ૧૯૦૧ માં ૧૫૩૫૦૩ ની ૧૯૧૧ માં ૧૬૩૮૯૧ ની તથા ૧૯૧૧ માં ૧૫૮૯૯૯ લોકોની હતી.

આ શહેર ઘણું ચોકખું તથા સુંદર છે, બધી ઇમારતો પત્થરની સુંદર રીતે બાંધેલી હોઇ ત્યાંનું બજાર પણ ઘણું ભપકાદાર છે. અહીંની સ્મશાનભૂમિ તો ઘણી જ રમણીય તથા સુસોભીત દેખાય છે. આ 'ઠેકાણે હેરિંગ નામના માછલાં ઘણાં મળતાં હોવાથી તે પકડવાનો ધંધો ખુબ જોશમાં ચાલે છે' એમ શ્રી. મુજુમદાર પોતાના યુરોપના પ્રવાસ નામના પુસ્તકમાં લખે છે,

**અબાઝઈઃ**—હિંદુસ્થાનની વાયવ્ય સરહદ ઉપર આવેલા પેશાવર જીલ્લામાંના ચારસદ તહશીલ ( તાલુકા ) માં અબાઝઇ નામનો કીલ્લો તથા તે નામનું નાનું ગામડું છે. સ્વાત નદીના મુખ પાસેથી આસરે એક માઇલને અંતરે તે નદીના પશ્ચિમ કિનારે આ ગામ આવેલું હોઈ પેશાવરથી ૨૪ માઇલ દૂર છે. અબાઝઈનો કીલ્લો ઈ. સ. ૧૮૫૨ માં બાંધવામાં આવ્યો અને ત્યારથી જ બ્રિટિશ મુલકોનો ઉટમાન તથા મોહમંદ લોકોની સ્વારીઓથી બચાવ થએલો છે. આ ઠેકાણે ત્રીસ સીપાઇઓ રાખવામાં આવ્યા છે. હાલમાં તે સ્વાત નદીની નહેરના કામના ઠેકાણાથી તદ્દન નજદીકમાં હોવાથી તેનું મહત્ત્વ જરૂર વધારે છે.

**અબાના અને ફારપરઃ**—અબાના અને ફારપર એ દમાસ્કસ પ્રાંતની બે પ્રાચીન નદીઓનાં નામો છે. હાલની બારદા ( ઠંડી ) તથા આવાજ ( વક્ર ) એ નામની તે નદીઓ હોવી જોઈએ જુના કરારનો અરેબિક અર્થ ખરો માનવામાં આવે અને તે પ્રમાણે દમાસ્કસનો ફક્ત શહેર એવો અર્થ કરવામાં આવે, તો ફારપરનો અર્થ હાલની ટારા નદી થાય. આ બન્ને નદીઓ પશ્ચિમથી પૂર્વ દિશા તરફ વહેતી હોઈ દમાસ્કસના, મેદાનમાંથી પસાર થાય છે. આ કારણને લીધે અહીંનો પ્રદેશ ફળદ્રુપ ગણાય છે.

**અબ્બાનો પિટ્રોઃ**—એ પ્રાચીન કાળનો પ્રખ્યાત વૈદ્ય તથા તત્વવેત્તા હતો. તેનો જન્મ ૧૨૪૯ ની સાલના અરસામાં ઈટાલીમાં અબાનો એ ઠેકાણે થયો હતો. તેનું મરણ ૧૩૧૬ માં થયું. તેણે પોતાના ગ્રંથમાં અરબી વૈદકનું તથા તત્વજ્ઞાનનું સમર્થન તથા વિવેચન કરેલું છે. પ્રસિદ્ધ ગ્રંથ 'કાંસિલિએટર ડિફરેન્શિયારમ કવે ઈંટર ફિલૉસૉફાસ એટ મેડિકાસ વ્હર્સંટુર, ( માંટુઆ, ૧૪૭૨, વેનિસ, ૧૩૭૬ ) અને 'ડિ વ્હેનેનિસ એઓરૂમ્કવે રેમેડિઈસ ( ૧૪૭૨ ) એ નામના તેના બે પ્રસિદ્ધ કરેલા ગ્રંથો છે. તેમાંના બીજાનું ૧૫૯૩ માં લિઓન્સ શહેરમાં ફ્રેંચમાં ભાષાંતર પ્રસિદ્ધ થયું છે.

**અબાબ્દાઃ**—એ નામની આફ્રિકામાં પોતાને 'અરબી' કહેવડાવનારી એક જાત છે. તેની વસ્તી નાઈલ નદીની પૂર્વે તથા ઈજીપ્તના દક્ષિણ ભાગમાં છે.

જા તઃ—ગ્રંથમાં ઉલ્લેખ કરેલી બ્લેમિજ નામની જાત તે આ જ છે. એમ તે ઠેકાણાના અવશેષો તથા પરંપરા ઉપરથી જણાય છે, આ લોકો પોતાને અરબના વંશજ કહાવે છે, તો પણ તેમની અંદર ઈજીપ્તના ખેડુતોના રકતનું મિશ્રણ થએલું છે.

ર હે વા ની રી તઃ—તેઓ જ્યારે જોઇએ,ત્યારે ભટકતા જોવામાં આવે છે. તેમનો પોશાક ઈજીપ્ત દેશના ખેડુતો જેવો જ હોય છે.

**અબિંગ્ડનઃ**—અબિંગ્ડન નામનું શહેર વેપારનું મથક હોઈ તે ઇંગ્લંડના બર્કશાયરમાંનું મ્યુનિસિપલબરો છે, તથા રૅડલૅથી આવતી ગ્રેટ વેસ્ટર્ન રેલ્વે લાઇનનું સ્ટેશન હોઈ ઑકસફર્ડથી ૬ માઇલ દૂર છે. ત્યાંની વસ્તી આસરે સાત હજાર લોકોની છે. જે ઠેકાણે ઑક નામની નાની નદી ટેમ્સને મળે છે. તે ઠેકાણે પશ્ચિમ કિનારે ટેમ્સ નદીના પ્રદેશમાં આ શહેર આવેલું છે. નદીની પાસે સેંટ હેલેન્સનું પ્રાર્થનામંદિર હોઈ તેનો પુરાણો ઇંગ્લીશ મીનારો જોવા જેવો છે. ટેમ્સ ઉપરનો સાંકડી કમાનનો પૂલ ઈ. સ. ૧૪૧૬ ની સાલથી હજી સુધી ટકી રહ્યો છે. ગ્રામર સ્કુલ, ક્રાઈસ્ટ દવાખાનું, નગરભવન વિગેરે બીજી કેટલીક ઈમારતો ત્યાં જોવામાં આવે છે. કાપડ તથા શેતરંજીઓ બનાવવી તથા ખેતી કરવી એ અહીંના મુખ્ય ઉદ્યોગો છે. આ બરો, એક મેયર ચાર ઑલ્ડરમેન તથા બાર સભાસદો એટલાની દેખરેખ નીચે છે.

**અબિડૉસઃ**—(૧) આ ઈજીપ્તમાંનું ઘણું પુરાણું શહેર હોઈ નાઇલ નદીને પશ્ચિમ કિનારે આસરે સાત માઇલ ઉપર ૨૬'૧૦' ઉત્તર અક્ષાંશમાં વસેલું છે. તેનું ઈજીપ્શીયન નામ 'અબ્ડુ' ( બાકી રહેલો ડુંગર ) એવું હોઈ તે બાકી રહેલા ડુંગરનો ભાગ પવિત્ર ઑસિરિસના પવિત્ર માથાનો હતો. ગ્રીક લોકોએ આ શહેરને અબિડાસ એવું નામ આપ્યું. તેનું હાલનું અરબી નામ 'આરએટ એટ મડફુન્હે' એવું છે. આ શહેરના ઇતિહાસની

શરૂઆત ઇતિહાસની પૂર્વેના જે સમય તેના એવી ઉત્તરાર્ધમાં થાય છે. મેનાઇટની પહેલાંના રાજાઓએ આ શહેર વસાવેલું હોય એમ જણાય છે. કારણ કે તેની કબરો તથા મંદિર હાલમાં શોધી કઢવામાં આવ્યાં છે. પહેલા તથા બીજા વંશના કેટલાક રાજાઓને અહીં દાટવામાં આવ્યા હતા. તે રાજાઓએ આ દેવસ્થાન સુધારી તેને મોટું બનાવ્યું. બીજા વંશના ત્રણ રાજાઓએ શહેરના પાછલા ભાગમાં આવેલા રેતીના રણમાં મોટા મોટા કીલ્લા બાંધ્યા. વીસમા વંશના વખત સુધી આ શહેર તથા મંદિરો વારંવાર બાંધવામાં આવતાં, તથા અહીંની સ્મશાનભૂમિનો પણ વારંવાર ઉપયોગ કરવામાં આવતો. ઓગણીસમા વંશના પહેલા સેતીએ પૂર્વજોના સ્મરણાર્થે શહેરની દક્ષિણ દિશાએ એક મોટું મંદિર બંધાવવાની શરૂઆત કરી. બીજા રામેસીસે આ કામ પુરૂં કર્યું. ત્રીસમા વંશના નેખ્તાનેબનું બંધાવેલું દેવળ એ અહીંની છેલ્લી ઇમારત હતી. ટોલેમાઇકના સમયથી આ જગ્યા ઉજ્જડ થઈ અને ત્યારપછી અહીં બાંધકામ થયાં હોય, એ સંભવતું નથી.

૧લા વંશથી ૧૨ મા વંશના સમય સુધી ત્યાં શૃગાલદેવતા 'જપુ આઉટ' ની તથા તે પછી ઑસિરિસની ઉપાસના મોટા પ્રમાણમાં કરવામાં આવતી. ઇ. સ. પૂ. ૫૫૦૦—૫૦૦ સુધીના કાળમાં એક જ જગ્યા ઉપર એક પછી એક બાંધેલાં એવાં નવ દશ મંદિરોની દક્ષિણે પહેલા સેતીનું મંદિર છે. આ મંદિરને જ 'અબિડોસનું મોટું મંદિર' કહેવામાં આવે છે. આ મંદિરની એક ભીંત ઉપર મુખ્ય મુખ્ય વંશના રાજાઓનાં નામો કોરેલાં છે, તેને અબિડોસનો તખતો' કહેવામાં આવે છે.

(૨) એશિયા માઇનરના માયસિયા પ્રાંતમાંનું પ્રાચીન શહેર. હેલેસ્પાંટ ઉપરના નાગારા શિખર ઉપર તે વસેલું હતું. પહેલાં તે થ્રેસિયન લોકોનું હતું. તે પછી મિલેસિયન લોકો ત્યાં આવી વસ્યા હોવા જોઇએ. કસ કસીઁઝએ જ્યારે ગ્રીસ ઉપર સ્વારી કરી. ત્યારે તેણે આ ઠેકાણે જ હોડીઓનો પૂલ બનાવી ખાડી ઓળંગી. મેસિડોનના રાજા પાંચમા ફીલીપ (ઇ. સ. પૂ. ૨૦૦) ને ત્યાં અટકાવ્યો. આથી જ આ શહેરની પ્રસિદ્ધિ થઇ. હીરો તથા લિયાંડરની પ્રણયકથાને લીધે પણ આ શહેર પ્રસિદ્ધિમાં આવ્યું. બિઝાન્શિયમના વખત સુધી આ શહેર હેલીસ્પાંટ ઉપર જકાતનું થાણું હતું. બીજા સુલતાન મ્હમદે અહીં જુના કીલ્લા બંધાવવાથી ડારડેનલ્સની સામુદ્રધુની ઉપરના આ શહેરને વધારે મહત્વ પ્રાપ્ત થયું

**અબિપોનઃ**-દક્ષિણ અમેરીકન ઇંડીઅનોની આ નામની એક જાત હતી. આ લોકોની સંખ્યા ઇ. સ. ૧૭૮૦ના અરસામાં આસરે ૫૦૦૦ ની હતી, પણ હાલમાં, વહુવે, પાગ્વા, લેંગ્વા વિગેરે તેના જેવી બીજી જાતોની જેમ તે નાશ પામી એમ કહેવાય છે. આ લોકોમાં સાત વરસ સુધી રહેલા એક જેસુઇટ મિશનરી (માર્ટિન ડોબ્રીઝોફર) નીચે લખ્યા પ્રમાણે આ લોકો સંબંધી માહિતી આપે છે; તેટલી જ હાલ મળી શકે છે, તેથી વધારે મળી શકતી નથી. અબિપોન લોકો ઉંચા તથા ઘાટદાર શરીરવાળા હોઇ તે શિકારી લોકોની માફક ભટકયા કરે છે. તેઓ આખા શરીર ઉપર કપડાં પેહેરે છે તથા શરીરને ઘરેણાંથી તથા તેને રંગીને સુંદર બનાવવાનું તેઓને બહુ ગમે સ્ત્રીપુરુષો બન્ને પોતાનાં શરીર ઉપર કાંટાથી છુંદણાં છુંદાવે છે તથા તેથી થતા લોહીના સ્રાવ ઉપર રાખ નાખે છે. પુરુષો કપાળ ઉપર છુંદણાં તથા સ્ત્રીઓ મોઢું, છાતી, તથા હાથ ઉપર વિગેરે ઠેકાણે ફુલીઓ તથા બીજી જાતની સુંદર આકૃતિઓ કઢાવી લે છે. છોકરીઓ જુવાન થતાં તેમને સારા વર મળે તથા તેઓ સુંદર દેખાય તથા તે કેટલી ધીરજવાળી છે, તે જણાય તેટલા માટે આમ કરવામાં આવતું. સાત વરસથી મોટી ઉંમરના પુરુષો પોતાના હોઠ ઊપર અલંકાર પહેરતા. બડા બડા લોકો માટે અતિ ઉત્તમ એવો અલંકાર પિત્તળનો અથવા એક પ્રકારના ગુંદરનો કરવામાં આવતો. આ અલંકાર તેમની છાતી સુધી લટકતો. સ્ત્રી તથા પુરુષો પોતાના કાનનો નીચલો ભાગ એટલો બધો ખેંચતા, કે તે ઘણુંકરીને ખભા સુધી આવતો. આ લોકો ઘણા નીતિમાન હોય છે, એવું ડોબ્રીઝોફર લખે છે તેમનું પતિપત્ની તરીકે જીવન બહુ જ સુંદર હોય છે. કેદી લોકો સાથે માયાળુ રીતે વર્તી તેમને દુઃખ દેવામાં આવતું નહિ. વિજયનો સમારંભ દરવર્ષે રમતગમત તથા મદ્યપાનથી ઉજવવામાં આવે છે. તેમની અંદર જો કોઇ દુર્ગુણ હોય, તો તે મદ્યપાન એ જ છે. તે લોકો થોડા ધીમા છે. શૂરવીર હોવા છતાં પણ તેઓ લડાઇમાં ઘણું કરીને સાહસ ખેડતા નથી.

તેમની શરીરપ્રકૃતિ સારી હોવાનું કારણ ઘણે ભાગે તેમની અસગોત્રવિવાહપદ્ધત્તિ હોઇ શકે. તેમનામાં બાલવિવાહ બિલકુલ નથી. પુરુષની ૩૦ વરસની ઉંમરે તથા સ્ત્રીની ૨૦ ની ઉંમરે લગ્ન કરવામાં આવતાં. છોકરાંના જન્મ વખતે તેના

પિતાને પ્રસુતિસંસ્કારનું અનુકરણ કરવું પડતું. ભ્રૂણહત્યા તથા ગર્ભપાત આ લોકોમાં ઘણા થતા, દરેક સ્ત્રી બે છોકરાઓને જીવતા રાખી બાકીનાને મારી નાખતી. ત્રણ વરસ સુધી છોકરાં માને ધાવતાં હોવાથી આવી રીતે છોકરાં મારી નાંખવાનો રીવાજ પડયો. આ વખતમાં પુરુષોને સ્ત્રીઓ સાથે સંભોગ કરવાની સખત મનાઇ હોવાથી પુરુષો ફરીથી વિવાહ કરતા. છૂટાછેડા કરવા એ તેમની મરજીપર રહેતું, તો પણ ઘણી સ્ત્રીઓ કરવાનો રીવાજ ક્વચિત જોવામાં આવતો, તથા સ્ત્રીઓને પોતાની શોકયો સાથે ભાગ્યેજ રહેવું પડતું. છોકરીઓનાં લગ્ન વખતે તેમના બાપને છોકરીના પૈસા મળતા હોવાથી છોકરીઓની હત્યા કરવામાં આવતી. નહિ વિવાહેચ્છુ પુરુષને છોકરીના બાપને પૈસાની મોટી રકમ આપવી પડતી.

પ્રાર્થના સંબંધી જોતાં અબિપોન લોકોને ઇશ્વરનું ચિંતન તથા વિવેચન કરવું બહુ ગમતું નહિ. ઇશ્વર એ શબ્દ જ તેના શબ્દકોશમાં હતો નહિ. આ લોકો એક હલકી દેવીની ઉપાસના કરતા. આ દેવીનું 'અહરૈ ગિચી,' અથવા કવીવેટ એવું નામ હતું, કૃત્તિકા નક્ષત્રને આ લોકો અહરૈ ગિચી કહેતા. જ્યારે કૃત્તિકા નક્ષત્ર ક્ષિતિજ ઉપર નજરે ન આવતું, ત્યારે તે લોકો એમ માનતા, કે તે માંદું હોઈ મરણપથારીએ પડયું છે. તેનો જ્યારે ઉદય થતો ત્યારે નાચ, તમાશા, મેજબાનીઓ વિગેરે બાબતોથી તેનો સત્કાર કરવામાં આવતો, અહરૈ ગિચીએ કીબેટ નામના પુરોહિત લોકોને દૈવી શક્તિ આપેલી છે, એવું અબિપોન લોકો માનતા. આ કીબેટ પુરોહિતો આ સંપ્રદાય ચલાવતા. આ લોકો કીબેટથી ડરતા, કારણુ તેઓ એવું માનતા, કે જો કીબેટ ચીડાય, તો તેઓ વાઘ બની શકે છે. કીબેટનો દ્વેષ કરવાથી પણ મૃત્યુ આવે, એવું તે લોકો માનતા. વીજળી તથા ગડગડાટ, એ કીબેટોના મૃત્યુ પછીનાં સ્વરૂપો છે,એવી તેમની માન્યતા હતી. તે લોકો ધુમકેતુ તથા ગ્રહણોથી પણ ડરતા.

કુતરાઓની અંદર કીબેટો છે, એવું તેઓ માનતા, તેથી તેની અંદરના કીબેટોનો નાશ કરવા માટે તેઓ મરેલા માણસનું કાળજું તથા જીભ ઉકાળીને કુતરાંને પાતા. મરેલા માણસનાં સગાંવહાલાં માથું બોડાવતાં તથા સ્ત્રીઓ ૯ દિવસ સુધી રાત દહાડો રડયા કરતી. રડવા માટે બહારથી કેટલાંક માણસો બોલાવવામાં આવતાં. આ માણસોએ ફકત રાત્રે જ રડવું એવો નિયમ હતો, તથા ઘરની સ્ત્રીઓને જ્યારે રડવું આવે, ત્યારે તેઓએ રડવું. આ વખતે બીજી બોલાવેલી સ્ત્રીઓએ તેઓને રડવામાં મદદ કરવી. મરેલા માણસના નામનો જરા પણ ઉચ્ચાર કરવામાં આવતો નહિ. તેનું ઘર પાડી નાખવામાં આવતું તથા તેનાં સગાંવહાલાં પોતપોતાનાં નામો બદલતાં. નાનાં નાનાં બતકોમાં ભૂતો પ્રવેશ કરે છે, તેથી તેઓ રાત્રીને વખતે બુમો પાડે છે, એવું તે લોકો માનતા. મરેલાંઓની કબર ઉપર પાણીનું વાસણ, વસ્ત્ર, હથીઆરો, ગાય તથા ઘોડાનું શરીર વિગેરે મુકવામાં આવતાં.ગાય તથા ઘોડા મરેલા માણસના અંતકાળને વખતે મારેલાં હોય છે, તે જ તેની કબર ઉપર મુકવામાં આવે છે. પૂર્વજોની કબરોને માન આપવામાં આવતું તથા તેમાંનાં હાડકાં વારંવાર એક જગાએથી બીજી જગાએ લઇ જવામાં આવતાં, અને છેવટે ઘરની સ્મશાનભૂમિમાં તેઓને દાટવામાં આવતાં. ( એમ. ડોબ્રીઝોફર્સ હિસ્ટોરિઆ ડી અબિપોનિબસ; સારા કુલિઝ અકાઉંટ ઑફ ધી અબિપોન્સ ૩ વૉ. લંડન ૧૮૨૨ ).

**અબિરામમ્ઃ**—મદ્રાસ ઈલાકામાં મદુરા જીલ્લામાં આવેલી રામનાદ નામની જાગીરનું એક શહેર, ઉત્તર અક્ષાંશ ૯°-૨૯' તથા પૂ. રે. ૭૮°-૨૭' ઉપર આવેલું છે. આ શહેરમાં સાડા સાત હજાર માણસોની વસ્તી છે, તેમાંનો અરધા લબ્બઈ જાતના મુસલમાન વેપારીઓ છે. અહીંનો મુખ્ય ધંધો સાળ ઉપર કાપડ વણવાનો છે, આ સિવાય અનાજ રૂ, કાપડ વિગેરેનો વેપાર પણ ઠીક ચાલે છે. આ શહેરને પીવા તથા ખેતી માટે પાણી ઘણું છે. આ ગામથી બે માઈલ સુધી સાપનું ઝેર ચઢતું નથી, એવું અહીંના લોકોનું માનવું છે.

**અબિલાઃ**—(૧) આ પ્રાચીન સિરિયામાં એક શહેર હોઈ અબિલિનના નાના રાજ્યની રાજધાનીનું શહેર હતું. આ નામનું જ બીજું એક શહેર હોવાથી આ શહેર 'લિસોનીનું અબિલા' કહેવાય છે. દમાસ્કસથી હેલિઓપોલિસ ( બાઆલબેક ) જનારા ધોરી રસ્તા ઉપર આ એક પ્રખ્યાત શહેર હતું. પડેલાં મંદિરનાં ખંડીયેર ઉપરથી તથા બારદા નદીના કિનારા ઉપર સુકવાડી બારદા નામના ગામના શિલાલેખો ઉપરથી આ પહેલાં કયાં હતું તે જાણી શકાય છે. અબેલ અને અબિલા એ બન્ને શબ્દો સરખા હોવાથી આ ઠેકાણે અબેલને દાટવામાં આવ્યો હતો, એવી દંતકથા અહીં પ્રચલિત છે. જોસેફસના મત પ્રમાણે અબિલિન એ ઈ. સ. ૩૭ સુધી જુદું ઈટ્રીયન રાજ્ય હતું. ત્યાર પછી કલિગુલાએ તે પહેલા

અગ્રીપાને આપ્યું. ઈ. સ. ૫૨ માં ક્લૉડિઅસે આ રાજ્ય બીજા અગ્રીપાને આપ્યું.

( ૨ ) અબિલા એ શહેર પેરીઆ ( હાલમાં એને ' અબિલ એઝ ઝૈસ કહે છે. ) માં છે.

**અબિસીનિયાઃ**—તેનું પહેલાનું નામ ઈથિઓપિયા હતું. ઈશાન આફ્રિકાનો એક દેશ તથા રાજ્યમાં આ દેશ ૫° તથા ૧૫° ઉત્તર અક્ષાંશ તથા ૩૫° અને ૪૨° પૂર્વ રેખાંશની વચ્ચે આવેલો છે. અબિસીનિયાની ઉત્તરે ઈરીટ્રિઆ ( ઈટાલીઅન ) આવે છે. પશ્ચિમમાં આંગ્લ ઇજિપ્શીયન સુદાન, દક્ષિણમાં બ્રિટિશ ઈસ્ટ આફ્રિકા, પૂર્વમાં તથા અગ્નિ ખુણામાં સોમાલીલૅંડ તથા રાતા સમુદ્રની વચ્ચે આવેલા ગ્રેટ બ્રિટન, ફ્રાન્સ, તથા ઈટાલીનો પ્રદેશ છે. તેની ફક્ત ઈશાન બાજુએ સમુદ્ર હોઈ બાકીની બીજી બાજુએ યૂરોપીઅન રાજ્યો આવેલાં હોવાથી આ દેશ સમુદ્રથી જુદો છે. આ દેશના અબિસીનિયા તથા મધ્ય સોમાલીલૅન્ડ ( હારાર સાથે ) એવા બે ભાગ પાડવામાં આવેલા છે. આ દેશનું એકંદર ક્ષેત્રફળ ૩,૫૦,૦૦૦ ચોરસ માઈલ છે.

કુદરતી રચના—આ દેશ પર્વતમય છે એમ કહીએ તો ચાલે. ડુંગરાઓ બહુ ભવ્ય દેખાય છે. ૧૦° થી ૧૫° ઉત્તર અક્ષાંશની વચ્ચેનો ડુંગરાનો ભાગ સમુદ્રસપાટીથી ૭૦૦૦ થી ૭૫૦૦ ફુટ સુધી હોઈ ત્યાંના સરોવરના પાણીથી આ ડુંગરા વચ્ચેનો ભાગ ખુબ ભરેલો હોય છે. આ દેશમાં લગભગ બધા ડુંગરોનો ઢાળ વાયવ્ય તરફ હોવાથી લગભગ બધી મોટી નદીઓ તે દિશામાં નાઈલને મળે છે. આ નદીઓમાં ટકાઝી, આબાઈ, તથા સોબાટ, એટલી મુખ્ય નદીઓ કહી શકાય.

અબિસીનિયામાં સ્ટીફાની તથા રૂડાલ્ફ નામનાં બે મુખ્ય સરોવરો છે. સર્વથી મોટું સરોવર ( અબિસીનિયામાં ) રૂડાલ્ફ છે. આ દેશમાં ઉના પાણીના ઝરા પુષ્કળ છે, તથા અહીં ધરતીકંપ પણ વારંવાર થયા કરે છે.

ભૂસ્તર—અબિસીનિયામાં અગ્ન્યુત્પન્ન તથા જ્યૂરિન ( જુરાસિક ) જાતના ઘણા ખડકો જોવામાં આવે છે. સૅડાઈન નામના પદાર્થ બનેલા દ્રાચિટિક તથા લોખંડ જેવા કાળા રંગના આઠ અથવા છ પાસાવાળા ( બસાલ્ટ ) ખડકો પણ અહીં જોવામાં આવે છે.

આબોહવાઃ—અબિસીનિયાની તથા તેના ખંડીયા રાજ્યોની એ બન્ને હવા એક બીજીથી તદ્દન જુદા પ્રકારની છે. સોમાલીલૅન્ડની હવા ઘણી જ ગરમ તથા સુકી છે, પરંતુ અબિસીનીયાની હવા આરોગ્યકારક તથા સમશીતોષ્ણ છે. ઑકટોબરથી ફેબ્રુઆરી સુધી શિયાળો, જુન સુધી ઉનાળો અને પછી ચોમાસું, એવી રીતની ત્યાંની ૠતુઓ છે. ઘણું કરીને ત્યાં દર મહિને વરસાદ વરસે છે.

વનસ્પતિ તથા પ્રાણીઃ—આ દેશની દક્ષિણમાં આવેલા ડુંગરોમાં ઝાડપાન ઘણાં ઉગે છે. ખજુર, અંજીર, પાઈન, નારંગી વિગેરેનાં ઝાડો તથા ઈમારતી લાકડાનાં ઝાડો અહીં પુષ્કળ જોવામાં આવે છે. કાફા પ્રાંતમાં કાફીના છોડ પુષ્કળ હોઈ આ પ્રાંત હરહંમેશ જુદી જુદી જાતના ઘાસ વડે તથા રંગબેરંગી ફુલો વડે ફુલેલો હોય છે.

અહીંના જંગલોમાં પ્રાણી પણ જુદી જુદી જાતનાં જોવામાં આવે છે. હાથી, ગેંડા, મગર, સિંહ ચિત્તા, તરસ, વરૂ, શિયાળ, જંગલી સુવર, કાળીઆર મૃગ, વિગેરે જાતનાં પ્રાણીઓથી અહીંનું જંગલ ભરેલું છે. પશુ પ્રમાણે જુદી જુદી જાતનાં પક્ષી પણ ઘણાં નજરે પડે છે, ગરૂડ પક્ષી, ગીધ, બાજ, શકરા, કબુતર, ચકલી, શહામૃગ વિગેરે જાતનાં પક્ષીઓ અતિશય છે, તથા સાપની સંખ્યા અગણિત છે.

પ્રાંતો—રાજ્યકારભાર સહેલો થવા માટે અબિસીનિયાના પ્રાંત તથા ખંડીઆ રાજ્યો એવા બે ભાગ પાડવામાં આવ્યા છે. તેમાંના નીચે જણાવેલો પ્રાંતો મુખ્ય છે—ટાયગ્રે પ્રાંત અબિસીનિયાની ઈશાન્યમાં, અમ્હારા અથવા ગોંડાર મધ્યમાં, ગોજામ પ્રાંત અબાઈ નદીના અર્ધવર્તુલાકાર વહેણથી ઘેરાએલો, તથા શોઆ પ્રાંત અબાઈની પૂર્વે તથા અમ્હારા પ્રાંતની દક્ષિણે આવેલો છે. આ પ્રાંતો બાદ કરતાં ગોજામની નૈઋત્યમાં આવેલો 'વાલેગા' પ્રદેશ પૂર્વમાં આવેલો હારાર પ્રાંત, કાફા પ્રાંતો તથા સોમાલીલૅન્ડનો મધ્ય ભાગ, એટલાનો અબિસીનિયાના સામાજ્યમાં સમાવેશ થાય છે.

શહેરોઃ—આ દેશમાં ઘણું કરીને મોટાં શહેરો તો નથી. ટાયગ્રે પ્રાંતમાંનું આકઝમ શહેર એ રાજધાની હતી. મધ્યયુગમાં ગોંડાર રાજધાની હતી તથા ૧૮૯૨ થી શોઆ પ્રાંતમાંનું એડીસ આબાબા એ રાજધાનીનું શહેર છે.

વેપારનાં સાધનોઃ—રેલ્વે, સડકો, તારાયંત્રો, સંદેહવાહક યંત્રો વિગેરે અહીંનાં વેપારનાં સાધનો છે.

ખેતીઃ—અહીંની જમીન ઘણી જ ફળદ્રુપ છે. તેથી ખેતીનો ધંધો મોટા પ્રમાણમાં ચાલે છે. આ ધંધો ઘણું કરીને ગાલા લોકો વિશેષ પ્રમાણમાં કરે છે. અબિસીનિયન લોકો આળસુ હોવાથી ખેતી

કરવામાં તેઓ હોંશીઆર નથી. મકાઈ, દુરા, જવ, ઘઉં, રાઈ, વટાણા, રૂ, શેરડી, ભોંયશીંગ વિગેરે અહીં ઉપજે છે. કાફીની ઉપજ અહીં ઘણી થાય છે. ખેતીમાં જુની પદ્ધતિનાં જ ઓજારો વપરાય છે.

ખેતર ખેડવાનું કામ બળદોની મદદથી કરવામાં આવે છે. અબિસીનિયન લોકો ઘેટાં તથા બકરાં પાળે છે. દેશ્ય લોકો બકરાનું માંસ ઘણી હોંસથી ખાય છે. સામાન લાદવા માટે ખચ્ચરનો ઉપયોગ કરવામાં આવે છે.

ખનિજ પદાર્થો:—દક્ષિણ તથા નૈઋત્ય પ્રાંતોમાં સોનાની ખાણો છે. આ સિવાય રૂપું, લોખંડ, કોલસો તથા બીજા ખનિજ પદાર્થો પણ અબિસીનિયામાં ઉત્પન્ન થાય છે.

વેપાર:— અબિસીનિયામાં બંદર ન હોવાથી આ દેશનો બીજા દેશ સાથેનો વેપાર: મસાવા, જીબુટી ( ફ્રેંચ ), ઝેબા તથા બર્બેર ( બ્રિટીશ ) નામનાં પરરાજ્યનાં બંદરો મારફત ચાલે છે. કૉફી, ચામડું, હાથીદાંત, શહામૃગનાં પીછાં, ગુંદર, સોનું, વિગેરે વસ્તુઓની નિકાસ થાય છે તથા કાપડ, હથીઆરો, દારૂગોળા, ચોખા, ખાંડ, શેતરંજીઓ, તથા સાહેબ લોકોની ટોપીઓ વિગેરે વસ્તુઓની ખાસ કરીને આયાત થાય છે.

૧૯ મા સૈકા સુધી અહીં મરાયા થેરીસા ડૉલર એ ચલણી નાણું હતું. ૧૮૯૪ ની સાલમાં મેનેલેક ડૉલર અથવા 'તલારી' નામનું એ શીંલીંગની કિંમતનું નાણું પ્રચારમાં આવ્યું. ઇ. સ. ૧૯૦૫ માં અબિસીનિયામાં એક બૅંક સ્થાપવામાં આવી. આ બૅંકની પાસે ૫૦૦૦૦૦ પૌંડની મુડી હોઇ તેને નાણું પાડવાનો અધિકાર આપવામાં આવ્યો છે.

શાસનવ્યવસ્થા:—પોતપોતાના દેશમાં રાજાઓ પોતાની સત્તા ચલાવે છે. અબીસીનિયાના બાદશાહને 'નેગસ નેગુસ્તી' ( રાજાઓના રાજા ) એવી પદવી છે. બાદશાહને સલાહ આપનારૂં એક રાજમંડળ હોય છે. ઈ. સ. ૧૯૦૭ માં યૂરોપીઅન પદ્ધતિ પ્રમાણે ત્યાં એક કૅબીનેટ સ્થાપન કરવામાં આવી, તથા પરરાષ્ટ્રીય રાજકારણ, લડાઈ, વેપાર, ન્યાય, જમાબંદી, વિગેરે ખાતાં ઉપર પ્રધાનોની નીમણુકો કરવામાં આવી. જસ્ટીનિયનના કાયદાના સંગ્રહ પ્રમાણે અહીં ન્યાય આપવામાં આવે છે. ન્યાયાધીશોના નિકાલો ઉપર બાદશાહ પાસે અપીલ કરી શકાય છે. મુખ્ય ન્યાયાધીશને 'આફા-નેગસ' કહેવાય છે. જમીન ઉપર બાદશાહ અથવા ધર્મગુરુની માલેકી હોય છે. પાદરી લોકો પ્રાથમિક શિક્ષણ આપે છે. ૧૯૦૭ માં ફરજીયાત કેળવણીનો કાયદો પસાર કરવામાં આવ્યો. બાર વરસથી ઉપરના છોકરાઓને આ કાયદો લાગુ કરવામાં આવે છે.

લોકસંખ્યા, ભાષા તથા સ્વભાવ:— અબિસીનીયાના રાજ્યની વસ્તી ૩૫ થી ૫૦ લાખ સુધીની છે. અહીં ખાસ કરીને તો અબિસીનિયન, ગાલા તથા સોમાલી જાતના જ લોકો વસે છે. આફ્રીકાની બહારના લોકો પણ અહીં આવી વસ્યા છે. દાખલા તરીકે આર્મેનિયન, હિંદી, યાહુદી, ગ્રીક, બ્રિટીશ, ઈટાલીઅન, ફ્રેંચ તથા રશિયન લોકો પણ અહીં થોડા ઘણા છે.

હેમિટિક વંશના પૂર્વમાં આવેલી શાખાના લોકો પ્રથમ અબિસીનિયામાં રહેતા હોવા જોઇએ એવું વિદ્વાનો ધારે છે. તો પણ આજ સુધીમાં ઉંચા દરજ્જાના લોકોમાં સેમિટિક સંસ્કૃતિનો વધારે પ્રચાર થએલો જોવામાં આવે છે. મધ્ય પ્રાંતમાંના લોકોનો રંગ ઘણો જ પીળો હોઈ ઉત્તર ભાગના લોકોનો તપખીરી છે. દક્ષિણ ભાગમાંના ઘણા લોકો શરીરે મેશ જેવા કાળા હોય છે. ઘણા ખરા લોકો સીદી હબસી જેવા, જાડા હોઠવાળા, દબાએલા નાકવાળા, તથા કાળા અને ગુંચળાવાળા વાળવાળા હોય છે, છતાં પણ ત્યાનાં રહેવાસીઓને 'મિશ્ર હેમિટીસેમિટિક લોકો' ગણવા પડે એમ છે. શોઆ અને અમ્હારા પ્રાંતમાંના વોલો જીલ્લામાં 'ગાલા' લોકો ઘણા નજરે પડે છે. દરબારી તથા ઉંચા દરજ્જાના લોકોની ભાષા સેમિટિક ભાષા જેવી છે. મૂર્તિપૂજક તથા પ્રાચીન સેમિટિક તત્ત્વો જેના રોમરોમમાં રહ્યાં છે એવા લોકો ઉપર જુલમથી ખ્રિસ્તી ધર્મ લાદવામાં આવવાથી ખ્રિસ્તી ધર્મ રાજધર્મ થયો. આથી જુના વિચારો અબિસીનિયન લોકોના મનમાંથી જઈ ન શકયા. હજી પણ ગુન્હેગાર શોધવા માટે સ્વપ્નનો આશ્રય લેવામાં આવે છે. આવે પ્રસંગે ઉપાધ્યાય ( ગોર ) ને બોલાવવામાં આવે છે. તેની શાપવાણી તથા પ્રાર્થનાનો જ્યારે ગુન્હેગાર શોધવામાં જરા પણ ઉપયોગ થતો નથી, ત્યારે એક નાના છોકરાને કેફી દવા પાઈ તેના સ્વપ્નામાં જે મનુષ્ય આવે, તેને અપરાધી તરીકે પકડવામાં આવે છે. ઉપાધ્યાયે જણાવેલો માણસ જ્યાં સુધી તે છોકરાના સ્વપ્નમાં ન આવે, ત્યાં સુધી તે છોકરાને કેફી પદાર્થના ઘેનમાં જ રહેવા દેવામાં આવે છે.

અબિસીનિયન લોકોમાં ખુન તથા ફાંસીએ ચઢાવવાના બનાવો ઘણું કરીને હંમેશાં જોવામાં આવે છે. તો પણ તેઓ જાતે ક્રૂર હોતા નથી. લડાઇમાં કેદીઓની ઘણું કરીને કત્તલ કરવામાં આવતી નથી.

ખૂની માણસને ખૂન થએલા માણસનાં સગાં વહાલાંને સોંપવામાં આવે છે. તેઓ તેને ફાંસીએ ચઢાવી શકે,અથવા તેની પાસેથી અમુક રકમ લઈ તેને છૂટો પણ કરી શકે છે. તેમની ઈચ્છામાં આવે તેમ કરવાની તેમને છૂટ હોય છે. મરેલાને કોઈ સગું વહાલું ન હોય, તો ખૂની માણસને શિક્ષા કરવાનું કામ ગોર લોકને સોંપવામાં આવે છે. અબિસીનિયન લોકો આળસુ હોવાથી ઘેરઘેર ભીખ માગતા ફરે છે. એમ કહેવામાં આવે છે, કે મોટો પ્રતિષ્ઠિત અબિસીનિયન પણ એમ કહે છે, કે 'વાણી એ ઈશ્વરે ભીખ માગવા માટે જ આપેલી છે.' આ લોકો, ગર્વિષ્ઠ તથા સ્વાર્થી, પણ બુદ્ધિમાન હોય છે. આ લોકોમાં ઉત્સવ પ્રસંગે ગાયની હત્યા કરવાનો રીવાજ છે. આ લોકો બહુ ખાઉધરા હોય છે તથા તેમની અંદર મીઠું એશઆરામ કરવાની વસ્તુ ગણાય છે. સ્ત્રીપુરુષો ગમે ત્યારે વિવાહબંધનો તોડી શકે છે. એક બાપથી, પણ જુદી જુદી માતાથી ઉત્પન્ન થએલાં છોકરાઓ એકબીજાને પોતાના શત્રુ ગણે છે.

ઈતિહાસ:—પ્રાચીન લોકોના ઇથિઓપિયા નામના દેશમાં અબિસીનિયાનો જો કે નહિ, તો પણ તેના ઉત્તર ભાગનો પૂર્વે સમાવેશ થતો હતો. મિસર તથા ઇથિઓપિયાનાં રાજ્યો વચ્ચે પૂર્વે સારી મિત્રતા હતી. આ બન્ને રાજ્યો ઉપર એક જ રાજા રાજ્ય કરતો હોય એવું કવચિત બનતું. હિબ્રુ લોકો આ કાળમાં ઈથિઓપિઆમાં વેપારી તરીકે રહેતા. ઈજીપ્તના ટૉલેમી રાજાના સમયમાં ઈથિઓપિઆમાં ગ્રીક લોકો આવી વસવા લાગ્યા. આ ગ્રીક લોકોમાંથી જ આગળ જતાં 'આકઝુમાઇટ' રાજ્યનો ઉદય થયો હોવો જોઈએ, એવું ઇતિહાસકારો કહે છે. ઈ. સ. ના પહેલા સૈકાથી સાતમા સૈકા સુધી આ રાજ્યનો વિકાસ થતો ગયો. તથા એક વખતે અબિસીનિયા આ રાજ્યનો એક ભાગ ગણાતો.

ઈ. સ. ૩૩૦ ના અરસામાં ઈથિઓપિયામાં ખ્રિસ્તી સંપ્રદાયે ચંચૂપ્રવેશ કર્યો. પહેલાં પહેલાં આ સંપ્રદાયનો પ્રસાર આ દેશમાં કંઈ વિશેષ થઈ શક્યો નહિ, પરંતુ પાંચમા સૈકાના છેવટના વર્ષોથી આ સંપ્રદાયનો પ્રસાર સારી રીતે થવા લાગ્યો. આકઝુમના રાજાએ ( ૫૨૫ ઈ. સ. ) અરબસ્તાનમાંનું યેમેન જીત્યું. આ પ્રમાણે અરબસ્તાનનો અતિશય ફળદ્રુપ એવો પ્રદેશ ઈથિઓપીયનોના તાબામાં આવ્યો, પરંતુ જ્યારે મુસલમાનોએ ઈજીપ્ત જીત્યું, ત્યારે ઈથિઓપિયનોને તાબે અરબસ્તાન ન રહ્યું. જેમ જેમ મુસલમાનોની વિજયી સત્તા વધારે વધારે પ્રસાર પામવા લાગી, તેમ તેમ ઈથિઓપિયાનો બીજાં સુધરેલાં રાજ્યો સાથેનો વહેવાર બંધ પડતો ગયો.

ઈ. સ. ૧૦૦૦ ના અરસામાં જુડીથ નામની યહુદી રાજકન્યાએ રાજવંશનો સમૂળ નાશ કરવાનું કાવતરૂં રચ્યું. આ કાવતરૂં ફૂટવાથી બાલરાજાને શોઆમાં લઇ જવામાં આવ્યો. ત્યાં તેની સત્તા સ્થાપવામાં આવી. બાકી રહેલા રાજ્ય ઉપર જુડીથે ૪૦ વરસ સુધી રાજ્ય કર્યું. ઈ. સ. ૧૨૬૮ માં અસલના રાજાઓના વારસને રાજ્ય સુપરત કરવામાં આવ્યું.

૧૫ મા સૈકાના અંતમાં અબિસીનિયામાંના પોર્ટુગીઝ લોકોના મિશનરી આવતા થયા, પેડ્રો ડી કોમેવિલહૅમ ઈ. સ. ૧૪૯૦ માં અબિસીનિયામાં આવી પોતાની પાસેના પોર્તુગાલના રાજાએ આપેલા પત્રો બાદશાહને સ્વાધીન કર્યા. ઈ. સ. ૧૫૦૦ માં બાદશાહે મુસલમાનની વિરૂદ્ધ પોર્તુગાલના રાજાની મદદ માગી. આ વિનંતિ પ્રમાણે પોર્તુગીઝ કાફલાએ રાતા સમુદ્રમાં ૧૫૨૦ માં પ્રવેશ કર્યો. ઈ. સ. ૧૫૨૮ થી ૧૫૪૦ દરમિયાન પ્રખ્યાત સરદાર મહમદ ગ્રેનના શુરવીર સૈનિકોએ આ દેશમાં પ્રવેશ કર્યો. બાદશાહ નાસીને પર્વતમાં છુપાઈ બેઠો. આ વખતે ફરી પોર્તુગીઝની મદદ માગવામાં આવી. ઈ. સ. ૧૫૪૧ માં પોર્તુગીઝ તથા અબિસીનિયાના મિશ્ર લશ્કરની મુસલમાનો સાથે લડાઈ થઈ, પણ તેમાં મુસલમાનો જ વિજયી થયા. પરંતુ ૧૫૪૩ માં મહમંદ ગ્રેન લડાઇમાં મરાયાથી તેના લશ્કરનો સ્વાભાવિક રીતે પરાજય થયો. આથી પોર્તુગીઝ લોકોનું અબિસીનિયામાં જોર વધ્યું. હજુ સુધી આકઝુમાઈટ રાજાઓ ખ્રિસ્તી થયા ન હતા. હવે પોર્તુગીઝ લોકો બાદશાહને જાહેર રીતે ખ્રિસ્તી થવા આગ્રહ કરવા લાગ્યા. ૧૭ મા સૈકાની શરૂઆતમાં ફાધર પેડ્રો પાએઝ નામના પાદરીએ રાજાનું મન વાળી તેને ખ્રિસ્તી ધર્મની દીક્ષા આપી, પરંતુ આ પછીના મેંડેઝ નામના માણસના અદૂરદર્શીપણાને લીધે લોકોના મનમાં પોર્તુગીઝો માટે તિરસ્કાર ઉત્પન્ન થયો અને આખરે ઈ. સ. ૧૬૩૩ માં તેમને અબિસીનિયામાંથી હાંકી કાઢવામાં આવ્યા.

અબિસીનિયન રાજ્યના પ્રાંતની મધ્યવર્તી સરકાર ઘણું કરીને અમ્હારામાં રહે છે, તથા ત્યાંનો બાદશાહ પોતાને 'રાજાધિરાજ' (નેગસ નેગુસ્તી) કહેવડાવે છે. મોટા મોટા પ્રાંતોના રાજા પણ પોતાને નેગસ અથવા રાજા કહેવડાવે છે.

બાદશાહના કાંડામાં જોર હોય, તો તે બીજા પ્રાંતોમાંથી ખંડણી વસુલ કરે છે. અબિસીનિયાનો ઇતિહાસ ખુન, મારામારી, લુટફાટ તથા અંધાધુધીથી ભરપૂર છે. દેશમાં કવચિત જ ઉદાર રાજાઓ થઈ ગયા છે. ૧૮ માં સૈકામાં પ્રખ્યાત તથા દયાળુ રાજાઓ નીચે પ્રમાણે થયા હતાઃ—(૧) ગોંડારના યેસુ રાજા ( ઈ. સ ૧૭૨૦માં મરણ પામ્યો), (૨) શોઆનો સબાસ્ટી (૧૭૦૩–૧૭૧૮ ,(૩) અમ્હારાનો ટેકલા જી આર્ડિસ(૧૭૭૦–૧૭૯૮). તથા ( ૪ ) શોઆનો અસ્ફ્નાસેન (૧૭૭૪–૧૮૦૭ ) ઈ. સ. ૧૮૦૫ માં અબિસીનિયા સાથે સંધી કરવા તથા રાતા સમુદ્રમાં બંદર મેળવવા માટે એક અંગ્રેજ લોકોનું શિષ્ટમંડળ અહીં આવ્યું. આ પછી યૂરોપીઅન વેપારી, પ્રવાસી તથા મિશનરી લોકોનાં ટોળાં અહીં આવવા લાગ્યાં. આ ક્રમ થિઓડોર બાદશાહના સમય સુધી અબાધિતપણે ચાલુ હતો. ૧૯ મા સૈકામાં અબિસીનીયામાં ગોંડાર તથા ટાયગ્રે એ બન્ને રાજ્યોના રાજાઓ વચ્ચે અબિસીનિયાના સાર્વભૌમત્વ માટે હંમેશાં ઝઘડો થયા કરતો હતો. આ ઝઘડામાં આખરે ટાયગ્રેના રાજા વોલડા સેલાસીનો વિજય થઈ તેને આખા અબિસીનિયાનું સ્વામિત્વ પ્રાપ્ત થયું એમ કહીએ તો ચાલે. ઈ. સ ૧૮૧૬ વૉલડા સેલાસી મરણ પામ્યો અને તેનું રાજ્ય આગાગીના સાગાબાદીસને મળ્યું. તેણે અંગ્રેજો સાથે મિત્રતા કરવાથી અમ્હારાના રાજા મેરીએ તેની ઉપર ચઢાઈ કરી. ૧૮૩૧ ના જાન્યુઆરી મહિનામાં આ બન્ને વચ્ચે લડાઈ થઈ. પણ તેમાં બન્ને જણ મરાયા. મેરી પછી અમ્હારાની ગાદી અલીને મળી. તે જાતે મુસલમાન હતો. સાયમનના સુબેદાર ચુબીએ અલી ઉપર ચઢાઇ કરી તેને હરાવી ટાયગ્રેની ગાદી તેની પાસેથી ખુંચવી લીધી તેણે આ વખતે ઉત્તર અબિસીનિયામાં બે પક્ષો પડયા હતા. અમ્હારા પ્રાંતનો પરાજય પામેલો રાજા અલી બ્રિટિશ પ્રૉટેસ્ટંટના આશ્રય નીચે હતો, અને ટાયગ્રેનો ચુબી ફ્રેંચ રોમન કૅથૉલિકના આશ્રયે હતો. આ બન્ને પક્ષો વચ્ચે વૈરાગ્નિ કેટલાક વર્ષો સુધી ધૂમસતો હતો, તે કાસા અથવા થિઓડોર રાજાના વખતમાં એકદમ સળગી ઉઠયો.

કાસાનો જન્મ ઇ. સ. ૧૮૧૮ માં પશ્ચિમ અમ્હારા પ્રાંતમાંના કવારા જીલ્લામાં થયો હતો. તેના કાકાના મરણને લીધે કવારા જીલ્લો કાસાને મળ્યો. ૧૮૪૧–૧૮૪૭ ની દરમ્યાન તેણે રાસઅલી સામે બંડ કર્યું અને થોડા વખત પછી તરત જ તેણે પોતાની સ્વતંત્રતા જાહેર કરી. રાસઅલી તથા ચુબીના એકત્ર સૈન્યનો ૧૭૫૩ માં ગૅાર્ગોરા એ ઠેકાણે તેણે પરાજય કર્યો. આ પછી કાસાએ આ દેશના બીજા પ્રાંતો ઉપર ચઢાઇ કરી. ગોજમ તથા ટાયગ્રેના રાજાઓને હરાવી ત્રીજો થિઓડોર એ નામ ધારણ કરી તે સિંહાસનારૂઢ થયો.

ફક્ત શોઆ પ્રાંત જ જીતવાનો બાકી હોવાથી થિઓડોર તેની ઉપર ચઢાઈ કરવાને માટે કોઈ કારણ શોધતો હતો. શોઆના રાજા મેલિકૅાથે ૧૮૫૦ માં રાસઅલી સાથે સંધિ કરવાથી, થિઓડોરને તેની ઉપર સ્વારી કરવાને એક બહાનું મળ્યું. તેણે તેની ઉપર ચઢાઈ કરી. લડાઈ ચાલુ હતી એ અરસામાં મેલિકૅાથ મરણ પામ્યો. થિઓડોરે તેના બાલરાજા મેનેલેકને હસ્તગત કરી તે ગોંડાર તરફ પાછો ફર્યો.

આ પછી તે વોલોગાલા લોકો જીતવાને નીકળ્યો. તેણે તેમનો દેશ લુંટી મૅગડાલા શહેર પોતાને તાબે કરી ત્યાં પોતાની સત્તા સ્થાપી.

હવે ગ્રેટ બ્રિટન તથા થિઓડોર વચ્ચે એક નજીવા કારણને લીધે કજીયો થયો. ઇંગ્લંડની રાણીને મોકલેલા કાગળનો જલદી જવાબ ન આવવાથી તેણે બ્રિટિશ એલચી કૅપ્ટન કૅમેરૉન તથા તેના સાથીદારોને કેદખાનામાં મોકલ્યા. તેણે રાણીને કેટલાક યૂરોપીઅન મજુર તથા યંત્રસામગ્રી મોકલવાને લખ્યું, તે પ્રમાણે રાણીએ મજુર તથા યંત્રસામગ્રી મોકલી થિઓડોરને કેદીઓને છોડવાનું કહ્યું. પણ થિઓડોરે તે પ્રમાણે ન વર્તવાથી ગ્રેટ બ્રિટન તથા અબિસીનિયા વચ્ચે લડાઈ જાગી ઉઠી. પહેલી લડાઇ અરોગીના મેદાન ઉપર થઇ. તેમાં થિઓડોરનું સૈન્ય થોડું પાછું હઠયું. બાદશાહે સંધી કરવાની ઇચ્છા પ્રદર્શિત કરી. બધા અંગ્રેજ કેદીઓને છૂટા કર્યા; પણ અંગ્રેજોને આટલા થોડા દિવસમાં લડાઈ બંધ કરવાની ઇચ્છા ન હોવાથી તેમણે મૅગડાલ્લા સર કર્યું; પણ તેઓ અંદર જઇએ જુએ છે, તો તેમને થિઓડોર મરણ પામેલો જણાયો. તેની ઈચ્છા પ્રમાણે તેના છોકરા અલમાયાહુને ઇંગ્લંડ લઈ જવામાં આવ્યો. અબિસીનિયામાં બધે ઠેકાણે શાંતિ થતાં અંગ્રેજ લશ્કર અબિસીનિયામાંથી ઈ. સ. ૧૮૬૮ના મે મહિનામાં ચાલ્યું ગયું.

પહેલાં જણાવ્યા પ્રમાણે શોઆ પ્રાંતનો રાજપુત્ર મેનેલેક થિઓડોરની દેખરેખ નીચે રહેતો હતો. તે અંગ્રેજ લોકોની સાથે લડાઈની ધાંધળમાં વાલોગાલા લોકોની રાણીની પાસે નાસી ગયો. આ રાણીનો છોકરો થિઓડોરના તાબામાં બાહેંધરી તરીકે આપવામાં આવ્યો હતો. મેનેલેકને પોતાને સ્વાધીન જો ન કરવામાં આવે, તો આ છોકરાને મારી

નાંખવાની ધમકી, થિઓડોરે રાણીને આપી. પરંતુ આ શૂર રાણીએ પોતાના રાજ્યની તથા પોતાના પ્રિય પુત્રના પ્રાણની પણ પરવા ન કરતાં મેનેલેકનું રક્ષણ કર્યું. મેનેલેક સુરક્ષિત રીતે શોઆમાં પહોંચ્યો અને તે ત્યાંની ગાદીએ બેઠો.

તે દેશના જ ડિજાજ કાસા નામના સરદારે થિઓડોર વિરુદ્ધ બ્રિટિશ લોકોને ઘણી મદદ કરેલી હોવાથી તે લોકોએ શસ્ત્રાસ્ત્રો તથા દારૂગોળો આપી તેનો સારો સત્કાર કર્યો હતો. આ સામગ્રીનો ઉપયોગ કરી તે ટાયગ્રે, અમ્હારા તથા ગોંડારના રાજાઓને હરાવી જૉન એ નામ ધારણ કરીને તે બાદશાહ થયો. ૧૮૭૨ માં ઇજીપ્તે બોગાસ તાબે કરવાથી તેણે ઇજીપ્શીયન લશ્કર ઉપર ચઢાઇ કરી ગુડેંટ એ ઠેકાણે તેમનો પૂર્ણ પરાજય કર્યો. (૧૩ નવેંબર ૧૮૭૫,) ૨૫ માર્ચ ૧૮૭૬ ને દિવસે તેણે બીજી વખત આવેલા ઇજીપ્શીયન લશ્કરને હરાવી તે પોતાના વિજયી લશ્કર સાથે શોઆ પ્રાંત તરફ વળ્યો. આ વખતે શોઆમાં ઘણી અંધાધુંધી ચાલી રહી હતી, તેથી તે જૉન મેનેલેકના લશ્કરને ઘણી જ સહેલાઈથી હરાવી શક્યો. આ વખતથી શોઆના સ્વાતંત્ર્યસૂર્યનો અસ્ત થઇ ત્યાં પારતંત્ર્ય રૂપી અંધકારનું સામ્રાજ્ય થયું.

અબિસીનિયાના રાજકારણ રૂપી રંગભૂમિ ઉપર હવે ઇટાલી પાઠ ભજવવા લાગ્યું. ઈ. સ. ૧૮૮૫ માં ઇટાલીએ અસાબએની ઉત્તરનું બૈલૂલ બંદર જીતવાથી, જૉન તથા મેનેલેક એ બન્ને ખુબ ચીડાયા. ઇજીપ્ત પાસેથી ઈટાલીએ મસાવા લીધાથી તો તેમનો ક્રોધાગ્નિ વધારે ભડકયો. ૧૮૮૭ ના જાન્યૂઆરી મહિનામાં યુદ્ધ શરૂ થયું. પરંતુ તે લડાઈમાં કોઇને કોઈ પણ જાતનો ફાયદો થયો નહિ. આ બાજુ જૉન તથા માહાદીના લોકો વચ્ચે કજીયો થઈ તે બન્ને વચ્ચે લડાઈ ચાલુ થઇ. માહાદીના લશ્કરે ગોંડાર લીધું. ત્યાર બાદ જૉન તથા માહાદીના લશ્કરનો પરાજય થયો પરંતુ જૉનને ગોળી લાગવાથી તેનું મરણ થયું. જૉનના મરણના સમાચાર સાંભળીને મેનેલેકે બાદશાહત પોતાને કબજે કરી જૉનના છોકરા માંગાશ પાસે પોતાની સત્તા કબુલ કરાવી. ૨ જી મે ૧૮૮૯ ને દિવસે ઇટાલીએ માંગાશ સાથે સંધી કરી તેને પોતાનો મિત્ર બનાવ્યો. આ સંધી 'યૂક્ષીઅલ્લી તહનામુ' કહેવાય છે. થોડા દિવસો પછી ઇટાલીએ હીલચાલ શરૂ કરી. આ જોઈ મેનેલેક સાવધાન થયો તથા તેણે આ બાબતનો ખુલાસો કરવાનું ઈટાલીને ફરમાવ્યું. આ બાજુ માંગાશે ઇટાલી વિરુદ્ધ માહાદીના લોકો સાથે કાવતરૂં રચી મોટું લશ્કર લઇ તે વડે તેણે ઈટાલીયન પ્રદેશો ઉપર સ્વારી કરી. ૧૮૯૫ માં ઈટાલીએ તેને હરાવ્યો. પરંતુ મેનેલેક, માંગાશની વહારે ધાવાથી ઈટાલીને પાછું હઠવું પડયું. (૧૮૯૫-૯૬).

ઈટાલીયનોએ ફરીથી લશ્કર એકઠું કરી અબિસીનીઆ ઉપર ચઢાઈ કરી. બન્ને લશ્કરોની વચ્ચે અઠાવા એ ઠેકાણે લડાઈ થઈ. પરંતુ ઈટાલીઅનોએ એવો તો સખત માર ખાધો, કે તેમના થી ત્યાર પછી જરાપણ માથું ઉંચું કરી શકાયું નહિ. આખરે યુક્ષીઆલી તહનામું રદ કરવામાં આવ્યું. ઈટાલીયનોએ અબિસીનીયાનુ સ્વાતંત્ર્ય માન્ય કર્યું. મેનેલેકની બાદશાહી સત્તાની સામે માંગાશ ફરીથી બંડ કરવાના વિચારમાં છે, એવું જણાઈ આવવાથી ઇ. સ. ૧૮૯૮ માં મેનેલેકે તેની ઉપર સ્વારી કરી તેને પોતાને શરણે આવવા ફરજ પાડી. ઈ. સ. ૧૯૦૨ માં ઇંગ્લંડ તથા અબિસીનિયા વચ્ચે સંધિ થઇ. સુદાન તથા અબિસીનિયાની હદ મુકરર કરવામાં આવી, તથા ઈ. સ. ૧૯૦૭ માં અબિસીનિયા તથા બ્રિટિશ ઇસ્ટિ આફ્રિકા અને યૂગાંડા વચ્ચેની સરહદો નક્કી કરવામાં આવી.

૧૮૯૯ માં હાજી મહમદ અબદુલ્લાએ બ્રિટિશ સોમાલી લૅંડની હદમાં બંડ કર્યું. બંડ સમાવવામાં અબિસીનિયાએ બ્રિટિશોને આખર સુધી મદદ કરી. ૧૯૦૩-૦૪ સુધી આ બંડ ચાલ્યું.

આ વખતે મેનેલેકનો વૈભવ અત્યુચ્ચ શિખરે પહોંચ્યો હતો. ઘણાં ખરાં યુરોપીયન રાજ્યોએ પોતપોતાના એલચીઓ તેના દરબારમાં રાખ્યા હતા. ૧૯૦૩ માં યુનાયટેડ સ્ટેટ્સ તથા અબિસીનિયા વચ્ચે વેપારી તહનામું કરવામાં આવ્યું. ૧૯૦૫ માં જર્મનીએ પણ તેની સાથે વેપારી તહનામું કર્યું.

૧૯૦૬ માં રાસ માકોનેન તથા માંગાશ એ બન્ને પાસેના વારસો મરણ પામવાથી દેશમાંના દૂરના રાજ્યલોભી વારસોની અંદર ટંટાબખેડા ઉત્પન્ન થવાનાં ચિન્હો જણાવા લાગ્યાં. આગળ ઉપર વિના કારણ થનારો રકતપાત ટાળવા માટે મેનેલેકે ૧૯૦૮ માં લિજ્યાસુ નામના પોતાના પૌત્રને પોતાનો વારસ નીમ્યો.

૧૯૧૦ માં તેને કોઇ રોગની પીડા થવાથી તે રાજ્યકારભાર જોવાને અશક્ત બન્યો, તો પણ ૧૯૧૩ ના ડિસેંબરમાં તે મરણ પામ્યો, ત્યાં સુધી બધા લોકો તેને સાર્વભૌમ રાજા તરીકે માનતા હતા. મેનેલેકના પૌત્ર લિજ્યાસુને ૧૯૧૦ માં રીજંટ નીમવામાં આવ્યો, તથા ગાદીનો વારસ પણ તે જ હતો. પરંતુ મેનેલેકની રાણી તૈતુએ આનો વિરોધ

કરી બધી સત્તા પોતાને કબજે કરી. પરંતુ એક વર્ષ પછી તેની પાસેથી તે છીનવી લેવામાં આવી. ત્યાર પછી તેણે બિલકુલ રાજકારભારમાં ધ્યાન દીધું નહિ. ૧૯૧૮ ના ફેબ્રુઆરી મહિનામાં તે મરણ પામી.

૧૯૧૧ થી લિજ્યાસુએ પોતાના હાથમાં રાજ્યની લગામ લીધી અને મેનેલેકના મરણ પછી બધા લોકોએ તેને સાર્વભૌમ રાજા તરીકે કબુલ પણ કર્યો. લિજ્યાસુનું વર્તન અનીતિનું હોઇ તે જુલમી હતો. કરોડ સવા કરોડ માણસોની વસ્તીમાં તેનું ખડું લશ્કર ( સ્ટૅંડીંગ આર્મી ) પાંચ લાખનું હતું. આ લશ્કરના લોકો લૂંટાલુંટ કરી પોતાનું ગુજરાન ચલાવતા, તેથી પ્રજામાં ઘણો અસંતોષ ફેલાવા લાગ્યો.

૧૯૧૦ થી ૧૯૨૧ સુધીના સમયમાં અબિસીનિયાના આંતર રાષ્ટ્રીય દરજ્જામાં કોઈ પણ જાતનો ફેરફાર થયો નથી. સ્પેનિશ પ્રોટેકટરેટસ બાદ કરતાં આફ્રિકાનો અબિસીનિયા, એ એક જ દેશ છેલ્લા દુનિયાના મહાયુદ્ધમાં પૂર્ણ રીતે તટસ્થ હતો.

ઈ. સ. ૧૯૧૪ માં જીબુતીથી હબાશ નદી સુધી રેલ્વે થઈ હતી તથા ત્યાંના લોકોમાં યૂરોપનો માલ ઘણો ખપવા લાગ્યો હતો. આ અરસામાં ૧૯૧૪ માં જગતનું મહાયુદ્ધ શરૂ થયું. લિજ્યાસુની ઉપર જર્મન તથા તુર્ક લોકોનો દાબ વધારે હતો. અબિસીનિયા ખ્રિસ્તી હોવાથી તથા લિજ્યાસુ ખ્રિસ્તી ધર્મ બરાબર પાળતો ન હોવાથી તેના ઉપર તેની પ્રજા નાખુશ થતી હતી. થોડા જ વખતમાં લિજ્યાસુએ જાહેર રીતે ઇસ્લામી ધર્મ સ્વીકારી પોતાના રાજ્યમાંના બધા મુસલમાનોને એકત્ર કરી, તે તુર્ક-જર્મનીના પક્ષમાં મળવા માટે તૈયારી કરવા લાગ્યો. તેણે પોતાના તાબાના મુસલમાન રાજાઓની રાજકન્યાઓ સાથે લગ્ન કર્યાં. ૧૯૧૬માં તુર્કસ્તાનનો સુલતાન એ ધર્મગુરુ છે, એમ પોતાના રાજ્યમાં સરકારી રીતે જાહેર કર્યું.

આ સિવાય તેણે પોતાના મુસલમાન અનુયાયીઓની આગળ એવું જાહેર કર્યું, કે જર્મની તથા આસ્ટ્રિઆએ ઈસ્લામી ધર્મ સ્વીકાર્યો હોઈ ફ્રાન્સમાં આ ધર્મ સ્થાપવાનું કામ ચાલે છે. જર્મનીનો વિજય થતાં જ મિત્ર રાજ્યોની વિરુદ્ધની લડાઈમાં સામેલ થવાનું પણ તેણે પ્રસિદ્ધ કર્યું.

ખ્રિસ્તી ધર્મની વિરુદ્ધ વર્તવાથી લિજ્યાસુનો નાશ થયો. મિત્રરાજ્યના અડિસઅબાબાના પ્રતિનિધિએ તથા ખાસ કરીને બ્રિટિશ મિનિસ્ટર ધી ઑનરેબલ. ડબ્લ્યુ. જી. થેસેગરે તુર્ક–જર્મન પક્ષની ચળવળ તોડી પાડવાની બહુ ખટપટ કરી. તે ખટપટ સફળ થવાથી તા. ૨૭ સપ્ટેંબર ૧૯૧૬ ને દિવસે ધર્માંતર કરવાના અપરાધ માટે લિજ્યાસુને પદભ્રષ્ટ કરવામાં આવ્યો તથા તેની ફોઈ પ્રિન્સેસ ઝૌડિતુ ( જુડિથ ) ને રાણી તરીકે જાહેર કરવામાં આવી; તેને બધી પ્રજાએ પણ સંમતિ દર્શાવી. લિજ્યાસુ હારારમાં લશ્કર એકઠું કરતો હતો. આ બાતમીની તેને ખબર પડતાં જ તેણે ઈસ્લામી ધર્મનો ત્યાગ કર્યાનું જાહેર કર્યું, પણ તેની ઉપર કોઇએ વિશ્વાસ ન રાખ્યો અને તેની દુર્બલતા માત્ર વ્યક્ત થઈ. થોડા સમય પછી આ બન્ને પક્ષો વચ્ચે લડાઈ થઈ, તેમાં લિજ્યાસુને હારીને હારાર છોડી નાસી જવું પડયું. પરંતુ લિજ્યાસુના બાપ રાસમિકેલે લશ્કર એકઠું કરી લડાઈ કરી. ૧૯૧૬ ના અકટોબર મહિનામાં સૅગેનો પાસે ભયંકર લડાઈ થઈ, તેમાં મિકેલનો પરાજય થયો, તથા તે પોતે કેદ પકડાયો ૧૪૧૭ માં લિજ્યાસુએ ફરીથી લશ્કર એકઠું કરી ચઢાઈ કરી, પણ આ વખતે પણ તે હાર્યો, અને તે સોમાલી તથા ડેનિયલ લોકોની સાથે ભટકવામાં દિવસો ગાળવા લાગ્યો. તેણે ૧૯૧૮ માં અરબસ્તાન માંહેના તુર્ક લોકોની મદદ મેળવવાનો પ્રયત્ન કર્યો. છેવટે ઈ. સ. ૧૯૨૧ માં સરકારી લશ્કર વડે તે કેદ પકડાયો.

ઝૌડિતુ રાણી મિત્ર રાજ્યોના પક્ષની હતી. તેણીએ ઈ. સ. ૧૯૧૯ માં લંડન, પૅરિસ, રોમ, બ્રુસેલ્સ, તથા વૉશિંગ્ટન એ ઠેકાણે મિશનો મોકલી વિજય માટે દોસ્ત રાજ્યોનું અભિનંદન કર્યું. દોસ્ત સરકારોએ આ મિશનની મારફતે અબિસીનિયાના સરકારને ગુલામગિરી બંધ કરવાનો તથા ખેતી તથા વેપાર વધારવાનો સદુપદેશ કર્યો.

આ દેશની આર્થિક ઉન્નતિમાં મુખ્ય બે અડચણો નડે છે. તેની આંતરિક અશાંતિ તથા વેપારનાં સાધનોનો અભાવ.

છેલ્લું વિશ્વવ્યાપી મહાયુદ્ધ પુરું થયું છે એટલે અને એડનના અખાતથી એડિસઅબાબા સુધી રેલ્વે થઈ છે એટલે હવે સુધારો થશે એમ લાગે છે. ૧૯૨૦ ની સાલમાં એકંદર વેપાર ૩૫–૪૦ લાખ પૌંડનો થયો. નિકાસ વેપારમાં ચામડાં, કૉફી, અને મધમાખીનું મધ એ ચીજો મુખ્ય છે. મુખ્ય આયાતનો વેપાર સુતરાઉ કાપડ છે. અહીંનો ઘણો ખરો વેપાર ગ્રીક, સીરીયન અને આરબ લોકોના હાથમાં છે. અહીં ખેતી સુધરેલી પદ્ધતિની નથી. વળી ખનિજ સંપત્તિ પણ હજુ અણશોધી છે.

અહીંના પાણીની શક્તિનો ઉપયોગ પણ હજુ કરવામાં આવેલો નથી.

સન ૧૯૨૩ ના પૂર્વાર્ધમાં અબીસીનીયામાં ગુલામગીરી વિષે બ્રિટીશ સરકારની એક શ્વેત પત્રિકા (વ્હાઈટ પેપર) પ્રસિદ્ધ થઈ હતી. તેમાં હેજાજના કિનારા પાસે ૨૬ ગુલામોથી ભરેલું વહાણુ મળી આવ્યું હતું. તેમને અબિસીનીયામાંથી ખરીદવામાં આવેલા હતા અને તેઓને અરબસ્તાનમાં વેચવાને માટે લઈ જવામાં આવતા હતા, એવું લખવામાં આવેલું હતું. અબિસીનીયાના રીજંટે એવી જામીનગીરી આપી, કે તેની સરકાર ગુલામોના વેપારીઓને પકડીને શિક્ષા કરવાને તૈયાર છે. તે વખતે એવી બીક રહેતી હતી, કે અબિસીનીયામાંથી ગુલામો પકડવાનું સ્થાન નહિ રહે, તો પછી અબિસીનીયાના આ વેપારના આગેવાન પોતાનું લક્ષ કેનીયાના સ્થાનિક જંગલી લોકો તરફ દોડાવશે ને ત્યાંની વસ્તીને ધકકો લાગશે. ૧૯૨૩ ના સપ્ટેંબરમાં અબિસીનીયાનો પ્રવેશ રાષ્ટ્ર સંઘ(લીગ ઑફ નેશન્સ) માં થયો. તે વખતે તેનો સ્વીકાર કરવો કે નહિ, તેનો એ સંઘને વિચાર થઈ પડયો હતો. કારણ તે વેળાએ ઑસ્ટ્રેલિયાએ અબિસીનીયામાં હજુ પણ ગુલામોનો વેપાર ચાલે છે, એવો આક્ષેપ કર્યો હતો.

**અબીલઃ**—અબીલ અને ગુલાલની ખપત આખા હિંદમાં છે. અબીલનો ઉપયોગ વિશેષે કરીને પંઢરપુર, આળંદી, દેહુ વિગેરે વારકરી પંથના લોકોમાં પુષ્કળ હોય છે. હરિકીર્તન, પુરાણનું વાચન અને પુરાણોક્ત ક્રિયા વિગેરે પ્રસંગોએ પણ તેનો ઉપયોગ કરવાનો રીવાજ છે. આ કારણુથી વેપારી નજરે અબીલ બનાવવાની કેટલીક રીતો નીચે આપી છે.

સફેદ રંગનું અબીલ બનાવવાની રીતઃ—(૧) વાળો, ચંદન, કપુરકાચલી, અને નાચણી (જવાર) એ ચાર પદાર્થોના મિશ્રણથી સફેદ રંગનુ અબીલ થાય છે.

બીજી રીતઃ—દેવદાર, લવીંગ, દવણા, ગવલાકચરા, અને એલચી, એ પદાર્થોના મિશ્રણથી સફેદ અબીલ તૈયાર થાય છે. આ પ્રકારના અબીલનો વાપર બંગાળામાં વિશેષ છે.

કાળા રંગનું અબીલ બનાવવાની રીત (૧):—ચંદન, નાગરમોથા, ગવલાકચરા, વિગેરે પદાર્થો પૈકી જે પદાર્થોનો ભુકો કરવાનો હોય, તેને પહેલાં તાપમાં તપાવી કે ખાંડણીમાં બારીક કુટી અથવા દળી કાઢવો. તેમાં કાળો રંગ આણવાને માટે દળતી કે ખાંડતી વખતે અંદર કોલસાની ભુકી નાખી દેવી. વસ્ત્રગાળ ભુકો કરી લીધા પછી જે કસ્તર રહે તેને ફરીથી કુટવું અથવા દળવું, આ ભુકાનો ઉપયોગ અગરબત્તી તૈયાર કરવામાં પણ થાય છે.

રીત બીજીઃ સફેદ ચંદન ૨૦ ભાગ, ગુલાબની કળીઓ ૨૦ ભાગ, પાચ ૨૦ ભાગ, બકુલનાં ફુલ ૧૦ ભાગ, કાળું અગરૂ ૨૦ ભાગ, જટામાંસી ૩ ભાગ, વાળો ૫ ભાગ, લોબાન ૫ ભાગ, નાગરમોથ ૫ ભાગ, દવણા ૫ ભાગ, મરવા ૫ ભાગ, સુખડનું તેલ ૪ ભાગ. ઉપર મુજબના પદાર્થો એકઠા કરી તેનો ભુકો કરી તેમાં સુખડનું તેલ મેળવી દેવું. વસ્ત્રગાળ ભુકીને કેસરના પાણીનો અને સુખડના તેલનો હાથ દેવો. આ રીતથી ખૂબ ઉંચી જાતનું અબીલ થશે.

પીળા રંગનું અબીલઃ—જૈન લોકો વસક્ષેપ કરવા પીળા રંગનું જે અબીલ વાપરે છે, તે તૈયાર કરવાની રીત નીચે પ્રમાણે છેઃ—ચંદન, કેશર, કપુર, ને કસ્તુરી એમનું મિશ્રણ કરવું. આ બહુ જ સુવાસિક હોય છે ને ઘણું મોઘું વેચાય છે.

**અબુલ આલા ઉલ માઆરીઃ**-(૯૭૩-૧૦૫૭) એ એક પ્રસિદ્ધ અરબી કવિ અને પત્રલેખક હતો. તેની જન્મભૂમિ સીરીયા હતી. નાનપણમાં જ તેના પિતા મરણુ પામ્યા અને ચાર વર્ષની બાળવયે બળીયા નીકળવાથી તેની આંખો જતી રહી. તેમ છતાં ઍલેપ્પો, ઍંટિઓક, અને ત્રિપોલીના સુપ્રસિદ્ધ વિદ્વાનો પાસેથી તેણે જ્ઞાન સંપાદન કર્યું. ૨૧ મે વર્ષે તે ત્યાંથી ભણીને પાછો આવ્યો. ૧૦૦૭ ની સાલમાં તે બગદાદ ગયો. ત્યાં તેની ગણત્રી વિદ્વાનોમાં થવા લાગી. બે વર્ષમાં ત્યાંથી તે પાછો પોતાના વતન મારામાં આવ્યો અને જીવ્યો ત્યાં સુધી સાહિત્ય અને શિક્ષણપ્રચારના કાર્યમાં તેણે જીવન ગાળ્યું.

તેના ગ્રંથોમાં 'કાવ્યસંહિતા' અને 'પત્રસંહિતા' એ બે મુખ્ય છે. 'સક્ત ઉઝઝંદ' અને 'લુઝુમિય્યાત' એ તેના ગ્રંથોનાં ખરાં નામ છે.

**અબુલ ફ્જલઃ**—અબુલ ફ્જલ ઉર્ફે અલ્લામી (સન ૧૭૫૧ થી ૧૬૦૨) આગરા નજીક તા. ૧૪ જાનેવારી ૧૫૫૧ ને રોજ જન્મ શેખમુબારિકના અસલ અરબ કુટુંબમાં તે પેદા થયો હતો. આ કુટુંબનો મૂળ પુરુષ શેખ મુસા અરબસ્તાનમાં રહેતો. નવમી સદીમાં તે સિંધમાં ઉતરી આવ્યો. ત્યાંથી શેખ બીજ ફકીર જેવો ફરતો ફરતો અજમેર નજીકના નાગોર નામે આવી પહોંચ્યો-જ્યાં શેખ મુબારિકનો જન્મ થયો. મુબારીકના

બચપણમાં જ એક દુકાળમાં તેના કુટુંબનો નાશ થયો. માત્ર મુબારિક પોતે બચી ગયો. પછી ત્યારના એક વિદ્યાપીઠના અધ્યાપનનો આસરો મેળવી તેણે શિક્ષણ મેળવ્યું. બાદ અમદાવાદમાં ઘણાં વર્ષ ગાળીને પછીથી આગ્રા નજીક જમના નદી કીનારે એક સાધુને ત્યાં જઇ રહ્યો. અહીં તે અધ્યાપન કરતો. તે ઘણો વિદ્વાન અને સ્વતંત્ર વિચારનો હતો. તે વખતે મુસલમાનોમાં શીયા, સુન્ની અને સુફી એવા ત્રણ ભેદ પડી ગયા હતા. મુબારિક સુની પંથમાં જન્મેલો, પણ પાછળથી તેણે શીયા પંથનો સ્વીકાર કરી યુરોપના લ્યૂથરની જેમ ધાર્મિક સુધારાની ચળવળનું નેતાપણું તેણે સ્વીકાર્યું. તેના બન્ને પુત્રો અબુલ ફૈઝી અને અબુલ ફ્ઝલ આગ્રામાં જ જન્મ્યા. તેણે તેમને સારી કેળવણી આપી તથા પોતાના ધાર્મિક વિચારોનો તેમના પર ઊંડો સંસ્કાર પાડયો. અકબરે મુબારિકને કેટલીક જમીન ઇનામમાં આપી હતી. પણ સુની પંથના ઉલેમાઓએ તેની વિરુદ્ધમાં કાન ભંભેરી તેને પકડવાનો હુકમ બાદશાહ પાસેથી મેળવ્યો, જેથી દીકરાઓને આગ્રામાં રાખી મુબારિક પસાર થયો. પછી તેના આ બન્ને પુત્રો મોટા હોદ્દાએ ચઢયા. તેમાંનો મોટો છોકરો સુફી પંથમાં માનનારો હોઈ હંમેશ વિચારમગ્ન જ રહેતો. તે ઘણી સુંદર કવિતા રચી શકતો અને ખરી ભક્તિથી ઈશ્વરનું સ્તવન કરતો. તેની કવિતા જોઈને અકબર ખુશ થયો ને તેણે તેને આશ્રય આપ્યો. ત્યારથી તેના કુટુંબને થતો ત્રાસ મટી ગયો ને તેના ભાગ્યનો ઉદય થયો. ( સ. ૧૫૬૮ ) નાનો ભાઇ અબુલફ્ઝલ વિશાળ બુદ્ધિવાળો અને મહત્વાકાંક્ષી હતો. તેમ ત્યારની સર્વે વિદ્યાઓમાં પારંગત હતો. તેવીસ વર્ષની ઉંમરે તો તેણે સર્વ ગ્રંથો વાંચી કાઢયા હતા ને પોતાના બાપ પ્રમાણે શીખવવાનું કામ કરવા લાગ્યો હતો. આખો જન્મારો તેણે લગભગ સંન્યાસવૃત્તિમાં જ પસાર કર્યો. તિબેટના લામા. પોર્તુગાલના પાદરી અને પારસી ઝેંદાવેસ્તા પંડિતો સાથે ચર્ચા કરવાનો તેને ઘણો શોખ હતો. પણ તે દરમ્યાન અકબરે ફૈઝીનો જે સત્કાર કર્યો, તે જોઇ તેણે પોતાનો આ શોખ પડતો મુકયો. દરબારી અને સમયોચિત વર્તન રાખી ભાટનો પાઠ ભજવવામાં પણ તે અતિ કુશળ હતો. સન ૧૫૭૪ માં તેના મોટા ભાઇની મધ્યસ્થીથી તેને બાદશાહ સાથે પરિચય થયો. તે પછી તેને તે દેવ માની રહ્યો. જાતે અકબર બાદશાહ પણ સ્તુતિપ્રિય હોવાથી તે બન્નેને સારી દોસ્તી જામી. અત્યારે અકબર ઘણી કફોડી સ્થિતિમાં આવી પડયો હતો. કેમ કે સર્વ ધર્મપંથના અનુયાયીઓને સમાન ભાવથી રાખવાનો તેનો નિશ્ચય હોવાથી જે મુસ્લીમોને, તેમણે શીયા પંથનો સ્વીકાર કર્યાથી ને સ્વતંત્ર વિચાર દર્શાવ્યાથી આગ્રાના સર ન્યાયાધીશે દેહાંત સજા આપી હતી, તેની અમલબજાવણી કરવા તેની હિંમત થઈ નહિ. પણ છતાં તે કુરાનધર્મચુસ્ત ઉલેમાઓને નાખુશ કરવાની પણ તે હિંમત કરી શકયો નહિ. ઉલેમાઓ તો ઝનુની અને ગર્વથી ફુલાઈ ગયેલા હતા. અરબી ભાષાનું જ્ઞાન અને કુરાન એ સિવાય બીજા કોઈ પણ શાસ્ત્રનું તેમને જ્ઞાન હતું નહિ. ફૈઝી અને ફ્ઝલની ઉન્નતિ જોઇ તથા બાદશાહ પર તેમની સારી છાપ પડેલી જોઈ ઉલેમાઓ તેની સામે ઘણા ઉશ્કેરાયા હતા. પોતાના બાપને પીડા આપવાથી તેમની ઉપર વેર લેવા અબુલ ફ્ઝલ પણ આતુર હતો. તેવામાં અકબર બાદશાહે હુકમ કર્યો, કે સર્વે ધાર્મિક સવાલોની ચર્ચા મારી રૂબરૂમાં થવી જોઈએ, કે જેથી ખરાખોટાનો ઈન્સાફ આપી શકાય. આવો હુકમ ફર્માવવામાં અકબરનો બીજો પણ એક હેતુ રહેલો હતો. તે એ કે અબુલ ફ્ઝલની બુદ્ધિમત્તા તથા વિદ્વત્તાનો લાભ લઇ ઉલેમાઓને ઉતારી પાડવા અને સલ્તનતમાં થતો ધાર્મિક જુલમ બંધ કરાવવો. આ હુકમ પ્રમાણે ઈ. સ. ૧૬૭૯થી દર ગુરુવારે સભાઓ મળવા લાગી ને તેમાં શીયા, સુન્ની, સુફી બ્રાહ્મણ, બૌદ્ધ, ખ્રિસ્તી, યહુદી, પારસી તથા અન્ય ધર્મપંથોના પંડિતો સંપૂર્ણ છુટથી ચર્ચામાં ભાગ લેવા લાગ્યા. અબુલ ફ્ઝલ સવાલો પુછી અભિપ્રાય મેળવતો. બાદશાહ તે મુજબ આખરનો નિર્ણય આપતો. આ સભામાં આખરે ઉલેમાઓ હાર્યા અને કુરાનના ફર્માન મુજબ બાદશાહ ધર્મમાં ફેરફાર કરી શકે છે, એવો અભિપ્રાય તેમને આપવો પડયો. આનું ઘણું ખરૂં શ્રેય તો અબુલ ફ્ઝલને જ હોવાથી બાદશાહના મનમાં તેને માટે પુષ્કળ માન ઉત્પન્ન થયું. સન ૧૫૯૦ ( હિજરી સન ૯૯૮) ના જાનેવારીમાં અબુલ ફ્ઝલની મા મરણ પામી, ત્યારે બાદશાહ તેને દીલાસો આપવા તેને ઘેર ગયો હતો. તેની સલાહથી જ બાદશાહે નવો ધર્મપંથ શરૂ કર્યો. આથી ફ્ઝલ સાથે મુસલમાનો બળવા લાગ્યા ને તેને ઉતારી પાડવા માટે તેમણે એક મોટું કાવતરૂં રચ્યું. રાજપુત્ર સલીમ અબુલ ફ્ઝલને ત્યાં જઈ ચઢયો, ત્યારે ત્યાં ૪૦ લેખકો કુરાનવિષયક ટીકાગ્રંથના ઉતારા કરતા હતા. આ ગ્રંથ તો ફ્ઝલના બાપે લખ્યો હતો. છતાં આ ગ્રંથ બાદશાહને બતાવી સલીમે તેને ભોળવ્યો, કે ' અબુલને તો કુરાનમાં જ ખરી શ્રદ્ધા છે. ભલે તમારે મોઢે માત્ર તે નવા ધર્મ પંથનાં વખાણ કરતો હોય.'

આથી ફ્રૅઝલ વિષે અકબરનો પ્યાર કંઇક ઘટી ગયો. પણ આ કાવતરાંની પૂરી ખબર મળતાં જ તેમની બન્નેની દોસ્તી હતી, તેવીને તેવી જ સંધાઇ ગઈ. પણ દુષ્ટ સ્વભાવનો સેલીમ આથી ડંખાયો; વળી તેણે પોતાના પિતા સામે જે કાવતરાં કર્યાં, તેમાં ય ફ્રૅઝલે તેને સહાયતા નહિ આપ્યાથી સલીમે તેને ઠાર કરવાનો ઘાટ રચ્યો. જ્યારે અબુલ ફ્રૅઝલ ઉજ્જયનીથી આગ્રા આવતો હતો, ત્યારે રસ્તામાં ઓરચ્છાં રાજ્યના જંગલમાં ત્યાંના રાજા વીરસિંહ-દેવે તા. ૧૨ આગસ્ટ ૧૬૦૨ ને રોજ તેનું ખુન કર્યું, તથા તેનું માથું અલાહાબાદ મોકલાવી આપ્યું. સલીમે તે ખરાબ જગામાં નાખી દીધું. તેના શબ પર અંત્રીગામમાં એક નાની કબર બાંધવામાં આવી હતી, જે આજે પણ મોજુદ છે. પણ આ વાત સાંભળતાં અકબર એકદમ બેભાન થઈ પડયો અને આ પછીનું જીવન તેણે લગભગ ઉદાસીનતામાં જ વ્યતીત કર્યું. માત્ર સલીમે ખુન કરાવ્યું, એ જાણતા છતાં તેણે તેને કોઇ જાતની સજા કરી નહિ! વળી કેટલાક એમ પણ કહે છે, કે ફ્રૅઝલના ખુન સાથે સલીમને કયાં સુધી સંબંધ હતો, તે બાદશાહ આખર સુધી જાણી શકયો ન હતો. પરંતુ વીરસિંહ પર માત્ર તેણે પુરું વેર લીધું.

પોતાના બાપ તથા ભાઇ કરતાં ય અબુલ-ફ્રૅઝલ યોગ્યતામાં શ્રેષ્ઠ હતો. તેના ગ્રંથો પરથી તેનું લખાણ કલ્પી શકાય છે. તેની ભાષા સાદી ને વિચાર ઉંચા હતા. અપશબ્દ સામે તેને ઘણો તિરસ્કાર હતો. વળી તેના સમગ્ર લખાણમાં એકેય અપશબ્દ આવ્યો નથી.' અકબરનામા' એ તેનો મુખ્ય ગ્રંથ હતો. એમાં ઉલેમાનાં કૃત્યોની ભરપુર ચર્ચા આવી જાય છે. છતાં તેમાં સામા પક્ષ પ્રત્યે ખરાબ શબ્દ એકેય જડતો નથી. આ ગ્રંથના ત્રણ ભાગ હોઈ ત્રીજો 'ઐન-ઇ.અકબરી.' વિખ્યાત છે. પહેલા ભાગમાં તૈમુરથી હુમાયુન સુધીના મોગલ પુરુષોનો વૃત્તાંત આવી જાય છે. બીજામાં અકબરની કારકીર્દીના મહત્વના સવાલોનો ચીતાર આલેખાયો છે. ત્રીજો 'ઐન.ઈ.અકબરી' તેનાપાંચ વિભાગ હોઈ પહેલાં ભાગમાં બાદશાહ, તેનુ કુટુંબ, દરબાર વિગેરે વિષે માહિતી મળે છે. બીજા વિભાગમાં દિવાની, લશ્કરી તથા દરબારી નોકરો, તેમનાં નામ, કામ ને પગાર-નો ખ્યાલ આવી જાય છે. ત્રીજામાં ન્યાય અને જમાબંદી ખાતાનું વિવેચન; ચોથામાં મુખ્યત્વે હિંદુઓની સામાજીક એને ઔદ્ધિક સ્થિતિનું વર્ણન કરવામાં આવ્યું છે. અને છેલ્લા એટલે પાંચમા ભાગમાં મહાન પુરુષો અને કવિઓનાં વચનો, કહેવતો, સ્ફૂટ ઉદ્ગાર વિગેરેનો સંગ્રહ આવી જાય છે. ત્રીજો ભાગ સન ૧૫૯૮ માં સંપૂર્ણ થયો· બ્લાકમેન તથા ઝૅરેટ એમણે તેની મૂળ નકલ પરથી અંગ્રેજીમાં તરજુમો કર્યો છે. બ્લોકેમેને અબુલફ્રૅઝલ વિષે અભિપ્રાય આપ્યો છે, કેઃ—

"તેની સત્યપ્રિયતા, પરમતસહિષ્ણુતા, દરબાર વિષે તેનો લાંબો અનુભવ તેની સુંદર ભાષા, તથા બાદશાહનો તેની ઉપર વિશ્વાસ, એથી તેના ગ્રંથોની કીંમત વધી પડે છે. બાદશાહની મહત્તા અને પોતાની વિદ્વત્તાનું તેણે આ ગ્રંથ રૂપે જાણે કે સ્મારક જ કરી રાખ્યું છે.

ઉપલા ગ્રંથો સિવાય જુદા જુદા વિષયો પર તેણે ઘણા ગ્રંથ લખ્યા છે. તેણે અકબરને લખેલા પત્રોનો સંગ્રહ પણ ઉપલબ્ધ છે. શેખ અબદુલરહિમાન અફ્જઝખાન નામનો તેને એક પુત્ર હતો. જહાંગીરે અબુલફ્રૅઝલ વિષેનું વેર યાદ ન રાખતાં શેખ અબદુલ રહિમાનને સલીમે બિહાર પ્રાંતનો કારભાર સોંપી દીધો હતો. શેખ અબદુલ-રહિમાન ઇ. સ. ૧૬૧૩ મરણ પામ્યો.

**અબુલ ફ્રૅરાજઃ**—(૮૯૧૭ થી ૯૬૧૭) આ અરબી પુરુષ કુરેશ જાતિના ઉમઈદોના કુટુંબમાં જન્મ્યો હતો. તે મહા વિદ્વાન અને કવિ હતો. ઉમઈદ થોડાંક વરસ સુધી સ્પેન દેશમાં રાજ્ય કરતા હતા અને એ ઉમઈદ ખલીફા પૈકી છેવટના મરવા-નનો વંશજ તે અબુલફ્રૅરાજ. તેનો જન્મ ઇસ્પહાનમાં થયો હતો. તેના જુવાનીના દિવસો બગદાદમાં પસાર થયાં હતા. પ્રાચીન અરબી સાહિત્યની અંદર તેનું સ્થાન ઉચ્ચ છે. તેણે પોતાના આયુષ્યનાં પાછ-ળનાં વર્ષો મહંમદ પેગમ્બર સાહેબનાં સ્થાનકોમાં ચાલીને જાત્રા કરવામાં ગાળ્યાં હતાં. છેવટે તે ભ્રમિષ્ટ બન્યો. તે શિયા પંથનો હતો. તેનાં કાવ્યો પૈકી "કિતાબ ઉલ અઘાની" નામક ગ્રંથ સુપ્ર-સિદ્ધ છે.

**અબુલ ફિદાઃ**—(૧૨૭૩-૧૩૩૧) આ અરબી ઇતિહાસ ભુગોલનો કર્તા. તેનો જન્મ દમાસ્કસમાં થયો હતો. બાર વર્ષની બાલવયે તેણે ખ્રીસ્તી ધર્મા-નુયાયીની સાથેના ધર્મયુદ્ધમાં ભાગ લેવા કમર કસી અને સમરાંગણમાં તેણે ભારે વીરતા દાખવી. ૧૩૧૦ ની સાલમાં તેને હામ્હાનો સુબો બનાવવામાં આવ્યો અને બીજાં બે વર્ષ પછી તે રાજા બન્યો. તેનો રાજ્યકારભાર ઘણો વ્યવસ્થિત હતો. દરબારમાં આવનારા વિદ્વાનોનું તે સન્માન કરતો. તેનો ઇલિકાબ સુલતાન મલિક ઉલ મુય્યદ હતો. તેનો મુખ્ય ઐતિ-હાસિક ગ્રંથ "માનવ જાતિનો સંક્ષિપ્ત ઇતિહાસ"

નામનો છે. તેમાં સૃષ્ટિની ઉત્પત્તિથી માંડીને ૧૩-૨૯ ની સાલ સુધીની હકીકત છે. તેના "ભૂગોલ" નામના ગ્રંથમાં જગતનાં મુખ્ય સ્થળો કોષ્ટકના રૂપમાં આપ્યાં છે. દરેક સ્થળની સાથે તેના અક્ષાંશ-રેખાંશ, હવામાન, અને તેનો પ્રાચીન ઇતિહાસ આપેલો છે. તેના કેટલાક ગ્રંથોનું લાટિનમાં પણ ભાષાંતર થયેલું છે.

**અબુલ ફૈજીઃ**—અકબરના દરબારનો સુપ્રસિદ્ધ સુફી પંથાનુયાયી કવિ. નાગોરના શેખ મુબારકનો તે પુત્ર હતો અને અબુલ ફજલ તેનો મોટો ભાઈ હતો. ( જુઓ અબુલ ફજલ. ) તેનો જન્મ સન ૧૫૪૭ ના સપ્ટેંબરની ૧૬ મી તારીખે ( ૧ શાબાન ૯૫૪ ) આગ્રામાં થયો હતો. અકબરની કારકીર્દીના ૧૨ મા વર્ષમાં તેની અને અબુલ ફૈજીની પ્રથમ મુલાકાત થઈ. તે વેળાએ ફૈજીના પિતા ઉપર અકબરના દરબારના મુસલમાન પંડિતોએ ગુસ્સો કરેલો. એટલે તે પોતાના પુત્રોને આગ્રામાં જ રાખીને ગુપ્ત વેશે ત્યાંથી પલાયન કરી ગએલો હતો. ફૈજીની કવિતાઓ વાંચીને અકબરને આનંદ થયો અને ચિતોડની લડાઈનું કામ ચાલુ હતું, તે વખતે તેણે ફૈજીને મળવા બોલાવ્યો. પહેલાં તો દરબારના ઉલેમાઓની માન્યતા એવી હતી, કે ફૈજીને સજા કરવા શહેનશાહે બોલાવ્યો છે. આથી તેમને ખુબ આનંદ થયો. લશ્કરના અધિકારીએ મુબારિકને ઘેર જઈને બિચારા ફૈજીને ખુબ ત્રાસ આપ્યો અને ધાંધળ મચાવી તેને પકડીને અકબર સમક્ષ ખડો કર્યો. પણ ત્યાં બાદશાહે તેનો સારી રીતે સત્કાર કર્યો, ત્યારે તેઓ ખુબ નવાઈ પામ્યા.

તે પછી ફૈજી થોડોક વખત શાહજાદા મુરાદને શીખવવાના કામમાં રોકાયો હતો. સન ૧૫૮૮ માં તેને "કવિરાજ" નો ઇલકાબ મળ્યો. હિંદમાં સર્વોત્કૃષ્ટ ફારસી કવિઓ માત્ર બે થયા છે. એક અમીર ખુશરૂ અને બીજો ફૈજી. ઇતિહાસ, તત્વજ્ઞાન, વૈદકશાસ્ત્ર, પત્રવ્યવહાર અને કવિત્વશક્તિ એમાં ફૈજીને આંટી દે એવું કોઈ જ નહોતું. તેની આગળની કવિતાઓને છેડે ફૈજી નામ છે પણ તે મરી ગયો, તે અગાઉ એક બે મહિના પહેલાં બનાવેલી કવિતાઓમાં તેણે 'ફૈયાજી' એવું પોતાનું નામ લખેલું છે. શહેનશાહના હુકમથી તેણે મહાભારતમાંથી નળદમયંતી આખ્યાનનું ફારસીમાં કાવ્ય રચ્યું છે. હિંદુ સાહિત્યનો અને શાસ્ત્રોનો કાળજીપૂર્વક અભ્યાસ કરનાર પહેલો મુસલમાન ફૈજી જ હતો. સંસ્કૃતમાં કાવ્ય અને તત્વજ્ઞાનના ગ્રંથો ઉપરાંત ભાસ્કરાચાર્યના બીજગણિત અને લીલાવતીનું પણ ભાષાંતર તેણે ફારસીમાં કર્યું હતું. તેની સ્વતંત્ર કવિતાઓ પણ સાદી છે અને તે ઉપરાંત પણ ફારસી સાહિત્યમાં કેટલાંક પુસ્તકો લખી તેણે વધારો કરેલો છે. તેણે ફારસી મૂળાક્ષરોના ૨૮ અક્ષરો પૈકી ટપકાં ન હોય તેવા માત્ર ૧૩ અક્ષરોનો જ ઉપયોગ કરીને કુરાન ઉપર સવાત-ઉલ-ઇલહામ નામની એક વિસ્તૃત ટીકા લખેલી હતી. તેણે એકંદરે ૧૦૧ ગ્રંથો રચેલા હતા, એમ કહેવાય છે. તેની કોઈ કોઈ વાર બીજાં રાજ્યોમાં એલચી તરીકે પણ નિમણુક થતી હતી. દાખલા તરીકે ૧૫૯૨ માં તે દક્ષિણમાં હતો, અને ત્યાંથી જ તેણે રાજાની ઇતરાજીમાં આવી પડેલા બદાઉની નામના ઇતિહાસકારને પત્ર લખ્યો હતો.

આગસ્ટ સન ૧૫૯૩ ( જીલ્કાદ ૧૦૦૧ ) માં શેખ મુબારિક મરણ પામ્યો. તે વખતે તેના બન્ને પુત્રોને અપાર કષ્ટ થયું. મુબારિકના દુશ્મનો ઘણા હતા. પણ તેની વિદ્વત્તાને લીધે લોકોમાં તેનું માન સારૂં હતું. ફૈજીને બિચારાને દમનો વ્યાધિ હતો. તેના પિતાના મૃત્યુ પછી માત્ર બે વર્ષના અરસામાં તે આગ્રામાં મરણ પામ્યો. ( શનિવાર તા. ૪ આકટોબર સન ૧૫૧૯ ) મરણ અગાઉ થોડાક વખત પહેલાં બાદશાહ અકબર પોતાના વિદ્વાન હકીમને સાથે લઈને તેની ખબર જોવા ગયો હતો. પરંતુ તે વખતે તેની વાણી બંધ થઈ ગયેલી હતી. બાદશાહે કહ્યું, "શેખજી! મારા હકીમે તમને આપવાને દવા આણી છે, તે લો." પણ કશો જ ઉત્તર ન મળ્યો, તેથી બાદશાહના જીવને સંતાપ થયો. એમ કહેવાય છે, કે તે વેળા તેણે સંતાપને લીધે માથા પરથી પોતાનું શિરછત્ર જમીન ઉપર પટકી નાખ્યું અને ઘણી વાર સુધી ત્યાં શોકગ્રસ્ત અવસ્થામાં બેસી રહ્યો. ( સંદર્ભ ગ્રંથઃ-આઇન-ઇ-અકબરી, મુસલમાની રિયાસત; બિલનો કોશ. ).

**અબૂકીરઃ**—ભૂમધ્ય સમુદ્રના મીસરના કિનારા ઉપરનો એક ભાગ. સીકંદરીયા (ઍલેક્ઝાન્ડ્રિયા) થી રેલ્વે માર્ગે ઇશાન ખુણામાં ૧૪॥ માઇલ ઉપર છે. મહેમત અલીએ અહીંના કીલ્લાનો રાજકીય કારાગૃહ તરીકે ઉપયોગ કર્યો હતો. અહીંથી નજીક રોમન, ગ્રીક અને ઈજીપ્તની પ્રજાઓની ઇમારતોનાં ખંડીયરો છે, અને આ ગામડાના અગ્નિ કોણમાં આસરે ૨ માઇલ ઉપર કૅનોપસની આસપાસના ભાગના કેટલાક અવશેષો મળી આવે છે. તેની આગળ થોડે અંતરે પૂર્વની નાઇલની કૅનોપસ શાખાનું ભૂમધ્ય સમુદ્રને મળવાનું સ્થાન છે. પૂર્વ બાજુએ નાઇલના રોસેટા મુખ સુધી પ્રસરેલો અબુકીરનો વિશાળ ઉપસાગર છે. અહીં આગસ્ટની ૧ લી તારીખ સન ૧૭૯૮ માં નેલ્સન

અને નેપોલીયનનાં નૌકા-સૈન્યો વચ્ચે નાઈલ (અબુકીર)ની લડાઈ' થઈ, તે નામથી તે આ સ્થાન પ્રસિદ્ધ થયેલું, તે પછી સન ૧૭૯૯ ના જુલાઈ મહિનાની ૨૫ મી તારીખે તુર્કો અને ફ્રેંચો વચ્ચે ચકમક ઝરી. સન ૧૮૦૧ ના માર્ચ મહિનાની ૮ મી તારીખે સર ઑર અબરક્રૉમ્બીના આધિપત્ય નીચે અંગ્રેજ ફોજે અબુકીર નજીક ફ્રેંચોને સખત હાર આપી.

**અબૂ-તાલિબ કલિમઃ**—ઈરાન દેશના હમદાન ભાગનો આ પ્રસિદ્ધ કવિ મોગલ સમ્રાટ જહાંગીરની કારકીર્દીમાં પ્રથમ હિંદમાં આવ્યો હતો. તે સન ૧૬૧૯ માં પાછો ઈરાન ગયો, ને એકાદ વખત તે હિંદમાં આવેલો હતો. બાદશાહે તેનું સન્માન કરી તેને "મલિક-ઉશ-શુઆરા" (રાજકવિ) ની પદવી અર્પણ કરી હતી. તેની એ વખત સોનારૂપાની તુલા કરવામાં આવી હતી અને તે સોનારૂપાનું દાન કરવામાં આવ્યું હતું. ૧૯ મી નવેંબર સન ૧૬૫૧ ના રોજ તેનું મૃત્યુ થયું. "ઝફર-નામા-ઈ-શાહજહાન" એ નામનું શાહજહાન વિષે તેણે કાવ્ય રચેલું છે.

**અબૂ તાલિબખાન (મિર્ઝા):**—હાજી મહંમદ બેગખાનનો એ પુત્ર હતો. લખનૌમાં સન ૧૭૫૨ માં તેનો જન્મ થયો હતો. નવાબ અસફઉદ્દૌલાના દિવાને સન ૧૭૭૫ માં તેને ઈટવા અને ગંગાયમુનાના નદી વચ્ચેના બીજા અનેક જીલ્લાઓનો અમલદાર નીમેલો હતો. આ હોદ્દા ઉપર તેણે બે વર્ષ કામ કર્યું. પણ પછી દિવાનનું મૃત્યુ થવાથી તેની પ્રગતિ અટકી ગઈ અને તે લખનૌ પાછો આવ્યો. નવાબે તેને નિર્વાહ અર્થે ૬૦૦૦૦ નું વર્ષાસન કરી આપ્યું. તે પછી એક વર્ષ બાદ કર્નલ અલેકઝાંડર હેને ગોરખપુરનો કલેક્ટર હતો, ત્યારે તેણે નવાબ પાસે અબુ-તાલિબની માગણી કરી. કર્નલના હાથ નીચે તેણે ત્રણ વર્ષ નોકરી કરી. તે પછી લખનૌના રેસીડેન્ટે રાજા બલભદ્રસિંગને હરાવવા માટે તેને નીમ્યો. રાજા બલભદ્રસિંગના ખૂન પછી કેટલાંક વર્ષ અબુ-તાલિબને માટે સંકટનાં નિવડયાં. તે વખતે તે એક બ્રિટીશ અમલદારની સાથે સન ૧૭૯૯ માં યૂરોપ ગયો. ત્યાં તે ઈરાની રાજપુત્ર તરીકે ઓળખાયો હતો. પ્રવાસમાં તેણે દરરોજની હકીકતની નોંધ કરી હતી અને પછી તે કલકત્તા પાછો આવ્યો, ત્યારે તેણે તે પ્રસિદ્ધ કરી હતી. (ઈ. સ. ૧૮૦૩). તે પુસ્તકનું નામ "મઆસિર-ઉત-તાલિબી ફી બિલાદી ઈંફ્રજી" એવું છે. ચાર્લ્સ સ્ટુઅર્ટે તેનું અંગ્રેજીમાં ભાષાંતર કરી તેને ૧૮૧૪ માં લંડનમાં પ્રકટ કર્યું. સન ૧૮૦૬ માં અબુ તાલિબનું મૃત્યુ થયું. "ખુલાસત-ઉલ-અફકાર" એ તેનો જ ગ્રંથ છે.

**અબૂ-તાલીબ હુસૈનીઃ**—એણે "તુઝુક-ઇ-તૈમુરી" નામનો ગ્રંથ લખ્યો છે. તૈમૂરલંગે તુર્ક ભાષામાં તેનાં પ્રથમનાં ૪૭ વર્ષનો આત્મવૃત્તાંત લખેલો છે. ઉપરોક્ત ગ્રંથ તેનું ફારસી ભાષામાં ભાષાંતર છે. આ ગ્રંથ તેણે શાહજહાનને અર્પણ કરેલો છે. આ ગ્રંથનું ભાષાંતર અંગ્રેજીમાં મેજર ચાર્લ્સ સ્ટુઅર્ટે કરેલું છે.

**અબૂબકર સિદીકઃ**—આયેશાનો બાપ અને મહંમદ પેગંબરનો સસરો. તેનો જન્મ ઇ. સ. ૫૭૩ માં કુરેશ જાતિમાં અરબસ્તાનના મક્કા શહેરમાં થયો હતો. તે બહુ ધનવાન હતો અને લોકોમાં તેની પ્રતિષ્ઠા ઘણી સારી હતી. તેણે ઇસલામી ધર્મ સ્વીકારી પોતાનું નામ બદલી નાખ્યું હતું. મહંમદ પેગંબર ઉપર તેની શ્રદ્ધા અપ્રતિમ હતી. મહંમદની હિજરાતથી માંડીને તે ઠેઠ તેના મૃત્યુ સુધી તે તેની નજીક હતો. મહંમદ પણ તેને ભારે માન આપતા. તેમણે તેને 'સિદ્દિક, એટલે સત્યવચની એ પદવી આપી હતી. જુન સન ૬૩૨ માં હજરત મહંમદ પેગંબર સાહેબના મૃત્યુ પછી તે ખલીફા થયો. તેણે મહંમદના નવા ધર્મનો સારો પ્રસાર કર્યો. જે આરબ લોકો પ્રથમ તેમનો જુનો ધર્મ તજીને મુસલમાન બન્યા હતા અને વળી પાછા જુનો ધર્મ અંગીકાર કરતા હતા, તેમને વળી પાછા તેણે મુસલમાન બનાવ્યા. તે પછી તેની નજર બીજાં રાજ્યો તરફ ગઇ. પોતાના શુરવીર સેનાપતિની મદદથી તેણે ગ્રીક સમ્રાટ્ હરકયુલીસે સિરીયા સર કરવા મોકલેલા સૈન્યનો પરાજય કર્યો. તેના સેનાપતિએ ઇરાન અને સીરીયાના મુલકો કબજે કર્યા. પરંતુ મળેલા યશનો ઉપભોગ તે ઝાઝો વખત કરી શકયો નહિ. તાવની બીમારીથી તેની શરીરપ્રકૃતિ ક્ષીણ થતી ગઈ હતી અને જે દિવસે તેણે દમાસ્કસ નગર જીત્યું, તે જ દિવસે એટલે સન ૬૩૪ ના આગસ્ટ મહિનાની ૨૩ મી તારીખે તેણે પ્રાણ છોડયા. તેની કબર મદીનામાં મહંમદની કબરની નજીકમાં છે. તેણે મહંમદનાં વચન લખ્યાં હતાં. (બીલનો કોશ).

**અબૂસિંબેલઃ**—આ નામનાં ખડકમાંથી કોરી કાઢેલાં દેવાલયો આફ્રિકામાં નાઈલ નદીના કાંઠા ઉપર ન્યુનિયા નામના પ્રદેશમાં છે. આ દેવાલયો બધાં મળી ત્રણ છે. આ ખડક રેતીનો બનેલો છે. તે સૂર્યમંદિર છે. તેમાંની મૂર્તિ ૬૫ ફીટ

ઉંચી છે. બીજા રામેસીસ રાજાની કારકીર્દીમાં થયેલી લડાઈઓનાં દૃશ્યો અહીં કોરી કાઢેલાં છે.

**અબૂહસન કુતુબશાહઃ**—( ઈ. સ. ૧૬૫૮ થી ૧૬૮૭ ) ગોવળકોંડાના કુતુબશાહી વંશનો છેલ્લો સુલતાન. એ માજી સુલતાન અબદુલ્લા કુતુબશાહનો જમાઈ હતો અને તેના મરણ બાદ તે ગાદી ઉપર આવ્યો. તે આળસુ અને વિલાસપ્રિય હતો. પણ રાજ્યવ્યવસ્થા સારી રાખી પ્રજાને સંતોષ આપવા તે હંમેશાં તૈયાર રહેતો, તે કારણને લીધે તે લોકોમાં પ્રિય હતો. મદનપંત નામના એક બ્રાહ્મણને તેણે પોતાનું પ્રધાનપદ આપ્યું હતું. મદનપંતે મહેસુલ ને ઈતર રાજ્યવ્યવસ્થાનો બંદોબસ્ત બહુ સારો કર્યો હતો. રાજાનો તેની ઉપર પૂર્ણ વિશ્વાસ હતો. તેની વિરૂદ્ધ મુસલમાનો તકરારો કરી મુકતા, પણ રાજા તેને ગણકારતો નહિ. એ મુસલમાનોની ખટપટમાં રાજ્યનો સેનાપતિ પણ સામેલ હતો. મદનપંતની દરબારમાં આબરૂ હતી, તેથી તે બહુ બળી જતો હતો. આ બાબુ સન ૧૬૮૩ માં ઔરંગજેબે દક્ષિણના પ્રદેશો ઉપર સ્વારી કરી, તે વેળા સંભાજી ભોંસલે સાથે કુતુબશાહે અરસપરસના બચાવ માટે સલાહ કરી. આથી ઔરંગજેબને ગુસ્સો આવ્યો અને તેણે પોતાના પુત્ર મુઅજ્જમ અને ખાનજહાનને લશ્કરની સરદારી આપી ગોવલકોંડા ઉપર હુમલો કરવા મોકલ્યા. દુશ્મનનું લશ્કર ગોવલકોંડા ઉપર ચઢી આવ્યું, ત્યારે ત્યાંનો સેનાપતિ ઈબ્રાહીમખાન નીમકહરામ બની ઔરંગજેબના પુત્રને મળી ગયો. તે વખતે શહેરમાં જે ગડબડ થઈ, તેમાં મદનપંત માર્યો ગયો. અબુહસને બે કરોડ રૂપીયા ખંડણી અને પુષ્કળ ધન આપવાનું કબુલ કરીને મોગલોની સાથે સલાહ કરી. ( ઈ. સ. ૧૬૮૫ ) પણ આ કરાર લાંબો વખત ટકયા નહિ. વિજાપુરનું રાજ્ય પડી ભાંગ્યું, તે વેળાએ ઔરંગજેબ જિસુદરાજ સાધુની કબરમાં દર્શન કરવા જવું છે, એવું બહાનું કાઢી ગુલબર્ગા જવા નીકળ્યો. બિચારો અબુહસન ઔરંગજેબની મરજી સાચવવા સારૂ બહુ પ્રયત્ન કરતો હતો. ગોવલકોંડા નજીક આવ્યો, એટલે ઔરંગજેબે અબુ હસનને કહાવી મોકલ્યું, કે તમે પરધર્મી બ્રાહ્મણ દિવાન નીમ્યો હતો, પરધર્મી સંભાજી ભોંસલે સાથે કરાર કર્યા હતા અને જાતે પણ અયોગ્ય આચરણ કર્યાં છે. માટે લડવાને તૈયાર થઈ જાઓ.

કુતુબશાહના કામદારોએ તેને દગો દીધો. ઔરંગજેબે ગોવળકોંડાને ઘેરો ઘાલ્યો. એ ઘેરો સાત મહિના ટકયો. પછી ૧૫૮૭ માં ઔરંગજેબે અબુહસનને રાજગાદી ઉપરથી ઉઠાડી મુકયો અને તેને દૌલતાબાદના કીલ્લામાં પુર્યો. તેનું આખું રાજ્ય ખાલસા કરી પોતાના રાજ્ય સાથે જોડી દીધું. અબુ હસનને માટે તેની પ્રજાએ બહુ પ્રયત્નો કર્યા. તેના લશ્કરની વીરતાની અનેક વાતો આજ પણ કંઠસ્થ છે. એ રાજા કવિતાનો ભારે શોખીન હતો.

[ સંદર્ભ ગ્રંથઃ—સરકાર–હીસ્ટરી ઓફ઼ ઔરંગઝેબ, મુસલમાની રિયાસત, ટેલર–હીસ્ટરી ઓફ઼ ઇંડીયા ]

**અબૂ હાનિફ઼ઃ**—( ૬૯૯–૭૬૭ ) મુસલમાનોમાં એક કાયદાશાસ્ત્રી અને ધર્મશાસ્ત્રવેત્તા તરીકે એ જાણીતો છે. તેણે ધર્મશાસ્ત્રો વિષે કુફામાં વ્યાખ્યાનો આપેલાં હતાં. સન ૭૬૭ માં તે મરણ પામ્યો. તેનો મુખ્ય ગ્રંથ " મસનદ " ( જેમાં મુસલમાની ધર્મનાં તત્વો પ્રતિપાદિત કરેલાં છે), ને " ફિલકલામ " અને " મુઆલ્લિમ–ઉલ–ઈસ્લામ " છે.

**અબે ઓકુટાઃ**—બ્રીટીશ પશ્ચિમ આફ્રિકાના એગવા પ્રાંતનું એક શહેર. તેની વસ્તી આસરે ૬૦ હજારની છે. ગામ ઘણું સુધરેલું છે. તેમાં ન્યાયમંદિરો, કેદખાનું, સરકારી મકાનો વિગેરે નજરે પડે છે, આની નજીક ૧૮ માઈલ લાંબો એક તટ છે. ' અબેઓકુટા ' નો અર્થ " ખડક નીચે " એવો થાય છે. આ શહેર આસરે ૧૮૨૫ માં વસ્યું છે.

**અબેવ્હીલ઼ઃ**—આ ગામ ફ્રાન્સ દેશની સોમ નદીના મુખ આગળ ૧૨ માઈલના અંતરપર આવેલું છે. નદીના બન્ને કાંઠે અને અંદરના ટાપુઓ ઉપર તે વસેલું છે. વેપાર અને ઉદ્યોગધંધા માટે તે પ્રસિદ્ધ છે. અહીં સેંટ વ્હુલકાનનું પ્રાર્થનામંદિર ( ચર્ચ ) અને બીજી જુની ઈમારતો જોવા લાયક છે.

**ઍબેસઃ**—યૂરોપમાં મઠની સ્ત્રી અધ્યક્ષને ઍબેસ કહે છે. આ જગા ઉપર ચુંટણીકરી નીમણુક કરવામાં આવે છે. મઠમાં વસનારી સાધ્વીઓના ગુપ્ત રીતે મત લઈ એમાંની એક, જેને વધારે મત મળે તેની નીમણુક તે જગ્યાએ કરવામાં આવે છે. એ નીમણુક થાય છે, તે વખતે મોટો ધાર્મિક સમારંભ થાય છે અને ઍબેસને એક દંડ અને ક્રૂસ આપવામાં આવે છે. ગેરવર્તનને લીધે એ જગા કાઢી ન નાખવામાં આવે, તો તે જીવનપર્યંતની હોય છે. ઍબેસની ઉંમર ૪૦ વર્ષની હોવી જોઈએ અને તેને મંદિરનો ઓછામાં ઓછો ૮ વર્ષનો અનુભવ હોવો જોઇએ. મઠમાં રહેનારી સાધ્વીઓને તેના હુકમને

માન આપવું પડે છે. તેમને શિક્ષા કરવાનો તેણીને પુર્ણ અધિકાર છે. એમ છતાં સ્ત્રી હોવાને લીધે તેણીને ઍબટના ધાર્મિક અધિકાર હોતા નથી. જર્મનીમાં આ જગા બહુ માનની ગણાય છે, કોઇ કોઈ વાર તો રાજકન્યા પણ મઠની ઍબેસ થાય છે.

**અબોમેઃ**—પશ્ચિમ આફ્રિકાના પુરાતન ડાહોની રાજ્યની રાજ્યધાનીનું શહેર છે. હાલ એનો સમાવેશ અબોમે નામના ફ્રેન્ચ સંસ્થાનમાં થાય છે. કોટોનુ બંદરની ઉત્તરે રેલ્વે માર્ગે ૭૦ માઈલને અંતરે તે આવેલું છે. ત્યાંની વસ્તી આસરે ૧૫૦૦૦ ની છે. સમુદ્રસપાટીથી ૮૦૦ ફીટની ઉંચાઇએ એક મેદાન ઉપર તે વસેલુ છે. એની આજુબાજુ માટીની દિવાલ હોઈ તેને ૬ બુરજ હતા. એ ઉપરાંત કાંટાળા બાવળનાં ઝાડનાં ઝુંડ સાથેનો ૫ ફૂટ ઉંડો ખાડો ત્યાં હતો. એ ભીંતોનો પરીઘ ૬ માઇલ હતો અને તેમાં કેટલાંક ગામડાં હતાં. તેમાં કેટલાક રાજમહેલ, બજાર અને લશ્કરી ચાલીવાળો એક મોટો ચોક હતો. સન ૧૮૯૨ માં ફ્રેન્ચોએ ડાહોમીના રાજા બેહાન્ઝિનનો પરાજય કર્યો. તે વેળા અબોમેને આગ લગાડી રાજા ઉત્તર દિશામાં નાસી ગયો. ફ્રેન્ચોની કારકીર્દીમાં એ શહેરને ફરી બાંધવામાં આવ્યું. ( સન ૧૯૦૫ )સમુદ્ર કિનારા સાથે રેલ્વેમાર્ગે તેનો સંબંધ જોડવામાં આવ્યો અને પાતાળકુવા ખોદીને પાણીનો પણ પુષ્કળ પુરવઠો કરવામાં આવ્યો.

**અબોર-( અબોર-મિરી ):**—અબોર શબ્દ આસામી ભાષાનો છે. તેનો અર્થ સ્વતંત્ર કે જંગલી એવો થાય છે. પણ અહીં ' સરહદ ઉપરની ટોળીઓ ' એવો અર્થ છે. પર્વત શ્રેણી ( હિમાલયની એક શાખા ) આસામની ઉત્તર સરહદ ઉપર છે, ત્યાં અબોર લોકો રહે છે. સાધારણ રીતે આસામની દિહાગ નદીને બન્ને કિનારે અબોર લોકો રહે છે. ઘણા ખરા અબોર લોકો બ્રિટિશ હદની બહાર તિબેટની હદમાં રહે છે. ૧૯૦૧ ને ૧૯૧૧ ની સાલની વસ્તીગણત્રી વખતે અનુક્રમે ૩૨૧ ને ૮૫૯ અબોર લોકો બ્રિટિશ પ્રજાજન તરીકે નોંધાએલા હતા. એમાંના ઘણા ખરા જંગલનિવાસી હતા. મિરીમાંના અનુક્રમે ૪૬૭૨૦ અને ૫૭૭૯૨ બ્રિટિશ સરહદમાં હતા. તેમાંના અર્ધા હિંદુ હતા ને અર્ધા જંગલવાસી હતા. તેમાંની પૂર્વ પશ્ચિમે રહેનારી મિશ્મી અને ઉફલા જાતો પ્રમાણે તેમના ઉપર હિંદુ અથવા બૌદ્ધ ધર્મના વિશેષ સંસ્કારો પડેલા નથી. અબોર લોકોનાં છોકરાં ખોવાઈ જાય છે, ત્યારે વનદેવતા તેમને લઇ ગયાં એમ તેઓ માને છે. દરેક રોગને માટે તેમણે એક દેવની કલ્પના કરી છે. જો કોઇને કાંઇ દરદ થાય, તો તેની દવા આપવાને બદલે તે રોગદેવતાની આરાધના કરી તેને ભોગ આપી તેઓ નિરાંતે રહે છે. એ દેવતા ' રિગમ ' નામના પર્વત ઉપર રહે છે અને ત્યાં એક વાર જનાર ફરી કદી પાછું આવતું નથી, એવી તેઓની માન્યતા છે. આથી એ પર્વતનું રહસ્ય કદી જણાતું નથી. તેમનો એક સર્વશ્રેષ્ઠ દેવ જગચ્ચાલક છે. પરલોકને પણ તેઓ માને છે અને ' જમ ' ( યમ ) નામનો મૃત્યુ પામેલા લોકોના નિવાસસ્થાનનો એક ન્યાયાધીશ છે, એમ પણ તેઓ માને છે. અશુભ દેવતાઓમાં ' અપોમ ' અથવા ' એપોમ ' નામના દેવતાને તેઓ માને છે. પોમ્સા, ઉરોમ, કિલુ-દેલે, નિપાંગ વિગેરે જુદા જુદા રોગોના દેવતાઓને તેઓ માને છે. દેવતાઓને આપવાનો ભોગ ઘરડા અને અશકત લોકોનો જ લઈ શકાય, એવી તેમની માન્યતા છે. તેમનામાં વંશપરંપરાનો ગોર નથી હોતો, પણ " દેવદાર " નામના શુકન જોઈ આપનારા લોકો તેમના ધર્મસંસ્કાર ચલાવે છે. મિરી લોકોની ધાર્મિક માન્યતા પણ અબોરા જેવી જ છે.

આ લોકો દેખાવમાં આળસુ ને એદી જણાય છે. તેમની સ્ત્રીઓ રૂપરંગમાં ચીનાઇ સ્ત્રીઓને મળતી આવે છે. પુરુષનો પોશાક ઉદ્દાલ નામના ઝાડની છાલનાં વસ્ત્રોનો બનાવેલો હોય છે.કમર ઉપર ધોતીયું, માથે ટોપી, ઉનનો અથવા ચામડાનો ડગલો અને ગળામાં ભુરા કાચના મણકાની માળા હોય છે. સ્ત્રીઓ કમરે એક વસ્ત્ર વીંટાળે છે. ને બીજા એક વસ્ત્ર વડે પોતાનું વક્ષઃસ્થળ ઢાંકે છે. એ બીજું વસ્ત્ર ન હોય, તો પણ ચાલી શકે છે. છાતી ખુલ્લી રાખવી એ તેઓમાં અસભ્યતાનું લક્ષણ ગણાતું નથી. ગળાથી ઠેઠ કમર સુધી આવે એવી લટકતી માળા અને કાને મોટાં મોટાં કુંડલ જેવાં ઘરેણાં તેઓ લટકાવે છે. પગમાં નેતરનાં સાંકળાં નૂપુરો ( કલ્લાં ) પગે કાપા પડે એટલે સુધી તાણીને પહેરેલાં હોય છે, અને જુવાન સ્ત્રી પુત્ર થાય ત્યાં સુધી કમરે એક સાંકળી અંતર્વસ્ત્ર ( ચણીયા ) ને ઠેકાણે પહેરે છે. પુરુષ અને સ્ત્રીઓ બન્ને પોતાના માથાના વાળ કાપી નાખે છે. ભાલા, લાંબી તરવારો, ખંજર અને ધનુષ્યબાણ એ લોકોનાં હથીયારો છે. અબોર જાતના સરદારને નમન કરવું એટલે કુકડાના જેવો કર્કશ અવાજ કરવો.

આ લોકોનો સ્વભાવ બહુ જ ઝનુની ને ઘાતકી હોય છે. તે એટલા ઉપરથી સમજાશે, કે તેઓ એક

બીજાની સાથે શાંતિથી રહી શકતા નથી. તેમનાં ઘરો તેઓ જે ડુંગરમાં રહે છે, ત્યાં આમ તેમ છુટાં છવાયાં બાંધેલાં હોય છે. તેમની ખેતી સપાટીનાં પ્રદેશમાં થતી હોવાથી ચોખા, કપાસ, તમાકુ, મકાઇ, સુંઠ, મરચાં, શેરડી વિગેરેની થાય છે. ખેતીના કામમાં તેમને તેમની સ્ત્રીઓની મદદ હોય છે. તેમની સ્ત્રીઓને કામ સારૂં આવડે છે. તેમનામાં એકથી વધુ સ્ત્રીઓ કરવાની, અથવા સ્ત્રીઓને એકથી વધુ પુરુષો પરણવાની છૂટ છે ખરી; પણ તે બહુ થોડી. લગ્ન વૃદ્ધ માણસો ગોઠવે છે. પણ જુવાન જોડાંને અરસપરસ મળવાની છૂટ પુષ્કળ હોય છે. અબોર સ્ત્રી બહુ ધીટ હોય છે. પાતિવ્રત્ય તેમનામાં સદ્‌ગુણ હોય એમ મનાતું નથી.

પહેલાં આ લોકો આસામ ઉપર છાપા મારતા. તેમને શિક્ષા કરવા માટે સન ૧૮૯૩-૯૪ માં અંગ્રેજોએ તેમની ઉપર ૧-૨ ચઢાઇઓ કરી.

પહેલી લડાઈ વખતે ૯૦૦ સિપાઇઓની ટુકડી રવાના કરવામાં આવી હતી. અબોર લોકોએ અંગ્રેજોના કેટલાક સિપાઇઓને ઠાર માર્યા, એટલે અંગ્રેજોએ તેમનાં ઘરબાર બાળી નાખ્યાં!

બીજી ચઢાઈ વખતે અબોર લોકોએ વિશ્વાસઘાત કરી અંગ્રેજ સિપાઇઓને ઠાર માર્યા. આથી ૧૦૦ માણસોની એક ટુકડી મોકલીને અંગ્રેજોએ તેમની બરાબર ખબર લઈ નાખી અને ૯ વર્ષ માટે તેમને નજરકેદ જેવી સ્થિતિમાં અમુક જગાએ રાખ્યા.

સન ૧૯૧૧-૧૨ માં તે લોકોએ પાછી ખટપટ કરી, એટલે અંગ્રેજ સિપાઇઓએ ફરીથી તેમના ઉપર ચઢાઈ કરી. અબોર લોકોમાં જાતજાતનાં જુદાં જુદાં કુટુંબો છે. પણ જ્યાં તેમના રાષ્ટ્રનો સવાલ આવે, ત્યાં તેઓ સર્વ એકઠા થઈ જાય છે.

[ સંદર્ભ ગ્રંથઃ—રૈને—વાઇલ્ડ ટ્રાઈબ્સ ઑફ ઇંડીયા. ડાલ્ટન એથ્નોલૉજી ઑફ બેંગાલ. સેન્સસ ઑફ ઇંડીયા, ( પુ, ૩—૧૯૧૧ ). ઇમ્પીરીયલ ગૅઝેટીયર અબોર હિલ્સ એ. બ્રિ. ( અબોર હિલ્સ ) એન્સાઇક્લોપીડીઆ ઑફ રિલિજન ઍંડ એથિકસ ( અબોર ) ગેટ, ઍલન સેનસસ રિપોર્ટ આસામ ૧૮૧૧—૧૯૦૧ જે. એ. એસ. બી. ૧૪, ૧૮ અને અને ૪૧ ડાલ્ટન, રાબિન્સન, હૉડસન અને પીલના લેખો. ]

**અબ-ઇ-ઇસ્તાદ**—ગીઝનીને દક્ષિણે ૬૫ માઇલ ઉ-અ. ૩૨° ૩૦ અને પૂ. રે. ૬૭૦૫° ઉપર આવેલું અફગાનીસ્તાનનાં તરકી ગિલઝઇ પ્રદેશનું એક સરોવર. તે ૧૭ માઇલ લાંબું ને ૧૫ માઇલ પહોળું હોઇ બહુ છાછરૂં છે. એટલે સુધી કે તેની બરાબર વચમાંની ઉંડાઇ માત્ર બાર ફૂટ છે. તેના કિનારા ઉપર એક પણ ઝાડ ઉગેલું જણાતું નથી. તેનું પાણી ખારૂં ને કડવું છે, તેના કીનારા ઉપર મીઠાના થરના થર હોય છે. આ સરોવરનું પાણી એટલું ખારૂં છે, કે તેમાં ગીઝની નદીના પાણીનાં માછલાં આવે, તો તે જીવતાં રહી શકતાં નથી. આજુબાજુનો પ્રદેશ સુકો અને ઉજ્જડ હોવાથી અહીં વસ્તી બીલકુલ નથી. માત્ર ઉનાળામાં ગિલઝઇ લોકો અહીં પોતાનાં ઢોર ચારવાને આવે છે. આ સરોવરનું પાણી બહાર વહી જતું નથી. માત્ર જે થોડુંક પાણી વહે છે, તેમાંથી અરબસ્તાની લોરા નામની નદી બનેલી છે. ( ઇ. ગૅ. ૫)

**અબ્જદિઃ**—મીરમહમદ ઇસ્માઇલખાન નામના કવિનું આ ઉપનામ છે· આ કવિ કર્ણાટકના નવાબ ઉંમદત ઉલ ઉમરાનો શિક્ષક હતો. આ નવાબે પોતાના પિતાનો ઇતિહાસ લખવા માટે અબ્જદિને ૬૭૦૦ રૂપિયા બક્ષિસ આપ્યા હતા. આ ઈતિહાસનું નામ અનવરનામા, છે. આ ગ્રંથ ૧૭૬૦ માં સંપૂર્ણ થયો અને તે પછી સન ૧૭૭૪ માં આ કવિને 'મલિક ઉસશૂઅરા નો' કિતાબ નવાબે અર્પણ કર્યો. આ ગ્રંથમાં મેજર લૉરેન્સનાં પરાક્રમોનું વર્ણન તેમ જ શરૂઆતના અંગ્રેજ અને ફ્રેંચોના હિંદવિગ્રહોનાં વર્ણનો છે. [ બીલનો કોશ ]

**અબ્બાસી બંદરઃ**—બંદર અબ્બાસી ઈરાનનું એક શહેર છે. ઇરાની અખાતના ઉત્તર કિનારા ઉપર ઉ. અ. ૨૭°૧૧' અને પૂ. રે. ૫૬°૧૭' આગળ 'ઈરાની અખાતમાંનાં બંદરોના પ્રાંતનો" એ એક ભાગ છે. અહીંની વસ્તી આસરે ૧૦૦૦૦ ની હોઈ હવા રોગી છે ને પાણી ખરાબ છે.

બંદર અબ્બાસીને ૧૬૨૨ સુધી ગોબ્રુન કહેવામાં આવતું હતું. ( પોર્ટુગીઝ લોકો તેને ગોબ્રૂન, ગમારૂન, કૅમ્પરાવ, કોમોરાવ વિગેરે કહેતા. ) તે પછી તેનું બંદર અબ્બાસી એવું નામ પડયું છે. અંગ્રેજ લોકોને અહીં વખાર નાખવાની પરવાનગી મળેલી હતી અને સન ૧૬૨૦ માં વલંદા લોકોને પણ એ હક મળ્યો હતો. ૧૬૨૨ માં અંગ્રેજ અને ઇરાની લોકોએ હૉરમઝ ( ઑરમઝ ) બેટ કબજે કરવાથી અબ્બાસી બંદરનો ઘણોખરો વેપાર તુટી ગયો. ૧૭ મા સૈકાના ઉત્તરાર્ધમાં અહીંનો વેપાર ખૂબ વધ્યો હતો. પણ ૧૮ મી સદીમાં અહીંનો વેપાર બહુ ઘટી ગયો ને બુશાયર ખાતે જતો રહ્યો.

સન ૧૭૫૯ માં ફ્રેંચોએ અંગ્રેજોની વખારનો નાશ કર્યો અને ફરીથી જ્યારે તે વખાર બાંધવામાં આવી, ત્યારે પણ તેને બહુ વખત કનડગત કરવામાં આવી હતી. ઈ. સ. ૧૭૪૦ ના અરસામાં નાદીરશાહે અમુક વાર્ષિક ખંડણી લેવાનું ઠરાવીને આ શહેર, આમિલના કીલ્લા સાથેનો આ જીલ્લો, મિનાબ શહેર, કિશમ, હૉર્મઝ અને લારક બેટોની સાથે બેની મૈની ખાતેની આરબ ટોળીને આપી દીધું. તે પછી ૪૦ વર્ષ રહીને ઇરાની રાજ્યવ્યવસ્થાથી અસંતુષ્ટ થઈને ત્યાંના લોકોએ મસ્કત (અરબસ્તાન)ના રાજા સુલતાન બિન અહંમદની મદદ માગી હતી. તે વેળાએ તેણે એ શહેર જીતી લીધું. પછી હજાર તોમાન ખંડણી તરીકે લેવાનું ઠરાવીને ઇરાની સરકારે એ શહેરનો કબજો તેને જ સોંપ્યો. આ બેટો, મસ્કતના તાબાના ગણાતા. ઇ. સ. ૧૮૫૨ માં ઇરાની લોકોએ મસ્કતના અધિકારીઓને ત્યાંથી હાંકી કાઢયા. પણ જ્યારે મસ્કતના રાજાએ વધારે ખંડણી આપવાની કબુલ કરી, ત્યારે ઈરાની લોક ત્યાંથી પાછા ગયા. ૧૮૫૬ માં ઇરાન અને મસ્કતમાં થએલા કોલકરાર મુજબ એવું ઠરાવવામાં આવ્યું, કે બંદર અબ્બાસી શહેર, જીલ્લો અને બેટ ઇરાની રાજાના તાબાનો મુલક સમજવો અને ૧૪૦૦૦ તોમાન (૬૦૦૦ પાઉંડ) વાર્ષિક ખંડણી તરીકે લઈને તે મસ્કતના રાજાને પટે આપવા. આ કરાર વીસ વર્ષ સુધી ચાલુ રહેવાના હતા, પણ ઇ. સ. ૧૮૬૬ માં મસ્કતના સુલતાન સૈયદ થુવીનિને મારી નાખવામાં આવ્યો, એટલે ઇરાની લોકોએ ૨૦૦૦૦ તોમાન ખંડણી આપવાનું કબુલ કરે એવા એક ભળતા જ ઇસમને અબ્બાસી બંદર ને જીલ્લાનો સુબો નીમ્યો. ઈરાન અને મસ્કતની વચ્ચે તે પછી ઝઘડા ઉભા થયા. સુલતાનની પાસે જબરજસ્ત દરઆઇ કાફલો હોવાને લીધે ઇરાની લોકોએ અંગ્રેજોની મદદ માગી અને તેથી ૩૦૦૦૦ તોમાન ખંડણી આપવાની સરતે ફરીથી તે ૮ વર્ષના પટે ઇ. સ. ૧૮૬૮ માં આપવામાં આવ્યા. આ જ વર્ષે મસ્કતના સુલતાનને બળવાખોરોએ તેના રાજમાંથી હાંકી કાઢયો. આથી ઇરાની લોકોએ બંદર અબ્બાસી ઉપર વળી પાછો પોતાનો સુબો નીમ્યો. ત્યારથી આજ સુધી ઈરાનના જ તાબામાં તે મુલક છે.

બંદર અબ્બાસી ખાતે પુષ્કળ વેપાર ચાલે છે. ત્યાંથી મધ્ય વિભાગ અને અગ્નિકોણના પ્રદેશોમાં ઇરાનનો માલ બહાર નિકાસ થાય છે. વળી આ પ્રાંત અને ખોરાસાન માટે પરદેશથી આયાત થતો માલ આ બંદરે જ આવે છે. ત્યાં તાર અને ટપાલની સવડ છે અને બ્રીટીશ ઈન્ડીયા સ્ટીમ નેવિગેશન કંપનીની ટપાલની આગબોટ દર અડવાડિએ ત્યાં આવે છે. ગ્રેટ બ્રિટન અને રશિયાના કૉન્સલો અહીં રહે છે.

**અબ્બિગેરી:**—મુંબઇ ઇલાકાના ધારવાડ જીલ્લામાં રોનની દક્ષિણે આવેલું એક ગામ. ઈશ્વરદેવ અને જોતિલિંગદેવનાં ત્યાં દેવળો છે અને તેમાં શિલાલેખો છે. લોકસંખ્યા આસરે ૩૦૦૦ ની છે.

**અબ્રાહામ:**—આ ઈસરાઈલિ લોકોનો પૂર્વજ અને બાઈબિલમાં ઉલ્લેખ કરેલા મૂળ પુરુષો પૈકીનો પ્રથમ પુરુષ હતો. એના સંબંધી જુદી જુદી અનેક દંતકથાઓ અને પરસ્પરવિરુદ્ધ આખ્યાયિકાઓ કહેવામાં આવે છે.

એક પક્ષનો મત એવો છે, કે તે ટેરેહાના ત્રણ પુત્રો પૈકીનો એક પુત્ર હતો. ટેરોહા ખાલ્ડી લોકોના 'ઉર' શહેરમાંથી મેસોપોટેમિયામાં આવ્યો, એમ કહેવાય છે. ત્યાંથી અબ્રાહામ તેની પત્ની, સાળા તથા ભત્રીજા સાથે કેનાન દેશમાં ગયો. ત્યાં ઈશ્વરની આજ્ઞાથી અને ઇશ્વરે "તું રાષ્ટ્ર નિર્માણ કરીશ" એમ કહેવાથી અબ્રાહામે પોતાની મંડળી સાથે ફરીથી પ્રવાસ આરંભ્યો. બેથેલમાં તેને લાટના ગોવાળીઆ લોકો સાથે ટંટો થયો, ને તેથી તે ત્યાંથી નીકળી મીસર (ઇજીપ્ત) દેશમાં ગયો. અબ્રાહામને તેની સ્ત્રીની દાસીથી આઇઝાક નામનો પુત્ર થયો હતો.

પછી પ્રભું તરફથી તેને એવો સંદેશો મળ્યો, કે તારી સંતતિ મીસર દેશમાં વસાહત કરશે.

આ પ્રસંગના સ્મરણાર્થે અબ્રાહામે પોતાનું અને પોતાની પત્નીનું નામ બદલ્યું. દેવે તેના પોતાના પુત્રનું બલિદાન આપવાની માગણી કરી. જરા પણ અચકાયા વગર અબ્રાહામે પુત્રનો ઘાત કરવાની તૈયારી કરી. પણ એટલામાં જ આકાશમાંથી દેવદૂતે આવીને તેનો હાથ પકડી લીધો ને તેને તેમ કરતો રોકયો. પ્રભુ તેના સ્વાત્માર્પણથી પ્રસન્ન થયા અને 'તને ઘણા પુત્ર થશે' એવો તેને આશિર્વાદ આપ્યો. તેણે પોતાના બીજા દાસીપુત્રને બદલે આઇઝાકને પોતાનું સર્વસ્વ આપ્યું તે અને તેની સ્ત્રી વૃદ્ધ થયાં ત્યારે મરણ પામ્યાં.

અબ્રાહામના જીવનચરિત્રનું ઐતિહાસિક દૃષ્ટિએ બહુ મહત્વ નથી. પરંતુ ખ્રીસ્તી ધર્મશાસ્ત્રના જુના કરારનો અભ્યાસ કરનારને તે ઉપયોગી છે. હીબ્રુ લોકોને અબ્રાહામ તેમના ધ્યેયના પ્રત્યક્ષ

સ્વરૂપ સમાન છે. તેઓ તેને રાષ્ટ્ર નિર્માણ કરનારો પુરુષ માની તેને અગ્રસ્થાન આપે છે અને પરમેશ્વર તેની સામે પ્રત્યક્ષ થયા તે માટે તેને બહુ પૂજ્ય માને છે.

તે ધર્મસ્થાપનકર્તા, મૂળ પુરુષ હતો અને સંકટ સમયે પરમાત્મા હમેશાં તેની સહાય કરતા હતા, એવી માન્યતા હોવાથી હીબ્રુ લોકોની દૃષ્ટિએ તેનું મહત્વ બહુ છે.

**અબ્રાહામાઈટ:**—ઓહીમીયામાં ૧૮ મી શતાબ્દિમાં આ પંથનો પ્રચાર હતો. અબ્રાહામે સુંતા કર્યા પહેલાંના તેના અનુયાયીઓ તરીકે તેઓ પોતાને ઓળખાવે છે. જગતમાં ઇશ્વર એક જ છે એવો તેમનો મત હતો. તેઓએ ખ્રીસ્તી અને યાહુદી બન્ને પંથના અનુયાયીઓ તરીકે ગણાવાની ના પાડી. આ કારણથી આ પંથના અનુયાયીઓને બીજા જોસેફ્ પ્રાર્થનાસ્વાતંત્ર્યના કાયદામાંથી બાતલ કરી તેમને દેશપાર કર્યા.

**અભંગ:**–એક મરાઠી છંદ છે. અભંગ શબ્દનો અર્થ હજી સ્પષ્ટ થયો નથી. તેનો પૂર્વ ઈતિહાસ પણ મળી આવતો નથી. પ્રાકૃત પિંગળમાં આનું પૂર્વનું સ્વરૂપ જડતું નથી. પોતાના અંતઃકરણની ઉત્કટ ભાવના જેવી હોય તેવી થોડા જ શબ્દોમાં વ્યક્ત કરી શકાય એવું સાદું સારૂં કવિત એ દૃષ્ટિથી "અભંગ" અને "ઓવી" નું મહત્ત્વ છે.

ભકિતમાર્ગનાં નેતા તરીકે જ્ઞાનેશ્વર વિગેરે સંત સાધુઓએ "અભંગ" વૃત્તમાં જ પોતાના હૃદયનો ઉમળકો ખાલી કર્યો છે, અને આજે પણ હજારો ભગવદ્‌ભકતો અભંગોની ધૂન મચાવી રહ્યા છે. ઓછા ભણેલા તો શું, પણ કેવળ અજ્ઞાન અશિક્ષિત લોકો પણ, અભંગ સમજાતા હોવાથી તે બોલતી વખતે તેના અર્થની સાથે તેઓ એકરસ થઈ જાય છે.

"અભંગ" એ વૃત્ત એવું છે, કે જેને નિયમ, માપ, વિગેરે ઓછા છે. તેની લંબાઈ હદ વિનાની હોય છે. બેથી બસો ટુંકો એક અભંગમાં આવે છે. બેથી બસો ટુંકો હોવાનું કારણ એટલું જ, કે અભંગની એકેક લીટીમાં ચાર ચરણ હોય છે અને આવા ચારને ચરણ મળી એક 'ટુંક' થાય છે. એના ચરણ અક્ષરો, માત્રા કે ગણ વિગેરેનો એકે નિયમ લાગુ પડતો નથી, એમ મહારાષ્ટ્ર સારસ્વતકાર અભંગની રચના કેટલી સહેલાઇથી થઈ શકે છે, તે બતાવવા માટે લખે છે. પણ આ સરળતા જ અભંગનો સાર્વત્રિક પ્રસાર કરવાને અને સાધારણ લોકોને પણ ભકિતમાર્ગનું દર્શન કરાવા કારણીભૂત થએલી છે. આને લીધે જ મુકતાબાઈ, જનાબાઈ, જેવી અપ્રબુદ્ધ અબલાઓને પણ પોતાના હૃદયની ભકિત, વૈરાગ્ય વિગેરેના વિચાર દર્શાવવાની તક મળી છે. અને નામદેવ, તુકારામ જેવા બ્રાહ્મણેતર સાધારણ ભણેલા ને પોતાની સાથે બીજાનો પણ ઉદ્ધાર કરવાની અને લોકો તથા ભાષા ઉપર કવિત્વ દ્વારા ઉપકાર કરવાની તક આપી છે.

અભંગવૃત્તના પ્રકારઃ—એમાં ફકત બે જ પ્રકાર છે. એક નાના અને બીજા મોટા અભંગ. ચાર ચરણ છતાં એમાં અક્ષર ત્રણથી આઠ સુધી હોય છે. યમક કયા ચરણને છેવટે આવવો જોઇએ, એનો કોઈ નિયમ નથી. ( વિજ્ઞાનેતિહાસ મરાઠી વૃત્ત પૃ. ૧૫૪ જુઓ )

અભંગ કર્તા મુખ્ય કવિ. મુકુંદરાજઃ--મરાઠી ભાષાનો આદિ કવિ જ્ઞાનદેવ કે મુકુંદરાજ તે નકકી થતાં સુધી આ બેમાંને પહેલો અભંગકાર કોણ છે, તેનો નિર્ણય થઈ શકતો નથી. મુકુંદરાજના કેટલાક અભંગ આજે પણ મળી આવે છે. એમાં વપરાએલી મરાઠી ભાષા ઘણે ભાગે શુદ્ધ હોઈ અભંગરચના પણ સુબોધ અને સારી સમજાય એવી છે.

મરાઠી ભાષામાંની પહેલી અભંગ રચના એ દૃષ્ટિથી એના અભંગ તરફ જોતાં સ્વભાષાભિમાનમાં તો બિલકુલ ઉણપ આવતી નથી; પણ ઉલટું બેચાર સૈકા પછીની મરાઠી ભાષામાં જે ઓછે જોર અને ફારસી ભાષાના સહવાસથી જે અશુદ્ધતા દાખલ થઈ, તે તેમાં નથી; તે જોઇને આનંદ થાય છે. વિશેષ વાત એ છે, કે જ્ઞાનેશ્વરીની ભાષા જેવી એ કિલષ્ટ નથી અને કંટાળો ઉપજાવનારી નથી. તેથી કરીને મુકુંદરાજના અભંગમાં સાધારણ લોકોને પણ સમજ પડે એમ છે, એમાં કાંઇ શક જેવું નથી. આટલું છતાં પણ આ અભંગકાર વિષે ઐતિહાસિક માહિતી નથી. એમના સંસ્કૃત અને મરાઠી પાંચ છ ગ્રંથ છે.

જ્ઞાનેશ્વરઃ—જ્ઞાનેશ્વરી, અમૃતાનુભવ, યોગવાસિષ્ઠ વિગેરે ગ્રંથનો કર્તા જ્ઞાનેશ્વર અને અભંગકાર જ્ઞાનેશ્વર એ બન્ને એક, કે જુદા, એવો પ્રશ્ન ઉપસ્થિત થવાનું કારણ જ્ઞાનેશ્વરના નામથી પ્રસિદ્ધ થએલા અભંગોની ભાષાનું સ્વરૂપ અર્વાચીન છે. જ્ઞાનેશ્વરીની ભાષા બહુ જુની અને દુર્બોધ છે. તે વાંચનારને પૂર્વ અભ્યાસની જરૂર પડે છે. તેમ કાંઈ જ્ઞાનેશ્વરના અભંગનું નથી. આપણને અભંગકાર જ્ઞાનેશ્વર સાથે કામ હોવાથી ઉપરના વાદવિવાદ

ઉપર આ ઠેકાણે લક્ષ આપવાની જરૂર નથી. તો હવે અભંગાવલોકનની શરૂઆત કરીએ એટલે ઠીક.

જ્ઞાનેશ્વરના અભંગોનું વિઠ્ઠલનાથને લગતા નામ ઉપર, ઉપદેશવાળા, સંતને લગતા, યોગપર, સગુણપર, અદ્વૈતપર અને પરચુરણ બીજા અભંગ આવી રીતે વર્ગીકરણ કરી શકાય. આસરે એક હજાર અભંગ જ્ઞાનેશ્વરના નામથી પ્રસિદ્ધ છે. વિઠ્ઠલ-ભક્તિમાં એકદમ કવિ કેટલા વિલીન થાય છે, તે તેના અભંગ ઉપરથી પણ સમજાય તેમ છે.

ભક્ત પરમેશ્વરને સગુણરૂપ માનીને તેની સાથે જે ગેલ ને લાડ કરે છે તે જોઇને ઘણું જ આશ્ચર્ય થાય છેઃ બીજા એવા કેટલાક અભંગ છે, એવા કે જેમાં કવિ પોતાને ઈશ્વરની સ્ત્રી અગર તો દાસી કલ્પે છે. કેટલાક અભંગ નિર્ગુણ અદ્વૈતપર ગૂઢ અર્થવાળા હોવા છતાં તેમાં અલંકાર સારા છે.

આના કેટલાક અભંગ ઘણા મનોવેધક લાગે છે. સ્ફુટ અભંગમાં વિરહિણી, હમામા, ઘોંગડી, આંધળો, ગાય, ઋણ, કાપડી, બાળછંદ વાસુદેવ, હરિપાઠ, મંથન, એ છે.

વિરહિણીની અવસ્થા કેવી હોય છે, તેને ચંદ, નનો લેપ, ફૂલની શૈયા અને કોયલના ટહુકા કેવા તાપદાયક લાગે છે, તે જેમ કાવ્યોમાં વર્ણવાય છે, તેમ જ્ઞાનદેવે અભંગમાં દર્શાવ્યું છે. જ્ઞાનેશ્વરના આવા અભંગ પ્રસિદ્ધ છે.

જ્ઞાનેશ્વર અભંગરચનામાં નામદેવ, તુકારામ જેવા પ્રખ્યાત નથી, પણ તેમનાં બહેન મુક્તાબાઇના અભંગ ચટકો લગાડે એવા છે. સોળ વર્ષની વયે મુકતાબાઈ કુંવારાં જ મરી ગયાં. છતાં પણ આવી નાની ઉમ્મરમાં સંસારનો બિલકુલ અનુભવ ન હોવા છતાં પણ આવી ઉત્તમ અને હૃદયસ્પર્શી ભાષાનો તેમણે પ્રસાર કર્યો, એ વાત સમગ્ર મહારાષ્ટ્રને અને ખાસ કરીને મહારાષ્ટ્રના સ્ત્રીમંડળને શોભાસ્પદ છે. તેમનો "તાટીનો અભંગ" સુપ્રસિદ્ધ છે. એક દિવસ તેમના ભાઈ જ્ઞાનેશ્વર લોકનાં ટીખળથી કંટાળી દરવાજાનાં કમાડ બંધ કરી પોતાની ખોલીમાં બેઠા હતા. એટલામાં મુકતાબાઈ ત્યાં આવી પહોંચ્યાં અને તેમને અભંગમાં બારણું ઉઘાડવાની વિનંતિ કરવા લાગ્યાં. તેમાં મુકતાબાઈની વાણી કેવી પ્રૌઢ અને ભેદક છે તે જોઈ શકાય છે.

ચાંગદેવઃ—ત્યાર પછીના અભંગકાર ચાંગદેવ. તેમના પાંચ પચીસ અભંગ જ મળી આવે છે. પણ તે ઉંચા દરજ્જાના છે.

નામદેવઃ—તેમના સમય પર્યંત અભંગ એક મુખ્ય વૃત્ત નહિ, પણ માત્ર એક સહેલું કવિતાવૃત્ત ગણાતું હતું. આથી જ આ છંદમાં તેમની ઝાઝી કાવ્યરચના મળતી નથી. પરંતુ નામદેવે પોતાનો વિઠ્ઠલભકિતનો સંપ્રદાય આ છંદદ્વારા ફેલાવ્યો અને કાવ્યરચનાની એક નવી પદ્ધતિ દાખલ કરી. નામદેવના સમય પછી ઘણાં ભકિતપ્રધાન કાવ્યો અભંગ છંદમાં થયાં. અભંગનો સમય ખરી રીતે નામદેવથી તુકારામ પર્યંત ગણવામાં કાંઈ હરકત નથી. નામદેવ પોતે વિસોબા ખેચર પાસે અભંગ રચવાનું શિખ્યા હોય, એમ લાગે છે. નામદેવે ઘણી અભંગ-રચના કરી છે. તેમણે કોટી અભંગ રચવાની પ્રતિજ્ઞા કરેલા તે પ્રતિજ્ઞા પુરી ન થઈ હોય, તો પણ તે ઉપરથી તેમનો અભંગ રચનાનો પ્રયત્ન સતત ચાલુ હતો એ દેખાઈ આવે છે. તેઓ પોતે અભંગ કરતા, એટલું જ નહિ, પણ તેમનું સર્વ કુટુંબ અભંગ રચનામાં ગુંથાએલું રહેતું. તેમને નામે ચઢેલી અસંખ્ય અભંગરચના કેટલે અંશે ખરી છે, એનો નિર્ણય કરવાનો આ પ્રસંગ નથી.

એના અભંગમાં રહેલી પાંડુરંગસમાગમની ઈચ્છા અને આગ્રહ વધારે તીવ્ર દેખાય છે. એના અભંગમાં ઉપમા કેવી સુંદર અને યથાર્થ હોય છે, તે અરસિકને વાંચ્યા પછી તરત સમજાશે.

અભંગ વૃત્તમાં એક એવી ખુબી છે, કે બીજા વૃત્તોમાં જેમ બોલેલા શબ્દો કૃત્રિમ લાગે છે, અને બોલનાર આવી છંદોબદ્ધ ભાષામાં બોલે, એ અસંભવિત લાગે છે, તેમ આમાં લાગતું નથી. કારણ મનુષ્ય બોલે, તે જ શબ્દો અભંગમાં વાપરી શકાય છે અને તેને લીધે હૃદયદ્રાવક ભાષા અભંગમાં વાપરી શકાય છે

નામદેવનાં માતા અને પત્નીના અભંગ પણ ઘણા હૃદયદ્રાવક છે. રાજાઈ પોતાના પતિનો સંસાર તરફનો વિરાગ જોઈને વિઠોબાને વારંવાર વિનવે છે. પુનઃ રાજાઇ પોતાના પતિને ઠેકાણે લાવવા વિઠોબા આગળ પ્રાર્થના કરવાને રૂકિમણીને વિનવે છે. નામદેવ જેવા સંસારની જરા પણ ફીકર ન રાખનાર પતિની કઈ સ્ત્રી આવી વિનંતિ દેવો આગળ ન કરે?

નામદેવના અભંગ ઘણી ઉચ્ચ કોટીના છે. એમ ન હોત, તો તેમને પરધર્મના ગ્રંથમાં કદી પણ સ્થાન મળત નહિ. શીખ લોકોના વેદતુલ્ય આદિગ્રંથ ગ્રંથસાહેબમાં નામદેવના અભંગ મોટા પ્રમાણમાં મળી આવે છે અને શીખ લોકો તેને ઘણા ભકિત-ભાવથી ગાય છે.

જનાબાઈઃ—તે નામદેવની ઘરની દાસી હોય એવી માન્યતા છે. વળી નામદેવ પણ તેને "દાસી જની" ના નામથી ઓળખે છે. નામદેવના ઘરનાં

બીજાં માણસોની માફક તે પણ અભંગ રચતી. તેના અભંગ સર્વ સ્ત્રીકવિઓની કવિતામાં શ્રેષ્ઠ ગણાય છે. તેની વાણી રસવાળી અને ઘણી મધુર છે, જનાબાઇના અભંગ આજ સુધી ભકતમંડળમાં મોટા પ્રેમથી ગવાય છે.

ભક્ત લોકોને તાલસુરથી આના અભંગ ગાતાં સાંભળી હૃદય ભરાઈ આવ્યાનો અનુભવ ઘણા લોકોને થયો હશે. રવીંદ્રનાથની ગીતાંજલીમાં જેમ ઈશ્વર સાથેની કરેલી ગુફતેગો મળી આવે છે, તેવીજ ઈશ્વર ભકિત જનાના અભંગમાં દેખાય છે.

પ્રભુ પોતાને માટે કેટકેટલા કષ્ટ ઉઠાવે છે, અને મજુર પ્રમાણે મહેનત કરે છે, તેથી જીવતા રહી સંસાર માંડવો યોગ્ય નથી, એવી ભકતની કલ્પના તેણે અભંગમાં બતાવી છે.

જની જેવી ચૌદમા સૈકાની એક શૂદ્ર સ્ત્રીને વેદાંતને લગતા અભંગ રચતી જોઇને તે સમય આજના કરતાં પણ સ્ત્રીશિક્ષણ આગળ હોય એમ લાગવા માંડે છે.

નામદેવના સમકાલીન અભંગકારોઃ—

નામદેવના સમયના સંતકવિઓમાં જેમના અભંગ વિશેષ આગળ પડતા છે, તે પુરુષોઃ—વિસોબા ખેચર, પરસા ભાગવત, ચોખામેળા, ગોરાકુંભાર, જગમૈત્ર નાગા, નરહરી સોનાર, જોગી પરમાનંદ, વત્સરા વિગેરે. વિસા વેપારી હોવાથી તે સ્વાભાવિક રીતે નંદ ભાષામાં અભંગ રચના કરતો. નરહરી સોની પ્રથમ પૂરા શિવભકત હોઈ વિષ્ણુના પકકા દ્રોહી હતા. પણ જ્યારે ભાગવતધર્મનો ઝંડો જ્ઞાનદેવ ને નામદેવ વિગેરે સંતોએ સમગ્ર મહારાષ્ટ્રમાં ફરકાવ્યો, ત્યારે નરહરીનું હૃદય ખુલ્યું અને તે વિષ્ણુ શંકર એક છે, એમ કહેવા લાગ્યો.

નામદેવના સમયના આ અભંગકારોનાં કાવ્યો ઘણા થોડા પ્રમાણમાં મળી આવે છે. તેમની કાવ્યરચના ભક્તિરસથી ભરપુર અને સાત્ત્વિક વૃત્તિને જાગૃત કરનારી હોય છે. તે બધાજ શ્રેષ્ઠ વર્ગના કવિ નથી. ગોરાકુંભાર, સાંવતામાળી જેવા સૂદ્ર અને ચોખામેળા જેવા મહાર રાત્રીદિવસ અસ્ખલિત અભંગ રચતા. ચોખા મહારની સ્ત્રી સુદ્ધાં અભંગની વાણીમાં દેવને વિનવે છે. આ જગ્યાએ એક વાત કહેવી જોઇએ, તે કે અભંગકાર પોતપોતાના અભંગ લખતા નહિ. જ્ઞાનદેવના સચ્ચિદાનંદ બાવા, મુકતાબાઈના જ્ઞાનદેવ, ચાંગદેવના શામા કંસારો, ચોખામેળાના અનંતભટ, એમ એક બીજાના અભંગ આખ્યાન એક બીજા પાસે લખાવવામાં આવતા.

એકનાથઃ—જ્ઞાનદેવે મરાઠીનો પાયો નાખ્યો, પણ તેને વ્યવસ્થિત અને સર્વાંગસુંદર બનાવવાનું કામ તો એકનાથે જ કર્યું. આપણે અત્યારે એકનાથનો માત્ર એક અભંગકાર તરીકે જ વિચાર કરવાનો હોવાથી બીજી વાત બાજુમાં મુકી માત્ર તેના અભંગો તરફ જોઇએ. એકનાથના અભંગ ઘણા નથી, તેમ તે પ્રખ્યાત પણ નથી. માત્ર તે અભંગોમાં પ્રૌઢ મરાઠી ભાષા એકદમ દેખાઈ આવે છે તેના અભંગ પરથી જણાય છે, કે એકનાથ વેદાંતી વારકરી સંપ્રદાયી હતો.

એકનાથકાલીન અભંગકારઃ—એકનાથના સમકાલીન અભંગકાર ઘણા નથી. આ સમયમાં પ્રૌઢ મરાઠી લખવાની પ્રથા પડી. આખ્યાનો લખાવા માંડયાં. ઘણું ખરૂં બધાં આખ્યાનો ઓવીવૃત્તમાં છે. ઓવી અને અભંગ આ બે શુદ્ધ મરાઠી વૃત્તો એક બીજાથી ઘણાં ભિન્ન નથી. ઓવીવૃત્ત અભંગવૃત્ત કરતાં સુલભ હોવાથી મોટાં મોટાં કથાનકો અને વર્ણનો આ વૃત્તમાં જ રચવાનું અનુકૂળ પડે છે. સોળમા સૈકાનો ખ્રિસ્તી મરાઠી કવિ સ્ટિફન્સ પોતાના ખ્રિસ્તપુરાણના ઓવીવૃત્તને અભંગ જ કહે છે, એમ કેટલાક માને છે. ( મરાઠી ભાષાની ઘટના. પા. ૨૫૫. )

તેના અભંગો પરથી એક ખ્રિસ્તીનું મરાઠી પર કેટલું પ્રભુત્વ છે, તે જણાય છે. તેણે પોતાની પૂર્વે થઈ ગએલા જ્ઞાનદેવ, નામદેવ, એકનાથ વિગેરેનાં કાવ્યોનું ખુબ અધ્યયન કર્યું હોવું જોઇએ. આ જ સમયે બીજો જાણવા લાયક અભંગકાર વિષ્ણુદાસ. તેણે આખા મહાભારતની ઓવીવૃત્તમાં રચના કરી. તેના અભંગ ઘણા થોડા જણાય છે.

તુકારામ—ભાગવતધર્મની પતાકા મહારાષ્ટ્રમાં જ નહિ, પણ સમગ્ર હિંદુસ્થાનમાં ફરકાવનાર ભકતશિરોમણિ મહારાષ્ટ્રસંત તુકારામના પરિચય માટે લાંબું વિવેચન આવશ્યક નથી. તેમના સંપ્રદાય જેટલો મોટો સંપ્રદાય બીજો એક પણ નથી. તેમના અભંગો હજારો નાના મોટા સુશિક્ષિત અશિક્ષિત, ભાવિક, અભાવિક લોકો ગયાં ત્રણસો વર્ષથી અહોરાત્ર વાંચ્યા કરે છે. મરાઠી બોલનારના મ્હોમાં જાણે અજાણે તેમના અભંગ ઉખાણાંના રૂપમાં આવ્યા વિના રહેતા નથી. બાળકો અને સ્ત્રીઓ પણ પોતાના કથનના આધાર રૂપે તુકારામના અભંગના ચરણો ટાંકે છે.

જેવી રીતે જુના મતના લોકો વારકરીના અભંગ વેદતુલ્ય માને છે, તે જ પ્રમાણે પ્રૌઢ

સુધારકો પ્રાર્થનાસમાજ વિગેરેમાં તુકારામની મદદ લે છે. અભંગની ભાષા ઘરગથ્થુ અને સાધારણ માણસો વાપરે એવી હોવાથી તેનો ભાવાર્થ સહજ સમજાય છે.

તુકારામે વૈરાગ્ય, જ્ઞાન, ભક્તિ, નીતિ, વિગેરે અનેક વિષયોપર હજારો અભંગ રચ્યા છે. તેમાંના પાંચ છ હજાર પ્રસિદ્ધ છે. " અભંગ વાણી પ્રસિદ્ધ તુક્યાચી " એમાં કાંઇ ખોટું નથી. નામદેવ અને તુકારામ એ બેમાં અગ્રસ્થાન કોને આપવું, એ મોટા વિચારની વાત છે. છતાં પણ તુકારામની અખંડ ચાલતી આવેલી લોકપ્રિયતા અને તેમના કાવ્યને પ્રાપ્ત થયેલુ મોટું મહાત્મ્ય લક્ષમાં લઈએ, તો અભંગનો સર્વશ્રેષ્ઠ કવિ તુકારામ ઠરે, એ નિર્વિવાદ છે.

તુકારામનાં હૃદયદ્રાવક વચનો અને તેમાં રહેલું નિડરપણું એ નામદેવના અભંગને હઠાવે તેવું છે. તુકારામનું સ્પષ્ટવકતૃત્વ કોઈ કોઈ વખત સભ્યતાની મર્યાદાનું ઉલ્લંઘન કરી જાય છે.

તુકારામના અભંગની ભાષા ઘણી જુની અને ન સમજાય એવી છે. ગાથાઓમાંથી અને પુસ્તકોમાંથી મળી આવતા અભંગ તુકારામની અસલ ભાષાના નમુના નથી. તેમને તુકારામશિષ્યે ઠીકઠાક કરેલા હોવાથી સમજતાં અડચણ પડતી નથી. શ્રી. વિ. લ. ભાવેએ 'તુકારામ બુવાની અસલ ગાથાઓ " પ્રસિદ્ધ કરી છે. ( શકે ૧૮૪૧ આર્યભૂષણ પ્રેસ ) તેમાંના અભંગનું વાચન કિલષ્ટ લાગે છે.

તુકારામ પ્રસિદ્ધ વાતોનો પોતાના અભંગમાં ઉપયોગ કરીને પોતાનું કહેવું સચોટ રીતે સમજાવી દે છે. એક શ્રોતા પુરાણની કથા સમયે રડતો હતો. તે જોઈ પુરાણીજીને લાગ્યું, કે પોતાની સચોટ શૈલીને લીધે તેને પ્રેમાશ્રુ આવતા હશે. એક દિવસ તેણે સહેજ તેને પુછયું, તે પરથી પેલાએ કહ્યું, કે "પુરાણીજીની દાઢી જોઈ મને થોડા સમય પૂર્વે મરી ગએલું મારૂં ઘેટું સાંભરી આવે છે, અને તેના દુઃખથી હું રડું છું." આ ખરી હકીકત તેણે કહી આ ઉપર તુકારામે રચેલા અભંગ ઘણો સુંદર છે.

તુકારામના અભંગમાં તત્કાલીન સ્થિતિનું યથાર્થ દિગ્દર્શન કરાવ્યું છે. તેણે નિંદવા યોગ્ય વાતો પર કડકમાં કડક કટાક્ષ કર્યા છે. ( ૧ ) ગુરુ શિષ્યના ઢોંગ ( ૨ ) ગમે તે દેવનું પૂજન ( ૩ ) તીર્થયાત્રા ( ૪ ) જેવા તેવા સાથે થવું ( ૫ ) અસ્પૃશ્યતા વિગેરે સમાજના વ્યંગપર તેમના ઘણા અભંગ છે.

વર્ષાસન માગવા શિષ્ય પાસે જનાર ગુરુ અને તે આવે ત્યારે લપાઈ જનાર શીષ્ય આ બન્નેનું આમાં વર્ણન કરેલા અભંગ સુંદર છે.

તુકારામની અડગ ઈશ્વરભકિત દેખાડતા અનેક અભંગ છે. કેટલાક અભંગ તો ઘણી ઉર્મિથી ભરેલા છે. એમાંની ઉપમા કેટલી હૃદયંગમ અને રોજના અનુભવની છે ને કેટલાક અભંગમાં માર્મિક વિનોદ કેવો દેખાઈ આવે છે, તે અભંગ વાંચ્યા વિના જણાશે નહિ.

તુકારામના સમયના અભંગકાર—નીંબરાજ, સેના ન્હાવી, મોરયા ગોસાંઇ, ગણેશનાથ, શેખમહંમદ ઈત્યાદી કવિ અને તુકારામના શિષ્યોના કેટલાક અભંગ છે; પરંતુ તુકારામના અભંગ આગળ આ કાંઇ લેખામાં નથી. સેના હજામ તુકારામના પછીના સમયનો હોય એમ દેખાય છે. તેના આસરે ૧૫૦ થી ૨૦૦ અભંગ મળી આવે છે. યાત્રાળુઓ તેના અભંગ આનંદથી ગાય છે.

શેખમહંમદ—આ મુસલમાન મરાઠી કવિ હોઈ વેદાંતપર તેના મરાઠી ગ્રંથ છે. મુસલમાની ધર્મશિક્ષક તરીકે કામ કરતાં તેને વિરાગ થયો અને તે ઈશ્વરભજન કરવા લાગ્યો. તેની અભંગ વાણી સુંદર છે.

આમ શેખ મહંમદ હરિભકત બન્યો. તેની શિષ્યા રેણુકા ઘાંચણે પણ કેટલાક અભંગ રચ્યા છે. નિળોબા એ તુકારામના ચૌદ જોડીયામાંના એક હોઇ તેમની કેટલીક કવિતાઓ પ્રસિદ્ધ છે. તેમના અભંગની ભાષા એકદમ સહેલી વ્યવહારૂ હોઇ તેમાં સુવિચારને વધારેસ્થાન આપવામાં આવ્યું છે.

ઉત્તરકાલીન અભંગકારઃ—તુકારામ પછી એટલે ૧૮મા સૈકામાં કેટલાક અભંગકાર થઈ ગયા. તે પૈકી દિનકર ગોસાંઇ, શિવદીન કેસરી પરંપરા, મહીપતિ, શહામુની એ પ્રખ્યાત હતા. માટે તેઓના અભંગ જોઇએ મહારાષ્ટ્રના કવિઓમાં ઘણા ખરાએ અભંગ કર્યા છે. પરંતુ તેમાં નામદેવ તુકારામ જેવા પ્રખ્યાત તો ગણ્યા ગાંઠયા જ. આ બધાનો વિચાર કરવા અત્યારે સ્થાન ન હોવાથી તે પૈકી માત્ર આગળ પડતા અભંગકાર વિષે જ વિચાર કરવો યોગ્ય છે. દિનકર ગોસાંઈ એ સમર્થના શિષ્ય હોઈ તેમનું ઉપનામ બહિણાજી હતું. " સ્વાનુભવદિનકર " નામનો ગ્રંથ તેમનો જ છે. તેમના ૪૦૦–૫૦૦ અભંગ મળી આવે છે. શિવદિન એ નાથપંથી સ્વામી હોઇ તેમની ગુરુશિષ્ય પરંપરા મોટી છે. ઘણા ખરા ગુરુનાં કાવ્યો વિશેષતઃ અભંગોનું શોધન થયું છે. આ ગુરુશિષ્ય પરંપરામાં ગુપ્તનાથ નામની

બાલવિઘવાના અભંગનું પુસ્તક ડૉ. વિલ્સન સાહેબને મળ્યું હતું.

શિવદિનનો પુત્ર નરહરિ પણ અભંગકાર હતો મહારાષ્ટ્ર કાવ્યોમાં મહીપતિની રચના વિપુલ અને હૃદયંગમ છે. તેનો ભકિતવિજય ગ્રંથ પ્રસિદ્ધ છે. તેણે ઘણા ખરા સંતોનાં ચરિત્રો લખ્યાં છે. તે પૈકી કેટલાંક અભંગવૃતમાં છે- તે નીચેપ્રમાણેઃ—

| નામ | અભંગ | નામ | અભંગ |
|---|---|---|---|
| નામદેવ ચરિત્ર | ૬૨ | જગમિત્ર નાગા ચરિત્ર | ૬૩ |
| હરિપાળ " | ૫૮ | માણુકોજી બોધલે ,, | ૬૭ |
| કમાલ ,, | ૬૭ | સંતોબા પવાર ,, | ૧૦૨ |
| નરસિંહ મહેતા | ૫૨ | ચોખામેળા ,, | ૪૭ |
| રાકા કુંભાર ,, | –૪૭ | | |

બીજા ઘણાએ છુટા અભંગો છે. મહીપતીના અભંગો પણ પ્રેમરસથી ભરપુર છે.

સિદ્ધાંત બોધના કર્તા શહામુનિએ પણ કેટલાક અભંગ રચ્યા હોય એમ લાગે છે. તેના શિષ્યના ' ગુરુકિલ્લીના અભંગ " પ્રશ્નોત્તર રૂપે છે.

મોરોપંત ( મોરોપંત ):—તેમની ઘણી ખરી કાવ્યરચના આર્યા વૃત્તમાં હોવા છતાં પણ તેમણે કોઈ કોઈ પ્રસંગે બીજા વૃત્તોનો પણ સ્વીકાર કર્યો છે. તેમનું ' સીતાગીત ' અભંગ વૃત્તમાં છે. આ આખ્યાનના ૧૭૦ અભંગ તદ્દન સહેલી ભાષામાં છે.

અર્વાચીન કવિઓ અભંગ વૃત્તમાં વધુ રચના કરતા નથી. માત્ર કેટલાક પોતાનું કહેવું વજનદાર અને માન્ય ગણાય એ ઉદ્દેશથી તુકારામ જેવા અભંગ કરી છેવટે " તુકા મ્હણે " એવી રીતે તુકારામનું નામ અડાવી કે છે. અભંગનો દરજ્જો ધાર્મિક સાહિત્યમાં શ્રેષ્ઠ મનાય છે. છતાં પણ મહારાષ્ટ્ર કાવ્યમાં અર્વાચીન સુશિક્ષિત પણ તેને ખાસ મહત્વ આપના નથી કારણ કે તે ભક્તિપ્રધાન છે. અભંગ વાઙ્મયનો અભ્યાસ ખાસ કોઈ પંડિતો કરતા હોય એમ લાગતું નથી.

[ સંદર્ભ ગ્રંથ-ભાવે-તુકારામ બુવાની અસ્સલ ગાથાઓ. આજગાંવકર મહારાષ્ટ્ર કવિચરિત્ર મ્યેક-નિકલ-સામ્સ ઑફ મરાઠા સેંટ્સ. ગોડબોલે-નવનીત જ્ઞાનેશ્વરના અભંગોની ગાથાઓ તુકારામના અભંગ ની ગાથાઓ-રાનડે રાઈઝ ઑ ફ્ધિ મરાઠા પાવર- રા. ભિ. જોશી મરાઠી ભાષાની ઘટના મહારાષ્ટ્ર સાહિત્ય માસિક વર્ષ ૩ અંક ૧૧-પ્રો. પટવર્ધન-વિલ્સન ફાયલૉલૉજીકલ લેકચર્સ ( ફ્ર્ગ્યૂસન કાલેજ મેગેજીન ) ભાંડારકર વૈષ્ણુવિઝમ શૈવિઝમ ઍન્ડ માયજર રિલિજીયસ સિસ્ટિમ્સ-વિલ્સન પ્રિફેસ ટુમોલ્સ વર્કર્સ મરાઠી ડિકશનરી. કિંકેડ-ટેલ્સ ઑફ ધિ સેંટસ ઑફ પંઢરપુર. મહારાષ્ટ્ર વાઙ્મય સુચિ.

**અમ્બ્લુર**:—મુંબઈ ઇલાકામાં ધારવાડ જીલ્લામાં કોડની પશ્ચિમે બે માઈલપર આવેલું ગામડું. લોકસંખ્યા આસરે ૮૦૦. અહીં બપ્પા અને સોમનાથનાં દેવાલયો છે. બપ્પાના દેવાલયમાં ઈ. સ. ૧૧૦૦, ૧૧૧૯, ૧૧૪૪ એમ ત્રણ સાલોના શિલાલેખ છે. અને સોમનાથના દેવળમાં મૂર્તિની જમણી બાજુ સન ૧૧૬૮ નો એક શિલાલેખ છે. ( ધારવાડ ગૅ. )

**અભયકુમાર મંત્રી**:—આજથી અઢી હજાર વર્ષ પૂર્વે આ અભયકુમાર સમર્થ મંત્રીશ્વર તરીકે રાજ્યવહીવટ ચલાવતો હતો. તેનો જન્મ રાજ્યગૃહીના મહારાજા શ્રેણીકની વૈશ્ય રાણી નંદાથી થયો હતો. તે બહુ બુદ્ધિશાળી, મહાપરાક્રમી, અને મુત્સદ્દી હતો. તે બહુ નાની ઉંમરે શ્રેણીક રાજાનો મંત્રી બન્યો હતો. તેની સત્તાથી તે વખતનાં વિશાળ અને મગધનાં બીજાં રાજ્યો ધ્રુજતાં હતાં. તેણે યુક્તિથી-રાજ્યકાર્ય કુશલતાથી બધાં રાજ્યો શ્રેણીક રાજાની સત્તા ફેલાવી હતી. તે જૈન ધર્મનો પરમ ઉપાસક હતો. જૈનોના છેલ્લા તીર્થંકર ભગવાન મહાવીરનો તે પરમ ભક્ત હતો. તેમના ઉપર તેની અટલ શ્રદ્ધા હતી. તેનો બુદ્ધિવૈભવ અનુપમ લેખાય છે. જેમ અકબરના દરબારમાં બીરબલના બુદ્ધિવૈભવના નમુના મળે છે, તેમ તેથી પણ વધી જાય તેવાં બુદ્ધિનાં દૃષ્ટાંતો આ મંત્રીશ્વરના જીવનમાં મળે છે. અનેક જૈન ગ્રંથોમાં અભયકુમારનું ચરિત્ર સુંદર રીતે આલેખાએલું મળે છે. તેણે અંતે ભગવાન મહાવીર સ્વામી પાસે જૈન ધર્મની સાધુ દીક્ષા લઇ, સંસાર ત્યાગ કરી સાધુ થઇ આત્મકલ્યાણ સાધ્યું હતું. મંત્રી તરીકેની તેની કારકિર્દી બહુ ઉજ્વલ અને સરલ હતી. રાજા અને પ્રજાનું કલ્યાણ કેમ થાય એ નીતિ ઉપર જ તેણે રાજ્યવ્યવહાર ચલાવ્યો હતો. તેમાં તેની ગુણગ્રાહક વૃત્તિ અને હાજરજવાબીએ ઉજવળ ભાગ ભજવ્યો હતો. તે જૈન ધર્મનો-અહિંસા ધર્મનો પરમ ઉપાસક હોવા છતાં મહાન લડવૈયો, અને મહાન ધનુર્ધારી હતો. શ્રેણીક રાજાનો રાજ્યવહીવટ વધુ ઉજવલ બન્યો હોય, તો તેમાં અભયકુમાર મંત્રીનો મુખ્ય હાથ હતો. તે જ તેનો મુખ્ય સહાયક હતો. તેણે જૈન ધર્મને દીપાવવા અનેક શુભ પ્રયાસો કર્યા હતા. ઇતિહાસમાં પોતાની શ્રેષ્ઠતા જાળવી શકયો.

[ એ. રિ. એ.-અભયગિરિ કેન્હ-રૂઇંડ સિટીઝ ઑફ સિલોન. સિલોન આ ર્કિઓ લોજીકલ રિપોર્ટસ ૧૮૯૮-૧૯૦૭ નૉક્સ હિસ્ટોરિકલ રિલેશન ઑફ ધિ આયલંડ ઑફ સિલોન. ] ( જૈન સા. સંસદ )

**અભયદેવસુરિઃ**—( ૧ ) તેબૃહત્ ખરતરગચ્છના સંસ્થાપક હતા. ૩થી૧૧ સુધીના નવ અંગપર તેમણે લખેલી ટીકા હોવાથી સામાન્યતઃ તેમને નવાંગવૃત્તિ નામ આપવામાં આવે છે. તેમનો જન્મ ધારામાં થયો હતો અને તેમના પિતાનું નામ ધન અને માતાનું નામ ધનીદેવી હતું. તેમના પિતા ધારામાં વેપાર કરતા. દીક્ષા લીધા પહેલાં તેમનું નામ અભયકુમાર હતું.૧૬વર્ષની ઉંમરે તેમને આચાર્યપદ પ્રાપ્ત થયું. વર્ધમાનસુરીની વિનંતિથી સંવત ૧૦૮૮ માં જીનેશ્વરસુરીએ તેમને સુરિ બનાવ્યા. સંવત ૧૧૩૫ માં ગુજરાતના (કાપડવણિજ) કપડવણુજ ગામમાં તેમનું અવસાન થયું. બીજા પ્રમાણભૂત ગ્રંથકારના કહેવા પ્રમાણે તેમનું અવસાન સંવત ૧૧૩૯ માં થયું. વર્ધમાન, જીનેશ્વર, જીનચંદ્ર અને આ અભયદેવ ( જીનચંદ્રના લઘુ ગુરુભાઇ) ૩૯, ૪૦, ૪૧, ૪૨ એવા ક્રમમાં પટ્ટાવળીમાં આપેલા છે.

ગ્રંથઃ—અભયદેવે નીચે પ્રમાણે ગ્રંથો લખ્યા છે, એમ કહેવાય છે.

(૧) સ્નાનાંગપર ટીકા. સંવત ૧૧૨૦ માં અભયદેવે ઉપલી ટીકા અનહિલપાટણમાં અચ્છુપ્ત નામના વેપારીને ઘેર દ્રોણાચાર્યના અધ્યક્ષપણા નીચે ભરાએલી પંડિતોની સભા માટે તૈયાર કરી. અજીતસિંહાચાર્યના શિષ્ય યશોદેવગણિએ તેમને મદદ કરી.

( ૨ ) સમવાયાંગપર ટીકા. ઉપર નિર્દિષ્ટ કરેલા સ્થળે અને તે જ વર્ષે લખી

( ૩ ) ભગવતી સૂત્રપર ટીકા. અચ્છુપ્તને ઘેર અણહિલ પાટણમાં સંવત ૧૧૨૮ માં અભયદેવે લખી.

( ૪ ) 'જ્ઞાતાધર્મકથાંગ' પર ટીકા સંવત ૧૧૨૦ ના દશેરાને દિવસે અભયદેવે કરી.

( ૫ ) ઉપાસક દશ, અંતકૃદશ, અને અનુત્તરૌપપાતિકા ( ૭, ૮ ને ૯ અંગ ) પર ટીકા. આના ઉપર કર્તાનું નામ નથી. તો પણ તે અભયદેવે જ લખી હોય એમ માનવાને આધાર છે. અભયદેવની છઠ્ઠા અંગપર ટીકા અને ૭, ૮ અને ૯ અંગપરની ટીકા એક હસ્તલિખિત ગ્રંથમાં એકત્ર કરેલી છે. વળી ૧૦ અને ૧૧ અંગોપર અભયદેવની ટીકા અને ૭, ૮ અને ૯ અંગોપરની અનામિક ટીકાનો ભેગો એક ગ્રંથ છે. તેનું કર્તૃત્વ અભયદેવનું જ છે. નવમા અંગપરની ટીકા ( સંવત ૧૧૮૪ માં લખેલી ) ની હસ્તલિખિત પ્રતમાં ૨ શ્લોક છે. તે પ્રિન્સેપની આવૃત્તિમાં મળી આવે છે, પરંતુ બર્લિનની હસ્તલિખિત પ્રતમાં દેખાતા નથી. આ ઉપરથી તે આવૃત્તિમાં પ્રક્ષિપ્ત હોય, એવું અનુમાન પીટર્સન કરે છે.

( ૬ ) પ્રશ્નવ્યાકરણાંગપર ટીકા. અભયદેવના વિધાન પ્રમાણે ઉપર જે દ્રોણાચાર્યના અધ્યક્ષપણા નીચે પંડિતોની સભા ભરાયાનો ઉલ્લેખ કર્યો છે, તેમાં આ ટીકા પરીક્ષણ માટે મોકલવામાં આવી હતી.

( ૭ ) વિપાકસૂત્ર નામના ૧૧ મા અંગપર ટીકા.

( ૮ ) ઉવઈ સુત્રપર ટીકા. દ્રોણાચાર્યના અધ્યક્ષપણા નીચે ભરેલી સભાનો એમાં પુનઃ ઉલ્લેખ કરેલો છે.

( ૯ ) આરાહણ પગરણ ( આરાધન પ્રકરણ )

( ૧૦ ) હરિભદ્રના પંચાશક ગ્રંથપર ટીકા. વિચારામૃતસંગ્રહમાં અભયદેવે ટીકા લખ્યાનો ઉલ્લેખ છે. આ ટીકા ધવલક્કપુર (ધોળકા) માં સંવત ૧૧૨૪ માં અભયદેવે લખી. પીટર્સનના અહેવાલમાં પરિશિષ્ટ ૩ પાન ૪૫ માં એ જ નામનો એક બીજો ગ્રંથ હરિભદ્રનો છે એમ લખાણ છે. પણ તે ગ્રંથ અભયદેવની ટીકાની નકલ હોવી જોઇએ, એવું તે જ કહે છે. વિચારામૃતસંગ્રહમાંથી વેબરે લીધેલા એક ઉતારા પરથી એમ દેખાય છે, કે પ્રકરણસમૂહને પંચાશક એ નામ, દરેક પ્રકરણમાં ૫૦ ગાથા છે, તેથી આપવામાં આવ્યું છે. પ્રકરણોની સંખ્યા ૧૯ છે

( ૧૧ ) જયતિહુણસ્તોત્ર ( પાર્શ્વનાથસ્તુતિ ) સંવત ૧૧૧૧ માં લખી.

( ૧૨ ) જીનચંદ્રગણિના નવતત્વ પગરણપર ટીકા.

( ૧૩ ) નિગોડષટ્ત્રિંશિકા આ પુસ્તક અભયદેવસુરીએ કર્યું નથી, એવો પણ એક મત છે.

( ૧૪ ) પંચનિર્ગ્રંથ વિચારસંગ્રહણી.

( ૧૫ ) પુગ્દલ ષટ્ત્રિંશિકા.

( ૧૬ ) પણ્ણવનના ( ચોથું ઉપાંગ ) ત્રીજા પદ પર સંગ્રહણી.

( ૧૭ ) જીનભદ્રના વિશેષાવશ્યક ભાષ્યપર ટીકા.

( ૧૮ ) હરિભદ્ર કૃત ષોડશકપર ટીકા.

( ૧૯ ) દેવેંદ્ર કૃત સત્તરીપર ( સત્તરિક પ્રકરણ અથવા સપ્તતિકા ) ગાથાબદ્ધ ટીકા.

( ૨ ) ગુજરાતના રાજા કર્ણ (સં ૧૧૨૦–૫૦) પાસેથી તેમને મલધારિનની પદવી મળેલી હોવાથી તે મલધારિન કહેવાયા. સૌરાષ્ટ્ર ( સોરઠ ) ના ખેંગાર રાજા આગળ તેમનું ઘણું માન હતું, એવો ઉલ્લેખ છે. અભયદેવસુરિએ ખેંગાર રાજાને જૈન દીક્ષા

આપી હતી અને તેમના કહેવાથી ગિરનારના યાત્રાળુઓ પાસેથી લેવાતો કર ખેંગાર રાજાએ માફ કર્યો હતો અભયદેવ સુરિ પ્રશ્નવાહન કુળના, કોટિગણના મધ્યમ શાખાના, સ્થુલિભદ્ર મુનિના વંશના, અને હર્ષપુરીયગચ્છના હતા સંવત્ ૧૧૭૦ માં હેમચંદ્રસુરિએ ભવભાવના ગ્રંથ રચ્યો. તેમના અભયદેવસુરિ ગુરુ હોઈ જયસિંહસુરિના તે શિષ્ય હતા. હજારથી પણ અધિક બ્રાહ્મણોને જૈન દીક્ષા આપ્યા પછી અને કડમડ નામના યક્ષને જૈન બનાવ્યા બાદ મદેરા (અજમેર પાસે) શહેરમાં તેમણે મહાવીરનું એક દેવાલય બંધાવ્યું.

( ૩ ) વિજયચંદ્રસુરીના ( વિજયેન્દુ ) શિષ્ય અને દેવભદ્રસુરીના ગુરુ હતા. જીનશેખરથી પટ્ટાવળીમાં એ ત્રીજા પુરુષ હતા. ( જીનશેખર, પદ્મચંદ્ર, વિજયચંદ્ર, અભયદેવ).સંવત ૧૨૦૪ માં તેઓ થઈ ગયા એવું કહેવાય છે. તેમને બીજા અભયસુરિ કહેવામાં આવતા. આ બીજા અભયસુરિ પહેલા કરતાં ઉતરતા ન હતા. તેમના આધિપત્ય નીચે રૂદ્રપલ્લીયગચ્છની મોટાઈ વધી. " સંવત ૧૨૦૪ માં રૂદ્રપલ્લીમાં જીનશેખરાચાર્યે રૂદ્રપલ્લીયખરતર શાખા સ્થાપી. આ બીજો ગચ્છભેદ હતો." કાશીના રાજાએ તેમને વાદી સિંહની પદવી આપી હતી, એવો ઉલ્લેખ છે. 'જયંતવિજયકાવ્ય' નામનો ગ્રંથ તેમણે સંવત ૧૨૭૮ ની સાલમાં લખ્યો.

( ૪ ) તે ગુણાકારસુરીના સમકાલીન હતા. સંવત્ ૧૪૨૬ ની સાલમાં ગુણાકારસુરીએ સરસ્વતી પાટણમાં ભક્તામરસ્તોત્ર ટીકા લખી. સરકારે આ ટીકાની નકલ વેચાતી લીધી છે. ક્લૅટનુ કહેવું એમ છે, કે આજ અભયદેવસુરીએ સંવત ૧૪૫૧ માં તિજ્જયપહુત્તસ્તોત્ર રચ્યું છે.

( ૫ ) અભયદેવસુરિ રાજગચ્છના પ્રદ્યુમ્નસુરીના શિષ્ય હતા. અજીતસેનના ચરિત્રમાં આનો ઉલ્લેખ છે. નૈયાયિક ગ્રંથકાનનમાં સ્વતંત્ર કેસરી પ્રમાણે સંચાર કરતા એવું એમનું વર્ણન કરવામાં આવ્યું છે. અનેક પરસ્પરવિરુદ્ધ મતોથી સન્માર્ગનો નાશ થાય, તે અટકાવવાના ઉદ્દેશથી અભયદેવે વાદમહાર્ણવ નામનો ગ્રંથ રચ્યો. ત્યાર બાદ જીન શાસનકર્તા થયા. ૧૨૭૬ માં પાર્શ્વનાથચરિત્રના કર્તા માણિકયચંદ્ર કહે છે, કે અભયદેવસુરિથી નવમો ઉત્તરાધિકારી હું છું. સિદ્ધસેનસુરિ તેમનો ઉલ્લેખ પોતાના ૯ મા પૂર્વાધિકારી તરીકે કરે છે. સિદ્ધસેન સૂરીએ સં. ૧૨૪૨ માં ગ્રંથ લખ્યા છે. આ અધિકાર વંશાવળી પ્રમાણે અભયદેવ પછી ધનેશ્વરસૂરિ થયા. ધનેશ્વરસુરિ મુંજ રાજાના સમકાલીન હતા. એ જ અભયદેવે સમ્મતિસુત્રપર તત્વબોધ વિધાયિની નામની ટીકા લખી. ક્લૅટે જેનો ઉલ્લેખ કર્યો છે, તે " કતિપય સૂત્રવ્યાખ્યા " અને " તત્વબોધ વિધાયિની " એ બન્ને કદાચ એક પણ હોય. શાંતિસૂરિના ( મૃત્યુ. સ. ૧૦૯૬ ) બે અધ્યાપકો પૈકી અભયદેવસુરિ નામના જગપ્રસિદ્ધ સુરિ અને આ અભયદેવ એક જ હોવા જોઈએ.

[ સં. ગ્ર. પીટર્સન્ય રિપોર્ટ ૪ થો. ( ઑા. ઑ. રૉ. એ. સો. ૧૮૯૪. ) ભાંડારકર રિપોર્ટ ૧૮૮૩-૮૪, વેબર ઇંડિશ્ચે સ્ટુડિયા ૧૬. ક્લ્યાટ ઇં. ઍ. પુ. ૧૧. કિલહોર્ન રિપોર્ટ. ફોર્બ્સ રાસમાલા. ]

અ ભ ય દે વ સુ રીઃ—( ૧ ) નવાંગી ટીકાકાર શ્રી અભયદેવ સુરિશ્વરજીની ટીકાઓ જૈન સમાજમાં અતિ પ્રસિદ્ધ છે. તેમના જેવા પ્રખર ટીકાકાર બહુ ઓછા થયા છે જૈનોમાં અત્યારે જે આગમો ઉપલબ્ધ છે, તેમાં દ્વાદશાંગી બાર-મૂળ આગમો મુખ્ય મનાય છે. જે પૈકીનું બારમું આગમ દૃષ્ટિવાદ તદ્દન નાશ પામ્યું છે, જેથી અત્યારે વિદ્યમાન અંગો અગીયાર મનાય છે જેમાંના પ્રથમના બે અંગોની ટીકા પ્રાચીન મળી શકે છે. અને ત્યાર પછીના નવ અંગોની ટીકા વિસ્તૃતપણે સુલલિત ભાષામાં આ અભયદેવસૂરીજીએ રચી છે અને આ કારણથી જ આ આચાર્ય નવાંગી ટીકાકાર તરીકે પ્રસિદ્ધ છે.

તેમનું જન્મ સ્થળ મેદપાટ ( મેવાડ ) માં આવેલું વડસલ્લ ગામ હતું. તેમના માતાપીતાનું નામ મળતું નથી, પણ તેઓનું નામ સાંગદેવ હતું અને સાથે એ પણ મળી શકે છે, કે તેઓ ત્યાંના રાજાના પુત્ર હતા. તેમના હૃદયમાં બાલ્યાવસ્થામાં જ આત્મસાધનાની ભાવના સ્ફુરી નીકળી અને ચાંદ્રકુલના પ્રસિદ્ધ આચાર્ય વર્ધમાન સુરિના શિષ્ય જીનેશ્વરસૂરિની પાસે તેમણે દીક્ષાનો સ્વીકાર કર્યો અને ગુરુએ તેમનું નામ અભયદેવ રાખ્યું અભયદેવ સૂરીની ટીકામાં પોતાના ગુરુ તરીકે જીનેશ્વરસૂરી અને બુદ્ધિસાગર સૂરીનો સ્પષ્ટ ઉલ્લેખ મળે છે. એટલે તેઓ બન્નેની પાટ ઉપર આ આચાર્ય થયા છે. એમ સમજી શકાય છે. ( જુઓ જ્ઞાતાસુત્રટીકા વ્યાખ્યાપ્રજ્ઞપ્તિ ટીકા વિગેરે ) અભયદેવ મુનિ ટુંકી મુદતમાં જ જૈન અને જૈનેતર શાસ્ત્રમાં પારંગત બન્યા. એટલે ગુરુજીએ તેમને આચાર્યપદથી વિભૂષિત કર્યા, ત્યારથી તેઓ અભયદેવસુરી એવા નામથી પ્રસિદ્ધી પામ્યા.

આ આચાર્ય દીક્ષાના કાળથી જ ઘોર તપસ્વી હતા. જેથી તેમનું રાજવંશી કોમળ શરીર એકદમ શુષ્ક રૂક્ષ બની ગયું અને સાથે પૂર્વકર્મના યોગથી

ભયંકર કોઢે પણ દેખાવ આપ્યો. વૃદ્ધાવસ્થા અને રોગનું જોર આ દ્વિવિધ અશાંતિમાં પણ તેઓની સહનશીલતા અજબ હતી. એક દિવસે તેઓએ પોતાનું ટુંકુ આયુષ્ય જાણી અનશન આહારત્યાગની તૈયારી કરી, એ જ રાત્રે તેઓને સ્વપ્ન આવ્યું, અને શાસનદેવીએ સ્વપ્નમાં આવી નવ કોકડા ઉકેલવા કહ્યું, આચાર્યશ્રીએ રોગની પરવશતાથી પોતાની અશકિત જાહેર કરી. પણ દેવીએ આગ્રહપૂર્વક જણાવ્યું, કે. "સિદ્ધનાગાર્જુને શેઢી નદીને કાંઠે પાર્શ્વનાથ પ્રભુની મૂર્તિ ભંડારી રાખી છે. આપ ત્યાં જઈ તેને બહાર કાઢો; તેના અભિષેક જળથી તમારો રોગ સાવ મટી જશે" આ દેવીવચનથી આચાર્યશ્રી સંઘ સાથે રવાના થઈ શેઢી નદીના કાંઠે આવ્યા અને એક ખાખરાના ઝાડની નીચે જ્યાં નીરંતર એક ગાય દુધ ઝરી જતી હતી, ત્યાં સન્મુખ ઉભા રહી જયતિ હુયણ નામના બત્રીશ શ્લોકવાળા નવીન સ્તોત્રની રચના કરી. તે સ્તોત્રના સત્તરમા શ્લોકનો ઉચ્ચાર કરતાં જ ભૂમિમાંથી પાર્શ્વનાથ પ્રભુની પ્રતિમા પ્રકટ થઇ. તેની મૂર્તિની સ્થાપના સ્તંભનપુર ( ખંભાત ) માં કરી, જે મૂર્તિ અત્યારે પણ સ્તંભન પાર્શ્વનાથના નામથી પ્રસિદ્ધ છે. આ મૂર્તિના સ્નાનજળથી આચાર્ય મહારાજનો રોગ પણ શમી ગયો અને આચાર્ય મહારાજે અણુહિલ પુર પાટણ જઇ દેવીની પ્રેરણા મુજબ નવ અંગોની ટીકાઓ બનાવી, જેની યાદી નીચે મુજબ છે.

| | રચનાકાળ | શ્લોકસંખ્યા |
|---|---|---|
| ૧ સ્થાનાંગ સુત્ર | ૧૧૨૦ | ૧૪૨૫૦ |
| ૨ સમવાયાંગ સુત્ર | ,, | ૩૫૭૪ |
| ૩ ભગવતીજી સૂત્ર ( વ્યાખ્યાપ્રશપ્તિ ) | ૧૧૨૮ | ૧૮૬૧૬ |
| ૪ જ્ઞાતાધર્મકથાંગસૂત્ર | ૧૧૨૦ | ૩૮૦૦ |
| ૫ ઉપાસકદશાંગસૂત્ર ૬ અંતકૃતદશાંગસૂત્ર ૭ અનૂત્તરોપપાતિકદશાંગસૂત્ર | | ૧૩૦૦ |
| ૮ પ્રશ્નવ્યાકરણ સૂત્ર | | ૪૬૦૦ |
| ૯ વિપાક સુત્ર | | ૯૦૦ |
| | | કુલ ૪૭૦૪૦ |

તેમણે આ ઉપરાંત હરિચંદ્રસૂરિકૃત પંચાશક વિગેરે ગ્રંથોપર પણ વિસ્તૃત ટીકાઓ રચી છે. તેઓશ્રીની ટીકાઓ પ્રૌઢ, ગંભીર અને સરળ છે તથા પ્રત્યેક વિષયની વિશદતા, તલસ્પર્શી અભ્યાસ અને બહુશ્રુતતાનો ખ્યાલ કરાવે છે. તેઓએ વિક્રમ સંવત ૧૦૮૮ માં દિક્ષા લીધી અને સં.૧૧૪૫ માં સ્વર્ગગમન કર્યું, એટલે ૫૭ વર્ષ પર્યંત અખંડ ચરિત્ર પાળી જગતપર મહાન ઉપકાર કરી વૃદ્ધાવસ્થામાં સ્વર્ગપ્રાપ્તિ કરી હતી.

( સંદર્ભ ગ્રંથ—જૈનાચાર્યો. જૈ. સા. સં. )

**અ ભ ય દે વ સૂ રિ(મલધારી)** સમર્થ જૈનાચાર્યોમાં આ આચાર્યનું નામ પણ અતિ પ્રસિદ્ધ છે વિક્રમની બારમી શતાબ્દીમાં તેઓનું અસ્તિત્વ હતું. ગુજરાતના પ્રસિદ્ધ મહારાજા કર્ણદેવે આચાર્યને "મલધારી" નું બીરૂદ આપ્યું હતું જેનો ઉલ્લેખ સદ્ગુણપદ્ધતિમાં આ પ્રમાણે છે.

"હર્ષપુરીયગચ્છમાં તિલક સમાન, ગુણોનાં સંગ્રહસ્થાનરૂપ, સકળ દુઃખોનો વિલય કરનાર, સુવિહિતચુડામણી, શ્રી અભયદેવ સૂરી જયવંતા વર્તો. જે મહાપુરુષ કાલના સંયોગથી. અવહ થએલા–અગમ્ય થયેલા સાધુના સાચા માર્ગના અભિનવ પથિક છે. જેમને કર્ણરાજાએ "મલધારી" નામ આપ્યું હતું, જે મહાપુરુષના આજ્ઞાલેખ વડે શાકંભરીંદ્રે ( શાંભરના રાજાએ ) રણથંભોરમાં હેમધ્વજ દંડના બ્હાનાથી કીર્તિ બચાવી હતી." ( પ્રો. પિટર્સન પૃષ્ટ. ૯૬ ) આ આચાર્યશ્રીનો પરિચય આપતા તેમના સુવિહિત વિદ્વાન શિષ્ય ધર્મોપદેશવિવરણમાં લખે છે, કેઃ—

પ્રશ્નવાહન કુળથી પ્રકટ થએલા કલ્પવૃક્ષ સમા હર્ષપુરીયગચ્છમાં સર્વવિશ્વંભરાના વિસ્તારને અલંકૃત કરવામાં સમર્થ શરદ પુનમના ચંદ્રના કિરણો જેવા ધવલ ગુણો વડે સજ્જનોને સદા પ્રમોદિત કરનાર તથા તાજા ખીલેલા કુંદ પુષ્પોના ગુચ્છ જેવા ઉજવળ સ્વચ્છ વ્રતવ્યાપમાં ચિત્તવૃત્તિને સ્થાપન કરનારા જયસિંહ સુરિ થયા. એમનાથી પણ કંઈક અતિશ્રેષ્ઠ સમસ્ત વિદ્વાનસમુહને પ્રમોદિત કરનાર નિર્દોષ શિષ્યરત્ન ઉત્પન્ન થયું, કે જેના અતિઅદ્‌ભૂત બહોળા નિર્મળ ગુણોની સ્તુતિ કરવામાં બ્રહ્મા પણ ક્ષણમાં મંદતા પામે, તો પછી અન્યગુણીની શી વાત કરવી ! ( પિટ૦ રિ૦ પૃષ્ટ ૮૮ )

આ આચાર્યશ્રીએ ગુજરાતના રાજા પરમભટ્ટારક સિદ્ધરાજદેવને ઉપદેશ આપી પર્યુષણ આદિના દિવસોમાં અમારિપટહ ( અહિંસા પાલન ) વગડાવ્યો હતો. તેમ જ શાકંભરીપતિ પૃથુરાજે તેમના ઉપદેશથી જીનમંદિરોમાં સોનાના કળશ ચઢાવ્યા હતા. તેમના ઉપદેશથી અનેક ધર્મકાર્યો થયાં હતાં. તેમણે ગુજરાત ઉપરાંત દક્ષિણ અને વરાડમાં પણ વિહાર કર્યો હતો. તેમનું એક ચોમાસું

દક્ષિણ દોલતાબાદમાં થયું છે અને ત્યાંથી વરાડમાં આવી એલીચપુરના રાજા એલકશ્રીપાળની વિજ્ઞપ્તિથી શ્રીપુરમાં પ્રસિદ્ધ તીર્થ અંતરિક્ષ પાર્શ્વનાથ તથા મુક્તાગીરીની પ્રતિષ્ઠા કરી હતી. આ તીર્થ માટે એવું બન્યું હતું, કે રાજાએ પ્રભુની પ્રતિષ્ઠા કરવા વિશાળ જીનભુવન તૈયાર કર્યું; પણ તેને અભિમાન થવાથી પ્રભુની મૂર્તિએ એ મંદિરમાં પ્રવેશ કર્યો નહિ, અને મૂર્તિ નિરાધારપણે અધર ટકી રહી. રાજાને આ સ્થિતિથી બહુ ખેદ થયો અને દિવાનની સલાહથી દોલતાબાદથી અભયદેવસુરિજીને બોલાવ્યા. સુરિજીએ શ્રીપુરમાં આવી ત્રણ ઉપવાસ કરી અધિષ્ઠાયકની આરાધના કરી. ધરણેંદ્રે પ્રકટ થઈ જણાવ્યું, કે રાજાને પોતાના મંદિર માટે અભિમાન આવ્યું છે, માટે ત્યાં પ્રભુની પ્રતિષ્ઠા થશે નહિ, પણ સંઘ તરફથી મંદિર બંધાવો,જેમાં પ્રભુ બિરાજમાન થશે. આ રીતે ધરણેંદ્રના કહેવા પ્રમાણે સંઘે મંદિર બંધાવ્યું અને આચાર્યશ્રીએ તે મંદિરમાં સં. ૧૧૪૨ ના માગશર શુદિ ૫ ના દિવસે અંતરિક્ષ પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરી. આવી જ રીતે એલીચપુર નજીકની મુકતાગીરિની ટેકરી ઉપર પણ તે જ આચાર્યજીએ જીનપ્રતિષ્ઠા કરાવી હતી. ( અંતરિક્ષ પાર્શ્વનાથ માહાત્મ્ય )

રાજ શેખર સુરિકૃત દ્વાશ્રયમાં ઉલ્લેખ છે, કે જયસિંહસુરિના શિષ્ય અભયદેવસુરિ છઠ્ઠઅઠ્ઠમની તીવ્ર તપસ્યા કરનારા અને છ વિકૃતિ ( દુધ, દહીં, ઘી, તેલ સાકર, ગોળ તથા તળેલ પદાર્થો ) નો ત્યાગ કરવામાં સાહસિક હતા, એ આચાર્ય ચક્રેશ્વરીદેવીએ પુત્ર તરીકે સ્વીકારેલા શ્રુતસાગરમાં ઝુલતા ગોવિંદસમા નિસંગ તથા બહુ વિદ્યાસિદ્ધિવાળા હતા. જેમણે અનેક બ્રાહ્મણોને અને કર્મઠ યક્ષને પ્રબોધ આપી મેડતપુર ( મેડતા ) માં વીર પ્રભુનું ચૈત્ય કરાવ્યું હતું. તેમનો મલપરિષહ તીવ્ર જોઈ ગુર્જરેશ્વર કુમારપાળે તેમનું " મલધારી " બીરૂદ જાહેર કર્યું હતું. અર્થાત તેઓ મહાતપસ્વી અને પ્રભાવ શાળી હતા.

આ આચાર્યે પાટણમાં અનશણપૂર્વક સ્વર્ગગમન કર્યું હતું. એમની શ્મશાનયાત્રામાં મોટા રાજ્યાધિકારીઓ ધનાઢયો સાથે હતા, ખુદ સિદ્ધરાજ દેવ પણ પોતાની અટારીમાં ચઢી ખિન્નમુખે એ સ્મશાનયાત્રાને જોઈ રહ્યો હતો, તેમનાં દેહની રાખથી પણ ઘણાનો રોગ નાશ પામ્યો હતો, એમ કહેવાય છે. ( પીટર્સનનો રીપોર્ટ લા. ભ. લેખિત સિદ્ધરાજ અને જૈનો. )

**અભયસિંહ**—( ઈ. સ. ૧૭૨૫-૧૭૫૦ ) જોધપૂરનો રાજા. તેણે પોતાના પિતા અજીતસિંહનું ખુન કરી રાજ્ય મેળવ્યું. ( સંવત ૧૭૮૧ ). તે ગાદીપર આવ્યો, તે જ સાલમાં તેણે મંદોડના ઈંદ્રરાવ, પાસેથી નાગોર લઈ લીધું અને તે પોતાના ભાઈ વખતને સ્વાધીન કર્યું. સં ૧૭૮૨ માં અભયસિંહને દિલ્લીના બાદશાહનું આમંત્રણ આવ્યું. સં. ૧૭૮૪ એટલે ઇ. સ. ૧૭૨૭ માં તે દિલ્લી જઈ પહોંચ્યો. શાહજાદા જુંગલી (?) નું બંડ શમાવવા જતાં ગુજરાત પચાવી પડેલા સર બુલંદખાનનો પરાજય કરવાનું બીડું ઝડપી તેણે બાદશાહ પાસેથી ગુજરાતની સુબાગિરી મેળવી. ( ટૉડ ) ૧૭૩૦ ના જુન મહિનામાં અભયસિંહ દિલ્લીથી અજમેર આવ્યો અને તે પ્રાંતની તેને સુબાગિરી મળેલી હોવાથી તેણે ત્યાં પોતાના માણસો નીમ્યા ત્યારબાદ તે મેઢતા થઈ જોધપુર આવ્યો, અને સર બુલંદખાનપર ચઢાઈ કરવા તેણે પોતાનું સર્વ સૈન્ય એકત્ર કર્યું. સંવત ૧૭૮૬ ( ઈ. સ. ૧૭૩૧ ? ) ના ચૈત્ર સુદી ૧૦ મે અભયસિંહ જોધપુરથી નીકળી સિરોહી આવ્યો. ત્યાંના રાજાએ લડાઈની ભાંજગડમાં ન પડતાં પોતાની ભત્રીજી ( માનસિંહની પુત્રી ) અભયસિંહને આપી તેને સંતુષ્ટ કર્યો. તેને જ પેટે દશ માસ પછી અભયસિંહ પછી મારવાડનો ગાદીએ આવનાર રામસિંહનો જન્મ થયો. ત્યાર બાદ અભયસિંહ પાલનપૂર અને સિદ્ધપુર થઇને અમદાવાદ આવ્યો અને તે શહેરને ઘેરો ઘાલી સં ૧૭૮૭ ( ઈ. સ. ૧૭૩૧ ) ના આસો શુદ ૧૦ મે તે સર કર્યું અને સર બુલંદખાન તેને શરણે આવ્યો.

અભયસિંહના ભાઈ વખતસિંહ ઘણો પરાક્રમી હતો. ગુજરાતની સ્વારીમાં તેણે ઘણું શૌર્ય બતાવ્યું હતું. વખતસિંહના શૌર્યને લીધે અભયસિંહને તેની ઘણી જ બીકત લાગતી હતી. પોતે વખતસિંહ પણ પોતાની પર અભયસિંહનો વિશ્વાસ નથી તે જાણતો. આ ભાઈભાઈના વૈમનસ્યને લીધે અંબરનો જયસિંહ જોધપુર પર ચાલી આવ્યો. બિકાનેરમાં જોધપુરના રાઠોડ વંશી રજપુતોની એક સ્વતંત્ર પણ કનિષ્ઠ શાખા રાજ્ય કરતી હતી. બિકાનેરના રાજાએ કોઇ નજીવી બાબતમાં અભયસિંહનું અપમાન કર્યાથી અભયસિંહે બિકાનેરપર સ્વારી કરી તેને ઘેરો ઘાલ્યો. પરંતુ અભયસિહના લશ્કરમાં આ અંદર અંદરની ભાંજગડને લીધે બેદીલી ફેલાયલી હોવાથી બિકાનેરના ઘેરાનું કામ કેટલા ય દિવસ સુધી રઝળતું ચાલ્યું. આ લાગ જોઇ વખતસિંહે

બિકાનેરના વકીલને અંબરના જયસિંહની મદદ માગવા સલાહ આપી. બિકાનેરના વકીલની વિનંતિ પરથી જયસિંહે અભયસિંહને બિકાનેરનો ઘેરો ઉઠાવી લેવા લખ્યું. અભયસિંહને જયસિંહની આ દરમ્યાનગીરિ ગમી નહિ. તેણે મુંધડાવીને જવાબ મોકલ્યો, કે તે પ્રમાણે થઇ શકશે નહિ. આ અપમાનને લીધે જયસિંહ જોધપુર ઉપર ચઢી આવ્યો. આ જોઇ અભયસિંહે બિકાનેરનો ઘેરો ઉઠાવી લીધો અને તે જયસિંહની ખબર લેવા આવ્યો. પોતાના જ કારસ્થાનનું આ સર્વ પરિણામ છે, એ જોઇ વખતસિંહ પોતે જ જયસિંહ સામે લડવા આગળ પડયો. આ બન્ને સૈન્યનો જોધપુરની સરહદમાં ભેટો થયો અને તેમાં જયસિંહનું સૈન્ય હારી અંબર તરફ નાશી ગયું. અભયસિંહનું સં. ૧૮૦૬ ( ઇ. સ. ૧૭૫૦ ) માં અવસાન થયું.

ઉપલી હકીકત ટૉડના રાજસ્થાન અનુસાર છે. ટૉડે જે કર્ણ નામના ભાટના કાવ્ય પરથી હકીકત લીધી છે, તેણે ઘણી એકતરફી હકીકત આપી છે. તેણે અભયસિંહે પિતૃવધ કર્યાની અને બન્ને ભાઇઓના આપસઆપસના સંબંધની બાબતમાં ઘણો ઢાંકપીછોડો કર્યો છે. ઇતિહાસકારો કહે છે, કે અભયસિંહ ઘણો દુષ્ટ, વ્યસની અને વિલાસી હોઈ તેની કારકીર્દિનો ઘણો સમય તેના ભાઈ વખતસિંહ જોડે લડવામાં ગયો. બીલ કહે છે કે અજીતસિંહ પછી જોધપુરની ગાદીએ વખતસિંહ આવ્યો. પરંતુ તેને જોધપુરની ગાદી અભયસિંહના અવસાન પછી પ્રાપ્ત થઇ. અભયસિંહ અને વખતસિંહ વચ્ચે બીલે ગડબડ કરી છે. કારણ જેનું ઈ. સ. ૧૭૫૨ માં વિષપ્રયોગને લીધે ખુન થયું, અને જેના પછી તેનો પુત્ર વિજયસિંહ ગાદીએ આવ્યો એમ તે કહે છે, તે અભયસિંહ નહિ, પણ વખતસિંહ હતો. અજીતસિંહના વધની તવારીખ ઇતિહાસકારો ઇ. સ. ૧૭૩૧ માને છે.

( સંદર્ભ ગ્રંથઃ—ટૉડકૃત રાજસ્થાન; મુસલમાની રિયાસત; બીલ–ઓરિયેંટલ બાયોગ્રા ફિકલ ડિક્ષનરી

**અભિજીત**—જ્યોતિષમાં અભિજીત એ એક નક્ષત્રનું નામ હોઈ અંગ્રેજીમાં આકાશમાં જેને લાયરા કહે છે, એ તારાગણ આ નામથી ઓળખાય છે. આની ગણના નક્ષત્રમાં કરવામાં આવે છે, છતાં પણ વસ્તુતઃ ક્રાંતિવૃત્તની સાથે તેને કાંઈ પણ સંબંધ નથી. આ ઘણે દૂર ઉત્તરમાં છે. સૂર્ય, બ્રહ્મગુપ્ત, દ્વિતીય આર્યભટ અને સાર્વભૌમ આ લોકોના સિદ્ધાંત અનુસાર આ નક્ષત્રના યોગતારો તેના વીગા કદંગાબાભિમુખ શર અનુક્રમે ૫૯° ૫૮' ૬૧° ૫૬', ૬૩° અને ૬૨૦ ૧૪ ઉ. એ પ્રમાણે છે. આ સિદ્ધાંતાનુસાર આ તારાનો કદંબાભિમુખ ભોગ અનુક્રમે ૨૬૪° ૧૦', ૨૬૦° ૪૬' ૨૫૩° અને ૨૬૨° ૧૦', આપેલો છે. ઇ. સ. ૧૯૦૫ ના આરંભમાં આ તારાનું વિષુવાંશ ૨૮ ૩૩' ૪૩". ૩ અને ક્રાંતિ ૩૮° ૪૧' ૪૧". ૮ ઉહતું અને વર્ષગતિ અનુક્રમે—૨" ૦૧ અને ૨". ૯ છે. વૈદિક ગ્રંથોમાં આ નક્ષત્રનો ઉલ્લેખ મૈત્રાયણી સંહિતા ૨. ૧૩'. ૨૦; તૈત્તિરીય બ્રાહ્મણ ૧. ૫, ૧; અર્થ સંહિતા ૧૯·૭ આ સ્થળે આપેલી નક્ષત્રોની માળામાં મળી આવે છે. છતાં પણ તૈત્તિરીય સંહિતામાં કિંવા કાઠક સંહિતામાં જ્યાં નક્ષત્રોનાં નામો આપ્યાં છે, તેમાં આ નક્ષત્ર નથી. અભિજીત્ શબ્દ આ સર્વ સ્થળે એક વચનમાં વપરાયો છે, એ ઉપરથી આ નક્ષત્રમાં માત્ર એક જ તારાની ગણના કરવામાં આવતી હતી, એ નિર્વિવાદ છે. છતાં પણ વૃદ્ધગાર્ગીય સંહિતા, ખંડખાદ્યક, લલ્લકૃત રત્નકોશ, શાકલ્ય બ્રહ્મસિદ્ધાંત, શ્રીપતિકૃત રત્નમાલા, મુહુર્તત્વ, અને મુહુર્તચિંતામણિ એ ઉત્તરકાલીન ગ્રંથોમાં આ નક્ષત્રમાં ત્રણ તારાઓનો સમાવેશ કરેલો દેખાય છે.

આ તારાગણનું લાયરા એ જે અંગ્રેજી નામ છે. તેનો અર્થ સ્વરમંડળ અથવા સારંગી થાય છે· આનો ઉલ્લેખ ખ્રિ·પુ·૪ થા શતકમાં થઈ ગયેલા યુડોક્સસે અને ખ્રિ·પૂ. ૩ જા શતકમાં થઈ ગયેલા આરેટસે કરેલો છે. આ જ કાળમાં ટૉલેમીએ ૧૦ તારાની, ટાયકો બ્રારીએ ૧૧ તારાની અને હેવેલીયસે ૧૭ તારાની નોંધ કરી હતી. ( વિજ્ઞાનેતિહાસ ૮ મું પ્રકરણ જુઓ. ) આ તારાગણમાં લાયરી ઉર્ફે વ્હીગા પહેલી પંકિતનો હોઈ તેજ માં તે ઉત્તર ગોલાર્ધમાં બીજી પંકિતનો મનાય છે. આ તારાનું વિશેષ લક્ષણ એ કે તેનો પ્રકાશ શુભ્ર હોઇ તેની શુભ્રતા સૂર્યપ્રકાશથી સોગણી છે. વ્હીગા એ નામ 'પડતો ગરૂડ' ( 'વેગિ' એટલે પડનાર ) આ અર્થના અરબી નામનો અપભ્રંશ છે અને તેનો જ અભ્રપંશ થઇને આલ્ટરે (અને આ કિવલી = શ્રવણ) એટલે ઉડનારો ગરૂડ' એવું બીજા એક તારાનું નામ પડયું છે. ૬ લાયરી એ એક તારાગણનું નામ હોઈ તેમાં નરી આંખે અથવા તો એકાદ નાના દુરબીનથી બે તારા દેખાય છે. ત્રણ ઈંચનું દુરબીન લઈએ, તે દરેકમાં પણ બે તારા દેખાય છે અને આનાથી પણ સૂક્ષ્મ ( ચાર ઇંચી ) લઈએ તો આ બે જોડીમાં ત્રણ નાના નાના તારા દેખાય છે. બીટા લાયરી અને ચાર લાયરી એ અલ્પાવધી રૂપ વિકારી તારાઓ છે. આ જ તારાગણમાં એમ ૫૭ લાયરી એ સુપ્રસિદ્ધ

ગોળ તેજોમેઘ હોઇ તેના મધ્યભાગમાં રહેલો ઝાંખો તારો પ્રકાશલેખનથી જોઇ શકાય છે. એપ્રિલમાં દેખાતા લાયરિડ નામના ઉલ્કાવૃષ્ટિનું ઉદ્ગમસ્થાન પણ આ જ તારાગણમાં છે.

પંચાંગમાં ૨૧ મા નક્ષત્રનો ચતુર્થપાદ અને ૨૨મા નક્ષત્રનો પંદરમો ભાગ મળીને થનાર ૧૯ દંડ જેટલા કાળને અભિજીત્ નામ આપવામાં આવે છે અને તેને ૨૮ મું નક્ષત્ર ગણવામાં આવે છે. અભિજીન્મુહૂર્ત એ દિવસના આઠમા મુહૂર્ત નામ મધ્યાન્હપૂર્વ એક ઘડી અને મધ્યાન્હેતર એક ઘડી કાળનું નામ છે.

( સંદર્ભગ્રંથ—જ્યોતિર્વિલાસ, ભારતીય જ્યોતિષશાસ્ત્ર. બ્રિટાનિકા લાયરા વિષે લેખ. મોલસ્વર્થ કોશ )

**અભિધમ્મઃ**—તિપિટક એ પાલી ધર્મગ્રંથ સમુહમાં એક પિટક. અભિધમ્મ એટલે શ્રેષ્ઠ ધર્મ તત્વો ' એટલે અધ્યાત્મ અથવા અંગ્રેજીમાં જેને કહે છે. મૂટેફીઝીક્સ અથવા તે અધ્યાત્મ-જ્ઞાનએ મેટેફિઝીક્સ પણ નામ પ્રમાણે આગ્રંથમાં વિષય નથી આ ગ્રંથસમુહનું વૈશિષ્ટય નથી, પણ તે રૂક્ષ અને પાંડિત્યદર્શક ભાષામાં લખેલા માનસશાસ્ત્રદૃષ્ટિથી જેનું વિવેચન કરેલું છે, એવા નીતિતત્વજ્ઞાનથી ભરપૂર છે. આ પિટકના અભાવે પણ બૌદ્ધ તત્વજ્ઞાનમાં કમીપણું આવત નહિ, એવું મિસીસ હીસડેવ્હિડસ જેવી બૌદ્ધ વાઙ્મયની પક્ષપાતીનું કરેલું છે. અભિધમ્મમાં સાત ગ્રંથ આવે છે. પુગ્ગલ પઞ્ઞતિ, ધાતુરક્ષ ધમ્મ સંગણિ; વિભંગ; પઠાન પગરણ; કથા વત્થુ અને યમક. પાલી ટેક્સ્ટ સોસાયટીએ આ સર્વ ગ્રંથો પ્રસિદ્ધ કર્યા છે. આ પિટકનો કાળ બીજા બે પિટક કરતાં નિર્વિવાદ પછીનો હોવો જોઇએ; એટલે સુમારે ઇ. સ. પૂ. ૪૦૦—૨૫૦ દરમ્યાન તેની રચના થઈ હોય તેમ દેખાય છે. સાત ગ્રંથ પૈકી ધમ્મ સંગણિ સૌથી જુનામાં જુનો છે અને કથા વત્થુ સર્વમાં નવો છે, એમ કેટલાક પંડિતો તર્ક કરે છે. સર્વાસ્તિવાદી પંથમાં આ સાતે ગ્રંથ સંસ્કૃત ભાષામાં ઉધ્દ્ધત કર્યા હતા. હિંદુસ્થાનમાં તેનું નામનિશાન મળી આવતું નથી. પરંતુ ચિની ભાષામાં તેમનાં ભાષાંતર મળી આવે છે. પછીનાં સમયમાં આ ગ્રંથ પાછળ પડી ગયા અને નવીન અધ્યાત્મજ્ઞાનના ગ્રંથ તૈયાર થયા. મહાયાનપંથની એક શાખામાં અધ્યાત્મનો નવીન અભ્યાસ શરૂ થયો હતો, છતાં પણ ' અભિધમ્મ ' એ શબ્દનો પ્રયોગ આ શાખામાં યોજાયો નથી. તે લક્ષમાં લેવા જેવું છે. છતાં પણ મૂળ અભિધમ્મનાં સાત પુસ્તકોમાં જે શાળામાં હજુ સુધી ચાલે છે, ત્યાં આ શબ્દ વપરાય છે. અભિધમ્મના અભ્યાસીઓને અભિધમ્મિક નામ આપવામાં આવે છે. મિહિંતલના શિલાલેખપરથી જણાય છે, કે તેમનો દરજ્જો બૌદ્ધ ભિક્ષુકોમાં મોટો હતો.

[સંદર્ભગ્રંથ-કૅરોલિન-હીસ ડેવ્હિડ્સ બુદ્ધિસ્ટ સાયકૉલૉજી. ટી. ડબ્લ્યુ. હીસ ડેવ્હિડસ-સ્કુલ્સ ઑફ બુદ્ધિસ્ટ બિલીફ્સ ( જે. આર. એ. એસ. ૧૮૯૨) પ્રો. તાકાકસુ-" ઑન ધિ અભિધમ્મ બુકસ ઑફ સર્વાસ્તિવાદિન્સ " ( જી. પી. ટી. એસ. ૧૯૦૫) એ. બ્રિ.-અભિધમ્મ એ. રિ. એ અધિધમ્મ. વિંટરનિઝ-હિસ્ટરી ઑફ ઇંડિયન લિટરેચર પુ. ૨.

**અભિધમ્મત્થ સંગ્રહઃ**—અધિધમ્મના અધ્યયનનું કેન્દ્રસ્થાન બ્રહ્મદેશ છે. બૌદ્ધ લોકોનું માનસશાસ્ત્ર અને નીતિશાસ્ત્ર પર અભિધમ્મત્થ સંગહ એ એક નાનું પુસ્તક ઘણું મહત્વનું છે. તેનો કર્તા અનિરુદ્ધ હોઇ તે ઘણુંખરૂ બારમા સૈકામાં લખાયું હાવું જોઇએ. સિલોન અને બ્રહ્મદેશમાં આ પુસ્તક હજુ સુધી આધારભૂત મનાય છે અને બીજા કોઈ પણ અભિધમ્મ ગ્રંથ કરતાં આ પુસ્તક પર વારંવાર અધિક ટીકાઓ લખાય છે, અને તેનાં બ્રહ્મી ભાષામાં ભાષાંતરો થાય છે.

આ પુસ્તક ૧૮૮૪ માં ટી. ડબ્લ્યૂ હીસ ડેવ્હિડસે પ્રસિદ્ધ કર્યું. મીસિસ હીસ ડેવ્હિડ્સે તેનું ભાષાંતર ૧૯૧૦ માં પ્રસિદ્ધ કર્યું.

અભિધમ્મનાં સાત પ્રકરણોમાં જે પદાર્થનો ઉહાપોહ કર્યો છે, તેમાંના મુખ્ય પદાર્થોનો સંગ્રહ અનુરૂદ્ધાચાર્યે અભિધમ્મત્થસંગ્રહ પ્રકરણમાં કર્યો છે. અભિધમ્મમાં જે અર્થ એટલે પદાર્થ છે, તેનો સંગ્રહ એવો આ પ્રકરણના નામનો અર્થ થાય છે. પ્રથમ પરિચ્છેતમાં ચિત્તના ૮૯ અથવા ૧૨૧ વિભાગ કેવી રીતે થાય છે તેનો સંગ્રહ છે. બીજા પરિચ્છેદમાં પ્રત્યેક ચિત્તમાં કઇ કઈ ચિત્તવૃત્તિ હોય છે, અથવા હોઇ શકે છે તેનો વિચાર કરવામાં આવ્યો છે. ત્રીજા પરિચ્છેદમાં ચિત્તચેત ધર્મ વેદના હેતુ, કૃત્ય, દ્વાર, આલમ્બન વિગેરેના યોગથી કેવી રીતે અસ્તિત્વમાં આવે છે, તેનું વિવેચન કર્યું છે. ચોથા વીથિ સંગ્રહમાં રૂપરસાદિક વિષયો અને પ્રવૃત્તિની સાથે મનનો સંબંધ થઇ કેવી રીતનું કામ થાય છે, તેનો ઘણી ઉત્તમ રીતે વિચાર કરેલો છે. પાંચમા પરિચ્છેદમાં પ્રાણીમાત્રની પૂર્વજન્મથી આ જન્મ પર્યંત કેવા કેવા ઉત્તમ અને અધમ લોકમાં કેવી રીતે

ઉત્પત્તિ થાય છે,તે દર્શાવ્યું છે. છઠ્ઠામાં જડ સૃષ્ટિના વિભાગ પાડી કર્મ, ચિત્ત, ઋતુ, આહારના યોગથી શરીરના જડ ભાગ કેવી રીતે બદલાય છે, તે વર્ણવ્યું છે. છેવટે ટુંકાણમાં નિર્વાણનું વર્ણન કરેલું છે. સાતમા સમુચ્ચય સંગ્રહમાં કુશલાકુશલ અને અવ્યાકૃત પદાર્થોનું અભિધર્મમાં જુદી જુદી જગ્યાએ જે વર્ગીકરણ કર્યું છે, તેનો સંગ્રહ છે. આઠમામાં પ્રતીત્ય સમુત્પાદરૂપ વડે વર્ણવેલા અને પટ્ઠાન પ્રકરણમાં વર્ણવેલા પ્રત્યયોનો (કરણોંમા )સંગ્રહ છે. નવમામાં સમાધિમાં જુદા જુદા પ્રકાર બતાવ્યા છે. આ પ્રકરણ સિંહલદ્વિપ અને બ્રહ્મદેશમાં ઘણું લોકપ્રિય છે. તેના પર પ્રાચીન અને અર્વાચીન ઘણી ટીકાઓ ઉપલબ્ધ છે.

અનુરુદ્ધાચાર્યની બાબતમાં મળતી માહિતી અપૂર્ણ હોઇ કેટલે ઠેકાણે પરસ્પરવિરોધી છે. છતાં પણ તે આચાર્ય કાસીપુર ( આધુનિક કાંજીવરમ ) શહેરમાં કે તેની આસપાસ ઈ. સ. ૧૧ મા શતકના અંતમાં કિંવા બારમા સૈકાના આરંભમાં થયા હોવા જોઇએ, એવું અનુમાન કરી શકાય છે. સિંહલદ્વીપમાં પ્રખ્યાત પરાક્રમબાહુની કારકીર્દિની શરૂઆત ઈ. સ. ૧૧૬૪ ની સાલમાં થઈ અને ત્યાર બાદ તેણે ૩૩ વર્ષ સુધી એક ચક્રે રાજ્ય કર્યું. પોતાની કારકીર્દિમાં બૌદ્ધધર્મની ઉન્નતિ માટે તેણે અનેક કામો કર્યાં. તેણે પોતાની રાજધાની પુલત્થિપુરની ( સિંહલ×પોલોન્નરૂવા ) પડોશમાં જેતવન નામનો મ્હોટો વિહાર બાંધી ત્યાં સારિપુત્ત નામના મહાસ્થવિરને નિવાસસ્થાન કરી આપ્યું. આ પ્રમાણે મહાવંશમાં લખેલું છે. આ સારિપુત્તે અનેક ગ્રંથ લખ્યા છે. તેમાં સિંહલી ભાષામાં લખેલી અભિધમ્મત્થસંગહની ટીકા છે. તેના ઉપરથી તેના સુમંગલસ્થ ગીર નામના શિષ્યે વિભાવની ટીક પાલી ભાષામાં લખી. અર્થાત અનુરુદ્ધાચાર્યનો કાલ સારી પુત્તસ્થવીરના નિદાન ૫૦ વર્ષ પહેલાં હોવો જોઇએ. દવ. વસ્ભર વર્ષ ૫૪. અં. ]

**અભિધર્મ કોશ**—આ નીતિશાસ્ત્ર, માનસશાસ્ત્ર અને અધ્યાત્મશાસ્ત્રના વિષયોની ચર્ચા કરનાર સૂત્રકારીકા બુદ્ધ હીનયાન પંથનો વસુબંધુકૃત ગ્રંથ છે. આ કોશની મૂળ સંસ્કૃત આવૃતિ નષ્ટ થવાથી તેની માત્ર ચીની અને જાપાની આવૃતિ છે. તેમાં ચીની પ્રત ઘણી જુની છે. તેમાં પહેલી પ્રત પરમાર્થ નામના હિંદુ ભિક્ષુકે ઈ. સ. ૫૬૩–૫૬૭માં કરી અને બીજી પહેલાંની જ સુધારેલી ભાષાંતરીત આવૃત્તિ–હયુએનત્સંગે ઈ. સ. ૬૫૧–૬૫૪ માં રચી. આ કોશનો કર્તા પ્રસિદ્ધ બૌધ પંડિત વસુબંધુ હોઈ ઈ. સ. ૫ મા શતકના અંતે થઈ ગયો હોય એમ લાગે છે. આ કોશમાં ૬૦૨ કારીકા અને તેના પર વૃત્તિ એવા બે ભાગ છે. અને ધાતુ, ઇંદ્રિય, લોક અનુશય આર્યપુદ્દળ જ્ઞાન, સમાધિ, અને પુદ્દળ એવા આઠ વિષય છે. વસુબંધુ સર્વાસ્તિવાદીપંથનો હતો, તો પણ તેનો કોશ સર્વબોધ પંથના લોકો પ્રમાણભૂત માને છે. કોશ પર પ્રસિદ્ધ ટીકાત્મકગ્રંથ " અભિધમ્મકોશ વ્યાખ્યા " નામનો છે. તેના કર્તા યશોમિત્ર સૌન્તિક હોઈ ચીન અને જાપાનના લોક તેને મૂળ વચનગ્રંથ તરીકે માન્ય કરે છે. યશોમિત્ર પર્વે આ કોશ પર સ્થિરમતિ, ગુણમતિ, અને વસુમિત્રે ટીકાઓ લખી હતી અને તેની તિબેટની પ્રત હજુ મળી આવે છે. હ્યુએનત્સંગના શિષ્યોએ કેટલીક ટીકાઓ લખી છે. આ કોશ પર રચાયલા સર્વ ગ્રંથનો સમાવેશ કરવો હાલ સહેલો થઈ શકે એમ છે. આ કોશને આટલું બધું માન મળવાનું કારણ માત્ર તેના કર્તાના અલૌકિક ગુણો છે. વસુબંધુએ સર્વ પંથનાં ગહન તત્ત્વોનું પૃથક્કરણ કરી સરસ રીતે સર્વમાન્ય બોધ મતનું પ્રતિપાદન કર્યું છે.

[ સંદર્ભગ્રંથ—એ રિ. એ. ( અભિધર્મકોશ વ્યાખ્યા ) વિંટરનિઝ– હિસ્ટરી ઑફ ઇંડિયન લિટરેચર. પુ. ૨. બુદ્ધોત્તરજગ ( મ. જ્ઞાનકોશ. )

**અભિનંદ**—યોગ વાસિષ્ઠ કથાસાર અને કાદંબરીકથાસારના કર્તા ગૌડકવિ અભિનંદનનો સમય ઈ. સ. ૮૪૦ નો હોવો જોઇએ. કારણ તેમની ચોથી પેઢીએ પૂર્વજ શકિતસ્વામિ કોશ. મીરના મુકતા પીડના સમયમાં ( ઈ. સ. ૭૨૯. ) થઇ ગયા. અભિનંદનો જન્મ કાશીમાં થયો હતો. પરંતુ તે ગૌડ બંગાલમાં રહેતા હોય એમ લાગે છે. ધર્મપાળના વંશનો વિક્રમશીલનો પુત્ર યુવરાજ હારલવર્ષ તેમનો આશ્રયદાતા હતો.

તેમને ગૌડાભિનંદ પણ કહેવામાં આવે છે. કતાપીડ કર્કોટક વંશના દિવાન શક્તિસ્વામી, તેના પુત્ર કલ્યાણસ્વામી, તેના પુત્રકાંત, અને તેના પુત્ર જે ભટ્ટ જયંત તે અભિનંદના પિતા થાય. ક્ષેમેંદ્ર પોતાના સુવૃત્તતિલકમાં ( ૩૧૬–૨૯ ) તેનો ઉતારો આપ્યો છે, તેમણે શ્રીધરદાસ કૃત સુક્તિકર્ણામૃતમાંથી ( ૩૫૨ ) લીધેલા એક શ્લોકમાં પોતાના સમકાલીન તરીકે રાજશેખરની સ્તુતિ કરી છે. આ જ ગ્રંથમાંથી લીધેલા બીજા એક શ્લોકમાં ( ૫. ૧૨૯ ) ભવભૂતિ, બાણ, કમલાયુધ, કેશટ વાકપતિરાજનો નામનિર્દેશ અભિનંદે કર્યો છે.

રામચરિત મહાકાવ્યના કર્તા અભિનંદ આમનાથી જુદા હોવા જોઇએ, એમ ઑફ્રેકટ સુચીપરથી લાગે છે. [ ઑફ્રેટ, સુચી. ]

**અભિનંદનઃ**--જૈનો અભિનંદનજીને ચોથા તીર્થંકર તરીકે માને છે. ઇક્ષ્વાકુ વંશરૂપી સમુદ્રમાં ચંદ્રસમાન સંવર રાજા તેમના પિતા હતા. અને સતીશીરોમણી સીદ્ધાર્થા રાણી તેમની માતા હતી.

અનેક લાલનપાલનમાં ઉછેરાતો અભિનંદન, કુમાર સમસ્ત પ્રજાથી અભિનંદન પામતો પુર્ણિમાના ચંદ્રની જેમ સંપૂર્ણ કલાયુકત યુવાવસ્થાને પામ્યો. માતપિતાએ તેને અનેક રાજકુંવરીઓ પરણાવી પોતાનો લ્હાવો લીધો અને સંવર રાજાએ પુત્રને રાજ્યાભિષેક કરી સાધુપણું સ્વીકાર્યું. અભિનંદન રાજાને પતિ પામી રાણીઓની જેમ પૃથ્વી પણ પ્રમોદ પામતી. અનેક રાજાઓ તેમની સેવા કરવા હાજર રહેતા; જાણે દેવોથી શોભતો ઇંદ્ર હોય, તેમ આ રાજાની કીર્તિ, પ્રતાપ અને યશ જગતમાં ફેલાયાં.

અનેક વર્ષો રાજ્ય પાળી, પ્રજાને સુખી કરી, આ સુખોપભોગ દુઃખદાયક છે, સંસાર અંસાર છે, એમ જાણી, રાજ્ય પુત્રને આપી, એક વર્ષપર્યંત દાનનો વરસાદ વરસાવી, આત્મકલ્યાણ કરી. તેણે એક હજાર રાજાઓ સાથે સાધુપણું સ્વીકાર્યું. અઢાર વર્ષો સુધી અનેક પરીષસણે સહન કરી દેશ વિદેશોમાં વિહાર કરતા કરતા સહસાસ્ર વનમાં જ્યારે પોતે એક દીવસ બે ઉપવાસનું તપ કરી ધ્યાનમગ્ન રહ્યા હતા, ત્યાં તેમને કેવલ જ્ઞાન પ્રગટ્ થયું. અર્થાત તે સર્વજ્ઞ સર્વદર્શન થયા. સર્વજ્ઞ થયા પછી અનેક જીવોને ધર્માત્મા બનાવ્યા. કંઈક અધર્મ જીવોને આત્મકલ્યાણનો સાચો માર્ગ બતાવ્યો. તેમને ત્રણ લાખ સાધુઓ શીષ્યો હતા. છ લાખને ત્રીસ હજાર સાધ્વી શીષ્યાઓ હતી. બે લાખને અઠાવીસ હજાર શ્રાવકો અને પાંચ લાખ ને સત્તાવીસ હજાર શ્રાવિકાઓએ પ્રભુ પાસે વ્રતો અણુવ્રતો સ્વીકારી આત્મકલ્યાણ કર્યું હતું. અને સમેત શીખર પર્વત ઉપર એક હજાર સાધુઓ સાથે પાદોપગમન અનશન કરી મોક્ષે સીધાવ્યા. અર્થાત અનુપમ નીર્વાણપદ પ્રાપ્ત કર્યું.

**અભિનયઃ**—જેનું રૂપ લીધું હોય તેનો વેષ, ભાષણ ચેષ્ટા, મનોવિકાર વિગેરે સર્વ બાબતમાં અનુકરણ કરવું તે અભિનય કહેવાય છે. અભિનય શબ્દનો યૌગિક અર્થ 'પાસે લઈ જવું' એવો થાય છે; એટલે કે કવિના ભાવાર્થ પાસે પ્રેક્ષકોને લઈ જવા એમ થાય. આમ પ્રેક્ષકોને કવિના ભાવાર્થનું જ્ઞાન કરી આપવાને કરેલા પ્રયત્નને અભિનય કહેવાય. રૂપકરસસિદ્ધિનો તમામ આધાર અભિનય પર છે. પોતાનો કાયમનો સ્વાભાવિક અભિનય નાટ્યનૃત્ય પ્રયોગમાં વધારે પ્રમાણમાં કરવો પડે છે. સિનેમાના દૃશ્ય પ્રયોગમાં તેનાથી વળી વધારે પ્રમાણમાં જોઇએ, કારણ માત્ર અભિનયથી જ તેમાં રહેલો ભાવ સમજી શકાય છે. મૂક દશ્યોમાં અભિનયને પ્રથમ સ્થાન આ કારણથી જ આપવામાં આવે છે. પૅથે જેવી જગવિખ્યાત સિનેમા ફિલ્મ તૈયાર કરનારી કંપનીઓમાં કામ કરવા માટે જે મોટા મોટા પગાર રાખવામાં આવે છે તેનું, અને તેઓનું નામ સિનેમા પ્રેક્ષકોને ઓઠે ચઢી રહયું હોય છે તેનું કારણ માત્ર આ નટોનો સર્વોત્કૃષ્ટ અને હૃદયંગમ અભિનય જ છે. નાટ્ય અને નૃત્ય કળામાં અભિનય કેવા પ્રકારનો જોઇએ, એ વિષયપર ઘણા સંસ્કૃત ગ્રંથોમાં વિવેચન હોય છે. ભરત મુનિકૃત નાટ્યશાસ્ત્રમાં નાટ્યાભિનયનું વિવેચન કરેલું છે. નંદિકેશ્વરના "અભિનયદર્પણ" નામના ગ્રંથમાં ખાસ કરીને નૃત્ય કળામાં ઉપયોગી થાય તેવા અભિનયોના નિયમો બહુ વિસ્તારથી આપ્યા છે.

ના ટ્યા ભિ ન યઃ—નાટકોમાં જુદા જુદા અવયવોની ક્રિયા અને હલનચલન વિશેષ અગત્યનાં છે. આ હલનચલનની ક્રિયાને નાટ્યાભિનય નામ આપવામાં આવે છે. જેને પાઠ લીધો હોય, તેનું બોલવાચાલવામાં આબે હુબ અનુકરણ કરવું એનું કામ અભિનય '[ ભ. ૯–૬ ઈ. આ. ૯. ૬૨ ];

અભિનય ચાર પ્રકારના છેઃ—આંગિક, વાચિક, આહાર્ય અને સાત્વિક. આહાર્ય અભિનય પોશાકને લગતો છે. સાત્વિક અભિનયમાં જુદી જુદી ભાવના અને માનસિક અવસ્થા વ્યકત કરવાની સ્વાભાવિક પદ્ધતિનો સમાવેશ થાય છે. વાચિક અભિનયમાં ભાષા અને વાચાનો સંબંધ હોય છે. ભિન્ન ભિન્ન ભાવના અને મનોદશા કેવી રીતે વ્યકત કરવી, એ વિષય કહેલા ઉપલા બે પ્રકારના અભિનય માટે ભરતે પોતાના ગ્રંથના છઠ્ઠા અને સાતમા અધ્યાયમાં નિયમો આપ્યા છે.

ભિન્ન ભિન્ન માનસિક અવસ્થા ને ભાવ વ્યકત કરીને તદનુરૂપ રસ પ્રેક્ષકોમાં ઉત્પન્ન કરવો, એવો શાસ્ત્રકારોના મતાનુસાર નાટકનો ઉદ્દેશ છે. માટે આવી માનસિક અવસ્થા અને ભાવનું પૃથક્કરણ કરવાનો તેમણે પ્રયત્ન કર્યો છે. આ બાબતનું સવિસ્તર વિવેચન કરવાનું કામ કાવ્યશાસ્ત્રનું હોવાથી અત્રે તેની ખાસ માહિતી જ આપી શકાય. જે મૂળ કારણમાંથી

જુદી જુદી માનસિક અવસ્થા ને ભાવ ઉત્પન્ન થાય છે, તેને વિભાવ કહે છે, ગમે તે અવસ્થા અને ભાવમાંથી જે પરિણામ ઉત્પન્ન થાય, તેને અનુભાવ કહે છે. આ ભાવોમાંથી કેટલાક એવા હોય છે, કે તેમનો અમલ મનુષ્ય પર ઘણો સમય રહે છે અને માટે તે "સ્થાયી ભાવ" કહેવાય છે. ભરતમતાનુસાર રતિ, હાસ, શોક, ક્રોધ, ઉત્સાહ, ભય, જુગુપ્સા અને વિસ્મય આ સ્થાયી ભાવો છે. ભરત પછીના શાસ્ત્રકારોના મતાનુસાર આમાં "નિર્વેદ" નો પણ સમાવેશ થાય છે. પરંતુ અલ્પકાળ ટકનારા અને સ્થાયીભાવ સાથે રહેનાર ભાવોમાં જ ભરતે "નિર્વેદ" ની ગણના કરી છે. વિભાવ અને અનુભાવના યોગથી બની આવતી વાતો બતાવી શકતા નથી, પરંતુ તેમનું રંગભૂમિપર આવિષ્કરણ થાય, ત્યારે પ્રેક્ષકોના મનપર રસ ઉત્પન્ન કરવામાં તેઓ ઉપયોગ્ય છે. નાટક એટલે ભાવનાનું પ્રતિબિંબ છે. આને લીધે તે ભાવનાઓ પ્રેક્ષકોના મનમાં વાસના રૂપે રહે છે. બાદ તે તે ભાવનાને અનુરૂપ ભિન્ન ભિન્ન માનસિક અવસ્થા ઉત્પન્ન થાય છે. દાખલા તરીકેઃ—શૃંગાર, હાસ્ય, કરૂણ, રૌદ્ર, વીર, ભયાનક, બીભત્સ, અને અદ્ભુત અને પાછળથી ઉમેરવામાં આવેલી શાંત અવસ્થા, એ પ્રત્યેક માનસિક અવસ્થાનો રંગ (ભ. ૬–૪૨ ઈ.) કહેવામાં આવ્યો છે. શૃંગારનો શ્યામ, હાસ્યનો સિત, કરૂણાનો કપોત, રૌદ્રનો લાલ, વીરનો ગૌર, ભયાનકનો કૃષ્ણ, બીભત્સનો નીલ અને અદ્ભુતનો પીત.

જુદી જુદી ભાવનાઓ કેવી રીતે વ્યકત કરવી, તે ભરતે પોતાના ગ્રંથના ૭ મા અધ્યાયમાં બતાવ્યું છે. દાખલા તરીકે માયાળુ ભાષા અને અંગવિક્ષેપથી પ્રેમ, સ્મિત, હાસ્ય એવા દીર્ઘ હાસ્યથી આનંદ, અને રડવું, શોક કરવો, વિલાપ કરવો, ફીકા થઈ જવું, અવાજનું ફાટી જવું, પડી જવું, આક્રોશ કરવો, નિસાસા નાખવા વિગેરેથી દુઃખ વ્યકત થાય છે. છઠ્ઠા અધ્યાયમાં રસ સંબંધી પણ આવા જ નિયમો આપ્યા છે.

ભિન્ન ભિન્ન અંગવિશેષ અથવા અંગના અભિનય સંબંધી ભરતે ( ના. અધ્યાય ૮–૯ ) સવિસ્તર નિયમો આપ્યા છે. આ નિયમો મુગ્ધ નાટકોની વિશિષ્ટ કલા સંબંધી છે. ભરતે આ નિયમો પ્રાચીન નટસુત્રો પરથી રચ્યા હોય, એ સ્વાભાવિક છે. તેમાં ભિન્ન ભિન્ન અંગવિક્ષેપનું વિવેચન કરતાં તેની કેવી અસર થાય છે તે પણ કહેલું છે. કંપ થોડો હોય તો તેને "અકંપિત" કહે છે અને વધારે હોય તેને "કંપિત" કહે છે. આ જ પ્રમાણે પ્રત્યેક હલનચલનનો અર્થ સમજાવ્યો છે. પ્રત્યેક ભાવનાને માટે નેત્રવિક્ષેપ જુદા જુદા હોય છે. જુદી જુદી ભાવના અને માનસિક અવસ્થા વ્યક્ત કરવા માટે નેત્રની કીકી જુદી જુદી રીતે ફેરવવાની હોય છે. ભમર, નાક, ગાલ, ઓઠ, દાઢી અને ગરદન ફેરવવાના પણ અનેક નિયમો આપ્યા છે ( ભ. ૯ ) હાથનો અંગુઠો વાળીને બાકીના ચાર આંગળાં લાંબા કરવામાં આવે, તો તેને પતાકા કહેવાય છે. કપાળને હાથ લગાડી અડીયે, તો ઉષ્ણરસ, ઈજા, આપત્તિ, આનંદ અથવા દર્પનું સુચન થાય છે. હાથ તે જ પ્રમાણે રાખી આંગળાં જુદા હલાવવાથી અગ્નિ, પર્જન્ય, પુષ્પવૃષ્ટિ દેખાતી હોય, એવો બોધ થાય છે. હાથની તેવી જ સ્થિતી રાખીને આંગળી હલાવવામાં આવે, ( ખાસ કરીને ડાબા હાથની અનામિકા ) તો તેમ કરનાર કાંઈ લાવે છે, કિંવા આપે છે, નીચે જાય છે અથવા ઉપર આવે છે એમ સમજાય છે.

આવી રીતે હાથ રાખવાની ચોવીસથી વધારે રીતો છે અને તેમાં જુદા જુદા સંયોગો હોય એવું વર્ણન છે. તેવી જ રીતે તે પરથી શું સમજાય છે તે પણ કહ્યું છે. આવી રીતે ભિન્ન ભિન્ન કૃતિઓ અને ભિન્ન ભિન્ન પદાર્થ અંગવિશેષથી દર્શાવાય છે. સિવાય વક્ષસ્થળ, કુક્ષી, ઉદર, જઘન, ઉરૂ અને પાદ વિગેરેને માટે પણ નિયમો આપ્યા છે. પગના અને તદનુસાર હાથના જુદા જુદા હલનચલનના નિયમોમાં દશમો અધ્યાય રોકયો છે. અગીઆરમામાં ભિન્ન ભિન્ન પદક્રમો વિષે કહેવામાં આવ્યું છે. બારમામાં ચાલવાની અનેક ગતિઓ છે.

ભિન્ન ભિન્ન લોકોની ચાલવાની રીતો ભિન્ન ભિન્ન હોય છે અને પ્રત્યેકની અવસ્થા પ્રમાણે ચાલવામાં ફેરફાર પડે છે. સ્ત્રીઓ અને કનિષ્ઠ વર્ગના લોકો પોતાના ઓઠને હુલાવે છે અને દાંત કડકડાવી અંગો સંકોચી ઠંડી અને વર્ષાનો બોધ કરે છે; આંખ અને પગ ઉંચા કરી રથારોહણ સુચવે છે, પગ ઉંચા કરી અને લાંબા લાંબા પગલાં ભરી રાજગૃહાધિરોહણ દેખાડે છે; વસ્ત્રો ઉંચાં કરી પાણીમાં ચાલવાનું અને અને પાણી ઉંડું હોય તો હાથ તાણીને તેમાંથી જવાનું સુચન કરે છે અને રશ્મી એંચીને પકડીને રથનું સુચન કરે છે. હાથમાં અંકુશ કે લગામ રાખીને હાથી ઘોડાનું સુચન કરે છે. રશ્મી ખેંચવાથી રથનું અસ્તિત્વ બતાવે છે.

આવી નિશાનિઓથી અને હાવભાવથી અનેક વાતોનું સુચન થાય છે; અને તે માટે ભરતે પોતાના

ગ્રંથના પચીસમાં અધ્યાયમાં અનેક નિયમો આપ્યા છે. નાટકોમાં પણ નટ પોતાના મનની પુષ્કળ વાતોનું દિગ્દર્શન કેવળ હાવભાવથી કરી દેખાડે છે. કેટલીક બાબતો મોટેથી બોલે છે અને કેટલીક મનમાં જ બોલે છે; કેટલીક ત્રીજાને ન સંભવાય એવી રીતે બીજા સાથે બોલે છે અને કેટલીક વાતો જાણે કોઈ પાસે હોય તેમ કરે છે.

આવી અનેક યુક્તિઓથી સાધનસામગ્રીની ઊણપ દુર કરવામાં આવે છે. ભરતના આવા વિસ્તૃત નિયમો પરથી તેના કાળમાં નાટયકલા ઘણી ઉત્તમ હોય એ સ્પષ્ટ છે. તથાપિ તે નાટયકલા અર્વાચીન રંગભૂમિ અનુસાર નથી. પ્રાચીન નૃત્ય અને મૂક પ્રહસનના સમયને મળતી છે. આ ઉપરથી ભરતે પોતાના નિયમો તે સમયે પ્રચલિત એવા બીજા નાટયશાસ્ત્રવિષયક ગ્રંથો પરથી બનાવ્યા હોય એમ લાગે છે.

નૃત્યાભિનય નંદી નૃત્ય કરવામાં પ્રવીણ છે, એવી કલ્પના કરી તેના પાસેથી અભિનયનો બોધ લેવાની "અભિનયદર્પણ" ના કર્તાને ઇચ્છા થઇ. નંદિકેશ્વર એ કર્તાનું ખરૂં નામ છે કે નહિ તે વિષે શંકા છે. નંદિકેશ્વરનું અભિનયદર્પણ ઇંદ્ર કૈલાસસ્થ નંદિકેશ્વર પાસે આવી તેના નૃત્ય વિષે ભરતાર્ણવનું વિવેચન કરવાની તેને પ્રાર્થના કરે છે અને નંદિકેશ્વર ભરતાર્ણવનો આ દર્પણના રૂપમાં ટુંક સાર કહે છે. આવી રીતે અભિનયદર્પણના શેરૂઆત થઈ પ્રથમ નાટ્ય, નૃત્ત અને નૃત્યના પરસ્પર ભેદ સમજાવી, સભાગૃહનું વર્ણન આપ્યું છે. રંગભૂમિ પરનાં પાત્રો કેવાં હોવાં જોઇએ, તેનું વર્ણન નીચે પ્રમાણે આપ્યું છે.

પાત્રે રંગભૂમિના મધ્ય ભાગે ઉભા રહેવું અને નર્તકીની પાસે નટે ઉભા રહેવું; જમણી બાજુએ તાલધારીએ, ડાબી બાજુએ મૃદંગીએ અને મધ્યમાં ગીતકારે ઉભા રહેવું; શ્રુતિકાર જરા પાછળ હોવો જોઇએ.

નર્તકી—અતિશય સુરૂપ, યુવાન, ગોળમટોળ સ્તનવાળી, આત્મવિશ્વાસી, મોહક, પ્રિય, ભાવદર્શાવવામાં કુશળ, પાદ અને તાલથી વાકેફ રંગભૂમિપર નૈસર્ગિક રીતે કામ કરનારી, હાથ અને અંગવિક્ષેપમાં કુશળ, અભિનયમાં પુરી, ખુલ્લી આંખો રાખનારી, ગાન, વાદ્ય અને તાલને અનુસરનારી, મુલ્યવાન અલંકાર ધારણ કરનારી, લક્ષ્મી જેવા સુંદર મુખવાળી, એકદમ જાડી પણ નહિ અને એકદમ પાતળી પણ નહિ, ઉંચા તાડ જેવી પણ નહિ અને વામનસ્વરૂપ પણ નહિ, આવી નર્તકી જોઇએ. જેની આંખો ફૂલ જેવી સફેદ ન હોય, જેના કેશ થોડા હોય, જેના ઓઠ જાડા અને સ્તન લબડી પડેલાં હોય, જે ઘણી સ્થુલ કિંવા ઘણી કૃશ હોય, જે ઘણી ઉંચી કિંવા ઘણી નીચી હોય, જે કુબડી હોય કિંવા જેના અવાજમાં માધુર્ય ન હોય, તેવી વેશ્યા વર્જ્ય છે.

નટઃ—નટ સુંદર, મીઠાબોલો, વિદ્વાન કાર્યક્ષમ, વકતા, કુલીન, શાસ્ત્રકલાપારંગત, મધુસ્વનો ગાયનવાદનનર્તનપટુ, આત્મશ્રદ્ધાવાન્ અને ચતુર હોવો જોઇએ.

અભિનય ત્રણ પ્રકારના છે. આંગિક, વાચિક અને અલંકારીત. વળી સાત્વિક, રાજસ અને તામસ એવા પણ ભેદ છે. આપણે માત્ર આંગિક અભિનયનો જ વિચાર કરીશું. અંગ, પ્રત્યંગ અને ઉપાંગ એવા આંગિકાભિનયના ત્રણ પ્રકાર છે. અંગાભિનયમાં માથું, હાથ, બગલો, કુખો, કંમર અને પગ એ છ અંગો ગણુવામાં આવ્યાં છે. કોઈ કોઈ ગરદનને પણ એક અંગમાં ગણે છે. પ્રત્યંગાભિનયમાં ખભા, ખભાનો પાછલો ભાગ, બાહુ, પીઠ, પેટ, અને ઉરૂયુગ્મનો સમાવેશ થાય છે. કાંડાં, ઘુટણ અને કોણીઓનો પણ પ્રત્યંગમાં સમાવેશ થાય, એવું કેટલાકનું કીકીઓ, ગાલ, નાક, જડબાં, ઓઠ, દાંત, જીભ, દાઢી અને ચહેરો એમ અગીઆર ઉપાંગ ગણાય છે. તદુપરાંત એડી, ઘુંટી; આંગળાં; અંગુઠા, અને હથેલી જેવાં સાહ્યકારી ઉપાંગો પણ છે. નૃત્યમાં જેટલાં અંગોનો ઉપયોગ થાય તેટલાંનું જ વર્ણન કરેલું છે.

માથું હલાવવાના નવ પ્રકાર—સમ, ઉદ્વાહિત, અધોમુખ, આલોલિત, ધુત, કંપિત, પરાવૃત્ત, ઉત્ક્ષિપ્ત અને પરિવાહિત.

( ૧ ) સમ–નીચું, ઉંચું અથવા બાજુમાં; હલાવ્યા વિના માથું રાખવું તે.

ઉપયોગ નૃત્યારંભઃ—પ્રાર્થના; અધિકારયુકત ભાષણ, સમાધાન, ગુસ્સો, બેપર્વાઈ અથવા ક્રિયાશુન્યતા.

(૨) ઉદ્વાહિત–માથું ઉંચું કરી સ્થિર રાખવું તે

ઉપયોગ—પતાકા, ચંદ્ર, આકાશ, પર્વત, હવામાં ઉડનારા પદાર્થ અથવા કોઈ પણ ઉંચી વસ્તુ.

( ૩ ) અધોમુખ–માથું નીચું રાખવું તે.

ઉપયોગ–વિનય, દુઃખ, નમન, એકાદ વાત તુચ્છ માનવી, મૂર્છા, જમીન પર પડેલો પદાર્થ, સ્નાન.

( ૪ ) આલોલિત–ડોકું ગોળ ફેરવવું તે.

ઉપયોગ–નિદ્રાવસ્થા, પર્યાકુલાવસ્થા, ઉન્માદ, મૂર્ચ્છા, ચક્કર આવવાં, અનિશ્ચયાત્મક રીતે હસવું વિગેરે.

( ૫ ) ધુત—જમણીથી ડાબી બાજુએ અને ડાબી બાજુથી જમણી બાજુએ ડોકું હલાવવું તે.

ઉપયોગ—નકાર, ફરી ફરી જોવું, સહાનુભૂતિ, આશ્ચર્ય, નિરાશા, બેપર્વાઇ, ઠંડી, આગ, નીતિ, દારૂ પીવાની પ્રથમ ક્ષણ, યુદ્ધની તૈયારી, ઉતાવળ, આતુરતા, પોતાના અવયવો તરફ નજર નાખવી, બે વાર હાંક મારવી.

( ૬ ) કંપિત—ઉંચું નીચું ડોકું હલાવવું તે.
ઉપયોગ–ક્રોધ, ઉભા રહેવાનું કહેવું, સવાલ પુછવો, હાંક મારવી, ભીતિ પમાડવી ઈત્યાદ.

( ૭ ) પરાવૃત્ત ( વળેલું ) ડોકું એક બાજુએ કરી દેવું.

ઉપયોગ—" આમ કર " એમ કહેવું, ધિક્કારવું, નમ્રતા, ધ્રુજવું, અનાદર કરવો ઇત્યાદિ.

( ૮ ) ઉત્ક્ષિપ્ત-ડોકું એક બાજુએ ઉંચું કરવું તે.

ઉપયોગ–" ચાલો " એમ કહેવું, ખુન કરવું પ્રતિપાલન કરવું, માનવું.

[ ૯ ] પરિવાહિત–પક્ષીની માફક એક બાજુથી બીજી બાજુએ ડોકું હલાવવું.

ઉપયોગ–પ્રેમી બનવું, પ્રિયા માટે ઝુરવું, સુખ, આનંદ, વિચાર.

ભારતાચાર્ય અને બીજા મુનિઓએ માથાના ચોવીસ પ્રકાર કહ્યા છે. તે ધુત, વિધુત અવધુત, કંપિત, અકંપિત ઉદ્વાહિત, પરિવાહિત અંચિત, નિહંકિત પરાવૃત્ત, ઉત્ક્ષિપ્ત, અધોમુખ. લોલિત, નિર્યોન્નતાંત, સ્કંધાનત; આરાત્રિક; સમ; પાર્શ્વાભિમુખ; સૌમ્ય; અવલોકિત; તીરશ્ચિન, પ્રકંપિત, સૌંદર્ય.

અષ્ટદૃષ્ટિ–ભરતશાસ્ત્રમાં દૃષ્ટિના આઠ પ્રકાર કહ્યા છે. તે સમ; આલોકિત; સાચી; પ્રલોકિત;નિમીલિત, ઉલ્લિખિત, અનુવૃત્ત, અવલોકિત.

( ૧ ] સમ દેવોની આંચો પ્રમાણે આંખ હલાવ્યા વિના જોવું.

ઉપયોગ–નૃત્યારંભ; ત્રાજવાં; બીજી કોઈ વાતોનો વિચાર, આશ્ચર્ય, દેવમૂર્તિ.

[ ૨ ] આલોકિત–તીક્ષ્ણ કટાક્ષથી જ જલદી ડોળા ફેરવવા.

ઉપયોગ—કુંભારનું ફરતું ચક્ર, એકે એક વસ્તુ દેખાડવી, ઇચ્છા.

( ૩ ] સાચિ ( કાણો ડોળો ] ડોકું ન હલાવતાં આંખોના ખુણામાંથી જોવું. ઉપયોગઃ- નિશાની કરવી, મુછો આમળવી, આત્મવિશ્વાસ, બાણ તાકવું, નિશાની કરવામાં અને કુલટાના ભાવમાં ( ૪ ] પ્રલોકિત એક બાજુથી બીજી બાજુએ ફેરવવું. ઉપયોગઃ-બન્ને તરફની વસ્તુ, અવસ્થા, મન. ( ૫ ) નિમીલિતઃ ઢાંકેલી આંખો અર્ધી મીચેલી ને અર્ધી ઉઘાડી. ઉપયોગઃ–ઋષિ જેવો આવિર્ભાવ, બીજાની મરજી પ્રમાણે ચાલવું, જપ, ધ્યાન, નમસ્કાર, ગાંડપણ, સુક્ષ્મદૃષ્ટિ. ( ૬ ) ઉલ્લિખિત. સૂક્ષ્મ રીતે ઉપર અને બાજુમાં કટાક્ષ ફેંકવા. ઉપયોગઃધજાનો છેડો, ગોપૂર, દેવ, મંડપ, પૂર્વજન્મ, ઉંચી, ચંદ્રિકા. ( ૭ ) અનવૃત્તઃ ઝડપથી ઉંચે નીચે જોવું. ઉપયોગઃ- ક્રોધાયમાન મુદ્રા, સ્નેહયુક્ત આમંત્રણ. ( ૮ ) અવલોકિત નીચે જોવું. ઉપયોગઃ- છાયા તરફ જોવું, વિચાર, શય્યા, અભ્યાસ, પોતાના શરીર તરફ જોવું. નીચે દર્શાવેલી દૃષ્ટિનું વર્ણન અન્ય સ્થળે આપ્યું છે. સમ, પ્રલોકિત, સ્નિગ્ધ, શૃંગાર, ઉલ્લિખિત, અદ્ભુત, કરુણ, વિસ્મય, તૃપ્ત, વિષણ્ણ, ભયાનક, સાચિ, કૃત, વીર, રૌદ્ર ક્રૂર, ઈંગિત, વિલોકિત, વિતર્કિત, શંકિત, અભિતૃપ્ત, અવલોકિત, શૂન્ય, હૃષ્ટ, ઉગ્ર, વિભ્રાંત, શાંત, મીલિત, સુચન, લજ્જિત, મલિન, ત્રસ્ત, મ્લાન મુકુલ કુચિત, આકાશ, અર્ધમુકુલ, અનુવૃત્ત વિભ્રૂત, જીમ્હ વિરોશ મદિર હૃદય, લલત. ભ્રુકુટિ- બીજે એક ગ્રંથમાં ભ્રુકુટિ હલાવવના છ પ્રકાર દર્શાવ્યા છે. સહજ, પાતત, ઉત્ક્ષિપ્ત, ચતુર, રેચિત, કુંચિત.

( ૧ ) સહજ —રોજની ભ્રુકુટિની સ્થિતિ તે નૈસર્ગિક સ્થિતિ. ( ૨ ) પતિત સ્થિર ભ્રુકુટીને ચડાવવી. ઉપયોગ. અરૂચિ, આશ્ચર્ય, મત્સર- ( ૩ ઉત્ક્ષિપ્ત—એક અથવા બે ભ્રુકુટિ ઉંચે ચડાવવી. ઉપયોગઃ–સ્ત્રીનો ગુસ્સો, સાચું બોલવું, શૃંગાર ભાવ, લીલા ( ૪ ) ચતુર. ભ્રકુટિ મેળવી દઈ થોડી હલાવવી. ઉપયોગ–એકમેકના ચહેરા મેળવવા. હૃત્સૌખ્ય, આવેગ. ( ૫ ) રેચિત—સુંદર અને મધુર રીતે એક પોપચું ઢાંકી દેવું. ઉપયોગ— એકાદ ગુપ્ત વાત સાંભળી લેવા " સાંભળ " એવું કહેવું, એકાદ સ્થળ તરફ જોવું ( ૬ ) કુંચિતઃ એક કે બે પોપચાં કમાનદાર બનાવવાં. ઉપયોગ. પ્રિય- હાજર નથી છતાં તેની યાદગીરીથી થતો આનંદ, ખોટો ગુસ્સો, વિલાસ, કિલકિંચિત ગરદન—ગરદન હલાવવાના ચાર પ્રકાર કહેવા છે. સુંદરિ, તિરશ્ચીન, પરિવર્તિત, પ્રકંપિત.

( ૧ ) સુંદરિ—ગરદન ક્ષિતિજ સમાંતર આમ તેમ ફેરવવી. તિર્યંક પ્રચલિત ઉપયોગ—પ્રણય પ્રારંભ, પરીક્ષા લેવી, શાબાશી આપવી, સ્મૃતિ, મશ્કરીમાં બોલવું, સહાનુભૂતિનું સુખ. ( ૨ ) તિરશ્ચીન. સાપની ચાલ પ્રમાણે બન્ને બાજુ ગરદન ઉંચી કરવી. ઉપયોગ–તરવારની ધાર કાઢવી, સર્પાકાર ગતિ. પરિવર્તિત અર્ધ ચંદ્રાકાર જમણી અને ડાબી બાજુએ ગરદન ઝુકાવવી. ઉપયોગ. શૃંગાર નર્તન, કપોલાચુંબન, ( ૪ ) પ્રકંપિત—કપોતની માફક આગળ પાછળ ગરદન ફેરવાવી. ઉપયોગ 'તું અને હું ' એમ કહેવું, ઘણું ખરૂં દેશી નાટયોમાં, ગણુના, હિંચકા.

હસ્ત—હાથ હલાવવાના ૧૨ પ્રકાર છે. પ્રસારણ, કુંચિત, રેચિત, પુંખિત, અપવેષ્ટિત, પ્રેરિત, ઉદ્વેષ્ટિત, વ્યાવૃત, પરિવૃત સંકેત, ચિન્હ, પદાર્થ ટીક.

( ૧ ) પ્રસારણ [ ખુલ્લા ] આંગળાં કડક રાખીને. ( ૨ ) કુંચિત—આંગળાં વાળીને ( ૩ ) રેચત—આંગળાં પહોળાં કરીને. ( ૪ ) પુંખિત—હાથ આગળ, આંગળાં કડક વાળેલાં કિંવા પહોળાં કરવાં ( ૫ ) અપવેષ્ટિત હાથ નીચો રાખીને. ( ૬ ) પ્રેરિત—હાથ પાછળ વાળેલા અને આંગળાં કકક વાળેલાં અથવા પહોળાં કરેલાં. ( ૭ ) ઉદ્વેષ્ટિત—હથેલીઓ ઉંચી કરીને. ( ૮ ) વ્યાવૃત—હાથ બાજુમાં થઈ આગળ વાળેલા. ( ૯ ) પરિવૃત્ત—હાથ બાજુ તરફ આગળ કરવા. ( ૧૦ ) સંકેત—શબ્દ સિવાય કલ્પના આપવી. ( ૧૧ ) ચિન્હ—જે વાત દૃશ્ય અને જે અદૃશ્ય હોય તેની નિશાની જુદા જુદા ચિન્હથી બતાવવી. ( ૧૨ ) પદાર્થટીક—શબ્દાર્થ સમજાવી દેવો.

હસ્તભેદ—હાથથી કરવાના અભિનયના બે પ્રકાર છે. ( ૧ ) એક હાથથી થતા [ અસમ્યુત્ત ] અને ( ૨ ) બન્ને હાથથી થતા. [ સમ્યુત્ત ].

અસમ્યુત્ત હાથ ૨૮ છે. તે પતાકા, ત્રિપતાકા, અર્ધપતાકા, કર્તરીમુખ, મયૂર, અર્ધચંદ્ર, અરાલ, શુકતુંડક, મુષ્ટિ, શિખર, કપિત્થ કટકમુખ, સૂચિ, ચંદ્રકળા, [ પદ્મ ] કોશ, સર્પશીષ, સિંહમુખ, લાંગૂલ, સોલપદ્મ, ચતુર, ભ્રમર, હંસાસ્ય, હંસપક્ષ, સમદંશ, મુકુલ, તામ્રચૂડ અને ત્રિશુલ.

( ૧ ) પતાકા—અંગુઠો બીજાં આંગળાંને લગાડી આંગળાં કડક કરવાં. ઉપયોગ—નૃત્યારંભ, ઠગ, અરણ્ય, મનાઈ કરવી, હૃદય, રામ, નદી, દેવલોક, ઘોડો, કાપવું, વાયુ, સમજવું, ચાલવું, બલ, ચાંદરણુ ઇત્યાદિ ( ૨ ) ત્રિપતાકાઃ—હાથનું ત્રીજું આંગવું વાળવું. ઉપયોગ મુગટ, ઝાડ, વજ્રધારી [ઇંદ્ર] ગાલ, સ્ત્રીપુરૂષ, સંયોગ ઈત્યાદિ. ( ૩ ) અર્ધપતાકા—ત્રિપતાકા વાળી હાથની કરંગુળિ વાળી લેવી. ઉપયોગ—પલ્લવ, ફલક, નદી–તીર, ચાકુ, ગોપૂર, સંગ, 'બે' એમ કહેવું ( ૪ ) કર્તરી મુખ ઉપલા હાથના તર્જની પસારવી.

ઉપયોગ–પુરુષ અને સ્ત્રીનો વિયોગ, વિરોધ, આંખનો ખુણો, ચોરવો, મૃત્યુ,બેકી, વીજળી, એકલા સુવું, પડવું ( ૫ ) મયૂર—કર્તરીમુખ હાથનું ત્રીજું આંગળું અંગુઠાને જોડી દેવું અને બીજાં આંગળાં સખત કરવાં. ઉપયોગઃ—મયૂરચંચુ, લતા, શકુન પક્ષી, ઓકવું, કપાળ વાળ થાબડવા, આંસુ લોહવા વિગેરે (૬)અર્ધચંદ્ર-પતાકાઃ- હસ્તનો અંગુઠો પસારવો. ઉપયોગ—વદ અષ્ટમાનો ચંદ્ર ગળુ પકડના.રો હાથ, ભાલો ઉત્પત્તિ, કંમર, કાળજી, પોતે જાતે, અવયવસ્પર્શ સાધારણ માણુસનો આદર કરવો. ( ૭ ) અરાલ–પતાકા હસ્તનું પહેલું આંગળું વાળેલું હોવું. ઉપયોગ—વિષપાન, અમૃતપાન, ઇત્યાદિ, ( ૮ ) શુકતુંડક—અરાલહસ્તનું ત્રીજું આંગળું વાળી દેવું. ઉપયોગ—બાણુ છોડવું, ભાલો દઈ ઉપર અંગુઠો રાખવો. ( ૯ ) મુષ્ટિઃ—ચાર આંગળાપર અંગુઠો મુકવો. ઉપયોગ—સ્થૈર્ય, વાળ પકડવા, કુસ્તી કરવી. ( ૧૦ ) શિખર—ઉપર પ્રમાણે કરેલા હાથનો અંગુઠો ઉંચો કરવો. ઉપયોગ—મદન, થાંભલો, શાંતિ, પતિ, દાંત, પ્રવેશ, પ્રશ્ન ન કહેવો, અભિનયાંતર, કંમરપટો છોડવો, આલિંગન, પ્રિયકર, ઘંટાનાદ, ખાંડવું ( ૧૧ ) કપિત્થશિખરઃ–હસ્તની તર્જની અંગુઠાની ટોચપર રાખવી. ઉપયોગ—લક્ષ્મી, સરસ્વતી, ગાય દોહવી, રમતમાં ફૂલ-ઝાલી રાખવાં, સાડીનો છેડો પકડી રાખવો, માથાપર છેડો ધરી રાખવો, વિગેરે (૧૨) કટકમુખ—તર્જની અને મધ્યમિકા અંગુઠાને લગાડી રાખવી. ઉપયોગ-ફૂલ તોડવાં, માળા ધારણુ કરવી, ધીમે ધીમે ધનુષ્ય સજ્જ કરવું, પાન આપવું, કસ્તુરી અત્તર વિગેરે લગાડવું ઇત્યાદિ. ( ૧૩ ) સૂચિકટકમુખ—હસ્તની તર્જની ઉંચી કરવી. ઉપયોગ—એક પરબ્રહ્મ, એક સેંકડો, સુર્ય, શહેર, " એવું કે કેવું " કહેવું, "તે", પંખો, ઝુરવું, વેણી, છત્રી, નગારૂં વગાડવું ( ૧૪ ) ચંદ્રકલા–સૂચી હસ્તનો અંગુઠો ખુલ્લો મૂકી દેવો. ઉપયોગ–ચંદ્રનીકોર દેખાડવી. ( ૧૫ ) પદ્મકોશ—આંગળાં છુટાં છુટાં કરી જરા વાળવાં અને હથેલી થોડી ઉંડી કરવી. ઉપયોગઃ-ફૂલ, સ્તન, ફૂલનો ગોટો ફરાળ, કળી, કેરી,પુષ્પવૃષ્ટિ, ઘંટાકાર ઇત્યાદિ.(૧૫) સર્પશીર્ષ—પતાકા હસ્તનો વચલો ભાગ ઉંડો કરવો ઉપયોગ—ચંદનનો લેપ, સાપ, ઠંડાપણું ,દેવ અને

દેવષીંને પાણી આપવું, હાથીના કાનનો ફડફડાટ, મલ્લમર્દન (૧૧) મૃગશીર્ષ–ઉપર પ્રમાણે ન હાથ કરી અંગુઠો અને કરંગુળી પસારવી. ઉપયોગ સ્ત્રિયો, ગાલ, ક્રમમર્યાદા, ભીતિ નેપથ્ય, ત્રિપુંડ, મદમર્દન છાત્રધારણ ઇત્યાદિ. બીજા હસ્તવિસ્તારનું વર્ણન વિસ્તારપૂર્વક કર્યું નથી. તેમનો નામનિર્દેશ પહેલાં કરેલો જ છે. સિવાય ઉણનાભ, બાણ, અર્ધસૂચિક નામના ત્રણ હસ્તલક્ષણનો કોઈ કોઈ સ્થળે ઉલ્લેખ છે.

જોડેલા હાથ ( સંયુક્ત હસ્ત ):—ચોવીસ પ્રકારના જોડેલા હાથ નીચે પ્રમાણે છે. અંજલી, કપોત, કર્કટ સ્વસ્તિક, દોલ પુષ્પપુટ, ઉત્સંગ, શિવલિંગ, કટકવર્ધન, કર્તરી સ્વસ્તિકશકટ, શંખ, ચક્ર, સંપુટ, પાશ, કીલડ, મત્સ્ય, કૂર્મ વરાહ, ગરુડ, નાગબંધ, ખટ્વ, ભેરુંડ અવહિત્ય.

સગપણ બતાવનાર હાથના અગીઆર પ્રકાર છેઃ–

( ૧ ) દંપતી [ સ્રીપુરુષ ]–ડાબો હાથ શિખર અને જમણો હાથ મૃગશીર્ષ તે સ્ત્રીપુરુષદર્શક છે.

( ૨ ) માતા—ડાબો હાથ અર્ધચંદ્ર, જમણો હાથ સંદંશ કરી, ડાબો હાથ પેટપર મુકવો માતૃ અથવા કન્યાદર્શક. ૩ પિતૃ બાપ ઉપર પ્રમાણે જ હાથ કરી જમણો હાથ શિખર પ્રમાણે ઝાલી રાખવો; પિતૃ અથવા શ્વશુરદર્શક (૪) શ્વશ્રૂ ( સાસુ )—જમણો હાથ હંસાસ્ય અને સંદંશ પ્રમાણે ગળાને અડકાડી ડાબો હાથ સ્રીહસ્ત પ્રમાણે પેટપર મુકવો. ( ૫ ) શ્વશુર [ સસરો ] –ઉપરપ્રમાણે હાથ રાખી જમણો હાથ શિખર પ્રમાણે દેખાડવો, ( ૬ ) દીયરે ડાબો હાથ શિખર અને જમણો હાથ બાજુમાં કર્તરીમુખ પ્રમાણે રાખવો. ( ૭ ) નણંદ–ભ્રાતૃ હાથ કરીને ડાબો હાથ ઉપરનો સ્રીહસ્ત કરવો ( ૮ ) જ્યેષ્ઠ કનિષ્ઠ ભ્રાતૃ ( વડીલ અથવા નાનો ભાઈ )–મયૂર હસ્ત આગળ અને પાછળ દેખાડવો. ( ૯ ) સ્નુંષા [ પુત્રવધુ પાછળ હાથ કર્યા પછી જમણો સ્રીહસ્ત કરવો. ૧૦ ભર્તૃ–હંસાસ્ય અને શિખર હાથ ગળે લગાડવા. ૧૧ સપત્ની–શોકય પહેલાં પાશ હસ્ત દેખાડી બંને હાથ સ્રીહસ્ત પ્રમાણે કરવા.

દેવોનાં કૃત્યો અને સ્વભાવ દર્શાવનાર આવિર્ભાવ નીચે પ્રમાણેઃ—

બ્રહ્મા—ડાબો હાથ ચતુર, જમણો હંસાસ્ય શંભુ–ડાબો હાથ મૃગશીર્ષ, જમણો હાથ ત્રિપતાકા. વિષ્ણુ–બંને હાથથી ત્રિપતાકા. સરસ્વતી–ડાબો હાથ અર્ધચંદ્ર, જમણો હાથ સૂચી. પાર્વતી–બંને હાથે અર્ધચંદ્ર કરી ડાબો હાથ ઉંચો અને જમણો નીચે અભય અને વરદ દર્શક રાખવો. લક્ષ્મી–ખભા આગળ બંને કપિત્થ હાથ રાખવા. મન્મથ–ડાબો હાથ શિખર, જમણો કટક. ઇંદ્ર–ત્રિપતાકા હાથ એક બીજા પર આડા રાખવા. યમઃ–ડાબો હાથ પાશ, જમણો સૂચી. સૂર્ય–સોલપદ્મ અને કપિત્થ હાથ ખભા પર મૂકવા. ચંદ્ર–ડાબો હાથ સોલ પદ્મ અને જમણો હાથ પતાકા. બૃહસ્પતિ–જનોઈ ધારણ કરી છે એમ દેખાડવા બંને હાથ શિખર કરવા. દશાવતારના હાથનું પણ વર્ણન છે.

ચાતુર્વર્ણ્યદર્શક હાથ–બ્રાહ્મણ–જનોઈ ધારણ કરે છે એમ દર્શાવવા બંને હાથ શિખર કરી જમણો હાથ આમ તેમ હલાવવો. ક્ષત્રિય–ડાબો હાથ શિખર કરી આગળ પાછળ હલાવવો અને જમણો પતાકા હસ્ત કરવો. વૈશ્ય–ડાબો હાથ હંસાસ્ય જમણો હાથ કટક. શૂદ્ર–ડાબો હાથ શિખર, જમણો સૂચી. આ શિવાય અઢાર જાતના હાથ જેના તેના કર્મ પ્રમાણે બતાવવામાં આવે છે; તેવી જ રીતે જુદા જુદા દેશના લોકોના હાથ પણ તેમની ઓળખાણ પડવા માટે કેવી રીતે દેખાડવા તે દર્શાવ્યું છે.

પ્રસિદ્ધ સમ્રાટના હાથ–હરિશ્ચંદ્ર–શુકતુંડ; નલ–મયૂર; પુરૂકુત્સ–અલપદ્મ; પુરૂરવસ–મુષ્ટિ; સગર–માથા પર અલપદ્મ; દિલીપ–પતાકા; અંબરીષ–કર્તરિ; શિબિ–કપિત્થ હસ્ત આગળ હલાવવા. કાર્તવીર્ય–દેવ વિભાવનાના બે પતાકા હસ્ત ખભા આગળ રાખવા. રાવણ–ઉપર પ્રમાણે જ હાથ પણ આંગળા છુટાં છુટાં. ધર્મરાજ–દંડ આગળથી હાથ હાલતા રાખવા; અર્જુન–ત્રિપતાકા હસ્ત વારંવાર આગળ લાવવા,–ભીમ–મુષ્ટિ હસ્ત આગળ હાલતા રાખવા. નકુલ–કટક; સહદેવ–શિખર હસ્ત ઇત્યદિ.

સાતસમુદ્રના હાથ–લવણ–મુકુલ હસ્ત ઉપર નીચે કરવા. ઈક્ષુ–અલપદ્મ હસ્ત તેવી જ રીતે હલાવવા; સુર–સંકીર્ણ અને પતાકા હસ્ત તે જ પ્રમાણે હલાવવા. સર્પિ–ચતુર હસ્ત; દધિ–ત્રિપતાકા હસ્ત; ક્ષીર–સર્પશીર્ષ; શુદ્ધોદક–પતાકા હસ્ત.

પ્રસિદ્ધ નદીઓ દેખાડનાર હાથ–ઉપર નીચે હાથ હલાવવાથી નદી દર્શાવાય છે. કોઈ પણ નદીને માટે પતાકા હસ્તની યોજના કરવામાં આવે છે. ગંગા તામ્રચુડ; યમુના–રેખા; કૃષ્ણા–સિંહમુખ; કાવેરી–ચતુર; સરસ્વતી–પતાકા અને ચતુર; નર્મદા અર્ધપતાકા; ચંદ્રભાગા–માત્ર હાથ હલાવવો; ઇત્યાદિ. જેને માટે ખાસ હાથની યોજના કરવામાં આવી નથી તે દર્શાવવા માટે પતાકા હસ્ત વપરાય

છે. આવી જ રીતે જુદી જુદી વનસ્પતિ, પશુપક્ષી, જલચર વિગેરે હાથથી બનાવતાને માટે જુદી જુદી રીતો દર્શાવવામાં આવી છે.

આ અભિનય દર્પણ નિડામંગલમના તિરૂવેંકટાચાર્યે સંપાદિત કર્યું છે. તેનું કુમારસ્વામીએ "ધિ મિરર ઑફ જેશ્ચર" નામનું અંગ્રેજી ભાષાન્તર કર્યું છે.

આધુનિક સમયમાં સદર ગ્રંથાનુસાર શાસ્ત્રીય નર્તન કવચિત જ જોવાનું મળે છે. હિંદુસ્તાનમાં નર્તન અસભ્ય ગણાવા લાગ્યું છે. આથી સુશિક્ષિત અને કુલીન સમાજમાં એની અવગણના થઈ છે અને એ કળા ઘણુંખરૂં વેશ્યાઓના હાથમાં જ રહી છે. કલાવતી શબ્દનો મરાઠી અર્થ "કલાવંતીણ" એટલે "વેશ્યા" એવો થાય છે. તે નૃત્યની કળાને લઇને જ થતો હશે. દક્ષિણમાં કેટલાંક દેવળોમાં વર્ષાસન બાંધીને નાચનારીઓ રાખવામાં આવે છે. આથી દક્ષિણમાં પૂર્વ પદ્ધતિ અનુસાર નૃત્ય થોડા ઘણા પ્રમાણમાં મળી આવે છે. પાશ્ચાત્ય દેશોમાં નૃત્યકળા માત્ર પુરુષોએ જાણવી જોઇએ એવી માન્યતા હોવાથી ત્યાં નૃત્ય કળા અને તે સાથે અભિનયની કળા પાછી ઝપાટાબંધ વધતી જાય છે. અને આ સિનેમાના જમાનામાં તો તે કળા ઘણી જ ઉત્તમ કોટીએ પહોંચી છે. ભારતીય ચિત્રપટ પાશ્ચાત્ય ચિત્રપટ આગળ હિસાબ વિનાના લાગે છે, તેનું કારણ માત્ર અભિનયનું અજ્ઞાન જ છે. છતાં પણ મહારાષ્ટ્રીય નાટકોમાં ખાસ કરીને પુરુષ પાત્રોનાં કામોમાં અભિનયનૈપુણ્યનાં દાખલા મળી આવે છે.

**અભિનવ કાલિદાસ**–(૧) એ કાશ્યપગોત્રોત્પ હોઈ તે "શૃંગાર કોશ ભાણુ" ના કર્તા હતા.

(૨) તેમણે "અભિનવ ભારતચંપૂ" અને ભાગવત ચંપૂ" નામનાં કાવ્યો લખ્યાં.

**અભિનવ ગુપ્ત**–તેઓ ઈ. સ. દશમા શતકમાં કાશ્મીરમાં શૈવ પંડિત થઈ ગયા. તેમના "બૃહત્પ્રત્યભિજ્ઞાનવિમર્શિની" નામના ગ્રન્થમાં "નવતિતમે ऽस्मिन्वत्सरे ऽन्त्ये युगांशे । तिथिशशिजलधिस्थे मार्गशीर्षावसाने ॥" એવું લખાણ છે. તે ઉપરથી તેનો સમય આંકવામાં આવે છે. તેમના પિતા ચુખલ, દાદા વરાહગુપ્ત, ભાઈ મનોરથ ગુપ્ત અને ગુરુ ઉત્પલદેવ; ઇંદુરાજ, અને તૌત હતા. ક્ષેમરાજના ગુરુ સોમાનંદના તે પ્રશિષ્ય હતા. ભટ્ટનારાયણ, ભટ્ટદિવાકર વત્સનો વિવેકાંજન ગ્રંથ, વિદ્યાપતિ, સોમાનંદનો શિવ દૃષ્ટિસાર ગ્રંથ, સંક્ષેપવિમર્શાધિરોહ આ સર્વેનો ગુપ્તે પોતાના "બૃહત્પ્રત્યભિજ્ઞાનવિમર્શિની" માં ઉલ્લેખ કર્યો છે. ક્ષેમેંદ્ર, મમ્મટ, માધવાચાર્ય, શાર્ઙ્ગદેવ, અને ઇતર ગ્રંથકારોએ પોતાના ગ્રંથોમાં ગુપ્તનો ઉલ્લેખ કર્યો છે. તેમણે ઈશ્વરપ્રત્યભિજ્ઞાન વિમર્શિની, ઘટ. ઉરકુલવૃત્તિ તન્ત્રસાર, તન્ત્રાલોક, ધ્વન્યાલોક-લોચન ( કાવ્યાલોક ટીકા ) પરમાર્થસંગ્રહ, પરમાર્થસાર ( આધાન કારિકા ), પરાત્રિંશિકાતત્ત્વ-વિવરણ, બિંબપ્રતિબિંબવાદ, બોધપંચદશિકા, ભગવદ્ગીતાર્થસંગ્રહ, ભેદવાદવિવરણ, ભૈરવસ્તવ, શક્તિભાષ્ય, સ્વંદ ઇત્યાદિ ગ્રંથ લખ્યા છે. આ બધી ગ્રંથરચના ઈ. સ. ૯૯૩ થી ૧૦૧૫ સુધીમાં થઇ હોવી જોઇએ.

**અભિનવ ગુપ્તાચાર્ય**—આ ઐતિહાસિક અથવા ઘણું ખરૂં કાલ્પનિક વ્યકિત માધવાચાર્યના શંકર દિગ્વિજયના સોળમા સર્ગમાં મળે છે. આચાર્યે વાદમાં તેનો પરાભવ કર્યો, શંકરાચાર્યને તેની મંત્રથી ભગંદર થયું, તે પદ્મપાદ નામના શિષ્યના મંત્રથી મટયું અને અભિનવ ગુપ્તનું મૃત્યુ થયું, એમ એ કાવ્યમાં વર્ણન કરેલું છે.

**અભિનવ બાણ**—( વામન ભટ્ટબાણ )તે કોંડુ વીડુના વેમ નામના રહ્રી વંશના રાજાનો ( ૧૪ મા શતકના અંતમાં અથવા પંદરમાના પ્રારંભમાં) રાજકવિ હતો. તેણે "વીર નારાયણ ચરિત" નામનું નાટક લખ્યું, તેમ જ "પાર્વતીપરિણય" નામનું નાટક પછી લખ્યું. આ નાટક હર્ષના આશ્રીત બાણે લખેલું હશે અને તે કુમારસંભવના આધારે લખાયું હશે, એવા ગેરસમજથી ઘણું લોકપ્રિય થયું. કૃષ્ણમ્માચાર્યે એ નાટક અભિનવ બાણનું હોવાનું સાબીત કર્યું છે.

"શૃંગારભૂષણભાવ" અને "સર્વચરિત" પણ કદાચ તેનાં જ લખેલાં હોય. "પાર્વતી પરિણય" નાટકમાં શિવપાર્વતી વિવાહ અને મદન દહનનું વર્ણન કરવામાં આવ્યું છે.

**અભિમન્યુ**—(૧) છઠ્ઠા ચાક્ષુષમનુના પુત્રોમાંનો એક.

(૨) સોમવંશી પુરુકુલોઉત્પન્ન અજમીઢ રાજા, તેના વંશમાં જન્મેલા કુરૂપુત્ર જન્હુ રાજાના કુલનો પાંડુપુત્ર અર્જુન તેનો પુત્ર. આ અષ્ટવસુ પૈકી સોમ(નામના વસુના પુત્ર વર્ચસનો અંશ અને કૃષ્ણભગિની સુભદ્રા અને અર્જુનનો પુત્ર. ( ભાર. આદિ. અ. ૬૭ ). જન્મ સમયે જ તે દીર્ઘબાહુ, વીર અને મહાક્રોધી જણાયો, માટે તેનું નામ અભિમન્યુ પડયું.

તેણે અર્જુન પાસે દશવિધ ધનુર્વેદ, અને માનુષિક અને દૈવી અસ્ત્રવિદ્યા સંપાદન કરી. તેમાં તે એટલો પ્રવીણ હતો, કે બલરામ પણ તેનાં હસ્તચાપલ્ય અને અસ્ત્રયોજનાપરિજ્ઞાન જોઇ પ્રસન્ન થયા અને તેમણે તેને રૌદ્ર નામનું ઉત્તમ ધનુષ્ય અર્પણ કર્યું. તેનો રથ પરમભવ્ય અને તેને કપીલ વર્ણના અશ્વો હતા.તેનું ધ્વજ ચિન્હ શાઙ્ગગર્ગ પક્ષીનું હોઈ તેનો સુમિત્ર નામનો સારથિ રથ હાંકવામાં ઘણો કુશળ હતો. ( ભારત. દ્રોણ. અ. ૨૩. )

તે અર્જુન જેવો જ પરાક્રમી હતો. કુરુયુદ્ધમાં દ્રોણાચાર્ય સેનાપતિ હતા, તે સમયે દુર્યોધનની આજ્ઞાનુસાર તેમણે ચક્રવ્યૂહની રચના કરી યુદ્ધનો પ્રારંભ કર્યો. અર્જુન આ સમયે સંશપ્તક તરફ રોકાયલો હોવાથી વિરુદ્ધ પક્ષમાં યુદ્ધનો ભાર આ સમયે ધર્મભીમાદિ પર પડયો. તેમને ચક્રવ્યૂહ ભેદવાનું જ્ઞાન ન હોવાથી તેઓ વિચારમાં પડી ગયા.પરંતુ અભિમન્યુએ આ કામ ઉપાડી લીધું. ધર્મની સંમતિથી અભિમન્યુ યુદ્ધને માટે સજ્જ થઈ ગયો. દ્રોણાચાર્ય અને કર્ણ જેવા યોદ્ધાઓને હંફાવી તેણે વ્યૂહમાં પ્રવેશ કર્યો. તેને વ્યૂહમાં પ્રવેશ કરેલો જોઇ કર્ણ વિગેરેએ તેના સહાયકો સાથે તેનો વિયોગ કરાવ્યો. અભિમન્યુએ અતુલ પરાક્રમ દેખાડ્યું, પરંતુ તે એકલો જ હોઈ દ્રોણ, કર્ણ, કૃપ, અશ્વત્થામા, દુર્યોધનપુત્ર લક્ષ્મણ, જયદ્રથ અને દુશાઃસનપુત્ર એક સામટા તેના પર ધસી આવ્યા. આથી તે બેશુદ્ધ થઈ ગયો અને પાછો સાવધ થઈ જેવો ઉઠવા જતો હતો, કે દુઃશાસનપુત્રે તેના મસ્તક પર ગદાનો પ્રહાર કર્યો. આમ તેનું માથું ચોરાઈ ગયું અને તેનો મૃતદેહ જમીન પર પડયો.

તેની આકૃતિ તેના મામા શ્રીકૃષ્ણ જેવી હોઈ તે વીર્ય અને શૌર્યમાં પણ તેમના જેવો જ હતો. જેટલો તે કૃષ્ણને પ્રિય હતો, તેટલો જ બલ્કે વિશેષ બલરામને પ્રિય હતો. તેને બે સ્ત્રીઓ હતી. પહેલી બલરામકન્યા વત્સલા, અને બીજી વિરાટકન્યા ઉત્તરા. તેના મરણ સમયે ઉત્તરા ગર્ભવતી હતી. તેનો પુત્ર તે જ પ્રખ્યાત પરીક્ષિત. ( ભાર. દ્રોણ. અ. ૩૫. ૪૯. )

**અભિષેક**—આ શબ્દ અથર્વવેદમાં મળી આવે છે, પરંતુ ઋગ્વેદ અને સામવેદમાં મળી આવતો નથી. અથર્વવેદમાં પણ તેનો અર્થ એકાદ નિશ્ચિત સંસ્કાર એવો થતો નથી. શુકલયજુર્વેદ અને કૃષ્ણયજુર્વેદની ત્રણ સંહિતા, ચારે વેદના બ્રાહ્મણો અને શ્રૌત વાઙ્મયમાં 'અભિષેચનીય' એ શબ્દ રાજસૂયની એક વિધિના અર્થમાં વપરાયલો છે; અને ઐતરેય બ્રાહ્મણની છેવટની પંચિકામાં ઘણું ખરૂં અભિષેક જ મુખ્ય પ્રતિપાદ્ય વિષય છે. પ્રથમ આ સંસ્કાર કયાં કયાં કરવામાં આવ્યો હતો, એ દર્શાવી પછી અભિષેક, વાજપેય, અને રાજસૂય સંસ્કારની વિધિ આપવામાં આવી છે.

સં સ્કા ર ણી ય વ્ય ક્તિઃ—અભિષિકત પુરુષ સાર્વભૌમ હોવો જોઇએ. ઐતરેય બ્રાહ્મણમાં કહેવામાં આવ્યું છે, કે આ વિધિ સાર્વભૌમ સત્તા મેળવવા માટે કરવો પડે છે; આ સત્તાને સામ્રાજ્ય, ભૌજ્ય, સ્વારાજ્ય, વૈરાજ્ય, પારમેષ્ટ્ય, રાજ્ય, મહારાજ્ય અને અધિપત્ય વિગેરે સમાનાર્થ નામો આપવામાં આવ્યા છે; અને આવા સત્તાધીશ રાજાઓની નોંધ પણ આપવામાં આવી છે

મહાભારતમાં યુધિષ્ઠિર રાજાના બે અભિષેકનું વર્ણન આપવામાં આવ્યું છે. એક ( સભાપર્વમાં ) દિગ્વિજય કર્યા પછી માંડલિક રાજાઓને એકઠા કરી રાજસૂય યજ્ઞ કરવામાં આવ્યો ત્યારે, અને બીજો ( શાંતિપર્વમાં ). મહાયુદ્ધની સમાપ્તિ થયા બાદ. અશોક રાજાએ ગાદી ઉપર આવતાં જ અભિષેક નહિ કરાવતાં ચાર વર્ષ પછી પોતાની તલવારનું પાણી બતાવીને રાજ્યાભિષેક સમારંભ કર્યો હતો. ઉજ્જની હર્ષ શિલાદિત્યે પણ એમ જ કર્યું હતું. રઘુવંશના બીજા સર્ગમાં અભિષેકનું વર્ણન આપવામાં આવ્યું છે. તેવી જ રીતે બૃહત્ કથામાં ( ક્ષેમેંદ્ર ૧૭; સોમદેવ ૧૫,૧૧૦ ખાસ કરીને ૫,૮૯ ) નરવાહન દત્તનો અભિષેક પણ આવે છે.

આ અભિષેકની પ્રણાલિકા સામાન્ય રાજાઓમાં ખાસ કરીને હોતી નથી, પરંતુ જો કોઈ રાજાને સ્વતંત્રતા પ્રાપ્ત થતી તો તેને અભિષેક પણ થઈ શકતો. કારણ પ્રથમ તો રાજા તથા સમ્રાટ એ બંનેને જુદા પાડવાનું કામ કઠણ છે. વળી ઐતરેય બ્રાહ્મણમાં ( ૮. ૧૪ ) ફકત રાજાઓને અભિષેક થાય છે એવું સ્પષ્ટ વચન આપવામાં આવ્યું છે. તેમ જ વળી અથર્વવેદના કૌશિક સુત્રમાં ( ૧૭. ૧૧-૧૩ ) સામાન્ય રાજાના અભિષેક કરતાં ઉચ્ચ દરજ્જાના રાજાનો અભિષેક જુદી રીતે બતાવેલો છે. મહાભારતમાં ( શાંતિપર્વ ૫. ૨૪૯૬ ( રાજાભિષેચન વિધિ દેશને અત્યંત આવશ્યક હોવાનો ઉલ્લેખ કર્યો છે. હર્ષ શિલાદિત્યના પિતા પ્રભાકરવર્ધન સાર્વભૌમ નહિ હોવા છતાં તેઓ અભિષિકત હતા.

અથર્વવેદમાં એક રાજસૂય સૂકત ( ૪. ૮ ) આપેલું છે. કોઈ એક રાજાએ પોતાના યુવરાજપુત્રને અભિષેક કર્યાનું વર્ણન આર્ષ કાવ્યમાં આપવામાં આવ્યું છે.

રામાયણમાં અયોધ્યાકાંડ તથા યુદ્ધકાંડમા રામરાજ્યાભિષેક વિષે વર્ણન કરવામાં આવ્યું છે, તે બે દૃષ્ટિએ મહત્ત્વનું છે. એક તો યુવરાજ્યાભિષેકથી શરૂઆત થઈ છેવટે રાજ્યારોહણ થયા બાદ સમાપ્તિ થઈ તથા બીજા પુષ્યાભિષેકનો એ એક દાખલો છે. પુષ્યાભિષેકને સવિસ્તર વર્ણન અથર્વવેદ પરિશિષ્ટ ૪ માં, વરાહમિહિરની બૃહત્ સંહિતામાં તથા કાલિકાપુરાણમાં મળી આવે છે. આ વિધિમાં એ વિશિષ્ટતા છે, કે ચંદ્ર તથા પુષ્ય નક્ષત્રના સંયોગમાં આ વિધિ કરવામાં આવે છે. એમ કહેવાય છે, કે પૂર્વે ઇંદ્રે અસુરોને આ જ વખતે જીત્યા હતા. બૌદ્ધ મત પ્રમાણે આ જ વખતે બોધીસત્ત્વનો યૌવરાજ્યાભિષેક તથા અભિનિષ્ક્રમણ ( ગૃહત્યાગ ) ના પ્રસંગો બન્યા હતા. આ વખતનો રામાયણમાં અનેક જગ્યાએ ઉલ્લેખ કરવામાં આવ્યો છે. ( દાતરીકે ૨. ૨,૧૨,૨. ૪,૨૨,૨૪૧૨. નિર્ણયસાગર આવૃત્તિ રામાયણ સ. ૧૯૨૫. )

કાલિકાપુરાણ તથા બૃહત સંહિતામાં વર્ણવેલો પુષ્યાભિષેક અગર પુષ્યસ્નાનવિધિ કેવળ રાજ્યાભિષેકના સંબંધમાં નહિ, પરંતુ માનવ ઇતિહાસના સંશોધન માટે પણ તેનો ઉપયોગ થઈ શકે છે.

કેટલેક સ્થળે રાજમંત્રીઓને પણ અભિષેક થાય છે. હર્ષચરિતમાં ‘ મૂર્ધાભિષેકતા અમાત્યા રાજાનઃ ॥ ’ એવું વાક્ય છે. પુરોહિતો માટે બૃહસ્પતિસવ નામના વાજપેયમાં કંઈક એવો જ યોગ્ય વિધિ છે. ઐતરેય બ્રાહ્મણમાં ( ૮. ૨૪ થી માંડીને આગળ ) તથા કૌશિક સૂત્રોમાં ( ૧. ૩૦ થી માંડીને આગળ ) અભિષેક પછીના પુરોહિત ગુણગાન પ્રકરણમાં અભિષેચનનો ઉલ્લેખ નથી. સેનાપતિના સંબંધમાં મહાભારત ( શલ્યપર્વ અધ્યાય ૪૬ ) તથા બીજે ઠેકાણે માહિતી આપવામાં આવી છે.

પ્રતિષ્ઠાના વખતે તહેવારના દિવસે અમુક પ્રસંગો પર અથવા હરહંમેશ મૂર્તિને અભિષેક કરવાનો ચાલ ભારતમાં હિંદુ લોકોની અંદર તથા નેપાળમાં બૌદ્ધ લોકોની અંદર હજુ પણ જોવામાં આવે છે. તે સંબંધમાં પૂજાવિધિ તથા પ્રતિષ્ઠાવિધિના નિયમો તે તે ગ્રંથોમાં આપવામાં આવ્યા છે. આના કરતાં ય પહેલાંના ઉલ્લેખ હર્ષચરિતમાં મળી આવી છે. આ વિધિ માટે મુખ્ય દ્રવ્ય દૂધ ગણાય છે. તેમ જ જુદા જુદા ઠેકાણેથી આણેલું જળ, ગોમય ( છાણ ) તથા કીડીઓના રાફડાની માટી વિગેરે બીજાં અનેક દ્રવ્યોની તેમાં જરૂર પડે છે.

બૌદ્ધ લોક અભિષેકભૂમિ એ નામ તેમની દસ ભૂમિકામાંના છેલ્લી ભૂમિકામાં છેલ્લી અવસ્થામાં પૂર્ણાવસ્થાએ પહોંચેલા ને આવે છે ( મહાવસ્તુ ૧, ૧૨૪ ૨૦ ) તેવી જ રીતે અભિષેક આ શબ્દ પવિત્ર તલાવ તથા ઝરા વિગેરે સ્થળોએ અમુક સંસ્કાર કરવાના પ્રસંગોએ હિંદુ લોક જે સ્નાન કરે છે, તેના સંબંધમાં યોજે છે.

સંસ્કાર કર્મ:—મહાભારત ( શાંતિપર્વ અધ્યાય ૪૦ ) રામાયણ, અગ્નિપુરાણ અને માનસારમાંથી અભિષેક સંબંધી માહિતી આપવામાં આવી છે. ઉપર્યુક્ત ગ્રંથોમાં આ વિધિની પૌરોહિત્યની અને તંત્રની બાજુ સંપૂર્ણ રીતે વિકાસ પામેલી દેખાતી નથી, તો પણ એ ગ્રંથોની રચના થઈ હશે તે સમયે વૈદિક વિધિમાં, ઘણો જ ફેરફાર થઈ ગયો હતો, તે સ્પષ્ટ જણાઈ આવે છે. પૌરાણિક કાળની અભિષેકવિધિમાં અને વૈદિક વિધિમાં ઘણું સામ્ય નથી. તેમાંના કાર્યક્રમની ઘણીખરી રચના ઉતર કાલીન કલ્પના ઉપર ઘડાયેલી દેખાય છે; અને ઐતરેય બ્રાહ્મણમાંના સંસ્કારના મૂલમાં જે કલ્પના છે, તેની સાથે, તેમનો સંબંધ ઘણો જ હોય, તેમ માલમ પડે છે. આ તફાવતના કેટલાંક વિશિષ્ટ કારણો કુદરતી રીતે જણાઈ આવે તેવાં છે. દૃષ્ટાંત તરીકે, પ્રાચીન શ્રૌત કર્મોમાં, લોકોની અનાસ્થાને લીધે અથવા તો ક્ષત્રિય વિધિને માટે અપાત્ર અધિપતિ માટે, નવીન સંસ્કાર અમલમાં મૂકવાનું અવશ્ય જણાય, તે દેખીતું છે.

આ સંસ્કારમાંની એક સર્વથા ખાત્રીલાયક હકીકત નીચે આપવામાં આવી છે. વિધિ પૂર્વે એટલે આગલા દિવસે, રાજા સ્નાન વિગેરે કરીને શુદ્ધ થાય છે. પછી તેમાં આવશ્યક બાબતો આ પ્રમાણે હોય છે. ( ૧ ) અભિષેકના પહેલાં અથવા તે સમયે, કેટલાક ભિન્ન ભિન્ન રાજતંત્રીઓની પસંદગી કરવી. ( ૨ ) રાણી, હાથી, શ્વેતાશ્વ, શ્વેત વૃષભ, શ્વેત છત્ર અને શ્વેત ચામર વિગેરે રાજરત્નોની પસંદગી કરવી. ( ૩ ) વ્યાઘ્રચર્મથી આચ્છાદિત કરેલા સુવર્ણના સિંહાસનની સ્થાપના કરવી અને ( ૪ ) ભિન્ન ભિન્ન દૃષ્ટાંત તરીકે સાત સમુદ્રનાં પાણી, મધ, દૂધ, અને દહીં વિગેરે વસ્તુઓથી ભરેલું એક કે વધારે સુવર્ણપાત્રો વિગેરે તૈયાર રાખવાં.

પ્રત્યક્ષ સંસ્કારના સમયે રાજા, પત્ની સાથે સિંહાસન ઉપર બેસે છે અને પછી એકલો પુરોહિત જ નહીં પરંતુ હરકોઈ બ્રાહ્મણ, મંત્રી તથા આપ્ત અને પ્રજાજનો તેને અભિષેક કરાવે છે. યુધિષ્ઠિરને

પ્રથમ કૃષ્ણે ) કદાચ, ઐતરેય બ્રાહ્મણમાં જણાવેલા રાજકર્તૃના નાતાથી અભિષેક કર્યો હતો એમ મહાભારતમાં લખેલું છે. આ વિધિ ઇંદ્રનું સ્તવન કરીને અથવા તો ઐન્દ્રમહાભિષેકને અનુસરીને કરવામાં આવે છે. વિધિ પૂર્ણ થયા બાદ, રાજા આપ્તજનોને ભેટ ધરે છે અને ઉપાધ્યાયોને દક્ષિણા આપે છે. વળી અગ્નિપુરાણ અને માનસારમાં જણાવ્યા મુજબ તો શહેરની આસપાસ એક વખત પ્રદક્ષિણા કર્યા બાદ આ વિધિની સમાપ્તિ થાય છે. હરકોઈ આનંદપ્રદ પ્રસંગોની માફક આ સમયે પણ કેદીઓને મુક્ત કરવામાં આવે છે.

હવે આપણે આને લગતા સાહિત્ય તરફ વળીએ. ઐતરેય બ્રાહ્મણ નામક માત્ર એક જ વૈદિક ગ્રંથમાં રાજ્યાભિષેક સંબંધી નિયમો આપવામાં આવ્યા છે. ઉકત ગ્રંથમાં બે સ્વતંત્ર અભિષેકનું વર્ણન આપવામાં આવ્યું છે; એક પુનરભિષેક ( ૮.૫.૧૧ ) અને બીજો ઐન્દ્ર મહાભિષેક ( ૮.૧૨-૨૦ ). પહેલો અભિષેક યજ્ઞ પછીથી કરવાનો હોવાથી રાજ્યાભિષેક સાથે તેને કંઈ લેવા દેવા નથી.

ઐન્દ્ર મહાભિષેકનું એ નામ પાડવાનું કારણ એ છે, કે તેમાં ઈંદ્રના રાજ્યાભિષેકનું અનુકરણ કરવામાં આવ્યું છે. માટે જે આચાર્યને, પોતાનો રાજા સર્વજેતા, અને સાર્વભૌમ થાય, એવી ઇચ્છા હોય, તે, તે મહત્ત્વાકાંક્ષી ક્ષત્રિયને ઐન્દ્ર મહાભિષેકની વિધિથી અભિષેક કરાવે. તે સ્પષ્ટ છે; મહત્ત્વાકાંક્ષી વિશેષણ એટલા માટે લગાડવામાં આવ્યું છે, કે અભિષેકેચ્છુ ક્ષત્રિયની મહાન થવાની ઇચ્છા હોવી જોઈએ.

અભિષેક સંસ્કારની સામગ્રીમાં ( ૧ ) ન્યગ્રોધ ( વડ ), ઉંબરો, પીંપળો અને અંજીરના વૃક્ષના લાકડાનાં બનાવેલાં પાત્રો; ( ૨ ) પ્રિયંગુ અને જવ નામનાં ધાન્યનાં કણુસલાં ( ૩ ) ઉંબરાના લાકડાની બનાવેલી પાટ અને કડછી તથા ઉંબરાના વૃક્ષની એક ડાળી અને ( ૪ ) દહીં, મધ, ઘી, અને સૂર્યના પ્રકાશમાં પડેલા વરસાદનું પાણી એટલાં સાહિત્યોની જરૂર પડે છે. પાટને મંત્રોચ્ચારથી પવિત્ર કર્યા બાદ, રાજા તેના ઉપર આરોહણ કરે છે. અને ઇતર રાજાઓ તેને મોટેથી રાજા તરીકે જાહેર કરે છે. પછી પુરોહિત, જે મંત્રની અંદર વરુણનો સમ્રાટ વિગેરે નામોથી ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તે મંત્ર ભણે છે, અને રાજાના મસ્તક ઉપર ઉંબરાની ડાળી અને સુવર્ણ મૂકયા, બાદ દહીં વિગેરે પદાર્થોથી, તેને સ્નાન કરાવે છે; અને રાજા તરફથી દક્ષિણા મળ્યા બાદ તે તેને પીવાને વાસ્તે મદ્યનું પાત્ર આપે છે. તે કહે છે, કે સુરા તો સોમરૂપ છે; ત્યાર બાદ રાજા પાસે તે શાંતિમંત્રનો પાઠ કરાવે છે.

ઐતરેય બ્રાહ્મણમાં, અભિષેકની વિધિ આપ્યા બાદ આ પ્રમાણે અભિષેક થએલા પ્રાચીન પ્રખ્યાત અને અભિષેક કરનારા ઋત્વિજોની યાદી નીચે રાજાઓ પ્રમાણે આપેલી છે.

| રાજા. | ઋત્વિજ. |
|---|---|
| ૧. જનમેજય પારિક્ષિત. | તુરકાવષેય. |
| ૨. શાર્યાત માનવ. | ચ્યવન ભાર્ગવ. |
| ૩. શતાનીક સાત્રાજિત. | સોમશુષ્મ વાજરત્નાયન. |
| ૪ આંબાષ્ઠય. | પર્વત અને નારદ. |
| ૫. યુધાંશ્રૌષ્ટિ ઔગ્રસૈન્ય | પર્વત અને નારદ. |
| ૬. વિશ્વકર્માભૌવન | કશ્યપ. |
| ૭. સુદાસ પૈજવન | વસિષ્ઠ. |
| ૮. મરૂત્ત આવિક્ષિત | સંવર્ત આંગિરસ. |
| ૯. અંગ | ઉદમય આત્રેય |
| ૧૦. ભરત દૌષ્યન્તિ | દીર્ઘતમા મામતેય |

નિમ્ન લિખિત પુરુષો જાતે રાજા ન હોવા છતાં, માત્ર અભિષેકના જ્ઞાનના લીધેજ દિગ્વિજયી થઈ ગયા છે.

| | |
|---|---|
| ૧૧. દુર્મુખ પાંચાલ | ઉપદેશક બૃહદુકથ. |
| ૧૨. અત્યરાતિ જાનંતપિ | " વાસિષ્ઠ સાત્યહવ્ય. |

હવે આપણે રાજસૂય યજ્ઞ સબંધે વિચારકરતા પહલાં ઐતય બ્રાહ્મણમાં આવેલા ( ૮-૫-૧૧ ) પુનરભિષેક સંસ્કાર પરત્વે જરા વિચાર કરીએ.

પુનરભિષેકઃ—આ નામ જ દર્શાવે છે, કે જેન ઉપર આ સંસ્કાર કરવાનો હોય છે તે વ્યકિત પ્રથમથી જ અભિષિકત થએલી હોય છે; અને આ સંસ્કારનો ઉદ્દેશ તો, ફકત તેના બળની વૃદ્ધિ થાય, તેટલા પૂરતો જ હોય છે. આ સંસ્કારથી રાજસત્તા વૃદ્ધિ પામે છે, અને યાગને લીધે જે અનેક શાકિતઓ રાજામાંથી નીકળી ગયલી હોય છે, તે પુનઃ પ્રાપ્ત થાય તેટલા માટે આ સંસ્કારમાં ભિન્ન ભિન્ન વસ્તુની યોજના કરવામાં આવેલી હોય છે. સવિતાના મંત્રોથી સવિતાનું આવાહન કરવામાં આવે છે. ઐન્દ્ર મહાભિષેકમાં અને રાજસૂય યજ્ઞમાં પણ ફરીથી આ જમંત્ર ભણવામાં આવે છે.

આ અભિષેકની અંદરની બીજી વિધિ, મોટે ભાગે ઐન્દ્ર મહાભિષેકની વિધિના જેવી જ હોય છે. આ અભિષેકમાં ( ૧ ) વ્યાઘ્રચર્મથી આચ્છાદેલી, ઉંબરાના લાકડાની બનાવેલી એક પાટ ( ૨ ) ઉંબરાના લાકડાની એક કડછી તથા શાખા ( ૩ ) દહીં, મધ, ઘી, સૂર્યના પ્રકાશમાં પડેલા વરસાદનું પાણી

તૃણાંકુર અને સુરા તથા ધરો મેળવીને બનાવેલું અભિષેક દ્રવ્ય; આટલાં સાહિત્યોની જરૂર પડે છે. પછી સ્ફ્ય (તરવારના જેવું લાકડાનું બનાવેલું યજ્ઞાયુધ) નામક આયુધથી વેદી આંકીને પાટ અર્ધ વેદીની અંદર, અને અર્ધી વેદીની બહાર રહે એવી રીતે મૂકવામાં આવે છે. વેદીના પાછલા ભાગમાં બેસીને અને જમણું ઘુંટણ જમીન ઉપર ટેકવીને (વીરાસન કરીને) રાજા બન્ને હાથથી પાટ પકડે છે અને તેના ઉપર આરોહણ કરવાને વાસ્તે દેવનું આવાહન કરે છે; ત્યાર બાદ પોતાનાં આધિપત્ય, સ્વરાજ્ય, સ્વામિત્વ અને બીજી અનેક બાબતો માટે રાજા પોતે તે પાટ ઉપર આરૂઢ થાય છે; તે પછી ઋત્વિજ, અભિષેકદ્રવ્યોને અભિમંત્રિત કરીને, અને રાજાના માથા ઉપર ઉંબરાની શાખા રાખીને તેને ન્હવડાવે છે તથા તે પૂરું થયા બાદ, તેને સુરાનું પાત્ર આપે છે; રાજા તેમાંથી સુરા પીએ છે અને અવશિષ્ટ રહેલી સુરા, પોતાના મિત્રોને આપે છે આટલી વિધિ થયા બાદ રાજા, ઉંબરાની ડાળી ઉપર પગ મૂકીને, પાટ ઉપરથી નીચે ઉતરે છે અને પૂર્વાભિમુખ બેસીને બ્રહ્મણો નમો મંત્ર ત્રણ વખત ભણે છે; પછી વિજય માટેની ઇચ્છા દર્શાવીને રાજા ઋત્વિજને દક્ષિણા આપે છે. અને ઊઠીને અગ્નિમાં સમિધ નાખે છે; ત્યાર બાદ હાથમાં સમિધ લઈને વિજયની તથા યોગક્ષેમની ઇચ્છા મનમાં રાખીને ઇશાન દિશા તરફ તે ત્રણ પગલાં ભરે છે; પછી છેવટે રાજા ઘેર જઈને ગૃહ્યાગ્નિની પાછળ બેસે છે અને ઋત્વિજ, આજ્યપાત્રમાંથી આહુતિ આપે છે તથા રાજાના કલ્યાણને માટે મંત્ર ભણે છે.

રાજસૂય યજ્ઞની અભિષેક વિધિઃ— રાજસૂય યજ્ઞનો મોટો વિધિ સાર્વભૌમત્વની ઇચ્છાવાળા ક્ષત્રિય રાજાને માટે છે, અને પહેલા રાજા વરુણની સાથે આનો સંબંધ જોડાએલો હોવાથી, આને વરુણસવ પણ કહેવામાં આવે છે. પુનરભિષેકની માફક આ વિધિ પણ, પહેલાં અભિષિક્ત થઈ ગએલા રાજાને માટે જ છે. પરંતુ તે બેમાં મુખ્ય તફાવત એ છે, કે અભિષેક રાજ્યનું એક આવશ્યક કર્તવ્ય હોવાને લીધે તેમાં પૌરોહિત્યની જરૂર પડે છે; જ્યારે રાજસૂય તો, કોઈ હેતુથી કરવામાં આવેલી એક ઐચ્છિક ધર્મવિધિ હોવાને કારણે, તેમાં અમુક પ્રકારના સંસ્કારનો સમાવેશ થાય છે. આ યજ્ઞ કરવામાં રાજાઓ ઘણું અભિમાન ધરાવે છે. અને વાજપેય તથા અશ્વમેધ વિગેરેના જેટલા જ ગૌરવથી તેઓ તેનો ઉલ્લેખ કરે છે. તે વાત કેટલેક સ્થળે કોતરેલા સંસ્કૃત લેખો ઉપરથી માલમ પડે છે.

રાજસૂય યજ્ઞમાં પવિત્ર કે અભ્યારોહણીય સાત યાગદિન હોય છે. અભિષેચનીય, દશપેય. કેશવપનીય, વ્યુષ્ટિ, દ્વિરાત્ર અને ક્ષત્રધૃતિ એવા મુખ્ય સાત યાગનો સમાવેશ થાય છે. કેટલાક વિદ્વાનો, દશપેયની કે ક્ષત્રધૃતિની પાછળ સૌત્રામણી નામના એક આઠમા યાગને પણ જોડે છે. પવિત્ર નામક પ્રથમ યાગ ફાગણમાં શરૂ થઈ એક વર્ષ સુધી ચાલે છે; આગ્રયણેષ્ટિ ચોમાસામાં કરવો એવો મનુનો અભિપ્રાય છે. કેશવપનીયમાં રાજાના કેશ કાપી નાખવામાં આવે છે; કારણ કે અભિષેચનીય પછી એક વરસ સુધી તેનાથી ક્ષૌર કર્મ કરાવાતું નથી. આ ભાગોમાં માત્ર અભિષેચનીય તથા દશપેય આપણને આનંદદાયક થઈ પડે તેવા છે. બીજા વર્ષના ફાગણમાસના પ્રથમ દિવસથી, કેટલાક પ્રાસ્તાવિક વિધિની શરૂઆત કરવામાં આવે છે. તે વિધિઓમાં શુનાસીરીય, પંચવાતીય, ઇંદ્રતુરીય, અપામાર્ગહોમ, ત્રિષંયુક્ત અને રત્નહવીંષિનો સમાવેશ થાય છે. એમાંની સૌથી છેવટના અને અતિમહત્વના વિધિ તરીકે રાજરત્નને ઘેર લાગલાગટ બાર દિવસ યજ્ઞ કરવાના હોય છે. અભિષેચનીય, ચૈત્રી પ્રતિપદાથી શરૂ થઈ, પાંચ દિવસમાં પૂરો થાય છે. આઠ દેવસુહવીંષિ પુરો થયા પછી અધ્વર્યુ યજમાનનો જમણો હાથ પકડી સવિતૃ, અગ્નિ, બૃહસ્પતિ, સોમ, ઇંદ્ર અને વરુણ વિગેરેના ઉલ્લેખ કરીને મંત્ર ભણે છે. ત્યાર બાદ, સત્તર અભિષેક દ્રવ્યોમાંના તેર ભિન્ન ભિન્ન પ્રકારનાં પાણી, મધ, દૂધ, ઘી અને ગોઉલ્બ્ય (પ્રસવનારી ગાયના ગર્ભના આસપાસનું પાણી,) એ બધાને ઉંબરાના લાકડાનાં બનાવેલાં ચાર જુદાં જુદાં પાત્રોમાં મૂકી રાખેલાં હોય છે, તેમને એક પાત્રમાં એકઠા કરીને તથા ખાખરો, ઉંબરો, વડ અને પીંપળાના લાકડાના બનાવેલાં ચાર બીજાં પાત્રોને લઈને એ બધાને એક વેદીની આગળ મૂકવામાં આવે છે. બીજા દિવસે તે પાત્રોમાં અભિષેક દ્રવ્ય રેડીને તેમની આગળ વ્યાઘ્રચર્મ પાથરવામાં આવે છે. પછી રાજા સમારંભ સમયે પહેરવાનો પોશાક ધારણ કરીને હાથમાં ધનુષ્યબાણ લે છે; અને અનિષ્ટ દૂર થાય તેટલા માટે, પાસે ઉભેલા એક કલીબ પુરુષના મુખમાં તાંબાનો એક ટુકડો નાખે છે. પછી ચારે દિશા તરફ પગલાં ભરીને તથા ઉર્ધ્વ દિશાને પણ પગ નીચે ઘાલીને (સાર્વભૌમત્વ દર્શાવવાને માટે) રાજા વ્યાઘ્રચર્મ ઉપર મુકેલા સીસાના ટુકડાને પગથી ઉડાડે છે અને ચર્મ ઉપર બેસે છે. તેના પગ નીચે સોનું મૂકવામાં આવે છે અને તે જ પ્રમાણે તેના માથા ઉપર પણ ૧૦૦ અથવા ૯ છિદ્રોવાળું સોનું

મૂકવામાં આવે છે. ત્યાર પછી પૂર્વ દિશા તરફ મુખ કરીને રાજા હાથ ઉંચા કરે છે અને અધ્વર્યુ, એક સંબંધી, ભાઈ, એક ક્ષત્રિય, સ્નેહી તથા એક વૈશ્ય મળીને તે ચારે જણા અભિષેકપાત્રોમાંનું જલ તેના ઉપર સિંચન કરે છે. આ પ્રસંગે તેને શુનઃશેપની કથા કહેવામાં આવે છે, એવું કેટલાકનું કહેવું છે. પછી રાજા અભિષેક દ્રવ્યને પોતાના શરીરે ચોળે છે અને વ્યાઘ્રચર્મ ઉપર ત્રણ પગલાં ભરે છે ( વિષ્ણુના ત્રિવિક્રમના દ્યોતક તરીકે ); અને અભિષેકનું બાકી રહેલું જળ, ખાખરાની કડછીમાં રેડીને પોતાના પ્રિય પુત્રને અર્પણ કરે છે. પછી અધ્વર્યુ તે જલ તેની પાસેથી લઈને અગ્નિમાં રેડે છે. ત્યાર બાદ ( ૧ ) ગોહરણની વિધિ થાય છે. રાજાના એક સંબંધીની સો ગાયોમાંની એક ગાયનું હરણ કરવામાં આવતાં, રાજા રથમાં બેસીને તેમના ઉપર હુમલો કરે છે અને છેવટે યજ્ઞગૃહ તરફ પાછો આવી ડુક્કરના ચામડાના જોડા પહેરીને, રથમાંથી નીચે ઉતરે છે. ( ૨ ) ખેરના લાકડાની બનાવેલી પાટ ઉપર બેસે છે. ( ૩ ) રાજાને દોરડાના પાંચ આંટાથી બાંધીને તેની અંદરનાં પાપ દૂર થાય તે ઉદ્દેશથી, અધ્વર્યુ તેને લાકડાથી મારે છે અને પછીથી તેને બ્રહ્મન, સવિતૃ, ઇંદ્ર અને રુદ્ર વિગેરે નામોથી સંબોધે છે (૪) રાજા તેનો ભાઈ, સૂ અથવા સુથાર, ગામપટેલ અને એક સંબંધી મળીને પાસા રમે છે. ( ૫ ) ઈતર પરચુરણ બાબતો. દશપેય યજ્ઞનો સમારંભ ચૈત્રી સાતેમના દિવસે થાય છે અને તેમાં રાજા સાથે સો માણસો, દશ દશની પંગત કરીને, દશ પ્યાલા લઇને સુરાપાન કરે છે. આ પ્રસંગે પ્રત્યેકની વંશપરીક્ષા થાય છે; એટલે કે પ્રત્યેકે પોતાના દશ સોમપી પૂર્વજોનાં નામ બોલી જવાં પડે છે. પછી આગળ જતાં, એક વર્ષે કેશવપનીય યાગ આવે છે.

રાજસૂય યજ્ઞની વિધિ શતપથ બ્રાહ્મણ, કાત્યાયન શ્રૌતસૂત્ર, અને આશ્વલાયન શ્રૌતસૂત્ર વિગેરેમાં મળી આવે છે. તે વિધિનો કેટલોક ભાગ પ્રાચીન જણાય છે. ઉંબરાનું વૃક્ષ અને સૂર્ય પ્રકાશમાં પડેલા વરસાદના પાણીના સંસ્કારથી, રાજસામર્થ્યની વૃદ્ધિ થાય છે, એ કલ્પના અને શુનઃશેપની કથામાંના નરમેધના અવશેષની વાત, માનવ ઇતિહાસની દૃષ્ટિએ મહત્ત્વની છે.

વાજપેયનો ઉલ્લેખ અથર્વવેદમાં [ ૯,૭,૭, ] અને ઐતરેય બ્રાહ્મણમાં [ ૨.૪૧,૧ ] કરવામાં આવ્યો છે. અને વેદોના સૂત્ર વાઙ્મયમાં તો તેનું સાવિસ્તર વર્ણન આપેલું છે આ યજ્ઞમાં, અભિષેકનું એક સ્વરૂપ દૃષ્ટિએ પડે છે. હવે પ્રારંભમાં પ્રશ્ન એ થાય છે, કે વાજપેય શા હેતુથી કરવામાં આવતો હશે? જેને આધિપત્યની કામના હોય, તેણે આ યજ્ઞ કરવો, એમ આશ્વલાયન શ્રૌતસૂત્રમાં [૯.૯.] કહેવામાં આવ્યું છે. તેથી ઉલટું શાંખાયન જણાવે છે, કે અન્નાદ્યે એટલે પુષ્કળ અન્નની ઇચ્છાવાળાએ આ યજ્ઞ કરવો. કારણ કે વાજપેયનો અર્થ "અન્ન અને પેય" થાય છે. લાટયાયનમાં "યં બ્રાહ્મણાઃ રાજાનશ્ચ પુરસ્કુર્વીરન્ સ વાજપેયેન યજેત।" એમ કહીને વાજપેયયાજીએ અવાજપેયને ઉભા થઇને આવકાર આપવો નહિ, તેમ અભિનંદન વિગેરે કરવું નહિ, એવો આદેશ ફરમાવેલો છે. વળી શુકલ યજુર્વેદનાં સૂત્રોમાં તો, જે વાજપેય યાગ કરે છે તે પ્રજાપતિને જીતે છે, એટલે જીવનના સર્વ પ્રતિકૂળ સંયોગોને જીતે છે, એવું વિધાન કરેલું છે. આશ્વલાયન પ્રમાણે જોતાં [૯.૯] આ યજ્ઞ ફકત રાજા અને બ્રાહ્મણો માટે જ છે. શાંખાયનના મંતવ્ય [ ૧૬.૧૭,૧—૪ ] પ્રમાણે ફક્ત ત્રણ ઉચ્ચ વર્ણોએ જ આ યજ્ઞ કરવો અને તે પછી બ્રાહ્મણોએ બૃહસ્પતિસવ કરવો. આ યજ્ઞની પહેલાં અને પછી, બૃહસ્પતિસવ કરવો એમ લાટયાયનનું [ ૮.૧૧,૧૨ ] કહેવું છે. ત્યારે કાત્યાયન [ ૧૪.૧.૧ ] જણાવે છે, કે આ યજ્ઞ ફકત ક્ષત્રિયોએ અને વૈશ્યોએ જ કરવો, અને આ યજ્ઞની પૂર્વે અને પછીથી બૃહસ્પતિસવ કરવો જોઇએ. શતપથ બ્રાહ્મણના મત પ્રમાણે ( ૫. ૧, ૧ ) ઇંદ્ર અને બૃહસ્પતિથી આ યાગ ઉત્પન્ન થયો છે; તે બન્નેએ સવિતાની મદદ લઈને પ્રજાપતિને જીત્યો હતો. આ વિધિના દરજ્જા પણ ભિન્ન ભિન્ન પ્રકારના ગણવામાં આવ્યા છે. રાજાને માટે જે રાજસૂય યજ્ઞ, અને પુરોહિતને માટે જે બૃહસ્પતિસવ કરવામાં આવે, તે પહેલાં વાજપેય યજ્ઞ કરવો, એમ આશ્વલાયન કહે છે. [૯.૯,૧૯]; પરંતુ શુકલ યજુર્વેદમાં એમ નિશ્ચયાત્મક રીતે કહેવામાં આવેલું છે, કે વાજપેયની પછી રાજસુય યજ્ઞ કરવો નહિ અને તેના કારણમાં એમ જણાવવામાં આવ્યું છે, કે રાજસુયથી જ્યારે રાજા અભિષિકત થાય છે, ત્યારે વાજપેયથી સમ્રાટને અભિષિકત કરવામાં આવે છે, માટે વાજપેય કરતાં રાજસૂય ઉતરતા દરજ્જાનો છે.

હવે, આ વાદ પર એગલિંગ અને હિલેબ્રાંટે જે યોગ્ય નિર્ણય કર્યો છે, તે જોઇએ. તેમના મત પ્રમાણે મૂળ વાજપેય યજ્ઞ, સર્વ દરજ્જાના લોકોને માટે સામાન્ય યજ્ઞ હતો. રાજસૂય બૃહસ્પતિસવ, સ્થપતિસવ અને ગ્રામણીસવ વિગેરે અનેક, ભિન્ન અને વિશિષ્ટ વિધિ હતા; માત્ર વાજપેયનું સ્વરૂપ જોતાં તે એક લોકપ્રિય વિજયોત્સવ હોવો જોઇએ, એમ જણાઇ આવે છે.

આ વિધિમાંની મુખ્ય બાબતો આ પ્રમાણે છે, [ ૧ ] આજિ–એક શરતની રમત [ ૨ ] રોહ–યૂપારોહણ અને [ ૩ ] સંખ્યાની પુનરાવૃત્તિ.

વાજપેય યજ્ઞ ચોમાસામાં [ શરદ ઋતુમાં ] કરવામાં આવે છે. પ્રથમ દીક્ષા અને સોમક્રય વિગેરે વિધિ કરાય છે, સત્તર કડછીઓ સોમરસની અને સત્તર કડછીઓ સુરાની તૈયાર રાખવામાં આવે છે. વળી અધ્વર્યુને દાન આપવાની યાદીમાં ૧૭૦૦ [ સત્તરસો ] ગાયો, ૧૭ દાસી અને સત્તર હાથી ઉપરાંત બીજી કેટલીક ચીજોનો સમાવેશ કરવામાં આવે છે. છેલ્લા દિવસે બપોરે માધ્યન્દિન સવનની વિધિ તરીકે યજ્ઞક્ષેત્રમાં શરતના રથને ફેરવવામાં આવે છે. તે રથને ચાર ઘોડા જોડવામાં આવે છે, અને તેમને માટે ખાસ પ્રકારનો ખોરાક તૈયાર કરવામાં આવેલો હોય છે. બહાર બીજા સોળ રથ તૈયાર રાખવામાં આવેલા હોય છે. તે સમયે ૧૭ દુંદુભી વગાડવામાં આવે છે. જગા [ શરત માટેનું મેદાન ] સત્તર બાણથી મર્યાદિત કરવામાં આવેલી હોય છે; અને ઉંબરાના વૃક્ષની એક ડાળીને પહોંચવાની જગ્યાએ [ લક્ષ્ય તરીકે ] રોપવામાં આવે છે. ત્યારબાદ શરત શરૂ થાય છે અને યજમાન વિજયી થાય છે તથા સર્વ ઘોડાને તેમને માટે તૈયાર કરેલું ખાસ અન્ન ખવડાવ્યા બાદ, રથ તથા ઘોડા અધ્વર્યુઓને આપી દેવામાં આવે છે. પછી કેટલોક હવિ આપ્યા બાદ યજમાનપત્નીને બોલાવવામાં આવે છે; તેણીએ ઉત્તમ પ્રકારનાં વસ્ત્ર [ કૌશ ] પરિધાન કરેલાં હોય છે; પછી યજ્ઞના યૂપને અઢેલીને એક નિસરણી મુકવામાં આવેલી હોય છે. ત્યાર બાદ યજમાન પોતાની સ્ત્રીને ઉદ્દેશીને ‘પ્રિયે, ચાલો આપણે સ્વર્ગારોહણ કરીએ’ એમ કહીને શિર,યૂપની ઉપર જાય,ત્યાં લગી ચઢે છે; એટલે ઉંચે ગયા પછી તે સર્વ દિશાઓ તરફ જુએ છે અને ત્યાર બાદ પૃથ્વીને વંદન કરીને નીચે ઉતરે છે. જમીન ઉપર પગ મુકતી વેળા પ્રથમ તે સુવર્ણ ઉપર, અથવા અજચર્મ ઉપર પગ મુકે છે. પછી બીજો પુરોહિત ઉદુંબરની બનાવેલી પાટ ઉપર અજચર્મ પાથરે છે, અને યજમાનનો દંડ પકડીને ‘ આ તારૂં રાજ્ય ’ કહી તેને તેના ઉપર બેસાડે છે. ત્યાર પછી ઉંબરાના લાકડાની કડછીમાં, દૂધ અને પાણી ભેગાં કરી તેની આહુતી આપવામાં આવે છે; પછી આહુતી આપનારને ૧૦ અવશિષ્ટ હવિદ્રવ્ય વડે પવિત્ર કરવામાં આવે છે અને ‘આ પુરુષ સમ્રાટ છે’ એમ ત્રણ વખત મોટેથી બોલવામા આવે છે. તે પછી સત્તર વિજયમંત્ર [ ઉજ્જીતિ ] ભણવામાં આવે છે.

[ સંદર્ભ ગ્રંથો ] અભિષેક ઐતરેય–બ્રાહ્મણ [ ૮.૫. થી આગળ ]; મહાભારત સભાપર્વ અધ્યાય ૩૩–૪૫; શાંતિપર્વ અ. ૪૦; રામાયણ અયોધ્યાકાંડ સર્ગ ૧–૧૫ યુદ્ધકાંડ સર્ગ. ૧૧૨; અગ્નિપુરાણ અધ્યાય ૨૦૯; અને નીતિ મયૂખ વિગેરે.

રાજસુયઃ—વાજસનેયી સંહિતા [ ૯.૩૫; ૧૦ ૩૪ ], કાઠક સં. [ ૧૫૧––૧૩ ] મૈત્રાયણી સં. [૧. ૬, ૧–-૧૩; ૪. ૩, ૧—૪; ૧૦ ]; તૈત્તિરીય સં. [ ૧. ૮, ૧—૨૧ ], શતપથ બ્રાહ્મણ [ ૫,૨,૨—૫; ૫ ]; તૈત્તિરીય બ્રા. [ ૧.૬, ૧—૮; ૧૦ ]; તાંડય બ્રા. [ ૧૮. ૮—૧૧ ]. આશ્વલાયન શ્રૌતસુત્ર [ ૯. ૩ અને આગળ ]; શાંખાયન [ ૧૫.૧૨—૨૭;૧૫.૧૮]; લાટયાયન [ ૭.૧—૩ ]; કાત્યાયન [ ૧૫.૧—૧૦ ]; આપસ્તંબ [ ૧૮ ]; વૈતાન સુત્ર [ ૩૬.૧—૧૩ ]; કૌશિક સુત્ર [ ૧૭ ] વિગેરે.

વાજપેયઃ—વાજ. સં. [ ૯.૧—૩૪ ]; કાઠક સં. [ ૧૩. ૧૪; ૧૪.૧૦ ]; મૈત્રાયણી સં. [ ૧.૧૧, ૧—૧૦ ]; તૈતિરીય સં. [ ૧.૭,૭–૧૨ ]; શતપથ બ્રા. [ ૫.૧,૧–૨,૨ ]; તૈતિરીય બ્રા· [ ૧.૩,૨–૯ ]; તાંડય બ્રાહ્મણ [ ૧૮,૬—૭ ] આશ્વલાયન શ્રૌ. સુ. [ ૯—૯ ]; શાંખાયન [ ૧૫.૧;૧૬ ૧૭ ]; લાટયાયન શ્રૌત. સુ. [ ૮.૧૧ અને ૧૨;૫.૧૨,૮—૨૫ ]; કાત્યાયન શ્રૌત સુ. [ ૧૪.૧ અને આગળ ] આપસ્તંબ શ્રૌ. સુ. ૧૮.૧—૭ ]; વૈતાન સુત્ર [ ૨૭ ] વિગેરે.

**અભિસરણઃ**—અભિસરણ, પદાર્થવિજ્ઞાન શાસ્ત્ર અને રસાયનશાસ્ત્રમાં વપરાતો એક વિશિષ્ટ ક્રિયાદર્શક પારિભાષિક શબ્દ છે. બે પ્રવાહી પદાર્થોનું એક બીજામાં જે સંમિશ્રણ થાય છે, તે ક્રિયાને અભિસરણ કહેવામાં આવે છે.પરંતુ પ્રવાહી પદાર્થોના મિશ્રણને આ શબ્દ લાગુ પાડવો અને ઘન કે વાયુ પદાર્થોની બાબતોમાં, તે ન વાપરવો એવો કંઈ ખાસ નિયમ નથી; જ્યારે બે વાયુનું એક બીજામાં અભિસરણ થાય છે, ત્યારે અભિસરણની ક્રિયા જલદી પૂરી થાય છે. પરંતુ બે પ્રવાહી પદાર્થોના અભિસરણને પૂર્ણ થવાનો ઘણો સમય લાગે છે. બે વાયુનું અભિસરણ થઈ, તે બન્નેનો એક મિશ્ર વાયુ બને છે અને તે મિશ્રણના ઘટકાવયવનું ( મુખ્ય તત્વોનું ) પ્રમાણ વાયુપાત્રમાં બધે એક સરખું જ હોય છે. પરંતુ, વાયુ સિવાય બીજા પદાર્થોમાં, આ પ્રમાણે થનારા સંમિશ્રણમાં કંઇક મર્યાદા હોય છે. પાણી અને હવાનું દૃષ્ટાંત લઇશું, તો હવાના કણ

પાણીમાં, અને પાણીના કણ હવામાં પ્રવેશ કરતા માલૂમ પડશે. આ પ્રમાણે હવા અને પાણીના યોગથી ઉત્પન્ન થએલી સંસ્થિતિ (સિસ્ટીમ) ને એકાદ પાત્રની અંદર બંધ કરી રાખવામાં આવી હોય, તો હવામાંના કણને પાણીમાં પ્રવેશ કરવાની સીમા બંધાઈ જતાં અભિસરણ બંધ પડે છે. તે જ પ્રમાણે પાણીના કણ, હવામાં જતા બંધ થાય છે અને પાણી તથા હવાની વચ્ચે એક સપાટી બંધાઈ રહે છે; આ પ્રમાણે વિભાગ કરનારી સપાટીઓ, જે બે પદાર્થો વચ્ચે થઈ શકતી નથી, તે બે પદાર્થો એક બીજાથી જોઈએ તેટલા પ્રમાણમાં એકદમ સંમિશ્રિત થઈ શકે છે. જો તે બે પદાર્થો જોઈએ તેટલા પ્રમાણમાં સંમિશ્રિત થઈ શકતા ન હોય, તો તે બે પદાર્થોનું મિશ્રણ થતી વખતે તે બે પદાર્થોની વચ્ચેના પ્રદેશમાં કેટલીક ઘડભાંગો થવી જોઈએ; અને તેને લીધે વિભાગ કરનારી સપાટી પણ ઉત્પન્ન થવી જોઈએ.

અભિસરણમાં નીચેની બાબતો માલમ પડે છે: જે બે પદાર્થોમાં સંમિશ્રણ થાય છે, તે પદાર્થોનું એક બીજાના પ્રદેશમાં ગમન થાય છે; અને તેને જ અભિસરણ કહેવામાં આવે છે. (૨) જે ઠેકાણે વિભાગ કરનારી સપાટી હોય છે, તે ઠેકાણે સંમિશ્રણ થનારા પદાર્થોના અંશ, એક તરફથી બીજી તરફ જાય છે. આ પ્રમાણે, વિભાગ કરનારી સપાટીઓમાંથી, પદાર્થોના અંશને જવાની ક્રિયાને, શાસ્ત્રમાં ભિન્ન ભિન્ન નામ આપવામાં આવ્યાં છે.

અભિસરણની ક્રિયા ઘન પદાર્થોના અંત ભાગમાં થઈ શકે છે; એટલે કે જે પ્રદેશમાં ઘન પદાર્થ હોય છે, તે પ્રદેશમાં અભિસરણની ક્રિયા બની શકે છે. એકાદ પાતળા પડદાથી, એક પાત્રમાં, બે વિભાગમાં પાડવામાં આવે, અને પછીથી તે બે વિભાગ પાણીમાં તૈયાર કરેલાં ભિન્ન ભિન્ન ક્ષારનાં બે દ્રવણો રેડવામાં આવે, તો પડદાના અંતર્ગત ભાગમાં અભિસરણની ક્રિયા ઉત્પન્ન થાય છે. વળી જો ક્ષારો વિદ્રાવણને ચર્મતલ (પાર્ચમેંટ) ના પડદા વડે, શુદ્ધ પાણીથી જુદા પાડવામાં આવે છે, તો તે પડદાની અંદરના ક્ષારના કણો શુદ્ધ પાણીમાં પ્રવેશ કરે છે. પરંતુ આથી ય વધુ મોજ ભરી ઘટના વાયુની બાબતમાં બને છે. પ્લાતિન (પ્લેટિનમ) અથવા તો પલાદ (પૅલેડિયમ) ના તંત પડદામાંથી, ઉજ્જ (હાઈડ્રોજન) વાયુ જઈ શકે છે; અને જે વખતે, પડદામાંની એક બાજુએથી બીજી બાજુ તરફ, પાણીમાં રહેલો ક્ષાર, અથવા બીજો કોઈ પદાર્થ જાય છે, ત્યારે તે પ્રકારને જલાભિસરણ કહેવામાં આવે છે.

અભિસરણની સાદી સાદી બાબતોના ગુણવિશિષ્ટ સ્વરૂપનું વર્ણન સહેલાઈથી કરી શકાય તેમ છે. એકાદ કાચનું પાત્ર લઈ તે લગભગ અર્ધું પાણીથી ભરવું; પછી એકાદ રંગીન ક્ષારનું દ્રાવણ તૈયાર કરી એક લાંબી નળીવાળા નાળચાની મદદથી ધીમે ધીમે તે પાત્રના તળીઆમાં છોડી દેવું. પછી ક્ષારનું દ્રાવણ પાણીના કરતાં ઘણુંખરૂં વધારે ઘટ્ટ હોવાને લીધે તળીએ જ રહેશે; અને આ પ્રમાણે બે ભિન્ન ભિન્ન રંગનાં દ્રાવણો એક ઉપર એક આવતાં તેમના ભિન્ન રંગને લીધે, સત્વર ઓળખી શકાશે. આ જ રીતે આ બે દ્રાવણો અભિસરણને લીધે, જ્યારે એક બીજા સાથે મિશ્ર થાય છે, ત્યારે તેમના મિશ્રણની ગતિ પણ તેમના રંગ ઉપરથી સ્વાભાવિક રીતે ઓળખી શકાય છે. એક કાચના પાત્રમાં અમ્ન (અમોનિયા) ના દ્રવનાં એક બે ટીપાં નાખવાં અને બીજા પાત્રમાં, ઉદ્હરામ્લ (હાઈડ્રો ક્લોરિક એસિડ) નાં એક બે ટીપાં નાખવાં. પછી એ બે પાત્રોમાંનાં એક પાત્રને છતું રાખી બીજું પાત્ર તેના ઉપર ઉંધું વાળવાથી, અમ્લ અને ઉદ્હરિદ વાયુનું એક બીજામાં અભિસરણ થાય છે; અને તેને પરિણામે અમ્ન હરિદ (અમોનિયમ ક્લોરાઈડ) નામક વાયુ ઉત્પન્ન થાય છે. આ ઉપરથી, વાયુનું અભિસરણ જોઈ શકાય છે. વિદ્રાવ્ય (સૉલ્યુબલ) પદાર્થોના પાણીમાં, દ્રાવણ તૈયાર કરવામાં આવે છે; અને આવાં તૈયાર કરેલાં બે દ્રાવણોમાં અભિસરણની ક્રિયા સત્વર ઉત્પન્ન થાય તેટલા માટે, બંને દ્રાવણોને હલાવીને એક બીજામાં મિશ્ર કરવામાં આવે છે. આથી કરીને અભિસરણની ક્રિયાને માટે ઘણી મોટી સપાટી પ્રાપ્ત થાય છે, અને ઘણી મોટી સપાટી મળવાથી, અભિસરણનું કાર્ય વધારે ત્વરાથી ચાલે છે. હકીકત આવી છે. તો પણ અભિસરણમાં અને હલાવીને કરેલાં દ્રાવણીય મિશ્રણમાં તત્ત્વતઃ કેટલોક તફાવત છે. હલાવવાથી દ્રાવણના નાના નાના ટુકડા થઈ જાય છે, અને ત્યાર પછી અભિસરણને લીધે તે એક થઇ જાય છે. પરંતુ ફક્ત હલાવવાથી જ કંઈ કામ પાર પડતું નથી. એથી તો ફક્ત કાર્ય ત્વરાથી થાય છે એટલું જ; કારણ કે સપાટી અત્યંત મોટી થવાને લીધે, કાર્ય બનવાનું ક્ષેત્ર સ્વાભાવિક રીતે જ મોટું બને છે; વાયુ અને પાણીનું મિશ્રણ બનાવવું હોય, તો હલાવવાથી તે સત્વર બને છે. પાણી ઉપર જે પરપોટા થાય છે; તે પરપોટાના કેશાકર્ષણ (કૅપિલરી ઍક્શન) ના યોગના લીધે વાયુ પાણીની અંદર અત્યંત ત્વરાથી મિશ્ર થઈ જાય છે.

અભિસરણની ક્રિયા જ્યારે પ્રવાહી પદાર્થોમાં બનતી હોય, ત્યારે યોગ્ય રીતે નિરીક્ષણ કરવામાં પ્રવાહી પદાર્થની અંદર રહેલા ઉપપ્રવાહનો સંબંધ અભિસરણ સાથે ન થઈ જાય, તેની કાળજી રાખવી જોઈએ. દૃષ્ટાંત તરીકે સપાટી ઉપરનું પાણી જો વાયુને ચુસી લે અને તેથી કરીને પાણીનું ઘનત્વ વધે, તો પાણીનો ઉપલો ભાગ નીચે જશે અને નીચલો ભાગ ઉપર આવશે. આ પ્રમાણે પ્રાપણ ( કન્વેકશન કરંટ ) શરૂ થવાથી અભિસરણની ગતિના સંબંધમાં કાઢેલુ અનુમાન દૂષિત થશે. ડાય ટોમ્યાસી નામની એક સૂક્ષ્મ વનસ્પતિ છે; આ વનસ્પતિનું હલનચલન થાય છે. હવે આ હલનચલન થવાનું શું કારણ હશે, તે સંબંધી શાસ્ત્રજ્ઞ મંડળોમાં અનેક મત પ્રચલિત છે. તેમાંનો એક મત એવો છે, કે આ વનસ્પતિમાંથી પ્રાણવાયુ નીકળે છે, તેના પરપોટાને લીધે, અથવા તો તે પ્રાણવાયુને લીધે ઘટ્ટ થઈને ઉત્પન્ન થએલા પ્રવાહની મદદથી તે વનસ્પતિની ગતિ થતી હોવી જોઈએ.

હવે આપણે અભિસરણની પ્રગતિનું પરિમાણ વિશિષ્ટ પદ્ધતિથી માપવાના એક પ્રકાર વિશે વિચાર કરીએ. એકાદ પાત્રમાં અભિસરણ થતું હોય તે સમયે તે પાત્રના જુદા જુદા ભાગમાંના પદાર્થ, થોડા પ્રમાણમાં જુદા જુદા કાઢી લઇને તેનું પૃથક્કરણ કરીને જોવામાં આવે છે. પરંતુ, આ પદ્ધતિના મુખ્ય દોષ એ છે, કે આ પ્રમાણે અભિસરણ થતું હોય તે સમયે, અભિસરણયુક્ત પદાર્થના કેટલાક અંશો બહાર કાઢવાથી અભિસરણની ક્રિયામાં ઓછાવત્તા પ્રમાણમાં હિલચાલ થાય છે અથવા તો તેનો અવરોધ થાય છે, અને તેથી અભિસરણનુ બરાબર માપ કાઢી શકાતુ નથી. આ દોષ દૂર કરવા માટે લૉર્ડ કેલ્વિને નીચે પ્રમાણે યુક્તિ શોધી કાઢી. પ્રથમ તો તેણે સાધારણ રીતે સરખા વિશિષ્ટ ગુરુત્વ વાળા મણકા બનાવી તેમનું વિશિષ્ટ ગુરુત્વ બની શકે તેટલી ચોકકસાઈથી કાઢયું; પછી તે મણકા તેણે અભિસરણવાળા દ્રાવણમાં નાખ્યા; ત્યાર બાદ તેમાં અભિસરણ થતાં, દ્રાવણ જેમ જેમ ભિન્ન ભિન્ન સ્થળે ઘન થવા લાગ્યું, તેમ તેમ, જુદા જુદા વિશિષ્ટ ગુરુત્વવાળા મણકાઓએ જુદી જુદી જગ્યાએ તરવા માંડયું. આ ઉપરથી, અભિસરણનું માપ કાઢવાનું કામ શકય જણાયું. પરંતુ આ પદ્ધતિમાં જે એક ખામી છે, તે એ કે તેમાં વાયુના બારીક પરપોટા મણકાને વળગી રહીને તેના વિશિષ્ટ ગુરુત્વમાં ફેરફાર કરે છે; તેથી અભિસરણનું માપ યોગ્ય રીતે મેળવી શકાતું નથી. આ સંબંધમાં એક ત્રીજી પદ્ધતિ પણ છે અને તે મોટે ભાગે ખામી વગરની છે. આને " પ્રકાશની પદ્ધતિ" એવું નામ આપીએ, તો ખોટું નથી. આ પદ્ધતિના નીચે પ્રમાણે ત્રણ પ્રકાર છેઃ- ( અ ) ક્ષિતિજથી સમાંતર સપાટીએ વક્રીભવન કરવાની પદ્ધતિ. ( બ ) ઉર્ધ્વ સપાટીએ વક્રીભવન કરવાની પદ્ધતિ અને ( ક ) શર્કરાયંત્રની પદ્ધતિ ( ધિ મેથડ ઑફ સૅકરીમીટર ) પહેલી બે પદ્ધતિનું વર્ણન કરવાની જરૂર નથી. શર્કરાયંત્રની મદદથી પ્રકાશના ધ્રુવીભવનનું આવર્તન કાઢી શકાય છે. જેટલા પ્રમાણમાં પાણીમાં સાકર ઓગળેલી હોય છે, તેટલા પ્રમાણમાં પ્રકાશન ધ્રુવીભવનનું આવર્તન થાય છે. આથી, પાણીમાં અથવા બીજા કોઈ પ્રવાહીમાં અભિસરણની ગતિનું માપ કાઢી શકાય છે. સાકરની માફક જ કોઈ બીજા પદાર્થના દ્રાવણમાં તેના પ્રકાશના ધ્રુવીભવનનું આવર્તન કરવાની શક્તિ રહેલી હોય છે; એટલે કે, અભિસરણનું માપ કાઢવામાં પણ શર્કરા યંત્રનો ઉપયોગ કરવો પડે છે.

હવે આ શાસ્ત્રમાં અભિસરણનો શો ઉપયોગ થાય છે, તે વિષે થોડું વિવેચન કરીએ અભિસરણની મદદથી, વાયુની અંદરના અણુ ( મૉલીકયુલ ) ની ગતિનું માપ કાઢવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે; અને શાસ્ત્રજ્ઞોએ, ગણિતની મદદથી, જુદા જુદા વાયુની જે ગતિ કાઢેલી છે, તે નીચે આપી છે.

| | | | |
|---|---|---|---|
| ઉર્જ ( હાઈડ્રોજન ) | દરસેકંડે | ૧૮૫૯૦૦ | સેંટિમિટર |
| નત્ર ( નાઇટ્રોજન ) | ,, | ૪૯૨૦૦ | ,, |
| પ્રાણ ( ઑકિસજન ) | ,, | ૪૬૫૦૦ | ,, |
| કર્બાદ્ર પ્રાણિદ ( કાર્બન ડાય ઑક્સાઇડ ) | ,, | ૩૯૫૦૦ | ,, |

**અભિસાર**:—તે નામનો દેશ અને લોક. આ ડુંગરાળ પ્રદેશ કાશ્મીરની દક્ષિણે અને પશ્ચિમે આવેલો હતો. હાલમાં કાશ્મીર સંસ્થાનમાં તેનો સમાવેશ થાય છે. બૃહત્સંહિતા [ ૧૪.૨૯; ૩૨.૧૯ ], મહાભારત (૧.૯૩; ૮.૧૩ ; અને વિષ્ણુપુરાણ (૨.૩ વિગેરે પુરાણ—ગ્રંથોમાં અભિસારનો ઉલ્લેખ મળી આવે છે. ભારતની લડાઇ વખતે દુર્યોધન તરફથી અર્જુનની સામે આ લોક લડયા હતા. ગ્રીક લોકોને " અભિસારીના રાજય " ની એટલે આ પ્રદેશની ખબર હતી. [ પ્રો. વિલ્સન ઍરિઆના ઍંટિકા, પૃ. ૧૯૦. મૅકક્રંડલ કૃત ઈન્વેઝન ઑફ ઈંડિયા બાય એલેકઝૅન્ડર ધી ગ્રેટ પૃષ્ઠ ૬૯ ટીપ ૩.] ‘ દાર્વાભિસાર ’ નામક સંયુકત શબ્દ ઘણાં સ્થળોએ જોવામાં આવે છે, તેથી અભિસાર અને દાર્વ પાસે પાસે વસતા હશે, તેમ જણાય છે. [ લાસેન—ઇંડિશ

આલ્ટરથુમ્સ કુંડે,પુ. ૨, પાન ૧૩૮; પુ. ૨ ૫ રિ-ષ્ટિશ પાન ૩૯—૪૦; એશિયાટક રિસર્ચીઝ, પુ ૧૫ પાન ૧૧૫]. હિંદુસ્તાનમાં પ્રવેશ કરતાંવંત જ એલેક્ઝેન્ડરે જ્યારે અપાંટી શહેર કબજે કર્યું, ત્યારે ત્યાંના લોકો હાઇડસપીલ [ ઝેલમ ] અને એકેસિ-નીસ [ ચિનાબ—ચંદ્રભાગાં ] નામક નદીઓના મધ્યભાગમાં આવેલા અભિસાર દેશમાં આશ્રયને માટે ગયા હતા. [ સ્મિથઅર્લી—હિસ્ટરી ઑફ ઈંડિયા પૃ. ૫૯ ]. તે વખતે તક્ષિલા અને અભિસા-રની વચ્ચે યુદ્ધ ચાલતું હતું. એલેક્ઝેન્ડર જ્યારે તક્ષિલામાં હતો ત્યારે, અભિસારના રાજા તરફથી તેના ઉપર સંદેશો આવ્યો હતો, કે 'આપની સામે પોરસ રાજાને મદદ કરવાની જો કે મારી ખરેખરી ઇચ્છા છે, [ ડાયોડોરસ, ૧૭.૮૭ ] તો પણ હું આપને શરણે આવું છું.' તે ઉપરથી એલેક્ઝેન્ડરે પાછા ફરતી વખતે, તેને [ અભિસારના રાજાને ] પોતાનો સુબેદાર બનાવ્યો હતો અને ઉરસાના રાજાને તેના માંડલિક કર્યો હતો. હ્યુએનત્સંગના સમયે કાશ્મીરના સામ્રાજ્યમાં જે કંઇ સંસ્થાનો હતાં, તેમાંના એકનું નામ રાજપુરી અથવા રાજૌરી હતું; અને તે જ પ્રાચીન અભિસાર છે એમ વિન્સેં-ટનું કહેવું છે.

**અભ્રકઃ**—( અબરખ, અભરક ) કેટલાક ખડકોમાંથી મળી આવતું આ ખનિજ દ્રવ્ય ઘણે સ્થળે જોવામાં આવે છે. એની [ ૧ ] બાઈઓટિટ [ ૨ ] મસ્કો વિટ [ ૩ ] ફ્લોગોપેટ અને [ ૪ ] લેપિડોલિટ નામક મુખ્ય ચાર જાતિ છે. તેને ફાડીને તેનાં પાતળાં પતરાં બનાવવામાં આવે છે અને તે પતરાં વાળી શકાય તેવાં પરંતુ અક્કડ હોય છે. આના ઘણું ખરૂં સમ-દ્વિભુજ ચોખુણીઆ [ હ્રાૅમ્બોહેડ્રલ ] સ્ફટિક જોવામાં આવે છે. સોયની ટોચના અગ્રભાગથી, અબરખના સ્ફટિક ઉપર જો જોરથી આઘાત કરવામાં આવે, તો તેના ઉપર છ રેખાના તારાના આકારનો ચીરો પડે છે. બે રેખાઓ વચ્ચેનો ખુણો સાધારણ રીતે ૫૦° નો હોય છે, તે જ સોયને જરા વધારે જોરથી દબાવીએ, તો સ્ફટિકની ઉપર બાર રેખાઓ ઉપસી આવે છે.

અબરખથી પ્રકાશીભવન વધારે પ્રમાણમાં થતું નથી. તેનો વક્રીભવન ગુણક [ઇંડેક્સ ઑફ રિફ્રેકશન] ૧.૫૮ થી ૧.૬ હોય છે. પરંતુ દ્વિવક્રીભવન વધારે હોય છે. કેટલીક જાતોમાં દૃગક્ષામાંનો [ ઑપ્ટિક ઍકિસસ ] ખુણો ૫૦° થી ૭૦° સુધીનો હોય છે અને પહેલી તથા ત્રીજી જાતિમાં તે ૧૦° નો હોય છે. બીજી જાતનું અબરખ રંગ વગરનું તથા પારદર્શક હોય છે. અને ચોથી જાતનું કાળું તથા અપાર દર્શક હોય છે. આ ઉપરાંત અબરખના પીળા, લીલા, લાલ અને કંઇક ભુરાશ પડતા સ્ફટિકો મળી આવે છે. અબરખનું વિ. ગુ. ૨.૭ થી ૩.૧ સુધીનુ હોય છે; વળી તે વિદ્યુતનો તથા ઉષ્ણતાનો રોધ એટલે અટકાવ કરનારૂં હોવાથી યંત્રો વિગેરેમાં તેનો બહાળો ઉપયોગ થાય છે.

અબરખમાં ઘણુંખરૂં બીજા પદાર્થોનું મિશ્રણ હોય છે. અને ટુર્મલીન તથા કુરૂંદ તો તેમાં હમેશાં હોય છે જ.

અબરખની રાસાયનિક ઘટના [કેમિકલ કૉંપો-ઝિશન] ઘણી અટપટી છે. તે સ્ફટ, સિંધુ અને પાલાશના પત્થરના રૂપમાં ફેરવાઈ ગએલાં પડ છે. તેની અંદર ઉજ્જ વાયુ ઉપર મગ્ન, લોહ, ક્રુમ અને ભાર નામક ધાતુઓ પણ આવેલી છે. દૃષ્ટાંત તરિકે ઉપર જણાવેલી ચાર જાતિનાં સુત્રો નીચે આપવામાં આવ્યાં છે.

[ ૧ ] મસ્કોવિટ ઉ$_2$ પાસ્ફ$_3$ [ શૈ અ$_4$ ]$_3$.
[ ૨ ] લેપિડોલ્ટ પાલિ [ સ્ફ [ અ ઉ ફ ]$_2$ ] સ્ફ [ શૈ અ$_3$ ]$_3$
[ ૩ ] બાયઓટિટ [ ઉ પા ]$_2$ [ મ લો ]' [ સ્ફ લો ]$_2$ [ શૈ અ$_4$ ]$_3$
( ૪ ) ફ્લોગોપિટ ( ઉ પા ( મફ )$_3$ મ$_3$ સ્ફ ( શૈ અ$_4$ )

હવા અને પાણીના યોગથી શૈલિતોમાં એટલે સ્ફટ, સિંધુ અને પાલાશનાં પત્થરના રૂપમાં ફેરવાઈ ગએલા પળમાર કેટલાક ફેરફાર થાય છે અને તેના પરિણામમાં અબરખની ઉત્પત્તિ થાય છે. વળી કાંપના બનેલા ખડકોમાં પણ તેના કકડા મળી આવે છે અને જે પત્થરમાંથી અગ્નિના તણખા ઉત્પન્ન કરી શકાય છે, તેવા પત્થરવાળા ખડકોમાં તે ઘણુંખરૂં મળી આવે છે.

હિંદુસ્તાનમાં મોટે ભાગે મસ્કોવિટ અબરખ મળી આવે છે; અને કાનડા તથા સિંહલદ્વિપમાં ફ્લોગોપિટ જાતિનું અબરખ ઉત્પન્ન થાય છે. અને યુનાઇટેડ સંસ્થાનમાંના બ્રેઝીલમાં પણ તે જડે છે. હિંદુસ્થાનમાં અબરખની મુખ્ય ૧૭ ખાણોની પૈકી બંગાલાના હજારીબાગમાં ૧, મદ્રાસના નેલોરમાં બે, તથા બિહાર અને ઑરિસા પ્રાંતમાં ચૌદ ખાણો આવેલી છે. બંગાલાનું અબરખ લાલ અને મદ્રાસનું અબરખ લીલું હોય છે; અને નેલોરમાં અબરખના ૧૦ ફીટ × ૧૫ ફીટના માપના મોટા ટુકડા મળી આવે છે.

હિંદુસ્તાનની ખાણોમાંથી ઘણું અબરખ કાઢવામાં આવેછે. પરંતુ તે કાઢવાની રીત જુની હોવાથી કાઢતી વખતે ઘણું અબરખ નકામું જાય છે. તેના એક ઉપર એક થર બાઝેલા હોય છે. તેથી પહેલાં સીધું નીચે, અને ખુબ ઉંડું ખોદ્યા પછીથી આડું ખોદવાથી, નુકસાન ઓછું થવાનો સંભવ છે. ખાણમાંથી કાઢયા બાદ તેને કાતરથી કાપીને સારા ટુકડાઓને બાજુએ એકઠા કરવામાં આવે છે અને તે પછી આકાર અને રંગરૂપ પ્રમાણે, તેનાં જુદાં જુદાં બંડલો કરી રાખવામાં આવે છે. વળી કાઢી નાખેલા કકડાને કુટીને તેનો ભૂકો કરીને વેચવામાં આવે છે. સાધારણ રીતે અબરખ છ રૂપિએ શેર વેચાય છે; પરંતુ મોટા ટુકડાની કિમ્મત ૪૦ રૂપિયે શેર સુધીની પણ હોય છે.

હિંદુસ્તાનમાંથી દરેક વર્ષે કેટલું અબરખ નીકળે છે અને તેની કિમ્મત કેટલી ઉપજે છે, તે સંબંધી જે માહિતી પ્રસિદ્ધ થાય છે, તે વિશ્વસનીય હોતી નથી; કારણકે, એ માહિતી નિકાસ કરેલા માલ ઉપરથી આપેલી હોય છે; અને નિકાસ ઉપરાંતનો જે માલ અહીં રહેલો હોય છે, તે સંબંધીના આંકડા પ્રસિદ્ધ કરવામાં આવતા નથી.

૧૮૯૭–૯૮ થી ૧૯૦૨–૦૩ સુધી દરવર્ષે સરેરાશ ૧૯૧૭૩ હંડ્રવેટ માલ હિંદુસ્તાનની બહાર જતો હતો; અને તેની કિમ્મત આશરે ૭૭ ૬૧૩ પાઉન્ડના જેટલી ઉપજતી. એ જ વર્ષોમાં, બંગાલામાંથી ૧૨૨૮૨ હંડ્રવેટ ( કિમ્મત–૫૨૨૭૨ પાઉન્ડ ) અને મદ્રાસમાંથી ૬૮૭૨ હંડ્રવેટ ( કિમ્મત ૨૫૨૪૧ પાઉન્ડ ) માલ બહાર મોકલવામાં આવ્યો હતો. આ માલનો મોટો ભાગ યુનાઇટેડ કિંગ્ડમમાં અને બીજો કેટલાક યુનાઈટેડ સ્ટેટસમાં મોકલવામાં આવ્યો હતો. ૧૯૦૧ ના માર્ચથી ૧૯૦૭ ના માર્ચ સુધીમાં બહાર મોકલેલા માલની યાદી નીચે પ્રમાણે છે.

| સન | વજન ( હંડ્રવેટ ) | કિમ્મત–રૂપિયા |
|---|---|---|
| ૧૯૦૧–૦૨ | ૧૬ ૨૯૮. | ૧૦ ૫૦ ૫૧૧. |
| ૧૯૦૨–૦૩ | ૨૦ ૪૧૨. | ૧૩ ૧૩ ૬૦૯. |
| ૧૯૦૩–૦૪ | ૨૧ ૫૪૮. | ૧૨ ૯૪ ૪૫૩ |
| ૧૯૦૪–૦૫ | ૧૯ ૫૭૫. | ૧૪ ૬૮ ૯૮૬ |
| ૧૯૦૫–૦૬ | ૩૧ ૫૫૪ | ૨૩ ૯૪ ૪૧૩. |
| ૧૯૦૬–૦૭ | ૫૧ ૪૭૬ | ૩૮૨૪ ૬૮૯. |

ઈ. સ. ૧૯૧૭ માં આશરે પોણો કરોડ રૂપિયાનું અમરખ, હિંદમાંથી બહાર મોકલવામાં આવ્યુ હતું; અને તેનું વજન આશરે ૨૦૦૦ ટનનું હતુ.

ઉપયોગઃ—અબરખ પારદર્શક, ઉષ્ણતારોધક અને વિદ્યુત્‌નું રોધક હોવાથી ફાનસ અને સ્ટવ્જમાં કાચને બદલે તેનો ઉપયોગ કરવામાં આવે છે. ભઠ્ઠીની અંદર જોવાને માટે, જે કાણાં રાખવામાં આવેલાં હોય છે, તેમના ઉપર અબરખ બેસાડવામાં આવેલું હોય છે. પ્રાચીન સમયમાં બારીઓમાં, કાચની જગ્યાએ અબરખનો જ ઉપયોગ કરવામાં આવતો હતો; અને મંદિરોને શોભાયમાન કરવા માટે પણ તે વપરાતું હતું, તેમજ હાલમાં ભીંતે ચોંટાડવાના કાગળો તથા નાટકી સામાન રંગવાના કામમાં પણ, અબરખની ભૂકીનો ઉપયોગ થાય છે; વળી રંગ, રંગિત કાગળ અને કેટલાંક તેલ બનાવવામાં પણ અબરખની ભૂકીનો ઉપયોગ કરવામાં આવે છે. ઉપરાંત ફાનસની બાજુએ લગાડવા માટે, છાયા ચિત્રકલાનાં ચિત્રપટ ( ફિલ્મ્સ ) ગોઠવવાને માટે, ચિત્રોની ઉપર કાચની માફક લગાડવાને સારૂ પદાર્થ વિજ્ઞાનશાસ્ત્રમાંનાં યંત્રો ઉપર બારિક આરસા બેસાડવામાટે અને વરાળની નળી ઉપર બાંધવાને અર્થે અબરખનો ઉપયોગ કરવામાં આવે છે.

હાલમાં વીજળીના કારખાનામાં તેનો બહોળો ઉપયોગ થાય છે. વિદ્યુત ઉત્પન્ન કરવાના યંત્ર ( ડાયનામો )નું સંરક્ષક ( આર્મેચર )અબરખનું જ બનાવવામાં આવે છે. કેટલેક સ્થળે તેની ભૂકીનો લાખમાં કાલવીને બનાવેલા કાગળોનો ઉપયોગ કરવામાં આવે છે. વળી તેને દેશી દવામાં તથા ખાતર તરિકે પણ ઉપયોગમાં લેવામાં આવે છે; તેમજ મહામહેનતે અભ્રક ભસ્મ તૈયાર કરીને ક્ષય જેવા ઘણા અસાધ્ય રોગ ઉપર આપવામાં આવે છે.

( સંદર્ભમાટે લીધેલા ગ્રંથો )—એ. બ્રિ. ( માયકા ); વૅકરેજ ડિરેકટરી ઑફ ઈંડિયા ૧૯૧૯ જીઑલૉજિકલ સર્વે ઑફ ઈંડિયા ૧૯૦૨ , ૩૪ ફાઈનૅન્શ્યલ ઍંડ કમરિશિયલ સ્ટૅટિસ્ટિકસ ઑફ ધિ ગવર્નમેંટઑફ ઈંડિયા સેનગુપ્ત–આયુર્વેદિક સિસ્ટિમ ઑફ મૅડિસિન. વૅટ –ધી કમર્શિયલ પ્રૉડ. કટસ ઑફ ઈંડિયા. ]

**અમઝેરઃ**—( જીલ્લો ) મધ્ય હિંદુસ્તાનના ગ્વાલિયર સંસ્થાનનો એક જીલ્લો. તે ઉ. અ. ૨૨° ૫' થી ૨૨° ૫૯' અને પૂ. રે. ૭૪° ૪૦' થી ૭૫° ૪૬' ની વચ્ચે આવેલો છે. તેનું ક્ષેત્રફળ ૧૩૦૧ ચોરસ માઈલ છે. આ જીલ્લો ભીલ લોકોના પ્રદેશમાં આવેલો હોવાથી તેમાં ઘણાં જંગલો છે; અને ખેતી કરવાને યોગ્ય જમીન ઘણી ઓછી છે. અહીં લોકોની વસ્તી આસરે એક લાખ માણસની છે. આ જીલ્લામાં એકંદર ૪૬૪ ગામડાં છે અને તેમાં અમઝેર તથા બાકાનેર નામનાં બે પરગણાં છે. અહીંની જમીનનું મહેસુલ ૧૫૧૦૦૦ રૂપિયા આવે છે.

ગામ:—આ જીલ્લાનું મુખ્ય શહેર છે અને સમુદ્રસપાટીથી ૧૮૯૦ ફીટની ઉંચાઇએ છે. ઉ. અ. ૨૨° ૩૪' અને પૂ. રે. ૭૫° ૮' ઉપર આવેલું છે. આ ગામ ધારની પશ્ચિમે ૧૨ માઇલ ઉપર આવેલું છે અને તેમાં આસરે ત્રણેક હજાર માણસની વસ્તી છે. સોળમા શતકમાં જોધપુરના રાજા માલદેવ રાઠોડના પુત્ર રામસિંગે આ શહેર વસાવ્યું હતું, એમ કહેવાય છે. આગળ જતાં, અઢારમા શતકમાં તે નાનું શહેર સંસ્થાન બની, ગ્વાલેરનું ખંડિયું બન્યું. તે પછી ઈ. સ. ૧૮૫૭ માં રાજા બખનાવરસિંગે બંડ કરવાથી ઇંદોરમાં તેનો શિરચ્છેદ કરવામાં આવ્યો; અને સંસ્થાન સિંધિયાના તાબામાં ગયું. મધ્ય હિંદુસ્તાનમાં ગ્વાલિયર સંસ્થાનના એક જીલ્લાનું આ એક ગામ છે.

**અમડાપુર:**—બુલઢાણા જીલ્લાના ચિખલી તાલુકાનું એક ગામ. તે ખામગામ રસ્તા ઉપર ચિખલીની પશ્ચિમે, ૧૪ માઇલ ઉપર આવેલું એક આબાદ ગામ છે અને ત્યાંની વસ્તી આશરે ત્રણેક હજાર માણસની છે. અહીં ઉર્દુ અને મરાઠી શાળા છે અને દર અઠવાડિયે મોટું બજાર ભરાય છે. ગામની દક્ષિણે નજીકમાં જ એક ટેકરી ઉપર આવેલુ ભવાનીનું એક અર્વાચીન, પણ સુંદર દેવળ છે. તેમાંની મૂર્તિ બહુ મોટી હતી, પરંતુ હાલમાં ભાંગી ગએલી છે. તે દેવળમાં એક સંસ્કૃત લેખ છે અને બારીર્ટ ટાકળીના લેખ જેટલા જ મહત્વનો છે. તે શકે ૧૧૩૩ [ ઈ. સ. ૧૨૧૧ ] માં કોતરાયલો છે. અને તે "શ્રીમત્પ્રતાપવર્તિ સિંઘણદેવ" એટલે દેવગિરીના પ્રખ્યાત યાદવ સિંઘણના સમયનો છે. વળી પદુમનશેટી નામક શાહુકારે આ દેવળ બંધાવ્યું, એવો ઉલ્લેખ કરેલો છે. હાલનું દેવળ પેશવાના અમડાપુરના મહેસુલ ઉઘરાવનાર ખંડો બલ્લાળ નામના માણસે બંધાવેલું હતું; તેથી તે દેવીને "બલ્લાળ દેવી" ના નામથી પણ ઓળખવામાં આવે છે. લેખમાં અમડાપુરનું નામ "અન્વરાપુર" આપેલું છે. [ યા. મ. કાળે. વરાડનો ઇતિહાસ. ]

દેવળની નજીકમાં જ ભવ્ય અને ઉંચી મૂર્તિઓના બે ટુકડા પડેલા છે. તે ઉપરથી મૂર્તિ નિદાન ૫૦ ફીટ ઉંચી હોવી જોઇએ, એવું અનુમાન જાય છે. વળી અહીં મળી આવતા અવશેષો ઉપરથી પહેલાં અહીં જુની શૈલીનું એક દેવાલય હશે એમ જણાય છે. એ મતલબની એક દંતકથા પણ ત્યાં પ્રચલિત છે.

અહીં લોકલ બોર્ડ શાળા, પી. ડબ્લ્યુ. ડી. બંગલો, તપાસણી અધિકારીઓ માટે એક બંગલો, સબરજીસ્ટ્રારની કચેરી અને પોલિસ કચેરી વિગેરે છે. ( બુલઢાણા ડિસ્ટ્રિકટ ગૅ. ૧૯૧૦ )

**અમદુલ:**—સકિત સંસ્થાનમાં દક્ષિણ દિશાએ આવેલું તે એક આબાદ અને સર્વથી મોટું ગામ છે. ત્યાંનું ક્ષેત્રફળ ૧૫૧૮ એકર છે અને વસ્તી આશરે પાંચસો માણસની છે.

**અમનેર:**—મેલઘાટ પ્રાંતના અમનેર પરગણાનું એક વખત તે મુખ્ય ગામ હતું. હાલમાં, તે એક ગામડું થઈ ગયું છે; અને લગભગ નિર્જન જેવું છે. પરંતુ જીલ્પિ અમનેર નામનો અહીં એક નાનો સરખો કિલ્લો છે. વળી થોડા જ સમય ઉપર થએલી લડાઈઓને લીધે પણ મહત્ત્વનું સ્થાન ગણાય છે. અને તે ગર્ગા અને તાપીના સંગમ ઉપર એક નાની ટેકરી ઉપર આવેલું છે. આ એક ઇંટ માટીની બનાવેલી ચારખુણીઆ ઇમારત છે. ભીંત ઉપર ચાર બુરજ છે અને અંદર સાધારણ રીતે એક એકર જગ્યા છે. પશ્ચિમ તરફના ખુણામાં એક મશીદ આવેલી છે. અને તેની અંદર જવાને તાપી નદીના ડાબા કાંઠા ઉપર વાયવ્ય તરફનો માત્ર એક જ રસ્તો છે. મુખ્ય દરવાજાનો અને કોટના કેટલાક ભાગનો ઈ. સ. ૧૮૫૮ માં નાશ કરવામાં આવ્યો હતો; અને તે જ સમયે તેની અંદરની ચાર પાંચ તોપોને ત્યાંથી લઈ જવામાં આવી હતી. ઈ. સ. ૧૮૫૭ ના બળવા પછી તાત્યા ટોપી આ જ માર્ગે પાછો ફર્યો હતો; અને જ્યારે તંટ્યા ભીલ આસપાસના પ્રદેશમાં ત્રાસ વર્તાવી રહ્યો, હતો ત્યારે રાજા કુમારસિંગને કેટલાક લશ્કર સાથે બંદોબસ્ત કરવાને માટે અહીં જ મૂકવામાં આવ્યા હતા.

( ૨ ) મોર્સી તાલુકાનું ગામ, ઘરસંખ્યા ૩૦૯. માણસોની વસ્તી ૧૫૫૨. આ ગામડું નાગપુર જીલ્લાના જલાલખેડ ગામની નજીક જ વર્ધા નદી ઉપર આવેલું છે. હાલમાં જો કે તે કાંઈ મહત્ત્વનું ગણાતું નથી; પરંતુ પહેલાં તે ઘણા જ મહત્ત્વનું હતું. અહીં પડી ગએલાં દેવળો અને મશીદો ઘણાં જ દેખાય છે; અને તે ઉપરથી તેના પહેલાંના વૈભવની કાંઇક કલ્પના આવી શકે છે. અહીં ભરતકામ, જરી અને રેશમનો મોટો વેપાર ચાલે છે; અહીં મેળો ભરાય છે, ત્યારે હાથી, ઘોડા અને મોતી વિગેરેની ભારે લેવડદેવડ થાય છે. અહીં આગળ ભોંસલે અને નિજામ વચ્ચે લડાઈ થઈ હતી. વળી, ઈ. સ. ૧૮૨૯ ની સાલમાં જ્યારે મોહોરમ અને ગણેશ ચતુર્થી એક જ દિવસે અવ્યા હતા. ત્યારે અહીં હિંદુમુસલમાન વચ્ચે ભારે ટંટો થયો હતો. હાલમાં અહીં ઘણુંખરૂં મુસલમાનોની જ વસ્તી છે.

અહીં નદીના કાંઠા ઉપર મહાદેવનું એક પુરાણું દેવાલય છે. અને તે દેવસ્થાન ઘણું જાગૃત છે, એમ કહેવામાં આવે છે. આ દેવળની પડોશમાં જ એક તળાવ છે, અને તેની ઉંડાઈ કેટલી છે, તે કોઈથી કહી શકાતી નથી, એમ કહેવાય છે. વળી એમ પણ કહેવાય છે, કે નદીનું પાણી જ્યારે સ્વચ્છ હોય છે, ત્યારે તે દેવળનું પ્રતિબિંબ તેમાં જોઈ શકાય છે આ દેવળ સંબંધે એક આખ્યાયિકા નીચે પ્રમાણે કહેવાય છેઃ–જો કોઈ બ્રાહ્મણ ત્યાં આગળ રાત્રે જઇને રસોઇને માટે વાસણ મેળવવાને પ્રાર્થના કરતો, તો તે તેને સવારમાં મળતાં; પરંતુ કામ પુરૂં થયા બાદ તે વાસણો તેણે નદીને પાછાં સમપર્ણ કરવાં પડતાં હતાં. એક સમયે એક લોભી બ્રાહ્મણે ઘણાં જ વાસણો માટે પ્રાર્થના કરી; પરંતુ તે તેણે પાછાં નહીં આપતાં વેચી નાખ્યાં. તેથી તે દિવસથી માંડીને ફરી કોઇને પણ વાસણ મળતાં બંધ થયા. અહીં લાલખાન પઠાણની એક બસો વરસની જુની કબર છે અને તેના ઉપર એક લેખ છે.

**અમરકંટકઃ**—આ મધ્યહિંદુસ્તાનના રેવાસંસ્થાનમાંનું એક ગામડું છે; અને તે ૨૨° ૪૧' ઉત્તર અક્ષાંશ અને ૮૧° ૪૧' પૂર્વ રેખાંશ ઉપર આવેલું છે. અહીં આશરે બસો ત્રણસો માણસની વસ્તી છે. અને નર્મદા નદી અહીં આગળથી જ નીકળતી હોવાથી આ ગામને ઘણું પવિત્ર માનવામાં આવે છે. અહીં આવીને યાત્રાળુ પાસેનાં અગિયાર સ્થળોનાં દર્શન કરી આવે છે. તેમાં નર્મદાનું મૂળ, કપિલધારા, બંધ અને શોણ નદીનું મૂળ મુખ્ય છે. નર્મદાનું દેવળ ઘણું જુનું જણાય છે; પરંતુ તેને ઘણી વાર ચુના વિગેરેથી સમરાવેલું હોવાને લીધે તેની પૂરેપૂરી પરીક્ષા કરવાનું કામ હાલમાં અશકય થઈ પડયું છે. આ ગામ સમુદ્રની સપાટીથી ૩૫૦૦ ફીટની ઉંચાઇએ આવેલું છે. અને અહીંનાં હવાપાણી સારાં છે. આ ગામ કલિંગ દેશમાં આવેલું છે, એવું વર્ણન મત્સ્ય પુરાણમાં આપેલું છે. ( અ. ૧૧૩ ). તે ઉપરથી એક વખત આ પ્રદેશ ઉપર કલિંગોની સત્તા હશે, એવું અનુમાન નીકળે છે.

**અમરકોશઃ**—અમરસિંહે લખેલો આ કોશગ્રંથ અતિ પુરાતન છે. અમરસિંહ બુદ્ધ છતાં આ ગ્રંથ વિષે બ્રાહ્મણો તથા જૈનોને અતિશય આદર રહે છે. એમ તેમણે આ ગ્રંથ પર જે ટીકાઓ લખી છે, તે ઉપરથી દેખાઈ આવે છે. સુભૂતિચંદ્ર નામના બૌદ્ધ, આશાધર પંડિત અને નાચિરાજ જેવા જૈનો તથા ક્ષીરસ્વામી, મલ્લીનાથ અને અપ્પયા દીક્ષિત જેવા બ્રાહ્મણોએ આ ટીકા લખી છે. તે ઉપરથી દરેક વર્ગના સંસ્કૃત અભ્યાસકોને અમરકોશનું કેવું મહત્ત્વ હશે તે સાબીત થાય છે. તેનાં ચીની અને તીબેટી ભાષાંતરો પણ હમણાં જ મળી આવ્યાં છે. ઉજ્જૈનીના ગુણરાટ પંડિતે છઠ્ઠી સદીમાં તેનું ચીની ભાષાંતર કર્યું, એમ માનવામાં આવે છે. અમરકોશ પર જે અનેક ટીકાઓ લખાઇ છે, તેમાં મહેશ્વરની ટીકા તથા ભાનુજી દીક્ષિતની વ્યાખ્યાસુધા નામની ટીકા એ બે ટીકાઓ મુખ્ય છે. પણ હાલ ઉપલબ્ધ થએલી ક્ષીરસ્વામીની ટીકા અમરકોશોદ્ઘાટન જ અતિ પ્રાચીન અને મહત્ત્વની છે. તે પહેલાં ઉપાધ્યાય, ગૌડ અને ભોજે તે પર ટીકા લખી હતી. તેમ ક્ષીરસ્વામી પછીના ટીકાકારોમાં રામાશ્રમ, રાયમુકુટ, ભરતમાલ, નીલકંઠ, ભાનુજી દીક્ષિત, રૂદ્ર ભટ, નારાયણ ચક્રવર્તી, મથુરેશ પંડિત, મહાદેવ ભટ્ટ વેદાંતી, એ નામો ગણાવી શકાય છે. અમરકોશનો અમુક ભાગ રોમમાં સન ૧૭૯૮ માં તામિળી ભાષામાં પ્રકટ થયો. ૧૮૦૮ ની સાલમાં શ્રીરામપુરમાં તે સમગ્ર પ્રકટ થયો. એમાં કોલબ્રુક સાહેબે પોતાની અંગ્રેજીમાં લખેલી નોંધ સમાવિષ્ટ થઈ છે. તે પછી સન ૧૮૩૯ માં પૅરિસમાં એનો ફ્રેંચ તરજુમો પ્રકટ કરવામાં આવ્યો છે.

અમરકોશના ત્રણ કાંડ ( ભાગ ) પાડયા હોઈ તે બધામાં મળી દશ હજાર શબ્દોનો સમાવેશ કરવામાં આવ્યો છે. પહેલાં કાંડમાં સ્વર્વર્ગ, વ્યોમદિગ્વર્ગ, કાલવર્ગ, ધીવર્ગ, શબ્દાદિવર્ગ, નાટયવર્ગ, પાતાલભોગી વર્ગ, નરક વર્ગ અને વારિ વર્ગ આવી જાય છે. બીજામાં ભૂમિ, પુર, શૈલ, વનૌષધિ, સિંહાદિ, નૃ, બ્રહ્મ, ક્ષત્રિય, વૈશ્ય, શુદ્ર એ વર્ગોનો સમાવેશ થયો છે. અને ત્રીજામાં વિશેષ્યનિઘ્ન, સંકીર્ણ, નાનાર્થ, અવ્યય. લિંગસંગ્રહ એ વર્ગો દાખલ કરવામાં આવ્યા છે. ત્રિકાંડ અને નામલિંગાનુશાસન એવાં પણ અમર કોશનાં બે જુદાં નામો છે.

**અમરગઢ નિજામતઃ**–( પંજાબ ) પતિયાળાથી સંસ્થાનમાંની નિજામત કે જિલ્લો. તે ઉ. અ ૩૦°૧૭' થી ૩૦° ૫૯' અને પૂ. રે. ૭૫°૩૯' થી ૭૬° ૪૨' ઉપર આવેલો છે અને તેનું ક્ષેત્રફળ ૮૫૮ ચોરસ માઇલ છે. અને ત્યાંની વસ્તી આશરે ત્રણ લાખ સત્તર હજાર માણસની છે. આ જિલ્લામાં વસી, પૈલ અને સરહિંદ નામક ત્રણ ગામ અને ૬૦૫ ગામડાં છે. ઇ. સ. ૧૯૦૩–૦૪ માં જમીનનું કુલ ઉત્પન્ન ૯.૦૧ ( નવ પૂર્ણાંક એક દશાંશ ) લાખ રૂપિયાનું થયું હતું.

આ જિલ્લામાં ફત્તેગઢ, સાહિબગઢ અથવા પૈલ અને અમરગઢ નામના ત્રણ તાલુકા છે.

તાલુકોઃ-૩૦° ૧૭' થી ૩૦° ૩૭' ઉ .અ. ઉપર અને ૭૫° ૩૯' થી ૭૬° ૧૨' પૂ. રે. ઉપર અવેલો છે. તેનું ક્ષેત્રફળ ૩૩૭ ચોરસ માઈલ અને વસ્તી સવા લાખ માણસની છે. તેમાં ૧૬૧ ગામડાં છે અને ૧૯૦૩-૪ માં તેનું કુલ ઉત્પન્ન ૩—૪ લાખ રૂપિયાનું હતું.

**અમરગોલઃ**—(મુંબાઈ) ધારવાડ જીલ્લો. આ ગામ ર૭. ધારવાડ-હુબળીના રસ્તા ઉપર, હુબળીથી વાયવ્ય ખૂણામાં પાંચ માઈલ ઉપર આવેલું છે. તેમાં આશરે બે હજાર માણસની વસ્તી છે, ગામની અંદર શંકરલિંગનું દેવાલય છે, અને તે કંઈક અંશે પડી જવાની તૈયારીમાં હોય તેવું જણાય છ. આ દેવળ બંધાવવા સંબંધે બે આખ્યાયિકા પ્રચલિત છે. એક આખ્યાયિકા પ્રમાણે, જખનાચાર્ય નામના એક ક્ષત્રિય રાજાએ પોતાને લાગેલી બ્રહ્મહત્યાના પાપના પ્રાયશ્ચિત તરિકે આ દેવળ બંધાવ્યું હતું. બીજી આખ્યાયિકા એમ કહે છે, કે વિશ્વકર્માનો પંચાલ જાતિનો એક શિષ્ય હતો; તેણે પોતાની કારીગીરી બતાવવાને માટે જે દેવળો બાંધ્યાં હતાં, તે પૈકીનું એક દેવળ આ છે. પડોશમાં જ બનશંકરી દેવીનું એક દેવળ છે. શંકરલિંગ દેવળની નજીકમાં એક શિલાલેખ છે; પરંતુ શિલા ભાંગી ગએલી હોવાથી અને લેખ ભુંસાઈ ગએલો હોવાને લીધે ને વાંચી શકાતો નથી. આ ગામ રેલ્વે સ્ટેશન છે.

**અમરચંદ્રઃ**—જિનેંદ્ર ચરિત્રનો કર્તા. જિનેંદ્રચરિત્રને પદ્માનંદકાવ્ય પણ કહે છે. તે જિનેંદ્ર સુરિનો શિષ્ય હતો. અમરચંદ્રના મિત્ર અરિસિંહે કાવ્યકલ્પપ્રભા નામક એક ગ્રંથ અર્ધો લખ્યો હતો, તે અમરચંદ્રે પૂરો કરીને તે આખા ગ્રંથ ઉપર પોતે ટીકા લખી છે. તે પુસ્તકનું નામ તેણે કવિ શિક્ષા વૃત્રિ રાખ્યું છે. આ ઉપરાંત તેણે છંદોરત્નાવલી, કલાક લાપ અને બાલભારત નામક પુસ્તકો લખેલાં છે. અરિસિંહ અને અમરચંદ્ર સહાધ્યાયી હતા. અને રાજશેખરે આપેલી હકીકત ઉપરથી સમજાય છે, કે તેઓ વીશલદેવના સમયમાં થઈ ગયા હોવા જોઈએ. પરંતુ વીશલદેવને પાટણની ગાદી મળી, તે પહેલાં એટલે તેરમા શતકના લગભગ મધ્યભાગમાં તેઓ પ્રબંધ ચતુર્વિંશતીમાં રહેતા હતા." (ભાંડારકર)

**અમરચંદ્રસૂરિઃ**—આ આચાર્ય ગુજરાંતના રાણા વિશળદેવના દરબારના સમર્થ કવિ હતા, તેમના ગુરુનું નામ જીનત્તસૂરિ છે. તેમનું કવન આલેખન સુંદર હતુ, જેથી તેમના ગ્રંથો જૈન જૈનેતરોમાં એક સરખી રીતે બહુ માનની નજરે જોવાય છે. તેમની કૃતિમાં. બાલભારત, કવિકલ્પલતા, છન્દોરત્નાવળી, સ્યાદિસમુચ્ચય, પદ્માનંદકાવ્ય, સુકતાવળી તથા કલાકલાપ આ ગ્રંથોનો સમાવેશ થાય છે. ખરી રીતે જોઈએ તો પદ્માનંદકાવ્યમાં તીર્થંકરોના ચરિત્રો આપ્યા હોવાથી તે ગ્રંથનું નામ જીનેંદ્રચરિત્ર છે. પણ તે ગ્રંથ પાટણના વાયડા વણિક કોઠારી પદ્માનંદની વિનંતિથી રચાયો હોવાથી તેનું નામ બ્રહ્માનંદકાવ્ય રાખવામાં આવ્યું છે.

અમરકવિએ બાલભારતમાં કેશકલાપનું વર્ણન કરતા એક સ્થળે વેણીની તલવારની સાથે સરખામણી કરી છે. તે થીતે આચાર્ય વેણીકૃપાણ અમર તરીકે પણ પ્રસિદ્ધ હતા.

આ અમરચંદ્ર આચાર્ય અરિસિંહ કૃત વસ્તુપાળની પ્રશંસાવાળા સુકૃતસંકીર્તન કાવ્યમાં દરેક સર્ગને અંતે પાંચ પાંચ શ્લોક નવા બનાવી પુરવણી કરી છે. જે પૈકીના પ્રથમના ત્રણત્રણશ્લોકો વસ્તુપાળની પ્રશંસારૂપે છે. ચોથો શ્લોક અરિસિંહની કાવ્યચાતુરીનો નિર્દેશક છે અને પાંચમો શ્લોક આ શ્લેકો અમરચંદ્ર કવિના બનાવેલા છે એમ સાક્ષી પુરે છે.

**અમરચિંત અથવા અત્માકુરઃ**—હૈદરાબાદ સંસ્થાનના રાયચુર જીલ્લાનું એક ખંડિયું સંસ્થાન. એમાં ૬૯ ગામડાં છે અને ક્ષેત્રફળ ૧૯૦ ચોરસ માઇલો છે; વસ્તી આશરે ૩પ હજાર માણસની છે. એકંદર ઉત્પન્ન ૧૦૪ લાખ રૂપિયાનું છે; અને નિજામને, ખંડણી તરિકે, ૬૩૬૩ રૂપિયા મોકલવામાં આવે છે.

આ સંસ્થાન જો કે પુરાણું છે, છતાં કાગળ ઉપર લખેલો તેનો પૂર્વ ઇતિહાસ મળી આવતો નથી. રાજા અત્માકુર કિલ્લામાં રહે છે અને તે કિલ્લો હજી સારી સ્થિતિમાં છે. આ સંસ્થાનમાં અને ગઢવાલ સંસ્થાનમાં કૃષ્ણા નદી વહે છે; અહીં ઉત્તમ મલમલનાં ધોતીયાં અને પાઘડીઓ તૈયાર થાય છે.

**અમરદાસઃ**—(૧૫૦૯-૧૫૪૭)- તે ત્રીજો શીખ ગુરુ હતો; અને તેનો જન્મ ઇ. સ. ૧૫૦૯ માં થયો હતો. તેને ઇ. સ. ૧૫૫૨ માં રાજ્યાધિકાર મળ્યો હતો. બીજા ગુરુ અંગદ ઉર્ફે અંગડશાહે ગુરુ નાનકની માફક, પોતાના પુત્રને પોતાના પછી ગાદીનો હકકદાર નહીં બનાવતાં પોતાના વિશ્વાસુ શિષ્યને પોતાની પછી ગુરુ તરિકે નીમ્યો હતો.

અમરદાસ બધાંને, ક્ષમા તથા સહનશીલતા રાખવાનો ઉપદેશ આપતો હતો. તેણે ગુરુ નાનકના જાતિભેદ તોડવાના પ્રયત્નને આગળ ચાલુ રાખ્યો હતો. તે પોતાના સર્વ શીખ અનુયાયીઓને અને પોતાની પાસે આવનાર પરોણાઓને એક જ પંક્તિમાં બેસીને જમવાની ફરજ પાડતો અને તે ઉપદેશ કરતો "કે કોઈએ જાતિનું અભિમાન રાખવું જોઈએ નહિં, કારણ કે જાત્યભિમાન જ અનેક પાપોનું મૂળ છે. બ્રહ્મને જાણે તે બ્રાહ્મણ. દરેક જણ ચાતુર્વર્ણ્ય સંબંધી બડબડાટ કરે છે. પરંતુ બધા માણસો બ્રહ્મબીજમાંથી જ ઉત્પન્ન થયા છે. આખું વિશ્વ એક પ્રકારની માટીથી ઘડવામાં આવ્યું છે. અને તફાવતમાં કુંભારે પાત્રોને માત્ર જુદા જુદા આકાર આપ્યા એટલું જ. છે." કોઈ તમારી સાથે ખરાબ રીતે વર્તન ચલાવે, તો તે સહન કરો' અને તમે ત્રણ વખત જો એવી રીતે સહન કરશો, તો ઇશ્વર તમને મદદ કરશે અને તમારા શત્રુની પડતી થશે." અમરદાસે સતીનો રિવાજ બંધ કરવાને માટે પણ પ્રયત્ન કર્યો હતો. તે સંબંધમાં તેનું કહેવું એવું હતું, કે પ્રેતની સાથે જે સ્ત્રી બળી મરે, તે સતી કહેવાય જ નહીં; પણ સ્ત્રી પોતાના પતિનો વિયોગ થતાં વાંતજ દુઃખથી મરણ પામે છે, તે જ ખરી સતી છે. ઉપરાંત જે સ્ત્રી પોતાના સ્વામીનું સ્મરણ કરતી કરતી સંતોષ ધારણ કરીને દાન અને ધર્મમાં પોતાનો કાળ વ્યતીત કરે છે, તે પણ સતી જ છે. અમરદાસે કજરાવળ નામે કિલ્લો બંધાવ્યો હતો; અને તેના મનમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપવાની ઇચ્છા હતી; પરંતુ રાજ્યપ્રાપ્તિની પાછળ પડવાથી ધર્મ ડુબે છે, એમ જણાવાથી તેના ઘણા અનુયાયીઓ તેને છોડીને જતા રહ્યા; અને તેઓ ગુરુ નાનકના પૌત્ર ધર્મચંદના અનુયાયીઓ થયા; આ નવીન શીખ શાખાનું ઉદાસી તથા નિર્મલ નામ પડ્યું. અમરચંદ્ર ઇ. સ. ૧૫૭૪ માં મરણ પામ્યો.

**અમરપ્રભસૂરિઃ**—માનતુંગ સૂરિના ભક્તામર સ્તોત્ર ઉપર વાચનાચાર્ય દેવસુંદરની વિનંતિથી અમરપ્રભસૂરિએ ટીકા લખી છે. કુમુદચંદ્રના કલ્યાણમંદિરસ્તોત્રના ટીકાકાર ગુણસાગર, પટ્ટધર અધિકારી થએલા સુરિઓની વંશપરંપરાનો ક્રમ નીચે પ્રમાણે આપે છે. પ્રથમ દેવસુરિ થયા, તે પછી અમરપ્રભ અને તેમના પછી અનુક્રમે સાગરેંદુ (સાગરચંદ્ર) અને ગુણસાગર થયા. આ અમરપ્રભ ઘણું ખરૂં તે જ હોવો જોઇએ. અમરપ્રભના ગુરુ દેવસુંદરનો જન્મ સંવત ૧૩૯૬ માં થયો હતો; અને તે મહેશ્વર ગ્રામમાં સંવત ૧૪૦૪ દીક્ષા લઈ ૧૪૨૦ માં અણહિલપુર પાટણમાં સુરિ થયો હતો. (કલેટ ઇ. ઍંટિક્વરી ૧૧. પૃષ્ઠ ૨૫૫ વેબર—૨ પૃષ્ઠ ૯૩૮ ટીપર).

**અમરપુરઃ**—પેટા વિભાગ—અપર બર્માં માંડલે જીલ્લાના નૈઋત્ય કોણ તરફનો વિભાગ. તેમાં અમરપુરા અને પથેંગી નામક બે પરગણાં (ટાઉનશિખર) છે.

તાલુકોઃ—૨૧° ૪૭' થી ૨૨° ૧' ઉત્તર અક્ષાંશ અને ૯૬° '' થી ૯૬° ૧૫' પૂર્વ રેખાંશ વચ્ચે આવેલો છે. અહીં વસ્તી આશરે ૪૦ થી ૫૦ હજાર માણસની છે.

આ તાલુકામાં એક ગામ અને ૨૨ નાનાં ગામડાં છે. કેટલાંક ગામડાંમાં મુસલમાનોની વસ્તી છે અને દરેક ઝુંપડામાં લોકો રેશમી વસ્ત્રો વણતા જોવામાં આવે છે; અહીં આસકુંજો ઘણી છે. વળી દક્ષિણ અને પશ્ચિમ તરફની જમીન નીચાણવાળી હોવાને લીધે ચોમાસામાં અહીં રેલ આવે છે. ઈ. સ. ૧૯૦૩–૪ માં ખેતીવાડી કરાએલી જમીન ૪૩ ચોરસ માઈલ હતી અને કુલ ઉત્પન્ન ૧, ૪૦૦૦૦ રૂપિયાનું થયું હતું.

ગામઃ—આ ગામ ૨૧° ૫૪' ઉત્તર અક્ષાંશ અને ૯૬° ૩' પૂર્વ રેખાંશ ઉપર તથા ઇરાવતી નદી અને તુંગથમન તલાવ વચ્ચેની જમીન ઉપર વસેલું છે. તલાવની ઉત્તરે પ્રાચીન કાળનું શહેર હતું. પરંતુ હાલમાં તેનો ઘણો થોડો ભાગ અવશિષ્ટ રહેલો છે. હાલનું શહેર ઈ. સ. ૧૭૮૩ માં બોડવપે વસાવ્યું હતું. અને અહીં જ તે રાજાએ બ્રિટિશ એલચીની પ્રથમ મુલાકાત લીધી હતી. ઈ. સ. ૧૮૨૨ માં બગ્યિદાએ આવાને રાજધાનીનું શહેર કર્યું હતું. પરંતુ ઈ. સ. ૧૮૩૭ માં તેના ભાઈ થરાવદીએ આ જ શહેરમાં ફરીથી રાજધાની કરી હતી. ત્યારપછી ઈ. સ. ૧૮૫૭ માં મિંડન રાજાએ મંડલે શહેર વસાવીને રાજધાની પાછી ત્યાં ખસેડી. અહીં આમલીનાં અને આંબાનાં વૃક્ષ ઘણાં છે; અને આજુબાજુ બૌદ્ધોનાં દેવાલયો પણ અનેક છે. અહીંની વસ્તી આશરે દશ હજાર માણસનીછે. અને મુખ્ય ધંધામાં અહીં રેશમી સુતરાઉ કાપડ તૈયાર થાય છે. જુના શહેરનો કોટ હાલમાં પડી ગએલો છે અને તેના ઉપર જંગલ ઉગ્યું છે. તે દિવાલના અવશેષ ઉપરથી તે ચોરસ, અને દરેક બાજુએ પોણા માઈલની લંબાઈની હશે એમ જણાય છે; વળી તેના દરેક ખુણા ઉપર ઈંટોનું બાંધેલું એક એક દેવળ હતું, પરંતુ ત્યાં ખાસ સ્મરણીય ઇમારત તો ૨૫૦ થાંભલાનું એક બૌદ્ધ દેવાલય છે. તેમાં પંચરસી ધાતુની

પ્રચંડ બુદ્ધમૂર્તિ છે. બ્રહ્મી રાજાનો જુનો રાજમહેલ, હજી શહેરના મધ્ય ભાગમાં જોઈ શકાય છે. અમરપુર જ્યારે આબાદ સ્થિતિમાં હતું, ત્યારે તેના રક્ષણને માટે એક મોટો ચતુષ્કોણ કોટવાળો કિલ્લો હતો અને તેની આસપાસ એક પહોળી ખાઈ હતી. હાલમાં રંગુનમાંડલે રેલ્વે ઉપર તે એક સ્ટેશન તથા જંકશન છે.

**અમરસિંહઃ**—( ૧ ) વિક્રમાદિત્યના દરબારમાંના નવ રત્નોમાંનો આ એક હતો. હુએન ત્સંગના લખાણ પરથી અમરસિંહને આશ્રય આપનાર વિક્રમાદિત્ય એટલે ચંદ્રગુપ્ત વિક્રમાદિત્ય જ હોવો જોઇએ એમ જણાય છે. સિંહ એ ઉપપદ પરથી તે ક્ષત્રિય હોવો જોઈએ; પરંતુ અમરકોશના પહેલાં જ શ્લોક પરથી તે જૈન હશે, એમ જણાય છે. કેમકે તેમાં જે મંગળાચરણ કરવામાં આવ્યું છે, તે જૈન સંપ્રદાયને અનુસરતું છે. અમરકોશ ગ્રંથ તેણે જ લખ્યો હતો, જે સર્વમાન્ય થઈ પડયો છે. ભારતીય સિવાયની અન્ય ભાષાઓમાં પણ તેના તરજુમા થઈ ગયા છે. તેણે ઘણા ગ્રંથ લખ્યા હતા, એમ કહેવાય છે, પણ ૫ મા સૈકામાં બ્રાહ્મણી સંસ્કૃતિની અમદાનીમાં તે નષ્ટ થઈ ગયા. અમરસિંહના કાળ વિષે મતફેર છે. કોઈ તેનો કાળ પહેલી સદીમાં, કોઈ ચોથીમાં ને કોઈ પાંચમીમાં ગણે છે. રિયાસતકારે એક ગ્રંથને આધારે લખ્યું છે, કે તે ગુજરાતના ભીમદેવ ભોળાના દરબારમાં હતો. ( ઈ. સ. ૧૧૭૯–૧૨૧૫ ) પરંતુ નીચેના ઉતારા પરથી તે ઈ. સ ૩૭૫ ના આરસામાં થઈ ગયો હોય, એમ લાગે છે

" દ્વૌ દ્વૌ માઘાદિમાસૈઃ સ્યાદ્દતુસ્તૈરયનં ત્રિભિઃ । "
અમરકોશમાં કાળવર્ગમાંના આ ચરણ પરથી તે વખતે માઘ મહિનામાં ઉત્તરાયણ શરૂ થયું હોવું જોઇએ. આ કાળ ૧૫ મી સદી કરતાં પ્રાચીન છે. વળી તેણે પાણિનીની જ વ્યાકરણપદ્ધતિનો આશ્રય કર્યો છે, તે પરથી તે પાણિની પછી જ થયો હશે, એમ માનવાને સબળ કારણ રહે છે.તેમ જ વળી તે ચંદ્રગોમી પહેલાં ( પાંચમો સૈકો ) થઈ ગયો હોવો જોઈએ.

" ક્ષેત્રજ્ઞ આત્મા પુરુષઃ પ્રધાનં પ્રકૃતિઃ સ્ત્રિયામ્ " । ( કાળવર્ગ ). આ શબ્દયોજના પરથી કપિલના સાંખ્યતત્વજ્ઞાન તરફ જ તેનો મત ઝુકતો લાગે છે. ઈશ્વરકૃષ્ણે સાંખ્ય તત્વમાં જે સુધારા કર્યા તેથી અમરસિંહ જાણકાર હોય એમ લાગતું નથી. કેમ કે " અન્તરાભવસત્ત્વેશ્વે ગંધર્વો દિવ્યગાયને । " ( નાનાર્થ વર્ગ ) આ સૂત્રમાંથી અંતરાભવ દેહની કલ્પના ઈશ્વરકૃષ્ણે અમાન્ય કરી છે, (એને જ વિંધ્યવાસી એવું બીજું એક નામ છે ). એ ઉપરથી પણ અમરસિંહ ઈશ્વરકૃષ્ણ પહેલાનાં એટલે ૪ થી સદી પહેલાંના કાળમાં જ થઈ ગયો હશે, એ દેખીતું છે ( અમરકોશ જુઓ ).

( ૨ ) કાશીનો રહેવાસી ખુષગો નામે ઓળખાતો. તે કોએલ જીલ્લામાં સરકારી નોકર હતો. અકબરના રાજમહેલ ને તાજમહાલના એણે ઈતિહાસ લખ્યા છે ને બહાર દાનીશનું પદ્યમાં રૂપાંતર કર્યું છે.

( ૩ ) રાઠોડ ગજસિંહ ( જોધપુરનો રાજા ) નો મોટો પુત્ર. તે બાદશાહના લશ્કરમાં હતો. તે એક વાર ઉદ્ધતાઈથી પંદર દિવસ ગેરહાજર રહ્યો, તેથી બાદશાહે તેનો દંડ કર્યો. તે વસુલ કરવા એક સરદારને આજ્ઞા કરી. પણ તેમ કરવાની તેની હિમ્મત ચાલી નહિ. તે દરબારમાં બોલાવાયો, ને ત્યાં શહાજહાનની સામે તેણે પેલા સરદારનો શિરચ્છેદ કર્યો. ( ૧૬૪૪ ) પાદશાહે તેને પકડવા માણસો મોકલ્યા. તેમની સામે આગ્રાના કિલ્લાના દરવાજા આગળ લડતાં લડતાં તે મરાયો. તે દરવાજો હજી " અમરસિંહ દરવાજો " કહેવાય છે. તેની તેર રાણીઓ તેની પાછળ સતીઓ થઈ. ( ટૉડ રાજસ્થાન. સરદેસાઇ. મુ. રી. બીલનો કોશ. )

( ૪ ) પહેલા પ્રતાપસિંહનો મોટો પુત્ર. ( ૧૫૯૭—૧૬૨૧ ) તે ૧૫૯૭ માં મેવાડની ગાદીએ બેઠો. તે આઠ વરસની ઉમ્મરથી પિતા પાસે રહેલો હોવાથી પિતાની આપદાથી પરિચિત હતો. અમરસિંહના વખતમાં આઠ વરસ અકબર ગાદીએ હતો, પણ તેણે તેનું જરા પણ નામ લીધું નહિ. તેથી અમરસિંહ રાજ્યની પુનર્ઘટના કરવામાં મંડી રહયો. તેણે જમાબંધી ફરી કરી, જાગીરદારોનાં કામો ફરીથી નક્કી કર્યાં. તેણે ખરચ વિગેરે વિષે નિયમો કર્યા, ને પાઘડી કેવી રીતે પહેરવી, તે પણ નક્કી કર્યું. તેની અમરશાહી પાઘડી હજી ય જાણીતી છે. તેના કરેલા નિયમો હજી પણ શિલાસ્તંભોપર કોતરેલા નજરે પડે છે.

તેના વખતમાં શાંતિ હોવાથી તે બાપનાં વચનો ભૂલી ગયો. તેણે તળાવ પાસે અમરમહાલ નામનો મહેલ બંધાવી ત્યાં એશઆરામ કરવા માંડયો. જહાંગીર તેને તાબે કરવા આવ્યો; અમરસિંહને તાબે થઇ જવું. કે કેમ તેનો વિચાર થયો, તેના કેટલાક સરદારો તેને તાબે થવાની સલાહ આપવા લાગ્યા. પણ ચંદાવત સરદારે તેને તેના પિતાના શબ્દો સંભારી આપ્યા, ને તેનો હાથ

પકડી રહ્યું. " હે વીર ! પોતાના નામને કલંક લાગે એવું કરશો નહિ." અમરસિંહ ન છુટકે ગુસ્સામાં ઉઠયો; પણ પછી તેણે તેનો આભાર માન્યો. દેવૈર આગળના ઘાટ પાસે બન્ને લશ્કર ભેગાં થયાં ને રજપુતોએ મોગલોને હરાવ્યા, (૧૬૦૮) બન્ને વચ્ચે સંધિ થઇ; પણ તે ટકી નહિ. ફરીથી ૧૬૧૦ માં રાણપુરના ઘાટ આગળ બન્ને લશ્કરોનો ભેટો થયો; ત્યાં ય મોગલોએ માર ખાધો, ને તેમનો કચ્ચરઘાણુ નીકળી ગયો. અમરસિંહના કેટલાક બહાદૂર સરદારો પણ મરાયા.

જહાંગીરે પોતે બે વાર હારવાથી બીજી યુક્તિ કરી. પ્રતાપસિંહના કાકા સાગરને લશ્કર આપી, ચિતોડને રાજા બનાવી અમરસિંહને જીતવા મોકલ્યો. તેણે આવી સાત (?) વરસ લગી ચિતોડમાં રાજ કર્યું; પણ છેવટે તેને કોઇ રજપુતે સહાય ન કરી, તેથી તે પસ્તાયો; ને તેણે ચિતોડ તથા બીજા ૮૦ કિલ્લા અમરસિંહને સોંપી ત્યાંથી જતો રહયો.

જહાંગીરે પર્વીઝને લશ્કર આપી ફરી મોકલ્યો ( ૧૬૧૧ ). પણ તે સખત માર ખાઇ અજમેર તરફ નાસી ગયો. તેને પાછો બોલાવી તેના પુત્રને જહાંગીરે મોકલ્યો, પણ તેની તેવી જ વલે થઈ. પ્રતાપસિંહના મરણ પછી રજપુતો મોગલો સાથે સત્તર વાર લડયા, તેથી તેમાંના ઘણા રજપુતો મરાયા હતા; તેથી તેમની સંખ્યા ઘણી ઓછી થઇ થઈ હતી. ૧૬૧૩ માં જહાંગીરે ખુરમ ( શહાજહાંને ) મોકલ્યો. અમરસિંહે જંગલી ભીલ વિગેરે લોકોને ભેગા કરી સામે થવાનો પ્રયત્ન કર્યો. પણ માણસો ઓછા મળવાથી તેમાં તે નિષ્ફળ ગયો. શહાજહાંએ સર્વ પ્રદેશ ઉજ્જડ કરતાં કરતાં અમરસિંહને ખુબ અડાવ્યો. તેથી છેવટે તેણે જહાંગીરને યુદ્ધ બંધ રાખવા વિનંતિ કરી. (૧૬૧૪) રાણો શરણે આવ્યા પછી શહાજહાન બહુ ઉદાર રીતે તેની સાથે વર્ત્યો. તેણે તેનો બધો મુલક પાછો આપ્યો. ( કર્નલ, મેલેશન. ગોડબોલે ) તેના પુત્ર કર્ણને પણ સરદાર બનાવી પદવી આપી. પોતાના સૈનિકો સાથે મોગલ રાજાની સામંત તરીકે ચાકરી કરવી, એવી એક શરત હતી; પણ તે ઉદરતાથી પડતી મુકવામાં આવી, એટલે તેની બજાવણી કરવામાં ન આવી. તેના પ્રત્યેની આદરબુદ્ધિ બતાવવાને જહાંગીરે અમરની ને તેના પુત્રની આરસપહાણુની બે મૂર્તિઓ બનાવી આગ્રાના બગીચામાં ઝરૂખા નીચે મૂકાવી. અમરસિંહે જહાંગીર સાથે સલાહ કરી ખરી; પણ તેને તેનો પસ્તાવો થવાથી બધી સત્તા પોતાના પુત્રને સોંપી તે નોચૌક મહેલમાં જે એક વાર પેઠો, તે ફરીથી મરતાં લગી બહાર આવ્યો નહિ. તે મહેલમાં જ તે ૧૬૨૧ માં મરણ પામ્યો. ( સંદર્ભગ્રન્થઃ—ટોડ રાજસ્થાન, કર્નલ મેલેશન કૃત આ દેશનાં સંસ્થાનોનો ઇતિહાસ ).

( ૫ ) બીજો. (૧૭૦૦-૧૭૧૬) મેવાડનો રાણો તે જયસિંહનો પુત્ર ૧૭૦૦ ઈ. સ. માં ગાદીએ બેઠો તે શુરો ને ઉત્સાહી હતો, પણ તેને પિતા સાથે કજીયો થવાને લીધે મોગલ સામ્રાજ્યની પડતીમાં તેની શુરવીરતા કામમાં આવી શકી નહિ ઔરંગજેબના પુત્રોનો ગાદી માટે જે ટંટો થયો, તેનો લાભ લેવા તેણે રાજપુત્ર મુઆજ્જમ સાથે ગુપ્ત તહનામું કર્યું. તેમાં ચિતોડની સ્વતંત્રતા, ગોવધની બંધી, લીધેલો મુલક પાછો આપવો, ધર્મની સ્વતંત્રતા; રાજાના દુશ્મનોને આશ્રય ન આપવો, ને દક્ષિણની લડાઈમાં રજપુતોની મદદ ન માગવી, એ શરતો હતી.

સિંધ ઉપરની સ્વારીમાં મેવાડની એક ટુકડી મોગલોની મદદ માટે ગઈ હતી. રામપુરા માનપુરાના ઉદેપુરના રાણાના સંબંધી જમીનદાર રાવગોપાળને તેના પુત્ર સાથે અબનાવ થવાથી અને તેના પુત્રને ઔરંગઝેબનો ટેકો હોવાથી રાવગોપાળે અમરસિંહની મદદ માગી ને તેણે તે આપી, ઔરંગઝેબે પોતાના પુત્રને અમરસિંહ પર નજર રાખવા મોકલ્યો. તેથી અમરસિંહે લડવાની તૈયારી કરી. ને તેને સારી મદદ મળી. પણ તેજ અરસામાં ઔરંગઝેબ મૃત્યુ પામ્યો ને આ વાત ત્યાં જ અટકી. તે પછી બહાદુરશાહ ગાદીએ આવ્યો. તેને પહેલાં મેવાડના રજપુતોએ મદદ કરી; પણ પછી અવિશ્વાસ વધવાને કારણે તેમણે તે મદદ પાછી ખેંચી લીધી. મારવાડ, અંબર ને મેવાડના રાજાઓએ એક સંઘ બનાવ્યો. પોતાની પુત્રીના પુત્રને રાજપદ આપવાની શરતે અમરસિંહે તેમની સાથે લગ્નવ્યવહાર કરવાની શરૂઆત કરી. આ કારણથી લાભ થવાને બદલે ગેરલાભ વધારે થયો; કારણ કે પાછળથી રજપુત રાજ્યોના વારસાના વાંધામાં મરાઠા પોતાનો હાથ નાખી પોતાનું મહત્ત્વ વધારી શકયા હતા.

આ સંઘે ભેગા થઈ બહાદુરશાહ સાથે એકવાર લડાઈ કરી. કારણ બહાદુરશાહે રામપુરના વટલેલા જમીનદારને મદદ કરી હતી. પહેલા હુમલામાં અમરસિંહને પાછા ફરવું પડયું; પણ પાછળથી તેણે મોગલ સૈન્યની રેવડી કરી નાખી. આ પછી જશવંતસિંહનો સેનાપતિ વીર દુર્ગાદાસ

અમરસિંહનો આસરો લેવા આવ્યો હતો. તેને રોજના ૫૦૦ ) રૂ. આપવાના ઠરાવી અમરસિંહે રાખ્યો.

ઈ. સ. ૧૭૧૨ લગી આ ત્રણ રાજ્યોના સંઘે કોઈ ખાસ કામગીરી કરી નથી. પણ પછી તેમણે જ્યાં જ્યાં મુસલમાનોનો જુલમ હતો, ત્યાં ત્યાં તેનો બદલો લેવા માંડયો. મસજીદો ભાંગીને દેવળો બંધાવ્યાં; કાજી અને મુલ્લાંને કાઢી મૂકયા; ને પહેલાં તેમણે કરેલાં અપમાનનો બદલો આ રીતે લેવામાં આવ્યો. જશવંતસિંહના મૃત્યુ પછી રાઠોડોએ તો એક પણ મોગલને મારવાડમાં રહેવા દીધો નહિ. સાભરના તળાવ આગળ ત્રણે રાણાનાં સૈન્યો ભેગાં થયાં, ને તેમણે તે તળાવને એ ત્રણે રાજ્યોની હદ ઠરાવી. એ ત્રણે રાજ્યોએ એ તળાવની ઉપજ વહેંચી લેવી એવું નક્કી કર્યું.

પણ આ ત્રણ રાજ્યોની દોસ્તી વધારે વાર ટકી નહિ. કારણ રજપુતોની બંડખોર વૃત્તિ જોઇ સૈયદ ભાઇઓમાંના એકે મારવાડ પર હલ્લો કર્યો. ફરુખસીઅરે મારવાડના રાણા અજિતસિંહને સંદેશો મોકલાવી સૈયદ ભાઈઓનો નાશ કરવા કહ્યું. આથી તે રાણા ને સૈયદ ભાઈઓ વચ્ચે ભાઈબંધી થઈ, ને રાઠોડોને દિલ્લીના રાજ્યકારભારમાં ઘણો ભાગ આપવો ને તેમણે પોતાની દીકરી બાદશાહ જોડે પરણાવવી, એમ ઠરીને સંધિ થઈ. આ પ્રમાણે કરવાથી મોગલોને રજપુતો સાથે મિત્રતા થઈ શકી નહિ. કારણ આ પછી થોડા જ વખતમાં બાદશાહના દિવાને હિંદુઓ ઉપર જીઝીઆ કર નાખ્યો. ભલે પહેલાં કરતાં તે ઓછો હતો, પણ રજપુતો તે કરને ખૂબ ધિક્કારતા હોવાથી તેમનાં મન મુસલમાનોની વિરુદ્ધ થયાં.

મોગલોને મિત્ર બનાવી અજિતસિંહ સંઘમાંથી છુટો થયો, પણ તેથી રાણો અમરસિંહ હતાશ થયો નહિ. તેણે મોગલોથી સ્વતંત્ર થવાને વધારે પ્રયત્નો વધારે જોરથી કરવા માંડ્યા. તેણે બાદશાહ સાથે જે તહનામું કર્યું, તેમાં બીજી શરત એ હતી, કે જિઝીયા કર લેવો નહિ. આ ઉપરથી રજપુતોના બળનો કાંઈક ખ્યાલ આવી શકશે. આવી શરતની ભાષા એવી છે, કે જાણે રાણો મોગલ બાદશાહનો રક્ષણકર્તા હોય! બીજી શરતોથી ધાર્મિક સ્વતંત્રતા મળી. જિઝીયા કર માફ થયો, જુના જીતેલા મુલકો પાછા મળ્યા, બધા નાના નાના જમીનદારો, જાગીરદારો તેમજ સરદારો અમરસિંહની દેખરેખ નીચે આવ્યા. આ કાંઈ ઓછું કહેવાય નહિ. મોગલોનું પ્રભુત્વ સ્વીકારવાને બદલે રાજત્યાગ કરનારા પહેલા અમરસિંહની સાથે સરખાવતાં આ રાણાએ કરેલી શરતો કાંઇક નામવાળી દેખાશે; પણ તે જમાનામાં લોકોની દૃષ્ટિ બદલાઈ ગએલી હોવાથી તેમાં નવાઈ એવું કશું નથી.

રાણાએ કરેલી કામગીરીમાં આ છેલ્લું જ જાણવાલાયક કૃત્ય છે. તે ૧૭૧૬ માં મરણ પામ્યો. તે ઉત્સાહી ને ચાલાક હતો. તે વખતના ધામધૂમના સમયમાં પણ તેણે પોતાનું રાજ્ય વધારી વધારે આબાદ બનાવ્યું, તેથી તેની કુશલતા દેખાઈ આવે છે તેણે ખેતી ને ઉદ્યોગધંધાને જે ઉત્તેજન આપ્યું, તેમાં પુરાવા તેના વખતમાં શિલાસ્તંભોના લેખો પર હજી ય મળી આવે છે. મેવાડના લોકો હજી પણ તેનું આદરપૂર્વક સ્પરણ કરે છે. તેના પછી તેનો પુત્ર સંગ્રામસિંહ મેવાડનો રાણો થયો. ( સંદર્ભ ગ્રંથઃ ટૉડ રાજ સ્થાન )

**અમરાપુરઃ**—( ૧ ) રેવાકાંઠાના પાંડુમેહવાના બારીઆ વર્ગમાં આ સંસ્થાન આવે છે. ગોમા અને મહીનદીના સંગમ આગળના પ્રદેશમાં તે વસેલું છે. ક્ષેત્રફળ ૨ ચો. માઈલ છે.

( ૨ ) કાઠીયાવાડનું એક નાનું સંસ્થાન. વસ્તી દોઢ હજાર. અહીંના મુસલમાન તાલુકદારોને શેઠ અને મલિક કહે છે. તેઓ પૂર્વે રાગડ રજપુત હતા; પરંતુ પાછળથી વટલાઇને મુસલમાન થયા હતા. એની નજીકમાં જ અમરાપુર નામે ૧૭૫ ફુટ ઉંચાઇની એક ટેકરી છે.

**અમરાબાદઃ**—હૈદરાબાદ સંસ્થાનના મહબુબ નગર જીલ્લાનો એક તાલુકો. તેનું ક્ષેત્રફળ ૭૨૪ ચોરસ માઈલ અને વસ્તી ( એની જાગીર ગણતાં ) ૧૯૧૧ ની સાલમાં ૨૦૮૮૦ હતી. આ તાલુકામાં ૪૬ ગામ છે. તેમાંનાં ૯ જાહાગીરી ગામ છે. અમરાબાદ ગામ ( વસ્તી ૨૨૬૧ ) એ તાલુકાનું મુખ્ય સ્થળ છે. જમીન મહેસુલ ( ૧૯૦૧ ની સાલમાં ) ૨૫૦૦૦ રૂપીઆ હતું. આ તાલુકો ઉચ્ચ પ્રદેશપર વસેલો હોવાના કારણે તેમાં મોટું જંગલ છે. અને આજુબાજુનો પ્રદેશ ઘણો ડુંગરાળ છે. ૧૯૦૫ સાલમાં આ તાલુકાની હદ વધારવામાં આવી હાલ એમાં ૫૭ ખાલસા ગામ છે. (ઇં-ગૅ.-૧૯૦૮) આ મુલક સંબંધી પેશવા અને નિઝામ વચ્ચે તકરાર હતી. અને ૧૭૯૫ ના જુલાઈ માસમાં ગોવિંદ કૃષ્ણ મુ॥ ભાગાનગર એમણે રાવસાહેબ પેશવાને પત્ર લખ્યો, કે અસદઅલ્લીખાન પાસે અમરાબાદ અને બીજા ચૌદ લાખનો મુલકમાં કહીને અઢી હજાર જમીઅતસ્વાર અને બે હજાર

પાયદળ લઇ મોહરમ થતાં જ હાજર થવું,આ પ્રમાણે કરાર થયો. ( રા. ) ખં.૫–૫૫–૫૭ )

**અમરાવતીઃ**—ઇન્દ્ર રાજાની રાજધાની. સ્વર્ગભૂમિ. મહાભારત ( વનપર્વ—અ. ૪૩ ) માં, અર્જુન ઇન્દ્રની અમરાવતીમાં જે વખતે ગયો, તે વખતનું વર્ણન આપેલું છે. તે ઠેકાણે સિદ્ધ અને ચારણ લોકોની વસ્તી હતી; અને દરેક ઋતુમાં ફુલ થાય એવાં અનેક વૃક્ષો હતાં. નંદનવનમાં અપ્સરાઓ વિહાર કરતી હતી અને દેવતાઈ વિમાનો ઇચ્છાનુસાર ઉડતાં હતાં. "જેણે તપશ્ચર્યા ન કરી હોય, અથવા અગ્ન્યાધાન કર્યું ન હોય, તેમને અને રણસંગ્રામમાંથી પુંઠ ફેરવનારાઓને, યજ્ઞ અથવા વ્રત ન કરનારાઓને, યજ્ઞ અને દાનના અધિકાર વિનાના તથા યજ્ઞમાં વિઘ્ન કરનારા પામર લોકોને આ નગરનું દર્શન કદી પણ થતું નથી, એમ કહ્યું છે. ( મહાભારત ૩—૪૩. )

( ૨ ) મદ્રાસ ઈલાકો; ગંતુર જિલ્લો; સત્તનપલ્લી તાલુકામાં ૧૬° ૨૪' ઉત્તર અક્ષાંશ અને ૮૦° ૨૨' પુર્વરેખાંશ ઉપર એ આવેલું છે. એમાં લગભગ બે હજાર માણસની વસ્તી છે.

પુર્વે આ ગામની ઉત્તરે ધારણીકોટ નામે એક નગરી બૌદ્ધ આંધ્ર રાજાની રાજધાની હતી. અહીંયાં બૌદ્ધનો એક જોવાલાયક સ્તુપ છે તેથી આ ગામ સર્વત્ર પ્રસિદ્ધ છે. આ સ્તુપ પુર્વે અહીંના સ્થાયિક રાજાના નોકર ઇમારતી સામાન શોધતા હતા, તે વખતે જડયો હતો. તે વખતે એ એક માટીની ટેકરી હતી. તે નોકરે એ ટેકરીની મધ્યમાં ખોદાણ કર્યું, ત્યારે તેને એક પેટીમાંથી મોતી અને બીજા કેટલાક અવશેષો મળ્યા. વધારે શોધ કરતાં અંદરનું કામ સંગર્મરનું માલમ પડયું, પરંતુ તેનો તે ગામડીઆ લોકોએ ગમે તેમ ઉપયોગ કર્યો. કેટલાક પથ્થર મંદિર બાંધવાના કામમાં વાપર્યા, અને કેટલાક તળાવના કામમાં લીધા. ઈ. સ. ૧૭૯૭ અને ૧૮૦૭ ની સાલમાં કે મૅકેન્ઝીએ બે વખત આની તપાસ કરી. ૧૮૦૭ ની સાલમાં તેણે લખેલું પુસ્તક અને તે સ્તુપના નકશા ઇન્ડીઆ ઓફિસમાં મુકેલા છે. પછી સને ૧૮૪૦ માં સર વોલ્ટર ઇલિયટે બીજો કેટલોક ભાગ ખોદાવી કેટલાક આરસપહાણના નમુના મદ્રાસ મોકલ્યા; અને ત્યાર પછી થોડાક ઈંગ્લાંડ પણ મોકલવામાં આવ્યા. ઇ. સ. ૧૮૮૦ માં સરકારે બધો ભાગ ખુલ્લો કરવાનો હુકમ કર્યો. આ સ્તુપ જો કે ઘણી ભાંગીતુટી હાલતમાં છે, તો પણ એ સૌથી ઉત્તમ સ્તુપ છે. એમ ઘણાની માન્યતાની છે. બ્રાહ્મીલિપીના પુષ્કળ શિલાલેખો અહીંઆ છે. તેમાંના કેટલાકનું ડૉ. બર્જેસે ભાષાંતર કર્યું છે. મદ્રાસ મ્યુઝીઅમમાં અહીંનું ઘણું નકશીકામ મુકેલું છે.

સ્તુપવર્ણનઃ—મુખ્ય સ્તુપ આરસપહાણથી ઢંકાયલો હોઈ તેની આસપાસ બે કઠેડા છે. બહારનો કઠેડો જે વધારે પ્રાચીન છે, તેની ઉંચાઇ જમીનથી ૧૩—૧૪ ફૂટ છે. અંદરનો કઠેડો પાછળથી થએલો હશે,એમ પુરાવો મળે છે.તે છ ફુટ ઉંચો છે.સ્તુપપરના અને બે કઠેડાના બધા પથરા ઉત્તમ નકશીકામથી ભરેલા જણાય છે. સ્તુપનો વ્યાસ ૧૩૮ ફૂટ અંદરના કઠડાનો પરીઘ ૫૨૧ ફુટ અને બહારના કઠડાનો પરીઘ ૮૦૩ ફુટ હતો. બહારના કઠેડા ઉપરની તાંત્રિક આકૃતિઓ બાર ચૌદ હજાર જેટલી હશે, એવો અંદાજ નીકળે છે. અંદરના ઉપર તો એથી પણ વધારે અને સુંદર આકૃતિઓ હોવી જોઇએ. બહારના કઠેડાના પત્થર ઉભા હોઈ તે ત્રણ ત્રણ આડા પથ્થરોથી જોડેલા છે. ઉભા પથ્થરની નીચે બાંધ છે, અને ઉપર ૨½ ફુટ ઉંચાઈની દિવાલ છે. ઉભા પથરાપર મધ્યભાગે એક વર્તુલાકૃતિ અને તેની ઉપર અને નીચે એક અર્ધ વર્તુલાકૃતિ છે; મધ્યમાં કેટલુંક નકશીકામ છે. આડા પથરાપર પણ એવી જ તરેહના પણ જુદી જુદી જાતનાં વર્તુલ હોઈ દીવાલપર સર્પાકારે ગએલી એક મોટી માળ માણસોએ ઉંચકી રાખેલી છે. ખાલી જગ્યાપર બીજાં કેટલાંક ચિત્રો છે. બીજાં પણ મજેદાર પ્રાણીઓનાં અને છોકરાનાં ઘણાં ચિત્રો છે. અંદરની બાજુએ પણ નકશીકામ છે.

આ અમરાવતીના કઠેડા આવી જાતિના શિલ્પકામના ઉત્તમ નમુના હોઇ અત્યારની તેની પડતી હાલતમાં પણ ધર્મ અને કલાના ઇતિહાસમાં તે અમુલ્ય સાધન થઈ પડે છે, એમાં સંશય નથી.

બહારનો કઠેડો બીજા સૈકાની આખરે બેસાડેલો હશે, એમ પુલુમાયી ( ઇ. સ. ૧૩૦—૧૭૦ ) અને યજ્ઞશ્રી ( ઈ. સ. ૧૮૪—૨૧૩ ) એ આંધ્ર રાજાની કારકીર્દી વખતના અર્પણલેખો ઉપરથી સ્પષ્ટ થાય છે. મહાન્ બૌદ્ધ ધર્મપ્રવર્તક નાગાર્જુને ધનશ્રીદ્વીપ કિંવા ધાન્યકડકમાં મહાચૈત્યની નીચે એક ભીંત બંધાવી હતી, એમ જે તારાનાથ લખે છે, તે પરથી આ સ્તુપનો સમય નક્કી કરી શકાય છે. અંદરનો કઠેડો ઈ. સ. ૩૦૦ ની અંદરનો હશે. મુખ્ય સ્તુપના કેટલાક પ્રાચીન શિલ્પકામના અવશેષ પરથી તે ઈ. સ. પુ. ૨૮૦ ના સમયનો હોય એમ જણાય છે.

હિંદુસ્થાનનું કુલ નકશીકામ અલેક- ઝાંડ્રીયા અને એશીઆ માઈનોર એ બે મુખ્ય સ્થળોમાંથી ઉતરી આવેલું હોવા સંબંધી વિન્સેંટ સ્મિથ ઉલ્લેખ કરે છે. કલાના ઇતિહાસકારને અમરાવતીના શિલ્પકામનું એક વિશેષ મહત્વ એ લાગે છે, કે તે આ બે ઉત્પત્તિસ્થાનને જોડનારી એક સાંકળરૂપ છે. અહીંના પથ્થરની કારીગરીનો સમય સાંચી અને ગંધારની વચ્ચેનો છે, એમ ધાર્મિક અને કલાવિષયક દૃષ્ટિથી કહી શકાશે. પૂર્વે બુદ્ધ મુર્તિઓ કોતરવાને બદલે કેટલાંક બીજાં ચિન્હોથી તેનું અસ્તિત્વ દર્શાવવામાં આવતું, પણ ગંધાર કલાથી બુદ્ધ, પુરાણોમાંના પ્રસંગાનુસાર ફાવે તેવાં રંગેલા ચિત્રોમાં ચિત્રાયલો દૃષ્ટિએ પડશે. અમરાવતીના શિલ્પકામમાં સાંચી અને ભર્હુતનાં બુદ્ધ ચિન્હો, તેમ જ ગંધાર કલાની બુદ્ધ મુર્તિ કાઢેલી છે. ગ્રીક પોશાકમાં એકલો જ ઉભો રહેલો કિંવા બેઠેલો બુદ્ધ કઠડાપર ઘણી વાર નજરે પડે છે; પણ બુદ્ધ કાંઈ કરતો હોય એવા પ્રસંગો અમરા- વતીમાં ઘણાં થોડા જ છે.

સાંચી અને અમરાવતીની કારીગરી અનુકરણ કરવા જેવી કિંવા ગ્રીક કલાનો અભ્યાસ સુચવે એવી બીલકુલ ન હતી. ગ્રીક જયાંથી આ કળા શીખ્યા, ત્યાં જ તે શીખ્યા; પરંતુ હિંદુસ્થાનના વાતાવર- ણમાં આ ભારતીય આર્યકલા સ્વતંત્ર અને ગ્રીક લોકોથી જુદી જ બની, એટલું જ. ( સંદર્ભ ગ્રંથ ઈ. ઑ. હેવેલ હેન્ડ બુક ઓફ ઇન્ડિઅન આર્ટ એ. રિ. એ )

**અમરુ રાજા:**—બીજા દેહમાં પ્રવેશ કરતી વખતે શંકરાચાર્યે જે મૃત થએલા રાજાના દેહમાં પ્રવેશ કર્યો હતો, તે રાજા. આનંદગિરીકૃત શંકરવિ- જયના ૫૮ મા પ્રકરણમાં એની હકીકત છે.

**અમરુશતક:**—અમરુ રાજાના શરીરમાં શંકરાચાર્યે પ્રવેશ કરતાં તેમણે કામશાસ્ત્રના વિષયપર જે ગ્રંથ રચ્યો. તેનું આ નામ છે. આ ગ્રંથના આધાર તરીકે વાત્સાયન સૂત્રો છે. એને જ શ્રૃંગારશતક નામ આપેલું છે. એમાં સો પદ્યના ટુકડા છે. આ ગ્રંથનું જર્મન અને ફ્રેન્ચ ભાષાંતર અનુક્રમે રૂકર્ટ અને અપુડીએ કર્યું છે.

**અમરેલી:**—( પ્રાંત ) ( કાઠિયાવાડ ) વડોદરા રાજ્યનો એક પ્રાંત. ક્ષેત્રફળ ૧૨૪૫ ચો. માઈલ. આ પ્રાંતના એકંદર ૧૭ ભાગ છે. અને આખો પ્રાંત બે મુખ્ય ભાગમાં વહેંચાયલો છે.

( ૧ ) ઓખામંડળ [ ઉખામંડળ ] ૨૨° ૫' થી ૨૨° ૩૫' ઉત્તર અક્ષાંશ અને ૬૯° ૨૦' પૂર્વ રેખાંશની વચમાં આવેલો છે. ઉત્તરે કચ્છનો અખાત; પશ્ચિમે અરબી સમુદ્ર; પૂર્વે અને દક્ષિણે કચ્છનું રણ અને તેની આગળ નવાનગર.

( ૨ ) એમાં અમરેલી; ધારી, ખાંભા, કોડીનાર, દામનગર અને શિયાનગર તાલુકા છે. ૨૦° ૪૫' થી ૨૨° ૪' ઉત્તર—અ. અને ૭૦° ૪૨' થી ૭૧° ૫૫' પૂર્વ રે. ની વચમાં છે કોડીનાર સિવાય બાકીના ભાગ એકમેકની પાસે હોઈ તેની ઉત્તરે અને પશ્ચિમે જેતપુર અને જુનાગઢ, અને પૂર્વે તથા પશ્ચિમે ગોહિલવાડ કોડીનાર તાલુકા છે. એમાં સમુદ્ર અને ગીરના ડુંગર હોઈ બીજી બંને બાજુએ જુનાગઢ સંસ્થાન છે. ઓખામંડળ રેતાળ પ્રદેશ છે અને બીજા પ્રાંત સપાટ છે. ધારી તાલુકામાં કેટ- લાક ડુંગરો માલમ પડે છે.

ઇતિહાસ:—કાઠીઆવાડમાં ગાયકવાડની સત્તાના ત્રણ વિભાગ કરી શકાય છે. તે નીચે પ્રમાણે:— ૧ મુલકગીરી, ૨ બ્રિટિશ સરકારની દેખરેખ નીચેની અહીંની ગાયકવાડની સત્તા અને ૩ ખાલસા મહાલ બાદ કરતાં ગીજા ભાગોપરની બ્રિટિશ સત્તા.

કાઠીઆવાડમાં મુલકગીરીની શરૂઆત પેશ- વાના સેનાપતિ ખંડેરાવ દાભાડે અને દામાજી ગાયકવાડે કરી. બીજા દામાજીએ [ ઈ. સ. ૧૭૩૨ માં ] કાઠીઆવાડના ઘણાખરા ભાગપર ખંડણી બેસાડી. અઢારમા સૈકાની આખર સુધી ગાયકવાડ અને પેશવાનાં લશ્કરો મળી ખંડણી વસુલ કરતાં. પરંતુ ૧૭૯૯ થી ૧૮૧૪ સુધી માત્ર ગાયકવાડનું જ લશ્કર ખંડણી એકઠી કરી પેશવાનો ભાગ તેને આપતું. મુલકગીરીમાં શિવરામ ગારદી અને બાળાજી આપાજી ઘણા પ્રવીણ હતા. ગાયકવાડ સરકાર તરફથી જ્યારે ખંડણી વસુલ કરવાનું કામ બરાબર થયું નહિ, ત્યારે બ્રિટિશની મદદથી તેમણે જુદાજુદા સ્થાનિક સરદારો સાથે કાયમનો ઠરાવ કરી કાઠીઆવાડમાં આ કામગીરીપર વિઠ્ઠલરાવ દેવાજી અને એક દુય્યમ અધિકારિ નીમ્યો. આ વ્યવસ્થા ૧૮૨૦ સુધી ચાલી. પરંતુ વચમાં પેશવાનો ભાગ તેને બરાબર નહિ મળવાથી તેણે કાઠીઆવાડમાં ખં- ડણીવસુલ કરવા માટે સ્વતંત્ર લશ્કર મોકલવા માંડ્યું. આથી કાઠીઆવાડમાં બેવડી સત્તા શરૂ થઇ, અને એજ અરસામાં દુષ્કાળને લીધે લોકો ઘણા હેરાનથઇ ગયા. પરંતુ ૧૮૧૮ માં પેશવાઇનો અંત આવતાં ૧૮૨૦ માં સયાજીરાવ ગાયકવાડ સાથે બ્રિટિશોએ કરેલા તહનામાની રૂએ કાઠીઆવાડપરના સંકટો નાબુદ થયાં. આ કરારમાં ગાયકવાડે બ્રિટિશના હુકમ

સિવાય કાઠીયાવાડમાં લશ્કર મોકલવું નહિ, એમ ઠર્યું. આ પ્રમાણે ધીમે ધીમે ગાયકવાડની સત્તા કાઠીઆવાડમાં કમી થતાં બ્રિટિશની સત્તા વધી. ઈ. સ. ૧૮૧૭ ના કરારથી બ્રિટિશોએ ઓખામંડળના વાઘેર લોકોને હરાવતાં તેમનો પ્રદેશ ગાયકવાડ પાસે આવ્યો. આ લોકોએ આગળ જતાં ૧૮૫૭ સુધી વચમાં વચમાં ત્રાસ આપવો ભારી રાખ્યો હતો.

ઈ. સ. ૧૮૬૧ ખંડેરાવ ગાયકવાડે મહાલોની રાજ્યવ્યવસ્થામાં ઘણા સુધારા કર્યા. ફોજદારી અને મુલકી એવાં બે જૂદાંજૂદાં ખાતાં કરી તેમનાપર સ્વતંત્ર અધિકારી નીમ્યા. ઈ. સ. ૧૮૬૩ માં પહેલી પોસ્ટ ઓફિસ શરૂ કરવામાં આવી. ખંડેરાવની કારકીર્દિના છેવટના ભાગમાં લોકોપર કેટલાક કર નાખવામાં આવ્યા. તેમાં મલ્હારરાવના રાજ્યાભિષેક નિમિત્તે નાખેલો કર લોકોને બીલકુલ રૂચ્યો નહિ. મલ્હારરાવને ગાદીપરથી ઉઠાડી મુકયા બાદ વડોદરાના રાજ્યકારભારમાં સુધારો કરવામાં આવતાં મહાલોના કારભારમાં પણ સુધારા થયા. અમરેલી પ્રાંતમાં સેંકડે ૯૬ જણ ગુજરાતી ભાષા ચાલે છે.

અહીં મુખ્ય પાક જુવાર, બાજરી, ઘઉં, અડદ, મગ, મઠ, તલ, કપાસ, શેરડી, ચોખા, વિગેરે છે. ગીરની ગાયો અને ભેંસો પ્રખ્યાત છે.

અહીં વ્યાપાર ઓછો છે. આ પ્રાંતમાં કોડીનાર, દ્વારકા અને બેટ બંદરો છે. જમીનમહેસુલ ૫-૬ લાખ હતું; પણ ઈ. સ. ૧૯૦૪—૫ માં દુકાળને કારણે માત્ર ૫૭૦૦૦ રૂપીઆ વસુલ થયા હતા.

આ પ્રાંતમાં છ ગામે મ્યુનિસિપાલીટીઓ છે. તેમનાંઃ-નામ અમરેલી, દામનગર, ધારી, કોડીનાર, દ્વારકા અને બેટ. અમરેલી તાલુકામાં કેળવણી ફરજીઆત છે.

તાલુકોઃ—વડોદરા રાજ્યમાં અમરેલી નામે તાલુકો. ૨૧° ૨૦' થી ૨૧° ૩૭' ઉત્તર અક્ષાંશ અને ૭૧° ૨' થી ૭૧° ૨૧' પૂ. રે. ની વચ્ચે. ક્ષેત્રફળ ૨૨૮ ચોરસ માઈલ. વસ્તી લગભગ પંચાવન હજાર. આ તાલુકામાં ૫૮ ગામડાં છે. પ્રદેશ સપાટ અને ફળદ્રુપ છે. જવાર, બાજરી, ઘઉં, કપાસ વિગેરે પાક થાય છે.

ગામઃ—૨૧° ૩૬' ઉ. અક્ષાંશ ૭૧° ૧૫' પૂ. રેખાંશ-પર વડોદરા શહેરની નૈઋત્યમાં ૧૩૯ માઈલ પર હોઈ ભાવનગર પોરબંદર રેલ્વેનું એક સ્ટેશન છે. વસ્તી લગભગ અરાડ હજાર. થેબી નામે નદીને કિનારે આ ગામ હોઈ તેની ચારે બાજુ તુટેલી દીવાલ છે. અહીં એક જુનો કોટ છે. તેનો ઉપયોગ હાલ જેલખાના તરીકે કરવામાં આવે છે. અમરેલી પ્રાંતનું આ મુખ્ય સ્થળ હોવાને કારણે અથીં બધી કચેરીઓ છે. ઈ. સ. ૧૯૦૫ ની સાલમાં અહીં મ્યુનિસિપાલિટી સ્થાપન થઈ. હાથવણાટનો ધંધો અહીં તડામાર ચાલે છે. કાઠીઆવાડમાં કપાસના વેપારનું આ એક મહત્ત્વનું ગામ છે. વડોદરાના રેસિડેંટના હાથ નીચેનો એક અમલદાર અમરેલીમાં રહે છે.

નાગનાથના દેવળમાંના એક કોતરેલા લેખ પરથી એનું પ્રાચીન નામ અમરવલ્લી હશે એમ લાગે છે. ૧૮ મા શતકમાં આધુનિક અમરેલીની પશ્ચિમે અને દક્ષિણે માત્ર વસ્તી હોઈ તેને જુની અમરેલી કહે છે. આ તરફ વસ્તી ઈ. સ. ૧૭૯૩ માં થઈ. નવીન વસ્તી વધારવાનું અને ઘણો સુધારો કરવાનું માન કાઠીઆવાડના સરસુબા વિઠ્ઠલરાવ દેવાજી ( ૧૮૧૦-૧૫ ) ને છે. જુના કિલ્લામાં બાપાજી આબાજીના વખતની ( ૧૮૦૩-૦૭ ) બંદુકો અને ગોળીઓ છે.

**અમરોહા તહશીલઃ**—( સંયુકત પ્રાંત ) મુરાદાબાદ જીલ્લામાં એક તહશીલ. ૨૮° ૪૬' થી ૨૯° ૯' ઉ. અક્ષાંશ અને ૭૮° ૨૦' થી ૭૮° ૪૩' પૂ. રે. ની વચ્ચે હોઈ ક્ષેત્રફળ ૩૮૩ ચોરસ માઈલ છે. વસ્તી લગભગ બે લાખ વીસ હજાર. આ તહશીલમાં બે ગામ અને ૫૦૮ ગામડાં છે. ઈ. સ. ૧૯૦૩-૪ ની સાલમાં જમીનમહેસુલ ૧૩૪૦૦૦ રૂપિયા બીજા કરોનું ૪૬૦૦૦ જેટલું ઉત્પન્ન હતું. દર ચોરસ માઈલે વસ્તીનું પ્રમાણ ૫૩૯ છે. તહશીલની પૂર્વ તરફનો પ્રદેશ રેતાળ છે.

ગામઃ—૨૮° ૫૪' ઉ. અક્ષાંશ અને ૭૮° ૨૮' પૂ. રે. ઉપર આ ગામ ઔધ રોહિલ ખંડ રેલ્વેનું સ્ટેશન છે. વસ્તી લગભગ સાડી બેતાળીસ હજાર. આ ગામ હસ્તીનાપુરના રાજાએ વસાવ્યું હતું, એમ કેટલાકનું કહેવું છે. ત્યારે કેટલાક કહે છે, કે તે પૃથ્વીરાજની બેને વસાવ્યું હતું. કટેરનું બંડ શમાવવાને ગ્યાસુદ્દીન બલબન ઈ. સ. ૧૨૬૬ માં અહીં આવ્યો હતો. ઈ. સ. ૧૩૦૪ માં મોગલોએ હિંદુસ્તાન પર સ્વારી કરી, તેમાં તેમનો પરાજય આ ગામની નજીક જ થયો. ચૌદમા શતકની શરૂઆતમાં પ્રખ્યાત ફકીર શકુરદ્દીન અથવા શાહ વિલાયત અહીં આવીને રહ્યો હતો; અને હાલ અહીં રહેનારા ઘણા સૈયદ લોકો એને પોતાનો મૂળ પુરુષ માને છે. આ સમયથી આ શહેરનું મહત્ત્વ ઓછું થયું. અને સાંભળ ગામે એનું સ્થાન લીધું. મુરાદાબાદથી ગાઝીબાદ જતી ઇસ્ટ ઇંડીઆ રેલ્વેની શાખા પર આ ગામ છે કાપડ અને નકશીદાર વાસણો અહીં

તૈયાર થાય છે. વરસાદ લગભગ ૩૮ થી ૮૨ ઈંચ પડે છે.

આ ગામ નીચાણવાળી જગ્યાએ વસેલું હોઈ, ચોતરફ પુષ્કળ આંબા છે. ગામનો ભવ્ય દરવાજો અને પ્રાચીન કોટ ગામની શોભામાં વધારો કરે છે. હિંદુના પ્રાચીન અવશેષ બાદ જતાં મુસલમાનોની સો કરતાં વધારે મસિદો છે. તેમાંની જુમામસીદ ઘણી પુરાતન છે. પૂર્વે એ મસીદ એક હિંદુ દેવાલય હતી. પરંતુ તેરમા શતકમાં તેની મસીદ બનાવવામાં આવી હતી.

ઈ. સ. ૧૮૭૦ ની સાલમાં અહીં મ્યુનિસિપાલિટિ સ્થાપન થઈ. ઈ. સ. ૧૯૦૩-૪ માં ઉત્પન્ન ૩૨૦૦૦ અને ખરચ ૩૫૦૦૦ હતો. અહીં સ્થાનિક વ્યાપાર ઘણો હોઈ કાપડ, અને માટીનાં રંગીન વાસણો બનાવવાનાં કારખાનાં છે.

સને ૧૯૨૧ ના જુન માસમાં સોન નદીનો પૂલ રેલ આવવાથી તુટી પડતાં મોટો અકસ્માત થયો હતો. હાલ નવીન પૂલ બંધાવેલો છે. ( ઇ. ગૅ. ૫. આર્નોલ્ડ. ઈં. ગાઇડ. )

**અમર્ષણુઃ**—ઇક્ષ્વાકુના કુળમાં ઉત્પન્ન થએલા રામચંદ્રજીનો પુત્ર કુશ. તેના પ્રપૌત્રે નભના વંશમાં જન્મેલા સંધિરાજાના પુત્રનો પુત્ર મહસ્વાન નામે રાજા હતો. તેનો મહાભારતમાં ઉલ્લેખ નથી. ભાગવતના નવમ સ્કંદ ( અ. ૧૨ ) માં નીચે પ્રમાણે વંશાવળી આપેલી છેઃ-રામ-કુશ-અતિથિ—નિશધનભ—પુંડરીક-ક્ષેમધન્વા-દેવાનિક-અનીહ—પારિયાત્ર-બલસ્થળ-વનાભ-ખગણુ--વિધૃતિ -હિરણ્યગર્ભના-પુષ્પ-ધ્રુવસંધિ-સુદર્શન-અગ્નિવર્ણ -શીઘ્ર-મરૂ-પ્રસુશ્રુત-સંધિ-અમર્ષણુ.

**અમલાનંદઃ**—( ૧ ) અમલાનંદ ( વ્યાસાશ્રમ ) એનો કૃષ્ણુ યાદવના દરબારમાં ઉદય થયો. ( ૧૨૫૦ ) વાચસ્પતિમિશ્રના ભામતી નામે ગ્રંથપર એણે 'વેદાંતકલ્પતરુ' નામે ટીકા લખી છે. ઉપરાંત એનો શાસ્ત્રદર્પણ ( બ્રહ્મસૂત્રભાષ્ય ) નામે ગ્રંથ છે. એ અનુભવાનંદનો શિષ્ય હતો.

( ૨ ) પંચપાદિકાદર્પણુ નામે વેદાંત ગ્રંથનો કર્તા.

**અમલાપુરઃ**—તાલુકો. મદ્રાસ ઇલાકો. ગોદાવરી જીલ્લાનો તાલુકો. ૧૬° ૨૫' થી ૧૬° ૫૬' ઉત્તર અક્ષાંશ અને ૮૧° ૪૩' થી ૮૨° ૨૧' પૂર્વ રેખાંશ ની વચ્ચે. ક્ષેત્રફળ ૫૦૬ ચોરસ માઇલ હોઇ વસ્તી લગભગ બે લાખ એંશી હજાર છે. આ તાલુકામાં ગામડાં ૧૬૯ છે. જમીનનું કુલ ઉત્પન્ન ઈ. સ ૧૯૦૩-માં ૯૪૭૦૦૦ રૂપિઆ હતું.

ગામઃ—તાલુકાનું મુખ્ય સ્થળ. ૧૬° ૨૪ ઉત્તર અક્ષાંશ અને ૮૨° ૧' પૂર્વ રેખાંશ ઉપર છે. વસ્તી લગભગ દશ હજાર. સ્થાનિક કામો પંચાયત મારફત ચાલે છે.

**અમલોહઃ**—( પંજાબ ) નાભા સંસ્થાનનો એક જીલ્લો. ૩૦° ૧૫' થી ૩૦° ૪૨' ઉત્તર અક્ષાંશ અને ૭૫° ૫૭' થી ૧૬° ૨૪' પૂ. રેખાંશની વચ્ચે ક્ષેત્રફળ ૨૯૧ ચોરસ માઇલ છે. વસ્તી લગભગ એક લાખ પંદર હજાર. આ જીલ્લામાં નાભા સંસ્થાનની રાજધાની અને ૨૨૮ ગામડાં છે. ઈ. સ. ૧૯૦૩-૪ ની સાલમાં એનું કુલ ઉત્પન્ન ત્રણ લાખ રૂપિઆ હતું. આ ભાગમાં જંગલો ઘણાં છે. પાણી ધાપુ નજીકમાં જ મળી આવે છે, તેથી હવાપાણી રોગિષ્ટ છે. અને સરહિંદની નહેર શરૂ થઈ, ત્યારથી શીઆળાની ઠંડી અને તાપ આ તરફ ઘણાં વધ્યાં છે.

**અમવા ખાસઃ**—( સંયુકત પ્રાંત ) ગોરખપુર જીલ્લામાં પદ્રૌના તહશીલનું એક ગામડું. ૨૬° ૫૧' ઉત્તર અક્ષાંશ અને ૮૪° ૧૩' પૂર્વ રેખાંશ ઉપર. વસ્તી લગભગ અગિઆર હજાર. મોટી ગંડકી નદીના જુના પટની નજીક ગોરખપુર શહેરની પૂર્વે ૨૮ માઇલ પર આ ગામ છે.

**ઍમહર્સ્ટઃ**—( ઇ. સ. ૧૭૭૩—૧૮૫૭ ) હિંદુસ્થાનનો ગવર્નર જનરલ લૉર્ડ ઍમહર્સ્ટ. તે લેફ્ટેનંટ જનરલ વિલિયમ ઍમહર્સ્ટ અને ઇલિઝાબેથ પૅટસનનો મોટો છોકરો- ઇ.સ. ૧૭૭૩ ની સાલમાં, બાથમાં જન્મ્યો હતો. ઍમહર્સ્ટ પરગણું ઇંગ્લાંડની ઉત્તર તરફના રમણીય પ્રદેશમાં હોઇ ઍમહર્સ્ટનું કુટુંબ ઘણું પુરાતન અને સુપ્રસિદ્ધ છે. ૧૨૧૫ થી આ નામના કુટુંબના પુરુષોનો ઉલ્લેખ થએલો માલમ પડે છે. ઇંગ્લાંડમાં ક્રોમવેલની કારગીર્દી વખતે રેવરેંડ જેફ્રે એમહર્સ્ટ નામનો એક પૂર્વજ હોર્સમાડેન માં રેકટરના હોદ્દાપર હતો. એ રેવેરંડ એમહર્સ્ટનો છોકરો, પૌત્ર અને પ્રપૌત્ર એવી શાખાઓથી ત્રણ પેઢીના પુરુષો ગ્રેજઇન નામની કોર્ટમાં બૅરિસ્ટર અને ન્યાયાધિશના હોદ્દાપર ચઢયા હતા. તે પૈકી ત્રીજો પુરુષ રિવરહેડ અહીં રહેતો હતો. તેને જેફ્રે અને વિલિયમ બે દીકરા હતા. તેમાંના જેફ્રેને ડાર્સેટના ડયુકની ભલામણથી લશ્કરમાં પ્રથમ નિશાનદારની નોકરી મળી. થોડા વખતમાં તેને યૂરોપખંડના યુદ્ધમાં ભાગ લેવા જવું પડ્યુ; તેથી તેણે મોટાં મોટાં યુદ્ધસ્થાનો જોયાં ત્યારે હોદ્દાપરના લશ્કરી અમલદારો સાથે પરિચય થતાં મુખ્ય સ્થળનું જ્ઞાન અને

અનુભવ મળ્યાં. પછી અમેરિકાએ ઇંગ્લાંડ સાથે સ્વાતંત્ર્ય માટે યુદ્ધ કર્યું. જેફ્રેને મોટા હોદ્દાની જગ્યા મળવાથી તે લુંઇબર્ગ, ટીકોંડેરોગો, મોન્ટ્રીમ વિગેરે ઠેકાણે જય પામ્યો. તે માટે જનરલ જેફ્રે ઍમહર્સ્ટને ઉત્તર અમેરિકાનો ગવર્નર જનરલ નીમવામાં આવ્યો. ત્યાંથી પાછા આવતાં તેને લૉર્ડ બનાવવામાં આવ્યો; અને તે મૃત્યુ પર્યંત (૧૭૯૭) રિવરહેડમાં રહ્યો. એનો નાનો ભાઈ વિલિઅમ ઍમહર્સ્ટ જેફ્રે સાથે કાનડામાં લડાઈપર ગયો હતો. આ બંને ભાઈઓને વનસ્પતિ શાસ્ત્રનો શોખ હોવાથી તેઓએ અમેરિકાથી ઘણાં નવીન જાતનાં ફળફુળનાં ઝાડો ઇંગ્લાંડ લાવી રિવરહેડમાં તેનું વાવેતર કર્યું. નાના વિલિઅમનું લગ્ન ઇ. સ. ૧૭૬૬ માં ઇલિઝાબેથ પેટર્સન સાથે થયું. આ દંપતીનો જ સદરહુ લૉર્ડ ઍમહર્સ્ટ મોટો પુત્ર હતો. પછી માબાપ બંને થોડા વખતમાં મરણ પામતાં આ છોકરો પોતાના ભાઈ ભાંડુઓ સાથે પિતાના કાકા જેફ્રે ઍમહર્સ્ટને ઘેર રહેવા લાગ્યો તેનું પ્રાથમિક શિક્ષણ વેસ્ટ મિન્સ્ટરની શાળામાં થયું અને પછી ઑકસફર્ડ ક્રાઇસ્ટ ચર્ચ કોલેજમાં શિક્ષણ મળતાં તે તો ૧૭૯૭ માં એમ. એ. ની પદવી મેળવી. તે વખતની પદ્ધતિ મુજબ તે ઇ. સ. ૧૭૯૩ માં આખા યુરોપખંડમાં પ્રવાસ કરી ફ્રેંચ ઇટાલિયન વિગેરે ભાષાઓનો અભ્યાસ કર્યો. આ પ્રવાસમાં જ રોમની અંદર પ્લિમથના અર્લ અને કાઉન્ટેસ સાથે ૧૭૯૪ માં તેની ઓળખાણ થઈ. પછી અર્લ મરણ પામ્યો. તે બાદ તેના વિધવા કાઉન્ટેસ સાથે ૧૮૦૭માં તેણે લગ્ન કર્યું; અને એ લગ્નથી એમહર્સ્ટને સારૂં સુખ મળ્યું. ઉપરાંત ૧૭૯૭ માં જેફ્રે પહેલો લૉર્ડ ઍમહર્સ્ટ અપુત્ર મરણ પામતાં તેના આ ભત્રીજાને જ આ પદવી મળી. તેથી તેનો દરબારમાં પ્રવેશ થયો અને ૧૮૦૨ થી ૧૮૦૪ સુધી ત્રીજા જૉર્જ રાજાનો તે બેડ ચેમ્બરનો ( શયનગૃહનો કંચુકી ) લૉર્ડ થયો. સિસિલીમાં વિદેશી રાજ્યના વકીલ તરીકે તે નીમાયો અને ૧૮૧૫ માં તેને પ્રીવિ કાઉન્સીલપર નીમવામાં આવ્યો. આ સર્વ બુદ્ધિનાં કામો લૉર્ડ એમહર્સ્ટે પ્રામાણિકપણે કરવાથી થોડા વખતમાં તેની નીમણૂક એક મોટી જવાબદારી ભરેલી રાજકીય કામગીરી પર થઇ. ગ્રેટબ્રિટન ચીન દેશના વ્યાપારવિષયક સંબંધ બરાબર સમાધાનીથી જોડી દે, માટે લૉર્ડ એમહર્સ્ટને ચીનના દરબારમાં મોકલવામાં આવ્યો. પરંતુ પેઇહો પહોચતાંજ તેને જણાવવામાં આવ્યું, કે ચીનના બાદશાહના માંડલીક જેવો મુજરો કરે છે, તેવો અંગ્રેજ વકીલ જો મુજરો કરે, તો જ તેને બાદશાહના દરબારમાં પ્રવેશ કરવાની રજા મળશે. સાથેના બીજા કમિશનર સર જૉર્જ ટી. સ્ટૉન્ટનની સલાહ મુજબ લૉર્ડ એમહર્સ્ટે ચીનનો વકીલ ઇંગ્લાંડના પાદશાહને પણ તેવો મુજરો કરવાને કબૂલ હોય, તો પોતે પણ તેમ કરવા તૈયાર છે, એવી શરત કરી. તે શરત માન્ય ન કરતાં ચીનના દરબારે એમહર્સ્ટની મુલાકાત ન લીધી. તેથી તેને પાછા ફરવું પડયું. આ પ્રમાણે ઇચ્છેલું કાર્ય નિષ્ફળ થતાં એમહર્સ્ટ રસ્તામાં સેંટ હેલિનામાં નેપોલીયને મળી ૧૮૧૭ ના ઑગસ્ટની ૧૬ મી તારીખે ઇંગ્લાંડ પાછો આવ્યો.

પછી જલદીથી જ ૧૮૨૩ માં હિંદુસ્થાનના ગવર્નર જનરલ લૉર્ડ હેસ્ટિંગ્સે રાજીનામું આપ્યું અને તે જગા પર મિસ્ટર કૅનિંગની નીમણૂક પણ થઈ; પરંતુ એટલામાં લૉર્ડ લંડનડેરી ગુજરી જવાથી પરરાષ્ટ્રમંત્રીની જગાએ કૅનિંગનીમાયો. ત્યારે હિંદુસ્થાનના ગવર્નર જનરલની જગ્યા માટે મદ્રાસના માજી ગવર્નર વિલિઅમ બેન્ટીંક અને લૉર્ડ એમહર્સ્ટનાં નામ આગળ આવ્યાં અને છેવટે એમહર્સ્ટની નીમણૂક કાયમ થતાં તે સ્ત્રી, પુત્ર જેફ્રે અને પુત્રી સારા સાથે જ્યુપિટર નામની બોટમાં ૧૮ મી જુલાઈ ૧૮૨૩ ના રોજ મદ્રાસ ઉતર્યો. તે વખતે કંપની સરકાર તરફથી તે જ પ્રમાણે કર્ણાટકના નવાબ તરફથી તેનું ભારે સ્વાગત કરવામાં આવ્યું. પછી પહેલી ઑગસ્ટને રોજ તે પોતાની ગવર્નર જનરલની જગાપર હાજર થયો. હિંદુસ્થાનમાં રહી લેડી એમહર્સ્ટ ખાનગી સ્વરૂપની અનેક બાબતો—હિંદુઓની લગ્નાદિ ધાર્મિક વિધિની તુલના; મિશનરિ લોકની હિંદુઓ તરફથી થતી ઠઠ્ઠામશ્કરી, કલકત્તામાં કૉલેરાથી થએલો અનર્થ, પેન્શનર બીજા બાજીરાવ પેશ્વાની દિનચર્યા, કેદમાં રહેલી બ્રહ્મી રાજકન્યાના ગુણદોષ, કોઇક હિંદુ સંન્યાસીની ગવર્નર જનરલ સાથેની મુલાકાત;—વિગેરે બાબતો પોતાની રોજનિશીમાં લખી રાખે છે.

લૉર્ડ એમહર્સ્ટે કારભાર હાથમાં લીધો, તે વખતે છાપખાનાંની સ્વતંત્રતાનો એક વિકટ પ્રશ્ન ઉપસ્થિત થયો હતો. માજી ગવર્નર જનરલ હેસ્ટિંગ્સે ઉદારતાનું ધોરણ સ્વીકાર્યું હતું. પણ વચમાં તાત્કાલિક ગવર્નર જનરલનુ કામ કરનાર ડૅમ જૉન એમે કલકત્તા જર્નલ નામે પ્રસિદ્ધ પત્રના બકિંગહેમ નામના સંપાદકને સરકારી અધિકારિઓ ઉપર કડક ટીકા કરવા માટે હદપાર કર્યો હતો. લૉર્ડ એમહર્સ્ટ અને તે પછીના ગવર્નર જનરલ બેન્ટીંકે સરકારના ટીકાકારો પર નિયંત્રણ જોઇએ, એ તત્વ માન્ય કરવા છતાં પ્રત્યક્ષ વ્યવહારમાં પત્રકારો

ને ઘણી છુટ આપી. સાધારણ રીતે લૉર્ડ એમહર્સ્ટ શાંતિપ્રિય અધિકારી હતો. તથાપિ અહીં આવતાં જ તેને બ્રહ્મદેશના રાજા સાથે યુદ્ધ શરૂ કરાવું પડયું. તકરાર સરહદ સંબંધી હોવાના કારણે કમિશન નીમી શાંતિથી નિકાલ કરવાનો માર્ગ એમહર્સ્ટે સૂચવ્યો. પણ બ્રહ્મી સરકારે તે માન્ય નહિ કરવાથી યુદ્ધનો પ્રારંભ થયો. (૧૮૨૪–૨૬) અને તેમાં સંપૂર્ણ વિજય મળતાં આખરે કંપની સરકારને લાભકારક કોલકરાર લૉર્ડ એમહર્સ્ટે કર્યો. આ યુદ્ધમાં ૧૩ કરોડ રૂપીઆ ખર્ચ થતાં પ્રથમ એમહર્સ્ટને ઈંગ્લાંડમાં દોષિત ઠરાવવામાં આવ્યો; પરંતુ આ યુદ્ધથી ચાહ માટે પ્રસિદ્ધ ગણાતા આસામ અને ચોખાને માટે પ્રખ્યાત મનાતા આરાકાન—એ બે ફળદ્રુપ પ્રાંતો મળવાથી આખરે એમહર્સ્ટની નીતિનાં અંગ્રેજ લોકો તરફથી વખાણ થાય છે. બીજી મહત્વની રાજકીય બાબત એ, કે ભરતપુરની ચડાઇમાં તેને ફતેહ મળી હતી. બ્રહ્મી રાજા સાથે યુદ્ધ ચાલુ હતું, તે વખતે આ પ્રકરણ ઉપસ્થિત કરવામાં આવવાથી એમહર્સ્ટ પ્રથમ એવી વિરૂદ્ધ હતો. ઉપરાંત આ કિલ્લો લેવાનો પૂર્વે એક પ્રયત્ન નિષ્ફળ ગયેલો હોવાથી હિંદુ લોક તેને અજિંક્ય માનતા. આવી સ્થિતિમાં કંપની સરકારની કાઇમ ધાક રાખવા માટે આખરે એમહર્સ્ટે તેને સંમતિ આવી, કિલ્લો સર કરાવ્યો. તથાપિ આ ફત્તેહનું માન તે સમયના અંગ્રેજ સેનાપતિને છે; એમહર્સ્ટને નથી; કારણ કે તેનામાં પૂરતા લશ્કરી ગુણો ન હતા; અગર તેને લશ્કરી તાલીમ પણ સારી મળી ન હતી. લોર્ડ એમહર્સ્ટના શાંતતાપ્રિય અને ન્યાયી ધોરણને ડાઘ લગાડનારી એક બાબત એ બની, કે બરાકપુરમાં બંગાલી સિપાઇઓનો બળવો થયો. બ્રહ્મી યુદ્ધમાં તેના પહેલાં આ સિપાઇઓએ પગારનો વધારો અને યુદ્ધસામગ્રી ઉંચકવા વાહનો જાય, વિગેરે માટે અરજીઓ કરી માગણી કરી. તે નામંજુર થવાથી સિપાઇઓએ યુદ્ધમાં જવાની ના પાડી. આને બળવાનું નામ આપી યૂરોપિયન સિપાઇઓ તરફથી તેમની નિર્દય રીતે વિના કારણ કતલ કરવામાં આવી લશ્કરી પદ્ધતિની બાબતમાં જોઇતી હોશિઆરી ન હોવાથી લોર્ડ એમહર્સ્ટ આ પ્રસંગ ટાળી શકયો ન હતો.

લોર્ડ ઍમહર્સ્ટે કુટુંબસહ અલાહાબાદ, આગ્રા મથુરા, વૃંદાવન, દિલ્લી, સિમલા વિગેરે સ્થળોએ પ્રવાસ કર્યો. પણ સિમલાનો મુક્કામ તો તેને ઘણો જ સુખદાયક લાગ્યો. ત્યાં જઈ રહેનારો પહેલો ગવર્નર જનરલ આ જ હતો; અને ત્યારથી જ સિમલા એ હિંદુસ્તાન સરકારનું ઉનાળાનું નિવાસસ્થાન થઈ પડયું છે. ઉપર્યુક્ત પ્રવાસ પૂરો થતાં જલદીથી રાજીનામું આપી લાર્ડ એમહર્સ્ટ કુટુંબસહ આઠમી માર્ચ ૧૮૨૮ ના રોજ હેરલ્ડ નામે બોટમાં ઇંગ્લાંડ પાછો જવા નીકળ્યો. આ પ્રવાસમાં તેને ઘણી મુશ્કેલીઓ નડી. સમુદ્રમાં તોફાન ને વાવાઝોડાં થયાં; એને એક વાર એક અમેરિકન આગબોટ સાથે સહેજ ચકમક ઝરી;તો પણ ૨૨ મી જુલાઈ ૧૮૨૮ ના રોજ બધું મંડળ સ્પિથહેડ બંદરે સુરક્ષિત ઉતર્યું.

પાછા આવ્યા પછી ફરીથી ૧૮૨૯ થી ૧૮૩૭ સુધી તે ચોથા જ્યોર્જ અને ચોથા વિલિયમના બેડ ચેંબરના ઉમરાવ તરીકેના હોદ્દા પર હતો. ૧૮૩૫ માં તેની કાનડાના ગવર્નર જનરલની જગ્યાએ નીમણુક થઈ હતી. પણ ત્યાં તે અરસામાં અધિકારમંડળમાં ફેરફાર થવાના કારણે તે પ્રત્યક્ષ કામ પર હાજર જ થયો નહિ. ૧૮૩૭ માં તેની પ્રથમ પત્ની મરણ પામી. તેથી ૧૮૩૯ માં તેણે પ્લિમથના છઠ્ઠા અર્લની વિધવા સાથે લગ્ન કર્યું. તે ફળઝાડ, ફળઉછેર કરવા તરફ ઘણું લક્ષ આપતો હતો. તેનો સ્વભાવ શાંત, મિલનસાર અને ઉદ્યામી હોવાથી તેને મિત્રો ઘણા હતા. આ પ્રમાણે બીજા પૂર્વજોની માફક ઘણાં વર્ષ સુખથી જીવી ઍમહર્સ્ટ નવ માર્ચ ૧૮૫૭ ના રોજ તેની ચોરાશી વર્ષની ઉંમરે મરણ પામ્યો. ઍમહર્સ્ટ વિશેષ બુદ્ધિમાન ન હોવાથી તે ગવર્નર જનરલ જેવા મોટા હોદ્દાને લાયક ન હતો; અને તેથી તે જગ્યાએ તેની નીમણુક ન થઈ હોત, તો તે યોગ્ય જ હતું. તથાપિ બ્રહ્મી યુદ્ધ અને ભરતપુરના ઘેરામાં વિજય મળવાથી પાર્લામેન્ટે પોતાના હંમેશના ઉદાર ધોરણ અનુસાર ઍમહર્સ્ટે કરેલી ભૂલો તરફ આંખ આડા હાન કરીને ઉપર્યુકત ફતેહ માટે તેનો મોટો આભાર માન્યો. બ્રહ્મી યુદ્ધમાં પ્રથમ વરાળની આગબોટનો ઉપયોગ કરવામાં આવતાં ડાયાના નામે બોટે રંગુનમાં સારી કામગીરી બજાવી. બ્રહ્મી યુદ્ધમાં મળેલા વિજય માટે ઍમહર્સ્ટને 'અર્લ ઑફ આરાકાન' ની પદવી આપવામાં આવી.

**અમહર્સ્ટ જિલ્લો:**—લોઅર બર્મા, તેનાસરીમ ભાગનો એક જિલ્લો. ૧૪° ૫૬' થી ૧૭° ૨' ઉત્તર અ. અને ૯૭° ૨૭' ૯૮° ૫૧' પૂ. રે. ની વચ્ચે. ક્ષેત્રફળ ૭૦૬૨ ચો. મા. ઉત્તરે થેટન જિલ્લો; પૂર્વે દાલના પર્વત અને સીઆમ સંસ્થાનના પ્રદેશ; દક્ષિણે મહલબનો ડુંગર અને પશ્ચિમે માર્તાબાનનો

અખાત. આ જિલ્લામાં સાલવીન, ગેંગ અને અતરન એ નદીઓ મુખ્ય છે. આ નદીઓનાં મૂળની દક્ષિણે અને પૂર્વે આ જિલ્લાનો પ્રદેશ છે. જિલ્લાનો મુખ્ય ડુંગર દાલના છે. તેની સૌથી વધારે ઉંચાઈ ૫૫૦૦ ફીટ છે ઉપર જણાવેલી નદીઓ જળામાર્ગે વ્યાપાર કરવા લાયક નથી. એકંદર રીતે ઘણોખરો પ્રદેશ ડુંગરાળ છે, અહીં ઉના પાણીના કુંડ ઘણા છે. ટાંગીઓના ડુંગરમાં સીસાની ખાણો જડી છે.

જંગલઃ—અહીં સાગ પુષ્કળ છે. તેજ પ્રમાણે તાડ અને વાંસનાં ઝાડ પણ ઘણાં છે.

અહીં વાઘ, ચિત્તા, ડુક્કર, ગેંડા વિગેરે હિંસક પ્રાણીઓ હોઇ નદી કિનારાપરનો પ્રદેશ ઉષ્ણ છે, પરંતુ અંદરનો ડુંગરાળ પ્રદેશ ઘણો ઠંડો છે, આ ભાગમાં વરસાદ ઘણો પડે છે. દાખલા તરીકે મોલમેન ૧૮૮ ઇંચ, ઍમહર્સ્ટ ૨૧૩ ઇંચ; આ ભાગમાં વાવાઝોડાં કવચિત જ થાય છે. પરંતુ અતિવૃષ્ટિના કારણે પૂર આવે છે, તેથી પાકને વખતોવખત નુકસાન થાય છે.

ઇતિહાસઃ—પ્રાચીન કાળમાં ઍમહર્સ્ટ એ તલૈંગ અથવા મૅાન રાજ્યનો ભાગ હતો. આ ભાગને માટે મૅાન અને સીયામી લોકો વચ્ચે કેટલાક સૈકાઓ સુધી તકરાર ચાલી. તેરમા સૈકામાં જે વખતે બ્રહ્મી રાજ્યનો વિસ્તાર થયો, તે વખતે સાલવીન નદી સુધી આવ્યા પછી તેનો વધારો અટક્યો, અને તે નદીના પશ્ચિમ કિનારાપર માર્તાબાન શહેર વસાવવામાં આવ્યું. નદીના પૂર્વ કિનારાપર સીઆમી રાજ્યનો અધિકાર હતો. તેરમા સૈકાની આખરે માર્તાબાનનું રાજ્ય સીયામના મિત્ર રીયુ એ સ્થાપ્યું; પણ તુર્તજ તે રાજ્ય પેગુના રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યું. સત્તરમાં સૈકામાં અને અરાડમા સૈકાની શરૂઆતમાં સીયામી લોકોએ આ જિલ્લામાં પગ ટેકવ્યો હતો; પણ અલાંગપચાએ તેમને હાંકી કાઢ્યા. તે બ્રહ્મી હોઈ સીયામપર ચડાઇ લઈને આવતાં માર્તબાનથી બીજા ટપ્પાની વચમાં જ ઇ. સ. ૧૭૬૦ માં મરણ પામ્યો. ઈ. સ. ૧૮૨૬ ની સાલમાં યંદાવોના કરાર પ્રમાણે આ મુલક બ્રિટીશ સરકારના તાબામાં આવ્યો. પહેલા બ્રહ્મી વિગ્રહમાં અહીં કાંઈ ગડબડ ન હતી. પૂર્વે ઍમહર્સ્ટ એ આ જિલ્લાનું મુખ્ય સ્થળ હતું. પણ ઇ. સ. ૧૮૨૬ ની સાલ પછી તુર્ત જ બ્રિટિશોએ મોલમેનને મુખ્ય સ્થળ બનાવ્યું. કારણ કે ઍમહર્સ્ટ નજીકનું માર્તાબાન તે વખતે બ્રહ્મી રાજ્યમાં હતું.

મોલમેનની પશ્ચિમે એક માઈલપર આવેલા બિલુગ્યુન બેટપર ઘણાં પ્રાચીન મનાતાં ૬૦ બૌદ્ધ દેવાલયો છે. તેમાંનાં કેટલાંક બુદ્ધના વાળપર બાંધેલાં છે, એમ કહેવામાં આવે છે. વસ્તિ (૧૯૨૧ માં) ૪૧૭૨૧૦ હતી.

આ જિલ્લામાં ⅞ લોકો બૌદ્ધધર્મી છે. ઈ. સ. ૧૯૦૧ ની સાલમાં ખેતીપર ગુજરાત ચલાવનારા સેંકડે ૫૩ જણ હતા.

આ જિલ્લાની નીચાણવાળી જમીનમાં ડાંગર ઉત્તમ પાકે છે. કેટલેક સ્થળે શેરડી પણ પાકે છે. અતરન નદીના કાંઠાની વાડીઓમાં સંત્રાં ઉગાડવાની વ્યવસ્થા કરેલી છે; તે જ પ્રમાણે સોપારી, નાળીએર, કેળાં પણ ઘણાં થાય છે. ઈ. સ. ૧૯૦૨–૪ માં ૫૭૧ ચો. માંઈલ જમીનમાં વાવેતર થયું હતું.

આ પ્રાંતની ગાયો અને ભેંસોની ઓલાદ ઉંચી જાતની છે, જિલ્લામાં માછલાં મારવાનાં સ્થળો નથી.

વ્યાપારઃ—મોલમેનમાં સોનાચાંદીનું અને હાથીદાંતનું કામ સારૂં થાય છે.

આ ભાગનો જળમાર્ગનો વ્યાપાર મોલમેન બંદરેથી થાય છે. ચોખા અને ઈમારતી લાકડાં આ બંદરેથી રવાના થાય છે. આ ભાગનો વ્યાપાર સીઆમ સાથે ઠીક ચાલે છે. આ જિલ્લામાં અદ્યાપિ રેલ્વે નથી.

આ જિલ્લાના વિભાગ અને ટાઉનશિપ નીચે પ્રમાણે છેઃ—

| વિભાગ | ટાઉનશિપ |
|---|---|
| મોલમેન | મોલમેન |
| કૉકરેક … … | કૉકરેક<br>કેકમરા |
| ઍમહર્સ્ટ | ચૌંગઝોન<br>મુડન<br>કેકમન<br>યેલામેગ |

એનું કુલ ઉત્પન્ન ઈ. સ. ૧૯૦૩—૪ ની સાલમાં ૧૪ થી ૧૫ લાખ રૂપીઆ હતું. માત્ર મોલમેનમાં મ્યુનિસિપાલિટી છે.

**ઍમહર્સ્ટ પેટાઃ**—યુનાઇટેડ સ્ટેટ્સ, મેસેચ્યુસેટ્સના ઍમહર્સ્ટ પેટાનું ગામ. નોર્ધમ્પ્ટનથી ઈશાનમાં એ સાત માઈલ દૂર છે. આ ગામ શિક્ષણ માટે સુપ્રસિદ્ધ હોઈ સુંદર પણ છે. અહીંયાં પ્રખ્યાત ઍમહર્સ્ટ કૉલેજ છે. તે ઈ. સ. ૧૮૨૧ માં સ્થાપન થઈ હતી. એની ઘણી શાખાઓ અને

મકાનો છે. આ સિવાય ખેતીવાડીની કૉલેજ પણ આ ઠેકાણે છે.

આ પેટા ઈ સ. ૧૭૩૧ ની સાલમાં વસ્યું હતું. જનરલ જેફ્રે ઍમહર્સ્ટ (૧૭૧૭–૧૭૯૨) ના સ્મરણાર્થે જ એને પ્રસ્તુત નામ આપેલું છે. પ્રસિદ્ધ કોશકાર નોહા વેબ્સ્ટર આ સ્થળે ઈ. સ. ૧૮૧૨–૨૨ સુધી કોશસંપાદન કરવાના કામે રહ્યો હતો. ઍમિલી ડિકિન્સન અને હેલન ફિસ્કે ( આગળ જતાં પ્રખ્યાત થયેલી હેલન હંટ જેકસન ) નો જન્મ આ ગામમાં થયો હતો.

**અમળનેર તાલુકો**:—( મુંબઈ ઇલાકો ) પૂર્વખાનદેશ જિલ્લાનો એક તાલુકો. એમાં પારોળા પેટાનો પણ સમાવેશ થાય છે. ૨૦°૪૨' થી ૨૧°૧૩' ઉત્તર અક્ષાંશ અને ૧૪°૫૨' થી ૧૫°૧૪' પૂર્વ રેખાંશની વચ્ચે. ક્ષેત્રફળ ૫૨૮ ચો. માઈલ છે. એમાં અમળનેર અને પારોળા એ બે મોટાં ગામો અને ૨૨૮ ગામડાં છે. વસ્તી લાખ સવાલાખ. સને ૧૯૦૩–૦૪ ની સાલમાં જમીનમહેસુલ ૩–૪ લાખ હોઈ બીજા કર ૨૩૦૦૦ રૂપીયા હતા.

અહીંની જમીન સપાટ છે. હવા નિરોગી હોઇ વરસાદ સરાસરી ૨૩ ઇંચ છે.

ગામ:—ધુળીઆની ઉત્તરે ૨૧ માઇલપર આગ્રારોડની પૂર્વે એક માઈલપર બોરી નદીના કીનારે ઉ. અક્ષાંશ ૨૧°૩' અને પૂ. રેખાંશ ૧૫°૧' ઉપર સુમારે પંદર હજાર માણસની વસ્તીનું આ ગામ હોઈ અમળનેર તાલુકાનું મુખ્ય સ્થળ છે. શહેરમાં બે ત્રણ મુખ્ય રસ્તા હોઈ બે બાજુએ બે મજલી મકાનો છે. તે પૈકી કેટલાંક પર લાકડાનું કોતરકામ ઉત્તમ છે. અહીં અનાજ વિગેરેનો વ્યાપાર સારો ચાલે છે. મે મહિનામાં સખારામબુવા સાધુની પુણ્યતિથિ નિમિત્તે રેતીમાં મોટો મેળો ભરાય છે. અહીં મામલતદાર કચેરી અને એક શાળા છે.

અહીંઆં એક કિલ્લો હોઈ તે બસો ચોરસ ફુટ જેટલો છે. એની ત્રણે બાજુએ ગામ હોઈ ચોથી બાજુએ નદી છે. તેની ચોમેર પત્થરનો કોટ અને ગામની આસપાસ પણ એક ભીંત હતી. તેને ૧૮૧૮ માં માધવરાવ રાજેબહાદૂરે બ્રિટિશોને સ્વાધીન કર્યું.

ટાપ્ટીવેલી રેલ્વે થયા પછી આ ગામનું મહત્વ ઘણું વધ્યું છે. અહીં જી. આય. પી. અને ટાપ્ટી વેલી રેલ્વેનું જંકશન છે. અહીં એક કાપડની મીલ છે. ખાનદેશ એજ્યુકેશન સોસાઇટી નામે એક શિક્ષણ-સંસ્થા સ્થાપન થએલી હોઈ તેને અંગે એક હાઈસ્કૂલ અને બોર્ડિંગ છે. આ સંસ્થા રાષ્ટ્રીય થઈ હતી. તેણે સાહિત્ય, કલા, વૈદક અને શાસ્ત્ર શિખવવા માટે મહાવિદ્યાલય પણ કાઢ્યું હતું; પણ તે પાછું સરકારી મદદ લેવા લાગ્યું છે, અને કૉલેજ કાઢવાની તૈયારીમાં છે. અહીં એક ફિલૉસૉફીકલ સોસાઈટી સ્થાપન થએલી હોઈ કેટલાક વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ આવી ઉત્તેજીત કરવાની વ્યવસ્થા કરવામાં આવે છે. સંસ્થાનું એક ત્રૈમાસિક ચાલુ છે. એકંદર રીતે ખાનદેશમાં શિક્ષણ માટે અમળનેર ઘણું પ્રસિદ્ધ છે.

**અમાત્ય**:—અષ્ટ પ્રધાનમાંનો એક અધિકારી. એનો હોદ્દો પંતપ્રધાનથી નીચલો હોઇ શિવાજીના સમયમાં એનું વાર્ષિક વેતન બાર હજાર હોન હતું. શરૂઆતમાં આ અધિકારીનું ' મુજમુદાર ' એવું ફારસી નામ હતું; પણ શિવાજીએ આગળ જતાં તે બદલીને તેને બદલે ' અમાત્ય ' એવું સંસ્કૃત નામ રાખ્યું. ( જુઓ અષ્ટપ્રધાન ) અમાત્ય એ સંસ્કૃત શબ્દનો અર્થ વસ્તુતઃ અમા એટલે રાજાની પાસે રહેતો, એટલો જ થાય છે. અમાત્યે આખા રાજ્યની જમાબંદી હિસાબ પર દેખરેખ રાખવી, રાજ્યના દફતરદાર અને ફડનીસ તેમના જ સ્વાધીનમાં રહે, નીચેથી જે હિસાબ આવે, તે તેમણે તપાસી જોવો, ફડનીસી અને ચીટણીશી કાગળો પર તેમણે પોતાની સહી કરવી, અને યુદ્ધપ્રસંગે જે પ્રાંત સ્વાધીનમાં આવે, તેનું રક્ષણ કરવું; એમ શિવાજીએ પોતાની આજ્ઞાપત્રિકામાં અમાત્યનાં કામો તરીકે ફરમાન કરેલું છે. ( ઇતિહાસ અને ઐતિહાસિક–વર્ષ ૧ લું ) શરૂઆતમાં બાળકૃષ્ણપંત હનમંતે નામે શહાજીનો કારકુન અમાત્ય તરીકે હતો. ઇ. સ. ૧૬૪૭ ની લગભગમાં તે કામ શિવાજીએ સોનોપંત ડબીરના પુત્ર નીળો સોમદેવને સોંપ્યું. શિવાજીના રાજ્યની હિસાબી પદ્ધતિ સોનોપંતના સમયની છે. ૧૬૭૨ માં નીળો સોનદેવ મરણ પામતાં તે કામ તેના પુત્ર નારોપંત પાસે આવ્યું. પણ નારોપંત જાતે સાધુવૃત્તિનો હોવાથી કાચું કામ તેનો ભાઈ રામચંદ્રપંત જ જોતો હતો. સંભાજીની કારકીર્દીમાં રામચંદ્રપંત જ અમાતમપદ પર હતો. રાજારામના વખતમાં જીંજીમાં ફેરફારો થઈ તેમાં રામચંદ્ર પંતને ' હુકમત પન્હા ' નો હોદ્દો મળતાં અમાત્યપદ જનાર્દન રઘુનાથ હનમંતે પાસે આવ્યું. આગળ જતાં રામચંદ્રપંત કોલ્હાપુરમાં કાયમને માટે રહેવાથી શાહુએ અમાત્યની જગ્યા અંબુરાવ નામે પોતાને ઉપયોગી થઈ પડેલા હનમંતે વંશના એક

માણસને આપી; તથાપિ અમાત્યનું કામ ખરી રીતે બાળાજી વિશ્વનાથ જ જોતો હતો.

પેશવાની કારકીર્દીમાં અષ્ટપ્રધાનનું મહત્ત્વ કમી થતાં અમાત્યનું પદ માત્ર નામનું જ રહ્યું

( મરાઠી રિયાસત; ઇતિહાસ અને ઐતિહાસિક; રાજવાડે ખંડ. ૮; બાવડેકર વંશનો ઇતિહાસ.)

**અમાનીગંજ હાટ**:—( પૂર્વ બંગાળ અને આસામ ) માલ્દા જીલ્લો. સુપ્રસિદ્ધ રેશમનું બજાર. વસ્તી નથી; પરંતુ મોસમના વખતમાં મુર્શિદાબાદ રાજશાહી જીલ્લાના વ્યાપારીઓ રેશમના કોશેટા ખરીદ કરવાને આવે છે. એક દિવસમાં એક લાખ રૂપિઆ જેટલી પણ ખરીદી થાય છે. કોશેટાના ભાવ ઠરાવેલા હોય છે.

**અમૉય**:—ચીનના ફુકુકીન પ્રાંતનુ એક બંદર. તે હિયામેન નામના નાનકડા ઉજ્જડ બેટના દક્ષિણ કિનારા ઉપર ઉ. અ. ૨૪° ૨૦' અને પૂર્વ રેખાંશ ૧૧૮' ૧૦' વસેલું છે. એ શહેર ઘણું વિશાળ હોવા છતાં ઘણું ગંદું છે. એનો પરીઘ આશરે ૯ માઈલનો હોઈ શહેરની અંદરનો ને બહારનો એવા બે ભાગમાં ડુંગરોના કારણે વિભાગ પડેલા છે. આ ડુંગરો પર એક અતિશય મજબુત કિલ્લો છે. શહેરના ઉપર્યુકત દરેક ભાગમાં એક મોટું વિશાળ વહાણો આવવાજવાનું સ્થળ છે. મુખ્ય શહેરનું બંદર ચોમેર કોટથી મજબુત કરેલું છે. અહીંઆ ગોદીઓ અને વહાણો લંગરવાની જગ્યાઓ સારી છે. ચંગચૌ એ અંદરની બાજુએ આવેલા શહેરનું અમોય બંદર કહી શકાય. તે શહેરની સાથે મોટો વ્યાપાર નદીદ્વારા ચાલે છે. અહીંથી નિકાસ થનારો મુખ્ય માલ ચાહ, ચિનાઈ પ્યાલાં, વાસણ અને કાગળ છે. અને આયાત માલ ચોખા કપાસ, અફીણ, કાપડ, લોખંડી સામાન અને યૂરોપમાં તૈયાર થતી બીજી ઘણી વસ્તુઓ છે. ચીનને નામે ચાલતો વ્યાપાર ઘણો મોટો હોઈ આખા ચીનમાં અહીંનો જ વ્યાપારી વર્ગ ઘણો ધનવાન અને ઉદ્યમી હોવાની ખ્યાતિ છે. અમોયથી ચાહની નિકાસ ઘણી થતી હોવાના કારણે એકાદ વર્ષ ચાહની માગણી ઓછી આવે, તો ઉત્પન્ન ઓછું થાય છે. અહીંઆં દેશ્ય લોકોની સંખ્યા આશરે ત્રણ લાખ છે. પાસે આવેલા ફોર્માસા નામે જાપાની બેટ સાથે અમોયનો ઘણો મોટો વ્યાપાર ચાલે છે. ઈ. સ. ૧૮૪૧ માં બ્રિટિશોએ ઘણી બહાદુરીથી લડી અમોય કબજે કર્યું હતું. ૧૮૪૨ માં થએલા કરારના આધારે બ્રિટિશ-વ્યાપાર માટે ખુલ્લાં થનારાં પાંચ બંદરોમાંનું આ એક છે. હાલ ગમે તે રાષ્ટ્રનાં વહાણો આ બંદરમાં આવે છે.

**અમાલ**:—( મુંબાઈ ઇલાકો ) ડાંગમાં આવેલું નાનું સંસ્થાન. એનું ક્ષેત્રફળ ૨૮૦ ચોરસ માઈલ અને વસ્તી આશરે ૪૭૦૦ ( ઈ. સ. ૧૮૮૦ માં ) હોઈ વાર્ષિક ઉત્પન્ન ૩૦૦૦ રૂપિઆ છે. એની ઉત્તરે શેવડેની બારી, અને જામન પત્થર, પૂર્વે ભિલંદ, સાહોટે ઘાટ, અને દલમંદર, દક્ષિણે જામદાર અને વાસુર્ણ ડાંગ અને પશ્ચિમે પલાશવન છે. અહીંનો સંસ્થાનિક ઠાકોર ભિલ છે.

**અમાવસુ**:—(પતૃઓમાંનો એક. એ ઇંદ્રિયનિગ્રહી હતો. એના સંબંધમાં એવી એક કથા છે, કે કોઈ એક પિતૃની માનસકન્યા અચ્છોદાને આના વિષે એક સમયે કામવાસના ઉત્પન્ન થઈ; પણ તે તેને વશ થયો નહિ. આ ખબર બીજા પિતૃઓને પડતાં તેઓએ તેની પ્રશંસા કરી અને પ્રસન્ન ચિત્તથી જે તિથિએ એ બ્રહ્મચર્યથી ચળ્યો નહિ, તે તિથિ સર્વ પિતૃઓને પ્રિય થશે, એવો આશીર્વાદ દઈ એના જ નામ પરથી તેઓએ એ તિથિનું નામ અમાવાસ્યા રાખ્યું. અચ્છોદાને " તું મૃત્યુલોકમાં ભ્રષ્ટ થઈશ " એવો શાપ મળતાં તે ભ્રષ્ટ થઈ મત્સ્યગંધા ( સત્યવતી ) ના નામે પૃથ્વી પર જન્મ પામી. તે અત્યારે સ્વર્ગમાં અષ્ટકા નામની દેવતાનું સ્થાન ભોગવે છે, એમ માનવામાં આવે છે. ( મત્સ્ય પુરાણ અ. ૧૪. ) પ્રા. કો. )

( ૨ ) પુરૂરવા રાજાને ઉર્વશીથી છ પુત્રો થયા હતા. તેમાંનો એક અમાવસુ હતો. ( મહાભારત-આદિપર્વ. અ. ૭૫ ).

**અમિતગતિ**:—એ જૈનધર્મી દિગંબર પંથનો એક પ્રસિદ્ધ સાધુ હોઈ નામાંકિત કવિ અને ધર્મગ્રંથકાર પણ હતો. જે વખતે માલવ મંડલાધીશ્વર પ્રતાપશાલી રાજા મુંજરાજ રાજ્ય કરતો હતો, તે વખતે તે જૈન યતિ બની ગયો. મુંજરાજ ઘણો ચતુર, જ્ઞાનસંપન્ન, હોવા ઉપરાંત પોતે કવિ અને ગુણગ્રાહી હોવાને લીધે તેણે પોતાની સભામાં અનેક વિદ્વાન અને ગુણી લોકોને આશ્રય આપી તેમનું ભારે સન્માન કર્યું હતું. અમિતગતિ, ધનપાલ કવિ, ( તિલકમંજરી ગ્રંથનો કર્તા ), પદ્મગુપ્ત, ધનંજય, ( દશરૂપકનો કર્તા ), હલાયુધ ઈત્યાદિ અનેક વિદ્વદ્રત્નો તેની સભામાં ઝળકતા હતા. તે સૌમાં શ્રેષ્ઠત્વનું માન અમિતગતિ ધનંજય અને ધનપાલને જ હશે, એમ તેમના ઉપલબ્ધ થએલા ઉત્કૃષ્ટ ગ્રંથો પરથી જણાય છે. અમિતગતિ પોતાના નામ પ્રમાણે વિશાળ અને ઉંડી

બુદ્ધિનો કવિ હશે, એમ જણાય છે. ધર્મપરીક્ષા અને શ્રાવકાચાર એબે ગ્રંથોને લીધે તે ધાર્મિક સાહિત્યમાં ઘણો પ્રખ્યાત થયો છે. તેના બધા ગ્રંથો ઉપલબ્ધ ન હોત, અને માત્ર ધર્મપરીક્ષાનો જ ગ્રંથ ઉપલબ્ધ હોત, તો પણ એની પ્રખ્યાતિ જૈન સાહિત્યમાંથી કદી નષ્ટ થાત નહિ.

જૈનધર્મી માથુરસંઘના શ્રેષ્ઠ, સમર્થ અને વિદ્વાન આચાર્યોમાં અમિતગતિ થઈ ગયો, એટલે એનામાં રહેલી બુદ્ધિમત્તાને લીધે એની પણ આચાર્યમાં ગણના થઈ. માથુરસંઘના શાંતિવીરસેન સુરિશ્રેષ્ઠ પછી તેનો શિષ્ય નેમિષેણ થઈ ગયો. તે પછી તેનો શિષ્ય મહાત્મા માધવસેનસુરિ સકલવંદ્ય થઈ ગયો. અને તેની પછી આ અમિતગતિ માથુરસંઘનો આચાર્ય થયો. તેના ગુરુ માધવસેન મુનિ. વીરસેન–દેવસેન–અમિનગતિ (ગણનાથ) નેમિષેણ–માધવસેન–અમિતગતિ ( ચરિત્રનાયક ) પરંપરા પીઅર્સનના ચોથા રીપોર્ટમાં જણાય છે. ( બ્રાૅ. બ્રૅ. રાૅ. એ. સો. ૧૮૯૪ ) દિગંબર જૈનાચાર સંઘ. ( ૧ ) કાષ્ટાસંઘ ( ૨ ) મૂલસંઘ ( ૩ ) માથુરસંઘ અને ( ૪ ) ગોપ્યસંઘ હતા. માથુરસંઘના નામ ઉપરથી આ સંઘ ગુજરાતમાંથી નીકળ્યો હશે, એમ જણાય છે.

અમિતગતિ યતિએ પોતાનો ' સુભાષિતરત્નસંદોહ ' નામક ગ્રંથ વિક્રમ સંવત ૧૦૫૦ ના પોષ શુદ પાંચમે પૂર્ણ કર્યાનો ઉલ્લેખ આગળ કર્યો છે. અર્થાત્ ઈ. સ. ૯૯૪ માં આ ગ્રંથ રચાયો. ધર્મપરીક્ષાના છેવટના ભાગમાં તે ગ્રંથ સવંત ૧૦૭૦ માં એટલે ઈ. સ. ૧૦૧૪ માં રચાયાનો ઉલ્લેખ કર્યો છે; અને મુંજ ઈ. સ. ૯૦૦ થી સને ૧૦૨૨ સુધી રાજ્યારૂઢ હોવાનું અનુમાન થાય છે. આ પરથી કવિ મુંજના સમયમાં એટલે દશમા શતકના ઉત્તરાર્ધમાં અને અગિયારમા શતકના પૂર્વાર્ધમાં થઈ ગયાનું નક્કી થાય છે.

એનો જન્મ ક્યાં અને ક્યારે થયો, એના જન્મદાતા માતાપિતાનું નામ શું, તેણે શા માટે દીક્ષા લીધી, તેનો આયુષ્યક્રમ દીક્ષા પૂર્વે કેમ વ્યતીત થયો, મૃત્યુ કયાં થયું, વિગેરે બાબત જાણવાને આજે કાંઈ જ સાધન ઉપલબ્ધ નથી. જે કાંઈ માહિતી મળી શકે, તે ઉક્ત ત્રણ ગ્રંથ પરથી જ મળે છે; અને એ ગ્રંથોમાં માહિતી માત્ર કર્તાના નામ પુરતી જ મળે છે.

આ યતિએ એકંદર કેટલા ગ્રંથો રચ્યા, તેની અદ્યાપિ બરાબર શોધ લાગી નથી; પણ આજ ઉપલબ્ધ થએલા શ્રાવકાચાર ( ઉપાસકાચાર ) સુભાષિતરત્નસંદોહ અને ધર્મપરીક્ષા એ ત્રણ અમૂલ્ય કાવ્યાત્મક ગ્રંથો માત્ર જોવામાં આવે છે. જેથી તે સંબંધી આપણે અત્રે થોડો ઉહાપોહ કરીશું.

શ્રા વ કા ચા ર:—આ ગ્રંથ એણે વિક્રમ સં. ૧૦૫૦ માં રચ્યાનો ઉલ્લેખ શ્રી. હિરાચંદ નેમચંદે ( સોલાપુર ) મહારાષ્ટ્રીય ભાષામાં ભાષાંતર થએલા શ્રીમાન સામાંતભદ્ર આચાર્યના રત્નકરંડ શ્રાવકાચાર પુસ્તકની પ્રસ્તાવનામાં કર્યો છે. પરંતુ ગ્રંથની છેવટે ( પાંગળની પ્રતમાં ) તેવી જાતનો ઉલ્લેખ બીલકુલ માલમ પડતો નથી. ઉપરાંત તે જ વર્ષમાં સુભાષિતરત્નસંદોહ પૂર્ણ કર્યાનો ઉલ્લેખ કવિએ પોતે જ તે ગ્રંથની છેવટમાં કર્યો છે. ત્યારે એ શો ગોટાળો હશે, તે સમજાતું નથી; અથવા આ કવિની બુદ્ધિ ઘણી તીવ્ર હોવાથી કદાચ એણે તે જ વર્ષમાં બંને ગ્રંથો પૂર્ણ કર્યા હશે. આ ગ્રંથ કેવળ ધર્મવિષયક છે. એમાં જૈનોએ ( શ્રાવકોએ ) પાળવાનો આચાર અથથી ઇતિ સુધી વર્ણવેલો છે. એમાં ઉપદેશનો ક્રમ પૂર્વેના સામંતભદ્ર,વસુનંદી, ચામુંડરાય વિગેરે આચાર્યોની પદ્ધતિને અનુસરીને જ વર્ણવેલો છે. એનો વિસ્તાર ઘણો છે. તેના કુલ પંદર પરિચ્છેદ કે પ્રકરણ હોઈ તેમાં શ્લોકની સંખ્યા લગભગ સાડી તેરસો છે. આ ગ્રંથની રચના સુબોધક રૂપકબદ્ધ અને એટલી સીધી છે, કે સંસ્કૃત ભાષાના સાધારણ જ્ઞાનવાળા માણસોથી પણ તે સહેજ સમજી શકાય છે.

પહેલા બે પરિચ્છેદમાં ' નરજન્મ ' અને ધર્મમાહાત્મ્ય જણાવી ત્રીજામાં ધર્મનું મૂળ જે સમ્યકત્વ તેનું સપ્તતત્વસહ વિવેચન કરેલું છે.

ત્રીજા પરિચ્છેદમાં એકાંતમતવાદી જેઓ જીવનું આસ્તિકય કબુલ કરતા નથી, જેઓ પરલોક છે એમ માનતા નથી, જેઓ સર્વજ્ઞ વીતરાગ સિવાય લોભી, માંસભક્ષક, મદ્યપાનમાં આસક્ત ( શાક્ત ) વિગેરેમાં દેવત્વની યોજના કરે છે, જેઓ શુદ્ર દેવને પૂજે છે, એવાઓનું તદ્દન સંક્ષેપમાં ખંડન કર્યું છે. ચોથામાં મદ્ય, માંસ, મધ, રાત્રીભોજન નિન્દ્ય છે, માટે તેનો ત્યાગ કરવાનું કહેલું છે. પાંચમામાં પંચાણુવ્રત–અહિંસા, સત્ય, અચૌર્ય, ( ચોરી ન કરવી. ) પરસ્ત્રીત્યાગ, અને પરિગ્રહપ્રમાણ, ત્રણ ગુણવ્રતો–દિગવ્રત અનર્થદંડ અને ભોગોપભોગપરિણામ; ચાર શિક્ષાવ્રતો –દશાવકાશિક, સામાયિક, પ્રોષધોપવાસ અને વૈયાવૃત્યનું વર્ણન કરેલું છે. છઠ્ઠામાં વ્રતમાહાત્મ્ય; સાતમામાં અગિઆર પ્રતિમા; આઠમામાં ષડાવશ્યકનું વર્ણન અને નવમામાં દાન, પૂજા, શીલ, ઉપવાસનું સ્વરૂપ; અને સત્પાત્ર કોણ, અપાત્ર કોણ,

તેમ જ દાન કોને આપવું, વિગેરેનું વિવેચન છે; દશમામાં અભયદાન અને કરુણ દાનનું વર્ણન; અને બાકીનામાં જીનેશ્વરનુ અને સિદ્ધનું વર્ણન બાર અનુપ્રેક્ષા સમાધિ, મરણ ઇત્યાદિનું વર્ણન છે. આ રીતે આ ગ્રંથ કેવળ ધર્મવિષયક જ છે.

સુભાષિત રત્ન સંદોહ:-આ ગ્રંથ કવિએ વિક્રમ સં. ૧૦૫૦ ( ઈ. સ. ૯૯૮ ) ની શરદ ઋતુમાં પોષ શુદ પાંચમે સંપૂર્ણ કર્યા સંબંધી કવિએ આ જ ગ્રંથની છેવટે ઉલ્લેખ કર્યો છે. સુભાષિતરત્નસંદોહ એ એના નામ પ્રમાણે જ સુભાષિત ( શ્લોક ) રૂપી રત્નોથી રત્નાકરની માફક ઓતપ્રોત ભરેલો હોઈ તેમાં આત્માને ( જીવને ) દુર્ગતિએ પહોંચાડનાર જે મનોવિકાર-કોપ, માયા, અહંકાર, લોભ, શોક અને પંચેન્દ્રિયો, તેવી જ રીતે જીવની અવનતિ કરનારા-દુર્જન, મદ્ય, માંસ, મધુ; કામ, વેશ્યાનો સંગ. વ્રત-વિગેરે કેટલાં નીચ છે, તે સંબંધી દૃષ્ટાંત અને રૂપકબદ્ધ કાવ્યવાણીથી વર્ણન કરી તેની સંગતિ આ જીવે છોડવી, એમ સમજાવીને વિકારોનું ખંડન કર્યું છે.

સાંસારિક વિષયો કેટલાક ક્ષુલ્લક છે, તે દર્શાવી જીવને હિતકારક-મિત્ર, સર્જન, દાન, દેવ ગુરુ, ધર્મ, ચારિત્ર્ય ઇત્યાદિનું વર્ણન કર્યું છે, અને છેવટે શ્રાવકધર્મનું નિરુપણ કર્યું છે.

ધર્મ પરીક્ષા:—આ ગ્રંથની સમાપ્તિ સંવત ૧૦૭૦ માં થયાનો ઉલ્લેખ કવિએ કર્યો છે.

આ ગ્રંથ લગભગ બે હજાર ( ૧૯૪૧ ) શ્લોકનો છે; અને એવડો મોટો ભારે કાવ્યાત્મક ગ્રંથ આ કવિએ માત્ર બે માસમાં પૂરો કર્યો હતો, એમ તેમણે કરેલા તેમાંના ઉલ્લેખ પરથી જણાય છે.

[ સંદર્ભ ગ્રંથઃ—તાત્યા નેમિનાથ પાંગળ વિવિધજ્ઞાનવિસ્તાર પુસ્તક ૩૯; ૩ પીટર્સન્સ રિપોર્ટ પુસ્તક ૪ ભાંડારકર રિપોર્ટ ૧૮૮૨-૩ બેબર ધર્મપરીક્ષાપર વિવેચન. ( ૧. પા. ૧૮૨ અને ૧૧૧૦ ).

**અમિતાયુ:**—અમિતાયુ અથવા અપરિમિએ એક હિંદુસ્થાનના બૌદ્ધ સંપ્રદાયની ઉત્તરકાલીન સગુણોપાસનાનું બુદ્ધનું રૂપ છે. મધ્ય યુગમાં હિંદુસ્થાનની અંદર તેની ઉપાસના ઘણી વધી; છતાં અદ્યાપિ તે તરફ કોઇનું લક્ષ ગયું ન હતું. વેડલને મધ્ય હિંદુસ્થાનમાં મધ્ય યુગના બૌદ્ધ દેવાલયના અવશેષમાં તેની મૂર્તિ અનેક ઠેકાણે માલમ પડયાનો ઉલ્લેખ છે. તિબેટમાં એવા જ પ્રકારના દીર્ઘાયુમુનિની ઉપાસના ઘણા દિવસ ચાલુ હોઈ આયુર્વર્ધનફલપ્રદતાને લીધે ભકતોને તે ઘણી પ્રિય છે. તિબેટમાં પ્રત્યેક દેવળની અંદર તેની મૂર્તિ જણાય છે. મંત્રતંત્રમાં તેનો ઉપયોગ કરે છે, અને રસ્તાપર બાજુના પથરા પર પણ તેની પ્રતિમા કોતરી કાઢે છે. પ્રત્યેક દિશાએ દૂરદૂરના પ્રાર્થનાધ્વજ પર તેનું આવાહન કરેલું હોય છે. સુખાવતી નામના સ્વર્ગમાં બેઠેલા ધ્યાનસ્થ અમિતાભ બુદ્ધનો એ અવતાર છે, એમ માને છે. તેની પ્રતિમા અમિતાભની પેઠે જ કાઢે છે; પણ જોગીસ્વરૂપમાં ન મૂકતાં તરેહ તરેહ અલંકારોથી તેને વિભૂષિત કરી તેના હાથમાં અમૃતપાત્ર આપે છે. એ પાત્ર પ્રાચીન હિંદુસ્થાનના અષ્ટમાંગાલ્યમાંનું એક હોઈ તિબેટમાં પવિત્ર જલપાત્ર તરીકે વેદી પર મૂકેલું હોય છે.

**અમિદિનો:**—( બ. વ. ) સેન્દ્રિય રસાયનશાસ્ત્રમાં અમિદિન ( ઍમિડાઈન્સ ) નામે ઓળખાતો પદાર્થ મૂ ક. ( નઉ ) નઉ, ના પ્રમાણમાં હોય છે. આ અમિદિન અમ્લ અમિદમાંના પ્રાણ પરમાણુમાં દ્વિમુલ્યસંઘ=ઉ આદિષ્ટ થઇ ગયેલા હોય છે, એમ સમજવાને કાંઇ હરકત નથી. ઇમિદ ( ઇમાઇડ ) હરિદ કિંવા ગંધકિલ અમિદની ઉપર અમ્ન ( ઍમોનીઆ ) કિંવા અમિન ( અમાઈન્સ ) ની ક્રિયા કરીએ, એટલે અમિદિન તૈયાર થાય છે. તે જ પ્રમાણે:—( ૧ ) નલિ પર ( નાઈટ્રાઈલ્સ ) અમ્ને નિહરિદ કિંવા અમિન ઉદ્ધરિદ ક્રિયા, ( ૨ ) અમિન અને અમિદનું સ્ફુરત્રિહરિદની ( ફોસ્ફોરસ ટ્રાઈક્લોરાઈડ ) સમીપમાં ઘનીકરણ, ( ૩ ) અમ્લ અમિદ પર ઉદ્ધરામ્લની ક્રિયા અને ( ૪ ) ઇમિન ઈથ ( ઇમિનો ઇથર્સ ) પર અમિન કિંવા અમ્ન ( ઍમોનીઆ ) ની ક્રિયા આ ચાર ક્રિયાઓથી અમિદિન તૈયાર થાય છે.

અમિદિન એ એકામ્લક અનામ્લ ( મૉનેસિડ બેઝિઝ ) છે. તે ઘણા સ્થિર નથી. એ અમિદિન અલ્ક કિંવા અમ્લની સાથે ઉકળતા પાણીના અણુ તત્કાળ શોધીને કરે છે. અને અમિદ તથા અમ્તની સ્થિતિમાં રૂપાંતર પામે છે. અમિદિનનું નિર્જલ શુલ્કપાતન કરતાં તેમાંથી નત્રિલ અને અમ્લ તૈયાર થાય છે. ઉજ્જગંધકિદ સાથે અમિદિન ગરમ કરીએ, તો તેમાંથી ગંધકિલ અમિદ ( થીઅ ઍમાડઈસ ) તૈયાર થાય છે. તે નીચે પ્રમાણે:-

મૂ કઃ ( નઉ ) -નઉ મૂ+ઉ, ગ=મૂ. ક ( નઉ, ) ( ગઉ ) નઉ=મૂ- કગ નઉ, + નઉ, મૂ. કિંવા મૂકગ નઉમૂ+નઉ, બ કિતનસંયુક્ત ઇથો ( કૅટનિક ઇસ્ટર્સ ) ના ઉપ્ર ( કઉ, ) ક : કઉ. કપ્ર, મૂ. ના યોગ વડે અમિદિનમાંથી પ્રાણ ( પ્ર ) તિગ્મ ઇમિદિન ( ઑકસી પાયેરિ મિડાઈન્સ ) તૈયાર થાય છે.

પુત્તક અમિદિન ઉકઃ ( નઉ ) નઉ ( ફ્રાર્મ ઍમિડાઈન ) એ માત્ર ક્ષારના રૂપમાં સમજાયું છે. પુતિક ઇંમિદઇથિબલ ઇથ ( ફ્રાર્મ ઇંમિડો એથિલ ઈથિર ) ની ઉદ્ધરિદ પર અમ્નની ક્રિયા કરતાં દાર્વ-અમિદિનનો ઉદ્ધરિદ બને છે.

દાર્વ અમિદિનઃ—કઉ કઃ ( નઉ ) નઉ ( ઍસિટ ઍમિડાઇન ) ની પ્રતિક્રિયા અલકીય હોય છે. અમ્લ સાથે ગરમ કરતાં તત્કાળ તેનું પૃથક્કરણ થઇ અમ્ન અને દાર્વામ્લ છૂટા પડે છે. દાર્વઅમિદિન ઉદ્ધરિદ ૧૬૩° શ ઉષ્ણુમાનપર રસરૂપ થાય છે. તેના અલ્કહોલના યોગથી નિર્વર્ણ ચતુરસ્ર ચપટા અને આર્દ્રતાશોષક સ્ફટિક થાય છે. દાર્વ અનુર્જિદથી ( ઍસેટિક અનહાઇડ્રાઇડ) આ અનામ્લ ( બેસનું દાર્વમિન દ્વિમથિલ તિગ્મ ઇમિદિન (ઍસિડ ઍમેનો-ડાયમેથિલ પાયરિમિડાઈન ) માં રૂપાંતર થાય છે; અને તેઓ સાથે દાર્વામ્લ અને દાર્વ-મિદ અને પણ તૈયાર થાય છે.

ઉદિલ અમિદિનઃ—કૃ ઉ કઃ(નઉ) બેન્ઝ ઍમિડાઇન)ના નિર્વર્ણ સ્ફટિક થાય છે. તે ૭૬-૮૦° શ ઉપર રસરૂપ બને છે. એ સ્ફટિક ગરમ કરતાં તે છૂટા છૂટા થઈ જઈ અમ્ન અને કનભાનિન (સાયનફેનાઇન ) ( એસ ત્રિભાનિલ-ત્ર્યજીવીન=એસ. ટ્રાઈફેનિલ ટ્રાઇઅઝાઈન ) તૈયાર થાય છે. ઉદિલ અમિદિનનો મદ્યાર્ક અનુર્જિદથી ઘનીકરણ થઈ તેમાંથી અંદરનો દ્વિભાનિલ ત્રિઅજવીન ( મેથિલ ડાયફેનિલ ટ્રાય અઝાઇન ) તૈયાર થાય છે; ઉપરાંત દાર્વમિદ પણ તૈયાર થાય છે; દારિલ-દારન(એસિટિલ એસિટોન ) ના યોગે ઘનીકરણ કરીએ, તો દ્વિમથિલ-ભાનિલ તિગ્મ ઇમિદિન ( ડાઈમેથિલ ફેનિલ પાયરિમિડાઈન ) ના યોગે ઘનીકરણ કરીએ અને ત્રિમથિલીન સ્તંભિદ ( ટ્રાયમેથિલીન બ્રોમાઇડ) તો ભાનિલ ચતુર ઉર્જ ( દ) તિગ્મ ઇમિદિન (ફેનિલ ટ્રેટ હાઇડ્રો પાયરિમિડાઈન ) તૈયાર થાય છે.

**આમિનદીવ બેટઃ**—લખદીવ બેટની ઉત્તર તરફના દ્વિપસમૂહનું એ નામ છે. એ બેટો મદ્રાસ ઇલાકાના દક્ષિણ કાનડા જિલ્લાની સાથે જોડાયલા છે. એ પાંચ બેટ હોઈ તેમનું ક્ષેત્રફળ ૩ ચો. મા. છે. પરવાળાની માટીપર આ બેટો વસેલા સમુદ્રની સપાટીથી તેઓ ૧૦-૧૫ ફુટ ઉંચા છે.

લગભગ સૈકાઓ પર્યંત આ બેટો કન્નાનોરના જમીનદારના અમલ નીચે હતા; પરંતુ ઈ. સ. ૧૭૮૬ ની સાલમાં ત્યાંના રહેવાસીઓએ બંડ ઉઠાવતાં મ્હૈસુરનું ઉપરીપણું કબુલ રાખવામાં આવ્યું. ઈ. સ. ૧૭૯૯ માં જે વખતે કંપની સરકારે દક્ષિણ કાનડા જીત્યું, તે વખતે તે જિલ્લામાં આ બેટોનો સમાવેશ થતો હતો. તે વખતે કન્નાનોરની બીબીને નુકસાન પેટે ૫૨૫૦ રૂપીયા આપવામાં આવ્યા. નબેટ કંપનીના મુલક સાથે જોડી દેવામાં આવ્યા અહીં નીમેલા અધિકારિને "મોનેગર" કહે છે; અને તેને ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટના અધિકાર છે. અહીં પંચાયત હોઈ મુકદમાનો નિકાલ તેની મદદથી મોનેગર જુએ છે. વસ્તી લગભગ ચાર હજાર છે.

અહીં હાલમાં મુસલમાનોની વસ્તી છે; પણ તેઓ અગાઉ હિંદુ હતા. તે અશુદ્ધ મલયમ ભાષા બોલતા હોવાથી તે મલબારથી આવ્યા હશે, એ વાત સ્પષ્ટ થાય છે. અહીંના રહેવાસીઓ નારીએળનું વાવેતર અને કાથીનાં દોરડાં તૈયાર કરે છે. ઇ. સ. ૧૯૦૩—૪ માં ફક્ત ૨૩૮૭ રૂપીઆ ઉત્પન્ન હતું; પરંતુ એમાં કન્નાનોરની બીબીને આપવામાં આવતા ૫૨૫૦ રૂપીઆ હિસાબમાં લીધેલા ન હતા.

**અમિનો** ( બ. વ. ) રસાયનશાસ્ત્ર માં અમિન ( અમાઇન્સ ) એટલે અમ્ન ( ઍમોનીઆ ) માંનો એક કિંવા વધારે ઉર્જ પરમાણુ ઉત્કર્ખિલ ( આલ્કિલ ) કિંવા ગંધિલ ( ઍરિલ ) મૂલકથી નીકળી આવેલો આદિષ્ટ પદાર્થ. એક ઉત્કર્ખિલ કિંવા ગંધિલ મૂલકથી એક ઉર્જ પરમાણુ નીકળી આવતાં પ્રાથમિક અમિન થાય છે. બે મૂલકથી બે ઉર્જ પરમાણુ નીકળતાં દ્વિતીયક અમિન અને ત્રણ મૂલકથી ત્રણ . ઉર્જ પરમાણુ નીકળતાં તૃનીયક અમિન તૈયાર થાય છે. તૃનીયક અમિનમાં એક અણુપ્રમાણ ઉત્કર્ખિલ અદિદ ( આલ્કિલ આયોડાઇડ ) સાથે સંયોગ થએલો હોઈ ચતુર્થક ( કવાટર્નરી ) અમોનિક્ષાર ( ઍમોનીઅમ સોલ્ટ્સ ) થવાનો ધર્મ છે. આ સંયુક્ત પદાર્થોની ઘટનાનો સંબંધ નીચે જણાવેલી સારણી ઉપરથી ધ્યાનમાં આવશેઃ—

અમ્ન=નઉ

પ્રાથમિક અમિન=નઉ ( મૂ. )

દ્વિતીયક અમિન=નઉ ( મૂ. )

તૃતીયક અમિન=ન ( મૂ )

ચાતુર્થિક અમોનિ અદિદ= ( નમૂ દ

તેલચરબીવર્ગનાં ( ઍલિફૅટિક ) અમિનઃ—આ સંયુક્ત પદાર્થોના ધર્મ ( અમ્ન ધર્મ ) સરખા છે. આ વર્ગમાં જે હલકા એટલે ઓછા વજનના સંયુક્ત પદાર્થ છે, તે સહજવલનીય વાયુરૂપ હોઇ પાણીમાં જલદીથી પીગળી જાય છે. આના કરતાં જે વજનદાર છે, તે રસરૂપ હોઈ તેના ઉત્કવથનાંક

ઓછા હોય છે; અને તે પણ પાણીમાં સહજ પીગળી શકે છે. પરંતુ આણુમાં કર્બનું પ્રમાણ જેમ જેમ વધે છે, તેમ તેમ તેની વિદ્રાવ્યતા અને બાષ્પીભવન શક્તિ ( વૉલ્ટેલિટિ ) ઓછી ઓછી થતાં તેમજ તદ્દન છેવટનો એટલે અતિભારકના પદાર્થનો વાસહીન ઘન પદાર્થ હોવાના કારણે તેનો ઉત્કવથનાંક ઘણો ઉંચો રહે છે; અને તે પાણીમાં પીગળી શકતો નથી. તે અતિ તીવ્ર અલ્ક હોય છે. તેના ખનિજામ્લ સાથે જલદીથી ક્ષાર થાય છે, અને સ્વર્ણ, પ્લાતિન અને પારદનાહરિદ સાથે દ્વિત્વ ક્ષાર થાય છે. જલદ્રવમાં અમ્ન કરતાં આ અમિનનું વૈદ્યુદણ્વીભવન ( આયોનાઈઝેશન ) બહુ થાય છે. તેમાં ચાતુર્થિક ઍમોનિ અનામ્લનું વૈદ્યુદણ્વીભવન તો અત્યંત થાય છે, દ્વિતીયક અનામ્લનું વૈદ્યુદણ્વીભવન પ્રાથમિક કિંવા તૃતીયક અનામ્લ કરતાં અતિશીઘ્ર અને તીવ્ર થાય છે.

આ અમિન તૈયાર કરવાની ઘણી રીતો છે. પહેલું અમિન ઈ. સ. ૧૮૪૯ માં એ. વુર્ટ્ઝ દાહુકસિંધુ સાથે મથિલતુલ્ય કનિત ( મેથિલ ઇસોસાઇનેટ ) ઉકાળીને તૈયાર કર્યું, તે નીચે પ્રમાણેઃ—

મથિલતુલ્ય કનિત કપ્રન. કઉ$_{૩}$ + દાહુક સિંધુ ૨ ધુ પ્રઉ = મથિન અમિન કઉ$_{૩}$ નઉ$_{૨}$ + સિંધુ કાર્બન ધૂ ૨ કપ્ર ૬

પ્રાથમિક અમિન નીચે પ્રમાણે તૈયાર કરવામાં આવે છેઃ–( ૧ ) ઉત્કર્બિલ અહિદ અમ્ન સાથે ગરમ કરીને, ( ૨ ) અલ્કહુલ અને સિંધુના યોગે નત્રીયાલ ( નાઇટ્રાઇલ્સ ) નું સોઙ્કિક રણ કરીને, ( ૩ ) નત્રામ્લના સંયુક્ત ઇંથ્રને અલ્કહલયુક્ત અમ્ન ( ઍમોનીઆ ) સાથે ૧૦૦°શ ઉષ્ણતામાન પર ગરમ કરીને, ( ૪ ) નત્રિલ અસ્નેહિન ( નાટ્રાપેરાફીન્સ ઉપર ( સોઙ્જિકારક ( રીડયુ સીંગનું ) કાર્ય કરીને ( ૫ ) પ્રયોઙ્જિદ અમ્ન પર ( આલ્ડી હાઇડ ઍમોનીઆ ) ઉદ્ઙ્રામ્લ અને જશદનું કાર્ય કરીને વિગેરે

દ્વિતીયક અમિન પ્રાથમિક અને તૃતીયક અમિન સાથે તૈયાર થાય છે. અને ખાસ કરીને એ અમિન ઉત્કર્બિલ અહિદ પર અમ્નનું કાર્ય કરવાથી તૈયાર થાય છે. આ મિશ્રણમાંથી અમિન જુદા પાડવાનું કામ ઘણું કઠિન છે. એ કામે ડખલ્યુ. હાફમેન જે રીત નો ઉપયોગ કરે છે, તે આ પ્રમાણે છેઃ—

આ બધું મિશ્રણ દાહક પાલાશ મેળવી સુકવવું, એટલે પ્રાથમિક દ્વિતીયક અને તૃતીયક અમિનનો પાત થાય છે; અને ચાતુર્થિક અમોનિક્ષાર કંઈ પણ વિકાર થયા વિના પાછળ બાકી રહે છે. અમિનનો પાત થતાં જે જલયુક્ત દ્રવ આવેલો હોય છે, તેમાં દ્વિઇંથિલ કાષ્ટિત ( ડાય એથિલ ઑકઝોલેટ ) નાખી તે મિશ્રણ સારૂં હલવવું, એટલે પ્રાથમિક અમિન સંયુક્ત થઈ તેનું સ્ફટિકરૂપ દ્વિ–ઉત્કર્બિલ કાષ્ઠામિદમાં ( ઑકઝમાઇડ ) રૂપાંતર થાય છે, અને દ્વિતીયક અમિનનો અદ્રાવ્ય ઇંથિલ દ્વિઉત્કર્બિલ કાષ્ઠામિદ ( એથિલ ડાય આલ્કિલ ઑકસમેટ ) ઘટનાનો દ્રવ તૈયાર થાય છે અને તૃતીયક અમિન વિકારહિત સ્થિતિમાં રહે છે. એનું પાતન કરતાં તૃતીયક અમિનનો પાત થાય છે. જે ચાર અમિન બાકી રહે છે, તે ગલનક્રિયાથી પૃથક કરે છે. પછી તે પર દાહક અલ્કની ક્રિયા કરવાથી ધાર્યા પ્રમાણે અમિન જુદા પડે છે.

પ્રાથમિક, દ્વિતીયક અને તૃતીયક અમિનને એક બીજાથી ઓળખવાની અનેક રીતો છે.

પ્રાથમિક અમિનઃ–અલ્કહાલયુક્ત દાહક પાલાશ અને હરપુત્તિક ( કલોરોફોર્મ ) સાથે ગરમ કરતાં તુલ્યનત્રાયિલ ( ઇસો નાયટ્રાઇલ ) તૈયાર થાય છે. અને તે તેની દુર્ગંધી ઉપરથી પારખી શકાય છે. દ્વિતીયક અને તૃતિયક દ્રમિન પર આવી ક્રિયા થતી નથી. નત્રસામ્લ ( નાઇટ્રસ ઍસિડ ) ની ક્રિયા કરતાં પ્રાથમિક અમિનનું રૂપાંતર અલ્કહલમાં થાય છે. દ્વિતીયક અમિનનું રૂપાંતર નત્રલ અમિનમાં ( નાઇટ્રો સો અમાઇન્સ ) થાય છે. અને તૃતીયક અમિન અવિકૃત રહે છે.

આ રાસાયનિક ક્રિયા નીચે બતાવેલી છે.

પ્રાથમિક અમિ. મૂ$_{૨}$=નઉ$_{૨}$ + નત્રસામ્લ ઉન પ્ર$_{૨}$ = અલ્કહલ મૂ.પ્ર=ઉ + નત્ર ન$_{૨}$ + પાણી ઉ$_{૨}$ પ્ર

દ્વિતીયક અમિન મૂ નઉ + નત્રસામ્લ ઉન પ્ર$_{૨}$ = નત્રલ અમિન મૂ$_{૨}$ ન.નપ્ર + પાણી ઉ$_{૨}$ પ્ર

મથિલ અમિન ( મેથિલ અમાઇન ) કઉ$_{૬}$ નઉ$_{૨}$ એ અમિન ( મર્ક્યુરિઆલિસ પેરેન્નિસ ) અસ્થિતૈલ ( બોન ઑઇલ ) અને સમુદ્રની હેરિંગ માછલીના ખારા પાણીમાં હોય છે. ઘણા અલ્કોહલનું પૃથક્કરણ કરવાથી જે પદાર્થ ઉત્પન્ન થાય છે, તેમાં પણ આ અમિન હોય છે. સાધારણ ઉષ્ણતામાન પર મથિલ અમિન વાયુરૂપે હોય છે. પરંતુ ઠંડી અને દબાણના યોગે તે રસરૂપ બને છે. આ રસ ૬૦°શ ઉષ્ણતામાન પર ઉકળે છે. એમાં તીવ્ર અમ્નગંધ હોય છે; એ જલદીથી જ્વલનશીલ હોઈ પાણીમાં અત્યંત ઓગળી જાય છે. એનુ સ્થિત્યંતરદર્શક ઉષ્ણતામાન ૧૫૫° શ સ્થિત્યંતર ભાર ૭૨ ( વાતાવરણ કરતાં ૭૨ ગણું દબાણ ) છે.

દ્વિમથિલ અમિન ( ડાય મેથિલ અમાઇન ) [ કઉ, નઉ ] એ પેરૂ દેશનાં પક્ષીની હગારમાં ( પેરૂવિઅન ગ્વાનો ) હોય છે. એ ઘણો જડવાયુરૂપ પદાર્થ છે. તેનો ૭° શ ઉષ્ણતામાન પર રસ થાય છે. એની માછલાં જેવી વાસ હોય છે, તેથી તેને મત્સ્યગંધવાયુ પણ કહે છે.

ત્રિમથિલ અમિન ( ટ્રાયમેથિલ અમાઈન ) ( કઉ ) દ્વિમથિલ અમિન સાથે ઘણું સાધર્મ્ય છે. રસરૂપ ત્રિમથિલ અમિન ૩૨° ૩°૮ ઉપર ઉકળે છે. બીટ નામના મૂળમાંથી અમિન કાઢી લીધા પછી જે બાકી રહે છે, તેના પર જ વિપાકક્રિયા ( ફરમેન્ટેશન ) કરી અલ્કહલ કાઢી લે છે. આ વિપાક શેષમાંથી આ અમિન તૈયાર થાય છે. એ અમિનનો ઉપયોગ સાલ્વેની રીતે મીઠામાંથી પાલાશ દ્વિકર્બિત ( પોટાશીઅમ બાય કાર્બોનેટ ) તૈયાર કરવામાં આવે છે, એમ કહે છે.

દ્વિ અમિન–:દ્વિઅમિનમાં બે અગ્નિલ મૂલકો ( સંઘ ) હોય છે. પ્રાથમિક એકામિનનો અને પ્રાથમિક અલ્કહલનો જે સંબંધ છે, તેજ સંબંધ દ્વિઅમિન અને સ્વકલ ( ગ્લાયકોલ્સ ) માં છે. દ્વિઅમિન બહુ મહત્વનો પદાર્થ છે; કારણ કે તેનાં ઉપરનાં સમપદો ( હાયર હોમોલાગ્ઝ ) ઘણી બાબતોમાં બીલન ( આલ્બુમિન ) નામના જે પદાર્થ છે, તેના પર સૂક્ષ્મ જંતુની ક્રિયા ઉત્પન્ન થાય છે; અને તેમાંથી કોથ ક્રિયા ઉત્પન્ન થઈ, તેમાંથી જે કોથજ પદાર્થ તૈયાર થાય છે, તેમાં તે હોય છે.

ગંધામિનઃ—( અરોમૅક અમાઇન્સ ) ગંધામિનનું ઘણી બાબતોમાં તૈલામિન ઉત્કર્બિલ અમિન ) સાથે સામ્ય છે. કારણ કે તે અમ્લ સાથે સંયુક્ત થતાં તેનો ક્ષાર થાય છે. તેજ પ્રમાણે પૃથક્કરણ ન થતાં તેનું પાતન પણ થાય છે. પરંતુ બીજી બાજુએ ગંધામિન એ ઉત્કર્બિત અમિન કરતાં ઓછો અનામ્લ ( બેસિક ) ધર્મી છે. કારણ કે ક્ષાર પર જલદ્રવ્યમાં તેની ઉદકપ્રક્રિયા અતિશય ( હાઇડ્રોલાઇટિક ડિસસોસિએશન ) થાય છે.

પ્રાથમિક ગંધામિન એ નત્રિલ ગંધિલ ઉત્કર્બિલ ( નાઇટ્રો એરોમેટિક હાઇડ્રો કાર્બન ) માંથી સોર્જિકરણથી મુખ્યત્વે કરીને ( ૧ ) અલ્કહલ સંયુક્ત અમોનિગંધકિદ, ( ૨ ) જશદ અને ઉપરામ્લ ( ૩ ) ઉપદરામ્લયુક્ત વંગસ હરીદ ( સ્ટાન્નસ અલારાઈડ ) નું અલ્કહલમાં કરેલું દ્રાવણ. ( ૪ ) વંતા અને ઉદ્ધરામ્લ અથવા મોટા ઉત્પાદનના પ્રમાણ પર લોહ અને ઉદ્ધરામ્લનો ઉપયોગ કરે છે. તે ઉપશાંત નત્રસ સંયુક્ત પદાર્થ ( નાયટ્રોસો ઉન્નત્રન્નત્રિ ન હાઇડ્રોઝોન્સ ) નું સોર્જિકરણ કરી અથવા ભાજ્કંપાઉંડ્સ ( ફિનોલ્સ ) નું જશદ હારિદ ( ઝિંક કલોરાઈડ ) સાથે પાતન કરી એનો આ ગંધામિન ( રોઍમેટિક ) તૈયાર થાય છે.

આ પ્રાથમિક ગંધામિન નિર્વર્ણ, રસરૂપ અથવા ઘનસ્ફટિકરૂપ હોઈ પાણીમાં પીગળી શકતા નથી. પરંતુ સેંદ્રિય દ્રાવકમાં તે સહેજ પીગળે છે. આ અમિન ઉત્કર્બિલ અથવા ગંધિલ અહિદ સાથે ઉષ્ણ કરીએ, તો તેનું દ્વિતીયક અને તૃતીયક અમિનમાં રૂપાંતર થાય છે. એના પર તીવ્ર નત્રામ્લનું ભારે કાર્ય થાય છે; અને ઘણા પ્રકારમ પ્રાણીદીકરણયુક્ત પદાર્થ ઉત્પન્ન થાય છે. પરંતુ આ નત્રીકરણની ક્રિયા કરતાં પૂર્વે દારિલીકરણ ( અસિટિલેટેડ ) કરીને અગ્નિલ સંઘનું સંરક્ષણ કરીએ, તો નત્રિલ સંયુક્ત પદાર્થ તૈયાર થાય છે. નિર્જલ ગંધકામ્લ સાથે આ અમિન કેટલીક વાર ઉષ્ણ કરીએ, તો તેનું ગંધકિલીકરણ ( સલ્ફોનેશન ) થાય છે.

પ્રાયોજીદ ( અલ્ડિહાઇડ્સ ) સાથે એનું ઘનીકરણ ( કન્ડેન્સેશન ) થતા તજ્જન્ય પદાર્થ ( પ્રૉડક્ટ્સ ) તૈયાર થાય છે. નીલીન ( અનિલીન ) અને ઉદિલ પ્રાયોજીદ ( બેંઝાલ્ડિહાઈડ ) માંથી ઉદિલિદિન નીલીન ( બેઝેલિડીન અનિલીન ) ક ઉ ન. કઉ ક ઉ તૈયાર થાય છે. અમ્લ સાથે આને ઉષ્ણ કરીએ, તો તેમાંથી નીલીદ ( અનિલાઈડ્ઝ ) તૈયાર થાય છે. હરપુત્તિક અને દાહક અલ્ક સાથે એને ઉષ્ણ કરીએ, તો તુલ્ય નત્રાઈલ ક્રિયા થાય છે અને કર્બ દ્વિગંધકીદનું અલ્કહલમાં દ્રવણ કરીને તે સાથે ઉષ્ણ કરીએ, તો ઉત્કર્બિલ ગંધકીય મૈત્રક ( આલ્કિલ થિઓ યૂરીઆઝ ) તૈયાર થાય છે. નત્રસામ્લના દ્રાવણ સાથે ઉષ્ણ કરીએ, તો તેનું ભાનલો ( ફિનોલ્સ ) માં રૂપાંતર થાય છે. પરંતુ પ્રાથમિક અમિનનું અમ્લમાં દ્રાવણ કરી વધારે અમ્લ નાખીએ, અને તે દ્રાવણ શ ઉષ્ણમાન પર રાખી જો નત્રસામ્લ તેમાં મેળવીએ, તો દ્વિઅજીવી ક્ષાર ( ડાય અઝોનિઅમ ) તૈયાર થાય છે. અમ્લનો અંશ બાકી ન હોય, તો દ્વિઅજીવી અમિન તૈયાર થાય છે.

દ્વિતીયક અમિનઃ—એ બે પ્રકારના છે. એક શુદ્ધ ગંધિલ અમિન ( ઍરોમેટિક અમાઇન્સ ) અને બીજો મિશ્રદ્વિતીયક અમિન–એમાં ગંધિલશેષ ( એરોમેટિક રેસિડયુ ) અને ઉત્કર્બિલ સંઘ પણ હોય છે. શુદ્ધ ગંધિલ અમિન એ પ્રાથમિક

અમિનને તેના હરિદ સાથે ઉષ્ણુ કરવાથી તૈયાર થાય છે. આ ઉપરાંત કેટલીક વખત પ્રાથમિક અમિન અને નિરૂદ જશદ હરિદનું મિશ્રણુ ભાનલ ( ફીનોલ ) સાથે ઉષ્ણુ કરીએ, એટલે તૈયાર થાય છે.

મિશ્ર દ્વિતીયક અમિન નીચે બનાવેલી રીતે તૈયાર થાય છે.

( ૧ ) ઉત્કર્બિલ અદિદની ક્રિયા પ્રાથમિક અમિન પર કરવાથી, અથવા ( ૨ ) પ્રાથમિક અમિનના ક્ષાર એ દબાણુ નીચે અલ્કહલ સાથે ઉષ્ણુ કરવાથી.

મિશ્ર દ્વિતીયક અમિનમાં અનામ્લ ધર્મ રહેલા છે. પરંતુ શુદ્ધ ગંધિલ દ્વિતીયક અમિન એ ઘણા નિર્બલ અનામ્લ છે. આ બંને વર્ગમાંના ઇમિદ ઉજ્જ ( ઇમાઈદ હાઇડ્રોજન ) અમ્લમૂલકના યોગે સહેજ નીકળી જાય છે અને નત્રસામ્લના યોગે નત્રલ અમિન ક્રિયા થાય છે. દ્વિતીયક અમિનમાં તુલ્ય નત્રાયિલ ( ઇસો નાઇાઇટ્રાલ ) ક્રિયા થતી નથી.

તૃતીયક અમિનના પણુ બે પ્રકાર છે. ( ૧ ) શુદ્ધ ગંધિલ અમિન અને ( ૨ ) મિશ્ર અમિન.

મિશ્ર તૃતીયક અમિન એ પ્રાથમિક અમિન પર ઉત્કર્બિલ હર સંધિદ ( આલ્કિલ ઈલાઈડસ ) ની ક્રિયા કરવાથી તૈયાર થાય છે. સાદો ગંધિલ તૃતીયક અમિન એટલે ત્રિભાનિલ ( ટ્રાયફેનિલ અમાઈન ) છે. સિંધુ દ્વિભાનલ અમિન ( સોડીઅમ ડાયફેનિલ અમાઈન ) ઉપર સ્તંભ ઉદીન ( બ્રોમ બેઝિન ) ની ક્રિયા કરીએ, તો ત્રિભાનલ અમિન તૈયાર થાય છે.

તદ્દન સાદો ગંધિલ એકામિન ( મોનમાઈન ) તે નીલીન ( અનિલીન ) છે, તે જોવો. સાદાં મિશ્ર અમિન તે એક અને દ્વિમથિલ નીલિન ( ડાય મેથિલ અનિલીન ) છે. આ પદાર્થનું વર્ણુન નીલિન ( અનીલિન ) માં આવશે.

ગંધિલ અમિનમાંની ચરબીવર્ગમાંની ઉત્કર્બિલ અમિન સાથે સામ્યવાળા અમિન કહીએ, તો તે ઉદિલ અમિન ( બેંઝિલ અમાઈન ) $ક_6 ઉ_5 ક ઉ$ છે. ઉદિલ નત્રાયલ ( બેંઝો નાઈટ્રાઈલ ) નું અલ્કહલમાં દ્રાવણુ કરી તેનું જશદ અને દાર્વમ્લ અથવા સિંધુ ધાતુના યોગે સોજિજકરણુ કરીએ, તો ઉદિલ અમિન તૈયાર થાય છે. ઉદિલ હરિદ પર ( બેંઝિલ લોરાઈડ ) અમ્ન ( અમોનિયા ) ની ક્રિયા કરીએ, તો આ અમિન તૈયાર થાય છે. ઉદિલ અમિલ એ દ્રવ રસરૂપ હોઈ તેનો ઉત્કવથનાંક ૧૮૩° શ છે. તે પાણી અલ્કહલ અને ઇથ્રિ ( ઈથિર ) માં બધા પ્રમાણુમાં પીગળી શકે છે. એ અનામ્લ ( બેસિક ) ધર્મી હોઈ તેની અલ્ક ક્રિયા ઘણી તીવ્ર હોય છે. દ્વિભાનિલ અમિન $( ક_6 ઉ_5 )_2 નઉ_2$ એ ખરો ગંધિલ દ્વિતીયક અમિન વર્ગનો ઘોતક છે. નીલીન ( અની લીન ) અને નીલીન હરિદ એ કેટલાક કલાક ૨૧૦° થી ૨૪૦° શ ઉષ્ણુમાન પર ઉષ્ણુ કરીએ, તો દ્વિભાનિલ અમિન તૈયાર થાય છે. એના સફેદ ચપટા સ્ફટિક બને છે. તે ૪૫° શ પર ઠરે છે અને ૩૦૨° શ પર ઉકળે છે. એ સ્ફટિક પાણીમાં ઘણુંખરૂં પીગળી શકતા નથી; પરંતુ વરાળ સાથે એ સહેલાઈથી પાતન પામે છે.

ગં ધિ લ દ્વિ અ મિ નઃ—નત્રિલનીલિન ( નાઇટ્રા નિલાઈન ) અથવા દ્વિનત્રિલ ઉત્કર્બલનું સોજ્જિકરણુ કરીએ, તો ગંધિલ દ્વિઅમિન તૈયાર થાય છે. એના ચપટા સ્ફટિક થાય છે. એને તે બહુધા પૃથક્કરણુ ન થતાં પાતન પામે છે. આસન્ન ભાનિલીન દ્વિઅમિન $ક_6 ઉ_4 ( નઉ_2 )_2$ ના જલદ્રવમાંથી ચપટા સ્ફટિક બને છે. એનો રસાંક ૧૦૨°–૧૦૩° હોઈ ઉત્કવથનાંક ૨૫૬° ૨૫૮° શ હોય છે. સેંકડે ૧૦ ભાગ ઉદ્ધરામ્લ સાથે ૧૮૦° શ ઉષ્ણુતામાન પર આ અમિન ગરમ કરીએ, તો તેનું તિગ્મકવાથિન [ પાયરો કેટેચિન ] માં રૂપાંતર થાય છે. આસન્ન દ્વિઅમિનનું મુખ્ય લક્ષણુ એ છે, કે ઘનીકરણુનો લીધે તેમાંથી જુદા જુદા અનેક પદાર્થ તૈયાર થાય છે. મિત ભાનિલીન દ્વિઅમિન [ મેટા ફેનિલીન ડાય અમાઈન ] એ ચતુસ્ર ચપટા સ્ફટિક હોઈ તે ૬૩° શ પર ઠરે છે. અને ૨૮૭° શ પર ઉકળે છે. આ અમિન પાણીમાં અને અલ્કહલમાં સહેજ રીતે પીગળે છે. સેંકડે ૧૦૦ ભાગ ઉદ્ધરામ્લ સાથે ૧૮૦° શ ઉષ્ણુતામાન પર આ અમિન ઉષ્ણુ કરીએ, તો તેનું શિલાવલ્કરાલિન [ રિસાર્સિન ] માં રૂપાંતર થાય છે. પરભાનિલિન દ્વિઅમિન [ પરા ફેનિલીન ડાય અમાઈન ] ઉપર જણાવેલી રીતે જ તૈયાર થાય છે. એના ચપટા સ્ફટિક હોઈ તેનો રસાંક ૧૪૦°શ અને ઉત્કવથનાંક ૨૬°શ હોય હોય છે. સેંકડે ૧૦ ટકા ઉધ્ધરામ્લ સાથે ૧૮૦°શ ઉષ્ણુતામાન પર આ અમિન ઉષ્ણુ કરીએ, તો તેનું ઉદ્રકિનન [ હાયડ્રો કીનોન ] માં રૂપાંતર થાય છે. મંગલ દ્વિપ્રાણિદ [ મેંગેનીઝ ડાય ઑકસાઇડ ] અને પાતાણુ ગંધકામ્લળોના યોગે એનું પ્રાણિદીકરણુ થઇ કિનન [ કિનોન ] માં રૂપાંતર થાય છે.

અમિનના આ ત્રણે વર્ગો નત્રસામ્લને લીધે એકમેકથી ઓળખાય છે. આસન્ન સંયુકત [ આર્થો કામ્પાઉન્ડઝ ] અમિનનું ઘનીકરણુ થતાં અજીવીમિદ ઉદીન [ એઝા ઈમિડો બેંઝીન ] તૈયાર

થાય છે. મિત સંયુકત [ પેરા-કામ્પાઉન્ડઝ ] અમિનમાંથી ઘણા રંગ-અજીવી રંગ [ અઝો ડાઈઝ ] તૈયાર થાય છે. અને પરસંયુકત [ પૈરા કામ્પાઉન્ડઝ ] અમિનમાંથી દ્વિઅજીવી [ બિસ-ડાઈઅઝો ] સંયુકત પદાર્થ ક્ષન$_{૨}$ ક$_{૫}$ ઉ$_{૪}$ ન$_{૨}$ ક્ષ– એ ઘટના પ્રમાણે તૈયાર થાય છે.

**અમિલ અલ્કહલ**:—અમિલ અલ્કહલને પંચિલ અલ્કહલ પણ કહે છે. એની ઘટના ક$_{૫}$ ઉ" છે. આ અલ્કહલનાં સમઘટક આઠ રૂપ છે. તેની ઘટનાની સારણી નીચે પ્રમાણે છેઃ—

[૧] કઉ$_{૩}$ [ કઉ$_{૨}$ ] ૪ પ્રઉ$_{૩}$ [૨] [ કઉ$_{૨}$ ] કઉ$_{૨}$ કઉ$_{૨}$. કઉ$_{૨}$ પ્રઉ; [ ૩ ] કઉ$_{૩}$ [ ક$_{૨}$ ઉ$_{૫}$ ]: કઉ. ક ઉ$_{૨}$ પ્રઉ; [ ૪ ] [ કઉ$_{૩}$ ] કઉ$_{૩}$ કઉ$_{૨}$. પ્રઉ; [ ૫ ] [ ક$_{૨}$ ઙ$_{૫}$ ]$_{૨}$ કઉ. પ્રઉ; [ ૬ ] [ કઉ$_{૩}$. કઉ$_{૨}$. કઉ$_{૨}$ ] [ કઉ$_{૩}$ ]; કઉ. પ્રઉ; [ ૭ ] [ કઉ ]$_{૨}$; કઉ [ કઉ$_{૩}$ ], કઉ પ્રઉ; [ ૮ ] [ કઉ$_{૩}$ ]$_{૨}$. [ ક$_{૨}$ ઉ$_{૫}$ ]; ક. પ્રઉ.

આ બધામાં ઘણા મહત્વનો [ ૨ ] પંચિલ અલ્કહલ છે. એને સમઘટક પ્રાથમિક પંચિલ અલ્કહલ [ ઇં. ઈસોબ્યુટિલ કાર્બિનોલ ] કિંવા અક્રિય પંચિલ અલ્કહલ કહે છે. તે અસરક [ ફ્યુ-ઝેલ તેલ ] નો મુખ્ય ઘટક છે. વિપાકક્રિયાથી જે કાચો મદ્યાર્ક તૈયાર થાય છે, તેમાંથી સાદો અલ્કહલનો એટલે ઇથિલ અલ્કહલનો ઘણો ખરો અંશ જુદો કાઢતાં જે ઉચ્ચ ઉષ્ણમાન પર ઉકળનારો ભાગ પાછળ રહે છે, તે સમઘટક પ્રાથમિક પંચિલ અલ્કહલ અને દ્વિતીયક પંચિલ અલ્કહલના મિશ્રણનો મુખ્યત્વે કરીને બનેલો હોય છે.

અનાજ, બટાટા કિંવા દ્રાક્ષના રસમાંથી પીવાનો દારૂ કાઢતાં ઈથિલ [એથિલ] અલ્કહલ સાથે એક તીખો તૈલી દ્રવ નીકળે છે. તેને જ અસરક [ ફ્યુઝેલ ઑઈલ ] તેલ કહે છે. તેને ઇથિલ અલ્કહલ-માંથી જુદો પાડવામાં ઘણી મહેનત પડે છે. પાતન પછી છેવટે આ તૈલી દ્રવ જ ઘણો નીકળે છે. તેને જુદો લઈ તેમાં ઘણી વાર પાણી મેળવી હલાવીએ, એટલે તેમાંથી ઈથિલ અલ્કહલ જતો રહે છે અને બાકી રહેલા દ્રવનું પુનઃ પાતન કરીએ, તો જે દ્રવ મળે છે, તેમાં બે પંચિલ અલ્કહલ હોય છે. પરંતુ તેને માત્ર પાતનક્રિયાથી જુદો કરી શકાતો નથી. તથાપિ તેમને એકમેકથી સહજ ઓળખી શકાય છે. કારણ કે સમઘટક પ્રાથમિક અલ્કહલનું પ્રકાશ-પર કાંઈ કાર્ય થતું નથી. તેથી અક્રિય કિંવા ક્રિયા-શુન્ય ( ઈનએકટીવ ) જેવાં વિશેષણ તેને લગાડ-વામાં આવે છે, અને આ બીજો દ્વિતીયક અમિલ અલ્કહલ ધ્રુવીભૂત પ્રકાશકિરણોના પડને ડાબી બાજુએ વાળે છે. આ ગુણ ઉપરથી એને બીજા બધા અલ્કહલથી ઓળખી શકાય છે.

એને જુદા પાડવાની એક રીત છે. વિપાક-ક્રિયામાં જે આ બે અમિલ અલ્કહલનું મિશ્રણ મળે છે, તેમાં તેટલા જ વખતનો ગંધકામ્લ ધીમે ધીમે મેળવીએ, અને મિશ્રણ તેવું જ રાખી મુકીએ, તો બંનેના બે પંચિલ ગંધકામ્લ બને છે. એના જે ભાર [બેરિઅમના ]ક્ષાર બને છે, તેમની વિદ્રાવ્યતા જુદી હોય છે અને તેના સ્ફટિકનાં સ્વરૂપ જુદાં હોય છે. સમઘટક પંચિલ અલ્કહલનો ક્ષાર ઓછો વિદ્રાવ્ય છે અને દ્વિતીયક પંચિલ અલ્કહલનો ક્ષાર તેનાથી અઢીગણો વધારે વિદ્રાવ્ય છે. આથી પહેલો ક્ષાર સ્ફટિક રૂપે પ્રથમ જુદો પડે છે અને બીજો દ્રવમાં રહે છે.

આ પ્રમાણે ઉપર જે પંચિલ ગંધકામ્લના મિશ્રણ તૈયાર થયાં, તેમાં ભારકર્બિત [ બેરિઅમ-કાર્બોનેટ ] નું દ્રાવણ મેળવી મિશ્રણને નિર્ગુણ કરવું. પછી તે પંચિલ ભારગંધકિદ મિશ્ર દ્રાવણનું સ્ફટિકીભવન કરવું, એટલે વધારે વિદ્રાવ્ય દ્વિતીયક પંચિલ [ અમિલ ] અલ્કહલનો ક્ષાર વિદ્રુત સ્થિતિમાં પાછળ રહી સમઘટક પંચિલ [ અમિલ અલ્કહલ ] સ્ફટિક રૂપે જુદો પડે છે. પછી બંનેના દ્રાવણમાં ગંધકામ્લ મેળવી ભારને જુદા પાડીએ, અને પાણી સાથે પાતન કરીએ, એટલે બંને અલ્ક-હલ મળે છે. જેમકે [ કપ ઉ$_{૧૧}$ ગ પ્ર$_{૪}$ ]૨ ભા+૨ ઉ$_{૨}$ પ્ર=૨કપઉ૧૧ઉ પ્ર ૪ ભાગ પ્ર૪કઉ૨ગપ્ર

ધર્મઃ—સમઘટક પ્રાથમિક પંચિલ અલ્ક-હલના પ્રકાશપર કાર્ય થતું નથી. તે ૧૩૧૦ શપર ઉકળે છે, અને ૨૦૦ શ પર તેનું વિ–ગુ. ૮૧૦૪ થાય છે. ૧૩ શ ઉષ્ણમાન પર ૫૦ ગણા પાણીમાં માત્ર તે વિકૃત થાય છે. સાધારણ રીતે તે પાણીપર તેલની માફક તરે છે. સાદો અલ્કહલ ઈથ્ર [ ઈથર ] અને બાષ્પભાવી તેલ એમાં વિકૃત થાય છે. તેનો હરિદ [ કલોરાઈડ ] ૧૦૦ શ પર સ્તંભિદ [ બ્રોમાઇડ ] ૧૨૦ શ પર અને અદિદ આ યોડાઈડ ૧૪૮ શપર કાઢે છે. તેનું પ્રાણિદીકરણ કરીએ, તો બલકાહાલ [ વેલેરિક એસિડ ] બને છે; અને તેનું પણ સૂર્ય પ્રકાશપર કાર્ય થતું નથી.

**અમિલ નત્રાયિત**:—( પંચિલ નત્રાયિત પંચિલનત્રાયિત સમઘટક પ્રાથમિક પંચિલ અલ્કહલ ) નો નત્રાયિત એમિલ ( નાઇટ્રાઇટ ) ક ઉ$_{૧૧}$ પ્ર ન પ્ર. એ રસરૂપ પદાર્થ છે. નત્રસામ્લની

વરાળ ( નાઇટ્રસ ફ્યુમ્સ ) ની ક્રિયા પંચિલ અલ્કહલપર ( સમઘટક પ્રાથમિક પંચિલ અલ્કહલ ) કરીએ, તો આ પદાર્થ તૈયાર થાય છે. તે માટે નત્રસામ્લની વરાળ કરવી. તે પિષ્ટસત્વપર ( સ્ટાર્ચ ) નત્રામ્લની ક્રિયા કરીને કરવી, કિંવા ૨૬ ભાગ પાલાશનત્રાયિત, ૧૫ ભાગ પાણીમાં વિદ્રુત કરી ૩૦ ભાગ પંચિલ અલ્કહલમાં નાખવો. આ મિશ્રણમાં ૩૦ ભાગ ગંધકામ્લ રેડી એ બધાનું પાતન(ડીસ્ટીલેશન) કરવું. પંચિલ નત્રાયિત પીળા રંગનો રસ હોઇ તેનું વિ. ગુ. ૦.૮૭૭ હોય છે. તેનો ઉત્કવથનાંક ૯૫°–૯૬° છે. તેની ઘણી વિલક્ષણ વાસ આવે છે. અને તે વરાળ શ્વાસ સાથે લીધાથી રક્તવાહિનીઓ ફુલે છે; અને સ્નાયુ શિથિલ થાય છે. પંચિલ નત્રાયિત અવિદ્રાવ્ય હોય છે; પરંતુ અલ્કહલ ઈથ્ર સ્ફટિકિત દાર્વમ્લ ( ગ્લૅશિઅલ ઍસેટિક ) હરપુત્તિક અને ઉદિતમાં સહજ વિદ્રાવ્ય છે. મથિલ અલ્કહલ સાથે ઉષ્ણ કરતાં મથિલ નત્રાયિત ( મેથિનાઇટ્રાઇટ ) અને પંચિલ અલ્કહલ થાય છે. નવજાત ઉજ્જની ક્રિયા તેના પર થતાં અમ્ન ( અમોનીઆ ) અને સમધીક પંચિલ અલ્કહલ તૈયાર થાય છે દાહુકસિંધુ અથવા પાલાશથી તેનાપર ઉદકપ્રક્રિયા કરીએ, તો સિંધુ નત્રાયિત અને પંચિલ અલ્કહલ બને છે. ફ્યુઝડ કૉસ્ટિક પોટાશ પર ( દાહુકપાલાશ ) રસરૂપ પંચિલ નત્રાયેત ( લિકિવડ ) નાખીએ તો તેનો પાલાશ બલકિત ( પોટેશીઅમ વેલેરેટ ) થાય છે. પંચિલ નત્રાયિતનો ઉપયોગ છરામાં થાય છે. દરીઆની અસર સમુદ્રના પ્રવાસથી થતા રોગો, વિગેરે પર એ ઉત્તમ ઉપાય હોઇ હરપુત્તિક ( કલોરોફૉર્મ ) ની વરાળની ભયંકર અસરપર અને હૃદય વિકૃતિ ( હાર્ટ ડિસિઝ ) ના કેટલાક પ્રકાર ઉપર એ ઉત્તમ ઉપાય છે. પંચિલ નત્રાયિતનો મહત્વનો ઉપયોગ જો હોય, તો તે નિર્જલ દ્વિઅજીવી ક્ષાર ( ડાયઍઝો નીઅમ ) સૉલ્ટસ તૈયાર કરવામાં થાય છે.

**અમીનઃ**—( ૧ ) સ્થાનેશ્વરથી અગ્નિ ખૂણામાં ૫ માઇલ પર અમીન નામનો ઉચ્ચ પ્રદેશ છે. તે અભિમન્યુના નામનું ટુંકું રૂપ છે. એમ ત્યાંના બ્રાહ્મણો કહે છે. તેનું ચક્રવ્યૂહ નામ પણ છે. અહીં જયદ્રથે અભિમન્યુને લાત મારી હતી. અહીં અદિતિ પુત્ર મેળવવા માટે તપશ્ચર્યા કરતી હતી, તેને સૂર્ય નામે પુત્ર થયો, એમ કહે છે. આ પ્રદેશ ઉત્તરદક્ષિણ ૨૦૦૦ ફુટ લાંબો, ૮૦૦ ફુટ પહોળો અને ૨૫–૩૦ ફુટ ઉંચો છે. તેના શિખરપર અમીન નામે ગામડું છે. ત્યાં ગૌડ બ્રાહ્મણો રહે છે. અદિતિનું એક મંદિર છે. પૂર્વ તરફ સૂર્યકુંડ છે. અને પશ્ચિમ તરફ સૂર્યનું એક દેવાલય છે. સૂર્યકુંડની જગ્યાએ સૂર્યનો જન્મ થયો હતો; અને જે સ્ત્રીઓને પુત્રપ્રાપ્તિની ઇચ્છા હોય, તે રવિવારે અદિતિનાં દર્શન કરે છે, અને સૂર્યકુંડમાં સ્નાન કરે છે.

( ૨ ) એક હોદ્દો. મોલ્સ્વર્થ આ અમીન શબ્દના નીચે મુજબ જુદા જુદા અર્થ આપે છે.:— ( ૧ ) કજીઆનો નિવેડો કરવાને સરકાર તરફથી નીમલો અધિકારી, ( ૨ ) હાલના મુનસફના દરજ્જાનો ન્યાયખાતાનો અધિકારી, કિંવા ( ૩ ) સાધારણ રીતે દેખરેખ રાખનાર કોઇ પણ કામદાર; ઉપરાંત ( ૪ ) અમીન શબ્દના અર્થ તરીકે તેણે ખેડુતોપાસેથી પ્રત્યક્ષ કર વસુલ કરનારા સરકારના અધિકારીનું કામ કરનાર, એવો અર્થ આપ્યો છે. મોગલ બાદશાહની કારકીર્દીમાં સુબાથી દીવાનના હાથ નીચે મુલકી અધિકારીને પણ અમીન કહે છે. અમીન સિવાય તહસીલદારની જુદી જગ્યા હોઇ પ્રત્યક્ષ મહેસુલ એકઠું કરવું.એ તહસીલદારનું કામ હતું. મરાઠાશાહીમાં અમીન એ મુલકી અધિકારીનો હોદ્દો હોય એમ જણાતું નથી. કજીઆનો નિવેડો લાવવા માટે સરકાર તરફથી નીમેલા અધિકારી માટે માત્ર અમીન શબ્દ વાપરેલો જણાય છે. દાખલા તરીકે " વિષ્ણુ અનંત ઘાટે એ પોતાના પર થયેલો જુલમની ફરીઆદ કરતાં સુબા માર્ફત એક ન્યાયાધિશ અને અમીન [ કામદાર ] ની યોજના કરી આપી; અને તેમની હાજરીમાં વાદીપ્રતિવાદીનો નિવેડો થયો. " એવો સવાઇ માધરાવ પેશવાની-રોજનિશીમાંનો ઉલ્લેખ જુઓ. [ ૮. ૧૧૧૪ ] ટીપુ સુલતાનના રાજ્યમાં માત્ર અમીન એ પેશવાઇના મામલતદાર જેવા મુલકી અધિકારીનો હોદ્દો હતો, એમ તે જ પેશવાની રોજનિશીમાં બીજે ઠેકાણે આવેલા ઉલ્લેખ પરથી સ્પષ્ટ સમજાય છે. [ ૪–૩૮૯ ] અર્થાત પેશવાઇમાં અમીન શબ્દ મોલ્સ્વર્થના પહેલા અર્થમાં અને મુસલમાની રાજ્યમાં ચોથા અર્થમાં પ્રચલિત હતો.

ઇન્દોર સંસ્થાનમાં હજી પણ અમીન શબ્દ જેને મધ્ય પ્રાંતમાં તહસીલદાર કિંવા મહારાષ્ટ્રમાં મામલેદાર કહે છે, એ અધિકારીના હોદ્દા માટે પ્રચારમાં છે.

મોગલ બાદશાહની કારકીર્દીમાં અધિકારીઓના કામના નિયમોસુચક પુસ્તકમાં અમીનોને જે કામ આપેલું જણાય છે.તેપરથી તેઓ શરૂઆતમાં માત્ર મુલકી અમલદાર હતા, એમ સ્પષ્ટ થાય

છે. "અમીનને નિયમોનું સંપૂર્ણ જ્ઞાન હોવું જોઈએ. તેણે મહેસુલની આકારણી નિયમ પ્રમાણે કરવી. રાજ્યની જમીનમાં ખેડાણ કરાવવું; અને મોસમ શરૂ થતાં પહેલાં કાનૂનગો [ એક હોદ્દો ] પાસેથી ગામના મહેસુલની આકારણી અને ખેડાણ માટે આપેલી જમીન સૂચક પાછલાં દસ વર્ષના કાગળો માગી લઈ દરેક ગામે જવું અને ત્યાં ખેડાણ માટે જમીન કેટલી છે, અને ગામમાં હળ કેટલાં છે, તેની તપાસ કરવી. એ તપાસણીમાં જમીન ઓછી વધતી માલમ પડે, તો તે બરાબર કેમ જણાવવમાં આવી નથી, તે માટે કાનૂનગોનો અને તેની ખોટી માહીતિ કેમ આપી, તે માટે ગામના પટેલનો જવાબ લેવો. ગામમાં જે હળ હોય, તેટલાં જમીનખેડાણ માટે પૂરતાં ન હોય, તો જમીનના પ્રમાણમાં ખેડુતો ને બળદ અને બી ખરીદવા માટે લખતપત્ર કરી લઈ બીજી સાલની મોસમના પહેલા હપ્તા સાથે વસુલ કરી લેવાનો કરાર કરી તગાવી ( કરજ ) આપવું." અમીનની નીમણોકની સનંદમાં તેના પર જે કાંઈ બીજી જવાબદારી રાખેલી જણાય છે, તે નીચે પ્રમાણેઃ–વસુલ આપ્યા બાદ તેમાંથી કાંઇ પણ રકમ પોતદાર ખજાનામાં ભરણું ન કરતાં પોતાની પાસે રાખે, તો તેમાં તમને [અમીન] જવાબદાર ગણવામાં આવશે. જમાબંદી વસુલ કરાવી લઈ તેનું પોતદાર પાસે ભરણું કરાવવું. રૈયતે પોતદાર પાસે વસુલ ભરતાં જ તેને પોતદારે પોતાની સહીસિક્કાની પહોંચ આપવી અને પાછલી બાકી રહે, તો એ પહોંચ ઉપરથી હિસાબ કરવો. દસ્તુરી, તહસીલદારી વિગેરેના સ્વરૂપમાં રૈયત પાસેથી કોઈ પણ રીતે તમારે જાતે પૈસા ન લેવા; અને કાનૂનગો તથા ચૌધરીને પણ તે ન લેવા સમજુત આપવી." [ સરકારનું" મોગલ ઍડમિનિસ્ટ્રેશન." ]

**અમીનગડઃ**—[ મુંબાઈ ઈલાકો ] વિજાપુર જીલ્લો. હુનગુંદ તાલુકાનું એક ગામ. ૧૬° ૩' ઉત્તર અક્ષાંશ ૭૬° પૂ. રે. ઉપર હુનગુંદની પશ્ચિમે લગભગ ૯ માઈલ પર આવેલું ૭૭૩૪ [ ઈ. સ. ૧૯૦૧ ] ની વસ્તીનું ગામ છે. અહીં ગાયોનું મોટું બજાર ભરાય છે. તે જ પ્રમાણે કોંકણનાં નાળીએર અને ચોખાનો ભારે વેપાર છે.

**અમીન ભાળીઃ**—[ મુંબાઈ ઇલાકો ] ધારવાડ જીલ્લો. ધારવાડના ઇશાન કોણમાં લગભગ સાત માઇલ પર આશરે સાડા ત્રણ હજારની વસ્તીનું ગામ. પેશવાના વખતમાં એ આઠ ગામને ભેગાં થવાનું મુખ્ય સ્થળ હતું. કલમેશ્વર અને મલ્લિકાર્જુનનાં બે બીજાં નાનાં દેવળ છે. અહીં એકંદર છ શિલાલેખ મળી આવેલા છે. [ ફ્લિટસ કૅનરિઝ ડિનૅસ્ટીઝ ]

**અમીનાઃ**—અબ્દુલ્લાની પત્ની, અને પ્રખ્યાત મુસલમાન ધર્મસંસ્થાપક મહંમદની માતા. અબદુલ મનાફના પુત્ર વહાબની એ છોકરી હતી. સુંદરતા, ડહાપણ અને સદ્વર્તનની બાબતમાં તે ઘણી પ્રખ્યાત હોઈ અબ્દુલ્લા જેવા અસાધારણ પુરુષની પત્ની થવાને તે સર્વ રીતે લાયક હતી. મહંમદના જન્મ પછી છ વરસે ઈ. સ. ૫૭૭ ની લગભગમાં તે મરણ પામી. તેની કબર અબાબામાં છે, એમ કહે છે. [ બીલ. ઓરીએંટલ બાયોગ્રાફિકલ ડિક્ષનરી ]

**અમીરખાનઃ**—એ મુરાદાબાદ જીલ્લાના સુંબળ ગામનો રહીશ હતો. તેનો બાપ મુલ્લા હોઈ તેણે થોડી જમીનજાગીર વસાવી હતી. અમીરખાન અને તેના નાના ભાઈ કરીમુદ્દીને જ્યારે ઉત્તર હિંદુસ્થાન છોડયું, ત્યારે અમીર વીસ વરસનો હતો. તેના ગામમાં તેનું વજન વધારે હતું, એમ તેની પાસે દશ વિશ્વાસુ અનુયાયી હતા, તે પરથી સાબીત થાય છે. તેમની સાથે તે અહિરવાડના રાણાદના જમીનદાર પાસે રહ્યો. પછી માળવામાં પેશવાના એક મરાઠા સરદારે તેને પોતાની પાસે રાખ્યો. અહીંથી તે બીજા એક સરદારની પાસે રહ્યો. ઉપરની સર્વ નોકરીઓમાં અમીરખાન અને તેના અનુયાયીઓને શિબંદી તરીકે રાખવામાં આવ્યા હતા, અને તેમાંના દરેકને દર મહિને સરેરાસ ત્રણ ચાર રૂપિઆ અને તેમના મુખીને દશ પંદર રૂપિઆ પગાર મળતો. થોડા વખતમાં અમીરખાનનું ભાગ્ય ઉઘડયું. ભોપાળના દરબારમાં છુટ્ટાખાન નામે દીવાન મરણ પામતાં દરેક અધિકારી પોતાની તહેનાતમાં માણસોની ભરતી કરવા લાગ્યો. તે વખતે અમીરખાન પોતાના હાથ નીચેના છ ઘોડેસ્વાર અને ૬૦ પાયદળ સીપાઇની સાથે ભોપાળમાં મહંમદખાનની પાસે નોકરીમાં રહ્યો. તે ઠેકાણે એક વરસ રહ્યા પછી તે દુર્જનલાલ અને જયસિંગ નામે રાઘવગડના સંસ્થાનિકોની તહેનાતમાં રહ્યો. એ સંસ્થાનિકોને દોલતરાવ સિંધીઆએ તેમના રાજ્યમાંથી કાઢી મૂકયા, ત્યારે તે પોતાના જ લોકોએ ખેડેલી જમીન લૂંટી ગુજરાત ચલાવવા લાગ્યો.

આ રજપુત સંસ્થાનિકો અને મરાઠાઓ વચ્ચે જ્યારે તકરાર થવા લાગી, ત્યારે અમીરખાને પોતાની મરદાનગી બતાવી આપી. તેથી તેને પાંચસો ઘોડેસ્વારોની સરદારી મળી. ઉપરાંત પાલખીનું

માન મળ્યું, અને પંદર હજાર પિંઢારી લશ્કરમાં તેને મહત્ત્વનો દરજ્જો પ્રાપ્ત થયો. પરંતુ રજપુતો સાથે અણબનાવ થવાથી તેની આગળ બઢતી થતી અટકી. આ લડાલડીમાં તેને પથરાનો એટલો બધો માર ખાવો પડયો, કે સિરોંજમાં ત્રણ માસ સુધી તે પથારીવશ રહ્યો. આ પ્રસંગથી તે દુર્જનલાલની નોકરી છોડી બળરામ ઇંગળે નામે મરાઠા સરદાર પાસે રહ્યો. ઇંગળે આ વખતે ભોપાળની ધામધુમમાં ગુંથાયો હતો.

બળરામ ઇંગળેએ અમીરખાનનો દરજ્જો પંદરસો માણસના મનસબદાર જેટલો વધારી ફતેહગડનો કિલ્લો તેને સ્વાધીન કર્યો. પણ તે તુર્ત જ તેને છોડવો પડયો. છતાં એથી તેને નુકસાન ન થતાં ઉલટું યશવંતરાવ હોલકર સાથે મિત્રતા થઈ, અને તેના ઉદયનો આરંભ થયો.

યશવંતરાવ હોળકર અને અમીરખાનનો પ્રથમ સંબંધ થયો, ત્યારે તેમનો દરજ્જો સરખો હતો. પણ યશવંતરાવનો દરજ્જો એક મોટા સંસ્થાનના અધિપતિ અને તડફદાર યોદ્ધા તરીકે ચઢતો જતાં તેમની વચ્ચેનો સંબંધ આગળ જતાં 'રાજા અને આશ્રિત' નો થયો. તથાપિ યશવંતરાવ અમીરખાનને હંમેશાં પોતાના ભાઈ તરીકે બોલાવતો, અને પોતાના બીજા સરદારો કરતાં તેનો વધારે મોભો જાળવતો. ઈ. સ. ૧૮૦૨ ના નવેંબરની લગભગ સુવર્ણદુર્ગની નજીક તે આવ્યો હોવાનું જાણતાં બાજીરાવ ત્યાંથી નાઠો. આ પરથી તેને તેના પૂર્વજ યશવંતરાવ હોલકર સાથે મિત્રતા થઈ હશે, એમ જણાય છે. [ ગ્રાંટ. ડફ્. પુ. ત્રીજું ૧૯૫ ૨૧૦ ]. અમીરખાન પોતાના સૈન્યોનો સ્વતંત્ર અમલદાર હોઈ પોતાની ઇચ્છાનુસાર તેને નીમી અથવા કાઢી મુકી શકતો. પરંતુ આ પ્રમાણે તે તદ્દન સ્વતંત્ર હતો. છતાં તેની સ્થિતિ ઘણી સારી ન હતી. તેના સૈનિકો વારંવાર બંડ ઉઠાવતા અને વરસમાં છ માસ પોતાના સરદારને અટકમાં રાખતા. પોતાના બંડખોર સીપાઇઓના ત્રાસથી અને તેમના પગારમાં વધારો કરી આપવાની આવશ્યકતાના કારણે તેનાથી અમુક મુકરર ધોરણ કાંઇ જ રાખી શકાતું ન હતું. એના દાખલા, સાગરમાં તેના પઠાણોની જીત અને તેથી પણ વધારે કહીએ, તો પુનામાં બનેલો પ્રસંગ એ હતા. [ઈ. સ. ૧૮૦૩ ]. તે વખતે તેઓએ તેને પકડીને અતિશય માર માર્યો, એટલું જ નહિ. પણ તેઓ તેની પાઘડીના આંટા તેના ગળે વીંટાળી તેનો જીવ લેવાની તૈયારીમાં હતા.

યશવંતરાવે એ બંડને શમાવી દીધું અને બંડખોરોને શિક્ષા કરી; પરંતુ તેમનો સમુળગો નાશ કરવામાં અમીરખાન સમ્મત થયો નહિ, કારણ કે તેઓ આગળ પાછળ તેનું વેર વાળે, એવી તેને બીક લાગતી હતી. છેક પુનાની પડોશમાં પણ અમીરખાનના સિપાઇઓ ગોહત્યા કરીને હિંદુઓને ચીડવતા હતા, છતાં તેમને કંઈ શિક્ષા કરવામાં આવતી ન હતી; તે એક જ વાત બીજા પ્રસંગોએ તેઓ કેવી ખરાબ રીતે વર્તતા હશે, તેની કલ્પના આપવાને પુરતી છે. યશવંતરાવ એમને હંમેશાં કોઈ દૂરની લડાઈમાં ગુંથાયલા રાખતો અને તે તેમને લુટારૂઓ કરતાં વધારે મહત્વના ગણતો નહિ. અને તેમનો ઉપયોગ ફક્ત તેમના નાયકો સાથેના સંબંધથી કરી શકાય છે, એમ તે જાણતો હતો.

બીજી બાજુએથી તે પિંઢારાઓ પણ એક પ્રમુખ સંસ્થાનિક તરફથી લુંટફાટ કરવામાં કેટલો લાભ છે, તે સમજતા હતા. અને અમીરખાનને તેમના નાયક બનવાનો જે પ્રસંગ મળ્યો, તે હોલકરકુટુંબ સાથેના તેના સંબંધને લીધે જ હતો.

યશવંતરાવ અને અમીરખાન જુદા પડયા, ત્યાં સુધીનો અમીરખાનનો ઇતિહાસ યશવંતરાવના ઈતિહાસ સાથે સંબંધ છે; અને મરાઠાઓના ઇતિહાસમાં, તેનો ઉલ્લેખ કેટલીક સ્થળે જોવામાં આવે છે. ઇ. સ. ૧૮૦૩ ના એપ્રિલ માસની લગભગ ફત્તેસિંગ માને અને અમીરખાનની કેટલીક ફોજ કૃષ્ણા અને ભીમા નદીની વચ્ચેના પ્રદેશમાં લુંટફાટ કરી રહી હતી, તેવામાં જનરલ વેલેસ્લીએ આવીને, તે લુંટફાટ બંધ કરવાને તેમને કહ્યું, એટલે ફત્તેસિંગ માને પાછો ફર્યો; પરંતુ તે ભીમા નદી ઓળંગીને ગયો નહિ હોય, તેટલામાં તો ફત્તેસિંગ બાજીરાવને મળવા તો નહિ જતો હોય, એવી શંકા અમીરખાનને આવતાં, તેણે તેને પકડી પાડયો. અને તેના માણસોને નસાડી મકવાનો પ્રયત્ન કર્યો. [ ગ્રાંટ ડફ પુ. ત્રી. પૃ. ૨૩૦ ]. આગળ જતાં ઈ. સ. ૧૮૦૪ જ્યારે હોલકર અને અંગ્રેજ વચ્ચે યુદ્ધ ચાલતું હતું, ત્યારે અમીરખાને બુંદેલખંડના એક કિલ્લેદારની મદદે જઇને તે કિલ્લો સર કરવાને આવેલા અંગ્રેજ લશ્કરનું તોપખાનું પડાવી લીધું; અને તોપખાનાના પચાશેક માણસ ઉપરાંત પાયદળની બે પલટનો કાપી નાખી. તે પછી તેણે કાલ્પી ઉપર હલ્લો કર્યો અને તે પછી તેણે કેટલાક દિવસો સુધી અંગ્રેજો સાથે એકાએક છાપા મારવાની પદ્ધતિથી લડવાનું ચાલુ રાખ્યું. [ કિત્તા પૃ. ૨૭૭ ]. ઈ. સ. ૧૮૦૫ માં અંગ્રેજોએ

ભરતપુરને ઘેરો ઘાલ્યો, તે સમયે, ઘેરો ઘાલીને બેઠેલા અંગ્રેજોને સતાવવા માટે અમીરખાન બુંદેલખંડથી પાછો આવ્યો અને ઘેરો ઘાલનાર શત્રુના કેટલાક સૈન્યને બીજી બાજુએ ખેંચી જવાને માટે તે રોહીલખંડમાં જઇને ત્યાં લુંટફાટ કરવા લાગ્યો અને અંગ્રેજોના સૈન્યની રોહિલખંડના લોકોને મદદ હતી, તો પણ તેણે તે કામ કેટલાક દિવસો સુધી ચાલુ રાખ્યું; પરંતુ આગળ જતાં અંગ્રેજ સૈન્યે તેની સામા થઇને તેને હરાવ્યો; અને લોકો પણ તેનો પ્રતિકાર કરવાને તૈયાર થયા, ત્યારે તે ફરીથી પાછો ભરતપુર જઇને હોલકરના સૈન્યની સાથે મળી ગયો. [ કિત્તા. પૃ. ૨૯૪-૯૭ ]

ઈ. સ. ૧૮૦૫ ના ડિસેંબરમાં સેનાપતિ લૉર્ડે અમીરખાન સાથે સંધિ કરી; તેથી યશવંતરાવ હોલકર જ્યારે ઉત્તર હિંદુસ્તાનમાંથી પાછો ફર્યો, ત્યારે અમીરખાન અને હોલકર વચ્ચેનો સંબંધ વધારે દિવસ સુધી ટકી શકયો નહિ. જયપુર અને જોધપુરના રાજાઓ ઉદેપુરની રાજકન્યા માટે માંહોમાંહે લડતા હતા; તેમાં જયપુરના રાજાએ હોલકર પાસે મદદ માગતાં હોલકરે અમીરખાનને તેના પઠાણો સાથે જયપુર રવાના કર્યો. [ ઈ સ. ૧૮૦૮ ]. જયપુર અને જોધપુર વચ્ચેના આ કજીઆ સાથે અમીરખાનના ચરિત્રને વિશેષ સંબંધ હોવાને લીધે તે સંબંધે સવિસ્તર હકીકત માલ્કમના " મેમોયર્સ ઑફ સેન્ટ્રલ ઈંડિયા " નામક ગ્રંથમાંથી નીચે આપવામાં આવી છે.

જયપુરના રાજા જયસિંગને જોધપુરના રાજા સાથે ઉદેપુરની રાજકન્યાના વિવાહ માટે ટંટો ચાલતો હતો. બધા રજપુતોમાં ઉદેપુરનો રાજવંશ શ્રેષ્ઠ મનાતો હોવાને લીધે તેની સાથે સંબંધ બાંધવામાં બધા રજપુત રાજાઓ મોટું માન સમજતા હતા; તેથી એવા સંબંધને માટે બધા રજપુત રાજાઓમાં સ્પર્ધા ચાલે, એ બનવા જોગ છે. ઉદેપુરની રાજકન્યા કૃષ્ણાકુમારી તેના ઉંચા કુલ ઉપરાંત અદ્વિતીય સૌંદર્ય લઇને અવતરી હતી. જોધપુરના માજી રાજા ભીમસિંહ સાથે તેનો વિવાહ નક્કી થયો હતો. ભીમસિંહના મૃત્યુ પછી તેનો દૂરનો સગો મૌનસિંહ ગાદી ઉપર બેઠો; પણ એ જ વરસમાં ભીમસિંહના દિવાન સવાઈસિંગે કોઈ ખરાખોટા રાજપુત્રને ઉભો કરી તેને ગાદીએ બેસાડવાને માટે એક પક્ષ તૈયાર કર્યો અને પોતાના એ હેતુની સિદ્ધિ માટે જોધપુર અને જયપુરના રાજાઓ વચ્ચે હાડવેર ઉત્પન્ન થાય, તેવા ભારે પ્રયાસ કરવા લાગ્યો. પછી મૌનસિંહ ઉદેપુરની રાજકન્યા સાથે લગ્ન કરવાની આશા રાખે છે, એ વાતની તેને ખબર પડતાં જ તેણે જયપુરના રાજા જગતસિંહને તે કન્યા માટે માગું કરવાને ઉશ્કેર્યો. અને કૃષ્ણાકુમારીના અપ્રતિમ સૌંદર્યથી લોભાઇને જગતસિંહે ઉદેપુરના રાણા પાસે તેની માગણી કરી. પછી એક વખત તો તે સંબંધ નક્કી જેવો થઈ ગયો. પરંતુ જયપુરના રાજાને કૃષ્ણાકુમારી આપવાની વાત નક્કી થએલી સાંભળીને જોધપુરના રાજાએ પોતાનો પ્રથમ હક્ક જાહેર કર્યો, અને પોતના પ્રતિસ્પર્ધી સાથે તેનો વિવાહ ન થાય તેના માટે પોતાનાથી બને તેટલું બધું કરવાનો તેણે નિશ્ચય કર્યો. આ રીતે રજપુત રાજાઓ વચ્ચે કલહાગ્નિ સળગતાં જ બંને પક્ષના રાજાઓએ આજુબાજુના રાજાઓને પોતાની મદદે આવવા વિનંતિ કરી; એટલે સિંધિયાએ બાપુજી શિંધે તથા સર્જેરાવ ઘાટગે નામક ક્રૂર સરદારોને અને હોળકરે અમીરખાનને આ રજપુત રાજાઓની મદદે મોકલ્યા. પરંતુ આ કલહને લીધે બંને સંસ્થાનોને અત્યંત નુકસાન થયું; અને જયપુરના રાજાને તો આ શોકપર્યવસાયી યુદ્ધમાં ઓછામાં ઓછા એક કરોડ અને વીસ લાખ રૂપિઆ જેટલું ખરચ થયું હોવું જોઇએ.

મૌનસિંહને આ લડાઈમાં રોકાયલો જોઈને, સવાઈસિંહે, ધોકુલસિંહ નામના, પિતાના મૃત્યુ પછી જન્મેલા રાજપુત્રને ગાદીએ બેસાડવા માટે ભારે ખટપટ ચલાવી.

આ સમયે મૌનસિંહને મદદની ઘણી જ જરૂર હતી. સવાઈસિંહ એકલો જ તેને છોડીને ગયો ન હતો; પરંતુ બીજા સરદારોને પણ તેણે ફોડયા હતા, તેથી મૌનસિંહ હારી ગયો; અને કેટલાક અનુયાયીઓ સાથે તેને નાસી જવું પડયું. આ ઉપરથી જગતસિંહે અને તેના પક્ષના માણસોએ જોધપુરની છાવણી લુંટી લઇને જોધપુર સુધી મૌનસિંહની પુંઠ પકડી. તેટલામાં આ તકનો લાભ લઈને ધોકુલસિંગને ગાદી ઉપર બેસાડવામાં આવ્યો અને ઘણુ રાઠોડ વીરોએ તેની સાથે ઈમાનથી વર્તવાના સોગંદ લીધા.

આ પ્રમાણે એ ટંટો તુર્તને માટે બંધ થયલો જણાયો. પરંતુ મૌનસિંહ કંઈ હિંમત હારી જાય તેવો માણુસ ન હતો. તે તો પ્રથમથી જ દુશ્મનના પક્ષમાં ફાટફૂટ થાય એવા પ્રયત્નો કરી રહ્યો હતો, અને ઘેરો જરા વધારે સમય ચાલ્યો, તેથી તેનું જોર વધ્યું હતું. પછી અમીરખાન તેના કહેવા ઉપર ધ્યાન આપી પગાર નહિ મળવાનું બ્હાનું કાઢી ઘેરો ઘાલનાર સૈન્યમાંથી જતો રહ્યો; તથા જોધપુર તથા જયપુરની હદમાં લુંટફાટ કરવા લાગ્યો; અને

જયપુરના પ્રત્યેક સરદારને, તેની લુંટફાટથી ઘણું જ નુકસાન પહોંચતાં તેમણે જઇને જગત્સિંહ આગળ ફરિયાદ કરી. તેથી તેણે અમીરખાનના સામે લડવાને એક ટુકડી મોકલી આપી. પહેલાં તો અમીરખાન ટોંક સુધી પાછો હઠયો; પણ પાછળથી તેને તોપોની તથા સૈન્યની મદદ મળવાથી તેણે જયપુરના સૈન્ય ઉપર હુમલો કરીને તેને પુરેપુરી શિકસ્ત આપી. હવે અમીરખાનને જયપુરમાં પ્રવેશ કરતો જોઈને ત્યાંના લોકો હતાશ થઇ ગયા; પરંતુ કેટલાક બીજા પ્રસંગોની માફક આ વખતે પણ અમીરખાને જે વર્તન ચલાવ્યું, તેથી લોકોને માલમ પડયું, કે લુટારૂ લોકોના નાયક થવા ઉપરાંત તેને કંઈ વધારે મહત્ત્વાકાંક્ષા ન હતી; કારણ કે વિજયની મોટી બક્ષીસ છોડી દઇને તેણે જયપુરની આસપાસના મુલકમાં માત્ર લુંટફાટ કરીને જ સંતોષ માન્યો.

હવે જયપુરના સૈન્યની હાર થઇ છે, એ વાતની ખબર પડતાં જ, ઘેરો ઘાલનાર સૈન્યની અંદર મોટો કોલાહલ મચી રહ્યો: તેથી જગત્સિંહે રાજધાની તરફ પાછા કરવાનો વિચાર કર્યો અને પોતાને ત્યાં સુધી સુરક્ષિત રીતે પહોંચાડવાને માટે સિંધિયા તરફથી મદદે આવેલા માણસોને મોટી રકમ આપવાનું ઠરાવ્યું. પ્રથમ હલ્લામાં જીતી લીધેલું તોપખાનું અને લુંટ લઇને જયપુરનો રાજા પાછો જતો હતો, એટલામાં જોધપુરના ઇમાની રાઠોડ વીરોએ તેના ઉપર હલ્લો કરીને તે બધું પાછું લઈ લીધું; અને અમીરખાન સાથે મળી જઇને ભારે ઠાઠથી જોધપુરમાં પ્રવેશ કર્યો.

આ રીતે મૌનસિંહને તેનો ગએલો વૈભવ પાછો મળ્યો. પરંતુ જ્યાં સુધી તેનો શત્રુ સવાઈસિંહ જીવતો હતો, ત્યાં સુધી તેની તરફનો તેને ઘણો ડર હતો. સવાઇસિંહે નાગોરનો આશ્રય લીધો હતો; તેથી મૌનસિંહે અમીરખાનને તેના ઉપર હુમલો લઈ જવાનું કહ્યું અને તે માટે અમીરખાનને તેણે પહેલા બે લાખ રૂપિયા, અને કામ પુરૂં થયા પછી ભારે બક્ષીસ આપવાનું વચન આપ્યું; એટલે અમીરખાને એ કામ માથે લીધું. પરંતુ તેણે બળ કરતાં કળનો ઉપયોગ કરવાનો નિશ્ચય કર્યો. પછીથી મૌનસિંહની કૃતઘ્નતા વિષે સંશય પડવાથી પોતે અહીં આવ્યો છે, એવું બહાનુ કાઢી અમીરખાને નાગોરથી થોડાક માઈલ ઉપર પડાવ નાખ્યો અને સવાઇસિંહ સાથે મૈત્રી બાંધવાનો પ્રયાસ કરવા માંડયો. સવાઈસિંહને એમાં કંઈ કપટ છે, એવો વહેમ આવ્યો; પરંતુ અમીરખાને તેની પાસે જે એલચી મોકલ્યો હતો તેણે અમીરખાનની સચ્ચાઈ માટે જામીનગીરી આપી અને સવાઇસિંહ પાસેથી અમીરખાનને મળવા આવવાનું વચન લીધું; પરંતુ વચન પાળવાનો વખત આવ્યો, ત્યારે સવાઇસિંગને પાછો કચવાટ થવા લાગ્યો. તે જોઇને અમીરખાન જાતે તેને મળવા ગયો અને સોગંદ વિગેરેથી તેના મનનું સમાધાન કરી તેનો વિશ્વાસ સંપાદન કર્યો; પરંતુ છેવટે સવાઈસિંહ જ્યારે અમીરખાનને મળવા આવ્યો ત્યારે અમીરખાને પોતાનું ખરેખરૂં સ્વરૂપ પ્રગટ કર્યું અને સવાઇસિંહની તેમ જ તેની સાથે આવેલા અનુયાયીઓની કતલ કરી નાખી. સવાઇસિંહ જો કે કંઈક અંશે આ શિક્ષાને પાત્ર હતો, તો પણ અમીરખાનના ભયંકર ગુન્હામાં તેથી કંઈ ઘટાડો થતો નથી. તેથી તો, તેનામાં માણસાઈ કે નીતિમત્તા મુદ્દલે ન હતાં, તે સ્પષ્ટ જણાઇ આવે છે.

જે સમયે ઉપર્યુક્ત ઘટના બની રહી હતી, તે પ્રસંગે યશવંતરાવ ગાંડો થઇ ગયો અને તેને અટકમાં રાખવાની આવશ્યકતા જણાઇ. તે સાંભળીને અમીરખાન નાગોરનો નાશ કર્યા બાદ રામપુરા આવ્યો અને ત્યાં એવું ઠર્યું, કે અમીરખાને તુળસીબાઇના નામથી હોલ્કરનો સઘળો રાજ્યકારભાર ચલાવવો. ( ઈ. સ. ૧૮૦૮–ગ્રાન્ટ ડફ પુસ્તક ૩. પૃ. ૩૨૧ ). તે પછી હોલ્કર અને નાગપુરના ભોંસલે વચ્ચે હુક્ક સંબંધી કેટલીક તકરાર ચાલતી હતી, તે મટાડવાનું બ્હાનું કાઢીને અમીરખાન નાગપુરકર ભોંસલેના મુલકમાં પેઠો. [ ઇ. સ. ૧૮૦૯ ] પરંતુ વાસ્તવિક રીતે જોતાં, તેમ કરવામાં તેનો ઉદ્દેશ તો માત્ર લુંટફાટ કરવાનો જ હતો. અમીરખાન જો કે પોતાનું તોપખાનું અને પાયદળ જોધપુરમાં મહંમદશાહની પાસે મુકીને આવ્યો હતો, તો પણ કેટલાક પિંઢારાઓ અને ભોપાલનો નવાબ તેના પક્ષમાં આવવાથી તેની સત્તા ઘણી જ વધી પડી હતી. ભોપાળના નવાબને રઘુજી ભોંસલે સાથે અણબનાવ હોવાથી તે આ પ્રસંગે અમીરખાનને આવી મળ્યો હતો. પરંતુ અમીરખાનને પોતાનું લુંટફાટનું કામ અબાધિતપણે ચલાવવાનો જોગ આવ્યો નહિ; કારણ કે અંગ્રેજોએ વચ્ચે પડીને તેને રઘુજીના મુલકમાંથી નર્મદાની પેલી પાર હાંકી કાઢયો. ( ગ્રાન્ટ ડફ, પુ. ૩. પૃ. ૩૨૫)

આ સમયે, હોલ્કરના રાજ્યમાં ઉત્પન્ન થયલી અસજકતા, સિંધિયાના રાજ્યની અસ્વસ્થતા, નિજામના રાજ્યમાં પેઠેલું રાજદ્રોહનું વાવાઝોડું અને અમીરખાનના હાથ નીચેનું વિશાળ સૈન્ય, એ

બધાનો વિચાર કરતાં, મુસલમાની સત્તાની પુનઃસ્થાપના કરવાને માટે એ ખરેખર અનુકૂળ સમય હતો, એ નિસ્સંશય છે. પરંતુ તેનો તેવો કોઈ ઉદ્દેશ જ ન હતો, એમ માનવાને ઘણાં કારણ છે. તેના પઠાણ અનુયાયી એમ કહેતા, કે " આ દિલ્હીનો બાદશાહ થશે, એવું એક ફકીરે ભાખેલું ભવિષ્ય હવે ખરૂં પડવાની તૈયારીમાં છે." પરંતુ અમીરખાને પોતે એવી ઈચ્છા કદિ રાખી જ ન હતી, અથવા તો કોઈની આગળ કહી બતાવી પણ ન હતી. તે જાતે પોતાને હોલ્કરનો આશ્રિત માનતો હતો અને લુટારૂ સૈન્યના અધિપતિ થવા ઉપરાંત, રાજ્ય સ્થાપવાની દિશામાં તેણે કશો જ પ્રયત્ન કર્યો ન હતો.

નાગોરથી પાછા આવ્યા પછી અને યશવંતરાવને તથા તેના કુટુંબને, ધર્મકુવંર પાસેથી છોડાવ્યા બાદ અમીરખાને એક શોકપર્યવસાયી નાટકમાં મુખ્ય નટનો ભાગ લીધો. જયપુર અને જોધપુરના રાજાઓ વચ્ચે સમાધાની કરાવવાનું કામ બહુ ડહાપણભર્યું અને મુત્સદ્દીગિરીભરેલું હતું, તે કામ હવે અમીરખાને પોતાના હાથ પર લીધું. આ કામ સાટાની લગ્નપદ્ધતિથી સિદ્ધ કરવાનું હતું. એટલે જગતસિંહને માનસિંહની પુત્રી અપાવીને અને માનસિંહની સાથે જગતસિંહની બેન પરણાવીને એ બંને કુટુંબોનો સંબંધ દૃઢ કરવાનો હતો. પરંતુ એ બંને લગ્ન પાર પાડવાને માટે ટંટાના મૂળ કારણરૂપ ઉદેપુરની રાજકન્યા જે કૃષ્ણાકુમારી, તેને મારી નાખવાની જરૂર છે, એમ અમીરખાનને લાગવાથી તેણે ઉદેપુરના મંત્રીને પોતાનો વિચાર સમજાવવાને પ્રયત્ન કર્યો. [ ઈ. સ. ૧૮૧૦ ], અને તેણે વધારામાં જણાવ્યું, કે ટંટાનું મૂળ જ્યાં સુધી હયાત હશે, ત્યાં સુધી હિંદુસ્તાનના બળવાન રજપૂત રાજ્યોમાં શાંતિ સ્થપાવાની નથી. કારણ કે, એકને કન્યા આપતાં બીજાને ખોટું લાગે, એ સ્પષ્ટ છે અને છેવટના ઉપાય તરિકે છોકરીને અવિવાહિત રાખીએ તો તેથી રજપૂત કુળને કલંક લાગવાનો સંભવ છે. આ પ્રમાણે બુદ્ધિવાદ ચલાવીને છેવટે અમીરખાને પોતાનો ઈરાદો તે લોકો આગળ રજુ કર્યો. આ વાત [ એટલે પેટની દીકરીનો જીવ લેવાની અથવા તેને આત્મહત્યા કરવાને તૈયાર કરવાની વાત ] કૃષ્ણાકુમારીનો પિતાને પસંદ પડી નહિ. પરંતુ રાજાની બેન ચાંદબાઈએ આ દુષ્કર્મ કરવાનું માથે લીધું અને કૃષ્ણાકુમારીને પોતાના પિતાની, કુટુંબની અને રાષ્ટ્રની આબરૂનું રક્ષણ કરવાનો ઉપદેશ કરીને તેની આગળ વિષનો પ્યાલો ધર્યો. કૃષ્ણાકુમારી ડાહી હતી. તેથી તેણે બધાં ઉપરનું સંકટ દૂર કરવાને માટે આત્મહત્યા કરવાનું ખુશીથી કબુલ કર્યું અને એક પછી એક, વિષના ત્રણ પ્યાલા ગટગટાવી ગઈ. છેવટનો પ્યાલો પીતાં પહેલાં તેણે " આની સાથે જ લગ્ન કરવાનું મારા નશીબમાં નિર્મિત થએલું હશે," એવા હૃદયદ્રાવક ઉદ્‌ગાર કાઢ્યા હતા. મહેલમાં શું ચાલી રહ્યું હતું, તેની બધાંને ખબર હતી; તેથી, અને તેના અપ્રતિમ લાવણ્ય તથા તારુણ્યને લીધે, બધાંને ઘણું ખોટું લાગ્યું. ઉદેપુર શહેરમાં તેના મૃત્યુની ખબર પ્રસરતાં જ જ્યાં ત્યાં હાહાકાર થઈ રહ્યો, અને આવી અબલાનો ભોગ લઈને જેમણે સુખ સંપાદન કર્યું, તેમના નામ ઉપર બધા ફિટકારનો વરસાદ વરસાવવા લાગ્યા. વળી તે પછી તુર્ત જ કૃષ્ણાકુમારીની મા પણ પુત્રીના શોકમાં મરી ગઈ. હવે અમીરખાનના આ કૃત્યમાં સાધનરૂપ બનીને, અજિતસિંહ નામના ઉદેપુરના એક મોટા કુટુંબના સરદારે ઉદેપુરને જે નામોશી લગાડી હતી, તે નામોશી, સુગવાનસિંગે [ કરંધરના સંસ્થાનિક ] પોતાના સ્વાભિમાની વર્તનથી ધોઈ નાખી એમ કહીએ, તો તેમાં અતિશયોકિત નથી. કૃષ્ણાકુમારીનો આવી રીતે અંત આવ્યો, તે સાંભળતાં જ તે મહારાણાના દરબારમાં આવ્યો અને કમરેથી તલવાર કાઢી તેના પગ આગળ મૂકીને શાંત પણ સ્વાભિમાનસૂચક મુખમુદ્રાથી કહ્યું કે " રાણાજી, મારા પૂર્વજોએ ત્રીસ પેઢી સુધી આપની ચાકરી કરી છે; તમારે માટે મને જે લાગણી થાય છે, તે વ્યકત કરવાને હું અશકત છું; પરંતુ આજથી હવે આપના માટે હું કદી પણ મારૂં શસ્ત્ર ઉપાડી શકીશ નહિ, " આટલું કહી તે અજિતસિંહ તરફ ફર્યો, અને તેને ઉદ્દેશીને તેણે કહ્યું કે, " તેં રજપુતોના નામને કલંક લગાડ્યું છે; તું સંતતિહીન થઈને મરીશ". સુગવાનસિંહ છેવટ સુધી પોતાના કહ્યા પ્રમાણે વર્ત્યા અને આ બાજુ અજિતસિંહ પણ સંતતિહીન થઈને છેવટે હાલહવાલ થઈને મરણ પામ્યો.

ઈ. સ. ૧૮૧૧ ના ઑકટોબર માસમાં યશવંતરાવ હોલ્કર મરણ પામવાથી તુલસીબાઈએ મલ્હારરાવ હોલ્કરને દત્તક લીધો. અમીરખાન આ પછી તુર્ત જ રાજપુતાનામાં ગયો; પરંતુ ઝફુરખાન નામના પોતાના એક સગાને તુલસીબાઈ પાસે જાગીર અપાવીને પોતાના પ્રતિનિધિ તરિકે તેની પાસે મૂકતો ગયો. ( ગ્રાંટ ડફ. પુ. ૩. પૃ. ૩૨૧ ).

ઉદેપુરનું પ્રકરણ સમાપ્ત થયા પછી અમીરખાન જોધપુર ગયો. અને જયપુર તથા ઉદેપુરના ટંટા શમી ગયા પછી તેના સૈન્યની મુસલમાની

ટુકડીઓ આખા રજપુતાનામાં લુંટફાટ કરવાને માટે રખડવા લાગી. ( ૧૮૧૨–૧૩ ) વળી કોઈ કોઇ વખતે, સૈન્યની અંદર બંડ ઉઠવાથી, અથવા સરદારોમાં ટંટો થવાથી, અગર તો કોઈ સારા કિલ્લેદારી પ્રદેશોની સાથે વિરોધ થવાથી, તેમની લુટફાટ કેટલાક વખત સુધી બંધ પડતી હતી. ( ૧૮૧૪–૧૫ )

પછી, થોડાંક વર્ષોમાં જ જોધપુરના રાજ્યને પડતીમાં આવેલું જોઇને દિવાન ઇંદુરાજે તથા રાજગુરુ દેવનાથે દેશમાંના કેટલાક વિધ્વંસક એટલે દુષ્ટ માણસોને દૂર કરવાનો નિશ્ચય કર્યો. તેમણે અમીરખાનને રાજ્ય છોડીને ચાલ્યા જવાને કહ્યું અને તેણે પણ તેમ કરવાનું કબૂલ કર્યું; પરંતુ જોધપુરના રાજા પાસે પોતાનું નીકળતું બધું લેણું સત્વર ચુકવી દેવાને તેણે તેમને આગ્રહ કર્યો. સંસ્થાને પોતાની શકિત પ્રમાણે તે બાબતનો ફડચો કર્યો અને હવે બધો રાજ્યકારભાર સારી રીતે ચાલશે, એમ સર્વને લાગવા માંડયું. પછી અમીરખાન શરત મુજબ જોધપુર છોડીને ચાલ્યો ગયો અને બાકી રહેલું કેટલુંક લેણું વસુલ કરવાને માટે, પોતાની પાછળ થોડુંક સૈન્ય મુકતો ગયો. પરંતુ આ સૈન્યે ઇંદુરાજને સકંજામાં લીધો અને કેટલીક બોલાચાલી થતાં ઇંદુરાજ અને રાજગુરુ દેવનાથ બંને માર્યા ગયા. અમીરખાને ઢોંગ કરીને જાહેર કર્યું, કે “ આ બનાવ સાથે મારે કશો સંબંધ નથી; અને સૈન્યોની લડાયક વૃત્તિને લીધે જ આ બનાવ બનવા પામ્યો છે.” પરંતુ માલ્કમ લખે છે, કે તેના હુકમથી જ,અને તેની જાણમાં જ આ બનાવ બનેલો છે, એમ માનવાને ઘણાં કારણો છે. હવે દેવનાથ ઉપર માનસિંગને ઘણી શ્રદ્ધા હોવાથી તેના હૃદયને આ બનાવથી ઘણો આઘાત થયો. તેથી તેણે એકદમ વૈરાગ્યવૃત્તિ ધારણ કરી લોકો સાથે બોલવાનું બંધ કર્યું. વળી હજામત કરાવવાનું પણ બંધ કરીને દાઢી અને વાળ વધવા દીધા અને આવી સ્થિતિમાં તે મૃતવત આયુષ્ય વીતાડવા લાગ્યો. તે પ્રસંગે તેના પુત્ર ચતુરસિંગે રાજ્યકારભાર પોતાના હાથમાં લીધો; અને પોતાના મૃત્યુ સુધી [ ૧૮૨૨ ] ચલાવ્યો. તેના મૃત્યુ પછી માનસિંહે પોતાની ઘેલછા છોડી દઈને ફરીથી પાછું પૂર્વવત રાજ્યકારભાર ચલાવવાનું શરૂ કર્યું.

અમીરખાન પછી જોધપુર પાછો ગયો નહિ. બે વર્ષ લગી તે જયપુર લુટવામાં ગુંથાયલો હતો. માધવરાજપુરના કિલ્લાને તેણે નવ મહિનાથી ઘેરો ઘાલ્યો હતો. અને તેના બંડખોર સૈન્યની મદદથી કિલ્લો સર કરવાની તે તૈયારીમાં હતો, એટલામાં સર ડેવિડ ઑકટરલોની પિંઢારાઓનો નાશ કરવાને માટે રજપુતાનામાં આવ્યો અને અમીરખાનને માલમ પડયું, કે આ અંગ્રેજ સેનાપતિ સાથે વિરોધ કરવામાં પોતે ફાવી શકે તેમ નથી; એટલે અંગ્રેજોએ જણાવેલી શરત ઉપર પોતાનું લુટારૂપણું છોડી દેવાને તે તૈયાર થયો.આ શરતોથી જો કે તેને પોતાનું લુટારૂ સૈન્ય છોડી દેવું પડયું; તો પણ તેને પોતાને તો સંસ્થાનિકના જેવી જાગીર મળી. અર્થાત આ સંધિથી તેને પોતાને તો કંઈ નુકસાન થયું નહિ. ઉલટું હોલ્કરના રાજ્યમાંનો લગભગ પંદર લાખ રૂપિયાની આવકનો મુલક તેની પાસે રહેવા દેવામાં આવ્યો; એટલું જ નહિ, પણ તે ઉપરાંત બક્ષિસ તરિકે અંગ્રેજ સરકારે તેનો રામપુર જીલ્લો પણ આપ્યો. આ શરતો ઉપર અમીરખાન તરફથી તેના પ્રતિનિધિએ દિલ્હી મુકામે તા. ૯ નવેમ્બર સને ૧૮૧૭ ના રોજ સહી કરી હતી. પરંતુ અમીરખાને પોતે શરતો ઉપર સહી કરવામાં જરા વખત લીધો હતો; કારણ કે અમીરખાનની છાવણીમાં, આ સમયે પેશવા તરફથી એલચી આવેલો હતો. વળી તે ઉપરાંત પુનાના તથા નાગપુરના દરબાર ઉપર પણ તેની બારીક નજર હતી.

હવે અમીરખાનના મનમાં જે કંઈ આશા હશે, તેનો નાશ થવાને લીધે અને તેના બેકાર થયલા અનુયાયીઓની ગાળો તથા શાપને લીધે સુલેહ કર્યા પછી પણ કેટલાક દિવસો સુધી તેનું મન અસ્વસ્થ હતું. પરંતુ ગવર્નર જનરલની ઉદારતાને લીધે તેને સ્વસ્થતા મળી. અમીરખાન બહુ દૂરદષ્ટિ હોવાને લીધે કોઈ કોઈ વાર તેના શૌર્ય માટે શંકા ઉપજે તેમ થતું. વળી જેનામાં અર્ધા હિંદના પિંઢારાઓની પોતાની સત્તા નીચે રાખવાની શકિત હતી; તેણે બ્રિટિશ સરકાર સાથે વૈરવૃત્તિ છોડી દઇને દેશમાં શાંતિનો પ્રસાર શી રીતે થવા દીધો હશે, એનો વિચાર કરતાં નવાઈ લાગે છે. તેની સત્તાની લગામ એટલે તેનો કેર તદ્દન દૂર થતાં તે છેક નિર્માલ્યવત થઈ ગયો. જે સંસ્થાનને લીધે તેનો ઉદય થયો, તે હોલ્કર દરબાર, પોતાન જ નાશ કરનાર માણસ તરિકે તેને ઓળખે છે; અને મંડલેશ્વરની સંધિ પહેલાં અને તે પછીથી અંગ્રેજ સરકાર અને હોલ્કર વચ્ચે સમાધાન કરાવવાની જ્યારે તેણે ઇચ્છા દર્શાવી, ત્યારે સર્વ પક્ષો તેને પોતાના શત્રુ સમાન ગણતા હતા,તે વાત સ્પષ્ટ થઈ ગઇ હતી. તો પણ અમીરખાનમાં જો કોઈ સદગુણ હોય, તો તે મિત્ર-પ્રેમ હતો,તે તેણે હોલ્કરની સાથે રાખેલા મૈત્રી ભર્યા વર્તનથી જણાઈ આવે છે. વળી યશવંતરાવની

ની દુષ્ટ ટેવો નાબુદ કરવાને તેણે જે સતત અને આગ્રહી પ્રયાસ કરેલો, તેનું કારણ પણ આ જ હતું. તદુપરાંત સાદરીની નજીક ધર્મકુંવરની સાથે જે યુદ્ધ થયું, તેમાં અમીરખાને પોતાના પ્રાણની દરકાર રાખ્યા સિવાય મિત્રનો પક્ષ કરેલો, તેમાં પણ તેનો મિત્રપ્રેમ પ્રકાશી ઉઠે છે. એ વાત, તેના કટ્ટામાં કટ્ટા દુશ્મનને પણ કબુલ કરવી પડે તેવી છે.

સંદર્ભ ગ્રંથઃ—માલ્કમ કૃત મેમૉયર્સ ઑફ સેન્ટ્રલ ઇંડિયા, ગ્રાંટ ડફ.

**અમુદરિયા અથવા ઑક્સસઃ**—મધ્ય એશિયામાંની મોટી નદીઓમાંની એક નદી. સંસ્કૃત અને બૌદ્ધ ગ્રંથોમાં એને વંક્ષુ નામથી વર્ણવેલી છે.

ઈ. સ. ૧૮૮૫ માં રૂશિયા અફગાન સરહદ નક્કી કરવાને માટે, નીમેલા કમીશનની બેઠક થઈ, ત્યાં સુધી ઉત્તર ઑક્સસ પ્રદેશ સંબંધેની માહિતી બહુ ઓછી હતી, અને આ નદીનો પ્રવાહ કેવી રીતે વહે છે, તેની રૂપરેખા, પણ સ્પષ્ટ ન હતી; પરંતુ પછીથી રૂશિયન સંશોધક અને હિંદીએ મોજણી કરવામાં ઘણો જ શ્રમ ઉઠાવીને આ નદીનો પ્રવાહ તથા તેને મળનારી બધી નદીઓ શોધી કાઢી. પામીરમાંનાં વિક્ટોરિયા સરોવરથી માંડીને અફગાન તુર્કસ્તાનના અંધુકી જીલ્લાના છેડા ઉપર આવેલા ખામિઆબ સુધીના આશરે ૬૮૦ માઈલના પ્રદેશની આ ઑકસસ નદી અફગાનિસ્તાન ને તુર્કસ્તાન વચ્ચેની સરહદ થઈ શકે છે. અને ખામિઆબની નીચે બીજા ૫૫૯ માઈલ સુધી તેનો પ્રવાહ સ્વચ્છંદી અને શિથિલ થઈ આખરે આરલ સમુદ્રમાં તે પ્રવાહ વિલીન થાય છે. ચર્જુયી ( ખામિઆબ નીચે દોઢસો માઈલ ઉપર ) આગળ આ નદીના ઉપર લાકડાનો પુલ બાંધવામાં આવ્યો છે અને મર્વથી માંકડીને સમરકંદ સુધીની રૂશ્યન રેલ્વે એના ઉપર થઇને પસાર થાય છે.

ઘણાં વર્ષો સુધી ઑકસસના ઉત્પત્તિસ્થાનને માટે મોટો અને મનોરંજક ભૌગોલિક વિવાદ ચાલી રહ્યો હતો; અને આ વિવાદમાંથી કેટલીક રાજકીય મહત્વની બીના પણ ઉપસ્થિત થઇ હતી. કારણ કે રૂશિયા અફગાન સરહદની બાબતમાં આ ઉત્પત્તિસ્થાનનો સંબંધ સર્વ કોઇને માન્ય હતો.

**અમૃતઃ**—જે સુખને માટે આખું જગત મોટું ધાંધલ મચાવી રહ્યું છે, તે સુખને છિન્નભિન્ન કરનાર મૃત્યુ કોને પ્રિય લાગે? તેથી જ એવા મૃત્યુથી છુટકો મેળવવાને માટે જગતની ઉત્પત્તિથી માંડીને મનુષ્ય કોઈ કિમિયો શોધવાનો પ્રયાસ આદરી રહ્યો છે. વળી દેવ માણસ કરતાં શ્રેષ્ઠ એટલા માટે છે, કે તેમને મૃત્યુ આવતું નથી અને તેઓ અમર છે, તેનું કારણ એ, કે તેમની પાસે અમર કરે એવો એક પદાર્થ છે; એવી પ્રાચીન ભાવના છે. "અમૃત" શબ્દ વૈદિક સાહિત્યમાં ડગલે ડગલે જડી આવે છે. પરંતુ ત્યાં તેનો અર્થ મરણરહિત, અથવા તો ઉદક એટલે પાણી થાય છે. એકાદ મીઠા પીણાના પર્યાયવાચક શબ્દ તરિકે તેને વૈદિક સાહિત્યમાં વાપરેલો જોવામાં આવતો નથી.

પુરાણમાં અમૃત વિષે જે ઉલ્લેખ કરવામાં આવ્યો છે, તેની હકીકત ભાગવતમાં ( સ્કંદ ૮ અધ્યાય ૬–૧૧ ) નીચે પ્રમાણે આપેલી છે. એક સમયે ઐરાવત હાથી ઉપર બેઠેલા ઇંદ્રને જોઇને સંતુષ્ટ થએલા દુર્વાસા ઋષિએ પોતાના ગળામાંથી માળા કાઢીને પ્રસાદ તરિકે ઇંદ્રને અર્પણ કરી, પરંતુ ઇંદ્રે તે એકદમ ઝીલી લીધી નહિ; તેથી તે હાથીના પગ નીચે આવીને કચરાઈ ગઈ. પોતાના પ્રસાદ તરિકે આપેલી માળાની આ સ્થિતિ જોઇને ક્રુદ્ધ થયલા દુર્વાસાએ ઇંદ્રને શાપ આપ્યો, કે "તારૂં ઐશ્વર્ય અને ઇંદ્રપદ નષ્ટ થશે." આથી ઇંદ્રનું તથા દેવોનું સર્વ ઐશ્વર્ય નાશ પામ્યું; અને આ પ્રમાણે હતવીર્ય થઈ ગયલા દેવોનો દાનવોથી વારંવાર પરાભવ થવા લાગ્યો મહાભારતમાં વર્ણવેલી સમુદ્રમંથનની કથામાં ( આદિપર્વ અ. ૧૭–૧૯ ) ઉપર્યુક્ત કારણ સિવાય બાકીની બધી કથા આપેલી છે. ) પછી બ્રહ્માને આગળ કરીને સર્વ દેવો વિષ્ણુને શરણે ગયા; એટલે તેમણે કહ્યું, કે તમે દૈત્યો સાથે સલાહ કરી તેમની મદદથી સમુદ્રમંથન કરીને અમૃત કાઢો, એટલે તે પીવાથી તમે દૈત્યોથી પરાભવ પામશો નહિ. વિષ્ણુની આ યુક્તિ દેવોને પસંદ પડી; તેથી તેઓ દૈત્યો સાસે ગયા, અને સમુદ્રમંથનની કથા તેમને કહી બતાવી; એટલે દૈત્યોએ પણ સમુદ્રમાંથી જે અમૃત નીકળે, તેમાંથી અર્ધું પોતે લેવાની શરતે સમુદ્રમંથન કરવાનું કબૂલ કર્યું. પછી દેવોએ તથા દૈત્યોએ મળી મંથન કરવાને માટે મંદર નામના પર્વતને ઉચકીને ક્ષીરસમુદ્ર પાસે આણ્યો; અને દોરીને માટે અમૃતમાંથી ભાગ આપવાનું કબુલ કરીને વાસુકીને લઈ આવ્યા, ત્યાર બાદ તેને મંદરાચલની આજુબાજુ લપેટી પૂંછડા ભણીથી દેવોએ પકડીને તથા મુખ તરફનો ભાગ દૈત્યોએ પકડીને મંથન કરવાની શરૂઆત કરી. પરંતુ મંદરાચલની નીચે કંઈ ટેકો નહિ હોવાથી તે નીચે ઉતરી જવા

લાગ્યો; એટલે વિષ્ણુએ કાચબાનું રૂપ ધારણ કરીને મંદરાચલનો ટેકો કર્યો. તે પછી મંથનનું કામ સારી રીતે ચાલવા લાગ્યું; અને સમુદ્રમાંથી અનેક વસ્તુઓ નીકળ્યા બાદ હાથમાં અમૃતનો કલશ લઈને એક મનુષ્ય સમુદ્રમાંથી બહાર આવ્યો. તે જોતાં જ દૈત્યો તે કલશ તે માણસના હાથમાંથી ઝુંટાવી લઈને ત્યાંથી પલાયન કરી ગયા. તે જોઈને દેવો અત્યંત દુઃખિત થયા અને ફરી પાછા વિષ્ણુ પાસે જઇ અમૃત વિષેની બનેલી બધી વાત કહી સંભળાવી. તે સાંભળીને વિષ્ણુએ તેમને કહ્યું કે "તમે શાન્ત થાઓ, હું તમારૂં સંકટ દૂર કરીશ" પછી, વિષ્ણુ મોહિનીનું સ્વરૂપ ધારણ કરીને દૈત્યોની પાસે ગયા. એટલે મોહિનીના રૂપથી મોહિત થઇ ગએલા દૈત્યો, અમૃતને મુકી દઇ તે મોહિનીની પાછળ દોડયા; અને કહ્યું કે, 'તું જ આ અમૃત અમને બધાને વહેંચી આપીને અમારા ઉપર અનુગ્રહ કર.' તે સાંભળીને મોહિનીએ પોતે જે કરે, તે તે સર્વેએ કબુલ રાખવું પડશે, એવી શરત કરીને દેવોને તથા દૈત્યોને હારબંધ બેસાડી દીધા, અને દેવો બહુ અધીરા છે, માટે પ્રથમ તેમની જીદ પૂરી કરીને બધું અમૃત તમને જ પીરસીશ, એમ દૈત્યોને સમજાવીને પ્રથમ દેવોને અમૃત પીરસવાની શરૂઆત કરી. હવે દેવોને અમૃત પીરસ્યા પછી આપણને અમૃત મળે કે ન મળે, એવી શંકા આવવાથી રાહુ નામનો એક દૈત્ય ગુપ્ત રૂપથી દેવોની મધ્યમાં જઈને બેઠો. પરંતુ તેનું તે કપટ ચંદ્ર અને સૂર્ય સમજી ગયા; તેથી તેમણે વિષ્ણુ પાસે જઈ તેની ચાડી કરી. એટલે વિષ્ણુએ, પોતાના ચક્રથી એકદમ તેનું શિર ઉડાવી દીધું. પરંતુ તેના મુખમાં અમૃત પડેલું હોવાને લીધે ધડ નિર્જીવ થઈ ગયું, છતાં શિર તો સજીવ રહ્યું, અને તે જ કેતુ નામનો અસુર થઇને ચંદ્ર તથા સુર્યે તેની ચાડી કરી હતી, તેથી તેમને ઉપદ્રવ કરવા લાગ્યો. પછી મોહિનીએ અમૃત પીરસતાં પીરસતાં દેવોમાં જ બધું અમૃત ખલાસ કરી દીધું, અને દૈત્યોને માટે બાકી મુદ્દલ રહ્યું નહિ, એટલે દેવો અને દૈત્યો વચ્ચે ફરીથી યુદ્ધ થયું, અને મોહિની અદૃશ્ય થઈ ગઈ. અમૃતની ઉત્પત્તિની માહિતી આ પ્રમાણે છે.

ચંદ્ર અમૃતમય હોવાથી તેમાંનું અમૃત દેવો કૃષ્ણપક્ષમાં પ્રાશન કરે છે, અને છેવટે બે કલા બાકી રહે છે, એટલે તેના પૃષ્ઠ ભાગ તરફથી પિતૃઓ આવીને અમાવાસ્યાને દિવસે ચંદ્રના કિરણોમાંથી નીકળતા સુખકારક અમૃતનું પ્રાશન કરીને એક માસ સુધી તૃપ્ત રહે છે. એવો ઉલ્લેખ વિષ્ણુપુરાણમાં કરવામાં આવેલો છે. ( અ. ૨, અ. ૧૨ )

પાશ્ચાત્યોમાં અમરત્વ આપનારાં જે ખાદ્યપેય કલ્પેલાં છે, તેમને 'ઍમ્બ્રોશિયા' અથવા નેકટર નામથી ઓળખે છે. ઘણુંખરૂં ઍમ્બ્રોશિયાને ખાદ્યના અને નેકટરને પેયના અર્થમાં સમજવામાં આવે છે; પરંતુ ઘણા પ્રસંગે આ બંને નામ અમર કરનાર ખાદ્યને અને પેયને આપેલાં જોવામાં આવે છે. કેટલાક એમ કહે છે, કે આ બન્ને પદાર્થો મધની જાતના હોવાથી મધની માફક તેમનામાં શરીરને શુદ્ધ કરવાનો, અને આરોગ્ય બક્ષવાનો ગુણ રહેલો છે. ત્યારે તે અમરત્વ બક્ષી શકે, તેમાં કંઈ નવાઈ નથી ( રૅાશ્ચર નેકટર ઍંડ ઍંબ્રોશિયા ). વળી હોમરના ( ઇલિયડ ૧૪. ૧૭૦; ૧૯.૩૮ ) કહેવા મુજબ તો સ્નાન કરતી વખતે શરીરે લગાડવાના અંગરાગ જેવા સુગંધી પદાર્થ તરિકે પણ તેમનો ઉપયોગ કરવામાં આવતો હતો; અને આ પદાર્થ સુવાસિક હોવાને સબબે સુવાસના કામમાં તે વપરાતા હોય, તો તે બનવાજોગ છે. તેમ જ ગ્રીક પુરાણોમાં પણ એવો ઉલ્લેખ જોવામાં આવે છે, કે દેવો તેને પોતાના કેશમાં નાખતા હતા.

ટૉલેમી સોટરની પત્ની બેરેનાઇસે, વીનસે આપેલું ઍંબ્રોશિયા ખાધું, કે તુર્ત જ તે મૃત્યુના પંજામાંથી છુટી, તથા ઍંબ્રોશિયા ખાઇને રિનોનસ અમર થયો, એવા પ્રકારની ઘણી કથાઓ છે. વળી જખમને રૂઝાવવાનો ગુણ ઍંબ્રોશિયામાં હોવાથી વર્જીલના ઇનીઅડમાં, વીનસ આ પદાર્થ લગાડીને પોતાના બાળકોના જખમો રૂઝાવતી એવું, વર્ણન જોવામાં આવે છે.

[સંદર્ભ ગ્રંથોઃ—એ. બ્રિ. ( ઍંબ્રોશિયા; નેકટર ), લેંપ્રેરે કલાસિકલ ડિક્ષનરી. હોમર ઇલિયડ; વર્જિલ નિઅડ પિંડાર થિઓક્રિટસ. ઓવિડ કટલસ. રૅાશ્ચર–નેકટર ઍંડ ઍંબ્રોશિયા અને લેગ્ઝિકૅાન ડર માયથૅાલાજી ]

**અમૃતચંદ્ર સૂરિઃ**—તેણે કુંદકુંદાચાર્યના સમયસાર નામક પુસ્તક ઉપર આત્મખ્યાતિ નામની ટીકા લખેલી છે. આ સૂરિ સંવત ૯૬૨ માં હયાત હતો અને તેણે નીચે જણાવેલા ગ્રંથો લખેલા છેઃ—

(૧) સમયસાર ટીકા, (૨) પ્રવચનસાર ટીકા (૩) પંચાસ્તિકાય ટીકા (૪) તત્ત્વાર્થસાર (૫) પુરુષાર્થ સિદ્ધયુપાય અને (૬) તત્ત્વદીપિકા.

**અમૃત બાજાર ( બંગાલા )**:—તે જેસોર જીલ્લાનું એક ગામ છ; અને તે ૨૩° ૯' ઉત્તર

અક્ષાંશ તથા ૮૯° ૪' પૂર્વ રેખાંશ ઉપર આવેલું છે. તેમાં વસ્તી આશરે બારસો માણસની છે. અમૃતબજાર પત્રિકા નામનું સુપ્રસિદ્ધ વર્તમાનપત્ર પ્રથમ આ જ સ્થળે પ્રસિદ્ધ થયું હતું. હાલમાં તે કલકત્તામાંથી પ્રસિદ્ધ થાય છે. ઈ. સ. ૧૮૬૧ માં શિશિરકુમાર અને મોતીલાલ ઘોષ નામના બે યુવાનોએ તે શરૂ કર્યું હતું. તેમની માનું નામ અમૃતમયી હોવાથી, તેના સ્મરણાર્થે તેઓએ લાકડી હાથછાપખાના ઉપર જાતે જ બીબાં ગોઠવીને તથા શાહી લગાડીને આ પત્ર અત્યંત નિઃસ્પૃહતાપૂર્વક ચલાવ્યું હતું. પછીથી તેઓ તે પત્ર કલકત્તા લઇ ગયા; અને ત્યારપછી લૉર્ડ લિટનની કારકીર્દિમાં જ્યારે એતદ્દેશીય વર્તમાનપત્રોનો કાયદો પ્રસાર થયો, ત્યારે પત્રિકા અંગ્રેજીમાં નીકળવા લાગી. પત્રિકા નીકળી ત્યારથી સરકાર તેના તરફ કરડી નજરથી જુએ છે. તેની અપ્રિય પણ સત્ય અને સ્પષ્ટ ભાષાથી તથા સરકારી તથા બીજી ગુપ્ત માહિતી એકદમ પ્રસિદ્ધ કરવાના સાહસને લીધે, લોકો તે પત્રને પોતાના પક્ષનું, અને જુલમી સંસ્થાનિકો તેને પોતાના શત્રુ જેવું ગણે, તો તેમાં કંઈ નવાઈ જેવું નથી. શિશિરકુમાર પછી મોતીલાલજીએ તે પત્રિકા ઘણા વખત સુધી સારી રીતે ચલાવી અને તેમના મૃત્યુ પછી પણ જુસ્સાપૂર્વક જ ચાલ્યા કરે, એવી આશા છે.

**અમૃતરાયઃ**—ધુંડિરાજ માલુકૃત "ભક્તકથામૃત" નામક ગ્રંથમાં "અમૃતરાય વિસામોરેનો આશ્રિત હતો," એમ લખેલું છે.

વિસામોરો ઔરંગાબાદનો કોઈ મુત્સદ્દી હતો. અમૃતરાયનો જન્મ શકે ૧૬૨૦ માં અને મૃત્યુ શકે ૧૬૭૫ માં થયાં હતાં, એમ આજગાંવકર ઓકનો પુરાવો આપીને લખે છે.

ધ્રુવચરિત્રમાં અમૃતરાય પોતાના સંબંધમાં "માતા ઉમા પરમ શંકર તાત ઝાલા" એ પ્રમાણે માહિતી આપે છે. વળી મધ્વમુનીશ્વરના ઉપદેશથી અમૃતરાય ઈશ્વરભક્તિ તરફ વળ્યા હતા, એવી આખ્યાયિકા પ્રચલિત છે. 'અવિનાશસંદેહહરણ' નામક ગ્રંથમાં અમૃતરાયે પોતાના ગુરુનું નામ "અંબિકાસરસ્વતી" જણાવેલું છે અને તે જ નામ બીજાં કેટલાંક પદોમાં ઉલ્લેખ કરાયલું જોવામાં આવે છે. છતાં તેમના કવિતાસંગ્રહમાં 'શ્રી ગુરુ મધ્વનાથપર અમૃતરાય બલહારી' એવું લખેલું પણ મળી આવે છે. તદુપરાંત 'અમૃત મ્હણે તુમ્હી ભજા નિરંતર શ્રીધર ગુરુચે પાય' એવો ઉલ્લેખ પણ મળી આવે છે. આ ગુરુત્રયી ઉપરથી અનેક અમૃતરાય થયા હશે, કે શું, એવી શંકા આજગાંવકરને થાય છે. અમૃતરાયને ઘણા શિષ્યો હતા અને તેમાં માધવ તથા બ્રહ્મગિરી કવિ હતા. તેમણે પણ પોતાની કવિતામાં અમૃતરાયજીનો ઉલ્લેખ કરેલો છે.

**અમૃતરાયનાં કાવ્યોઃ**—(૧) ગણપતિવર્ણન, (૨) જગદંબાવર્ણન, (૩) ધ્રુવચરિત્ર, (૪) શુકચરિત્ર, (૫) સુદામાચરિત્ર, (૬) નારદી, (૭) કૃષ્ણચરિત્ર, (૮) દ્રૌપદીવસ્ત્રહરણ, (૯) રામચંદ્રવર્ણન, (૧૦) કૃષ્ણવર્ણન, (૧૧) રાધાવર્ણન (૧૨) કૃષ્ણધ્યાન, (૧૩) મૃત્તિકાભક્ષણ, (૧૪) વત્સલાહરણ (૧૫) રાસક્રીડા, (૧૬) કુંજવનવિહાર, (૧૭) કૃષ્ણલીલા, (૧૮) ચંદ્રાવળી (૧૯) દુર્વાસયાત્રા (૨૦) પારિજાતકાખ્યાન (૨૧) જીવદશાવર્ણન (૨૨) ઉપદેશ અને (૨૩) પૂતનાવધ ઈ. આ ઉપરાંત તેમના ૩૪ ખંડ કાવ્યો અને ૧૫૦ પદો છપાયલાં છે. 'દામાજીની રસદ' નામક કાવ્ય અમૃતરાયે નહિ, પણ તેના શિષ્ય બ્રહ્મગિરીએ લખેલું છે.

અમૃતરાયની વર્ણનશૈલી ખરેખર અપ્રતિમ છે. સુદામાચરિત્રમાં કૃષ્ણનાં અપરિમિત ઐશ્વર્યનું વર્ણન, દ્રૌપદીવસ્ત્રહરણમાં અનેક વસ્ત્રો અને તેમને માટે પ્રસિદ્ધ જગ્યાઓનાં નામ; ભોજનના પદાર્થો, રાસક્રીડામાંની રાગરાગિણીઓ વિગેરે જોવાથી આ કથનની પ્રતીતિ થશે. અમૃતરાયની કવિતા, કટાવબદ્ધ હોવાથી, વર્ણન માટે તે સુયોગ્ય વાહન છે. કીર્તનકાર પોતાના કીર્તનને ઝમકદાર બનાવવાને માટે હમેશાં અમૃતરાયના કટાવ બોલે છે. વળી કાવ્યવર્ય મોરોપંત, સન્મણિમાલામાં જે લખે છે, કે 'કીર્તન સુખાર્થ ઝાલા અવતારચી અમૃતરાય જીવાચા' તે ખરેખર યથાર્થ જ છે.

અમૃતરાયની ભાષા સાદી, સરસ અને પ્રૌઢ છે. તેને હિંદી ભાષા પણ સારી રીતે આવડતી હતી અને મરાઠીની માફક તે ભાષામાં પણ તેણે કવિતાઓ લખેલી છે. તેનાં કાવ્યો ભક્તિરસ અને વૈરાગ્યથી ઓતપ્રોત હોવા ઉપરાંત પ્રસંગવશાત શૃંગાર અને વીરરસ પણ તેમાં આવી જાય છે.

**સંદર્ભ ગ્રંથોઃ**—આજગાંવકર મહારાષ્ટ્રકવિચરિત્ર ભાગ ૧ લો; ઓક કાવ્યસંગ્રહ; મોલ્સ્વર્થ કૅંડીકોશપ્રસ્તાવના; ધુંડિરાજ માલુ ભક્તકથામૃત; લોંઢે અમૃતરાય; (વિ. વિસ્તાર ૩૨. ૮; ૩૩. ૭) સં. ક. કા. સૂચી. ભરતખંડનો અર્વાચીન કોશ. મહારાષ્ટ્રસારસ્વત, વાઙ્મયસૂચિ પૃ. ૩૫૫).

**અમૃતરાવઃ**—રાઘોબાદાદાનો દત્તક પુત્ર. તે ગોપાલરાવ ભુસકુટેનો ઔરસ પુત્ર હતો અને ઈ. સ. ૧૮૬૮ માં રાઘોબાદાદાએ તેને દત્તક લીધો હતો. તેને દત્તક લીધા બાદ કેટલેક વરસે રાઘોબાદાદાને બીજો બાજીરાવ અને ચિમણાજી અપ્પા નામક બે પુત્રો થયા, તેથી અમૃતરાવને પેશવાઈનો અધિકાર પ્રાપ્ત થાય, તેવો જોગ આવ્યો નહિ. અમૃતરાવ ઘણુંખરૂં રાઘોબાદાદાની સાથે જ રહેતો હતો. અને જે સમયે આનંદીબાઈ, બાજીરાવ અને ચિમણાજી આપ્પા પેશવાની અટકમાં હતા, ત્યારે અમૃતરાવ પણ તેમની સાથે જ હતો. અમૃતરાવનું લગ્ન રાઘોબાદાદાએ ઈ. સ. ૧૭૭૧ માં ટોંક મુકામે ઠાઠપૂર્વક કર્યું હતું; અને ઈ. સ. ૧૭૯૪ સુધી તે નાશિકની પાસે આવેલા આનંદવલ્લીમાં રહેતો હતો. તે પછી તે બાજીરાવ અને ચિમણાજી આપ્પાની સાથે શિવનેરીના કિલ્લામાં નાના ફડનવિસની કેદમાં હતો.

ઈ. સ. ૧૭૯૫ માં સવાઈ માધવરાવ મૃત્યુ પામ્યો, એટલે પરશુરામ ભાઉ પટવર્ધન બાજીરાવને પુના લઈ જવા માટે શિવનેરી આવ્યો. તે વખતે અમૃતરાવે તેને સિંધિયાની રાહ જોઇ તેની સાથે પુના જવાની સલાહ આપી; પરંતુ બાજીરાવે તેના કહેવા ઉપર ધ્યાન આપ્યું નહિ. પછી પરશુરામ ભાઉ જ્યારે બાજીરાવને લઇને શિવનેરીથી નીકળ્યો, ત્યારે પરશુરામના હુકમથી તેને ત્યાં જ કેદમાં રાખવામાં આવ્યો. [ ઈ. સ. ૧૭૯૫ ]. પાછળથી સિંધિયાનો દિવાન બાળોબા તાત્યા જ્યારે શિવનેરી આવ્યો, ત્યારે તેને અમૃતરાવ તરફથી બધી વાતની ખબર પડી; એટલે તે અમૃતરાવને શિવનેરીથી ખસેડીને જામગામ લઈ ગયો. પરંતુ હજી તેને બંધનમાંથી મુકત કરવામાં આવ્યો ન હતો.

પછી ઈ. સ. ૧૭૯૬ ના નવેંબર માસમાં નાના ફડનવિસે બાજીરાવને ગાદી ઉપર બેસાડવાને માટે જ્યારે પુના આણ્યો, ત્યારે અમૃતરાવને કેદમાંથી મુકત કરવામાં આવ્યો. ત્યાર બાદ બાજીરાવને જ્યારે સતારાના છત્રપતિ તરફથી આબાજી કૃષ્ણ શેલુકર મારફત તે જ મહિનાની પાંચમી તારીખે પેશવાઈનાં વસ્ત્રો મળ્યાં, તે સમયે છત્રપતિ તરફથી અમૃતરાવને પણ બહુમાનનો પોશાક મળ્યો. તેનો દાખલો મળી આવે છે. એ પોશાકની કિંમત રૂ ૧૧૮૨॥ હતી. આ જ સમયે બાજીરાવે અમૃતરાવને તેના ખરચને માટે અરૂણ, ખુટવાડ, અને સહાડોરા વિગેરે છ મહાલ નીમી આપ્યા; અને તે તેની પાસે કેટલાક દિવસો સુધી ચાલુ રહ્યા. ઈ. સ. ૧૭૯૭ ના ડિસેંબર મહિનામાં નાના ફડનવિસને કેદ કરવાને માટે બાજીરાવે જે કાવત્રું રચ્યું, તેમાં અમૃતરાવ સામેલ હતો; અને તે જ માસની છેવટની તારીખે નાનાને જ્યારે કેદ કરવામાં આવ્યો, ત્યારે બાજીરાવે તેને પોતાનો મુખ્ય કારભારી બનાવી ગોવિંદરાવ કાળે તથા શિવરામ નારાયણ થત્તેને તેના મદદનીશ ઠરાવ્યા. અમૃતરાવને રાઘોબાની સાથે અંગ્રેજ લશ્કરનું નિયમન તથા ટાપટીપ જોવાના અનેક પ્રસંગો આવેલા હોવાને લીધે તેણે બાજીરાવને સૂચના કરીને અંગ્રેજ સેનાપતિના હાથ નીચે કેટલીક કવાયતી ફોજ તૈયાર કરવાને માટે પુનામાં મિ. ટોન નામના એક યૂરોપીયનની નિમણુક કરી હતી.

બાજીરાવે જો અમૃતરાવની સલાહ પ્રમાણે રાજ્યકારભાર ચલાવ્યો હોત, તો તેથી તેને ઘણો લાભ થાત; પરંતુ તેણે તો દોલતરાવ સિંધિયા સાથે મૈત્રી બાંધીને અમૃતરાવ સાથે વિરોધ શરૂ કર્યો. ઈ. સ. ૧૭૯૮ માં ઘાટગેએ પુનાના લોકો પાસેથી પૈસા કઢાવવાને જ્યારે શહેરમાં ઘણાં અત્યાચાર કર્યા, ત્યારે તે જોઈને અમૃતરાવને ઘણો જ ગુસ્સો ચઢયો. પરંતુ પોતાના ભાઈની જ પૈસા મેળવવા માટેની તે એક યુક્તિ હતી, તેની તો તે બિચારાને કલ્પના સરખીએ ન હતી; તેથી દોલતરાવ જ્યારે મળવા આવે, ત્યારે તેને કેદ કરી લેવાની સલાહ તેણે બાજીરાવને આપી. દોલતરાવનો કાંટો પોતાના માર્ગમાંથી દૂર કરવાને માટે બાજીરાવ ઉત્સુક હોવાથી તેણે એ વાતને એકદમ સંમતિ આપી દીધી. પછી તે સંમતિ અનુસાર અમૃતરાવે, આબા કાળે નામના પેશવાઇના એક પલટણના સરદારને સિંધિયા આવે, ત્યારે તેને કેદ કરવાને માટે તૈયાર કર્યો. ત્યાર પછી બાજીરાવે દોલતરાવને પોતાની મુલાકાતે આવવાનો હુકમ કર્યો; પરંતુ તે જ્યારે આવ્યો, ત્યારે તેને પકડવાને માટે સંકેત પ્રમાણે ઇશારો કરૂં કે ? એમ જ્યારે તેણે બાજીરાવને પૂછયું, ત્યારે ફક્ત " હા " કહેવા જેટલી હિંમત પણ બાજીરાવ બતાવી શકયો નહિ. એટલું જ નહિ, પણ 'અમૃતરાવે તમને પકડવાને માટે કાવત્રું રચ્યું હતું, માટે તેનાથી તમે ચેતતા રહેજો, ' એમ પણ તેને દોલતરાવને કહી દીધું.

તે જ સાલમાં ઘાટગે સિંધિયાના જનાનખાનાની બૈરીઓને પકડવાની ખટપટ કરી રહ્યો હતો. તેથી અમૃતરાવે તેમને પોતાની છાવણીમાં આશ્રય આપ્યો; અને જુન મહિનાની ૭ મી તારીખે રાત્રે સિંધિયાની પલટણની છાવણી

ઉપર જ્યારે એકાએક છાપો માર્યો, ત્યારે અમૃતરાવે હલ્લો કરીને તે લોકોને નસાડી મૂકયા. પછી સિંધિયાએ જ્યારે વચન આપ્યું, કે બાઇઓને જ્યાં રહેવું હોય,ત્યાં રહે, અને હું તેમના ખરચની વ્યવસ્થા કરી આપીશ, ત્યારે અમૃતરાવે પુના જઇને સિંધિયાની છાવણીની નજીક ખડકીના પુલની પાસે મુક્કામ કર્યો. અને સિંધિયાની બૈરીઓએ વિઠ્ઠલવાડીમાં મુકામ કર્યો. આ પ્રમાણે અમૃતરાવ જ્યારે અસાવધ હતો, ત્યારે તારીખ ૨૬ મી જુનના રોજ નદીમાં તાબુત ડુબાડવાને આવેલી સ્વારીની વ્યવસ્થા રાખવાને બ્હાને ઘાટગેએ તોપો તથા પલટણ વિગેરે લાવીને તેની છાવણી ઉપર એકાએક હલ્લો કરીને તે લૂંટી લીધી.

બાજીરાવનુ આવા પ્રકારનું વર્તન જોઇને અમૃતરાવ પુના છોડીને જુન્નર જઇને રહ્યા. તે પછી બાજીરાવે પુનામાં કેટલાંક કૃત્યો કર્યાં. અને વિઠોજી હોલકરને હાથીના પગ તળે છુંદાવી નાખ્યો. આનું વેર લેવાને માટે યશવંતરાવ હોલકરે પુના ઉપર હુમલો કર્યો; અને તારીખ ૨૫ મી ઑકટોબર ૧૮૦૨ ના રોજ પુનામાં હોલકરને સિંધિયા તથા પેશ્વાના સૈન્ય સાથે લડાઈ થઈ. તે લડાઈમાં સિંધિયા અને પેશ્વાના સૈન્યનો પરાભવ થયો. બાજીરાવ પુનાથી સિંહગડ નાસી ગયો. પ્રથમ તો યશવંતરાવે બાજીરાવને પુના લાવવાના ઘણા પ્રયત્નો કર્યા, પરંતુ તે નિષ્ફળ નીવડયા; ત્યારે તેણે અમૃતરાવને જુન્નરથી પુના આવીને પેશવાઇનો કારભાર હાથમાં લેવા વિનંતિ કરી. અમૃતરાવે પહેલાં તો ઘણી આનાકાની કરી, પરંતુ છેવટે તારીખ ૧૨ મી નવેંબરના રોજ તે પુના આવ્યો; અને પુનાની નજીક ભાંબુર્ડે નામક ગામમાં તંબુ ઠોકાવીને તેમાં પોતાનો દરબાર ભરવા લાગ્યો. આ વખતે હોલકરે પૈસા મેળવવાને માટે પુનાના લોકો ઉપર જે અત્યાચાર કર્યો, તેનો દોષ મોટે ભાગે અમૃતરાવ ઉપર પડે છે. કારણ કે જાતે પેશ્વાની ગાદી ઉપર બેઠો નહિ, અથવા તો હોલકરની સૂચના મુજબ તેના પુત્ર વિનાયકરાવને પણ ગાદી ઉપર બેસવા દીધો નહિ. પરંતુ બાજીરાવ જ્યારે મહાડ છોડીને અંગ્રેજોના આશ્રય નીચે ગયો, ત્યારે તેણે પોતાના પેશ્વાઈ પદની આશા છોડી જ દીધી છે, એવો અર્થ કરીને હોલકરની સૂચના મુજબ વિનાયકરાવને તેણે ગાદી ઉપર બેસવાની સંમતિ આપી. એટલે હોલકરે, સતારાના છત્રપતિ પાસેથી ઈ. સ. ૧૮૦૨ માં પેશ્વાઈનાં વસ્ત્રો લાવીને વિનાયકરાવને તે અર્પણ કર્યાં. પરંતુ આ વસ્ત્રોનો ઉપભોગ અમૃતરાવના પુત્રથી માત્ર બે મહિના પણ થઈ શકયો નહિ; કારણ કે આ બાજુ બાજીરાવે મહાડથી અંગ્રેજો સાથે તહનામા વિષે વાટાઘાટ શરૂ કરીને તારીખ ૩૧ ડિસેંબર ૧૮૦૨ ના રોજ વસાઈ મુકામે કરારની શરતો નક્કી કરી અંગ્રેજોની મદદથી પેશ્વાઈનાં વસ્ત્રો પાછાં મેળવવાને સંપૂર્ણ વ્યવસ્થા કરી દીધી. તેથી ઈ. સ. ૧૮૦૩ ના એપ્રિલની ૨૦ મી તારીખે વેલેસ્લી બાજીરાવની સાથે પુના આવ્યો; કેટલાક કલાક પહેલાં અમૃતરાવ પુના છોડીને ચાલ્યો ગયો હતો. પુનાથી નીકળીને રસ્તામાં આવતાં ગામ અને ગામડાં લુંટતો લુંટતો તે સંગમનેર ગયો, અને ત્યાર બાદ નાશિક તરફ વળીને બાજીરાવના પક્ષના રાજેબહાદુરના સૈન્યની એક ટુકડીને તેણે હરાવી પછી નાશિક જઇને તે શહેર તેણે લુંટી લીધું. અમૃતરાવ જ્યારે આ શહેર લુંટતો હતો, ત્યારે પુનાની માફક જ અમાનુષી બનાવ ત્યાં બની રહ્યા હતા. આ પછીના કેટલાક દિવસો સુધી અમૃતરાવ નાશિકની આસપાસ જ હતો.

અમૃતરાવે પહેલાં તો બાજીરાવની સાથે સમાધાન કરવાના ઘણા જ પ્રયત્નો કર્યા; પરંતુ તે નિષ્ફળ જવાથી જનરલ વેલેસ્લી સાથે વાટાઘાટ કરીને તે પછી થયલી લડાઇઓમાં તે પોતાના અનુયાયીઓને લઇને અંગ્રેજી સૈન્યમાં જોડાઈ ગયો. તેથી અંગ્રેજો તરફથી તેને આઠ લાખ રૂપિયાનું વાર્ષિક પેન્શન બાંધી આપવામાં આવ્યું, ત્યારે અમૃતરાવે પોતાને રહેવા માટે કાશી ક્ષેત્ર પસંદ કર્યું ને તે ત્યાં જઈ રહ્યો.

અમૃતરાવ કાશીમાં ઈ. સ. ૧૮૨૪ માં મરણ પામ્યો. કાશીમાં તેણે ઘણાં દાનધર્મો કરી સારી કીર્તિ સંપાદન કરી હતી. ત્યાં તેણે ઘાટ તથા દેવાલયો બંધાવ્યાં તથા કેટલાંક અન્નક્ષેત્રો સ્થાપ્યાં. અમૃતરાવ પેશવાના દાનધર્મ સંબંધે હાલમાં પણ ત્યાં ઘણી ખ્યાતિ છે.

અમૃતરાવને વિનાયકરાવ ઉર્ફે બાપુસાહેબ નામનો એક પુત્ર હતો. તેના પછી તેની જાગીરનો માલીક તે થયો. અમૃતરાવને જે આઠ લાખનું પેન્શન હતું.તેપૈકી૧ લાખ તેની સાથે આવનારા સરદાર લોકો માટે હતા. પરંતુ તેની સાથે ઉત્તર હિંદુસ્થાનમાં કોઈ સરદાર ન જવાથી, બ્રિટીશ સરકારે વિનાયકરાવને આઠ લાખને બદલે સાત લાખનુંજ પેન્શન ચાલુ કર્યું. વિનાયકરાવ ઈ. સ. ૧૮૨૯ ની અંદર ચિત્રકુટની પાસે આવેલા કારવી નામના ગામમાં રહેવા ગયો. આ ગામ બાંદાવાળા નવાબ સમશેર બહાદૂરની રાજધાની જે બાંદાશહેર, તેની

પૂર્વે ૪૫ માઈલ ઉપર આવેલું છે. અહીં વિનાયકરાવે પોતાની રાજ્યધાની કરી.

અહીંથી રામાયણપ્રસિદ્ધ ચિત્રકુટ તદ્દન નજીક હોઈ ત્યાં દર વર્ષે મોટી જાત્રા ભરાય છે. આ સ્થળે વિનાયકરાવ પેશવા રહેવાથી તેને મહત્વ તથા ઐશ્વર્ય પ્રાપ્ત થયાં. મહારાષ્ટ્રની અંદર તેની વિશેષ પ્રસિદ્ધિ થઈ. વિનાયકરાવ તથા તેના વંશજોને 'ચિત્રકુટવાળા પેશવા' એવી પદવી આને લીધે પ્રાપ્ત થઈ. તે હજી સુધી પણ ચાલે છે.

વિનાયકરાવે કારવીમાં એક ઘણો મોટો તથા ભવ્ય એવો મહેલ બંધાવ્યો. તે જ પ્રમાણે ત્યાં પીળી કોઠી,કોઠી તળાવ, જંગલીબાગ, કટોરા તલાવ વિગેરે ઘણાં મંદીરો, તલાવ, તથા બગીચાઓ કરાવ્યાં આથી તેની રાજધાનીની જાહોજલાલી વધી ત્યાં ઘણાં દક્ષિણી લોકો આવી વસ્યાં. વિનાયકરાવે ત્યાં ગણેશબાગ નામનો જે અતિસુંદર બગીચો કરાવ્યો હતો; તેનો કેટલોક ભાગ હજી પણ અસ્તિત્વમાં હોઈ તેની સુંદરતા તથા ભવ્યપણાની સાક્ષી પૂરે છે. વિનાયકરાવને ફક્ત એક કાશીબાઈ નામપુત્રી હતી.તેને જોગ નામના કુટુંબમાં પરણાવવામાં આવી હતી. વિનાયકરાવ ઈ. સ. ૧૮૫૩ માં મરણ પામ્યો. તેણે નારાયણરાવ તથા માધવરાવ એવા બે દત્તક લીધા હતા. આ બંને અજ્ઞાન હોવાથી તેનો બધો કારભાર, રામચંદ્ર રામ પેંડસે નામના એક ગૃહસ્થ હિંદુસ્થાન સરકારની દેખરેખ નીચે ચલાવતા હતા. વિનાયકરાવ પેશવાની સંપત્તિ ઘણી હોઈ બ્રિટીશ ગવર્નમેંટને તેણે પાંચ લાખ રુપીયા કરજ પેટે આપ્યા હતા. તેનું ૪ ટકા પ્રમાણે દર સાલ આવનારૂં ૨૦,૦૦૦ રૂપીયા વ્યાજ કાશીમાં આવેલાં દેવસ્થાનના ખરચને માટે આપવામાં આવતું હતું. ઈ. સ. ૧૮૫૬ સુધી અંગ્રેજ સરકાર તરફથી આ દેવસ્થાનને નિયમિત રીતે વ્યાજ આપવામાં આવતું હતું.

ઈ. સ. ૧૮૫૭ માં ઉત્તર હિંદુસ્થાનમાં બળવો ફાટી નીકળ્યો. બ્રહ્માવર્તના બાજીરાવ પેશવાનો છોકરો નાનાસાહેબ તથા તેનો ભાઈ એ બન્ને જણ આ બળવામાં સામેલ થયા અને કાનપૂર, ગ્વાલીયર ઝાંસી, બાંદા વિગેરે ઠેકાણે બંડનો પ્રાદુર્ભાવ થયો. આ વખતે કારવીમાં પણ થોડી ઘણી હીલચાલ જેવામાં આવી, તથા ત્યાંના જૉઈંટ મેજીસ્ટ્રેટ મિસ્ટર કૉકરેલ ઉપર પણ સંકટ આવી પડયું. ત્યાર પછી કારવીમાં લગભગ આઠ મહિના સુધી અશાંતિ ફેલાઇ રહી. કોઈ એમ કહે છે, કે નારાયણરાવ પોતે સ્વતંત્ર પેશવા તરીકે કારવીનો રાજકારભાર જોતો હતો. ઈ. સ. ૧૮૫૮ માં જૂન મહિનામાં સર હ્યું રોઝે ઝાંસી કાલ્પી વિગેરે ઠેકાણાં હસ્તગત કરી, ગ્વાલીઅરનો કબજો મેળવી બંડખોરોનો પરાજય કર્યો. તે જ વખતે જનરલ વ્હિટલૉકે બાંદા શહેર ઉપર સ્વારી કરી. તથા તેને હસ્તગત કરી તેણે પોતાનો મોર્ચો કારવી તરફ તા. ૨ જી જુન ૧૮૫૮ ને દિવસે ફેરવ્યો. અહીં બીલકુલ લડાઈ ન થતાં, માધવરાવ તથા નારાયણરાવ એ બંને પેશવાઓ વ્હિટલૉકને શરણે આવ્યા. બંડની અંદર સામેલ હોવાના આરોપથી તે બંનેને વ્હિટલોકે પોતાની છાવણીમાં કેદ રાખ્યા. ૧૮૫૮ ના જુન મહિનાની ૭ મી તરીખે જનરલ વ્હિટલોકના લશ્કરે કારવીના પેશવાનો મહેલ લૂંટી અગણિત સંપત્તિ મેળવી, જે આગળ જતાં વિજયના ઈનામ તરીકે અંગ્રેજી લશ્કરને બક્ષીસ આપવામાં આવી. આ સંબંધમાં જનરલ વ્હિટલોક તથા સર હ્યુ રોઝ એ બંને વચ્ચે તકરાર થઈ. 'કારવી ઍન્ડ બાંદા પ્રાઇઝ મની, વિષે ઈંગ્લંડમાં દાવો ચાલતો હતો. આખરે ન્યાય વ્હિટલોકની તરફેણમાં આપવામાં આવ્યો અને તેને તથા તેના લશ્કરને ૯,૦૦,૦૦૦ પૌંડ મળ્યા.

ખરી રીતે જોતાં કારવીના પેશવાનો બંડમાં બીલકુલ હાથ ન હતો, ઉલટું તેની અંગ્રેજ સરકાર તરફની રાજનિષ્ઠા કાયમ હતી, એવું આગળ જતાં સાબીત થયું. નારાયણરાવને માસિક ૭૦૦ રૂપીઆનું પેન્શન આપી હજારીબાગ નામના ઠેકાણે તેને રાખવામાં આવ્યો. અહીં તે ૧૮૬૦ માં અંદર મરણ પામ્યો. તેના ભાઈ માધવરાવને રાયબરેલીની અંદર રાખી તેને દરસાલ ૨૫૦૦૦ રૂપીયાની નીમણુક કરી આપવામાં આવી. આખર સુધી તે ત્યાં જ રહ્યો. આવી રીતે કારવીના પેશવાનું ૧૮૫૭-૫૮ ના બળવાને લીધે ઘણુંજ નુકસાન થયું. વિનાયકરાવની દત્તકપુત્ર બળવંત હરી જોગને, વિનાયકરાવ પેશવાના બે ત્રણ ગામો જહાગીરમાં આપી તેનો વંશ કારવીમાં ચાલુ રાખ્યો. બળવંતરાવ જોગે બળવાને વખતે અંગ્રેજ અધિકારીઓને સારી મદદ કરી પોતાની રાજનિષ્ઠા સારી રીતે બતાવી, તેથી બાંદાના મેજીસ્ટ્રેટ એફ્. ઓમેનની ભલામણ ઉપરથી તેને 'શ્રીમંતરાવ' નામની પદવી અંગ્રેજ સરકારે કાયમ કરી, તેના દરજ્જાને છાજે તેવો માનમરતબો રાખવા માંડયો. બળવંતરાવ ૭૪ વર્ષની વયે ઈ. સ. ૧૯૦૨ માં મરણ પામ્યો. તેણે મોરેશ્વરરાવ નામનો એક છોકરો દત્તક લીધો હતો. તેનો ત્રણ જહાગીરનાં ગામો તથા શ્રીમંતરાવ' નામનો કિતાબ હજી સુધી પણ ચાલુ રાખવામાં આવ્યો છે. કારવીમાં તે હજુ પણ રાજ કરે છે. અમૃતરાવ તથા વિનાયકરાવ પેશવાના વખતનો વૈભવ તો હાલ નાશ પામ્યો છે;

પરંતુ આ બાકી રહેલા વંશથી તેનું નામ હજી પણ અસ્તિત્વમાં છે. કારવીની શ્રીમંત મોરેશ્વરરાવની જાગીરની ઉપજ હાલમાં સાડા દસ હજારની રૂપીયાની છે, એવો અંદાજ કરી શકાય છે. ( સંદર્ભ ગ્રંથ— ઇતિહાસસંગ્રહ. પુ. ૫. અ. ૪–૫–૬ આંક ૬પુ. )

**અમૃત વેલ:**—કુંડલની ઇશાન્ય દિશાએ, છ માઇલ દૂર આવેલું છે. આ ગામ, અનવરશાહ નામના એક બુખારી સૈયદના તાબામાં હતું. આ સૈયદનો એક બલાલ નામનો સિદ્દી નોકર હતો, એક દિવસે એવું બન્યું, કે નિશાનિયા કુવા ઉપર એક બ્રાહ્મણની સુંદર બાઈ પાણી ભરતી હતી, તેને જોઇને તેના વિષે આ સિદ્દીના મનમાં પાપવાસના ઉત્પન્ન થઇ. તેની ઉપર તેણે બળાત્કાર કર્યો. આ સંબંધમાં તેના ધણીએ જ્યારે ગામમાં ગડબડ કરી, ત્યારે તે સિદ્દીએ તેનું ખુન કર્યું. આ બ્રાહ્મણની બાઈ પોતાના ધણીની પાછળ સતી થઈ. તેનું સ્મારક હજી પણ આ ઠેકાણે જોવામાં આવે છે. આ સ્મારકની ઉપર શનિવાર ભાદરવા સુદ દશમ સંવત ૧૦૪૨ એવી તિથિ નાખેલી નજરે પડે છે. જુના સાવરવાલાએ આ ગામ બાળી નાખ્યું તથા સીદી તથા સૈયદને મારી નાખી ઉપર જણાવેલા અત્યાચારનું વેર વાળ્યું. ત્યારબાદ ૧૫ મા સૈકામાં ખુમાન લોકો અહીં આવી વસ્યા તથા આ ગામનું અમૃતવેલ એવું નામ રાખ્યું.

**અમૃતસર જિલ્લો:**—પંજાબ. લાહોર ભાગનો એક જીલ્લો, ૩૧° ૧૦' થી ૩૨° ૩' ઉત્તર અક્ષાંશ તથા ૭૪° ૩૦' થી ૭૫° ૨૪' પૂર્વ રેખાંશ વચ્ચે આવેલો છે. ક્ષેત્રફળ ૧૬૦૧ ચોરસ માઈલ. આ પ્રદેશ રાવી તથા બિયાસ નામની બે નદીઓ વચ્ચે આવેલો હોઈ લગભગ સપાટ છે. આ તાલુકામાં ખનિજ પદાર્થો બિલકુલ જડતા નથી. આ જીલ્લાની અંદર બોર, જાંબુ તથા આંબા મોટા પ્રમાણમાં જોવામાં આવે છે.

જંગલી પ્રાણી:—વરૂ કવચિત જોવામાં આવે છે. તથા કાળી ગાય તથા કાળીયાર મૃગ પણ કોઈ કોઈ ઠેકાણે જોવામાં આવે છે.

આજુબાજુ ડુંગરો હોવાથી તથા નહેરનું પાણી આ ભાગમાં ખુબ વહેતું હોવાથી લાહોર કરતાં અહીં ટાઢીયો તાવ વિશેષ પ્રમાણમાં જોવામાં આવે છે. અહીં વરસાદ લગભગ ૧૯ થી ૨૪ ઇંચ સુધી પડે છે.

ઈતિહાસ:—આ જીલ્લાનો ઘણો પ્રાચીન ઇતિહાસ મળતો નથી. શીખ લોકોના ઉદયના પ્રારંભથી આ જીલ્લાનો ઇતિહાસ મળી આવે છે. ગુરુ નાનકની પછી તેની ગાદીએ બેસનાર અંગદ, આ જીલ્લાની દક્ષિણે આવેલી બિઆસ નદીની પાસે આવેલા ખાદૂર નામના ગામડામાં આવી રહ્યો હતો. તે ત્યાં જ ઈ. સ. ૧૫૫૨ માં મરણ પામ્યો. નાનકની ગાદી ઉપરનો ત્રીજો ગુરુ અંબાદાસ એ પાસેના જ એક ગોવિંદવાલ નામના ગામમાં રહેતો હતો. ઈ. સ. ૧૫૭૪ માં તેના મરણ પછી તેનો જમાઈ રામદાસ ગુરુ થયો. અકબર બાદશાહે આપેલી જાગીરની જમીન ઉપર તેણે અમૃતસર શહેરનો પાયો નાખ્યો. તે ઈ. સ. ૧૫૮૧ માં મરણ પામ્યો. કેકય દેશની રાજધાની જે ગિરિવ્રજ શહેર તેની પાસે જ આ શહેર વસેલું છે, એમ હાલના કોશકારો કહે છે.

રામદાસે અમૃતસરસ નામનું તળાવ ખોદાવી તેની વચ્ચેના બેટ ઉપર શિખ લોકોનું પવિત્ર મંદિર બાંધવાની શરૂઆત કરી. રામદાસનો પુત્ર અર્જુન, જે પાંચમો ગુરુ થયો, તેણે મંદીરનું કામ પુરૂં કર્યું તથા તેના જ વખતમાં અમૃતસર શહેર આબાદ થયું. લાહોરના સુબેદાર તથા અર્જુન વચ્ચે કાંઈ કારણથી અણબનાવ થઈ અર્જુનને લાહોરમાં કેદ થવું પડયું. ત્યાં જ તે ઈ. સ. ૧૬૦૬ માં મરણ પામ્યો. તેની પછી તેનો છોકરો હરગોવિંદ, એ ગુરુ થયો. આની કારકીર્દીમાં શીખ લોકો પહેલી જ વાર મોગલ સત્તાની સામે થયા. હરગોવિંદ સામે મોકલવામાં આવેલા મોગલ લશ્કરને તેણે હરાવ્યું; પરંતુ તેને પંજાબ છોડવું પડયું. તે સ્થિતિમાં તેનું ઈ. સ. ૧૬૪૪–૫ માં મરણ નીપજ્યું. નાનક પછી દશમો ગુરુ ગોવિંદસિંહ થયો. તેણે જ આ ધર્મને ધાર્મિક તથા લશ્કરી સ્વરૂપ આપ્યું, તથા તે ધર્મમાંના દરેકને સમાન અધિકાર હોવા જોઇએ તથા દરેક જણ લડવૈયા હોવા જોઇએ, એવું તેણે ઠરાવ્યું. આના પછી થએલો ગુરુ બંદા પાછો અમૃતસરમાં આવ્યો અને પોતાનો ધર્મ જાળવી રાખવા માટે મુસલમાનો સાથે લડાઈ કરવાનો ઉપદેશ કરવાનું તેણે શરૂ કર્યું. આ વખતથી અમૃતસર ધર્મનું મુખ્ય મથક થયું. નાદિરશાહની સ્વારી પછી તેણે ત્યાં રામરાવણી કિલ્લો બંધાવ્યો તથા પંજાબના સુબેદાર મીરમનુને વિરોધ કર્યો. આ વખતે જો કે શીખ હાર્યા, તો પણ અહમદશાહની બીજી સ્વારીનો ફાયદો લઈ તેણે અમૃતસર તથા તેની આજુબાજુનો પ્રદેશ હસ્તગત કરવાનો પ્રયત્ન કર્યો. આ વખતે પણ અદીના બેગે તેને હરાવ્યો, છતાં પણ અમૃતસરનો કિલ્લો તેણે ફરીથી બંધાવ્યો. ફરીથી તૈમૂરે આ કિલ્લો જમીનદોસ્ત કરી નાખ્યો, તથા તેને ત્યાંના પવિત્ર તળાવમ

નાખી દીધો, પરંતુ શીખ લોકો કાંઈ નીરાંતે બેઠા ન હતા. તેમનું હુલ્લડ તો ચાલુ જ હતું. ઈ. સ. ૧૭૬૨ માં, પોતાના દેશમાં પાછા ફરતા અહમદશાહે પતિયાળા સંસ્થાનમાંના બર્નાળા ગામની પાસે શિખ લોકોનો પૂર્ણ રીતે પરાજય કર્યો. આ વખતે તેણે અમૃતસરનો ઘણો નાશ કરી શીખોનું પવિત્ર મંદિર ઉડાવી દીધું તથા તે પવિત્ર જગા ઉપર ગાયો કાપી તે જગા અપવિત્ર બનાવી. પરંતુ જેવો અહમદશાહ પોતાને દેશ ગયો, કે તરત જ ફરીથી આ લોકોએ ઇ. સ. ૧૭૫૩ માં માથું ઉંચું કર્યું, તથા સરહિંદની લડાઈમાં તેઓએ પોતાની સ્વતંત્રતા જાહેર કરી. કેટલાક કાળ સુધી અમૃતસર એ તે પ્રાંતની રાજધાનીનું શહેર હતું. આ વખતમાં અમૃતસર શહેરની અંદર દરેક રાજ કરનારી સંસ્થાનું ( કૉન્ફિડેટરીનું ) થાણું હતું. આગળ જતાં ઈ. સ. ૧૭૯૯ માં રણજીતસિંગે લાહોર કબજે કર્યું, તથા ધીરે ધીરે આસપાસના પ્રદેશનો પણ તેણે કબજો મેળવ્યો. ઇ. સ. ૧૮૦૧ ની અંદર આખો જીલ્લો રણજીતસિંગના પૂર્ણ રીતે તાબામાં આવી ગયો.

ઈ. સ. ૧૮૪૯ ના બીજા શીખ યુદ્ધ પછી પંજાબની સાથે અમૃતસર જીલ્લો પણ બ્રિટીશ રાજ્યને મળ્યો. પ્રથમ નારોવાલ તહશિલનો આની અંદર સમાવેશ કર્યો હતો, પરંતુ ઈ. સ. ૧૮૬૧ માં તે તહશીલ શિયાલકોટ જીલ્લામાં દાખલ કરવામાં આવ્ય. તેવી જ રીતે કેટલાક ફેરફારો વારંવાર થતા હતા.

ઈ. સ. ૧૮૫૭ ના બંડમાં અમૃતસર પાસેનો ગોવિંદગઢ કિલ્લામાં રાખેલી દેશી પલટણની અમૃતસરના અધિકારીને બીક લાગતી હતી. શહેરમાં શાંતતા હતી, પરંતુ થોડા વખતમાં મદદ આવી પહોચતાં ભાવી સંકટથી તે શહેરનો બચાવ થયો.

મુસલમાનોના વખતનાં હાલમાં જોવામાં આવતાં સ્મારકો જો કોઈ હોય, તો તે ફત્તેહાબાદ, નુરૂદ્દીન, અને અમાનાતખાનની ધર્મશાળાના ભાંગ્યાતૂટયા દરવાજાઓ છે. શીખ લોકોનાં કામો માટે 'અમૃતસર શહેર' અને 'તરન તારણ' એ લેખો જુઓ.

આ જીલ્લાની અંદર પાંચ મોટાં ગામો તથા ૧૦૪૨ નાનાં ગામડાં હોઇ તે બધાની વસ્તી (૧૯૨૧) ૯, ૨૯, ૩૭૪ છે. આ જીલ્લાની અંદર અમૃતસર, તરન તારણ તથા અજનાળ નામના ત્રણ તાલુકા છે.

આ જીલ્લાની અંદર પંજાબી ભાષા બોલવામાં આવે છે. ઘણું કરીને અહીં દુકાળ પડતો નથી. અહીં ખાસ કરીને, ઘઉં, ચણા, મકાઈ વિગેરે પાકે છે.

અહીં ઢોરઢાંકર ન હોવાથી ચરા બહુ થોડાં છે. અમૃતસરમાં દીવાળી તથા વૈશાખ મહીનામાં જાત્રા ભરાય છે. તે વખતે ખેડુતો ઢોર વેચાતાં લે છે, આ વખતે જ ઘોડા પણ અહીં આવે છે. અહીં ભેંસોનો ઉપયોગ કુવામાંથી પાણી કાઢવાના કામમાં કરે છે.

પહેલાં અમૃતસરમાં ઉંચી શાલો તૈયાર થતી. પણ ફ્રૅંકો જર્મન લડાઇ પછી આ ધંધાની પડતી દશા આવી. હાલમાં અહીં સાળો ઉપર શેતરંજી તથા ગાલીચાઓ ઘણા તૈયાર થાય છે, નૉર્થ-વેસ્ટર્ન રેલ્વે આ જીલ્લામાં થઇને જાય છે, તેથી આ શહેર પંજાબમાં વેપારનું મુખ્ય મથક છે.

બારી-દોઆબ નહેર બંધાતાં પહેલાં પંજાબના બીજા કેટલાક ભાગોની માફક અહીં પણ દુકાળ પડતો.

જીલ્લાનો અધિકારી ડેપ્યુટી કમિશનર હોય છે. આ જીલ્લાની અંદર અમૃતસર, મથીજા જંડિયાલા ગુરૂ અને તરન તારણ એ ચાર ગામે મ્યુનિસિપાલિટીઓ છે.

૧૯૦૩-૪ સાલનું આ જીલ્લાની ઉપજ ત્રેવીસ લાખ છોતેર હજાર હતી. પૈકી જમીન મહેસુલ દસ લાખ અઠયાસી હજાર હતું.

તાલુકો:—અમૃતસર તાલુકો ૩૧° ૨૯' થી ૩૧° ૫૧' ઉત્તર અંક્ષાંશ તથા ૭૪°-૪૨' થી ૭૫°-૨૪' પૂર્વ રેખાંશ વચ્ચે આવેલો છે. ક્ષેત્રફળ ૫૪૫ ચોરસ માઈલ. લોકસંખ્યા આશરે પાંચ લાખ.

આ તાલુકાની અંદર અમૃતસર, જંડિયાલા તથા મજીઠા એ ત્રણ ગામો મુખ્ય હોઈ બીજાં ૩૧૩ ગામડાં છે. ઈ. સ. ૧૩-૪ માં અહી ૬૨૨૦૦૦ રૂની ઉપજ થઇ.

શહેર:—અમૃતસર જીલ્લાનું મુખ્ય ઠેકાણું તથા શીખ લોકોનું પવિત્ર સ્થાન ૩૧°-૩૮' ઉ. અ. તથા ૭૪°-૫૩' પૂર્વ રે. ઉપર લાહોરની પૂર્વે ૩૩ માઇલ દૂર નૉર્થ વેસ્ટર્ન રેલ્વેનું સ્ટેશન છે. અહીં આશરે એક લાખ બાસઠ હજાર લોકોની વસ્તી છે.

ઇતિહાસ:—( જુઓ અમૃતસર જીલ્લો ) ઇ. સ. ૧૮૦૨ ની અંદર રણજીતસિંગે અમૃતસર સર કર્યું,. રણજીતસીંગ ધર્મયુસ્ત શીખ હોવાથી તેણે શીખના મંદીર માટે હજારો રૂપીયા ખર્ચ્યા.

રણજીતસિંગના વખતથી આ શહેરને વેપારની બાબતમાં મહત્વ પ્રાપ્ત થવા લાગ્યું. શીખ

મંદીરની કીર્તિને લીધે અહીં ઘણાં લોકો યાત્રાર્થે આવવા લાગ્યા. આ જ અરસામાં દીવાળી તથા વૈશાખ મહિનાની યાત્રાઓ શરૂ કરવામાં આવી. જાત્રા જો કે ધાર્મિક દૃષ્ટિથી ભરવામાં આવે છે, તો પણ તે વખતે થોડો ઘણો વેપાર તો થાય છે જ. ૧૮૩૩ ની અંદર કાશ્મિરના શાલના વણકરો પોતાનો દુષ્કાળગ્રસ્ત દેશ છોડીને કાયમને માટે અમૃતસરમાં આવી વસ્યા. આથી ત્યાંનો શાલ બનાવવાનો ધંધો ધમધોકાર ચાલવા લાગ્યો. આ ભાગ બ્રિટીશ સરકારે ખાલસા કર્યા પછી અહીં લગભગ ૪૦૦૦ હાથની સાળો ચાલુ હતી, એમ કહેવાય છે, પણ યુરોપીયન લોકોનો શાલ વાપરવાનો શોખ ઓછો થવાથી આ ધંધો પડી જવા લાગ્યો. પરંતુ આથી કાંઈ શહેરના બધા વેપારને હાની પહોંચી શકી નહિ. હાલમાં અહીં ગાલીચા બનાવવાનો ધંધો સારી રીતે ચાલે છે. અહીં બોખારા, કાબુલ, તથા હિંદુસ્થાનમાંથી દૂર-દૂરના વેપારીઓ વેપારને માટે આવે છે.

શીખ લોકોના સુવર્ણમંદિરને 'દરબાર સાહેબ' કહેવામાં આવે છે. મંદિરને ઘુમટ હોઇ તેને તાંબાના પતરાથી મઢી લેવામાં આવ્યો છે, એમ કહેવાય છે. મંદીરની ભીંતો આરસપહાણની હોઈકિ તે પૈકી ઘણાખરા પથરા જહાંગીરની કબરના તથા બીજી કેટલીક મુસલમાની ઇમારતોના છે. ઘુમટની અંદર એક રેશમી ઝાલરની નીચે શીખ લોકોના પવિત્ર ગ્રંથ ગ્રંથસાહેબની સ્થાપના કરેલી હોઈ ત્યાંનો પુજારી તેમાંનો કેટલોક ભાગ રોજ સાંજે તથા સવારે વાંચે છે. મંદિરની ચારે બાજુએ તળાવ હોઈ તેના કિનારા ઉપર આવવાને એક રસ્તો છે. તળાવના કિનારા ઉપર ઘણી ઇમારતો છે, પૈકી અકાલબુંગા નામના મકાનમાં મંદિરનો ભંડાર છે. અહીં ગુરુ હરગોવિંદના પુત્રના સ્મરણાર્થે બાબા-અતલ નામનો એક સાત મજલાનો મિનારો લગભગ એક સૈકા પૂર્વે બાંધવામાં આવેલો છે. શહેરની વાયવ્ય દિશાએ ગોવિંદગઢ નામનો એક કિલ્લો રણજીતસિંગે ઈ. સ. ૧૮૦૫–૯ ની દરમીયાન બંધાવ્યો. તે જ પ્રમાણે વાયવ્ય દિશાએ રામબાગ હોઇ તેની અંદર લાહોરમાંના મુસલમાની કારીગરીના નમુનાઓ મુકવામાં આવ્યા છે,

ઇ. સ. ૧૮૬૭ માં અહીં મ્યુનિસિપાલિટીની સ્થાપના થઈ. તેનું ૧૯૦૩–૪ સાલનું ઉત્પન્ન ૧૧૯ લાખ રૂપીયાનું હતું તથા ખરચ ૧૧.૪ લાખ રૂપીઆનો હતો. અહીં એક લશ્કર છે. અહીં ચાર હોસ્પીટલો, છ હાઇસ્કુલો, એક કૉલેજ, બે વેપાર-ઉદ્યોગની શાળાઓ તથા તે સિવાય કેટલીક પ્રાથમિક શાળાઓ, તથા પાંચ બૅંકો છે. અહીં છ વર્તમાનપત્રો તથા માસિકો નીકળે છે. રૂનાં તથા વણવાનાં કારખાનાંઓ, એક દારૂ ગાળવાનું કારખાનું, ચાર લોટ દળવાની તથા ચોખાની મીલો તથા તે સિવાય, લાકડાં વહેરવાનાં, ખાંડ બનાવવાનાં, બરફ બનાવવાનાં કારખાનાંને મીલો છે. ૧૯૧૯ માં રૉલેટ ઍકટના સંબંધમાં હડતાલ પડી, તોફાન થયું અને પ્રસિદ્ધ જાલિયનવાલાબાગમાંના નિરપરાધી લોકોની કત્તલ કરવામાં આવી. આ સંબંધીની માહિતી તાજેતરમાં જ બનેલી છે. ૧૯૧૯ માં અહીં રાષ્ટ્રીય સભાનું અધિવેશન થયું.

સુવર્ણ મંદિરઃ—આ મંદિર અમૃતસરોવરમાં હોઈ આ સરોવરના મધ્ય ભાગમાં ૭૫ા ફૂટ ચોરસ એવા એક બેટ ઉપર બાંધવામાં આવ્યું છે. આ સરોવર ચોરસ હોઈ તેની દરેક બાજુ ઉપરથી ૫૧૦ ફૂટ લાંબી છે. આ સરોવરની અંદર બારીદોઆબ નહેરનું પાણી લાવવામાં આવ્યું છે. મંદિરોની પશ્ચિમે ૨૨૭ ફૂટ લાંબો અને ૧૮ ફૂટ પહોળો એવો એક પૂલ છે. મધ્ય દેવસ્થાનનુ હરમંદિર એવું નામ હોઈ તેની એક બાજુ ૪ ફુટની છે. આ મંદિરની દરેક બાજુએ એક દરવાજો છે. બહારની ભીંતનો નીચેનો ભાગ તાજમહાલની માફક આરસ પહાણથી જડેલો હોઈ ઉપરની ભીંતો તથા છાપરૂ સોનાનો મુલામો (ગીલીટ) આપેલા તાંબાનાં પતરાથી ઢાંકેલું છે. આ ઉપરથી જ તેનું સુવર્ણમંદિર એવું નામ પડયું. શીખ લોકો આ મંદિરને તથા તેની અંદરના ભાગને દરબાર સાહેબ કહે છે. તેનું કારણ એવું હોવું જોઈએ, કે શીખ લોકો પોતાના પવિત્ર ગ્રંથને એક મોટો માણુસ સમજી તેનો ત્યાં નિત્ય દરબાર ભરાય છે, એવું સમજે છે. હંમેશ અકાલી બુંગમાંથી સવારે પૂલને રસ્તે થઇને ઘણા ઠાઠમાઠથી ગ્રંથ દેવળમાં લાવવામાં આવે છે, તથા તેવા જ ઠાઠમાઠથી રાત્રે પાછો ત્યાં પહોંચાડવામાં આવે છે. મંદિરમાં તેને એક છત્રની નીચે મૂકવામાં આવે છે તથા ગ્રંથી આખે દિવસ ચામરથી તેની પાછળ બેસી પવન ઢાળે છે. પૂજારી લોકો તેની દક્ષિણે બેસે છે તથા ઉત્તરે મુસલમાન ગવૈયો (રાગી અથવા રબાબી) બેસી વાદ્યોના તાલ પર ગ્રંથમાંનાં સૂકતો ગાય છે. ગ્રંથ આગળ એક કાપડ પાથરેલું હોઈ ભાવિક લોકો તેની ઉપર ભેટ મૂકે છે. ૧૮૯૮ થી મંદિરની જ બહારની બાજુ વિજળીની રોશનીથી પ્રકાશિત કરવામાં આવી છે; તો પણ મુખ્ય મંદિરમાં મીણબત્તી અથવા ઘીના દીવા જ હોય છે. મંદિરમાં જોડા પહેરી જવાની તથા બીડી પીવાની મનાઈ

છે. ગ્રંથ જમીન ઉપર મૂકેલો હોવાથી મંદિરમાં ખુરસી ઉપર અથવા ગ્રંથથી ઉંચે બેસવું અયોગ્ય ગણાય છે.

સરોવરની ચારે બાજુએ ૩૦ ફુટ પહોળો એવો આરસપહાણથી જડેલો એક રસ્તો છે; તેને પરિક્રમ કહેવામાં આવે છે. અહીં ઘણા લોકો એકઠા થાય છે. અગ્નિ ખુણે સરોવરથી જે ઠેકાણેથી પાણી બહાર જાય છે, તે ઠેકાણે હલકી જાતના શીખ લોકો સ્નાન કરે છે. હરકોઈ શીખ લોકો તેઓ (મઝબીનો)ને પોતાથી હલકા સમજે છે તથા તેઓને પોતાના ધર્મમાં ભળવા દેતા નથી. આ રસ્તાની આજુબાજુએ બુંગ નામની ઘણી સુંદર એવી અનેક ઈમારતો હોઈ શીખ સંસ્થાનિકોએ પોતે જાત્રાએ આવ્યા હોય, ત્યારે પોતાને રહેવા માટે ૧૮ મા સૈકાના અંતમાં તે બંધાવી. તેમાંની રામગ-હીય સરદારનો બુંગ સૌથી ઉંચો જણાય છે. તેને બે શિખરો હોઈ દૂરથી પણ તે ઓળખી શકાય છે.

મુખ્ય દેવસ્થાનને જોડેલી એવી નીચે જણાવેલી ત્રણ સંસ્થાઓ શીખ લોકોની દૃષ્ટિથી અતિ મહત્ત્વની છેઃ—પહેલી અકાલ બુંગ, મુખ્ય દેવસ્થાનને લાગીને પુલની પશ્ચિમ બાજુએ આવે છે. આ અકાલી અથવા નિહંગ શીખોનુ મુખ્ય ઠેકાણું સમજવામાં આવે છે, સિવાય ગુરુ હરગોવિંદ તથા હરકોઈ શીખ ગુરુઓનાં હથીયારો પણ અહીં જ રાખવામાં આવ્યાં છે. અકાલ બુંગના આગલા આંગણામાં (પહલ) શીખ ધર્મની દીક્ષા દેવાનું સ્થાન છે. અહીં દર વરસે આશરે ૧૨૦૦ લોકોને શીખ ધર્મની દીક્ષા આપવામાં આવે છે. બીજી સંસ્થા એટલે બાબા અતલનું દેવસ્થાન છે. આ સ્થાન હરમંદિરની અગ્નિ દિશાએ કેટલેક અંતરે હોઈ તેની ઉપર એક કલશ છે, ગુરુ હરગોવિંદના બાંધકામની ઈ. સ. ૧૭૨૯ માં શરૂઆત થઈ. બાબા અતલ સંબંધી એક કથા કહેવામાં આવે છે, કે તેને એક મોહન નામનો ઘણો જ વહાલો એવો એક મિત્ર હતો. એક દિવસે તે પોતાના મિત્રને ઘેર રમવા માટે ગયો, ત્યારે મોહન સર્પદંશથી મૃત્યુ પામેલો તેની નજરે પડયો. અતલે તેની ઉપર પોતાનો હાથ ફેરવતાં જ તે જીવતો થયો. આથી બધા માણસો આશ્ચર્યચકિત થઈ ગયા અને તે સાત વર્ષના બાળકની સામે ઘુંટણીએ પડી તેની પ્રાર્થના કરવા લાગ્યા. આ વાતની હરગોવિંદને ખબર પડવાથી તેણે કંટાળીને અતલને કહ્યું, કે શુદ્ધ તત્વો તથા પવિત્ર આયુષ્યને માટે જ ગુરુએ પોતાનું સામર્થ્ય પ્રગટ કરવાનું છે. અતલને આ બોલવાથી એટલું માઠું લાગ્યું, કે તેણે એક સરોવર ઉપર જઈ ત્યાં આત્મઘાત કર્યો. ત્રીજી સંસ્થા તરન તારણ દેવાલય છે. આ દેવાલય એક મોટા સરોવરના બેટની અંદર બાંધેલું છે. દર માસે અહીં જાત્રા ભરાય છે. અમૃતસરના દેવાલયની પણ દીવાળી તથા વૈશાખની એવી બે જાત્રાઓ ભરાય છે.

સુવર્ણમંદિરના ઇમારતના તથા તેના પરિક્રમની ખરચ તેની જાગીરમાંથી ચલાવવામાં આવે છે. ગ્રંથસાહેબ વાંચનારા ત્રણ ગ્રંથીઓનો ઉદરનિર્વાહ તેમને ભાવિક લોકો તરફથી મળતી ભેટો ઉપર થાય છે. પૂજારી, ગવૈયા તથા બીજા નોકરચાકરોને દેવસ્થાનમાં આવતી ભેટોમાંથી કાંઈક ભાગ મળે છે. મુખ્ય દેવસ્થાન તથા તેની સાથેની સંસ્થાઓ ઉપર દેખરેખ સરકાર તરફથી નીમેલો એક શીખ વ્યવસ્થાપક પહેલાં રાખતો. હાલ ગુરુદ્વાર પ્રબંધક કમીટી રાખે છે.

**અમૃત સિદ્ધિ યોગઃ**—રવિવારથી અનુક્રમે દરેક વારે હસ્ત, શ્રવણ, અશ્વિની, અનુરાધા, પુષ્ય રેવતી, તથા રોહિણી વગેરે નક્ષત્રોનો યોગ હોય છે. આ યોગને અમૃતસિદ્ધિ યોગ કહેવામાં આવે છે. આ કાલ બહુજ શુભ ગણાય છે. (આપટેકૃત મરાઠી ભાષેચે સંપ્રદાય વ હ્મણી) આના સંબંધમાં જ્યોતિષ ગ્રંથમાં નીચેના ભાવાર્થનો શ્લોક મળી આવે છેઃ—

રવિવારે હસ્ત, ગુરુવારે પુષ્ય, બુધવારે અનુરાધા, શનિવારે રોહિણી, સોમવારે અશ્વિની આ પ્રમાણે વાર તથા નક્ષત્રોનો યોગ આવે, તો અમૃતસિદ્ધિયોગ જાણવો.

**અમેઝૉનઃ**—આ નામનું સ્ત્રીયોદ્ધાઓનું એક દંતકથાત્મક પ્રાચીન રાજ્ય હતું. યુક્રાઈન સમુદ્રના કિનારાની પાસે પૅાંટસમાં આ જાતની સ્ત્રીઓ રહેતી હોઇ ત્યાં તેઓએ એક રાણીના નેતૃત્વ નીચે એક સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હતું. તેમની રાજ્યધાની થર્માડૅાન નદીના કિનારે આવેલા થેમિસિરા ગામમાં હતી. અહીંથી તેઓએ સિથિયા થ્રેસ આશિયા માઈનરનો કિનારો, તથા એજીયન બેટો ઉપર ઘણી સ્વારીઓ કરી હતી. અરબસ્તાન, સિરીયા, તથા ઈજીપ્ત સુધી પણ આ સ્ત્રીઓ પહોંચી વળી હતી. સ્મર્ના, એફેસસ, સિનોમ, પાફોસ વિગેરે શહેરો તેઓએ જ વસાવેલાં હતાં, એમ કહેવાય છે. આ સ્ત્રીઓ પહેલાં પ્રથમ પૅલેસ મેઓટિસ—અઝોવના સમુદ્ર તરફથી થર્માડૅાનમાં આવી, એવું કેટલાક લોકોનુ કહેવું છે. તેઓના રાજ્યમાં કોઈ પણ પુરુષને

રુષ આવવા દેવાની મનાઈ હતી. પરંતુ પોતાનો વંશ નાશ ન પામે તેટલા માટે તેઓ ફક્ત વર્ષમાં એક જ વખત નજીકના ગાર્ગારિયન લોકો પાસે જઈ આવતી. આ મેળાપથી થનારી પુરુષ સંતતિને તેઓ મારી નાખતી, અથવા તેને તેના પિતા પાસે પાછી મોકલી આપતી. સ્ત્રીસંતતિને તેની માતાઓ સંભાળતી અને તેને ખેતીવાડી, શિકાર તથા યુદ્ધકલાનું શિક્ષણ આપતી. ધનુષ્ય ખેંચવામાં કાંઈ અડચણ ન આવે, એટલા માટે તેઓ પોતાનું જમણું સ્તન કાપી નાખતી, અથવા બાળી નાખતી. આવા કારણને લીધે જ અમેઝૉન એ શબ્દ ગ્રીક અમેઝૉવ્હસ એટલે સ્તનરહિત એ શબ્દમાંથી બનાવેલો છે, એમ કેટલાકનું માનવું છે. ચિત્રોની અંદર આવી રીતે જોવામાં આવતું નથી, તેની અંદર તો સ્તનો બતાવવામાં આવે છે, પરંતુ જમનું સ્તન વસ્ત્રથી ઢંકાએલું ચિતરવામાં આવે છે. બીજી કેટલીક આ નામને માટે સૂચવવામાં આવેલી વ્યુત્પત્તિ એટલે પુષ્ઢસ્તની" અને પુરુષાસ્પર્શી" એ છે. મૅઝા એ સર્કાશિયન શબ્દનો અર્થ ચંદ્ર એવો છે. તેથી ચંદ્રોપાસના સાથે તેઓનો કાંઈ સંબંધ હોય એવું કેટલાકનું માનવું છે. ગ્રીક દેવતા ડાએના એ ચંદ્ર દેવતા હોઈ તે હંમેશ શિકારની અંદર મશગુલ હોય છે, તથા તેની ઉપાસક કુમારિકાઓ પણ શિકારી બની અવિવાહિત રહેતી.

અનેક ગ્રીક કથાઓની અંદર અમેઝૉન સ્ત્રીઓનો ઉલ્લેખ કરેલો મળી આવે છે. અલેકઝાંડર ધિ ગ્રેટના વખતમાં પણ આ સ્ત્રીઓ જોવામાં આવતી. તે વખતની તેમની થાલેસ્ટ્રીસ નામની રાણી અલેકઝાંડરને મળી અને તેનાથી તેને ગર્ભ રહ્યો. મિથ્રોડેટિઝના લશ્કરની અંદર પૉંપે તેઓને જોઈ હતી, એમ કહેવાય છે. અલ્બેરૂનીનો મત એવો છે, કે જે સ્ત્રીઓની અંદર કોઈ પણ પુરુષ છ મહિનાથી વધારે વખત સુધી રહી શકતો નથી, તેવી સ્ત્રીઓને અમેઝૉન કહેવામાં આવે છે.

અમેઝૉન સ્ત્રીઓની માહિતીનો વિષય હજી સુધી જરા વાદગ્રસ્ત છે. કોઈ તેઓને તદ્દન કાલ્પનિકજ સમજે છે તો કોઈ તેઓને ઐતિહાસિક સમજે છે. એવી એક માન્યતા છે, કે આ લોકોની ઉપાસ્ય દેવતા ગ્રીક ન હોઈ એશિયા ખંડમાંની દેવતાઓ જેવી છે. અમેઝૉન સ્ત્રીઓ મૂળથી દેવીને ચરણે મુકેલી એવી કન્યાઓ અથવા તેની પૂજારણ હોઈ દેહદંડ માટે તેઓ પોતાનો સ્તનનાશ કરતી હોવી જોઇએ. બીજી એક કલ્પના એવી છે, કે ભૂગોળનું જ્ઞાન જે વખતે વધ્યું, તે વખતે કેટલાક પ્રવાસીઓ સ્ત્રીશાસ્ત્રત જાતો વિષેની કેટલીક બાતમીઓ લાવ્યા, તે એવી કે, કેટલીક જાતોમાં આપણે ત્યાં જેમ કારભાર પુરુષો જુએ છે, તેમ તેમની અંદર તેવો કારભાર સ્ત્રીઓ જોતી. માતૃકન્યાપરંપરાની રીત તેમની અંદર હોઈ તે ઠેકાણે સ્ત્રીઓજ સત્તાધીશ હોય છે. સ્વાભાવિક રીતે આવી વાતો ઉપર લોકોનો વિશ્વાસ બેઠો. આવી રીતે લોકોનો તેની ઉપર વિશ્વાસ બેસવાથી આવી વાતોને કાવ્ય તથા સાહિત્યની અંદર દાખલ કરવામાં આવી, તેનાં જુદાં જુદાં પ્રકારનાં વર્ણનો કરવામાં આવ્યાં.

આ ગ્રીક અમેઝૉન જેવી જ એક વાત બોહેમિયાના ઈતિહાસમાં મળી આવે છે. આઠમા સૈકાની અંદર એક સ્ત્રીઓની ટુકડીએ એક બોહેમિયાના ડ્યુક સાથે લડાઈ કરી. તેના કેટલાક પુરુષોને કેદ કરી તેમાંના કેટલાકને જાનથી મારી નાખ્યા. સોળમા સૈકાના ઓરેલાના નામના એક સ્પેનિશ શોધકે ખાત્રીપૂર્વક એવું લખ્યું છે, કે એક વખત મૅરનૅાન નદી ઉપર, દક્ષિણ અમેરિકામાં તેને લડાયક સ્ત્રીઓની એક ટુકડી સાથે લડવું પડ્યું હતું. આ સ્ત્રીઓ ઉપરથી આ નદીને અમેઝૉન એવું નામ પડ્યું. કોઇ એમ પણ કહે છે, કે આ નામ ઍમેસોના ( નૌકા નાશક ), એ અમેરિકન ઇંડિયન શબ્દ ઉપરથી પડ્યું. હાલમાં અમેઝૉન એ નામ ( લડાયક સ્ત્રીઓ એવા અર્થમાં ) ડાહોમેના સૈન્યમાં અસ્તિત્વમાં છે, એ જો કે નિઃસંશય છે, તો પણ ડાહોમે ફ્રેંચના તાબામાં ( ફ્રેંચ પ્રોટેકટરેટ ) હતું, ત્યારે આ સ્ત્રીયો નાશ પામી એમ કહેવાય છે. બીજી શૂરવીર સ્ત્રીઓના દાખલા ઘણા છે.

મહાભારતમાં પણ એક સ્ત્રીરાજ્યનું વર્ણન કરેલું છે. તેમની પ્રમિલા નામની રાણીએ અશ્વમેધ યજ્ઞનો ઘોડો રોકી પાંડવની સાથે ઘનઘોર યુદ્ધ કર્યું, એવું વર્ણન છે. બૃહત્સંહિતામાં સ્ત્રીરાજ્યનું જે વર્ણન છે, ( ૧૪. ૨૨; ૧૬ ૧૬ ) તે ગ્રીક વર્ણન સાથે થોડું ઘણું મળતું આવે છે. આ બંને રાજ્યોની કલ્પના પરસ્પરસંબદ્ધ છે, કે સ્વતંત્ર છે, તેનો સંશોધકોએ તપાસ કરવો. ઘણીખરી આપણી પૌરાણિક કથા ગ્રીક કથાઓ સાથે મળતી આવે છે.

તિબેટમાં પણ સ્ત્રીરાજ્ય હોવાનું વર્ણન મળી આવે છે. ચીનની પૂર્વમાંના એક સ્ત્રી રાજ્યનું વર્ણન નીચે પ્રમાણે છેઃ—

નુકવોહ અથવા સ્ત્રીઓનું રાજ્યઃ—માત્વાન લિન એ પોતાના પુસ્તકમાં સ્ત્રીરાજ્ય વિષે શામન હુવુઇ શિનના આધાર ઉપરથી લખે છેઃ—આ રાજ્ય ફુ-સંગની પૂર્વે હજાર લી દૂર છે. અહીંના લોકોના

રીતરીવાજ તથા ચાલચલગતમાં ગંભીરતા ભરેલી જોવામાં આવે છે. તેઓનો વર્ણ ઘણો ઉજળો તથા સ્વચ્છ છે. લોકોને શરીરે ઘણા વાળ હોઈ માથાના વાળ જમીન સુધી પહોંચે છે. અહીંની સ્ત્રીઓ વસંત ઋતુમાં જલક્રીડા કરવામાં ખુબ મગ્ન થાય છે. અને તેઓને ત્યાં જ ગર્ભ રહે છે. શિયાળામાં છોકરાં જન્મે છે. આ જાતની મર્દાની બાયડીઓની છાતી ઉપર સ્તન હોતા નથી .તેમની ગરદનના પાછળ ભાગમાં વાળનાં મુળ હોય છે. તથા સફેત વાળના મુળમાંથી એક પ્રકારનો રસ બહાર પડતો જોવામાં આવે છે. છોકરાંઓને ૧૦૦ દિવસના થતાં સુધી ધવરાવવામાં આવે છે. તથા તે દરમિયાન તે ચાલવા પણ લાગે છે. ચોથે વરસે બાળકો પૂર્ણાવસ્થાએ પહોંચે છે. પુરુષોને જોઇને તેઓ નાસી જાય છે. એક પ્રકારના ઝાડનાં પાંદડા તેઓ મસાલો નાંખીને ખાય છે, અને તે ખાઇને જ તેઓ જીવે છે. આ પાંદડાં સ્વાદે ખારાં હોઈ સુગંધીદાર હોય છે.

ઈ. સ. ૫૦૮ માં લિઅંગ વંશના વુ-ટી-રાજાની કારકીર્દિમાં તિસન-ગન નામને ઠેકાણેથી એક માણુસ સમુદ્ર રસ્તે થઇને જતાં વાદળના તોફાનમાં સપડાવાથી તણાતો તણાતો એક બેટમાં જઇ પડયો. બેટમાં દાખલ થતાં તેને ત્યાં વસ્તી હોવાનાં ચિન્હો જણાયાં. ત્યાંની સ્ત્રીઓ ચિની સ્ત્રીયો જેવી જ હતી, પરંતુ તેની ભાષા તેને સમજાય તેવી ન હતી. પુરુષોના શરીરો મનુષ્ય જેવા હતાં પણ તેમનાં માથાં કુતરાં જેવા હોઇ તેમનો શબ્દ કુતરાના ભસવા જેવો હતો. તેમનો ખોરાક એકંનાનાં દ્વિદલ ધાન્યનો હોઇ તેમનાં વસ્ત્રો રૂ જેવાં હતાં. તેમના ઘરોની ભીંતો કાચી ઈટોના બનાવેલી હોઇ ગોળ હતી, તથા તેનાં પ્રવેશદ્વારો ગુફાનાં દ્વારો જેવાં હતાં.

માર્કો પોલોના સંબંધમાં કર્બલ યૂલે એ લખેલા પુસ્તકમાં (આવૃત્તિ સન ૧૮૭૧ વૉલ્યૂમ ૨ જું પા. ૩૩૮-૩૪૦) પૂર્વે એશિયામાં થએલા કલ્પિત સ્ત્રીરાજ્ય વિષેની પ્રચલિત અનેક દંતકથાઓ આપેલી છે, તથા તેનો ઉદ્દેશ 'સ્ત્રી ને પુરુષ' એ નામૂના બે બેટો વિષે વ્હોનશિયને જે-લખાણુ પ્રસિદ્ધ કર્યું છે, તે ઉપર પ્રકાશ પાડવાનો છે. આણે જ ઉત્તમ પ્રકારે સંપાદન કરેલા, 'કૅથે ઍન્ડ ધિ વે થિધર' (કૅથે અને ત્યાં જવાના માર્ગો) એ નામના પુસ્તકમાં સુમાત્રામાં સ્ત્રીઓએ ચલાવેલા રાજ્યસંબંધી મેરીઓને લીધે ઇ. સ. ૧૩૩૦ ના અરસામાં આપેલી માહિતીનો ઉલ્લેખ કરેલો છે. આ જાતના ઘણા વાળવાળા લોકોનો પ્રદેશ કયૂરાઇલ બેટની બાજુએ હોવો જોઇએ તથા તેની સરખામણી અલાસ્કામાંહે કુચિન ઇંડિયન લોકો સાથે કરવા જેવી છે, એમ શામન હવુઇ-શિનના લેખ ઉપરથી જણાઈ આવે છે.

આવા કલ્પિત પ્રદેશોની માહિતી મેળવવામાં વધારે વખત રોકવો એ કાંઇ ઠીક કહેવાય નહિં, તો પણ આવી ચર્ચા કરવાથી કુસંગ એ એક અમેરિકાનો ભાગ છે એવું ઠરાવવામાં મદદ થઇ શકશે, એવી કલ્પના એસ. વેલિસવિલ્યમ્સે પ્રદર્શિત કરેલી છે. (જ. અ. ઓ. સો. ગ્રં. ૧૧ પૃ. ૮૯.)

(બીજા સંદર્ભ ગ્રંથોઃ—એ. બ્રિ; એ. રિ. એ. હોમરનું ઇલિયડ. મહાભારત બૃહત્સંહિતા. વ્હર્જિલ—ઇનિયડ હિરોડોટસ. લાકોર—લા—અમેઝોન્સ (૧૯૦૧).

(૨) દક્ષિણ અમેરિકાની, દુનિયામાં સૌથી મ્હોટામાં મ્હોટી નદી.

**અમેટ:**—(રજપુતાના) ઉદેપૂર સંસ્થાનમાંની તે જ નામની જમીનદારીનું મુખ્ય ગામ, ૨૫° ૧૮' ઉ અ. તથા ૭૩° ૫૬' પૂ. રેખાંશ ઉપર ઉદેપૂર શહેરની ઇશાન્ય દિશાએ ૫૦ માઇલ દૂર ચંદ્રભાગા નદીના દક્ષિણ તીર ઉપર આવેલું છે. ગામની ચારે તરફ ફરતો કિલ્લો હોઈ ત્યાંની વસ્તી આશરે સાડા ત્રણ હજારની છે. જમીનદારને રાઉત કહેવામાં આવે છે. વાર્ષિક ઉપજ ૨૮૦૦૦ રૂપીયા હોઈ ઉદેપૂર દરબારને ૨૭૦૦ રૂપિયા ખંડણી આપવી પડે છે. અમેટનો રાઉત એ સિસોદિયા વંશમાંના ચોંડાવત કુળનો છે. આ જ વંશમાં પટ્ટા નામનો એક વીર પુરુષ ઇ. સ. ૧૫૬૭ માં અકબર સામે ચિતોડની લડાઇમાં, રામપોલ દરવાજા પાસે મરાયો હતો.

**અમેથી** (સંયુક્ત પ્રાંત):—સુલતાનપુર જીલ્લાની નૈઋત્ય બાજુની તહશીલ પરગણે અસલ તથા અમેથી ૨૬° ૧' થી ૨૬° ૨૦' ઉત્તર અક્ષાંશ તથા ૮૧° ૩૧' થી ૮૨° ૪' પૂર્વ રેખાંશની દરમીયાન આવેલું છે, ક્ષેત્રફળ ૩૬૬ ચોરસ માઈલ વસ્તી આશરે બે લાખ વીસ હજાર, મોટું ગામ એક પણ નથી. ગામડાં ૪૫૫ ઈ. સ. ૧૯૦૩-૪ ની અંદરનું જમીન મહેસુલ ૩૧૯૦૦૦ તથા કર વસુલ ૫૧૦૦૦ રૂ. ક્ષારવાળી તથા ભેજવાળી જમીન અહીં પુષ્કળ છે. ઇ. સ. ૧૯૦૩-૪માં ૧૯૧ ચો. માઇલ જમીન ખેડાતી હતી. તેમાંથી ૬૮ ચો. માઇલ જમીન બાગાઇત હતી.

(૨) (સંયુકત પ્રાંત) લખનૌ જીલ્લાના મોહનલાલ ગંજતહશીલનું એક ગામ ૨૬° ૪૫' ઉ. અ. તે ૮૧° ૧૨' પૂ. રે. પર આવેલું છે. લોકસંખ્યા આશરે સાડસાત હજાર. ગામ પ્રાચીન છે. ને તે સૈયદ સાલારના અધિકારીઓએ જીતેલું હતું. પાછળથી તે અમેથિયા રજપૂતો પાસે હતું. પરંતુ ઇ. સ. ૧૫૫૦ ને આશરે શેખ લોકોએ જીતેલું. આ ઠેકાણે ઘણા મુસલમાન ફકીરોનો જન્મ થએલો. વાજીદઅલી શાની કારગીર્દીમાં મૌલવી અમીરઅલીએ અયોધ્યાના પ્રસિદ્ધ દેવળ (હનુમાનગઢી) પર હલ્લો કર્યો, પણ તેમાં તે હાર પામ્યો ને મરાયો. અહીં કાપડનો વેપાર ચાલે છે.

**અમેરિકાઃ**—જેમાં વિવિધ દેશોનો સમાવેશ થાય છે; તે જેમાં તીવ્રતમ ઠંડીથી માંડી પ્રખર ઉષ્ણ તાવાળી એવી બધી જાતની હવા છે. જ્યાં અતિવૃષ્ટિ ને અનાવૃષ્ટિ છે, જ્યાં મોટાં મોટાં જંગલોને ઉજડ પ્રદેશો છે, જેમાં દક્ષિણોત્તર જમીનનો વિસ્તાર સૌથી વધારે છે, અને જેમાં સૃષ્ટિચમત્કાર ઘણા જોવામાં આવે તેમ છે, એવો દેશ આખી દુનિયામાં અમેરિકા સિવાય બીજો કોઇ પણ નથી. આ ઉપરથી તેને અમેરિકા એવું પ્રથમ નામ આપવામાં કંઈ પણ સયુક્તિક કારણ હોવું જોઇએ એમ અનુમાન કરવામાં જેટલી સાહજિક યોગ્યતા દેખાય છે, તેટલી જ તે ભૂલ પણ છે, એ વાત યાદ રાખવા લાયક છે.

હાલના સઘળા ભુસ્તરશાસ્ત્રવેત્તાઓ આ બંને ખંડને એક નામ આપેલું યોગ્ય છે, ને શાસ્ત્રીય દૃષ્ટિથી સકારણ છે,' એમ પ્રતિપાદન કરવા માંડયું છે. તેમની દૃષ્ટિથી પૃથ્વી સૂર્ય જેવો એક તપ્ત ગોળો હતો ને તે જેમ જેમ ઠંડો પડવા લાગ્યો, તેમ તેમ તેનું કવચ આકુંચન પામવા લાગ્યું પરંતુ આ આકુંચન બધે ઠેકાણે કાંઈ સરખું થયું નહિ. તેથી હાલમાં દેખાતા ભૂમિભાગો એ ચતુષ્કોણ ઘનાકૃતિ ફલકો છે. આ બાબતમાં પ્રત્યક્ષ એવો દૃશ્ય પુરાવો, અમેરિકા ખંડ ત્રિકોણાકૃતિ છે, તે કહી શકાય. આ ત્રિકોણની એક ભુજા એટલે ઉત્તર અમેરિકાના આર્તિક કિનારાની વિષમ રેખા તથા તે જ ખંડની પુર્વ તથા પશ્ચિમ દિશામાં દૂર સુધી સમુદ્રમાં ગએલા બન્ને છેડા એ બે કોણુ કહી શકાય. દક્ષિણ અમેરિકાનો અંતાર્તિક મહાસાગરની બાજુએ વળેલો તદન સાંકડો ભાગ તે આ ત્રિકોણની ત્રીજી ભૂજા (કોણ) કહી શકાય.

આ ખંડના ઉત્તર તથા દક્ષિણ વિભાગમાંના પૃષ્ઠભાગનું બારીકીથી અવલોકન કરવામાં આવે, તો તેઓના, પર્વતો, નદીઓ તથા સપાટ પ્રદેશોની અંદરનું સામ્ય જણાઈ આવશે. પરંતુ આમ હોવા છતાં દરેક ખંડની રચનામાં જે વિશિષ્ટપણું જોવામાં આવે છે તે તત્ત્વને કંઈ બાધ આવતો નથી. જેની અંદર સ્પષ્ટ રીતે સામ્ય દેખાય છે, એવા પૈકી (૧) ઇશાન્ય બાજુના મુલભુત ખડકોનો ભાગ (૨) નૈઋત્ય દિશાના ઉંચાણના પ્રદેશો, (૩) પશ્ચિમમાં પ્રસરેલા પર્વતો તથા (૪) સમુદ્રની સપાટીથી નીચે આવેલા પ્રદેશ તથા તેની અંદરની નદીઓ એટલું મુખ્ય છે. એકંદર રીતે ઉત્તર અમેરિકા શીત, તો દક્ષિણ અમેરિકા ઉષ્ણ છે. આ એક બંને ખંડોની અંદર મોટો ફેર જોવામાં આવે છે. યૂરોપ તથા એશિયા ખંડમાં છેક ઉત્તર ભાગમાં જોવામાં આવતા પ્રાણીઓ તથા વનસ્પતીઓ ઉત્તર અમેરિકાના ઉત્તર ભાગમાં મળી આવે છે. પરંતુ આવી રીતનું મળતાપણું દક્ષિણ અમેરિકા તથા બીજા ખંડોના દક્ષિણ દેશોમાં બીલકુલ મળી આવતું નથી, એ ધ્યાનમાં રાખવા જેવું છે.

અમેરિકા (ઉત્તર તથા દક્ષિણ મળીને) ખંડનું કુલ ક્ષેત્રફળ ૧૪, ૮૦૦, ૦૦૦ ચોરસ માઈલ હોઈ વસ્તી ૧૫, ૮૦, ૦૦૦૦૦ છે. રેડ ઇંડિયનર, ૩૦,૦૦૦-૦૦ છે. ધર્માંનુસાર વર્ગીકરણ કરવામાં આવે તો ૧૩, ૯૩, ૦૦૦૦૦ ખ્રિસ્તી, ૨૦, ૩૦, ૦૦૦ જ્યૂ, ૨, ૧૦૦૦૦ હિંદુ, ૧,૦૦૦૦૦ બૌદ્ધ તથા ૨૫૦૦૦ મુસલમાનો અહીં મળી આવે છે. બ્રીટીશ સામ્રાજ્યના દેખરેખ નીચે રહેલો અમેરિકાનો ભાગઃ—કાનડા, ન્યૂફાઉન્ડલૅંડ, અને લૅબ્રેડોર, બ્રિટીશ હાંડુરસ, બ્રિટીશ ગ્વાયાના, બર્મ્યુડા, વેસ્ટઇંડીઝ દ્વિપો (બાહામાઝ, ટર્કસ અને કાઈકોજ બેટો, જમેકા, કેમન બેટો, બાર્બાડાઝ, વિંડવર્ડ, અને લીવર્ડ બેટો ટ્રિનિદાદ અને ટોબૅગો.) અને ફાકલૅંડ બેટો. આ બધાનું એકંદર ક્ષેત્રફળ ૪૦, ૧૦, ૨૧૬ ચોરસ માઈલ તથા વસ્તી (૧૯૧૭-૧૮) ૧૦૮, ૩૪૦૦૦ ની હતી.

ફ્રાન્સની વસાહતઃ—સેંટપિએરે અને મિકેલૉન ગ્વાડેલોઉપે, માર્ટીનિકવે અને ગ્વાયાના ક્ષેત્રફળ ૩૩, ૨૦૦ ચોરસ માઈલ તથા લોકસંખ્યા ૪, ૫૯,૦૮૨ ની છે.

નેધલેંડની વસાહતઃ—સુરિનામ અથવા ડચગ્વાયાના અને કુરૅશાઓ ક્ષેત્રફળ ૪૬૪૬૩ ચોરસ માઈલ તથા લોક સંખ્યા આશરે દોઢ લાખની છે.

આ ઠેકાણે અમેરિકા સંબંધી સામાન્ય માહિતી આપવામાં આવી છે. આ વિષે સવિસ્તર માહિતી

જુદા જુદા દેશોનાં નામો નીચે આપવામાં આવેલી હોવાથી અહીં આપી નથી. અમેરિકા સાથેનો યૂરોપી અને લોકોનો પરિચય, ત્યાંની ભાષા, ત્યાંની માનવજાતિ, ત્યાંની સંસ્કૃતિ, ત્યાંના લોકો ઉપરનું યૂરોપીઅન લોકોનું વર્ચસ્વ વિગેરે નોંધવા જેવી માહિતી છે. હવે હિંદુસ્થાન તથા અમેરિકાનો શો સંબંધ છે, તે આપણે જોઈશું.

હિંદુસ્થાન તથા અમેરિકાઃ—જ્ઞાનકોશ પ્રસ્તાવના ખંડ વિભાગ પહેલો હિંદુસ્તાન અને દુનિયાની અંદર હિંદુ લોકોની અમેરિકાની અંદરની વસાહતો વિષે સવિસ્તર વિવેચન કરેલુ છે. આ વિવેચન પ્રસ્તુત વિષયને ઘણું જ ઉપયોગ થશે અમેરિકામાં ઘણું કરીને પૅસિફિક મહાસાગરના કિનારા ઉપર જ હિંદી લોકો રહે છે. ડૉ. રજનીકાંત દાસે, અમેરિકન સંયુકત સંસ્થાનના લેબર ડિપાર્ટમેંટના કહેવાથી, પૅસિફિક મહાસાગરના કિનારા ઉપરના હિંદી લોકે વિષે જે રિપોર્ટ તૈયાર કરેલો છે, તેનો સારાંશ નીચે જણાવ્યા પ્રમાણે છેઃ—

પેસિફિક કિનારા ઉપરના હિંદુસ્થાની લોકોઃ—પહેલાં પ્રથમ હિંદી લોકો અતિશય મહત્ત્વનાં એવા સૅન ફ્રૅન્સીસ્કો અને વ્હૅંકુવર નામના બે બંદરે ઉતર્યાં. આ બે કેંદ્રોમાંથી તેઓ ધીરે ધીરે, દક્ષિણ પૂર્વ તથા ઉત્તર એ દિશાઓ તરફ પ્રસર્યાં; કાલાંતરે તેઓ પૅસિફિક કિનારાના જુદા જુદા ભાગમાં જઈ પહોંચ્યા.

૧૯૧૦ની વસ્તી ગણત્રી ઉપરથી જોતાં સંયુક્ત સંસ્થાનમાંના હિંદી લોકો નીચે લખ્યા પ્રમાણે પ્રસરેલા દેખાય છેઃ—

| | | | |
|---|---|---|---|
| ૧ કૅલિફોર્નિયા...૨૭૪૨. | | ૫ ન્યૂ જર્સે...૧૩૧ | |
| ૨ વૉશિંગ્ટન... ૧૪૧૪. | | ૬ મિસૈરી...૧૧૯ | |
| ૩ ન્યૂ યાર્ડ...૪૯૨. | | ૭ ઈતર...૧૧૮ | |
| ૪ ઑરેગૉન......૨૦૮. | | એકંદર......૫૨૨૪ | |
| | | હવાઈ.... ...૩૬૨ | |
| | | કુલ. ....૫૫૮૬ | |

ઉપરના કોષ્ટક ઉપરથી એમ જણાય છે, કે બ્રિટીશ કોલંબિયામાં ૧૯૦૫–૯ એ ચાર વર્ષોની અંદર ૫,૧૭૯ હિંદી લોકો આવ્યા, તેનાથી નીચેની કેલીફોર્નિયામાં આવેલા હિંદી લોકોની સંખ્યા હતી. આનાથી નીચેનો નંબર વૉશિંગ્ટનને આપી શકાય. અહીં ૧૪૧૪ હિંદી લોકો હતા; તેમાંના ઘણાખરા લોકો બ્રિટીશ કોલંબિયામાંથી જ આવેલા હતા. રેગોનમાંહેના ઘણાખરા લોકો માલગલાઠાના મજૂરોમાંના હતા, એવું જણાઈ આવે છે. ન્યૂયૉર્ક સંસ્થાનમાં ૫૯૨ હિંદી લોકો હતા. તેમાંના તેઓની મોટી સંખ્યા ન્યૂયૉર્ક શહેરમાં જ હતી. આ ઠેકાણે તેઓ માંના ઘણાખરા ખલાસી તરીકે જ આવ્યા હતા. અને થોડા વેપારાર્થે આવ્યા હતા. મિસૌરી તથા ન્યૂજર્સીમાં પણ હિંદી વાસીઓ આવી રીતે જ આવ્યા હતા.

સંયુકત સંસ્થાનની હિંદી લોકોની વસ્તીમાં પાછલા કેટલાક વર્ષોમાં ફેરફાર થએલો જણાય છે. હાલમાં ઘણાખરા હિંદુસ્થાની લોકો નીચે જણાવેલે ઠેકાણે વસ્તી કરી રહ્યા છેઃ

સૅન જો આ કિવન પ્રદેશઃ—આ પ્રદેશ સાન ફ્રૅન્સિસ્કોની દક્ષિણે આશરે ૭૫ માઈલ ઉપર આવેલો હોઈ તેની અંદર કાલિફોર્નિયા માહેના કેટલાક આબાદ જીલ્લાઓનો સમાવેશ થાય છે. અહીંની જમીન સાધારણ રીતે રેતી તથા ચીકણી માટીની બનેલી હોઈ તેની અંદર વાનસ્પાત્ય–અન્નની અંદરના સર્વ ખનિજ દ્રવ્યો મળી આવે છે. વરસાદ આશરે ૧૦ ઇંચ પડતો હોઈ મેથી સપ્ટેંબર સુધીનો સમય શુષ્ક ( વરસાદ વિનાનો ) હોય છે. ઉન્હાળાનું ઉષ્ણતામાન ૮૨° અંશ સુધી ચઢતું હોઈ, શિયાળામાં પારો ૪૭° અંશ સુધી નીચે ઉતરે છે. દ્રાક્ષો, પીચ, અપ્રિકૅટ, બદામ એલિવ્હ, અંજીર, નારંગી, વટાણા, બટાટા, અનાજ, તથા શાક ભાજી વિગેરે આ પ્રદેશમાં પાકે છે.

કૃષિકર્મનું સૌંદર્ય બાદ કરવામાં આવે તો પણ આ પ્રદેશ અતિ સુંદર તથા મનોરમ દેખાય છે. નવા મુસાફરને તો અહીંનું સૌંદર્ય મોહ પમાડે છે.

અમેરિકાની અંદર પગ મુકતાંજ હિંદી લોકોને આ પ્રદેશનું મહત્વ જણાયું. રેલ્વે રસ્તે પ્રવાસ કરતી વખતે તે લોકોને આ સમૃદ્ધ પ્રદેશની માહિતી મેળવવાની સંધિ પ્રાપ્ત થઈ, અને ત્યારથી ત્યાંના રેંચ ( ગોરથાના ) માં નોકરી મેળવવાની તેમને ઈચ્છા ઉત્પન્ન થઈ. ૧૯૦૭ માં પ્રથમ જ આ પ્રદેશમાં હિંદી લોકોની વસાહત થઈ. ત્યાર બાદ ધીરે ધીરે ઘણા ખરા લોકો સ્ટૉકટન, ફ્રેસ્નો તથા બેકર્સ ફીલ્ડની આસપાસ રહેવા લાગ્યા, અને ત્યારથી જ ઉપરના ત્રણ શહેરો ત્યાંના હિંદી કામગારોનાં મુખ્ય મથકો થયાં.

સાહજીક રીતે આ ત્રણ મથકોમાંના સ્ટૉકટન એ પ્રમુખ બન્યું. હિંદી લોકોની ઘણી મોટી સંખ્યા આજુબાજુના ખેતરોમાં કામ કરતી તથા એક ખેતરમાંથી બીજા ખેતરોમાં જતી વખતે સ્ટૉકટનમાં જ તેમણે પોતાનું થાણું કરવું સગવડ ભરેલું હતું.

હાલ સ્ટૉકટનની આજુબાજુએ જે મહત્વના ગામોમાં હિંદી લોકો રહે છે તે મહત્વનાં ગામો

હોલ્ટ, લોદી અને સૅંડો એ ત્રણ છે.

આ પ્રદેશમાંનું આ લોકોનું બીજું મોટું મથક જો કોઈ હોય તો તે ફ્રેસ્નો પરગણું છે. પૅસિફિક કિનારા ઉપર આ ઠેકાણે સૌથી વધારે હિંદી લોકો જોવામાં આવે છે. લૅનસ્ટાર, કોનેજો, કલોવિસ, મૅદેશ તથા બીજે કેટલેક ઠેકાણે આ લોકો પસરેલા છે.

સૅકેમેંટો પ્રદેશઃ—આ પ્રદેશ ઉત્તર કૅલિફોર્નિયાનો બીજો એક સમૃદ્ધ પ્રદેશ છે. આ પ્રદેશની ભૌતિક પરિસ્થિતી સૅન જોઆકિવન પ્રદેશથી કાંઈ બહુ ભિન્ન નથી. પરંતુ એક મહત્વની બાબતમાં ભિન્નતા નજરે પડે છે; તે એટલી કે આ પ્રદેશમાં ડાંગર પકાવવાને યોગ્ય એવી ભીનાશવાળી ઘણી જમીન છે.

સૅન જો આકવીન પ્રદેશમાં જે વખતે હિંદી લોકોએ પ્રવેશ કર્યો તે વખતે જ આ પ્રદેશમાં પણ તેઓ આવ્યા. થોડા જ વખત પછી સેકેમેંટો શહેર તેમનું મુખ્ય મથક થયું. ફ્રેસ્નો શહેરની માફક જ સૅકેમેંટો શહેર પણ ફરતા હિંદી મજૂરોનું વિશ્રાંતી-સ્થાન બન્યું. ઉત્તર કાલિફોર્નિયા માંહેના ડાંગરોના ખેતરોમાંહે તથા પશ્ચિમ અને દક્ષિણ ભાગમાંના ખેતરોમાંહે કામ કરવાની મોસમ પુરી થતાં તે શરૂ થતાં સુધી હિંદી મજુરો આ શહેરમાં વિશ્રાંતિ માટે રહે છે તથા પોતપોતાની સામાજીક ચળવળોની અંદર ભાગ લેછે.

સેકેમેંટો પ્રદેશમાં આ શહેરો સિવાય બીજા બે જુદા ભાગમાં હિંદી લોકોના સંઘ જોવામાં આવે છે. પહેલો ફોલસોમ, ઓરેંજવિલે, લૂમિસ, અને ન્યૂકૅસલ એ ફળ ઉત્પન્ન થનારો ભાગ તથા મેરિસ-વ્હિલે, કોલ્યુસો, ટયૂડર, વિલોજ, ચિકો, બુટેશહેર, નેલ્સન, ગ્રિડલે અને બ્રિગ્સ એ ચોખા ઉત્પન્ન થનારો ભાગ એ બીજો ભાગ. આ બીજા ભાગમાં હિંદી લોકો મ્હોટા યશસ્વી વેપારીઓ બનેલા હોઇ કાલિફોર્નિયા માંહેના ડાંગરના પાકનો મ્હોટો હિસ્સો તેમના હાથમાં છે.

ઈંપીરીયલ (બાદશાહી) પ્રદેશઃ—દક્ષિણ કૅલફોર્નિયામાં મેકિસકોની હદ ઉપર આ પ્રદેશ આવેલો છે. આ પ્રદેશનો મ્હોટો ભાગ સમુદ્રની સપાટીથી નીચાણમાં આવેલો છે. તેની લંબાઇ પહોળાઈ અનુક્રમે ૬૦ તથા ૪૫ માઈલની છે. અહીં ૧૯૨૦ સાલમાં વસ્તી આશરે ૪૩૦૦૦ ની હતી. વરસાદ એક ઇંચથી વધારે પડતો નથી. હવા હરહમેશ સુકી હોય છે. ઉષ્ણુતામાન ઉન્હાળામાં ૧૧૫° થી વધારે તથા શિયાળામાં ૨૪° થી ઓછું હોય છે. જમીન સારી હોઈ ખેતી નહેરના પાણીવડે થાય છે. દ્રાક્ષ, કપાસ, અલ ફાલફા, મિલો, બાલી અને કૅંટેલૉપ્સ એ આ પ્રદેશનો મુખ્ય પાક છે.

હિંદી લોકો આ પ્રદેશમાં ૧૯૧૦ સાલથી આવવા લાગ્યા, પરંતુ તે વખતે આ પ્રદેશ બિલકુલ સુધરેલો ન હતો. અતિશય ગરમીને લીધે અમેરિકન લોકો અહીં બહુ વસતા નથી. ૧૯૧૯ ની અંદર આ પ્રદેશમાં આશરે ૩૦૦ હિંદુઓ હતા. જો કે કપાસનો પાક ઓછો થવાથી ઘણાખરા લોકો આ પ્રદેશ છોડી ચાલ્યા ગયા તો પણ એલસેંટો, કૅલેગ્ઝિકો, હોલ્ટવિલે, અને બ્રાલે જેવા શહેરની આસપાસ ખેતીની અંદર રચ્યા પચ્યા રહેનારા એવા ૨૦૦ હિંદીઓ તો હજુ સુધી પણ મળી આવે છે.

બ્રિટિશ કોલંબિયાઃ—પૅસિફિક મહાસાગરના કિનારા ઉપરના કૅનેડિયન પ્રદેશની અંદરના અતિસમૃદ્ધ એવા પ્રાંતોમાંના બ્રિટીશ કોલંબિયા એ એક પ્રદેશ હોઈ તેનું ક્ષેત્રફળ ૩, ૭૨, ૬૩૦, ચોરસ માઈલ છે. આ પ્રદેશ ડુંગરાળ છે તો પણ કિનારા પાસેની તથા ખીણની જમીન બહુ ફળ દ્રુપ છે. હવા સમશીતોષ્ણ છે. ફળના વાવેતર માટે આ પ્રદેશ સારો હોવાથી દુનિયા માહેના કોઈ પણ ભાગમાં થનારાં ફળો અહીં સારી રીતે પાકે છે. સોનું, ચાંદી, તાંબુ, જસત, પારો, કોલસો, તથા લોખંડ વિગેરે પદાર્થો ખાણમાંથી નીકળે છે. માછલાં પણ નદીમાં વિપુલ મળે છે. અહીં ઝાડ કાપવાનો ધંધો એક મહત્વનો ધંધો છે. વૅંકુવર બેટમાં ખાણમાંથી સોનું કાઢવાનો ધંધો મ્હોટા પ્રમાણમાં ચાલે છે. વીસ વર્ષો પુર્વે, અહીં આવનારા હિંદુસ્થાની લોકોને આવા જુદા જુદા ધંધાઓ લાભકારક હતા. વ્હેંકુવર બેટ એ ત્યારથી જ પૅસિફિક કિનારા ઉપરના હિંદી લોકોનું, સામાજીક, ધાર્મિક તથા ઔદ્યોગિક હિલચાલોનું મોટું કેંદ્રસ્થાન બન્યું છે. કાનડા, અથવા સંયૂક્ત સંસ્થાનમાંના કોઇ પણ શહેરમાં અહીંના જેટલા હિંદી લોકો મળતા નથી. હિંદુની અંદર શીખ લોકો વિશેષ પ્રમાણમાં નજરે પડે છે, વ્હેંકુવર બેટમાંથી હિંદી લોકો જુદે જુદે ઠેકાણે પસર્યા. હાલમાં ન્યુવેસ્ટમિન્સ્ટર, ફ્રેઝરમિલ્સ, ડંકન, ફૂંબ્સ અને ઓશન ફાલ્સ વિગેરે ઠેકાણે હિંદી લોકો જોવામાં આવે છે.

ઉપર જણાવેલા શહેરો સિવાય બીજા ઘણા સંસ્થાનોમાં તથા શહેરોમાં થોડા ઘણા હિંદી લોકો જોવામાં આવે છે.

સંસ્થાનોઃ—હિંદુસ્થાનને લાલચ બતાવનારા સંસ્થાનોમાંના ઓરેગૅાનનો ખાસ કરીને ઉલ્લેખ કરવો જોઈએ. ઍકટોરિયા લિંટન અને બ્રાયડલવ્હેળ એ ઠેકણેના લાકડાના કારખાનાની અંદર ઘણા હિંદી લોકો નોકરી કરે છે. દસ વરસ પૂર્વે ઑરેગોનની અંદર ૨૦૦ ની ઉપર હિંદી લોકો કામ કરતા હતા પરંતુ લાકડાં ફાડવાના ધંધાને પડતી દશા પ્રાપ્ત થવાથી આ લોકો ત્યાં આવતા બંધ થયા. હાલમાં આ લોકોની સંખ્યા આશરે ૧૦૦ ની હશે.

વૉશિંગ્ટન સંસ્થાનની અંદરના વેલિંગહમ અને ટકોમા જેવા ઠેકાણેના લાકડાના કારખાનામાં પહેલા કેટલાક હિંદી લોકો નોકરીમાં હતા પરંતુ હાલમાં તેમની સંખ્યા બહુ જ ઓછી દેખાય છે. આનું કારણ કેટલાક રાજકીય લોકો તથા મજૂર આગેવાનોની હિંદી લોકો વિરુદ્ધની ચળવળ એ છે.

ઉટાહ, ઍરિઝોના નેવ્હાડા, અને સાઉથ ડાકોટા એ સંસ્થાનોમાં પણ ઘણા હિંદી લોકો છે. ગયા મહાયુદ્ધની અંદર જ્યારે ઘઉંનો ભાવ ઘણો વધી ગયો ત્યારે આમાંના કેટલાક હિંદીઓએ આરિઝોનો માંહેની ચેંડલર પાસેની જમીન વેચાતી લઈ તેની અંદર ઘઉં પકાવ્યા. તેવી જ રીતે ઉટાહાની અંદર પણ ઘણા જણાઓએ ખેતી શરૂ કરી. ત્યાંના બ્રિગ્હામ શહેરની પાસે આશરે ૧૫ હિંદી ખેતી કરે છે.

શહેરોઃ—વ્હેંકુવર, વિકટોરીયા, તથા સેકેમેંટો એ શહેરો સિવાય પૅસિફિક કિનારા ઉપર આવેલા બીજા કોઈ શહેરમાં ઔદ્યોગિક ચળવળોમાં ભાગ લેના હિંદી નજરે નહીં પડે. પરંતુ અટલાંટિક કિનારા ઉપરના ઘણા શહેરોમાં જૂદા જૂદા ઉદ્યોગ ધંધામાં રચ્યા પચ્યા એવા ઘણા હિંદી લોકો નજરે પડે છે. શિકાગોમાં આશરે ૫૦, ડેટ્રાઈટમાં ૨૦, બફેલામાં ૨૫, ન્યૂ આર્લિયન્સમાં ૩૫, ચાર્લ્સટનમાં ૩૦, તથા થોડાક અસબરી પાર્કમાં હોવા વિશેની માહિતી મળે છે. બોસ્ટન, ન્યુયાર્ક, ફિલાડેલ્ફીયા વિગેરે મહત્વના શહેરોમાં કેટલા હિંદીઓ છે તેની તપાસ કરવાનું કામ બહુજ કઠીણ છે.

**અમેંશસ્પેંત**—જરથુસ્ત્રધર્મમાંના શ્રેષ્ઠ દેવ દૂતોની જાતીનું આ નામ છે. એનો શબ્દશઃ અર્થ ‘ અમર એવા ઉપકારી લોક ’ એ છે. અવેસ્તા એ શબ્દ ‘ અમેશ ’ ( અમેરેત ) એટલે અમર અને ‘ સ્પેંત ’ એટલે હિતકારક; [ સૂ. ફાયદો કરવો, વધવું, એ ધાતુથી ] એ બન્યો છે. પહલ્લવી ભાષામાં તેનું રૂપાંતર આમ્હસ્પંદ અને ફારસી ભાષામાં આમશસ્પદ એમ રૂપ થાય છે. ગાથાઓમાં આ શબ્દ જાતિવાચક તરીકે વપરાયો નથી. છતાં તેનો સ્વતંત્ર કે સંયુકત ઉપયોગ કરવામાં આવ્યો છે. યસ્ન હપ્તંઘાઈતિ [ યસ્ન ૩૯. ૩ ] એ ગદ્ય લખાણમાં તેનો ઉપયોગ જાતીય નામ તરીકે કરવામાં આવ્યો છે. તેમ આગળ ઉપર પણ અવેસ્તા સાહિત્યમાં તેનો આવી જાતનો નપરાશ વારંવાર કરવાગાં આવ્યો છે.

અમેશસ્પેંત દેવદુતો અહુરમઝદ એ શ્રેષ્ઠ ઇશ્વરના સેવકો છે. [ ચોષ્ત ઇ ફ્રયાનો ૨. ૫૫-૫૯ બહુમન યશ્ત ૩. ૩૧ ) અહુરમઝદ સાથે તેમની કુલ સંખ્યા સાતની છે. સ્વયોષ એ દેવતાનો પણ કેટલીક વાર આ સાતમાં વમાવેશ કરવામાં આવે ( યસ્ત ૨. ૧-૩; ૧૯. ૧૬-૧૩. ૮૩; ૧૦, ૧૩૯; ૩. ૧. યસ્ન ૬૭ ૧૨, બુંદહિસ્ન ૩૨. ૨૯ ) આ પછીના કાળમાં અમેશસ્પેંત શબ્દ બહોળા અર્થે વાપરવામાં આવ્યો છે. અને દેવદુતોને પણ એ જ નામથી સંબોધ્યા છે. આ સાતના મંડળમાં સ્ત્રઓષશિલાય આતર અહુરમઝદનો અગ્નિ પણ તેમાં દાખલ કરવામાં આવ્યો છે ( યસ્ન ૧. ૨ ) ગોશુવર્ન ( મૂળ બળદનો આત્મા ) પણ લગભગ દેવદુત તરીકે જ ઓળખવામાં આવે છે, છતાં માયસ્ત લાશાયસ્ત ( ૨૨. ૧૪ ) માં તેને અમેશસ્પેંત તરીકે જ ગણ્યો છે. કસ્તીના મંત્રમાં પણ ‘ સીઉસે ’ એટલે ૩૩ અમેમસ્પેંત કહ્યા છે. તથા તેમને સંપૂર્ણ સદ્ગુણ અને શુદ્ધ વિચારવાન ગણ્યા છે. તેમનાં નામો વોહુમન ( સદ્વિચાર ), અપવહિસ્ત ( સંપૂર્ણ નીતિમત્તા ) ક્ષત્રવઈર્ય [ આદર્શરાજય ], સ્પેંતઅમૈતિ ( પવિત્ર ઐકય ] હૌર્વતાત અને અમેરેતાત ( આરોગ્ય રક્ષણ અને અમરતા ). ઇ. સ. ની પહેલી સદીમાં પ્લ્યુટાર્ક નામના એક ગ્રીક પંડિતે તેમને છ દેવતાઓ તરીકે વર્ણવ્યા છે તથા તેમના ગ્રીક નામો પણ જણાવ્યાં છે. તે પહેલાં સો વર્ષ અગાઉ સ્ટ્રેબોએ ( ૯. ૮૪, ૧૫. ૩-૧૫ ] બોહુમનનો સ્પષ્ટ ઉલ્લેખ કર્યો છે. તેપરથી તો એમ સાબીત થાય છે કે, તે કાળમાં આ વિષેની કલ્પના ઘણી જુની થઈ પડી હતી. અને તે ઉપરથી ડાર્મેસ્ટેટરે જે દલીલ કરી છે કે અમેશસ્પેંતની કલ્પના તદન અર્વાચીન છે તેનું ખંડન થઇ જાય છે. ઝરથુષ્ટ્ર ધર્મગ્રંથોમાં અમેશસ્પેંતોના સ્વભાવ અને આચાર વિષે જે વર્ણન આપવામાં આવ્યું છે તે સાથે તેમના કાલ્પનિક આત્મીક ગુણો સરખામણીમાં રજેરજ ઉતરે છે. અવેસ્મતા તરફ નજર કરતાં આ વાત સ્હેજે જણાઈ આવશે. ( યસ્ન ૩૯. ૩

વિસ્પેરેદ ૯. ૪, ૧૧-૧૨, યસ્ન ૪. ૪, ૨૪-૯, ૫૮-૫, યસ્ન ૧૩. ૮૨ ૮૪,) વે.હુ ( સારૂં ) વહિસ્ત ( સર્વોત્તમ ) વૈર્ય ( ઈષ્ટ ) સ્પેંતા ( પવિત્ર ) એ આરનામોથી અમેશસ્પેંતોને અતિ પ્રાચીન કાળમાં ઓળખતા. અને હવેના કાળમાં ગુણના આદર્શ તરીકે તે દેખાડવામાં આવે છે. જ્યારે હૌર્વતાત અને અમેરેતાન એ બે અમેશ-સ્પેંતો માટે આવા કંઈક જ વિશેષણો નિર્માણ થયા નથી. તેમ તેમનો હંમેશ સંયુકત ઉલ્લેખ કરવામાં આવે છે. અમેશસ્પેંતો તો અહુરમઝ્દે પેદા કરેલી પોતીકી દુનિયા છે ( યસ્ત ૧. ૨૫ ). અને તેમનું કામ દુનિયાને ખરો રસ્તો બતાવવામાં તેમણે મદદ કરવી. ( યસ્ત ૧૯-૧૬, ૨૫, ૨. ૧-૧૫, વેન્દિતાદ ૧૯-૯, બુન્દહિસ્ન ૧૦-૨૩ થી ૨૮ ) તેઓ અમર છે તેમ અદૃશ્ય છે. ( યસ્ન ૨૪-૯ ) તેમની ફ્રવશી હોઇ તેમનું પણ આવાટન કરવામાં આવે છે ( યસ્ન ૧૩. ૮૨ યજ્ઞમાં તેમને સ્વતંત્ર રીતે પૂજવામાં આવે છે ત્યારે પ્રકાશમાંથી તેઓ ત્યાં આવે છે. [ યસ્ત ૧૩ ૮૪, ૧૯-૧૭ ) તેઓ નંદનવનમાં રહે છે. તેમનામાંનો એક બોહુમન સોનાનઃ તખ્તપર બિરાજે છે. ( વેન્દિદાદ ૧૯-૩૨ ). છતાં તેમના માલેક આહુરમઝદના જેમ તેઓ અનંત અને અમાપ નથી. અહુરમઝદની દુનિયાનું રક્ષણ કરવું, તેપર દેખરેખ રાખવી, ઉત્પત્તિ કરવી, સજા કરવી ઇત્યાદિ કામો તેમણે કરવાનાં હોય છે. ( યશ્ત ૧૯. ૧૬ ) અને તેથી જ તેમાંના દરેક જણ પર દુનિયામાંની અમુક વસ્તુઓ સંભાળવાનું જોખમ રાખવામાં આવ્યું છે. વોહુમનને કબજે ઉપયોગી જનાવરો, અશવહિષ્ટને કબજે અગ્નિ ક્ષથ્રવૈર્યને કબજે ધાતુઓ, સ્પેંનઆર્મૈતિને કબજે પૃથ્વી અને હૈર્વતાત તથા અમેરેતાત ને કબજે જળ અને વનસ્પતીઓ સોંપવામાં આવી છે. ( શાયસ્ત લાશાયસ્ત ૧૫. ૫ ) દરેક અમેશસ્પેં-તનો અમુક મહિનો ગણાય છે ( બુંદહિશ્ન ૨૫-૨૦ ). દરેકનો એક અમુક પવિત્ર દિવસ હોય છે. [ સીરોઝા ૧. ૧-૭ ] દરેકનું એક ચોકસ ફુલ હોય છે. દાખલા તરીકે સફેત જાઈનું ફુલ બોવુંમનનું, કસ્તુરીસ્પેંતઅર્મૈતિની વિગેરે. ( ગુન્દહિશ્ન ૨૭-૨૪ ). પહેલા ત્રણ અમેશસ્પેંત પુરૂષ ( વ્યાકરણમાં તેમની જાતિ નાન્યેતર છે. ) અને છેલ્લા ત્રણ સ્ત્રીઓ છે. તેમને હંમેશ રાક્ષસો વિરોધ કરતા હોય છે. આ વિરોધકો એટલે આકમત, ઇંદ્ર, સૌરૂ, નાઓંગ હઈથ્ય, તૌરૂ અને ઝૈરીએ છે. [ વેંદિદાદ ૧૦. ૯-૧૦; ૧૯-૪૩; યશ્ત ૧૯. ૯૫ ). પરંતુ પુનર્રચનનાને સમયે તેઓ પોતાના દુશ્મનોનો પરાભવ કરશે. [ યસ્ત ૧૯. ૯૬; બુંદહિસ્ન ૩૩ ૯૩ ) એમ જણાવવામાં આવ્યું છે.

અમેશસ્પેંતો સામાન્ય દેવોથી શ્રેષ્ઠ છતાં આહુરમઝદથી કનિષ્ટ હોવાથી કેટલાક પંડિતો તેમની સરખામણી બાઇબલમાંના શ્રેષ્ઠ દેવદુતો ( આર્ચએંજલો ) સાથે કરે છે. જ્યારે બીજા કેટ-લાક તેમને આદિત્ય સાથે સરખાવે છે. આ સરખા-મણી વિષે પંડિતોમાં હજુ એકમત થયો નથી. તેમ જ ઝરથુષ્ટ્ર ધર્મની બીજા ધર્મો પર શી અસર થઈ અને તેનો બીજા ધર્મો સાથે કેવો સંબંધ છે. એ એક્ર મહત્વના પ્રશ્નનો હજી નિવેડો આવ્યો નથી. એટલે ઉપલા સવાલની ચર્ચા અપ્રસ્તુત જ ગણાશે.

**અમોઘ વર્ષઃ**—( ૮૧૪—૮૭૮ ) રાષ્ટ્રકૂટ વંશમાં ચાર અમોઘ વર્ષ નામના રાજાઓ થઈ ગયા, તેમાંનો પહેલો રાજા પ્રસિદ્ધ છે. આ રાજા, પોતાના પિતા ત્રીજા ગોવિંદ ( જગ-તુંગ ) ની પાછળ ગાદી ઉપર બેઠો ( ઈ. સ. ૮૧૪ અથવા ૮૧૫ ) તેણે ધારણ કરેલા નામોમાંના ' નૃપતુંગ તથા મહારાજ–શર્વ ' એ બે નામો મુખ્ય છે. તેના ' મહારાજ ધવલ' તથા 'માહારાજ–ષંડ' એવાં પણ નામો હતાં. આ શિવાય તેના દફતરોમાં મહારાજા ધિરાજ' 'પરમેશ્વર' 'ભટાર 'પરમ ભટ્ટારક' તથા 'પૃથિવી વલ્લભ' એવી પદ-વીઓ પણ મળી આવે છે. શિરૂરના લેખોની અંદર અમોઘવર્ષનું 'જે વર્ણન મળી આવે છે તેની અંદર ત્રણ શ્વેત છત્રો, શંખ પાલિધ્વજ, તથા એક કેતુ વાળો, રટ્ટકૂળની અંદર જન્મેલો, ગરુડ ચિન્હાંહિત કલગી ધારણ કરેલો ટિવિળી નામના વાદ્યના અવા-જથી જેના આગમનની સૂચના કરવામાં આવે છે. એવો, તથા 'લટ્ટ લૂર–પુર–પરમેશ્વર' એવી વંશપ-રંપરાથી ચાલતી આવેલી પદવીવાળો એવા શબ્દો-થી તેના ગૌરવનું વર્ણન કરેલું છે. સુડીનાપશ્ચિમ ગંગરાજે આપેલા દાન પત્ર ઉપરથી તેને અબ્બ-લબ્બે નામની છોકરી હતી એવું સાબીત થાય છે. ( એ. ઇ. પુ. રૂ. ).

અમોઘ વર્ષને ગાદી મેળવવામાં, ગુજરાતના રાજા સુવર્ણ વર્ષ–કર્કરાજાની મદદ લેવી પડી ( એ. ઇં પુ ૧ પાન ૫૩; ઇં. ઍ. પુ. ૧૪ પા. ૨૦૧ ) પરંતુ ગાદી ઉપર બેઠા પછી તેણે પોતાના બાપના જેટલી જ સત્તા મેળવી, પોતાના રાજ્યનો સારી રીતે વિસ્તાર કર્યો. શિરૂરના લેખોમાં લખેલું છે કે અંગ વંગ

મગધ, માલવ, અને વેંગી, વિગેરેના રાજાઓ તેના માંડલિક હતા પરંતુ આ કેવળ તેની અતિપ્રશંસા કરેલી હોવી જોઈએ. તેની કારકીર્દીમાં વારંવાર યુદ્ધ થતાં હતાં. ઇ. સ. ૯૯૩ ના સાંગલીના દાનપત્રમાં અમોઘ વર્ષ વિંગવલ્લીના ચાલુકયોને જીત્યા એવું લખલું છે. ઈ. સ. ૯૭૨ ના કરહાડ દાનપત્રમાં તથા ૯૦૦ ના દેઓલી દાનપત્રની અંદર માન્યખેત ( હાલનું માલખેડ-નિઝામ રાજ્ય ) શહેર તેણે વસાવ્યું હતું એવું વર્ણન કરેલું છે. અમોઘ વર્ષના વખતની ઘણી ખરી માહીતી આપનારા શિલાલેખો તથા તામ્રપટો હાલમાં મળી આવે છે. અતિશય વૃદ્ધ થવાથી અમોઘ વર્ષે રાજ્યત્યાગ કર્યો. તેણે પોતાના પુત્ર કૃષ્ણ ( બીજા ) ને ગાદી ઉપર બેસાડયો. ( ભાંડારકાર-દખ્ખનનો ઇતિહાસ. ).

આ રાજા જૈન ધર્મનો હોવો જોઇએ. ગુણભદ્રાના ઉત્તર પુરાણમાંના એક પરિશિષ્ટની અંદર, આદિપુરાણ કર્તા જીનસેનનો એ ઉપાસક હતો એવું લખેલું છે. વીરાર્યના સારસંગ્રહ નામના ગણિત ગ્રંથની પ્રસ્તાવનાની અંદર અમોઘવર્ષ જૈન ધર્માનુયાયી હતો એવું એક વિધાન નજરે પડે છે. 'પ્રશ્નોત્તરરત્ન માલિક' નામનો ન્હાનો નીતિગ્રંથ અમોઘવર્ષે રાજ્ય ત્યાગ કર્યા પછી લખ્યો એવું દિગંબર જૈન લોકો કહે છે. 'વિવેકા ત્યકત રાજ્યેન રાજ્ઞેયં રત્નમાલિકા' રચિતા મોઘવર્ષેણ સુધિયાં સદલં કૃતિ ( ભાંડારકર રિપોર્ટ ૧૮૮૩-૮૪ ) આ ગ્રંથની જૈનપ્રતની અંદર ઉપર જણાવેલો શ્લોક મળી આવે છે. આ ગ્રંથના તિબેટી ભાષાંતરમાં પણ ગ્રંથકર્તા અમોઘ વર્ષને જ બનાવેલો છે. રાષ્ટ્રકુટ વંશમાં અમોઘ વર્ષ નામના રાજાઓ થઇ ગયા પરંતુ કોઇએ આ ગ્રંથ રચ્યો હોય એ સંભવતું નથી. ( ઈ. ઍં પુ. ૫; ૧૨ ૧૪ વ્હટેંપલ ઇન્સ્ક્રિપ્કશન્સ. એ. ઇં. ૧, ૩. ભાંડાર કર-દિકે-અર્લીહિસ્ટરી ઑફ દિડેક્કન. ઇ. )

**અગ્નિપયર અન્ડ્રે મેરી**—એ નામનો એક ફ્રેંચ શાસ્ત્રજ્ઞ થઇ ગયો છે. તેનો જન્મ તા. ૨૨ જાન્યુઆરી ૧૭૭૫ માં લિઓન્સ શહેરની પાસેના એક ગામડામાં થયો. બચપણથી જ તેને જ્ઞાન મેળવવાની ઘણી હોંસ હતી. આંકડાનું જ્ઞાન થતાં પહેલાં જ તેણે પત્થરના તથા પાવના ટુકડાની મદદથી અંક ગણિતમાં પોતાના કેટલા પશ્નોનો ખુલાસો કરી લીધો. તેના આ પે તેને લેટીન શીખવવા માંડયું, પણ તેને જ્યારે એમ જણાઈ આવ્યું કે પોતાના છોકરોને ગણીત શીખવાની હોંસ છે. ત્યારે તેણે કેટલાક વખત સુધી તેને લેટીન શીખવવાનું બંધ રાખ્યું. યૂલર અને બરનોલીના લખેલા ગણીત શાસ્ત્રોના ગ્રંથો પોતાને વાંચતા આવડે એટલા માટે તેણે ફરીથી લેટીનનો અભ્યાસ શરૂ કર્યો. પોતાના ઘડપણમાં તે એમ કહેતો કે મને જેટલું બચપણમાં ગણીતનું જ્ઞાન મળ્યું તેનાથી વધારે જ્ઞાન તે પછીના આયુષ્યમાં મળ્યું નથી; તેણે ઇતિહાસ, પ્રવાસ, કાવ્ય, તત્વજ્ઞાન તથાભૌતિક શાસ્ત્ર વિગેરે વિષયોના ગ્રંથો વાંચ્યા હતા. ઇ. સ. ૧૭૮૩ માં કન્વેન્શનના લશ્કરે લિઓન્સ શહેર જીત્યું ત્યારે તેના બાપને કેદ કરવામાં આવ્યો, ત્યાં જ કેટલાક દિવસો પછી તેનો બાપ મરણ પામ્યો. આથી તેના મન ઉપર બહુ માઠી અસર થઈ. આ પછી તેને વનસ્પતિશાસ્ત્ર વિષેની અભિરૂચિ ઉત્પન્ન થઇ. તે પછી કેટલાક સમય સુધી તે કાવ્ય લખતો હતો એવું દેખાય છે. ઈ. સ. ૧૭૯૬ માં જુલી કારાન નામની સ્ત્રી સાથે તેનો પરિચય થયો. તેમની વચ્ચેનો પરિચય એટલો વધ્યો કે તેઓ બંને લગ્ન ગાંઠથી જોડાયા ( ૧૭૯૯ ) લિઓન્સ શહેરમાં પોતાની સ્ત્રીને રાખીને બાર્ગેમાં, પદાર્થ શાસ્ત્ર, તથા રસાયન શાસ્ત્રનો પ્રોફેસર થઇ ગયો. આ બાજુ તેની સ્ત્રી મરણ પામી. આ મરણની તેના ઉપર ઘણી અસર થઈ. થોડા દિવસો પછી તેને પૅરિસમાં પ્રોફેસર નીમવામાં આવ્યો.

તેણે, વિદ્યુતશાસ્ત્ર તથા ચુંબકશાસ્ત્રની અંદર ઘણા શોધો કર્યા; આથી જ તેની ઘણી પ્રસિદ્ધી થઈ. ઇ. સ. ૧૮૨૦ ના સપ્ટેંબર મહીનાની ૧૫ મી તારીખે તેણે એવું સાંભળ્યું કે એચ. સી. ઓએર્સ્ટેડે વિદ્યુત અને ચલચૂંબક સૂચિ ( મેગ્ને ટિકનીડલ ) એ બંને વચ્ચે કાંઇ સંબધ છે એવું સાબીત કર્યું છે. તે જ મહીનાની ૧૮ મી તારીખે તેણે ફ્રેંચ ઍકેડેમીને એક લેખ મોકલ્યો. આ લેખની અંદર તેણે ચલચુંબક અને વિદ્યુત એ બંનેના પરસ્પરના સંબંધની ઘણી ખરી બાબતોનું સ્પષ્ટી કરણ કર્યું હતું; તથા તેના જેવીજ બીજી કેટલીક બાબતોનું પણ સ્પષ્ટી કરણ કર્યું હતું, શાસ્ત્રીય શોધને માટે જે એક નવીન ક્ષેત્ર તૈયાર થયું, તેનો તેણે સારી રીતે શોધ કર્યો. આ નવીન ક્ષેત્રની અંદર તેણે ગણીતનો ઉપયોગ કરી તેની સહાય્યથી નવા શોધો વિશેનાં ભવિષ્યો વર્તાવી રાખ્યાં; તેમાંના લગભગ બધા હાલમાં ખરા ઠર્યા છે.

**અમ્મપત્તમ**—( મદ્રાસ ઇલાકો ) તંજાવર જીલ્લાના પત્તુકકોતઇ તાલુકામાંહેનું એક બંદર, ૧૦°-૧ ઉ. અક્ષાંશ તથા ૭૯°-૧૫ પૂર્વ રેખાંશ

ઉપર આવેલું છે. વસ્તી આશરે ચાર હજાર આ બંદરનો સિલોન સાથે ખાતે ચોખા તણા ઢોરઢાકર ચઢાવવામાં આવે છે. સિલોનમાંના ચાના બગીચામાં કામ કરનારા મજુરો આ બંદરમાંથી અઠ વાડિયામાં બે વખત ચઢે છે.

**અમ્માલઆચાર્ય અથવા વરદાચાર્ય**–એ, ઘટિતશત સુદર્શનાચાર્યનો પુત્ર હોઈ કાનેઇનો વૈષ્ણવ આચાર્ય હતો. તે ૧૭ માં સૈકાના ઉત્તરાર્ધમાં અથવા અઢારમા સૈકાના પૂર્વાર્ધમાં થયો હોવો જોઇએ. રામાનુજાચાર્યનાં તત્વો તથા તેનો દિગ્વિજય એ સંબંધમાં ૯૦ અંકનું અન્યોકિતપર એવું યતિરાજવિજય અથવા વેદાંતવિલાસ નામનું એક નાટક તેણે લખ્યું છે. તેવી જ રીતે ચોલભાણ, વસંત તિલકભાણ, વિગેરે નાટકો પણ લખ્યો છે.

**અમ્લશાસ્ત્ર**:—અમ્લોસંબંધી સર્વ સાધારણ ઉપપત્તિ અમ્લોની ઉત્પત્તિ, તેના ગુણધર્મો વિગેરે રસાયનશાસ્ત્ર સંબંધી જે સિદ્ધાંતો છે, તે સંબંધી તથા બીજી કેટલાંક બાબતોના વિવેચનોને અમ્લશાસ્ત્ર એવું નામ આપી શકાય. પ્રસ્તુત લેખની અંદર, અમ્લ, અનામ્લ, અલ્ક તથા ક્ષાર એ સંબંધી વિવેચન કર્યું છે.

અમ્લઃ—પ્રાચીન ભારતીય લોકોને "અમ્લ" એ પદાર્થની ખબર હતી, એટલુંજ નહિ પણ તેના સેંદ્રિય અમ્લો અને ખનીજ અમ્લો એવા બે ભાગ કરેલા જોવામાં આવે છે. સેંદ્રિય અમ્લોની અંદર ઉંચું અમ્લ કયું તેનું પણ તેમણે સ્પષ્ટીકરણ કરેલું છે. "ચાણુકામ્લશ્ચ સર્વેષાં એક એવ પ્રશસ્યતે અમ્લવેતસમેકં વા સર્વેષા મુત્તમોત્તમમ્" એવું ઉપર લીધેલા રસરત્નસમુચ્ચયમાંના ઉતારા ઉપરથી જણાશે, ( વિજ્ઞાનેતિહાસ પૃ. ૪૫૮ જુઓ ).

સેંદ્રિય અમ્લો (સવાય ખનિજ અમ્લોની પણ પ્રાચીન ભારતીય લોકોને માહિતી હતી. હાલ જેને ઍક્વારેજીયા કહે છે, તે જલરાજ અમ્લ તૈયાર કરવા માટે ખાસકરીને 'વિડ' એ મિશ્રણનો ઉપયોગ કરેલો જોવામાં આવે છે. તેવી જ રીતે ગંધકામ્લ, નત્રામ્લ, અને ઉદ્હરામ્લ પણ તૈયાર કરવાની તેમને ખબર હતી. ( વિજ્ઞાનેતિહાસ પૃ. ૪૫૯ જુઓ ).

'અમ્લ' એ નામથી જે પદથ'નો બોધ થાય છે. તે પદાર્થની અંદર 'અમ્લત્વ ખટાશ' એ ગુણ ખાસ કરીને હોવાથી તે ખાટા પદાર્થને 'અમ્લ' ની બંધ બેસતી સંજ્ઞા આપવામાં આવી. પાશ્ચાત્યોની અંદર 'અમ્લ'ને બદલે ઍસિડ એવો શબ્દ વાપરવામાં આવે છે, તેનો પણ અર્થ અમ્લ પદાર્થ એવો જ છે. વ્યવહારની અંદર, 'અમ્લ,' અને 'ઍસિડ' એ શબ્દોનો અર્થ "ખાટો" કરે છે. પ્રાચીન ભારતીયો તથા પાશ્ચાત્યો ને આ સંબંધે વિશેષ જ્ઞાન હોવાય એવું જણાતું નથી.

પદાર્થને અમ્લ બનાવવાને કયો ઘટક કારણીભૂત થાય છે તેની ઉપપત્તિ લાવાઝિએ નામના એક માણસે શોધી કાઢી. વાતાવરણમાંનો પ્રાણવાયુ ( ઑક્સીજન ), એ જ્વલનક્રિયા માટે આવશ્યક છે એ આજ સિદ્ધ કરવાની જરૂર નથી. લાવ્હાઝિએએ ગંધક નામના પદાર્થને હવાની અંદર બાળી 'ગંધક' તથા હવા માંહેનો 'પ્રાણુ' એ બંનેના સંયોગથી જે પદાર્થ ગંધકપ્રાણિદ નામનો તૈયાર થાય છે, તે પદાર્થમાં ખટાશ હોય એવું સાબીત કર્યું. તે જ પ્રમાણે ગંધક જેવા બીજાં મૂળ દ્રવ્યો જેવાં કે 'સ્ફુર' ( ફૉસફરસ ) તથા 'કર્બ' એ પણ હવામાં બાળવામાં આવે, તો તેનાથી જે પદાર્થો 'સ્ફુર પ્રાણિદ' અને કર્બ પ્રાણિદ નામના પદાર્થો ઉત્પન્ન થાય છે, તેમની અંદર 'અમ્લત્વ' હોય છે, એવું તેણે સિદ્ધ કર્યું. આ ઉપરથી અમ્લત્વ લાવવા માટે 'પ્રાણુ' વાયુ જરૂરનો છે, એવું તેણે પ્રતિપાદન કરી 'પ્રાણ' વાયુને 'ઑકિસજન' એટલે 'અમ્લજન' એવું નામ આપ્યું, તથા આ 'અમ્લ' પદાર્થો, અધાનું મૂલદ્રવ્ય એટલે 'પ્રાણુ' વાયુની સાથે સંયોગ પામીને તે અધાતુના 'પ્રાણિદ' તૈયાર થાય છે તેજ હોય છે, એવું પણ પ્રતિપાદન કરવામાં આવ્યું. કારણ કે આ અધાતુમુલદ્રવ્યોનાં પ્રાણિદોનું પાણી ઉપર કાર્ય થાય, એટલે અમ્લ તૈયાર થાય છે. જેવી રીતે—ગંધક અને પ્રાણુના સંયોગથી ગપ્ર ૨ એ ગંધકનો પ્રાણિદ તૈયાર થાય છે. ગ+પ્ર ૨=ગપ્ર૨ એ ગંધક પ્રાણિદ ઉપર પાણીનું કાર્ય થાય એટલે અમ્લ તૈયાર થાય છેઃ—

| ગંધક પ્રાણિદ | | પાણી | | ગંધક સામ્લ |
|---|---|---|---|---|
| ગપ્ર૨ | + | ઉ૨પ્ર | = | ઉ૨ ગપ્ર ૩. |

અમ્લ જનનને માટે પ્રાણ એ આવશ્યક ઘટક હોવો જોઇએ, એવી કલ્પના ઘણા દિવસો સુધી પ્રચલિત હતી, પરંતુ આગળ ઉપર 'ડેવ્હિ' 'ગેલુઝાક' અને 'થેનાર્ડ' શોધ કરી એનું સાબીત કર્યું, કે અધાતુરૂપ મૂળદ્રવ્યોનો સંયોગ 'ઉજ્જ' વાયુ ( હાઇડ્રોજન ) સાથે થાય, તો પણ તેના સંયોગથી થનારા પદાર્થો 'અમ્લ' હોય છે, અને તેથી 'અમ્લ' નો આવશ્યક ઘટક 'પ્રાણ' જ હોવો જોઇએ, એવું કાંઈ નથી. આ સાબીત કરવા

માટે 'ઉજ્જ' અને 'હર' એ બંનેના સંયોગથી થનારા 'ઉદહરામ્લ' (હાઇડ્રોક્લૉરિક ઍસિડ) નું ઉદાહરણ લીધું, ત્યાર પછી ગેલુઆકે 'ઉજ્જ' તથા 'કન' (કર્બ નત્ર) (સાયનોજન) એ બંનેના સંયોગથી 'ઉદકનામ્લ' (હાયડ્રો સાયનિક ઍસિડ) થાય છે, એવું સાબીત કર્યા પછી 'અમ્લત્વને' માટે પ્રાણ ઘટક આવશ્યક હોવો જોઇએ, એવી માન્યતા નાશ પામી, અમ્લત્વને આવશ્યક ઘટક 'ઉજ્જ' જ હોવો જોઈએ એ માન્યતા દૃઢ થઇ. આ વિષે આજે ઘણા દાખલાઓ મળી આવે છે. જેવી રીતે-'ઉજ્જ' 'અદ' એમનાથી તૈયાર થનારા 'ઉદ અદામ્લ' 'ઉજ્જ' અને 'સ્તંભ' થી થનારૂં 'ઉત્સ્તંભામ્લ'; વિગેરે હોઈ, પદાર્થ અમ્લ છે કે નહિ, તે સાબીત કરવા માટે તેની ઉપર ધાતુરૂપ મૂલદ્રવ્યનું કાર્ય કરવામાં આવે છે અને તેની અંદરથી 'ઉજ્જ' વાયુ જુદો થઈ બહાર આવે, તો તે પદાર્થ 'અમ્લ' છે એમ સમજવું.

આ ઉપરથી 'ઉજ્જ' વાયુ 'અમ્લત્વ'નો આવશ્યક ઘટક છે તથા તે જ અમ્લત્વજનક હોવાથી 'પ્રાણ' વાયુને આપેલું પાશ્ચાત્ય નામ 'ઑક્સીજન' યથાર્થ નથી, એવું પાશ્ચાત્ય રસાયનશાસ્ત્રીઓને લાગે છે અને તે પ્રમાણે આકસીજનને યથાર્થ નામ આપવાની યોજના ચાલુ છે. આ ઉપરથી ભારતીય 'પ્રાણ' એ નામ સાર્થક હોઇ હાલમાં તો તેને કાંઇ બીજું નામ આપવાની જરૂર નથી.

**અમ્લોના ધર્મો:**—'અમ્લ' પદાર્થો સ્વાદે ખાટા લાગે છે, પરંતુ 'અમ્લ' ગણાતા બધા પદાર્થો ખાટા હોય છે એવું ન સમજવું. આ ઉપરથી ખટાશ એ 'અમ્લ' પદાર્થોનો લાક્ષણિક ધર્મ સમજવામાં આવતો નથી, આ સિવાય સેંદ્રિય પદાર્થોનું વિવક્ષિત રંગોમાં રૂપાંતર કરવાનો 'અમ્લની' અંદર ગુણ રહેલો છે. સેંદ્રિય વાદળી રંગો અમ્લના સ્પર્શથી લાલ થાય છે. આ કારણને લીધે જ રસાયનશાળાઓમાં 'બ્લ્યુ લિટમસ પેપર' 'અમ્લત્વની' પરીક્ષા કરવા માટે વાપરવામાં આવે છે. આ કાગળો વનસ્પતિજન્ય 'લિટમસ' નામના વાદળી રંગના હોય છે, અમ્લત્વના સંયોગથી વનસ્પતિજન્ય પીળો રંગ [દાખલા તરીકે હળદર] વિવર્ણ થતો નથી. તે પીળો જ રહે છે.

ઘણા ખરાં અમ્લો પાણીમાં ઓગળી જાય છે. સર્વ અમ્લોની અંદર "ઉજ્જ" આવશ્યક ઘટક હોય છે.એ "ઉજ્જ"અધિક ઋણ મુળ દ્રવ્યોની સાથે અથવા સંયુકત મૂલકો [રૅડિકલ્સ] ની સાથે સંયોગ પામેલો હોય છે, અને ઘણું કરીને 'પ્રાણ' ની સાથે સંયુકત થએલો હોય છે. 'અમ્લો' ધાતુની સાથે અથવા ધાતુઓના પ્રાણિદોની સાથે સંયુકત થાય છે તથા તેના સંયોગથી 'ક્ષાર' એ નામનો પદાર્થ થાય છે. ધાતુની સાથે સંયોગ થતી વખતે અમ્લમાંનો ઉજ્જ નિઃસૃત થાય છે,એ નીચેના સમીકરણ ઉપર થી જણાશે:—



અમ્લની સાથે ધાતુના પ્રાણિદો સંયુકત થાય છે ત્યારે અમ્લ માંહેનો 'ઉજ્જ' પ્રાણિદો માંહેના 'પ્રાણ' ની સાથે સંયુકત થઈ પાણી તૈયાર થાય છે—



ધાતુનો ઉદપ્રાણિદ [હાયડ્રૉકસાઈડ) અથવા ઉજ્જીત (હાયડ્રેટ) અમ્લની સાથે સંયોગ પામે, તો પણ પાણી તૈયાર થાય છે:—





**અમ્લોના ભેદો:**—અમ્લની અંદર પ્રાણવાયુ જોકે આવશ્યક ઘટક હોતો નથી, તો પણ તે ઘણું કરીને અમ્લોની અંદર હોય છે. આવી રીતના પ્રાણયુકત અમ્લને 'પ્રાણામ્લો' (આકિસ અસિડસ) કહેવામાં આવે છે. જે અમ્લોની અંદર પ્રાણવાયુ હોતો નથી, તેમને ઉદ+અમ્લ, ઉદમ્લો (હાયડ્-અસિડસ) કહેવામાં આવે છે. ઉદહરામ્લ, ઉદ-અદામ્લ વિગેરે અમ્લો ઉદઅમ્લોના દાખલા છે. આના વળી નિરૂદ અમ્લો અને સોદ અમ્લો [હાયડ્રેટેડ ઍસિડ] એવા બે ભેદો છે. નિરૂદઅમ્લો એ જલવિરહિત અમ્લો હોય છે અને સોદઅમ્લો એ જલયુક્ત અમ્લો હોય છે. હાલની પ્રચલિત ઉપપત્તિ જોતાં સર્વ અમ્લો ઉદમ્લો હોય છે. આ સિવાય ખનિજ અમ્લો અને સેંદ્રિય અમ્લો એવા પણ ભેદો છે. ખનિજ [મિનરલ] અમ્લો ખનિજ પદાર્થોમાંથી થએલાં હોય છે. સેંદ્રિય અમ્લો [ઑરગૅનિક] અથવા ઉદ્‌ભિજ અમ્લો સેંદ્રિય પદાર્થોમાંથી બનેલાં હોય છે.

પ્રાણામ્લો (ઑકસી ઍસિડ્સ) નામનાં જે અમ્લો હોય છે, તેમાંનો ધાતુનિઃસાર્ય ઉજ્જ (જેની જગા ધાતુઓ લે છે એવો હાઇડ્રોજન)

એ ' પ્રાણુ 'ની સાથે સંયુક્ત થયેલો હોઈ પ્રઉ એ ઉત્પ્રાણિલ રૂપમાં હોય છે. અમ્લ માંનો ઉત્પ્રાણિલ રૂપમાં રહેલો ઉજ્જ ધાતુનિઃસાર્ય હોય છે. પરંતુ પ્રાણુની સાથે અસંયુક્ત એવો ઉજ્જ ધાતુનિઃસાર્ય હોતો નથી. આ ઉપરથી પ્રાણામ્લો એ અધાતુરૂપમૂલ દ્રવ્યનાં ઉજ્જીતો અથવા ઉત્પ્રાણિદો ગણાય છે. અધાતુરૂપ મૂલદ્રવ્યને બદલે અધાતુરૂપમૂલદ્રવ્યોના સંઘ અથવા જે સંઘની અંદર અધાતુરૂપ મૂલદ્રવ્યોનું પ્રાધાન્ય હોય છે, તેના ઉત્પ્રાણિદોને અથવા ઉજ્જીતોને પ્રાણામ્લો જ ગણવામાં આવે છે.

સેંદ્રિય અમ્લોઃ—સેંદ્રિય અમ્લોનું વિશિષ્ટ લક્ષણ એવું હોય છે, કે તેના ઘટકમાં-કપ્ર. પ્રઉ એ સંઘ હોય છે. આ સંઘ એકમૂલ્ય ( મોનોવેલંટ ) હોઈ તેને કર્બપ્રાણિલ એવું નામ આપેલું છે. આ કર્બપ્રાણિલ એકમૂલ્ય સંઘમાંનો ઉજ્જ એ ધાતુનિઃસાર્ય છે, તથા ઉજ્જ નિઃસૃત થયો એટલે ક્ષાર ઉત્પન્ન થાય છે. એ કર્બપ્રાણિલ ઉજ્જ અને તે જ પ્રમાણે ઉજ્જ ઉત્કર્બિલ ( આલ્કિલ ) મૂલકોને લીધે પણ નિઃસાર્ય બને છે, તથા તેનાથી સંયુક્ત ઇથરો તૈયાર થાય છે. સેંદ્રિય અમ્લોની અનામ્લતા ( બેસિસિટી ) એ તેમાં રહેલાં કર્બપ્રાણિલના સંઘની સંખ્યા ઉપરથી ઠરાવવામાં આવે છે. પ્રાણામ્લો એ કર્બપ્રાણિલામ્લો ( કૅબોકિઝલીક ઍસિડ ) હોય છે. તેની અંદર પણ ઉત્પ્રાણિલ સંઘ હોય છે. તેજ પ્રમાણે પ્રાયોજ્જીદ અમ્લો, કિતન અમ્લો વિગેરે હોય છે.

સંજ્ઞાઃ—અમ્લોને નીચેના નિયમ પ્રમાણે નામો આપવામાં આવ્યાં છે. અમ્લમાંહેનો જે મુખ્ય ઘટક એટલે જે મુખ્ય પદાર્થનું અમ્લ બનાવવામાં આવે છે, તે મુખ્ય ઘટકનુ અથવા પદાર્થનું નામ તે અમ્લ ને આપવામાં આવે છે. આ નામને વિશેષણ બનાવીને અમ્લને લગાડવામાં આવે છે. મુખ્ય અમ્લનું જ્ઞાન થવા માટે મુખ્ય ઘટક ઉપરથી જે વિશેષણ ' અમ્લ ' શબ્દને લગાડવામાં આવ્યું છે, તેને અંગ્રેજી પદ્ધતિ પ્રમાણે ( ' ઈક=આયસી ' વિગેરે ) કોઈ પ્રત્યયો લગાડેલા નથી. મુખ્ય ઘટકનું નામ જ, કાંઈ પણ પ્રત્યય લગાડ્યા સિવાય મુખ્ય અમ્લનું જ્ઞાન થવા માટે કાયમ કરવામાં આવ્યું છે. દાખલા તરીકે ગંધકામ્લ ( ગંધકનો તેજાબ ) (સલ્ફ્યુરિક ઍસિડ) ' ગંધક ' નામના પદાર્થમાંથી ઉત્પન્ન થએલા અમ્લોમાં જે મુખ્ય અમ્લ તેને ' ગંધકામ્લ ' ઉ$_{૨}$ગપ્ર$_{૪}$ એ નામ યોજેલું છે. ' નત્ર ' ( નાઇટ્રોજન ) માંથી ઉત્પન્ન થએલા મુખ્ય અમ્લને ' નત્રામ્લ ' ( ઉનપ્ર$_{૩}$ ), કર્બમાંથી કાઢેલું તે ' કર્બામ્લ ' ઉ$_{૨}$કપ્ર$_{૩}$ વિગેરે નામો આપેલાં છે.

અમ્લોના મુખ્ય ઘટકમાંથી એક કરતાં વધારે અમ્લો થયાં હોય, તો જેની અંદર ' પ્રાણુ ' વાયુનું પ્રમાણ સૌથી વધારે હોય,તેનાં નામો ઉપર જણાવ્યા પ્રમાણે છે. પરંતુ તેથી જેની અંદર તેનું પ્રમાણ ઓછું હોય, તે અમ્લોનાં નામો- મુખ્ય અમ્લના મુખ્ય ઘટકના નામની આગળ ' સ ' પ્રત્યય લગાડીને તેને ' અમ્લ ' શબ્દ લગાડીને તૈયાર કરેલાં છે. કોઈ એક દ્રવ્યમાંથી ઘણાં અમ્લો થયાં હોય, તો તેની બાબતમાં પણ ઉપર જણાવ્યા પ્રણાણે જ કરવું. જેમકેઃ–ગંધકના મુખ્ય અમ્લ ઉ$_{૨}$ગપ્ર$_{૪}$નું નામ ગંધકામ્લ છે. ગંધકામ્લમાંથી બીજું થનારૂં અમ્લ ઉ$_{૨}$ગપ્ર$_{૩}$ની ઘટનાથી થાય છે. ગંધકામ્લનું મુખ્ય અમ્લ ઉ$_{૨}$ગપ્ર$_{૪}$નુ નામ ગંધકામ્લ છે. આ બીજા અમ્લની અંદર ઉ$_{૨}$ગપ્ર$_{૪}$ ના કરતાં ' પ્રાણુ ' પ્રમાણ ઓછું હોય છે, તેથી તેને ( ઉ$_{૨}$ગપ્ર$_{૩}$ ) ' ગંધકસામ્લ ' એવું નામ આપેલું છે. તેજ પ્રમાણે ઉનપ્ર$_{૩}$ ' એ નત્રામ્લ તથા ઉન પ્ર$_{૨}$ એ ' નત્રસામ્લ ' સમજવું.

ગંધકમાંથી થનારૂં એક ત્રીજું અમ્લ ઉ$_{૨}$ગપ્ર$_{૨}$ એવી ઘટનાનું હોય છે. આની અંદર પ્રાણનું પ્રમાણ ' ગંધકસામ્લ ' ઉ$_{૨}$ગપ્ર$_{૩}$–કરતાં પણ ઓછું છે આ અમ્લને ' ઉપગંધકસામ્લ ' એવું નામ આપેલું છે. આ ઉપરથી જણાશે, કે ' સ ' પ્રત્યય જે અમ્લના નામનો દર્શક છે, તેના કરતાં પ્રાણનું પ્રમાણ જેની અંદર ઓછું છે, એવા અમ્લના નામને ' ઉપ ' ઉપસર્ગ વડે તથા ' સ ' એ પ્રત્યય વડે બનાવવામાં આવ્યું છે.

મુખ્ય અમ્લની અંદર પ્રાણનું જે પ્રમાણ છે, તેના કરતાં પણ વધારે પ્રમાણમાં ' પ્રાણ ' હોય એવાં કેટલાંક અમ્લો છે. આવાં અમ્લોને ' પરિ ' ઉપસર્ગ લગાડવામાં આવે છે. જેવી રીતે–' હર ' ( ક્લોરિન )નું એક અમ્લ છે, તેમાં ' હરામ્લ ' ઉ$_{૧}$હપ્ર$_{૩}$ માં પ્રાણનું જે પ્રમાણ છે, તેના કરતાં પણ વધારે પ્રમાણમાં પ્રાણ છે,તેથી તેને ' પરિહરામ્લ ' ( પરક્લૉરિક ઍસિડ ) એવું નામ આપવામાં આવ્યું છે. આનું વધારે સ્પષ્ટીકરણ ' હર ' ( ક્લૉરિન )નાં ચાર અમ્લો છે, તેઓમાંના પ્રાણના પ્રમાણ ઉપરથી ઉપર જણાવેલા નિયમાન્વયે તેમનાં નામો પાડેલાં છે, તે ઉપરથી થશેઃ—

( ૧ ) હરમ્લ ( મુખ્ય અમ્લ )=ઉહ પ્ર$_{૩}$ (ક્લૉરિક ઍસિડ )

( ૨ ) નં. ૧ ઓછા પ્રમાણમાં પ્રાણ છે એવું ( હરસામ્લ–ઉહપ્ર$_{૨}$ ) ક્લૉરસ, ઍસીડ )

( ૩ ) નં. ૨ થી પણ પ્રાણના ઓછા પ્રમાણવાળું–ઉપહરસામ્લ = ઉહપ્ર. ( હાયપો કલોરસ ઍસિડ )

( ૪ ) મુખ્ય અમ્લ કરતાં પણ વધારે પ્રાણવાળું–પરિહરામ્લ=ઉહપ્ર$_{४}$ ( પરકલોરિક ઍસિડ )

ઉપર જણાવેલા નિયમો ખાસ કરીને પ્રાણામ્લો ( ઓકસી ઍસિડ્સ ) નાં નામો માટે છે. પરંતુ આ સિવાય મુખ્ય મૂલદ્રવ્યની સાથે ' ઉજ્જ ' સંયોગ પામવાથી થનારાં અમ્લો છે, તેને ' ઉદ–અમ્લ ' ( હાયડ્ ઍસિડસ ) કહેવામાં આવે છે. આવી જાતનાં નામોનો નિર્દેશ કરવા માટે તેમને ફક્ત ' ઉ ' એજ ઉપસર્ગ લગાડેલો છે, બીજો કોઈ પણ જાતનો પ્રત્યય લગાડયો નથી. આ જાતનાં કેટલાંક અમ્લો નીચે આપેલાં છેઃ—

' ઉદ્–હરામ્લ ' ઉહ ' હાયડ્રોકલોરિક ઍસિડ)

' ઉદ્–સ્તંભામ્લ, ' ' ઉસ્ત ' [ હાયડ્રો બ્રોમિક ઍસિડ ]

' ઉદ્–ગંધકામ્લ ' ' ઉ$_{२}$ ગ ' [ હાયડ્રો સલ્ફ્યૂરિક ઍસિડ ]

' ઉદ્–અદામ્લ ' ' ઉદ ' [ હાયડ્ આયોડિક ઍસિડ ]

' ઉદ્–લવામ્લ ' ' ઉપ્લ ' [ હાયડ્રો પલ્યુઓરિક ઍસિડ ]

ઉપર જણાવેલા નિયમ પ્રમાણે લગભગ બધાં અમ્લોનાં નામો પાડી શકાય, તો પણ કેટલાંક એવાં અમ્લો છે કે તેઓ આ નિયમને અપવાદ રૂપ છે; આવાં અમ્લોમાં વિવક્ષિત અને ખાસ ધર્મો હોવાથી તેમને પ્રસંગાનુસાર નામો આપવામાં આવશે.

અમ્લોનાં નામોસંબંધી ઘણાં ઉદાહરણો ઉપર આવી ગયાં છે, તે ઉપરથી અમ્લોને કેવી રીતે નામો આપવા તેની સારી રીતે સમજણ પડશે. પરંતુ આ ભાષા પ્રાકૃત લોકોને વિશેષ પરિચયની ન હોવાથી કેટલાંક વધારે અમ્લોનાં ઉદાહરણો નીચે આપવામાં આવે છે.

" આદામ્લ " ( ઉદ ) હાયડ્ આયોડિક ઍસિડ.

" ઉપઅદસામ્લ " " ઉદપ્ર " હાયપો આયોડસ ઍસિડ.

" અદામ્લ " " ઉદપ્ર$_{३}$ ( પર આયોડિક ઍસિડ )

" પરિ અદામ્લ " ( ઉદપ્ર$_{४}$ ) ( પર આયોડિક ઍસિડ )

" ઉદ સ્તંભામ્લ " = ઉસ્ત=( હાયડ્રો બ્રોમિક ઍસિડ )

" ઉપસ્તંભામ્લ " =ઉસ્તપ્ર=( હાયપો બ્રોમસ ઍસિડ )

" સ્તંભસામ્લ "=ઉસ્તપ્ર$_{२}$ = બ્રોમસ ઍસિડ.

" સ્તંભામ્લ–ઉસ્તપ્ર$_{३}$=બ્રોમિક ઍસિડ.

" ઉદ કર્બનત્રામ્લ " = ઉકન=હાયડ્રોસાયનિક ઍસિડ.

" કર્બ નત્રામ્લ " =ઉપ્રકન=સાયનિક ઍસિડ.

" ઉદલોહસ કર્બનત્રામ્લ "=ઉ$_{४}$લો ( કન )$_{६}$ હાયડ્રોફેરો સાયનિક ઍસિડ.

" ઉદલોહ કર્બનત્રામ્લ " –ઉ$_{३}$ લો ( કન )$_{६}$ –હાયડ્રોફેરી સાયનાઈડ.

" કર્બનત્રમૂત્રકામ્લ "=ઉ$_{३}$ ક$_{३}$ ન$_{३}$ પ્ર$_{३}$=સાયનયૂરિક ઍસિડ.

" દ્રાક્ષામ્લ " = ટાર્ટરિક ઍસિડ=આ જાતનું અમ્લ મુખ્યત્વે કરીને દ્રાક્ષોમાંથી નીકળે છે. માટે તેને " દ્રાક્ષામ્લ " એવું નામ આપ્યું છે.

" જંબીરામ્લ " =સાયટ્રિક ઍસિડ=લીંબુમાં જંબીર ફળ મુખ્ય હોવાથી લીંબુમાંથી નીકળતાં અમ્લને " જંબીરામ્લ " નામ આપેલું છે.

" દાર્વામ્લ "=ઍસેટિક ઍસિડ=આ જાતનું અમ્લ લાકડાના નિર્જલ ઉર્ધ્વપાતનથી મુખ્યત્વે કરીને તૈયાર થતું હોવાથી અને લાકડું એને માટે સંસ્કૃત શબ્દ " દારુ " હોવાથી ઍસેટિક ઍસિડને ' દાર્વામ્લ ' એવું નામ આપવામાં આવ્યું છે.

કાષ્ઠામ્લ=ઑકઝેલિક ઍસિડ=આ અમ્લને જૂદી જૂદી રીતે તૈયાર કરવામાં આવે છે. તેની અંદર લાકડાનો ભૂસો એ મુખ્ય દ્રવ્ય હોવાથી તે ( ઑકઝેલિક ઍસિડ ) ને ' કાષ્ઠામ્લ ' એવું નામ આપવામાં આવ્યું છે.

અનામ્લોઃ—અમ્લોની અંદર, ઉજ્જ એ આવશ્યક ઘટક હોઈ, તે ધાતુનિઃસાર્ય હોય છે, એવું ઉપર આવી ગયું છે. ધાતુના યોગથી અમ્લો માંહેનો ઉજ્જ સંપૂર્ણ રીતે નિઃસાર્ય થાય તથા અમ્લ પૂર્ણ રીતે નિર્ગુણ ( ન્યુટ્રલ ) થાય, એટલે જે પદાર્થ તૈયાર થાય છે, તેને ક્ષાર કહેવામાં આવે છે. અમ્લને નિર્ગુણત્વ પ્રાપ્ત કરાવનાર જે પદાર્થ છે, તેને અલ્ક ( અલ્કલી ) અથવા અનામ્લ ( બેસ ) કહેવામાં આવે છે; પરંતુ અલ્ક અથવા અનામ્લની ઉપર ક્રિયા કરવામાં આવે, તો અમ્લમાંથી ઉજ્જ નિઃસાર્ય બની પાણી બને છેઃ—

ખટ પ્રાણિદ (ખપ્ર) + ઉદહરામ્લ (ઉહ$_{२}$) = ખટહરિદ (ખહ$_{२}$) + પાણી (ઉ$_{२}$પ્ર)

| જશદ પ્રાણિદ | | ગંધકામ્લ | | જશદ-ગંધકિત | | પાણી |
|---|---|---|---|---|---|---|
| | + | | = | | + | |
| જપ્ર | | ઉ$_2$ગપ્ર$_4$ | | જગપ્ર$_4$ | | ઉ$_2$પ્ર |
| સિંધુ ઉત્પ્રાણિદ [સોડી. હાયડ્રોકસાઇડ ] | | ઉદહરામ્લ | | સિંધુહરિદ | | પાણી |
| ધુપ્રઉ | + | ઉહ | = | ધુહ | + | ઉ$_2$ પ્ર. |

અધાતુરૂપમૂલદ્રવ્યનો પ્રાણિદ અથવા ઉત્પ્રાણિદ સાથે પાણીનો સંયોગ થવાથી અમ્લ થાય છે. એવું અમ્લની ઉપપત્તિ કહેતી વખતે કહેવામાં આવ્યું છે. પરંતુ ધાતુરૂપમૂલદ્રવ્યના પ્રાણિદ અથવા ઉત્પ્રાણિદ ઉપર પાણીનું કાર્ય થાય, ત્યારે અલ્ક અથવા અનામ્લ તૈયાર થાય છે. આ પદાર્થોના ધર્મો અમ્લથી વિરુદ્ધ હોય છે. આ ધાતુઓનો ધર્મ એટલો મહત્વનો છે, કે તેમને ધાતુ એવું નામ યોજવાને બદલે કોઈ કોઈ વખત, અનામ્લ જનક [ બેસફોર્મીંગ ] મૂલદ્રવ્યો એવું નામ આપવામાં આવે છે. રાસાયનિક દૃષ્ટિથી અનામ્લના ધર્મો અમ્લથી તદ્દન વિરુદ્ધ હોય છે. તથા તેમનું વૈશિષ્ટ્ય તો એ છે કે અનામ્લોનું અમ્લ ઉપર કાર્ય થવાથી અનામ્લો અમ્લોની સાથે સંયોગ પામે છે. અને તેનાથી ક્ષાર તથા પાણી ઉત્પન્ન થાય છે.

સર્વ અનામ્લો [ બેસેસ ] ની અંદર સિંધુ ઉત્પ્રાણિદ અથવા સિંધુ ઉજ્જીત=ધુપ્રઉ; પાલાશ ઉત્પ્રાણિદ, અથવા પાલાશ ઉજ્જીત=પાપ્રઉ; ખટઉત્પ્રાણિદ અથવા ખટ ઉજ્જીત=ખ [ પ્રઉ$_2$ ] અને ખટપ્રાણિદ [ કળીચુનો ] ખપ્ર. એટલા તો બહુજ પ્રચારમાં છે. જે અનામ્લો પાણીની અંદર ઓગળી જાય છે, તેમને અલ્ક કહે છે. અલ્ક વર્ગમાંહેના મુખ્ય અલ્કો સિંધુ તથા પાલાશ ધાતુના ઉત્પ્રાણિદ અથવા ઉજ્જીદ એ છે. અમ્ન ( નઉ$_3$ )વાયુનો પ્રવાહ પાણીની અંદર મૂકવામાં આવે, તો નઉ$_4$ પ્રઉ આ ઘટનાનો પદાર્થ ખાસ કરીને તૈયાર થાય છે. (જૂઓ અમોનિયા). આ પદાર્થ સિંધુ તથા પાલાશના ઉજ્જીતો પ્રમાણેજ સર્વ રીતે કાર્યકારી છે, માટે જ તેને અમોનિ ઉજ્જીત એમ કહેવામાં આવે છે. આની અંદર ન=ઉ$_4$ એ જે સંઘ છે, તેની ધાતુ પ્રમાણેજ રસાયનક્રિયા થાય છે. અલ્ક વર્ગ માંહેનો તથા આ અલ્ક સર્વ સાધારણ તથા અતિ-ઉપયોગી અલ્ક છે.

ઉપરના વિવેચન ઉપરથી સમજાશે, કે અનમ્લ શબ્દના અર્થની વ્યાપ્તિ, અલ્ક શબ્દના અર્થવ્યાપ્તિ કરતાં વધારે છે. ધાતૂનાં પ્રાણિદો અથવા ઉત્પ્રાણિદો એ અનામ્લો છે, કારણ કે તે અમ્લોને અનામ્લ બનાવે છે. તથા તેનાથી ક્ષાર તથા પાણી તૈયાર થાય છે. પરંતુ આ ધાતુનાં કેટલાંક પ્રાણિદો અને ઉત્પ્રાણિદો એવાં છે કે, તે પાણીની અંદર ઓગળતા નથી. દાખલા તરીકે.–જશદ પ્રાણિદ–જપ્ર; સીસ પ્રાણિદ, સપ્ર; વિગેરે. આ પ્રાણિદોનું અમ્લો ઉપર કાર્ય થઈ તેનાથી ક્ષાર તથા પાણી ઉત્પન્ન થાય છે. પરંતુ આ પદાર્થો સિંધુ ઉત્પ્રાણિદ, તથા પાલાશ ઉત્પ્રાણિદ પ્રમાણે પાણીમાં ઓગળતા નથી, તેથી તેમનો સમાવેશ અલ્કના વર્ગમાં થતો નથી, પરંતુ ' અનામ્લ 'માં સમાવેશ કરવામાં આવે છે. અંગ્રેજી ભાષામાં ' બેઝ શબ્દથી જેટલો બોધ થાય છે, તેટલો જ થવા માટે ' અનામ્લ ' એવો શબ્દ આ પરિભાષામાં યોજેલો છે.

સંજ્ઞાઃ—અંગ્રેજી પરિભાષામાંહેના, બેઝ તથા અલ્ક એ શબ્દોને માટે રાસાયનિક પરિભાષામાં કયા શબ્દો યોજવા, તેને વિષે વિદ્વાનોની અંદર એક મત હોય એમ જણાતું નથીઃ—

પ્રો. રાનડે " અલ્કલી " શબ્દ સંબંધે કહે છે કેઃ—" વ્યુત્પત્તિથી એનો અર્થ કલિભસ્મ ( ઍશેસ ઑફ કલિ ) એવો થાય છે. કેટલાક લોકો અલ્કલીને માટે " કલ્યાબ " એ શબ્દ સૂચવે છે, પરંતુ તેનો અર્થ વિદ્યાર્થીઓને સુલભ થતો નથી, માટે જ અમોએ કેટલેક ઠેકાણે અલ્કલી એ શબ્દ જ કાયમ રાખ્યો છે ( કોશ પૃ. ૫૧ ) અમને પણ કલ્યાબ એ શબ્દ અલ્કલી એ અર્થમાં પસંદ નથી.

આની જ આગળ પૃ. ૫૨ માં એન. બી. એ લક્ષવેધક ટીપમાં લખેલું છે, કે ' વડોદરામાં કલાભવન પાઠશાળાની અંદર અલ્કલી માટે કલ્યાબ ( ઑન ધી ઍનોલૉજી ઑફ તેજાબ ) બેસ=ભસ્મ એવો શબ્દ વાપરે છે. છે. તેજાબ એ પદાર્થ પાણી જેવો જ પ્રવાહી હોય છે, પરંતુ અલ્કલીઝ જેવાંકે–સિંધુ ઉત્પ્રાણિદ ( સોડિયમ હાયડ્રૉકસાઈડ ), પાલાશ ઉજ્જીત [ પોટાશિયમ હાયડ્રેટ ], ખટ પ્રાણિદ [ કૅલશિયમ ઑકસાઈડ ] વિગેરે–પ્રવાહી હોતાં નથી, પરંતુ ઘન હોય છે, એ બધાને ખબર છે. તેથી ' ઑન ધી ઍનૉલૉજી ઓફ તેજાબ ,' એ સાદૃશ્ય ઉપર ' કલ્યાબ ' એ શબ્દ યોગ્ય નથી, એ સહેજે સમજી શકાય તેવું છે.

પ્રો. રૉયે અલ્કલી માટે ક્ષાર એવો શબ્દ વાપરેલો છે. તથા પ્રો. ગજ્જરે, 'ક્ષાર તથા કલ્યાબ' એ બન્ને શબ્દો તથા બેસને માટે ' ભસ્મ ', એવા

શબ્દો યોજેલા છે. કલ્યાબ શબ્દ શા માટે અયોગ્ય છે તે ઉપર જણાવેલું જ છે.

અલ્કલી એ શબ્દને માટે ક્ષાર એ શબ્દ અન્વર્થક નથી, એવો પ્રોફેસર મોડકનો મત છે. [ સેંદ્રિય રસાયનશાસ્ત્ર, પૂર્વાર્ધ ભા. ૨ રા. પરિશિષ્ટ પૃ. ૫૬૨ પહા. ] તેવી જ રીતે બેસ શબ્દને માટે ભસ્મ શબ્દ ઠીક દેખાય, પણ તેથી વાંધા ઘણા ઉઠે છે. તેથી ' બેસ ' એ શબ્દ જ કાયમ રાખવો જોઇએ એવું પ્રો. મોડકનું કહેવું છે. હિંદી વૈજ્ઞાનિક-કોશ તથા સયાજી વૈજ્ઞાનિક શબ્દસંગ્રહ એ પુસ્તકોની અંદર ' બેસ 'ને માટે ' ભસ્મ ' શબ્દ જ યોજેલો છે. તથા અલ્કલી ને માટે ' ક્ષાર ' તથા ' ખાર ' એવા શબ્દો યોજેલા છે [ હિં. વૈ. કો. ] અલ્કલી એવો શબ્દ સયાજી વૈજ્ઞાનિક કોશની અંદર બીલકુલ આપ્યો જ નથી.

અલ્કલીને ક્ષાર, તથા બેસને ભસ્મ, એવાં નામો પ્રો. મોડકને તેમ અમને પણ પસંદ નથી. તેમ અન્વર્થક પણ દેખતાં નથી. અમે ' અલ્કલી ' ને માટે ' અલ્ક ' તથા ' બેસ ' ને માટે 'અનામ્લ' એવા શબ્દો યોજેલા છે. આ વિષેનું સમર્થન નીચે પ્રમાણે છેઃ—

' અલ્ક ' એ સંસ્કૃત શબ્દનો અર્થ એક પ્રકારનું ઝાડ એવો છે, [આપટે ડિક્ષનરી પા. ૧૫૭] ઝાડની રાખમાંથી નીકળતા ક્ષારને અલ્ક એવું નામ આપી તે ઉપરથી ' અલ્ક ' એ શબ્દ અંગ્રેજી રાખ ' અલ્કલી ' ને બદલે યોજવાને કશી હરકત જણાતી નથી. આ ઉપરથી ' અલ્ક ' શબ્દની વ્યુત્પત્તિ સંસ્કૃત શબ્દમાંથી થએલી છે, એવું સાબીત થાય છે.

અલ્કઃ—પ્રો. રાનડે કોશ પૃ. ૩૧૮ નિયમ ૭ ની અંદર અંગ્રેજી નામના ગ્રીક અથવા લૅટીન ધાતુ ઓને સંસ્કૃત વર્ણોચ્ચાર રૂપ આપીને તેજ ધાતુ શબ્દો કાયમ કરી કુમ, કર્ણ એન રદ " એ શબ્દો જે તત્વો ઉપરથી યોજવામાં આવ્યા છે, તેજ તત્વો ઉપરથી ' અલ્ક ' એવો શબ્દ યોજેલો છે.

તેજ પ્રમાણે અંગ્રેજી શબ્દોને માટે મરાઠી શબ્દો યોજવા સંબંધી પ્રો. મોડકનો એવો મત છે કેઃ—" આ શબ્દો અંગ્રેજી શબ્દો જેવા તથા મરાઠી ભાષાને શોભે તેવા તથા મરાઠી પહેરાવ આપેલા એવા છે. આ વાત જો કે શબ્દ વ્યુત્પત્તિશાસ્ત્રને કબૂલ ન હોય, તો પણ આવા શબ્દોની યોજના કરવી એ ઘણું સગવડતાવાળું તથા સયુક્તિક છે, અને તેમ કર્યા વિના ચાલે તેમ પણ નથી. " [ સેંદ્રિય. ૨ પૂ. ભા. ૨ પ્રસ્તાવના પૃ. ૯ જુઓ ] પાશ્ચાત્ય રસાયનશાસ્ત્રની વૃદ્ધિને લીધે, અસંખ્ય નવા નવા તથા અતિ સૂક્ષ્મ અર્થોવાળા, શબ્દો મળવાં મુશ્કેલ છે, એટલા માટેજ ' અંગ્રેજી શબ્દોને મળતા તથા મરાઠી ભાષાને શોભે તેવા તથા મરાઠી પહેરાવ પહેરાવેલા શબ્દો ' વ્યુત્પત્તિ શાસ્ત્રને માન્ય ન હોય તો પણ, વાપર્યા સિવાય છુટકો ન હોવાથી પ્રસ્તુત રાસાયનિક પરિભાષાની અંદર આ તત્વ ઉપર પુષ્કળ શબ્દયોજના કરેલી જોવામાં આવશે. અને આજ મુદ્દા ઉપર ' અલ્કલી ' શબ્દ ઉપરથી ' અલ્ક ' એ શબ્દ યોજેલો છે.

અનામ્લઃ—" બેસ " ને માટે "અનામ્લ" એવો શબ્દ નીચેના આધાર ઉપરથી અમોએ યોજેલો છે.

" બેસ " એ શબ્દની વ્યાખ્યા [૧] વેબ્સ્ટર્સ કૉલિજીએટેડ ડિક્શનરી, [ ૨ ] કન્સાઈસ ઑક્ષફર્ડ ડિક્ષનરી [ ૩ ] એનસાઈકલોપીડિયા બ્રોટાનિયા આવૃત્તિ ૧૧ વિગેરે અંગ્રેજી કોશની અંદર જોતાં એમ જણાઇ આવે છે, કે. [ ૧ ] નૉન ઍસિડ કાંપોનંટ ઓફ એ સૉલ્ટ, [ ૨] કોરિલેટિવ્હ ઑફ ઍસિડ્સ; [ ૩] ઍંટિથેટિકલ ટુ ઍસિડ્સ વિગેરે અમ્લઘ્ન અમ્લહર, અનામ્લ સૂચક વિશેષણોએ " બેસ " ના અર્થનું સ્પષ્ટીકરણ કરેલું છે, પરંતુ " અલ્કલી" એવા અર્થમાં આવાં વિશેષણો યોજેલાં નથી. આ ઉપરથી " બેસ " ને " નૉન ઍસિડ કાંપોનંટ, " " કોરિલેટિવ ટુ ઍસિડ્સ, " " ઍંટિથેટિકલ ટુ ઍસિડ્સ " આ અર્થોને યોગ્ય એવો જ મરાઠી શબ્દ વાપરવો જોઇએ. " અમ્લ " એ શબ્દ ઍસિડ એ અર્થમાં રૂઢ છે જ. અને તેથી, અમ્લઘ્ન, અમ્લહર, અનામ્લ વિગેરે શબ્દો ઉપલા શબ્દના અર્થ સૂચક છે. આ પૈકી " અનામ્લ " એ શબ્દ વધારે બંધબેસતો લાગવાથી " બેસ " ને માટે " અનામ્લ " શબ્દ જ ( નામ તથા વિશેષણ ) યોજેલો છે, તથા આ સંબંધે સર્વનું મતૈક્ય થશે એવી આશા છે.

" અલ્કલી " ને " અલ્ક " તથા " બેસ "ને " અનામ્લ " આ શબ્દો યોજ્યા પછી તેઓની વ્યાખ્યા દેવી ઇષ્ટ છે. તેટલા માટે તે વ્યાખ્યાઓ નીચે પ્રમાણે આપી છેઃ—

અલ્કઃ—રાસાયનિક મૂળ દ્રવ્યો પૈકી ધાતુરૂપ મૂળદ્રવ્યોનાં પ્રાણિદો ( ઑકસાઈડ્સ ), ઉત્પ્રાણિદો, ( હાયડ્રૉકસાઇડ્સ ) વિગેરે સંયુક્ત પદાર્થો, દાહક સિંધુ ( કાસ્ટિક સોડા ), દાહક પાલાશ ( કાસ્ટિક પોટાશ ), અમ્ન ( અમોનિયા ) વિગેરે. પાણીની અંદર ઓગળનારા હોય છે. તેમનું જલદ્રવ્ય

દાહક હોય છે. જેનું જલદ્રવ્ય દાહક હોય છે તથા જે તીવ્ર અમ્લોને નિર્ગુણ ( ન્યુટ્રલ ) બનાવે છે, તથા જેના સંસર્ગથી ઉદ્ભીજ પીળા રંગો લાલ અથા રતાશ પડતા થાય છે, ઉદ્ભિજ લાલ રંગો વાદળી થાય છે તથા ઉદ્ભિજ જાંબુડા રંગો લીલા થાય છે, એવા પદાર્થોને " અલ્ક " કહેવા. અલ્ક " અનામ્લ " છે.

" અ ના મ્લ ":—એ ઘનધ્રુવીમૂલદ્રવ્ય, અ-ધાતુ રૂપમૂલદ્રવ્ય, કિંવા મૂલક એનું પ્રાણિદ કિંવા ઉત્પ્રાણિદ ( હાઇડ્રૉકસાઇડ ) છે. તે અમ્લને નિર્ગુણ કરે છે અને તેમાંથી ક્ષાર તથા પાણી તૈયાર થાય છે અનામ્લો અમ્લોને નિર્ગુણ કરે છે. તે અલ્ક પ્રમાણે અનામ્લ ઉદ્ભિજ્જરંગને વિવર્ણ કવચિત જ કરે છે. અમ્લ તીવ્ર હોય, તો તે નિર્બલ અનામ્લથી પૂર્ણ નિર્ગુણ બનતું નથી.

નિ ર્ગુ ણી ક ર ણઃ—ઉદ્ભિજ્જ લિટ્મસ નામનો રંગ હોય છે તેના નિર્ગુણ દ્રવનો રંગ નીલા હોય છે. અમ્લોના દ્રવોમાં આ નીલ રંગને લાલ કરવાનો ગુણ છે. અને અનામ્લોના પાણીમાં કરેલા દ્રવમાં આ લાલ રંગને પાછો પૂર્વવત્ નીલ બનાવવાનો ગુણ છે. ઉદાહરણ–લિટમસના નિર્ગુણ દ્રવમાં ઉદ્હરામ્લનાં એક બે ટિપાં મેળવવામાં આવે, તો દ્રવ લાલ રંગનું થઈ જશે. હવે આ લાલ દ્રવમાં સિંધુઉત્પ્રાણીદ ( સોડિયમ હાઇડ્રેડ ) ના પાણીમાં બનાવેલા દ્રવનાં થોડાંક ટીપાં નાખી એ, તો તે લાલ રંગને બદલે મૂળનો નીલો રંગ થઈ જશે. એમાં ફરીથી અમ્લ મેળવવામાં આવે, તો આ દ્રવ ફરીથી લાલ રંગનું થઈ જશે. જે વખતે દ્રવ લાલ રંગનું થાય છે. તે વખતે તેને અમ્લ પ્રતિક્રિયા કહે છે; અને જે વખતે દ્રવને નિળા રંગ પ્રાપ્ત થાય છે. તે વખતે તેને અલ્ક પ્રતિક્રિયા કહે છે. જો નળા રંગના દ્રવમાં અમ્લ વિશેષ કાળજીપૂર્વક મેળવતા રહીએ, તો નીલા રંગ કમી, થતો જાય અને છેવટે દ્રવ નીળાશ પડતાં રંગનું બની જઇ તેમાં થોડીક રતુમડા રંગની છાંટ આવી જાય. આ સ્થિતિનું દ્રવ નિર્ગુણ હોય છે, એટલે તે અમ્લ પણ નથી હોતું અને અલ્ક પણ નથી હોતું. અમ્લ અને અલ્ક એમણે એક બીજાના ધર્મ નિર્ગુણ કિંવા નષ્ટ કરેલા હોય છે. અમ્લ અને અનામ્લની એક બીજા ઉપર પ્રતિક્રિયા કરીને અમ્લ અને અનામ્લ ધર્મ નિર્ગુણ કિંવા નષ્ટ કરવાની જે રીત તેને નિર્ગુણીકરણ કહે છે.

આ પછી એવો પ્રશ્ન ઉપસ્થિત થાય છે, કે અનામ્લનું એક નિશ્ચિત પ્રમાણ લઇએ, તો તેને નિર્ગુણ કરવાને અમ્લનું પણ નિશ્ચિત પ્રમાણ જોઇએ કે કેમ? એનો સપ્રમાણ ઉત્તર પ્રત્યક્ષ પ્રયોગ થઈ મળી શકે એમ છે? એને માટે અમ્લનું અને અનામ્લનું દ્રવ, ઉદાહરણ તરીકે ઉદ્ધરામ્લ ( હાઇડ્રોકલોરિક અસિડ ) નું અને સિંધુઉત્પ્રાણિદનું એવાં બે દ્રવ તૈયાર કરવાં; એક કાચના વાસણમાં કિંવા પ્યાલામાં અમ્લદ્રવનું પ્રમાણ બરાબર માપીને નાખવું; અને તેમાં લિટમસના દ્રવનાં બે ત્રણ ટીપાં નાખવાં; ત્યાર પછી સિંધુઉપ્રાણિદનું દ્રવ એક અંશાંકિત(ગ્રૅજ્યુએટેડ) કાચનળીમાં નાખમે તેમાંથી ટીપું ટીપું કાચપાત્રમાંના અમ્લ દ્રવમાં નાખતાં જવું. આ ક્રિયા દ્રવમાં નિર્ગુણસ્થિતિ ( નિર્ગુણત્વ) આવતાં સુધી જારી રાખવી. દ્રવ નિર્ગુણ થયું કે નહિ, તે અલ્કના છેવટના ટીપાથી દ્રવમાં નીળાશ પડતો રંગ આવતાં જ જણાશે. અમ્લ દ્રવ નિર્ગુણ થવાને અલ્કનું કેટલું દ્રવ આપ્યું તે અંશાંકિત નળીમાં કાળજીપૂર્વક જોઇને નોંધી રાખવું. એજ દ્રવનું જૂદું જૂદું પ્રમાણ લઇને એ પ્રયોગ ઘણી વખત કરવાથી એવું માલમ પડશે કે, અમ્લ દ્રવમાં નિશ્ચિત પ્રમાણને નિર્ગુણ કરવાને માટે અલ્ક દ્રવનું તેજ પ્રમાણ પ્રત્યેક વખતે જોઇએ; અને અલ્કના નિશ્ચિત પ્રમાણને માટે અમ્લનું તેજ નિશ્ચિત પ્રમાણ જોઇશે. એવા અસંખ્ય પ્રયોગ કરીને એવું સિદ્ધ કર્યું, છે કે સર્વ અમ્લ અને સર્વ અલ્ક એમને એજ નિયમ લાગુ છે.

ક્ષા રઃ—ઉપર પ્રમાણે અમ્લ દ્રવ અને અલ્ક દ્રવ નિર્ગુણ કરીને તૈયાર કરેલું દ્રવ જો બાષ્પક ( ઇવ્હેપોરેટિંગ ) પાત્રમાં રેડવામાં આવે, અને તેમાનું પાણી બાષ્પરૂપે ઉડાવી દેવામાં આવે, તો બાષ્પક પાત્રમાં એક ધોળો પદાર્થ પડી રહેશે. તે જીભ ઉપર મૂકીને તેનો સ્વાદ જોઇએ, તો તરત તે શું છે તે જણાઇ આવશે. આ પદાર્થ સિંધુહરિદ ( સોડિયમ કલોરાઇડ) એટલે રોજ ખાવામાં આવતું મીઠું છે. આમાં રાસાયનિક ક્રિયા પ્રતિક્રિયા શી છે. તે નીચેના સમીકરણથી બતાવ્યું છેઃ—

સિંધુઉત્પ્રાણિદ ઉદ્ધરામ્લ સિંધુહરિદ પાણી
(સોડિ.હાઇડ્રેટ) + (હાડ્રોકલો)= (મીઠું) +
એસિડ

ધુપ્રઉ ઉહ ધુહ ઉપ્ર

આ પદાર્થનું લિટમસ દ્રવ ઉપર કોઇ પણ કાર્ય થતું નથી, અથવા કોઈ પણ પ્રકારે તેમાં અમ્લ કિંવા અલ્ક ધર્મ હોવાનું દૃષ્ટિએ પડતું નથી. બીજા રીતે કહીએ, તો અમ્લદ્રવ અને અલ્કદ્રવ એકત્ર થઈને તેનો અમ્લ અથવા અલ્ક ધર્મ પૂર્ણપણે

નષ્ટ થયેલો કિંવા નિર્ગુણ થયેલો હોય છે. મીઠું એ ક્ષાર વર્ગના પદાર્થમાં આદર્શરૂપ છે. અમ્લમાંના નિઃસાર્ય ઉજ્જને બદલે અનામ્લમાંના ધાતુરૂપ ઘટક આવીને તૈયાર થયેલો જે પદાર્થ તે ક્ષાર કહેવાય છે.

આ ક્ષાર બે પ્રકારના છે. એકમાં " પ્રાણ " એ ઘટક હોય છે; અને બીજામાં તે નથી હોતો. મીઠામાં " પ્રાણ " ઘટક નથી. પરંતુ નિર્ગુણીકરણના પ્રયોગમાં પાલાશ ઉત્પ્રાણિદ ( પોટાશિયમ હાઈડ્રેટ ) અને ગંધકામ્લ એના દ્રવનો ઉપયોગ કરીએ અને નિર્ગુણ થયેલા દ્રવને ઉકાળીએ, તો બાષ્પક પાત્રમાં એક ધોળો નિર્ગુણ ક્ષાર માલમ પડશે. આ ક્ષાર પાલાશગંધકિત ( પોટાશિયમ સલ્ફેટ ) હોય છે ને નીચેના સમીકરણથી તૈયાર થાય છેઃ—

| ગંધકામ્લ (સલ્ફ્યુ.એ.) | | પાલાશઉત્પ્રા. (પોટાશિયમ હાઇડ્રેટ) | | પાલાશગંધ. (પોટાશિયમ સલ્ફેટ ) | | પાણી |
|---|---|---|---|---|---|---|
| ઉ$_2$ગપ્ર$_4$ | + | પા$_2$પ્રઉ | = | પા$_2$ગપ્ર$_4$ | + | ૨ઉ$_2$પ્ર |

આ બાબતમાં ઉપલા સમીકરણ ઉપરથી એવું દેખાઇ આવશે, કે આ ક્ષારમાં–પાલાશ ગંધકિતમાં " પ્રાણ " એ ઘટક નથી.

સાધારણ રીતે ક્ષારમાં નિર્ગુણ ધર્મ હોય છે, એટલે તેની પ્રતિક્રિયા અમ્લ કિંવા અલ્ક ધર્મીય નથી હોતી. પરંતુ આ નિયમ સર્વવ્યાપી નથી. તીવ્ર ( સ્ટ્રૉંગ ) અમ્લની ક્રિયા નિર્બલ અનામ્લ (બેસ)પર કરવાથી બનેલો ક્ષાર અમ્લધર્મી હોઈ શકે. ઉદાહરણ તરીકે, પારદ નત્રિત–(મર્ક્યુરિક નાઈટ્રિટ;) તેજ પ્રમાણે નિર્બલ અમ્લની ક્રિયા તીવ્ર અનામ્લ [ બેસ ] ઉપર કરવામાં આવેલો તેથી તૈયાર થયેલો ક્ષાર અલ્કધર્મીય હોઈ શકે. ઉદાહરણ તરીકે, સિંધુ કર્બિત [ સોડીયમ કાર્બોનિટ]. આ ક્ષાર સિંધુ ઉત્પ્રાણીદ એ તીવ્ર અનામ્લ કર્બામ્લ [ કાર્બોનીક ઍસીડ ] નિર્બલ અમ્લ મળીને તૈયાર થએલો ક્ષાર છે. આ અલ્કધર્મીય છે, કારણ એની પ્રતિક્રિયા લિટમસ ઉપર અલ્કીય હોય છે. એ વાત લક્ષમાં રાખવી જરૂરની છે, કે જે વખતે અનામ્લ અને અમ્લ એની એક બીજા ઉપર રાસાયનિક ક્રિયા થાય છે. તે વખતે ક્ષાર અને પાણી એ બે પદાર્થ હોય છે. અનામ્લને બદલે ધાતુરૂપ મૂલદ્રવ્યો મેળવીને જ ક્ષાર તૈયાર કરાય છે. પરંતુ આ પ્રસંગે પાણી તૈયાર ન થતાં ઉજ્જ વાયુ બને છે. જેમકે

| જસત ઝિંક | | ગંધકામ્લ સલ્ફ્યુરિક ઍ. | | જસતગંધકિત ઝિંકસલ્ફેટ | | ઉજ્જ હાયડ્રોજન |
|---|---|---|---|---|---|---|
| જ | + | ઉ$_2$ગપ્ર$_4$ | = | જગપ્ર$_4$ | + | ઉ$_2$ |

[ આના સંબંધી વધારે માહિતી " ક્ષાર " શબ્દમાં જુઓ. ]

અમ્લ અમિદ [ ઍસીડ અમાઇસ ]:—અમ્લ અમિદ એ રાસાયનિક સંયુક્ત પદાર્થ છે એ પદાર્થ અમ્લ [ એમોનિયા નઉ$_3$ ] માં ઉજ્જનિઃસારિત થઇને તેની જગ્યાએ અમ્લ મૂલક જઇને તૈયાર થયેલો હોય છે. અમ્લમાંના ઉજ્જનો એક પરમાણુ, બે પરમાણુ અને ત્રણ પરમાણુ નિઃસારિત થઇને જે અમ્લ અમિદ બને છે. તેને અનુક્રમે આદ્ય, દ્વિતીયક અને તૃતીયક અમિદ કહે છે. એ પૈકી મૂ. ક. પ્ર. નઉ$_2$ આ ઘટનાનાં આદ્ય અમિદ બહુ મહત્વનાં છે. તે અમિદ તૈયાર કરવાની રીત નીચે આપી છે.

( ૧ ) અમ્લનો ( અમોની અમોનિયમ ) ક્ષાર નિર્બલ કરીને તેનું શુષ્કપાતન કરવું.

( ૨ ) નત્રિલની (નાયટ્રાઇલ્સ) આંશિક (આંશિલ) ઉદકપ્રક્રિયા ( હાયડ્રાલિસિસ ) કરવી.

( ૩ ) અમ્લ હરિદ ઉપર ( અનહાઈડ્રાઈડસ ) અમ્લની કિંવા અમોનિ કર્બિતની ક્રિયા કરવી.

( ૪ ) અનુજ્જિત ઉપર ( અનહાઈડ્રાઈડસ ) અમ્લની કિંવા અમોનિ કર્બિતની ક્રિયા કરવી.

( ૫ ) અથવા સંયુક્ત ઈષ્ર (ઈસ્ટર્સ) અમ્લ સાથે ઉષ્ણ કરીએ, એટલે આદ્ય અમિદ તૈયાર થાય છે.

અમિદ ઘન સ્ફટિકરૂપ સંયુક્ત પદાર્થ છે. ( પુત્તિકામિદ=ફાર્મ અમાઈડનો અપવાદ કરીને ) આ અમિદ પ્રથમ પાણીમાં વિદ્રાવ્ય થાય છે. આ વિદ્રાવ્યતા, અણુમાંના કર્બનું પ્રમાણ જેમ જેમ વધતું જશે, તેના પ્રમાણમાં કમી કમી થતી જશે. એની ઉદકપ્રક્રિયા ( હાઈડ્રાલિસિસ ) સહજ થાય છે. અલ્ક કિંવા અમ્લની સાથે અમિદ ઉકાળવામાં આવે, તો તેના ઘટક અસંયુક્ત થાય છે. અમિદનું ઈષ્રમાં દ્રવ કરીને તે દ્રવમાં ઉદ્ધરામ્લ વાયુ નાખવામાં આવે, તો ઉદ્ધરામ્લ સાથે અમિદ સંયુક્ત થાય છે; પરંતુ એ સંયુક્ત પદાર્થ અતિ અસ્થિર હોય છે; કારણ પાણીના યોગથી તેનું જલદી પૃથક્કરણ થાય છે.

બીજા પક્ષે અમીદ કિંચિત અમ્લધર્મી હોય છે. કારણ અમિલ મૂલકમાંનો ( ઍમિડો ગ્રુપ ) ઉજ્જ એ ધાતુ નિઃસારણીય હોય છે. અને તેમાંથી પારદ દારિક્ષ અમીદ ( ક ઉ૩ કપ્રનઉ )૨ એ ઘટનાનો પદાર્થ બને છે. નત્ર સામ્નની ક્રિયા અમીદ ઉપર કરવામાં આવે, તો તે પૃથગ્ભુત થાય છે. તેમાંથી નત્ર અસંયુક્ત થાય છે અને અનુરૂપ (કોરસ્પોન્ડિંગ, અમ્લ તૈયાર થાય છે. તે આવી રીતેઃ—



( ૧૦૭ ) વિશ્વનાથ ઉર્ફે કેરો લક્ષ્મણ છત્રે મહારાષ્ટ્રીય-કેરોપંતી પંચાંગના પ્રવર્તક.
જન્મ ૧૮૨૪ મૃત્યુ ૧૮૮૪.



( ૧૦૮ ) પ્રફુલ્લચંદ્ર રૉય–બંગાલી-રસાયન શાસ્ત્રીય સંશોધક. જન્મ ૧૮૬૧.



( ૧૦૯ ) સર જગદીશચંદ્ર બોસ–બંગાલી
વનસ્પતીજીવનકાર્યસંશોધક.



(૧૧૦) પાયથેગોરસ–પૃથ્વી ગોળ છે, તે સિદ્ધ કરી આપનારા ગ્રીક તત્ત્વવેત્તા. જન્મ ખ્રિ. પૂ. ૫૮૨: મૃત્યુ ખ્રિ. પૂ. ૫૦૦.

(૧૧૧) પ્લીની–રોમન સૃષ્ટિવિજ્ઞાનશાસ્ત્રજ્ઞ જન્મ ઈ. સ. ૨૩ મૃત્યુ ઈ. સ. ૭૯.

(૧૧૨) રાજર બેકન–શાસ્ત્રીય જ્ઞાનનો પુનરુજ્જીવક અંગ્રેજ. જ. ઈ. સ. ૧૨૧૪ મૃ ઈ. સ ૧૨૯૨.

(૧૧૩) ઍરિસ્ટૉટલ–અનેક વિષયપ્રવીણ ગ્રીક શાસ્ત્રજ્ઞ. જન્મ ખ્રિ. પૂ. ૩૮૪ મૃત્યુ ખ્રિ. પૂ. ૩૨૨.

(૧૧૪) હિપૉક્રેટીઝ–વૈદશાસ્ત્રના જનક ગ્રીક શાસ્ત્રજ્ઞ. જન્મ ખ્રિ. પૂ. ૪૬૦ મૃત્યુ આશરે ૩૬૦.

(૧૧૫) આર્કિમીડીઝ–યંત્રશાસ્ત્રપ્રવીણ ગ્રીક શાસ્ત્રજ્ઞ. જન્મ ખ્રિ. પૂ. ૨૮૭ મૃત્યુ ખ્રિ. પૂ. ૨૧૨.



( ૧૧૬ ) ટાલેમી- અપચક્રોની કલ્પના શોધનારો ગ્રીક જ્યોતિષી. કાલ ઈ. સ. આશરે ૧૫૦.

( ૧૧૭ ) જોહન કેપ્લર- ગ્રહકક્ષા તથા ગ્રહગતિ બતાવનારો જર્મન. જન્મ ૧૫૭૧ મૃત્યુ ૧૬૩૦.

( ૧૧૮ ) નિકોલસ કોપનિકર્સ-સુર્યકેંદ્ર સિદ્ધાંતનો પુરસ્કર્તા જર્મન. જન્મ ઈ. સ. ૧૪૭૩ મૃત્યુ. ઈ. સ. ૧૫૪૩

( ૧૧૯ ) સર નોર્મન લૉકિઅર-સાર રસાયનશાસ્ત્રપ્રવર્તક અંગ્રેજ.

( ૧૨૦ ) લાપ્લાસ-તેજોમેઘ ઉપપત્તિમાં સુધારો કરનારો ફ્રેંચ. જન્મ ૧૭૪૯ મૃત્યુ ૧૮૨૭.

( ૧૨૧ ) ઍઝૅક ન્યૂટન-ગુરુત્વાકર્ષણનો શોધક અંગ્રેજ જ્યોતિષી. જન્મ ૧૬૪૨ મૃત્યુ ૧૭૨૭.


(૧૨૨) ગેલેન શસ્ત્રક્રિયાનિપુણ રોમન શાસ્ત્રજ્ઞ. જન્મ ૧૩૧ મૃત્યુ ૨૦૦.


(૧૨૩) જોસેફ જૅકસન બ્રિસ્ટન-લોહી-માંના લાલ ગોલકનો શોધક.


(૧૨૪) જેનર-ગોસ્તનદેવીની (શિતળાની) રસી શોધ કરનારો અંગ્રેજ. જન્મ ૧૭૪૯ મૃત્યુ ૧૮૨૩.


(૧૨૫) મૉર્ટન-વેદનારહિતશસ્ત્રક્રિયા-સંશોધક અમેરિકન.


(૧૨૬) લુઈ પાશ્ચર-રોગપ્રતિબંધક રસીનો ફ્રેંચ શોધક. જન્મ ૧૮૮૨ મૃત્યુ ૧૮૯૫.


(૧૨૭) જૉન હંટર-અંગ્રેજ શસ્ત્રક્રિયા શાસ્ત્રજ્ઞ. જન્મ ૧૭૨૮ મૃત્યુ ૧૭૯૩.



( ૧૨૮ ) જોસેફ પ્રીસ્ટલે પ્રાણવાયુની શોધ કરનારો અંગ્રેજ શાસ્ત્રજ્ઞ. જન્મ ૧૭૩૩ મૃત્યુ ૧૮૦૪.

( ૧૨૯ ) પ્રોફેસર વિલ્હેલ્મ રાંટજેન-'ક્ષ' કિરણના શોધક જર્મન શાસ્ત્રજ્ઞ. જ. ૧૮૪૫ મૃ. ૧૯૨૩.

( ૧૩૦ ) મેંડેલીફ-નિયતાંતરતાનો નિયમ ઠરાવનારો રશિયન. જન્મ ૧૮૩૪ મૃત્યુ ૧૯૦૭.

( ૧૩૧ ) સર વિલ્યમ રૅમસે-ક્રિયાત્યાગી મૂલદ્રવ્ય સંશોધક સ્કૉટિશ શાસ્ત્રજ્ઞ. જન્મ ૧૮૫૨.

( ૧૩૨ ) મૅડમ ક્યુરી-રેડિયમ ધાતુનો શોધ કરનારી ફ્રેંચ વિદુષી.

( ૧૩૩ ) જૉન ડૉલ્ટન-પરમાણુ સિદ્ધાંત-પ્રવર્તક અંગ્રેજ શાસ્ત્રજ્ઞ. જન્મ ૧૭૬૬ મૃત્યુ ૧૮૪૪.



( ૧૩૪ ) બેંજામિન ફ્રાંકલિન–વિદ્યુદ્રક્ષક-કાંબીનો શોધક અમેરિકન. જન્મ ૧૭૦૬ મૃત્યુ ૧૭૯૦.

( ૧૩૫ ) સર હંફ્રે ડેવ્હી–વિદ્યુત્પ્રવાહજન્ય રાસાયનિક પૃથક્કરણનો સંશોધક. જ. ૧૭૭૮ મૃ. ૧૮૨૯.

( ૧૩૯ ) સર માયકેલ ફૅરેડે–વિદ્યુજ્જનક યંત્રનો શોધક અંગ્રેજ શાસ્ત્રજ્ઞ. જન્મ ૧૭૯૧ મૃત્યુ ૧૮૬૭.

( ૧૩૯ ) ગૅલિલીઓ–પહેલો મોટો પદાર્થ-વૈજ્ઞાનિક ઇટાલિયન. જન્મ ૧૭૦૬ મૃત્યુ ૧૭૯૦.

( ૧૩૮ ) હર્મન વ્હાન હેલ્મહોલ્ટ્ઝ –શકિતનિત્યત્વસિદ્ધાંતપ્રતિપાદક જર્મન. જ. ૧૮૨૧ મૃ. ૧૮૯૪

(૧૩૭ ડૉ. ટામસ. યંગ–પ્રકાશનાં મોજાંનો સિદ્ધાંત પ્રતિપાદક અંગ્રેજ. જન્મ ૧૭૭૩ મૃત્યુ ૧૮૨૯.



( ૧૪૦ ) જોર્જ કુવિઅ-શિલાસ્તર-શાસ્ત્રના પ્રાચ્યવશેષોનો અભ્યાસક ફ્રેંચ. જ. ૧૭૬૯ મૃ. ૧૮૩૨.

( ૧૪૧ ) તૃતીય યુગમાંનું દૃશ્ય.

( ૧૪૨ ) વિલ્યમ સ્મિથ-મસ્તરાવશીય-શાસ્ત્રસંસ્થાપક અંગ્રેજ શાસ્ત્રજ્ઞ. જન્મ ૧૭૬૯ મૃત્યુ ૧૮૩૯.

( ૧૪૩ ) દ્વિતીય યુગમાંનું દૃશ્ય.

( ૧૪૪ ) ડૉ. જેમ્સ હટન-ભૂપૃષ્ઠની ફેરફારોની ઉપપત્તિનો પ્રતિપાદક સ્કૉચ. જ. ૧૭૨૬ મૃ. ૧૭૯૭

( ૧૪૫ ) અલેક્ઝાંડર હમ્બોલ્ટ-સમોષ્ણ-રેખાસંશોધક જર્મન શાસ્ત્રજ્ઞ. જ. ૧૭૬૯ મૃ. ૧૮૫૯.



(૧૪૬) ડા. પાલબ્રોકા-મગજમાંના કાર્યવિષયકસ્થાનભિન્નત્વના ફ્રેંચ શોધક. જ. ૧૮૨૪ મૂ. ૧૮૮૦.



(૧૫૧) ગુસ્ટાવ ફેશનેર-મનઃશરીર સંયોગવિજ્ઞાન શાસ્ત્રના જનક જર્મન. જ. ૧૮૦૧ મૂ. ૧૮૮૨.



(૧૪૭) ડા. થિઓડર શ્વૉન-ગોલકસિદ્ધાંત પ્રતિપાદક જર્મન શાસ્ત્રજ્ઞ. જ. ૧૮૧૦ મૂ. ૧૮૮૨.



(૧૫૦) ચાર્લ્સ રૉબર્ટ ડાર્વિન-જાત્યુત્પત્તિ વિષયક વિકાસવાદના જનક અંગ્રેજ. જન્મ ૧૮૦૯ મૃત્યુ ૧૮૮૨.



(૧૪૮) થૉમસ હેનરી હકસલે-ડાર્વિનના ઉપપત્તિનો પુરસ્કર્તા અંગ્રેજ. જ. ૧૮૨૫ મૂ. ૧૮૯૫.



(૧૪૯) અર્નેસ્ટ હીનરીચ્ હેકેલ-વિકાસવાદદર્શકવંશવૃક્ષકર્તા જર્મન. જન્મ ૧૮૩૪.

$\frac{\text{અમી}}{\text{મુ.ક.પ્ર.ન.ઉ.}} + \frac{\text{નત્રસામ્લ}}{\text{પ્રન.પ્રઉ}} = \frac{\text{અનુરુપામ્લ}}{\text{(મૂ.કપ્રપ્રઉ)}} + \frac{\text{નત્રપાણી}}{\text{ન+ઉરપ્ર}}$

સ્ફુર અનુજિજદની સાથે તેનું પાતન કરીએ, તો તેમાંથી નત્રિલ તૈયાર થાય છે. અમિદ ઉપર સ્તંભ અને અલ્કહલ દ્રવિત દાહક પાલાશ ક્રિયા કરશે, એટલે અમિન તૈયાર થાય. પરંતુ તેમાં મૂળ અમિદ કરતાં એક કર્બ પરમાણુ કમી હોય છે. આ પ્રતિક્રિયા ઉપપત્તિ દૃષ્ટિએ બહુ મહત્વની છે. એ પ્રતિક્રિયા નીચે બતાવી છેઃ—

મૂ. કપ્રનઉર——> મૂ. ક પ્રઉસ્ત——> ——> મૂ.નઉર + પાર કપ્ર ૩ + પાસ્ત+ઉરપ્ર

પુત્તિકામિદ, ઉ. કપ્રનઉર, રસરૂપ હોઇને સહજ જલવિદ્રાવ્ય છે. એનો ઉત્કવથનાંક ૧૯૫° છે અને તેનું અંશમાત્ર પૃથક્કરણ થાય છે. દાર્વમિદ કઉ૩ કપ્રનઉર, નિર્વર્ણ સ્ફટિક રૂપ આર્દ્રતા-શોષક ઘન પદાર્થ છે. એનો રસાંક ૮૨°–૮૩° હોઇને ઉત્કવથનાંક ૨૨૨° હોય છે. અમોનિ દારિતનું શુષ્ક પાતન કરીને આ અમિદ બહુધા તૈયાર કરવામાં આવે છે. દાર્વમિદ પાણીમાં અને અલ્કહલમાં સહજ વિદ્રાવ્ય હોય છે. પરંતુ ઇથ્રિમાં અવિદ્રાવ્ય હોય છે.

ઉદામિદ, ક૬ઉપ કપ્રનઉ, ૨ એના પર્ણાકાર સ્ફટિક બને છે, અને તે ૧૩૦° ઉપર પિગળે છે. અમોન કર્બિતની ક્રિયા ઉદાચિલ હરિત ઉપર ક૬ ઉપ કપ્રને કરીએ તો ઉદામિદ તૈયાર થાય છે. એનો રજતક્ષાર ઇથિલ અદિદ સાથે સંયુક્ત કરવામાં આવે, તો ઉદઈમિદ ઇથિલ ઇથ્ર ક ૬ ઉ ૫ ક (નઉ). પ્રકર ઉપ ( બેન્ઝ ઈમિડો એથિલ ઈથર ) તૈયાર થાય છે. આ ઉપરથી આ રજતક્ષાર પાશવિપર્યસ્ત ઈમિદ ઉદામ્લ ક૬ઉપક ( નઉ ). પ્રઉમાંથી નિકળેલો હોય એમ સિદ્ધ થાય છે.

( મુ ક પ્ર )$_{૨}$ નઉ અને ( મુ ક પ્ર )$_{૩}$ ન એ ઘટનાની દ્વિતીયક અને તૃતીયક અમિદ, આદ્ય અમિદ કિંવા નત્રિલમાંથી ૨૦૦° ઉષ્ણતા ઉપર અમ્લ કિંવા અનુજિજદ ( અનહાઈડ્રાઇડસ ) સાથે ઉષ્ણ કરીએ, તો તૈયાર થાય છે.

મૂ. કગ નઉ$_{૨}$ એ ઘટનાનાં ગંધકીલ અમિદ ( થિઆ માઇડસ ) એ, નત્રિલ ઉપર ઉજ્જ ગંધકિદની ( સલ્ફ્યુરેટેડ હાઇડ્રોજન ) ક્રિયા કરીએ, તો કિંવા અમ્લ અમિદ ઉપર સ્ફુરપંચગંધકિદની ક્રિયા કરીએ તો તૈયાર થાય છે. ઉષ્ણતાથી તેનું સહેજ પૃથક્કરણ થાય છે, અલ્કના યોગથી તેના ઉપર ઉદક-પ્રક્રિયા ( હાઇડ્રોલિસિસ ) થાય છે. અમ્લ અદિદના કરતાં આ અમિદના અમ્લધર્મ અધિક હોય છે.

**અમ્લપિત્તઃ**—એ સ્વતંત્ર રોગ નથી, પણ અગ્નિમાંદ્ય કિવા લાંબા વખતના અપચનના રોગનાં અનેક લક્ષણો પૈકીનું એક લક્ષણ છે ખાધેલું ન પચવાથી ખાટા ઓટકાર આવે છે અને પછી અતિશય ખાટા થઈ ગયેલા અન્નની ઉલટી થવા જેવું થાય છે, એ આ લક્ષણમાં વિશેષ છે. સ્વાભાવિક રીતે જ જઠર રસ વધારે ઉત્પન્ન થયો હાય, અગર પાચનક્રિયાની દુર્બળતાને લીધે ઝાઝી વાર જઠરમાં અન્ન પડી રહેવાથી તે સડી જઇને બ્યુટિરિક અને લેકિટક એસિડ ઉત્પન્ન થાય છે અને તેની પીડાથી દાંત અંબાઈ જાય એવી ખાટી ઉલટી થાય છે. ચમચો બે ચમચા સોડા બાઇકાર્બોનેટની પડીકી એક પ્યાલા પાણીમાં આપવાથી આ પીડા શાંત થાય છે. આ બાબતની અધિક માહિતી અગ્નિમાંદ્યના મથાળા નીચે આપેલી છે.

અગ્નિમાંદ્ય ન છતાં પણ વાચન અગર બારીક કામ કરવાથી આંખ ખેંચવી પડે, તેથી ઉલટી અગર મસ્તકશુળની પીડા લાગુ થાય છે. આવે વખતે ચશ્મા વાપરવા માટે, અથવા આંખમાં કાચબિંદુનો રોગ થયો છે કે કેમ તે પારખવા માટે આંખો તપાસવી જોઇએ. કારણ કાચબિંદુનો રોગ થયો છે કે કેમ તે પારખવા માટે આંખો તપાસવી જોઇએ. કારણ કાચબિંદુનો રોગ થતાં તેના પૂર્વરૂપ તરિકે એ લક્ષણ મસ્તકશુળ સાથે હોય છે. આયુર્વેદમાં એ સંબંધી એવી માહિતી મળે છે, કે આમાશય, કંઠ અને મોંઢામાં દાહ કરતો ખાટા રસનો પ્રવાહી પદાર્થ ઓકી કાઢવાગી રુચિ થાય છે, તેને અમ્લપિત્ત કહે છે. કોઈ કોઈ વખત આ ખાટો પ્રવાહી પદાર્થ ( એનેજ પિત્ત કહે છે ) ગુદાદ્વારે પણ બહાર પડે છે. તેને અધોગત અમ્લપિત્ત કહે છે. અને પહેલાંને ઉર્ધ્વગત અમ્લપિત્ત કહે છે. ઉર્ધ્વગત એટલે મોંઢા વાટે નિકળનારા અમ્લપિત્તનો જ વિકાર બહુ જોવામાં આવે છે.

આ રોગમાં રોગી જે ખાય પીએ છે તેનું પિત્ત જ બની જાય છે. તેથી તે પ્રમાણ કરતાં વધારે થઈ જવાથી વિકૃત થઈને દાહ, તરસ, ઇત્યાદિ વિકાર ઉત્પન્ન કરે છે. અને છેવટે શરીરની બહાર નિકળી જાય છે. એ પિત્ત કોઈ વખતે કડવું અને તીખું પણ હોય છે. પરંતુ ઘણી વખત તે ખાટું હોવાથી આ રોગને અમ્લપિત્ત કહે છે.

વૈદ્યશાસ્ત્રના નિયમ વિરુદ્ધ અન્ન ખાવું, ખાટા પદાર્થો વધારે ખાવા, વિદાહી પદાર્થો ખાવા, પિત્ત પ્રકોપ કરનાર ખાનપાન, એ સર્વ અમ્લપિત્તનાં કારણો છે.

અન્ન પાચન ન થવું, થાક લાગવો, મોંઢામાં મોળ છુટવી, જડવા, કડવા, અથવા ખાટા ઓડકાર હૃદય અને ગળામાં દાહ, અને અરુચિ એ અમ્લપિત્તનાં મુખ્ય લક્ષણો છે.

આ પૈકી અધોગામી અમ્લપિત્તમાં તરસ, દાહ બેશુદ્ધિ, ચક્કર, અગ્નિમાંદ્ય, શરીરે ચાઠાં નિકળવાં, રૂંવાડાં ઉભાં થઇ જવાં, પરસેવો આવવો, અને શરીર પીળું થઈ જવું એ લક્ષણો છે.

ઉર્ધ્વગામી અમ્લપિત્તમાં ઉલટી થાય છે અને તે ઉલટી લીલી, પીળી, કાળી અને કોઈ વખત લોહીની પણ થાય છે ને તે બહુ ખાટી હોય છે માંસ ધોયેલા પાણી જેવી અતિશય ચિકાશવાળી, કફયુક્ત, જુદા જુદા ખારા, તીખા વિગેરે રસોની ઉલટી થાય છે. ભોજન કર્યા પછી અથવા તે પાચન થતી વખતે અથવા જમતાં પહેલાં પણ કોઇ કોઈ વખત કડવી અને ખાટી ઉલટી થાય છે અને તેજ રસના ઓડકાર પણ આવે છે તથા કંઠ, હૃદય અને પડખામાં દાહ થાય છે. અને માથું દુખ્યા કરે છે.

હાથપગ ગરમ રહે છે અને તેમાં આગ બળે છે, અતિશય અરુચિ, તાવ, ઉધરસ, ચેળ આવવી ચાંદાં ફૂટી નિકળવા અને નાના ફોલ્લા નિકળવા આ લક્ષણો ઉર્ધ્વગામી અમ્લપિત્તનાં છે. આ રોગ જો કે પિત્તાધિકયનો છે. તો પણ વાયુ અને કફનો પણ તેમાં સંબંધ હોય છે અને તે વખતે તેનાં પણ લક્ષણો તેમાં જણાય છે. ઉર્ધ્વગામી હોય ત્યારે ઉલટીનો અને અધોગામી હોય ત્યારે અતિસારનો સંશય વૈદ્યને આવે છે. એટલા માટે વૈદ્યે બારીકરીતે લક્ષણો તપાસીને આ રોગની ચિકિત્સા કરવી જોઇએ, નહિ તો ભૂલ થવાનો સંભવ છે. વાયુનો સંભવ હોય છે ત્યારે કંપ, બડબડાટ. બેશુદ્ધિ, શરીરપર ચેળ આવવી, શરીર ગળાતું જવું, પેટ દુખવું, આંખે અંધારાં આવવાં. ચકરી અને રોમાંચ એ લક્ષણો થાય છે.

કફનો સંબંધ હોય છે, ત્યારે કફ પડવો, જડપણું, અરુચિ, ઠંડી, ગળપણ લાગવું, ઉલટી, મોઢું ચીકણું રહેવું, અશક્તિ, અગ્નિમાંદ્ય, ચેળ આવવી, વધારે ઉંઘ એ લક્ષણો થાય છે.

આ અમ્લપિત્ત રોગ નવો થએલો હોય, તો બહુ પ્રયત્નથી કબજે આવે છે અને એક વર્ષ કરતાં વધારે દિવસનો થયા પછી કબજે આવતો નથી. કોઇ વખતે જ મહાકષ્ટથી સાધ્ય થાય છે. વાગ્ભટ્ટ, ચરક, સુશ્રુત, એ ગ્રંથકારોએ આ રોગનું સ્વતંત્ર નિદાન લખ્યું નથી; એનો અંતર્ભાવ પિત્તજન્ય અજીર્ણમાં કર્યો છે. પરંતુ એનાં કારણો, લક્ષણો, ચિકિત્સા જુદાં જુદાં હોવાથી માધવકારે તેનું સ્વતંત્ર નિદાન લખેલું છે,

અમ્લપિત્તને લીધે છાતીથી ગળા સુધી અતિશય બળતરા થવાથી રોગીને તીવ્ર વેદના થાય છે. ત્યારે તેને ટાળવા તે વારંવાર વૈદ્ય પાસે દોડી જાય છે. આવી સ્થિતિમાં તેને અમ્લરસ ( આસિટ્રસ, શંખ દ્રવ, વિગેરે ) કદાપિ આપવાં નહિ. એ વખતે મોટા પ્રમાણમાં કોઈ ક્ષાર ( અલ્કલી–વજ્રક્ષાર, જવખાર, સાજીખાર. મીઠું સોડા ઈત્યાદિ ) આપ્યું હોય, તો ઠીક લાગે છે. ઘણી વખત પેટમાં અમ્લપિત્તનો અતિશય સંચય થાય છે. ત્યારે તેના અંગનો અમ્લધર્મ દૂર થવાને માટે ક્ષારનું પ્રમાણ, ઠરેલા પ્રમાણ કરતાં ઘણું વધારે આપવું પડે છે. આવું અધિક પ્રમાણ આપવાથી જ ખટાવાની ક્રિયા બંધ થાય છે. બે ડ્રામ ( દશ આની ભાર ) સુધી પણ બાય કાર્બોનેટ ઓફ સોડા અથવા પોટાશ આપવાની જરૂર પડે છે. એકલો સોડા લેવા કરતા તે પાણીમાં ઓગાળીને તેમાં થોડો લીંબુનો રસ અથવા ટાર્ટરિક એસીડ મિશ્ર કરીને તેમાં ઉભરો આવે, એટલે તે પીવાથી બહુ ફાયદો થાય છે. આ ઉપાયથી આરામ ન થાય, તો ઉલટીનું એસિડ આપીને પેટમાંથી અમ્લપિત્તનો સંચય બહાર કાઢી નાખવો ક્ષાર આપ્યા પછી ઉલટીની દવા આપ્યા કરતાં તે પહેલેથી જ આપવી સારી છે.

વારંવાર ક્ષાર આપવો અથવા તેની ટેવ પાડવી વ્યાજબી નથી. કારણ એથી કોઠામાંની શ્લેષ્મ ત્વચાને ઈજા પહોંચી કાયમનું નુકશાન થવાનો સંભવ છે. તથાપિ વખતોવખત જરૂર પડે ત્યારે તે મોટા પ્રમાણમાં આપતાં બીવાનું કારણ નથી. શંખવટી, શંખભસ્મ, પ્રવાલ, મૌક્તિક વિગેરેથી અમ્લપિત્તમાં સારો ફાયદો થાય છે. સૂતશેખરમાત્રા બે ત્રણ ગુંજ જેટલી. જમ્યા પછી લેવાથી પણ સારો ફાયદો થાય છે. લૅાક્ટો પેપટીન, પપાઈન, એ અંગ્રેજી ઔષધો આપવાથી પણ અમ્લપિત્તમાં સારો ફાયદો થાય છે. ઘણા દિવસના-અથવા જીર્ણ અમ્લપિત્તમાં અથવા જ્યારે કોઠાની રચનામાં કાયમનો બિગાડ થયેલો હોય, ત્યારે ( જેમકે કોઠાનું આંતરડાની બાજુનું મોં બંધ થઈ જવું, શ્લેશ્મલ ત્વચામાં ક્ષત પડવાં ) દવાની અસર થતી નથી. કારણ પ્રથમના ખાટા અન્નનો કેટલોક ભાગ કોઠામાં પડી રહેલો હોય છે, તેજ પેટમાં બીજું અન્ન પડે તેને ખટવી નાખે છે. આવી રીતે ચોવીસ કલાક અન્ન ખટાઈ જઇને તેનું પૃથક્કરણ થવાનો ક્રમ પેટમાં શરૂ થાય છે. આવે વખતે કોઈ સૌમ્ય અને

શોધક ઔષધ ( કાંડીઝ ફ્લ્યુઇડ, ક્રિયાસોટ ) મિશ્ર પાણીથી કોઠો તદ્દન ધોઇને સાફ કરી નાખ્યો હોય, તો તેથી સારો ફાયદો થાય છે. બીજી દવાઓ જ્યારે કામ લાગતી નથી, ત્યારે આ ઉપાય ફાયદાકારક થઈ પડે છે. આનાથી પેટ દુખવું અથવા ખાટું પાણી પડવું કાયમનું બંધ થઇ જાય છે. આ પ્રમાણે દુઃખનાં મુખ્ય લક્ષણો બંધ કર્યાં પછી ખટાવાની ક્રિયા બિલકુલ ન થાય એવી દવા કરવી જોઇએ. આને માટે અંગ્રેજી ઔષધ ક્રિયાસોટ બહુ ઉપયોગી છે. દરેકમાં બે બે ટીપાં હોય એવી એની તૈયાર ગોળીઓ મળે છે. તેમાંથી દર વખત જમ્યા પછી એક કલાકે એક એક ગોળી લેવી.

આ સિવાય કાર્બોલિક એસિડનો પણ તે જ પ્રમાણમાં ઉપયોગ થાય છે. પિપરમીટનું તેલ ૩–૫ ટીપાં આપવાથી પણ સારો ફાયદો થાય છે. પિપરમીટનું તેલ ભારે શોધક ( ઍન્ટી સૅપ્ટીક ) હોઇને બિલકુલ નિરુપદ્રવી છે. એ પ્રમાણે અજમાનાં ફુલ પણ ફાયદાકારક છે. એકલા કોલસાની ભૂકી આપવાથી પણ ખટાવાની ક્રિયાથી ઉત્પન્ન થનારો વાયુ તેમાં શોષાઈ જઇને રોગીની પીડા એકદમ શાંત થાય છે.

આ પ્રમાણે કરી રોગનાં તીવ્ર લક્ષણો દુર થયા પછી વૈદ્યે કોઠામાંની શ્લેશ્મત્વચાની બગડેલી સ્થિતિ સુધારવા તરફ લક્ષ આપવું. કારણ અમ્લપિત્તની વિકૃતિમાં મુખ્ય કારણ તેજ છે. બિસમથ, મેગ્નેશિયા, પપાઇન વિગેરે આને માટે ફાયદાકારક છે. આ પછી કંઈ પૌષ્ટિક દવા ( કરીયાતાનો ઉકાળો, ઝેરકચોલું, કલંબો, કવાશિયા વિગેરે ) આપવી.

જેથી અમ્લપિત્ત વધે એવો ખોરાક રોગીએ લેવો નહિ. પોતે કયો ખોરાક લેવો કે ન લેવો તે અનુભવથી જણાય છે. દહીં, છાશ વિગેરે ખાટા પદાર્થ છોડી દેવા. ગળ્યા પદાર્થ માફકસર ખાવા. ચોખા, જુવારથી ખટાશ ઉત્પન્ન થવાની ક્રિયાને ઉત્તેજન મળે છે, તેથી તેનો માફકસર ઉપયોગ કરીને ઘઉં વધારે ખાવા. એકંદરે ખોરાક સાત્વિક હોવો જોઇએ ને નિયમિત હોવો જોઇએ. દરરોજ નિયમિત ખુલ્લી હવામાં બને તેટલો વ્યાયામ કરવો

**ઍમ્સ્ટરડૅમઃ**—હોલાંડની રાજધાની. એ ઉત્તર હોલાંડ પ્રાંતમાં ઉ. અ. ૫૨° ૨૨' અને પૂ. રે. ૪° ૫૩' ઉપર છે. વિજળીની ટ્રામગાડીથી ઍડમ, પુરમેરેંડ, આલકમાર અને હિલદારગ્ઝ, એ શહેરો જોડાયલાં છે. ઍમસ્ટર ડૅમ એટલે ઍમસ્ટેલ નદીનો બંધ. ઍમસ્ટેલ નદી ઉપરથી એનું એ નામ પડેલું છે. શહેરનો કોટ હાલમાં પડી ગયેલો હોવાથી તે ઠેકાણે બગીચા અને ઘરો દૃષ્ટિએ પડે છે. શહેરમાં અને શહેરની આસપાસ પુષ્કળ નહેરો છે અને તેમાંની એકને છેડે શોકસ્તંભ છે. પહેલાં અહીંથી લોકો પોતાનાં સગાં વહાલાંને દુઃખી અંતઃકરણે રજા આપતા તેથી એનું એ નામ પડેલું, એમ કહેવાય છે. ' પ્રિન્સેન ગ્રચાટ ' નહેરની ઉત્તરે ડૉ. નૉરડમ નામનો, નૅંટીજનું ફરમાન–પ્રોટેસ્ટંટો વિરુદ્ધ–( એડિક્ટ ઑફ ન્યાટિજ ) હોવાને લીધે નાસી આવેલા ફ્રેંચ લોકોએ વસાવેલો પ્રાંત છે. શહેરના છેક જુના ભાગમાં રસ્તા સાંકડા અને ખરાબ છે. પરંતુ નવીન ભાગમાંના રસ્તા પહોળા અને તેની બંને બાજુ ઝાડો રોપેલાં છે. શહેરની વચ્ચોવચ વ્હૅાંડેલપાર્ક નામે એક આરામસ્થાન છે. તેમાં જસ્ટ વ્હૅાન ડેન વ્હૅાંડેલ નામના રાષ્ટ્રીય કવિનું પુતળું છે. શહેરના જુના ભાગમાં પ્રાણીશાસ્ત્રવિષયક અને વનસ્પતિશાસ્ત્રવિષયક બગીચા છે.

ઍમસ્ટેલ નદીનો બંધ બહુ મહત્વનું સ્થળ છે અને એ ઠેકાણે તમામ ટ્રામગાડીઓના રસ્તા મળે છે. આ બંધના મધ્ય ભાગમાં ૧૮૩૦ ના બેલજીયન રાજ્યક્રાન્તિમાં રણાંગણમાં મરણ પામેલા યોદ્ધાઓનાં સ્મારક છે, તેને ' મેટલ ટ્રોસ્ત ' કહે છે. ઍમસ્ટરડૅમમાં જે રાજમહેલ છે, તેમાં ચમત્કારીક વસ્તુ જોવા જેવી એ છે, કે તેને બિલકુલ થાંભલાનો આધાર નથી. અહીનું પ્રાર્થનામંદિર ગૉથિક પદ્ધતિથી બાંધેલું છે ને તેમાં રાજાનો અભિષેક થાય છે. આ શહેરમાં પુષ્કળ જોવા લાયક પદાર્થ-સંગ્રહાલયો અને ચિત્રગૃહો છે. તેમાં ' રીકસ મ્યુઝીયમ 'નો નંબર પહેલો છે.

ઍમ્સ્ટરડૅમમાં બે વિશ્વવિદ્યાલયો છે. ઍમસ્ટરડૅમ વિશ્વવિદ્યાલયમાં ૧૦૦,૦૦૦ ગ્રંથો છે. શિક્ષકશાળા, ઉદ્યોગધંધા શિખવવાની શાળા અને શિલ્પશાળા વિગેરે જુદા જુદા ધંધાશિક્ષણની સંસ્થાઓ છે અને તે સઘળી સંસ્થા લોકની મદદથી ચાલે છે. અહિં ' સર્વજનહિતસાધક મંડળ ' નામે એક સંસ્થા છે. તે શિક્ષણપ્રસારને માટે સ્થાપન કરેલી છે.

મુખ્ય આયાત માલ ઈમારતી લાકડાં, કોલસા, ધાન્ય, કાચી ધાતુઓ અને પેટ્રોલીઅમ છે. તંબાકુ, ચહા, કૉફી, સાકર વિગેરે સંસ્થાનોમાંથી આવે છે. હિરાને પાસા પાડવાનો ધંધો બહુ મોટા પ્રમાણમાં ચાલે છે. સાબુ, તેલ, લોખંડ વિગેરેના ધંધા પણ ચાલે છે.

હાલમાં જેને ઍમ્સ્ટરડૅમ કહે છે. તે જગ્યા પહેલાં ઍમસ્ટેલના અમીર ઉમરાવોના તાબામાં

હતી. તેમની પાસેથી તે ૧૨૯૬ માં ગૉથ ઑફ હૅનોલ્ટને મળી. વેસ્ટ ફૅલીઆની સંધિથી એ શહેરને ઘણું જ મહત્વ પ્રાપ્ત થયું છે. પહેલાં પહેલાં ઍમસ્ટરડૅમ વિલ્યમના કુટુંબનો દ્વેષ કરતું, પણ પાછળથી તે ત્રીજા વિલ્યમને પુરું વખાણનારૂં બન્યું હતું. ૧૭૯૫ માં તે ફ્રેન્ચોએ જીતી લીધું અને ત્યારપછી કેટલેક વખતે હોલાંડના રાજાની રાજધાની બન્યું.

હોલાંડમાં ગુલ્ડેન નામનું નાણું ચાલે છે ને તેની કિંમત સવા રૂપિઆ જેટલી છે. સો સેન્ટીમનો એક ગુલ્ડેન ગણાય છે. અહીંના જુના રાજમહેલનો ઉપયોગ ટાઉન હૉલ તરિકે જાય છે. રાજમહેલની જમીનને ને ભીંતો ઉપર સર્વ ઠેકાણે ધોળા પત્થર બેસાડેલા છે, તેથી અંદરનું કામ જોવા લાયક છે. નૅશનલ મ્યુઝીઅમ ઘણું જુનું અને ૧૫૦૦ ની સાલનું છે. તેમાંનાં ચિત્રો બહુ સુંદર છે. એ જોવાને માટે ત્રણ કલાક જેટલો વખત લાગે છે. નવી વસ્તીમાં ક્રિસ્ટલ પૅલેસ ( સ્ફટિક મંદિર ) નામે એક મોટી નાટકશાળા છે. પૅલેસમાં કંઈ જોવા જેવું નથી. આ ભાગની વસ્તી સારી અને રસ્તા પણ ઉત્તમ છે. ગામમાં સમુદ્રની અનેક નાની નાની નહેરો હોવાથી આ શહેરને નાનું 'વેનીસ' કહે છે. નહેરોની પાળ ઉપર ગાડીઓ જાય એવા પહોળા રસ્તા છે. ( યુરોપનો પ્રવાસ, મુજુમદાર. ૧૯૧૫ )

**અમ્હારાઃ**—ઍબિસીનિયા દેશમાંનો મધ્યપ્રાંત. એનું મુખ્ય શહેર ગોંડાર છે. મધ્યયુગથી ૧૮૫૪ લગી ઍબિસીનિયાનો બાદશાહ ગોંડારમાં રહેતો હતો. અહીંના લોકોની ભાષા અમ્હારિક છે ને તે રાજભાષા છે.

**અયનઃ**—ગતિવાચક ઈ ધાતુ ઉપરથી આ શબ્દ બનેલો છે. જ્યોતિષ શાસ્ત્રમાં પણ એનો અર્થ સૂર્યનું ઉત્તર અથવા દક્ષિણ દિશા તરફ ગમન એવો થાય છે. અયન બે છે. સાયનમકરારંભથી સાયન કર્કારંભ લગી સૂર્ય કોઈ પણ દિવસે વિવક્ષિત સમયે પહેલા દિવસ કરતાં પોતાની જગ્યાએથી ઉત્તરે જતો દેખાય, તે કાળને ઉદગયન;અને સાયન કર્કારંભથી સાયનમકરારંભ સુધીમાં તે કોઈ પણ દિવસે વિવક્ષિત સમયે પહેલા દિવસ કરતાં જેની જગ્યાએથી દક્ષિણ તરફ ગએલો દેખાય, તે કાળને દક્ષિણાયન કહે છે.

**પ્રાચીન અર્થઃ**—જ્યોતિષસિદ્ધાંત ગ્રંથમાં ઉદગયન અને દક્ષિણાયન એ શબ્દોનો આજ અર્થ છે, અને હાલમાં પણ તેજ રૂઢ છે. પરંતુ પ્રાચીન સમયે આ શબ્દનો જુદો અર્થ થતો હતો એમ ગણાય છે. ઋગ્વેદમાં, વાજસનેયી સંહિતામાં અથવા શતપથ બ્રાહ્મણમાં ઉદગયન અને દક્ષિણાયન એવા પ્રત્યક્ષ શબ્દ નથી. તથાપિ આ બંને ગ્રંથમાં ( ઉ. ઋગ્વેદ. ૧. ૧૨, ૭; ૧૦. ૧૮, ૧ અને વાજસનેયી સંહિતા ૧૯. ૪. ૭. ) દેવયાન અને પિતૃયાન એ બે શબ્દ આવેલા છે. અને શતપથ બ્રાહ્મણમાં ( ૨. ૨. ૩. ) સૂર્ય જે જગ્યાએ ઉત્તર તરફ વળે છે ત્યાં દેવો મધ્યે હોય છે અને દક્ષિણ તરફ વળે છે ત્યાં પિતૃઓ મધ્યે હોય છે, અને વસંત, ગ્રીષ્મ, તથા વર્ષા એ દેવોની અને શરદ હેમંત તથા શિશિર એ પિતૃઓની ઋતુ એમ કહેલું છે. આ ઉપરથી દેવયાન અને પિતૃયાન એ શબ્દો હાલ આપણે સમજીએ છીએ, એ અર્થમાં તે સમયે ઉદગયન અને દક્ષિણાયન વપરાતા હશે. પણ ઉદગયન અર્થમાં દેવયાન શબ્દથી સૂર્ય વિષુવવૃતની ઉત્તરે હોય છે તે કાળ અને દક્ષિણાયન અર્થમાં પિતૃયાન શબ્દથી સૂર્ય વિષુવવૃત્તની દક્ષિણે હોય છે તે કાળ દર્શાવવામાં આવતો હશે એમ અનુમાન થાય છે. બૃહદારણ્યક ( ૬. ૧. ૬. ૫. ) અને છાંદોગ્ય (૪. ૧૫. ૫.) ઉપનિષદોમાં તો દેવયાન અને પિતૃયાન એની તેવી સ્પષ્ટ વ્યાખ્યા કરેલી છે. અને પછી ગીતામાં ( ૮. ૨૪. ) તેજ કલ્પના બીજા શબ્દોમાં આપીને દેવયાનના કાળને ઉત્તરાયન અને પિતૃયાનના કાળને દક્ષિણાયન એવાં આધુનિક નામો આપેલાં છે. સિવાય તૈતિરીય સંહિતા ( ૬. ૫. ૩. ) માં સૂર્ય છ મહિના દક્ષિણમાં જાય છે અને છ મહિના ઉત્તરમાં જાય છે, એ અર્થના વાકયમાં ઉત્તરાયણની અને દક્ષિણાયનની કલ્પના મળી આવે છે, તથા નારાયણીય ઉપનિષદ ( અનુવાક ૮૦ ) માં દેવયાન તથા પિતૃયાન એ શબ્દો, એ ગ્રંથ રચાયો તે સમયે ઉદગયન અને દક્ષિણાયન એ શબ્દોના સમાનાર્થે હતા એમ જણાય છે. ઉતરાયન અને દક્ષિણાયન નો જુના અર્થ બદલીને તેની જગ્યાએ અનુક્રમે ઉત્તર દિશાએ અને દક્ષિણ દિશાએ ગમન એવા નવા અર્થ કયારે રૂઢ થયા તે કહી શકાતું નથી. તથાપિ વસંતસંપાત કૃત્તિકામાં આવવાને ઘણા જ સમય ( આશરે ઈ. સ- પૂર્વે ૩૦૦૦ ) પહેલાં અને સંવત્સરનો એટલે સાંવત્સરિક યજ્ઞાનો આરંભ વસંતસંપાતમાં હતો, તે બદલાઈને શિશિર અયનમાં લાવવામાં આવ્યો હોય, આ ફેરફાર થવાથી વખત વીત્યો તેમ ઉત્તરાયણનો અર્થ આ નવીન વર્ષના પહેલા છ મહિના એટલે શિશિર અયનથી ગ્રીષ્મ અયન સુધીનો કાળ એવો પ્રચારમાં આવ્યો હશે. તોપણ લોકમાન્ય તિલકના મત પ્રમાણે પ્રાચીન સમયમાં ઉત્તરાયણ અથવા ઉદગયન અને દક્ષિણાયણ એ હાલમાં રૂઢ થએલા

શબ્દ પ્રત્યક્ષ પ્રચારમાં ન હતા, તેથી તે શબ્દોની કલ્પના કેવળ દેવયાન અથવા દેવલોક અને પિતૃયાન અથવા પિતૃલોક એ શબ્દોથી જ વ્યક્ત કરવામાં આવતી હતી. ( ઓરાયન, પૃ. ૨૬-૨૭ જુઓ ).

**કાલબિંદુવાચક અર્થ:**—ઉદગયન અને દક્ષિણાયન એ શબ્દોનો જ્યોતિષમાં બીજો પણ એક અર્થ થાય છે. એ શબ્દ, સૂર્યના ઉત્તર તરફ તથા દક્ષિણ તરફ વળવાથી વર્ષના જે બે ભાગ થાય છે તેને લગાડવામાં આવે છે, તે પ્રમાણે સૂર્ય ઉત્તર તરફ તથા દક્ષિણ તરફ જે વખતે વળે છે, તે વખતને માટે પણ અનુક્રમે હાલમાં વપરાવા લાગ્યો છે. અર્થાત્ ક્રાંતીવૃતમાંના જે બિંદુ આગળથી તે ઉત્તર તરફ અથવા દક્ષિણ તરફ વળે, તે બિંદુને ઉદગયન બિંદુ અને દક્ષિણાયન બિંદુ એવાં નામ પડેલાં છે.

**અયનના કાળમાં તથા સ્થળમાં પડતો ગએલો સુક્ષ્મ ફરક:**—આ ઉદગયનનો તથા દક્ષિણાયનનો કાળ વૈદિક કાળથી માંડીને આજ સુધી એક સરખો બદલાતો ગયો છે. વેદાંગ જ્યોતિષકાળમાં ઉદગયન ધનિષ્ઠા ( શ્રવિષ્ઠા ) ના આરંભમાં હતું, એવું તે ગ્રંથમાંના ઉલ્લેખ ઉપરથી જણાય છે. મ ભા. આદિ પર્વ, અ. ૭૧ માં વિશ્વામિત્રે જે પ્રાતિસૃષ્ટિ નિર્માણ કરી હતી, તે સંબંધનાં વર્ણનાત્મક વાકયોમાં જે ઉલ્લેખ છે, તે ઉપરથી તે કાળે ઉદગયન શ્રવણ ઉપર હતું એમ જણાય છે. કારણ આ ઠેકાણે અને આગળ અશ્વમેધપર્વ અ. ૪૨, શ્લો ૨ માં શ્રવણારંભે ઉદગયન થાય છે, એવું જો કે કહેલું નથી, તોપણ "નક્ષત્રો શ્રવણાદિ" કહેવાનું બીજું કંઈ કારણ નથી. ઉત્તરાષાઢાના બીજા ચરણમાં ઉદગયન હતું એવું વરાહમિહિરે કહેલું છે, અને હાલમાં તે મૂળના ત્રીજા ચરણમાં થાય છે. અયનની આ ગતિને અયનચલન કહે છે. ( સંપાતચલન જુઓ ). અયનો સ્થૂલમાનથી પ્રત્યેક ૨૬૦૦૦ વર્ષે ૩૫૦ અંશ એટલે ૨૭ નક્ષત્રો પાછા હઠે છે. એટલે ઉપર્યુક્ત ગ્રન્થોમાંના અયનના ઉલ્લેખ ઉપરથી આપણને તે ગ્રંથનો કાળ સ્થૂલમાનથી નક્કી કરવો ઠીક થઈ પડે છે.

**હાલના પંચાંગમાં આપવામાં આવતાં ભૂલભરેલાં અયનો:**—ઉપર્યુક્ત અયનોની ગતિ ઘણી જ થોડી એટલે વર્ષમાં આશરે ૫૦ વિકલા જેટલી છે. અર્થાત્ તેટલી જ ગતિ, સંપાતની એટલે સુર્ય જે ઠેકાણે વિષુવવૃતને ઓળંગીને ઉત્તર તરફ અથવા દક્ષિણ તરફ જાય છે, તે બિંદુની છે. આપણા પ્રાચીન જ્યોતિષ ગ્રંથોમાંનાં વર્ષોનું માન ૮ વિપળ વધારે છે. એટલે એટલા કાળમાં સંપાત ગતિ આશરે ૫૯ વિકલા હોય છે. એમ છતાં તે ગ્રંથોમાં તે ૬૦ વિકલા માનેલી છે. આપણી જુની પંચાંગપદ્ધતિ નિરયન-એટલે એક ઋતુનો આરંભ પછી ફરી તેજ ઋતુનો આરંભ થાય ત્યાં સુધી એક વર્ષ ન ગણતા, સૂર્ય તારકાત્મક એક નક્ષત્રમાં દાખલ થાય ત્યાં સુધી એક વર્ષ માનનારી છે. તેની શુદ્ધ નિરયન હોય, તો તેનું વર્ષ દરવર્ષે ખરા, એટલે, સાયન વર્ષથી સંપાત નક્ષત્રમાં દરવર્ષ જેટલો પાછળ જાય, તેટલું અંતર ચાલવાને સૂર્યને જેટલો કાળ લાગે તેટલું વધારે મોડું શરૂ થવું જોઈએ. પરંતુ ઉપર જણાવ્યા પ્રમાણે આપણા જુના પંચાંગોમાંનું નાક્ષત્ર વર્ષ ખરા નાક્ષત્રના વર્ષથી આશરે ૮ પળ વધારે રાખેલું હોવાથી આપણાં જુનાં પંચાંગોમાંનું વર્ષ ખરા વર્ષથી દર વર્ષે તેટલું વળી વધારે મોડું શરૂ થાય છે. આ બધાનું એકંદર પરિણામ કહીએ, તો એ કે આપણાં જુનાં પંચાંગોમાંના ગ્રહોની સ્થિતિ કહેવાનું આરંભસ્થાન શકે ૪૪૪ ના અરસામાં સંપાતમાં હતું, તે તે વખતથી દર વર્ષ આશરે ૫૯ ( ૫૯.૮ વિકળા પાછું પાછું હઠતું જઈ ( શકે ૧૮૪૪ ) વસંત સંપાતના આશરે ૨૩ અંશ [ ૧૪૦૦×૫૯ ) ÷ ( ૬૦×૬૦ ) ] ગયું છે. અને તેથી તે કાળે મકરસંક્રમણ બરાબર ઉદગયનના સમયે એટલે સૂર્ય જે વખતે ઉત્તર તરફ જવાને વળે છે, તે વખતે ( ડિસેંબરની ૨૨ મીએ ) હતું. તે હવે ૨૩ દિવસ પછીથી ( જાનેવારીની ૧૩-૧૪ મીએ ) થાય છે.

ઉપરના વિવેચનથી એક વાત સ્પષ્ટ થાય છે, કે આપણા જુના જ્યોતિષકારોએ આપણું વર્ષ ઠરાવતાને અયનગતિ વિચારમાં લીધેલી ન હોવાથી તેમના ગ્રંથો ઉપરથી કરવામાં આવતાં આજનાં પંચાંગો શુદ્ધ સાયન નથી હોતાં; એટલું જ નહિ, પણ તેમનું નાક્ષત્ર વર્ષ ૮ પળ મોડું ગણેલું હોવાથી તે શુદ્ધ નિરયન પણ નથી. એનું પરિણામ એ આવે છે, કે હાલના પંચાંગમાં આપેલા મકરસંક્રમણના અથવા ઉદગયનના દિવસે સૂર્ય, સાયન મકરરાશિમાં સંક્રમણ અથવા ઉત્તર તરફ જવાનો આરંભ પણ કરતો નથી. એટલું જ નહિ પણ આપણા પ્રાચીન જ્યોતિષ ગ્રંથકારોના કાળે સૂર્ય તે દિવસે જે તારકાત્મક નક્ષત્રમાં જતો હશે, તે નક્ષત્રમાં પણ તે જતો નથી. ત્યારે આપણે શુદ્ધ સાયનમાન સ્વીકારવું હોય, તો જુની પરંપરા બાજુ પર મૂકીને ડિસેંબરની ૨૨ મી તારીખના અરસામાં આપણી મકરસંક્રાંત પાળવી જોઇએ; અથવા આપણી જુની પરંપરા કાયમ રાખવાને માટે નિરયનમાન જ ચાલુ રાખવું હોય તો, અથવા આપણા પૂર્વનો જે તારાત્મક નક્ષત્રમાં સૂર્ય આવ્યો હોય ત્યારે મકરસંક્રાયણ કાળના અને બીજી

ધાર્મિક વિધિ કરતા હતા તેજ તારાત્મક નક્ષત્રમાં સૂર્ય આવે, ત્યારે તે વિધિઓ આપણે કરવા હોય તો પ્રથમ પ્રત્યેક નક્ષત્ર ખરું જાણવાને માટે આપણા પ્રાચીન જ્યોતિષ ગ્રંથકારોનું આરંભસ્થાન થયું હતું, તે નક્કી શોધી કાઢવું જોઇએ. અને વર્ષમાન, અયનગતિ વિગેરે સંબંધી ગણિત કરતાં અર્વાચીન સૂક્ષ્મ વેધ ઉપરથી નિશ્ચિત કરેલા આંકડાનો ઉપયોગ કરવો જોઇએ.

પંચાંગ સંશોધનના માર્ગમાં અડચણઃ—જુનાં પંચાંગોની સુધારણા કરવાના માર્ગમાં મુખ્ય અડચણ એ છે, કે પ્રાચીન જ્યોતિષગ્રંથકારોનું આરંભ સ્થાન કયું હતું, તે આજ આપણાથી નક્કી કરી શકાતું નથી. કારણ એ પ્રાચીન ગ્રંથકારોએ પોતાના આરંભસ્થાનનો ઉલ્લેખ કોઈ પણ ઠેકાણે કરેલો જણાતો નથી. તેથી જ્યોતિષ ગ્રંથોમાંના બીજા ઉલ્લેખો ઉપરથી સ્થૂલમાનથી આપણે આરંભસ્થાન નિશ્ચિત કરી શકીએ છીએ. દાખલા તરીકે—સૂર્યસિદ્ધાંતમાં અયનાંશ કાઢવાની જે રીત આપી છે, તે ઉપરથી શકે ૪૨૧ એ શૂન્ય અયનાંશનું વર્ષ હતું. એટલે એ વર્ષે સંપાતબિંદુ નક્ષત્રમાં જે ઠેકાણે હતું, તેને જ સૂર્યસિદ્ધાંતકાર આરંભસ્થાન ગણે છે. સૂર્યસિદ્ધાંતમાં સૂર્યનો ભોગ કાઢવાની જે રીત આપેલી છે, તે ઉપરથી આપણે આરંભસ્થાન કાઢી શકીએ છીએ. કારણ ભોગ એટલે સૂર્યનું આરંભસ્થાનથી અંતર, અને એ ભોગ ૦ હોય, ત્યારે આકાશમાં સૂર્ય ક્રાંતિવૃત્ત ઉપર જે સ્થળે દેખાય તે આરંભસ્થાન હોય. સૂર્ય સિદ્ધાંત કાળે સૂર્ય સિદ્ધાંતકારે પ્રત્યક્ષ વેધ કરીને કોઈ પણ કાળના સૂર્યનો ભોગ નિશ્ચિત કરેલો હોવો જોઇએ. અને ઉપર સૂર્યના ગતિનો પાયો રચેલો હોવો જોઇ એ, તથા તે ગણિત તે સમયે પ્રત્યક્ષ અનુભવ સાથે બંધબેસતું હોવું જોઇએ. હિસાબ કરી જોતાં શકે ૪૪૪ ની સાલમાં સૂર્યસિદ્ધાંત પ્રમાણે સ્પષ્ટ મેષ સંક્રાંતિના સમયે આવનારો સૂર્યનો ૦ ભોગ અને પ્રત્યક્ષ સૂર્યની ચોક્કસ સંપાતબિંદુમાં આવવાની સ્થિતિ એ તદ્દન બરોબર જ મળે છે. તેથી આ ઉપરથી શકે ૪૪૪ એ શુન્ય અયનાંશનું વર્ષ નીકળે છે. વરાહમિહિરના પંચસિદ્ધાંતિકા ગ્રંથમાં જે પ્રાચીન પાંચ સિદ્ધાંતોનો સમાવેશ કરેલો છે, તે પ્રમાણે પણ અયનાંશ શકે ૪૪૪ માં જ અથવા ૪૪૫ માં આવે છે. અને ત્યારપછીના ઘણા ગ્રંથકારોએ શકે ૪૪૪ અથવા ૪૪૫ માં ગણેલો છે. સૂર્યસિદ્ધાંતમાં નક્ષત્રોના યોગતારાનો જે ભોગ અને શર આપેલા છે, તે ઉપરથી આપણે શૂન્ય અયનાંશ વર્ષ કાઢી શકીએ છીએ. યોગ તારાનો ધ્રુવાભિમુખ ભોગ સર્વદા એક જ રહેતા નથી; તેથી પૂર્વાચાર્યોએ સૂર્યને માટે ધ્રુવસૂત્રમાં આણેલો ભોગ અને સ્પષ્ટ શર કહેલો છે. તે ભાસ્કરાચાર્યના મત પ્રમાણે શૂન્ય અયનાંશ થવાના સમયનો છે. રેવતી યોગતારાનો ભોગ સૂર્યસિદ્ધાંતમાં ૩૫૯°૫૦' અને શર ૦ આપેલો છે, અને પછીના જ્યોતિષગ્રંથકારોએ પણ તેનો ભોગ ૩૬૦ અંશ જ આપેલો છે. તેથી એ તારા કઈ અને સંપાત કયારે થાય છે તે કાઢીએ, એટલે શૂન્ય અયનાંશ વર્ષ નીકળશે. રેવતી યોગતારાનો શરને શૂન્ય આપેલો છે તેથી તે ફક્ત આંખો વડે તે દેખાય એટલી તે ક્રાંતિવૃત્તની પાસે હોવી જોઇએ. રેવતી વિભાગમાંની ક્રાંતિવૃત્તની છેક નજીક રહેનારી તારા તે 'ઝીટાપિશિયમ' છે. અને તે સંપાતબિંદુ પાસે હોવાનું વર્ષ શકે ૪૯૪ આવે છે. અર્થાત્ આ ત્રીજી રીતે શકે ૪૯૪ એ શૂન્ય અયનાંમ વર્ષ આવે છે અને રેવતી યોગતારા એટલે ઝીટાપિશિયમ એ આરંભ સ્થાન ઠરે છે. ઉપર આપેલી ત્રણ રીતે શૂન્યાયનાંશ કાળનાં ત્રણ જુદાં જુદાં વર્ષો આવે છે, તેનું કારણ પ્રાચીન જ્યોતિષ ગ્રંથકારોના ગણિતમાં સ્થૂલપણું એજ છે. શકે ૪૪૪ શૂન્યાયનાંશ વર્ષ માનવું, અને રેવતીયોગ તારા આરંભસ્થાન માનવું એ બંને વાત પ્રાચીન ગ્રંથોમાં જણાય છે; તેનું કારણ શકે ૪૪૪ અને ૪૯૪ ના વચલા કાળમાં રેવતી યોગતારાનું સંપાતથી અંતર આશરે ૪૦ કળા કરતાં કદાપિ વધારે નથી હોતું અને એ સુક્ષ્મ અંતર નરી આંખે દેખાતું ન હોવાથી અથવા ઉપેક્ષણીય હોવાથી એ બંને વાત એક સમયાવચ્છેદે કરીને સ્વીકારવામાં આવી.

પંચાંગ સંશોધનનો મહારાષ્ટ્રમાં જે પ્રયત્ન થયો છે, તેની હકીકત પ્રસ્તાવના ખંડમાં જ્યોતિષશાસ્ત્રનો ઇતિહાસ આપતાં આપેલી છે. શકે ૪૪૪ થી શકે ૧૮૪૫ સુધીમાં સુમારે ૧૪૦૦ વર્ષમાં રેવતી યોગતારાથી સંપાતબિંદુ દરવર્ષે આશરે ૫૦૧ વિકળા પ્રમાણે ૧૮ અંશ ૪૮ કળા પાછું ખસેલું હોવાથી હાલ સાયન મેષસંક્રમણ પછી એટલે વસંત સંપાત પછી આશરે ૧૮–૧૯ દિવસે સૂર્ય રેવતી યોગતારા પાસે આવે છે. અર્થાત શુદ્ધ નિરયન પંચાંગમાંનું મેષ અને બીજાં સંક્રમણો સાયન સંક્રમણ પછી ૧૮–૧૯ દિવસે આવે છે. પરંતુ જુનાં પંચાંગોમાંનું આરંભસ્થાન વર્ષ મોડું લીધેલું હોવાથી સંપાતબિંદુથી દરવર્ષે આશરે વિકળા વધારે આગળ ખસતું જઇને આજ તે વાસ્તવિક આરંભસ્થાનની એટલે રેવતી યોગતારાની આશરે ૩ અંશ (૨૮૧૯,) વધારે આગળ ખસેલું છે. એટલે તેમનાં સંક્રમણ શુદ્ધ નિરયન

સંક્રમણ પછી આશરે ત્રણ ચાર દિવસે અને સાયન સંક્રમણ પછી આશરે ૧૯–૨૦ દિવસે આવે છે.

**અયનાંશઃ**—નિરયન ગણનાનું આરંભસ્થાન જે નિઃશર રેવતી યોગતારા (ઝીટાપિશિયમ), તેનાથી સાયન મેષ સંપાત સુધીનું ક્રાન્તિવૃત્તીય અંશાદિ અંતર. એ અયનાંશ સૂર્યસિદ્ધાંત પ્રમાણે અને બીજા સિદ્ધાન્તકારના મત પ્રમાણે ૨૭ અંશથી વધારે કદી પણ થતાં નથી. કારણ તે સંપાતની પૂર્ણ પ્રદક્ષિણા માનતા નથી. નિઃશર રેવતી યોગતારાથી પૂર્વ અને પશ્ચિમ તરફ ૨૭ અંશ સુધી સંપાત જાય એમ તે માને છે. પરંતુ અર્વાચીન શાસ્ત્રવેત્તાઓના મત પ્રમાણે સંપાતની પૂર્ણ પ્રદક્ષિણા થાય છે એવું સિદ્ધ થયેલું છે.

**શૂન્યાયનાંશઃ**—શ્રીમત ગણેશ દૈવજ્ઞના મત પ્રમાણે શકે ૪૪૪ માં સંપાત રેવતી યોગતારા ઉપર હતો અને તેની ગતિ દરસાલ ૬૦ વિકળા તેમણે ગણેલી છે. રાજમૃગાંક, કરણપ્રકાશ, કરણકુતુહલ એ ગ્રંથોમાં શકે ૪૪૫ માં સંપાત ઝીટાપિશિયમ પર હતો એમ કહેલું છે. ભાસ્વતીકરણગ્રંથમાં શકે ૪૫૦ ના વર્ષ, દ્વિતીય આર્યસિદ્ધાંતમાં શકે ૫૨૭ ના વર્ષે અને પરાશરના મતે શકે ૫૩૨ ના વર્ષે સંપાત રેવતી ઉપર હતો. સંપાત રેવતી ઉપર આવે, ત્યારે જ શૂન્ય અયનાંશ આવે. કેટલાક ગ્રંથકાર અયનાંશનું લક્ષણ એવું આપે છે, કે ગ્રંથાગત રવિ અને પ્રત્યક્ષ વેધથી આવેલો, સૂર્ય એ બેની વચ્ચે જે અંતર તે અયનાંશ આ એ દોષ છે, કે ગ્રંથગત રવિ જો ભુલ ભરેલો હોય તો અયનાંશમાં ભુલ આવે. જો પ્રથમજ ગ્રંથગત રવિમાં કેટલી ભૂલ આવશે તે નકકી કરી રાખ્યું હોય, તો માત્ર તે લક્ષણ ઉપયોગી થઈ પડે. કારણ ત્યારે જ તેનો શરૂઆતમાં આપેલા લક્ષણ સાથે મેળ બેસે.

**ભારતીય જ્યોતિષ ગ્રંથગત અને શુદ્ધ અયનાંશ**—પાશ્ચાત્ય ગણિતથી જોતાં શકે ૪૯૬ ની સાલમાં સંપાત રેવતી યોગતારા ઉપર હતો એમ જણાય છે. તેજ પ્રમાણે પાશ્ચાત્ય શોધ ઉપરથી સંપાત ગતિ આશરે ૫૦,૨ વિકલા છે. પ્રાચીન લોકોએ ૬૦ વિકલા લીધી છે. તેમાં દરસાલ ૯.૮ વિકલાનો ફરક પડે છે. આ ભૂલ ભરેલી ગતિને લીધે શકે ૪૯૬ થી દરસાલ મેષ સંક્રાંતિમાં ૯,૮ વિકળાની ભૂલ પડતી આવે છે. પ્રાચીન મત પ્રમાણે શકે ૧૮૪૦ ની સાલમાં ૧૮૪૦–૪૪૪=૧૩૯૬ ગતવર્ષો થયાં ત્યારે દરસાલ ૬૦ વિકળા એટલે એક કળા સંપાતગતિ લઇએ, તો તે સાલમાં ૧૩૯૬ કળા એટલે ૬૩ અંશ ૧૬ કળા જેટલા અયનાંશ આવે. પણ આધુનિક શોધ પ્રમાણે અયનગતિ દરસાલ ૫૦,૨ વિકળા લેતાં શકે ૧૮૪૦–૪૯૬=૧૩૪૪ એ ગતવર્ષો ઉપરથી શકે ૧૮૪૦ માં અયનાંશ ૧૮ અંશ ૪૪ કળા આવે છે. તેથી પ્રાચીન અયનાંશ ૨૩° ૧૫' અર્વાચીન અયનાંશ ૧૮° ૪૪'=૪° ૩૨' એટલું અંતર શકે ૧૮૪૦ ની સાલમાં હોવાથી પ્રાચીન સંક્રાંતિ અને નિરયન ગ્રહ ૪° ૩૨' અંતરે હોય છે. એ પ્રમાણે આજ સુધી થતી આવેલી ભૂલ દૂર કરાય, તોજ હવેનાં પંચાંગ શુદ્ધ નિકળે. સાંગલી સંમેલનમાંનાં ઠરાવ અનુસાર આજ જે ટિળક પંચાંગ પ્રસિદ્ધ થાય છે, તેમાં એ ભૂલ સુધારી લીધી છે.

**અયનગતિનાજ્ઞાનનો આગમઃ**—યુરોપખંડમાં સંપાતગતિનો એટલે જેનાથી અયનાંશ લઈ શકાય છે. તે અયનગતિનો શોધ, પ્રથમ હિપાર્કસે ઇ. પુ. ૧૨૫ ના આશરે કર્યો. તેણે પોતાનો વેધ, અને પોતાની પહેલાં થઈ ગએલાં (આશરે ૧૭૦ વર્ષ પૂર્વે) ટેમોકેરીએ કરેલો વેધ, એ બેના ઉપરથી આ શોધ કરેલો છે. તેની પછી આશરે ૩૦૦ વર્ષે ટાલમીએ સંપાતને ગતિ હોય છે, એવી વાત નિશ્ચયપુર્વક જણાવી. તેના ગ્રંથ 'સિંટાકસ' ના સાતમા ભાગમાં આ વાતનું વિવેચન છે. તે કહે છે કે હિપાર્કસના વખતથી આજ સુધી ૨૬૧ વર્ષે તારાનો ભોગ ૨° ૪૦' વધેલો છે. આ ઉપરથી ૧૦૦ વર્ષે એક અંશ એટલે વર્ષે ૩૬ વિકલા સંપાતગતિ તેણે ઠરાવેલી. ટાયકોબ્રાહી એ સંપાતની વાર્ષિક ગતિ ૫૧ વિકળા ઠરાવી હતી. અને પછી લાબાડીએ ૫૦૫ વિકળા અને ડિલાંબરે ૧૦.૧ ઠરાવેલી હતી. આપણા પ્રાચીન ગ્રંથોમાં જેવી રીતે વાર્ષિક સંપાત જુદા જુદા આપેલા છે. તેજ પ્રમાણે ઉપરની ગતિઓ પણ ભિન્ન ભિન્ન છે. આરબ લોકોમાં આલબરૂની નામે પ્રખ્યાત જ્યોતિષી થઈ ગયો તેણે ૬૬ વર્ષમાં એક અંશ એટલે દરવર્ષ આશરે ૫૫.૫ વિકલા સંપાતગતિ ઠરાવેલી છે, તે સૂર્ય સિદ્ધાન્ત સાથે ઘણી મળતી આવે છે. હાલમાં પાશ્ચાત્યોએ સંપાતગતિ ૫૦.૨ વિકલા નકકી કરેલી છે. પ્રાચીન ભારતીય ગ્રંથકારો પ્રમાણે આરબ જ્યોતિષીઓ પણ સંપાતની પૂર્વ પશ્ચિમ આંદોલન ગતિ માનતા હતા.

**અચીન ઉદ્દીન (શેખ)**:—એ 'મુલ્હીકત' અને "કિતાબ–ઉલ–અનવર" એ ગ્રંથોનો કર્તા વિજાપુરનો રહેવાસી હતો. તેના આ ગ્રંથમાં હિંદુસ્તાનના સર્વ મુસલમાન સાધુઓનાં ચરિત્રો લખેલાં છે. સુલતાન અલ્લાઉદ્દીન હસન બહામનીની કારકીર્દીમાં એ ચઢતી પામ્યો હતો.

**અચીન-ઉલ-મુલ્ક** (ખ્વાજા):—દિલ્લીના સુલતાન મહંમદ તઘલખ અને ફિરોજશાહ બારબકનો આશ્રિત એક સરદાર. એણે ઘણા ગ્રંથો લખેલા છે, તેમાં 'તરસીલ અચીન-ઉલ-મુલ્ક' મુખ્ય છે. સુલતાન અલ્લાઉદ્દીન સિકંદર સાની (૧૨૯૬-૧૩૧૬) એ મેળવેલા વિજયોનો ઇતિહાસ જેમાં છે, તે 'ફત્તેનામા' ગ્રંથ એણે લખેલો છે.

**અયુથિયા**:—સિયામનુ એક શહેર. ઉત્તર અક્ષાંશ ૧૪° ૨૧' અને પૂર્વ રેખાંશ ૧૦૦° ૩૨' ઉપર આવેલું છે. હાલ એ શહેર "કુંગ કાવો" (જુની રાજધાની) નામથી ઓળખાય છે. મૈનામ નદીથી ઘેરાયલા એક બેટ ઉપર એ પ્રસિદ્ધ શહેરનાં ખંડીયરો માલમ પડે છે. ચારસો કરતાં વધારે વર્ષો સુધી એ સિયામની રાજધાની હતી. ત્યાંના ઘણા રહેવાસીઓ તરતાં ઘરોમાં રહે છે. એ જુના શહેરના અવશેષો પ્રાચીનવસ્તુસંશોધનશાસ્ત્રની દૃષ્ટિએ બહુ મહત્વના હોવાથી ઘણા પદાર્થસંગ્રહાલયોમાં તે રાખી મુકેલા છે. ગામની બહાર હાથી પકડવાની એક પ્રાચીન જગ્યા છે, અને હાલમાં પણ તેનો તેજ કામમાં ઉપયોગ થાય છે. એ શહેર બેંકોકથી રેલ્વે માર્ગે ૪૨ માઈલ છે. અહીંથી દરવર્ષ રેલ્વેમાર્ગે અને જળમાર્ગે બેંકોક પુષ્કળ ડાંગર ચઢે છે. અને ત્યાંથી ખેતીનાં ઓજારો તથા કાપડ આવે છે. અહીં બીજો કોઇ વેપાર નથી. સિયામના આ બાદ પ્રાંતમાં એ એક મોટું શહેર છે. અહીં હાઈકમીશનર રહે છે. પૂર્વે રાજા લોકોએ ઉનાળાને માટે બાંધેલી ઈમારતોમાં હાલ સરકારી કચેરીઓ બેસે છે.

ઐતિહાસિક દૃષ્ટિએ સિયામમાં અયુથિયા જેવું બીજુ મનોરંજક સ્થાન નથી. ઐતિહાસિક અવશેષોમાં પડી ગયેલા રાજમહેલો, દેવાલયો, કિલ્લાઓ, કોટ વિગેરે પ્રાચીન વૈભવની નિશાનીઓ મળી આવે છે. શરૂઆતના યુરોપિયન પ્રવાસીઓએ પાશ્ચિમાત્ય રાષ્ટ્રોને સયામનું જ્ઞાન આ અવશેષો પરથી કરી આપીને હાલના પરદેશી વેપારનો તથા જવાઆવવાના માર્ગનો પાયો નાખી આપ્યો. બ્રહ્મી લોકોએ આ શહેર બે વખત ઉધ્વસ્ત કર્યું; એક વખત ૧૫૫૫ માં તથા બીજી વખત ૧૭૬૭ માં, બીજી સ્વારીના વખત પછી અહિંથી સયામની રાજધાની ખસેડવામાં આવી.

